"આર્યધર્મપ્રકાશ" નો વધારો.

# વેદધર્મસભાના તંત્રી રા. રા. કેશવલાલ હરિરામ ભટ્ટનું દુઃખદાયક મૃત્યુ.

લખવાને અત્યંત ખેદ થાય છે કે, વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામે સ્થાપેલી વેદધર્મસભાના તંત્રી રા. રા. કેશવલાલ હરિરામ ભટ્ટ, ગયે શુક્રવારે ૪૫ વર્ષની વયે મોરબીમાં સ્વર્ગવાસી થયા છે. વેદધર્મસભાનો એક મોટો આધાર આજે ચાલ્યો ગયો છે અને મનુષ્યઅંતઃકરણે સદ્ગુણની પૂજનીયતાનો એક આદર્શ આજે ગુમાવ્યો છે. સદ્ગુણનો અખંડ દીપ એકસરખી વિમલ જ્યોતિથી પ્રકાશી આજે લય પામ્યો છે. વ્યવહાર અને પરમાર્થનું ઐક્ય સમજી તેમનું સાદું અને સરલ જીવન નિરંતર એક નિશ્ચિત માર્ગે વહી આજે લય પામ્યું છે. કોઈ પણ જાતની મહેચ્છા કે કીર્તિલોભ વિના કેવળ ઈશ્વરપરાયણ રહી ૨૩ વર્ષપર્યંત એકનિષ્ઠા અને પ્રમાણિકપણાથી કામ કરતા તેમણે આજે વેદધર્મસભાને તથા સભા તરફથી ચાલતી પાઠશાળાને ઘણી સારી સ્થિતિમાં મૂક્યાં છે, તથા લોકોપયોગી ધર્મનાં પુસ્તકો છપાવી સભાના ફંડમાં સારો વધારો કર્યો છે. વેદધર્મસભાની ઉન્નતિને અર્થે તેમણે પોતાના આખા જીવનનો ભોગ આપ્યો હતો. તો પણ સામાન્ય રીતે વેદધર્મનો ઉત્કર્ષ એ તેમનું દૃષ્ટિબિંદુ હતું. દેશદાઝ, પવિત્રતા પર પ્રીતિ, અને કર્તવ્યનિષ્ઠા એ તેમના આખા જીવનમાં એકરૂપે પ્રકાશી આજે અસ્ત થયાં છે. તેમના મરણથી આજે મુંબઈ ઇલાકાએ એક સ્વધર્માભિમાની લેખક ખોયો છે. ભરતખંડમાં તેમજ આખા જગતની દૃષ્ટિમર્યાદામાંથી, એક ગુપ્ત પણ નિરંતર સદ્ગુણના એકસરખા તેજે પ્રકાશી રહેલું ઉમદા રત્ન હમેશાંને માટે ચાલ્યું ગયું છે. આવા એક પવિત્ર અંતઃકરણનું જીવન અમે અમારા આવતા અંકમાં આપીશું. ઈશ્વર તેને અખંડ શાન્તિ આપો!

પ્રભુરામ જીવનરામ વૈદ્ય.

ડા. દ્વારકાદાસ ધરમશી.

"સાક્ષર સહાયક પ્રજાપ્રબોધક" પ્રિન્ટિંગ પ્રેસ—મુંબઈ

રાખવાની વાત છે. ઘણા લોકો વિચાર્યાવિના કહે છે કે નમ્રતાજ સઘળી વાતમાં નખોદ વાળે છે, પરંતુ એમ કહેનારા નમ્રતાનો કાંતો ખરો અર્થ સમજતા નહિ હોય અથવા તો નમ્રતાનો ઉપયોગ કરી નહિ જાણતા હોય. નમ્રતાવાળા થવું એટલે મૂઢ મૂર્ખ આળસુ કે બાયલા બની જવું એવો કાંઈ અર્થ નથી. એવા દુર્ગુણો તો નમ્રતાનો નાશ કરનારા છે. નમ્રતામાં સમય જાણનાર થવું જોઇએ, વિદ્વાન્ થવું જોઈએ, ઉત્સાહી થવું જોઈએ અને પરાક્રમી થવું જોઇએ. તેવા ગુણો નમ્રતાને સોનું હીરાને શોભાવે તેમ શોભાવે છે. અમારી તો આર્યપ્રજાનાં બાલકો પ્રત્યે એવી પ્રાર્થના છે કે તેમણે આસપાસના હલકા કે નઠારા અથવા પોતાનાં કુલ-જાતિને યોગ્ય ન હોય એવા પ્રસંગમાં આવીને જરા પણ ઉદ્ધત થવું નહિ. પરંતુ જેમ મર્યાદા સચવાય, ધર્મ સચવાય અને સુખ સંપાદન થાય તેમ નમ્રતાવાળા થવું. નમ્રતાથી જે કાંઇ સધાય છે તેના પ્રમાણમાં ઉદ્ધતાથી હજાર ગણી હાનિ થાય છે; માટે સરલ અને શાંતપણાથી માણસે નરમ રહેવું જોઇએ.

સ્ત્રીએ પોતાના પતિને મન-વચન-કર્મથી અનુકૂલ રહી સેવા કરતાં સર્વ કુટુંબમાં સંપ રાખવો, વિનય-વિવેકથી જ્યાં જેમ ઘટે તેમ હિત અને પ્રિય વચન બોલવું, યોગ્ય વ્યવહારમાં કોઇનું પણ અંતઃકરણ કચવાવવું નહિ. જેમ તેમ અમર્યાદથી બેસવું નહિ, જેને જેટલું માન ઘટે તેટલું આપવું અને કોઇ પણ પ્રકારની વેશ-વાણીમાં તોછડાઇ ન રાખતાં સદ્વર્તન રાખવું તે નમ્રતા છે. પુત્રે માતાપિતાની આજ્ઞા માની તેની સેવા કરવી, બોલાવે ત્યારે નીચે સ્વરે માનપૂર્વક જવાબ દેવો, શિખામણ દે તે હિતરૂપ જાણી હૃદયમાં રાખવી, વ્યવહારમાં કુશળ રહેવું, વસ્ત્ર સાદાં અને શક્તિ પ્રમાણે પહેરવાં, પ્રિય વચનથી સર્વને સંતોષ આપવો અને સંગ સારો રાખી સર્વ કુલજાતિ વગેરેના ધર્મ સચવાય તેમ વર્તવું તે નમ્રતા છે. ચાકરે ધણીની એક મનથી સેવા કરવી, જે જોઈએ તે તેને હાજર કરવું, તેની ઇચ્છાપ્રમાણે સઘળું તૈયાર રાખવું, બોલાવે ત્યારે ધીરેથી ઉત્તર આપવો, તેનાપર પૂર્ણ ભાવ રાખવો અને તેની આગળ મર્યાદાથી બેસવું ઉઠવું તે નમ્રતા છે. નોખાં નોખાં મનુષ્યોમાટે ન બોલતાં સર્વનેમાટે એકસરખી રીતે બોલિયે તો જેમ સર્વને સંતોષ ઉપજે તેમ બોલવું, શરીરનો વેશ પ્રૌઢ અને આછકડો ન હોય તેવો સાદો રાખવો, ગુરુજન-પ્રત્યે ભક્તિથી, સમાનપ્રત્યે મિત્રતાથી અને કનિષ્ઠપ્રત્યે વત્સલભાવથી વર્તવું, કોઈ પણ પ્રસંગે કોઇ પણ વર્તનમાં આડાઇ કે તેડાઇ ન આવવા દેવી અને

ટુકામાં બોલિયે તો સ્વચ્છંદ નહિ થઈ જતાં સર્વ પ્રકારે સદ્વર્તન રાખવું એ નમ્રતા છે. એ સર્વ નમ્રતા છે એમ કહી દેવાનો ભાવ એ છે કે નમ્રતાને અંગે એ રીતે હોવું જોઇએ અને એ રીતે હોય ત્યાં નમ્રતા પણ હોય. નમ્રતા શબ્દમાં "નમવાપણું" એટલો અર્થ થાય છે પણ તેમાં ઘણી ગંભીરતા સમાયેલી છે, એટલે સર્વ પ્રકારનું સદ્વર્તન હોય ત્યાં નમ્રતા આવે અને નમ્રતા હોય ત્યાં સદ્વર્તન હોય એમ કહિયે તો અઘટિત નથી. પણ જ્યારે મન-વાણી-ક્રિયામાં કોઈ પણ જાતનો દુર્ગુણ કે ઉદ્ધતા અથવા અસદ્વર્તન ન હોય અને સુસ્વભાવ હોય ત્યારે તેવું થવાય છે માટે કલ્યાણની ઇચ્છાવાળા માણસે દુર્ગુણ ઉદ્ધતા અથવા અસદ્વર્તનનો ત્યાગ કરી સુસ્વભાવવાળા થવું જોઈએ.

એવા થઇને જે નમ્રતાવાળા થાય છે તેનો ધર્મ સચવાય છે, લાજ સચવાય છે, સમય સચવાય છે, ધારેલું શુભ કાર્ય થાય છે, યશ વધે છે, ધન વિદ્યા અને ચતુરતા લેખે લાગે છે, ગરીબાઇ શોભી નીકળે છે, શ્રીમંતાઇ યોગ્યતા પામે છે, દેવતાઓની પ્રીતિ મેળવાય છે અને ટુંકામાં કહિયે તો જન્મ-જીવિત સફલ કરાય છે. માટે કોઇએ પણ નમ્રતાને-રીસાવા દેવી નહિ. પ્રયત્નથી કશું ન થઇ શકે તેમ નથી તેમ નમ્રતા રાખવી એ કાંઈ પરાધીન વાત પણ નથી. પોતાની સ્વતંત્ર વાતમાં પણ જે અસાવધાન રહે તેનાથી બીજું કોણ હીનભાગ્ય હોય ? પરમેશ્વર સર્વને સુમતિ આપો.

---

## ધન અને આરોગ્યતાવિષે સંવાદ.

એક દિવસ કોય ભવ્યનગરની બહાર એક સુંદર સરોવરના તીર ઉપરની ઝાડની ઝાડીમાં આવેલા શિવાલયની આગળના કઠોડામાં બે મિત્રો બેઠા બેઠા વાતો કરતા હતા. એકનું નામ નિર્ધનલાલ હતું અને બીજાનું નામ રોગીદાસ હતું. વાત ઉપર વાત કરતાં કરતાં લક્ષ્મી (ધન) અને આરોગ્યતા ઉપર ઉખળી પડચા.

રોગીદાસ—તમે જ્યારે ને ત્યારે ધનનાંજ વખાણ કરોછો તે વાતને હું મળતો આવતો નથી. ખાવાપીવાનું તો પરમેશ્વર સહુને આપી રહે છે તો પછી ધનનાં ગીત ગાવામાં શું ફલ છે ? એના સુખ કરતાં તો આરોગ્યતાનું સુખ લાખ વાતે સારૂં છે.

નિર્ધનલાલ—તમે એ વિષયમાં જાણતા નથી એટલે એમ કહોછો. પણ ધન જેવી સારી વસ્તુ તો આખા જગતમાં કોઇ બીજી નથી: લોકો

પરમેશ્વરને વીસરી જઈને ધનના દર્શનમાટે ઇચ્છા રાખે છે તે કાંઈ અમથા નહિ રાખતા હોય. તમે આરોગ્યતાનું વાજું વગાડોછો પણ ધન વગર આરોગ્યતામાં ક્યાં સુખ છે? આરોગ્યતાને સફલ કરનારૂંજ ધન છે.

રોગીદાસ—હું એ વિષયમાં નથી જાણતો એમ તમારૂં કહેવું ભૂલભરેલું છે, પણ તમે જાણોછો તેમાં અને હું જાણુંછું તેમાં ફેર છે ખરો. મને તો લાગે છે કે ધન નિરૂપયોગી વસ્તુ નથી, તોપણ અંધાપો આપનારી એના જેવી વસ્તુ બીજી કોય નથી. તેમ છતાં ઉપરથી મોહ પામીને જેઓ પરમેશ્વરને વીસરી તેની માળા ફેરવે છે તે તો હીરાને મેલીને કાચને સેવે છે. આરોગ્યતા આગળ એ ધનનું કશું મૂલ્ય નથી. તેને ઉપયોગીપણામાં આરોગ્યતાજ મેલે છે અને તે ન હોયતો પણ તેના વિના આરોગ્યાતાવાળો આનંદ ભોગવે છે.

નિર્ધનલાલ—મારાથી તો એમ કહી શકાય નહિ. ધન હોય તો માણસ મોટું માન મેળવેછે, જ્યાં જાય ત્યાં માર્ગ મેળવેછે, નાના પ્રકારનાં વસ્ત્રાલંકાર ખરીદે છે, ભારે ભારે ભુવનો ચણાવે છે અને ગાડી ઘોડા દોડાવે છે એ એનો કેટલો બધો ગુણ છે? ધન ન હોય તો લોકો જેતે વાતમાં અપમાન કરે, કોઇ સામું પણ જુવે નહિ, પરાધીનતા ભોગવવી પડે, અલંકાર તો ક્યાંથી હોય પણ જાડાં-પાતળાં કે મેલાં લુગડાં પણ માંડ સાંપડે, ચોમાસામાં પાણી ચુવે એવા છાપરામાં વસવું પડે અને ક્યાંઈ દૂર જવું હોય તો પગે ચાલીને થાક ચડિ આવે, તેમ છતાં તમે તેનો કેમ અનાદર કરો છે' આરોગ્યતામાં તો હું એવા ગુણ દેખતો નથી, તેથી તે નિરર્થક જેવી છે.

રોગીદાસ—તમારા માનવામાં ઘણી ભૂલ છે. ધન મેળવવામાં દુઃખ, સાચવવામાં દુઃખ અને વપરાઈ જાય તોપણ દુઃખ થાય છે. તે કદિ ન ગણિયે તોપણ એનાથી જે મોટા મોટા અનર્થો થાય છે તેનો વિચાર કરતાં તેના સાધારણ ગુણો તો કશા લેખામાં નથી. ધનથી આંખે અંધાપો આવે છે, કાને સંભળાતું નથી, સારૂં-નરતું સમજાતું નથી, અભિમાન વધી જાય છે, નમ્રતા નાસી જાય છે, આછકડાઇ આવી જાય છે, અને નાચ—તમાસા જેવા નકામા માર્ગમાં આયુષ્ય નીકળી જાય છે તથા ધનનો ઉપયોગ પણ તેમાંજ થાય છે. સદાચાર કે નીતિનિયમને તો ધન સાંભરવાજ દેતું નથી. ધનવગરના માણસો તો આંખે દેખે છે, કાને સાંભળે છે, સારૂં-નરતું સમજે છે, અભિમાન રાખતા નથી, નરમ થઈને રહે છે, સાદાઇ સાચવે છે, અને પોતાનું આયુષ્ય પુણ્યમાં કે પરમાર્થમાં ગાળે છે ને જે પૈસા પાસે હોય તોપણ તે તેનેજ સારે

માર્ગે વાપરે છે. નીતિનિયમને માર્ગેથી તેઓ જરા પણ ખસતા નથી. આરોગ્યતાની સફલતા ધન ઉપર આધાર રાખતીજ નથી. એ તો ઝાંઝવાના પાણી જેવા ખોટા સુખની તૃષ્ણાવાળાનેજ તેમ લાગે. મને તો એમ લાગે છે કે ધનના મદથી મદી ગયેલાનીજ આરોગ્યતા નિરર્થક થાય છે. અને એવાઓને આરોગ્યતાના ગુણની ખબર ન પડે એટલે તેઓ ગુણ ન દેખે એમાં આશ્ચર્ય નથી. પણ ભાઇ, એના ગુણનો તો પારજ નથી.

નિર્ધનલાલ– તમે ધનના અવગુણ ગાઓ છો તે મારે ગળે ઉતરતા નથી. ધન તો પ્રાણી માત્રની આરોગ્યતાનું મૂળ છે અને એટલામાટેજ તે બહિશ્ચર પ્રાણ જેવું ગણાય છે. મોટી મોટી ધર્મશાળાઓ, પ્રજાના સુખનાં બાંધકામો, અને કીર્તિ વધારનારાં કામો ધનવિના થતાંજ નથી. મોટા મોટા વિદ્વાનો પણ ધનવાનને ઘેર ધક્કા ખાય છે તે તો તમે પણ જાણતા હશો. ધનવગરના લોકો દેખે, સાંભળે, સારૂં-નરતું સમજે, સરલ સ્વભાવના થાય, એ શા કામનું ? અને એની પાસે હોય પણ શું કે તે ધર્માર્થે વાપરે ? એવાનો તો આરોગ્યતા પણ શા કામની ? જે પ્રકારના દોષો તમે ધન મળવાથી થાય છે એમ કહો છો તેજ પ્રકારના દોષો આરોગ્યતાવાળાને પણ યુવાવસ્થામાં થાય છે. આંખે અંધ થાય, કાને બહેરો થાય, સારૂં-નરતું ભુલી જાય અને ઉદ્ધત થઇ જાય. એ બધું થાય તેમ છતાં તમે એક ધનનાજ દોષો ઉપર ઉતરોછે!! ધનનો જે દોષ છે તે એવા લોકોના અવિવેકનેલીધેજ થયેલો છે. બાકી ધન તો બિચારૂં નિર્દોષ દેખાય છે.

રોગીદાસ– તમે કહો છો તેમ આરોગ્યતાનું મૂલ ધન નથી પણ ધનનું મૂલ આરોગ્યતા છે. શરીર નિરોગી હોય તો ધનનેમાટે ઉદ્યમ થાય છે અને તેનો સુમાર્ગે લાભ લઈ શકાય છે. પરંતુ લેશમાત્ર પણ શરીરમાં રોગ આવે તો ઉત્સાહ ભાંગી જાય છે, કમાવામાં મન લાગતું નથી, પોતે મેળવેલું હોય કે બીજાએ મેળવી આપેલ હોય તે પણ પ્રીતિ ઉપજાવતું નથી, તે ધનથી થતા સ્ત્રી-પુત્રાદિક પદાર્થો, ભારે ભારે ભોગો, અને રાગરંગ સર્વ એવી સ્થિતિમાં ઝેર-જેવાં લાગે છે. નાના પ્રકારના હાનિ-લાભના વિચારોથી અને અનેક પ્રકારના અસાધ્ય રોગોથી પીડાતા ધનવાળાને પ્રાણની પેઠે સાચવેલું ધન તલ માત્ર પણ શાંતિ ઉપજાવતું નથી. એવા સમયમાં તો હલકી સ્થિતિના ગરીબને તે સુખીઓ ગણે છે. વિચારો કે હવે આરોગ્યતા સારી કે ધન સારૂં ? ધનને પ્રાણ જેવું માનનારા કાંઇ વિદ્વાન્ હોતા નથી. વ્યવહારમાં તેનો ઉપયોગ છે તેથી

તેને આણુના જેવું ગણી કાઢયું તેથી શું થયું ? ધનથી રહિત થયેલા આણસો ઘણાય જીવે છે પણ આરોગ્યતાથી રહિત થયેલા જીવતા નથી. વિદ્વાનો જે ધનિકને ઘેર ધક્કા ખાય છે તે તો ધનિકના ભલામાટે ખાય છે, અને એમાં તો વિદ્વાનોની મહત્તા સમાયેલી છે. વિવેકના બલથી ધન વિનાના લોકો જે આપે છે તે ધનિક લોકોથી ભાગ્યેજ અપાય છે. ધનવાનની અનારોગ્યતા કરતાં ગરીબની આરોગ્યતા વખાણવા યોગ્ય છે. જે કાંઈ સુખ છે તે આરોગ્યતામાં છે. આરોગ્યતા ન હોય તો ધનને શું કરવું છે ? બોલવું-ચાલવું, ખાવું-પીવું, રમવું જમવું, વિદ્યાનો સ્વાદ લેવો, ઉત્સવમાં ભાગ લેવો, તીર્થાટન કરવું, અને બીજી જે કાંઇ શારિરિક કે માનસિક ક્રિયા થાય છે તે સંબંધી સુખનો આધાર આરોગ્યતા ઉપર છે. રોગનો ભોગ થઇને મરી જાય કે ખાટલામાં પડયા પિડાયા કરે એવા માણસો ધનનો શો ઉપયોગ કરે અને તેનાથી તેને શું સુખ ઉપજે ? બાકી વગર હિસાબે વણશાઇ જાય તો ખરૂં. ધનથી અને તેથી થતા વૈભવોથી જો સુખ દેખાતું હોય તો તેનો હેતુ કેવળ આરોગ્યતાજ છે. આરોગ્યતાના આનંદનાં કિરણો ધન ઉપર અને તેથી થતા વૈભવ ઉપર પડીને પાછાં અંતઃકરણપ્રત્યે આવે છે તેથી સામા પદાર્થો સુખરૂપ ભાસે છે, પણ ખરો સુખરૂપ તો આરોગ્યતાજ છે. તડકો, ટાઢ, વરસાદ અને બીજાં બહારનાં દુઃખો આરોગ્યતાવાળાને બહુ પીડતાં નથી. મહા વિપત્તિમાં પણ આરોગ્યતાવાળો ધારણારૂપ શસ્ત્ર ધારીને એકલો આનંદથી ઉભો રહે છે. જરા પણ કાયર થતો નથી. કહો જોઇએ તમારી ધનની સત્તા એની આગળ કયા હિસાબમાં છે ? આરોગ્યતાને લઈને યુવાવસ્થામાં જે દોષો આવે છે તેને હું સ્વીકારૂં છું, પણ ધનવાન્‌માં જેવા દોષો એ અવસ્થામાં આવે છે તેવા ધનવગરનાને નથી આવતા. વળી યુવાવસ્થામાં ધન અને અધિકાર સાથેઅથવા એક પછી એક મળે તોજ તેનો નિશો વધારે ચડે છે. ધનવગરના તો બિચારા. ચમકી ચમકીને પોતાની ગરીબાઈને લાંછન ન લાગે તેનેમાટે સભાળથી ચાલે છે. ધનિકને કે અધિકારીને તો પોતાની સત્તાનું જોર હોય છે તેથી તેને બહુ બીક રહેતી નથી એટલે જેટલી ઉદ્ધતા ન આવે તેટલી થોડી. મને તો લાગે છે કે જ્યાં ત્યાં કજિયા કરાવે છે, અને અનર્થ કરાવે છે તે ધનજ કરાવે છે. આરોગ્યતા તો બિચારી પરાધીન છે તેથી જેવા કામમાં જોડો તેવામાં જોડાય, તેમાં તે બિચારીનો દોષ નથી પણ ધનનોજ દોષ છે.

નિર્ધનલાલ—તમે ગમેતેમ કહો, પણ ધનથી જેજે સાધન સજી શકાય

છે. તે નિરવધિ છે. લેશ માત્ર શરીરમાં કસર થઇ આવે તો મોટા પલંગ કે ઢોલિયાપર મશરૂના ગાદલા માથે ચડીને સુખેથી સુઇ રહેવાય, સુગંધવાળા ઉંચા ગુલાબજલનાં પોતાં માથાપર વારંવાર મેલાય અને ચારે કોરથી સગાં-સંબંધી તથા નોકરો હાજરને હાજર રહી મોઢામાંથી જે બોલ પડે તે ઝીલી લઈ તે પ્રમાણે કરી આપે. ધન ન હોય તો ચાકર પણ કયાંથી હોય અને સગાં-સંબંધી પણ તેવાને ત્યાં શામાટે જાય ? ગરીબ માણસ બહુ માંદો હોય તો પણ તેની કોય સંભાળ લે નહિ, તેથી તે બિચારો એકલો જેવી તેવી જગ્યામાં પડયો સડયા કરે.

રોગીદાસ—ધનવાળાને ત્યાં જે માણસો અને સગાં-સંબંધિઓ ઉભાં રહે છે તે ખરૂં; પણ તેથી કાંઈ તેને સુખ થઈ જતું નથી. વળી સહુ કોય સ્વાર્થનેમાટે ધનિકનો આશ્રય કરે છે. પરમાર્થનેમાટે કોય તેનો આશ્રય કરતું નથી. માંદા થઈને સુઇ રહેવું એ સુખનું સુવું તો તમારા જેવાજ માને. ખરૂં સુખનું સુવું તો આરોગ્યતાનુંજ છે. પલંગપર પડેલો અનારોગ્ય ધનિક માણસ દેખવા માત્ર સુતો હોય પરંતુ તેને નિદ્રાના સુખનો ભાગ્યેજ અનુભવ થતો હશે અને નિરોગી માણસ તો ધસઘસાટ ઉંધી જઇને સમાધિજેવી આનંદવાળી દશાને અનુભવે છે, એનું નામ તે ખરૂં સુવું સમજવું. અનારોગ્યતાથી સુઇ રહેવું એ તો માત્ર દુઃખનું સુવુંજ છે. ગમે તેવા જંગલમાં ખડબચડી જગ્યા ઉપર સાધારણ ઝાડને ઓથે પડેલો માણસ જે સુખમાં સુવાનો અનુભવ કરે છે તે અનુભવ અનારોગ્ય સ્થિતિવાળા ધનિકને શી રીતે થાય ? ઝાઝું શું કહેવું ? પણ આરોગ્ય સ્થિતિમાં પણ બિચારા શ્રીમંતને તેના જેવું સુખ નથી હોતું તો અનારોગ્ય સ્થિતિમાં તો કયાંથીજ હોય ? ભાઇ ! વૈભવસંબંધી મનાતાં સુખ તો ઝાંઝવાના પાણીની પેઠે દેખવામાત્રજ છે અને ઉલટાં આરોગ્યતાને પણ બગાડી દે છે. તમે તપાસી જોશો તો ધનવાન્ લોકો ઘણું કરી વધારે આરોગ્ય નથી હોતા, પણ નિર્ધન કે જે ઉદ્યમ કરીને પોતાના નિર્વાહ જેટલું કમાઇ લાવે છે તેવા લોકો ઘણું કરી વધારે આરોગ્ય હોય છે. એવા આરોગ્ય માણસો બીજાઓને તનમનથી સહાય આપવામાં તત્પર રહે છે. ધનવાન્ હોય તેનાથી ગરીબના જેવી ચાકરી કરવામાં બીજાને સહાયતા થતી નથી. કદાચિત્ કોઇ નિર્ધન માંદો પડે તો તેનાં સ્નેહી-સંબંધીઓ કશા પણ સ્વાર્થવિના પ્રેમથી તેને સહાયતા આપેછે. ધનિકનેજ સ્નેહી-સંબંધી હોય એવો કાંઇ નિશ્ચય નથી. ધનિકની પેઠે ગરીબને પણ ગરીબના પ્રમાણમાં સ્નેહી-સંબંધી હોય છે. બાકી

સુખ-દુઃખની વાત તો દૈવાધીન છે. એમાં શ્રીમંત ને ગરીબ સર્વે સમાન છે. ઘણીવાર અશક્ત કે અસાધ્ય સ્થિતિમાં ધનવંતો પણ બિચારા ગરીબની પેઠે એકલાજ સડયા કરે છે. બીજાનું દુઃખ કોઇથી લેવાતું નથી અને આખો દિવસ કામ ધંધો મેલીને કોઇથી બેસી પણ રહેવાતું નથી.

નિર્ધનલાલ– તમે કહોછો ખરા, પણ ધનનું તો તેજજ કાંઈક ચમત્કારિક છે. વગરકારણે પણ સામા મળતા લોકો ધનિકને નમીને નમસ્કાર કરે છે કે સલામ ભરે છે. આરોગ્યાવાળાની સામું પણ કોણ જુવે છે? ધનનું માન છે એટલું બીજી એકે વસ્તુનું માન નથી. રૂપ પણ ધનવાનનેજ વરેછે. રૂપવંતી સ્રીઓથી અને પ્રજાથી ધનવંતનું ઘર ઝળકી ઉઠે છે. ગરમ પોશાક પહેરાવીને પારણામાં પોઢાડવામાં આવતાં બાળકને જે લાડ લડાવાય છે તેનો અનુભવ ગરીબનાં બાળકોને કયાંથી હોય? તેઓ તો બિચારાં ધૂળમાં અને ગારામાં ઉછ-રીને મોટાં થાય છે. ધનવંતનાં બાળકો ઘોડિયામાંથી વરી જાય છે તે પ્રમાણે ગરીબનાં વરતાં નથી. બાળકોના વિવાહમાં કે માતાપિતાના કાર્યમાં મોટા વરા કરીને વાહવાહ કહેવરાવવાનો સમય ધનવાનનેજ આવે છે. ગમે તેવા આરોગ્ય ગરીબથી શું થવાનું છે? એ તો ધનવાનને ઘેર ખરચ થતું હોય તો પેટ ભરીને ખાઈ જાણે.

રોગીદાસ– તમે ધનવંતનું તેજ વખાણો છો, પણ વિદ્યાના કે અધિકારના તેજ આગળ તે કાંઇ નથી; બાકી લોક નમે છે તે તો કેટલાક સ્વાર્થમાટે અને તેનાથી પરાભવ ન પમાય તેનેમાટે નમે છે. એના તેજથી અંજાઈ જઇને નમતા નથી. ઉપર ઉપરથી કદી એમ લાગે કે ધનિકને લોકો નમે છે પણ એવા પણ દાખલાઓ મેં જોયા છે કે ઘણા ધનવંતો આરોગ્યતાવાળાને કોઇ ન જાણે તેમ નમે છે. સમર્થનું કામ હોય ત્યાં આરોગ્યતાવાળા બલવાન્ ગરીબોનોજ ધનવંતને ખપ પડે છે. એના ધનની અને શરીરાદિકની રક્ષા ગરીબ આરોગ્ય-તાવાળાથીજ થાય છે. વળી મેં એવા ઘણા દીઠા છે કે બે હાથનાં બોર પણ તેનાં કોય ન ખાય, એટલે ધનવાનજ રૂપવંત હોય એ નિશ્ચય ખોટો છે. એના કરતાં બીજા ઘણા સદાચારી આરોગ્ય માણસો નિર્ધન સ્થિતિમાં છતાં રૂપવાન્ હોય છે. પ્રજાનું પણ તેજ પ્રમાણે સમજી લેવું. રાત દિવસ ઘરમાં ને ઘરમાં ઘલાઇ રહેવાથી ધનવંતનાં સ્રીઓ અને બાળકો પીળાં પડી જાય છે, ખાધું પચતું નથી, અને રોજ રોજ તેનેમાટે દાક્તરો કે વૈદોને બોલાવવા પડે છે. આરોગ્યતાવાળા પોતે હૃષ્ટ પુષ્ટ હોય છે અને તેની સ્રીઓ અને પ્રજાઓ પણ તેવાંજ હોય છે.

ગરીબ લોકોનાં બૈરા છોકરાં ઘાસ-લાકડાંના ભારા ધમધમાવી ઉપાડી લાવે છે તે પ્રતાપ આરોગ્યતાનો છે. ગરીબને આરોગ્યતા છે તેજ લક્ષ્મીરૂપ છે, અને તેથી તેઓ બહુ આનંદમાં દિવસો ગાળે છે. ધૂળમાં અને ગારામાં જ્યાં ત્યાં ઉઘાડાં પડયાં રહેતાં આરોગ્યતાવાળાનાં બાળકો જે સુખ માને છે અને જેવી શોભા આપે છે તે, ઢાંકી ઢુબીને પારણામાં પોઢાડેલાં શ્રીમંતનાં બાળકોના માણવાથી અને શોભાથી ચડે છે. કામકાજમાં, શરીરની શક્તિમાં અને ભણવા ગણવામાં શ્રીમંતનાં બાળકો કરતાં આરોગ્યતાવાળાનાં બાળકો ચડે છે. ધનવાનનાં બાળકો વેલાં વરી જાય એ તો દુઃખની વાત છે, કેમકે વખતે તેથી હીણવરૂં થાય છે. મોટી ઉમરે વરીને વિવાહ થયા હોય તેવી પ્રજાની આરોગ્યતા વિશેષ જળવાયછે. ખાઈ ખવરાવીને વાહવાહ કહેવરાવવું એ તો ગરીબને પણ ગરીબના પ્રમાણમાં હોય છે. આરોગ્યતાવાળા ખાઈ શકે એ તો એના સુખનું ચિન્હ છે. ધનવાનને કોય ના કહેતું નથી, પણ તેવી શક્તિ કાંઇ આરોગ્ય આણસ પાસેથી ઉછીની લેવાતી નથી. કેટલાક તો બિચારા વલખી વલખીને થાકી જાય તોપણ પ્રજાનું મુખ પણ દેખતા નથી. પણ આરોગ્યતાવાળા નિર્ધનને એવિશે ચિંતાજ રહેતી નથી.

નિર્ધનલાલ—પશુની પેઠે પ્રજાનો વધારો થઇ પડે એ કાંઇ વખાણવા યોગ્ય વાત નથી. એ તો ઉલટી શરમની વાત છે અને વળી તેના ભરણપોષણમાટે આરોગ્યતાવાળાને બિચારાને વધારે રખડવું પડે છે.

રોગીદાસ—સાવ પ્રજા નજ થાય કે થઇ થઇને રામચરણ પહોચતી જાય એ કરતાં વધારે પ્રજા થઈને આરોગ્ય રહે એજ વાત સારી છે. તેથી વિપરિત અનુભવ કરનારા ધનિકોને તો તેથી ખેદ કરવાનો છે. જેને પરમેશ્વરે આરોગ્યતા આપી છે તે રખડીને સ્ત્રી-પ્રજાનું રક્ષણ કરવામાં બહુ સુખ માને છે અને પરમેશ્વર તેને તેના પ્રમાણમાં ગમે ત્યાંથી અન્ન અપાવે છે.

નિર્ધનલાલ— તમે ભલે ગમે તેમ બીજી વાત કરો, પણ ધનથી જે કાંઇ સંપાદન થાય તે આરોગ્યતાથી થાય નહિ. કુલવાન્ થવાય છે, ધર્મ સચવાય તેવાં સાધનો સધાય છે, અને કોઇની ઉપર હાથ રખાય છે, એ ધનવાનથીજ બને છે.

રોગીદાસ—ધનથી કુલવાન્ બનવા કરતાં સદાચારથી અને સરલતાદિક ગુણથી કુલવાન્ બનવું તેજ ખરૂં કુલવાનપણું છે. ધર્મ સાચવવાનાં સાધનો ધનવાન્થી સધાય તે ખરૂં હશે, પરંતુ ઘણો ભાગ તો ધર્મવિષયમાં પ્રીતિમાનજ હોતો નથી. જ્યાં જોશો ત્યાં નાસ્તિકતા દેખાશે. અને કદી કોઇ કાંઇ

દેખાવ કરે તો તે માત્ર લોકલાજનેમાટેજ. આરોગ્યતાવાળો ગરીબ ગમે તે સ્થિતિમાં ધર્મ સાચવી શકે છે, કેમકે ધનિક કરતાં પાપથી,તે વધારે બિહે છે તથા ઈશ્વર ઉપર તેને આસ્થા હોય છે. કોઈ ઉપર હાથ રાખવો એ પણ આરોગ્યતાવાળો કાંઈ ઓછો રાખતો નથી. ધનવાળો માત્ર ધનજ આપે તો આરોગ્યતાવાળો પોતાનું શરીર આપવામાં પણ પાછળ નથી પડતો. કહો જોઇએ તમારા ધનિકથી તે થવાનું છે ? દેશના ઉદયનું કહેતા હો નો તે પણ એવા ધર્માચરણી આરોગ્યતાવાળા લોકોથીજ થવાનો છે કે જેમાં વિદ્યા છે તે મુખ્ય સહાયભૂત છે. મને તો એમ લાગે છે કે ધન તે ધન નથી પણ વિદ્યા અને અંગે આરોગ્યતા એજ ઉત્તમ ધન છે, કે જે સર્વ પ્રકારના ઉદયમાં નિરંતર સહાય થાય છે. એનાવિના શું ધનનાં બટકાં ભરાય ? નિર્ધન કે ગરીબને આરોગ્યતા છે તેજ સુખરૂપ છે અને જે દેશમાં આરોગ્યતા વિશેષ હોય તે દેશ સર્વ પ્રકારનો ઉદય ભોગવે છે.

નિર્ધનલાલ–નાના પ્રકારના ધાતુનાં ભસ્મો, ચંદ્રોદયાદિક ઉત્તમ રસો, મોતી અને માણિકયની ભસ્મો, કસ્તુરી અને અમ્બર વિગેરે મોંઘી વસ્તુઓ; અને આમળાં વગેરેના મુરબ્બાઓ, ધનિક વગર કોણ ખાઇ શકે ? એવી બનાવટ કરનારાઓને તે તે પદાર્થોની કીંમત અને ડાક્તરો તથા વૈદ્યોની મોટી મોટી ફી શું ગરીબોથી ભરી શકાશે ?

રોગીદાસ–વળી તમે ભૂલી ગયા. મારૂં કહેવું એમ છે કે આરોગ્યતાવાળાને તેવા પદાર્થોની કીમ્મત કે વૈદ ડાક્તરોની ફી ખરચવી પડતી નથી. એ બોજો તો કેવળ ધનિક લોકોનેજ માથે છે. કદી કોયને તેનો જરૂર પડી તો ગરીબોનાં દવાખાનાં અને ધર્માર્થે ઔષધ આપનારા વૈદ્યડાક્તરો પણ જાગ્રત્ છે. એટલુંજ નહિ પણ તે શિવાય ગરીબોને તો સુઠ-પીપર-મરી કે કરિયાતુ-કાકચિયા જેવાં સાધારણ ઓસડો પણ કામ પડયે તમે કહેલી કીમતી વસ્તુઓની ગરજ સારે છે એ શું તમે નથી જાણતા ? કોઇને ઘેર જમવા જનાર પરોણાને રસોડામાં રોટલાના ટપાકા બોલતા હોય કે ન બોલતા હોય તેની સાથે સંબધ નથી, માત્ર ભૂખ મટવા સાથે કે પેટ ભરવા સાથે સંબંધ છે. રોગ થાયજ નહિ અને થાય તો હલકાં ઓસડોથી મટી જાય તો પછી ધનની કે તેથી મેળવાતી કીમ્મતવાળાં વસ્તુઓની અધિકતા શું રહી ?

નિર્ધનલાલ–ભાઈ, એ વાત જવા દઇએ તોપણ ધનવાનના સુખની તો સીમાજ નથી. સોના-રૂપાનાં નકસીદાર વાસણો, બિલોરી કાચના સામાનો,

અને કાંચ ખુરશી તથા કબાટોથી શણગારેલાં દિવાનખાનામાં મખ્મલના ગાલીચાપર ગાદી-તકિયા પાથરી ગાલમસુરિયાના ટેકા દઇને લોકો સુતા હોય તે સમયે થતી શોભાનો અને આનંદનો અનુભવ તમે કર્યો હોય તો સમજો. જે જોઇએ તે સુશોભિત પાત્રોમાં હાજર રહેલાં માણસો વગર માગ્યે લાવી આપે છે. માંદા થઇને પણ એવા સુખનો અનુભવ કોઇ ભાગ્યશાળીના ભાગ્યમાંજ હોય છે.

રોગીદાસ—વળી તમે ભૂલી ગયા. ગમે તેટલો વૈભવ ઉભરાઇ જતો હોય તથાપિ તે આધિવ્યાધિને દૂર કરતો નથી. ગમે તો સાદડીપર બેસતો કે ત્રાંબાપીતળનાં કે માટીનાં વાસણથી પાણી પીતો હોય તોપણ અતિ આરોગ્ય માણસ માટીના ઘરમાં કે જંગલમાં જે સુખનો અનુભવ કરે છે તે આરોગ્ય રહિત ધનવંતને સ્વપ્નમાં પણ હોવું સંભવતું નથી. ધન-વૈભવ હોય તો અનારોગ્યતા પણ પ્રિય લાગે એવા તો તમે એકજ આખા જગતમાં મને જણાઓ છો. ધનથી થતો વૈભવ વીજળીના ઝબકારા જેવો ક્ષણિક છે. સદા કાલનું ખરૂં સુખ તો આરોગ્યતામાંજ રહેલું છે. ઘણે દિવસે કોઇ મળે ત્યારે સમાચાર પણ કુશલતાના પૂછે છે. ધનના સમાચાર કોઇ પૂછતું નથી. મૂલ જ્યાં જુવો ત્યાં વાતજ બધી આરોગ્યતાની છે. તમારૂં ધન તો તેની આગળ ઢીંગલે પાંચ શેર જોખાય તેમ છે. દુઃખ ન લગાડશો.

નિર્ધનલાલ—હું ભૂલું છું ને તમે નથી ભૂલતા એનો નિશ્ચય કોણ કરે? ગમે તેવી આરોગ્યતાવાળો પણ ધનની ઇચ્છા કરે છે તે જો ધનથી થતા વૈભવોમાં સુખ ન હોય તો શામાટે કરે? વિજળીના ઝબકારા જેવા વૈભવનો તેવાજ પ્રકારના જીવિતમાં થોડો ઉપયોગ નથી એતો આ વાત ઉપરથી જણાય છે. કુશળના સમાચાર કોઈ પૂછે તેમાં સ્ત્રી પુત્ર ધન વગેરે સર્વ આવી જાય છે એટલે નાંખું નામ ન લહે તો તેથી શું થયું? હું આરોગ્યતાને તમારા કહેવાથી કબુલ કરૂં છું, પણ ધન વગર તો મને સર્વ નિઃસાર ભાસે છે. માર્ગ ઉપર પોતાના તોરમાં ચાલ્યાં જતાં શ્રીમંત લોકોનાં કુટુંબો કેવાં મન હરણ કરીલે છે!!

રોગીદાસ—તમે આરોગ્યતાને કબુલ કરો છો તો એટલા તમને હું વિવેકી ગણીશ. ધનમાં કેવળ દોષજ ભર્યા છે અને ગુણ છેજ નહિ એમ મારૂં પણ માનવું નથી. એના ઉપયોગ પ્રમાણે એમાં પણ ગુણો રહ્યા છે. સર્વ પ્રકારનાં રાજસી સુખો ધનથી વધતાં દેખાય છે પણ આરોગ્યતાના સુખ આગળ તે કદી ન હોય તો તેની ન્યૂનતા તો જણાયજ નહિ. માર્ગપર ચાલ્યાં જતાં કુટુંબો જે સત્તાથી મન હરી લેછે તે સત્તા લુચ્ચા અને લૂટારા લોકોથી પરાભવ

પામતાં ઘણીવાર જોઇએ છિયે. ધને ઘણા ઘણાને રોવરાવ્યા છે. ,આરોગ્યતા તો નિરંતર હર્ષનેજ આપે છે.

નિર્ધનલાલ— ધનને ચોરી જવાની કે પડાવી લેવાની બીકતો ખરી, પણ તેને ભંડારમાં ભરી રાખિયે અને જોઇએ ત્યારેજ વાપરિયે તો કોણ લઇ શકે ?

રોગીદાસ— ગમે ત્યાં રાખી મેલો પણ તે વસ્તુ જવાની હોવાથી તેને માથે ભય તો ખરો ને ખરો. એનો ઉપયોગ જોશો તોપણ જણાશે કે કાંતો કોઇને અપાય, કાંતો ભોગવાય અને કાંતો નાશ પામે. ઘણું કરીને જેનું નાણું દૈવકોપથી, રાજાના કોપથી કે ભારે ઉથલપાથલથી નાશ થયું હોય એવા લોકો ઘણા હોય છે, તેના કરતાં યોગ્ય માર્ગે ભોગવનારા થોડા અને તેના કરતાં પણ કેવળ પરોપકારે વાપરી નાખનારા થોડા. ધન હોય ને તે તે ઓરીમાં પડ્યું રહે તોપણ શા કામનું ? જગતની રીત છે કે ન હોય ત્યારે વાપરવાનું મન થાય અને હોય ત્યારે સાચવી રાખવાનું મન થાય, પછી પરિણામેતો જે થવાનું હોય તે થાય.

નિર્ધનલાલ— તેમ છતાં પણ જ્યાં જોઈએ ત્યાં ધનજ પથરાએલું જોવામાં આવે છે, ઠેક ઠેકાણે તેનાંજ ગીત ગવાય છે, અને પ્રયત્ન પણ તેનુંજ થાય છે.

રોગીદાસ— તમે જેમ ધનને ચારે કોરે દેખો છો તેમ હુ આરોગ્યતાને ચારે કોર પથરાએલી દેખું છું. ધન ઉપયોગી પદાર્થ છે એટલે તેનાં ગીત ગવાય અને દુર્લભ હોય એટલે પ્રયત્ન પણ તેનુંજ હોય. આરોગ્યતાઆટે પણ તેમને તેમ નિરંતર થયા કરે છે, તેની તપાસ કરો તો ખબર પડે. તે વાત દૂર રાખીને જુવો તો ધનને ચોરની, અગ્નિની, રાજાની, અને ઓછું થઇ જવાની બીક છે. આરોગ્યતામાં તેવી બીક હોતી નથી.

નિર્ધનલાલ— એ તો બોલશોજ નહિ. આરોગ્યતામાં પણ રોગ વિગેરેનો ઓછો ભય નથી. પરાભવ તો જેમ ધનને થાય તેમજ આરોગ્યતાને થાય છે. ધનને ચોર લઇ જાય, તો આરોગ્યતાને રોગ લઇ જાય. ધનને રાજાની બીક તો આરોગ્યતાને કાલની બીક. ધન વપરાઈ જાય તો આરોગ્યતા આયુષ્ય સાથે ચાલી જાય. ધન નઠારે માર્ગે જાય તો આરોગ્યતા પણ તેવે માર્ગે જાય. ધન સુમાર્ગે જાય તો આરોગ્યતા પણ તેવે માર્ગે જાય.

રોગીદાસ— તમો કહો છો તેમ હું હા કહું, તોપણ તેમાં ફેર ઘણો છે. કેમકે આરોગ્યતા કાંઈ આકારવાળી વસ્તુ નથી. તેમ છતાં રોગ-મરણાદિકના વિચારથી તમે કલ્પના કરી તો ઠીક છે. પરંતુ તેના તારતમ્યનો પણ સાથે વિચાર કરવો જોઈએ. એક કોય માણસ મહાવિપત્તિમાં આવ્યો હશે તો પર-

બાર, ધન-વૈભવ, સ્ત્રી-પુત્ર, એ સર્વ જતાં પણ આરોગ્ય રહેવાને ઇચ્છશે. એ બધાંને કુશલ રાખીને આરોગ્યતાને મેલી દેવાને તો કોઇ મૂર્ખ પણ ઇચ્છશે નહિ, કેમકે આરોગ્યતા મરણ સુધીના સુખને આપનારી છે અને ગયેલા સર્વ પદાર્થોને મેળવી આપનારી છે. મરણ થાય તે આરોગ્યતાનો નાશ સમજી લેશો તો ત્યારપછી તો તેનો જોનાર કે અનુભવનાર પણ કોઇ ન હોવાથી ગઈ કે રહી કોને સમજવાનું છે? એ વિચાર તો પાછળનાં જોનારાં બાંધી લેછે. રોગ થાય એ આરોગ્યતાનો ઘસારો છે એમ માનો તોપણ તે મટી ગયા પછી તે ઘસારો જણાતો નથી અને દુઃખ પણ રહેતું નથી. પરંતુ એ વાત ભૂલવી ન જોઈએ કે તે ઘસારો કુપથ્યનેલીધે ધનવાનને આરોગ્યવાન્ કરતાં વેહેલો પકડે છે.

નિર્ધનલાલ—આરોગ્યતાતો સધનને સારી, બાકી નિર્ધનને તો બહુ દુઃખદ થાય છે. ધનિક લોકો સારા સારા મેવા ખાય તે જોઇને મોઢામાં પાણી આવી જાય તે વાત તો રહી, પણ તેના જેવું સર્વ પ્રકારનું સુખ ન હોવાથી આંખમાં પણ વખતે પાણી આવી જાય છે.

રોગીદાસ—ભાઈ! એ વિચારમાં તમે ભૂલ કરો છો. ગરીબના મેવાની મીઠાશ તવંગરના મેવામાં હોતી નથી. એટલે તવંગરના મેવા તેને હોય તો ભાવે ખરા, પણ ન હોય તો ઇચ્છા ન થાય. આખમાં પાણી તો કોઈ અદેખો મૂર્ખ માણસ કે જે ધનના દોષને ન જાણતો હોય તેને આવે. ધન માણસનાઅંતઃકરણને બીજાના વૈભવો દેખાયાથી ખેંચતું હોય તે વાત માનિયે તોપણ તે નહિ હોવાથી અનારોગ્યતાના જેવું દુઃખ થવાનો સ્વપ્ને પણ સંભવ નથી. બીજાં ગમે તેવાં સુખ હોય અને વૈભવો હોય પણ તન-મનની આરોગ્યતા ન હોય તો તે સર્વ સુખરૂપ થાય નહિ. અને આરોગ્યતા હોય તો તે સર્વે ન હોય તો પણ દુઃખ થાય નહિ.

નિર્ધનલાલ— ત્યારે મને તો એમ જણાય છે કે આરોગ્યતા સાથે ધન હોય તો સુખરૂપ છે.

રોગીદાસ—હવે તમે સરખા માર્ગપર આવ્યા. ધન જોકે આરોગ્યતાવાળાને પણ કેવળ સુખ આપનાર નથી તોપણ તમારી વાતને હું માન્ય કરૂં છું. મુખ્ય આરોગ્યતા સાચવીને ધન મેળવવું અને મેળવેલા ધનનો પણ પોતાની તથા પરની આરોગ્યતા સાચવવા ઉપયોગ કરવો.

નિર્ધનલાલ— ત્યારે બેમાંથી મહત્તા કોની વધારે?

રોગીદાસ— એમાં પુછવા જેવું શું છે? મહત્તા આરોગ્યતાની મોટી.

જગત તો માયામાં અંજાઇ જઇ ઊંધું લઈ ભાગે તેને કોણ વારે ? આરોગ્યતા બિચારી વિશેષે ગરીબને વરી એટલે એનું માન કોણ રાખે ? અને લક્ષ્મીજી નો જતાં ભગવાનને વર્યાં એટલે એને કોણ ભલું ન મનાવે ? પણ પ્રાણીઓ ઉપર જેટલો ઉપકાર આરોગ્યતાનો છે તેટલો લક્ષ્મીજીનો નથી.

નિર્ધનલાલ– ત્યારે હું તો હવે લક્ષ્મીની ઉપાસના મેલીને આરોગ્યતા-નીજ ઉપાસના કરતો રહીશ, માટે ઉપાય હોયતો બતાવો.

રોગીદાસ– એ જો વળી આળસુ થઇ જતા નહિ. આળસુને ધન તો ન મળે પણ આરોગ્યતા હોય તે પણ રીસાઇ જાય છે. પોતાનું અને પોતાનાનું ભરણ-પોષણ કર્યા વગર નથી ચાલતું માટે એટલી ઉપાસના આરોગ્યતાની સહાયતાથી ધનની કરવી. આળસુથી આરોગ્યતાની ઉપાસના ન થાય, કેમકે ધનના કરતાં પણ એમાં વધારે શ્રમ પડે છે. પથ્ય પાળવું, ધીરજ રાખવી, શાંતિ રાખવી, નીતિથી ચાલવું, સમય સાચવવો, વિકારોને વશ ન થવું અને ઈશ્વરનું આરાધન કરવું એ સર્વ આરોગ્યતાનાં સાધનો છે. અને તે ધન મેળ-વવામાં પણ આડાં નહિ આવતાં વખતે અનુકૂલ થાય છે. ધન આરોગ્યતાની અદેખાઈ કરે પણ આરોગ્યતા એવી ભલી છે કે ધનની અદેખાઇ કરે નહિ.

નિર્ધનલાલ– તમારૂં કહેવું હવે હું સમજયો. પણ અનારોગ્ય સ્થિતિમાં ધન બહુ સહાય કરેછે એમ તો તમારે માનવું પડશે.

રોગીદાસ– તમારો આગ્રહજ હોય તો તેમ હું માનીશ. પરંતુ જોકે આરોગ્યતા અને ધનિકપણું એ બેય દૈવાધીન મનાયછે તોપણ તે બેયને વધારવામાટે સદ્વર્તન રાખવું. આરોગ્યતા તો પરમેશ્વરે આપેલીજ હોયછે તો તેનો સદુપયોગ કરવો. અને ધન મળે ત્યારે, તેનો સદુપયોગ કરવો. કેમકે તેમ ન થાય તો બેય નાશવાન વસ્તુની પ્રાપ્તિ નિરર્થક થાય છે.

નિર્ધનલાલ–આપનું એ કહેવું હું માન્ય કરૂં છું અને ઇચ્છું છું કે પરમેશ્વર સર્વને પ્રથમ આરોગ્યતા અને પછીથી ધન આપો. અને સર્વે પ્રજા તેની સહાયતાથી સ્વાર્થ-પરમાર્થ સાધીને આ લોક-પરલોકને સુધારો. (તથાસ્તુ)

---

## प्रारब्धनी विचित्रता उपर एक वात.

[ મંબધ ગયા વર્ષને પાને ૨૮૫ થી.]

[ સંબંધ ગયા વર્ષને પાને ૨૮૫ થી.]

વિજયગઢ બાલુભા અને દેવશંકરના સાહસ અને ઉત્સાહથી દિવસે દિવસે ઉદય પામતું જતું હતું. ઉંચી ટેકરીપર આવેલું હોવાથી તે માટેની મેડિયો અને

દેવાલયોનાં શિખરો, ધ્વજ પતાકાઓ, ચળકતા સુવર્ણકુંભો અને ઝાડના ઝુંડોથી જેમ રમણીય દીસતું હતું તેમ તેનો અંદરનો ભાગ પણ સ્વચ્છ અને રમણીય હતો. એકસરખી રીતે ગોઠવાયેલી શેરીઓ અને ચોવટાઓમાં નાનાં-મોટાં ઘરોની હારો નવા નવા આકારોથી અને રંગથી શોભતી હતી. ચારેકોરે સાંજ-સવાર પાણીનો છંટકાવ થઇ રહેતો હતો. ગૃહસ્થો અને અમલદારોની ગાડીઓ સાંજ-સવાર ફરતી હતી. ધનવંતોને ઘેર ટાંગેલાં મેના-પોપટનાં પાંજરામાં પક્ષીઓ મધુર સ્વર સુણાવતાં હતાં. સવાર-સાંજ ધૂપ-દીપની શીખાઓ જાળીઆંમાંથી બહાર નીકળી માર્ગનાં માણસોને સુગંધ આપતી હતી. ઘરનાં આગણાંઓમાં તુલસીના કયારાઓ અને કયાંઇ કયાંઇ ફૂલ ફૂલનાં નાનાં વૃક્ષો શોભી રહ્યાં હતાં. સૌભાગ્યવંતી સ્ત્રીઓ પ્રતિદિવસ ઘરના ઉમરા આગળ અને આંગણામાં સ્વચ્છ કરેલી વેદીપર ચિત્રો કાઢતી હતી. દર્શન કરવા જતી નારીઓ દેવમંદિરમાં ચિત્રો અને સાથિઆઓ પૂરીને શોભા વધારતી હતી. નિર્ભય રીતે વાતો કરતી પાણીઆરીઓનાં ત્રાંબાપીતળનાં બેડાંના ચકચકાટથી અને પહેલવહેલું પાણી ભરવા આવેલી બહુવારુઓનાં ઝાંઝરના ઝુંકારથી આખી નગરી નવી અવસ્થાવાળી લાગતી હતી. માર્ગમાં ખોડેલાં ફાનસોના અને ઘરમાં પ્રકાશતા દીવાઓથી આખી નગરીમાં રાત્રિએ અંધારૂં દેખાતું ન હોતું. બાગબગીચાઓમાં સ્વાભાવિક અને કૃત્રિમ શોભાથી ચારેકોરે રમણીયતા પથરાઈ રહેતી હતી. પ્રજા સઘળી ધર્માચરણમાં અને સુખશાંતિમાં વધતી જતી હતી. કોઇ કોઇના ધનમાલ સામો કોઈ નજર પણ કરતું નહિ. વિદ્યા અને લક્ષ્મીએ રમણીયતાનેલીધે જાણે આજ શહેરમાં વાસ કર્યો હોય તેમ દેખાતું હતું. રોજ રોજ દાનધર્મનાં કાર્યોથી અને સ્વધર્મના આચરણથી લોકોનાં અંતઃકરણ પવિત્ર થઇ રહ્યાં હતાં. અન્યાય કોઇ કરતું નહિ તેથી ન્યાય કરવાની જરૂર પડતી નહિ. અપરાધ કોઇ કરતું નહિ તેથી બંધીખાનાં ખાલીજ પડયાં રહેતાં. બાંધી મેલવું અને છોડી મેલવું માત્ર પશુવર્ગમાંજ જઈ વસ્યું હતું. નિર્ભયતા એટલી બધી હતી કે લોકોને ઘરનાં બારણાં બંધ કરવાની પણ જરૂર પડતી નહિ. લુંટ-ફાટની અને સંધિ-વિગ્રહની વાતો ઇતિહાસોનાં પાનામાંજ જોવામાં આવતી હતી. ઋતુઓ સઘળી અનુકૂલ રીતે આવતી જતી હતી. નાના પ્રકારની વ્યાધિઓ અને તેના ઉપચારો આયુર્વેદના પાનામાંજ લખાઈ રહ્યા હતા. નાના પ્રકારના વેપાર અને કારીગરીથી પ્રજા ઉદય પામતી જતી હતી.

સ્નેહ અને સંબંધ ચારે કોરે ઉભરાઇ જતો હતો. વિશ્વાસઘાતને દેશપાર કરી દીધો હતો. પરોપકાર અને પરમાર્થમાંજ લોકો સ્વાર્થ સમજતા હતા. પરદેશી પરોણાઓને અહીં આવ્યા પછી પાછું નીકળવું ગમતું ન હતું. પ્રજાનું રક્ષણ કરનારાઓ નિશ્ચિંત હોવા છતાં તે પ્રજાના ક્ષેમકુશલમાટે નિરંતર સચિંત રહેતા હતા અને સુખચેનમાં દિવસો ગાળવાનું તે સમજ્યાજ ન હતા. જે નગરનો અધિકારી ઉત્સાહી, ઉદ્યોગી અને ધર્માચરણી હોય તેની પ્રજા તેવી થઇને સુખ ભોગવે એમાં કાંઇ નવાઇ નહિ. આટાણે તો ભૂપતસિંહના શ્રેષ્ઠ સમયને પણ જઓએ જોએલો તેઓ તે સમય કરતાં પણ આજનો વિજયગઢની પ્રજાનો સમય વખાણતા હતા. આવી રીતે સુખશાંતિ અને ઉદયમાં જે રાજા-પ્રજા દિવસ ગાળતાં હોય તેને ધન્ય છે. મનુષ્યપ્રાણીઓને તો સારી કે માઠી દશા પ્રારબ્ધયોગથી આવે છે. પણ પશુ-પક્ષી અને પાણી-પથ્થર તથા પૃથ્વી વગેરે પણ પ્રારબ્ધયોગથી સારી માઠી દશા ભોગવે છે. જેવી આજે વિજયગઢની ઉત્તમ સ્થિતિ આપણે જોઇ તેવીજ સ્થિતિ મહારાજ ભૂપતિસિંહના સમયમાં રાજનગરની હતી. તેજ રાજનગર ભીમભાના સમયમાં હાલ કેવી દુર્દશા ભોગવે છે તે આપણે આગળ જોઇ લીધું છે. વિજયગઢ આજે પરમ ઉદયને ભોગવે છે તેવિષે આગળનો વિચાર કરિયે તો એક ઉજડ ખંડેર પડ્યું હતું અને કઠીઆરા લોકો તે તરફ લાકડાં કાપવા જતા. એ ઠેકાણે આજે સ્વર્ગપૂરી જેવો દેખાવ થઇ રહ્યો હતો. આવી રીતે ચડતી-પડતી સર્વત્ર અનાદિકાલથી ચાલી આવે છે. પ્રાચીન સમયની મોટી મોટી રાજધાનીઓ આજ પાયમાલ થઇ ગયેલી છે તેની નિશાનિઓ પણ નહિ મળતી હોય અને જે નાનાં નાનાં જંગલી લોકોનાં ગામડાંઓ હતાં તે આજે ભવ્ય ભુવનોવાળી રાજધાની થઇ પડી છે કે જેની પૂર્વસ્થિતિ કેવી હશે એ સ્વપ્નમાંપણ સમજાય નહિ. અહો! આ વિચિત્ર ફેરફાર કરનાર કાલયોગના મહિમાને કોણ પહોચી શકે તેમ છે! જ્યારે કાલ અનુકૂલ હોય ત્યારે અવળા વિચારો પણ સવળા વિચારનું ફલ આપે છે અને કાલ જ્યારે વિપરીત હોય ત્યારે સવળા વિચારો પણ અવળા વિચારનું ફલ આપે છે. આયુષ્ય જેનું તુટી ગયું હોય તેને અનુકૂલ ઉપચારો પણ પ્રતિકૂલ પડે છે અને જેનું આયુષ્ય તુટ્યું નથી તેને અવળા ઉપાયો પણ અનુકૂલ થઇ પડે છે. આટાણે તો વિજયગઢની નકરી પૂર્ણ ઉદયને ભોગવતી હતી અને ચારે કોરે તે ઉદયનો પ્રકાશ પથરાઇ રહ્યો હતો. રાજા સુખી હોય તો પ્રજા દુઃખી હોય અને પ્રજા સુખી હોય તો રાજા દુઃખી હોય એમ ઘણે

ઠેકાણે બને છે, પરંતુ વિજયગઢની પ્રજા અને રાજા બન્ને સુખી હતાં એ કાંઈ થોડી ઈશ્વરકૃપા નહિ.

દેવશંકરની સ્ત્રી દુર્ગા જ્યારે સ્વર્ગવાસી થઇ ત્યારે તે પાંચ વર્ષનો પુત્ર મેલી ગઈ હતી. તેને દેવશંકર વિજયગઢ તેડી આવ્યો હતો. તેનું નામ ગુણસાગર હતું. વર્ષ વીત્યા પછી દેવશંકરે બીજો વિવાહ કર્યો. કેમકે સ્ત્રીવિના ઘર સચવાય નહિ અને બાલકનું સંરક્ષણ થાય નહિ. નવી સ્ત્રીનું નામ પદ્માકુવર હતું. સ્વભાવે તે દુર્ગાકુવર જેવીજ હતી. નાની અવસ્થામાંજ તે પ્રૌઢ વિચારની હતી. તેણે ગુણસાગરને, પોતાથી જન્મ પામેલા પુત્ર કરતાં પણ અધિક માની લીધો. એવિષે દેવશંકરને કશી ભળામણ દેવી પડે તેવું હતુંજ નહિ. મમત્વથી મનુષ્યને શું નથી થતું? પતિ પ્રિયા મિત્ર વગેરે પ્રત્યે તેવા તેવા ભાવો પણ મમત્વથી થાય છે તો ગુણસાગરપ્રત્યે પુત્રભાવ પદ્માકુવરને મમત્વથી બંધાય એમાં નવાઇ નથી. સંસારમાં સર્વ સંબંધો વિચારી જોતાં મમત્વના છે એમ જણાય છે એટલુંજ નહિ પણ પોતાના દેહનો સંબંધ પણ મમત્વથીજ છે એમ સિદ્ધ થઇ શકે છે. પદ્માકુવર દેવશંકરને પ્રસન્ન રાખવામાં અને તેની છાયા જેવી થઇ વર્તવામાં કોઇ પ્રકારે ન્યૂન ન હતી તેથી તેના પતિને દુર્ગાકુવર સાંભરે એમ ન હતું, તોપણ ગુણના સાદૃશ્યથી તેનું નિરંતર સ્મરણ થતું અને તે ઉપરથી ઘડીવાર વિચિત્ર રચનાના વિચારમાં પડી જતો. ગુણસાગર માવગરનો હોવાથી દેવશંકર તેને બહુ લડાવતો તેમ તેનો નવી માતા પણ બહુ લડાવતી. શ્રીમંતનો છોકરો અને તેમાં વળી મા વગરનો તેથી મોઢે ચઢતાં કાંઇ વાર લાગી નહિ. ગમે તેવું તોફાન કરે તોપણ પદ્માકુવરથી એક અક્ષર પણ તાણીને તેને કહેવાય નહિ તે બિચારી પોતાના પેટનાં બાલકની પેઠે તેને ઉછેરતી. નવી મા આવે તે છોકરાંની સંભાળ ન રાખે એટલુંજ નહિ પણ ઉલટી તેને દુઃખ દે એવી લોકવાણીથી તે બિચારી બહુ બીતી હતી અને વળી દેવશંકર પણ તેવી બાબતમાં જરા વિશેષ દબાણ રાખતો હતો. છોકરાંનું પોષણ ગમે તેટલા સ્નેહથી કરવામાં આવે પણ જો તેને કોઇનો પણ ભય હોય તો બહુ તોફાની થતું નથી. પણ જો નિર્ભય હોયતો કેટલીક વાર બહુ કજિયાખોર થઈ જાયછે. છોકરાં તો ઘણું કરી કજીયાળાં હોય છે પરંતુ ગુણસાગર તો બહુ કજિયાળો થઇ ગયો. મોટો થતો ગયો તેમ તેમ કાંઇ કાંઇ તોફાન વધારે શીખતો ગયો. જો તે માણસને તોછડી જીભે બોલાવે, ન બોલવાના અક્ષરથી સ્ત્રી-પુરુષનું અપમાન કરે, કોઈનાં લુગડાં ખેંચે, કોઇની પાગડી પાડી નાંખે, ગમે તેવો સારો પદાર્થ

ફેંકી નાંખે, એવી રીતે અનેક ઉત્પાતથી માબાપને કંટાળો આપે. તેના માબાપને જેવાં પોતે છે તેવોજ ગુણસાગર થાય તો ઠીક એવી ઇચ્છા હોવાથી તે બહુ ખેદ કરતાં હતાં. પદ્માકુવરનું તો પછી માનતોજ નહિ અને જરા પણ કાંઇ તે કહે કે દેવશંકરની પાસે ચાડી ખાય. દેવશંકર વળી સમાધાન કરીને મા-દીકરાને નોખાં નોખાં સમજાવે. આમ કરતાં કરતાં ગુણસાગર મોટો થતો ગયો અને પછી તો નાના નાના પોતાના જેવડા છોકરા સાથે રમવા જવા લાગ્યો. એનો બાપ રોજ સારી સોબત રાખવાને ભળામણ કરે અને માતા શીખામણ દે તોપણ તે ગમે તેની સાથે રખડતો. હલકી જાતના છોકરાઓની સોબત તેને ગમતી સાચું કહ્યું તેને શૂલ જેવું લાગતું. પણ ગમે તેવો પુત્ર દુઃખ ઉત્પન્ન કરે તોપણ તેના પ્રત્યે માતાપિતાને પ્રેમ ઓછો ન થાય. માબાપ જેવાં છોકરાં થાય એમ જગતમાં કહેવાય છે અને થાય પણ છે, તોપણ દેવશંકર જેવો તો ગુણસાગર હજી સુધી થયો નહિ. એ કાંઇ થોડા અસંતોષની વાત નહિ. જગતમાં સારી પ્રજા હોય તોજ સંતોષ થાય છે અને નામ રહે છે, પણ કર્મની વિચિત્રતાથી ધાર્યા પ્રમાણે ઉતરતું નથી. ક્યાંઇ નઠારા વંશમાં સારી પ્રજા થઇ જાય છે અને ક્યાંઇ સારા વંશમાં નઠારી પ્રજા થઈ જાય છે એવા ઇતિહાસોમાં ઘણા દાખલા છે અને નજરે પણ દેખાય છે. મીઠા ફલના બીજમાંથી થયેલા ઝાડનાં ફલ મીઠાં થાય એવો દાખલો તો ઝાડવાંઓમાંજ વધારે મળે છે. મનુષ્યમાં એ નિયમ બરાબર ચાલતો નથી. એ વાતને ગુણસાગર પણ એક નવા દાખલારૂપ થઈ પડ્યો. સ્વભાવે ઉડાઉ અને પોતાનું-પારકું મૂર્ખતાથીજ ન સમજે એવો, તેમાં વળી શ્રીમંતનો-છોકરો એટલે ગુણસાગર શું કરવા ન્યૂનતા રાખે! અને ભાઇબંધો શામાટે તેને ધૂતી ન ખાય? અકલમંદ છોકરાને તેના તાલીમિત્ર સ્વાર્થને લીધે સ્નેહ બતાવી ધૂતીલે છે તેની તેને ખબર પડતી નથી. ગુણસાગર પણ એવોજ હતો તેમજતાં સર્વે કુટુંબીઓ તેને ચાહતાં હતાં અને કશોય ભિન્નતા વિના તેની સાથે વર્તતાં હતાં. તે ઉચ્છ્રંખલ અને ઉદ્ધતાવાળો વેશ વર્તનમાં દેખાતો હતો તેમ છતાં તેનેમાટે કોઇ બહુ શંકા લાવતાં નહિ. સમજુ માવતરની શિખામણો બાલકોના હિતરૂપજ હોય છે તેમ છતાં વિચિત્ર સ્વભાવનાં થયેલાં બાલકોને તે ગમતી નથી. ગુણસાગરને પણ તેમ થતું હતું તેથી તેનાં માતપિતાને અત્યંત ખેદ થતો. સ્વભાવવિશે વિચાર કરતાં બહુ આશ્ચર્ય થાય છે. જગતમાં કોઇ પણ એવું મનુષ્ય નહિ હોય કે જેના સ્વભાવની સર્વ રીતે બીજા સાથે સમાનતા જોવામાં આવે. પેટનાં છોકરાં હોય તેનો સ્વભાવ પણ પોતાનાં

स्त्रि पुत्रो मित्रो ते सकल सुख देनार चपल,
फुलावाथी फंदे लव पण नथी केशव फल;
सदा जोडी देने हरिचरणमां चंचल मन,
भरोसे शुं भूले नहि अचल अंते त्रिभुवन.

---

## एक स्वप्न.

( મૃત્યુ અને તેની આવશ્યકતા. )

*આજે આશ્વિન માસની પુર્ણિમા હતી. ચંદ્રમાએ પોતાનાં કિરણોથી જગતને ધોળી દીધું હતું. શરદ્ ઋતુનો શિતલ, સુરભિ અને મંદ પવન શરીરને તેમજ મનને આનંદ આપતો હતો. અને ગગનમાં, મંદ પવનથી ડોલતાં કુસુમપૂર્ણ પારિજાતકાદિ દેવતરૂઓથી દેવગંગામાં ખરી પડેલાં જાણે પુષ્પજ હોય તેમ, વિરલ તારાઓનો આભાસ થતો હતો. ભરતખંડમાં તેમજ પાટલીપુરમાં પણ સર્વત્ર આનંદ છવાઈ ગએલો હતો. ધીમે ધીમે રાત્રિએ પોતાનો પગ ઉપાડયો અને નિદ્રાએ સર્વ જગતને ઘેનમાં નાંખ્યું. નિઃસત્વ બનેલા જગત ઉપર અબલારાત્રિનું અધિરાજય નિષ્કંટક સ્થપાયું.

લગભગ મધ્ય રાત્રિનો સમય થવા આવ્યો હતો. પાટલીપુરમાં સર્વત્ર શાન્તિ પ્રસરતી હતી. આ સમયે ભરતખંડની પવિત્ર કહેવાતી ગંગા નદીને કીનારે હું આનંદથી ફરતો હતો. હૃદય સંસારની સર્વ ઉપાધિથી મુકત થઇ શાન્ત બનેલું હતું. નિર્મલ સરિતાનો ખળખળ થતો અવાજ કર્ણપટને ભેદી ઠેઠહૃદય પર્યંત પહોંચી જતો હતો, અને શાન્ત બનેલા હૃદયપર આનંદનું સિંચન કરતો હતો; અને તે ઉપર ચંદ્રમાનાં શિતલ અમૃતમય કિરણોનું સિંચન થતું હતું. આ પવિત્ર આનંદનો અનુભવ કરતું હૃદય પોતાની સ્થિતિને અનુકૂલ કવિતા-રસથીદ્રવતું હતું:

આનંદપૂર્ણ શશી અમૃત ઢોળી નાંખે,
આ સૃષ્ટિને હૃદય પ્રેમપીયૂષ સિંચે.
પીયૂષતૃપ્ત સહુસત્ત્વ સમાધીલીન,
આનંદમગ્ન મીઠું ગાન કરે ગભીર;

---

* અહીંઆ આરંભથીજ સ્વપ્નના દેખાવનું વર્ણન શરૂ થાય છે.

આનંદપૂર્ણ પરબ્રહ્મનું ગાન ગાઓ,
બ્રહ્માંડ આ નિખિલનો નૃપ એક જે છે.
ગાઓ! ભલે! સતત ગાન મને સુણાવો;
રહેજો સદૈવ મુજ અંતર વાસ તેનો!

પણ ક્ષણિક જગતમાં જ્યાં આવા આનંદની વિરલ પળો પણ કોઇ ભાગ્યશાળી મનુષ્યજ મેળવી શકે છે, ત્યાં તેનો 'સતત' 'અંતરવાસ' મારા જેવાના ભાગ્યમાં ક્યાંથી હોય! તેજ પળે ચંદ્રમા વાદળાથી ઘેરાઇ ગયો અને સુતેલા જગત ઉપર અંધકારનો પડદો પડયો. -- કવિતાની સુંદર કલ્પનાને સ્થાને અંધકાર વ્યાપી ગયો!

'ક્ષણિક! ક્ષણિક!' અંતઃકરણે ખેદથી નિશ્વાસ મૂકયોઃ 'અહા એ સુંદર ગાયન, એ પવિત્ર આનંદ, પળવારમાં નષ્ટ થઈ ગયાં! શું સૃષ્ટિનો સર્વ આનંદ આવોજ ક્ષણિક છે? હા, અને જીંદગીને અંતે સ્ત્રી કે પુરુષ, રાજા કે રંક, બાળ, યુવક કે વૃદ્ધ સર્વને એક દિવસ મૃત્યુની છાયામાં સુવાનું.' મનનું સમાધાન મનેજ કર્યું. પણ—

'પણ વિધાતાની સૃષ્ટિનો સર્વ આનંદ ક્ષણિક શાને છે? આ જગત તે આત્માના ચિરસ્થાયી આનંદનું સ્થલ કેમ નથી? ઉદય પછી અસ્ત અને જન્મ પછી મૃત્યુ શાને જોઇએ?' ખેદિત અંતરને ઉત્તર નજ મળ્યો.

પરંતુ ઇશ્વરકૃત નિયમમાં દોષ બતાવા કોણ સમર્થ છે? ભુલ ભાસે તે પણ મનુષ્યદૃષ્ટિનોજ દોષ છે. એવા બાલપણની રસિક કથાઓમાં માતાએ કરેલા બોધનું મને સ્મરણ થતું હતું. અંધકારમાં વિચાર કરતો હું સ્તબ્ધજ ઉભો હતો. થોડી વારમાં પવિત્ર સરિતામાંથી કોઇ દિવ્ય આકૃતિ નીકળતી જણાઈ.

મારા હૃદયમાં અચિંત્યો ભણકાર થયોઃ 'પણ મૃત્યુને દોષ દેવા તને શું હક છે?' ઉંચું જોયું તો મારી પાસે કોઈ દિવ્ય પુરૂષ ઉભો હતો. તુરતજ તેણે કહ્યું:

'સંસારમાં મનુષ્યને પોતાનાં કર્તવ્ય તરફજ દ્રષ્ટિ કરવાનો હક છે. મૃત્યુને દોષ દેવા મનુષ્ય જાતને શું હક છે? કર્તવ્ય પૂર્ણ થયા પછી મૃત્યુ એ કાંઇ વસ્તુજ નથી'

મેં આતુરતાથી પૂછ્યું: 'અને મનુષ્યજાતિનુ ભલું ઈચ્છવું એ શું મનુષ્યનું કર્તવ્ય નથી? સૃષ્ટિના આરંભ કાલથી મૃત્યુએ કેટલા કેટલા મનુષ્યોને જમીનની અંદર સુવાર્યા છે?'

તેણે કહ્યું: 'હા, પણ, તેમાં મૃત્યુનો દોષ શું?'

મેં કહ્યું 'દોષ? કેટલી ક્રુરતા! કેટલો અન્યાય! દયા કે ન્યાયને તે સમજે છે ક્યારે? સૃષ્ટિના આરંભથી સર્વ મનુષ્યોને તેણે ખાધા છે. સત્ય કે અસત્ય, પ્રેમી કે ક્રૂર, કૃતજ્ઞ કે વિશ્વાસઘાતી અને પવિત્ર કે અપવિત્ર અંતઃકરણોને તેણે એક નજરે જોયાં છે.'

તેણે કહ્યું: 'પણ એ સર્વ દોષ કોને? હું કહું છું કે મૃત્યુ એ કાંઇ વસ્તુ નથી. આત્માને, અનાદિ—અનંત જણાતા કાલોદધિપર મુસાફરી કરતાં, જીંદગીમાં પ્રવેશ કરવાનું દ્વાર જન્મ છે; તેમ તેને છોડી જવાનું દ્વાર મૃત્યુ છે. સંસારના દરેક મનુષ્યને એ અવસ્થા છે; અને તેમાં દોષ કોઇને નથી.'—

તેને આગળ બોલતાં અટકાવી વચ્ચેજ મેં કહ્યું: 'પણ મૃત્યુ એ કોઇ વસ્તુ નથી એટલા પરથી કંઇ તેના દોષ રદ જતા નથી. મૃત્યુએ ગમેતે—વસ્તુ, સ્થાન, કાલ, બનાવ,—ચાહે તે—હોય તેની સાથે આપણે થોડોજ સંબંધ છે. તેને લીધે સૃષ્ટિના આરંભકાલથી મનુષ્ય જીવન કેટલું ક્ષણિક, કેટલું દુઃખમય બનેલું છે! મૃત્યુ એ નામધારી કોઇ પણ ઉપાધિની શી જરૂર? મનુષ્ય જીવન ક્ષણિક શાને જોઇએ? આ જગત તે આત્માના ચિરસ્થાયી આનંદનું સ્થાન શાને નથી?'

મારા બોલવામાં કાંઇ મૂર્ખતા રહેલી તે સમજતો હોય અને તેને હસતો હોય તેમ હસતાં હસતાં તેણે મને કહ્યું: 'વારૂ, વારૂ, હું સમજ્યો, તારે શું જગતને ચિરંજીવ બનાવવાનો ઇચ્છા છે? તારા પવિત્ર—પ્રેમી અંતરને ખાતર એટલું હું કરી શકીશ, પરંતુ તેથી તું કયા લાભની ઇચ્છા રાખે છે?— મનુષ્ય જાતિનું શું ભલું કરવા ધારે છે?'

મેં કહ્યું: 'ભલું?— એથી બીજું શું ભલું? સંસારમાં અનેક માણસોને પોતાના સ્નેહીના મરણથી રડતા સાંભળ્યા છે. કોઇ પવિત્ર પતિવૃતા પોતાના પતિ માટે તો કોઇ પતિ પોતાની પવિત્ર પ્રિયતમાને માટે, અને કોઇ માબાપ પુત્રને માટે તો પુત્ર માબાપને માટે રડે છે. સંસારમાં હજારો મનુષ્યોએ પોતાની પ્રિયવસ્તુના નાશથી હૃદયનો તીવ્ર ઘા અનુભવ્યો છે. સ્થળે સ્થળે જગતમાં મૃત્યુનાંજ દુઃખ રોવાય છે. મૃત્યુ જતાં આ જગત આત્માના ચિરસ્થાયી આનંદનુંજ સ્થાન થઇ રહે—અને એથી બીજું શું ભલું?'

તેણે કહ્યું: 'વારૂ, જેવી તારી ઇચ્છા! પણ આ જગત ચિરંજીવ થયા પછી તું ધારે છે તેમ આત્માના ચિરકાલ આનંદનું સ્થાન ન થઇ રહે અને ઉલટુંજ પરિણામ આવે તેનો દોષ—તેનું પાપ—

'કોને શિર?' તે આગળ શું બોલવા માગેછે એ જાણી ગયો હોઉં તેમ અધીરાઇથી વચ્ચેજ હું બોલી ઉઠયો: 'એ સર્વ મારે શિર. હું ધારૂં છું કે એમ કદાપિ બનેજ નહિ. અને ઉલટુંજ પરિણામ આવવાનું કાંઇ કારણ? અને દોષ,—પાપ—એટલે સુધીનો બનાવ? એ તે મનાયજ કેમ? હિત કરવાની પ્રવૃત્તિથી અહિતનો ઉદ્ભવ? મોગરાના બીજમાંથી આવળનું ઝાડ ઉગ્યું કદાપિ સાંભળ્યું નથી.'

પણ જગતના નિયમો કાંઇ ભૂમિતિના સિદ્ધાંતોની પેઠે સિદ્ધ નથી થતા. હૃદયની પવિત્ર ભાવનાથી થયલાં અનિષ્ટ કાર્યો પણ આપણા જોવામાં આવે છે. "ધરમ કરતાં ધાડ" એ ગુજરાતી કહેવતનો અર્થ પણ એજ સૂચના કરે છે. મનુષ્ય જાતે કાંઈ સર્વજ્ઞ નથી. કાર્યને લગતી દેશકાલાદિની સર્વ સંસ્થિતિનું જ્ઞાન તેને મળી શકતું નથી. કંઇક જ્ઞાન અને કંઈક કલ્પનાથી તે કામ ચલાવે છે. કલ્પનામાં કોઇ કોઇ વખત તે ઠગાય છે. મનુષ્યને સર્વજ્ઞતા નથી આપી તેમાં પણ જગત્કર્તા ઈશ્વરનો શુભ હેતુજછે. એવી કાંઈ કાંઇ બાબતો મૃત્યુપરના પક્ષપાતે મારા લક્ષ્યમાંથી ખસેડી દીધી ......અને મારા ઉત્તરને અંતે તે બોલ્યો: 'પણ સૃષ્ટિને ચિરંજીવ જોયા પહેલાં તેનાં સુખદુ:ખોનો અનુભવ મેળવવો ઉચિત છે અને તું તે મેળવ.' એટલું બોલતાં તે અટકયો. આ પછી શું બન્યું તે મારા સમજવામાં આવ્યું નહિ. * * * *

થોડીવાર પછી કોઇ રમ્ય પર્વતના શિખર ઉપર એક મોટા વૃક્ષની છાયામાં એક શિલા ઉપર હું બેઠો હતો. જે દિવ્ય પુરૂષ વાતચિત કરતાં છેવટ સુધી મારી સાથે હતો તે હમણા મારી પાસે જણાતો ન હોતો.

'ચિરંજીવ સૃષ્ટિનાં સુખ-દુ:ખોનો અનુભવ અહિંથી થશે.' બાજુથી જવાબ આવતો હોય એમ જણાયું. 'આ અનુભવ પછી યોગ્ય જણાશે તો મળીશ, નહિતો છેલ્લા' * * * આકાશ માર્ગે કોઇ ઉડી જતું હોય એવો ભાસ થયો.

આ રમ્ય સ્થળમાં હવે હું એકલો હતો: ચારે બાજુ લીલાંછમ વૃક્ષો ઉભેલાં હતાં. ભૂમિઉપર હરિત દુર્વાંકુરો ઉગેલાં હતાં. અનેક પ્રકારની સુંદર પુષ્પની વેલો વૃક્ષને વીંટી વળી હતી અને કેટલીક ભૂમિ ઉપર પથરાએલી હતી. પર્વતમાંથી નીકળી સુંદર સ્વચ્છ ઝરણાંઓ ચારે બાજુ દોડતાં હતાં. ચંદ્રમાનાં શિતલ કિરણો, દોડતાં ઝરણોમાંથી ઉડતાં સિકર બિંદુઓ, પુષ્પની સુવાસ, અને તે સર્વને ચારે બાજૂ ફેલાવતા મંદ પવનની લહરીઓ, એ સર્વથી આ સ્થલ આનંદમય બનેલું હતું. આ આનંદનો અનુભવ કરતું હૃદય કર્તવ્યના વિચારમાં મગ્ન થયું.

પળવારમાં વિચાર થયો કે તે દિવ્ય પુરૂષે કહેલી ચિરંજીવ સૃષ્ટિની માહિતી અહિંથી શી રીતે મળી શકશે? અત્રે કોઈ પ્રાણી પણ જણાતું નથી કે જે પરથી આ રમ્ય પ્રદેશવિશે કંઈપણ હકીકત મળી શકે. વિચાર કરતાં શિલા પરથી ઉઠી મેં આજુબાજુ ફરવા માંડયું, તો થોડે દૂર વૃક્ષની છાયામાં કોઇ વૃદ્ધ રોગી માણસ મૃત્યુની અણી ઉપર પડયો હતો. તેના આખા શરીરમાં છિદ્રો પડેલાં હતાં અને તેમાં અનંત જીવો તરવરતા હતા. તેની આંખો-માંથી આંસુની ધારા ચાલી જતી હતી. દીન બનેલી મુખમુદ્રા પરથી તેના અંતરમાં ભરેલા સંતાપનું સહજ અનુમાન થતું હતું. તેને જોતાંજ મને દયા આવી અને પાસે જઇ મારા વસ્ત્રથી તેની આંસુની ધારા લુછી મેં પૂછયું:

'તમે આ નિર્જન પણ રમ્ય પ્રદેશમાં આવી સ્થિતિમાં કેમ પડયા છો? તમે કોણ છો? તમારી આવી સ્થિતિ થવાનું શું કારણ?' મારા પ્રશ્નથી તેના હૃદયમાં કંઇપણ અસર થઇ હોય એમ મને લાગ્યું નહિ. માત્ર, એ બધી વખત, તેણે મારી સામું ટગર ટગર જોયાં કીધું; અને તેના નેત્રમાંથી આંસુ-ની ધારા ફરી ચાલુ થઈ. ફરીથી મેં પૂછયું:

'આપ કોણ છો? અહિં આવી સ્થિતિમાં શા કારણથી પડયા છો! વિધાતાની ચિરંજીવ સૃષ્ટિવિષે તમે કાંઇ જાણો છો?'

તુરતજ તે ચમકયો અને જાણે મારા વિચારને અગાઉથીજ જાણી ગયો હોય તેમ તેણે કહ્યું: 'હું ધારૂં છું કે તમે તે ચિરંજીવ સૃષ્ટિનાં સુખ-આનંદ ભોગવવાજ આવ્યા હશો.'

મેં કહ્યું: 'હા, અને તે અનંતકાલનું સુખ જોવા મારી ઇચ્છા છે.'

'પણ તમારી તે ઇચ્છામાં તમે નિષ્ફલજ થશો; સુખ જોવા જતાં તમ-ને દુઃખનોજ અનુભવ થશે. આખી સૃષ્ટિ જોવા કરતાં, અનંત કાલનાં રૈરવ દુઃખ ભોગવવાને સરજાએલા—તમારી પાસે પડેલા ચિરંજીવ સૃષ્ટિના આ એક મનુષ્યને જુઓ; તમે તમારા વિચાર ફેરવો.'

માયાળુ અવાજથી મેં કહ્યું: 'તમારી આવી અવસ્થા જોઈ મારૂં હૃદય દુઃખાય છે; પણ ચિરંજીવ સૃષ્ટિનાં આ દુઃખો હું સમજી શકતો નથી. મને કહેશો કે આપની આ સ્થિતિ શાથી થએલી છે; અને આપ કોણ છો?'

તેણે કહ્યું: 'હું એક રાજપુત્ર છું.' પણ બોલતાં બોલતાં તેનું અંતઃકરણ ભરાઈ આવ્યું; અને તેણે મસ્તક બાજુએ ઢાળી દીધું.

'આપનું હૃદય કોઇ તીવ્ર ધાથી ચિરાતું હોય એમ લાગે છે. હું ધારૂં છું કે આપ મને તે કહી શકશો નહિ.'

'ના,ના, એવું કંઇ નથી.' મુખઉપર ધિરજનાં ચિહ્નો લાવવાનો પ્રયાસ કરતાં તેણે મને કહ્યું: 'હું તે આપને કહીશ, મારા જેના દુઃખમાંથી બચાવીશ. મારા લાંબા જીવનમાં એટલું પણ મારાથી બને તો મારા હૃદયને શાન્તિ થાય.'

'પૂર્વે અનંત વર્ષોઉપર ભરતખંડના ઉત્તર ભાગમાં આવેલા શ્રીનગરનામે શહેરમાં મારા પિતા જયભદ્રનું રાજ્ય હતું. પિતાની વૃદ્ધાવસ્થામાં મારો જન્મ થયો હતો; અને એકજ પુત્ર હોવાથી મારી ઉપર માતા પિતાનો તેમજ સર્વ પ્રજાનો અત્યંત સ્નેહ હતો. અપાર સ્નેહ અને અપાર વૈભવની વચ્ચે ઉછરતાં આ સૃષ્ટિની એકજ બાજુ હું જોઈ શકયો હતો. આ જીવન સર્વ સુખમયજ ભાસતું હતું. સર્વ મનુષ્યોને મારા જેવાંજ પવિત્ર હૃદયનાં ધારતો હતો. સર્વ મનુષ્યો જેમ ઉપરથી તેમ અંદરથી પણ પોતાના મનુષ્ય બધુંને અંતરના પ્રેમથી ચહાતા હશે, મનુષ્ય ઈશ્વરનું અને નીતિનું માહાત્મ્ય બહારથી સ્વીકારેછે તેટલુંજ તેમના અંતરમાં સદૈવ વસતું હશે, એમજ હું સમજતો હતો. મનુષ્ય મનુષ્યની વચ્ચે અવિશ્વાસ, કપટ, અસત્ય અને ચોરી આદિ પાપના ફંદો રમાતા હશે, ઉપરથી મિત્રતા દેખાડનાર અંદરથી વૈરના ઘાટ ઘડતો હશે, પવિત્રતાના આછા પડદા નીચે ઢંકાએલી જગતમાં સર્વ અપવિત્રતાજ હશે, જગતને ભયંકર દુઃખમય બનાવનાર અપવિત્રતા અનુકૂલતાના સાધનની કંઇક ખોટથીજ દબાએલી હશે, અને આ જગત ઉપર ઉપરથી જેવું દેખાય છે તે કરતાં અંદરથી જૂદુંજ હશે, એ સર્વ જ્ઞાન મારી દ્રષ્ટિની બહાર હતું. હું માત્ર દ્રશ્ય સ્નેહ, દ્રશ્ય પવિત્રતાથીજ હર્ષ માનતો હતો અને છેતરાતો હતો.' (અપૂર્ણ.)

---

## ભરતખંડનું સામાન્ય અવલોકન.

---

[ સાંધણ ગયા વર્ષમાં પાને ૨૩૫ થી.]

મહમદ ગજનવી હિંદમાંથી ગયો અને મહમદ ઘોરીએ હિંદુસ્તાનમાં પગલું મૂક્યું, એ બે સમયની વચ્ચે જે અંતર પડયું તેટલા સમયનો તથા તે પછીનો પણ ભરતખંડનાં રજપૂત રાજ્યોનો ઇતિહાસ, ઈર્ષ્યા અને કુસંપની લડાલડીથી ભરેલો છે. નીતિબલ વિનાનું શરીરબલ કેવું હાનિકારક છે તે આ સમયના ઈતિહાસ પરથી સ્પષ્ટ જાણી શકાય છે. હિંદમાં આ વખતે પાંચ

મુખ્ય રાજ્યો હતાં. માળવાનું, અજમેરનું, દીલ્હીનું, ગુજરાતનું અને કનોજનું. તેમાં ભોજના સમયથી માલવા અને ગુજરાત વચ્ચે અણબનાવ ચાલતો હતો. વિદ્યોત્તેજક રાજા ભોજને આપણે ભૂલવો જોઇએ નહિ, સંસ્કૃત ભાષાના ઉદ્ધારને અર્થે તથા વિદ્વાનોના આશ્રયનેમાટે તેણે કાંઇ ઓછું કામ નથી કર્યું; જેનું સયુક્તિક અત્યુક્તિ ભર્યું વર્ણન ભોજપ્રબંધ નામે ગ્રંથમાં છે. ગુજરાતના રાજા ભીમદેવે કાશીના રાજા કરણની સાથે મળી જઇ ભોજની સાથે વૈર બાંધ્યું હતું; અને જ્યારે કરણે ધારાનગરીનો ભંડાર લૂટી ભીમને ભાગ આપ્યો નહિ, ત્યારે ભીમને તેની સાથે પણ અણબનાવ થયો. જ્યારે માળવાની ગાદીએ યશોવર્મા બેઠો, ત્યારે ગુજરાતના રાજા સિદ્ધરાજજયસિંહે તેને હરાવી માળવાને તાબેદાર રાજ્ય બનાવ્યું. પાછળથી તે સોલંકીવંશની પડતીના સમયથી સ્વતંત્ર થયું હતું; પરંતુ કોઈ પણ પરદેશી જોરાવર શત્રુના હુમલાની આગળ ટકી શકવાનું સામાર્થ્ય હવે તેનામાં રહ્યું ન હતું.

અજમેરના રાજા સોમેશ્વરના પુત્ર પૃથુરાજનો વિવાહ (વેવિશાળ) આબુના રાજાની પુત્રી વેરે થયો હતો. તે કન્યાને ગુજરાતના રાજા બીજા ભીમદેવે માગી, પણ રજપૂત મરતાં સુધી પોતાની ટેક મૂકે એમ ન હતું. આબુ રાજાએ પોતાની કન્યાને અજમેર મોકલી દીધી અને ભીમને ના કહાવી. અવિચારી અને સ્વાર્થીભીમ આથી રીસે ભરાયો, અને તેણે આબુ ઉપરચડાઇ કરી. અબુરાજાની મદદે અજમેરથી સોમેશ્વર ચડયો. લડાઇ ચાલી અને તેમાં સોમેશ્વર મરાયો. પોતાને મળેલા અપમાનનો બદલો વાળી ભીમદેવ ગુજરાતમાં પાછો આવ્યો; પરંતુ આથી અજમેર અને ગુજરાતની વચ્ચે વેર બંધાયું. અજમેરનો સ્વાભિમાની પ્રથુરાજ ભીમને તેના અવિનયની શિક્ષા આપવા તલપી રહેલો હતો; અને ભીમે સોમેશ્વરને માર્યો એ વૈર-કંટક તેના હૃદયમાં દિન પ્રતિદિન વધારે વધારે સાલવા લાગ્યો. તે નિરંતર પોતાના અંતરાત્માને સ્મરણ આપવાને બોલતો 'કે સોમેશ્વરને ભીમે માર્યો હરિ હરિ!' આ વેરે અંતે તેને ગુજરાત ઉપર ચડાઈ કરવાને ઉશ્કેર્યો. સાઠ હજાર લશ્કર સાથે તેણે ભીમ ઉપર ચડાઇ કરી; અને ભીમ એક લાખ લશ્કર લઇ સામો આવ્યો. બન્ને લશ્કર સાભ્રમતીને તીરે એકઠાં થયાં અને બિચારી પવિત્ર સરિતાના વહેણમાં હજારો ક્ષત્રિઓનું લોહી મિશ્ર થઇ વહ્યું. લડાઈમાં ભીમ હાર્યો અને પૃથુરાજ વૈરનો બદલો લઇ અજમેર ગયો. પરિણામે ગુજરાતનું રાજ્ય નબળું પડયું, અને ગુજરાતની ગાદીએ સોલંકી વંશનો પાયો નિર્બલ થયો. પણ આ હાનિ માત્ર ગુજરાતનેજ હતી એમ નહિ

અજમેરને પણ હતી. સંપ કરવાને સમયે પરસ્પર લડીને નબળાં પડવું એ રાજનીતિ વિરૂદ્ધ છે. તોપણ પ્રથુરાજનો ઉત્સાહ, હજી જયના દર્પથી યુવાવસ્થાના રંગમાં ખીલતો હતો; અને એ સ્થિતિમાં પોતાનો પાયો કેટલો નિર્બલ છે તે લક્ષ્યમાં આવવું મૂશ્કેલ હતું. અણીને પ્રસંગે તેને માત્ર સ્વાશ્રયથીજ લડવાનું હતું, હિંદમાંના કોઈ રાજ્ય તરફથી મદદની આશા ન હતી. ગુજરાતની સાથે વૈર હતું, તેમ કનોજની સાથે પણ હતું. અને દિવસાનુદિવસ વધતું જતું હતું.

દીલ્હીમાં તોમારકુળનો અનંગપાળ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને પેટ પુત્ર નહિ પરંતુ બે પુત્રીઓ માત્ર હતી. એક અજમેરના રાજા સોમેશ્વરને અને બીજી કનોજના રાઠોડ રાજા સાથે પરણાવી હતી. પહેલીથી પ્રથુરાજ અને બીજીથી કનોજનો રાજા જયચંદ જન્મ્યો. યમુના નદીને કીનારે આવેલું આ કનોજ શહેર આખા હિંદુસ્તાનમાં મોટામાં મોટું શહેર ગણાતું હતું. કનોજનું રાજ્ય આખા ભરતખંડપર અધિકાર ધરાવવાનો દાવો કરતું હતું. અને ત્યાંના રાજા જયચંદની પાસે અમિત સૈન્યબલ હતું. કનોજનું રાજ્ય પ્રબલ છે, અને તેને સહાયની જરૂર નથી, એમ વિચારી દીલ્હીના અપુત્ર રાજા અનંગપાળે પોતાની વૃદ્ધાવસ્થામાં વાનપ્રસ્થ સ્વીકારતાં દીલ્હીનું રાજ્ય પ્રથુરાજને દત્તક કરી આપ્યું. દિલ્હીના રાજ્યમાં પોતાને ભાગ નહિ મળવાથી, અને દીલ્હી તથા અજમેર એ બે રાજ્ય સંયુક્ત થતાં પ્રથુરાજ પોતાને સમાન કનોજ થયો તેથી, કનોજના રાજા જયચંદને ઇર્ષ્યા થઇ. જયચંદની ઇચ્છા આખા ભરતખંડમાં ચક્રવર્તી પદ ધારણ કરવાની હતી; તે ઇચ્છા પાર પાડવામાં આ પ્રતિકુલતા થઇ એમ તેને ભાસ્યું. ભરતખંડના સકલ તાબેદાર રાજાઓને આમંત્રણ કરી જયચંદે રાજસૂય યજ્ઞનો આરંભ કર્યો. તેમાં પ્રથુરાજને પણ આમંત્રણ હતું. પરંતુ સ્વાભિમાન અને યુવાવસ્થાના ઉત્સાહમાં ખીલતો પ્રથુરાજ કોઇને નમ્યું આપે એમ ન હતું. આમંત્રણ લઇ આવનાર દૂતને, પ્રથુરાજની સભામાં જયચંદનું અપમાન કરી, કહેવામાં આવ્યું કે મહારાજાધિરાજ ચહુવાણ પ્રથુરાજ જ્યાંસુધી રાજ્ય કરે છે, ત્યાંસુધી બીજા કોઇની તાકાત નથી કે ચક્રવર્તી પદ ધારણ કરી શકે. આ બનાવથી પ્રથુરાજ અને જયચંદની વચ્ચે વૈર ઉઘાડું થયું, જે વૈરનો અગ્નિ લાંબી મુદત ધુંધવાઇ ન રહેતાં જલદી પ્રદિપ્ત થયો.

પ્રથુરાજ અને તેનો બનેવી રાજા સમરસિંહ એ બે રાજાઓએ રાજસૂય

યજ્ઞનું આમંત્રણ સ્વીકાર્યું નહતું. પ્રથુરાજને બદલે તેનું બાવલું કરી દ્વારપાલને સ્થાને બેસાર્યું; અને જયચંદે રાજસૂય યજ્ઞ આરંભ્યો. યજ્ઞની સાથે તેની કન્યા સંયોગ્તાનો સ્વયંવર કરવાનો હતો; પરંતુ દીલ્હીના રાજા પ્રથુરાજની શૂરવીરતાનાં વખાણ સાંભળી સંયોગ્તાનો સ્નેહ પ્રથુરાજ ઉપર બંધાયો હતો. પ્રથુરાજ પણ આ વાતથી અજાણ્યો નહતો, અને તેથી ગમે તે બહાને કનોજ જવા તેનું હૃદય ઉત્કંઠિત થયું હતું. રાજસૂય યજ્ઞમાં બારોટ તરીકે ચંદે જવું અને તેની સાથે પ્રથુરાજે પોતાના સર્વ સામંતોની સાથે ગુપ્ત વેશે રહેવું એમ ઠર્યું. પણ કનોજ ગયા પછી આ વાત ગુપ્ત રહી શકી નહી. જયચંદ વિચક્ષણ હતો, પ્રથુરાજ વિશે તેને વેહેમ પડયો. અને જાહેરમાં પ્રથુરાજ ચંદના સેવક તરીકે રહેતો, પરંતુ ખાનગીમાં ગાદી પ્રથુરાજને મળતી એ વિશે જયચંદના કોઇ માણસને ખબર પડવાથી તેણે તે સમાચાર જયચંદને કહ્યા. અને જયચંદે તે વિશે પાકી તપાસ કરી નિશ્ચય કર્યો તો તેને જણાયું કે ચંદની સાથે પ્રથુરાજ છે. હવે જયચંદે પ્રથુરાજને પકડવાનો નિશ્ચય કર્યો. પરંતુ દીલ્હીના રજપૂતો કંઈ કાચા ન હતા. જયચંદને ગુપ્ત વાત જાહેર થઈ છે એમ તેઓ જાણી ગયા હતા એટલુંજ નહિ, પરંતુ રાજસૂય યજ્ઞમાં વિઘ્ન કરવાને તથા સંયોગ્તાનું હરણ કરવાને તેમણે પુરતી તૈયારી કરી રાખી હતી. રાજાએ સંયોગ્તાનુ હરણ કરી જવું અને તેઓ દીલ્હીના કીલ્લામાં સુરક્ષિત પહોંચે ત્યાંસુધી સર્વ સામંતોએ જયચંદના લશ્કરનો પ્રતિરોધ કરવો, બધાએ સાથે ન લડતાં એક એક લડવું, એ ઠરાવ તેમણે કરી રાખ્યો હતો. પ્રથુરાજે સંયોગ્તાનું હરણ કર્યું. રાજસૂયયજ્ઞમાં ભંગાણ પડયું અને જયચંદ પ્રથુરાજની પછવાડે ચડયો. પરંતુ પ્રથુરાજને પકડવાનો તેનો પ્રયત્ન વ્યર્થ હતો. દીલ્હી સુધી પહોચતાં પ્રથુરાજના એક એક સામંતે તેને રોકયો. દીલ્હી પહોચતાં પોતાના અસંખ્ય લશ્કરનો ઘાણ નીકળી ગએલો જોઈ તેને બન્ને પક્ષને થએલું નુકશાન સમજવામાં આવ્યું. અને તે બોલ્યો કે "હજી પણ મારામાં સત્તા છે કે હું દીલ્હીના રાજા પ્રથુરાજને મારી કન્યાને લઈ જાઉં; પરંતુ કન્યાનું સુખ જોઇ આ દીલ્હી નગર તેને દાયજામાં આપી પાછો ચાલ્યો જાઉં છું." જયચંદ સમજ્યો ખરો પણ જરા મોડો. પ્રથુરાજને તો પ્રેમશૌર્યમાં કંઇ જણાયુંજ નથી. મુસલમાનોને તો તે કેવલ હલકા ગણી બેદરકાર રહેતો હતો. તેણે શાહબુદ્દીનને પકડી કેદ કર્યો હતો અને પાછો દંડ લઇ છોડી દીધો હતો. એવી ચંદના પ્રથુરાજ રાસામાં કથા છે.

પણ હવે સમય બદલાઇ ગયો હતો: જે સરદારોની મદદથી ઘોરીશાહને સાત વખત પકડી કેદ કરેલો તે સરદારો હવે ન હતા; અને મદદની આશા એકે તરફથી ન હતી. લાંબી મુદતથી પ્રયત્ન કરતો, વારવાર લડતાં હારી થાકી ન જતાં અધિકતર ઉત્તેજીત થએલો, ઘોરી વંશનોબહાદુર શાહબુદ્દીન આ લાગ ભૂલ્યો નહિ. ભરતખંડનાં ગુજરાત, માલવા, અજમેર, દીલ્હી તથા કનોજ એમાંના એક રાજયમાં હવે સત્વ નથી એ તેના સમજવામાં આવી ગયું હતું; અને પ્રથુરાજની તરફથી અપમાન પામેલો હાહુલીરાય નામે સામંત ક્રોધે ભરાઇ શાહબુદ્દીનને મળી ગયો તેથી તે વધારે જોરપર આવ્યો હતો: હાહુલીરાયને સાથે લઇ શાહબુદ્દીને પ્રથુરાજ ઉપર ચડાઇ કરી, અને કુરૂક્ષેત્રના મેદાનમાં હિંદની દુર્દશા સાથે લડાઇનો આરંભ થયો. રણમાં પ્રથુરાજ તેના વિજયી ધર્મમૂર્તિ બનેવી રાજા સમરસિંહની સાથે રણમાં પડયો: અને પછવાડે બનેની સાધ્વી રાણીઓ સતી થઇ. પૃથુરાજને મારી શાહબુદ્દીને દીલ્હી અને અજમેર કબજે કર્યાં. ચંદના કહેવા પ્રમાણે તો અજમેર પ્રથુરાજના જીવતાં મુસલમાનોના હાથમાં ગયું જણાય છે; અને એ તો એટલેસુધી જણાવે છે કે એ કારણથીજ પૃથુરાજને પોતાની રાજધાની દીલ્હીમાં કરવી પડી હતી. પરંતુ પાશ્ચિમાત્ય વિદ્વાનો એથી જુદો અભિપ્રાય આપે છે અને તેજ આપણે અહીઆં માન્ય છે.

દીલ્હી અને અજમેર જીતાયા પછી કનોજની પણ એજ દશા થઇ, પોતાની હારથી લજવાઇ રાઠોડ રાજા જયચંદ ગંગામાં ડુબી મુવો. કનોજ ઘોરીશાહે લીધું, બંગાળાના રાજા લક્ષ્મણસેનને હરાવી બંગાળા પણ કબજે કર્યું, અને પંજાબ તો તેના હાથમાં હતુંજ; એ રીતે સકલ ઉત્તર હિંદુસ્તાન મુસલમાનોને કબજે થતાં આપણી ભારતભૂમિએ પહેલવહેલો પરતંત્રતાનો સ્વાદ ચાખ્યો. બંગાળા જીતીને સ્વદેશ જતાં સિંધુ નદીને કીનારે ગક્કર નામે પહાડી લોકોએ શાહબુદ્દીનના પ્રાણ લીધા. અને તેને પેટે પુત્ર નહિ હોવાથી તેના ઉછેરેલા ગુલામ કુતુબુદ્દીનને હાથ ભરતખંડનો વહીવટ પડયો. ભરતખંડના ઉત્તર ભાગમાં હવે મુસલમાની રાજ્ય કાયમ થયું; અને ચાલવા માંડયું. મુસલમાની આ વંશનું નામ ગુલામ વંશ પડયું.

ઉત્તરમાં પંજાબમાંના અને ગંગાના પ્રદેશનાં શૂરવીર ક્ષત્રિઓનાં રાજ્યોનો એ રીતે નાશ થયો, અને ત્યાં મુસલમાનનું રાજ્ય થયું. તથાપિ ગુજરાતમાં અને માળવામાં રજપૂત રાજ્ય કંઈ મંદ પ્રકાશથી થોડા સમયને માટે ટકયાં

હતાં. તેમાંનું માળવાનું રાજ્ય કુતબુદ્દીનના એકજ ઝપાટાની સાથે ડુબ્યું, અને ભરતખંડના મધ્ય દેશનો ગર્ભભાગ પણ આ રીતે મુસલમાનના હાથમાં ગયો. સોલંકી વંશની નબળાઇને પરિણામે ગુજરાતમાં વાઘેલા વંશનું રાજ્ય સ્થપાયું, ચાલવા માંડયું, અને ગુલામ વંશની જીંદગી પર્યંત ટકયું. ગુલામ વંશનો છેલો રાજા કૈકુબાદ નબળો હોવાથી ખીલજી વંશના વૃદ્ધ સરદાર જલાલુદ્દીન હસ્તક દીલ્હીનું રાજ્ય આવ્યું. જે અલ્લાઉદ્દીન ખુનીએ પાછળથી ક્રુરતાનો વર્ષાદ વર્ષાવ્યો તે આ જલાલુદ્દીનનો ભત્રિજો થાય. રાજ્યની લાલચે પોતાના કાકાને મારી તેણે ગાદી લીધી. હિંદના ઇતિહાસમાં તેણે પોતાનાં ક્રુર કૃત્યોથી ખુની ઉપનામ અંકિત કર્યું છે. યાદ રાખવું જોઈએ કે જગતમાં નામ મેળવવાનાએ સારો અને નરસો એવા બે રસ્તા છે! રાજ્ય મળ્યા પહેલાં પણ તેણે મહારાષ્ટ્રના રાજા રામદેવને ઠગ્યો હતો. આ શાહના વખતમાં ગુજરાત પ્રાંત પણ મુસલમાનને તાબે થયો. વાઘેલા વંશના છેલ્લા રાજા કરણને, પોતાના દુષ્કૃત્યથી માધવ નામે પ્રધાનની સાથે વૈર બંધાયું; અને માધવે પોતાના ઉપર જૂલમ કરનારનો નાશ કરવાને પણ લીધું. દીલ્હીથી અલ્લાઉદ્દીનને ઉશ્કેરી ગુજરાતપર ચડાઇ કરાવી. કરણ હારી દક્ષિણના પર્વતોમાં નાશી ગયો; અને તેની રાણી અલ્લાઉદ્દીનને હાથ ગઈ. મુસલમાનોએ ગુજરાત લૂટયું અને દેશની પાયમાલી થઇ.

ગુજરાત જીતીને અલ્લાઉદ્દીને દક્ષિણ હિંદ જીતવાનો પ્રયત્ન કર્યો. અને તેમાં મહારાષ્ટ્ર પ્રાંત તેના કબજામાં આવ્યો. મલેકકાફૂર નામે તેનો અત્યંત વિશ્વાસુ ગુલામ જે ખંભાતમાંથી પકડાયો હતો, તેણે દક્ષિણમાં કર્ણાટક અને મલબાર સુધીનો પ્રદેશ જીતી લીધો. પણ પાછળથી એજ ગુલામે ગાદીની લાલચે અલ્લાઉદ્દીનના પ્રાણ લીધા. ખરે! ખીલજી વંશના સર્વ રાજાઓના સમયમાં એવોજ બનાવ બનતો ગયો છે કે એકનો ઘાત કરી બીજો પાટે બેસે, અને પાછળથી બીજાની પણ એજ દશા થાય.

ખીલજી વંશનો નાશ થતાં તઘલખ વંશનો માયાળુ ઘાજીઉદ્દીન—ગ્યાસુદ્દીન ગાદીએ આવે છે, પરંતુ તે ચાર દહાડાના ચાંદરણાની માફક માત્ર ચાર વર્ષ રાજ્ય કરી ગત થાય છે; અને હીનભાગી ભારતભૂમિના નસીબે ગાંડો મહમદ પાટે બેસે છે. તાંબાનાણું ચલાવવાનો ગાંડો પવન આ રાજાના મગજમાં ભરાયો અને તેથી દેશના વેપારમાં બેહદ નુકશાન થયું. પરંતુ એટલેથીજ અટકયું નહિ, માલ ઉપરની જકાતમાં અને વસુલાતમાં, લોકોએ સરકારમાં

પણ ત્રાંબાનાણું ભરવા માંડ્યું; અને આથી ત્રીજોરીમાં પણ ખોટ પડી. ખોટ પડી તે પ્રત્યક્ષ દેખાઈ ત્યારે પણ તેનું ગાંડું મગજ ઠેકાણે આવ્યું નહિ. ચીન અને ઇરાન જીતવાના ઇરાદાથી તેણે કેટલુંક લશ્કર એકઠું કર્યું. એકત્ર થએલા લશ્કરમાંનું કેટલુંક માર્ગમાં નાશ પામ્યું અને કેટલુંક હરકતને લીધે પાછું વળ્યું. પાછા વળેલા લશ્કરે આવી પગાર માગ્યો, પરંતુ તે મળ્યો નહિ ત્યારે ભૂખે મરતા સૈનિકો લૂટારૂ થયા, અને મૂલક લૂટ્યો. ફોજે રૈયતની ખરાબ હાલત કરી હતી તેમાં તેણે મનુષ્ય શિકારની પદ્ધતિ ચલાવી બેહદ વધારો કર્યો. દક્ષિણના હૈદ્રાબાદમાં રાજ્યધાની કરવાના હેતુથી દીલ્હીની રૈયતને ત્યાં જઈ રહેવાની ફરજ પાડી. લોકો બે વખત ગયા અને પાછા આવ્યા. દુર્ભાગ્યે એ અરસામાં દુકાળ પડ્યો. આ સિવાય તેની ક્રુરતાનાં કે ગાંડાઇનાં ઘણાંએ ઉદા-હરણો છે. પડેલા દાંતની ઉપર કબર ચણાવવાની બુદ્ધિ તેને સૂઝી હતી! આ રાજા ગાંડો હતો તે સાથે સત્તાહીન પણ હતો, અને એજ સારૂં હતું; નહિ તો તેણે ભરતખંડની શી દશા કરી હોત તે કહી શકાતું નથી. (અપૂર્ણ.)

---

## 'सोबत तेवी असर.'

આ વિષય ઘણી વખત અને ઘણે સ્થલે ચર્ચાએલો છે, અને અમે પણ તેમાં કાંઇ વિશેષ કહેવા માગીએ છીએ એમ નથી; પરંતુ જે કહેવામાં આવ્યુંછે અને કહેવાય છે તેનું પ્રથકરણ કરી તેજ વિશેષ સ્પષ્ટ કરી બતાવવાનો અ-મારો હેતુ છે. તથા તે ઉપરથી દુનિયાના ઇતિહાસમાં કેવા મોટા લાભ તેમજ ગેરલાભોનાં દર્શન થાય છે તે જણાવવાનોજ અમારો આશય છે.

આપણામાં એક કહેવત છે કે 'કમળાવાળો સઘળું પીળું દેખે' અથવા તો 'ગુણથી ગુણ મળતા જગતમાં સહેજ સ્વભાવે જઇ ભળે.' એપ્રમાણે નિર્મલ હૃદયના મનુષ્યને જગત સઘળું પોતાના જેવુંજ પવિત્ર જણાય છે. જગતની દુર્વૃત્તિઓ-દુષ્કૃત્યો-તેની નજરથી બહાર રહે છે. તેની જ્ઞાનદૃષ્ટિનાં કિરણો અપવિત્ર પદાર્થને પ્રકાશિત કરતાં નથી—અને જ્યારે વધતા જતા જ્ઞાનથીએ દૃષ્ટિમાં આવે છે; ત્યારે પણ તેની તરફ ધિક્કારજ ઉત્પન્ન થાય છે. તેની આવી વૃત્તિઓથી તેના સ્વભાવનું બંધારણ સ્વાભાવિક રીતેજ નિર્મલ થાય છે. નિર્મલતા ઉપર પ્રેમ હોવાથી-સ્વભાવ નિર્મલ થવાથી-તેને તેવાજ માણસોની સાથે સ્નેહ થાય છે, અને હમેશાં એજ ક્રમે હૃદયનું સંવર્ધન થતાં તેને દુર્વાસનાનો સ્પર્શ થઈ શ-

કતો નથી. પરંતુ પાપપથગામી માણસો 'ચોરની ગતિ ચોર જાણે' તે પ્રમાણે જગતનાં દુષ્કૃત્યો જલદીથી જોઇ શકે છે; અને જગત સઘળું આપણા જેવુંજ હોય એ અનુમાન પાપી બુદ્ધિમાં ઠસતાં વાર લાગતી નથી. તથા આ રીતે પોતાના પાપકૃત્યનો વિચાર તેની દૃષ્ટિ મર્યાદાની બહાર રહે છે. ઘણા માણસો પાપ કરતાં બોલે છે કે 'ભાઈ જગતમાં એમજ ચાલે છે.' આવા માણસોની સ્વાર્થદૃષ્ટિ પાપ શું તે જોઇ શકતી નથી; અને જગતમાં સર્વ માણસો પાપ કરે છે માટે મારે પણ કરવા કંઇ હરકત નથી એવું માનતાં તેને બિલકુલ સંશય રેહેનો નથી. ઘણા 'જુઠા' માણસો બોલે છે કે 'સાચા બોલો સગી માએ માર્યો' 'સાચનો આ વખત નથી.' આવા માણસો સ્વાભાવિક રીતેજ પવિત્ર આચરણના મનુષ્યને ધિક્કારે છે કે નિર્માલ્ય કહી ભાંડે છે. પોતાને અનુકૂલ માણસોની સાથેજ તેમનો સ્નેહ થાય છે; અને અનુકરણ પણ સ્નેહ પાત્રોનુંજ થાય છે; આથી આવાં અંતઃકરણો સન્માર્ગની હવાથી દુરજ રહે છે. અને હવે—

'ભ્રષ્ટ થઈ મતિ તેનો શતમુખ વિનિપાતજ નિર્મેલો.'

'જેની બુદ્ધિ ભ્રષ્ટ થઇ તેનો અધઃપાત પછી અનેકધા થવા માંડે છે.' એ પ્રમાણે અનેક રસ્તે-દરેક રસ્તે-હમેશાં તેનો અધઃપાત થતો જાય છે.

પણ હવે પ્રશ્ન એ થાય છે કે નિર્મલ અને પાપી માણસો શું ઇશ્વરની સૃષ્ટિથીજ ઉત્પન્ન થાય છે? ઇશ્વરની સૃષ્ટિ સ્વભાવથીજ પવિત્ર છે. ત્યારે મનુષ્ય હૃદયમાં પવિત્રતા કે પાપનો ઉદય કયારે અને શાથી થાય છે? અમારે આ પ્રશ્નનો ઉત્તર આપવો જોઇએ. બાલક જન્મે છે ત્યારે તેને સારાસારનો વિચાર કરવાને શક્તિ હોતી નથી. કુદરતની નિર્મલ છાયા તેના અંતઃકરણમાં છવાએલી હોય છે એટલુંજ નહિ, પરંતુ તેમાં કોઇ પણ જાતની વાસનાનો ઉદય હોતો નથી. પણ હમેશાને માટે તેમજ રહેતું નથી, સંસારની કોઈ પણ ઉપાધિથી પીડાતાં બાલકને દુઃખનો અનુભવ થાય છે; અને ત્યારે પ્રથમની પોતાની સ્થિતિને મુકાબલે આ દુઃખમય સ્થિતિમાં તેને અસંતોષ થાય છે. અસંતોષ એ સર્વ વાસનાઓની ઉત્પત્તિનું મૂલ છે. આ અવસ્થામાં ધીમેધીમે તેની સઘળી વાસનાઓ વિકસિત થાય છે. બાલકનું અંતઃકરણ કોમલ છે અને પોતાને પ્રેમથી ચહાનારને તે પ્રેમથી ચહાય છે. હવે પ્રેમમાં અત્માર્પણનો ગુણ છે, અને તેથી બાલક પોતાને ચહાનારને વશ થઇ રહે છે; વળી કેટલીક વખત બાલક બાહ્ય-સુંદરતામાં અંજાઇ મોહ પામે છે, અને તેથી તે સુંદરતાને અધીન થઇ જાય છે; આ બન્ને અધિનતાને લીધે તેના અંતઃકરણમાં અનુકરણ વૃત્તિ ઉત્પન્ન થાય છે. પણ હમેશાં

પ્રેમથી ચાહનાર માણસનું આચરણ પવિત્રજ હોય, કે બાહ્ય સુંદરતાના ગર્ભમાં પવિત્રતાજ સમાએલી હોય એમ કંઇ બનતું નથી. સારાસારનો નિર્ણય કરવાને અશક્ત બાલકનું અંતઃકરણ પવિત્રતા કે અપવિત્રતાનો ભેદ જાણ્યા સિવાય અનુકરણ માત્ર કરે છે; અને આ અનુકરણથી તે જે કાર્ય કરે છે તેની ઉપર પણ તેનો પ્રેમ થાય છે. તેની કળાઓ જાણે છે, સાધનો ઓળખે છે, અને સારૂં શું કે ખોટું શું એ તપાસવા કરતાં, પોતાને થતા હાનિલાભ ઉપર તેવા કાર્યમાં તેની અપ્રવૃત્તિ કે પ્રવૃત્તિનો આધાર રહે છે. જોકે બાળકના સંબંધમાં આવતાં દરેક માણસ અપવિત્રજ હોય એમ કાંઈ બનતું નથી, અને અપવિત્ર મનુષ્યનાં પણ જાહેર આચરણોમાં અપવિત્રતાનો અંશ જોઇ શકાય એમ થોડોજ હોય છે, તેથી હાનિ ઓછી છે; અને દુનિયામાં કેવલ પાપમય જેનાં હૃદયો હોય એવા માણસો થોડાજ ઉત્પન્ન થાય છે. પરંતુ ત્યારે પવિત્રતાનો માર્ગ વિકટ હોવાથી, તથા અપવિત્ર આચરણોમાં કેટલીક વખત સ્વાર્થનો પ્રત્યક્ષ લાભ હોય છે તેથી, જેનું જીવન કેવલ નિર્મલ હોય એવા માણસો પણ થોડાજ ઉત્પન્ન થાયછે. સામાન્ય મનુષ્યવર્ગ માત્ર સારાસારની મેળવણી જેવો હોય છે. પરંતુ બાલક જ્યાંસુધીમાં સમજતું થાય ત્યાંસુધીમાં વિશેષ કરીને તે કયે રસ્તે-સન્માર્ગે કે ઉન્માર્ગે-પોતાનું જીવન ચલાવશે તે નક્કી થઇ જાય છે. અગરજો અમે એટલું તો કબૂલ કરીશું કે ભવિષ્યમાં જેના જીવનમાર્ગનું પરિવર્તન થએલું એવા પુરૂષો પણ દુનિઆમાં થએલા છે, તોપણ આ પરિવર્તન બહુ થોડાંજ હોય છે. મોટા 'ક્ષોભવગર કુદરત મોટા ફેરફારો સહન કરતી નથી.'

ખરેખર, જીવનમાર્ગનું પરિવર્તન બહુ વિરલ છે, તોપણ સંગતિની અસરથી મોટી ઉમરમાં પણ સ્વભાવમાં કંઇ સહેજ ફેરફાર થાયછે ખરો. પરંતુ આપણે આગળ કહ્યું છે કે અપવિત્ર મનુષ્યો પવિત્ર આચરણના મનુષ્યોને ધિક્કારે છે, અથવા નિર્માલ્ય કહી ભાંડે છે; તેમજ પવિત્ર મનુષ્યો અપવિત્રતા તરફ ધિક્કારથી જુએ છે; ત્યારે આ સહેજ પરિવર્તન શી રીતે થાય છે? 'सत्संगाद्भवति ही साधुता खलानां,' 'કુસંગીનો પ્રસંગ દે કુસંગ રંગ અંગમાં' ઈત્યાદિ વાકયો શા પરથી ઉત્પન્ન થએલાં? ખરેખર આ વાકયો કંઈ બાલકના અંતઃકરણનુંજ પરિવર્તન નથી દર્શાવતાં. ત્યારે પ્રથમ આપણે તપાસીએ કે સત્પુરૂષોના સંબંધથી ખલ પુરૂષોને શી રીતે સાધુતા પ્રાપ્ત થાય છે. આપણે ઉપર બતાવ્યું છે કે કેવલ પાપમય અંતઃકરણવાળા મનુષ્યો બહુ થોડા હોય છે. અને ઉમર વધતાં-જગતના રંગમંડપમાં પરિભ્રમણ કરતાં-તેને સારાસારનું

જ્ઞાન પણ પ્રાપ્ત થાય છે. અમે કબૂલ કરીએ છીએ કે સારૂં શું છે તે સમજવાથી મનુષ્ય હમેશાં સારૂંજ કરશે એમ કહી શકાય નહિ, તોપણ સત્યનું જ્ઞાન થયા પછી-સારૂં શું છે તે સમજાયા પછી-તેવું આચરણ કરવામાં મનુષ્યને સ્વાર્થ-વૃત્તિ સિવાય બીજી કોઇ વૃત્તિ પ્રતિરોધ કરતી નથી. આ સ્વાર્થ કેટલીક વખત પૈસાનો, કેટલીક વખત મિથ્યા સુખ ભોગવવાનો, કેટલીક વખત સ્નેહ સંપાદન કરવાનો, કેટલીક વખત માન કે આબરૂનો, કે કેટલીક વખત અધિકાર વગેરેનો હોય છે. હવે આ સર્વ સ્વાર્થ ક્ષણિક છે, ખરો સ્વાર્થ પરલોકમાં સુખ મેળવવાને માટે તૈયારી કરવી એ છે, અત્રેનાં લક્ષ્મી, આબરૂ, અધિકાર, પ્રીતિ વગેરે સાધનો પણ એ તૈયારીમાં જેટલી મદદ કરે તેટલે અંશેજ લાભકારક છે, એમ સત્સંગથી માણસના સમજવામાં આવે; અથવા તો સત્પુરૂષના પરિચયમાં, અંતઃકરણમાં રહેલી કોઈ પણ પવિત્ર ભાવનાથી, સત્પુરૂષ ઉપર સ્નેહ બંધાય; તો મનુષ્ય સુધરી શકે. બીજી તરફ જોઈએ કે 'કુસંગીનો પ્રસંગ દે કુસંગ રંગ અંગમાં' એ વાક્ય શી રીતે ખરૂં ઠરે છે? ઘણા ભોળા માણસોને માટે તો કુસંગનો રંગ સહેજ લાગે એમ કદાચ માનીએ, તોપણ સારા માણસો જેઓ સારૂં શું છે તે સમજી શકે છે અને તે પ્રમાણે વર્તન કરે છે, તેને કુસંગનો રંગ શી રીતે લાગી શકે? મનુષ્યનું અંતઃકરણ વર્તમાનના પડદા આગળ ભૂત કાલનો પડદો ભૂલી જાય છે; અને વર્તમાન બનાવોપર તેનું લક્ષ્ય ઠરે છે. હવે કેટલીક વખત, અપવિત્ર મનુષ્યના સહવાસ–વર્ત્તમાન–સમયમાં બનતા બનાવો, વર્તમાનમાં અંજાએલી દૃષ્ટિને, પોતાની સ્થિતિને અનુકૂલ–લાભ-કારક જણાય છે; અને આ લાભથી તૃપ્ત થએલી સ્વાર્થવૃત્તિ તે કાર્ય તરફ સ્નેહનું અર્પણ કરે છે. અપવિત્ર બનાવો લાભકારક જણાયા અને તેને સ્નેહનું અર્પણ થયું, એટલે મનુષ્ય મનથી–હૃદયથી-ભ્રષ્ટ થઇ ચૂક્યો. અને પછી 'ભ્રષ્ટ થયું જરી તેનો શતમુખ વિનિપાત જ નિર્મેલો.'

પણ હજી 'सत्संगाद्भवति हि साधुता खलानां' (સત્પુરૂષના સમાગમથી ખલ પુરૂષોમાં પણ સાધુતા આવે છે) તે વાક્ય, તથા 'કુસંગીનો પ્રસંગ દે કુસંગ રંગ અંગમાં' (નઠારા માણસોના સંગથી સારા માણસોને પણ કુસં-ગની અસર લાગે છે) એવાકય, એ બેમાં કોઇને વિરોધ સમજાય તો તેનું સમાધાન કરવું જોઇએ. એક વાક્યથી સાબિત થાય છે. કે સત્પુરૂષો અને ખલ પુરૂષોના સંગમાં ખલ પુરૂષો સુધરે છે. બીજું વાક્ય સિદ્ધ કરે છે કે સારા અને નઠારા માણસોના સંગમાં સારા માણસો બગડે છે. વિરોધનું સમાધાન અહીં-

આંજ છે. પ્રસ્તુત વાક્યોને જરા વધારે સૂક્ષ્મદૃષ્ટિથી તપાસતાં આપણને સમજાય છે, કે હરકોઇ બે વિરુદ્ધ સ્વભાવનાં અંતઃકરણોના સહવાસ-સબંધમાં જેની મહત્તા વિશેષ, તેને ઓછી મહત્તાવાળું અંતઃકરણ અનુસરે છે. અમે આ મહત્તા તે આત્મપ્રતિષ્ઠા, અથવા હરકોઇ મનુષ્યના પ્રતાપની કહીએ છીએ. મનુષ્યને પોતાના જીવનમાં અનેક મનુષ્યની સાથે સંસર્ગ થાય છે. અને તેમાંના કોઇ પવિત્ર, કોઇ અપવિત્ર, અને કોઈ સામાન્ય મનુષ્યો-સારાસારની મેળવણી જેવા હોય છે. તેમાં કોઈની આત્મનિષ્ઠા તેના પોતાના કરતાં વધારે અને કોઈની ઓછી હોય છે; અને તે પ્રમાણે તેઓ તેના જીવનમાં પવિત્રતા કે અપવિત્રતાનો અંશ મૂકે છે અથવા તેની પાસેથી લે છે. પણ આ અસર, સહવાસ તથા પોતાની સ્વભાવિક પ્રકૃતિના પ્રમાણમાં, ઓછી, વધતી, ક્ષણિક હોય છે. આપણે ઉપર કહી ગયા છીએ કે 'મોટા ક્ષોભ વગર કુદરત મોટા ફેરફારો સહન કરતી નથી.'

આપણે ઉપર કહી ગયા છીએ કે મનુષ્યની સ્વાભાવિક પ્રકૃતિ બાળપણમાં બંધાય છે, અને તે પ્રકૃતિ ઉપરજ મનુષ્યજીવનનાં શુભાશુભ કર્તવ્યોનો બહુધા આધાર રહે છે. કોઇ આકસ્મિક યોગે પ્રકૃતિજ આખી બદલાઈ જાય છે; પરંતુ એવા પુરુષોનાં ઉદાહરણો બહુ થોડાં નીકળે. ત્યારે કેટલીક વખત આપણને સારા જણાતા મનુષ્યો એકાએક બદલાઇ ગએલા લાગે છે તેનું શું કારણ? આમાં એટલુંજ સમજવાનું છે, કે તેના જીવનમાં તેવી દુર્વાસનાને પ્રસંગ કે અનુકૂલતાના યોગનીજ ખામી રહેલી. મનુષ્યની સ્વાભાવિક પ્રકૃતિનું ખરૂં પરીક્ષણ તો પ્રસંગ કે અનુકૂલતાના યોગની વખતેજ થાય છે; અને-

आपत्सु मित्रं जानीयात् युद्धे शूरमृणे शुचिम्
भार्यां क्षीणेषु वित्तेषु व्यसनेषु च बांधवान् ॥

એ શ્લોક પણ પ્રસંગેજ વસ્તુની સ્વાભાવિક પરિક્ષા થાય એમ સુચવે છે. ત્યારે, જીવનમાં જ્યારે મનુષ્યની સ્વાભાવિક પ્રકૃતિનું બંધારણ થાયછે, એ કાલ બહુ ધ્યાન આપવા લાયક છે. અગર જો બાળકની પ્રકૃતિના બંધારણમાં મનુષ્યનો કૃત્રિમ ઉપાય પૂર્ણ થઇ શકે તેમ નથી; તોપણ થોડો લાભ થઇ શકે તેમ છે. માબાપ વગેરે કુટંબીઓનો સહવાસ બાળપણમાં બાલકને હોયછે; અને પરસ્પરના સ્નેહને લીધે બાલક પોતાના વડીલોનેજ અનુસરે છે. માબાપ કે કુટુંબીઓએ આ વખતે કેટલી સંભાળ રાખવાની છે તે અમારા ઉપરના વિવેચનથી સહજ સમજાયું હશે. પરંતુ તે છતાં અમારે કહેવું જોઇએ કે, શકિત લગભગ

સરખી હોવા છતાં, સ્વાભાવિક પ્રકૃતિની દુષ્ટતા કે પવિત્રતા ઉપરથી મનુષ્ય, દુનિઆના ઇતિહાસમાં કેવા લાભ કે ગેરલાભ કરી શકેછે, તે અયોધ્યાના પવિત્ર રાજા રામચંદ્ર અને લંકાના રાક્ષસાધિપ રાવણના ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવેછે. અર્વાચીન ઇતિહાસ તરફ દૃષ્ટિ કરીએ તો, અકબર અને ઔરંગજેબ બન્ને જાતે મુસલમાન હતા, અને અકબરના કરતાં ઔરંગજેબની શક્તિ કંઈ ઉતરતી ન હતી; પરંતુ આજે હિંદુ પ્રજા પણ અકબરને માનની નજરથી સંભારેછે; અને ઔરંગજેબ તેનાં દુષ્ટ કૃત્યોને માટે પ્રસિદ્ધ છે.—આમ છતાં જે અવસ્થા ઉપર મનુષ્યના આખા જીવનનો આધાર છે, તે ઉપર જે માબાપો દુર્લક્ષ્ય રાખેછે, તેઓ બાલક ઉપરના પોતાના સ્નેહનો કેવો ખોટો ઉપયોગ કરેછે! અમે આ ઉપરથી બાલકની તરફ કઠોર વર્તનની ભલામણ કરીએ છીએ એમ સમજવાનું નથી, પરંતુ હમેશાંની ટેવથી બાલક જેમ બને તેમ નીતિ શીખે, માબાપના પોતાના વર્તનમાંથી પણ તેને સદ્‌ગુણ ઉપરજ સ્નેહ થાય, અને માબાપને પોતાને પણ એજ રૂચેછે એમ એ જાણે, એમ કરવાથીજ માબાપનો બાલક ઉપરનો સ્નેહ સફલ છે. તથાસ્તુ.

---

## ॐ तत् सत्

## આપણો ઉદય કેમ થાય?

જે વિષય ઉપર ઘણા દિવસથી કાંઈ લખવાની ઈચ્છા હતી, તેજ વિષય લખવાને ગુરૂજનની પ્રેરણા થવાથી હું યથામતિ શાસ્ત્રાનુસાર લખું છું.

"આપણો ઉદય કેમ થાય" આ પ્રશ્ન સાર્વજનિક છે, એટલે કે સર્વ મનુષ્ય એમ વિચારે છે કે—"આપણો ઉદય કેમ થાય" પરંતુ ઉદય કે અસ્ત થવાનો મુખ્ય આધાર પોતાનાં કૃત્ય ઉપર રહેલો છે. એક વિદ્વાન કહે છે કે—

**यात्यधोधो व्रजत्युच्चैर्नरः स्वैरेव कर्मभिः ॥**
**कूपस्य खनिता यद्वत्प्राकारस्यैवकारकः ॥ १ ॥**

જેમ કુવાનો ખોદનાર નીચે નીચે ઉતરતો જાય છે, અને ગઢનો ચણનાર ઉંચો ઉંચો ચડતો જાય છે. તેમ માણસ પોતાનાંજ કર્મથી નીચ ઉચ્ચ ગતિને પામે છે.

શ્રીકૃષ્ણ ભગવાન્ પણ વદે છે કે:—

कर्मणा जायते जंतुः कर्मणैव विलीयते ॥
सुखं दुःखं भयं क्षेमं कर्मणैवाभिपद्यते ॥ २ ॥

કર્મથી જીવ ઉત્પન્ન થાય છે, અને કર્મથીજ લય પામે છે, તથા સુખ, દુ:ખ, ભય અને કલ્યાણ એ પણ કર્મથીજ પામે છે.

જ્યારે આમ પોતાના કર્મ ઉપરજ આપણા ઉદયનો આધાર છે, ત્યારે હવે આપણો ઉદય થવાને આપણે કેવાં કૃત્યો કરવાની આવશ્યકતા છે તેનો વિચાર કરી તેવાં કરવાં જોઇએ. પરતુ પ્રથમ આપણે કોણ? અને આપણો ઉદય તે શું ? તે જાણી લેવાનું છે. જો કોઈ એમ જાણતું હોય કે ગમે તે રીતે પૈસો સંપાદન કરી એશઆરામ ભોગવવો તે ઉદય, તથા જેની પાસે વધારે પૈસો, ઘરેણાં, ગાંઠાં, બાગ, બગીચા, નોકરો, ગાડી, ઘોડા, અને મોટા મોટા માળા વિગેરે હોય અને વધારે એશઆરામ ભોગવતો હોય તેનો વધારે ઉદય, તો આ તેનું સમજવું ભૂલ ભરેલું છે. ભૂલ એ સ્વાભાવિક છે એટલે આવા વિચારમાં ભૂલ થાય તેમાં કાંઇ આશ્ચર્ય નથી. સત્ય વિચાર કરતાં જણાય છે કે એ ઉદય નથી, પણ ઉદયનું સ્વરૂપ તેથી જુદુંજ છે. જ્યાંસુધી તે ઉદયનું સત્ય સ્વરૂપ સમજાય નહિ, ત્યાંસુધી તેવાં કૃત્યો પણ કેમ બને ! માટે આપણે કોણ, અને આપણો ઉદય તે શું, તેનો વિચાર કરીએ.

આર્યધર્મશાસ્ત્ર પ્રમાણે ચાર વર્ણમાં પ્રથમ વર્ણ બ્રાહ્મણ તે આપણે છીએ, એ કોનાથી અજાણ્યું છે ? પ્રાચીન પુરાણો અને ઇતિહાસો ઉપરથી જણાય છે કે, તે સમયમાં રાજા પ્રજાના ધર્મ, અને રાજાએ પ્રજાને કેમ પાળવી તેના નિયમો, જે આપણે બ્રાહ્મણો બાંધી આપતા, તેજ પ્રમાણે રાજાઓ પ્રજાનું પાલન કરતા હતા. વર્ણવ્યવસ્થા પણ એવાજ હેતુથી કરેલી જણાય છે. સ્મૃતિઓ (કાયદા) બાંધી આપવી એ કામ બ્રાહ્મણોનું, તે પ્રમાણે નિયમથી પ્રજાપાલન કરવું એ કામ ક્ષત્રિયનું, વ્યાપારાદિકથી સર્વને જોઈતા પદાર્થો પુરા પાડવા એ વૈશ્યનું કાર્ય, માટેજ ચાર વર્ણની વ્યવસ્થા કરેલી છે. નહિ કે તેઓનો ભોજનાદિ વ્યવહાર બંધ હતો. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણને તો વૈદિક કર્મનો સમાન અધિકાર હતો, અને તે ત્રણે વર્ણની "દ્વીજ" એવી સંજ્ઞા હતી. તેથી તેઓમાં ભોજનાદિ વ્યવહાર ચાલતો હતો. (વર્ત્તમાનકાલમાં ભોજનાદિ વ્યવહાર બંધ પડેલો છે.)

આ સમયમાં આપણો એટલે બ્રાહ્મણોનો અને તદનુયાયી સર્વે આર્ય પ્રજાનો ખરો અભ્યુદય હતો એ વાત નિર્વિવાદ છે. જોકે તે સમયમાં આપણી

થાય છે કે, બ્રાહ્મણોએ દીન (સર્વ પ્રજા)નું ભલું કેમ થાય એ વિચારી તે રીતે રાજાઓને ચલાવવા, એજ બ્રાહ્મણનું મુખ્ય કર્ત્તવ્ય છે. એમ જો બ્રાહ્મણ ન કરે તો તેનું બ્રહ્મત્વ રહેતું નથી.

મહારાજ પરીક્ષિતે શમીક ઋષિના ગળામાં મરેલ સર્પ નાખ્યો એ ખબર સાંભળી તેના પુત્રે કહેલું છે કે—

ब्राह्मणैः क्षत्रबंधुर्हि द्वारपालो निरूपितः ॥

બ્રાહ્મણોએ અધમક્ષત્રિયને દ્વારપાલ નિમેલ છે. આ શ્લોક પણ સ્મરણમાં રાખવા યોગ્ય છે.

મહામુનિ ચ્યવનનું નામ કોના સાંભળવામાં નથી આવ્યું? જેમણે પોતાના સસરા શર્યાતિ રાજાના યજ્ઞમાં, દેવવૈદ્ય અશ્વિનીકુમારને યજ્ઞમાં ભાગ મળતો નહિ, તે અપાવ્યો. આ વખતે ત્રિલોકીના રાજા ઈંદ્રે "ના" "હા" કરવાથી તેમને પણ પોતાનો પ્રતાપ બતાવી કબૂલ કરાવ્યું કે "હવેથી દેવવૈદ્યોને હમેશાં યજ્ઞમાં ભાગ આપવો."

શુક્રાચાર્ય એ દૈત્યોના ગુરૂ હતા, જેઓ મૃતસંજીવિની વિદ્યા જાણતા હતા. તેમણે "શુક્રનીતિ" નામે એક ગ્રંથ બનાવ્યો છે, તે આજ પણ વિદ્વજ્જનોને આનંદ ઉપજાવે છે. રાજનીતિનો પ્રથમ ગ્રંથ એજ છે. તેમનું માન દૈત્યોનાં રાજ્યમાં એટલું બધું હતું કે—રાજાની પુત્રી શર્મિષ્ઠાએ શુક્રાચાર્યની પુત્રી દેવયાનીને કાંઇ કઠિન શબ્દો કહીને કુવામાં નાંખી દેવાથી, શુક્રાચાર્યે રાજ્યનું પુરોહિતપણું છોડી દેવાનો વિચાર કરતાં, દૈત્યોના રાજા વૃષપર્વાએ, દેવયાની જ્યાં પરણીને જાય ત્યાં શર્મિષ્ઠાને તેની દાસી તરીકે મોકલવાનું કબૂલ કરીને પણ, પોતાના ગુરૂ શુક્રાચાર્યને પ્રસન્ન કરેલા છે. એ શું બ્રાહ્મણોની આજ્ઞા રાજાઓને પાળવી પડતી એમ સિદ્ધ નથી કરતું? કરે છે. તેથી આખી દુનિયાનું રાજ્ય બ્રાહ્મણોજ કરતા એમ નિશ્ચય થાય છે. કેમકે—

राज्यं किमाज्ञाफल રાજ્ય શું? આજ્ઞા પ્રમાણેજ થાય તે રાજ્ય.

તે સમયના મહાપ્રતાપી રાજાઓનો બ્રાહ્મણોને માટે કેવો ઊંચો મત હતો તે પણ જાણવા જેવી વાત છે.

મહારાજ પૃથુ કહે છે કે—

सेनापत्यं च राज्यं च दंडनेतृत्वमेवच ॥
सर्वलोकाधिपत्यं च वेदशास्त्रविदर्हति ॥ (અપૂર્ણ.)

---

# પવિત્ર આત્માનો માયાપ્રતિ તિરસ્કાર.

## સન્માર્ગગામી આત્માને અવરોધતાં કાલ્પનિક સંબંધીઓને તેણે આપેલો સમયસૂચક પ્રત્યુત્તર.

અમે પ્રસન્યા પૃથ્વી માંહી થાવા વૈરાગી ;
જગજાળ ક્હેન લગાર, શત જોજન આઘી.
મિથ્યા જગ, મિથ્યા તમે, મારાં માનું કેમ ;
ઝડપી ઝાંટે સકળને કાળ ન રાખે ક્ષેમ.
મેળવી બેસાડયાં એક હોડી સંગાથી.— અમે પ્રસન્યા. ૧
મારો રસ્તો આમ છે, હોય તમારો જેમ ;
સૌ સૌને પન્થે પળો, ઉડે પંખી એમ.
માત-પીતા અને ઘર કોણ? ન્હો હું રાતવાસી.— અમે પ્રસન્યા. ૨
અલક જગાવે ખલકમાં, ઉઘડે તાળાંકાન ;
છેક કટાયાં હોય તે, જે જન પશુ સમાન.
ગ્રહે વાણીરૂપી જો વ્હાણ, યુક્તિ તરવાની.— અમે પ્રસન્યા. ૩
સિંહ વાઘને સ્વકરથી હણતા દીઠા હજાર ;
ષટ્ અરિ તનમાં રહી રીબે તેને કો હણનાર ?
ચડયું ચાકડે આ જગ આમ "શે સમજે શાની."— અમે પ્રસન્યા. ૪
ઉઠયું ચિત સંસારથી, હવે નથી ચળનાર ;
ઈન્દ્રાદિ નવ ખેસવે આસન દૃઢ નિરધાર.
હવે માયારૂપી મોહીની નથી અંજવાની.— અમે પ્રસન્યા. ૫
જાયા ત્યારે એકલા અન્તે જાતાં એક ;
ધુમ્ર બાચકા જગતના, "ભરવા એ અવિવેક."
પ્રગટયું અંતર પરભાત "દુનિયાં માયાવી."— અમે પ્રસન્યા. ૬
ખીલે બાંધ્યો અશ્વને[1], ના છૂટો ચરનાર ;
હાણ કરી સાંજે વળે, ઘરગમ નિત્યગમાર ;
જેણે ભટકાવીને ખૂબ મેળવ્યા ધૂળધાણી.— અમે પ્રસન્યા. ૭

---

૧ મનરૂપી ઘોડો.

[1] ગ્રહી ગુલામી સર્વની હું તેનો સરદાર ;
તોપણ ડૂચો દેઇને માર્યો મૂંગો માર.
હવે એની નથી ખમનાર પળ પણ પતરાજી.— અમે પ્રસઝ્યા. ૮
અરણ્ય અમારાં નગર છે, તરૂ તે ભૂવન સમાન.
તરસ, ટાઢને તાપતે; અમૃત ભોજન માન્ય.
હવે દૃષ્ટિ થૈ [2]કૈલાસ પન્થે પળવાની— અમે પ્રસઝ્યા. ૯
મધ્ય લલાટે ઝગી રહ્યું, ત્રિપુંન્ડ્ર ભાવિ દેખ ;
"મુજ સૃષ્ટિ મુજ મનવિષે", મંત્ર સુત્રની રેખ ;
મન માર્યું પછી શી વાત, જગમાં વસવાની.— અમે પ્રસઝ્યા. ૧૦
કોણ પીગાળે જગતમાં, લપટાવા મન થાય ;
ગિરિ સોનાના ગતિ વિષે આડા જો મૂકાય ;
તોય ઠેબે કરીને ઠેલાય, જેમનાં પગલાંથી.— અમે પ્રસઝ્યા. ૧૧
ઉગ્ર દૃષ્ટિ શા પીત જ્વલક, અખધૂત અદ્‌ભૂત રૂપ ;
ચર્મ દેહને બદલીને કરી દે, અમૃત કૂપ.
દીપાવતા માની કૂખ, ધન્ય એની જનની.— અમે પ્રસઝ્યા. ૧૨

---

## खेदकारक मृत्यु.

લખવાને અસંત ખેદ ઉપજેછે કે સ્વસ્થાન શ્રી મોરબીના રહેવાસી રા. રા. વૈદરાજ ભટ્ટજી શ્રી ઝીણા પીત્તાંબરના પુત્ર ભાઈ હરીલાલે સં. ૧૯૫૧ના આસો સુદિ ૫ સોમવારે સાયંકાલે કૈલાસવાસ કર્યો છે. આ દુ:ખદાયક મૃત્યુ થવાથી તેમના કુટુંબમાં અસંત ખેદ પસરી રહ્યો છે. એ ભાઈએ સં. ૧૯૧૯ ના ભાદરવા વદી ૧૦ ને રોજ જન્મ લીધો હતો. સં. ૧૯૩૦ ના વૈશાક માસમાં શ્રી જામનગરના રહેવાસી ભટ્ટ કેવળરામ લીલાધરની પુત્રી સાથે તેનો વિવાહ થયો હતો. તેણે ઇંગ્રેજી અને સંસ્કૃત વિદ્યામાં ઉત્તમ જ્ઞાન મેળવ્યું હતું. દાકતર વિદ્યામાં ઉત્તમ અભ્યાસ કરેલ હતો. તેણે પોતાના મુરબ્બી ભટ્ટજી સુંદરજી સાથે શ્રી અમદાવાદમાં વૈદાની દુકાન કરી હતી અને અમદાવાદમાં ઉત્તમ પ્રતિષ્ઠા અને પ્રખ્યાતિ મેળવી હતી. દૈવયોગથી તેને દુષ્ટ વ્રણ થઈ આવ્યું અને તેની પીડા ચાર માસ ભોગવી ઉપર લખેલે દિવસે તે કૈલાસવાસી થયા. તેને વેદાંતમાં તેમજ યોગમાં ઘણું જ્ઞાન હતું. અને હિમત તથા સદાગ્રહમાં એ એક્કા હતા. તેણે ૩૨ વર્ષ ને ૨૫ દિવસનું આયુષ્ય ભોગવ્યું છે.

---

૧ ઇંન્દ્રિયાદિનું સ્વામીત્વ.
૨ કૈલાસ (આત્મનિમજ્જનરૂપી.)

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૪ મું. પોષ, સંવત્ ૧૯૫૨. અંક ૩ જો.

## ॥ यतो धर्मस्ततो जयः ॥

## विषयोमां वैराग्य बहु कठण छे.



[ हरिगीत ]

जोया घणा आ जगतमां योगी वियोगी भोगियो,
निर्धन दरिद्री दीनजन रडता रखडता रोगियो ;
झीणी नजरथी निरखतां धन-धामनी तकरार छे,
विषयोविषे वैराग्य तो तरवारनी खर धार छे. १
संसार सुख सघळु तजी वनवास करवा जायछे,
सघळुं क्षणिक जाण्या छतां बलवान पण बंधाय छे;
शम दम अने श्रद्धा तितिक्षा काम शु करनार छे ?
विषयोविषे वैराग्य तो तरवारनी खर धार छे. २
ताणे त्वराथी इंद्रियो मनने मथी निजदेशमां,
साचुं स्मरण विसराय छे अज्ञानना आवेशमां;
माथे थया उत्पन्न काम क्रोध क्यां जानार छे?
विषयोविषे वैराग्य तो तरवारनी खर धार छे. ३
मृगजल समान समग्र पण आसक्ति अंते छे खरी,
बहु थाय हैये हर्ष-शोक सदाय सुख दुःखे करी;
मोहांध मनमातंगने नर कोण वश करनार छे?
विषयोविषे वैराग्य तो तरवारनी खर धार छे. ४
संसारना व्यवहारमां सुख होय सोमां कोकने,
तो पण वृथा तृष्णावडे अति लोभ लागे लोकने;
वर कोण कष्टविना अनाथ विरक्तिने वरनार छे,
विषयोविषे वैराग्य तो तरवारनी खर धार छे. ५

शास्त्रो पुराणो वांचनारा नीतिवंत गणाय छे,
आ लोकमां नहि तो नकी परलोकमांहि तणाय छे;
समुदायमां सिद्धाइनी वातो घणा वदनार छे,
विषयोविषे वैराग्य तो तरवारनी खर धार छे. ६
छे कोण एवो कुशल केशव कठण आवा काममां ?
शंका न करवी कोईये हरिभक्त आत्मारामपां;
शूरा सदाचरणी महाअभ्यासथी धरनार छे,
विषयोविषे वैराग्य तो तरवारनी खर धार छे. ७

---

## अस्त थतो सूर्य.

( शिखरिणी छंद )

ઉગેલો આકાશે પૂરવભર્ણો તેજે જળહળી,
[1]હવે શાને કાજે જલધીલહરીમાં જવું ભળી ?
દીસે ઝાંખો ઝાંખો દુખ કંઈ વસે શું હૃદયમાં ?
વિચારે શું વ્હાલા ! જલધીતટ ઉભો રહી હવાં ?
સુખી સંસારે કો નહિ, દુખ વસે માત્ર જગમાં,
વિધિની સૃષ્ટિમાં પળ પળ નવાં દુઃખ સરજ્યાં,
નિહાળી એવું કૈં દિવસ સઘળો દુઃખ ધરીને,
ઉભો તું શું વ્હાલા ! જગતથકી સંન્યાસ ગ્રહીને ?
નિહાળે વા કોઇ સુખી જગતને દિવ્ય નજરે,
અહીંના લોકોને સતત સુખ દેવા ધરી ઉરે ?
ભલે ! તારી દૃષ્ટિ ઉપકૃતિતણું કાર્ય કરજે !
અને આ તારૂં એ દુઃખ સકલ નાશી દુર જજે !
પરંતુ તેં જોયું જગત સઘળું દિવ્ય નજરે,
દીઠાં કેવાં કૃત્યો જગતજનમાં, મિત્ર કહીદે.
દીઠા પ્રેમી કોઈ પુનિત જન, કે માત્ર જગમાં

---

૧ અસ્ત સમયે સૂર્ય પશ્ચિમ સાગરમાં પડે છે-એ શાસ્ત્રોક્ત વચનને અનુસરી, જાણે કે અમુક દુઃખથી કંટાળી રવિ સમુદ્રમાં ડુબી મરવા તૈયાર થયેલો હોય, એવી અત્રે કલ્પના છે

ભર્યા સ્વાર્થે એવા પતિત જન, દીઠા જગતમાં,
ન જોયું જોયું વા કર્યું કંઇ હશે શ્રેષ્ઠ હૃદયે,
પરંતુ કોઇ છે શરમ તુજ ધારી હૃદય તે?
થતું અંધારે તે અવગણી ભલે ના ધર્યું ઉરે;
[2]પરંતુ ઉઘાડે દિવસ ઠગતા પાપી તુજને.
પ્રપંચે ખલે છે જન વિવિધ ફંદો કપટના,
રચેછે માયામાં અતિગહન દુષ્કર્મરચના ;
ન જાણે જાણે હો મુરખ ફરતા પાપ કરમે-
ઠગેછે ત્હારા ને પરમપ્રભુના દિવ્ય પદને.
ધરે કોને કાજે દુખગણો હવે દુઃખ દિલમાં ?
ન છાજે દુષ્ટોને સુખ લગીર હા પાપફલમાં.
હશે કોઇ ક્યાંહિ પુનિત જન જો આ જગતમાં,
નહિ તેને તો કંઇ સુખ દુઃખતણો ભેદ મનમાં.
તજીદે તું ચિંતા દિનમણિ! તજીને જગત આ-
હવે ચાલ્યો જાને! પતિત જન છો અંધ બનતા.
રખે! ત્હારી કાન્તિ પતિત જનથી ભ્રષ્ટ બનશે!
ખરે! પાપી કેરૂં ઉપકૃતિતણું એજ ફલ છે.

---

## एक स्वप्न.

(મૃત્યુ અને તેની આવશ્યકતા)

[ સાધણ પાને ૩૬ થી. ]

એક વખત-જ્યારે મારી ઉમર લગભગ બાર વર્ષની હતી ત્યારે-હુતાશનીને દિવસે સંધ્યાકાલે, હું એક મારા વહાલા સિપાઇ વિજયસેનની સાથે

---

૨ સૂર્યને ઠગે છે એમ કહેવાનુ કારણ એજ કે-સૂર્ય આપણા વર્તનનો જ્ઞાતા છે એમ શાસ્ત્ર કહે છે, અને લોકો, તે સ્વીકારતા છતા, સૂર્ય આપણાં ગૂઢ પ્રપંચજાલ કાંઈ સમજી શકે તેમ નથી એમ ગણી, અનેક પાપ કર્મો કરેછે.—પાપ કર્મો સૂર્યથી ગુપ્ત રાખવા ગૂઢ પ્રપચજાલ રચવાં તે ઠગાઈ

आदित्यचन्द्रावनिलोऽनलश्च द्यौर्भूमिरापो हृदयं यमश्च
अहश्च रात्रिश्च उभे च सन्ध्ये धर्मोऽपि जानाति नरस्य वृत्तम्

સૂર્ય, ચંદ્ર, વાયુ, અગ્નિ, આકાશ, પૃથ્વી, જલ, દિવસ, રાત્રિ, બન્ને સંધ્યાઓ, અને ધર્મ પણ મનુષ્યનુ વર્તન જાણેછે.—

હુતાશનીનાં દર્શન કરવા ગયો. આજ દિવસ સુધી હું નગરની બહાર ક્વચિત્‌જ નીકળતો હતો, કોઈ વખત મારા પિતાજી સાથે માત્ર બાગ સુધી જતો; પરંતુ આજ રોજ હુતાશનીમાતાનાં દર્શન કરી અમે જરા દૂર નીકળી ગયા. જરા દૂર-નગરની આજુબાજુ ઉંચે ગગનસુધી ગયેલા શિવાલિક પર્વતની ટેકરીઓ આવેલી છે, અને તેની અંદરની ખીણોમાં જ્યાં ભરતખંડની મહા નદી સિંધુ અનિયમિત રીતે પણ ઘુઘવાટ કરતી પૂર્ણ જોસથી વહે છે, ત્યાં આગળ અમે આવી પહોંચ્યા. આ વખતે સંધ્યાકાલ વીતી ગયો હતો; અને શાન્ત જણાતા જગત ઉપર ચંદ્રમાનો આછો પ્રકાશ પથરાતો હતો. ગગન સુધી પહોંચી જતા પર્વતોનાં ભવ્ય શિખરો, અડગ ઉભેલા ખડકોને તોડી પાડી પ્રબલ વેગથી વહેતી સરિતાનો ઘુઘવાટ, અને તે સર્વની ઉપર છવાયેલો ચંદ્રમાનો આછો પ્રકાશ, એ સર્વથી મારૂં આત્માભિમાની હૃદય નરમ બની ગયું. આ સ્થિતિ મેં હજી પહેલીજ અનુભવી, આ શું થાયછે તે મને કાંઇ સમજાયું નહિ; અને અમે જરા દૂર ગયા તો દૂર પર્વત ઉપર કોઈ રડતું હતું, તથા અગ્નિની જ્વાલા નીકળતી જણાતી હતી. આવા ભવ્ય સ્થાને રડવાના હૃદયભેદી દીન અવાજથી મારૂં અંતઃકરણ ચીરાયું. હું કોઇ પણ મનુષ્યને રડતું જોઇ શકતો નહિ. આજુબાજુની કોઇ પણ વસ્તુ જોવાને બદલે મારૂં સકલ લક્ષ્ય તે સ્વર તરફ જતું હતું. આ સ્થલે આ શું થાય છે ? રૂએછે કોણ ? અગ્નિની જ્વાલા શાથી નીકળે છે ? અહીંઆં અરણ્યમાં કોઇ અનાર્ય લોકે હુતાશની પ્રગટેલી હોય પણ રૂએછે કોણ ? આ સર્વ વિચાર મારા મનમાં થયા. અને મેં આતુરતાથી મારા વ્હાલા સિપાઇ વિજયસેનને પૂછ્યું કે 'આ અરણ્યમાં અત્યારે રૂએ છે કોણ ? અને આ ભડકા શાના નીકળે છે ? નગરની બહાર આટલે સુધી કોઈ રહે છે ?'

ગંભીર સ્વરે વિજયસેને ઉત્તર આપ્યોઃ 'કુમાર, આ સ્મશાન છે; કોઇને અત્યારે ત્યાં બાળતા હશે.'

આશ્ચર્યથી મેં પૂછ્યુંઃ 'સ્મશાન એટલે શું ? અને વળી બાળે તેમાં રડવાની શી જરૂર ? હુતાશનીમાં તો કોઈ રડતું નહોતું.'

મારી અણસમજ વિજયસેનના સમજવામાં આવી. અત્યારે આ વાત સમજાવવાથી કુમાર વખને ડરશે, એમ લાગવાથી તે અહીં સુધી આવ્યો તેને માટે તેને પસ્તાવો થયો. વાત ઉડાવતાં તેણે કહ્યુંઃ 'આપણે તેની શી જરૂર છે ? હું ધારૂં છું કે આપણે બહુ દૂર આવ્યા છીએ, અને જલદી ઘેર જઇએઃ પિતાજી આપણને શોધશે.'

મેં કહ્યું: 'પણ આ કોણ રડે છે તે તો મારે જોવું જોઇએ; આપણે તે જોઈને જલદી ઘેર જઇશું.'

વિજયસેને કહ્યું: 'પણ પિતાજી આપણને ઠપકો દેશે; હું તમને ઘેર જઇને બધું સમજાવીશ.'

મેં કહ્યું: 'નહિ, પણ મારે તે જોવું છે; જોઈને આપણે જલદી જઇશું, પિતાજીને હું કહીશ.'

વિજયસેને કહ્યું: 'પણ વળી બીજી કોઈ વખત આપણે અહીં જોવા આવીશું; અત્યારે રાત્રિ થઇ ગઇ છે માટે ઘેર જઇએ કે પિતાજીને કે માતાજીને પણ ફિકર ન થાય.'

મેં કહ્યું: 'ફિકર કંઇ નહિ થાય, હું જોયા વિના તો નહિજ આવું. આપણે જલદી જોઈને જઇશું; તેમ નહિતો તારે જવું હોય તો ખુશીથી જા, હું જલદી આવીશ, બહુ વાર નહિ લગાડું.'

વિજયસેને કહ્યું: 'કુમાર એ સ્મશાન છે, ત્યાં, જે માણસો મરી જાયછે તેને બાળે છે, એમાં શું જોવું?'

મેં આશ્ચર્યથી પૂછ્યું: 'કોને માણસને બાળે છે?'

વિજયસેને કહ્યું: 'જે માણસ મરી જાય તેને ત્યાં બાળે છે; અને બાળવા આવેલા તેના સંબંધી પૈકી કોઇ ત્યાં રડતુ હશે.'

મેં પૂછ્યું: 'પણ માણસ મરી જાય એટલે શું? અને માણસે માણસને બાળીને રડવું શું કરવા?'

વિજયસેન ગુંચવારામાં પડયો. તેણે કહ્યું: 'તેમાં શુ સમજવું? મનુષ્યના શરીરમાં રહેલા જે ચેતનતત્ત્વથી મનુષ્ય બોલે છે, હાલે છે, ચાલે છે, ઇત્યાદિ અનેક ક્રિયાઓ કરેછે, તે ચેતનતત્ત્વ આ ક્ષણિક દેહથી છુટું પડી ચાલ્યું જાયછે, ત્યારે માણસ મરી ગયો એમ કહેવાય છે. જીવ ગયા પછી દેહ નકામો છે, તો તેને બાળે નહિતો બીજું શુ કરે? મૃત્યુની ઝડપ આગળ મનુષ્ય નિરૂપાય બની, પોતાની પ્રિય વસ્તુના નાશથી દુઃખ પામી રડેછે. બાકી મૃત્યુ તો વહેલું મોડું સર્વને ઝડપે છે—ચિરંજીવી કોઇ નથી.'

'શું સૃષ્ટિના દરેક મનુષ્યને મૃત્યુ ઝડપે છે?' આતુરતાથી મેં પૂછ્યું.

વિજયસેને કહ્યું: 'હા, અને તેમાં શું આશ્ચર્ય છે? સૃષ્ટિના આરંભ કાલથી જે જે મનુષ્યો જન્મ્યા છે, તે સર્વ આજ સુધી જીવતા હોય તો સૃષ્ટિની શી દશા થાય? કેટલી અનવસ્થા થાય? સૂર્ય અને ચંદ્ર જવાને પણ ઉદય

સાથે અસ્ત છે; સૃષ્ટિની કઇ વસ્તુ નાશવંત નથી? અસ્તથીજ ઉદયની કીમત વધારે સ્પષ્ટ સમજાય છે, અને મરણથીજ મનુષ્યજીવનનું મૂલ્ય સમજાય છે?'

તેના લાંબા ભાષણ ઉપર કાંઇ પણ ધ્યાન ન આપતાં મેં પૂછ્યું: 'પણ મનુષ્યનો જીવ લેવા મૃત્યુને શો હક છે ? ક્ષત્રિયનો અને ત્યારે મારો પણ ધર્મ છે કે પ્રજાનું પાલન કરવું; અને હું એ મારો ધર્મ પ્રાણાન્તે પણ બજાવીશ. મૃત્યુને યોગ્ય શાસન કરવા મારૂં શસ્ત્ર તૈયાર છે. હું પિતાજીની રજા લઇશ.'

વિજયસેને કહ્યું: 'પણ મૃત્યુને શાસન કરવા કોઇપણ અધિપતિની શી સત્તા છે ? મોટા મોટા ચક્રવર્તી મહારાજાધિરાજો પણ મૃત્યુના ઝપાટાથી આ ક્ષણિક દુનિઆ તજી ગએલા છે. મૃત્યુ એ કોઇ મનુષ્ય, પ્રાણી કે વસ્તુ નથી; પરંતુ એક સ્થિતિ માત્ર છે. શ્રીમદ્‌ભગવદ્ ગીતામાં કહ્યું છે કે:—

देहिनोऽस्मिन्यथा देहे कौमारं योवनं जरा । तथा देहान्तरप्राप्तिः'

(જેમ મનુષ્યને પોતાની જીંદગીમાં બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે; તેવીજ રીતે મૃત્યુ—*દેહાન્તર પણ પ્રાપ્ત થાય છે.)

વિજયસેન ધર્મશ્રદ્ધાળુ માણસ હતો, અને તેનું અંતઃકરણ બાલકના જેવું સરલ-નિર્મલ હતું. તેની આ પવિત્રતાને લીધેજ પિતાજીનો તેના ઉપર સ્નેહ હતો; અને તે ધર્મની પવિત્ર અસરમાં ઉછેરવાની ખાતરજ પિતાજીએ મારી પાસે તેને રાખ્યો હતો. તે કહેતો કે:—ઈશ્વરેજ મનુષ્યને જન્મ આપ્યો છે, અને તેની ઇચ્છાથીજ મનુષ્ય મૃત્યુ પામે છે, તેમાં તેનો શો હેતુ છે તે આપણે અલ્પબુદ્ધિ મનુષ્ય સમજી શકીએ તેમ નથી. ઈશ્વરની સમીપ આપણે અલ્પબુદ્ધિ બાલક છીએ. ઘડીમાં હસતા અને ઘડીમાં રડતા અજ્ઞાન બાલકની તરફ માબાપ પ્રેમની નજરથી જુએ છે; અને ઈશ્વર પણ, સંસારનાં સુખ-દુઃખમાં તન્મય બની ઘડીમાં હર્ષ અને ઘડીમાં શોક ધરતા અલ્પબુદ્ધિ મનુષ્યબાલ ઉપર, પ્રેમની નજરથી જુએછે. વળી આટલા ઉપરથી તે કહેતો કે જગત પિતા પરમેશ્વર જે કરે છે તે મનુષ્યજાતિના ભલા માટેજ કરે છે, તેની આજ્ઞાનો હેતુ ન સમજાય તેથી ડરવાનું નથી; માત્ર એટલુંજ કે મનુષ્યે હરકોઇ અવસ્થામાં તેની આજ્ઞા પ્રમાણે ચાલવું જોઈએ. વળી મનુષ્યજીવનના કર્તવ્ય ખાતર તે કહેતો કે-દયાલુ પિતા પરમેશ્વરને સ્વાર્થ કરતાં પરમાર્થ વધારે પ્રિય છે,

---

* મૃત્યુ થયા પછી મનુષ્ય જીવ બીજા દેહમાં પ્રવેશ કરે છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે:—

वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही.

અને ત્યારે મનુષ્યે પોતાના જીવનમાં શક્તિ પ્રમાણે પરમાર્થ દૃષ્ટિ રાખવી જોઇએ. પરંતુ તેની આ ધર્મશ્રદ્ધા અને ધર્મસિદ્ધાંતોવિષે મને પાછળથી ખબર પડી, હાલ તુરત તો હું તે સમજી શકું તેમ નહોતું; કારણ કે મૃત્યુ સંબંધી જ્ઞાનના આ પ્રથમ દર્શનમાં, આજે મને મૃત્યુની ક્રૂરતાનુંજ ભાન થયું હતું; અને સૃષ્ટિમાં મૃત્યુથી થતા લાભાલાભનો ખરો વિચાર હજી મારી દૃષ્ટિની બહાર હતો. અને તેથી વિજયસેનના ઉત્તરને અંતે મને માત્ર એટલુંજ સમજાયું કે મૃત્યુની ક્રૂરતા અનિવાર્ય છે: મોટા મોટા રાજાઓ પણ તે અટકાવી શકે તેમ નથી. મૃત્યુ એ મનુષ્યજીવનની એક સ્થિતિ માત્ર છે, ત્યારે કોઈ પણ શાસનથી તેની ક્રૂરતા અટકાવવાનો પ્રયત્ન કરવો તે વ્યર્થ છે. આ સમજાતાં મારૂં સર્વ અભિમાન પળવારમાં નાશ પામ્યું. મૃત્યુને શાસન કરવા મારી શક્તિ કાંઇ નથી એ ભાન થતાં—હું અલ્પ છું અને આ સંસારનું સુખ પણ અલ્પ છે, ત્યારે જે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ આનંદની મનુષ્ય ઈચ્છા રાખે તે તેને ક્યાં—ક્યારે મળવાનો? આ સૃષ્ટિમાં—આ જીવનમાં તો નહિજ ત્યારે ક્યાં—ક્યારે? તે કોણ જાણે! ભવિષ્યમાં આમ થશેજ એમ વિચાર કરી નિશ્ચિંત બેસી રહેવું તેના જેવી બીજી મૂર્ખતા કઇ? ઇત્યાદિ અનેક વિચારોમાં,—મારૂં હૃદય લીન થઈ ગયું.

એટલામાં પાછળથી કોઇ અમને બોલાવતું હોય એવો અવાજ સંભળાયો: 'વિજયસેન; વિજયસેન!' હજુરી ચંદ્રસિંહનો અવાજ હતો.

'કોણ?' વિજયસેને પ્રત્યુતર આપ્યો:—'ચંદ્રસિંહ? કેમ વારૂ?'

ચંદ્રસિંહે પાસે આવી કહ્યું: કુમારશ્રીની સાથે તમને જરા વાર લાગવાથી મહારાજા સાહેબને ચિંતા થવાથી મને શોધવા મોકલ્યો છે; કહેવરાવ્યું છે કે જલદી આવે.

સ્મશાન જોવાનું હવે કાંઇ પ્રયોજન ન હતું. અમે સર્વ ઘેર ગયા; પરંતુ આ પ્રસંગથી મારૂં મન સર્વ બદલાઇ ગએલું હતું. સંસારના કોઈ પણ આનંદ ઉપર મારૂં ચિત્ત ઠરતું નહિ. હું સદા એકાન્તમાં અને વિચાર કરવામાંજ વખત કાઢતો હતો. મારી પ્રજામાં દરરોજ થતાં મરણોની વાત માત્ર હું ધ્યાન દઇ સાંભળતો હતો; અને ઘેર ઘેર વર્તાતા કેરનુંજ રૂદન મારે કાને આવતું હતું. એકાંતમાં કે મિત્રમંડલમાં, રાત્રિએ કે દિવસે, મારા મનમાં મૃત્યુનાજ વિચારો ચાલતા હતા: શું મારી ઉપર જે માતપિતા, આટલો સ્નેહ બતાવે છે, મારા વિના જે જગતને શૂન્ય જેવું માને છે, તેને છોડીને જગતમાંથી એક દિવસ ચાલ્યાં જવું? અથવા તો જે માતાપિતા મારા ઉપર આટલી મમતા દેખાડે છે, તેમાંથી એક

પણ મને છોડી જાય તો મને કેવું લાગે ? જે પ્રજા મને જોઇને આનંદે છે, અને મારી ઉપર અપાર મમતા દાખવે છે, તે પણ એક વખત મારી નથીજ ! વળી જે અપાર વૈભવની વચ્ચે ઉછરતાં સૂર્યનો તાપ સરખો પણ મેં અનુભવ્યો ની, તેમાંની એક પાઇ પણ મૃત્યુ પછી મારી નથી. અપાર સૈનિકોનું બલ પણ મૃત્યુ પાસે નથી ચાલતું. ત્યારે જગતનો પ્રેમ, અપાર વૈભવ, અપાર બલ, સર્વ મૃત્યુથી નકામાં છે—આનંદ દેવાને બદલે દુઃખદાયક નિવડે છે. અરે ! મૃત્યુથી મનુષ્યને પોતાના કર્તવ્યમાં પણ હાનિજ થાય છે. સંસારમાં મનુષ્ય જન્મે છે ત્યારથી પોતાને શિર અનેક મનુષ્યનું ઋણ વહોરે છે, તે પતાવીને પણ સૃષ્ટિ માંનો ક્વચિત્ લાખે એક મરતો હશે. અનેક કષ્ટે ઉછેરેલા અને જેની ઉપર અનેક આશાઓ બાંધેલી એવા પુત્રો, માબાપને રખડતાં મૂકી, એક પળમાં ચાલ્યા જતા જોણું છું; અને અનેક પુરૂષો પોતાને આશરે રહેલાં નાનાં બાલકો અને ગરીબ બિચારી પતિવ્રતા અબલાને નિરાધાર મૂકી ચાલ્યા જાય છે. મિત્ર મિત્રને તેમ ભાઇ ભાઇને વચન આપ્યા છતાં ફરી મળી શકતો નથી—પ્રેમને પણ ક્ષતિજ છે. વળી અવસાન સમયે, ‘અરેરે મારાથી ઈશ્વરભક્તિ પણ બરાબર ન થઇ ’ એમ કહી, હજારો મનુષ્યોને રડતા સાંભળ્યા છેઃ એવા એવા વિચારો મને થતા હતા, અને પ્રતિદિવસ મૃત્યુ પરનો પક્ષપાત વધતો જતો હતો. મારા મનમાં સર્વ વિચારોને છેડે એજ વિચાર આવતો હતો કે-આ સર્વ ગેર-લાભ શાથી દૂર થાય ? શું કરવાથી મનુષ્યસૃષ્ટિ ચિરંજીવ બને ? (અપૂર્ણ.)

---

## હિંદુધર્મ.

મહાન આર્ય જાતિની એક શાખા મધ્ય એશિઆમાંથી પર્વતોના ઘાટોને માર્ગે હિંદમાં ઉતરી આવી, અને પ્રથમ સિંધુનદીની આસપાસના પ્રદેશમાં વશી.

સિંધુ શબ્દનો પારશી લોકો હિંદુ એવો ઉચ્ચાર કરતા, અને તેથી તે નદીની આસપાસ રહેતા પોતાના આર્યબંધુઓને પણ હિંદુ નામથી બોલાવતા. ગ્રીક લોકો, જેઓએ ઘણુંકરી પોતાના હિંદસંબંધી પહેલવહેલા વિચારો બહુધા પારશી લોકો પાસેથીજ લીધા છે તેઓ, પ્રથમના ‘ હ ’નો લોપ કરી હિંદુ શબ્દનો ઇન્ડો એવો ઉચ્ચાર કરતા.

વખત જતાં હિંદી આર્યો ગંગા નદીના પ્રદેશમાં ફેલાવા લાગ્યા, અને પારશી લોકોએ આ પ્રદેશ–કાશીથી પંજાબ સુધીના સઘળા પ્રદેશ–નું 'હિંદુસ્તાન' અથવા હિંદુ લોકોનું વસવાનું ઠેકાણું એવું નામ આપ્યું. આ નામનો ઉપયોગ સાધારણ રીતે, બહુધા મુસલમાન લોકો, વધારે વધારે વિશાલ પ્રદેશને–વિંધ્યાપર્વત સુધીના પ્રદેશને–માટે કરવા લાગ્યા; અને મુદત જતાં શબ્દપ્રયોગમાં બરાબર સંભાળ ન રહેતાં, હિંદના બીજા ભાગને માટે પણ, એ નામનો ઉપયોગ થવા લાગ્યો.

તોપણ સંસ્કૃત સાહિત્યમાં વારંવાર વપરાતું, અને સમગ્ર આર્ય પ્રજાએ સ્વીકારેલું, હિંદનું ખરૂં નામ તો ભારત અથવા ભારતવર્ષ એટલે ભરત રાજાનો દેશ છે. (કોઇ કોઇ વખત તેને ભરતખંડ અથવા કુમારિકાખંડ પણ કહેવામાં આવે છે.) આ ભરત રાજાએ પ્રાચીન સમયમાં એક વિશાલ પ્રદેશ ઉપર રાજ્ય કરેલું જણાય છે. હિમાલય અને વિંધ્યા પર્વતની વચ્ચે આવેલા સઘળા પ્રદેશને માટે, મનુ, આર્યાવર્ત નામ આપે છે; અને એ નામ હિંદના એ ભાગને માટે ખરેખરૂં રૂઢ છે. સંસ્કૃત કાવ્યમાં વપરાતું આખા હિંદનું એક જંબુદ્વીપ એવું નામ પણ છે; પરંતુ ખરેખરી રીતે કહીએ તો એ નામ પૃથ્વીના એક ઘણા મોટા ભાગને માટે આપવામાં આવ્યું છે, અને ભરતખંડ તો તેનો એક ભાગ માત્ર છે.

ઇ. સ. ૧૮૯૧માં હિંદની વસ્તી ૨૮,૭૮,૨૮,૧૩૩ માણસની ગણવામાં આવી છે. બેશક આવું મોટું જનમંડલ કદાપિ એક પ્રજા તરીકે રહી શકે નહિ. હિંદુસ્તાન તે બહુધા યુરોપના જેવો એક ખંડ છે, અને તેની અત્યંત દોલતને લીધે પ્રાચીન કાલથી, યુરપ અને એશિઆના ખીચોખીચ વસ્તીવાળા તથા વધારે કંગાલ પ્રદેશોમાં વસતા અનેક જાતના મનુષ્યો,–કોઇ તેમાં વસવાને તો કોઈ હુમલો કરવાને-લલચાયા છે. કોઈ પણ ખંડની જૂદી જૂદી પ્રજાની માફક અહીંની પ્રજા પણ જૂદી જૂદી છે; અને તે દરેકને પોતપોતાની જૂદી જૂદી ભાષાઓ છે.

પ્રાચીન કાલમાં, સર્વથી પ્રથમ, મધ્ય એશિઆ અને તાર્તરી તથા ટીબેટનાં મેદાનોમાંથી કેટલીક જાતો, વાયવ્યમાં પંજાબના ઘાટોને માર્ગે તથા ઈશાનમાં જ્યાં બ્રહ્મપુત્રા વહે છે તેની આસપાસના ઘાટોને રસ્તે, હિંદમાં ઉતરી આવી. આમાંની કોઈ મૂળ માંગોલીઅન અને કોઇ સીથીઅન હોવા છતાં, તે સર્વનો સમાવેશ એક મોટી તુરેનીઅન પ્રજામાં કરી શકાય.

દક્ષિણ હિંદની મોટી દ્રાવિડીઅન જાત, (જેને ઘણુંકરી આપણા રામાયણ નામે વીરરસ કાવ્યમાંના રાવણ અને વિભિષણની સાથે સરખાવી શકાય) આ પ્રથમ ઉતરી આવેલા લોકોની સમર્થ શક્તિ બતાવે છે. પરંતુ એ યાદ રાખવું જોઇએ કે, આ જાતિ, હિંદના પર્વતોમાં અને જંગલોમાં વસનારી તથા રામાયણમાં વાનર નામથી પ્રસિદ્ધ થએલી વધારે અણઘડ પ્રજાથી, બિલકુલ જૂદીજ હતી.

ત્યારપછી, પોતાને આર્ય કે ઉમરાવ કુલના કહેવરાવનાર તથા એશિઆની સંસ્કૃત, પ્રાકૃત, ઝંદ, ફારશી, આર્મીનીયન, તેમજ યુરપની હેલેનીક, ઇટાલીક, કેલ્ટીક, ટયુટોનીક, સ્લેવોનીક, વગેરે ભાષાઓની મૂળભૂત એવી એક પોતાની જુદીજ ભાષા બોલનાર આર્ય લોકોની કેટલીક શાખાઓ, મધ્ય એશિઆના મૂળવાસમાં તેમની સંખ્યા વધવાથી, હિંદના મેદાનોમાં ઉતરી આવી. પહેલાંની તુરેનીઅન્ પ્રજાથી જરા મોડા, પરંતુ તેમનીજ માફક, આર્ય લોકો, મધ્ય એશિઆના કોઇ સપાટ પ્રદેશમાંથી—ઘણું કરીને બુખારાની નજીક આમુ નદીની આજુબાજુના સપાટ પ્રદેશમાંથી—જુદી જુદી પ્રજાઓ તરીકે વહેંચાઇ ગયા; અને તેમણે યુરપ, ઇરાન અને હિંદુસ્તાનમાં પોતાનો વાસ હમેશને માટે કર્યો. મધ્ય એશિઆના મૂળ વાસમાંથી જુદી જુદી દિશા તરફ વહેતા આર્ય લોકોના વહનમાંથી છૂટા પડયા પછી, હિંદી આર્યો, સિંધુ, પવિત્ર સરસ્વતી અને પંજાબની બીજી પાંચ નદીઓના (આ સાતે નદીઓને સંસ્કૃતમાં સપ્ત સિંધુ અને ઝંદમાં હપ્ત હિંદુ કહેવામાં આવે છે.) પ્રદેશમાં, ખેડુત તરીકે વશ્યા. વખત જતાં તેઓ ગંગાના પ્રદેશમાં વિજયપૂર્વક આગળ વધ્યા, અને આર્યાવર્ત નામથી ઓળખાતા આખા મધ્ય હિંદમાં ફેલાયા. મૂળ વતનીઓમાંના જે તેમની સાથે મળી ગયા તેઓને તેમણે પોતાની સાથે મેળવી લીધા; અને જેઓ સામા થયા તે સર્વને દક્ષિણમાં કે પર્વતોમાં હાંકી કાઢયા. હિંદની નીતિ—બુદ્ધિ સંબંધી સુધારણાના પ્રયોજક તથા તેને તેના શ્રેષ્ઠ રૂપમાં મૂકનાર આર્યોજ હતા. અને પ્રથમના દ્રાવિડીઅન લોકોના વખતથી હિંદમાં આ સુધારણાનો અરૂણોદય થઈ ચૂકયો હતો.

આ વખત પછી પણ હિંદુસ્તાન વારંવાર પરદેશીઓનો ભોગ થઇ પડેલું છે. હિરોડોટ્સના મત પ્રમાણે તેને ડારાયસ હિસ્ટાસ્પે જીતી લીધું હતું. આ જીત ઘણું કરીને ઇ. સ. પૂ. ૫૦૦ વર્ષ ઉપર થએલી, પરંતુ તે ઘણા જુજ પ્રદેશ ઉપરની હતી; અને પંજાબ તથા સિંધના પ્રદેશમાં સમાવેશ પામતાં

સિંધુ નદીનાં મેદાનોની પેલી તરફ તે વધીને હતી. તોપણ આથી હિંદુસ્તાન અને ઈરાનની વચ્ચે વેપારનો ગાઢ સંબંધ થયો; અને આ વેપારી સંબંધને લીધે, ધર્મ સંબંધી તથા તત્વજ્ઞાન સંબંધી ઘણાક નવા વિચારો, અને ફિનિશીયન મૂળાક્ષરો,—જેનો, અશોકનાં આજ્ઞાપત્રો અને શિલાલેખોમાંનાં ઘણાંના અક્ષરોની સાથે, સંબંધ છે, એમ હાલ ધારવામાં આવે છે— તે પણ, હિંદુસ્તાનમાં આવ્યા એમ ધારી શકાય.

આશરે ઇ. સ. પૂ. ૩૨૭ માં, સિંધુ નદીના પ્રદેશમાં મોટા અલેકઝાંડરનો હુમલો, એ વધારે સપ્રમાણ હકિકત છે. આ ચડાઈને લીધેજ હિંદના વાયવ્ય તરફના ભાગનું, અને જેના મુખ તરફ સીકંદરે, નીઆર્કસ નામે સરદારના ઉપરી પણા નીચે ગ્રીસ લશકરને વહાણમાં બેસાડી મોકલ્યું હતું, તે પાંચ નદીઓના પ્રદેશનું-પહેલવહેલું ભરૂંસા લાયક જ્ઞાન યુરપના લોકોને મળ્યું. સેલ્યુકસ (અલેકઝાંડરનો સરદાર, યુફ્રેતીસ તથા સિંધુની વચ્ચે આવેલા સઘળા પ્રદેશનો રાજા. ઇ. સ. પૂ. ૩૧૨.) ના તરફથી ચંદ્રગુપ્તના દરબારમાં નીમાએલો મેગાસ્થિનીસ નામે એલચી, પાટલીપુત્રમાં લાંબી મુદત સુધી મુસાફર તરીકે રહેલો, અને તેજ શહેરમાં રહીને તેણે હિંદ સંબંધી ઘણું વધારે જ્ઞાન મેળવેલું; જેનો પાછળથી સ્ટ્રાબો, પ્લીની, એરીસીન અને બીજા ઘણાઓએ લાભ લીધો છે.

ત્યાર પછી, પરંતુ ઘણા લાંબા વખતને અંતરે, પારસીઓ આવ્યા. ઓમર ખલીફના હાથ નીચેના મુસલમાન હુમલો કરનારાઓએ આ નાની જાતને, ઇરાનમાંથી ઈસ્વી સનના સાતમાં સૈકામાં, હાંકી કાઢી. તેમનો મૂળધર્મ જે ઘણું કરીને વેદને મળતો આવેછે (એક ઇશ્વરની ભક્તિ, અને પંચમહાભૂતોમાં મુખ્યત્વે અગ્નિની પૂજા.) તેને વળગી રહીને, તથા તેમના પેગમ્બર ઝોરોએસ્ટરે (જરથોસ્થે) આપેલું પુસ્તક ઝંદ અવસ્તા—તેમની શ્રદ્ધાનો મુખ્ય લેખ—સાથે લાવીને, તેઓ, આજથી અગીયારસેં વર્ષ ઉપર દક્ષિણમાં સુરતની પડોશમાં વસ્યા; અને મોટા વેપારો તથા વહાણ બાંધનાર થયા. પરંતુ ત્રણ કે ચાર સૈકાને માટે આપણે તેમનો થોડોજ ઇતિહાસ જાણીએ છીએ. પરધર્મીઓને પોતાના ધર્મમાં લેવાની તેમના ધર્મમાં મના છે, અને આથી તેઓ પોતાની સંખ્યામાં અમુક હદ સુધી પણ વધારો કરી શક્યા નથી; વળી તેઓ હિંદુ સાથે ભળી ગયા પણ નથી. તેથી તેમની સંખ્યા કુલ સીતેર હજાર લગભગ ગણવામાં આવે છે, પરંતુ આ સઘળું છતાં, તેમનો ઉદ્યોગ તથા તેમની સાહાસિક

પ્રકૃતિ—જેમાં તેઓ યુરપીઅનોની બરોબરી કરેછે—તેને લીધે, તેઓ મુંબઇ અને પશ્ચિમ હિંદુસતાનની પ્રજાના એક અગત્યના ભાગ તરીકે ગણાય છે.

પારસીઓ પછી ભિન્નભિન્ન વખતે, ભિન્નભિન્ન મુસલમાની જાતો, (અરબ, તુર્ક, અફ્ગાન, મુગલ, ઇરાની વગેરે ) હિંદમાં પેઠી છે. તેમની વસ્તી હાલ ચાર કરોડ અને દશ લાખ એટલે કે આખા હિંદની વસ્તીના ⅙ ની બરોબર છે; તોપણ આ સંખ્યામાંનો ઘણો ભાગ, જે હિંદુપ્રજાને વટલાવી મુસલમાન કરેલી તેનાથીજ બનેલો છે. હિંદની રાજ્યપ્રકરણી બાબતમાં જોકે મુસલમાનોએ વડાઈ ભોગવેલી છે, તોપણ હિંદુઓએ તેમની પહેલાંની પ્રજા ઉપર જે અધિકાર ભોગવ્યો છે તે અધીકાર, હિંદુઓની ઉપર ભોગવવાને તેઓ કદાપી સમર્થ થયા નથી. વળી મુસલમાન જીતનારાઓની પદ્ધતિ, હિંદના તેમના રાજ્ય તરફ બહુ ભાગે મમતાથી વળતી હતી; અને તેથી ભાષા, રીતભાત, ચાલચલગત વગેરેમાં તેઓ ઘણે અંશે હિંદુ જેવાજ થઈ ગયા છે.

---

## आपणो उदय केम थाय?

[ સાંધણ પાને ૪૬ થી.]

વેદ શાસ્ત્ર જાણનાર બ્રાહ્મણ, સેનાપતિપણાને, ( લશ્કરી અમલદારીને ) રાજયને, (રેવન્યુખાતાની અમલદારીને ) દંડનેતાપણાને, (ન્યાયાધીશપણાને ) અને સર્વ લોકના આધિપત્યને, (મ્યુનિસિપાલિટીની અમલદારીને) યોગ્ય છે. એ બધાં કામ વેદશાસ્ત્રજ્ઞ બ્રાહ્મણને હાથજ હોવાં જોઇએ. આદિરાજ મનુ લખે છે કે :—

ब्राह्मणं दशवर्षं तु शतवर्षं तु भूमिपं ॥
पितापुत्रौ विजानीयात् ब्राह्मणस्तु तयोः पिता ॥

દશ વર્ષનો બ્રાહ્મણ, અને સો વર્ષનો ક્ષત્રિયરાજા, એ બન્નેને પિતાપુત્ર જાણવા; તેમાં બ્રાહ્મણ બાલક છતાં, સો વર્ષના વૃદ્ધ ક્ષત્રિયનો પિતા છે. માટે તેનું પિતાતુલ્ય માન રાખવું. માહાભારત શાંતિ પર્વમાં ભીષ્મ પિતામહે, મહારાજ યુધિષ્ઠિરને, બ્રાહ્મણોની આજ્ઞા પ્રમાણે ચાલવાની ખાસ ભલામણ કરીને, છેવટે કહ્યું છે કે —

अद्भ्योग्निर्ब्रह्मतः क्षत्रमश्मनो लोहमुत्थितं ॥
तेषां सर्वगतं तेजः स्वासु योनिषु शाम्यति ॥

જલમાંથી અગ્નિ, બ્રાહ્મણમાંથી ક્ષત્રિય, અને પાષાણમાંથી લોહ, (ધાતુ) ઉત્પન્ન થયેલ છે. તેઓનું સર્વત્ર જઇ શકે તેવું તેજ, પોતાની ઉત્પત્તિ જેમાંથી થઇ છે ત્યાં, શાંત થાય છે. સદ્ગુણ મૂર્ત્તિ રામચંદ્રને માટે એમ લખેલ છે કે :—

मन्यमान इदं कृत्स्नं ब्राह्मणोऽर्हति निस्पृहः ॥

નિસ્પૃહ બ્રાહ્મણ આ સમગ્ર જગત્‌ને ભોગવવા યોગ્ય છે, એવું માનનાર (રામ હતા). મહારાજ ઋષભદેવ કહે છે કે :—

न ब्राह्मणैस्तुलये भूतमन्यत्

બ્રાહ્મણની બરાબર બીજું કોઈ પ્રાણી નથી. વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ ભગવાન્ પણ કહે છે :—

न ब्राह्मणान्मे दयितं रूपमे तच्चतुर्भुजं ॥

બ્રાહ્મણોના કરતાં મને આ મારૂં ચતુર્ભુજ સ્વરૂપ પણ વહાલું નથી. આવાં અસંખ્ય ઉદાહરણો છે, તેમાંથી કેટલાં લખી શકાય ? માત્ર આટલાંજ લખી જણાવ્યાં છે. આ ઉપરથી એટલું તો નિર્વિવાદ સિદ્ધ થઇ શકે છે કે, મહારાજાધિરાજાઓ પણ, આપણી બ્રાહ્મણોની આજ્ઞાને આધીન હતા એટલુંજ નહિ, પણ તે આજ્ઞા થવામાં પોતાને મોટું માન સમજતા હતા. આ સમયનેજ હું આપણો ખરો અભ્યુદયકાલ માનું છું.

પરંતુ કાલે કરીને જેમ આપણે આપણું કર્ત્તવ્ય છોડતા ગયા, તેમ રાજાઓ પણ અભિમાની અને પોતાના વિચાર પ્રમાણે ચાલનારા થતા ગયા, તેથી વિદ્વાનો વૈરાગ્ય પામી વનમાં જઇ બેઠા; અને પાછળથી આપણે આળસુ તથા અજ્ઞાની થઇ નીચ કર્મ કરવા લાગ્યા. આપણાં મન સાંકડાં થઇ ગયાં: એટલે સંપ તુટી ગયો, ધર્મનો છેક લોપ થયો, અને સ્વાર્થનું જોર વધી ગયું; અને તેથી છેવટ બલ, બુદ્ધિ, વીર્ય, તથા આયુષ્યહીન થતાં ક્રમે કરીને આપણે આવી દીન દશાને પામ્યા. અસ્તોદયના નિયમાનુસાર જેવો ઉદય હતો તેવોજ અસ્ત થયો. આજ આપણે કેવી સ્થિતિ ભોગવીએ છીએ તે લખવા જરૂર નથી, કેમકે તે તો સર્વના જાણવામાં છે. પરંતુ પૂર્વની આપણી ઉન્નતિ સાથે આજની સ્થિતિની તુલના કરીએ છીએ, ત્યારે અંતઃકરણમાં ખરેખરો ખેદ થાય છે, આંખમાં અશ્રુ આવે છે, અને હૃદય કંપવા લાગે છે. પ્રિય બંધુજનો ! ગમે તેટલો શોક કરવાથી ફરીને ઉદય થવાનો નથી; પણ જો ફરીને ઉદય પામવાની ઇચ્છા હોય તો આપણે તેવાં કર્મ કરવાની પૂર્ણ આવશ્યકતા છે. કેમકે અસ્તોદયનો મુખ્ય આધાર આપણાં કર્મ ઉપરજ છે, એમ પ્રથમ લખાઈ ગયું છે. માટે

આપણો અભ્યુદય થવાને હવે આપણે કેવાં કૃત્યો કરવાં જોઇએ તેનો વિચાર કરીએ.

महान् मन

પ્રથમતો ઉદય પામવાને મહાન્ મન થવું જોઇએ, કેમકે:—

सत्वानुरूपं सर्वस्य धाता सर्वं प्रयच्छति ॥

પરમેશ્વર સર્વને તેના મનના પ્રમાણમાં સર્વ આપે છે. એટલે મહાન્ મન થયા વિના ઉદયની આશા રાખવી એ નિષ્ફલ છે.

નાનાં પાત્રમાં મોટી વસ્તુ રહી શક્તી નથી, તેમજ સાંકડાં મનમાં ઉદય પામવાના વિચારો રહી શકેજ નહિ. ઉદય પામવા માટે જે જે સદ્ગુણોની આવશ્યકતા છે, તેને યોગ્ય શુદ્ધ મહાન્ મન થવું જોઇએ; એટલે ઉદય થયોજ સમજવો. મહાન્ મન એટલે શું ? "ઘણાનું ભલું એજ પોતાનું ભલું એમ સમજી તેવી ક્રિયા કરવી." બીજાને દુઃખે દુઃખ અને બીજાને સુખે સુખ એમ ખરા અંતઃકરણથી કરાય તે મહાન્ મનવાળાથીજ બની શકે છે. આ સ્થલે એક ઉદાહરણ લખવા યોગ્ય છે.

મહામુનિ દધીચિની પાસે જઈ દેવતાઓએ તેનું ગાત્ર માગ્યું, તે વખતે તે મહાત્માનું મહાન્ મન પોતાનું ગાત્ર આપવાને પણ પાછું ન હઠ્યું. તે સમયે તેમનું જે બોલવું થયું છે, તે સર્વદા સ્મરણમાં રાખવા લાયક છે,

एतावानव्ययो धर्मः पुण्यश्लोकैरुपासितः ॥
यो भूतशोकहर्षाभ्यामात्मा शोचति हृष्यति ॥

પુણ્યશ્લોક મહાત્માઓએ આટલોજ અવિનાશી ધર્મ સેવ્યો છે કે, પ્રાણીમાત્રના શોકથી પોતે શોકમાં રહેવું, અને તેઓના હર્ષથી પોતે રાજી થવું. આ રીતે એ મહાત્માના મુખમાંથી નિકળેલો આ અમુલ્ય શ્લોક, આપણું બ્રાહ્મણોનું શું કર્તવ્ય છે, તે બતાવી આપે છે. કેમકે તેઓ બ્રાહ્મણજ હતા.

મહારાજ પરીક્ષિત્‌ના પ્રતાપી પુત્ર જનમેજયે પુછ્યું કે—મારા પ્રપિતામહના અશ્વમેધ યજ્ઞમાં કાંઈ આશ્ચર્યકારક બનાવ બન્યો હતો ? તેના ઉત્તરમાં વૈશંપાયને કહેલું છે કે—તમારા પ્રપિતામહે જ્યારે અશ્વમેધ યજ્ઞ પૂર્ણ કર્યો, અને સર્વને દાન-માનથી સંતુષ્ટ કર્યા, તે સમયે ત્યાં એક નોળીયું આવીને પાણીમાં આલોટવા લાગ્યું; તેનું અર્ધ શરીર (એક બાજુ) સુવર્ણમય હતું. થોડીવાર આલોટ્યા પછી મનુષ્યના જેવી વાણીથી તે બોલ્યું કે—

सक्तुप्रस्थेन वो यज्ञः समो नायं नराधिपाः ॥
यया चार्धं शरीरस्य ममेदं कांचनीकृतं ॥

હે રાજાઓ! આ તમારો યજ્ઞ, બશેર સાથવાની બરાબર નથી, જે બશેર સાથવાએ મારૂં અર્ધ શરીર સુવર્ણમય કરેલ છે. આ પ્રમાણે તેનું બોલવું સાંભળી સર્વ આશ્ચર્ય પામ્યા, અને તેને એ વાત વિસ્તારથી પુછી, તેથી તે નોળીએ નીચે પ્રમાણે કહ્યું. 'કુરૂક્ષેત્રમાં એક કપોતના જેવી ઉંછવૃત્તિથી નિર્વાહ કરનાર બ્રાહ્મણ રહેતો હતો. તેને એક પતિવ્રતા સ્ત્રી તથા એક સુશીલ પુત્ર હતો. પુત્રને પણ કુળવાન સ્ત્રી હતી. એ રીતે એ બ્રાહ્મણનું કુટુંબ પોતપોતાના સ્વધર્મમાં રહીને ઉંછવૃત્તિથી ઘણા કષ્ટથી નિર્વાહ ચલાવતું. કોઈ વખતે અન્ન મળે, કોઈ વખત ન મળે તો બે દીવસ ઉપવાસ થઈ જાય, આમ દુઃખ પામતાં પણ સંતોષથી તેઓ જે મળે તેમાં પૂર્ણ સુખ માનતાં હતાં. એક વખત દુષ્કાલના સમયમાં પાંચ દિવસ સુધી તેઓને કાંઈ પણ ખાવાનું મળ્યું નહિ; છઠ્ઠે દિવસે બશેર જવ ક્યાંયથી મળી ગયા. તે ઘેર લઈ આવી તેનો સાથવો કરીને તેના ચાર ભાગ પાડીને અર્ધ અર્ધ શેર તે સર્વેએ વહેંચી લીધો. તેટલામાં એક ઘણા દીવસનો ભૂખ્યો અતિથિ તેમને ત્યાં આવ્યો. તેને જોઇ પ્રસન્નતાથી પોતાની પર્ણકુટીમાં આસન ઉપર બેસારી પાદ્ય તથા અર્ધ્ય આપીને, પોતાનો અર્ધ શેર સાથવો, તે બ્રાહ્મણે તેને આપ્યો. પરંતુ ઘણા દિવસની ક્ષુધા એટલાથી શાંત કેમ થાય? બીજું અન્ન તો પોતા પાસે ન હતું, તેથી હવે શું કરવું એમજ જ્યાં ચીંતા થઈ, ત્યાં તેની પતિવ્રતા સ્ત્રીએ પોતાનો ભાગ આપવા કહ્યું. "તું પોતે ભૂખી છે, અને તારૂં પોષણ કરવું એ મારો ધર્મ છે, માટે તારે તારો ભાગ દેવા જરૂર નહિ." એમ પતિએ ના પાડી તોપણ, અતિથિને તૃપ્ત કરવામાટે, પોતે ન ખાતાં, તે સાથવો તે સ્ત્રીએ અતિથિને આપ્યો. ત્યાર પછી તેના પુત્રે પણ, પિતાએ ના પાડવા છતાં, અતિથીને પોતાનો ભાગ આપી દીધો. છેવટે પુત્રની સ્ત્રીએ, પોતાનો ભાગ, સસરાએ ઘણા આગ્રહથી ના પાડી તોપણ આપ્યો,–ત્યારે તે બશેર સાથવો ખાવાથી અતિથિ પૂર્ણ તૃપ્ત થયો. એટલે ઉઠીને હાથ ધોયા, અને ખરા અંતઃકરણથી આશિર્વાદ આપ્યો કે-તમારૂં કલ્યાણ થજો, તમારે માટે સ્વર્ગનો માર્ગ ખુલ્લો છે, માટે વિમાનમાં બેસીને તમે ત્યાં જાઓ.' ઈત્યાદિ. પેલું નોળીયું કહે છે કે–'તે સાથવાની સુગંધથી હું જમીનમાંથી બહાર નીકળી ત્યાં ગયો; અને મારૂં અર્ધ શરીર એ હાથ ધોયેલ પાણીમાં ભીંજાવાથી સુવર્ણમય થયું છે. ત્યાર પછી ઘણાં ઘણાં પુણ્ય કર્મો થતાં હોય તે સ્થલે હું ગયો, પરંતુ મારૂં અર્ધ શરીર હજુ સુવર્ણમય ન થતાં તેવુંજ રહે છે. તેથી હું કહુંછું કે આ યજ્ઞ પણ એ બ્રાહ્મણના બશેર

સાથવાની બરાબર નથી'. આ રીતે મહાભારતના આશ્વમેધિક પર્વના અધ્યાય ૯૦ નેવુમાં લખેલ છે. એ બ્રાહ્મણકુટુંબનું મહાન્ મન પણ સ્મરણ કરવા જેવું છે. બશેર સાથવો બ્રાહ્મણને દેવો એ જોકે સાધારણ વાત જણાય છે, તોપણ ખરી વખતે પ્રસન્નતાથી આપવું, એ મહાન્ મનવાળાથીજ બને છે. જે કુટુંબમાં સર્વનું એવું મહાન્ મન હોય તેનો અભ્યુદય હોય તેમાં કાંઈ શંકા રાખવા જેવું નથી.

આયુર્વેદમાં નિપુણ થયેલા વાગ્ભટ્ટાચાર્ય પણ સદાચાર વિષે લખતાં જણાવે છે કે—

**आत्मवत्सततं पश्येदपि कीटपिपीलिकं ॥**
**स्वार्थबुद्धिः परार्थेषु पर्याप्तमिति सद्वृतं ॥**

કીડાઓ અને કીડીઓ પર્યંત પણ સર્વને પોતા બરાબર જોવાં, (જાણવાં) અને પરાર્થમાં સ્વાર્થબુદ્ધિ રાખવી, એજ સદાચરણની સમાપ્તિ છે.” આ વાતનો સાર પણ એટલોજ છે કે, ઘણાના ભલામાં પોતાનું ભલું સમજી તે પ્રમાણેજ ચાલવું. એક કવિએ પરમ કૃપાલુ પરમેશ્વર માટે જે લખ્યું છે તે યથાર્થ છે કે—

**परोपकृति कैवल्ये तोलयित्वा जनार्दनः ॥**
**गुर्वीमुपकृतिं मत्वा ह्यवतारान्दशाग्रहीत् ॥**

જનાર્દન ભગવાને, પરોપકાર અને કૈવલ્ય મોક્ષ એ બન્નેનો તોલ કરીને, તેમાં ઉપકારને વધારે વજનદાર માનીને, દશ અવતાર ગ્રહણ કર્યા. મતલબકે પરમ પુરુષાર્થ રૂપ મોક્ષમાં પરોપકાર ન બને, અને અવતારો લેવાથી પરોપકાર થઇ શકે છે, તેટલા માટે પરમેશ્વર અવતાર લે છે.

આ સાત ધાતુથી બનેલા સાત વેંતના અતિ ઉત્તમ પણ અનિત્ય દેહમાં અહંતા, અને તે સાથે સંબંધ રાખનારાં સ્ત્રીપુત્રાદિકમાં મમતા, કરી બેસવું એજ સાંકડા મનનું કાર્ય છે; અને તેનેજ તત્ત્વવેત્તાઓ અવિદ્યા અથવા ઈશ્વરની માયા કહે છે. એ અવિદ્યાથી માની લેવાએલાં અહંમમત્વને છોડી દેવા માટેજ સાંખ્ય, વેદાંતાદિશાસ્ત્રો રચાયલાં છે. જ્યારે તે શાસ્ત્રોથી ખરૂં તત્ત્વ સમજાય ત્યારેપછી અહંમમત્વ છુટી જાય છે. અને મહાન્ મન થાયછે. અને ત્યારેજ ઘણાંના ભલામાં આપણું ભલું છે એમ જાણી તેવાં કૃત્યો બને છે. મહાન્, મહાત્મા, સત્પુરૂષ, સાધુ અને સભ્ય, એ બધાં મહાન્ મનવાળા મનુષ્યનાં પર્યાયવાચક નામ છે. તેથી તેઓમાં જેટલા સદ્ગુણ હોવા જોઇએ તે સર્વ હોય ત્યારેજ તે મહાન્ મનવાળો મનાય છે. પૂર્વે આપણ બ્રાહ્મણોમાં તેવા સર્વ

સદ્ગુણો હતા, તેથીજ આપણો ઉદય હતો. માટે ફરીને ઉદય પામવાને પ્રથમ સર્વ સદ્ગુણથી ભરપૂર મહાન્ મનની મુખ્ય જરૂર છે.

### दृढता अथवा मनोनिरोध.

શુદ્ધ મહાન્ મનને દૃઢ કરવાની પણ જરૂર છે. કેમકે મન અતિશય ચંચલ છે, તેથી જે જે સદ્ગુણો અને સદ્વિચારો ગ્રહણ કરવાના છે, તે મનની દૃઢતા વગર સ્થિર રહી શકે નહિ. એટલાસારૂ જ મહામુનિ પતંજલિએ યોગશાસ્ત્ર રચેલું છે. તે યોગશાસ્ત્ર પ્રમાણે અભ્યાસ અને વૈરાગ્યથી તેનો નિગ્રહ કરાય તો પછી તે દૃઢતાવાળું મન સુસ્થિર થાય છે. એમ ધારીનેજ આપણા પૂર્વજોએ સ્નાન, સંધ્યા, પ્રાણાયામ, આદિ ક્રમ ગોઠવેલ છે, કે જેથી રાજયોગ સિદ્ધ થાય. આ ક્રમ શા માટે ગોઠવેલ છે તે વાત પાછળથી ન સમજતાં, गतानुगतिक ન્યાયથી, ઉપર ઉપરની ક્રિયા માત્ર કરવી રહી ગઈ; અને યોગમાર્ગથી ભ્રષ્ટ થતાં આ દશા થઇછે. પરતુ પ્રથમ સર્વ બ્રાહ્મણો યોગ જાણતા અને એ યોગનાજ પ્રભાવથી અલૌકિક કાર્યો કરી શકતા હતા. જુઓ મહામુનિ કર્દમે પોતાની પ્રિયા દેવહુતિનું પ્રિય કરવા માટે, પ્રભાવથી એક વિમાન બનાવ્યું છે. તેનું વર્ણન સાંભળતાંજ આપણને અતિ આશ્ચર્ય ઉપજે છે. તે વિમાનમાં પોતાની સ્રી સાથે બેસીને પૃથ્વીના ગોળાઉપર પોતે ફર્યા અને જ્યાં પોતાની ઇચ્છા થઇ ત્યાં રોકાયા. એ શું થોડો યોગપ્રભાવ છે? સૌભરિ મુનિ કે જેઓ એક રાજકન્યાને પરણવાની ઇચ્છાથી મહારાજા માંધાતાપાસે ગયા; અને ત્યાં યોગ પ્રભાવથી પચાસ રાજકન્યાઓનાં ચિત્તને આકર્ષણ કરે તેવું રૂપ ધારણ કરી તે સર્વને પરણ્યા. અને પછી સ્વગૃહસ્થાશ્રમને યોગ્ય એવો તો વૈભવ બનાવ્યો કે જેને જોઇ ચક્રવર્તી મહારાજા માંધાતાને પોતાનો રાજ્ય ગર્વ ઉતરી ગયો. આ શાથી થયું? કેવલ તેમના યોગપ્રભાવથીજ. હું કેટલા ગણાવું? પૂર્વ કાલમાં સર્વ બ્રાહ્મણો યોગપ્રભાવથી આવીજ અલૌકિક શક્તિવાળા હતા.

### सद्विद्या.

મહાન્ શુદ્ધ અને દૃઢ મન થવાને પ્રથમ સદ્વિદ્યાની ખરેખરી જરૂર છે. વિદ્યા વિનાનો માણસ તે માણસજ નથી, પણ પામર પશુ છે એમ માનિએ તો તે ખોટું નથી. ખરી સદ્વિદ્યા એ કલ્પલતા, કામધેનુ અને ચિંતામણિથી પણ વધારે ચમત્કારિક છે. વિદ્યા એજ આપણું ખરું ધન છે. सद्विद्या यदि किं घनैः ॥ આવાં અનેક વાક્યો છે તે સર્વથા સત્ય છે. વિદ્યા ધન એ ચોરથી લુટાતું નથી, ભાર કરતું નથી, અને કદી પણ ખુટતું નથી, એ કોનાથી અજાણ્યું

છે? આપણા પ્રાચીન પૂર્વજો પાસે એજ ધનના અખુટ ખજાના ભરેલા હતા, તેથીજ તેઓ પરમ અભ્યુદયને પામ્યા હતા એ નિઃસંદેહ વાત છે.

યોગસૂત્ર બનાવનાર પતંજલિ, સાંખ્યસૂત્ર બનાવનાર કપિલ, પૂર્વમીમાંસાસૂત્રકાર જૈમિનિ, ઉત્તરમીમાંસાસૂત્રકાર વ્યાસ, ન્યાયસૂત્રપ્રણેતા ગૌતમ અને વ્યાકરણસૂત્રપ્રણેતા પાણિનિ આદિ મહાત્માઓએ ઉત્તમ બ્રાહ્મણ કુલમાંજ જન્મ લીધા છે; અને તે તે સૂત્રોના ભાષ્યકારો પણ બ્રાહ્મણોજ છે. એટલુંજ નહિ, પણ વાલ્મિકી, વ્યાસ, દંડી કાલિદાસ, ભવભૂતિ, ભારવી આદિ, ઈતિહાસ, પુરાણ, કાવ્યો અને નાટકો બનાવનારા મહા કવિઓ પણ, પ્રાયશઃ બ્રાહ્મણોજ થયાં છે. કે જેઓની સદ્વિદ્યાના નમુનારૂપ પુસ્તકો વાંચતાં આપણને સાનંદાશ્ચર્ય થાય છે. પણ અરેરે !! તે સદ્વિદ્યા આપણામાંથી કયારે, કયાં અને કેમ જતી રહી, તેનો વિચાર કરતાં અંતઃકરણ અત્યંત ઉદાસ થઇ જાય છે! આપણી આ દશા થઇ તેનું કારણ સદ્વિદ્યાની ન્યૂનતા એજ છે. માટે ફરીને ઉદય પામવાને સદ્વિદ્યા સંપાદન કરવી જોઈએ. આપણે સર્વ આબાલવૃદ્ધ વિદ્યાર્થીઓ જ છીએ એમ સમજવાનું છે. અને એક "સદ્વિદ્યામંદિર" સ્થાપવાની પૂરેપૂરી અગત્ય છે, કે જેમાં સદ્વિદ્યાભ્યાસ જ થાય.

આપણા આર્યધર્મશાસ્ત્રમાં, આપણે બ્રાહ્મણોએ, આઠ વર્ષે ઉપનયન સંસ્કાર થયા પછી, ચાર આશ્રમમાંનો પ્રથમ બ્રહ્મચર્યાશ્રમ પાળવો, એમ લખેલું છે. તે આશ્રમમાં પ્રવેશ થતાં બ્રાહ્મણોએ ગુરૂને ઘેર રહીને વેદાભ્યાસ કરવો એમ પણ ધર્મશાસ્ત્રની આજ્ઞા છે. આ સ્થલે "વેદ ભણવો" તેનો અર્થ એમ સમજવાનો નથી કે, પોતાની શાખાનો જે વેદ ભાગ છે, તેની સંહિતા માત્ર અર્થ વિના કંઠસ્થ કરી જવી. ( જે રીતિ હાલ પણ કયાંય કયાંય ચાલે છે. ) એવી જાતથી ભણતાં મનમાં માની લીધેલું કાંઈ ફલ મળતું હોયતો ભલે, પણ બીજો કોઇ જાતનો લાભ જણાતો નથી.

---

## आलस्य अने स्वार्थ.

આ મારૂં, આ મારૂં નહિ, એવી જે તુચ્છ હૃદયની સંકુચિતવૃત્તિ તે સ્વાર્થ છે. જે પોતાનું નથી તેને માટે મનુષ્યને ઓછીજ દરકાર રહે છે; પોતાનું—પોતાની જાતનું અને પોતાના માનેલાનું—ભલું કરવા દરેક માણસ પ્રયત્ન કરે છે. આખું જગત્ એક મહાન્ પિતા પરમેશ્વરનું બનાવેલું છે, અને

દુનિઆના દરેક માણસ તરફ પ્રેમની નજરથી જોવું એ આપણા બંધુકૃત્ય-રૂપ એક આપણી ફરજ છે, એમ મનુષ્ય જ્યારે ભુલી જાય છે, અને જ્યારે ઈશ્વરના અનાદરને લીધે ખરૂં શ્રેય શું છે તે ભૂલી જવામાં આવે છે, ત્યારે આવી સંકુચિત વૃત્તિ ઉત્પન્ન થાય છે; અને તેના ઓછા વધતા સંકોચ પ્રમાણે મનુષ્યનો પ્રેમ અમુક વ્યક્તિઓ સુધીમાં, કે છેવટ, કેવલ પોતાની જાત ઉપર આવી અટકે છે. આવા સંકુચિત હૃદયમાંથી સ્વાર્થ અને આલસ્યની ઉત્પત્તિ થાય છે. જે પોતાનું નથી તેની તરફ મનુષ્ય પોતાની કાંઇ પણ ફરજ સમજતું નથી; બીજાનું ગમે તે થાય—સુધરે કે બગડે—તેની કશી પણ દરકાર વિના, મનુષ્ય પોતાનું કે પોતાની માનેલી વ્યક્તિઓનું ભલું કરવા મથે છે. હવે એટલું તો સિદ્ધ છે કે, જે મનુષ્ય કેવલ પોતાની જાત ઉપર-જ માત્ર દ્રષ્ટિ રાખે છે, અને પોતા સિવાય બીજા કોઇ મનુષ્ય તરફ જેને પ્રેમ નથી, તેના કરતાં; અમુક વ્યક્તિઓ તરફ પણ જે પ્રેમ દેખાડે છે, થોડા માણસ તરફની પણ પોતાની ફરજો સમજી તે અદા કરવાને પ્રયત્ન કરે છે, તે માણસનો આત્મા વધારે ઉચ્ચ છે. અને તેથી કેવલ પડયાં પડયાં કુતરાં બિલાડાંની પેઠે, કે તદ્દન આળસુ મનુષ્યો જે રીતે પેટ ભરે છે તે રીતે, પેટ ભરવું તેમને પસંદ પડતું નથી; અને ગ્રાહી વ્યક્તિઓનો નિર્વાહ આલસ્યથી થઈ શકે પણ નહિ. તેથી આ મનુષ્યો ઉદ્યોગી રહે છે, એટલુંજ નહિ પરંતુ કેટલાક તો, બીજાને છે તે મારે થાય એવી ઈચ્છાવાળા હોવાથી, દુનિઆના બીજા માણસો કરતાં પણ વધારે ઉદ્યોગી હોય છે. અગરજો આવા ઉદ્યોગમાં પણ તેઓનું સંકુચિત હૃદય, બીજાના સારા નરસાની દરકાર ન હોવાથી, ઈર્ષ્યા—દ્વેષ ઇત્યાદિનો રસ્તો ઘણીવાર પકડે છે, અને ખરૂં પરાક્રમ તો ક્વચિત્‌જ દેખાડે છે; તોપણ આવા સ્વાર્થી લોકો સારે કે નઠારે રસ્તે પોતાનું કામ પાર પાડવાને દુનિઆની નજરમાં નિરંતર મહેનત કરતા જણાય છે. પરંતુ જે મનુષ્યનો પ્રેમ કેવલ પોતામાંજ પર્યાપ્ત થાય છે, અને જે દુનિઆના બીજા કોઇ પણ મનુષ્ય તરફ પોતાની કાંઇ ફરજ છે એમ સમજતા નથી, એવા મનુષ્યોને કરવાનાં કર્તવ્ય બહુ ઓછાં થઈ જાય છે; અને ત્યારે તેટલે દરજ્જે ઉદ્યોગ ઓછો થાય છે. આવા માણસને પણ પોતાના જીવન તરફની ફરજો બજાવવાની રહે છે. કેવલ પોતાનો નિર્વાહ ચલાવવાને પણ મનુષ્યને દુનિઆમાં ઉદ્યોગની જરૂર પડશે; પછી ભલે તે સારે માર્ગે હોય કે કુમાર્ગે હોય. ત્યારે પ્રશ્ન એ થાય છે કે આવાં અંતઃકરણો

માંથી આલસ્ય શી રીતે ઉત્પન્ન થાય છે? જેઓ પોતાની જાત સિવાય દુનિઆના કોઇ પણ માણસ તરફ પોતાની ફરજ સમજતા નથી તેવા કેવલ ક્ષુદ્ર-સંકુચિત હૃદયના માણસો, જ્યારે જુવે છે કે કેવલ પોતાના દેહ તરફની ફરજ ઉદ્યોગવિના પણ બજાવી શકાય છે, ત્યારે તેના અંતઃકરણમાં રહેલી સ્વાર્થવૃત્તિ તેને આલસુ બનાવે છે. બીજાનું બગાડીને પણ પોતાનું પેટ ભરવું એમાં સ્વાર્થી મનુષ્યને કાંઈ પાપ જણાતું નથી. વળી આવાં ક્ષુદ્ર અંતઃકરણ સ્વભાવથીજ નીચ હોવાથી, તેમાં આ નીચતાના સહવાસી ગુણો પણ આવ્યાવિના રહેતા નથી. સ્વાર્થી મનુષ્યો, જેઓનો પ્રેમ અમુક વ્યક્તિ સુધીમાં બંધાએલો રહે છે તેવા માણસોમાં, ઉત્સાહશક્તિ પણ સંકુચિત હોય છે; સ્વાર્થી મનુષ્યોએ દુનિઆના ઇતિહાસમાં કદિ પણ ખરૂં પરાક્રમ કર્યું હોય તેમ આપણે જાણતા નથી.* આળસુ મનુષ્યોમાં ઉત્સાહનો કેવલ નાશ હોય છે; અને પોતાનો જીવન વ્યવહાર પણ બીજાથી ચાલે તો ઠીક એમ તે માને છે. આ રીતે જોતાં આપણને સહજ જણાય છે કે સ્વાર્થ અને આલસ્ય એ એકજ સ્વભાવમાંથી ઉત્પન્ન થાય છે. મતલબ કે સ્વાર્થ અને આલસ્યમાં પાયરીનો ભેદ છે, પ્રકારનો નહિ. આલસ્ય એ સ્વાર્થનું હદપાર ગએલું રૂપ છે.

વળી શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહ્યું છે કેઃ—

सत्वात्संजायते ज्ञानम् रजसो लोभ एव च
प्रमादमोहौ तमसो भवतोऽज्ञान मेव च.

સત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, રજોગુણમાંથી લોભ ઉત્પન્ન થાય છે, અને પ્રમાદ, મોહ તેમજ અજ્ઞાનની ઉત્પત્તિ તમોગુણમાંથી થાય છે. હવે સ્વાર્થ અને આલસ્યમાં, જે, આ મારૂં,-અમારૂં નહિ,-ઈત્યાદિ માનવામાં આવે છે અને ઈશ્વરનો અનાદર કરવામાં આવે છે તે મોહ અને અજ્ઞાન છે. તે બન્નેમાં ઉત્સાહનો અભાવ છે, તે પ્રમાદ છે. આ રીતે આ બન્ને ગુણની ઉત્પત્તિ એકજ તમોગુણમાંથી થયેલી માલમ પડેછે; અને તે ક્ષુદ્ર અંતઃકરણમાંજ ઉત્પન્ન થાય છે.

આ પ્રમાણે આલસુ અને સ્વાર્થી મનુષ્યો, હલકા હૃદયના અને પાપપથગામી હોય છે. નીતિ અને ધર્મના સિદ્ધાંતો† જગતના કહ્યા મુજબ તેઓ કદાચ મો-

---

* એ યાદ રાખવું કે કોઈનું બગાડવું એમાં ખરૂં પરાક્રમ છેજ નહિ. ખરૂં પરાક્રમ તો કોઇ મનુષ્યનું ભલું કરવામાંજ એટલે કે પરમાર્થમાંજ છે.

† આવા મનુષ્યો નીતિ કે ધર્મ સંબંધી કવચિતુજ વિચાર કરે છે; કારણ કે તેમાં ઐહિક સુખ થોડું છે, અને વળી સ્વાર્થનો ભોગ આપવો પડે છે. જગતના સર્વમાન્ય સિદ્ધાંતો મોઢેથી સ્વીકારવામાં તેમને નુકશાન જણાતું નથી, ઉલટો લાભ સમજાય છે.

ઢથી સ્વીકારે છે; પરંતુ તેઓની ધર્મશ્રદ્ધા એટલી શિથિલ હોય છે, કે તેઓ કદાપિ નિસ્વાર્થપણે પરોપકારમાં પ્રવર્તતા નથી.* આવાં અંતઃકરણો ઐહિક સુખની આગલ પારલૌકિક શ્રેય ભુલી જાય છે. ક્ષણિક સુખને ખાતર સનાતન શ્રેયની અવગણના કરે છે, અને વર્તમાન મનુષ્ય દેહની આગલ આત્માની ભૂત અને ભવિષ્ય સ્થિતિ ભુલી જાય છે. અને આ રીતે ઈશ્વરના ઈશ્વરત્વની પણ અવગણના કરવામાં આવે છે. આવાં અંતઃકરણ સૃષ્ટિની તરફ પોતાની ફરજો શું છે તે સમજતાં નથી; અને ત્યારે કર્તવ્યમાં હાનિ થાય છે. કર્તવ્યમાં હાનિ, તે ધર્મની ખામી એટલે પાપજ છે. જે પ્રેમને લીધે મહાત્માઓનાં અંતઃકરણોનો આખા બ્રહ્માંડની સાથે સંબંધ થાય છે, તે પ્રેમ અહીં કદિ જોવામાં આવતો નથી. નીચ અને શ્રેષ્ઠ અંતઃકરણોનો ખરો ભેદ એમાંજ છે.

अयं नीजः परोवेति गणना लघुचेतसाम्
उदारचरितानां तु वसुधैव कुटुम्बकम्

આ મારૂં, આ મારૂં નહિ, એવી ગણના તો ક્ષુદ્ર અંતઃકરણના મનુષ્યોની હોય છે. ખરેખરા ઉદારચરિત મહાત્માઓ તો આખા જગતને પોતાના કુટુંબ સમાન ગણે છે.

પરંતુ સ્વાર્થી મનુષ્યો, આલસુ મનુષ્યોના કરતાં અમુક અંશે પણ લાભકારક છે. સ્વાર્થી મનુષ્યો, પોતાના સ્વાર્થને ખાતરજ બીજાનું ભલું કરતા નથી અથવા ા પ્રસંગે બીજાનો હક ડુબાવે છે; પરંતુ ત્યારે એજ પ્રમાણે તેઓને કવચિત્ સ્વાર્થને ખાતર પરમાર્થ કરવાની પણ ફરજ પડે છે. આળસુ માણસને એમાંનું કશું નથી. આળસુ માણસ દુનિઆને બિલકુલ બોજા રૂપ છે, અને ખરેખરી રીતે હીએ તો આત્મધાતી મનુષ્યના કરતાં પણ આળસુ માણસ વધારે હાનિકારક છે. આત્મધાતી મનુષ્ય, જ્યારે પોતાને કોઇ પણ મનુષ્ય તરફની ફરજો બજાવવાને અશક્ત માને છે, ત્યારે તે પોતાનું શરીર છોડી દે છે; અને તે પણ કોઇ ખરેખરી વિપત્તિ વિના મનુષ્ય તેમ કરતો નથી. આ પ્રમાણે આત્મધાતી, આળસુ

* ધર્મ પ્રમાણે વર્તવામાં કેટલીક વખત સ્વાર્થનો ભોગ આપવો પડેછે, માટે અહીંઆં નિસ્વાર્થપણે તેઓ પરોકાર કરતા નથી એમ લખેલું છે. પારલૌકિક શ્રેયની ઈચ્છાને અહીંઆં સ્વાર્થ ગણવામાં આવ્યો નથી. સ્વાર્થની વૃત્તિજ ટુંકી છે, સનાતન શ્રેયને ખાતર ા થોડા લાભને મૂકી દઈ શકતા નથી. આથીજ આવા માણસોમાં ઉત્સાહ થોડો હોય છે, અને તેઓ દુનિયામાં ખરૂં પરાક્રમ કરી શકતા નથી.

વળી અહીંઆં માની લીધેલું છે કે સ્વાર્થ સાધતાં પરમાર્થ થતો હોય તો સ્વાર્થી લોકો ામાં બાધ લેતા નથી. આગળ બતાવવામાં આવશે કે સ્વાર્થી લોકો તેટલે દરજ્જે નિયાને લાભકારક છે.

મનુષ્ય કરતાં બે રીતે ચઢે છે. એક તો ખરેખરી વિપત્તિ સિવાય તે પોતાનાં કર્તવ્ય છોડતો નથી; અને બીજું એ કે જ્યારે કર્તવ્ય થઇ શકતાં નથી ત્યારે પણ તે દુનિઆને નુકસાન કરતો નથી. આત્મઘાતી મનુષ્યે ગમે તે વિચારથી આત્મઘાત કર્યો હોય તેનો વિચાર આપણે કરવાનો નથી; આપણે માત્ર એટલુંજ જોવાનું છે કે તેવા માણસોના કરતાં દુનિઆમાં આળસુ માણસો વધારે હાનિકારક છે. આત્મઘાતીના આત્મઘાત ઉપરથી આપણને બોધ મળે છે કે આળસુ મનુષ્યનું જીવન વ્યર્થ છે, એટલુંજ નહિ પરંતુ દુનિઆને હાનિકારક પણ છે.

ખરેખરી રીતે કહીએ તો આવી આળસુ અને સ્વાર્થી તમોમય પ્રકૃતિથીજ, આપણા ભારત વર્ષની પડતી થએલી છે. અને ખરેખર પંડિતરાય જગન્નાથ-

सत्पूरुषः खलु हिताचरणैरमन्दम्
आनन्दयत्यखिललोकमनुक्त एव.

સત્પુરૂષો, કોઇની પ્રેરણાવિના પણ, સતત ઉત્સાહવડે, પોતાનાં હિતકારક આચરણોથી, આખા જગતને સુખ કરે છે. એમ કહીને-તથા ભર્તૃહરિ,

मनसि वचसि काये पुण्यपीयूषपूर्णाः
त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्तः
परगुणपरमाणून्पर्वतीकृत्य नित्यम्
निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः

મનમાં, વચનમાં, અને આખા શરીરમાં પવિત્રતારૂપી અમૃતથી ભરેલા, ઉપકારપરંપરાથી ત્રિભુવનને ખુશ કરતા, અને બીજાના લવમાત્ર ગુણને પણ પર્વત સમાન ગણી નિરંતર આનંદ માનતા, કેટલાક સત્પુરુષો છે. એ કહીને-સત્પુરુષની જે મહત્તા બતાવે છે તેનો સહસ્રાંશ પણ હાલ આપણામાં નથી. આપણામાં આલસ્ય અને સ્વાર્થ ઘર કરી રહ્યાં છે. બેશક, આવાં અંતઃકરણોમાં, હિતાચરણથી જગતને આનંદ આપવા જેવું કે ઉપકાર પરંપરાથી ત્રિભુવનને ખુશી કરવા જેવું કશું હોયજ નહિ. એ પણ સિદ્ધ છે કે આવી શ્રેષ્ઠ પવિત્રતા અને ધર્મશ્રદ્ધાની મહત્તાવિના ઉદય પણ હોયજ નહિ; અને નથી.

આપણે આપણા પ્રાચીન ધર્મને માટે ગુમાન રાખીએ છીએ, પરંતુ તે પણ આપણે સ્વાર્થ અને આલસ્યથી ગુમાવ્યો છે. આપણા પ્રાચીન માર્ગમાં નિવૃત્તિમાર્ગ શ્રેષ્ઠ કહેવામાં આવ્યો છે. અને જ્યારે વૃત્તિમાત્રનો નિરોધ કરી પારલૌકિક શ્રેયની ઈચ્છાનો પણ જ્યારે નાશ કરવામાં આવે છે, ત્યારે નિવૃત્તિ કહી શકાય છે,-ત્યારેજ મોક્ષ મળે છે. પરંતુ સ્વાર્થ અને આલસ્ય, જેમાં,

કેવલ ક્ષુદ્ર અને ઐહિક સુખની અનેક ઈચ્છાઓ ઉત્પન્ન થતી જોવામાં આવે છે તેમાં, નિવૃત્તિની આશા રાખવી ફોકટ છે. હાલ તો આલસ્ય અને નિવૃત્તિનો ખરેખરો ભેદ સમજવાની પણ આપણામાં શક્તિ રહેલી નથી. લોકો ઉદ્યોગને પ્રવૃત્તિ, અને નવરાશ–હરકોઇ કામવિના બેસવું–એ નિવૃત્તિ છે, એમ માનતાં–છેવટ આલસ્ય અને નિવૃત્તિને એકરૂપ સમજતાં શીખ્યા છે. આલસ્ય અને નિવૃત્તિ એ બન્નેમાં એક જાતની કર્મરહિતતા છે, તેને લીધે ઘણા માણસો આ ભેદ સમજી શકતા નથી; અને એ અજ્ઞાનનું પરિણામ છે.

આળસુ માણસ માત્ર કર્મ રહિત છે, તેની ઇચ્છાનો નાશ થએલો નથી; અને ઇચ્છાના નાશ સિવાય નિવૃત્તિ કહી શકાય નહિ. ઉદ્યોગ કરતાં છતાં પણ, જો તે ઉદ્યોગ નિસ્વાર્થરીતે–કોઈ પણ જાતના ફલની સ્પૃહા સિવાય–કરવામાં આવતો હોય તો તે નિવૃત્તિ છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કે:—

कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन्
इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचारः स उच्यते
*　　*　　*　　*　　*　　*
यस्त्विंद्रियाणि मनसा नियम्याऽरभतेऽर्जुन
कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते-
नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः
शरीरयात्राऽपि च ते न प्रसिध्येदकर्मणः
*　　*　　*　　*　　*　　*
तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर

અર્થ. પાંચ કર્મેંદ્રિયનો નિગ્રહ કરીને, જે માણસ મનથી ભગવાનના ધ્યાનને મિષે વિષયોનું ધ્યાન કરે છે, તે દંભી છે; અને હે અર્જુન ! જે પુરૂષ મનવડે ઇંદ્રિયોને નિયમમાં રાખીને, કર્મેંદ્રિયો વડે કર્મ કરવા છતાં અસક્ત રહે છે, મતલબ કે તેના ફલની અભિલાષા કરતો નથી, તે વધારે સારો છે. માટે તું તારાં અવશ્યનાં નિત્ય કર્મો કર. કર્મ ન કરવા કરતાં, તે કરવાં તે સારૂં છે. તું કર્મ કરીશ નહિ તો તારા શરીરનો નિર્વાહ પણ થઈ શકશે નહિ. (મતલબ કે 'शरीर माद्यं खलु धर्मसाधनम्' શરીર એ ધર્મ આચરવામાં ખરેખર પહેલું અને મુખ્ય સાધન છે; તેનો નાશ થતાં ધર્મનું આચરણ થઇ શકે નહિ. ) માટે તું ફલની સ્પૃહા વિના–અલિપ્ત રહીને–નિષ્કામ કર્મો કર.

હવે આ ઉપરથી એટલું તો સિદ્ધ છે કે, ઈચ્છાના નાશ સિવાય નિવૃત્તિ કહી શકાય નહિ; અને કર્મ કરતાં છતાં ફલની સ્પૃહા ન હોય તો તે નિવૃત્તિ

કહી શકાય. માટે આલસ્ય અને સ્વાર્થ જ્યાં હોય ત્યાં નિવૃત્તિ કદાપિ હોઈ શકે નહિ. પરંતુ આ ભેદ આપણા ભારતવાસી આર્યો કેટલે દરજ્જે સમજે છે? આપણું પ્રાચીન જ્ઞાન બધું નષ્ટ થયું છે. અને ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણે, 'प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः'—આસુરી સંપત્તિવાળા માણસો પ્રવૃત્તિને કે નિવૃત્તિને જાણતા નથી એમ કહ્યું છે તે પ્રમાણે આપણે અધમ સ્થિતિમાં આવી પડયા છીએ.* આપણી આર્યભૂમિ ભારતવર્ષ, જે એક વખત દેવભૂમિ તરીકે ગણાતો હતો, તે હાલ આલસ્ય અને સ્વાર્થનું ઘર થઇ પડેલ છે. ત્યારે બને ત્યાં સુધી ઉદ્યોગ અને પરોપકારમાં પ્રવૃત્તિ કરવાની ભલામણની સાથે અમે અમારો ટુંકો નિબંધ પૂર્ણ કરીશું.

---

## भाववडे भगवानने भजवा विषे.

ધન્યાશ્રી.

( વિનતિ ધરજો ધ્યાન એ રાહ )

ભાવવડે ભગવાન, ભજો જન ભાવવડે ભગવાન.
આ ભવસાગરમાં શુભ નૌકા એક હરિનું નામ—ભજો૦
કરૂણાસાગર કમલાસ્વામી એક અવિચલ ધામ—ભજો૦
વિશ્વંભર વ્યાપક છે સઘળે ખાલી ન તેવિણ ઠામ—ભજો૦
પુરૂષોત્તમ પાલક નિજજનના નવજલધરસમ શ્યામ—ભજો૦
મચ્છ, વરાહ, નૃસિંહ, નરોત્તમ, વામન, વિષ્ણુ, રામ—ભજો૦
રૂપ એક ધરી સેવકનાં સાર્યાં સઘળાં કામ—ભજો૦
ગોવિંદનું ગુણગાન કર્યાથી કોડી ન લાગે દામ—ભજો૦
ભાવવિના મળતા નથી માધવ ખોળે ગામે ગામ—ભજો૦
જુઠી માયા જુઠી કાયા જુઠું જગત તમામ—ભજો૦
મારૂં મારૂં કરતાં મરવું છોડી સઘળી હામ—ભજો૦
સુત-દારા-ધન-યૌવન-બંધુ સર્વે સ્વપ્નસમાન—ભજો૦
આ માનવતન માંડ મળ્યું છે ખાલી ન ખોશો આમ—ભજો૦
યાદવના પતિના પદપંકજ સેવો આઠે યામ—ભજો૦

---

* ભર્તૃહરી પણ, સ્વાર્થી મનુષ્યોને માટે, 'तेऽमी मानवराक्षसाः परहितं स्वार्थाय निघ्नन्ति ये' એમ કહી, રાક્ષસ–અસુર–એવુંજ વિશેષણ દર્શાવે છે. જેઓ સ્વાર્થમાટે બીજાના હિતનો નાશ કરે છે તેઓ રાક્ષસ છે.

# આર્યધર્મપ્રકાશ.

પુસ્તક ૨૪ મું. માઘ, સંવત્ ૧૯૫૨. અંક ૪ થો.

## ॥ યતો ધર્મસ્તતો જયઃ ॥



## સત્યના પ્રકાશની એકતા.

(રોળાવૃત)

ઉડી વલણમાં વેશી જગતની રચના જોજે,
ગિરિનિર્ઝરતટકુંઝ રમ્યતામાં વા વસજે,
જોઇ પડે પડ પૃથ્વીતણાં ભૂસ્તરવેત્તા તું-
બનજે, વા કવિરાજ હૃદય જગનું જોજે તું,
ઘોર રાત્રિમાં અગર ચળકતા તારક નિરખી-
અગર કૌમુદી શાન્ત નિહાળી નજરે હરખી-
સુણી ગંભિરું ગાન ઉદધીનું ફિલસુફ બનજે,
બની જ્ઞાની વા કોઇ રૂપ માયાનું જોજે,
ભલે ચિતારો થજે સૃષ્ટિસૌંદર્ય ચીતરજે,
બની રસિક વા કોઇ રસિક ઉર સંગે રમજે,
અગર ગવૈયો થજે સૂરશું ઉર મેળવવા,
ભલે ગમે તે થઇ રહે નથી તેની પરવા;
સકલ સ્થાનમાં એક નિયંતા ઈશ્વર કેરું-
અખંડ તેજમય રૂપ રાજ તું રહે ભરેલું,
તુજ ઉરમધ્ય પ્રકાશ પડે તેનો જો કાંઇ-
ધન્ય ધન્ય એ દિવસ ! મળે મુજને પણ ક્યાંહિ ?

# भरतखंडनुं सामान्य अवलोकन.

[ સાંધણ પાને ૩૭ થી. ]

આ સમયમાં દક્ષિણમાં બ્રાહ્મણીરાજ્ય ઉભું થયું; અને તેણે તથા વિજયનગરના રજપૂત રાજ્યે આખા દક્ષિણનો કબજો કર્યો. આ જ પ્રસંગે ગૂજરાત, માળવા, બંગાલા, વગેરે પ્રાંતો સ્વતંત્ર થઈ ગયા. આ સમયેથી મુસલમાની રાજ્યની પડતી ચાલી, તે સૈયદવંશ પૂરો થતાં સુધીમાં એટલી વધી કે, રાજ્યની હદ દિલ્હીની આજુબાજુ નજર નાંખી શકાય તેટલામાંજ આવી રહી. લોદીવંશે તેનો પુનરોદ્ધાર કરવા માંડયો, પરંતુ તે બે રાજા સુધીજ માત્ર ચાલ્યો; ત્રીજાના અહંપદને લીધે ભરતખંડે ઘણુંએ વેઠયું. પંજાબના સ્વતંત્ર થઈ ગએલા સુબાએ, મધ્ય એશિઆમાંથી સેલ્જુકી લોકથી હારી આવેલો તેમુરના વંશજ બાબર, જે હાલ કાબૂલનો રાજા હતો તેને, મદદે બોલાવ્યો. બાબરે આવી પાણિપતના મેદાનમાં લડી લોદીવંશનું નિકંદન કાઢયું; અને સ્વતંત્ર થઇ ગએલાં રાજ્યો દિલ્હીના તખ્ત નિચે લાવવાનો નિશ્ચય કર્યો. રજપૂતસંસ્થાનના રજપૂતો, કે જેઓ કનોજનું જયચંદનું રાજ્ય તૂટતાં જસલમેરના રણની પાસે સંસ્થાનો બાંધી રહ્યા હતા, તેની ઉપર બાબર પ્રથમ ચડયો. તેમાં ઈ. સ. ૧૫૨૭ માં ઉદેપૂરના પ્રતાપીરાજા સંગ અને બાબરની વચ્ચે મહાન જંગ મચ્યો. રજપૂત રાજા જેમ ખેતરમાં કણસલાં લણાય તેમ માથાં લણતો આવે છે. અને બાબરનો જીવ ઇશ્વરધામ નજર આગળ નિહાળે છે, આ પ્રસંગે બાબરે દારૂની બાધા લઇ ઈશ્વર પાસે જયની યાચના કરી, તે તેને મળ્યો ખરો; પરંતુ તેના પ્રતાપી પૌત્ર અકબરને સંગના પૌત્ર પ્રતાપે જ ધુમ્ર બાચકા ભરાવી પોતાની પાછળ ભટકાવ્યો છે, અને મુસલમાનોથી ભ્રષ્ટ થતી રજપૂતોની શ્રેષ્ઠતાનો બચાવ કર્યો છે, તે ઉદેપૂરના રાજાઓને અદ્યાપિ પર્યંત યશથી ઉજળા બનાવે છે.

બાબરના મરણ પછી તેનો પુત્ર હુમાયુ ગાદી ઉપર આવ્યો. તેના વખતમાં બંગાળાના પઠાણ સરદાર શિરશાહે બળવો કર્યો તેને શિક્ષા કરવા જતાં હુમાયુ હાર્યો અને તેને ઈરાનમાં નાશી જવું પડયું. શિરશાહે દિલ્હીનું તખ્ત જીતી ઇ. સ. ૧૫૪૫ માં કલિંજરપર ચડાઇ કરી. પરંતુ એકાએક દારૂખાનું સળગી ઉઠવાથી તેનું મૃત્યુ થયું. ત્યાર પછી પઠાણ વંશની પડતી આવી. અને હુમાયુએ આવી શિરશાહના પૌત્ર અદિલશાહ પાસેથી રાજ્યની લગામ

પાણિપત–કુરૂક્ષેત્રના મેદાનમાં જંગ મચાવી લીધી. તેના યશમાં બહેરામ અને અકબર સરખા ભાગીઆ છે. હુમાયુ ઇ. સ. ૧૫૫૬માં મરણ પામ્યો; અને તેનો પુત્ર અકબર ગાદીપતિ થયો. અકબર બાળક હોવાથી રાજ્યની લગામ બહેરામના હાથમાં હતી. સમય જતાં સ્વતંત્ર બુદ્ધિના અકબરને આ અસ્વતંત્રતા પસંદ પડી નહિ; અને સ્વતંત્ર થવાનું ધાર્યું. અકબર દીલ્હીથી આગ્રે ગયો, અને હુકમ કર્યો કે પ્રજાએ મારા સિવાય બીજા કોઇનો હુકમ માનવો નહિ. અકબરે સ્વતંત્ર કારભાર ચલાવતાં બહેરામે બળવો કર્યો; પરંતુ સમજુ અકબરે તેનું સમાધાન કર્યું. બળવાથી વિરામ પામી બહેરામ મક્કે યાત્રા કરવા ગયો, પરંતુ માર્ગમાં તેનો કોઇએ ઘાત કર્યો. ખાનખાના બહેરામનું મૃત્યુ થતાં અકબરે હિંદી રાજ્યને એક નજરે જોયું; અને સકલ ભરતખંડનો હું બાદશાહ થાઉં એવી ઇચ્છા પૂરી પાડવાને તેણે અત્યારથી ભગીરથ પ્રયત્નો કર્યા; અને તેમાં તેની આવડ પૂરી હોવાથી તે કેટલેક દરજ્જે સફલ પણ થયો. ગૂજરાત, માળવા, સિંધ, કાશ્મીર, બંગાળા વગેરે ઉત્તર હિંદના સકલ ભાગ તેણે ધીમે ધીમે કબજે કર્યા. પરંતુ દક્ષિણમાં તેનું તેટલું ફાવ્યું નહિ, તોપણ ખાનદેશ મળ્યો હતો ખરો.

રજપૂત સંસ્થાનનાં સંસ્થાનો પૈકી જોધપુરના રાજાએ પોતાની કુંવરી અકબરને દીધી. રજપૂતરાજ્યોને વશ કરવાને એજ રીત સર્વોત્તમ ગણી અકબરે બહુધા ચલાવી છે. અને માયાળુપણે વર્તતાં ઘણાંખરાં રજપૂત રાજ્યોએ એ પ્રમાણે નમન આપ્યું પણ ખરૂં. કારણ કે રજપૂતો આ વખતે દીલ્હીના બાદશાહી તખ્તની સાથે અમુક સંબંધથી જોડાવું તેમાં માન સમજવા લાગ્યા હતા. તોપણ આર્ય ક્ષત્રિયના ખરા બીજમાંથી સ્વમાનનું બીજ નષ્ટ થયું નહતું. મરણ થાય તો કબૂલ પરંતુ શત્રુને નમન આપવું નહિ એ ક્ષત્રિયનો ખરો ધર્મ છે, અને એ ધર્મ પ્રમાણે વર્તવું તેમાંજ ખરૂં માન છે, એમ મેવાડનો પ્રતાપી પ્રતાપ સમજતો હતો. તેણે અકબરને નમન આપ્યું નહિ. મોટા રાજ્યની સાથે બાથ ભીડતાં તેને અનેક વિપત્તિઓ વેઠવી પડીઃ રણમાં વસ્યો, ખાવાનું ન મળ્યું, અને ભૂખથી રડતાં બાળકોને જોઈ તેના પ્રેમી હૃદયમાં ખરેખરો ખેદ થયો. પરંતુ ગમે તેવી વિપત્તિ મહાપુરૂષના આત્માનો પરાભવ કરી શકતી નથી. એમાંજ પુરૂષનું પુરુષાર્થ છે. અકબરે લડાઇથી પ્રતાપને જીત્યો; પરંતુ એ માત્ર શરીરબલની જીત હતી, આત્મબલની નહિ. ભામાશાહ નામે એક દેશભક્ત વાણીઆએ પ્રતાપને ધનથી મદદ આપી, જે મદદ મળતાં પ્રતાપે પોતાનું રાજ્ય લગભગ પુનઃસંપાદન કર્યું.

હવે અકબરની વિદ્યા ઉપરની પ્રીતિ અને ધર્મચર્ચા નિહાળી આપણે મુસલમાની રાજ્યની આણી ઉપર જઇએ. અકબરને આ બન્ને કામમાં અબુલફઝલ અને ફૈઝીએ ઘણી મદદ કરી છે. રામાયણ અને મહાભારતાદિ સંસ્કૃત ગ્રંથનો અભ્યાસ કરી તેનું ફારસીમાં ભાષાન્તર કર્યું. ટોડરમલ અને માનસિંહ એ બે જેમ તેના શૂરવીર હિંદુ સરદાર હતા, તેમ રસશાસ્ત્રપારંગત પંડિતશ્રી જગન્નાથ તથા બિરબલ વગેરે તેના હિંદુ દરબારીઓ પણ હતા. જગન્નાથનાં પુસ્તકો અદ્યાપિ પ્રખ્યાતજ છે; અને તે રસથી ભભકે છે. ગંગ અને તાનસેન તેના દરબારના કવિ અને ગવૈયા તરીકે પ્રસિદ્ધ છે.

અકબરના દરબારમાં દર શુક્રવારે ધર્મચર્ચા થતી હતી. મુસલમાની, ખ્રીસ્તી અને હિંદુધર્મરૂપ સમુદ્રમાંથી, ચર્ચારૂપ મંથનવડે તેણે એક પોતાનો ધર્મ કાઢયો, જેમાં શ્રેષ્ઠ ભાગ બ્રાહ્મણ ધર્મનોજ હતો. અને એતો આપણે જાણીએ-છીએ કે અકબર હમેશ સૂર્યપૂજા ઉઘાડી રીતે કરતો હતો. આથી કેટલાક ઝનુની મુસલમાનોએ તેની નાસ્તિક તરીકે નિંદા કરી છે. અકબર ઈ. સ. ૧૬૦૫ માં મૃત્યુ પામ્યો. તે ઘણો માયાળુ, વિચારવંત, પ્રમાણિક હતો,—પરંતુ સંતતિ તરફથી તેને યોગ્ય સંતોષ મળ્યો નથી. તેને ચાર પુત્રો હતા. દરેક દારૂડીઆ ને દુરાચરણી હતા. તોપણ માબાપનો પુત્ર ઉપર જે સ્વાભાવિક પ્રેમ હોય છે, તે પ્રેમથી તેણે મરતી વખતે પોતાની તરવાર જહાંગીરને બંધાવી.

અકબર જતાં જહાંગીર અને શાહજહાં અનુક્રમે પાદશાહ થયા. તેમણે પોતાની જીંદગી ઠાઠમાઠમાં અને રંગભોગમાંજ બહુધા ગુજારી છે. જોકે શાહજહાંએ એકાદ પ્રાંત જીત્યો છે, તોપણ તે સિવાય સઘળે શાન્તિજ હતી. અને જહાંગીરે જેમ પોતાની જીંદગી નૂરજહાંની સાથે વૈભવમાં ગાળી, તેમ શાહજહાંએ પણ પોતાની ઘણીખરી ઉમર પોતાની સુંદર પત્નિ મુમતાજમહાલની સાથેજ ગાળી. મુમતાજમહાલની કબર ઉપરનો રોજો જે અદ્યાપિ ભરતખંડની ભવ્ય ઈમારત તરીકે રાજે છે, તે શાહજહાંએ બંધાવ્યો છે. શાહજહાંના સમયનું મયુરાસન પણ તેના વૈભવની ખરી ખૂબી દેખાડે છે. તાવર્નીઅર નામે ઝવેરીએ તેના પૂંછડાની કિંમત સાડા છ કરોડ રૂપિઆ કરી હતી.

શાહજહાંને ચાર પુત્ર હતા: દારા, સુજા, ઔરંગજેબ અને મુરાદ. તેમાંથી ઔરંગજેબે, ભાઈઓનો હત્યા કરી શાહજહાંને કેદમાં નાંખી ઇ. સ. ૧૬૫૮ માં વગર હક્કે ગાદી લીધી: તેણે દક્ષિણના બ્રાહ્મણી રાજ્યને ઉંધું

વાળ્યું, અને આખો ભરતખંડ કબજે કર્યો. ઓછા પાત્રને સામ્રાજ્ય પદવી છાજી નહિ. હિંદુપ્રજા ઉપરનો જૂલમ એજ ઔરંગઝેબના સમયનો મુખ્ય બનાવ છે, અને દક્ષિણનાં મુસલમાની રાજ્યો તોડવામાં મહારાષ્ટ્રના સિંહ 'શૂરવીર શિવાજી'નું તેજ વૃદ્ધિ પામવા દીધું, એ ઔરંગઝેબની મુગલાઈ રાજ્યને હવે પછી ઉંધું વાળશે એવી મોટી ભૂલ છે. ઔરંગઝેબ દક્ષિણનાં ગોવલકોંડા અને વિજાપુરનાં મુસલમાની રાજ્યોને તોડવામાં રોકાયો હતો, તેજ સમયમાં રાયગઢના કિલ્લામાં રાજ્યધાની કરી, આજુબાજુના હસ્તગત કરેલા કીલ્લાઓને કબજામાં રાખી, શિવાજીએ મુગલાઈ રાજ્ય ઉથલાવવાનો આરંભ કર્યો. પરંતુ તેના ગૂઢપ્રપંચે, રણ ચાતુર્યે એ કામ જ્યાં થોડું ઘણું કર્યું, ત્યાં તો એ પ્રતાપી દેશભક્તનો આત્મા આ જગત છોડી ચાલ્યો ગયો. શિવાજી મરતાં મરાઠાની પડતી દશા આવી. પરંતુ શિવાજીનાં કૃત્યોએ મુસલમાની રાજ્ય ઉપર જે અસર કરી હતી તે, મુસલમાનોના પરસ્પરના કુસંપને લીધે, તથા શેષ રહેલા મરાઠા વંશને લીધે, વધારે પ્રબલ થતી ગઇ; અને ઔરંગઝેબના મરણ પછી મુગલાઈ રાજ્ય ધીમે ધીમે ઘસાતાં તદ્દન નાશ પામ્યું. છેવટ મરાઠા તેમજ પેશ્વાનું તેજ પણ ઈ. સ. ૧૭૬૧ માં પાણીપતના મેદાનમાં હતું ન હતું થઇ ગયું. અરે! પાણીપત! તેં તો હદ વાળી! પાંડવ કૌરવના સમયથી તેં ઘણા ભારતવાસી સુપુત્રો ખાધા છે! હજી તારૂં તૃષિત મુખ શાન્તિ પામ્યું નથી? હવે જરા જંપ અને તારા તૃષિત મુખને શરમથી નીચું નમાવ. ધિક્કાર છે! સ્વદેશી સુપુત્રોનેજ ભક્ષનારી પાણીપત ભૂમિં–પ્રત્યક્ષ જક્ષણી તને!

રજપૂત રાજ્યોના કલહથી માંડીને મુગલાઇ રાજ્યના અંત સુધીના બનાવોથી, શંકરાચાર્યે હિંદની પ્રજાને જે ધર્મમાં મૂકી હતી તેમાં કેવા કેવા ફેરફાર થયા અને હિંદની પ્રજાનું સ્વરૂપ કેટલું બદલાઈ ગયું તે, આ નિબંધ પૂર્ણ કરતાં પહેલાં આપણે ટુંકામાં જોઇએ તો—આરંભમાં નવા નવા ધર્મપંથો, અને તેમના પરસ્પરના વિરોધમાં રચાએલાં પુરાણોની સાથે જ્ઞાતિ બંધન સખ્ત થતું જોવામાં આવે છે. દરમીયાનમાં મુસલમાન બાદશાહોના જુલમથી હિંદુધર્મની તેમજ હિંદની વિદ્યાની પડતી શરૂ થાય છે. હિંદુ અને મુસલમાન એ ભેદ મુસલમાન બાદશાહોના હૃદયમાં હમેશ રહેતો હતો એટલુંજ નહિ, પરંતુ હિંદુઓને ધર્મભ્રષ્ટ કરી મુસલમાન કરવા એમાં ધર્મ છે એમ તેઓ સમજતા હતા. પરદેશી મુસલમાન ચડાઇ કરનારાઓનું પણ, હિંદુઓને વટલાવવા, તેમનાં દેવલો લૂટવાં, અને મૂર્તિઓ ભાંગવી તે ઉપ-

રજ, મૂખ્ય લક્ષ્ય રહેતું હતું. આ પ્રમાણે સખત જુલમી પરતંત્રતાના બંધનમાં લાંબી મુદત સુધી રહીને, હિંદુઓએ પોતાના આત્માની પ્રબલતા ગુમાવી છે. છેવટ અંતના સમયમાં પશ્ચિમ તરફની પ્રજાઓ—પોર્ટુગીઝ, વલંદા, ઇંગ્રેજ, ફ્રેન્ચ ઇત્યાદિ—નું આવવું થયું; અને પ્રથમ વેપારને નામે નાના ઝગડાઓ કરતાં, પાછલથી મુગલાઇ રાજયના અંતના સમયમાં ઉઠેલા મોટા ભારતીય રાજય-ક્ષોભમાં તેમણે ભાગ લીધો. દક્ષિણમાં મરાઠાની લૂટફાટ શરૂ થઇ, અને મુગલાઈ રાજય પડી ભાગતાં મુલક લૂટાવા લાગ્યો. જેનું જેમ ફાવ્યું તેમ દેશના સુબાઓ મુલક દબાવી પડયા; અને દેશમાં મારામારી તથા જુલમોનાં ભડકાલીયાં ઠેકાણે ઠેકાણે જાગ્યાં. તેમાં હિંદનાં સત્વહીન થએલાં શૌર્ય-ધર્મ અને જ્ઞાનનો અગ્નિદાહ થયો ! અને બિચારી ભારત જનની એ દુઃખદ અવસ્થામાં ગત પુત્રોનેમાટે શોકાશ્રુ મૂક્યાં ! !

હવે પછીનું ભારતવર્ષનું અવલોકન, વર્તમાન ઈંગ્રેજી રાજ્યની તવારીખમાં, આપણે સ્પષ્ટ પ્રતિબિંબ રૂપે જોઇ શકીએ છીએ. ત્યારે અમે અમારો ટુંકો નિબંધ, સુજ્ઞ વાચક પ્રતિ ટુંકા સંબોધનની સાથે, સમાપ્ત કરીશું.

પ્રિય વાંચક બંધુઓ ! આપણી ભારતભૂમિના ઇતિહાસનું અવલોકન પૂર્ણ થયું ! પ્રાચીનથી અર્વાચીન તરફ સંક્રમણ કરતાં ક્રમે ક્રમે આપણા ખેદની વૃદ્ધિ થતી જાય છે. પરંતુ એ ખેદનાં અશ્રુથી સ્વદેશભૂમિને દૂષિત કરવી એ આપણને ઉચિત નથી ; રડતી માતાના ખોળામાં પડેલું રડતું બાલક માતાના ખેદની વૃદ્ધિ કરે છે, માતાને શાન્તિ આપવાને બાળકે તેનાં અશ્રુ લુછવાં જોઇએ.

---

## आपणो उदय केम थाय?

[ સાંધણ પાને ૬૬ થી. ]

ક્રમક તે રીતિથી વેદની જે મહત્તા છે તે કાંઈ પણ જાણવામાં આવતી નથી, પણ વેદાભ્યાસ કરવો એ આજ્ઞામાં ચૌદ વિદ્યાનો સમાવેશ થાય છે. મહારાજ મનુ લખે છે કે—

अंगानि वेदाश्चत्वारो मीमांसान्यायविस्तरः
धर्मशास्त्रं पुराणं च विद्यास्त्वेताश्चतुर्दश

ચાર વેદ ( ઉપવેદ સહિત ), તેનાં છ અંગ, મીમાંસા, ન્યાય, ધર્મશાસ્ત્ર અને પુરાણ, (આ ચાર ઉપાંગ છે) એ ચૌદ વિદ્યા છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામ-

વેદ, અને અથર્વવેદ. તેમાં પણ યજુર્વેદ મુખ્ય જણાય છે. વિષ્ણુપુરાણમાં લખ્યું છે કેઃ—

एक एव यजुर्वेदस्तं चतुर्धा व्यकल्पयत्

પ્રથમ એકજ યજુર્વેદ હતો, પછીથી તેના ચાર વિભાગ કરેલ છે.

મહામુનિ વેદવ્યાસે પોતાના ચાર શિષ્ય,—પૈલ, વૈશંપાયન, જૈમિનિ અને સુમંતુને યથાક્રમે ચાર વેદ પ્રથમ ભણાવ્યા છે.

ઋગ્વેદમાં ચોસઠ અધ્યાય, દશ મંડલ, બેહજાર છવર્ગ, અને ૧૦૧૭ સૂક્તો છે. તથા તેના ૧૦૫૮૦ મંત્રો છે. તેની મુખ્ય પાંચ શાખા છે.

યજુર્વેદના ૧૯૦૦ મંત્રો છે. *ચરણવ્યુહમાં લખ્યું છે કે द्वे सहस्रे शते न्यूने मंत्रे वाजसनेयके—વાજસનેય એટલે શુકલ યજુર્વેદના બે હજારમાં સો મંત્ર ઓછા છે. તે યજુર્વેદના ૮૬ ભેદ છે. તેમાં ચરકાધ્વર્યુઓના બાર ભેદ છે. તે વાજસનેય અથવા શુક્લ યજુર્વેદના બીજા પંદર ભેદ મળીને, કુલ ૧૦૧ શાખા છે. કહ્યું છે કે—

यजुर्वेदतरोरासन् शाखा एकोत्तरं शतम्

યજુર્વેદ રૂપ વૃક્ષની એકસો એક શાખા છે. યજુર્વેદનો બ્રાહ્મણ ભાગ જેને શતપથ બ્રાહ્મણ કહે છે, તે બહુ મોટો છે. તૈત્તિરીય અથવા કૃષ્ણ યજુર્વેદના મુખ્ય બે ભેદ છે.

સામ વેદના ૮૦૧૪ મંત્રો છે. કહ્યું છે કે—

अष्टौ साम सहस्राणि सामानि च चतुर्दश

સામ આઠ હજાર અને ચૌદ છે. તેના પ્રથમ એક હજાર ભેદ હતા, પણ અનધ્યાય સમયે અભ્યાસ કરવાથી તે નષ્ટ થયા છે. લખ્યું છે કે—

अनध्यायेष्वधीयाना म्रियन्ते विद्युताखलु

અભ્યાસ ન કરવાના સમયે અભ્યાસ કરનારા વિદ્યુતથી મરે છે. (હાલના ચાલતા સમયમાં આ વાત ઉપર બિલકુલ ધ્યાન અપાતું નથી, તેથીજ ખરી વિદ્યા પ્રાપ્ત ન થતાં કેવલ ઉદ્ધતાઇ વિશેષ જોવામાં આવે છે. એમ કાં ન હોય ! ક્વચિત આયુષ્ય પણ ઓછું ભોગવાય છે એવું દેખાય છે.) તેમાંથી અવશેષ રહેલી શાખાઓમાંની મુખ્ય ત્રણ શાખા છે.

---

* त्रीदशांगधरामिते गतेऽब्दे मधुमासे दशमी तिथौ सुधांशौ महिदासवुधो परोपकृत्यै चरणव्यूहमिदं व्यकारि कास्याम्.

આ મહિદાસ ભટ્ટ પ્રશ્નોરા હતા; અને કાશીમાં રહેતા હતા.

અથર્વવેદના મુખ્ય નવ ભેદ છે, અને તેના ૧૨૦૦૦ મંત્રો છે. તેના પાંચ કલ્પ છે: નક્ષત્રકલ્પ, વિધાનકલ્પ, સંહિતાવિધિ, અભિચારકલ્પ, અને શાન્તિકલ્પ.

મહાભારત એ એક ઇતિહાસનો મોટો ગ્રંથ પણ મહામુનિ વેદ વ્યાસનોજ બનાવેલ છે. તેમાં તેણે વેદનો સમગ્ર અર્થ જણાવ્યો કહેવાય છે. એમ લખ્યું છે કે—

भारतव्यपदेशेन ह्याम्नायार्थश्चदर्शितः

મહાભારતના મિષથી વેદનો અર્થ દેખાડેલ છે. મહાભારતનું પુર એક લાખ શ્લોકનું છે.

ચાર વેદના ચાર ઉપવેદ છે. આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ, અને સ્થાપત્યવેદ. (કોઇ અર્થશાસ્ત્રને ચોથો ઉપવેદ ગણે છે.) આ ચાર ઉપવેદ તો વેદના પેટામાંજ આવી જાય છે. વેદનાં અંગ છ છે. શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદસ્ અને જ્યોતિષ્. શિક્ષામાં હ્રસ્વ, દીર્ઘ, પ્લુત, તથા ઉદાત્ત, અનુદાત્ત, અને સ્વરિત આદિ શુદ્ધ ઉચ્ચારનો વિષય છે. પાણિનિ આચાર્યની બનાવેલ શિક્ષા સર્વમાન્ય છે. કલ્પમાં યજ્ઞાદિ સર્વ ક્રિયાનો વિધિ લખેલો છે. વ્યાકરણમાં શબ્દોને સિદ્ધ કરેલ છે. પાણિનિ આચાર્યે કરેલાં સૂત્રો જેને અષ્ટાધ્યાયી કહે છે, એ તેનું મૂલ છે. નિરૂક્તમાં શબ્દોના અર્થો લખ્યા છે. છંદસ્માં મંત્રોનો છંદોવિચાર કરેલો છે. પિંગલાચાર્યે તેનો ઉત્તમ વિચાર કરેલો છે, તેથી તે અંગને પિંગલ એ નામથીજ ઘણા લોકો સમજે છે. અને જ્યોતિષ્માં કાલનો નિર્ણય કરેલો છે. એ છ અંગ પ્રથમ જાણવાં જોઇએ. એટલા માટેજ મહારાજ મનુએ ચાર વેદની પહેલાં अंगानि એ શબ્દ મૂકયો છે. એ છ અંગ જાણવાથીજ વેદાભ્યાસની સફલતા છે. કહ્યું છે કે—

छंदः पादौ तु वेदस्य हस्तौ कल्पोऽथ पठ्यते
ज्योतिषामयनं चक्षु र्निरुक्तं श्रोत्रमुच्यते
शिक्षा घ्राणं तु वेदस्य मुखं व्याकरणं स्मृतम्
षडंगैः सहितो वेदो यथोक्तफलदो भवेत्

છંદસ્ એ વેદના બે પગ છે, કલ્પ એ બે હાથ છે, જ્યોતિષ્ એ આંખ છે, નિરૂક્ત એ કાન છે, શિક્ષા એ નાક છે, અને વ્યાકરણ એ વેદનું મુખ છે. એ છ અંગ સહિત વેદનો અભ્યાસ કરવાથી તે યથોક્તફલ (શાસ્ત્રમાં વેદાભ્યાસની જે મહત્તા લખી છે તેવું ફલ) આપનાર થાય છે. વેદનાં ચાર

ઉપાંગ છે. ધર્મશાસ્ત્ર, પુરાણ, મિમાંસા અને ન્યાય. ધર્મશાસ્ત્ર એટલે સ્મૃતિઓ તે મુખ્ય ૧૮ છે. પુરાણો પણ ૧૮ છે, તે સર્વ પુરાણોના કુલ ચાર લાખ શ્લોક ગણાય છે. કહ્યું છે કેઃ—

एवं पुराणसंदोहश्चतुर्लक्ष उदाहृतः

મિમાંસા બે છે, પૂર્વ અને ઉત્તર. પૂર્વમિમાંસામાં કર્મકાંડ છે, અને ઉત્તરમિમાંસા તે જ્ઞાનકાંડ છે. ન્યાયશાસ્ત્રમાં પદાર્થનિર્ણય છે. તેના પણ બે વિભાગ છે. એક ગૌતમપ્રણીત ન્યાય અને બીજું કણાદપ્રણીત ન્યાય. એ રીતે બે મિમાંસા, બે ન્યાય, અને બે સાંખ્ય, (નિરીશ્વર સાંખ્ય, સેશ્વર સાંખ્યયોગ.) એ છ શાસ્ત્ર ગણાય છે. એ સર્વનો યથાર્થ અભ્યાસ પૂર્ણ થાય ત્યારેજ વેદાભ્યાસ પૂર્ણ થયો એમ કહેવાય.

આ પ્રમાણે સાંગોપાંગ ઉપવેદ સહિત વેદ અર્થ સહિત ભણવો, અને ગુરુને ઘેર રહી બ્રહ્મચર્ય પાળવું, એ પ્રથમ આશ્રમમાં આપણું કર્તવ્ય છે. પ્રત્યેક વેદ માટે કેટલો સમય જોઇએ તે મહામુનિ યાજ્ઞવલ્કય જણાવે છે કેઃ—

प्रतिवेदं ब्रह्मचर्यं द्वादशाब्दानि पञ्च वा

પ્રતિવેદ એટલે એકેકા વેદ માટે બાર વર્ષ અથવા પાંચ વર્ષ બ્રહ્મચર્ય પાળવું. (તેટલો વખત ગુરુને ઘેર રહી અભ્યાસ કરવો.) કહો હવે 'વેદાભ્યાસ કરવો' એ આજ્ઞામાં કેટલી મહત્તા રહી છે ! વેદના અર્થજ્ઞાન માટે ઉપર લખેલાં બધાં સાધનો છે, તે સિવાય ચારે વેદની ઉપર સાયણાચાર્યનાં ભાષ્ય છે. યજુર્વેદના ઉપર મહીધરભટ્ટનું પણ ભાષ્ય છે.* બીજા પણ ઉવ્વટ આદિ ભાષ્યકારો છે. તે ભાષ્યો ઉપરથી વેદ મંત્રોના અર્થ સારી રીતે સમજી શકાય છે, પણ તે તે મંત્રોનો તેટલોજ અર્થ છે એમ માની લેવું ન જોઈએ. કેમકે વેદને માટે એમ લખ્યું છે કે तत्र मुह्यन्ति सूरयः માટે શોધક બુદ્ધિથી બની શકે તો ઉપર લખેલાં સર્વ સાધનોને આધારે આગળ વિચાર કરતાં રહેવું એ પણ આપણુંજ કામ છે.

જે સમયમાં આપણી આર્યભાષાને રાજાઓ અને સદ્‌ગૃહસ્થો તરફથી સંપૂર્ણ ઉત્તેજન મળતું હતું, તે સમયમાં વેદનાં અંગ, ઉપાંગ, ઉપવેદ, અને છ શાસ્ત્રોના આપણા પૂર્વજોએ અનેક ગ્રંથો રચેલા છે. તે બધાનો સંપૂર્ણ અભ્યાસ કરવો જોઇએ. મારૂં માનવું તો એમજ છે કે હાલના સમયમાં પણ જે કેળવણી અપાય છે, તે પણ ઉપર લખેલા અભ્યા-

* મહીધરભટ્ટ પ્રશ્નોરાનાગર હતા.

સની માત્ર જુદી શૈલીજ છે, બાકી વાસ્તવ વાત ઉપર લખી છે તેજ છે. જેમ કે—

| પ્રાચીન | અર્વાચીન | પ્રાચીન | અર્વાચીન |
|---|---|---|---|
| ૧ આયુર્વેદ | વૈદું-ડાકતરી કેળવણી | ૧૦ ન્યાયશાસ્ત્ર<br>૧૧ ધર્મશાસ્ત્ર | ન્યાય, કાયદાની કેળવણી |
| ૨ ધનુર્વેદ | લડાઇની કેળવણી | ૧૨ પુરાણ ઇતિહાસ, | ભૂગોળ, ઈતિહાસ |
| ૩ ગાંધર્વવેદ | ગાયનશાસ્ત્ર | ૧૩ મિમાંસા, ધર્મશાસ્ત્ર, પુરાણ, ઇતિહાસ | નીતિબોધ, ધર્મબોધ |
| ૪ સ્થાપત્યવેદ | બાંધકામ ઇજનેરી-કેળવણી | ઇત્યાદિ, ઇત્યાદિ. | |
| ૫ શિક્ષા | શુદ્ધ ઉચ્ચાર | | |
| ૬ વ્યાકરણ | વ્યાકરણશાસ્ત્ર | | |
| ૭ છંદસ્ | પિંગલશાસ્ત્ર | | |
| ૮ નિરૂક્ત | કોષ—ડિક્ષનેરીઓ | | |
| ૯ જ્યોતિષ્ | ખગોળવિદ્યા—ગણિત-શાસ્ત્ર | | |

આ પ્રમાણે જ્યારે આજપણ પૂર્વની વિદ્યાનોજ અભ્યાસ માત્ર શૈલીના ફેરફારથી થાય છે, તો પછી પ્રથમનીજ શૈલીથી અભ્યાસ કરવો એ કાંઈ અયોગ્ય નથી; કેમકે કેટલાંક કારણોથી એમ તો સિદ્ધ થયું છે કે, હાલની અભ્યાસ શૈલી ગમે તેવી સુધરેલી ગણાય છે, તો પણ તે પૂર્વની શૈલી જેવી નથીજ. માટે સદ્વિદ્યામંદિર સ્થાપવા ઉપર મેં લખેલું છે તેમાં પૂર્વની અભ્યાસશૈલીજ દાખલ કરવી. અને સર્વે શાસ્ત્રોમાં જે સત્ય સાર હોય તેને ગ્રહણ કરવો જોઇએ. ભાગવતમાં કહેલું છે કે—

अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः कुशलो नरः
सर्वतः सारमादद्यात् पुष्पेभ्य इव षट्पदः

જેમ ભ્રમર સર્વ પુષ્પમાંથી સારરૂપ મકરંદને ગ્રહણ કરી લે છે, તે રીતે ચતુર માણસે મોટાં તથા નાનાં શાસ્ત્રોમાંથી અને સર્વ સ્થલેથી જે સાર હોય તે ગ્રહણ કરવો.

વેદ, ઉપવેદ, અંગ, ઉપાંગ, અને શાસ્ત્રોમાંથી અથવા ટુંકામાં કહીએ તો ચૌદ વિદ્યામાંથી, જે સાર ગ્રહણ કરવો તેજ ખરી વિદ્યા કે સદ્વિદ્યા કહેવાય છે. અને તેના અભ્યાસથીજ ફલ છે. તેમ ન થાય તો પછી—

यथा खरश्चंदनभारवाही भारस्य वेत्ता न तु चंदनस्य

જેમ ગધેડો ચંદનનો ભાર ઉપાડે તોપણ તે ભાર ઉપાડનારજ છે. કાંઇ ચંદનની સુગંધી તેના જાણવામાં આવતી નથી। આવું થાય માટે ખરી વિદ્યાનો અભ્યાસ કરવો તે સાથે ચોસઠ્ કલાનું જ્ઞાન પણ અવશ્ય સંપાદન કરવું જોઇએ. શ્રીકૃષ્ણ ભગવાનને તેના ગુરૂ સાંદીપિનિએ તે કલા ભણાવેલી છે. તેથી એમ જણાય છે કે પૂર્વકાલમાં બ્રાહ્મણો તે સર્વે કલાઓ જાણતા હતા, માટે આપણે તે કલાઓ જાણવી જરૂરની છે. તેમાં પણ 'દેશભાષા જ્ઞાન' એ નામની એક કલા છે, તે બહુજ ઉપયોગી છે. એટલે કે જે દેશમાં જે ભાષાઓ બોલાતી હોય તે તે ભાષાનું સંપૂર્ણ જ્ઞાન મેળવવું એ અવશ્યનું છે. હાલમાં આ આર્યદેશ ઉપર જેઓ રાજ્ય કરે છે, તે જે દેશના છે તે દેશની ભાષાનું આજે કેટલું માન છે, તે સર્વેના જાણવામાં છે. તેમજ જ્યારે યવન લોકોનું રાજ્ય હતું, ત્યારે તેઓની ભાષાનું માન વધારે હતું. મતલબ એ છે કે બધા દેશોની ભાષાનું પૂર્ણ જ્ઞાન હોય તો તે વધારે સારૂં છે; નહિતો જે દેશના રાજા આપણી આર્યભૂમિ ઉપર અમલ ચલાવતા હોય તે દેશની ભાષાનું તો સંપૂર્ણ જ્ઞાન મેળવી તેઓમાં સર્વોત્તમ પદવીને યોગ્ય થવું જોઇએ. છેવટે એટલુંજ લખવું યોગ્ય છે કે ખરી વિદ્યા એજ આપણા અભ્યુદયનું મૂળ છે.

### संप अथवा एकता

જ્યારે સદ્‌વિદ્યા સંપાદન કરીને આપણાં મહાન્ મન થાય, ત્યારે પ્રથમ એજ વિચાર આવવો જોઇએ કે, આપણા અભ્યુદય માટે આપણામાં સંપની ખરી જરૂર છે. સંપવિના કોઇ કાલે કોઇનો અભ્યુદય થવા સંભવજ નથી. કથાસરિત્સાગરમાં લખ્યું છે તે અક્ષરશઃ સત્ય જણાય છે.

पंचभिर्मिलितैः किं यज्जगतीह न साध्यते
एक चित्ते द्वयोरेव किमसाध्यं भवेदिति ॥

આ જગતમાં એવું શું છે કે જે પાંચ માણસના મળવાથી સિદ્ધ ન થાય? (આ પ્રમાણે જ્યારે કોઇએ સૂચના કરી ત્યારે બીજા મહાબુદ્ધિમાને કહ્યું કે) જો બે માણસનાંજ એક ચિત્ત થાય તો આ જગતમાં ન બને એવું શું છે? કશું નથી.

ગમે તેવું મહા કઠિન કાર્ય પણ એક ચિત્તવાળા મનુષ્યોથી બને છે. પણ જો એકતા ન હોય તો પછી મહા સમર્થ પુરુષો પણ કોઇ કાર્યમાં વિજય પામતા નથી. મહાભારતમાં ભીષ્મપિતામહે કહેલું છે કે—

बलस्य व्यसनानीह यान्युक्तानि मनीषिभिः
मुख्यो भेदो हि तेषां तु पापिष्ठो विदुषां मतः

બલ ( વિજય પામનારા જનસમુદાય ) ને માટે બુદ્ધિમાન પુરુષોએ જેટલાં વ્યસનો કહેલાં છે, તે સર્વમાં પાપિષ્ઠ એવો ભેદ એજ મુખ્ય વ્યસન છે. એમ વિદ્વાનોનું માનવું છે. તે યથાર્થ છે.

આ રીતે અન્વયવ્યતિરેક ઉદાહરણોથી સંપની આવશ્યક્તા સિદ્ધ થાય છે. હાલના સમયમાં સર્વત્ર ચાલતા પ્રાણવિનિમયના પ્રયોગોમાં માત્ર બે યોગ્ય અધિકારીની એકાદ બે ક્ષણની એકતાથી કેવાં અલૌકિક કાર્યો થતાં અનુભવાય છે.

હું તો એમજ માનું છું કે, પૂર્વકાલમાં પિતા–પુત્રાદિ સર્વ સેવ્ય–સેવકો, સ્વતઃ વિધાયક વિધેયજ હતાં; તેથીજ આપણો તે સમયમાં અભ્યુદય હતો. હાલમાં એ વાતનું સ્મરણ ન રહેવાથી પરસ્પરની એકતાનો લોપ થઇ જતાં, આપણી આવી દશા થઈ છે. માટે ફરીને તે એકતા અથવા સંપ અવશ્ય કરવો જોઇએ. *

### સદ્ધર્મ

આપણા અભ્યુદયનો મુખ્ય આધાર આપણા ધર્મ ઉપરજ છે. સંપ થવાનું કારણ પણ ધર્મ છે. ઘણા માણસોનું ભલું કરવા માટે જે એક ધોરણને ધારણ કરવું તે ધર્મ. અને તે ધોરણ પ્રમાણેજ એકમતથી ચાલવું તે સંપ છે. ધૃञ ધાતુ ઉપરથી ધારણ કરાય તે ધર્મ એ શબ્દ થયો છે. પણ કાલે કરીને એ ધર્મના મનઃકલ્પિત અનેક ભેદ થઈ જતાં, એ ધર્મજ હાલમાં આપણા કુસંપનું કારણ થઇ પડયો હોય એવું જણાય છે. પ્રથમ કાર્યના વિભાગ પાડવા માટે ચાર વર્ણ બંધાયા એમ ઉપર લખ્યું છે તે વ્યવસ્થાનું છેક વિસ્મરણ થતાં, એ ચાર જાત જુદી પડી ગઈ. તેઓનો ભોજનાદિ વ્યવહાર છેક બંધજ થયો, અને પછી એક જાતમાં અનેક નાત થઇ પડી. બ્રાહ્મણ જાતિની ચોરાશી નાત છે. ( તેમાં પણ પાંચ ગૌડ અને પાંચ દ્રવિડ એમ બે ભેદ છે.) તેમાંની એકજ જ્ઞાતિમાં પણ ધર્મ ભિન્ન ભિન્ન હોય છે. કોઇ શૈવ તો કોઈ વૈષ્ણવ, કોઇ રામાનુજ તો કોઇ સ્વામીનારાયણ, આમ અનેક મતમતાંતરોનેજ ખરો ધર્મ માની તેના દૃઢ આગ્રહથી અન્યનો તિરસ્કાર કરતાં, પરસ્પર શત્રુતા રાખનારાઓમાં સંપ કયાંથી હોય ! દેશમાં શું કે નાત જાતમાં શું, પણ જેમાં એકજ ( ભલે ગમેતે ) ધર્મ હોય તેમાં સંપ વધારે ટકે છે. એ વાત નિર્વિવાદ છે. ન્યાય સૂત્રમાં લખ્યું છે કે यतोऽभ्युदयनिश्रेयससिद्धिः स धर्मः જેથી અભ્યુદય અને પરમ કલ્યાણ પમાય તેજ ખરો ધર્મ. (અપૂર્ણ.)

* એકતા માટે મેં અદ્વૈતસિદ્ધિમાં વિસ્તારથી લખ્યું છે એટલે અહીં વિશેષ નથી લખતો.

# દુઃખી જગતમાં સુખ મેળવવાનો ઉપાય.

સર્વ મનુષ્યો કહે છે કે જગતં દુઃખથી ભરેલું છે પણ થોડા મનુષ્યો વિચારે છે કે જગત શાથી દુઃખમય બનેલુ છે? સોલન નામે ગ્રીક કાયદા બાંધનારને સાર્દિસના રાજાએ પોતાનો અપાર વૈભવ બતાવી પુછ્યું હતું કે, સોલન! દુનિયામાં સર્વથી સુખી માણસ કોણ છે? જેના ઉત્તરમાં સોલને બે અપ્રસિદ્ધ ગ્રીકનાં નામ આપ્યાં હતાં. રાજાએ આશ્ચર્યથી ફરી વખત પુછ્યું કે 'શું હું સુખી નથી.' સોલને કહ્યું કે 'કોઇ પણ મનુષ્યને માટે તેના મૃત્યુ પેહેલાં તે સુખી છે એમ કહી શકાય નહિ.' ગમે તેવા વૈભવમાં પણ દુઃખ હોય છે અને વૈભવ વિના પણ સુખ પ્રાપ્ત કરી શકાય છે, એમ આટલા પરથી આપણે સમજી શકીએ છીએ: અપાર રાજ્યવૈભવમાં ઊછરવા છતાં, મહાત્મા બુદ્ધને, એક સન્યાસીની જીંદગી વધારે સુખી લાગી હતી; અને મેવાડનો પ્રતાપ તેના રાજ્યમહેલમાં સુતો ત્યારે પણ તેનું અંતઃકરણ દુઃખથીજ ભરેલું હતું. જ્યારે એક નાનું બાળક પારણામાં પડ્યું પડ્યું હસેછે, ત્યારે તેનાં સેખશલ્લી માબાપો બાળકના ભવિષ્યની અનેક ચિંતાઓથી દુઃખી હોયછે; અને સહજ અવલોકનથી જોઇએ તોપણ જણાયછે કે, મનુષ્ય જીવનના કરતાં પશુ-પક્ષીઓ વધારે સુખીછે. આમ શાથી થાયછે? શું અજ્ઞાનમાં સુખ રહેલુંછે? અને મનુષ્ય જ્ઞાનથી દુઃખ પામેછે? જો એમ હોય તો વ્યવહારમાં, અજ્ઞાનનું પરિણામ દુઃખ અને જ્ઞાનનું પરિણામ સુખ, આપણે ઘણી વખત જોઈએ છીએ તેનું શું કારણ? દિવો પકડવાને બાળક અજ્ઞાનથી હાથ લાંબો કરેછે અને દાઝે છે; સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી અને પુષ્ટિકારક ખોરાકના જ્ઞાનથી મનુષ્ય તંદુરસ્તીનું સુખ ભોગવી શકેછે. ત્યારે ફરીને પણ એજ પ્રશ્ન થાયછે કે મનુષ્યજીવન શાથી દુઃખી બનેલું છે?

પરંતુ મનુષ્યજીવન શા કારણથી દુઃખી બનેલું છે, તે જોવાને માટે પ્રથમ તો આપણે દુનિઆના દરેક મનુષ્યના દુઃખનું કારણ તપાસવું જોઇએ. જો કોઇ એવું યંત્ર બનાવે, કે જેમાંથી દુનિઆના દરેક માણસ પોતાના દુઃખનું શું કારણ બતાવે છે તે સાંભળી શકાય; તો અમને ખાત્રી છે કે કોઈ વિરલ મહાત્માઓ સિવાય દુનિઆનો દરેક મનુષ્ય તેને રડતો સંભળાશે. અને અનેક અવાજો સાથે છતાં પ્રથક્ પ્રથક્ સાંભળી શકાય એવી તેમાં રચના

કરવામાં આવે, તો કટકો રોટલીની ઇચ્છાથી મોહોલ્લામાં બેસી ખુલ્લે અવાજે રડતાં ગરીબ નિરાધાર અંતઃકરણો, અને રાજમહેલમાં બેસી ખુશામતમાં છુપાયેલું રૂદન કરતાં જગતનાં અધિકારી માણસોથી; મોટા મોટા ચક્રવર્તી મહારાજાઓનાં રૂદન તેને કાને પડશે. ભૂખે મરતાં અપંગ માણસો, રસ્તા વચ્ચે ભટકતા ભીખારીઓ, બેરોજગાર થએલા મજુરો, વેપારમાં ખોટ ગએલી એવા વેપારીઓ, અપુત્ર માબાપો, વિધવાઓ, નિરાધાર બાલકો, નિર્ધન કંગાલ મનુષ્યો, કીર્તિના લાલચુઓ, અને રાજ્યના અનેક પ્રપંચોમાં ફસાઇ પડતા રાજાઓનાં રૂદન તેને કાને પડશે એટલુંજ નહિ; પરંતુ બાબીલનમાં મરણ પામતો સિકંદર બોલતો સંભળાશે કે મારાથી ધારેલો વિજય પૂર્ણ થયો નહિ, સેન્ટહેલીનામાંથી નેપોલીયનનું અંતઃકરણ રડતું સંભળાશે કે વોટરલુની લડાઇથી તેના આખા જીવનનો પ્રયાસ નિષ્ફલ થયો, અને કોઇ ગુપ્ત પહાડોમાં ભટકતું નાનાસાહેબનું અંતઃકરણ રડતું સંભળાશે કે અંગ્રેજોએ તેનું પેન્સન પણ ઝુંટાવી લીધું. આ સર્વ રૂદન પરથી સાંભળનારને કેવા ભાવ થશે તે તો તેનો સ્વભાવ જાણ્યા વિના શું કહી શકાય, પરંતુ અમે એટલું તો કહી શકીએ છીએ કે દુર રહી માત્ર દુનિયાની વિચિત્રતાનું અવલોકન કરનારને તો એથી હસવું આવ્યા વિના રહેશે નહિ. કેવી વિચિત્રતા ! કોઇ કીર્તિની લાલસાથી તૃપ્ત થતું નથી, તો કોઇ ધનની લાલચથી દુઃખ ભોગવેછે. કોઇને અધિકાર જોઈએ છીએ, તો કોઇને દુનિયાની અનેક પ્રકારની ભૌતિક વસ્તુઓનો લોભછે. દુનિઆના પ્રત્યેક વિચિત્ર મનુષ્યોની વિચિત્ર વિચિત્ર ઇચ્છાઓ છે; અને તે પાર ન પડવાથી પ્રત્યેક મનુષ્ય ભિન્ન ભિન્ન પ્રકારનાં દુઃખો પોતાને શિર વહોરી લેછે. આપ્રમાણે જ્યાં સુધી મનુષ્ય ભૌતિક સુખોમાં લુબ્ધ થઇ તેને માટે પ્રયત્ન કર્યા કરેછે, ત્યાં સુધી તે સુખો ક્ષણિક હોવાથી તેને દુઃખ સિવાય બીજું મળતું નથી.

ત્યારે હવે વિચારવાનું એછે કે મનુષ્ય ભૌતિક સુખોમાં શામાટે લુબ્ધ થાયછે ? શું મનુષ્ય જીવનની ભૌતિક સુખો ભોગવવામાં સાર્થકતા છે ? જો એમ હોય તો નીતિના નિયમો ઊંધા વળે, ધર્મ પંથોની કાંઇ જરૂર રહે નહિ, અને ઈશ્વરભક્તિની પણ કાંઇ આવશ્યકતા નથી એમજ સિદ્ધ થાય. પણ મનુષ્ય પોતાની જન્મ-મરણની વચ્ચેની સ્થિતિમાં પોતાની સનાતન સ્થિતિ ભુલી જાયછે. અને આ સંસાર, જે તેની મુસાફરીના રસ્તાના એક ભાગ બરોબરછે. તેટલામાંજ તે પોતાની હમેશની સ્થિતિ સમજેછે. એટલુંજ નહિ

પરંતુ મૃત્યુ પછી *દેહના નાશની સાથે પોતાનો પણ નાશછે એમ સમજેછે. અને તેથી દુનિયાની વસ્તુમાંથી સુખ મેળવવાની ઇચ્છા રાખેછે. આથી-

विषयेन्द्रिय संयोगाद्यत्तदग्रेऽमृतोपमम्
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम्
यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः
निद्रालस्यप्रमादोत्थं तन्तामसमुदाहृतम्

ઇત્યાદિ શ્લોકમાં કહ્યું છે તેમ, આ સુખ પરિણામે વિષ સમાન થઇ રહે છે. અને મનુષ્યસંસારને—જગતને દુઃખમય બનાવે છે.

પરંતુ મનુષ્યો મોઢેથી તો આ જ્ઞાન સ્વીકારે છે, છતાં તેઓ લૌતિક સુખની ઈચ્છા મૂકી પારલૌકિક શ્રેયની ઈચ્છામાં કેમ તત્પર થતા નથી? જગતની વસ્તુઓ પરથી મનુષ્ય હૃદયનું મમત્વ ઉઠી જાય તો પછી જગતમાં દુઃખ છેજ નહિ, ત્યારે મનુષ્ય તે મમત્વને કેમ તોડી શકતો નથી? શ્રીમદ્ ભગવદ્ ગીતામાં મહાત્મા શ્રીકૃષ્ણને અર્જુન આજ પ્રશ્ન પૂછે છે:

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः
अनिच्छन्नपि वार्ष्णेय बलादेव नियोजितः

(હે વૃષ્ણિ કુલમાં જન્મેલા કૃષ્ણ! માણસ, કોઇએ બલાત્કારે પ્રેરેલો હોય તેમ ઇચ્છા નહિ છતાં પણ, પાપ કરે છે. તે કોની પ્રેરણાથી કરે છે!)

તેનો ઉત્તર આપતાં મહાત્મા કૃષ્ણે કહે છે કે—

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम्
धूमेनाव्रियते वह्निर्यथादर्शो मलेन च
यथोल्बेनावृत्तो गर्भस्तथा तेनेदमावृतम्
आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा
कामरूपेण कौन्तेय दुष्पूरेणानलेनच
इन्द्रियाणि मनो बुद्धि रस्याधिष्ठानमुच्यते
एतैर्विमोहयत्येषज्ञानमावृत्य देहिनम्

(હે અર્જુન પાપમાં પ્રવૃત્તિનું કારણ-કામ છે, અને કામ તેજ ક્રોધ છે. કારણકે કામ-ઇચ્છાનો ભંગ થવાથી કામજ ક્રોધનું સ્વરૂપ પકડેછે-તે રજોગુણથી ઉત્પન્ન થએલો અને કોઇ દિવસ પૂર્ણ ન થાય એવો તથા અતિ ઉગ્રછે.

* અહીંઆ દેહનો નાશ એ વ્યવહારિક પરિભાષામાં લખાએલુ છે ખરેખરી રીતે જોઈએ તો દુનિઆમાં કોઇ પણ પદાર્થનો નાશ તો થતોજ નથી, રૂપાન્તર માત્ર થાય છે.

આ કામને તું મોક્ષ માર્ગમાં વૈરી જાણ. જેમ ધુમાડા વડે અગ્નિ ઢંકાઇ જાયછે, જેમ મેલ વડે અરીસો ઢંકાઈ જાયછે, જેમ ઓરવડે ગર્ભ વિંટાએલોછે, તેમજ કામ વડે આ જ્ઞાન ઘેરાયલું છે. હે કુંતીના પુત્ર કોઈ દિવસ પૂર્ણ નહિ થનારા તથા શોક સંતાપના કારણ ભૂત હોવાથી અગ્નિ તુલ્ય એવા કામરૂપી આ જ્ઞાનીના નિરંતરના વૈરીએ, જ્ઞાનને ઢાંકી દીધું છે. ઈંદ્રિયો, મન, અને બુદ્ધિ એ તેને રહેવાનું ઠેકાણાં છે. વિષયને દેખવા, સાંભળવા વગેરેથી, સંકલ્પથી, તથા બુદ્ધિના નિશ્ચયથી કામ- ઇચ્છાઓ ઉત્પન્ન થાયછે.-તે કામ ઇંદ્રિય આદિ વડે જ્ઞાનને ઢાંકી દઇને, જીવને મોહ પમાડેછે. માટે હે ભારત શ્રેષ્ઠ અર્જુન ! કામે તને મોહિત નથી કર્યો તે પહેલાં તું ઇંદ્રિય, મન, તથા બુદ્ધિને આધીન રાખીને, આત્મજ્ઞાન અને શાસ્ત્રજ્ઞાનને નાશ કરનારા આ પાપી કામ નામના શત્રુનો ઘાત કર. ) વળી એક બીજે ઠેકાણે શ્રીમદ્ ભગવદ્ગીતામાંજ, શ્રીકૃષ્ણ, કામની ઉત્પતિ શી રીતે થાયછે તે બતાવતાં, તથા તેથી મનુષ્યના જ્ઞાનનો નાશ થઇ પરિણામે મનુષ્યની શી સ્થિતિ થાયછે તે દેખાડતાં, કહે છે કે–

**ध्यायतो विषयान्पुंसस्संगस्तेषूपजायते**
**संगात्संजायते कामो कामात्क्रोधोऽभिजायते**
**क्रोधाद्भवति संमोह स्संमोहात्स्मृतिविभ्रमः**
**स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति**

( વિષયોનો ગુણબુદ્ધિથી વિચાર કરતાં પુરુષને તેમાં આસકિત થાયછે, આસકિતથી ઇચ્છા ઉત્પન્ન થાયછે, અને ઇચ્છાથી ( તેમાં અવરોધ થવાથી ) ક્રોધ ઉત્પન્ન થાયછે. ક્રોધથી સંમોહ ઉત્પન્ન થાયછે.–કાર્ય-અકાર્યનો વિવેક નાશ પામેછે-મોહથી ગુરૂ તથા શાસ્ત્રથી મેળવેલા જ્ઞાનની સ્મૃતિનો પણ નાશ થાયછે. સ્મૃતિનો નાશ થવાથી બુદ્ધિનો નાશ થાયછે, અને બુદ્ધિનો નાશ થવાથી મનુષ્ય નાશ પામેછે.)

ત્યારે સિદ્ધ થાય છે કે, મનુષ્યની ભૌતિક વિષયો-જે ક્ષણિકછે-તેની તરફની ઇચ્છાઓથી અને મમત્વથી, મનુષ્ય દુઃખી બનેછે. અને તેમાં દોષ મનુષ્યનોજ છે. પણ પ્રશ્ન થઈ શકે કે જો સંસારમાં આવીને મનુષ્યે કોઇ અમુક વસ્તુની ઈચ્છા કરવાની નથી તો સંસારમાં મનુષ્યને મૂકયો શું કરવાને ? અને જો સંસારમાં મનુષ્ય આવ્યોછે તો વિષયો તરફની તેની પ્રવૃત્તિ દુઃખકારક શામાટે હોવી જોઇએ ? પણ વિચારવાનું એ છે કે સંસાર-જન્મ મરણના દરવાજાની વચ્ચેનું મનુષ્યજીવન-દુનિયાના ક્ષણિક વિષયો ભોગવવાનેજ છે,

એમ શા પરથી ધારી લેવું? કદાચ કહેવામાં આવે કે એમ હોય તો દુનિયામાં તે વિષયો મૂક્યા છે શા માટે? તેનો ઉત્તર અમે હમણાં આપીશું; પરંતુ સાથે એટલું પૂછીશું કે, દુનિઆમાં વિષયોની સ્થિતિની આવશ્યકતા મનુષ્યથી ન સમજાય માટે તે ઉપરથી મનુષ્યજીવન વિષયો માટેજ સર્જિત છે એમ ધારવું તે શું યોગ્ય છે? જો મનુષ્યજીવન એ વિષયો માટેજ નિર્મિત થયું હોત તો મનુષ્યજીવન અને તે વિષયો ક્ષણિક શાને હોત? પોતાના અગાધ બુદ્ધિબલથી સંસારના વિકટ પ્રપંચોનાં પડ ઉકેલનારના મગજમાં આ પ્રશ્નો ન આવી શકે તો અમે કહીશું કે તેટલો તે સ્વાર્થી છે.

જો સૃષ્ટિની અમુક રચના ઉપરથીજ આપણે ઇશ્વરી નિયમની કલ્પના કરી શકીએ, તોપણ મનુષ્યનો અધિકાર કેટલો છે? તે હરકોઇ વસ્તુને કદાચ પ્રયત્નથી પોતાની પાસે લઇ શકે, પણ તેથી તે વસ્તુ તેના ઉપભોગમાં આવી શકેજ એમ કહી શકાય નહિ. અને જો ઉપભોગમાં આવી શકેજ એમ કહી શકાય નહિતો તે મનુષ્યની પોતાની કેમ માની શકાય?—

यद्दासि विशिष्टेभ्यो यच्चाश्नासि दिने दिने

तत्ते वित्तमहं मन्ये शेषं कस्यापि रक्ष्यसि

(જે તું સત્પાત્રનેઆપે છે, અને જે હમેશાં ભોગવે છે, તે મિલ્કત તારી છે; બાકીની મિલ્કતનું તો તું બીજા માટે રક્ષણ કરેછે.) અને મનુષ્ય ગમે તેટલી મિલ્કતમાંથી પણ કેટલીનો ઉપભોગ કરી શકે, તે જોવું હોયતો વિદૂર આપણને સારી રીતે સમજાવે છે કે—

गोशतादपि गोक्षीरं प्रस्थं धान्यशतादपि

प्रासादादपि खट्वार्धं शेषाः परविभूतय·

સેંકડો ગાયોમાંથી (કદાચ) એક ગાયનું દૂધ, ધાન્યના સેંકડો ઢગલામાંથી એક શેર અનાજ, અને મહેલમાંથી પણ પલંગનો અર્ધ ભાગ, મનુષ્ય પોતાના ઉપભોગમાં લઇ શકે; ત્યારે બાકીની સમૃદ્ધિ તો બીજાની—તેનો ભોગવટો કરનારની—છે. આ પ્રમાણે જોસૃષ્ટિના નિયમને અનુસરી જોઈએ તો પણ મૃત્યુ સુધીના ભોગવટા તરીકે મનુષ્યનો કેટલી જુજ વસ્તુ ઉપર અધિકાર છે! અમારૂં એમ કહેવું નથી કે મનુષ્યોનો અધિકાર જુજ વસ્તુ ઉપર છે માટે તેણે તેટલી વસ્તુઓ પ્રાપ્ત કરવાનેજ પ્રયત્ન કરવો. જીવનપર્યંતના સતત ઉદ્યોગથી મનુષ્ય ભલે ગમે તેટલી વસ્તુઓ મેળવે; પરંતુ તેમાં પોતાનો અધિકાર કેટલાની ઉપર હોઇ શકે તે સમજાયા પછી, હરકોઈ વસ્તુના નાશથી તેને ખેદ

થશે નહિ. અને બાકીની વસ્તુઓનો તેણે બીજાના શ્રેયને માટે સંચય કર્યો તો તેટલું તેનું જીવન પરોપકારક લેખાશે.

હવે આપણે કહી શકીશું કે આ સંસાર, મનુષ્યને પોતાના જીવનનો ખરો ઉદ્દેશ નહિ સમજાવાથીજ, દુઃખ રૂપ બનેલો છે. અને મનુષ્ય, દેહમાં આત્મભાવ માની, પોતાનું ખરૂં સ્વરૂપ ભૂલી જાય છે, તેથીજ તેને પોતાના જીવનનો ખરો ઉદ્દેશ સમજાતો નથી. પોતે-આત્મા-અનંત કાલથી છે અને અનંતકાલ સુધી રહેશે. જન્મ-મરણના દરવાજાની વચ્ચે આવેલા સંસારનું ઉલ્લંઘન, તેની લાંબી મુસાફરીના પ્રસંગમાં માત્ર એક શહેરના ઉલ્લંઘનની બરોબર છે. શહેરમાં પેસવા માત્રથી શહેરની દરેક વસ્તુ પોતાની થઇ જતી નથી; અને રસ્તાનું શહેર છોડી જતાં મુસાફરને ખેદ થાય તો તે મિથ્યા છે, એમ સર્વ કોઇ કહેશે. વળી સંસારના દરવાજામાં મનુષ્ય પ્રવેશ કરે છે ત્યારથી તેને છોડી જાયછે ત્યાં સુધીમાં, મનુષ્ય નિરંતર જુએ છે કે, દુનિઆનો દરેક પદાર્થ નાશવંત છે; અને કોઇ પણ વસ્તુ એવી નથી કે જે મનુષ્યના હાથમાં નિરંતર રહેતી હોય; વધારે તો શું પણ તેનો દેહ પણ અંતે તેનો નથી.—આ ઉપરથી તે જો જરા વિચાર કરી જુએ તોપણ સહજ જોઈ શકાય કે, દુનિઆની દરેક વસ્તુ ઉપર કોઇ મોટા અધિકારીનો હાથ છે; અને તે અધિકારીનીજ ઈચ્છા મુજબ દુનિઆની દરેક વસ્તુ કોઇ એકજ દિશામાં નિરંતર સંક્રમણ કરે છે કોઇ આગળ જાય છે તો કોઇ પાછળ જાય છે, પરંતુ દરેકની દિશા એકજ છે.--અને સંસારમાં જે વસ્તુઓ મનુષ્ય પોતાની નજરે જુએ છે, તે તો થોડી મુદતના સમાગમમાં આવેલી માત્ર છે.—

**यथा काष्ठं च काष्ठं च समेयातां महादधौ**
**समेत्यच व्यपेयाताम् तद्वद्भूतसमागमः**

(મહાસમુદ્રમાં અનેક કાષ્ઠના કકડાઓ નિરંતર તેના વહનની દિશામાં સંક્રમણ કરે છે, તેમાં એક કકડાની સાથે બીજો કકડો મળે છે, મળીને જુદા પડે છે; તેજ પ્રમાણે આ સંસારની વસ્તુઓનો સમાગમ છે.) [અપૂર્ણ.]

---

## उपदेश.

માલિનિ છંદ.

ભજ ભજ ભજ ભાવે સ્નેહથી શ્રી હરિને,
ત્યજ ત્યજ ત્યજ તૃષ્ણા મોહ આદિ અરીને;

સજ સજ સજ શાણા મોક્ષની સૌ તયારી,
સમજ સમજ કાયા સ્વપ્નવત્ છે જનારી.
પલ પછી પણ નિશ્ચે શું થશે તે ન થાય,
તદપિ મનથી મોટી વાત નિત્યે કરાય;
વિષસમ વિષયોમાં ચિત્ત ચોમેર દોડે,
ધન-સુત-યુવતિમાં સ્નેહસંબંધ જોડે.
નહિ નહિ સુખ એથી સ્વલ્પ તુંને થવાનું,
યમપુર તણી વાટે અંતમાં છે જવાનું;
નહિ કંઈ પણ આવે કામ ત્યાં એક કોડી,
છલ, મદ, મમતા ને ગર્વને, નાખ્ય તોડી.
શમ, દમ, સમતાથી, ધૈર્યતાને ધરી લે,
ભવજલ તરવાનાં સાધનોને કરી લે;
નરતન નહિ પાછું આવશે એમ માની,
શ્રવણ–મનનથી તું સર્વ લે વાત જાણી.
પરહિત કર નિત્યે નીતિમાં રાખ્ય પ્રીતિ,
અલગ કર અનીતિ એજ સન્માર્ગ રીતિ;
રવિ-શશિ-વસુધાનો નાશ નિશ્ચે થવાનો,
નિગમ પણ પુકારે દેહ તારો જવાનો.
વપૂ જરઠ જણાતાં કૈંક થાસે ઉપાધી,
પ્રથમ વય વિષે તું સર્વ લે કાર્ય સાધી;
મરણ પછી થવાનાં એક સત્કર્મ બેલી,
સકલ સમજ આ છે યાદવાધીશ કેલી.

---

## વેદધર્મસભાનો વાર્ષિક મેળાવડો.

આ સભાની એક બેઠક, સં. ૧૯૫૨ના માર્ગશિર્ષ વદી ૧૪ રવિવારને દિવસે, સદરહુ સભા તરફથી ચાલતી સંસ્કૃત પાઠશાળાના વિદ્યાર્થીઓને બક્ષીસ આપવાને, વૈદરાજ પ્રભુરામ જીવનરામના ઔષધાલયમાં, બપોરના ત્રણ વાગતાને સુમારે, મળી હતી. તેમાં સદ્બોધપ્રવર્તક બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રી જયકૃષ્ણજી, મહામહોપાધ્યાય શાસ્ત્રીજી રાજારામ, મહામહોપાધ્યાય શાસ્ત્રીજી

ભીમાચાર્ય, શાસ્ત્રીજી રણછોડજી, શાસ્ત્રીજી જીવનરામ, શાસ્ત્રીજી નથુરામ, શાસ્ત્રીજી વિષ્ણુશાસ્ત્રી, શાસ્ત્રીજી છગનશાસ્ત્રી, શાસ્ત્રીજી કાનજી કેવલરામ, તથા શાસ્ત્રીજી પ્રાણજીવન વગેરે વિદ્વાનમંડળ મળેલું હતું. અને શેઠજી શ્રી લખમીદાસ ખીમજી, રા. રા. વૈદરાજ મણિશંકર વિઠલજી, તથા શેઠજી ભગવાનદાસ મૂળચંદ વગેરે ગ્રહસ્થમંડલ મળેલું હતું. સભાપતિનું સ્થાન પંડિતજી મહારાજ જયકૃષ્ણ જીવનરામે શોભાવ્યું હતું.

સભાનું કામ શરૂ થતાં, પ્રથમ ગઇ સાલનો રિપોર્ટ વાંચી સંભળાવવામાં આવ્યો. જેમાં સદ્હુ સભાની પ્રતિદિવસ થતી જતી આબાદી અને પાઠશાલાની સુસ્થિતિનો હેવાલ જણાવતાં, અને પ્રાચીન આર્યધર્મનું શુભતત્ત્વ લોકોના સમજવામાં આવે તે માટે સભા તરફથી થતા શુભ પ્રયત્નો બતાવતાં, એ આબાદી, એ સુસ્થિતિ અને એ પ્રયત્નોને જે સદ્ગ્રહસ્થોની તરફથી નિરંતર ઉત્તેજન મળે છે, તેમનો સભાએ અંતઃકરણપૂર્વક આભાર માન્યો હતો. રિપોર્ટ વંચાઇ રહ્યાબાદ પાઠશાલાના વિદ્યાર્થીઓની પરીક્ષા લેવામાં આવી હતી. તેમાં, પેહેલા વર્ગના વિદ્યાર્થીઓએ શિશુપાલવધ અને તર્કસંગ્રહમાં બીજા વર્ગના વિદ્યાર્થીઓએ કૌમુદી અને કિરાતાર્જુનીયમાં, ત્રીજા વર્ગના વિદ્યાર્થીઓએ કૌમુદી અને રઘુવંશમાં, અને ચોથા વર્ગના વિદ્યાર્થીઓએ પંચતંત્રમાં, પરીક્ષા આપી હતી. એ વર્ગ સિવાય એક પરચુરણ વર્ગને પણ તપાસવામાં આવ્યો હતો. બાકીના વિદ્યાર્થીઓ સમય બહુ જવાને લીધે તપાસાયા ન હતા. પહેલા વર્ગના બે વિદ્યાર્થીઓએ પરીક્ષકોને સારો સંતોષ આપ્યો હતો.

પરીક્ષાનું કામ પૂર્ણ થઈ રહ્યા બાદ અધ્યક્ષના હાથથી વિદ્યાર્થીઓને સૌ સૌની યોગ્યતા પ્રમાણે ઇનામો અપાયાં; અને સભામાં પધારેલા શાસ્ત્રી મંડલનો પણ સારો સત્કાર કરવામાં આવ્યો. અને ત્યાર પછી પરચુરણ બ્રાહ્મણ વર્ગને દક્ષિણાથી સંતોષવામાં આવ્યો હતો.

એ સર્વ થઇ રહ્યા પછી રા. રા. વૈદરાજ પ્રભુરામ બોલ્યા કે,—હાલના સમયમાં જ્યારે ઇંગ્રેજી વિદ્યાનો ઉપયોગ અને અભ્યાસ ચારે બાજુ ઉભરાઇ ચાલ્યો છે, ત્યારે સંસ્કૃત વિદ્યાને છેકજ ભૂલી જવામાં આવી છે. દૂરની વસ્તુ ઉપર દૃષ્ટિ રાખી જોનાર પાસેની વસ્તુ જોઇ શકતો નથી; અને જેની દરકાર કરવામાં આવતી નથી તેના ગુણ જાણી શકાતા પણ નથી. બેશક, મારૂં કહેવું એમ તો નથીજ કે, મનુષ્યે દૂર દૃષ્ટિ રાખવીજ નહિ. એમ કરવાથી તો અભ્યુદયનાં સર્વ દ્વાર બંધ થઇ જાય; પરંતુ એ તો કહ્યા વિના ચાલે તેમ નથી

કે મનુષ્યે સર્વ બાજુ દૃષ્ટિ રાખતાં શીખવાનું છે. સંસ્કૃત કે ઇંગ્રેજી પૈકી ગમે તે એક ભાષામાં આગ્રહ બાંધી બેસનારને બેમાંથી એકેનું ખરૂં મુલ્ય સમજાતું નથી, કેમકે વસ્તુનું મૂલ્ય તે ખરેખરી રીતે એક વસ્તુની સાથે બીજી વસ્તુનો મૂકાબલો છે; અને કોઇપણ બે વસ્તુનો મુકાબલો બન્ને વસ્તુના ગુણ સંપૂર્ણ રીતે જાણ્યા સિવાય થઇ શકે નહિ. હાલ ઇંગ્રેજી ભાષાપરના એકાન્ત આગ્રહને લીધે સંસ્કૃતનું ખરૂં મુલ્ય ન સમજાય તો તેમાં દોષ તે એકાન્ત આગ્રહનોજ છે. અલબત્ત રાજ્યકર્તા તરફથી સંસ્કૃત ભાષાને કંઇ ઉત્તેજન મળે છે. પરંતુ પરીક્ષામાં પસાર થવાને સતત અભ્યાસ કરતાં વિદ્યાર્થીઓનું લક્ષ્ય પ્રધાન ભાગે ઇંગ્રેજી ઉપરજ રહે છે; અને પેટા વિષય તરીકે સંસ્કૃતની થોડીજ દરકાર રાખવામાં આવે છે એટલુંજ નહિ, પણ કવચિત્ કંટાળો પણ આવે છે. આમ થતાં સંસ્કૃત પુસ્તકો તપાસવાની દરકાર થોડાજ રાખે છે; અને જે થોડા રાખે છે તેમને પણ, સંસ્કૃતનાં સર્વ પુસ્તકો સરહસ્ય સમજવાને જેટલા જ્ઞાનની આવશ્યકતા છે, તેટલું કવચિત્જ હોય છે. આ સિવાય ઇંગ્રેજી ભણેલા માણસોને ઉપજીવિકાનાં સર્વ સાંધન ઇંગ્રેજી વિદ્યામાંથીજ પ્રાપ્ત કરવાનાં હોવાને લીધે, અને હાલની ભારત વર્ષની દુર્દશાના સમયમાં ઉપજીવિકાનાં સાધન પ્રાપ્ત કરવાના ઉદ્યોગમાંથી મનુષ્ય કવચિત્જ વખત મેળવી શકે છે તેથી, આખા જીવનની સહવાસિની થએલી ઇંગ્રેજી ભાષા તરફ લોકો મોહ પામે છે. અને અપરિચિત સંસ્કૃત ભાષા તરફ ઉપેક્ષા ઉત્પન્ન થતાં, તેમાં કાંઇ પણ તત્ત્વ છે એ વિચારવાને પણ કવચિત્જ અવકાશ મળે છે. આથી હું કહું છું તેમ પરિણામ એ થાય છે કે, ઇંગ્રેજી કે સંસ્કૃત-બેમાંથી એકેને યોગ્ય ન્યાય મળતો નથી. એકની તરફ જોઈએ ને કરતાં વધારે માનની એટલે મોહની નજરથી જોવામાં આવે છે; તો બીજીની છેકજ અવગણના થાય છે. આવી સંસ્થિતિમાં દરેક આર્ય સદ્ગ્રહસ્થની ફરજ છે કે, પોતાથી બને તેટલું આવા કામમાં ઉત્તેજન આપવું. મારા આ સ્વલ્પ પ્રયાસમાં પ્રસંગોપાત્ત યોગ્ય જણાતી સૂચના આપવાને હું સર્વ વિદ્વાનમંડલને વિનંતિ કરૂં છું.

બીજી રીતે જોઈએ તો મૂળ આપણીજ ખરી વિદ્યા યુરોપમાં ગએલ છે. વૈદક સંબંધી કે જ્યોતિષ્ શાસ્ત્ર સંબંધી પ્રથમ શોધ આપણામાંજ થએલ છે; અને યુરોપીઅન ગ્રંથકારો પણ એ વાત સ્વીકારે છે. વૈદક અને ગણિત શાસ્ત્ર બન્ને ઈ. સ. પૂ. ૮ માં સૈકામાં યુરપમાં આરબોની મારફત ગએલાં, કે જ્યારે થોડી સુધરેલી પ્રજા સિવાય આખો યુરપ જંગલી લોકોથી ભરેલો હતો.

પરંતુ તેજ લોકો આજે આપણા દેશી વૈદ્યોના કરતાં આપણાજ દેશ ઉપર કેટલું વિશેષ માન ભોગવે છે ! પણ તેમાં દોષ આપણોજ છે; અને આપણેજ આપણી સર્વ વિદ્યા ગુમાવી છે. હવે મારી ઈચ્છા છે કે વેદધર્મસભાની પાઠશાળાના વિદ્યાર્થીઓ કે બીજા હરકોઇ ઉમેદવારને માટે, એક વૈદક સંબંધી વર્ગ ઉઘાડવો. જેમાં તેમને વૈદક સંબંધી મૂળતત્ત્વના જ્ઞાનની સાથે જાતે અનુભવ મળે એવી ગોઠવણ કરવામાં આવશે. આથી આપણી પ્રાચીન વૈદક વિદ્યાનો કંઇ અંશે પણ જીર્ણોદ્ધાર થશે એમ મારૂં ધારવું છે. વૈદ્યોની કિમત વધશે, અને ગરીબોને લાભ થશે.

શાસ્ત્રીજી ભીમાચાર્યે કહ્યું કે, ખરેખર વૈદરાજનો સંસ્કૃત ઉપરનો પ્રેમ અને દેશી વૈદક વિદ્યા તરફની લાગણી જોઈ હર્ષ થાય છે. અને બેશક જો દેશી વૈદકના ઉદ્ધારને અર્થે એકાદ વર્ગ ઉઘાડવામાં આવે, તો એક મોટા પરોપકારનું કામ થાય. દાકતરને માટે ઓછામાં ઓછા દશ રૂપિયા તો ફીના જોઈએ; અને મુંબઈ જેવા શહેરમાં જ્યાં સાધારણ લોકો પણ પોતાનું જીવન બે કે ચાર રૂપીઆના ભાડાની સાંકડી ઓરડીમાં ગુજારે છે, ત્યાં આ ફી તેમનાથી ભરી શકાય તેમ નથી. એટલુંજ નહિ પરંતુ એટલી સાંકડી ઓરડીમાં કોઇ યુરોપીઅન ડાકટરને લઈ જવાનું સાહસ ખરેખર હાસ્યાસ્પદ થાય. મંદવાડના સમયમાં બિચારાં ગરીબ માણસો જે બેહદ દુઃખ ભોગવે છે તે, દેશી વૈદક શાળામાં સંખ્યાબંધ વિદ્યાર્થીઓને, વૈદકનાં મૂળતત્વનું અનુભવી જ્ઞાન આપી તૈયાર કર્યા વિના, બંધ થઈ શકે તેમ નથી. ખરેખર વૈદરાજના સ્તુત્ય પ્રયત્નને માટે આપણે ખુશી થવા જેવું છે.

વૈદરાજે વિશેષ બોલતાં જણાવ્યું કે, જયોતિષ્ સંબંધી કેવલ ફળાદેશના નહિ પરંતુ સારા સિદ્ધાંત ગ્રંથ શિખવનાર જો કોઇ સારો માણસ મળી શકે, તો હું તે સંબંધી પણ એક વર્ગ ઉઘાડવાનો વિચાર રાખું છું. વૈદરાજની આવી શુભ ધારણા માટે સભામાં એકઠા મળેલા સદ્ગ્રહસ્થોએ તેમની પ્રશંસા કરી હતી.

ત્યાર પછી વખત ઘણો જવાને લીધે, પાન અને તોરા આપી સભા વિસર્જન કરવામાં આવી હતી. સભાનું વિસર્જન કરતાં, વૈદરાજે સભામાં એકઠા મળેલા સદ્ગ્રહસ્થોનો, તેમણે લીધેલી તસ્દીને માટે, ઉપકાર માન્યો હતો.

---

## अमृत–प्यालुं.

(ધીરાને પદે.)

ઘટ ઘટાવો પ્યાલાંરે, ફોગટ ફેરા જાય મટી;
અમર-અભય પદ પામોરે; જામો કામી રામ રટીઃ
જલધિમાંથી પ્રગટે મોજાં, તે તેમાંજ સમાય,
સંમીલન મૃત્યુથી થાતું, તેજ તેજની માંહ્ય,
આ જગ આખું સુતુંરે, તો તારે શી છે ભીતિ !—ઘટ ઘટાવો.
જેમ નિદ્રા આવે શ્રમટાળક, તન સુખદાયક તેમ,
મહાનિદ્રા મળજો ભ્રમછેદક, સુજને મીઠી એમ,
જે જેનાં તે તેમાંરે, પંચે ભૂત જાઓ ભળી.—ઘટ ઘટાવો.
ઈશ્વરની કરૂણાથી જ્યારે, માયાઆંખ મીંચાય,
જ્ઞાનસુધારસ તણા કસુંબા, રેડીયાજ ઘુંટાય;
પીયો પ્રેમીને પચશેરે, અજરો કમભાગીને.—ઘટ ઘટાવો.
ખીલ્યાં તે ખરવાનાં ફૂલો, ઉગે તપે ને અસ્ત,
કાળ ભરખતો જગ આખીને, શું માયામાં મસ્ત ?
આ હેવાની તારીરે, દેશે ડામ કાળજામંહિ.—ઘટ ઘટાવો.
વાંકલડી મુછાળા યોદ્ધા, છાતીકઠા શૂરવીર,
પડકારે ત્યાં ભૂતલ કમ્પે, થંભે સાગરનીર,
તલવારો રહી ટાંગીરે, સુતા લાંબી સોડ તાણી.—ઘટ ઘટાવો.
વાદળ સાથે વાતો કરતાં, જે સુંદર મંદિર,
માટી સાથે ગયાં મળી તે, નામ નિશાન લગીર—
મળે ન તેનું એકરે, પંઝો મૃત્યુનો વિજયી.—ઘટ ઘટાવો.
વગવસીલો કાનો ન ચાલે, કોઇ આજ કોઇ કાલ,
આણ પ્હોર, કોઈ મોડું વહેલું, અંતે ન ઊગરનાર,
નિગંઠય ગાંઠો છૂટેરે, તો તે વિષ જાય મટી.—ઘટ ઘટાવો.
વિશ્વવાટિકા ભૂધર કેરી, પ્રાણી પુષ્પ સમાન,
માયાવેલી મોહપવનપર, ડોલે આઠે જામ,
કાલ પ્રભુનો માળીરે, જોઈએ તેમ જાય ચુંટી.—ઘટ ઘટાવો.

કરવાનું કર્તવ્ય શું રહ્યું ? પણ વસ્તુને પોતાથી સ્વતંત્ર વ્યક્તિ સમજવા પછી પણ મનુષ્યને કર્તવ્ય રહે છે; કોઇ પણ જાતની ઈચ્છા ન છતાં સોક્રેટીસ, જનક અને શંકરાચાર્ય સરખાનું જીવન નિષ્ક્રિય બન્યું ન હતું. પ્રાચીન આર્યઋષિ-મુનિઓના જીવનમાંથી પણ આપણે આ સમજી શકીએ એમ છે. સૃષ્ટિની વસ્તુને પોતાથી સ્વતંત્ર સમજવા પછી પણ તે વસ્તુ તરફની મનુષ્યની ફરજે નષ્ટ નથી થતી. અને દુનિયાની દરેક વસ્તુ તરફની ફરજો બજાવવી એજ મનુષ્યનું સત્કૃત્ય-ધર્માચરણ છે. જ્યારે સૃષ્ટિકર્તા આ સંસારમાંથી મનુષ્યને બોલાવી લેશે, ત્યારે આ સત્કૃત્યનો જવાબ મનુષ્યે આપવાનો છે. કહેવામાં આવે કે એવું જીવન તો સંન્યાસીનું હોઇ શકે તો ભલે; પરંતુ મનની સર્વ વૃત્તિઓનો હૃદયમાં લય કરી દઇ કેવલ ઈશ્વરપરાયણ થઈ રહેવું એ જો સંન્યાસીનું મુખ્ય લક્ષણ માનવામાં આવે છે, તો અમારૂં માનવું છે કે ગૃહસ્થ પણ સંન્યાસીની જીંદગી ભોગવી શકે. માબાપ, ભાઈ ભાંડુ, સ્ત્રી પુત્રાદિક, વગેરે સર્વ કોઈ આ સંસારના પ્રવાસમાં થોડી મુદતનાં સહવાસી છે; અને તેમની તરફની અને આખા જગત તરફની ફરજો બજાવવી એજ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે, એમ માનતાં ગ્રહસ્થ પણ ઈશ્વરપરાયણ રહી શકે, એમ અમારૂં ધારવું છે.

પણ આટલી વાતને અંતે અમે એક બીજી વાત કહી લેવા માગીએ છીએ, તે એકે જગતની તરફનો મનુષ્યનો પ્રેમ પણ આજ રીતે વર્તવાથી સફલ થાય છે. પ્રેમમાં આત્માપર્ણનો ગુણ છે, અને મનુષ્ય હૃદયમાં જે ખરો પ્રેમ રહે છે તે ત્યારેજ વિરામ પામે છે. એવા મહાત્મા જગતને પોતાનું માનતા નથી પણ જગતને અર્થે પોતાનું જીવન સમર્પણ કરવામાં તેઓ પોતાના જીવનની સફલતા સમજે છે. આવા મહાત્મા વિરલ છે, અને સર્વ કોઇ મહાત્મા થઇ શકે પણ નહિ; તોપણ સાધારણ મનુષ્યો પ્રસંગોપાત્ત આવી પડેલા કૃત્યથી પોતાથી બને તેટલો ગુણ કરી શકે.

આવા ધીરવીર પુરુષો મૃત્યુથી ડરતા નથી અને કોઇ વસ્તુના નાશથી ખેદ કરતા નથી. મહાકવિ કાલિદાસ, પોતાની પત્નિને માટે રડતા અજને વશિષ્ઠના શિષ્યની પાસે કહેવરાવે છે કેઃ—

अवगच्छति मूढचेतनः प्रियनाशे हृदिशल्यमर्पितम्
स्थिरधीस्तु तदेव मन्यते कुशलद्वारतया समुद्धृतम्

મૂઢબુદ્ધિના માણસોજ પ્રિય વસ્તુના નાશથી શોક માને છે; સ્થિર-ન્યાયબુદ્ધિથી વિચારનાર તો તેથી સંતોષ માને છે, જેમ મનુષ્ય

રસ્તામાં જતાં કોઈ પડેલી વસ્તુ જુએ છે, અને તેનો કોઇ માલિક મળે ત્યાં સુધીમાં તેની યોગ્ય સાચવણ રાખે છે; પરંતુ માલિક મળતાં તેની તે વસ્તુ પાછી આપે છે, અને તેથી તેને બિલકુલ ખેદ થતો નથી પણ સંતોષ થાય છે. કારણકે પોતાને તે વસ્તુ તરફની જે ફરજો બજાવવાની હતી તે ગઈ અને વસ્તુ તેનામાલિકને સુરક્ષિત પહોંચી. ખરેખર જ્ઞાની મનુષ્ય પોતાનું શરીર પણ નિરંતરને માટે પોતાનું સમજતો નથી. ઈશ્વરની તરફથી અમુક મુદ્દતને માટે અમુક હેતુ પાર પાડવાને—સંસાર તરફની પોતાની ચડેલી ફરજો પૂર્ણ કરવાને—શરીર મળેલું છે. અને ઈશ્વરની ઇચ્છા પ્રમાણે તે પાછું જશે. મહાકવિ કાલિદાસ કહે છે કેઃ—

स्वशरीरशरीरिणावपि श्रुतसंयोगविपर्ययौ यदा
विरहः किमुवानुतापयेद्वदवाह्यैर्विपर्यैर्विपश्चितम्

આત્માનો પોતાના શરીરની સાથે પણ સંયોગ અને વિયોગ થાય છે, તો પછી જગતના બાહ્ય વિષયોના વિયોગથી વિદ્વાન પુરુષોને શોક શા માટે કરવો! ખરું છે, મરણ થાય તેમાં દિલગીર થવાની શી જરૂર છે? કવિ સારી રીતે સમજાવે છે કે—

मरणं प्रकृतिः शरीरिणां विकृतिर्जीवितमुच्यते बुधैः
क्षणमप्यवतिष्ठते श्वसन् यदि जन्तुर्ननु लाभवानसौ

મરણ—દેહત્યાગ—એતો આત્માની પ્રકૃતિજ છે. જીવિત—દેહધારણ—એજ વિકાર છે. અને એ દેહધારણ કરેલી સ્થિતિમાં મનુષ્ય એક ઘડી પણ રહી શકે તેટલો તેણે લાભ માની લેવાનો છે—કે જેથી તે જગત તરફની પોતાની ફરજો અદા કરી શકે; બાકી વસ્તુ પોતાની પ્રકૃતિને પ્રાપ્ત થાય એમાં ખેદ કરવા જેવું કાંઈ નથી.

હવે આ વિષય પૂર્ણ કરતાં જે સ્થિતપ્રજ્ઞ મનુષ્ય આવા પ્રકારના વર્તનથી દુનિઆમાં સુખનોજ ઉપભોગ કરે છે, તે માણસનું લક્ષણ કેવું હોય છે તેનું દર્શન કરાવી, એજ ટુંકા ઉપસંહારની સાથે અમે અટકીશું. મહાત્મા શ્રીકૃષ્ણ ભગવદ્‌ગીતામાં કહે છે કેઃ—

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान्
आत्मन्येवात्मनातुष्टः स्थितप्रज्ञस्तदोच्यते
दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते

यःसर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम्
नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता
यदा संहरते चायं कुर्मोंगानीव सर्वशः
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता

* * * * * *

रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन्
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति
प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते

(જ્યારે માણસ મનમાં રહેલી સઘળી કામનાને તજીદે છે, તથા પરમ આનંદ એવા પોતાનાજ સ્વરૂપને વિષે સંતુષ્ટ હોય છે, ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. દુઃખને વખતે જેનું મન ઉદ્વેગ રહિત છે, સુખની તરફ જે બેદરકાર રહે છે, અને જે રાગ, ભય તથા ક્રોધ રહિત છે, તે સ્થિર બુદ્ધિવાળો-મુનિ કહેવાય છે. જેને સ્ત્રીપુત્રાદિકને વિષે સ્નેહ નથી, જે અનુકુલ વસ્તુની પ્રાપ્તિથી ખુશી થતો નથી, તથા પ્રતિકૂલ વસ્તુની પ્રાપ્તિથી તેની ઉપર દ્વેષ લાવતો નથી, તેની બુદ્ધિ સ્થિર છે. જેમ કાચબો પોતાનાં હાથ-પગ આદિ સઘળાં અંગો અનાયાસે સંકોચી લે છે, તેમ જે વિષયો તરફથી ઈન્દ્રિયોને ખેંચી લે છે, તેની બુદ્ધિ નિશ્ચલ છે. * * આવો વશીભૂત મનવાળો પુરુષ રાગદ્વેષરહિત તથા પોતાના મનને આધીન ઇંદ્રિયો વડે, વિષયોને ભોગવે છે તોપણ પ્રસાદ–ચિત્તની પ્રસન્નતા–મેળવે છે. આ પ્રસાદથી મનુષ્યનાં સર્વ દુઃખો નાશ પામે છે; અને પ્રસન્ન ચિત્તવાળા પુરુષની બુદ્ધિ તરતજ સ્થિર થાય છે. તથાસ્તુ.

---

## आपणो उदय केम थाय?

( સાંધણુ પાને ૮૪ થી ચાલુ. )

વાગ્ભટ્ટાચાર્ય પણ સદાચારના પ્રારંભમાં લખે છે કેઃ—

सुखार्थाः सर्व भूतानां मताःसर्वाः प्रवृत्तयः
सुखं च न विना धर्मात्तस्माद्धर्म परोभवेत्

સર્વ મનુષ્યોની પ્રવૃત્તિ માત્ર સુખને માટે છે; અને પરમ સુખ, એ ધર્મ

વિના મળતું નથી; માટે ધર્મ પરાયણ થવું. આ ઉપરથી એમજ સિદ્ધ થાય છે કે હાલમાં આપણે ખરો ધર્મ પાળતાજ નથી; અને તેથીજ આપણી આવી સ્થિતિ છે. પણ જો આપણો ખરો ધર્મ પાળવામાં આવતો હોય તો આપણો અભ્યુદય હોવોજ જોઇએ અને પરમ સુખ મળવુંજ જોઈએ. માટે તે ધર્મનો વિચાર કરીએ.

ધર્મનું લક્ષણ એવું છે કે वेद प्रमाणकः श्रेयःसाधनं धर्मः વેદના પ્રમાણવાળું કલ્યાણનું જે સાધન તે ધર્મ. ધર્મ એટલે શું તે વિષે એક વિષયમાં લખેલું છે કઃ—

મનહર.

પ્રથમ વિચાર કરી પછી તેમ ચાલવામાં
ચુસ્ત રહે તોજ તેમાં માણસોનું શર્મ છે,
આપણા પ્રાચીન મહા પંડિતો જે શિષ્ટ લોક
તેઓના વિચાર તણો એજ ખરો મર્મ છે;
સ્મૃતિઓમાં ચારે કોરે માણસો નિરોગ રહે
એવી રીતે ગોઠવેલાં કેટલાંક કર્મ છે,
જીવિત વધારનાર વેદનાં પ્રમાણવાળું
ધીરનરે ધારેલું જે ધોરણ તે ધર્મ છે.

( કાવ્યકુસુમ ).

ધર્મ એટલે ધોરણ એમ તો ઉપર લખાઈ ગયું. તે ધોરણ શા ઉપરથી બંધાયું તેને માટે આદિરાજ મનુ લખે છે કે–

वेदः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः
एतच्चतुर्विधं प्राहुः साक्षाद्धर्मस्यलक्षणम्

વેદ, સ્મૃતિ, સદાચાર અને પોતાના અંતરાત્માની પ્રસન્નતા, એ ચાર ધર્મનું સાક્ષાત્ લક્ષણ છે. (આ ચાર ઉપરથી ધર્મનું ધોરણ બંધાયું છે.) તેમાં યથાપૂર્વ પ્રાધાન્યતા છેઃ જેમકે કોઈ બે રીતિમાં એકમાં આપણો અંતરાત્મા પ્રસન્ન થતો હોય ત્યારે સદાચારમાં જે રીતિ હોય તેની પ્રાધાન્યતા છે. મહાભારત વનપર્વમાં યક્ષે પૂછેલા પ્રશ્નોના ઉત્તરમાં ધર્મરાજ યુધિષ્ઠિરે કહેલું છે કે सर्व भूत हितः साधुः (સર્વ પ્રાણીઓનું હિત કરનાર તેજ સાધુ. ) એવા સત્પુરુષોનો આચાર એજ પ્રમાણભૂત ગણાય છે. તે સદાચારમાં બે રીતિ હોય તો તેમાં જે રીતિ સ્મૃતિઓમાં

માન્ય હોય તેનું પ્રાધાન્ય સમજવું. અને જ્યારે સ્મૃતિઓમાં બે રીતિ કહેલી હોય ત્યારે તેમાંથી વેદમાં જે રીતિ સંમત હોય તેજ પ્રાધાન્ય માનવી. અને જે રીતિ વેદમાં બે કહેલી હોય તે બન્ને માન્ય રાખવી જોઇએ. આવો સૂક્ષ્મ વિચાર કરીને આપણા પૂર્વજ મહર્ષિઓએ ધર્મનું ધોરણ બાંધેલું છે તે અભ્યુદયકારક કેમ ન હોય ? તેને માટે શ્રી ભાગવત સપ્તમ સ્કંધમાં નારદે મહારાજ યુધિષ્ઠિરને કહેલું છે કે—

शमो दमस्तपः शौचं संतोषः क्षान्ति रार्जवम्
ज्ञानं दयाच्युतात्मत्वं सत्यं च ब्रह्मलक्षणम्

૧ शम મનોનિગ્રહ ૨ दम ઇંદ્રિય નિગ્રહ ૩ तपस् વિપત્તિ સહન કરવી ૪ शौच પવિત્રતા ૫ संतोष ૬ क्षमा ૭ आर्जव શીલ ૮ ज्ञान ૯ दया ૧૦ अच्युतात्मत्व ઇશ્વર ઉપર દૃઢ વિશ્વાસ અને ૧૧ सत्य એ બ્રાહ્મણોનું લક્ષણ છે. આ અગીઆર ગુણો જ્યાં હોય ત્યાંજ બ્રાહ્મણત્વ રહે છે. જેમ ઉષ્ણત્વ એ અગ્નિનો ધર્મ છે અને જલનો ધર્મ શીતત્વ છે, તેમ બ્રાહ્મણોનો મુખ્ય ધર્મ ઉપર લખેલા અગિયાર ગુણોજ છે. પૂર્વ કાલમાં આ ગુણો આપણામાં હતા તેથીજ આપણો ઉદય હતો, માટે ફરીને ઉદય પામવાને આ અગીઆર ગુણોને ગ્રહણ કરો. આ અગીઆર સદ્ગુણો સુપ્રસિદ્ધ છે એટલે તેમને માટે વિશેષ વિસ્તારથી લખવા જરૂર જણાતી નથી, તોપણ તેમાંના કેટલાક ગુણોને માટે લખી જણાવું છું. ક્ષમાને માટે ભગવાન પરશુરામને તેમના પિતાએ શું કહેલું છે ?

वयं हि ब्राह्मणास्तात क्षमयाऽर्हणतां गताः
क्षमया रोचते लक्ष्मी ब्राह्मी सौरी यथा प्रभा
क्षमिणामाशु भगवांस्तुष्यते हरिरीश्वरः

હે તાત ! આપણે બ્રાહ્મણો ક્ષમાથી પૂજ્યપણાને પામ્યા છીએ. ક્ષમાથીજ સૂર્યની પ્રભા જેવી બ્રાહ્મી લક્ષ્મી શોભે છે. ક્ષમા કરનારાઓને પરમેશ્વર તુરત પ્રસન્ન થાય છે. આવો એક ક્ષમાનોજ પ્રભાવ છે.

સંતોષને માટે શ્રી કૃષ્ણ ભગવાને રુક્મિણીનો સંદેશો લઇ આવનાર બ્રાહ્મણને શું કહેલું છે તે પણ સ્મરણમાં લેવા જેવું છે.

संतुष्टो यर्हि वर्तेत ब्राह्मणो येन केनचित्
अहीयमानः स्वाद्धर्मात् स ह्यस्याखिलकामधुक्

विप्रान्स्वलाभसंतुष्टान् साधून् भूतसुहृत्तमान्
निरहंकारिणः शांतान् नमस्ये शिरसा सकृत्

જ્યારે બ્રાહ્મણ ઇશ્વરેચ્છાથી જે મળે તેમાં સંતોષ રાખે છે અને પોતાના ધર્મથી જરા પણ હઠતો નથી, ત્યારે તે સંતોષરૂપ તેનો ખરો ધર્મ તેની અખિલ કામનાને પૂરનાર થાય છે. અને પોતાને જે મળે તેમાં સંતોષી, સાધુ, સર્વ પ્રાણીઓના સુહૃત્તમ, ( જેમ પિતા એ પુત્રનો હિતૈષી છે તેવા સર્વ પ્રાણીઓના હિતૈષી ) અહંકાર રહિત અને શાન્ત બ્રાહ્મણોને હું વારંવાર નમન કરૂં છું.

આ શું સંતોષનો થોડો ચમત્કાર છે ! આપણે હાલમાં આપણા આ એકજ સંતોષ ગુણને છેકજ છોડી દીધો છે, તેથીજ આપણી આવી દુર્દશા થઈ છે; અને આપણે દરિદ્ર બની ગયા છીએ. दरिद्रो यस्त्वसंतुष्टः ( દરિદ્ર કોણ ? ) જે અસંતોષી છે તે દરિદ્ર.

असंतुष्टस्य विप्रस्य तेजो विद्या तपो यशः
स्रवंतींद्रियलौल्येन ज्ञानं चैवावकीर्यते

ઇંદ્રિય ચાપલ્યથી અસંતોષી બ્રાહ્મણનાં તેજ, તપ, અને યશ એ ઝરી જાય છે; અને જ્ઞાન વિખરાઇ જાય છે. ખરેખર એમજ છે. આપણા અસંતોષે આપણું બધું નાશ કરી દીધું છે, માટે ફરીને ઉદય પામવાને આ સંતોષરૂપ સુરતરૂની સુખદ છાયાનો આશ્રય કરો.

શ્રી સુદામાજી એ શ્રી કૃષ્ણ ભગવાનના પરમ મિત્ર હતા; અને ઘણાજ ગરીબ ગ્રહસ્થ હતા. અત્યંત દુઃખિત સ્થિતિથી પીડા પામતી પોતાની પતિવ્રતા સ્રીએ વારંવાર પ્રાર્થના કરી, ત્યારે પોતે દ્વારકામાં પોતાના મિત્ર શ્રીકૃષ્ણને મળવા ગયા; અને ત્યાં એક દિવસ રહી મિત્રને મળી અતિશય આનંદ પામી બીજે દિવસ પોતાને ઘેર ગયા. પરમ કૃપાલુ પરમેશ્વરે ત્યાંતો તેને કાંઈજ આપ્યું નહિ; પણ તેના ઉત્તમોત્તમ સદ્ગુણોથી પ્રસન્ન થઈ પ્રથમથીજ તેને ઘેર પરમ સમૃદ્ધિ પહોચાડી દીધી હતી. તે ખરૂં, પણ તે સુદામાને માટે મહામુનિ વ્યાસ શું લખે છે તે સ્મરણ કરો.—

सचालब्धधनः कृष्णान्नतु याचितवान्स्वयम्

તે સુદામો કૃષ્ણ પાસેથી કાંઇ પણ ધન ન પામ્યો, પણ પોતે માગ્યું નહિ. આ શું તેમનો થોડો સંતોષ અને થોડી ધીરજ છે ! એવા બ્રાહ્મણો ફરીને ક્યારે જન્મ પામશે !

જેના નામ ઉપરથી આપણો આ દેશ ભરતખંડ કહેવાય છે તે મહારાજ ભરતજીનો ત્રીજો અવતાર શમ-દમાદિક સદ્‌ગુણયુક્ત આંગિરસ્ કુલમાં કોઇ બ્રાહ્મણને ત્યાં થયો હતો. તેને લોકો જડભરત કહે છે, પરંતુ એ બ્રાહ્મણના સદ્‌ગુણો પણ સ્મરણ કરવા યોગ્ય છે: જેને, ભગવતી ભદ્રકાળી પાસે મારવાની તૈયારી વખતે, મનમાં જરા પણ સંભ્રમ થયો નહિ; અને રહુગણની પાલખી ઉપાડવામાં વેઠે પકડાયાથી તે પાલખી પણ ઉપાડીને ચાલ્યા, અને અન્તે તેજ રહુગણને ઉત્તમ જ્ઞાનનો બોધ આપ્યો. આ તેની કેવી ધિરજ! કેવી શાન્તિ ! કેવું જ્ઞાન ! અને કેવી ક્ષમા ! ધન્ય છે તે આપણા પૂર્વજોને.

## पवित्रस्थलमां निवास

शौच–પવિત્રતા.–આપણે આપણો આ ગુણ પાળવાની પણ ઘણી જરૂર છે. આપણા પૂર્વજોની શારીરિક અને માનસિક પવિત્રતાથીજ ઉન્નતિ હતી એ નિઃશંક વાત છે. શરીરની પવિત્રતા બરાબર જળવાય તોજ મન પણ પવિત્ર રહે છે. આવા હેતુથીજ આપણા પૂર્વજો પવિત્ર અને નિરોગી હવા વાળા, રમ્ય, એકાન્ત સ્થલમાંજ નિવાસ કરતા હતા. મહાભારત અને રામાયણ તથા પુરાણો અને કાવ્યોમાં મહર્ષિઓના આશ્રમોનું વર્ણન આપણે જયારે વાંચીએ છીએ, ત્યારે પણ આપણને કેટલો આનંદ થાય છે ? તેમ જયારે કોઇ પવિત્ર એકાન્ત સ્થલમાં આપણે બેઠા હોઇએ ત્યારે આપણું અંતઃકરણ કેટલું પ્રસન્ન થાય છે અને કેવા ઉત્તમ વિચારો સ્ફુરે છે? તો પછી હમેશ તેવાજ સ્થલમાં નિવાસ કરનારા આપણા પૂર્વજોના ઉત્તમ વિચારો માટે આશ્ચર્ય પામવાનું કાંઇ કારણ નથી. આપણે તેવો પવિત્ર નિવાસ છોડી ગ્રામ્ય નિવાસ કરેલો છે તેથી આપણો પવિત્રતાનો છેક નાશ થઇ ગએલો છે, એટલે શરીર અને મન એ બન્ને અત્યંત અપવિત્ર હોવાથી મનમાં સદ્વિચારો કયાંથી આવે અને નિરોગી અને દીર્ઘાયુષ્ પણ કયાંથી થવાય ? મહામુનિ ચરકાચાર્યે પણ લખ્યું છે કે ग्राम्योहि वासो मूलमशस्तानाम्–ગ્રામ્ય વાસ એજ અશસ્ત એટલે અકલ્યાણકારી જેટલી બાબત છે તે બધાનું મૂળ છે. આ ખરેખરૂં મહાવાક્ય છે. માટે ફરીને ઉદય પામવાની ઇચ્છા હોય તો ગ્રામ્ય વાસ છોડી શુદ્ધ નીરોગી હવા આવતી હોય તેવા, પવિત્ર એકાન્ત સ્થલમાં નિવાસ કરવો જોઈએ. તેથી આપણી પવિત્રતાનો ગુણ બરાબર પાળી શકાશે; અને ત્યારે આપણે નિરોગી, દીર્ઘાયુ, અને ઉત્તમ સદ્વિચારો કરવાને શક્તિવાન્ થશું. કેમકે પવિત્ર મગજમાં ત્રિકાલજ્ઞાની થવાની શક્તિ છે. આપણા પૂર્વજોનું ત્રિકાલજ્ઞાન તેમની પવિત્રતાથીજ તેઓએ પ્રાપ્ત

કરેલું છે એ વાત કયો સુજ્ઞ પુરુષ કબૂલ નહિ કરે ? હાલમાં આર્યભૂમિ ઉપર રાજ્ય કરનારાઓનાં નિવાસસ્થાન જોતાં એમ જણાય છે કે આપણા પૂર્વજો આવીજ રીતે રહેતા હશે. મને એક વખત કહેવાની રજા આપો કે મારૂં અનુમાન તો એમ પણ છે કે, આપણા પૂર્વજોનું કેટલુંક ધોરણ ગ્રહણ કરવાથીજ તેઓ આવી ઉત્તમ સ્થિતિને પહોંચ્યા છે. કેમકે 'મારે તેની તલવાર અને પાળે તેનો ધર્મ' આ એક સાધારણ કહેવત છે; તેમ આપણા શાસ્ત્રનો પણ એજ સિદ્ધાંત છે. શ્રીભાગવત સપ્તમ સ્કંધમાં નારદે કહેલું છે કેઃ—

यस्य यल्लक्षणं प्रोक्तं पुंसो वर्णाऽभिव्यंजकम्
यदन्यत्राऽपि दृश्येत तत्तेनैव विनिर्दिशेत्

જે પુરુષનું વર્ણ ( જાતિને ) બતાવનાર જે લક્ષણ કહેલ છે તે લક્ષણ જો બીજે ( બીજી જાતિમાં ) જોવામાં આવે તો, તે જે જાતિનું લક્ષણ પાળતો હોય તે જાતિનોજ છે એમ જાણવું. મતલબ એજ કે જાતિનો આધાર કુલપરત્વે નથી, પણ તેના ધર્મપરત્વે છે.

હજી તેઓ આપણા ધર્મનું રહસ્ય જાણતા નથી, પણ માત્ર આપણા ધર્મનું લેશ અનુકરણ કરવાથી આવી ઉત્તમ સ્થિતિને પોચ્યા છે. ત્યારે જો આપણે આપણો ધર્મ યથાર્થ પાળીએ તો આપણી સ્થિતિ કેવી થાય તે વિચાર કરવાનું આપને સોંપીને આ ધર્મ વિષયની અહીં સમાપ્તિ કરૂં છું.

આ ધર્મનો વિષય જેટલો ગહન છે તેટલોજ મહાન્ છે, તેથી તેની પૂર્ણતા મારા જેવા એક વિદ્યાર્થીના હાથથી થવા સંભવજ નથી; તોપણ તેના વિષે જે કાંઇ ઉપર લખ્યું છે તે ઉપર લક્ષ્ય આપવા મારી સવિનય પ્રાર્થના છે. છેવટ એટલું લખવું યોગ્ય છે કે यतो धर्मस्ततो जयः (જ્યાં ધર્મ ત્યાં જય.)

### સદુદ્યોગ અને ઈશ્વર ઉપર દૃઢવિશ્વાસ

જેમ ધર્મ એ સંપ થવાનું મુખ્ય સાધન છતાં, હાલમાં અન્યથા મનાતો એ ધર્મજ આપણા કુસંપનું કારણ થએલો જોવામાં આવે છે, તેવીજ રીતે સદુદ્યોગ એ અભ્યુદયનું મુખ્ય સાધન છતાં આ સમયનો આપણો અન્યથા મનાતો ઉદ્યોગજ આપણા અભ્યુદયમાં અટકાવ કરે છે. પરમેશ્વર ઉપર દૃઢ વિશ્વાસ રાખીને મહાન્ ઉદ્યોગમાં મચ્યાં રહેવાથી શું ન બને તેવું છે ! કશું નથી. પરંતુ પરમેશ્વર ઉપર દૃઢ વિશ્વાસ એ આપણો સર્વોત્તમ ગુણ આપણે છોડી દીધો ત્યારથી અસંતોષનાં વિષબીજો આપણી અંતઃકરણ ભૂમિમાં પડેલાં છે; તેમાં પછી 'મારૂં પેટ કેમ ભરાશે' ' મારાં સ્ત્રી-પુત્રાદિ કુટુંબનું પો-

પણ કેમ થશે ' આવા નીચ વિચારોરૂપ ખાતર મળવાથી તેમાં અનેક આશાઓનાં અંકુરો ફુટી નીકળે છે; એટલે તે આશાઓને પૂરણ કરવી એજ આ સમયનો આપણો ઉદ્યોગ છે. પોતાને અનુકૂલ પડે તેવાં શાસ્ત્રવચનો શોધીને, ગમે તેની પાસેથી દાન લેવું, ભીક્ષા માગવી, એ બ્રાહ્મણોનોજ ધર્મ છે એવું માની લેવાય છે. એટલુંજ નહિ પણ पद्मपत्रमिवांभसा એવા ઉદાહરણો આપીને બ્રાહ્મણ ગમે તેવાં કૃત્યો કરે તેમાં કશો બાધ નથી એવું સમજીને, કેટલાક બ્રાહ્મણો, આખી બ્રાહ્મણ જાતિને કલંક લગાડે એવાં કાર્યો કરવાને પણ ચૂકતા નથી. જો કોઈ નિંદા કરે તો ઉત્તર એવો આપે છે કે–યુગ પ્રમાણે એવાજ બ્રાહ્મણ હોય ; આજ કાંઇ સત્યયુગ નથી કે તેવા બ્રાહ્મણો હોય.–એવો ઉત્તર આપતાં નિંદા કરનારનેજ બ્રહ્મદ્વેષી ઠરાવે છે. આવા ઉદ્યોગથી આપણી આ દશા થાય એ વાસ્તવ છે. એક કવિ સૂર્યાન્યોક્તિથી આપણે માટે લખે છે કે–

दक्षिणाशाप्रवृत्तेन प्रसारितकरेण च
न केवलमनेनात्मा दिवसोऽपि लघुकृतः

દક્ષિણાની આશાથી ચાલતા અને લાંબો હાથ કરનારા બ્રાહ્મણો પોતાનો આત્માજ નહિ, પણ પોતાનો દિવસ પણ હલકો કરેછે. આ ખરેખરૂં છે, આપણો દિવસજ હલકો થઇ ગયો છે.

---

## ગાન–તૃષ્ણા.

૧

" કંઇદે કંઇદે મીઠી રેલાવી ગાન અંતરે. "

... ત્વર્યે? મહોમુનિ ચરકાચાર્યે એકવાર ઉઠયા હતા.

નશસ્તાનામ્–ગ્રામ્ય વાસ એજ અશસ્ત એ

છે તે બધાનું મૂળ છે. આ ખરેખરૂં મહા૦ સુગાને રતિ ધરી–

ઇચ્છા હોય તો ગ્રામ્ય વાસ છોડી શુદ્ધ પ્રેય તજીને વહીં ગઇ.

પવિત્ર એકાન્ત સ્થલમાં નિવાસ કરવો જોઇ નિરાશા ધરી ઉરે–

બરાબર પાળી શકાશે; અને ત્યારે આપણે ( સઘળું શૂન્ય ગણીને.

ચારો કરવાને શક્તિવાન્ થશું. કેમકે પવિ પણ ગઇ દિવ્ય રસની,

શક્તિ છે. આપણા પૂર્વજોનું ત્રિકાલજ્ઞાન ઓ રહ્યું આ જગ મહીં.

જગાડે આ કાલે રમણીય સુસંગીત રસનો,
ઉંઘેલા આત્માને, હૃદયચીરતો દિવ્ય ધ્વનિ દો.

૩

ખીલતી ચાંદની અર્ધ નિશા વિષે,
ઉદધી મંદ કરે ઘુઘવાટ ને,
પવન શિતલ લ્હેરથી કંઇ વહે,
રસિક કોકિલ ગાન મીઠું સીંચે.
હૃદયભેદ કરી કંઈ આત્મને,
રસિક અમૃતપાનની આશ દે.
છુપું કંઈ હતું કોકીલ–ગાનમાં–
પીયૂષ, હા પણ તે પલવારમાં—
રહી ગયું જ, ઉડી ગઇ કોકીલા;
તૃષિત ચેતન રંક બની દ્રવે.

૪

બની રંક કંઈ આત્મા મીઠી કોકીલને સ્તવેઃ
" કંઇદે કંઇદે મીઠી રેલાવી ગાન અંતરે."

૫

"વરસાદ મીઠો વરસાવ હવે,
પ્રિય કોકિલ તું નવરાવ મને.
તુજ ગાન વિષે છુપું કાંઇ વસે,
મીઠું અમૃત કયાંથી મળ્યું ! કંઇદે !
રહ્યું ચંદ્રતણા કિરણો મહીં જે,
છુપું કાંઈ વસે તુજ ગાન વિષે.
મુજ ઉત્સુક આ ઉર નાચી રહ્યું;
તલસે તુજ ગાન મીઠું સુણીયું.
ફરીદે, કંઇદે, તુજ બંધુ થયો,
પ્રિય કોકિલ ! તૃપ્તિ નથી થતી ઓ !

પ્રિય સ્વર્ગ ગઇ, ઉડી તું ય ગઇ,
મીઠી! નિર્દયતા રસમાં શું કંઇ?
રસીલાં ઉરમાંજ દયા વસતી,
ઘણીવાર સુણ્યું, પણ સંશયથી
મુજ અંતર કંઇક વિમાશી રહ્યું;
વિધિ–તંત્ર ન કાંઇ ઉકેલી શક્યું."

૬

રસિક ચેતન ખેદિત થઇ દ્રવે:
"વસતું દુઃખ સઊ જગમાં ખરે.
તજી શરીર અને જગ સર્વ આ–
સુવું નિરાશથી મૃત્યુ–તિમિરમાં.
મનુષ્યજીવન વ્યર્થ શું છે બધું?
મરણ એજ શું અન્ત શરીરીનો?
શું કરવા દુઃખ તો સહું સર્વ આ.
ડુબું, તજી દુઃખ, મૃત્યુ–તિમિરમાં."

૭

આકાશેથી રમણીય વહી દિવ્ય કો વાણી એવે,
આત્માને કૈં ધિરજ અરપે કાપી નૈરાશ્ય સર્વે.
"છે નિયંતા જગત સહુનો એક આનંદરૂપ;
જો બ્રહ્માંડે લસી રહ્યું દીસે ગાન છુપું અનંત."

૮

"પવન–લ્હેરમહીં છુપું કૈંક જે,
રસિક કોકિલ કંઠથી જે વહે,
ઉદધિ–ગર્જનમાં વસ્યું એક જે,
શશિમયૂખ પીયૂષ રૂપે દ્રવે,
કંઇ ગંભીર પયોદની પંક્તિમાં–
રહ્યું છુપાઇ અલૌકિક તત્ત્વ જે,
ચમકતી ચપલા મહીં જે લસે,
છુપું કંઇ જલધારવિષે દ્રવે,

સહુ અનંત સુગાન તણા જ તે
કંઈ તરંગ, જણાય રસિકને.
સ્થિર અખંડ સુગાન રહ્યું લસી
જગતમાં સઘળે છુપું મોહથી;
કદિ તરંગથી મોહ ફુટી જતાં,
રસિક ચેતન કઇક અનુભવે.
છુપું ગાન વસ્યું જગમાં સઘળે,
ઉછળ્યું પ્રિય કોકીલ-રાગ વિષે,
પટ—માયિક ભેદ થતાં લગીરે,
વહ્યું કાંઈ સુકોમલ રાગ વિષે.
કંઈ દૃશ્ય થયું, ઘણું ગુપ્ત રહ્યું,
ઉર—ચક્ષુ કદાપિ ન જોઇ શકયું.
પટ—માયિક તૂટી જશે સહુ ને
ઉર—ચક્ષુ મીંચાઈ જશે તવ એ,
તુજ આત્મનું ચક્ષુ જશે ઉઘડી,
મીઠું ગાન પીશે તલસી તલસી;
રસરૂપ જશે બની આત્મ અને"
મળશે રસમાં રસ એક રૂપે."

૯

વાણી અદૃશ્ય થઇ એ નભમાં વિરામી;
આશ્ચર્યયુકત રહ્યું ચેતન કંઇ નિહાળી.
ભૂલી જઇ જગત મોહ ખશેડી લીધો,
સંગાનમાં દ્રવી મળી ગયું તેજ ત્યાં તો.

૧૦

મીઠી કોકિલાઓ ! તું જ રસિક સંગીતધ્વનિથી—
જતો આત્મા મોક્ષે, નવીન સુણી એ વાત અવ મ્હેં.
ભલે ત્યારે વ્હાલી ! જગત સઘળે ગાન સિંચજે,
મીઠાં ત્હારાં નિત્યે, પ્રતિપલ નવું રૂપ ધરીને.

લિ૦ સુકુલ.

---

## ઉદ્યોગ અને પ્રારબ્ધ.

ઉદ્યોગ અને પ્રારબ્ધ--નશીબ એ બેમાંથી એકની શ્રેષ્ઠતા સ્થાપિત કરવાને આજ પર્યંત ઘણું લખાયું તેમજ બોલાયું છે; નિર્ણય કાંઈ થયો નથી. બેશક ઉદ્યોગ અને પ્રારબ્ધ એ બેમાંથી કોણ શ્રેષ્ઠ એનો જવાબ આપવો એ મુશ્કેલ છે. જો આપણે આપણું મત ઉદ્યોગની તરફ આપવા વળીએ છીએ તો જગતમાંનાં કેટલાંક કાર્યનાં પરિણામ સંબંધે પૂછાએલા પ્રશ્નોના ઉત્તર આપણે આપી શકતા નથી; અને જો પ્રારબ્ધનેજ મુખ્ય માની બેસીએ છીએ તો ઉદ્યોગની આવશ્યકતા સમજી શકાતી નથી. બેશક જો પ્રારબ્ધવાદથી ઉદ્યોગને ઉડાવી દેવામાં આવે તો જગતને નામે પછવાડે શૂન્યજ રહેશે. ક્રિયાશૂન્ય પ્રારબ્ધવાદીની શારીરિક ફરજો પણ નષ્ટ થવાને લીધે, કેવી સ્થિતિ થાય છે તે શામળ ભટે આપણને સારી રીતે બતાવ્યું છે. તેમજ વિષ્ણુશર્મા પણ કહે છે કે—

**नहि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगाः**

સુતેલા સિંહના મુખમાં મૃગો જાતે આવી પેસતા નથી.

આ ગુંચવારામાંથી મનુષ્યઅંતઃકરણે એક નવો ખુલાસો શોધી કાઢયો છેઃ ગમે તેવા સંશયમાંથી મનુષ્યઅંતઃકરણ નિર્ણયપર આવવા મથે છે, અને જ્યાં એ મથનમાંથી નીકળતા ખુલાસાપર પોતાના અમુક કર્તવ્યનો આધાર છે એમ સ્પષ્ટ જણાતું હોય, ત્યાં એ ખુલાસો કોઈ વખત પોતાના સત્ય સ્વરૂપમાં તો કોઇ વખત મનુષ્યઅંતઃકરણને અનુકૂલ સ્વરૂપમાં પણ બંધાયા વિના રહેતો નથી. મનુષ્યઅંતઃકરણે જોયું કે પ્રારબ્ધને અસત્ય ઠરાવી શકાય તેમ નથી, અને ઉદ્યોગને ન માનવા—કરવાથી મનુષ્યજીવન સમગ્ર નિરર્થક થવા જાય છે, ત્યારે તેઓએ કહ્યું કેઃ—

**आस्ते भग आसीनस्योर्ध्वं तिष्ठति तिष्ठतः**
**शेते निपद्यमानस्य चराति चरतो भगः**

"બેસનારનું નસીબ બેસે છે, ઉભા રહેનારનું નસીબ ઉભું રહે છે, સુનારનું સુએ છે, અને ફરનારનું નશીબ ફરે છે," એ અને 'ઉદ્યોગ વિના દૈવ લૂલું છે.' ઈત્યાદિ વચનોનો મર્મ એવો છે કે નશીબ હોય તે ખરૂં, એટલે કે મનુષ્યને પોતાનાં પૂર્વ જન્મનાં કર્મ—પ્રારબ્ધ—અનુસાર ફળ મળે એ ખરૂં, પરંતુ તે મેળવવાને તેણે યત્ન કરવો જોઈએ. યત્ન વિના આ ફળ તેને મળી શકશે નહિ.

પણ આ ખુલાસામાં સત્યતા કેટલી છે? તેનો પાયો કાચો છે તે આપણે સહજ જોઇ શકીએ એમ છે; અને વિવાદમાં તે ક્ષણભર પણ ટકી શકે એમ નથી. ખરેખરી રીતે કહીએ તો પ્રારબ્ધ એ આપણે પૂર્વ જન્મોમાં સંચિત કરેલાં કર્મોનો અમુક ભાગ છે, કે જેના દંડ અને ઇનામમાં આપણે સુખ-દુઃખ રૂપી ફળ ભોગવવાનાં છે; અને તે ગમે તે પ્રકારે પણ ભોગવ્યા વિના છૂટકો નથી. પૂર્વ જન્મમાં કરેલાં કર્મનું ફળ સંપાદન કરવાનો આધાર, આ ભવમાં કરાતા ઉદ્યોગ ઉપર રહે, એ વાત ઇશ્વરી ન્યાયનું સમર્થન કરતી નથી. પૂર્વે કરેલાં કર્મનું ફળ આ જન્મમાં જેને દુઃખના રૂપમાં ભોગવવાનું છે, તે માણસને ઉદ્યોગ ન કરવાથી તે ફળ ન મળે એમ આપણે કદાપિ કહીએ, તો સર્વ કોઇ કહેશે કે એવો ઇશ્વરી ન્યાય હોય એમ કદાપિ માન્ય કરી શકાય નહિ. આ કહેવું જો સત્ય હોય તો એ પણ સત્યજ હોવું જોઇએ કે, હર કોઇ નરસા કે સારા-કર્મનું ફળ પણ આ ભવમાં કરેલા ઉદ્યોગ વિના ન મળે એવો ઇશ્વરી ન્યાય પણ કદાપિ હોઇ શકે નહિ. વળી આ પ્રમાણે માનતાં કેટલાંક નિર્બલ અંતઃકરણો એકાદ બે કાર્યનાં ફળ પ્રતિકૂલ મળ્યાથી હારી જઇ, પોતાના નસીબની પ્રતિકૂલતા કલ્પી, આલસુ થઇ જશે એ ભય નડે છે. અને એ પ્રમાણે નશીબની મહત્તાને શિથિલ કરી દઈ કરેલું ઉદ્યોગની મહત્તાનું સમર્થન પણ શિથિલ થાય છે.

પણ પલવાર આ શિથિલતા વિસારી દઈએ; તો બીજી એક વાતથી પણ આ ખુલાસાની નિર્બલતા જણાઇ આવે છે. આ ખુલાસાની સામે કેટલાક એવી દલીલો લાવે છે કે, આ ભવમાં કરેલાં કર્મો. માત્ર પ્રારબ્ધનાં સુખ—દુઃખાદિરૂપ ફળ મેળવવાનો પ્રયાસજ હોય, તો તે આપણા હવે પછીના ભવને માટે સંચિત શી રીતે હોઇ શકે? અને સૃષ્ટિના આરંભકાલમાં, જ્યારે પૂર્વના સંચિત કે પ્રારબ્ધનો અભાવ હતો ત્યારે, મનુષ્યને ઉદ્યોગી થવાની શી જરૂર હતી? આ પ્રશ્નોના ઉત્તર આ ખુલાસામાંથી ઉકેલી શકાતા નથી, અને મનુષ્ય-હૃદય એક ગુંચવારામાંથી નીકળી બીજા ગુંચવારામાં પડે છે.

પણ ઉદ્યોગ અને પ્રારબ્ધ—નશીબ—વાદીઓની તકરારનો મુદ્દો તપાસવાની જરૂર છે; અને તેઓની તકરારનું બિંદુ ક્યાં આગળ છે તે તેમાંથી આપણે શોધી શકીએ તો કંઈ ખુલાસો થવા સંભવ છે. સૃષ્ટિમાં કેટલાક મનુષ્ય વધારે દુખી અને કેટલાક મનુષ્યો વધારે સુખી જણાય છે, અને વધારે કે સારો ઉદ્યોગ કરનારના કરતાં, ઓછો કે હલકો ઉદ્યોગ કરનાર મનુષ્ય પણ

ક્વચિત્ વધારે સારૂં ફળ ભોગવતાં દેખાય છે, ત્યારે ઈશ્વરી ન્યાય ઉપર શ્રદ્ધા રાખતું હૃદય, આ ભવનાં સુખ-દુઃખને, પૂર્વ કર્મનાં ફળ કહી ખુલાસો કરે છે. ઉદ્યોગવાદીઓ કહે છે કે જો નશીબ એ પૂર્વ કર્મનાં ફળ હોય તો કર્મનેજ મુખ્ય માનવાની જરૂર છે; અને સૃષ્ટિના આરંભ કાલમાં જ્યારે પૂર્વ કર્મ ન હોવાને લીધે નશીબનો પણ અભાવ હતો, ત્યારે પ્રથમ કર્મ ઉપરથીજ નશીબનું બંધારણ થએલું. બેશક બન્નેની વાત સત્ય છે, પરંતુ તેથી પરસ્પરની શંકાનું સમાધાન થતું નથી; અને તેથી બન્નેની તકરાર જેવીને તેવીજ નિર્ણયરહિત ઉભી રહે છે.

બન્નેની વાત સત્ય હોવા છતાં અપૂર્ણ છે, અને તેથી પરસ્પરની શંકાનું સમાધાન થતું નથી. ઉદ્યોગને કે નશીબને મુખ્ય માની, મનુષ્ય, જ્યાં એ તકરાર સૃષ્ટિના આરંભકાલપર લઇ જાય છે, ત્યાં એક મુખ્ય અડચણ આવે છેઃ સૃષ્ટિના આરંભકાલમાં પૂર્વકર્મનો અભાવ હોવાથી પ્રત્યેક મનુષ્યનું આચરણ એક સરખું હોવું જોઈએ, અને તેનાં ફળ પણ દરેક માણસને સમાનજ પ્રાપ્ત થવાં જોઇએ. પરંતુ ત્યારે એજ શ્રેણિએ જો અદ્યાપિ જગતનો વ્યવહાર ચાલ્યો આવતો હોય, તો હાલ જે ભિન્નતા જણાય છે તે ક્યાંથી આવી? અને સૃષ્ટિના આરંભકાલથીજ એ ભિન્નતા હોય તો તેમ થવાનું કારણ શું? આ પ્રશ્નોનો ઉત્તર આપી શકાતો નથી. અને ખરેખરી રીતે એ પ્રશ્નોમાંજ સઘળી તકરારનું બીજ આવી રહે છે.

પણ એ ઉત્તર મનુષ્ય અંતઃકરણ ઉકલી શકતું નથી તેનું એક મુખ્ય કારણ એ છે, કે તેમ કરવા જતાં તેને ઇશ્વરપર અન્યાયનો આરોપ મૂકવાનો પ્રસંગ આવે છે. બેશક આવી સંશયગ્રસ્ત સ્થિતિમાં મનુષ્યનું અંતઃકરણ લાંબી મુદત સુધી રહી શકતું નથી; અને તેથી જીજ્ઞાસુ જ્યારે સત્ય શું છે તે ખોળવામાં પડે છે, ત્યારે નિર્બલ અંતઃકરણોમાં બે દરકારી ઉત્પન્ન થાય છે. જેનો નિર્ણય થઈ શકે નહિ, અને જે નિર્ણયથી મનુષ્યજીવનની ફરજોમાં કાંઈ વિશેષ અજવાળું પડે તેમ નથી, તેમાં બેશક બેદરકારી રાખવી એ કાંઇ દોષ નથી, અને કેટલીક વખત તો રાખવી અગત્યની પણ છે; પરંતુ જ્યાં ફરજ એ ઉદ્યોગનુંજ સ્વરૂપ છે, ત્યાં તો બેશક કાંઈ નિર્ણયપર અવાય તોજ લાભ છે. અને ઉદ્યોગની આવશ્યકતા સિદ્ધ કર્યા સિવાય ફરજની આવશ્યકતા પૂર્ણ સિદ્ધ કરી શકાયજ નહિ. ત્યારે નિર્ણય શું છે?

પણ ઇશ્વરપર અન્યાયનો આરોપ કરવાની શી જરૂર છે? પરમકૃપાળુ

ન્યાયસ્વરૂપ ઈશ્વરે પોતાની સૃષ્ટિના દરેક મનુષ્યને સરખાં સાધનો આપેલાં છે. મનુષ્યને જે કરવાનું છે તે પોતાની જાતથીજ કરવાને દરેક મનુષ્યને સામર્થ્ય આપેલું છે. તેને શું કરવાનું છે અને કેવી રીતે–કયે માર્ગે કરવાનું છે તે મનુષ્ય પોતે સૃષ્ટિના નિયમો ઉપરથી જોઈ શકે, માટે દરેક મનુષ્યને બુદ્ધિ આપેલી છે. અને કર્તવ્યો બજાવવાને સહાય તરીકે શરીર અને ઇન્દ્રિયોનું સાધન તે પણ દરેક મનુષ્યને આપેલ છે. એથી વધારે શું જોઇએ? શક્તિ, સાધન અને બુદ્ધિના ઉપયોગથી સંસારમાં પોતાની ફરજો બજાવવાને મનુષ્ય જાતે સ્વતંત્ર છે; અને હાલ તો કદાચ મનુષ્યનાં દરેક કર્મનું ફળ પ્રારબ્ધાધીન માનીએ; પરંતુ સૃષ્ટિના આરંભકાલે પણ શક્તિ, સાધન અને સદસદ્–વિવેક માટે બુદ્ધિ આપ્યા પછી, પળપળની વૃત્તિઓ અને કૃતિઓનો લેખ, ઇશ્વરે મનુષ્યના નશીબમાં અગાઉથી લખી રાખ્યો હોય એતો કલ્પના પણ હસવા સરખી છે. મનુષ્યજીવન કેવલ પરાધીન નથી; મનુષ્યના કર્તવ્યનું જોખમ મનુષ્યને શિર રહે તેટલા માટે અમુક સ્વતંત્રતા તેને હોવી જોઇએ, અને છે. શક્તિ અને સાધન આપી, કરવાનું કર્તવ્ય બુદ્ધિદ્વારા બતાવી, તે કર્તવ્ય સિદ્ધ કરવાને અનંત ભિન્ન ભિન્ન સ્થિતિમાં મૂકી અનંત ભિન્ન ભિન્ન માર્ગ બતાવ્યા પછી, ઇશ્વરે, ગમે તે માર્ગે કર્તવ્ય સિદ્ધ કરવા મનુષ્યને સ્વતંત્રતા આપેલી છે; એટલુંજ નહિ પણ સ્વતંત્રતાનો સદુપયોગ કરનારને માટે રસ્તો પણ એટલોજ સરલ છે. મનુષ્યે માત્ર ખંતથી કર્તવ્યનિષ્ઠ થવાની જરૂર છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં–

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्·

એ શ્લોકમાં કહ્યું છે તેમ આ કર્તવ્ય કર્મમાં પછી કોઈ પણ જાતની અપૂર્ણતા કે વિઘ્નનો સંભવજ નથી; અને એ કર્તવ્યાચરણ, થોડું પણ, મનુષ્યને સંસાર-જન્મ–મરણ રૂપી મોટા ભયથી બચાવે છે. મનુષ્યનું કર્તવ્ય ધર્મ—આસ્તિકતા સિવાય બીજું હોઇ શકે નહિ; અને મનુષ્ય પોતાના જીવનમાં, ભિન્ન ભિન્ન સ્થિતિ પ્રમાણે ભિન્ન ભિન્ન માર્ગે પણ, આ કર્તવ્ય લક્ષ્યમાં રાખી પ્રવર્તે, તો તેમાં હમેશાં શ્રેય છે જ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં મહાત્મા શ્રીકૃષ્ણ કહે છે કેઃ–

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्
मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः

" જે માણસો મને જેવી રીતે ભજે છે, તેને હું તેવી રીતે પ્રાપ્ત થાઉં

છું; અને પવિત્ર-આસ્તિક બુદ્ધિથી ચાલતાં મનુષ્યે ગમે તે રસ્તો પકડેલો હોય તોપણ તે મને પામવાનોજ રસ્તો છે."

પણ ઘણી વખત મનુષ્ય સંસારમાં આવી ઈશ્વરનું અસ્તિત્વ તેમજ પોતાનાં કર્તવ્યો ભુલી જાય છે, આ ભૂલ એજ પાપ—અધર્મ છે. પવિત્રતા, આસ્તિકતા, નાસ્તિકતા, પાપ, પુણ્ય અને સુખ, દુઃખ એ શબ્દો આ અધર્મને લીધેજ ઉત્પન્ન થયા છે. પવિત્રતા—આસ્તિકતા એ આત્માની સ્વાભાવિક પ્રકૃતિ છે; અને નાસ્તિકતા એ મનુષ્યની ભ્રષ્ટતા છે. એ ભ્રષ્ટતા, એ નાસ્તિકતા, મનુષ્ય ઈશ્વરનું અસ્તિત્વ ભુલી જાય છે તેથીજ ઉત્પન્ન થાય છે; અથવા ઈશ્વર તરફથી મનુષ્યને મળેલી સ્વતંત્રતાનો આ દુરુપયોગ છે. આ સ્વતંત્રતાના સદુપયોગ દુરુપયોગના મિશ્રણથી, સૃષ્ટિના આરંભકાલમાં કે હાલ, ઈશ્વરની ન્યાયદૃષ્ટિ સર્વ તરફ સમાન હોવા છતાં, મનુષ્યજીવનમાં અનેક જાતની ભિન્નતા જોવામાં આવી છે, અને આવે છે. તેમાં દોષ ઈશ્વરનો નહિ પણ મનુષ્યનો જ છે.

હવે ઉદ્યોગ અને પ્રારબ્ધની શ્રેષ્ઠતા સંબંધી તકરાર તૂટી જાય છે; અને પવિત્રતાને શ્રેષ્ઠ સ્થાન મળે છે. પવિત્રતા રાખી વર્તન કરવું એ મનુષ્યની ફરજ છે; અને પ્રારબ્ધ—નશીબ એ તેનું ફળ છે. અને જ્યાં જ્યાં ફળની ઈચ્છા વિના માત્ર ઇશ્વરપરાયણ થઈ કર્મો કરવામાં આવે છે, ત્યાં નશીબ એ કાંઇ વસ્તુજ નથી.

---

## एक स्वप्न.



( મૃત્યુ અને તેની આવશ્યકતા )

( સાંધણ પાને ૫૬ થી ચાલુ. )

ઉપરના બનાવ પછી લગભગ એકાદ બે વર્ષ વીતી ગયાં, પરંતુ મારૂં હૃદય સ્થિર થયું ન હતું. પરિચિત સર્વ જનના સમજવામાં મારૂં દુઃખ આવી ગયું હતું. સર્વેએ મને અનેક શિખામણો દીધી હતી; પરંતુ મારૂં હૃદય નિશ્ચયથી ડગ્યું ન હતું. સર્વ કોઇ કહેતા હતા કે મારો શોક વ્યર્થ છે, અને તેમાંથી કાંઇ ફળ નીપજી શકે તેમ નથી; અને એ તો હું પણ સમજતો હતો કે, પ્રયત્નથી પણ જે વસ્તુ અસાધ્ય છે, તે વસ્તુ ન પ્રાપ્ત થાય તેમાં શોક કરવાથી કાંઈ ફળ નથી. પણ એ કારણથી હું મૃત્યુ ઉપરનો દોષ રદ કરી શકતો નહિ; અને દિવસો જતાં હૃદયનો ખેદ ઓછો થવા છતાં, મૃત્યુ પરનો મારો ધિક્કાર જેવો ને તેવોજ હતો.

નગરથી થોડે દૂર શિવાલિક પર્વતની હિમપ્રભા નામે રમણીય ટેકરી ઉપર ભગવાન શશિશેખરનું પવિત્ર ધામ છે; અને દેવતાઓ પણ ત્યાં વારંવાર દર્શન કરવા આવે છે. અહીંઆં એક વખત મહાશિવરાત્રિને દિવસે, યાત્રાર્થે પૃથ્વી પર્યટન કરતાં મહામુનિ નારદજી, ભગવાન શશિશેખરનાં દર્શન કરવા આવ્યા; અને પિતાજીએ તેમનો સારો સત્કાર કર્યો. રાત્રિએ ભગવાન શશિશેખરની મહાપૂજાનાં દર્શન કરી હું વિજયસેનની સાથે મહા મુનિ નારદજીનાં દર્શન કરવા ગયો; અને નમ્રતાપૂર્વક પ્રણામ કરી બેઠો. મને જોઈ નારદજી ખુશી થયા; અને આશિર્વાદ આપતાં કહ્યું કે, "પુત્ર ચિરંજીવ રહે; તારી પ્રજાનું નિરંતર ન્યાયથી પાલન કર, અને દેશની પ્રજા ઉગતા રાજાની તરફથી રક્ષણની જે જે નવી આશાઓ બાંધે છે, તે તારી તરફથી પૂરી પડો.'

મેં કહ્યું· "તે પૂરી પાડવાને મને ઉત્કંઠા છે. મારી પ્રજાને અને છેવટ આખી દુનિઆને સુખી કરવા હું ધારૂં છું. મારી ધારણા પૂર્ણ કરવા હું આપની પાસે કાંઈ યાચના કરવાની ઈચ્છા રાખું છું. મારી ઉપર કૃપા કરી આપ મને એટલું આપશો એવી આશા મને સહજ ઉત્પન્ન થાય છે." જગતના કલ્યાણને માટે જેનો અવતાર કહેવાય છે—એવા મહામુનિ નારદજી તરફથી મને આટલું વચન મળશે એ આશા, મારી ઉપર તેમણે દેખાડેલા સ્નેહને લીધે, મને સહજ ઉત્પન્ન થઇ.

નારદજીએ હસીને કહ્યું· "તારી આવી શુભ ધારણા પૂર્ણ થાય એવું વચન હું ખુશીથી આપીશ. જગતને સુખી કરવાની ઇચ્છાથી તું કયું વચન માગવાની ઇચ્છા રાખે છે ?"

મેં કહ્યું: "જગતના અનેક મનુષ્યોનું જીવન મૃત્યુથી દુ:ખમય બનેલું છે; જો આ જગત ચિરંજીવ થાય તો મનુષ્યજીવન હમેશને માટે સુખમય થઈ રહે. હું આપની પાસે જે વચન માગવા ઈચ્છું છું તે એ જ છે કે આ જગત ચિરંજીવ બને."

મારા આ શબ્દથી મારૂં અજ્ઞાન નારદજીના સમજવામાં આવ્યું. પરંતુ હૃદયના કાંઇ પણ વિકાર વિના, અજ્ઞાનનું ફળ ભોગવવું એજ અજ્ઞાનને નાશ કરવાનો શ્રેષ્ઠ માર્ગ છે એમ ધારી મારા શ્રેયને ખાતર કે પોતાના વચનની સફલતા ખાતર, કંઇ પણ શિખામણ આપવાને બદલે તેમણે કહ્યું: "જ્યાંસુધી સત્યનો સંપૂર્ણ માર્ગ સમજવામાં આવે નહિ અને અજ્ઞાન રહે, ત્યાં સુધી તારાં

ઈશ્વર સમીપ જવા યોગ્ય થએલાં પવિત્ર માતપિતા સિવાય, તું અને તારી સર્વ પ્રજા ચિરંજીવ રહેશો. કોઈ પણ મનુષ્યને હમેશાંને માટે ચિરંજીવ બનાવવાની મારી ઇચ્છા કે શકિત નથી; અને એક માણસના અજ્ઞાનનું ફળ આખા જગતને ભોગવાવવા હું ઇચ્છતો નથી. ચિરંજીવ સૃષ્ટિનાં સુખ-દુઃખ વિષે હું કાંઇ બોલી શકતો નથી" એટલું બોલતાં નારદજી અંતર્ધાન થઈ ગયા.

મહામુનિ નારદજીનાં આ વચનોથી મારા હૃદયમાં અનેક વિચારો થયા. મારી ધારણા કંઈ અંશે પણ સફલ થઇ તેથી હું હર્ષ પામ્યો હતો; પરંતુ મનુષ્યને અપૂર્ણતા રૂચતીજ નથી. મારાં પવિત્ર માતા પિતા તો મારાં નથીજ! પ્રજાને ચિરંજીવ કરવા છતાં મને નારદજીએ એટલું કેમ ન આપ્યું? ઈત્યાદિ વિચારોથી હું ખેદ પામતો હતો. વળી વિચાર થયો કે નારદજીએ ચિરંજીવ સૃષ્ટિનાં સુખ—દુઃખ વિશે શું કહ્યું? જગત ચિરંજીવ થાય તેમાં તેને મારા અજ્ઞાનનું ફળ શું ભોગવવું પડે? પણ આ અનુભવ હજી મારી દૃષ્ટિની બહાર હતો; તેનો ખુલાસો મને એથી વિશેષ મળ્યોજ નહિ. પળવારમાં સર્વ વિચાર હર્ષમાંજ પરિણામ પામ્યા; અને હું વિજયસેનની સાથે મારા ઉદ્યાનના એકાન્ત ભુવનમાં જઇ સુઇ ગયો. વિજયસેને કાંઈ પણ હર્ષનાં ચિહ્નો બતાવ્યા સિવાય માત્ર એટલું કહ્યું કે, "સત્ય જ્ઞાન થાય ત્યાંસુધી સૃષ્ટિમાં અનેક જન્મ ધારણ કરવા, કે મોક્ષપર્યંત માત્ર એક જ જન્મ લાંબી વય સુધી ભોગવવો, એ બેમાં શું શ્રેષ્ઠ છે તે હું જાણતો નથી."

આ વખત પછી મારા સર્વ દિવસો આનંદમાં જવા લાગ્યા. વખત જતાં પિતાજીની વૃદ્ધાવસ્થાને લીધે, અને યોગ્ય ઉમરે રાજ્યકાર્યને ઉચિત અનુભવી જ્ઞાન મેળવવાની જરૂર લાગવાને લીધે, રાજ્ય કારભારમાં પણ ધ્યાન આપવાની જરૂર લાગી. આજ સુધીમાં મેં પવિત્ર રાજ્યગુરૂની પાસે યોગ્ય વિદ્યાભ્યાસ કર્યો હતો, અને સૈન્યના મુખ્ય પટાવતોની સાથે પટા ખેલવામાં પણ મેં પૂર્ણ શ્રેષ્ઠતા મેળવી હતી; પણ તે સર્વ વખત મૃત્યુની ક્રુરતા વિષે મારા વિચાર જેવા ને તેવાજ હતા. રમણીય પ્રભાતે અશ્વને ખેલાવતાં, સંધ્યા કાલે પર્વતના શિખર પર ઉભા રહી-એક બાજુ જગતની દરકાર વિના અંદરની એકાન્ત ખીણમાં દોડી જતી ભરતખંડની પવિત્ર સિંધુ નદી તરફ, અને બીજી બાજુ પથરાતું સુંદર લીલું મેદાન અને તે ઉપર ફરતાં નિર્દોષ સુખી હરિણબાળો તરફ-દૃષ્ટિ કરતાં, તથા ઉદ્યાનના એકાન્ત ભુવનમાં બેશી ખીલતાં પુષ્પથી સુવાસિત થએલા મંદમંદ આવતા પવનની લહ-

શીઓથી આનંદનો અનુભવ કરતાં, હું જગતમાં મૃત્યુથી થતાં દુઃખો સંબંધી વિચારમાં લીન થતો હતો.

થોડા સમયમાં મને યુવરાજપદ મળ્યું; અને મારૂં સર્વ ધ્યાન રાજ-કાજમાં આપવાની મને ફરજ પડી. પિતાના સત્યશીલ નામે પવિત્ર ન્યાયાધીશની સાથે હું દરરોજ ન્યાયનું કામ તપાસવા બેસતો. અહીંઆં મનુષ્યહૃદયની અપવિત્રતાના સ્પષ્ટ દર્શનથી પહેલે દિવસે જ મારા હૃદયમાં ખેદ થયો, અને પ્રતિ દિવસ મને આ પ્રદેશમાં નવુંજ ભાન થતું ગયું. દરરોજ ન્યાય સભામાં વિચિત્ર ગુન્હેગારો ઉભા કરવામાં આવતા અને મનુષ્યજાતિનાં તરેહવાર અપકૃત્યો મારી દષ્ટિએ પડતાં હતાંઃ કોઈ કોઇ વખત ભાઈ ભાઇમાં, મિત્ર મિત્રમાં, પિતા પુત્રમાં, અને પતિપત્નિમાં અનેક તરેહની તકરારો ઊભી થતી. ભાઇ ભાઇમાં ઇર્ષ્યા, મિત્ર મિત્રમાં અવિશ્વાસ. પિતા પુત્રમાં વૈર અને પતિ પત્નિમાં અનેક તરેહનાં કુભાંડો રચાતાં દૃષ્ટિએ પડતાં, અને મારૂં હૃદય ખેદ પામતું હતું. મોઢેથી મીઠાસ રાખી અંતરના દ્વેષથી હરકોઇ મનુષ્યનું ભુંડું કરવામાંજ ગંભીર ડહાપણનો ઉપયોગ થતો. વ્યભિચાર કરવામાંજ રસિક બહાદૂરી ગણાતી. કોઈ મનુષ્યને ઠગવામાં અને પાછળથી નિર્માલ્ય કહી હસવામાં હુશિઆરીનો ઉપયોગ કરવામાં આવતો, નમ્ર પણ સદ્ગુણી પુરુષોને નિર્માલ્ય કહી ભાંડવામાં પોતાની બહાદૂરી બતાવવામાં આવતી, અને સદ્ગુણી પણ નિસ્પૃહી મનુષ્યને અભિમાની કહી પોતાની શ્રેષ્ઠતા માની લેવામાં આવતી હતી. આ અને એવી બીજી અનેક નાની મોટી દુર્વૃત્તિઓનું દર્શન થતાં મને ખેદ થતો હતો; અને કોઈ કોઈ વખત કામમાં ધ્યાન આપવાનું ભૂલી જઈ હું અનેક વિચારોમાં લીન થતો હતો. મનુષ્ય મનુષ્યની વચ્ચે જે બંધુત્વ હોવું જોઇએ તેનો અંશ પણ જગતમાં નથી; જગતમાં સઘળે સ્વાર્થની જ મીઠાશ છે. મનુષ્ય મનુષ્યની સાથે ઉપર ઉપરથી પણ જે મીઠાશ જે મમતા બતાવે છે તે માત્ર સ્વાર્થને લીધે જ. શુદ્ધ પ્રેમનો અંશ પણ જગતમાં નથી. સ્વાર્થ ન હોયતો કોઇ એક બીજાને બોલાવે પણ નહિ. બાપ દીકરામાં, ભાઇ ભાઇમાં, અને પતિપત્નિમાં પણ સ્નેહ કરતાં સ્વાર્થનું બંધન વિશેષ છે. મૃત્યુથી થતાં દુઃખો બાદ કરીએ તોપણ મનુષ્ય અંતઃકરણની અપવિત્રતાથી પણ મનુષ્ય જીવન કલંકિત—અનંત દુઃખમય બનેલું છે; મૃત્યુનું દુઃખ તેની આગળ કશા લેખામાં નથી એ સર્વ ભાન મને ક્રમે ક્રમે થવા લાગ્યું. મનુષ્ય ઉપર રાજ્ય સત્તાનો આટલો દાબ—આટલો અધિકાર છતાં અનેક પાપના ફંદો રચાય છે, તો મનુષ્ય હૃદયમાં

સહજ પવિત્ર ભાવનાનો ઉદ્ભવ તો કોઈ વિરલ પળોએ જ થવો જોઇએ. ત્યારે સૃષ્ટિના કેટલા મનુષ્યની અપવિત્રતા આ રાજ્યસત્તા-કંઈ લોકલજ્જા-થી અટકાવાએલી હશે ?

પણ આ વિચારો તે માત્ર વિચારોજ હતા, વિચારોને અન્તે તત્ત્વ કાંઇ હાથ આવતું નહિ; અને મારા હૃદયનો ખેદ ઓછો થવાને બદલે પ્રતિદિવસ વધતો જતો હતો. મનુષ્ય જીવનમાં મૃત્યુથી જે દુઃખો આવે છે તે સંબંધી હું વિચાર કરતો હતો, તેમાં આ મનુષ્યની દુર્વાસના અને તેથી થતાં દુઃખ જોઇ મારા મનમાં કાંઇ નવીન ફેરફાર થયો; અને વિચારનો એક નવીન પ્રદેશ ખુલ્લો થતાં, ધર્મ વિચારની સાથે ધીમે ધીમે તેનો સંબંધ થવા લાગ્યો. મનુષ્ય જીવન અને તેનો ઉદ્દેશ, સૃષ્ટિકર્તા અને તેનાં ગુણો તથા ઇચ્છા વગેરે વિષય તરફ દરેક વિચારો સંક્રમણ કરવા લાગ્યા; અને કોઈ પણ જાતના નિર્ણય સિવાય વિચારોનું કેવળ મંથન થવા લાગ્યું. ધર્મ સંબંધી વિષયમાં મેં અદ્યાપિ થોડો જ વિચાર કર્યો હતો. ક્ષત્રિયને કરવાની હમેશની ધર્મક્રિયાઓ પરંપરાગત રૂઢિને લીધે હું બાળપણથી કરતો હતો, અને તેને માટે મને પિતાજીએ એક વખત કહ્યું હતું કે 'ઇશ્વર આ જગતનો બનાવનાર અને બલવાન અધિપતિ છે, તે સર્વ મનુષ્યની ઉપર દયા અને ન્યાયની દૃષ્ટિથી જુએ છે, અને ભક્તિથી તે પ્રસન્ન થાય છે.' એજ ભાવના ઉપર બાલ્યકાલથી હું શ્રદ્ધાપૂર્વક જોતો હતો. પણ હવે મને આ શ્રદ્ધામાં શંકા આવવા લાગી. સંસાર દુઃખમય જણાતાં ઇશ્વરી દયા હું જોઇ શક્યો નહિ. અને મારા મનમાં વારંવાર પ્રશ્નો થવા લાગ્યા કે, મનુષ્ય જીવન શું કેવલક્ષુદ્રવૃત્તિઓ અને તેથી ઉત્પન્ન થતાં દુઃખો ભોગવવાને જ સરજાએલું છે ? આ દુઃખમાં પણ, પરસ્પરના પરિચયથી ઉત્પન્ન થતા સ્નેહને લીધે મનુષ્ય કદાચ કાંઇ સુખનો પ્રકાશ જોઇ શકે, તો તે પણ મૃત્યુને લીધે ખુંચવી લેવામાં આવે છે; ત્યારે મનુષ્ય જીવન કેવલ દુઃખમય બનાવવામાં ઈશ્વરનો શો હેતુ છે ? ઈશ્વર ઉપર કોઈ પણ જાતનું દોષારોપણ કરવાને મારૂં અંતઃકરણ કોઇ સહજ શ્રદ્ધાથી પાછું હઠતું હતું; અને સર્વ વિચાર નિર્ણયરહિત રહેતા હતા. અને કોઇ કોઈ વખત તો મને લાગતું કે, જ્યાંસુધી દુર્વાસનાના ઉદ્ભવનું મૂળ સમજાય નહિ, મનુષ્યનાં આ જન્મનાં દુઃખોથી કોઈ શ્રેષ્ઠ સુખ સાધ્ય કરવાનું છે એમ સિદ્ધ થાય નહિ, અને મૃત્યુની આવશ્યકતા સમજાય નહિ, ત્યાંસુધી ઈશ્વરનું અસ્તિત્વ કેમ માની શકાય ? વિજયસેનની સાથે પણ ઘણી વખત ચર્ચા થતી; પરંતુ તે કહેતો કે "મનુષ્ય પોતાનાંજ દુષ્કૃત્યોથી

દુઃખ ભોગવે તેમાં ઇશ્વર શું કરે"? અને જ્યારે હું પૂછતો કે "સત્કૃત્યનું ફળ કોઇ વખત દુઃખ અને દુષ્કૃત્યોનું ફળ કોઇ સુખ આપણે દુનિઆમાં જોઇએ છીએ તેનું કારણ શું?" ત્યારે તે કહેતો કે આ જન્મનાં સુખ દુઃખ એ તો પૂર્વનાં પ્રારબ્ધાધીન છે; અને મનુષ્યના આ જન્મના સત્કૃત્યનાં ફળ તેને આવતા જન્મમાં મળે છે." વળી તે કહેતો કે "પુત્રને માબાપ ઉપર 'તેઓ મારૂં શ્રેય જ ઇચ્છશે' એવો શ્રદ્ધા ન હોય તો તે વહેમી થાય છે; અને એજ વહેમથી તે દુઃખ ભોગવે છે. તેવી જ રીતે મનુષ્યો પણ પોતાની ઈશ્વર ઉપરની અશ્રદ્ધાને લીધે જ, સત્ય સુખની અવગણના કરી, અનેક જાતનાં ક્ષણિક સુખમાં લુબ્ધ થઈ, પાપના જાળમાં સપડાય છે; અને દુઃખ ભોગવે છે. માબાપ તેમજ ઈશ્વર તો સદૈવ પોતાનાં સર્વ બાલકો તરફ સમાન દૃષ્ટિથી જ જુએ છે. અને શ્રદ્ધાલુ મનુષ્ય હમેશ કહે છે કે, 'ઈશ્વર જે કરે છે તે મનુષ્ય જાતિના ભલા માટેજ કરે છે." આનો પ્રત્યુત્તર હું કાંઇ આપી શકતો નહિ, અને તેથી મને લાગેલું કે તેમાં કાંઈ સત્ય હોવું જોઈએ; પરંતુ તેથી મારા મનનું સંપૂર્ણ સમાધાન થતું નહિ, અને હૃદયમા કાંઈ ઉંડો અસંતોષ રહેતો જણાતો હતો. પિતાજીને પુછવાથી કાંઇ ખુલાસો થશે એમ મને પળવાર લાગ્યું; પરંતુ મારા આવા વિચારોથી તેમને ખેદ થાય, અથવા તેઓ મને નાસ્તિક ગણી મારી તરફ કંઇક ખેદ અને અવકૃપાની નજરથી જુએ, એ દંડ સહન કરવાને મારૂં હૃદય અશક્યહતું, અને એ ખાત્રીના ભયને લીધે, તથા કંઇક શરમને લીધે, હું મારૂં હૃદય તેમને બતાવી શકયો નહિ.

એવામાં એક વખત વસંતોત્સવને દિવસે, પિતાજી વગેરે સર્વ પ્રધાન મંડળની સાથે હું ભગવાન શશિશેખરનાં દર્શન કરવા ગયો. આજે અહીંઆં કેટલાક ઋષિકુમારો ગમતને ખાતર મહાભારતમાંના કેટલાક પ્રસંગો ભજવી બતાવતા હતા: પ્રથમ અયોધ્યાના સત્યવાદી મહારાજા હરિશ્ચંદ્રના આખ્યાનમાંથી રોહિતના મરણનો પ્રસંગ ભજવવામાં આવ્યો. મરેલા રોહિતને લઈ તારામતીએ સ્મશાનભૂમિમાં પ્રવેશ કર્યો, અને એક નોકર તરીકે રહેલ હરિશ્ચંદ્રે કર લીધા વિના પુત્રને અગ્નિદાહ દેવાને મના કરી. તારામતીના રડવાના દીન અવાજથી તેનું અંતઃકરણ ભેદાતું હતું; અને તેના સુખની સૌમ્ય કાન્તિમાં દિલગીરીનો આછો પણ સ્પષ્ટ પ્રકાશ પડેલો હતો; પરંતુ તે પોતાની ફરજથી ડગ્યો નહિ. નિરાધાર અબલા પુત્રના શબને ખોળામાં લઇ દીન અવાજે રૂદન કરતી કાલાવાલા કરતી હતી. અંતે પૂર્વના

સંસ્કારોને લીધે, કે હૃદયની કોઇ લાગણીને લીધે, તારામતીએ જ્યારે, પોતાનો પતિજ પોતાની પાસે કર માગે છે એમ જાણ્યું, ત્યારે પુત્ર સ્નેહથી રડતી, અને પતિવિના જગતને શૂન્ય જેવું ગણતી પતિવ્રતા પતિને કંઠે બાઝી પડી. આ દેખાવ જોઇ સર્વની આંખમાં અશ્રુ આવ્યાં; અને ગમે તેવી સ્થિતિમાં પણ હરિશ્ચંદ્રની પોતાના ધર્મમાં અચળ ધીરતા જોઇ સર્વેએ તેની સ્તુતિ કરી. બીજો પ્રસંગ દ્રૌપદીવસ્ત્રહરણમાંથી ભજવી બતાવવામાં આવ્યો. પાંડવો ઘૂત રમતાં હાર્યા, અને ઘૂતમાં જીતાએલી દ્રૌપદીને ચોટલે પકડી દુઃશાસન ખેંચી લાવ્યો, ભ્રષ્ટ વચન કહ્યું, અને ભરસભામાં દુષ્ટે પતિવ્રતાનાં ચીર તાણ્યાં. આ જોઇ સર્વને દુઃશાસન—દુર્યોધન વગેરે ચંડાળ ચોકડીના દુષ્ટ હિમાયતીઓ તરફ ધિક્કાર છુટયો; અને પતિવ્રતાને માટે સર્વને લાગણી પુર્વક પુજ્યબુદ્ધિ ઉત્પન્ન થઇ. પોતાનું કામ પૂર્ણ કરતાં એક ઋષિકુમારે ભાષણ કર્યુંઃ—"જગતમાં દરેક માણસને ઈશ્વરે સરખાં સાધન આપેલાં છે, કામ કરવાના રસ્તા પણ અનેક છે, અને તે દરેક પર દરેક મનુષ્યનો સરખો હક છે, અને સારાસારનો વિવેક કરવાને બુદ્ધિ પણ દરેક મનુષ્યને આપેલી છે. છતાં મનુષ્યો દુનિઆમાં ઈશ્વરનું અસ્તિત્વ ભુલી પોતાનાં સાધનોનો કેવો દુરુપયોગ કરે છે ? મનુષ્યની દુર્વૃત્તિ જોઇ કોઇ વખત આપણને એમ લાગે છે કે જગતમાં દુર્વૃત્તિ જ ન હોત તો મનુષ્યજીવન કેવું આનંદમય બનેલું હોત! પરંતુ વિચારવાનું એ છે કે, દુર્વત્તિ ન હોત તો મનુષ્યને કરવાનું કર્તવ્ય પણ શું હોત ? દુર્વૃત્તિના અસ્તિત્વ પછી તેને દુર્વત્તિ રૂપે સમજવાની બુદ્ધિ મનુષ્યમાં ન હોત તો ખેદ કરવાનો આવકાશ હતો; પણ અહીંઆં દિલગીર થવાનું કાંઈ કારણ નથી. આ સંસારમાં દુર્વૃત્તિ ઉપર જીત મેળવી સદ્‌ભાવનામાં અંતઃકરણને સ્થિર કરવું એજ મનુષ્યનું કર્તવ્ય છે. અને ઇશ્વરનું અસ્તિત્વ તથા તેની આજ્ઞાઓ લક્ષ્યમાં રાખી તદનુસાર વર્તન કરતાં આ કર્તવ્ય સહજ સાધ્ય છે. આ કર્તવ્ય બજાવવું ન બજાવવું તે મનુષ્યના પોતાના હાથમાં છે, તે આ સત્યવાદી મહારાજ હરિશ્ચંદ્ર તથા દુઃશાસનાદિના વર્તનમાં સ્પષ્ટ છે. અને શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કહ્યું છે કેઃ—

आत्मैव ह्यात्मनो बंधु रात्मैव रिपुरात्मनः

"આત્માજ આત્માનો બંધુ અને આત્મા જ આત્માનો શત્રુ છે." તે અમારા આજના પ્રયાસનો સાર છે. ઈશ્વરને ઘેર તો સદ્‌ભાવનાનો જય સદૈવ છે, અને સદૈવ રહેશે.

(અપૂર્ણ.)

---

# આર્યધર્મપ્રકાશ.

પુસ્તક ૨૪ મું. ચૈત્ર, સંવત્ ૧૯૫૨. અંક ૬ ઠો.


॥ યતો ધર્મસ્તતો જયઃ ॥



## વિપત્તિને.

(શાર્દુલ વિક્રિડિત.)

શાને દૂર જવું વિપત્તિ હમણાં લે આવ તૈયારછું,
માપીલે ઉર ધીરતા સકળ આ સામો હું આવેલછું;
ધારી ધૈર્ય હવે તને હઠવવી કર્તવ્ય એ માહરૂં,
નાશી દૂર જવું ન શુર નરને છાજે લગારે ખરૂં.
ત્હારા એકજ અક્ષના અનુભવે આનંદનું પારખું-
થાયે છે ઉરને, અને અનુભવું છું જ્ઞાન કાંઇ નવું;
બુદ્ધિ નિર્મલ થાય ઈશ્વરપદે ને ચિત્ત મ્હારૂં ઠરે,
ત્હારો યોગ પવિત્ર આ હૃદયને સન્માર્ગનું જ્ઞાનદે.
તોયે નિર્દયતા અતિ તુજ તણી સંભારતાં થાયછે
કંપારી, મહી ના શકે હૃદયઆ અન્યાયના મારને.
શું ત્હારૂં કૃતયુગના મણિ હરિશ્ચંદ્રે બગાડ્યું હતું?
સોક્રેટીસ પવિત્ર વીરમદ શું કે વૈર સાંધ્યું હતું?
જેનાં કેવળ શુદ્ધ એ વિજયનાં સંગાનને સાંભળી,
અદ્યાપિ જન કૈંક સદ્ગુણ ગ્રહે છે સત્યને જાળવી.
એવા પૂજ્ય પુરૂપના પદવિષે હું તો પ્રણામો કરૂં;
ને હમ્મેશ દયા ધરૂં હૃદયમાં અન્યાય ના આચરૂં.

# નવીન ડાયરી.



મહેરબાન આર્યધર્મપ્રકાશના તંત્રીની સેવામાં:—

ચોપાટીના રસ્તાપરથી મને એક ડાયરી હાથ લાગેલી છે. પરંતુ તેમાં કોઈ વિચિત્ર મનસ્વી મનુષ્યે કરેલા વિચારોની નોંધ છે. હું જાણતો નથી કે તેમાં કેટલું સત્ય છે, તોપણ આપના તરફથી તેની યોગ્ય પરીક્ષા થશે એમ હું ધારૂં છું. આપને જો યોગ્ય જણાય તો આપના માસિકમાં તેમાંના આ લેખ દાખલ કરશો.

"તા૦ ૧-૧૧-૯૪ ગુરૂવાર. આ ડાયરી બેશક દરરોજનાં કરવાનાં કામની નોંધ નથી, પરંતુ મારા મનસ્વી અંતકરણે ગુપ્તરીતે કરેલાં મનુષ્ય સ્વભાવનાં અવલોકનોની નોંધ છે. મારૂં જીવન સરલ પણ જીજ્ઞાસુ હતું, પરંતુ જે પ્રાસંગિક જીજ્ઞાસા મનુષ્યજીવનમાં ક્ષણિક પણ નિર્દોષ ગમતની સાથે આનંદી સ્વભાવ લેતી આવે છે, અથવા તો જે આનંદી સ્વભાવની સાથે ઉત્પન્ન થાય છે, તેના કરતાં કોઈ વધારે ગંભીર અને હંમેશની જીજ્ઞાસાથી મારૂં જીવન કાંઇ ગુપ્ત અને ગંભીર બનેલું હતું. દુનિઆનાં ક્ષણિક કાર્યો, જે હૃદયને પોતાની સ્વતંત્ર ઉચ્ચ ભાવનામાં રમવાનો કવચિત્‌જ અવકાશ આપે છે, તે જેમ બને તેમ સંભારી રાખવાની મને થોડીજ દરકાર હતી. પણ દુનિઆના વિચિત્ર મનુષ્યોના વિચિત્ર સ્વભાવોનું અવલોકન એ મારૂં હમેશનું અને મુખ્ય કામ હતું. સ્થિતિમાં હું નિર્ધન પણ વિચારવંત હતો, અને લોકો મને એક સારા વિદ્યાપાત્ર તરીકે ઓળખતા હતા, બીજી રીતે મારૂં સંપૂર્ણ જીવન જાણવાની તેઓને થોડીજ દરકાર હતી; અને પરિચયથી કદાચ કોઈને કાંઈ જાણવાની જરૂર પડતી ત્યારે પણ વ્યવહારમાં પલોટાએલાં અંતઃકરણો ગુપ્ત કરતાં બાહ્ય જીવનજ માત્ર તપાસી શકતાં. વિદ્વાન લોકોની સાથે મારે કવચિત્‌જ પ્રસંગ પડતો, પરંતુ ત્યારે પણ મારી ગરીબાઇને લીધે મારા પર ખાસ ધ્યાન આપવાનું કવચિત્‌જ બની આવતું; અને તેમ છતાં કવચિત્ જો કોઇ મારા જેવાજ નિશ્ચયવાળો માણસ મળી આવતો તો તેની પાસે મને મારૂં અંતઃકરણ જણાવતાં બિલકુલ હરકત ન હતી. કારણ હું સમજતો હતો કે, મનુષ્ય જીવનમાં એવું કાંઈ પણ ન હોવું જોઈએ કે, જે તેની યોગ્ય કદર કરનાર પવિત્ર મનુષ્યની સમીપ ઉઘાડું ન મૂકી શકાય. પણ આવી પવિત્રતા થોડી જોવામાં આવતી, અને પવિત્રતા કરતાં પણ કદરનો પ્રદેશ બહુજ ટુંકો હતો.

પોતાની સ્થિતિ અનુસાર પવિત્ર વર્તનમાં સંતોષ રાખી રહેનાર માત્ર સ્વાનુભવને લીધે સર્વ સ્થિતિના મનુષ્યની યોગ્ય કદર કરી શકતો નથી. કદર કરનારને સર્વ સ્થિતિની યોગ્યતાનું જ્ઞાન હોવું જોઈએ, અને સ્થિતિ તથા મનુષ્યસ્વભાવપર થએલી તેની અસર એ બન્નેને બાદ કરી બાકી રહેલા ગુણાવગુણનું તેણે યોગ્ય પ્રથક્કરણ કરવું જોઇએ. આથી કદર કરનારનું હૃદય જગતમાં એક પરીક્ષકના જેવું કામ કરે છે; અને મનુષ્યોએ તેની પરીક્ષણીય વસ્તુ બને છે. આ જગત અનેક પાસાના બિલોરી કાચના જેવું છે, અને અલ્પ મનુષ્ય બહુધા તેની એકજ બાજુ જોઇ શકે છે; અને આ એક બાજુથી પણ અનેક રંગો નિહાળી જાણે સર્વ અનુભવો થયા હોય તેમ મનુષ્ય અભિમાન ધરે છે. દ્રવ્ય, અધિકાર, કીર્તિ, વિદ્યા, સ્નેહ, એ સર્વના મિશ્રણસમાન સ્વાર્થ, અને વ્યવહારકુશળતા, ઇત્યાદિ અનેક વિષયોથી મનુષ્યની દૃષ્ટિ અંજાય છે; સૃષ્ટિમાં ભિન્નભિન્ન સ્થિતિ અનુસાર થએલા ભિન્નભિન્ન અનુભવના માણસો સર્વ પોતપોતાનાંજ અને વિચિત્ર ગાયન ગાય છે; અને પોતાનેજ માપે આખા જગતને માપે છે. પ્રેમ વ્યવહારને હસે છે તો વ્યવહાર પ્રેમને હસે છે; વિદ્યા, લક્ષ્મી અને કીર્તિને હસે છે તો એ ઉભય વિદ્યાને હસે છે; પરંતુ નિષ્પક્ષપાત કદરદાન અંતઃકરણોને તો એ સર્વ સમાન સત્તાધિકારીજ માલમ પડેછે; અને મનુષ્ય અંતઃકરણને કર્તવ્યનો માર્ગ બતાવવામાં જેટલે દરજ્જે સહાય કરે છે, તેટલે દરજ્જેજ ઉપયોગી જણાય છે.

બેશક મનુષ્યજીવનનું આ અવલોકન સુલભ નથી. દ્રવ્ય—અધિકારાદિની જે જાળમાં મનુષ્યહૃદય અંજાય છે, તે જાળ તોડયા સિવાય તેમાં પડેલાં હૃદયોની ચેષ્ટા જોઇ શકાતી નથી. મનુષ્યજીવનના અભ્યાસકોને આ વર્ગના જીવનમાંથી ઘણું જાણવાનું મળી શકે એમ છે; અને મને ઘણું મળી શકયું છે. પરંતુ જે સૂક્ષ્મતા પરાવલોકન કરવામાં વાપરવામાં આવતી હોય, તેટલીજ કે તેથી અધિકતર સૂક્ષ્મતાથી આત્માવલોકન કરનારની પૂજનીય ગણનાજ આ વર્ગમાં માન્ય છે. વિશુદ્ધ આત્માજ વિશુદ્ધ અવલોકન કરી શકે છે.

"તા૦ ૪—૧—૯૫ શુક્રવાર. લાંબા પરિચયથી જ્યારે મને જણાયું કે, આ કદરદાન પવિત્ર અંતઃકરણોના સર્વાનુભવમાં પણ પોતાની સ્થિતિની સૂક્ષ્મ અસર આવ્યાવિના રહેતી નથી, અને તેટલે દરજ્જે તેમના સર્વાનુભવીપણામાં ખામી આવે છે, ત્યારે મને લાગ્યું કે, પવિત્ર મનુષ્યો જે સ્થિતિની અસરથી અંજાએલાં રહે છે, અને જેથી તેઓ પોતાથી ભિન્ન સ્થિતિની ભિન્ન

અસરના પવિત્ર અંતઃકરણની કદર કરી શકતાં નથી, તેજ અસર જેમ જેમ ઘટતી જાય છે તેમ તેમ મનુષ્યનું અવલોકન વિશુદ્ધ થતું જાયછે. સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં મને જણાયું છે કે, સ્થિતિની અસરથી જે હમેશાં કેવળ મુક્ત હોય અને તેથી જેનું મનુષ્યાવલોકન પણ હમેશાં સંપૂર્ણ શુદ્ધ હોય, એવું પૂજનીય અંતઃકરણ મને એક મળી શક્યું નથી. મેં માની લીધું હતું કે, સ્થિતિની અસર એ સર્વાનુભવથી વિરુદ્ધ છે. પોતાની કે હરકોઇએક વ્યક્તિની દૃષ્ટિને દૂર મૂકી સર્વમાં રહેલા એક સામાન્ય સત્યનીજ દ્રષ્ટિએ મનુષ્ય જ્યારે પોતાને અને પ્રત્યેક વ્યક્તિને જુએ ત્યારેજ તે સર્વાનુભવ કહેવાય. સ્થિતિની અસર એ સર્વાનુભવથી વિરુદ્ધ છે, અને એટલાજમાટે અજ્ઞાન જન્ય છે. આ પ્રમાણે હાલમાં શાલાની કે યુનિવર્સિટિની ઉંચા વર્ગની પરીક્ષામાં પસાર થવા પરથી, કેટલાક જ્ઞાનનું માપ કહાડી એકથી બીજાને ઉંચો ઠરાવે છે તેમ ન કરતાં, હું આ અસરની ઓછી વધતી સૂક્ષ્મતા પ્રમાણે મનુષ્યના જ્ઞાનનું માપ કહાડી, મારી સાથે તેમને સરખાવતો; અને મારી દ્રષ્ટિમાં આ અસરની છાયા કેટલી રહેલી છે તે તપાસતો. તેમજ કેટલીક વખત દુનિઆમાં વિદ્વાન કે પ્રશસ્ત ગણાતા માણસોમાં પણ આ અસરની ભૂલો જોઇ હસતો.

એક પ્રસિદ્ધ વિદ્વાનના લેખમાં મેં એક વખત વાંચ્યું હતું કે 'વૃત્તિએ અનુરંગી વસ્તુ દેખાય છે.' અને મારા એક વિદ્વાન મિત્રે કહેલું કે 'વસ્તુ એકજ હોવા છતાં ભિન્ન ભિન્ન મનુષ્યો તેને કાંઇ કાંઇ ભિન્નતાથી જુએ છે તે વૃત્તિઓનેં લીધેજ; અને આ વૃત્તિઓપરથી પ્રત્યેક મનુષ્યમાં એક જાતનું વ્યક્તિત્વ આવે છે કે, જેથી કરીને સૃષ્ટિનો પ્રત્યેક મનુષ્ય એક બીજાથી સ્વભાવમાં પણ જૂદો જણાઈ આવે છે.' આ ઉપરથી વિચાર કરતાં મને જણાયું કે હું જેને સ્થિતિની અસર કહું છું તે વ્યક્તિત્વ છે. પણ આ વ્યક્તિત્વ કે સ્થિતિની અસર શાથી ઉત્પન્ન થાય છે? હું ધારૂં છું કે તે જગતના અપૂર્ણ અવલોકનનું ફલ હોવું જોઇએ, કેમકે સંપૂર્ણ અવલોકન થાય તો ઘણાખરા મનુષ્યો—સત્યના જીજ્ઞાસુઓ—તો સામાન્ય સત્ય જોઈ શકે. પરંતુ બાળપણમાં મનુષ્ય પોતાની આજુબાજુ જે સંસાર જુએ છે તેનેજ સંપૂર્ણ માને છે. પોતાની આજુબાજુના સંસારનું બાળક અવલોકન કરે છે, અને તેમાં સામાન્યથી વિશેષને છૂટું રાખવાને, સાધન કે શક્તિ ન હોવાને લીધે, બન્ને-સામાન્ય અને વિશેષ—સેળભેળ રીતે બાળકના અંતઃકરણમાં ઠસે છે; એટલુંજ નહિ પણ સામાન્ય નિયમોની સાથે આવતા વિશેષને પણ સામાન્ય તરીકે ગણવામાં

આવે છે; અને તે પ્રમાણે સ્થિતિની અસરનું બંધારણ થાય છે. આ અસર પોતાના જેવાંજ અંતઃકરણોના સહવાસથી કે સત્યાનુભવી મનુષ્યના સંસર્ગથી સહજ વધે ઘટે છે, તોપણ સાધારણ રીતે 'પ્રાણ અને પ્રકૃતિ સાથેજ જાય' એ કહેવત મુજબ સ્થિતિની અસરમાં સમૂલ ફેરફાર તો કવચિત્જ થાય છે. પણ આ ફેરફાર નથી થતો તેનું કારણ શું? કારણ એજ કે આ સ્થિતિની અસરનું બંધારણ-લાંબા આત્મમંથન પછી થએલું સ્થિતિની અસરનું બંધારણ—જેને લોકો પ્રકૃતિનું બંધારણ કહે છે, તે થયા પછી ઘણા મનુષ્યો એ પ્રકૃતિનેજ સત્ય માને છે; અને તે પ્રકૃતિની દૃષ્ટિએજ પોતાની આસપાસના સંસારનું અવલોકન કરી તોલન કરે છે. આથી આવા મનુષ્યો કદાચ વિશેષ પ્રદેશોમાં ફરી વધારે હકીકત જોઇ શકે છે, પરંતુ તેથી પ્રકૃતિના હેયોપાદેય અંશમાં કાંઇ પણ ફેરફાર ન થતાં પ્રકૃતિનોજ—હેયોપાદેય-ઉભય અંશોનો—વિકાશ થાય છે. કદરદાન અંતઃકરણો પ્રકૃતિને નહિ પણ સત્યનેજ સત્ય ગણી પૂજે છે; અને પોતાનું તેમજ જગતની પ્રત્યેક વ્યક્તિનું માન સત્યથીજ કરે છે. ત્યારે આત્માવલોકન ન કરતાં કેવળ પરાવલોકન કરનારની તરફ મનુષ્યોને માન પેદા થતું નથી તેનું કારણ એ કે, કેવળ પરાવલોકન કરનાર પોતાની પ્રકૃતિને માન આપે છે સત્યને નહિ. આત્માવલોકન કરનારમાં પણ પ્રકૃતિનું બંધારણ તો હોય છે પરંતુ તેઓ પોતાની પ્રકૃતિને નહિ પરંતુ સત્યનેજ માન આપે છે, અને સત્યને માપે પોતાની પ્રકૃતિના હેયોપાદેય અંશ તપાસી, હેય અંશ તજવાને પ્રયત્ન કરે છે. અને હેયને તજવું એજ ઉપાદેયનું ગ્રહણ છે. સત્યને યોગ્ય પદે સ્થાપી અસત્યને માટે દુરાગ્રહ ન રાખતાં, તેનો પ્રયત્નથી ત્યાગ કરવો એ સત્યના જીજ્ઞાસુ અને આત્માવલોકનમાં તત્પર કદરદાન અંતઃકરણોનું લક્ષણ છે. અને પ્રકૃતિના ઉપાદેય સત્ય અંશની સાથે હેય અસત્ય અંશને પણ માન આપવું-તેને માટે પણ આગ્રહ રાખવો-તે દુરાગ્રહી મનુષ્યનું લક્ષણ છે. પણ સ્થિતિની અસરથી જે કેવળ મુક્ત હોય તેવો મનુષ્ય કોઇ નથી, એટલે કે અસત્યથી નિર્લેપ કોઇ નથી, ત્યારે સુધારાવાળા કહે છે કે, મનુષ્ય જાતે સંપુર્ણ શુદ્ધ હોઇ શકે નહિ તેમાં કાંઇ ખોટું નથી; પણ તેઓ જો એમ માનતા હોય કે મનુષ્ય સંપુર્ણ શુદ્ધ થઈ શકે નહિ તો તે ખોટું છે.

ભિન્ન ભિન્ન સંસારમાં ઉછરતાં દરેક મનુષ્યના અંતઃકરણોમાં પ્રકૃતિનું બીજ ભિન્ન ભિન્ન રૂપે બંધાય છે; અને એ બંધારણથી પ્રત્યેક મનુષ્યમાં વ્યક્તિત્વ ઉત્પન્ન થાય છે, જેને હું સ્થિતિની અસર કહું છું. એકજ વસ્તુનું સ્થિતિની

इज्याध्ययनदानानि सर्वेषां च द्विजन्मनाम्
प्रतिग्रहोऽध्यापनं च ब्राह्मणस्यैव याजनम्

યજ્ઞ કરવો, અભ્યાસ કરવો, અને દાન દેવું, એ સર્વ દ્વિજો-બ્રાહ્મણ, ક્ષત્રિય, તથા વૈશ્યનું કર્મ છે. અને દાન લેવું, અભ્યાસ કરાવવો, અને યજ્ઞ કરાવવો એ બ્રાહ્મણોનું જ કર્મ છે. પરંતુ–

प्रतिग्रहंमन्यमानस्तपतेजोयशोनुदम्
अन्याभ्यामेव जीवेत शिलैर्वा दोषदृक्तयोः

દાન લેવું એ તપ, તેજ અને યશનો નાશ કરનાર છે એવું માનનાર બ્રાહ્મણ, અન્ય બે (યજનાધ્યાપન) કાર્યથી જીવે; અને તે બેમાં પણ દોષ દેખનાર શિલોંચ્છવૃત્તિથી જીવે. આ શ્લોકથી એ ત્રણે કર્મ દુષિત એમ સમજાય છે; અને શિલોંચ્છવૃત્તિ એ સર્વોત્તમ જણાય છે.

એક બીજે સ્થલે પણ લખ્યું છે કે–

वार्ता विचित्रा शालीन यायावर शिलोंच्छनम्
विप्रवृत्तिश्चतुर्द्धेयम् श्रेयसी चोत्तरोत्तरा

વિચિત્ર વ્યાપાર, અયાચિત, ધાન્યયાંચા અને શિલોંચ્છન એ ચાર બ્રાહ્મણની વૃત્તિ છે; અને તે ઉત્તરોત્તર એટલે વાર્તાથી શાલીન તેનાથી યાયાવર અને તે સર્વથી શિલોંચ્છન વૃત્તિ શ્રેયસી-કલ્યાણકારી છે. આ ઉપરથી સિદ્ધ એટલુંજ થાય છે કે પરમેશ્વર ઉપર દૃઢ વિશ્વાસ રાખીને શિલોંચ્છન વૃત્તિથી પણ પૂર્ણ સંતોષ રાખવો એ આપણો બ્રાહ્મણોનો ધર્મ છે. અને કોઈ પ્રકારની આશા કે અપેક્ષા રાખ્યા સિવાય સર્વ મનુષ્યનું ભલું કરવું એજ આપણો સદુદ્યોગ છે. જે જે કાર્યો કરવામાં પ્રથમથીજ આશા કે અપેક્ષા રખાય, અને પછી તે કાર્ય કરવામાં આવે, તેનું કશું ફળ થતું નથી; અને કદિ થાય તો કાર્યના પ્રમાણમાં તે ઘણું થોડુંજ થાય છે. તેજ કાર્ય જો આશા કે અપેક્ષા રહિત થઇને કરાય છે, તો તેનું ફળ કાર્યના પ્રમાણથી ઘણુંજ વધારે થાય છે, તેમાં કાંઈ સંદેહ નથી. એટલુંજ નહિ પણ શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે–

निरपेक्षं मुनिं शान्तं निर्वैरं समदर्शनम्
अनुव्रजाम्यहं नित्य पूयेयेत्यंघ्रिरेणुभिः

નિર્વૈર, સમદૃષ્ટિવાળા, શાન્ત, નિરપેક્ષ મુનીની પાછળ, તેઓના ચરણરજથી પવિત્ર થાઉં એવા અભિપ્રાયથી, હું હમેશાં ચાલું છું.

માટે સર્વજનહિતૈષી કાર્યો કરવાં અને તેમાં લેશ પણ આશા કે અપેક્ષા રાખવી નહિ, પણ પરમેશ્વરનો દૃઢ વિશ્વાસ રાખવો કે–

येन शुक्लीकृताहंसाः शुकाश्च हरितीकृताः
मयूराश्चित्रिता येन स मे वृत्तिं विधास्यति

જેણે હંસોને ધોળા કરેલા છે, પોપટને લીલા કરેલા છે, અને મયુરોને ચીતરેલા છે, તે પરમેશ્વર મારા સર્વ મનોરથોને પૂર્ણ કરશેજ. શ્રીકૃષ્ણે પોતેજ ગીતામાં અર્જુનને કહેલું છે કે–

अनन्याश्चितयंतो मां ये जनाः पर्युपासते
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्

જે લોકો અનન્ય થઇને મારૂંજ ધ્યાન કરતાં મને સેવે છે, તેવા કાર્યમાં નિત્ય અભિયુક્ત લોકોનો હું યોગ-ક્ષેમ ચલાવું છું. આ પોતાનાં વચનોને પરમેશ્વર અસત્ય કેમ કરે, એ રીતે પક્કી ખાતરી થવી જોઇએ, તો પછી ભલે અકિંચન થઇ જઇએ તોપણ શી ચિંતા છે? કેમકે પરમકૃપાલુ પરમેશ્વર એજ આપણું સર્વસ્વ છે. શ્રી ભાગવતમાં એક સ્થલે ઈશ્વર માટે લખ્યું છે કે, नमोऽकिंचन वित्ताय ( અકિંચનોના વિત્તરૂપ તમને નમસ્કાર. ) આ વિચાર દૃઢ થાય એટલીજ આપણો ઉદય થવામાં વાર છે. જ્યારે એ વિચારો દૃઢ થયા ત્યારે અભ્યુદય થયોજ જાણવો. પરમકૃપાલુ પરમેશ્વરે આપણે જ્યારે ગર્ભાશયમાં હતા ત્યારે પણ આપણું પોષણ કરેલ છે, એ વાતનું પણ વિસ્મરણ થઇ જાય એ કાંઇ મહામાયાનો પ્રભાવ ઓછો નથી. આપણા પ્રારબ્ધ કર્મથી બંધાયેલ આ શરીરને, સુખ દુઃખાદિક તે કર્માનુસાર ભોગવ્યાવિના છુટકોજ નથી, ત્યારે સુખ મળવામાટે ચિંતા શા સારૂ કરવી જોઇએ? શું દુઃખ મળવાની કોઇને ઇચ્છા થાય છે? ના, નહિજ. ત્યારે તોપણ દુઃખ કેમ મળે છે? તેજ રીતે સુખ પણ પ્રારબ્ધાનુસાર મળવુંજ જોઇએ, તો પછી તેને માટે પ્રયાસ કરવાની જરૂર જણાતી નથી. તેમ છતાં હાલનો આપણો પોતાનાં પેટ ભરવા માટેનો ઉદ્યોગ, કેવલ અણસમજણથી આપણા આયુષ્યનો વૃથા વ્યય કરવા માટે છે, એક કવિ કહેછે કે–

अप्रार्थितानि दुःखानि यथैवायान्ति देहिनः
सुखान्यपि तथा यान्ति दैन्यमत्रातिरिच्यते.

જેમ માણસોને પ્રાર્થના કર્યા વગરજ દુઃખો આવે છે, તેમ સુખ પણ પ્રાર્થના કર્યાવગર મળે છે; ત્યારે માત્ર દીનતા કરવી એજ વટાવમાં રહે છે. તો તે દીનતા શા માટે કરવી? નજ કરવી.

ત્યારે હવે આપણે શું કરવું એમ જો કોઇ મને પ્રશ્ન કરે તો તેઓને મારે કહેવું જોઇએ કે, ઘણા માણસોનું ભલું કેમ થાય તેવા વિચારો કરવા. અને તેવાં કૃત્યો આપણે હાથેજ થવાં જોઇએ. તેમાં પણ પ્રથમ સર્વ મનુષ્યોના શારીરિક અને માનસિક રોગોનો નાશ કરી તેઓનું જીવિત સાચવવું એ કાર્ય સર્વોત્તમ છે એમ મારું માનવું છે.

આપણો બ્રાહ્મણોનો દાન લેવાનો તેમ દેવાનો ધર્મ છે, તેનો અભિપ્રાય મારા ટુંકા વિચાર પ્રમાણે એજ છે કે–

न हि जीवितदानाद्धि दानमन्यद्विशेष्यते

સર્વ મનુષ્યોને સર્વોત્તમ જીવિતનું દાન આપવું એટલે જીવિત વધારનાર ઉપાયો બતાવી તેઓનું જીવન વધારવું; તથા આપણને કોઈ જીવિત વધારવાનો ઉપાય બતાવે ને ગ્રહણ કરી તે પ્રમાણે ચાલી પોતાનું જીવન વધારવું. –એ દાન લેવું. આપણા પૂર્વજો એજ પ્રમાણે કરતા હતા એ નીચે લખેલાં ઉદાહરણોથી સિદ્ધ થાય છે.

મહામાન્ય ચરકાચાર્ય પોતાની સંહિતાના પ્રથમાધ્યાયના આરંભમાંજ લખે છે કે,–પ્રથમ જ્યારે અનેક પ્રકારના રોગોથી મનુષ્યો દુઃખ પામવા લાગ્યાં, ત્યારે તે મનુષ્યો ઉપર દયા લાવીને તેઓના રોગોની શાન્તિ કેમ થાય એ વિચાર કરવા માટે, હિમાલય પર્વતની તળેટીમાં નીચે લખેલા મહર્ષિઓનો એક સમાજ ભેળો થયો હતો. અંગિરા, જમદગ્નિ, વસિષ્ઠ, કશ્યપ, ભૃગુ, આત્રેય, ગૌતમ, સાંખ્ય, પુલસ્ત્ય, નારદ, અસિત, અગસ્ત્ય; વામદેવ, માર્કંડેય, અશ્વલાયન, પરિક્ષિત, ભિક્ષુ, આત્રેય, ભરદ્વાજ, કપિષ્ઠલ, વિશ્વામિત્ર, અશ્વરથ્ય, ચ્યવન, અભિજિત્, ભાર્ગ્ય, શાંડિલ્ય, કૌડિલ્ય, વાક્ષી, દેવલ, ગાલવ, સાંકૃત્ય, વૈજવાપિ, કુશિક, બાદરાયણ, બિડશ, શરલોમા, કાપ્ય, કાત્યાયન, કાંકાયન, કૈકશેષ, ધૌમ્ય, મારિચ, કાશ્યપ, શર્કરાક્ષ, હિરણ્યાક્ષ, લૌગાક્ષી, પૈંગી, શૌનક, શાકુનેય, મૈત્રેય, મૈમતાયનિ, વૈખાનસિ, બાલખિલ્યો તથા બીજા પણ મહર્ષિઓ એ સમાજમાં બેઠા હતા. આથી એમ સિદ્ધ થાય છે કે ઉપર લખેલા સર્વ પ્રખ્યાત મહર્ષિઓ સર્વ મનુષ્યનું જીવન કેમ સચવાય તે વિચારો કરતા, અને સર્વનું જીવિત સાચવતા, એટલુંજ નહિ પણ તેઓએ જાતે તે વિદ્યાનો કેટલોક શોધ કરી નવા નવા પ્રયોગો બનાવ્યા છે; અને કેટલાક પ્રયોગો જાતે અનુભવી તેનો ગુણ લોકોને બતાવ્યો છે. એવાં પણ ઉદાહરણો મળી આવે છે.

મહામુનિ ચ્યવને 'ચ્યવનપ્રાશ્યાવલેહ'નો પોતે ખાઈને અનુભવ કરેલો છે, તે ઉપરથી તે પ્રયોગનું નામજ 'ચ્યવનપ્રાશ્યાવલેહ' પડેલું જણાય છે. તે સિવાય એક પ્રયોગ માટે ચરકમાં લખેલું છે કે—

एतद्रसायनं पूर्वं वसिष्ठःकश्यपोंऽगिरा
जमदग्निर्भरद्वाज भृगुरन्ये च तद्विधाः
प्रयुज्य प्रयता मुक्ताःश्रमव्याधिजराभयात्
यावदिच्छन्तपस्तेपुस्तत्प्रभावान्महाबलाः

આ રસાયનને પૂર્વકાલમાં વસિષ્ઠ, કશ્યપ, અંગિરા, જમદગ્નિ, ભરદ્વાજ, ભૃગુ અને તેવા બીજા મહર્ષિઓએ સેવેલ છે. અને તે ઔષધના પ્રભાવથી શ્રમ, વ્યાધિ, જરા આદિથી મુક્ત થઈને મહાબલવાન બનીને પોતાની ઇચ્છા પ્રમાણે તેઓએ તપ કરેલું છે. આવી રીતે તેઓ રસાયનોનો અનુભવ કરતા અને તેથી આરોગ્ય રહેતા હતા.

મારૂં માનવું તો એમજ છે કે આજ પણ તે સર્વ મહર્ષિઓ રસાયનના અને પોતાના તપના પ્રભાવથી જીવે છે. માત્ર તેઓને આપણી ચર્મચક્ષુથી આપણે જોઇ શકતા નથી; પણ તેઓ આપણને દેખી શકે છે તેમાં કાંઈ શંકા રાખવા જેવું નથી. પરંતુ આ વાત પણ બહુ સૂક્ષ્મ છે તેથી તેને સત્ય જાણવાની પણ આપણામાં શક્તિ રહી નથી.

તે મહર્ષિઓએ જે જે પ્રયોગો બનાવેલા છે તેમાના કેટલાક પ્રયોગોમાં તેઓનાં નામ આવેછે જેમકે—

विहितोऽगस्त्यमुनिना सर्वरोगप्रणाशनः
पिबेत्कांकायनप्रोक्तां गुटिकां गुल्मनाशिनीम्
कथितं खरनादेन तैलमर्शोविनाशिनम्
शतावरीतैलमिदं कृष्णात्रेयेण भाषितम्
एतत्फलघृतं नाम भारद्वाजेन भाषितम्

અગસ્ત્ય મુનીએ સર્વ રોગ નાશ કરે તેવો અવલેહ બનાવ્યો છે. કાંકાયન મુનિએ ગુલ્મનાશક એક ગુટિકા બનાવેલ છે. ખરનાદે અર્શને નાશ કરે તેવું એક તૈલ બનાવ્યું છે. કૃષ્ણાત્રેયે શતાવરી તૈલ કહેલું છે અને ભારદ્વાજે ફલઘૃત બનાવેલ છે. આ પાંચ પ્રયોગોથી એમજ સિદ્ધ થાય છે કે તેઓએ તે પ્રયોગો બનાવી તેનો પૂર્ણ અનુભવ લઈ બહાર પાડેલા હશે.

આવાં ઉદાહરણો અનેક છે તેમાંથી હું કેટલાં લખી જણાવું. આ બધી વાતનો સારાંશ એટલોજ છે કે પ્રાચીન કાળમાં આપણા પૂર્વજ મહર્ષિઓ

પોતાનું તથા સર્વ મનુષ્યોનું જીવિત સાચવવું એ કાર્ય સર્વોત્તમ ગણીને કરતા હતા, તો પછી આપણે પણ તે પ્રમાણે કરવું એજ યોગ્ય છે. અને એ સદુદ્યોગ એવો છે કે તેથી અવશ્ય અભ્યુદય થાયજ.

વૈદ્યવિદ્યા એ એટલી મોટી અને એવી તો વિસ્તીર્ણ વિદ્યા છે કે તેમાં આપણી સમગ્ર બ્રાહ્મણ જાતિ એકસંપથી અને એક ધોરણથી મોટો ઉદ્યોગ આરંભે તોપણ તે વિદ્યાનો સંપૂર્ણ અનુભવ લેવાઈ રહે એવું નથી; એટલુંજ નહિ પણ વૈદ્યવિદ્યાનો યથાર્થ અભ્યાસ કરી કેવળ પરોપકાર બુદ્ધિથી સર્વ મનુષ્યોને રોગથી મુક્ત કરી તેઓનું જીવિત સાચવવું એ હેતુ પાર પાડવાને એક સંપથી જોડાએલા ઘણા જનસમુદાયની ખરેખરી આવશ્યકતા છે. કેમકે એમ થવાથીજ વૈદ્યવિદ્યાનો ખરો અનુભવ મળી શકે છે; અને તેથી જે લાભ થાય છે તે વાણીથી અમેય છે. પરંતુ ખેદની વાત એ છે કે હાલમાં એકસંપ વિના અને તે વિદ્યાનો અવશ્ય જોઇતો અભ્યાસ પણ કર્યાવગર, પોતાના પેટ ભરવા માટે ઘણા લોકો વૈદાનો ધંધો કરવા લાગ્યા છે. તેથીજ જેવી આપણી દુર્દશા છે તેવી દેશી વૈદાની પણ દુર્દશા થઇ છે. મહામુનિ ચરકાચાર્યે તેને માટે લખ્યું છે તે સ્મરણ કરવા યોગ્ય છે.

कुर्वते ये तु वृत्त्यर्थं चिकित्सापण्यविक्रयम्
ते हित्वा काञ्चनं राशिं पांशुराशिमुपासते
वरमाशीविषविषम् क्थितं ताम्रमेव वा
पीतमत्यग्निसंतप्ता भक्षिता वाप्ययोगुडाः
न तु श्रुतवता वेद्म् भिषजा शरणागतात्
गृहीतमन्नं पानं वा वित्तं वा रोगपीडितात्

જેઓ પોતાની વૃત્તિને માટે ચિકિત્સાનો વ્યાપારની પેઠે વિક્રય કરે છે, તેઓ સોનાના ઢગલાને છોડીને ધુલના ઢગલાને સેવે છે. સર્પનું ઝેર, અગ્નિમાં તપાવી ગાળેલું ત્રાંબુ, અને અગ્નિમાં અત્યંત તપાવેલા લોઢાના ગોળા ખાવા એ સારૂં છે; પણ વિદ્વાન્ વૈદ્યે રોગથી પીડા પામતા અને પોતાને શરણે આવેલા રોગી પાસેથી અન્ન, પાન કે પૈસો લેવો એ સારૂં નથી. આ કેવો ઉત્તમ સદ્બોધ છે. એજ મહાત્મા ચિકિત્સા કેમ કરવી તેને માટે લખે છે કે—

भिषगप्यातुरान्सर्वान् स्वसुतानिव यत्नवान्
आबाधेभ्यो हि संरक्षेदिच्छन्धर्ममनुत्तमम्
परो भूतदयाधर्म इति मत्वा चिकित्सया
वर्तते यः स सिद्धार्थःसुखमत्यंतमश्नुते

વૈદ્યે સર્વ રોગીને પોતાના પુત્રની પેઠે ગણીને ઘણીજ કાળજીથી તેઓના ધર્મને કેવળ ઉત્તમ ધર્મની ઈચ્છા રાખીને મટાડવા. મનુષ્યો ઉપર દયા એજ ઉત્તમ ધર્મ છે એવું માનીને જે ચિકિત્સા કરે છે, તેના સર્વ અર્થ (ધર્મ, અર્થ, કામ, મોક્ષ) સિદ્ધ થાય છે અને તે અત્યંત સુખ એટલે પરમ અભ્યુદયને પામે છે.

દયા એ ગુણ આપણો બ્રાહ્મણોનોજ છે. માટે તે ગુણને ઉપર પ્રમાણે ચિકિત્સા કરવામાં પાળવો એ આપણુંજ કામ છે. અને એ રીતે સર્વ મનુષ્ય ઉપર દયા રાખી તેઓનું જીવિત સાચવવું એ અભ્યુદય પામવાનો ખરો માર્ગ છે એવું મને જણાય છે. તેવીજ રીતે બીજાં પણ સર્વજનહિતૈષી કાર્યોમાં પરમ ઉદ્યોગી થવું આપણને ઉચિત છે.

જેમ શરીરના ત્રણ દોષ વાત, પિત્ત અને કફની વિષમતાથી થતા રોગની ચિકિત્સા છે; તેમજ મનના પણ બે દોષ રજ અને તમથી થતા રોગોની ચિકિત્સા છે. વાગ્ભટાચાર્ય લખે છે કે—

रजस्तमश्च मनसो द्वौ च दोषावुदाहृतौ
धीधैर्यात्मादिविज्ञानं मनोदोषौषधं परम्

રજસ્ અને તમસ્ એ બે મનના દોષ છે. બુદ્ધિ, ધિરજ અને આત્માદિકનું વિજ્ઞાન એ મનના દોષનું પરમ ઔષધ છે.

પોતાના મનના દોષની ચિકિત્સા બરાબર કરીને પછી સર્વ મનુષ્યોના મનના દોષની ચિકિત્સા કરવીએ આવશ્યક છે. ખરું તત્ત્વ શું છે અને ખોટું શું છે તેના વિવેકથી, અધિષ્ઠાન કૂટસ્થ એજ પોતાનું સત્-ચિત્-આનંદ સત્ય સ્વરૂપ છે એમ અપરોક્ષ જ્ઞાન થતાં, અજ્ઞાન તથા તેથી થએલી આવરણ અને વિક્ષેપ અવસ્થાનો નાશ થવાથી, સર્વ શોકની શાન્તિ થઇ નિરંકુશ તૃપ્તિ થાય છે, ત્યારેજ મનના દોષ શાન્ત થાય છે. ગ્રંથીભેદ પણ તેનેજ કહે છે; અને પરમપુરુષાર્થ મોક્ષ પણ તેજ છે. તેનું સાધન શ્રવણ, મનન અને નિદધ્યાસન છે. તે સાધનોથી જ્ઞાન થાય છે. તે જ્ઞાન ગુણ પણ આપણો બ્રાહ્મણોનોજ છે. માટે પ્રથમ પોતે પૂર્ણ જ્ઞાન સંપાદન કરીને પછી સર્વ મનુષ્યોને એ જ્ઞાન આપી મુકત કરવા એ પણ મહાન્ ઉદ્યોગ છે. આપણા પૂર્વજો એ ઉદ્યોગ કરતા એવાં ઉદાહરણો મળી આવે છે. મહામુનિ વસિષ્ઠે રામચંદ્રને જ્ઞાન આપ્યું છે. શુકદેવે મહારાજ પરિક્ષિતને જ્ઞાન આપ્યું છે. સનકાદિ કે પૃથુરાજાને જ્ઞાન આપ્યું છે. જડભરતે રહુગણને જ્ઞાન આપ્યું છે. અને દત્તાત્રેયે અલર્કરાજા, યદુરાજા અને પ્રલ્હાદને જ્ઞાન આપેલ છે. હાલમાં આપણે કથાપ્રસંગરૂપ એ

ઉદ્યોગજ કરીએ છીએ; પરંતુ તે માત્ર આપણું પેટ ભરવામાટેજ સમજાય છે તેથી તે ઉદ્યોગ ફળદાયક થતો નથી. જ્ઞાન તો પ્રથમ આપણામાં હોય ત્યારે શ્રોતાઓને મળે તે ગુણ તો આપણે હાલમાં છેક છોડી બેઠા છઇએ; માટે ફરીને આપણા એ ઉત્તમ ગુણ 'જ્ઞાન' આપણે અવશ્ય ગ્રહણ કરવો જોઇએ ; અને પછી એ જ્ઞાન કથાપ્રસંગે સર્વ મનુષ્યોને આપવામાં આવે તો તે પણ સર્વોત્તમ ઉદ્યોગ છે. હાલનો સમય એ આપત્તિ કાળ છે એમ ગણિએ તો આપત્તિના વખતમાં સ્વતંત્ર રહીને વિચિત્રવાર્તા ( કૃષિ-વ્યાપારાદિ ) નો ઉદ્યોગ કરવાનું, અથવા ખડ્ગ ધારણ કરી ક્ષત્રિયવૃત્તિ ( લડાઇની ઉત્તમ કેળવણી લઈ તેમાં સર્વોત્તમ પદવી ) ધારણ કરવાનું, ઉપર લખાઇ ગયું છે; અને કાલને અનુસરી આપણા ધર્મને વિરોધી ન હોય તેવા બીજા પણ અધ્યાપનાદિ સદુદ્યોગ કરવામાં કશો બાધ નથી. ( અપૂર્ણ.)

---

## હરિસ્મરણનો મહિમા.

ઈશ્વરના અનુગ્રહે કરીને સાંપ્રત કાળમાં, "ઈશ્વર છેજ નહિ, સ્વભાવ માત્રથીજ સર્વ જગત રચાયું છે અને સ્વભાવ માત્રના યોગેજ તેના વ્યાપારો ચાલી રહેલા છે" એમ માનનારા લોકો ભારત વર્ષમાં ઘણા થોડા છે; અને તેવા વિચારના લોકોના બોલવાનું વજન પણ પડી શકે તેમ નથી એ એક સમાધાનકારક વાર્તા ગણાય. નિરીશ્વરવાદીઓ જે શંકાઓ કરે છે તે આ પ્રમાણે છે: "ઇશ્વરમાં સર્વજ્ઞત્વ અને સર્વશક્તિત્વ નથી અને તેથી તેનામાં જગતકર્તૃત્વ હોવાનો પણ સંભવ રહેવા પામતો નથી. કારણ કે સાધારણ એકાદા રાજાને, શિલ્પજનને કે વિદ્વાનને, પોતાના નગરમાંનાં લોકોની સુવ્યવસ્થા અને ઘરો, કિલ્લા ઇત્યાદિ બાંધવામાં અને સર્વ વિદ્વન્મનોરંજક ગ્રંથ અને અધ્યાપન કરવામાં, દીર્ઘકાલપર્યંત ઘણો શ્રમ કરવો પડે છે; અને તેમ છતાં કેટલીકવાર સફલતા પ્રાપ્ત ન થતાં દોષ રહેલા જણાય છે. તો પછી સર્વ જગતની રચનાના કર્તા-ઈશ્વર, કે જેનામાં સર્વજ્ઞત્વાદિક ધર્મ અવશ્ય હોવાજ જોઈએ તે સર્વ શક્તિમાન્ ઈશ્વરથી ઉત્પન્ન થએલાં સર્વ પ્રાણીઓને કોઈપણ પ્રકારનું દુઃખ હોવું નહિ જોઇએ. તથાપિ ઘણાં પ્રાણીઓ દુઃખી અને થોડાંક પ્રાણીઓ સુખી દેખાય છે એમ થવું કિંવા કરવું ઈશ્વરને યુક્ત નથી. કારણ કે તે સર્વનો માતાપિતા રૂપ છે. જેમ પુત્રને સુખ થવા વિષે માતાપિતા યત્ન કરે છે,

તેમ ઈશ્વરે પણ સર્વ પ્રાણીઓને અનાયાસે કરીને સુખ આપવું જોઇએ; દુઃખ શબ્દજ ન રહેવા દેવો જોઈએ. પરંતુ આ જગતમાં એવું થએલું કયાં જોવામાં આવેછે? જ્યારે એમ થએલું જોવામાં આવતું નથી ત્યારે ઈશ્વરનું અસ્તિત્વ માનવું એ મિથ્યા છે." આ શંકાનું સમાધાન જો પુર્વ-કર્મ અને પુનર્જન્મને માનવામાં આવે તોજ ઠીક રીતિએ થઇ શકે તેમ છે. પરંતુ નિરીશ્વરવાદીઓ તો કહે છે કે "મનુષ્યોને કે ઈતર પ્રાણીઓને માટે પૂર્વકર્મ કે પૂનર્જન્માદિ-કશું છેજ નહિ. સૃષ્ટધર્મને તાબે, પ્રાણી માત્રને, ઇચ્છા હોય યા ન હોય તોપણ થવું પડે છે; અને વ્યવહારધર્મનું રક્ષણ કરવામાં ન આવે તો જીવનમાં અનેક પ્રકારની હાનિ ભોગવવી પડે છે. આમ હોવાથી લાભહાનિનો 'દાયક' બીજો કોઈ નથી પણ મનુષ્ય પોતેજ છે. સૃષ્ટધર્મની ઉત્પત્તિ કયાંથી આવી? એવા પ્રશ્નનું સમાધાન, "પદાર્થના ગુણ અને પ્રમાણ-મિશ્રભાવના ચમત્કાર કિંવા અપૂર્વ શક્તિવડે સૃષ્ટધર્મની ઉત્પત્તિ થઇ છે." એમ કહીને નિરીશ્વરવાદીઓ કરે છે. જોકે એમાં કશો સાર નથી, તથાપિ "જગદુત્પત્યાદિક સ્વાભાવિક છે" એજ મહાસૂત્ર નિરીશ્વરવાદીઓનું હોઇને, તેઓના મનથી ઈશ્વરનું અસ્તિત્વ માનવું વ્યર્થ છે! જ્યાં "ઈશ્વરજ નથી" એમ કહેવામાં આવે છે ત્યાં ઘટિત, સયુક્તિક પ્રમાણો પણ નભી શકતાં નથી. તેવા નિરીશ્વરવાદીને માટે આ લેખ નથી એમ અમારે સ્પષ્ટપણે જ-ણાવી દેવું જોઈએ. જે શ્રદ્ધાલુ વિદ્વજ્જનો પૂર્વાપરજન્મ અને મોક્ષના પ્રકા-રને માને છે; અને "क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति" ઇત્યાદિ શાસ્ત્રવચન પર શ્રદ્ધા રાખે છે. એટલે "એક રાજાને ત્યાં અને બીજો ચાંડાલને ત્યાં જન્મ પામે છે તે જન્માંતરના પાપ-પુણ્યનો યોગ છે." "જેવું કારણ તેવું કાર્ય" એમ સમજે છે. તેમના માટેજ આ વિષય લખવામાં આવે છે એમ સમજવું.

સાંપ્રત કાળમાં વ્યવહારને અંગે પણ લોકો વિશ્વાસ બેસાડવા કિંવા સત્ય વાત કહેવરાવવા માટે "હું ઇશ્વરનું સ્મરણ કરીને કહું છું" કિંવા "તું ઇશ્વરનું સ્મરણ કરીને જે હોય તે કહી દે" એવાં વચનો બોલવાનો પ્રચાર પડેલો જોવામાં આવે છે. ન્યાયની કોર્ટોમાં પણ પ્રથમ ધર્મશાસ્ત્રનું પ-વિત્ર પુસ્તક હાથમાં આપીને કિંવા "ઈશ્વરને માથે રાખોને સાચું કહીશ" એવું વચન બોલાવીને પછીથી બીજી હકીકત પૂછવામાં આવે છે. તાત્પર્ય એટ-લોજ કે વ્યવહારમાં પણ ઈશ્વર માનવાની અત્યંત જરૂર છે. કારણકે જો તેમ કરવામાં ન આવે તો સર્વ લોકો ઉચ્છૃંખલ બનીને વ્યવહારનો ઉચ્છેદ કરી

નાંખે. "ઈશ્વર" શબ્દ "इश ऐश्वर्ये એ ધાતુ વડે "स्येशभासपि सकसोवरच्" આ પાણિનિસૂત્ર થકી વરચ્ પ્રત્યય આવીને થએલો છે. એમાં ઐશ્વર્ય એટલે સર્વશકિતયુકતત્વ-એવો અર્થ સમાયલો છે. એ સર્વશકિત, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયકર્તૃત્વરૂપ છે; અને તેનેજ ઈશ્વર કહેવામાં આવે છે. ભૂમ્યાદિકના રાજાઓને ઈશ્વરનું કાંઈક સાધર્મ્ય હોવાના કારણે વિદ્વાનો "દેવાંશી" "અધીશ" "અધિરાજ" આદિ વિશેષણો લગાડે છે; પરંતુ તેઓ ગૌણ પંક્તિએ મનાય છે. ઈશ્વરની અપૂર્વ શકિત ઇતર દેવ-મનુષ્યાદિમાં ન હોવી જોઇએ એ સ્પષ્ટ સમજાય તેવી વાર્તા છે. અવિદ્યા, અહંકાર, રાગ, દ્વેષ, અને મરણ, ભય ઇત્યાદિ કલેશ; તજ્જન્યકર્મો; તેનાં જન્મ, આયુષ્ય અને ભોગાદિ ફળો; અને આવતા ભવમાં જન્મનું કારણ થનાર સંસ્કારરૂપ વાસના; એ પ્રકાર ઈશ્વર સિવાય સર્વ પ્રાણીઓમાં હોઇને ઈશ્વર એ સર્વથી ભિન્ન પરમાત્મા છે. એમાં "आत्म" શબ્દ "अत सातत्यगमने" એ ધાતુથી मनिन् પ્રત્યય કરવાથી નિષ્પન્ન થએલો છે. એ ઉપરથી સતત ગમન એટલે નિત્યજ્ઞાન એ ઈશ્વરનું સ્વરૂપ સિદ્ધ થઇ શકે છે. જીવને પણ આત્મા કહેવામાં આવે છે; અને તેને પણ સતત-ક્ષણિક-જ્ઞાન થાય છે. ગાઢ નિદ્રામાં પણ તેને જ્ઞાનનો આભાસ થયાં કરેછે, તથાપિ તેનામાં જે ઈશ્વરના કરતાં ન્યુનતા છે તે માત્ર કર્મ-જન્ય આવરણો છે. એવું આવરણ ઈશ્વરને ન હોવાના કારણથી તે પરમાત્મા કહેવાય છે. આત્મા કર્મ કરીને ઉપાધિમાં પડે છે. ઈશ્વરમાં કર્તૃત્વ હોવા છતાં તેને કશી ઉપાધિ કે બંધન રહેવા પામતું નથી. આત્મા જીવકોટીમાં પડયા પછી તેને તેની વાસ્તવિક સ્થિતિનું ભાન રહેતુ નથી. ઈશ્વર તો સર્વજ્ઞ છે એ જ્ઞાનબલ અને નિશ્ચયબલના યોગે "કર્મ કરીને કર્મનો ક્ષય" થયા પછીજ દેહધારી આત્મા ઐશ્વર્યને પામી શકે છે. આત્મા પરત્મામાં આટલો તફાવત રહેલો છે. પરમાત્મા સતત જ્ઞાનસ્વરૂપ અખંડ એકરસરૂપ છે. જ્યારે આમ છે ત્યારે થોડાં જનો સુખી અને ઘણાંજનો દુઃખી એવું જગતમાં વૈચિત્ર્ય કેમ જોવામાં આવે છે? આ પ્રશ્નોનો ઉત્તર એટલોજ છે કે શાસ્ત્રદૃષ્ટિથી જોતાં "થોડાંજનો સુખી" એ શંકા, ઈશ્વર નહિ માનનારા લોકોની સંગતિથી કિંવા દુઃખવડે કાયર થએલા હૃદયની ઉદ્વિગ્નતાથી, ઇશ્વરને માનનારા લોકોમાં પણ ઉપજે છે; પરંતુ એ માત્ર ભ્રાંતિ છે. કારણ કે જેઓને ઘણો સાધુ સમાગમ થએલો હોય છે, અને જેઓએ બહુ શાસ્ત્રપરિશીલન કરેલું હોય છે, તેમની એવા પ્રકારની ભ્રાન્તિ રહેવા પામતી નથી. બહુ જલદીથી તેમની એ ભ્રાન્તિનો

નાશ થાય છે. શાસ્ત્રરીતિએ સર્વ બ્રહ્માંડની રચના મનમાં લાવીએ તો તેમાં મૃત્યુ લોક એક ઘણોજ ન્હાનો ભાગ છે; તેમાંના પ્રાણીઓ પણ સ્વર્ગ લોકાદિગત દેવાદિક કરતાં ઘણાં થોડાં છે. મૃત્યુ લોકનાં માનવીઓમાં જેઓ ઈશ્વરોપદિષ્ટ સત્કર્મો કરતા નથી, અસત્યથી વર્તે છે, અને પોતાના શારીરિક કે માનસિક બળનો દુરૂપયોગ કરી નિરપરાધી પણ નિર્બલ એવાં જનોનો છલ કરે છે, તેઓ "કર્યાકર્મ"નું ફળ ભોગવે છે તેમાં કશો પણ શક નથી. તથાપિ નિરપરાધી છતાં બળવાન જનો તરફનું વિના કારણે કષ્ટ સહન કરે છે, તેઓના દુઃખનું નિવારણ ઈશ્વર કરી શકતો નથી, કારણ કે દુઃખભોગ પુનઃ દુઃખપ્રાપ્તિ ન થવા માટે વૈરાગ્યનો સંપાદક છે; જેમ શિષ્યને વિદ્યા પ્રાપ્ત થવા માટે ગુરૂ શિક્ષા કરે છે અને શિક્ષા ભોગવનાર શિષ્ય વિદ્વાન થાય છે. પણ જે શિષ્ય ગુરૂની શિક્ષાથી ત્રાસ પામે છે તે મૂર્ખ અને દુઃખી નિવડે છે. આમ હોવાથી ગુરૂશિક્ષા અપકારક નથી પણ ઉપકારક છે એમ સમજવું ઘટે છે. આના સંબંધમાં પાતંજલભાષ્યમાં કહેવામાં આવેલું છે કેઃ—"सामृतैःपाणिभिर्घ्नन्ति गुरवो न विषोक्षितैःलालनाश्रयिणो दोषा स्ताडनाश्रयिणो गुणाः ॥" જે જનો અહીં ઈશ્વરોપદિષ્ટ માર્ગને અનુસરી સત્યથી વર્તે છે, અને સર્વદા પરોપકાર કરે છે, તેઓ દેવત્વાદિ પ્રાપ્ત કરી ચિરકાળ સુખજ ભોગવતા થાય છે. જે શિષ્ય વિદ્યાગ્રહણ કાળમાં શ્રમ કરે છે, તેને સુખકર વિદ્યા પ્રાપ્ત થાય છે; અને જે તે શ્રમથી કંટાળો કે ત્રાસ પામે છે, તે દાસત્વાદિપ્રયુકત દુઃખ યાવજજીવ ભોગવતો થાયછે.

આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે આ જગતમાં ઉન્નત અવસ્થા અર્થે પણ એટલી દુઃખરૂપી શિક્ષા હોવીજ જોઇએ. ઉષ્ણ તાપમાં ફર્યા વિના શિતળ છાયાનું સુખ સમજી શકાતું નથી. દારિદ્રય વિના શ્રીમંતાઇનું ભાન આવતું નથી. ભુખ વિના આહારની કિંમત જાણી શકાતી નથી. અંધકારનો અનુભવ લીધા વિના પ્રકાશની ખુબીનો ખ્યાલ આવી શકતો નથી. તેવીજ રીતે દુઃખ વિના સુખનું મૂલ્ય જાણવામાં આવી શકતું નથી. કોઇ કહેશે કે પરમેશ્વર સર્વશક્તિમાન છે અને તેથી દુઃખ થાય એવા પદાર્થોજ તેણે ઉત્પન્ન કરવા ન હોતા ! વાત ખરી છે, પણ પદાર્થોની ઉત્પત્તિમાંજ કાંઈ સુખદુઃખ સમાયેલાં નથી. સુખ દુઃખનું કારણ તો મનુષ્યના ઘેલા—વિક્ષિપ્ત મનથીજ ઉત્પન્ન થવા પામે છે. પ્રાણી-પદાર્થ પ્રત્યે બંધાતી મનની આસક્તિ કિંવા પ્રાણી પદાર્થ પ્રત્યે ઉપજતી વૈરાગ્ય વૃત્તિ એજ દુઃખ કે સુખની જનેતા છે. મિથ્યા- અસત્ વ્યાપાર દુઃખનું મૂલ છે. દુઃખ કાંઇ ઈશ્વર આપતો નથી અને તેમ છતાં તે સર્વ

નિયંતા છે. કોઈ કહેશે કે જ્યારે એમ છે ત્યારે, અસત્ કાર્ય કરવાની તેણે શા માટે બુદ્ધિ આપી ? ઉત્તરમાં એટલુંજ કહેવું બસ થશે કે ઈશ્વર સર્વશક્તિમાન છે. સર્વ પ્રસિદ્ધ શક્તિનો તે નિયામક છે. જે શક્તિ આપણા જાણવામાં નથી તે શક્તિ વિષેનો વિચાર કરવો અનુપયોગી ગણાય. "ઇશ્વરે ફલાણું કેમ ન આપ્યું ?" એ કલ્પના ભૂલ ભરેલી એટલાજ માટે છે કે "કેમ ન આપ્યું ? તે આપણે જાણતા નથી. જે આપ્યું છે તેના મહિમાનો પાર નથી; જે આપ્યું છે તેવું બનાવવાને કે બીજાને આપવાને આપણે પોતે સમર્થ નથી; તો જે આપ્યું છે તે વડેજ "ઈશ્વર સર્વ શક્તિમાન્ છે" એવું શું સિદ્ધ થઇ શકતું નથી ? જે કારણે ફલાણું આપ્યું નથી તે કારણ કેમ જાણ્યું કે ઈશ્વરથી અજાણ્યું છે ? ઈશ્વરની કર્તૃત્વશક્તિવિષેની આપણી અજ્ઞાનતા વડે આપણે ઈશ્વરનો દોષ કહાડીએ એ મૂર્ખત્વ નહિતો બીજું શું સમજવું ? મનુષ્યને શિંગડાં આપ્યાં હોત તો શત્રુને મારવા થાત; અને પુંછડું આપ્યું હોત તો શરીર પર બેસતી માખીઓ અને મચ્છર ઉડાડી શકાત. પણ એ પશુઅંગની ઇચ્છા મનુષ્યના સંસ્કારી હૃદયમાં થવી સંભવતી નથી. એ કલ્પના તો જડબુદ્ધિના માનુષપશુના મગજમાંથીજ નીકળી શકે ! ! શિગડાં અને પુછડું મનુષ્યને ઇશ્વરે આપ્યાં નથી તેથી કાંઇ ઈશ્વરત્વને બાધ આવતો નથી. " बुद्धिःकर्मानुसारिणी " એ શાસ્ત્રવચનનો તાત્પર્ય યથાર્થ રીતિએ સમજવો ઘટે છે. અસત્કર્મો કરવા પ્રવૃત્ત થવું એ ઈશ્વરનો નહિ પણ મનુષ્યનોજ દોષ છે. કર્મ કર્યા પછી પશ્ચાતાપ થવો, યોગ્યાયોગ્ય વિચારનિર્ણય થવો, એ કાર્ય જો બુદ્ધિનું છે; તો અસત્કર્મ નહિ કરવું એ પણ બુદ્ધિને આધીન છે. છતાં મનુષ્યો કરે છે અને તેથી સારું અને નઠારું-બન્ને કાર્યો બુદ્ધિ વડે થાય છે એમ સિદ્ધ થાય છે. તો બન્ને માટે ઈશ્વરને દોષ આપવો શું યોગ્ય છે ? જણે સારું કાર્ય કરવાની બુદ્ધિ આપેલી છે તેનાથી નઠારું કર્મ કરવાની બુદ્ધિ અપાય તો તે પ્રકાશમાં અંધકાર હોવાની ભ્રાન્તિ સરખો પ્રકાર ગણાય. સર્વ જનોને સરખી સુખદ સ્થિતિ પ્રાપ્ત થવાનો પણ સંભવ નથી. કારણ કે તેમ થવાથી સ્વામિભૃત્યાદિક ધર્મનો ઉચ્છેદ થાય તેમ છે. વળી એમ થવાથી મહત્વપ્રયુક્ત સુખ કોઇને પણ મળી શકે નહિ. જો કોઇ એમ કહે કે " મહત્વપ્રયુક્ત સુખ નહિ જોઇએ, આત્મા આનંદમાં રહે એટલું થયું." તો તે ઠીક છે કારણ કે સંસારપરની આસક્તિ તજી દીધાવિના આત્માનંદી થવાતું નથી. (અપૂર્ણ.)

---

# वेदधर्म सभाना तंत्री रा. रा. केशवलाल हरिराम भट्टनुं जीवनचरित्र.

(શ્રદ્ધાંજલિ)

સંધ્યાકાલે મૃદુ નજરથી જગતને જોતું જોતું,
ચાલ્યું જાયે દિનકરતણું બિમ્બ ક્ષિતિજમાંથી.
ચાલ્યું જાવું ! જગપતિ તણી એવી ઇચ્છા હશે હા !
ઝાંખું તોએ જગત સઘળું શોક ધારી બને કાં ? ૧
સુખે દુઃખે ધિરજ ધરીને એક રૂપે રહેવું,
ને અન્તે તો સુખ દુઃખ કશી વસ્તુઓ છેજ નહિ, એ
બહુ વેળાએ મૃદુ નજરમાં બોધ રેલી રહેતો
તે સૌ ભૂલી દિનપતિ જતાં જગત ઝાંખું બને કાં ? ૨
ભાસે જે આ જગત નજરે ઉગવું અસ્ત થાવું,
તેતો મિથ્યા દિનપતિ જુએ એક રૂપે રહેતાં.
કો વેળાએ ધુળ ધુંમસ કે વાદળાંથી છવાયો,
ઝાંખો ભાસે મનુજ નજરે નેત્રનો દોષ એતો. ૩
હા, હા, તોએ પણ દૂર જતાં નેત્રને દોરનાર
પેલું મીઠું મૃદુ નજરનું દિવ્ય સદ્બોધ-તેજ,
ઝાંખું થાયે જગત સઉ આ શોક છાયા છવાયે ;
જો તું સૌ એ મૃદુ નજરથી ભાનુનું બિમ્બ જાયે. ૪
જાયે અન્તે જગપતિ તણી એવી ઇચ્છા ગણીને;
જો ! જો ! તેનાં મૃદુલ કિરણો અભ્રમાં કંઇક થંભે.
થંભે છે આ કિરણ રવિનાં બોધ દેવા મનુને,
નિત્યે આજ્ઞા જગપતિ તણી લક્ષ્યમાં રાખવી એ. ૫
સુખે દુઃખે ધિરજ ધરીને એક રૂપે રહેવું,
ને અંતે તો સુખ દુઃખ કશી વસ્તુઓ છેજ નહિ, એ
કહેતું કાંઇ મૃદુ નજરથી મૃદુ આશ્વાસ દેતું
અન્તે આજ્ઞા પ્રભુની ગણીને ભાનુનું બિમ્બ ચાલ્યું. ૬

પુષ્પો વેરી તરૂવર જતા ભાનુને આ વધાવે,
અર્પે છે આ મુનિવર સ્તવી અર્ઘ્યની અંજલી, તો
હું એ અર્પું મુજ હૃદયની પ્રેમ–શ્રદ્ધાંજલીઓ. ૭

## [1] ઉપોદ્ઘાત.

કાળની અનંતતા તરફ મનુષ્ય જ્યારે દ્રષ્ટિ ફેંકે છે, ત્યારે તેને પોતાનું જીવન અલ્પ અને ક્ષણિક જણાય છે. ઘણા લાંબા ફેરફારોથી બદલાતો જમાનો પળે પળે બદલાતો તેની નજરે પડે છે. મનુષ્યજીવન અલબત્ત આ પ્રમાણે એક પળનો ચમકારો માત્ર છે; પરંતુ તેટલા સમયમાં પણ સત્ય સમજાય તો તેનો ઉપયોગ જેવો તેવો નથી. સત્યની જીજ્ઞાસા ધરાવનારને આ એક પળ પણ યુગ જેવી છે; અને બેદરકાર અંધતમ મનુષ્યોને માટે તો અનંત યુગ પણ ખુટી પડે એમ છે. બેશક સત્યની જીજ્ઞાસા દુર્લભ છે અને એટલા માટેજ શ્રેષ્ઠ છે. સત્યજ્ઞાન અને તદનુસારવર્તન પરથીજ મનુષ્ય જીવનની સફલતાનું માન થાય છે. આવા એક સફલ પવિત્ર જીવનનો આલેખ અમે કંઇક ખેદ અને સંતોષની સાથે અમારા સુજ્ઞ વાચકોની સમક્ષ મુકીએ છીએ. સત્પુરૂષના જીવનમાંથી જે જોવાનું અને લેવાનું છે તે સઘળું જોઇ લેવાનો અમને અવકાશ મળ્યો નથી, અને તેથી આ આલેખ એ જીવનને અનુરૂપ થશે કે કેમ એ અમને શંકા રહે છે; તોપણ અમે જે થોડું પણ જોઇ શક્યા છીએ તે અમારા સુજ્ઞ વાચકની સમીપ આ આલેખના રૂપમાં મૂકતાં અમને કંઇક સંતોષ થાય છે.

## જીવનચરિત્ર.

પોરબંદરમાં [2]પ્રશ્નોરા નાગર જ્ઞાતિના વ્યાસ જગજીવનને [3]જીવનરામ

---

૧ આ ટુંકા જીવનના આરંભે ટુંકો પણ ઉપોદ્ઘાત આપવાની અમને સહજ ઈચ્છા થાય છે. આશા છે કે સુજ્ઞ વાચક તેને અનુચિત નહિ ધારે.

૨ નાગરના છ વર્ગમાં પ્રશ્નોરા નાગરનું મંડળ બહુ ટુંકું છે; અને તેનો ઘણો ભાગ ગુજરાત અને ખરેખરી રીતે કહીએ તો કાઠિઆવાડ (સૌરાષ્ટ્ર)માં વસે છે. ઈંગ્રેજી રાજ્યના ઉદય પેહેલાં આ જ્ઞાતિ ભરતખંડના કોઇ ઉત્તર ભાગમાંથી કાઠિઆવાડમાં આવી વસેલી જણાય છે. પ્રશ્નોરા નાગર મુખ્યત્વે સારા વિદ્વાન અને સુઘડ છે; અને બહુધા કથા તથા વૈદાથી પોતાની ઉપજીવિકા ચલાવે છે.

૩ જીવનરામ વ્યાસને બે પુત્ર–એક બ્રહ્મનિષ્ઠ પંડિતજી જયકૃષ્ણ તથા બીજા રા. વૈદરાજ પ્રભુરામ–છે. તે બન્નેનો નિવાસ હાલ કેટલાંક વર્ષ થયાં મુંબાઇમાં છે, અને કેશવલાલભાઈની પાછલી બધી વયનો તેમની સાથેનો સંબંધ જે અમે અગાડી બતાવીશું તે આ તેમના મોસાળના સંબંધને લીધેજ થએલો.

અને પુરૂષોત્તમ નામે બે પુત્ર હતા. પુરૂષોત્તમ વ્યાસને એક પુત્ર તથા એક પુત્રી થયાં. પુત્રનું નામ આદિત્યરામ અને પુત્રીનું નામ ઝવેર હતું. ઝવેરનું લગ્ન મોરબીમાં ભટ્ટ હરિરામ ઉર્ફે છોટાભટની સાથે થયું હતું; અને તેમને પેટે કેશવલાલભાઇનો જન્મ થયો હતો. કેશવલાલ ભાઇની બાલ્યાવસ્થા બહુધા રમતમાં ગએલી, અને યજ્ઞોપવિતસંસ્કાર સુધી કે ત્યારપછી પણ એટલે લગભગ અગીઆર વર્ષની વય સુધી તો તેમને બિલકુલ વાંચતાં કે લખતાં આવડતું ન હતું. મહોલ્લામાં કે ગામ બહાર પણ સમવયસ્ક બાળકોની સાથે તેઓ રમતમાં દાખલ થતા. પોતે દુઃખ સહન કરવા છતાં બીજાનું હૃદય લેશ પણ ન દુઃખવવું એવી એક હૃદયની શુદ્ધ સ્નેહની લાગણીથી, તેઓ સર્વની સાથે વર્તતા; અને આથી, રમતમાં જો કે તેઓ તેમની મૂળની થંડી પ્રકૃતિને લીધે આગળ પડી શકેલા નહિ, તોપણ તેમના હૃદયની સર્વ પ્રત્યેની એક શ્રેષ્ઠ સ્નેહની લાગણીને લીધે, એકેએક બાળક તેમને ચહાતો હતો. કેમકે નિર્દોષ બાળક અંતઃકરણો શુદ્ધ સ્નેહની પરીક્ષા જલદી કરી શકે છે. જે રમતમાં કેશવલાલભાઇ હાજર ન હોય તેમાં તેઓ આનંદ જોઇ શકતા નહિ; અને તેથી ક્વચિત્ તેમની ઇચ્છા ન હોય ત્યારે પણ આગ્રહથી તેઓ તેમને રમતમાં તેડી જતા, અને પોતાને જોઇતો આનંદ મળે તેથી, તે આનંદ જેની તરફથી મળે છે તેની તરફ માનની નજરથી જોતા. આ માનપૂર્વક મિત્રતાનો સંબંધ વય વધતાં ઓછો ન થતાં વધતો ગયો હતો; સન્મિત્રની મિત્રતાનું એજ લક્ષણ છે.

પણ જે ઉચ્ચહૃદય આમ શાળા કે ગુરૂમુખની કેળવણીથી કેવલ દૂર રહે છે, તેને માટે પણ કેળવણીનાં સર્વ દ્વાર ઈશ્વરે બંધ કીધેલાં નથી. અક્ષરો ઓળખવા કે "મા બા છે" વગેરે વાંચતાં શીખવું એ કાંઇ કેળવણી નથી. બેશક ભાષાથી—પુસ્તકો વાંચવાથી—આપણને બીજાના વિચારોનો લાભ મળે છે. એટલુંજ નહિ, પરંતુ બીજાના વિચારો જાણવાથી આપણા વિચારોના સત્યાસત્ય અંશનું પ્રથક્કરણ યોગ્ય રીતે કરી શકીએ છીએ. તોપણ હૃદયનું સંવર્ધન ભાષાથી નહિ પણ વિચારથી થાય છે; અને જે શબ્દોચ્ચાર કે વાક્યાવલિથી કંઇ પણ વિચાર પ્રતીત થતો નથી, તે આ અર્થે કેવલ નિરૂપયોગી છે. જગત્કર્તાની વિચિત્ર સૃષ્ટિમાં બુદ્ધિમાન હૃદયને પળે પળે નવું નવું જોવાનું અને જાણવાનું મળી આવે છે; અને કેવલ હકીકતનું જ્ઞાન નહિ, પણ આ સૃષ્ટિરચનામાં, મહાન્ સૃષ્ટિયંત્રને ચલાવનાર એક ગુપ્ત શક્તિ—સ્રષ્ટા—ઈશ્વરની છાપ

જોઇ, મનુષ્યહૃદયમાં ધર્મની જીજ્ઞાસા પણ ઉત્પન્ન થાય છે. પણ બાળક અંતઃકરણને સમગ્ર સૃષ્ટિનું અવલોકન કરવાની શક્તિ નથી; અને તેથી આજુ બાજુના સંસાર પરથી બાળકની પ્રકૃતિ ઘડાય છે. રા. કેશવલાલભાઇની પ્રકૃતિના બંધારણમાં જે સાધનોએ સહાયતા કરી છે તે સંબંધી વિચાર કરતાં, તેમની કૌટુમ્બિક તેમજ જ્ઞાતિ સંબંધી સ્થિતિને લીધે, તેમના માનસિક જીવનમાં જે અસર થએલી છે તે તપાસવાની જરૂર છે.

પવિત્ર આત્મામાં ધર્મશ્રદ્ધાનો ઉદ્‌ભવ સહજ થાય છે; પરંતુ આ ધર્મ શ્રદ્ધાને પણ ઓછી વત્તી સ્થિતિની અસર લાગ્યા વિના રહેતો નથી. જ્યારે સં. ૧૯૦૭ માં કેશવલાલભાઇનો મોરબીમાં જન્મ થયો, ત્યારે ઇંગ્રેજી રાજ્યનો ઉદય હજી થતો હતો; ઇંગ્રેજી કેળવણી તથા ઈંગ્રેજી સુધારાનો ઉદય હજી તેના ગર્ભમાં હતો; અને કાઠિઆવાડમાં તો તેનાં કિરણો જણાયાં પણ ન હતાં. જ્ઞાતિબંધનની સખત રૂઢિઓમાં હિંદુ પ્રજાનાં અંતઃકરણો એક હજાર વર્ષ થયાં કેળવાએલાં હતાં; અને જ્ઞાતિની શ્રેષ્ઠ ગણના આચારની શ્રેષ્ઠ ગણના પરથી નિર્ણિત થતી હતી, એટલુંજ નહિ પણ બાહ્યાચારપરથી કોઈ અમુક માણસની આંતર ધર્મશ્રદ્ધાનો નિર્ણય કરતાં, આચારવિમુખતા તે ધર્મવિમુખતા સમજવામાં આવતી. પ્રશ્નોરા નાગર જ્ઞાતિ આચારમાં સર્વથી શ્રેષ્ઠતાનું અભિમાન અદ્યાપિ ધરાવે છે; અને તે અભિમાન તે સમયે પણ હતું. પોરબંદરમાં વ્યાસજીનું ઘર આચારમાં શ્રેષ્ઠ ગણાતું હતું; અને તેમાં પણ પુરૂષ વર્ગ કરતાં સ્ત્રી વર્ગ આચારને અંતઃકરણપૂર્વક ચહાતો હતો. કેશવલાલભાઇનાં માતુશ્રીમાં પોતાના પિયરની આ સર્વ રીતભાત ઉતરી આવી હતી. કેશવલાલભાઇના પિતા પણ સ્વધર્મનિષ્ઠ હોઇ આચારને માન આપતા હતા; કોઇ પણ શૂદ્ર કે મુસલમાનના સ્પર્શથી તેઓ પોતાનાં સર્વ વસ્ત્રો બોળતા અને સ્નાન કરતા. આથી આ નાના કુટુંબમાં ઇશ્વરભક્તિ અને આચારની રીતભાતનું એક બંધારણ જોવામાં આવતું હતું; અને તેની છાયા કેશવલાલભાઇના બાળક અંતઃકરણમાં જેવી ને તેવી પડી હતી.

બીજી રીતે હરિરામ ભટ્ટના કુટુંબની સ્થિતિ સાધારણ હતી; અને જ્ઞાતિમાં તેમની પ્રતિષ્ઠા સારી હતી. ભટ્ટજી હરિરામ ધર્માચરણમાં કુશળ અને સંસ્કૃત સારૂં ભણેલા હતા, તેમની રીતભાત પ્રતિષ્ઠિત અને માયાળુ હતી, અને કથા વાંચીને પોતાનું ગુજરાન ચલાવતા હતા. તેમની ઇચ્છા કેશવલાલભાઇને સંસ્કૃત ભણાવવાની હતી; અને પુત્ર જ્ઞાતિમાં પ્રતિષ્ઠિત અને બે અક્ષર

ભણેલો ગણાય એ જોવાને તેમની આશા આતુર હતી. બેશક કેશવલાલભાઇના જીવનમાં તેમની આ આશા તો સર્વાંશે સફલ થએલી ગણાય; અને તે આપણે જોઇ શકીએ છીએ. તોપણ હજી બાળપણ હતું; અને જીવનનો પ્રવાહ ભવિષ્યને માટે કયે રસ્તે પડશે તે નિર્ણિત ન હતું. હજી જીવનના ભૂતકાળને સંભારી રાખવાની કાંઈ દરકાર ન હતી; જે ગંભીર જીજ્ઞાસા આત્મામાં તનમનાટ મચાવી મૂકે છે, અને તેને કંઇ કંઇ કાર્યમાં પ્રેરે છે, તેણે હજી પોતાને માટે ભવિષ્યનો માર્ગ જોયો ન હતો; અને આમ વર્તમાન રમત ગમતના આનંદમાં તેમનું હૃદય દોરાતું હતું. તોપણ આ આનંદ કરતાં બીજો કોઇ ઉચ્ચતર નિત્યનો આનંદ હોવો જોઇએ એવી કોઇ ન સમજી શકાય એવી શ્રદ્ધાથી તેમની જીજ્ઞાસા પ્રસંગોપાત્ત તેમને ગંભીર વિચારમાં નાંખતી. રમતના તુચ્છ અને ક્ષણિક આનંદ કરતાં બીજો કોઈ શ્રેષ્ઠ અને ચિરસ્થાયી આનંદ હોઇ શકે, અને તે મેળવવાની તેમના આત્માની કોઈ ગુપ્ત પ્રવૃત્તિમાં એકતાને લીધેજ, બાળપણની રમતોમાં પણ આપણે તેમના હૃદયનો ઉત્સાહ જોઈ શકતા નથી. અગરજો તેમના હૃદયની સરલતા અને સર્વની તરફ તેમની એક સરખી શુદ્ધ સ્નેહની લાગણીને લીધે, તેઓ સર્વ પરિચિત બાળમિત્રોને ચહાતા હતા; અને એ બાળમિત્રોએ તેનો યથાશક્તિ પ્રતિધ્વનિ પણ કરેલો, તો પણ તેમની રમતમાં તેમણે અંતઃકરણના ઉત્સાહથી ભાગ લીધો હોય એવું કદાપિ બન્યું નથી. કવચિત્ અનિચ્છાપૂર્વક ભાગ લીધેલો પણ ઘણી વખત તો જ્યારે બીજા રમે ત્યારે પોતે દૂર ઉભા રહી માત્ર જોતા; અને બાળકોના સ્વભાવનું નિરીક્ષણ કરતા. મનુષ્યસ્વભાવના અવલોકનની શરૂઆત આ રીતે બાળપણથીજ થએલી, અને તેણે તેમની કવિત્વશક્તિને એક સારો લાભ કરેલો છે. પરંતુ તે આપણે આગળ જોઈશું.

અગીઆર વર્ષની વયે આ મોરબીની બાળરમતોનો અંત આવ્યો; અને સં. ૧૯૧૮ માં તેઓ પોરબંદર આવ્યા, અને મામાને ઘેર રહી સંસ્કૃત અભ્યાસ શરૂ કર્યો. પણ રમતીઆળ મિત્રોનો સહવાસ અહીં ન હતો એમ નહિં; તેઓ પણ તેમને તેવીજ રીતે ચહાતા હતા. પોરબંદરમાં કેશવલાલભાઇ ચાર વર્ષ રહ્યા અને તેનું પરિણામ માત્ર એ થયું કે સંસ્કૃત અભ્યાસમાં તેમનો પ્રવેશ થયો; અને આગળ ચાલુ રહ્યો. સં. ૧૯૨૨ માં તેઓ મોરબી આવ્યા ત્યારે હજી તેમનો સંસ્કૃત વ્યાકરણમાં પ્રવેશ માત્ર થયો હતો. અગરજો મોરબીમાં આવ્યા ત્યાર પછી પણ તે આગળ ચાલુ રહ્યો, અને સં. ૧૯૨૪

તેમના મામા બ્રહ્મનિષ્ઠ પંડિતજી જયકૃષ્ણ જીવનરામની સાથે જ્યારે તેઓ મુંબાઇ આવ્યા ત્યારે, તેઓ શ્રીમદ્ ભાગવતનો અભ્યાસ કરતા હતા, તોપણ આ અભ્યાસ અખંડિત અને અંતઃકરણપૂર્વક ન હતો; અને એ પણ કહેવું જોઈએ કે કેશવલાલભાઇની વિદ્વત્તા, ઘણા મોટા પુરૂષોના જીવનમાં બને છે તેમ, ઘણે ભાગે પુસ્તકોના અભ્યાસની નહિ પરંતુ તેમના આધ્યાત્મિક વિચારો અને મનુષ્ય સ્વભાવના સૂક્ષ્મ નિરીક્ષણની હતી.

સં. ૧૯૨૪ માં મુંબાઇ આવ્યા અને લગભગ એક વર્ષ ત્યાં રહ્યા. વિશાળ પ્રદેશના અવલોકનથી મનુષ્યના હૃદયનો વિકાસ થાય છે; અને આ હૃદયવિકાસનો આરંભ કેશવલાલભાઇના જીવનમાં અત્યારથી થયો. આ હૃદયવિકાસની સાથે તેમના જીવનના જે ઉમદા ગુણો આપણે પાછળના જીવનમાં સ્પષ્ટ જોઈ શકીએ છીએ, તેનો પણ વિકાસ થવા લાગ્યો. આ ગુણોનું બીજ આજુબાજુના સંસાર પરથી ઘડાયું હતું. કેશવલાલભાઈનો અત્યાર સુધીનો ઘણોખરો પરિચય પોતાના જ્ઞાતિમંડળમાંજ હતો. તેમની પ્રકૃતિના બંધારણમાં આ પરિચયે સારી અસર કરેલી છે. આ અસર તપાસતાં આપણે એ જ્ઞાતિમંડળ વિશે બે બોલ બોલીએ તો કહેવું જોઇએ કે, પ્રશ્નોરા નાગર જ્ઞાતિએ, અગર જો, બીજી કેટલીક નાગર જ્ઞાતિની માફક, કાઠિઆવાડની રાજ્યખટપટોમાં ક્વચિત્જ ભાગ લીધો છે; તોપણ નાગરજ્ઞાતિને યોગ્ય તેની સઘળી રીતભાત સુઘડ અને પ્રતિષ્ઠિત છે, તેમજ વિદ્વત્તા, ડાહપણ, વિચાર અને કાર્યદક્ષતા ઈત્યાદિ મનુષ્ય જીવનના ઉજ્વલ અને શ્રેષ્ઠ ગુણોમાં તે સારી રીતે કુશળ છે. આ સર્વ ગુણોનું બીજ કેશવલાલભાઇના વિમલ અંતઃકરણમાં બાળપણથી રોપાયું હતું; અને ઈશ્વરકૃપાએ વધતી જતી ધર્મશ્રદ્ધાથી પોષણ પામી ખીલતા જીવનમાં તેનો યોગ્ય વિકાસ થવા લાગ્યો હતો.

એક વર્ષ પછી મુંબઈ છોડી મોરબી આવ્યા. આ વખતે સંસ્કૃત અભ્યાસ સાધારણ રીતે સારો થએલો હતો, પણ મોરબીમાં આવ્યા પછી તેમને ગુજરાતી અભ્યાસ કરવાની ઈચ્છા થઈ, અને સં. ૧૯૨૫ માં લગભગ ૧૮ વર્ષની ઉમરે ગુજરાતી ત્રીજા ધોરણમાં દાખલ થયા. હિસાબ, નામું, વગેરે કેટલુંક વ્યવહારોપયોગી જ્ઞાન અહીં મળ્યું એટલુંજ નહિ, પણ જૂની પદ્ધતિના સંસ્કૃત જ્ઞાનમાં અર્વાચીન પદ્ધતિનું ગુજરાતી જ્ઞાન મિશ્ર થતાં હૃદય સંસ્કારી થયું. પણ હવે મિત્રોની રમત ખરી ગઇ અને તેમના અંતઃકરણમાં ભવિષ્યના જીવનને માટે કોઈ અમુક માર્ગ નિર્ણિત કરવાની ઈચ્છા થઈ.

आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૪ મું. વૈશાખ, સંવત્ ૧૯૫૨. અંક ૭ મો.

॥ यतो धर्मस्ततो जयः ॥



## निर्दोष आनंद.

( वसततिलका. )

जो, चंद्र आ स्मितप्रभा जगमां प्रसारे,
आ मंद वायुलहरी सुख शान्तिमां व्हे,
गंभीर मीठुं उदधी कंई गान मांडे,
आ कुमळां रसिक पुष्प हसे-रमे छे,
आ वृक्ष शान्त झरणां पण शान्तिमां व्हे,
सृष्टि वधी अकथ शान्ति विषे रमे छे,
जोता मृदु नजरथी कंइ तारलाओ
धीमे वहे गगनमां सुख शान्तिमां जो,
सौंदर्य खीलीं हसतुं वधतुं जणाय,
आनंदनां सकळ सत्व सुगान गाय.
भूतस्थिति भूली जई विसरी भविष्य
आ वर्तमान सुखमां सउ सृष्टि लीन.
ढंकायलो उर प्रपंच तणा पडे जे,
आनंद, गुप्त मनुथी अहीआं रमे छे
ढोळी दीधुं विमल कोई पीयूष संधे,
छुपु करे जगत पान रमे लहेरे.
ओ उंघता हृदय मानव! जागी जो तुं
केवी मधूर छबी ! अमृतपान केवुं !
जो ! जो ! लगार घडीवार शके तुं जोई
निर्दोषता उर-प्रपंचथी भिन्न आवी.

# આપણો ઉદય કેમ થાય?

( સાંધણ પાને ૧૩૩ થી ચાલુ. )

આપણા સદુદ્યોગ માટે જે લખવાનું હતું તે લખાઇ ગયું છે. લખનારના જાણવામાં છે કે ચર્મચક્ષુથી જોનારા મારા કેટલાક મિત્રો આ વિષયને હાસ્યાસ્પદ માનશે; પરંતુ આપણો અભ્યુદય કેમ થાય તેનું ખરૂં તત્ત્વ જાણનારાઓ તેથી અવશ્ય સંતોષ પામશેજ. જ્યાં સુધી ઉપર લખવા પ્રમાણે સદુદ્યોગ કરાયો નથી, ત્યાં સુધી જે અનુમાન બંધાય તે ખોટાં ન કહી શકાય; પણ જ્યારે ખરો અનુભવ લેવાય ત્યારે પછી કોનું અનુમાન ખરૂં પડે છે તે સિદ્ધ થાય એમ છે. માટે હવે આ પ્રસંગે તે વિષે વધારે કાંઇ પણ લખવું અયોગ્ય ધારૂં છું.

## तप.

અભ્યુદયનો જે માર્ગ છે તે માર્ગે ચાલતાં અનેક અંતરાયો અને કષ્ટ આવે છે મહાકવિ ભારવી લખે છે કેઃ—

**श्रेयांसि लब्धुमसुखानि विनान्तरायैः**

"અંતરાયો આવ્યા વિના શ્રેય પામવું બહુ કઠિન છે." તેથી તેવે પ્રસંગે વિપત્તિને સહન કરી પાછું ન હઠવું અને અવળે રસ્તે પગ ન દેવો અને જે જે કષ્ટો આવે તે સહન કરવાં એજ ખરૂં તપ કહી શકાય. તપ્ ધાતુ પરથી એ શબ્દ થયો છે તેનો અર્થ કષ્ટ પામવું તપવું એજ થાય છે. કૃચ્છ ચાંદ્રાયણ આદિ પણ કષ્ટ દેનાર છે અને તેથી તપ ગણાય છે. મનુ લખે છે કેઃ—ब्राह्मणस्य तपो ज्ञानं (બ્રાહ્મણોનું તપ જ્ઞાન છે.) એટલે કે બ્રાહ્મણો એ સદ્‌વિદ્યાનો અભ્યાસ કરીને ઉત્તમોત્તમ જ્ઞાન મેળવવું અને તેમાં જે જે કષ્ટ આવે તે સહન કરવાં એ તેઓનું તપ છે. સદ્‌વિદ્યા શું કે સદુદ્યોગ શું જે કાંઈ અભ્યુદયકારક છે તેમાં ઘણાં કષ્ટો વેઠયા વગર અભ્યુદય પામી શકાતુંજ નથી. જે જે ધીરવીર પુરૂષોએ વિપત્તિને સહન કરી તેનો પરાજય કરીને પોતાનો સન્માર્ગ છોડયો નથી તેઓજ અભ્યુદય પામ્યા છે; પણ જેઓ વિપત્તિથી વિહ્વલ બનીને અભ્યુદયનો માર્ગ છોડી પાછા હઠયા છે કે અવળે રસ્તે ચાલ્યા છે તેઓ કદિ અભ્યુદય પામ્યા નથી; એવા અનેક ઈતિહાસો મળી આવે છે. આપણા પૂર્વજોનો અભ્યુદય આ તેમના તપ ગુણથીજ થયો હતો એ વાતમાં કોને શંકા છે? આ-

પણ એ તપને છેક છોડવાથીજ આવી અધમ સ્થિતિને પામ્યા છીએ, માટે ફરીને પણ તપ અથવા વિપત્તિ સહન કરવાની ટેવ પાડવી જોઇએ. આપણો અભ્યુદય થવાનો જે માર્ગ છે તેમાં ચાલતાં જે જે કષ્ટ આવે તેને સહન કરવાં, પણ સર્વ મનુષ્યોનું ભલું આપણા હાથથી કેમ થાય એ વિચાર અને એ કાર્યથી પાછું ન હઠવું. આટલું આપણાથી બરાબર થાય એટલે અભ્યુદય થઇ ચુકયો. પછી ભલે કોઈ તેને તપ કહો કે વિપત્તિ કહો પણ હું તેનેજ અભ્યુદય કહું છું. આપણા પૂર્વજો વનમાં રહીને અનેક પ્રકારની વિપત્તિઓ વેઠતા પણ પોતાનું કાર્ય જે સર્વ મનુષ્યોનું ભલું કરવું તે કદિ છોડતા નહિ તેથીજ તેમનો અભ્યુદય હતો.

દુઃખ તો સર્વને સહન કરવાં પડે છે, પણ દુઃખ પામતી વખતે તેના મનમાં શો વિચાર છે તેના પ્રમાણમાં તેને ફળ મળે છે. આપણને શું દુઃખો નથી આવતાં! પણ આપણે આપણુંજ ભલું કેમ થાય એજ વિચાર કરીએ છીએ; અને આપણા પૂર્વજ મહર્ષિઓ દુઃખ પામતા તોપણ સર્વ મનુષ્યોનું ભલું કેમ થાય એજ વિચાર કરતા એટલો આપણામાં તથા તેઓમાં અંતર છેઃ—

सोढा दुःसहवातवर्षतपनक्लेशा न तप्तं तपः

સહન ન થાય એવા વાયુ વર્ષાદ અને તડકાના કલેશો સહન કર્યા પણ તપ ન કર્યું. આનો સારાંશ એજ છે કે દુઃખ સહન કરતી વખતે તેઓના અંતઃકરણમાં સર્વ જનોનું હિત કેમ થાય એવા ઉત્તમ વિચારો હતા, તેથી તે દુખોજ તપ રૂપે પરિણામ પામી તેઓને ફળદાયક થાય છે. અને આપણે તે સર્વ દુઃખ સહન કરતાં છતાં, આપણો સ્વાર્થ કેમ સાધવો એજ વિચાર કરીએ છીએ. તેથી, એ દુઃખો તપ રૂપમાં પરિણામ ન પામતાં દુઃખ રૂપેંજ રહે છે. એમ મારૂં માનવું છે. પરંતુ ખરા તપથીજ બ્રાહ્મણત્વ છે. તપ વિના બ્રાહ્મણપણુંજ રહેતું નથી. શુક્રનીતિમાં કહેલું છે કેઃ—

विश्वामित्रो वसिष्ठश्च मतंगो नारदादयः
तपोविशेषैः संप्राप्ता उत्तमत्वं न जातितः

વિશ્વામિત્ર, વસિષ્ઠ, મતંગ અને નારદાદિ મહર્ષિઓ પોતાંના તપો વિશેષથીજ ઉત્તમપણું પામ્યા છે. જાતિથી નથી પામ્યા.

મહાત્મા વિશ્વામિત્ર કે જેઓ પ્રથમ ક્ષત્રિયકુળમાં મહારાજ ગાધીને ઘેર જન્મ્યા હતા; પરંતુ પાછળથી પોતાનાં અત્યુગ્ર તપોબળથીજ તેઓ ઉત્ત-

મ બ્રાહ્મણપણું પામ્યા. એ વાત કોનાથી અજ્ઞાત છે. મહાભારતમાં ભીષ્મપિતામહે કહેલું છે કેઃ—

यद्दुरापं भवेत्किंचित् तत्सर्वं तपसा भवेत्
ऐश्वर्यमृषयःप्राप्तास्तपसैव न संशयः

જે કાંઇ ન પામી શકાય એવું હોય તે સર્વ તપથી પામી શકાય છે. પૂર્વ કાળમાં મહર્ષિઓ પોતાનાં ઉત્તમ તપથીજ ઐશ્વર્યને પામ્યા છે. આપણે એ તપ છોડી ધનની આશાથી મૃગજલ જોઇને હરિણોની પેઠે ભટકવા માંડ્યું છે. પરંતુ શ્રી ભાગવતમાં તપને માટે લખ્યું છે કે निष्किंचनानां नृप यद्धनं विदुः (નિષ્કિંચનોનું ધન જે ગણાય છે) આપણું ખરૂં ધન એ તપજ છે અને તેથીજ અભ્યુદય પમાય છે.

## देशकालविचार

આપણા પ્રાચીન પંડિત મહાત્માઓએ દરેક કાર્ય કરતાં પહેલાં, તેનો સંકલ્પ કરતી વખતેજ देशकालौ संकीर्त्य આવી આજ્ઞા કરીને, દેશકાલનો વિચાર પ્રતિક્ષણ કરીનેજ ચાલવાનું ફરમાવ્યું છે. આ તેઓનો સદ્બોધ કેવો ગંભીર છે તે તપાસીએઃ—

ઈશ્વરી એક એવો અચલ નિયમ છે કે કાળે કરીને સકલ પદાર્થો અને વિચારો વગેરેમાં ફારફેર થયા કરે છે. ત્યારે તે ઇશ્વરી નિયમને અનુસરીને ચાલવું તેથીજ અભ્યુદય પમાય છે. પ્રવાહમાં પ્રતિકૂલ તરવાનો પ્રયાસ ભય ભરેલો છે અને અનુકૂલ તરતાં પાર પામી શકાય છે એ દેખીતુંજ છે. તેજ પ્રમાણે અનાદિકાલનો પ્રબલ પ્રવાહ ચાલ્યા કરે છે તેને અનુસરવું એજ શ્રેયસ્કર છે. જે જે લોકો દેશકાળનો વિચાર કરી ચાલ્યા છે અને ચાલે છે તેઓજ અભ્યુદય પામ્યા છે અને પામે છે એ આપણે નજરે જોઈએ છીએ. તો પછી આપણે પણ દેશકાલનો વિચાર કરી આપણા ધર્મને બાધ ન આવે તે રીતે શા માટે ન ચાલવું? આપણા પૂર્વજ મહર્ષિઓએ યુગાદિ સમય પરત્વે તે તે સમયાનુકૂલ ધર્માદિ વ્યવસ્થા બાંધી છે; અને સમય પરત્વે શ્રુતિ, સ્મૃતિ, સૂત્રો, શાસ્ત્રો અને પુરાણો વિશેષ માન્ય થયાં છે, તે પણ આપણા પૂર્વજોની દેશકાલને અનુસરવાનીજ ગોઠવણ છે. આપણે એ દેશકાલનો વિચાર કરવાથીજ આવી સ્થિતિને પામ્યા છીએ. આ ચાલતા સમયમાં આપણા ઉપર કયાંયથી તાર આવે છે તે પણ આપણે કોઇ બીજા પાસે વંચાવવા જવું પડે છે એ કેટલી શરમની વાત છે? (તેથીજ મેં સદ્વિદ્યાના પ્રકરણમાં દેશભાષાજ્ઞાન એ કળા

જાણવાનું લખ્યું છે) બેસવામાં અને ઉઠવામાં, ખાવામાં અને પીવામાં, પહેરવામાં અને ઓઢવામાં તથા બોલવામાં અને ચાલવામાં પણ દેશકાલને અનુસરવું અગત્યનું છે. જો તેમ ન થાય તો ગમે તેટલો વિદ્વાન્ છતાં "વેદીયાં ઢોરમાં" ગણાય છે. માટે આપણી કેટલીક પ્રાચીન રૂઢિઓ જે હાલના દેશ કાલને અનુકૂલ નજ હોય તે આપણે છોડી દેવી જોઈએ; અને આજના દેશ કાલની જે રીતિઓ સારી હોય તે આપણામાં દાખલ કરવી જોઇએ.

પરંતુ આ પ્રસંગે એક વાત ધ્યાન દેવા જેવી છે તે એ કે—આ સમયની જે રીતિઓ દૂષિત છે તેને છોડી દેવી અને કેટલીક પ્રાચીન રીતિઓ સારી છે અને જેને આપણે છોડી દીધી છે તેને પાછી ગ્રહણ કરવી. જુનું તેજ સારૂં અને નવું તે નઠારૂં અથવા નવું તેજ સારૂં અને જુનું તે નઠારૂં એવો દુરાગ્રહ ન રાખવો જોઈયે; પણ વિચાર કરી જે સારૂં હોય તથા જેનો પરિણામ પણ સારો હોય તે સારૂં સમજી ગ્રહણ કરવું, અને જે ખરાબ હોય અથવા ભલે હમણાં સારૂં લાગતું હોય પણ તેનો પરિણામ ખરાબ હોય તો તેને ખરાબ જાણી છોડી દેવું જોઇએ; તો તેથી અભ્યુદય થાય.

આ પ્રમાણે દેશકાળનો વિચાર કરતાં પ્રથમ આપણે એક સમાજ (કોન્ગ્રેસ) સ્થાપવો જોઈયે. તે પ્રતિવર્ષ જુદે જુદે સ્થલે ભેગો થાય અને આપણો ઉદય કેમ થાય તેનોજ વિચાર કરતો રહે. તે સમાજમાં વૃદ્ધો અને વિદ્વાનો એ મુખ્ય સભાસદો હોવા જોઇએ. સૂક્ષ્મ વિચાર કરતાં, આપણામાં શુભપ્રસંગે સર્વને પત્ર લખી તેડાવવાનો ચાલ છે તે અને તેવે પ્રસંગે પહેલાં પણ સર્વે ભેળા થતા તે આવાજ હેતુથી હોવું જોઇએ. અને તેમાં કેટલાક સદ્વિચારો થતા, તેમાં વિદ્વજ્જનો પરસ્પર તકરાર કરતી વખતે પોતાના પક્ષને શાસ્ત્ર પુરાણોનાં ઉદાહરણો આપીને સિદ્ધ કરતા, તે એટલે સુધી કે જમવા વખતે પણ એજ પ્રસંગ ચાલતો અને તેમાં શ્લોક બોલવામાં આવતા હતા. તે ઉપરથીજ આજ પણ જમતી વખતે શ્લોક બોલવાની રીતિ આપણામાં ચાલે છે એવું મારૂં અનુમાન છે. જ્યારે જ્યારે કયાંય શુભાશુભપ્રસંગો આવે ત્યારે ભેળું થવાથી વર્ષમાં એકાદ બે વખતે ભેળું થઇ શકાતું હતું. તેઓને ભોજનખર્ચ કાર્ય કરનાર તરફથી મળતું હતું એટલે એ ચિંતા રહે નહિ. પછી તેઓ તો સદ્વિચારોજ કરતા હતા. આજના સમય જેવી તે સમયે મોંઘવારી ન હોવાથી કાર્ય કરનારને એ ખર્ચ ભારે ન પડતું, તેથી

સર્વજનહિતૈષી સમાજને મદદ આપવી એજ પોતાનો ખરો ધર્મ સમજીને સંપૂર્ણ શ્રદ્ધાથી સમાજને યથેચ્છ ભોજન કરાવવામાં આવતું હતું. આ સમાજને ભોજન આપવા સિવાય કાર્ય કરનારને વિવાહ શું કે યજ્ઞોપવિત શું ગમે તે કાર્યમાં વધારે પૈસાની જરૂર પડે એમ ન હતું. એ તો તેને કાર્યની "પદ્ધતિ" વાંચવાથી જણાઇ રહે છે.

જો આ હેતુજ કાર્ય કરવામાં રહેલો હોય તો તે કેટલો સ્તુત્ય છે તે વિદ્વાનોએ વિચારવા જેવું છે. મારે તો માત્ર એટલુંજ કહેવાનું છે કે-હવે એવો એક સમાજ સ્થાપવાની જરૂર છે. તે સમાજે દેશકાળ આદિ સર્વનો સંપૂર્ણ વિચાર કરી આપણા ધર્મનું એક ધોરણ બાંધવું અને પછી તે ધર્મનાં ધોરણ પ્રમાણેજ આપણે એક સંપથી ચાલવું જોઇએ. આપણા સર્વનો જન્મ-સમય તથા મરણસમય બરાબર નોંધાય અને તે સમાજમાં એકત્ર થાય તે ઉપરથી આયુષ્યની સરાસરીનો માપ કાઢવાની ગોઠવણ અવશ્ય થવી જોઇએ. હાલમાં આપણાં આયુષ્યની અવરેજ કેટલી આવે છે તેનો પાકો તપાસ કરીને એ સમાજે આપણા ધર્મનું ધોરણ એવુંજ બાંધવું કે તે પ્રમાણે ચાલવાથી પ્રતિવર્ષ આપણાં આયુષ્યની સરાસરીમાં વૃદ્ધિજ થતી આવે. આપણા પૂર્વજો દીર્ઘાયુષી હતા અને આપણે આજે અલ્પાયુષી થઈ ગયા છીએ તે આપણા ધર્મના ધોરણથીજ થયું છે. માટે તે ધોરણમાં સુધારો કરીને ચાલવાથી ફરીને આપણે દીર્ઘાયુષી થઇશું તેમાં કાંઈ સંદેહ નથી. ઉદય પામવાનો પણ એજ માર્ગ છે.

આપણો પ્રાચીન ઈતિહાસ લખાવાની પણ પૂર્ણ આવશ્યકતા છે. કેમકે તે ઇતિહાસ ઉપરથી આપણામાં કેવા કેવા મહાત્માઓ થઇ ગયા છે, તેઓ કેવો ધર્મ પાળતા હતા, તેઓની સ્થિતિ કેવી હતી અને તેઓની વિદ્યા કેવી હતી એ સઘળું જ્ઞાન આપણને મળે છે. તેથી તે ઇતિહાસ ધર્મનું ધોરણ બાંધવામાં એક મુખ્ય સાધનરૂપ થાય છે. જેમ ઇતિહાસ લખવાની જરૂર છે તેજ રીતે હવે પછી સર્વ જનોએ પોતાનું જન્મચરિત્ર લખવાની રીતિ પાડવી જોઇએ. પોતાનું જન્મચરિત્ર પોતે (જો ખરૂં લખવા ધારે તો) જેવું યથાર્થ લખી શકે તેવું બીજાઓથી નજ લખાય એ વાસ્તવ વાત છે. માટે પોતેજ પોતાનું ચરિત્ર ખરૂં લખવું. આપણે આ રીતિ છેક છોડી દીધી છે ત્યારથી આપણી આવી સ્થિતિ થઈ છે. કારણ કે ઇતિહાસ અને જન્મ-ચરિત્ર એ વારસુઓને માટે અનુભવના ખજાનારૂપ થઇ પડે છે. જે

માણસને એ ખજાનાની ખોટ છે તેને સઘળી ખોટ છે એમ સમજવું. તેથી આપણે આપણો પ્રાચીન ઇતિહાસ જેટલો મળે તેટલો લખીને તથા આપણાં જન્મચરિત્રો લખીને એ અનુભવનો ઉત્તમ ખજાનો આપણા વારસુઓને માટે ભરી આપવો જોઇએ.

## दांपत्यविचार.

આપણો અભ્યુદય થવાને આ વિચાર પણ અવશ્ય કરવા જેવો છે. મહારાજ મનુ લખે છે કે–

संतुष्टो भार्यया भर्त्ता भर्त्रा भार्या तथैवच ॥
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवं ॥

જે કુળમાં નિત્ય સ્ત્રીથી પતિ અને પતિથી સ્ત્રી સંતુષ્ટ રહે તે કુળમાં નિશ્ચય કલ્યાણ હોય છે. (તે કુળનો ઉદય હોય છે.)

આ વાત ખરેખરી છે. તેમાં કોઈનાથી ના કહેવાશે નહી. પરંતુ આમ થવાને શીળ સદ્ગુણો અને સદ્વિદ્યાની સાથે યોગ્ય વયનાં સ્ત્રી પુરૂષોનો વિવાહ એ પણ મુખ્ય કારણ છે. આ જગતનો સર્વ વ્યવહાર આકર્ષણ શક્તિથીજ ચાલે છે. સ્થાવર જંગમ સર્વ પ્રાણી અને પદાર્થો એજ શક્તિના યોગથી પોતપોતાના ગુણને ધારણ કરી રહેલ છે. સંક્ષેપમાં કહીએ તો આ સૃષ્ટિની ઉત્પત્તિ આકર્ષણશક્તિથી થયેલી છે અને સ્થિતિ પણ એજ શક્તિથી રહી છે. એ આકર્ષણ શક્તિ નરનારીઓની યોગ્ય વયેજ ઉત્પન્ન થાય છે; અને ત્યારેજ તે તે જાતિનાં નરનારીઓ કાંઇ વિલક્ષણ આકર્ષણ શક્તિના બલથી પરસ્પર ખેંચાય છે; તે વખતેજ તેઓનો સંયોગ થવાથી તેઓ પરસ્પર ખરા પ્રેમનું તથા સંતોષનું કારણ બને છે. આ પ્રમાણે ગુણવાન્ યોગ્ય વયનાં દંપતી ખરેખર ભાગ્યશાળી છે. તેઓને પરસ્પર ઉપયોગીપણાનું ખરૂં જ્ઞાન હોય છે તેથી અન્યોન્ય અમુલ્યતાનો અનુભવ તેઓ કરી શકે છે. પણ જો યોગ્ય વય વિના (સ્ત્રીની યુવાવસ્થા અને પુરૂષની બાલ્યવસ્થા તેમજ પુરૂષની વૃદ્ધાવસ્થા અને સ્ત્રીની બાલ્યવસ્થા) તેઓનો સંયોગ થાય તો પછી એ આકર્ષણ શક્તિ તે સમયે ન હોવાથી તેઓનું અંતઃકરણ પરસ્પર ખેંચાતુ નથી. એટલે, પરસ્પર તેઓ કેટલાં ઉપયોગી છે તેનું ખરૂં જ્ઞાન તેઓને થતું નથી. તેથી અન્યોન્ય પ્રેમ અને સંતોષને બદલે અપ્રેમ અને અસંતોષ ઉપજે છે તેમાં કાંઇ સંદેહ નથી; અને પછી અવસ્થાએ થતી આકર્ષણશક્તિનો દુરૂપયોગ થવાનો પણ સંભવ છે.

આપણી આવી સ્થિતિ થવાનું મુખ્ય કારણ બાલલગ્ન અ
કજોડાંની કુચાલજ છે એમ હવે સારી રીતે સમજવામાં આવ્યું હ
કેવળ આપણીજ નહિ પણ આ દેશની જે જે જાતિમાં એ કુચાલ
પગલાં થયાં છે તે સર્વની દુર્દશા થઈ છે એ આપણે નજરે જોઇએ છીએ. જ
સુધી આ રીતિ ચાલુ રહેશે ત્યાં સુધી આપણો અભ્યુદય થવાની આશા સ્વ
માં પણ રાખી શકાતી નથી. આપણે સર્વ અલ્પાયુ, બલહીન, બુદ્ધિહીન, વિદ
હીન અને અતિદીન બની ગયા એ પણ એ દુષ્ટ રિવાજનોજ પ્રતાપ છે. જે
સમય વિનાનાં કાચાં ફળમાં કાંઇ રસ કે મીઠાશ હોતી નથી, અને તેમાં રહે
બીજ વાવવાથી તે ઉગતું નથી, તેમજ આ દુષ્ટ રિવાજથી ઉત્પન્ન થતી પ્ર
માં પણ અપૂર્ણતા રહે છે. તેથી ઉત્તરોત્તર પ્રજા અલ્પાયુ, અશક્ત અને ઉત્સ
વિનાની થતાં અંતે નિર્વંશપણું થાય છે. સુશ્રુતમાં લખ્યું છે કે—

पंचविंशे ततो वर्षे पुमान्नारी तु षोडशे ॥
समत्वागत वीर्यौ तौ जानीयात्कुशलो भिषक् ॥
ऊनषोडषवर्षायामप्राप्तः पंचविंशतिं ॥
यद्याधत्ते पुमान् गर्भं कुक्षिस्थः सविपद्यते ॥
जातो वा न चिरं जीवेत् जीवेद्वा दुर्बलेंद्रियः ॥

કુશળ વૈદ્યે જન્મથી પચીશમે વર્ષે પુરૂષ તથા સોળમે વર્ષે સ્ત્રી એ બ
સમાન વીર્યને પ્રાપ્ત થાય છે એમ જાણવું. સોળ વર્ષ પૂર્ણ થયા વિના
સ્ત્રીમાં પચીશ વર્ષ પૂર્ણ થયા વિનાનો પુરૂષ ગર્ભાધાન કરે તો તે ગર્ભ પેટમાં
નાશ પામે, કદી જન્મે તો તે લાંબો વખત જીવી શકે નહિ અને કદિ જી
તો તે દુર્બલ ઇંદ્રિયોવાળો રહે છે. એટલે કે જે મગજમાં રહેલ જ્ઞાનતંતુ
દ્વારા સઘળી ઈંદ્રિયો પોતપોતાનું કાર્ય કરી શકે છે, તે મગજ નબળું
ત્યારેજ સર્વ ઈંદ્રિયો દુર્બલ રહે છે. આથી સિદ્ધ એ થયું કે—મગ
નબળું રહેવાથી સદ્વિચારો અને અનેક પ્રકારની નવીન શોધો કરન
બુદ્ધિ—વિચારશક્તિ આદિ મગજનાં કાર્યો હમેશ ને માટે અપૂર્ણજ રહે
આપણા પુર્વજોના જે સદ્વિચારો હતા તે આપણામાંથી નાશ પામ્યા. તેઓ
જે શક્તિ હતી તે નાશ પામી અને તેઓનું જે આયુષ્ય હતું તે પણ
નાશ પામ્યું. તેનું કારણ માત્ર બાલલગ્ન અને કજોડાંની કુચાલજ
આપણા પૂર્વજ મહર્ષિઓએ વર તથા કન્યા માટે યોગ્ય વયનો તેમજ ગુણવ
વરને કન્યા દેવાનો કેવો ઉત્તમ વિચાર કરેલો છે તે આપણે સ્મૃતિ
વાંચવાથી જાણી શકીએ છીએ. મહારાજ મનુ પોતાની સ્મૃતિમાં લખે છે કે

नचैवैनां प्रयच्छेत्तु गुणहीनायकर्हिचित् ॥
કન્યાને ગુણહીન વરને કદી પણ નજ પરણાવવી.
त्रिंशद्वर्षो वहेत्कन्यां हृद्यां द्वादशवार्षिकीं ॥
त्र्यष्टवर्षोऽष्टवर्षां वा

ત્રીશ વર્ષના પુરૂષે બાર વર્ષની હૃદયને પ્રિય હોય તે કન્યા પરણવી; અથવા ચોવીસ વર્ષના પુરુષે આઠ વર્ષની કન્યા પરણવી. આ પ્રમાણે આપણા પૂર્વજોએ લખ્યું છે તથા તેજ પ્રમાણે તેઓએ કરેલું છે. તો પછી આપણે તે ઉપર કાંઇ પણ લક્ષ્ય નથી આપતા એ કેટલું શોકજનક છે. માટે આ વિષય ઉપર સત્વર ધ્યાન આપીને એ દુષ્ટ રીતિને આપણામાંથી દૂર કરવી તેથીજ અભ્યુદય થશે. પરમ કૃપાળુ પરમેશ્વર આપણામાંથી એ રીતિને જલદી દૂર કરો એવી મારી પ્રાર્થના છે. જેથી હવે પછી યોગ્ય વયનાં ગુણવાન્ અને વિદ્યાવાન્ દંપતીનાં જોડાંઓ જોડાઇ ઉત્તરોત્તર આપણી પ્રજા દીર્ઘાયુ, બલવાન, બુદ્ધિવાન્, નિરોગી અને સર્વ મનુષ્યનું ભલુ કરવાનું મહાન્ કાર્ય કરવાને પૂર્ણ શક્તિવાન્ ઉત્પન્ન થાય. તથાસ્તુ.

---

## પ્રાચીન ઇતિહાસનું દિગ્દર્શન અને બોધ.



મનુષ્યજીવનના ઇતિહાસની શરૂઆતમાં આપણે થોડા દેશોને પ્રખ્યાતિમાં આવેલા જોઇએ છીએ; આર્યાવર્ત, ગ્રીસ, મિસર વગેરે. તે સર્વેનો થોડો કે ઘણો ઇતિહાસ આપણી આગળ છે તે ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે, આજે પાશ્ચાત્ય પ્રવૃત્તિમાં મનુષ્યજીવનની સ્ફુરણા જોઇએ છીએ તેવીજ તે તે વખતે હતી. અર્વાચીન શોધોના આવેશમાં પ્રાચીન જીવનની અવગણના કરવી, એ અલ્પ દ્રષ્ટિનું કામ છે. કેમકે ઇતિહાસનો હેતુજ ભૂત ઉપરથી ભવિષ્ય ઘડી કહાડવાનો છે; અને મનુષ્યજીવનની સાર્થકતા જેટલી નવું જ્ઞાન મેળવવામાં છે, તેટલીજ મળેલું ન ભૂલી જવામાં છે.

સર્વ પ્રાચીન દેશોની માફક આર્યાવર્તનો ઇતિહાસ પણ આપણી પાસે છે. પણ બીજા ઇતિહાસો કરતાં તે ઇતિહાસમાં એટલો ભેદ છે કે, તેમાં સમયક્રમ પ્રમાણે બનાવો નોંધેલા નથી. આર્યાવર્તના મનુષ્યોનું જીવન આપણે કાવ્યરૂપે કે વિચારરૂપે જોઈએ છીએ; અને ઈતિહાસનું તત્ત્વ શોધનારને તો તે પણ તેવાંને તેવાંજ ઉપયોગી છે. ઈશ્વરસંબંધી જ્ઞાન, તદનુસાર નીતિના

નિયમો, તથા તે પ્રમાણે ઘડાએલી રાજ્યકીય પ્રવૃત્તિ, તે બધાનું સૂક્ષ્મ અવલોકન કરીએ છીએ. અને તેનેજ આધારે તારીખના આધાર સિવાય પણ બધી સ્થિતિના કાલનિર્ણય પાશ્ચાત્ય ઈતિહાસકારો કરે છે. એ પાશ્ચાત્ય ઈતિહાસકારોનો પવન આ તરફ પણ લાગ્યો છે. અને આર્યાવર્તના વિદ્વાનો જૂના શોધને આધારે જૂદી જૂદી સ્થિતિનું સ્વરૂપ વાંચનારની દ્રષ્ટિ આગળ મૂકે છે. પણ સત્ય નિર્ણયપર આવવામાં બાધ માત્ર એટલોજ આવે છે કે, તે શોધનારાની દ્રષ્ટિમાં બીજા દેશોના ઈતિહાસનું સ્વરૂપ પણ છે; અને તેમજ વળી તેમનાં મન જૂદી હવામાં ઉછરેલાં છે; તેથી તે લોકોને તેનું યથાર્થ દર્શન થઇ શકતું નથી, અને તેથીજ તે નિર્ણયોમાં વારંવાર ફેરફાર કરવો પડે છે. આર્યાવર્તમાં બ્રાહ્મણોનું જોર તેમને યૂરપના પાદરીઓના જોર જેવુંજ લાગે છે, બુદ્ધના પ્રયાસને લ્યુથરના પ્રયાસ સમાન ગણે છે, અને તેમ છતાં બન્નેને પરસ્પર ક્ષમાદૃષ્ટિ રહેલી તેને ધોરણની મંદતા સમજે છે. કાવ્યોમાં તથા પુરાણોમાં આવતા મહાપુરૂષોને વાસ્તવિક કરતાં કાલ્પનિક વધારે માને છે; અને વિચારો પણ અનુભવસિદ્ધ થોડા અને ઘણા ખરા તાર્કિક એમજ સમજે છે. આ પ્રસંગે સત્ય શું છે તે વિચારવાની ખાસ જરૂર છે. ભૂતસ્થિતિના સાક્ષી ઇતિહાસ છે અને આપણામાં રામાયણ અને મહાભારત એ બે ઇતિહાસ ગ્રંથો અસલથીજ પ્રમાણ ગણાય છે. તેમાં આપેલી અલૌકિક વાતોને માટે સહજ શંકા થાય, પરંતુ તે અલૌકીક વાતોને પણ કોઇ સત્ય ઠરાવવાનો દાવો કરે તે પહેલાં આપણે એટલું કેહવું જોઇએ કે, મનુષ્યહૃદયની ઉચ્ચ સ્થિતિ બનાવવાને મોટા પ્રસંગો પણ સહાયભૂત છે. વળી એ પણ વિચારવાનું છે કે બનાવો તર્કથી ચીતરી શકાય પણ હૃદયબલની કલ્પના કવિના મગજમાંથી નીકળી શકતી નથી. ત્યારે એ હૃદયબલ ક્યાંથી ઉત્પન થાય છે? તેનો ઉત્પાદક ધર્મ છે. ધર્મવૃત્તિથી હૃદય ઘડાઈ તેમાથી નીતિ, સંસાર, રાજરાતિ, અને અનેક પરાક્રમો નીકળી મંડળનું જીવન બંધાય છે. તો તે ધર્મ, તેમાંથી બંધાતું હૃદય, અને તેમાંથી નીકળતી મનુષ્ય જીવનની ઉચ્ચ ભાવનાઓની પ્રાચીન સમયમાં કેવી સ્થિતિ હતી તે હવે તપાસીએ:

इज्याऽध्ययन दानानि तपः कर्म धृतिः क्षमा अलोभ इति मार्गोऽयं धर्मस्याष्टविधः स्मृतः બ્રાહ્મણોને અનેક દાન આપી કરોડો રૂપિઆ ખરચી યજ્ઞો આચરતા, નિત્યને નૈમિત્તિક કર્મ કરતા, અને ચારે આશ્રમનો ક્રમે ક્રમે અંગીકાર કરતા આપણે ત્રણે વર્ણને જોઇએ છીએ એટલુંજ નહિ, પણ શૂદ્રો અધમ ગણાતાં છતાં તેમાંથી

મહાજ્ઞાનીઓ થયા છે. વળી ધર્મ જ્યાં શ્રેષ્ઠ હોય ત્યાં નીતિ શ્રેષ્ઠ હોય તેમાં નવાઇ નથી. રામ પોતાના પિતાનું વચન ઉલ્લંઘન નહિ કરવા ખાતરજ મોટું રાજ્ય મૂકી વનવાસ કરે છે. સીતા શરીરનાં સુખ ત્યાગ કરી પોતાના સ્વામીનેજ અનુસરે છે. આટલો પ્રપંચ થયા છતાં ભરતજી પોતાનો રાજ્યાસન ઉપર હક્ક નથી એમ માનીને રાજ્ય લેતા નથી. તેમ પાંડવોના સમયમાં પાંચે ભાઇઓ મહા પરાક્રમી હોવા છતાં વચને બંધાયા તેથી રાજપાટ છોડી દઈ વનમાં ચાલ્યા જાય છે. અનેક સંકટો વેઠયા છતાં અતિ પરાક્રમ છતાં અનીતિએ રાજ્ય લેવા ઇચ્છતા નથી. વળી દુઃખની વખતે પણ પોતાનો ધર્મ ચુકતા નથી. અને અધ-મ દશાને પામ્યા છતાં પણ ધૈર્ય મૂકતા નથી. એ સર્વ શું ઓછું આત્મબલ છે? એ શું એમનું નિર્માલ્યપણું હતું? નહિ, નહિ, આપણામાં જ એમ ક-હેવાય છે કે જેણે મન જીત્યું છે તે મોટો પરાક્રમી છે અને તેવા તેઓ હતા. મનની વૃત્તિઓને આધીન વર્તનારાઓમાં ખરૂં બલ હોતુંજ નથી. ખરૂં પ-રાક્રમ તો મનને વશ રાખનારાજ કરી શકે છે. ખરૂં આત્મબલ તો એનુંજ નામ કે દૈવયોગે અધમ દશા થયા છતાં પણ પોતાની ટેક મૂકે નહિ. રાજા હરિશ્ચંદ્ર અને યુધિષ્ઠિરનો સત્યને માટેના આગ્રહની વાતો તે વાતો માત્રજ નથી; પણ એવો પણ સમય હતો કે જે વખતે સત્યનું આવું બલ હતું. અસત્ય બોલવું અને અસત્ય વર્તવું એ પોતેજ પોતાને છેતર્યા જેવું ગણાતું. તેની સાક્ષી પુરાણ અને ઇતિહાસમાંથીજ નહિ પણ આપણા જુના કાયદા જે સૂત્રગ્રંથોને નામે ઓળખાય છે તેમાંથી મળી આવે છે. સ્વલ્પ જુઠું બોલવાને માટે કે સ્વલ્પ ચોરીને માટે મહા મહા શિક્ષા ઠરાવેલી છે, પણ તેમ છતાં કાયદા ઘણા નથી. વળી ન્યાય સભામાં શપથ લેવરાવવાની રીતિ પણ બહુ ગંભીર અને વજનવાળી છે. સાક્ષી લેતી વખતે ન્યાયાધીશ કહે છે કે "હે સાક્ષી! વિચાર કર, તું જે જાણતો હોય તે બરાબર કહે, તારા ઉત્તરની રાહ જોઈ તારા પિતૃ-ઓ સ્વર્ગમાં અધ્ધર લટકી રહ્યા છે. તું સત્ય બોલીશ તો તેઓની સદ્ગતિ થશે અને અસત્ય બોલીશ તો અસદ્ગતિ થશે." નીતિને માટે આવો આગ્રહ કોઇ પણ સુધરેલી પ્રજામાં કવચિત્જ જોવામાં આવશે. જો કોઈ એમ કહેવા માગતું હોય કે પુરાણની કલ્પિત વાતો ઉપર આધાર રાખી શકાય નહિ, તો પરદેશી ઇતિહાસનું તેને માટે પ્રમાણ મળી શકે એમ છે. ઇ. સ. પૂર્વે ૩૦૦ વર્ષ ઉપર એટલે આજથી બે હજાર વર્ષ અગાઉ ગ્રીકનો મહાન સિકંદર બાદશાહ આ-પણા દેશમાં આવેલો તેની સાથે તેના લેખકો પણ હતા. તેમાં પ્રખ્યાત લખ-

નાર મેગાસ્થનીઝે ભરતખંડની તમામ સ્થિતિ, તે વખતનો આચાર અને તે વખતની નીતિ વિષે લખ્યું છે. આ બનાવ રામાયણ અને મહાભારત લખાયા પછી ઘણે કાળે બનેલો છે, તેમ છતાં તેમાં પણ તે વખતના જેવીજ નીતિ ધર્મ અને પરાક્રમ જોવામાં આવે છે. તે લખે છે કે "યુદ્ધમાં આર્યાવર્તના યોદ્ધાઓ જેવા બહાદૂર થોડાજ જોવામાં આવશે. મનુષ્યનાજ કદ જેવડું ધનુષ્ય રાખી તેની દોરી કાનપર્યંત ખેંચી જ્યારે તીર ફેંકે ત્યારે તેના લક્ષ્યમાંથી નીકળી જવાને કોઇકજ ભાગ્યશાળી થાય; પણ નીતિ તેમની એવી કે બીજી પ્રજાઓમાં લડાઇને વખતે દેશો ઉજડ કરી નાંખવાનો રિવાજ છે, અને લોકોને મહા ત્રાસ આપે છે, ત્યારે આ લોકો (એટલે આપણા આર્યો) એક તરફ લડાઇ કરતા હોય તેની પાડોશનાજ ખેતરમાં ખેડુ નિર્ભયપણે ખેતી કરતો હોય, અને તેને પોતાની કે પોતાનાં પશુઓને લઇ જવાની બિલકુલ ધાસ્તી ન હોય." વળી સામાન્ય નીતિને માટે તેજ લેખક લખે છે કે "પ્રજા તરીકે તે લોકો ઘણા પ્રમાણિક અને ઠરેલ બુદ્ધિના છે. તેમનામાં સત્ય અને પ્રમાણિકતાનું અતિમાન છે; અને તે લોકો ઘરબાર કે માલ મિલકત તાળું દીધા સિવાય અથવા રક્ષણ કર્યા સિવાય મૂકી જઇ શકે છે." આ ઉપરથી એટલોજ ખ્યાલ કરવાનો છે અસત્ય કે ચોરી જેવા ગુન્હા મુદ્દલ ન થતા હોય ત્યાં બીજા ગુન્હાઓનો સંભવ કયાંથીજ હોય? આમ જોતાં રઘુ રાજાનું વર્ણન કરતાં કાલિદાસ श्रुतौ तस्करता स्थिता એમ જે લખે છે તે કવિનો તર્ક માત્ર નહિ પણ અક્ષરશઃ ખરી વાત છે.

પણ આપણે પ્રાચીન કાલની ઉદય દશા સંભારી તેને માટે ખેદ કરવો એટલામાંજ સાર્થક નથી. આપણે તો તેમાંથી બોધ લઇ તે રસ્તે ચાલી ઉન્નત દશાએ પહોંચવું છે. પણ ખરી ઉન્નતિ સારા ગુણોનો સંચય કરવામાં રહેલી છે. ઘણા માણસો એમ માને છે કે લક્ષ્મીમાં ઉન્નતિ રહેલી છે પણ તેમ નથી, ઉન્નતિ કરનાર સદ્દગુણો છે; અને કીર્તિ તથા લક્ષ્મી ઉન્નતિ થયા પછીનાં ચિહ્ન છે. માટે જેમ બને તેમ વિદ્યાવૃદ્ધિ કરી ગુણનો વધારો કરો, અનેક વિદ્યાઓ શીખો, અનેક હુન્નરો શીખો, સત્યને માટે પ્રમાણિકતાને માટે આગ્રહ રાખો, આપણે આપણા દેશનો ઉદ્ધાર કરવાનો છે, માટે ધર્મનું ખરું રહસ્ય સમજી બીજાઓને તે સમજાવી દેશને અર્થે થતા પ્રયાસોમાં તમે પણ સામેલ થાઓ.

शुचि भूषयति श्रुतं वपुः प्रशमस्तस्यभवत्यलंक्रिया
प्रशमाभरणं पराक्रमं स नयापादितसिद्धिभूषणः

સુંદર શરીરનું વિદ્યા ભૂષણ છે, વિદ્યાનું ભૂષણ શાન્તિ છે, શાન્તિનું ભૂષણ પરાક્રમ છે, અને પરાક્રમ પણ નીતિએ કરેલું શોભે છે, માટે એ નીતિને અનુસરોઃ

अभयं सत्वसंशुद्धि ज्ञानयोगव्यवस्थितिः
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम्
अहिंसा सत्यमक्रोधस्त्याग शान्तिरपैशुनम्
दयाभूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम्
तेजःक्षमा धृतिःशोचमद्रोहो नातिमानिता
भवन्ति संपदं दैवी मभिजातस्य ( भारत )

અર્થ " નિર્ભયપણું, ચિત્તની પ્રસન્નતા, આત્મજ્ઞાનના ઉપાયોમાં સર્વાંશે નિષ્ઠા, દાન, બાહ્ય ઇંદ્રિયોનો નિગ્રહ, યજ્ઞ, સરલતા, અહિંસા એટલે મન વાણી તથા શરીર વડે કોઇને પીડા નહિ કરવી તે, યથાર્થ ભાષણ, અક્રોધ, ઉદારતા, ચિત્તની શાન્તિ, પછવાડે કોઇના દોષ ન કહેવા, ભૂતદયા, લોલુપતા ન રાખવી એટલે કે વિષયોમાં લંપટ ન થવું, કોમલતા, અકૃત્ય કરવામાં લોકલજ્જા, અચળપણું એટલે વ્યર્થ ક્રિયા ન કરવી, તેજ (પ્રતાપ), ક્ષમા, ધૃતિ એટલે વિપત્તિના સમયમાં પણ ચિત્તને સ્થિર રાખવું, બાહ્ય તથા આભ્યંતર શુદ્ધિ, અદ્રોહ એટલે કોઈનું પણ અહિત કરવાની ઇચ્છા ન કરવી, અને અભિમાન ન રાખવું, એ દૈવી સંપત્તિનાં લક્ષણ છે અને તે સાત્વિક સંપત્તિ ભોગવવાને ઉત્પન્ન થએલા અર્થાત્ જેનું શ્રેય થવાનું છે એવા-પુરૂષમાં હોય છે." આ દૈવી સંપત્તિનું અનુસરણ કરો એજ ખરીઉન્નતિ-પરમ શ્રેય સંપાદન કરવાનો શ્રેષ્ટ રસ્તો છેઃ આ દૈવી સંપતિને આસુરી સંપત્તિ સાથે સરખાવો !

दंभोदर्पोऽभिमानश्च क्रोधपारुष्यमेव च
अज्ञानं चाभिजातस्य ( पार्थ ) संपदमासुरीम्

અર્થ-" દંભ એટલે ધર્મનો ડોળ દેખાડવો, ધન-વિદ્યા વગેરેથી ઉપજતો ગર્વ, પોતાને વિષે પૂજ્યપણાનું અભિમાન, ક્રોધ, નિર્દયતા કે કઠણ વચન બોલવાં, તથા અજ્ઞાન, એ લક્ષણ આસુરી સંપત્તિ ભોગવવા માટે જન્મેલા એટલે કે જેનું અકલ્યાણ થવાનું હોય છે તેવા-પુરૂષમાં હોય છે." તમને સહજ એમ લાગશે કે દૈવી સંપતિજ શ્રેયસ્કરછે તોપણ આગળ જતાં શ્રીકૃષ્ણપરમાત્મા આસુરી સંપત્તિની નાસ્તિકતા મનનું સમાધાન થવા માટે બતાવી આપે છેઃ

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः
न शौचं चापिचाचारो न सत्यं तेषु विद्यते

असत्यमप्रतिष्ठंते जगदाहुरनीश्वरम्
अपरस्परसंभूतं किमन्यत् कामहैतुकम्
एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः
प्रभवंत्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः

**અર્થ**–"આસુરી સ્વભાવવાળા પ્રવૃત્તિ નિવૃત્તિને જાણતા નથી; તેમજ પવિત્રતા સદાચાર, તથા સત્ય એ પણ આ સુજ્ઞ સંપત્તિવાળા મનુષ્યમાં હોતાં નથી. તેઓ કહે છે કે આ જગત અસત્યથી ભરપુર છે. કોઇ સુખી કોઈ દુઃખી એમ સ્વભાવથીજ સૃષ્ટિ વિચિત્ર છે. આ જગતનો કર્તા તથા વ્યવસ્થાપક ઇશ્વર નથી. તે સ્ત્રી તથા પુરુષના પરસ્સપર સંગથી થયું છે; માટે સ્ત્રી પુરુષનો કામ એજ જગતના પ્રવાહનું કારણ છે, બીજું કાંઇ પણ કારણ નથી.-આ પ્રમાણે ચાર્વાક આદિના મતનો આશ્રય કરીને મલિનચિત્તવાળા થએલા, કેવળ પ્રત્યક્ષનેજ પ્રમાણ માનનારા તથા હિંસાવાળાં કર્મ કરનારા લોકો શત્રુ થઈને જગતના નાશને માટે ઉત્પન્ન થાય છે."

પણ આટલાથીજ અટકતું નથી, આ નાસ્તિકતાનું પરિણામ-વ્યવહારની ભ્રષ્ટતા-અનેક રીતે ઉત્પન્ન થાય છે. અને મનુષ્યજીવન દૈવી છતાં આસુર રૂપ ધારણ કરે છેઃ

काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विताः
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तंतेऽशुचिव्रताः
चिंतामपरिमेयां च प्रलयांतामुपाश्रिताः
कामोपभोगपरमा एतावदितिनिश्चिताः
आशापाशशतै र्बद्धाःकामक्रोधपरायणाः
ईहंते कामभोगार्थमन्यायेनार्थसंचयान्
इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम्
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम्
असौ मया हतःशत्रु र्हनिष्ये चापरानपि
ईश्वरोहमहं भोगी सिद्धोऽहंबलवान्सुखी
आढ्योऽभिजनवानस्मि कोऽन्योस्ति सदृशो मया
यक्ष्ये यास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः
अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृत्ताः
प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ

आत्मसंभाविताःस्तब्धा धनमानमदान्विताः
यजंते नामयज्ञैस्ते दंभेनाविधिपूर्वकम्
अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः
मामात्मपरदेहेषु प्रद्विषंतोऽभ्यसूयकाः

અર્થ, "ઘણા કષ્ટથી પણ પૂર્ણ ન થઈ શકે એવા કામનો આશ્રય કરીને દંભ, માન તથા મદયુક્ત થઇ મદ્યમાંસાદિનો જેમાં ખપ પડે છે એવાં વ્રત આચરનારા, તેઓ નઠારા આગ્રહને—એટલે 'આ મંત્રથી આ દેવનું આરાધન કરીને મોહોટા ધનના ભંડારને પામીશું' એવા દુરાગ્રહને—માત્ર મોહવડે સ્વીકારીને પ્રવૃત્તિ કરે છે, મરણથીજ જેનો અંત આવે એવી અપાર ચિંતાઓ ભોગવ્યા કરે છે. કામનો ઉપભોગ એજ જેનું મૂખ્ય કામ છે અને તે વિના બીજો પુરૂષાર્થ નથી એવો જેણે નિશ્ચય કર્યો છે એવા, સેંકડો આશાઓના બંધનથી બંધાએલા, કામ ક્રોધને આધિન થએલા, તેઓ ચોરી કરવી ઇત્યાદિ અન્યાયથી દ્રવ્ય ભેળું કરવાને ઈચ્છે છે. આજે આ મળ્યું અને હજી આવી ઇષ્ટ વસ્તુ મેળવીશ, આટલું ધન મારી પાસે છે અને હજી આટલું મળશે, આ શત્રુને મેં માર્યો અને બીજાઓને પણ મારીશ, હું સર્વને વશ રાખનારો છું, ભોગ ભોગવનારો છું, કૃતકૃત્ય છું અને બલવાન તથા સુખી છું, હું દ્રવ્ય આદિ સંપત્તિથી ભરેલ છું, હુ કુલવાન અને કુટુંબના વિસ્તારવાળો છું, મારા જેવો જગતમાં બીજો કોણ છે ? હુ યજ્ઞ કરીને બીજા યાજ્ઞિકો કરતાં વિશેષ પ્રતિષ્ઠા મેળવીશ, મારી પ્રશંસા કરનારાને દાન આપીશ, અને આનંદ પામીશ—એ પ્રમાણે અજ્ઞાનથી મોહને પામેલા અને મનોરથ વડે ભ્રમ પામેલા ચિત્તવાળા, મોહજાળમાં સપડાએલા, તેઓ વિષયભોગમાં લંપટ થઇ અપવિત્ર નરકમાં પડે છે. પોતેજ પોતાની મેળે પૂજય બની બેઠેલા, અનમ્ર, ધનથી થએલા માન અને મદવાળા, અહંકાર, બલ, ગર્વ, કામ અને ક્રોધનો આશ્રય કરીને રહેલા, સન્માર્ગમાં ચાલનારા પુરુષ ઉપર દોષનો આરોપ કરનારા, તથા હું જે પોતાના તથા બીજાના દેહમાં ચૈતન્યાંશ વડે રહ્યો છું તેનો દ્વેષ કરનારા એવા ઉપર કહેલા આસુર જીવો, દંભથી માત્ર નામનાજ યજ્ઞો વડે યજન કરેછે."

આ આસુરી સંપત્તિ જે સર્વ જાતના અનર્થનું મૂળ છે, તેનો ત્યાગ કરો; અને તેની તરફ તિરસ્કારની નજરથી જોતાં શ્રેષ્ઠ એવી દૈવી સંપત્તિમાં હૃદયને સ્થિર કરો. આપણી અધમ સ્થિતિ આસુરી સંપત્તિને લીધેજ થએલી છે, અને તેજ સર્વ જાતની અધમતાનું મૂળ છે. આસુરી સંપત્તિવાળા મનુષ્યપશુ માટે શ્રીકૃષ્ણ મહાત્મા કહે છે કેઃ—

तानहं द्विषतःक्रूरान् संसारेषु नराधमान्
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु
आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि
मामप्राप्यैव कौंतेय ततो यांत्यधमां गतिम्

અર્થ "મારો દ્વેષ કરનાર ક્રુર તે અધમ પુરૂષોને જન્મ મરણના માર્ગરૂપ સંસારમાં આસુરીયોનિમાં–અતિ ક્રુર વ્યાઘ્રાદિયોનિઓમાં ફેકું છું. અને એ આસુરી યોનિને પામેલા મૂઢ પુરૂષો પ્રત્યેક જન્મમાં મને પામ્યાવિના-મને પામવાના ઉપાયરૂપ સન્માર્ગને પણ પામ્યાવિના અઅધમાં અધમ ગતિને પામે છે." માટે એ આસુરી સંપત્તિમાંથી એક પણ દોષ આવ્યો તો તે મહા અનર્થ કરનાર છે. ખરૂં શ્રેય તો જે ત્રણ જાતનાં તપ શ્રીમદ્ભગવદ્ગીતામાં કહેલાં છે, તેમાંજ રહેલું છે.

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम्
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते
अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते
मनःप्रसादःसौम्यत्वं मौनमात्मविनिग्रहः
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते
श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः
अफलाकांक्षिभिर्युक्तैः सात्विकं परिचक्षते

અર્થ"–દેવ, બ્રાહ્મણ, ગુરૂ તથા વિદ્વાનનું પૂજન, શરીરની શુદ્ધિ, નમ્રતા, બ્રહ્મચર્ય, તથા અહિંસા એ શારીર તપ છે. ભય નહિ કરનારૂં, સાચું, શ્રવણ કરનારને પ્રિય લાગે એવું, તથા પરિણામે સુખકારક એવું વચન બોલવું; અને વેદનો અભ્યાસ કરવો એ વાણીનું તપ કહેવાય છે. મનનું સ્વસ્થપણું, સૌમ્યપણું, મનન ( સદા આત્મવિચાર ), વિષયોમાંથી મનને ખેંચી પાછું વશ કરવું, અને વ્યવહારમાં કપટ નહિ કરવું એ માનસિક તપ કહેવાય છે. ફ-ળની ઇચ્છા વગરના અને એકાગ્રચિત્તવાળા પુરૂષોએ તે ત્રણ પ્રકારનું તપ ઉત્તમ શ્રદ્ધાવડે કરેલું હોય છે તે સાત્વિક તપ કહેવાય છે. સર્વ મનુષ્યોના તેમજ ભરતખંડના જીવનમાં શુદ્ધ આર્ય બીજ રોપવાનું મુખ્ય સાધન દૈવી સંપત્તિમાં હૃદયની સ્થિરતા, અને આ ત્રણ પ્રકારનાં સાત્વિક તપ એજ છે. એ બીજથીજ ભરતખંડના જીવનમાં પ્રાચીન આર્યજીવનની સ્ફુરણા આવશે, એ

સ્ફુરણાથીજ ભરતખંડનો ઉદય થશે. આ આર્યત્વનું બીજ જ્યાંસુધી યોગ્ય રૂપમાં ઘડાયું નથી, ત્યાં સુધી બાહ્ય પ્રયત્ન સર્વે વૃથા છે. આપણા પ્રાચીન ભારતનું જીવન એમાંજ હતું, અને એથીજ એ જીવન આપણે મેળવી શકીશું. ભરતખંડનું હિતઇચ્છનાર સર્વ આર્યબંધુઓને અમે ભરતખંડના એક એક મનુષ્યના હૃદયમાં આ આર્યત્વનું બીજ અર્પવાને આમંત્રણ કરીએ છીએ. ઇશ્વર અમારો પ્રયાસ સફલ કરો. તથાસ્તુ !

---

## केशव विरहाष्टक.

(शार्दुल विक्रिडित.)

વૈરાગ્યાદિક સદ્ગુણોથકી હતા જે પૂર્ણ શોભાભર્યા,
જેણે દેશહિતાર્થ ધાર્મિક ઘણાં ખાંતેથી કામો કર્યાં;
તે શ્રીકેશવલાલ આજ શિવની પાસે જતાં લોકને,
દેખું પૂર્ણપણે પરાધીન થયા જાણે મહા શોકને ૧

**( માલિની છંદ )**

કવિવરમણિ આજે હાય ! લોકે ગુમાવ્યો,
કરુણજનક પદ્યો આદિનો અંત આવ્યો;
હરિ ! હરિસુત આજે દેહ છોડી જવાથી,
હૃદય સદય કંપે જેમ પત્રો હવાથી. ૨

**( ઇંદ્રવજ્રા છંદ )**

આજે ગયું નમ્રપણું હણાઈ,
વૈરાગ્ય વૃત્તિ ગઇ છે તણાઈ;
હા ! આર્યધર્મી સઘળા ઉદાસ,
બન્યા જતાં કેશવ વિષ્ણુ પાસ. ૩
સંબંધીને દુઃખ વિષે ડુબાડી,
સુવર્ય જાણે જનનું નસાડી;
ગયા અરે કેશવલાલ આજે,
લોકાન્તરે તે થકી ચિત્ત દાઝે. ૪
શાન્તિ તણો એક નિવાસ જેહ,
કાન્તિ તણા જેહ હતાજ ગેહ;

તે કેશવ શ્રીશિવલોક જાતાં,
દેખાય જ્ઞાતિજન સૌ દુખાતાં. ૫
જે જન્મ પામી વર નાગરોમાં,
પ્રખ્યાતિ પામ્યા સઘળા જનોમાં;
તે સ્વર્ગ જાતાં ગુણીરત્ન આજે,
મુમ્બા પુરી શોક ભરેલી ભાસે. ૬

**( વસંત તિલકા )**

હા ! આર્યધર્મી સહુ સભ્યજનો રુવે છે,
દુઃખે કરી નિજ કુટુંબ ભણી જુએ છે;
આ બાલ વૃદ્ધજન શોક થકી રડે છે ;
જાતાં ગુણી શિવપુરે મન તો તપે છે. ૭

**( ઈંદ્રવજા )**

સૌજન્યથી કીર્તિ અહિં કરીને,
સંબંધીઓનાં મનને હરીને;
જાતાં અરે કેશવ સ્વર્ગમાંહે,
ભાસે બધે દુઃખજ ખેદદાહે. ૮

શાસ્ત્રી કેશવલાલ રેવાશંકર.

---

## संसार तप्त हृदय अने शान्तिनुं आवाहन.

અરે મન ! તું મુંઝાવે કાં ? નહિ કંઇ સાર દુનિયામાં.
સુખી માટે નહિ દુનિયા; સુખ જોવા નથી જનમ્યા.— ૧
કરેલાં કામ મિથ્યા થાય, ઉમંગી આશએ વહી જાય,
કદરનો ક્યાંય પત્તો નહિ, નિરાશા ખાણ ઉંડીછે.— ૨
ભલે બાપ, ભલે ભાઈ, કમાઈ છે બધી સ્વાર્થી ?
સમાયો સ્નેહ સ્વાર્થોમાં, જગત જંજાલ જાવેથી. ૩
થઇ વિદ્વાન કીધું શું ? અસર ગ્રંથોની થઇ તે શું ?
પ્રપંચેથી રમીને શું ? જગત છોડી જવું ચાલી. ૪
ગઈ વિદ્યા, ગયું જ્ઞાન, થયું સર્વે બળી ખાખ.
નથી અંતે નહિં કાંઈ, નહીં કંઇ સાર જોયો અહીં. ૫

કરેવાં કામ મિથ્યા થ્યાં, ભણેલા સર્વ ભૂલી ગ્યા,
ઉમર આખી ઉપાધીમાં, અરે ! શાંતિ મળે કયાંથી. ૬
ગણાવું નહિં થઇ વિદ્વાન, ગણાવું નહિ થઇ જ્ઞાની.
નથી જોતું નહિ માન, કૃપા કર જો તું શાંતિ આ. ૭
અરે ! શાંતિજ શાંતિ તું, ખરી દેવીજ માનું હું,
ઉગારી લે પ્રપંચોથી, કૃપાથી ભેટ શાંતિ આ. ૮

---

# वेदधर्मसभाना तंत्री रा. रा. केशवलाल हरिराम भट्टनुं जीवनचरित्र.

( સાધણુ પાને ૧૪૪ થી )

આ પ્રત્યઘાત–આ મંદવાડની અસર એ થઇ કે તેમણે સરકારી નોકરી કરવાનો વિચાર હમેશાંને માટે માંડી વાળ્યો ; અને મોરબીમાં રહીને ફરીને સંસ્કૃત અભ્યાસ શરૂ કર્યો. અત્રે જણાવવાની જરૂર છે કે હરિરામ ભટ્ટનું કુટુંબ જરા વિસ્તારવાળું હતું, અને પૈસા સંબધે તેમની સાધારણ સ્થિતિ હતી. કેશવલાલભાઇ તેમના ત્રીજા પુત્ર હતા ; અને દલપતરામ તથા કાનજી એ નામે બે પુત્રો કેશવલાલભાઈનાથી મોટા હતા. ત્રણે ભાઇઓ પરણેલા હતા, અને તેમનાં છોકરાં છૈયાં સાથેજ રહેતાં હતાં. આ સિવાય હરિરામ ભટ્ટને બે પુત્રીઓ પણ હતી. વૃદ્ધાવસ્થાને લીધે કુટુંબનું ભરણપોષણ કરવાની શક્તિ કેશવલાલભાઇના પિતામાં ઓછી થતી હતી, અને ઘણો ભાર મોટા ભાઇને માથે પડયો હતો. આ અવસ્થામાં જીવનમાર્ગ નિર્ણિત કરવાની આવશ્યકતા હતી. માબાપ બેઠાં છે ત્યાં સુધીમાં યોગ્યશક્તિ સંપાદન કરવાનો અવકાશ છે, અને આત્મશક્તિ વિના આ દુસ્તર સંસાર સાગરમાં તરવું મુશ્કેલ છે, એ લેખ ભવિષ્ય કાળના પડદા પર લખેલો તેથી ઉછરતું હૃદય જાગૃત થયું, અને ગંભીર જીજ્ઞાસા પ્રેરિત પ્રવૃત્તિએ પોતાને શું કામ કરવાનું છે તે શોધી કહાડયું. જગતમાં પોતાની ફરજો શું છે? સંસારની ફરજો પાર પાડવાનું કામ વેઠ જેવું નહિં પણ આનંદદાયક શાથી લાગે? જે સ્થિતિમાં આપણે મૂકાયા છીએ તે સ્થિતિમાં જે જે ફરજો આપણે બજાવવાની છે, તેને અનુરૂપ આત્મ શક્તિ સંપાદન કરવી. એથી દુસ્તર સંસારપણ સુખકર થઈ જાય છે; અને આવી ફરજો ઇશ્વર પ્રીત્યર્થે કરવામાં આવે તેજ આ વિકટ સંસારમાં ધર્મનું–સનાતન શ્રેય સંપાદન કરવાનું બીજ છે. બેશક

આ સર્વ વિચાર કેશવલાલભાઇના જીવનમાં કદાચ વધારે મોટી ઉમરે
થયા હશે; તોપણ તેની આછી છાયા અત્યારથી તેમના જીવનમાં પ
અને તે વખત જતાં જોઇ શકાય એવી સ્પષ્ટ થએલી.

આ વખત પછી તેમના જીવનનો એક નિશ્ચિત માર્ગ આપણે
શકીએ છીએ. એક વર્ષ જામનગરમાં રહી અને બે વર્ષ મોરબીમાં
શાસ્ત્રીજી શંકરલાલના હાથ નીચે સંસ્કૃત અભ્યાસ શરૂ કર્યો. બાલ્યક
રમતો ખશી ગઇ, સંસારમાં આગળ વધતાં અને વિશેષ પ્રદેશનું અવ
કરતાં હૃદય ગંભીર અને પ્રૌઢ બન્યું, સંસ્કૃતના વિશેષ અભ્યાસથી
સંસ્કારી થયું, અને કાવ્ય સાહિત્ય વગેરેના અભ્યાસથી હૃદયની રસિક
યોગ્ય વિકાસ થયો. શાસ્ત્રીજીશંકરલાલ જેની શિઘ્ર કવિત્વશક્તિ
પ્રજામાં સુપ્રસિદ્ધ છે, અને જેનો ગૂર્જર પ્રજા ઉપરનો ઉપકાર અનેકધા થ
છે, તેમના સહવાસથી પરિચય જન્ય સંસ્કારોને બળે, તેમની કવિત્વ
ઉત્તેજીત થઇ. અગરજો આ સંબંધી જે વિશેષ વિવેચનની જરૂર છે, તે
અમે અગાડી આપીશું, તોપણ અત્યારે એટલું કહી દેવાની જરૂર
સંવત ૧૯૨૯ માં જ્યારે આપણી 'વેદધર્મસભામાં' કેશવલાલભાઈ ની
ત્યારે ત્યાર સુધીમાં તેનું સઘળું કામ ઉપાડી લેવાને તેઓ સર્વાંશે શકિ
થયા હતા, એટલુંજ નહિં પણ 'આર્યધર્મપ્રકાશ' યોગ્ય રૂપમાં ચ
જેટલી યોગ્યતા પણ તેમનામાં આવેલી હતી. વાંચનાર! આટલા શબ
કદાચ અતૃપ્ત રહેશે તો અમે તેને શબ્દથી તૃપ્ત કરવા માંગતા
'આર્યધર્મપ્રકાશ' લખવા જેટલી યોગ્યતા એ કદાચ તેને કાંઇ નહિં
તો અમને આશ્ચર્ય નથી. માસિકપત્રોની કિંમત હાલ કોણ કરે છે?
નરસાનો ભેદ હાલ કોણ જુવે છે? જે હૃદયની ઉચ્ચતાને ખાતર જે વિ
ખાતર અમેં કેશવલાલભાઈને પૂજ્ય ગણી અંતઃકરણપૂર્વક માન અ
છીએ, તે ઉચ્ચતાની-તે વિદ્વત્તાની પ્રસંસા માટે અમે બીજા શબ્દો
ધારતા નથી. લખવું મૂર્ખ કરતાં વિદ્વાનને વધારે કઠિણ છે.

મોરબીમાં અભ્યાસ કરતા હતા તે સમયમાં કેશવલાલભાઇના
મૃત્યુ પામ્યા; અને ત્યારપછી થોડા વખતમાં તેમનાં માતુશ્રી પણ
પામ્યાં. ગમે તેવી અવસ્થામાં માબાપનું મરણ પુત્રને ખોટરૂપ થઇ
આ ખોટ કેશવલાલભાઇએ અનુભવી; અને હવે કાંઈ નિશ્ચિત ધંધો
તરફ તેમનું ધ્યાન વળ્યું. એવામાં મુંબઇમાં તેમના મામા રા. વૈદરાજ

રામ જીવનરામના હાથ નીચે સ્થપાએલી 'વેદધર્મસભામાં' એક સારા પ્રમાણિક વિદ્વાન માણસની જરૂર પડવાને લીધે, તેમને એ કામ પર બોલાવ્યા. સંવત ૧૯૨૯ માં તેઓ આ કામપર દાખલ થયા; અને ત્યારથી આજ ૨૩ વર્ષ પર્યંત વેદધર્મસભાની ઉન્નતિને ખાતર કાંઇપણ યશની લાલસા વિના તેમણે એકનિષ્ઠા અને પ્રમાણિકપણાથી કામ કર્યું. અમે તો તેને એક ખરેખરા ઇશ્વર પરાયણ મનુષ્યનું સ્વધર્મના ઉદયને અર્થે કરેલું આત્માર્પણ સમજીએ છીએ; અને તે અમારા વાચકોના લક્ષમાં પણ બરાબર આવે માટે, જ્યારે કેશવલાલભાઇ આવ્યા ત્યારે સભાની કેવી સ્થિતિ હતી તે બતાવતાં, હાલ સભાની કેવી સ્થિતિ છે, તથા કેશવલાલભાઇના તંત્રીપણા નીચે કામ કરતાં તેણે જનસમાજ ઉપર કેવી અસર કરેલી છે તે પણ બતાવવાની જરૂર છે.

સંવત ૧૯૨૬ કે ૨૭ ની સાલમાં જ્યારે એક તરફ સુધારાનો ડંકો ગાજતો હતો, એ ડંકાના અવાજમાં જ્યારે ભરતખંડની સર્વ પ્રજા મોહથી કાન માંડી લીન થતી હતી. અને મહારાજના લાઇબલ કેશ વગેરેના ઉદાહરણોથી ધર્મપંથોથી થતી હાનિ સિદ્ધ કરી, આગલ વધી સુધારાનો પ્રવાહ, સમગ્ર પ્રાચીન વાતને નિંદ્ય ગણી તેનું ઉચ્છેદન કરવા મથતો હતો, તે પ્રસંગે કેટલાક સ્વદેશ હિતેચ્છુ સ્વધર્મભિમાની મનુષ્યોએ સુધારાથી થતું પ્રાચીનધર્મનું ખંડન અયોગ્ય સમજી, તે ઉપરથી લોક રૂચિ ઉઠી જાય એ અનિષ્ઠ ધાર્યું; અને સુધારા વિરૂદ્ધ મંડળો ઉભાં થયાં એક બાજુ દયાનંદસરસ્વતી વેદને સંપૂર્ણ મહતા આપી પ્રાચિનતાનો પ્રકાશ પ્રજાની દૃષ્ટિ સમીપ મૂકવા લાગ્યા અને મુંબઇ પણ આ પવનથી મુક્ત ન રહયું. અને આપણી વેદધર્મસભા તે તેનું પરિણામ છે. પ્રથમ થોડા સ્વધર્માભિમાની ગ્રહસ્થોના હાથ નીચે એક 'વેદાક્ત શ્રવણ' નામે સભા સ્થપાઇ; અને તેમાં દર રવિવારે બ્રહ્મનિષ્ઠ પંડિતજી શ્રી જયકૃષ્ણ જીવનરામ વેદાન્તનું શ્રવણ કરાવતા હતા સભાનો ઉદ્દેશ લોકોમાં પ્રચલિત થાય, અને પોતાના આર્યબંધુઓ આર્યધર્મનું મહત્વ જોઇ શકે, એવા હેતુથી આ સભા તરફથી એક હૃદયચક્ષુ નામે માસિક પત્ર નીકળતું હતું. આગળ ચાલતાં સભાને મુર્તિ પૂજા સંબંધે સ્વામી શ્રીદયાનંદની સાથે કાંઇ વિરોધ પડયો; અને તેનું પરિણામ એ આવ્યું કે, ઘણા સારા ગ્રહસ્થો સભા તરફથી ફરી ગયા આ પ્રસંગે રા. વૈદરાજ પ્રભુરામ જીવનરામ વગેરે કેટલાક ઉદાર ગ્રહસ્થોના આશ્રયથી આ સભા ટકી પરંતુ હમેશાંને માટે સભાની દેખરેખ રાખી તેને નીભાવી આગળ ચલાવે એવા એક માણસની

જરૂર હતી આ જગા ઉપર આપણે ઉપર કહ્યું તેમ રા. વૈદરાજની ભલામણ પરથી કેશવલાલભાઇ નીમાયા; એને હવે પછી તેમનો નિવાસ ઘણે ભાગે મુંબઈમાં નિશ્ચિત થયો. અપૂર્ણ.

---

## पुस्तकोनी पहोंच

શિક્ષણનો ઇતિહાસ—આ નામનો એક ગ્રંથ અમારા અભિપ્રાય માટે અમારી સાથે સંબંધ રાખતા એક સાક્ષરને ઘણા દિવસથી મળ્યો છે. આ ગ્રંથના યોજક રા. મણિશંકર રત્નજી ભટ્ટ તથા શોધક અને પ્રકાશક રા. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર છે તથા તે ગ્રંથ શ્રીમંત મહારાજ શિયાજીરાવ ગાયકવાડની આજ્ઞાનુસાર પ્રસિદ્ધ થતી 'શ્રીશિયાજીજ્ઞાનમંજુષા' માંનો એક છે. વિદ્યાવૃદ્ધિમાં ઉત્સાહ રાખવાનું માન સાંપ્રતકાળમાં મહારાજા શિયાજીરાવથી વિશેષ કોઈપણ ભરતખંડના રાજાએ પ્રાપ્ત કર્યું નથી. તેમને રાજ્યાભિષેક થયા પછી વડોદરામાં એ કાર્યને ઉપયોગી બહુ બહુ સાધનો પ્રાપ્ત થવા માંડ્યાં છે, અને તે સાધનોનો યથાયોગ્ય ઉપયોગ કરવાને વિદ્વાનોનો સમૂહ પણ મહારાજાની ઉચ્ચવૃત્તિને જોઇ બહુ ભેળો થવા માંડયો છે આ માટે મહારાજાને ધન્યવાદ આપ્યાવિના ચાલતું નથી. ઉપર સૂચિત સાધનોમાં જ્ઞાનમંજુષાનું સાધન યોજવાનું કાર્ય રા. ત્રીભુવનદાસ ગજ્જરને સોંપવામાં આવ્યું આ કાર્યને માટે એમના જેવો અન્ય ઉત્સાહી અને વિદ્વાન પુરુષ મળવો કઠણ પડે આ ગ્રંથની યોજના કરનાર રા. મણિશંકર ભટ્ટ સાક્ષરોમાં સારા લેખક તરીકે પંકાયા છે તેમજ તેમનું જ્ઞાન પણ તેમના કાર્યને યોગ્ય સુદૃઢ અને પરિપક્વ છે શિક્ષણ ગ્રહણ કર્યા પછી એ શિક્ષણ અન્યને કેવી રીતે આપવું તે વિષેનો વિચાર તેઓ કેટલાંક વર્ષથી કર્યા કરે છે અને તત્સંબંધે કરેલા પ્રયાસ અને અધ્યયનનું આ ફળ છે.

આ મંજુષાના ઉદ્‌ભવનો મુખ્ય હેતુ શિષ્યને સ્વભાષા દ્વારા જ્ઞાન આપવાનો છે શિક્ષણ આપવાના સાધન રૂપેજ ગણાઇ રહેલું ઇંગ્લીશ ભાષાનું જ્ઞાન મેળવતાં શિક્ષણનો સમયંજ વ્યતીત થાય અથવા યોગ્ય શિક્ષણ માટે બહુ અલ્પ સમય રહે, આમ થતાં જ્ઞાનની પ્રૌઢીજ પ્રાપ્ત ન થાય તો તેમાં શિષ્યની જ્ઞાનલવદુર્વિદગ્ધતા રહે આથી વિશેષ દુઃખદ પ્રસંગ જ્ઞાન વિષયમાં નજ હોય આ પ્રસંગને ટાળવા આ ઉપાયનું મૂલ્ય સર્વ સુવિચારી જનો સમજે છે અને તે ઉપાયને અનુમોદન આપે છે.

ગ્રંથમાં પ્રવેશ કરતાં વિષયનું મહત્વ તથા વિષય સમજાવવાની યોજનાની પરિપાટી બહુ સરલ રીતેજ ધ્યાનમાં આવે છે આવા વિષયનો ઉપયોગ શું એ બહુ સ્ફૂટ રીતે થોડા શબ્દોમાં સમજાવવામાં આવે છે "હાલમા વખતમાં નવીન વિચારો શોધવાની બહુ અપેક્ષા નથી પણ જે વિચારો પ્રચલિત છે તેને ખરા સ્વરૂપમાં સમજવા, તેમાંથી યોગ્ય લાગે તેનું ગ્રહણ કરવું અને દઢતાથી તેને પ્રયોગમાં મૂકવા એનીજ ખાસ જરૂર છે" આ અને એવા બહુ માન્ય સિદ્ધાંતોનું સ્પષ્ટીકરણ ક્રમાનુસાર થતું આવે છે. પુરાતન કાવ્યના શિક્ષણમાં, વેદ, બ્રાહ્મણ સૂત્ર, પુરાણ, બૌદ્ધ એ આદિ સમયોમાં જે જે શિક્ષણની રીતિ અને સ્થિતિ હતી તેનુજ સ્પષ્ટીકરણ કરતાં તેમાં યાહુદીઓ, ચીનાઓ, બહુ પ્રસિદ્ધ થએલા ઈજીપ્શનોનું પણ વિવેચન કરી લે છે. પ્રકરણ બીજા તથા ત્રીજામાં એટલે લગભગ પોણોશો પાનામાં ગ્રીસ અને રોમના શિક્ષણનો ઇતિહાસ છે સોક્રેટીસ, પ્લેટો, એરીસ્ટોટલ, સીસરો, સેનેકા, એ આદિ વિદ્વાનોનું વિવેચન કરવાનાં સાધનો હમણાં બહુ મળી શકે એમ છે અને તેનો ઉપયોગ આ ગ્રંથકર્ત્તાએ યથાસ્થિત બહુ છૂટથી કર્યો છે. મધ્યકાલના યુરોપીયન શિક્ષણને પણ આઠેક પાનામાં જગ્યા મળી છે. આટલા સુધીમાં આપણે લગભગ ઇસ્વીસનની પંદરમી સદી સુધી આવી પહોચીએ છીએ. પ્રકરણ પાંચથી આરંભકરી સત્તરમા પ્રકરણ સુધી અર્વાચિન કાળના યુરોપીયન શિક્ષણનુંજ વિવેચન છે. અમને કહ્યા વગર ચાલતું નથી કે લાંબા અવલોકનો લખવાં એ આ પત્રના નિયમની બહાર છે રા. મણિશંકરના ગ્રંથના પ્રત્યેક પ્રકરણ ઉપર કેવળ સ્તુતિ નકરીએ તોપણ બહુ બહુ લખવાનું મન થાય તેવુ છે પણ તે કાર્ય અમે અવલોકનના કાર્યમાંજ તત્પર થએલાં બીજાં સામયિક પત્રોને સોંપીશું. ટુંકામાં એક બે સૂચનાઓ કરવી યોગ્ય ધારીએ છીએ.

ધર્મોદ્ધાર અને પ્રાથમિક શિક્ષણ, ધર્મ સમાજોનાં શિક્ષણ વગેરે વિષયો ઉપર વિચાર કરતાં પૂર્વદિશાનેજ જાણે રા. મણિશંકર ભુલી ગયા છે તેમને સ્મરણમાં હશે કે જેવાં પ્રબલ યુદ્ધ તથા જેવો પ્રબલ પ્રયાસ ધર્મને નામે પશ્ચિમ દેશોમાં થએલ છે તેવાંજ યુદ્ધ તથા પ્રયાસો તેવાજ પ્રસંગોમાં પૂર્વના દેશોમાં થએલાં છે ભિન્નતા માત્ર એટલીજ છે કે પાશ્ચમાત્ય દેશોમાં એ પ્રસગોનેજ સંબંધે ગ્રંથો લખાયા હતા. પૂર્વના દેશોમાં તેવું ન બન્યું. આમ થતાં જેવું અવલોકમ તેમણે અર્વાચિન પાશ્ચિમાત્ય ધર્મ સમાજો વિષે કર્યું છે તેવું પૂર્વના ધર્મ સમાજોનું થઈ શકયું નથી. ગ્રંથોના અભાવે પ્રસંગોને અભાવ તો સિદ્ધ

નથી થતો. સાહિત્યમાં પૂર્વ દેશના સાહિત્યનું અધ્યયન કરતાં તેવા પ્રસંગોનું અસ્તિત્વ સિદ્ધ થાય છે ત્યારે એ પ્રસંગોથી પણ શિક્ષણને શું લાભ હાનિ થયાં તે નશોધી શકાય તો એટલી અપૂર્ણતા રહી જાય અમને કાંઇક એમ પણ દિસે છે કે એ પ્રસંગોનું અધ્યયન થતાં પૂર્વ દેશના લોકોની અભિરૂચિનું જ્ઞાન થાય તથા તે સાથેજ પાશ્ચિમાત્ય પદ્ધતિનું અવલોકન કરી ભરતખંડને અનુકૂળ પડતી કાંઈક વિશેષ સરલતા વાળી પદ્ધતિ યોજી શકાય. શિક્ષણને ઉત્તેજન આજ સુધી સર્વકાળમાં ધર્મથીજ મળ્યું છે ભરતખંડની આજની કંઇક સ્થિતિ એવી છે કે ધર્મને બાજુએ રાખવો પડે છે પ્રાચીન અર્વાચિન સમયનો વિચાર કરી તથા તે વિચારનું ઉપર જણાવેલા વિચાર સાથે સંમેલન કરી હાલની ચાલતી રીતિથી લાભ હાનિ શું છે તે પણ સમજવાની જરૂર છે.

હમણાં લખાતા ઘણા ખરા ગ્રંથોનો આધાર બહુશઃ યુરોપીય ગ્રંથો ઉપર હોવાથી વાસ્તવિક રીતે તે તે ગ્રંથોનું અનુસરણ થવાનો વિશેષ સંભવ છે અને તેથીજ આપણા ગ્રંથકારો ઉપર અનુકરણ કરવાનો દોષ આવે છે તે દોષથી આ ગ્રંથ ઘણે અંશે મુક્ત છે તો પણ એટલું તો કહેવું જોઇએ કે જેમ અર્વાચિન પાશ્ચિમાત્ય વિદ્વાનોના મતનો સંગ્રહ કરી તેનું અવલોકન કર્યું છે તે પ્રમાણે ભરતખંડના અર્વાચીન વિદ્વાનોના મતનું અવલોકન કર્યું હોત તો થોડી કેળવણી લીધેલા પણ વિદ્યાવિલાસી જનોને આ ગ્રંથ વાંચવામાં અભિરૂચી વધત. બેશક આ અવલોકન ઘણું ટુંકુંજ થાત પણ ગ્રંથના અધિકારીઓમાં વાંચવાની અભિરૂચિ વધત. આટલુંજ કહીને રા. મણિશંકરને પોતાના પ્રયાસ અને જ્ઞાન માટે અભિનંદન આપી અમે અટકીએ છીએ.

**શિક્ષકનો ભોમીયો** નામે નાનકડું પુસ્તક, તેના કર્તા રા. રા. જાદવજી માવજી ગાંધી ભાવનગર તાલુકા સ્કૂલ માસ્તર તરફથી અમને અભિપ્રાય માટે ભેટ દાખલ મલેલું છે, તે ઉપકાર સાથે સ્વીકારીએ છીએ. કર્તાને પોતાને થએલા લાંબી મુદતના અનુભવની નોંધ પરથી આ પુસ્તકની યોજના કરવામાં આવી હોય એ સંભવિત છે; અને જોકે શિક્ષણની આત્મિક જીવન શક્તિને ઉત્તેજન આપવા જેવું આ લઘુ પુસ્તકમાં કાંઇ નથી, તોપણ, બેશક જ્યાં શિખવવામાં, શિક્ષકો, બંદોબસ્તને માટે બેચાર અપશબ્દો અને જૂલમગાર આંકણીઓના ત્રાસની સાથે, વાંચવા લખવામાં કાંઇપણ સમજણની આવશ્યકતા, કવચિતજ સમજે છે, તેવા સમયમાં તો આ અલ્પ પુસ્તક પણ ઘણું ઉપયોગી થશે. શિક્ષણના અજ્ઞાનની મહા નિદ્રામાંથી થોડા ઉત્તમ શિક્ષકોની પણ જાગ્રતિ જોઇ અમને આનંદ થાય છે.

---

# आर्यधर्मप्रकाश.

पुस्तक २४ मुं.   जेठ, संवत् १९५२.   अंक ८ मो

॥ यतो धर्मस्ततो जयः ॥



## भाविन महत्वाविषे.

( भजेन )

( माढ )

छोडी दे तुं शोकनें मन भावि नहीं खसे.
लख्युं नथी जे भालमां ते शी रीतें थशे. टेक.
भाविनें दीसे अधीनज ब्रह्माविष्णु महेश;
लाख उपाय कर्यां थकीं पण भावि न मटे लेशरे. मन. १
काम न आवे कांइ कुशळता विद्यादिक तुं जाण;
वगसण सर्व वृथा छे एतो मानी ले तुं प्रमाणरे. मन. २
वसुने मांहे वास करे जड देश के परदेश;
मरु देशोंके मेरुमाथे वित्तमळे न विशेषरे. मन. ३
कस्तूरीनें कोयलकाळी सोनामां न सुगंध;
शीतल चंद्रतणा किरणथी चकवा चकवी अंधरे. मन. ४
कंटकतोछे गुलाब विपेंने चंदन फलफुल हीन;
दशरथ मरण हरण सीतानुं एभाविने आधीनरे. मन. ५
उद्यमतोसूक्षेनहिसाचो भाविमां जो न होय;
भावितो उद्यमविण फळशे श्रीफलमां जेम तोय रे. मन. ६
शत्रु सहोहर विभिषणनेंतो रामें आप्युं राज;
तेलकपिवर कार्य कुशलने एभाविनां काजरे. मन. ७
छोडी दे जंजाल सकल तुं भजने तुं यदुनाथ;
सुखदुःख जन्ममरण आदिकतो सर्वे एने हाथरे. मन ८

# आपणो उदय केम थाय?

('મળેલું').

(સાંધણુ પાને ૧૫૩ થી)

## ब्रह्मचर्य अथवा शमदम अने आर्जव.

બ્રહ્મચર્યની આપણાં શાસ્ત્રોમાં એટલી બધી સ્તુતિ લખી છે કે જો તે જૂદી લખવામાં આવેતો એક મોટું પુસ્તક થાય એમ છે. તે સ્તુતિ યથાર્થ છે કેમકે જીવન તત્વની રક્ષા બ્રહ્મચર્યથીજ થાય છે. ચરકમાં પણ લખ્યું છે કે આહાર, નિદ્રા અને બ્રહ્મચર્ય એ ત્રણ ઉપસ્થંભ છે. ગ્રહસ્થોને માટે ઋતુગામીપણું (ઋતુના નિયમ પ્રમાણે પોતાની સ્ત્રી પાસે જવું તે) એ બ્રહ્મચર્યજ ગણાય છે. શ્રી ભાગવતમાં લખ્યું છે કેઃ—ग्रहस्थस्यर्तुगामिनः

યોગ્ય વયે અવસ્થા અને શરીરશક્તિનો વિચાર કરી અમાવાસ્યાદિ પર્વકામનો ત્યાગ કરીને પોતાની સ્ત્રી પાસે યથેચ્છ ગમન કરવામાં પણ કશો બાધ નથી. મહામુનિ યાજ્ઞવલ્કય લખે છે કે यथा कामी भवेद्वापि પરંતુ પરસ્ત્રીની ઇચ્છા કદી પણ કરવી નહિ. મહામુનિ ચરકાચાર્યે સદાચાર લખતાં જણાવે છે કે नान्यस्त्रियमभिलषेत् (અન્ય સ્ત્રીની ઈચ્છા ન કરવી) એ સત્ય છે અભ્યુદયના ઉચ્ચતર માર્ગમાં પ્રથમ પેહેલો મોટામાં મોટો એજ અંતરાય નડે છે માટે તેનાથી ચેતતાં રહેવું જોઇએ. આજ દિવસ સુધીના ઇતિહાસો તપાસી જોતાં એ દુર્ગુણવાળાનો અભ્યુદય થયો જણાયો નથી રાવણ દુર્યોધન આદિ મોટા મહારાજાઓ પણ આ અતિ નીચ દુર્ગુણથી કેવી દુર્દશા પામ્યા છે એ કોનાથી અજાણ્યું છે? આખા રામાયણ અને મહાભારતનો ટુંકામાં ટુંકો સાર કોઈ મને પુછે તો હું તેને એટલુંજ કહું કે नान्यस्त्रियमभिलषेत् (અન્ય સ્ત્રીની ઇચ્છા ન કરવી). તંત્ર માત્રમાં કાર્ય સિદ્ધિ ન થવા માટે આ શ્લોક લખેલ હોય છેઃ-

पारान्नेनोदरं दग्धं करौ दग्धौ प्रतिग्रहात् ।
परस्त्री भिर्मनोदग्धं कार्यसिद्धिः कथं भवेत् ॥

પરાન્ન ખાઇને પેટ દગ્ધ થયું છે, દાન લઇને હાથ દગ્ધ થયા છે, અને પર સ્ત્રીથી મન દગ્ધ થયું છે ત્યાં કાર્ય સિદ્ધિ કયાંથી થાય? આ વાત ખરેખરી છે મનમાં પરસ્ત્રીની ઇચ્છા થતી હોય ત્યાં સુધી કોઇ પણ કાર્યની સિદ્ધિ થવાનીજ નહિ. મહારાજ પુરૂરવા કહે છે કેઃ—

किं विद्यया किं तपसा किं त्यागेन श्रुतेन वा ।
किं विविक्तेन मौनेन स्त्रीभिर्यस्य मनोहृतम् ॥

જેનું મન સ્ત્રીથી હરાયેલું છે તેના વિદ્યા, તપ, ત્યાગ, શ્રુત (જે સાંભળ્યું છે તે) એકાન્ત અને મૌનથી શું ? કાંઈજ નહિ. સારાંશ કે સ્ત્રીથી જેનું મન હરાયેલું છે એવા પુરૂષનું એ બધું વ્યર્થ છે આ વાતમાં કાંઇ પણ ખોટું નથી.

આપણા શરીરમાં પાંચ કોષ છે. અન્નમય, પ્રાણમય; મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય. આમા પ્રથમના બે (અન્ન-પ્રાણ) અને છેલ્લા બે(વિજ્ઞાન અને આનંદ) ની વચમાં મનોમય કોષ ગણેલો છે તે ઉપરજ મનુષ્યત્વનો આધાર છે. मन् ધાતુ ઉપરથી વિચાર કરનાર તે મન–મનુ–મનુષ્ય એ શબ્દ થયા છે તે मन् શુદ્ધ અને અશુદ્ધ એમ બે પ્રકારનું છે. શુદ્ધ સત્વગુણવાળું મન તે શુદ્ધ હોય છે અને રજોગુણ તથા તમોગુણ એ બે દોષવાળું મન અશુદ્ધ હોય છે. એ અશુદ્ધ મનમાં કામનો નિવાસ છે અને તેથીજ काम ને મનોજ કહેવામાં આવે છે. આ કામ મહા પ્રબલ શત્રુ છે. યુવાવસ્થામાં તેની પણ યુવાવસ્થા હોવાથી તેનું જોર વધે છે. તે કામના જય પરાજય ઉપરજ મનુષ્યના મનુષ્યત્વનો સઘળો આધાર છે. જો અશુદ્ધ મનમાં રહેલ કામે જય મેળવ્યો તો પછી તે માણસ માણસ નથી પણ મનુષ્યાકાર પશુજ છે એમ જાણવું; પણ જો શુદ્ધ મન અને વિજ્ઞાન (બુદ્ધિ) થી વિચાર કરી કામનો પરાજય કરવામાં આવે તો તે પુરૂષ ઉત્તમ કોટીનો દૈવી પુરૂષ જાણવો. કામની પ્રેરણાથી બધી ઈંદ્રિયો પોતપોતાનું કાર્ય (વિષય ગ્રહણ) કરે છે તેને જો કોઈ અટકાવનાર ન હોય તો પશુની પેઠે અંત સુધી અતૃપ્ત ઇંદ્રિયો સ્વવિષયથી કદિ પણ પાછી હઠતી નથી, એટલા માટેજ શમ દમની પૂર્ણ આવશ્યકતા છે આ વાત ગીતાજીમાં શ્રીકૃષ્ણે વિસ્તારથી કહેલી છે. અર્જુને પૂછ્યું છે કેઃ—

अथ केनप्रयुक्तोयं पापंचरतिपूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥

હે વૃષ્ણી કુળમાં ઉત્પન્ન થએલા પરમાત્મન્, પોતે ઈચ્છા ન કરતો હોય તો પણ બલાત્કારથી કોઈ પ્રેરતું હોય તેમ કોની પ્રેરણાથી મનુષ્ય પાપ કર્મ કરે છે ? પરમ કૃપાલુ પરમાત્મા શ્રીકૃષ્ણે ઉત્તરમાં કહેલું છે કે રજોગુણ અને તમો ગુણ યુક્ત અશુદ્ધ મનમાં રહેનાર મહાપાપી કામ એવા નામનો એ મહા પ્રબલ શત્રુ છે. ક્રોધ પણ એજ છે કેમકે કામમાંથીજ ક્રોધ ઉત્પન્ન થાય છે. જ્ઞાનીઓના નિત્ય વૈરી એ કામથી જ્ઞાન ઢંકાઈ જાય એટલે પછી પાપકર્મ

પ્રવૃત્તિ થાય છે માટે પ્રથમતું એ કામને જીત નહિ તો બહુ હાનિ છે. એમ કહીને તેનો ક્રમ પણ જણાવ્યો છેઃ—

ध्यायतो विषयान्पुंसस्संग स्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥

વિષયોનું ધ્યાન કરનાર પુરૂષને પ્રથમ તેઓમાં સંગ થાય છે. સંગ થવાથી કામ ઉત્પન્ન થાય છે. કામમાં કાંઇ હરકત આવે તો ક્રોધ ઉપજે છે. ક્રોધમાંથી મોહ થાય છે એટલે તે મોહથી સ્મૂતિ ભ્રષ્ટ થાય છે. સ્મૂતિ ભ્રષ્ટ થતાં બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનો નાશ થયેથી મનુષ્ય નાશ પામે છે. એટલે કે હમેશાંને માટે મનુષ્યત્વનો વિનાશ થઇ જાય છે. આ કેટલી મોટી હાનિ છે? એટલા માટેજ આપણા શાસ્રકારોએ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ મહાશત્રુ માનેલા છે. એ છ શત્રુઓમાં પણ કામ એ મુખ્ય શત્રુ છે, તેનો વિજય મેળવવા પ્રતિક્ષણ પ્રયત્નમાંજ રહેવું યોગ્ય છે એટલા સારૂજ સદાચાર પાળવાની જરૂર છે અને તેમાં પરસ્રીની ઇચ્છા ન કરવી એમ લખવાનો હેતુ પણ એજ છે કે કામ વિજયની એજ મુખ્ય નિશાની છે. પરસ્રીની ઇચ્છા થાય કે તુરત કામ તે માણસ ઉપર સવાર થાય છે અને એ નીચ ઇચ્છા પૂર્ણ કરવા તેને લલચાવે છે; અનેક દુર્ગુણોની જાળમાં તેના અમર આત્માને ફસાવી દે છે, એટલે પછી કાંઇ કૃત્યા કૃત્યનું ભાન પણ રહેતું નથી એવો એ મનુષ્ય કામ વશ થઇ જાય છે. આ દુર્ગુણથી પ્રજા વર્ણસંકર થાય છે એથી કુલ જાતિના ધર્મનો નાશ થાય છે અને આયુષ્યનો ક્ષય થઇ જાય છે મહારાજ મનુ કહે છે કેઃ—

नही दृशमनायुष्यं लोके किंचन विद्यते ।
यादृशं पुरुषस्येदं परदारोप सेवनम् ॥

જેવી પરસ્રીના સેવનથી આયુષ્યની હાનિ થાય છે તેવી આ જગતમાં આયુષ્યની હાનિ કરનાર બીજી કોઈ પણ વાત નથી. આ દુર્ગુણ જ્યાં સુધી હોય ત્યાં સૂધી આયુષ્ય વધવાના બીજા બધા ઉપાયો નકામાજ છે માટે એ ઇચ્છાથી સદા સર્વદા દુર રહેવું. એક કવિ કહે છે કેઃ—

उदर्क भूतिमिच्छद्भिः सद्भिः खलुन दृश्यते ।
चतुर्थी चंद्रलेखेव परस्त्री भाल पट्टिका ॥

ઉદય લક્ષ્મીની ઇચ્છા રાખનાર સત્પુરૂષોએ ચોથના ચંદ્રની પેઠે પર સ્રીનું મુખ જોવાનું નથી—મતલબ કે તોજ ઉદય લક્ષ્મી પ્રાપ્ત થાય છે.

આવો શમ દમ વાળો પુરૂષ હોય તેજ શીળવાન કે આર્જવ વાળો ગણાય છે. શીળને માટે મહાભારત શાન્તિપર્વમાં એક આખ્યાન, ભિષ્મપિતામહે મહારાજ યુધિષ્ઠિરને કહેલું તે વાંચવાની સર્વને મારી છેલ્લી પ્રાર્થના છે. આ ત્રણે ગુણ આપણા બ્રાહ્મણોના છે. જ્યાં સુધી એ ગુણ ન હોય ત્યાં સુધી આપણામાં એટલી અપુર્ણતાજ છે એમ જાણી એ ગુણ પણ અવસ્ય ગ્રહણ કરવા જોઇએ

## ईश्वर कृपा.

અભ્યુદય પામવાનું મુખ્ય સાધન ઇશ્વર કૃપા છે. કથાસરિત્સાગરમાં લખેલું છે કે विना हि तत्प्रसादेन कुतो वाञ्छित सिद्धय: ઇશ્વરના પ્રસાદ વગર વાંચ્છિત સિદ્ધિઓ કયાંથી મળે; જેના ઉપર ઇશ્વરની કૃપા છે તેને જે કાર્ય કરવું હોય તે થઇ શકે છે પરંતુ સર્વ સાધનો છતાં એક ઈશ્વર કૃપાજ ન હોય તો ધારેલું કાર્ય પાર પડતું નથી. જ્યારે પરમેશ્વરની કૃપા થાય છે ત્યારે જે જે સાધનોની આવશ્યક્તા હોય છે તે સર્વ વિના પ્રયાસે મળી આવે છે એટલે કાર્ય કરવામાં કાંઈજ વિલંબ થતો નથી. કથાસારિત્સાગરમાં લખે છે કે—

इच्छत्यनुग्रहं यस्य कर्तुं सुकृत कर्मणः ।
ददाति तस्य कल्याणमित्र संयोग मीश्वरः ॥

જે સુકૃત કરનાર પુરૂષનો અનુગ્રહ કરવાને ઇશ્વર ઈચ્છે છે તેને કલ્યાણ કારી મિત્રોનો સંયોગ દેવા માંડે છે. જ્યારે કલ્યાણકારી મિત્રોનો સંબધ થવા લાગે ત્યારે જાણવું કે ઈશ્વરનો આપણા ઉપર અનુગ્રહ છે એ ઉપરથી જવાભટ્રાચાર્યે સદાચારના પ્રારંભમાં લખે છે—

भक्त्या कल्याणमित्राणि सेवेतेतर दूरगः ॥

ઈતર (અકલ્યાણકારી) પુરૂષોથી દુર રહીને કલ્યાણકારી મીત્રોને ભક્તિથી સેવવાથી સદ્વિદ્યા પ્રાપ્ત થાય છે. તેથી મહાન્ મન થાય છે એટલે પછી સંપ થવામાં કાંઇ પણ વાર લાગતી નથી. કલ્યાણકાગી મિત્રો તથા સત્પુરૂષોના સંયોગથી સદ્ધર્મ તથા સદુદ્યોગનું પણ ખરૂં સ્વરૂપ સમજાય છે અને તે સદ્ધર્મ પાળવાથી અને તે સદુદ્યોગ કરવાથી આપણી સ્થિતિ સુધરી જાય છે અને યોગ્ય વયે ગુણવાન દંપતીઓનાં જોડાંઓ જોડાયાથી પ્રજા પણ દિવસે દિવસે બળવાન, બુદ્ધિવાન અને દીર્ઘાયુષી થતી જાય છે એટલે ઉદય લક્ષ્મી

ત્યાંજ નિવાસ કરે છે. હવે સમજાયું હશે કે આ બધાનું મૂળ ઈશ્વર કૃપાજ છે માટે તે ઇશ્વર કૃપા મેળવવા આપણે પ્રથમ પ્રયત્ન કરવો જોઇએ. કહ્યું છે કે:-

દોહરો.

સુખનું કારણ સંપ છે, તેનું કારણ જ્ઞાન;
જ્ઞાન મૂળ સત્સંગનું, ઈશ્વર કૃપા નિદાન.

સારાં કર્મો કરનારનો અનુગ્રહ કરવાને ઇશ્વર ઇચ્છા રાખે છે એમ ઉપરના શ્લોકમાંજ જણાવ્યું છે તો આપણે જે જે સત્કર્મો હોય તેજ કરવાં જોઇએ. સર્વ મનુષ્યોનું ભલું કરવું એ બધાં સત્કર્મોમાં સર્વોત્તમ છે અને આપણે હાથે એજ સત્કર્મ થવું જોઇએ એજ આ આખા નિબંધમાં લખવામાં આવ્યું છે. તે સત્કર્મ કરવાથી અવશ્ય આપણી ઉપર પરમ કૃપાળુ પરમેશ્વરનો અનુગ્રહ થવોજ જોઇએ.

પરમેશ્વરનો અનુગ્રહ કેમ થાય એ ખરૂં જાણવું એ પણ ઇશ્વર કૃપા હોય ત્યારેજ બને છે, શ્રીમદ્ ભાગવતમાં ઇશ્વર કૃપા થવા માટે લખ્યું છે કે:-

दयया सर्व भूतेषु संतुष्टया येन केनवा ।
सर्वेन्द्रियोपशांत्याच तुष्यत्याशु जनार्दनः ॥
तितिक्षया करुणया मैत्र्याचाखिलजंतुषु ।
समत्वेनच सर्वात्मा गगवान् संप्रसीदति ॥
तप्यंते लोक तापेन साधवःप्रायशो जनाः ।
परमाराधनंतद्धि पुरुषस्या खिलात्मनः ॥

સર્વ ભૂત પ્રાણીમાત્ર ઉપર દયા રાખવાથી, જે મળે તેમાં સંતોષ રાખવાથી અને સર્વ ઇંદ્રીઓની શાન્તિથી જનાર્દન પરમેશ્વર તુરત પ્રસન્ન થાય છે. અખિલ જંતુ ઉપર તિતિક્ષા, કરૂણા અને મિત્રાઈ રાખવાથી—ટુંકામાં સર્વની સાથે સમત્વથી ( પોતાની સમાન જાણવાથી ) સર્વાત્મા ભગવાન પ્રસન્ન થાય છે પ્રાયશઃ સાધુ પુરૂષો લોકોના તાપથી પોતે તપે છે (દુઃખ પામે છે) કેમકે એજ અખિલાત્મા પરમેશ્વરનું પરમ આરાધન છે. આખા નિબંધનો સાર અને આપણે બ્રાહ્મણોનો મુખ્ય ધર્મ આજ છે અને તેથીજ પરમેશ્વર સત્વર પ્રસન્ન થાય છે અને ત્યારેજ ખરો અભ્યુદય પામી શકાય છે. શુંભ ભવતુ.

આ નાના નિબંધની સમાપ્તિ આંહીજ થાય છે પણ તેમાં લખવા પ્રમાણે ચાલવાથી આપણો ખરો અભ્યુદય થવાની લખનાર પોતાના અંતઃકરણમાં આશા રાખે છે. આપ જેવા સુજ્ઞ વિદ્વજ્જનો પાસે અલ્પ મતિ આ

મનુષ્યે જે પોતાનું ચિત્ત ચાંચલ્પ પ્રગટ કરેલ છે તે કેવળ હાસ્યાસ્પદજ છે. તે પણ હંસની પેઠે નીરક્ષીર વિવેકી આપના તરફથી જેટલો સત્કાર થાય તે આપના સહજ સૌજન્યનીજ શોભા છે. પરમ કૃપાળુ પરમેશ્વરની કૃપાથી આપણે સર્વ એક સંપીલા મહાન્ મનના વિદ્વાનો થઇને સર્વ મનુષ્યોનું ભલું કરવું એજ આપણો ખરો ધર્મ છે એમ જાણીને, તે ધર્મને યથાર્થ રીતે પાળતાં સર્વ સદ્ગુણોથી ભરેલાં પરમ અભ્યુદયનાં પાત્રો થઇએ કે જેથી સર્વ મનુષ્યોનું પણ આપણાજ શુભ વિચારોને અનુસરવાથી કલ્યાણ થાય. તથાસ્તુ.

---

# आर्या शतद्वयी.

(મળેલુ).

रघुपति पदकमल विमल परिमल मल सापहाय ते मीतिः ।
अतिपयम विपय विपतरुसुमनः सु मनोद्विरेफ नो घटते ॥ १ ॥

હે મનરૂપ ભ્રમર! શ્રીરામચંદ્રજીના ચરણારવિંદના નિર્મલ પરાગને આળસથી તજી દઇને અતિ વિષમ વિષયરૂપ વૃક્ષોના ફૂલમાં તને પ્રીતિ યોગ્ય નથી. ૧

सत्सं रामपदांबुजमानंदामोदमंदिरंहित्वा ।
विषयगगन कुसुमसमूहमिच्छसिकिंरे मनोमधुप ॥ २ ॥

આનંદરૂપ સુગંધને આપનારૂં શ્રીરામચંદ્રનું ચરણારવિંદ કે જે સાચું છે તેને મેલી દઇને હેમનરૂપી ભ્રમરા! વિષયરૂપી આકાશ પુષ્પને શું ઈચ્છેછે!

परिमलबहुलो रघुपतिचरण नख मयूख मंजरी हित्वा ।
हृदयमधुव्रत विरसे विषय करीरे कथं रमसे ? ॥ ३ ॥

હે હૃદયરૂપી ભ્રમરા! શ્રીરામચંદ્રના ચરણ નખની કિરણોરૂપ મંજરીને મેલી દઇને રસ વગર વિષયરૂપ ખાખરામાં શું રમે છે! ॥ ૩ ॥

रघुराज भालभासितमलयजतिलकरुचिजन्हु कन्यायां ॥
भ्रूयमुनामिलितायां स्नाहिमनोजहि हिविपयरथ्यांबु ॥ ४ ॥

શ્રી રઘુપતિના લલાટમાં શોભતા મલયાચલના ચંદનમાં રુચિ થવા રૂપ ગંગાજી કે જેમાં બે ભ્રુકુટી રૂપ યમુના સાથે મળેલાં છે તેને વિષે સ્નાન કર. અને હે મન! વિષયોરૂપ માર્ગના જલને (ખરાબ પાણી ગટર કે ખાલમાં વહેતું હોય તેવું તેને) છોડી દે. ॥ ૪ ॥

ते धूचिता कथं वा प्रीतिर्विषयेषु दुर्जनेष्विवते ।
उन्मीलयंतिखेदं सततं ये सेविताएव ॥ ५ ॥

જે વિષયો નિરંતર સેવન કરવાથી ખેદને ઉત્પન્ન કરે છે તે દુર્જન જેવા વિષયોને વિષે તારે પ્રીતિ કેમ ઘટે ? ન ઘટે. ॥ ૫ ॥

न विषय भोगोभाग्यं खलु यत्र जंतुमात्रमपि ।
ब्रह्मेंद्ररुद्र मृग्यं भाग्यं विषयेषु वैराग्यम् ॥ ६ ॥

જેને વિષે પ્રાણીમાત્ર છે એવા વિષયો ભોગવવા એ ભાગ્ય નથી પણ બ્રહ્મા, ઈંદ્ર અને રૂદ્ર જેને ગોતે છે એવું વિષયોમાં વૈરાગ્ય એજ ભાગ્ય ખરેખર ભાગ્ય છે ॥ ૬ ॥

विद्या विनय विशालैरिंद्रियशिशवोपि विक्रीताः ।
विषयविटेश्वपियस्मात् धिक् तत् वैराग्यदारिद्रम् ॥ ७ ॥

વિદ્યા અને વિનયવાળાઓએ પણ વિષયોરૂપી ભડવાઓને વિષે ઈંદ્રિયોરૂપ બાલકોને વેચ્યા છે માટે તે વૈરાગ્યની દરિદ્રતાને (વૈરાગ્ય રહિતપણાને) ધિઃકાર છે. ॥ ૭ ॥

ईक्षंत एवचेतो मित्रं दुःस्नेह पाशवद्धं ये ।
अहहकदर्यतराणां धीधनमुपयुज्यते क्वातेषाम् ॥ ८ ॥

જેઓ ચિત્તરૂપ મિત્ર દુઃખરૂપ સ્નેહપાશમાં બંધાયેલું જુવે છે અહોહો ! તેવા અત્યંત લોભી લોકોનું બુદ્ધિરૂપ ક્યાં વાપરવામાં આવતું હશે. ॥ ૮ ॥

दासी कृतामपि विटैर्बुद्धिं जननी मुपेक्षते विषयैः ।
सकथं साधुसमाजे वाधुसमाजे वदनं शक्नोति दर्शयतुम् ॥ ९ ॥

જે માણસ વિષયોરૂપ ભડવાઓએ બુદ્ધિરૂપ માતાને દાસી કરી લીધા છતાં ઉપેક્ષા રાખે છે તે માણસ સુજન સમાજમાં મુખ દેખાડવાને કેમ સમર્થ થાય ? ન થાય. ॥ ૯ ॥

धिक् तन्मानुषभावं धिक्चातुर्यंच धिक् च तद्विद्याम् ।
उदरामेध्य निवासात् क्रमिरिव योयातिनोद्वेगम् ॥ १० ॥

જે મનુષ્ય કીડાઓની પેઠે પેટને વિષે મલ મૂત્રાદિકમાં રેહેવાથી ખેદ પામતા નથી તે મનુષ્યના માણસપણાને ધિઃકાર, ચતુરાઇને ધિઃકાર, અને વિદ્યાને ધિઃકાર છે. ॥ ૧૦ ॥

मांसत्वगादिमय्यो वनिताः सुधयेव भित्तयो लिप्ताः ।
त्वांवंचयंति चेतः स्फुरता वाह्येन रंगेन ॥ ११ ॥

હે મન ! માંસ અને ચામડાંમય વનિતાઓ, ચુનાથી લીપેલી ભીંતોની પેઠે ઉપરના રંગથી તને છેતરે છે. ॥ ૧૧ ॥

जानीहि तत्प्रसंगं सम्रतिसिंधुं तितीर्षतां हिमताम् ।
सहसा विहित विघातं दृषदाघातं विवेकपोतस्य ॥ १२ ॥

તે વનીતાઓનો પ્રસંગ સંસારસાગરને તરવાની ઈચ્છાવાળા સુજનોના વિવેકરૂપ વહાણને એકાએક વિઘ્ન કરનાર પાણાનો ખરાબો છે. ॥ ૧૨ ॥

याति चित्त दुरात्मन् ! चर्मणि विण्मूत्रपूरितेपि रतिः ।
सूचयति सैवनूनं यमपुरनरकेषुभाविनीं प्रीतिम् ॥ १३ ॥

હે નઠારા મન, મલમૂત્રથી ભરેલા ચામડામાં પણ તને જે આસક્તિ છે, તેજ આસક્તિ યમપુરીમાં નરકો વિષે થવાની પ્રીતિને સૂચવે છે. ॥ ૧૩ ॥

स्नेहादिहयदि खेदो जन्मसुजातो न केषु ते तदयम् ।
धिक् त्वां निस्त्रपयत्ते स्नेहादद्यापिनोद्वेगः ॥ १४ ॥

જો તેમાં સ્નેહથી ખેદ થતો હોય તો તે ખેદ કયા કયા જન્મોમાં નથી થયો ? બધા જન્મોમાં થયો છે. હે લાજ વગરના, તને ધિક્કાર છે; કેમકે હજી સુધી તારે સ્નેહથી ઉદ્વેગ થાતો નથી. ॥ ૧૪ ॥

ज्ञानान्नं न लभसेह यदिचोत्तम देह गेहेपि ।
चेतोतिथेस्तथा ते भ्रमणं क्वान्यत्र तल्लाभः ॥ १५ ॥

હે ચિત્તરૂપ અતિથિ ! જો ઉત્તમ દેહ અને ઘરને વિષે જ્ઞાનને નહિ મેળવ તો તારૂં ફરવું ફોકટ થશે કેમકે તે જ્ઞાનનો લાભ બીજે કયાંથી થવાનો ? ન થવાનો.* ॥ ૧૫ ॥

त्वामात्मलाभलोभादुचितं चेतोहमाश्रितो मित्रम् ।
संकल्पजाल कलनै र्भवता बद्धोस्मि हाकिमिदम् ॥ १६ ॥

હે ચિત્ત ! આત્મ લાભ થવાના લોભને લીધે તુ સરખા યોગ્ય મિત્રનો મેં આશ્રય કર્યો ત્યાં તેં અનેક સંકલ્પોના સ્ફુરણો વડે મને બાંધી લીધો ! ! અરે એ શું કહેવાય ? ॥ ૧૬ ॥

---

* સારાંશકે ઉત્તમ કુલમાં મનુષ્યાવતાર પામ્યા છતાં પણ જ્ઞાનરૂપ અન્ન જો તને નહિ મળે તો તારૂં સંસારમાં ભટકવું વૃથા થશે કેમકે મનુષ્ય જન્મ સિવાય બીજા કયા અવતારમાં જ્ઞાનનો લાભ થાય છે. કોઇમાં થતો નથી.

સંસારમાં આમ તેમ ભટકે છે તે માટે મનને અતિથિ કહ્યુ છે અતિથીને અન્ન મળે તો શાંતિ થાય અને ફરવું મટે. ચિત્તને જ્ઞાન મળે તો શાંતિ થાય અને જન્મમરણ મટે એ પ્રત્યક્ષ છે.

अयमुच्च देह गेहे वासो हासाय ते यदिदम् ।
भक्त्याद्यनेक ललनाकीर्णे न ज्ञान संपदापूर्णम् ॥ १७ ॥

ઉત્તમ શરીરરૂપ ઘરમાં આ તારો વાસ છે તે જો આ ઘર ભક્તિ વગેરે સ્ત્રીઓથી યુક્ત અને જ્ઞાનરૂપ સંપત્તિઓથી ભરેલું ન થયું તો, હસવા જેવો છે.

इंद्रियसंततिरवशे न वशे तत्रचित्त वृत्तिकांतापि ।
धिक् देह गेह वासं जनयति जनता परी हासम् ॥ १८ ॥

હે ચિત્ત ! ઇંદ્રિઓ રૂપ સંતતિ તારે વશ નથી અને વૃત્તિરૂપ સ્ત્રી પણ તારે સ્વાધીન નથી માટે શરીરરૂપ ઘરમાં વસવું તેને ધિઃકાર છે કેમકે માણસોમાં હાંસી ઉપજાવે છે. ॥ ૧૮ ॥

न दयाद्योपि कांताः क्षणमपि सस्नेहमीक्षंते ।
धिक् देहगेह वासं तव मानस लज्जसे न थम् ॥ १९ ॥

હે મન ! દયા આદિક કાંતાઓ ક્ષણવાર પણ સ્નેહ સહિત જોતી નથી માટે તારાં શરીર રૂપ ઘરમાં વાસ છે તેને ધિઃકાર છે ! કેમ શરમાતું નથી ! ૧૯

अवजानासि शमादीन तिथीं न निशं निवासेपि ।
मानस न लज्जसे हा कथमुच्च देहगेह वासेन ॥ २० ॥

હેમન ! નિરંતર રહે છે તો પણ શમાદિક અતિથિઓને ઓળખતું નથી ! હાય હાય માનવ શરીર રૂપ ઘરમાં વસવાથી કેમ લાજ પામતું નથી ! ॥ ૨૦ ॥

हृदय जरद्गव इव किं पतितं हा हंत मोहगर्त्तेऽस्मिन् ।
तत्रैवनर्यासिकालं तत्रत्यविषय तृणेहया धिक्त्वाम् ॥ २१ ॥

હે હૃદય ! તું ઘરડા બળદની પેઠે આ મોહ રૂપી ખાડામાં પડેલું છે અને તે ઠેકાણાના વિષયોરૂપ ઘાસને ખાવાની ઇચ્છાથી મોહરૂપ ખાડામાંજ કાલ કાઢી નાખે છે માટે તને ધિઃકાર છે ! ॥ ૨૧ ॥

पतितः पशुरपि कूपे निःसर्तुं चरण चालनं कुरुते ।
धिक्त्वांचित्त भवाब्धेरिच्छापिचनो विभार्षि निःसर्तुम् ॥ २२ ॥

કુવામાં પડી ગયેલો પશુ પણ નીકળવા માટે પગ હલાવે છે પણ હે ચિત્ત તને તો ધિઃકાર છે કે ભવસાગરમાંથી નીકળવા માટે ઈચ્છા પણ ધરતું નથી ! ॥ ૨૨ ॥

पतनं नावगतं चेत् अवगतपतना कृतोद्यमा गात्रः ।
लोके तेकिल पशवः सुधियः कुधियोपि हा मनुजाः ॥ २३ ॥

ચોપગાં પ્રાણીઓ પોતાનું ખાડમાં પડી જવું જાણતા હોવાથી બહાર નીકળવાને પ્રયત્ન કરે છે એવા બુદ્ધિમાન છતાં લોકમાં પશુ કહેવાય છે અને આપણે આપણું સંસારમાં પડવું નહી જાણવાથી મુર્ખ છિયે તો પણ માણુ-સ કહેવાઇએ છિયે એ આશ્ચર્યની વાત છે! ॥ ૨૩ ॥

किं खिद्यसे वियोगान्मानस मिथ्यैव पुत्रमित्रादेः ।

कलयसि कथं न सकलं विगलित मोदोह मेवेति ॥ २४ ॥

હે મન ! પુત્ર-મિત્ર વગેરેના વિયોગથી શા માટે ખેદ પામે છે? જેમાં દેશકાળ વગેરેનો ભેદ નથી એવો આત્માજ સર્વ રૂપ છે તેને કેમ નથી દે-ખતું ? ॥ ૨૪ ॥

समुचित गौरव हंतॄन् परिमित दातॄन् तिक्लेशात् ।

किं सेवसेवदान्यान ज्ञानपि पंडितंमन्यान् ॥ २५ ॥

યોગ્ય મોટાઇનો નાશ કરનાર અને ઘણા ક્લેશે થોડુંક આપનારા અ-જ્ઞાની છતાં પંડિતપણાનું અભિમાન કરનારા કષ્ટોને શા માટે સેવે છે ? ॥ ૨૫ ॥

यान्सेवसे सखेदं द्रविण कणार्थी विहाय घृणाम् ।

सुचिरं चित्त विचारय दत्तं तत्केन तेभ्यः ॥ २६ ॥

હે મિત્ર ! વિચાર તો કરી જો કે-લાજ મેલીને ખેદ થાય તેમ ધનના કટકા માટે જેને તું સેવે છે તેમાના કોઇએ તે ધન આપ્યું છે? ॥ ૨૬ ॥

---

## लिंगाष्टक

વિષ્ણુ આદિ જુદા જુદા દેવતાઓની મૂર્ત્તિના જુદા જુદા આકારો કલ્પેલા છે, તેમ રુદ્ર દેવનો આકાર લિંગ કલ્પેલો છે. लिंग શબ્દ સંસ્કૃત છે, ને તે लिंग्=જવું-ઉપરથી વ્યુત્પન્ન છે. સૃષ્ટિની પ્રથમ ઉત્પત્તિ, પછી સ્થિતિ અને પછી લય- એમ ત્રણ સ્થિતિઓ છે. આ અખિલ સૃષ્ટિ જે દૃશ્ય છે તેમાં ચેતન વ્યાપીને રહેલ છે, એ ચેતન્-અથવા એ સૃષ્ટિનું કારણ જે ચેતન છે, તે ચેતનમાંજ એ ત્રણ પ્રકારની શક્તિ રહેલી છે. ઉત્પાદક શક્તિને આપણે બ્રહ્મા કહિયે છિયે, પોષક શક્તિ અથવા સૃષ્ટિને સ્થિત રાખનાર શક્તિને વિષ્ણુ કહિયે છિયે, અને લયકર શક્તિને रुद्र કહિયે છિયે. व्रह् ધાતુ વિસ્તાર વાચક હોઇ સૃષ્ટિનો પ્રથમ વિસ્તાર-ઉત્પત્તિ-નો અર્થ સૂચવે છે, विश् ધાતુ પ્રવેશાર્થક હોઇ

વ્યાપ્તિનો સૂચક છે, અને रुद् ધાતુ નાદવાચક હોઇ યોગ સૂચક પ્રણવાર્થ બતાવે છે. આ ત્રણે ત્રિમૂર્તિ કહેવાય છે.સમગ્ર ઉત્પત્તિ, સ્થિતિને લયરૂપ વ્યક્તિને બ્રહ્માંડ કહેવાય છે, અને તેનેજ લિંગ કહે છે. એ લિંગની સ્તુતિ આઠ શ્લોકમાં છે. તેનું ભાષાન્તર અત્ર મૂળ સહિત પ્રસિદ્ધ કરિયે છિયે, અને તેની સાથે તેના અધ્યાત્મ અર્થ બતાવનારી ટીકા પણ કરીછે.

ओं ॥ ब्रह्ममुरारि सुरार्चित लिंगम् ।
निर्मलभास्कर शोभित लिंगम् ॥
जन्मनिदुःखनिवारण लिंगम् ।
त्वांप्रणतोऽस्मि सदाशिवालिंगम् ॥ १ ॥

અર્થ—બ્રહ્મા, વિષ્ણુ આદિ દેવોએ પૂજેલા; નિર્મલ સૂર્ય સરખા શોભિત; અને જન્મ મરણાદિ દુઃખને નિવારણ કરનારા સદા કલ્યાણ કર લિંગને હુ પ્રણમેલો છું.

ટીકા—લયશક્તિ રૂપ ચેતન જે રૂદ્ર, તેની સ્તુતિ લિંગ રૂપે કરેલી છે. કારણમાં કાર્યનો લય થવો તેનેજ મોક્ષ કહે છે; માટે મોક્ષગતિ (Involution) તેજ અત્ર શિવલિંગ છે. બ્રહ્મા ઉત્પાદક ચેતન, અને પોષક ચેતન વિષ્ણુ તથા બીજા દેવતાઓથી જે લિંગ અર્ચિત—પૂજાયલું છે, એવા લિંગને પ્રણામ પ્રથમ શ્લોકમાં કરેલ છે.

બ્રહ્માનો શબ્દાર્થ પૂર્વે કહેવાયલો છે. વિષ્ણુનું નામ આ શ્લોકમાં मुरारि કહેલ છે. એ શબ્દ સંસ્કૃત છે. मुर् ધાતુવેષ્ટન વાચક હોઈ અજ્ઞાનાવરણ કે જેથી જીવ વીંટાયલો છે, તેના अरि એટલે શત્રુ-અજ્ઞાનના શત્રુ-એમ અર્થ છે. પુરાણમાં મુર નામના દૈત્યને વિષ્ણુએ માર્યાની વાત સુપ્રસિદ્ધ છે—એ પરથી પંચકોશ રૂપ આવરણ-તેનો નાશ કરનાર તે મુરારિ. વળી એ મુર દૈત્ય નરકાસુરનો પ્રધાન હતો. શરીરમાં જન્મ ધરવો અને વીંટાવું એજ નરક છે. નરકરૂપ શરીરનો પ્રધાન પંચકોશરૂપ આવરણ છે. सुर શબ્દ પ્રકાશ વાચક તેમજ असुर શબ્દ અપ્રકાશવાચક છે, એ પરથી દેવતાઓ સુર અને દૈત્યો અસુર કહેવાય છે.

भास्कर શબ્દ સંસ્કૃત છે. ને તે પ્રકાશવાચક છે. પ્રકાશને કરનાર તે ભાસ્કર. પ્રકાશ કરનાર સૂર્ય છે માટે સૂર્યનું નામ ભાસ્કર છે. શિવલિંગ એટલે રૂદ્રનું શરીર, અથવા શિવ-કલ્યાણ-તેને કરનાર લિંગ, એમ અર્થ છે.

सिद्धसुरा सुरवंदित लिंगम् ।
शुद्ध सुगंध सुलेपित लिंगम् ॥

बुद्धि विवर्द्धनकारण लिंगम् ।
त्वां प्रणतोऽस्मिसदाशिव लिंगम् ॥ २ ॥

અર્થ—સિદ્ધપુરૂષો તથા સુર અને અસુરથી વંદાયલા, અને શુદ્ધ તથા સુગંધથી લેપાયલા, તથા બુદ્ધિની વિવૃદ્ધિના કારણરૂપ કલ્યાણકર લિંગને હું પ્રણમેલો છું.

ટીકા—સિધ્ ધાતુનો અર્થ "પૂર્ણ થવું" થાય છે. એ પરથી सिद्ध એટલે "પ્હોંચેલું" થાય છે. યોગાદિથી જેણે સિદ્ધિ મેળવી હોય, અથવા પરમ જ્ઞાન પામી જે પરમપદને પ્હોંચેલો હોય, તે સિદ્ધ કહેવાય છે. સૃષ્ટિને પ્રકાશકરનાર તત્વો—દેવો—અસુર, એ સર્વે જેને વંદન કરે છે એવું લિંગ છે તેને; શુદ્ધ—નિર્મલ—સુગંધથી લેપિત લિંગને પ્રણામ કરેલ છે. લય માર્ગમાં ચાલતાં, એટલે કે યોગમાં કુંડલિનિ ચાલન થતાં દિવ્ય સુગંધનો અનુભવ થાય છે એમ યોગીઓ કહે છે. લિંગ જે મોક્ષમાર્ગ—તે દિવ્ય સુગંધમય છે.

ઉત્પત્તિ, સ્થિતિ અને લય, એમ ત્રણ અવસ્થા બ્રહ્માંડની છે. બ્રહ્માંડનાં સર્વ તત્વો સંપૂર્ણરીતે વ્યક્ત થઈ રહે એટલે લય ક્રમ આરંભાય છે. એ લય ક્રમમાં બુદ્ધિ તત્વ વિશેષ પ્રકાશિત થતું જાય છે, માટે લય માર્ગ થવા શિવલિંગ બુદ્ધિની વિશેષ વૃદ્ધિનું કારણ છે.

---

# आर्यधर्म.

(મળેલું.)

લખનાર—બાપુસાહેબ—મુંબઈ.

(આ વિષય લખનાર તરફથી આવેલો છે તેવોજ છાપવામાં આવે છે તેમાં કંઈ સુમારો અમારા તરફથી કરવામાં આવ્યો નથી. માત્ર અમુક શબ્દો ઉપર નીચે ટીકા અમારી આપેલી છે; માટે ટીકા સિવાય મૂલવિષયની જવાબદારી તેના કર્ત્તાની ઉપર છે. તંત્રી.

પરમેશ્વરે[1] સૃષ્ટિ રચીને માણસોને અભ્યુદય અને મોક્ષ બે આપવાને વેદ કહ્યા છે. તેમાં માણસોને માટે ધર્મ અને બ્રહ્મ બેહુનું વર્ણન છે. કેટલોએક વેદનો ભાગ કાલાંતરે ઉચ્છેદ થયો, ત્યારે તેની યાદ કરીને મન્વાદિક સ્મૃતિયો

---

૧ परम મોટું, અને ઈશ્વર શક્તિમાન, મહાન શક્તિમાન, એમ અર્થ છે. સર્વ શક્તિમાન્ ઈશ્વર તે પરમેશ્વર. વેદ જેવો ગહન વિષય પણ સર્વ શક્તિમાન પરમેશ્વરજ કહી શકે. તંત્રી.

લખી છે. પરમેશ્વરે બ્રહ્માને પ્રથમ વેદ સંભળાવ્યો, તે ઉપરથી વેદનું શ્રુતિ નામ પડ્યું છે. અને મન્વાદિકે યાદ કરીને લખ્યો, તે ઉપરથી મન્વાદિકનાં વચનોને સ્મૃતિ કહે છે. માટે આપણા આર્યો શ્રુતિ સ્મૃતિમાં કહેલા ધર્મને, અને જ્ઞાનને માને છે. બ્રહ્માદિક[2] સહુ વેદ પ્રમાણે આચરવા લાગ્યા, અને વેદની સંસ્કૃત[3] ભાષામાં બોલવા લાગ્યા, તેઓ સહુ આર્ય કહેવાયા. અને જે લોકો વેદ સાંભળ્યાવિના બ્રહ્મના વંશમાંથી નાસી છુટયા, તેમાં વેદનો ગંધ રહ્યો નહિ, અને સંસ્કૃત ભાષાંનો ગંધ પણ રહ્યો નહિ, તેથી તેઓ અનાર્ય કહેવાયા. તેથી સંસ્કૃતને આર્ય ભાષા કહેવાય છે, બાકીની મ્લેચ્છ ભાષા કહેવાય છે. પર્વતોમાં રહેનારા ભીલ, કિરાત, શબર ઇત્યાદિ મ્લેચ્છમાં ગણાય છે. તે લોકોમાં વેદનો અને સંસ્કૃત ભાષાનો ગંધ નથી, અને ધર્મ નથી,પશુ જેવા હોવાથી મ્લેચ્છ અને અનાર્ય કહેવાયા !

આર્ય એટલે સજ્જન, સુધરેલ, સારા માણસ કહેવાય છે. એથી ઉલટા અનાર્ય કહેવાય છે. આર્યમાં ચાર વર્ણ થયા છે. બ્રાહ્મણને વર્ણમાં મુખ્ય કહે છે. તેનું કારણ એ છે કે પરમેશ્વરથી બ્રહ્મદેવને વેદ મળ્યા. તેણે પોતાની પ્રજામાં પ્રકટ કર્યા, તે સહુ ઋષિ થઇને ધર્મ પાળવા લાગ્યા. વનમાં રહેવું કંદ નિવારાદિક ખાવાં, હોમ કરવો, અને વિદ્યા ભણવી, એવુંજ કરતા હતા. તેમાંથી કાલાંતરે કેટલાએક યુધ્ધ કરીને રાજ કરવા લાગ્યા. તેઓનો બ્રાહ્મણમાંથી બીજો ક્ષત્રિય વર્ગ થયો. ક્ષત્રિયવર્ગમાંથી કેટલાએક ખેતી, પશુપાલન, વણજ કરવા લાગ્યા તે ત્રીજા વર્ગના વૈશ્ય થયા, અને જે લોકો અભણ રહીને ત્રણ વર્ણની મજુરીથી પેટ ભરવા લાગ્યા, તે શૂદ્ર થયા.

ત્રૈવર્ણિક વેદ ભણવો, અને શૂદ્રને વેદના અર્થનું અર્થાંતર કહેવું, પણ વેદ ભણાવવા નહિ, એવો પ્રાચીન કાયદો બંધાયલો છે. આર્યલોકને જનોઈ દઈને વેદ ભણાવે છે, ત્યાંથી ધર્મનો આરંભ થાય છે. જનોઈ લીધાની પૂર્વેતો તે શૂદ્રવત્ ગણાય છે. ચોટલી અને જનોઈ બે રાખીને ધર્મ પાળવો; પોતાનો ગુરૂ હોય તે ધર્મ શીખવે છે. શ્રુતિ અને સ્મૃતિમાંજ ધર્મ રહ્યો છે માટે આર્ય-

---

૨ સત્વ રજસ્‌ને તમસ્, એમ ત્રણગુણવાળી પ્રકૃતિથી આવૃત્ત બ્રહ્મ (વસ્તુ માત્રનું આદિ કારણ) તેમાં રજોગુણનું આધિક્ય તે "બ્રહ્મા" કહેવાય છે. પ્રવૃત્તિરૂપ ઉત્પત્તિના તે કર્ત્તા છે. વાસ્તવિક એજ વેદાદિના કર્ત્તા છે. તંત્રી.

૩ વેદભાષા અને હાલની સંસ્કૃત ભાષામાં થોડો ફેર છે. વેદભાષા પાછળથી સંસ્કાર પામી તેથી સસ્કૃત કહેવાઇ છે. તંત્રી.

અને એ વિના અન્ય શીખવું નહિ.[૪] વેદ ભણીને પછી તેનો વિચાર કરીને પરમેશ્વરનું જ્ઞાન મેળવવું હોય, ત્યારે બ્રહ્મનિષ્ઠ ઋષિ ગુરૂ હોય, તેની પાસે જવું.

વેદ ઉપરથી ધર્મને બ્રહ્મનું જ્ઞાન મેળવ્યાથી અભ્યુદય અને નિઃશ્રેયસ થાય છે. માટે આર્ય લોકો વેદનેજ પરમેશ્વરથી મળેલું શાસ્ત્ર કહે છે; અને તે પ્રમાણે દૃઢ ભક્તિથી વર્ત્તે છે.

માણસ માત્રનું પ્રથમ ધર્મ પુસ્તક કયું એમ કહિયે તો વેદ છે. માણસોને અપૂર્વ જ્ઞાન વેદ આપે છે બાકીનાં સહુ ધર્મ પુસ્તકો વેદની છાયા લઇને કરેલાં છે.

પ્રથમ સૃષ્ટિના લોકો સત્ય એજ ધર્મ પાળતા, અને ૐકાર એજ પરમેશ્વરનું નામ ભજતા, સત્ય અને ૐકાર આ બે શબ્દની ટીકાજ વેદ સ્મૃતિ આદિક ગ્રંથ છે. પરમેશ્વરે માણસને સહુથી ઉત્તમ કરેલું છે, અને એજ દેહ વડે સત્યરૂપી ધર્મ તત્વ, અને ૐકાર નામનો પરમેશ્વર ઓળખાય છે. પરમેશ્વરે માણસના શરીરમાંજ સત્યરૂપી ધર્મતત્વ અને ૐકાર એ પ્રભુ નામ મુકયાં છે; તે કિયાં એમ પુછે તો તે આ છેઃ—જુવો કોઈ બે માણસ લડતાં હોય, તેમાં આનો વાંક છે, અને આનો વાંક નથી, એવું ત્રીજા જોનારાના મનમાં આવે છે. જો સત્ય છે તોજ આવે છે, સત્યથી ન્યાય સુઝે છે, અને આણે અન્યાય કર્યો, એવું પણ સુઝે છે. ચોરી ન કરવી, ઈત્યાદિક સત્યનાજ ભેદ છે. તેનેજ શ્રુતિ સ્મૃતિમાં ધર્મ એવું નામ આપ્યું છે. હવે ૐકાર કિયો કે જેમાંથી પરા, પશ્યંતિ, મધ્યમા, ને વૈખરી પ્રકટ થાય છે; ને જેમાંથી અક્ષર નામ અને વાકય બને છે, જેમાંથી ભાષાઓ બને છે, તે આ પિંડ પ્રમાણે બ્રહ્માંડમાં સમજવું. મહદાકાશમાં બ્રહ્મ રહે છે, બ્રહ્માંડમાં વૈરાજ પુરૂષ રહે છે, અને આપણા શરીરમાં જીવાત્મા રહે છે.[૫] હવે એ સત્ય અને ૐકારની સ્થિતિ જીવાત્મામાં છે, એમ સમજવું. જીવ સત્ય એજ ધર્મ પાળીને ૐકાર વડે પ્રભુને ભજે છે. આ સર્વોત્તમ ભજન કહેવાય છે. આસમાધિ કહેવાય છે. ૐકાર એજ પરમેશ્વરનું મૂળ નામ છે. બીજાં નામ સૃષ્ટિ ઉપરથી પરમેશ્વરના ગુણ જોઇને કવિયો એ પાડેલાં છે, તે આગળ સ્પષ્ટ દેખાડીશું. ૐકાર સર્વત્ર

---

૪ અન્ય શીખવુંજ નહિ એ મત વાસ્તવિક લાગતો નથી, પરંતુ શ્રુતિ સ્મૃતિરૂપ ધર્મના અભ્યાસની આવશ્યકતા છેજ. તંત્રી.

૫ બ્રહ્મ, વિરાજ, અને જીવાત્મા—એ ભિન્ન ભિન્ન નામો ઉપાધિ ભેદથી પાડેલા છે. તંત્રી.

વ્યાપક બ્રહ્મનો અર્થ કહેનારો આદિ શબ્દ છે. તે બ્રહ્માંડમાં હવા રૂપે છે,[૬] તેમાંથી દેહધારીના શરીરમાં આવે છે. દેહધારી તેમાંથી તાલુનાસિકાદિક સ્થાનો વડે અક્ષર બોલે છે, તે અક્ષરોનાં નામ થાય છે નામનાં વાકય થાય છે. એથી ભાષાઓ અને શાસ્ત્ર થાય છે ઓંકારનું નામજ સૂક્ષ્મ વેદ છે. એનો મહિમા શ્રુતિ સ્મૃતિ, પુરાણાદિક ગ્રંથોમાં ઘણો છે. ઓંકાર એ નામવડે જે પરમેશ્વરને ભજે છે તે અભ્યુદય અને મોક્ષ પામે છે. સહુવેદ મંત્ર ભણવાની અગાઉ ઓંકાર ભણે તોજ વેદમંત્ર ફળદાયક—થાય છે. અપૂર્ણ.

---

# आयुर्वेद विद्यालय.

વૈદ્યક વિદ્યાનું સ્વભાષાદ્વારા શિક્ષણ આપવા અને એ વિદ્યાને સારી સ્થિતિમાં લાવવા ખાતર વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામ તરફથી એક “ આયુર્વેદ વિદ્યાલય ” સ્થાપવાની યોજના કરેલી છે. એ યોજનાને ઘણા વિદ્વાનો તરફથી પસંદ કરવામાં આવતાં એ વિદ્યાલય સ્થાપવાના સંબંધમાં એક સભા ગઈ તા૦ ૧૮ મી મે સન ૧૮૯૬ ને રોજ એકત્ર મળી હતી. એ સમારંભમાં ઘણા પ્રતિષ્ઠિત ગૃહસ્થો પધાર્યા હતા આનરેબલ્ જસ્ટિસ્ રાનાડે એ પ્રમુખ સ્થાન લીધા પછી વૈદ્યરાજ પ્રભુરામે વિસ્તારપૂર્વક પ્રાચીન વૈદ્ય વિદ્યાના મહાત્મ્ય વિષે કહી સંભળાવ્યું હતું. એ પછી ડાકટર પોપટ ભાઈએ ઘડી કાઢેલી યોજના વાંચી સંભળાવી. કેટલાક સારા વિદ્વાન્ ડાકટરો અને વૈદ્યોએ આ વિદ્યાલયમાં મફત શિક્ષણ આપવાનું કામ માથે લીધેલું છે, અને આવતા જુન માસની તારિખ ૧૫ મીએ એ વિદ્યાલયમાં શિક્ષણ આપવાનું શરૂ કરવામાં આવનાર છે.

દીવાન બહાદુર મણિભાઇ જશભાઇએ જણાવ્યું કે અગાઉ તો વૈદ્યો સલાહ માટે રૂપિયો—અરધો રૂપિયો લેઇ દવાઓ લખી આપતા હતા અને એ દવાઓ પાછી ગાંધીને ત્યાંથી વેચાતી લેવી પડતી હતી; પરંતુ અંગ્રેજી રાજ્ય સ્થાપન થયા પછી ધર્માદા દવાશાળાઓ સ્થાપન થઇ, અને દેશી વૈદ્યોનો ભાવ ઓછો થવા લાગ્યો; પરંતુ દેશી વૈદું બહુ ઉપયોગી છે. ઇંગ્લંડ અને હિંદુસ્તાનનાં હવા પાણીમાં ફેર હોવાથી અંગ્રેજી વૈદું આપણા લોકોને જોઈયે તેવું માફક આવતું નથી. ૧૮૭૮ માં મદ્રાસની મેડિકલ્ કૉલેજના પ્રિન્સિપાલ સર્જન જનરલ ફર્નેલે વિચાર જણાવ્યો હતો કે ઇ. સ. પૂર્વે ત્રણસો વર્ષ

---

૬ બ્રહ્માંડનો પ્રાણ-શ્વાસ-Great Breath. તંત્રી.

ઉપર મહાન સિકંદર હિંદુસ્તાનમાં આવ્યો હતો, ત્યારે તેણે પણ કહ્યું હતું કે હિંદુસ્તાનનું વૈદું સંપૂર્ણ હાલતમાં છે. આપણે અંગ્રેજી વૈદાંનો ત્યાગ કરવો નથી પણ દેશી વૈદાંની ઉન્નતિ કરવામાં તેની ઘટતી સહાયતા લેના ઉપરાંત યુનાની વૈદાંપર પણ લક્ષ આપી શકાશે. આ યોજના વડે દેશી વૈદાંના ઉદ્ધાર માટે રૂડા યત્નની શરૂવાત થશે, એમ હું માનું છું અને તેને માટે વૈદ્યરાજ પ્રભુરામજીને તથા તેમના પુત્ર ડા. પોપટભાઈને ધન્યવાદ ઘટે છે.

એ પછી શેઠ વિઠ્ઠલદાસ દામોદરદાસની દરખાસ્તને શેઠ વીજભૂખણદાસ આત્મારામનું અનુમોદન મળવાથી સર્વાનુમતે પ્રમુખ, વ્યવસ્થાપક મંડળી, કાર્યભાર મંડળી અને મંત્રીની નીમણુક કરવામાં આવી. શેઠ વીજભૂખણદાસે ખંતના સબંધમાં ડા. પોપટભાઇ તથા તેમના પિતાની પ્રશંસા કરીને કહ્યું કે આ કામ તેમના વડે ઘણી સારી રીતે પાર પડશે તેમાં કશો શક નથી.

એ પછી ડા. ભાલચંદ્ર ભાટવડેકરે જણાવ્યું કે નામદાર સરકાર તરફથી દેશી વૈદાંમાટે કાંઇપણ કરવામાં આવતું નથી ત્યારે આપણે તે માટે યત્ન કરવાની બહુ જરૂર છે. વૈદ્યરાજ પ્રભુરામજીએ દેશી વૈદાંને ઘણી સારી રીતે ખીલવ્યું છે; તેમણે આપણી વૈદ્યવિદ્યાને પુનર્જીવન આપ્યું છે, અને તેથી મુંબઇએ તો શું પણ આખા ભરતખંડે તેમનો આભાર માનવો ઘટે છે. આ યોજના ઘણી ઉત્તમ છે, આવી યોજના હિંદુસ્તાનના કોઇ પણ ભાગમાં અત્યારસુધી થયેલી નથી આ યોજનાથી પ્રજાને ઉત્તમ વૈદ્યો મળશે. આ કામમાં સર દીનશાહજી પીટીટે દશ હજાર અને શેઠ ચતુર્ભુજ મુરારજીએ સાત હજાર રૂપિયાની સહાયતા આપવાનું વચન આપેલું છે, તો બીજા ગૃહસ્થો અને રાજા મહારાજાઓ આ સાર્વજનિક હિતના કાર્યને જરૂર મદદ કરશે.

એ પછી ડા. દેશમુખે આ યોજનાની પ્રશંસા કરી પશ્ચિમની શસ્ત્રવિદ્યા વિષે કહી સંભળાવ્યું હતું.

રા. રા. મનઃસુખરામ સૂર્યરામે પણ એ યોજનાનાં વખાણ કર્યાં હતાં.

છેવટે પ્રમુખે શાળા ખુલ્લી મૂકતાં વૈદ્યરાજ પ્રભુરામજીની પરગજુ લાગણી અને વૈદ્યવિદ્યાના શોધ વિષેની ખંત માટે તેમને ધન્યવાદ આપી જણાવ્યું કે આમાં પૂર્વનું ગ્રહણ કરવું અને પશ્ચિમનું તજી દેવું એવો કંઇ દુરાગ્રહ રાખવામાં આવેલો નથી. સારાને ઉપયોગોનો સ્વીકાર કરવો અને તે વિષે અભ્યાસીઓને ઘટતું જ્ઞાન આપી ઉત્તમ વૈદ્ય બનાવવાનો હેતુ રાખવામાં આવેલો છે. એ હેતુ ઘણો સ્તુત્ય છે. અને ગૃહસ્થો તેમજ રાજ્ય તરફથી પણ તેને સારી સહાયતા મળશે એવી આશા છે.

૯. વિદ્યાલય અને હૉસ્પિટલ ( હાલ ધર્માદા દવાશાળા ) ને લગતું સર્વે કામકાજ નિમાયેલ મંત્રી "વ્યવસ્થાપક મંડળે" ચુંટી કહાડેલ વૈદ્યો અને ડાકટરોનાં એક "કાર્યભારમંડલ"ની સહાયતાથી કરશે.

૧૦ વિદ્યાલયમાં અભ્યાસ કરવાની ઇચ્છા રાખતા વિદ્યાર્થિઓને, શાળામાં થતાં ભાષણો તથા શીખવાતી સર્વે બાબતો સમજી શકે તેટલું જ્ઞાન હોવું જોઇએ અને તે બાબત નક્કી થવા માટે તેઓને નીચે જણાવેલા વિષયોમાં એક પ્રવેશક પરીક્ષા આપવી પડશે.

(ક) ભાષા.
 ૧ ગુજરાતી અથવા મરાઠી
 ૨ સંસ્કૃત.

(ખ) ઇતિહાસ. ... ... ... હિન્દુસ્તાનનો.

(ગ) ભૂગોળ. ... સાધારણ જ્ઞાન, દરેક દેશ અને ખંડનું.

(ઘ) ગણિત. ... મૂળતત્વો.

૧૧. જે વિદ્યાર્થિઓ આ પરીક્ષામાં લાયક નિવડશે તેઓને રૂ. ૩ ની ફી લઇ શાળામાં દાખલ કરવામાં આવશે અને તે પછી દર મહિને રૂ. ૧ ની માસિક ફી તેમણે આપવી પડશે.

૧૨. વિદ્યાર્થિઓએ ત્રણ વર્ષ સુધી શાળાના ધોરણ પ્રમાણે અભ્યાસ કરવો પડશે, અને તે સમયમાં તેમને નીચેની બાબતોનું જ્ઞાન આપવામાં આવશે.

વર્ષ ૧ લું—૧ વનસ્પતિવિદ્યા.
 ૨ શારીર અને ઈન્દ્રિય વિજ્ઞાનશાસ્ત્ર.
 ૩ ઔષધિક્રિયા તથા રસાયણશાસ્ત્રનાં મૂળતત્વો.
 ૪ વાગ્ભટ્ટકૃત અષ્ટાંગહૃદય.
 ૫ ધર્માદા દવાશાળામાં ઔષધોની મેળવણી કેમ કરવી તથા તે કેમ આપવાં તેનો અનુભવ.

વર્ષ ૨ જું—૧ ઔષધોના ગુણ દોષ.
 ૨ વિષપ્રકરણ.
 ૩ આરોગ્યવિદ્યા.
 ૪ વાગભટ્ટકૃત અષ્ટાંગહૃદય.
 ૫ ધર્માદા દવાશાળામાં નિદાન અને ચિકિત્સા કેમ કરવી તેનો અનુભવ.

વર્ષ ૩ જું—૧ નિદાનસહચિકિત્સા.
૨ સ્ત્રીરોગ, બાલરોગ અને સૂતિકા.
૩ શસ્ત્રવિદ્યા, નેત્રરોગ.
૪ વાગ્ભટકૃત અષ્ટાંગહૃદય.
૫ ધર્માદા દવાશાળામાં શિક્ષકની દેખરેખ નીચે સ્વતંત્ર નિદાન અને ચિકિત્સાનો અનુભવ.

૧૩ વિદ્યાલયમાં અભ્યાસ પૂરો કર્યા પછી વૈદક શાસ્ત્રમાં વિદ્યાર્થિઓએ મેળવેલાં જ્ઞાનની ખાત્રી થવા માટે તેમની પરિક્ષા લઇ તેમની લાયકત પ્રમાણે તેમને નીચે પ્રમાણે પદ્વીપત્રો તથા માનચિન્હ આપવામાં આવશે.

વૈદ્ય—જે વિધ્યાર્થી આ શાળામાં ત્રણ વર્ષ સુધી અભ્યાસ કરી તેને શિખવવામાં આવેલ વિષયોમાં પરીક્ષા આપી તેમાં લાયક નિવડશે તેને "વૈદ્ય" તરીકેનું પદ્વીપત્ર આપવામાં આવશે.

વૈદ્યરાજ—જે વિદ્યાર્થી "વૈદ્ય" ની પરીક્ષા પસાર કર્યા પછી ત્રણ વર્ષ સુધી સ્વતંત્ર ધંધો ચલાવી અથવા કોઇ ઠેકાણે એજ ધંધાને લગતી નોકરી કરી ઉપર જણાવેલા વિષયોમાં તથા સુશ્રુતના વૈદ્યક ગ્રંથમાં વધારે અઘરી પરીક્ષા આપી, પરીક્ષકોને સંતોષ આપશે, તથા વૈદ્યક સંબંધી તેમણે નકી કરેલ કોઈ પણ બાબત ઉપર ગુજરાતી ભાષામાં નિબંધ લખશે અને તે સાથે સારી ચાલચલણનું પ્રમાણપત્ર રજુ કરશે તેને "વૈદ્યરાજ" તરીકેનું પદ્વીપત્ર આપવામાં આવશે.

ધનવન્તરી અથવા ધનવન્તરી વૈદ્યરાજ—જે વિદ્યાર્થિ "વૈદ્યરાજની" પરીક્ષા પસાર કર્યા પછી બીજાં પાંચ વર્ષો સુધી સ્વતંત્ર ધંધો ચલાવી અથવા કોઇ ઠેકાણે એ ધંધાને લગતી નોકરી કરી એજ વિષયોમાં તથા સુશ્રુત અને ચરકના વૈદ્યક ગ્રંથોમાં એથી પણ વધારે અઘરી પરીક્ષા આપી પરીક્ષકોને સંતોષ આપશે તથા વૈદ્યક સંબંધી તેમણે નકી કરેલ કોઇ પણ બાબત ઉપર સંસ્કૃત ભાષામાં નિબંધ લખશે અને તે સાથે સારી ચાલચલણનું પ્રમાણપત્ર રજુ કરશે તેને "ધન્વનતરી" અથવા "ધન્વતરી વૈદ્યરાજ" નું પદ્વીપત્ર આપવામાં આવશે.

પોપટ પ્રભુરામ વૈદ્ય.
એલ. એમ. એન્ડ એસ.

---

## पुस्तकोनी पहोंच.

—∞—

* **એની બેસંટકૃતવ્યાખ્યાન માલા-૧**- થીઓસોફી વિષયનાં એની બેસંટના અત્યુત્તમ ભાષણોમાંનાં ત્રણ ભાષણોનું ગુજરાતી ભાષાન્તર રા. રા. મનમોહનદાસ દયાળદાસ તરફથી પ્રકટ થતાં તેની એક પ્રતિ અમારી ઉપર આવેલી છે તે ઉપકાર સાથે સ્વીકારિયે છિયે.

એની બેસંટનાં ભાષણો ઘણાં સુબોધ આપનારાં તેમજ મનન કરવા યોગ્ય છે. માલામાં ત્રણ ભાષણો છે. ( ૧ ) **મનુષ્ય, તેનો સ્વભાવ અને શક્તિ;** ( ૨ ) **મહાત્માઓ;** અને ( ૩ ) **થીઓસોફીનો સિદ્ધાંત.** આમાંનું પ્રથમ ભાષણ એ વિદુષી બાઇએ રાતા સમુદ્રમાં કૈશરેહીંદનામની બોટમાં આપેલું છે, બીજું લંડનમાં સેંટ જેમ્સહાલમાં અને ત્રીજું વડોદરામાં આપેલું છે. એની બેસંટના લેખોમાટે એટલુંજ કહેવું બસ થશે કે પ્રાચીન તત્ત્વ જ્ઞાનને હાલના સાયન્સથી સિદ્ધ કરી આપવામાં એ બાઈનું સામર્થ્ય દીપી નીકળે છે, અને તેટલામાટે હાલમાં સાયન્સના ભક્ત જડવાદીઓને એ ભાષણો અવશ્ય વાંચવા તથા મનન કરવા યોગ્ય છે. ભાષા શુદ્ધ, સરલ અને રસીલી છે. મી૦ મનમોહનદાસે આ માળાઓ પ્રસિદ્ધ કરવાનું હાથ લીધું છે એ બેશક સ્તુત્ય છે.

† **છોટાલાલ બાવની**—શ્રી કચ્છ દેશાધિપતિ માહારાજાના સેક્રેટરી રા. રા. છોટાલાલ સેવકરામ તરફથી ભેટ મળેલું છે. વૈરાગ્યબોધક મનહર છંદમાં આ પુસ્તક રચેલું છે. જીવને વૈરાગ્ય ઉપર બોધ આમાં સારો આપેલો છે.

‡ **સમાલોચક**—આ નામનું ત્રીમાસિક પત્ર મુંબાઈ એન. એમ. એન્ડ કંપની તરફથી પ્રસિદ્ધ થવા લાગ્યું છે. તેના પ્રથમ પુસ્તકનો બીજો અંક અમને મળેલો છે. આ ત્રિમાસિકમાં સારી વિદ્વત્તા ભરેલા પુષ્કળ વિષયો ચર્ચાય છે. તાત્વિક સાંસારિક તેમજ બીજા અનેક બોધક વિષયો તેમાં આવતા હોવાથી સર્વ પ્રકારના મનુષ્યોને તે લાભકારકજ છે. આજકાલ નજીવાં ચોપાનિયાંઓ વધી જવાથી આવાં સારાંની કદર થવી પણ દુર્લભ થઇ પડી છે !

---

* મુંબઇ નિર્ણયસાગર પ્રેસ, કિંમત રૂ. ૦-૪-૦

† અમદાવાદ યુનિયન પ્રેસ, કિંમત રૂ. ૦-૪-૦

‡ અમદાવાદ સરસ્વતી પ્રેસ, વાર્ષિક લવાજમ પોષ્ટેજ સાથે રૂ. ૧-૮-૦

**શાસ્ત્ર અને કલા**–[1]આ પુસ્તકનો પ્રથમ અંક મળ્યો છે તે ઉપકાર સાથે સ્વીકારીએ છીએ. જે જ્ઞાનની હાલમાં બહુજ અગત્ય છે તેવાં જ્ઞાનનું કાંઇક દર્શન કરાવનાર આ માસિક પત્ર છે. કલાવિજ્ઞાનને માટે આ દેશમાં પ્રયત્ન કરવાની બહુજં જરૂર છે. મુંબઇ ઇલાકામાં અને તેમાં પણ વડોદરામાં તેનાં સુચિન્હો જણાવા લાગ્યાં છે અને તે ચિન્હનું દર્શન આ પત્રથી થાય છે. રસ રંગ રહસ્ય નામના યોગ સમયપર નિકળેલા પત્રની પદ્ધતિને બહુ તો નહિ પણ કાંઈક આ પત્ર અનુસરે છે. ઉપર જણાવેલાં પત્રના જેવી અત્યંત શાસ્ત્રીય રીતિ આમાં ન હોવાથી સામાન્ય જન સમૂહને વિશેષ રૂચિકર થવા સંભવ છે. આ પ્રકારના લેખોને સદા ઉત્તેજન મેળવુંજ જોઇએ. અમે ઇછિએ છિએ કે એ દીર્ઘાયુષ્ય ભોગવે પ્રથમ અંકમાં આવેલા વિષયોમાં "શાસ્ત્ર અને કલા" એ નામના ઉપક્રમમાં આ દેશમાં અપાતાં શિક્ષણનું સંક્ષિપ્ત ઈતિવૃત્ત આપો "આજ સુધીના શાસ્ત્ર"માં આજ સુધીની શાસ્ત્રીય જ્ઞાનની અભિવૃદ્ધિ દર્શાવી તૃતીય "જીવન ચરિત્ર" ના વિભાગમાં કૈલાસવાસી વિદ્વદ્વર્ય આથલેનું બહુજ ટુંકું વૃત્તાન્ત આપેલું છે. "શાસ્ત્રનાં મૂળતત્વો" માં તદ્વિષયક સ્થૂલ વિચાર છે. "કર્મગત રસાયન" "શિક્ષણ કલા" તથા "ચિત્રકલા" એ વિષયો વિશેષ પ્રૌઢીથી લખાયા છે. પ્રથમ અંક જોતાં આરંભ બહુ સારો છે.

*શ્રી પંચદશી-સટીકા-સભાષાનો દશમા પ્રકરણના આરંભનાં થોડાં પાનાં અમને મળ્યાંછે. આ ગ્રંથ આગળ છપાએલાની બીજી આવૃતિ છે. ગ્રંથ સુપ્રસિદ્ધ હોવાથીતેને વિષે બોલવું જરૂર નથી. પંડિત પીતાંબરજીની ભાષા-ટીકા પણ સંસકૃત-ટીકાને અનુસાર લખાએલી છતાં કેટલાક ભાગનો વિશેષ સ્પષ્ટ કરી દેખાડેછે. ઘણાં વર્ષોપર આ ગ્રંથ છપાયો હતો. આ નવી આવૃત્તિછે અને ઉત્તેજનને યોગ્યછે.

---

## सौ. बाई श्री माणेकबाईनो स्वर्गवास.

લખવાને અતિ ખેદ ઉપજે છે કે મુંબાઈમાં કાપડ બજારમાં જાણીતા

---

[1]શાસ્ત્ર અને કલા તંત્રીઓ—કનૈયાલાલ ડાયાભાઈ બી. એસ. સી., તથા શિવરામ ગોવિંદ પ્રાલકે, તથા રા. જ. ખુધવારકર.

* શ્રી પંચદશી, સટીકા, સભાષા, ભાષા-ટીકાકાર પંડિત પીતાંબરજી- છપાવનાર શરીફ સાલેમહમદ વેરાવળ.

થએલા શેઠજી કાનજીભાઈ ધરમશીનાં સ્રી સૌ. બાઈ માણેકબાઈ સંવત ૧૯૫૨ ના વૈશાખ શુદ ૫ ને રોજ ૨૬ વર્ષની નાની ઉમરે આ ક્ષણભંગુર સંસાર છોડી ગયાં છે. આ બાઈ શેઠજી કાનજીભાઈનાં બીજી વખતનાં સ્રી હતાં. ભર્યા ઘરમાં આવી સાવકાં બાળકો ઉપર અપ્રતિમ સ્નેહ રાખી ધર્મ ઉપર આસ્થા રાખી સર્વને સંતોષ આપતાં ત્રણ માસથી કંઇક સુવાવડના રોગથી હેરાન થતાં હતાં. શેઠજી કાનજીભાઈને વૃદ્ધાવસ્થામાં આ દુઃખ આવ્યું તેને માટે તેમના સ્નેહીમંડળમાં સર્વ કોઇ દિલગીર છે.

## સૌભાગ્યવંતી કંકુબાઈનો સ્વર્ગવાસ.

લખવાને અતિશય ખેદ થાય છે કે મુંબાઇના પ્રખ્યાત પંડિતજી જયકૃષ્ણ જીવનરામ વ્યાસના પુત્ર જટાશંકરનાં પત્ની સૌ. કંકુબાઈ સંવત ૧૯૫૨ ના પ્રથમ જ્યેષ્ઠ વદિ ૧૧ રવિવારને દીવસે સાંજરે ૨૨ વર્ષની નાની વયમાં આ સંસારનો ત્યાગ કરી ગયાં છે. સસરાના ઘરમાં આવતાંજ બાલક વયથી, સંસારભાર ઉપાડી સર્વને સંતોષ આપતાં પોતાની પછવાડે બે પુત્રોને મુકી ગયાં છે. ઈશ્વરેચ્છા આગળ સર્વ નિરૂપાય છે!

## શેઠ હરસુખરાય ખેતશીદાસનો સ્વર્ગવાસ.

અત્યંત દિલગીરી સાથ નોંધ લેવામાં આવે છે કે શેઠ હરસુખરાય ખેતશીદાસ, જેઓ વેદધર્મ સભાના પહેલા વર્ગના સભાસદ હતા તેઓ પ્રથમ જેષ્ટ વદ ૯ ગુરૂવાર તા૦ ૪-૬-૯૬ એ મૃત્યુ પામ્યા છે. આ વિષે વિવેચન આવતામાં આપીશું.

## વેદધર્મસભાને બક્ષિસ.

મુંબાઇની કાપડ બજારમાં જાણીતા થયેલા શેઠજી કાનજીભાઈ ધરમશીનાં પત્ની બાઈ શ્રી માણેકબાઈ ગુજરી જતાં વેદધર્મસભામાં તેમણે રૂપિયા ૨૫ બક્ષીસ આપ્યા છે, એ રકમનો સદુપયોગ કરવામાં આવશે.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૪ મું. આષાઢ, સંવત્ ૧૯૫૨. અંક ૯ મો.

## ॥ यतो धर्मस्ततो जयः ॥



### प्रभु स्तुति.

( મળેલું ).

पद.

प्रभु तुज पद आधार मने छे, प्रभु.
नथी साधनबल केम तरूं हुं,
निःसाधन निर्धार. मने छे. १
तरवो आ भवसागर भारी,
अति ऊंडोज अपार,
आ तन नौका नथी द्रढ निश्चल,
नहि प्होंचाडेपार. मने छे. २
अधवच पटकी छटकी जशे तो-
तरफडी हुं डुबनार,
अति मदमय मोजाना मारो
दिङ्मूढज करनार. मने छे. ३
कालयवनने पूर्ण झपाटे-
तननौका तुटनार,
मन नाविक निर्बल अस्थिर छे,
ते नकरे मुज हार. मने छे. ४
तननौका तूट्यापछी तरवा-
शक्त नथी पलवार,

नथी मुजपासें पुण्य रूप-
तुंबीफल हरि आवार. मने छे. ५
पापशिलानो भार शिरपर,
ते नथी दूर थनार;
अति दुःख पामी दीन दयालु,
तेथी हुं डुबी मरनार. मने छे. ६
करी करुणा पल्लव भवसागर-
सरल करो कर्त्तार,
कालिंदी किंकर तोप्हौंचे
आ तन नावें पार. मने छे. ७

## मनने उपदेश.

(शार्दुल विक्रिडित.)

आ संसार समुद्रनेंज तरवा सारूमळी देहआ-
नौकारूपतनें, चलाव जलदी मारी हलेसांजरा;
चालेनाव शरीररूपजलदी सत्कर्मथी तो खरे-
मार्गे, नें नहिचालशे पण कदी दुष्कर्मथी लेशरे.

## आर्या शतद्वयी.

(ભળેલું).

( સાંધણ પાને ૧૭૯ થી )

यदिराम एवदाता तेषां तुभ्यं ददाति रेनसाकिम् ।
नाराधित इति यदिरे तत्किदैन्यं परानते व्रजसि ॥ २७ ॥

જો તેઓને રામજ આપનાર છે તો શું તુને નહિ આપે?
જો આરાધના નથી કરી એમ કહેલું હોતો તો બીજાએ મેળવેલામાં
દીનતા શા માટે પામે છે? ॥ ૨૭ ॥

तद्यं वदान्य एकस्त्रि जगति जगती सुताजानि ।
आराध्यतां निर्हतु विज्ञानदरिद्र मुनिंद्रम् ॥ २८ ॥

ત્રિલોકીમાં ઉદાર એક સીતા પતિજ છે માટે જાગતો થઇને જ્ઞાનનું દારિદ્ર મટાડવા માટે તેનું આરાધન કર. ॥ ૨૮ ॥

दंतवसने नरसने हीनायावज्जरापिशाचिकया ।
त्वंनभवसि भजभजतात् । सुतनु श्रीरामनामवरम् ॥ २९ ॥

હે જીભ ! જ્યાંસુધી તુંને જરા રૂપ પિશાચીએ દાંત રૂપ લુગડાં રહિત નથી કરી ત્યાં સુધીમાં સુંદર શરીરવાલા રામના નામને ભજી લે. ॥ ૨૯ ॥

परिहाय दंतवसनं जल्पसि रसने पियत् किंचित् ।
तत्किंचित्रमलज्जे यद्यवजानासि राम वरम् ॥ ३० ॥

હે લાજ વગરની રસના ! દાંત રૂપ વસ્ત્રથી રહિત થઇને પણ જેવું તેવું બકે છે તેમાં આશ્ચર્ય નથી કેમકે ઉત્તમ રામ નામથી તું અજાણી છે. ॥ ૩૦ ॥

विषयरसाकुलभावं परिभूववदा निरंतरं रसने ।
श्रीराम नामजपसि सागः शोभेत वासमोपि तदा ॥ ३१ ॥

હે રસના ! વિષયરસની આકુલતા શમાવી દઇને નિરંતર જ્યારે શ્રી રામનામનો જપ કર ત્યારે તારો વસ્ત્રનો ત્યાગ શોભે. અર્થાત્ દાંત પડી ગયા પછી રામ નામજ જીભમાં શોભે છે. ॥ ૩૧ ॥

रसने रघुपतिगुणगणशीतल पीयूषवापिकायांचेत् ।
भवसि निमग्नैव तदा वासो न्यासो न हासाय ॥ ३२ ॥

હે રસના ! રઘુપતિના ગુણ સમૂહ રૂપ શીતલ અમૃતની વાવમાં જ્યારે તું નિમગ્ન થાઇશ ત્યારે તારો વસ્ત્ર ત્યાગ હસવા યોગ્ય નહિ થાય ॥ ૩૨ ॥

कोपाद्विजवर निकरैः सदनं रसने तव सक्तं ।
प्रीतिं नमुंचसि तथाप्यसदालापेन पापेन ॥ ३३ ॥

હે રસના, દ્વિજવરોના સમૂહોએ ( દાંતોએ ) તારૂં ઘર છોડું દીધું તો પણ મિથ્યા આલાપ રૂપ પાપ સાથે તું પ્રીતિ નથી છોડતી? ॥ ૩૩॥

द्विजवरनिकरसमीपे प्यालिंगंती किलाधमालापं ।
श्रीरामनामकांतंहित्वा हाकीं नलज्जसे रसने ॥ ३४ ॥

હે રસના, શ્રી રામ નામ રૂપ કાંતને મેલી દઇને દ્વિજ વરોના સમૂહ પાસે પરે અધમ આલાપને તું વળગી રેહેતાં છતાં પણ હાયહાય કેમ લજાતી નથી? ॥ ૩૪॥

द्विजवर निकरान्परितः परगुणनिंदा रजोन्विते रसने ।
श्रीरामनाम नद्याम कृत स्नानैवाकिंस्पृशसि ? ॥ ३५ ॥

પારકી નિંદા કરવા રૂપ ધૂળથી ભરેલું હે રસના! શ્રી રામ નામ રૂપ નદીમાં સ્નાન કર્યા વગર ચારે કોરે દ્વિજવરના સમૂહોને (દાંતોને) કેમ સ્પર્શ કરે છે? ॥ ૩૫ ॥

कांते रघुपतिनामनि गुणधामनि यन्न ते प्रीतिः ।
द्विजवरसद्मनि जन्मनि रसनेनेयं तवोचिता रातिः ॥ ३६ ॥

હે રસના, દ્વિજવરના ઘરમાં ઉત્પન્ન થયા છતાં ગુણના ધામરૂપ રઘુપતિના નામ રૂપ કાંતમાં (પતિમાં) તારે પ્રીતિ નથી તે રીતિ તારે યોગ્ય નથી. ॥ ૩૬ ॥

परगुणनिंदागुंजा फलमयहारै रतीवसंतुष्टा ।
हरिनाम मौक्तिकगुणं रसने शबरी वधीक्करुषे ॥ ३७ ॥

હે રસના! પારકા ગુણની નિંદા કરવા રૂપ ગુંજા ફલની માલાથી બહુજ રાજી રેહેનારી તું, હરિનામ રૂપ મુક્તાહારને ભીલડીની પેઠે અનાદર કરે છે. ॥ ૩૭ ॥

विषयाभिलाषतप्तापर गुणनिंदादि धूलिभिर्लिप्ता ।
रसने नपश्यसिपुरो हरिगुण पीयूषसिंधुमंधेकिम् ॥ ३८ ॥

હે અંધરસના! વિષયોની આશાથી તપેલી અને પરગુણની નિંદા કરવા આદિ રૂપ ધૂળથી ભરેલી તું મોઢા આગળ પરમેશ્વરના ગુણ કીર્તન રૂપ સુધા સમુદ્રને કેમ નથી દેખતી? ॥ ૩૮ ॥

लोभज्वरेणजिव्हे परगुणनिंदापित्तमत्तासि ।
हरिकीर्तनामृतरसं तिक्तं मत्वा तिरस्कुरुषे ॥ ३९ ॥

હે જીભ! લોભરૂપી તાવથી તું પરગુણની નિંદા કરવા રૂપ પિત્તને ખાય છે અને હરિકીર્તન રૂપ અમૃતને કડવું માનીને તિરસ્કાર કરે છે!! ॥૩૯॥

अननुभवंती तृप्तिं खिन्नारसने रसांतरस्पृहया ।
निरवधितृप्तिनिदानं हरिनामरसं ततो रसया ॥ ४० ॥

હે જીભ! તૃપ્તિને નહિ પામતી બીજા બીજા રસોની ઇચ્છા વડે તૃપ્તિને નહિ થવાથી ખેદને પામેલી છો માટે અત્યંત તૃપ્તિને આપનાર હરિનામ રૂપ રસનો સ્વાદ લે. ॥ ૪૦ ॥

किमगारदारविषयव्यासंगेनांगमुह्यते विफलम् ।
आशुजहीहिचेतः स्वीयामालोकयावस्थाम् ॥ ४१ ॥

હે પ્રિયચિત્ત ! ઘર સ્ત્રી અને વિષયોના સંગથી શા માટે વૃથા મોહી રહ્યું છે ? પોતાની અવસ્થા જોઈને તત્કાલ તેને તજી દે ॥ ૪૧ ॥

संसारदावभूमिः प्रतिपददुःखैक कंट काकुलिता ।
दुष्कर्म दाव दहन ज्वलिता कुलिता च दस्युभिर्विषयैः ॥४२॥
मोहांधकार रजनी गर्जुह हंकारनीरदोल्लसिता* ।
परितो वहंति सरितो हिंसासूयादयः पूर्णाः ॥ ४३ ॥
इहकामादिपिशाचा उदिता तृष्णादि शाकिनी मुदिताः ।
अपिधैर्यामिषमसितुं लज्जामज्ज्ञानमस्त्रमोजोपि ॥ ४४ ॥

સંસારરૂપ વનભૂમિ પગલે પગલે કેવળ દુઃખરૂપ કાંટાઓથી ભરેલી છે, દુષ્કર્મ રૂપ દાવાનલથી બળી ગયેલી છે. અને વિષરૂપ ચોરો વડે આકુલ છે ॥ ૪૨ ॥

ગાજતા અહંકારરૂપ મેઘ જેમાં વરસે છે એવી મોહરૂપ અંધારી રાત્રિ છે અને ચારે કોરે પૂર આવેલી અદેખાઇરૂપ નદિયે વહે છે ॥ ૪૩ ॥

આ વન ભૂમિમાં ધૈર્યરૂપ માંસને લાજરૂપ મજ્જાને તથા બલરૂપ લોહિને ખાવા માટે રાજી થઇ રહેલા કામાદિક પિશાચો અને તૃષ્ણા રૂપ ડાકિનિઓ તૈયાર થઇ રહેલ છે. ॥ ૪૪ ॥

पृष्ठेतिष्ठति मरणव्याधः पार्श्वेजराक्षसी हजरा ।
व्याधिभुजंगगणास्ते व्यादायास्तेचसन्मुखंचमुखम् ॥ ४५ ॥

અહીં તારે પછવાડે મરણરૂપ પારાધી છે પડખે જરા રૂપ રાક્ષસી છે અને વ્યાધીઓ રૂપ સર્પો તારી સામા મોઢું ફાડી રહ્યા છે. ॥ ૪૫ ॥

पुरएपजन्मगर्तो विपुलावर्तोनिवर्तकोहिधृतेः ।
शक्योनतर्तु मार्तैः स्फूर्तिर्नै शस्ति किमपिवा कर्तुम् ॥ ४६ ॥

ઘણી ધુમરીઓવાળો અને ધીરજને હરી લેનારો આજ્યરૂપ ખાડો આગળ છે. પીડાએલા લોકોથી તો તે તરી શકાતો નથી અને અહીં કાંઇ પણ કરવાની હોંશ રેહેતી નથી. ॥ ૪૬ ॥

तत्रापि सन्निपातो धनजन विद्यात्रिदोषजोगर्वः ।
तत्रापिपश्य कष्टं विपुलागे हादिशृंखला पदयोः ॥ ४७ ॥

તેમાં વળી ધન સહાય વિદ્યા રૂપ ત્રણ દોષથી થનારો ગર્વ એજ સન્નિ-

---

*ल्लमति એમ પણ પાઠ છે તેનો 'વરસાદ વરસે' છે એમ અર્થ થાય છે.
સંસારને જંગલનું રૂપક આપી તેનું ભયાનકપણું બતાવે છે

પાત છે. તેમાં વળી ખેદની વાત છે કે ઘર વગેરે રૂપ મોટી સાંકળ પગમાં પડી છે તેનો. ॥ ૪૭ ॥

वद्धस्य मोहपाशैर्विषयाहि विषेण सदांधस्य ।
मूर्छावशेनजाता स्वज्ञानेच्छापिते तुच्छा ॥ ४८ ॥

મોહ પાશથી બંધાયલું અને વિષયરૂપ સર્પના ઝેરથી આંધળો થયેલું તું તેને મૂર્છાની પરવશતાથી પોતાને જાણવાની ઈચ્છા પણ ન થઇ. ॥ ૪૮ ॥

दैवेन कष्टकाष्टां गमितं चेतोसिदुर्दशामिताम् ।
हाकस्य पापराशेः परिणतिरेषा तवोदिता विषमा ॥ ४९ ॥

હે ચિત્ત ! દૈવે તને દુઃખરૂપ દિશારૂપી આ દુર્દશાને પમાડયું છે. હાય હાય ! ! આ વિષય ( નઠારૂં ) પરિણામ તારા કયા પાપ સમૂહનું ઉદય થયું. ॥ ૪૯ ॥

किंते प्रवाणि पापिन्नीद्दशिविषयेपि ह्ंतनिद्रालो ।
नृपशो ! नावरुरोयं हसितुं वाजल्पितुं भोक्तुम् ॥ ५० ॥

અરેરે ! ! આવા વિષયમાં ( નજરે દેખાતી માઠી દશામાં અથવા ભારે મામલામાં ) પણ ઉંઘ્યા કરનાર હે પાપી ! તુંને શું કહું ? હે નર પશુ ! હસવાનો બોલાવવાનો આ સમય નથી. ॥ ૫૦ ॥

विषय रति परिहर्तुं माहंपरिपंथिनं च संहर्तुम् ।
चेतः सएष समयो रघुपतिपद पंकजं स्मर्तुम् ॥ ५१ ॥

હે ચિત્ત ! વિષયની પ્રીતિ છોડવા સારૂ અને મોહરૂપ શત્રુને હણવા સારૂ તેમજ રઘુપતિના ચરણ કમળને સ્મરણ કરવા સારૂ આજ સમય છે. ॥ ૫૧ ॥

हामैथिली रमण हाराघव हाराम हा दया जलधे ।
जगदिष्ट भूरिकष्टा दस्मा दस्मान्न किंपासि ॥ ५२ ॥

હે સીતા પતિ ! હે રાઘવા હે દયાસિંધુ ! હે રામ ! જગતને પ્રિય લાગે એવા! આ કષ્ટથી અમને કેમ બચાવતા નથી ? ॥ ૫૨ ॥

मृत्यस्यमे पराधान्नायं समयो रघुत्तम स्मर्तुम् ।
यद्वैरिणोपि विपदि स्मृतिमपराधः सतांनैति ॥ ५३ ॥

હે રઘુત્તમ ! હું કે જે આપનો સેવક છું તેના અપરાધો સંભારવાનો આ સમય નથી કેમકે વિપત્તિને વિષે વૈરિઓનો અપરાધ પણ સત્પુરુષને સાંભરતો નથી. ॥ ૫૩ ॥

# पुस्तकोनी पहोंच.

जगडु चरित—એક શ્રાવક શ્રીમાળી વણિક વ્યાપારી જગડુશા કરીને સં. ૧૯૧૩ માં થઇ ગયો છે. તેનું આ ચરિત સર્વાનંદસુરિ નામના જૈનયતિએ સંસ્કૃત ભાષામાં રચેલું છે. તેનું ગુજરાતી ભાષાન્તર હાલમાં રા. રા. મગનલાલ દલપતરામ ખખ્ખરે રચેલું છે. મૂળ સંસ્કૃત ગ્રંથ સર્ગબદ્ધ મહાકાવ્ય છે, ને તેને માહા કાવ્યનાં કેટલાંક લક્ષણો લાગુ પાડવામાં આવેલાં છે. કાવ્ય રસિક તથા ઐતિહાસિક હોવા સાથે તેમાં અલંકાર પણ આવેલા છે. ભાષાન્તરકર્ત્તાએ તેન ઉત્તમતામાં વધારો કરવા માટે ઘણો શ્રમ લીધેલો જણાય છે. પ્રસ્તાવના, ઉપોદ્ઘાત, ગ્રંથનું ભાષાન્તર અને તે પછી પુરવણી અને છેલ્લે મૂળ ગ્રંથ આપેલો છે.

આમાં ઉપોદ્ઘાત તથા પુરવણી સાક્ષર વર્ગના વાંચનારાઓને વિશેષ ઉપયોગી થઇ પડે તેવી ઢબથી લખાયલાં છે. મૂળ ગ્રંથમાં આવતાં કેટલાંક વિશેષ નામો ઉપરથી તેને લગતો કેટલોક મનોરંજક ઈતિહાસ પુરવણીમાં આપેલો છે; જેમ કે "શ્રીમાળી વાણિયા" શબ્દ મૂલમાં આવવાથી દશા, વીશા, ઇત્યાદિ વાણિયાઓને લગતો ઈતિહાસ તેમાં આપેલો છે. "ગિરનાર" શબ્દમાં ગિરનારનું વર્ણન તથા પ્રાચીન ઇતિહાસ આપેલો છે. એ રીતે પુરવણી બહુ કામની કરેલી છે.

ઉપોદ્ઘાત પણ કર્ત્તાની સાક્ષરતાના પ્રદર્શનનો પૂરતો નમુનો છે. રા. મગનલાલે આ ગ્રંથ રચવામાં બેશક સારો શ્રમ લીધેલો છે. આ ગ્રંથ આજ સુધી અપ્રાપ્ય અને અપ્રસિદ્ધ હતો, તે પ્રસિદ્ધ થવાથી પ્રાચીન શોધના શોખિનોને અગત્યનો થાય તેવો છે. આ ગ્રંથથી ગુજરાતી ભાષાના સાહિત્યમાં ઘણી સારી રીતે ખોટ પૂરી પડેલી છે, એમ અમારૂં માનવું થઇ શકે છે. આવા ઉપયોગી ગ્રથનો કીંમત રૂપીયો ૧ એકજ છે.

सत्यशोधकचंद्र—અધ્યાત્મ વિષયનો વારતા રૂપ આ ગ્રંથ મૂળ બંગાળી ભાષામાં સ્વર્ગસ્થ બાબુ પિયારીમાંદમિત્રે રચેલો છે, તેનું આ ગુજરાતી ભાષાન્તર મુંબઇના ઠા. વાઘજી કલ્યાણજી સુખડવાળાએ હાલમાં છપાવી બહાર પાડેલ છે. મૂળ બંગાળીમાં આ ગ્રંથ એક સારા વિદ્વાનને હાથે રચાયલો હોવાથી તે ઘણો સરસ છે. રા. રા. ઈચ્છારામ સૂર્યરામે "ચંદ્રકાંત" નું પુસ્તક રચેલું છે, તેમજ રા. રા. મનમોહનદાસ દયાળદાસે "રાજર્ષિ" ના-

મનું પુસ્તક રચેલું છે. તેની માફક આમાં પણ અધ્યાત્મ વિદ્યાને વારતારૂપે સમજાવવા પ્રયત્ન કરેલો દેખાય છે; પરંતુ ભાષાન્તર કરનારની ખામીને લીધે ભાષા ઘણી અશુદ્ધ લખાયલી છે. "બૃહત્" શબ્દને બદલે "બૃહૂત" "ગાંભિર્યતા," "બહુકાળિકલાવણ્યતી," એવા એવા અશુદ્ધ પ્રયોગો ઘણા જોવામાં આવે છે. અર્થાત્ ભાષાન્તરની ભાષા સંબંધી દોષોને અલગ રાખી તે તરફ નહિ જોતાં માત્ર વિષય તરફજ અવલોકન કરિયે તો એકંદરે તે સારો છે, તેમાં અમને કશો શક નથી.

વિવેચક–હાલમાં ઘણા પ્રતિષ્ઠિત વિદ્વાનોની એક "સાક્ષર સહાયક તથા પ્રજા પ્રબોધક" નામની મંડળી ઉભી થયેલીછે. તેમના તરફથી આ નામનું ત્રીમાસિક પત્ર નિકળે છે. જે જે ગુજરાતી ગ્રંથો, ભાષાન્તરો કે માસિક વિગેરે હાલમાં પ્રકટ થાય છે તેમના ઉપર તેમાં વિસ્તારથી વિવેચનો આપવામાં આવે છે. આ સિવાય મહાભારતાદિ પ્રાચીન ગ્રંથો ઉપર પણ તેમાં વિવેચનના ઉમદા ફકરાઓ જોવામાં આવે છે. કાવ્ય ચર્ચાદિ વિદ્વતિય વિષયો પણ તેમાં દાખલ થાય છે. આ ત્રિમાસિક લખવાનું કામ બેસક ઘણું જોખમ ભરેલું છે, છતાં ઘણા ઉમદા સાક્ષરો એ મંડળીના કાર્યભારી હોવાથી તે લખવામાં કોઇ જાતનો દોષ અમને જણાતો નથી, અને બેશક ઉમદા કલમથી વિષયો લખાય છે.

આથી હવે ગુજરાતી ભાષામાં ઉત્તમ પ્રતિના ગ્રંથો રચાવાની તેમજ નજીવા ગ્રંથોનો ઉભરો શાંત થવાની કેટલેક અંશે આશા બંધાય છે. મંડળિના અંગ ભૂતોને આ પત્ર બક્ષિસ મળે છે. પ્રવૃત્તક રા. રા. વનમાળી લાધાભાઇ મોદી છે.

ગુલવાનુ–આ નામનો એક વારતા ગ્રંથ એક પારસી ગૃહસ્થ રૂસ્તમજી હોરમસજી મીસ્ત્રી તરફથી હાલમાં પ્રકટ થયો છે, તેની એક પ્રતિ અમને મળતાં તે ઉપકાર સાથે સ્વીકારિયે છિયે. લખનાર પારસી હોવા છતાં ભાષા ઠીક લખાઇ છે.

કુષ્ટ રોગ અને તેના ઉપાય–Observations on Leprosy and its Treatment.—આ નામનું એક અંગ્રેજી લઘુ પુસ્તક તેના કર્ત્તા ડાકતર સી. એસ. ડયુરાંડ, એમ. ડી. તરફથી અમને ભેટ દાખલ મળેલું છે, તેમાં કુષ્ટરોગને માટે સારૂં વર્ણન તથા ઉપાય પદ્ધતિ જણાય છે. ડાકતર લોકોને આ લઘુ પુસ્તક વાંચવા યોગ્ય છે. કીંમત રૂપિયો એક છે.

---

# તપ.

પુરાણોમાં ઘણી કથાઓ આવે છે કે ઋષિ મુનિઓ હજારો વર્ષ સુધી તપ કરતા હતા, અને ઇષ્ટ દેવને પ્રસન્ન કરી ઇચ્છિત ફળ મેળવતા હતા. આવી આવી વાતોમાં હાલના પાશ્ચાત્ય વિદ્યાથી રંગિત બુદ્ધિવાળાઓને અનાદર વૃત્તિ થાય છે; પરંતુ તેમ થવાનું કારણ પ્રત્યેક વાતનો સ્થૂલાર્થ ગ્રહણ કરવાવિના અન્ય નથીજ. પુરાણોને પાંચમો વેદ કહેલ છે, તો એવા ગ્રંથોમાં કંઇ અણસમજુ ગપ હોયજ નહિ, પરંતુ તેમાં કંઇ ગુમાર્થ હોવા જોઇએ કે જે આપણે સમજી શકતા નથી અને તેથી ગોટાળામાં પડીયે છિયે; ત્યારે તપનો અર્થ શું તેજ અત્ર આપણે તપાસીશું. આમાં જોવાનું એ છે કે તપ એટલે શું? તપ કરનારા ઋષિ મુનિઓ કોણ? શામાટે તપ કરતા અને શું ફળ મેળવતા? એટલી બાબતો સમજવાથી સર્વ સમાધાન થાય છે. તપ્ ધાતુના ઘણા અર્થ થાય છે. આત્મનેપદ ચોથાગણના ધાતુ તપ્ ના અર્થો શ્રમ આપવો, દુઃખ આપવું, શક્તિમાન્ થવું, એટલા છે; ઉભય પદી પ્રથમ ગણના તપ્ ધાતુના અર્થ—પ્રકાશવું, ઉષ્ણ થવું, ઉષ્ણ કરવું, બાળવું, દુઃખ ખમવું, એટલા થાય છે; અને ઉભય પદી દશમા ગણના તપ્ ધાતુનો અર્થ—ઉષ્ણ કરવું થાય છે. આ સર્વ પરથી તપ્ ધાતુનો મુખ્યાર્થ ઉષ્ણતાવાચક ઠરેછે, અને દુઃખ દેવું કે ખમવું ઇત્યાદિ અર્થો ગૌણ અથવા લક્ષ્યાર્થ છે.

કોઇ પણ પદનો મુખ્યાર્થ બંધ બેસી શકે ત્યાં સુધી ગૌણાર્થનું પ્રયોજન નથી. અત્રલક્ષ્યાર્થ લેતાં તો ઋષિઓ દુઃખ પામતા અથવા (દેવને) શ્રમ આપતા—એવો અર્થ થાય છે ને તેજ સ્થૂલાર્થ છે.

પહેલી નજરે હમેશાં સ્થૂલાર્થ આવે છે, કેમકે મુખ્યાર્થમાં કંઇક ગૂઢત્વ રહેલું હોય છે, ને તે આપણે અત્ર જોઈશું. અત્ર મુખ્યાર્થ બંધ બેસે છે કે કેમ? બંધ બેસે છે, અને તે નક્કી કરવામાં આપણે ઋષિ, મુનિ શબ્દોના અર્થો તપાસવા પડશે, કારણ કે ઉષ્ણ થનાર કે કરનાર અથવા તપ કરનાર તેઓ છે. ऋष् ધાતુ પરસ્મૈપદ છઠ્ઠા ગણનો છે, ને તેના અર્થ—જવું, મ્હોચવું, દુઃખ દેવું—થાય છે. આ ઉપરથી સૃષ્ટિની ગતિનો વાચક છે. સૃષ્ટિની ગતિ તે સૃષ્ટિનાં તત્વોનું બનવું, વધવું, ઇત્યાદિ તત્વોની સૃષ્ટિ બનેલી છે, એ પરથી એ આકાશાદિ તત્વોજ ઋષિ ઠરે છે. એ ઋષિ કે તત્વ ઉષ્ણતાથીજ બને તથા વધે છે. "ઋષિઓ તપ કરે છે" એટલે "તત્વોમાં ઉષ્ણતા આવે છે," એમ અર્થ

થાય છે. આવી રીતે કરેલા અર્થને અધ્યાત્મ કે ગુપ્તાર્થ કહે છે. આ અર્થ સ્વીકારવાથી પુરાણોના અર્થ કરવામાં ઠીક સમાધાન થાય છે.

આ પ્રમાણે તત્વો તે ઋષિઓ અને તેમની ગતિ તે તપ, એમ અર્થ નીકળ્યો છે. ત્યારે પ્રશ્ન થાય કે શું માણસ જેવા ઋષિઓ નહિજ ? અને એક પગે સૂર્ય સામું જોઇ ઉભી રહેવું ઈત્યાદિ તે તપ નહિજ ? ઉત્તર એમ છે કે માણસ પોતે શું છે ? તત્ત્વસમૂહજ પાંચે મહાભૂતો, અંતઃકરણ ઈત્યાદિ તત્વોજ છે, અને એ સર્વના એકીકરણનેજ આપણે માણસ કહિયે છિયે; એટલે માણસ પણ સૃષ્ટિમાં જે જે કર્મ કરે છે, તે પણ તપજ છે. એક પગે ઉભા રહેવા ઈત્યાદિ કર્મ પણ વિશ્વમાં આગળ-ઉચ્ચગતિ થવા અર્થેજ છે, માટે તે પણ સ્થૂલ તપજ છે, અને તેમ કરવાનું પ્રયોજન એટલુંજ છે કે તેથી સ્થૂલ શરીરાદિ તત્વો પરિશ્રમને લીધે ઉષ્ણ થઈ ક્ષીણ થાય એટલે માનસિક વૃત્તિઓ પણ ક્ષીણ થાય; અને વૃત્તિનો લય તેજ યોગ-મોક્ષ-છે. શારીરિક તત્વોમાં ઉષ્ણતા થવાથી સૃષ્ટિ કાર્યમાં તેઓ આગળ ગતિ કરે છે. ઉત્પત્તિ ક્રમ સંપૂર્ણ થઈ રહે લય ક્રમ શરૂ થવો એ પણ સૃષ્ટિકાર્યજ છે. પરંતુ ઉંચેથી કોઇ વસ્તુ જમીન ઉપર પડે તેમાં બહુ શ્રમ નથી પડતો, પરંતુ નીચેથી ઉંચે ચડાવવામાં બહુ શ્રમ પડે છે. તેમ ઉત્પતિ ક્રમનો અંત આવતાં સુધી જમીનપર આવવું છે, એટલે તે તો સહેલાઇથી થાય છેજ, પરંતુ હવે લય ક્રમમાં પાછું ઉપર ચડવારૂપ સૃષ્ટિ કાર્ય થવાનું છે, માટે તેમાં અત્યંત ઉષ્ણ તાનો ખપ છે, તેથી તપ કરવાની તેમાં વિશેષ જરૂર છે. નહિતો ઉપરગતિ નહિ થતાં ત્યાને ત્યાંજ પડી રહેવાય છે.

એ રીતે આધ્યાત્માર્થ તેમજ સ્થૂલાર્થ બંને અત્ર અવિરોધી રીતે મળતા આવી શકે છે, અને બંને અર્થો મળે ત્યારેજ એ અર્થ ખરા ઠરી શકે, પરંતુ એકજ અર્થ લેવાથી વિરોધ આવી! સત્ય સમજી શકાતું નથી.

---

## आर्यधर्म.

( મળેલું ).

( સાંધણુ પાને ૧૮૪ થી )

સૃષ્ટિ ઉપરથી જે પરમેશ્વરના નામ પડયાં છે, તે હવે કહિયે છિયે.

સત્—સદાય રહે છે. સૃષ્ટિના ઉપજેલા પદાર્થની પેઠે વિનાશ પામતો નથી, માટે પરમેશ્વરને સત્ કહે છે. એથી અન્યને અસત્ કહે છે.

चित्—જ્ઞાન સ્વરૂપીને ચિત્ કહે છે. જે પોતાને જાણે અને પરને જાણે. જે પોતાને અને પરને જાણે નહિ, તે જડ કહેવાય છે.

आनंद—સદા સુખ રૂપને આનંદ કહે છે. એથી ઉલટાને દુઃખ કહેછે. સત્, ચિત, અને આનંદથી ઉલટું તે અસત્, જડ, અને દુઃખ છે તે માયામાં છે.

ब्रह्म—જે સર્વથી મોટા, એથી મોટું કોઈ નહિ, એ માટે તેને બ્રહ્મ[1] કહે છે. એમાં મોટાપણું સ્વરૂપે અને ગુણે કરીને છે.

आत्मा—જે નિરંતર રહે છે. કોઈ કાળે એ નથી, એમ નથી, માટે એને આત્મા કહેછે. જીવે પણ નિરંતર રહે છે. જ્યારે જીવને આત્મા કહેછે, ત્યારે પરમેશ્વરને પરમાત્મા કહે છે?

ईश्वर—સૃષ્ટિનો મહા સમર્થ ધણી જે ઇચ્છે તે કરે એવો બીજા દેવો વિષે, જ્યારે ઇશ્વર શબ્દ વાપરે છે, ત્યારે એને પરમેશ્વર કહે છે; એટલે સર્વોત્કૃષ્ટ ઈશ્વર.

कर्त्ता—જગતને ઘડે છે, તે પરથી આ નામ પડયું છે. એક મેર સૃષ્ટિ રચવાનું કામ સદાય ચાલ્યું જાય છે, ચારે તરફથી તપાશીને સૃષ્ટિનું કામ કરે છે, માટે કવિયોએ આ નામને ચતુર્મુખ[2]વેધા, વિધાતા, પિતામહ ઇત્યાદિ નામ પાડીને એક દેવ કહ્યો છે. ઉપાસના માટે એને દેવનું રૂપક આપ્યું છે.[3]

पालक—જેમ ચારે મગ તપાસીને સૃષ્ટિ ઘડવાથી ચતુર્મુખ નામ પડયું, એમ ચારે મગથી રક્ષણ કરવાથી ચતુર્ભુજ નામ પડયું છે. ઉપાસના માટે કવિયોએ તેનો દેહ વર્ણ્યો છે.[4]

हर्त्ता—જગત ઉપજીને વધી જાય, માય નહિ, માટે તેના સંહારનું કામ કરે છે; તે ઉપરથી આ નામ પડયું છે. ઉત્પત્તિ, પાલન, અને સંહાર ત્રણને જુવે છે, માટે ત્રિનેત્રાદિક નામ પડયાં છે. ઉપાસના માટે એનુ રૂપ છે. માર્કંડેય પુરાણમાં કહ્યું છે કે જેમ કોઇ ક્ષેત્રી ખેતરમાં ધાન્ય વાવે છે ત્યારે તેને वावक એટલે વાવનાર કહે છે. પાલે છે, ત્યારે તેજ पालक કહેવાય છે, અને કાપે છે, ત્યારે તેજ छेदक કહેવાય છે. એમ પરમેશ્વર સૃષ્ટિની ઉત્પત્તિ, પાલન અને સંહાર કરે છે, ત્યારે એનાંજ विधाता विष्णु, शिव, એવાં નામ પડે છે; પણ એ ત્રણ એક છે. હવે પરમેશ્વરની કવિયોએ રૂપની કલ્પના કરી,

---

૧. ब्रह् ધાતુ વિસ્તાર વાચક છે. તંત્રી.

૨. સોપાધિક આત્મા જીવ તથા નિરુપાધિક આત્મા કહેવાય છે. તંત્રી.

૩. બ્રહ્મા. ૪. વિષ્ણુ. તંત્રી.

તેનું કારણ—चिन्मय–अद्वितीय–निष्कल–अशरीरी એવો પરમેશ્વર, એને રૂપ નથી, પણ ઉપાસના કરવાને માટે કવિયોએ રૂપની કલ્પના કરી છે, અને પુરાણોમાં તેની કથાઓમાં મોટો વૈભવ બતાવ્યો છે. પરમેશ્વર માણસની પેઠે જન્મતો નથી, માટે અજ કહેવાય છે. પણ તેણે ભકતોના હિતમાટે કૃત્રિમ રૂપ ધારણ કર્યાં છે; માટે એને લિલા વિગ્રહ એટલે રમત માટે વિગ્રહ જે શરીર તે ધારણ કરેલ છે. પરમેશ્વરને કોઇ નિત્ય વિગ્રહ માને છે. તે મત વેદ વિરૂદ્ધ છે.[1] જો પ્રભુસદાય શરીરવાન હોય, તો અનેક દોષવાન થાય છે. તે આગળ કહેવાશે. પરમેશ્વરમાં ઉત્પતિ, પાલન, અને વિનાશ કરવા રૂપ જે શક્તિ રહી છે, તેને દેવીનું રૂપક આપ્યું છે. દેવી, વિષ્ણુ, શિવ, બ્રહ્માદિકના અવતાર તે કાંઇ આપણી પેઠે માને પેટ જણ્યા નથી. અકસ્માત થયા છે? માટે પોતે પોતાનું અજપણું ખોયું નથી. એમજ પરમેશ્વરના એક એક કામને દેવનાં રૂપક આપ્યાં છે એમ સમજવું. જેટલાં ઈશ્વરનાં કામ તેટલાં રૂપ વેદમાં એવાં રૂપક આપીને પાછળથી કહ્યું છે કે પરમેશ્વર એક છે. તેનાં રૂપક આપીને બ્રાહ્મણો બહુ દેવ કહે છે, પણ विष्णु, शिव, गौरी, लक्ष्मी, सरस्वती ઇત્યાદી એકજ છે. કુવાનું જળ, તળાવનું જળ, નદીજળ, ઇત્યાદિક જળ છે. તેજ ખરૂ તો वृष्टिजल છે. એમ સર્વ દેવતો એકજ દેવ છે. આર્ય લોકો બહુ પરમેશ્વર કહે છે, એવું સમજનારા ભ્રાંત છે.[2] આ નિર્ણય બહુ ગ્રંથો તપાસીને કર્યો છે, માટે સાચો છે. ઘણા ગ્રંથોમાં એવું કહે છે કે સર્વ દેવની તે એકજ દેવની પૂજા થાય છે. દેવનાં નામ અનેક પણ નામી એક છે, તેજ પૂજા લે છે.

विभु—વ્યાપક, જ્યાં જોઇએ, ત્યાં પરમેશ્વર છે. એ વિના ખાલી નથી.

साक्षी—પ્રાણિઓ સારાં માઠાં કર્મ કરે છે, તે પોતે સાક્ષાત્ જુવે છે, માટે આ નામ પડયું છે. સાક્ષાત્ દષ્ટાને સાક્ષી કહે છે. કર્મ જુવેતોજ કર્મ પ્રમાણે તે કર્મ વિપાક આપે.

सर्वज्ञ—પરમેશ્વર પોતે સર્વને સદાય સાથે પ્રત્યક્ષ જાણે છે. તે ઉપરથી તેને સર્વજ્ઞ કહે છે. જીવ તો ઇંદ્રિયો વડે જાણે છે, પરમેશ્વર તો પોતે જાણે છે. જીવ તો થોડાને જાણે છે, પરમેશ્વર તો સર્વને જાણે છે. જીવ તો જાણવા ઈચ્છે છે ત્યારે જાણે, પરમેશ્વર તો સદાય જાણે છે. જીવતો એકને જાણ્યા પછી બીજાને જાણે છે, પરમેશ્વર તો સહુને સાથે જાણે છે.

---

૧. આમ કહી શકાય નહી. તંત્રી.

૨. પરમેશ્વરને કોઈ બહુ માનતું હોય એમ લાગતું નથી. દેવો બહુ છે એમ મનાય છે ખરૂં. તંત્રી

विश्वंभर વિશ્વનું ધારણ, પોષણ કરે છે તે ઉપરથી આ નામ પડયું છે.

पशुपति–પશુ જે જીવ માત્ર તેનો પતિ એટલે ધણી—જેમાં સમજ જેવી જોઇએ તેવી નથી. તે માટે જીવોને પશુ કહે છે. પોતાને સ્વાધીન નથી, સદાય પરાધીન થઇ વર્તે છે, એમ જીવ પરમેશ્વરને આધીન વર્તે છે, આપબળથી કશું થતું નથી. પરમેશ્વર જેટલું ફળ આપે, તેજ પોતે ભોગવે છે. વધારે ઇચ્છે પણ મળતું નથી; એમ કૃત્ય ઉપરથી અનેક નામ પડયાં છે. અદ્વૈત, અગોચર, અખંડ ઇત્યાદિ.

સત્ય, એજ ધર્મ તત્વ પરમેશ્વરે માણસના જીવાત્માને વિષે મૂકયું છે, તેથી માણસ આ સાચું અને આ ખોટું એવો વિવેક કરે છે. નિષ્પાપી માણસમાં આ ધર્મ તત્વ જાગૃત દેદિપ્યમાન રહેલું છે. પાપીમાં તો આ તત્વ પાપથી આવરણ પામેલું, એટલે ઢંકાયલું રહે છે. જેવું પોતાને દુઃખ થાય છે, તેવું સામાને થાય છે, એવું માણસ માત્ર સમજે છે, પણ પાપથી પ્રેરેલો લોભ સામાને દુઃખ દેવાને ધર્મ તત્વનું આવરણ કરીને પ્રવર્તાવે છે; માટે "लोभ मूलानि पापानि" કહે છે. નિષ્પાપીતો જેવું આપણને તેવુંજ સામાને થાય છે, માટે સામાને દુઃખ ઉપજે તેવું કરવું નહિ; એમ કરવાથી વિશ્વનાથનો કોપ થાય છે, એમ સમજે છે. લોભ, વિવેકરૂપી માણસનાં અંતર નેત્રને, પડલ ચઢાવે છે, તેથી માણસ પાપી થાય છે. સત્ય રૂપી ધર્મ, માણસને आस्तिकता ઉપજાવે છે. પરમેશ્વર સાચો છે, અને પરમેશ્વરે કરેલો સૃષ્ટિનો કાયદો જે વેદ, તે સાચો છે, એવી જે શ્રધ્ધા, તેને આસ્તિકતા કહેવાય છે.[1] શ્રધ્ધાથી પરમેશ્વર ફલદાયક થાય છે; શ્રધ્ધાથી પુણ્ય કર્મ ફળવંત થાય છે; માટે શ્રધ્ધાને પુરાણોમાં એક મોટી દેવી કહીને તેની ઉપાસના કહી છે. તૈત્તિરીય શ્રુતિમાં શ્રધ્ધાનું ચાર મન્ત્રોમાં વખાણ કર્યું છે. શ્રધ્ધા દેવી મનોરથની માતા છે. શ્રધ્ધા વિના કોઇ પણ કર્મ ફળવંત થતું નથી, પાપથી ઉપજેલો લોભ સત્ય રૂપી ધર્મ તત્વને ઢાંકે છે, ત્યારે માણસ નાસ્તિક થાય છે, ત્યારે તેનો વિશ્વાસ પરમેશ્વર અને તેના કાયદા ઉપરથી ઉઠી જાય છે, પછી તે હરાયા ઢોર જેવો યથેષ્ટાચરણ કરે છે, પછી તે નરકનો અધિકારી થાય છે. નાસ્તિકો કહે છે કે "परमेश्वरो नास्ति," પરમેશ્વર

---

૧ આ જે કંઇ છે, તેનું કંઇ પણ કારણ છે, એટલું માનનારને પણ અમારા મત પ્રમાણે આસ્તિક કહી શકાય. કેવળ તટસ્થેશ્વરને માનનારજ આસ્તિક અને બીજા નહી, એમ કહી શકાય નહિજ. જગતને કોઇ સ્વયમેવ માને તોપણ તેનું કંઇ ઉપાદાન માનવાથી આસ્તિક કહેવાઇ શકે. તંત્રી.

અને વેદના વચનનો તિરસ્કાર કરતા. વેદ બોલે તો કાનમાં આંગલિયો ઘાલતા. આ સમયમાં કોઇ પણ યજ્ઞ કે સંધ્યાદિક કર્મ કરતું નહિ, સર્વે નાસ્તિક થયા; કોઇ ઈશ્વરનું ભજન કરતું નહિં, પુણ્ય પાપનો માર્ગે કોઈ જાણતું નહિ.

હાલમાં કેટલાએક બ્રાહ્મણો એમના જેવા પાખંડી છે. તેમણે પેટને વાસ્તે પાખંડ ચલાવ્યું છે. અને શૈવ, વૈષ્ણવ, શાક્ત ઇત્યાદિક ધર્મ ચલાવ્યા છે તેઓ થોડોક વેદને પણ માને છે. બાકી તેમણે જે નવા ગ્રંથો કર્યા છે તેને તંત્ર કરીને કહે છે,[1] તેમને માને છે. એ રીતે સર્વ લોકો પાખંડ તરફ વળ્યા છે. કોઇ ખરે માર્ગે ચાલતું નથી. પરમેશ્વર જે વેદમાં પ્રતિપાદન કરેલો છે તેને કોઈ ભજતું નથી. સામસામી અનેક ધર્મની તકરારો થાય છે. સર્વ ધર્મમાંથી કાલાંતરે અનેક પાખંડો નીકળ્યાં છે. હવે એ પાખંડ માર્ગનું ખંડન કોણ કરે માટે તમેજ સહાય કરો. તમે જ્યારે વેદમાર્ગનો ઉદ્ધાર નહિ કરો; તો હે વિભુ, વેદમાર્ગ હવે પૃથ્વી ઉપર શી રીતે રહેશે. પૂર્વે સઘળી પૃથ્વી ઉપર એકજ વેદધર્મ હતો. વેદ સાક્ષાત પરમેશ્વરની વાણી છે, માણસોને વેદહિતનો ઉપદેશ કરે છે. પછી શિવજી બોલ્યા. હે ઋષિઓ તમારે ચિંતા કરવી નહિ. વિષ્ણુએ જે શુભ માર્ગ બતાવ્યો હતો તે માર્ગ તો એક તરફ રહી ગયો, અને અને તે માર્ગ છોડીને બૌધ્ધો બીજે માર્ગે વળ્યા છે; માટે એ નાસ્તિકોનો વિનાશ કરીશ. હું આદિમાયાનો એક ગુણ તમો ગુણ છું, મારૂં શુધ્ધ સ્વરૂપ તો પરબ્રહ્મ છે, પણ જ્યારે મારે ગુણનો ખપ પડે છે, ત્યારે હું ગુણી થઈને અવતાર ધરૂં છું; એમ કહીને શિવે ઋષિઓને પ્રસન્ન કર્યા પછી શિવે તમામ દેવોને આજ્ઞા કરીને તમે અંશ થઈ અવતરો, પછી હું અવતરીશ પછી ઈંદ્ર હતો તે પાવકાચલ પર્વત આગળ ચંપા નગરીમાં રાજાનો પુત્ર થયો તેનું સુધન્વા નામ પાડયું. સ્વામિ કાર્તિકનો અવતાર ગંગા યમુનાના સંગમ આગલ પ્રયાગ નગરમાં એક બ્રહ્મણને ઘેર થયો, તેનું નામ કુમારિલ-ભટ્ટ પાડયું. પછી બહુ વિદ્યા ભણ્યા ત્યારે કુમારિલ ભટ્ટાચાર્ય અથવા કુમા-રિલભટ્ટપાદ એવું નામ પડયું. એમને કેટલાએક ભટ્ટાચાર્ય પણ કહે છે એ ભટ્ટાચાર્યે અથા તો ધર્મ જિજ્ઞાસા એ જૈમિનીય સૂત્ર જે પૂર્વ મિમાંસાનાં છે તેની ઉપર વાર્ત્તિકના ગ્રંથ કર્યા પછી ઘણાએક શિષ્યોને ભણાવ્યા, તેમાં

---

૧ તંત્રોનો મત મૂળે પાખંડ નથી, પણ પાછલથી તેનો દુરુપયોગ થવા માંડયો. તેથી તે દૂષિત ગણાયો છે. તંત્રી.

મંડન મિશ્ર, મુરારિમિશ્ર, પાર્થ સારથિ મિશ્ર, પ્રભાકર એ ચાર મુખ્ય હતા. તેમના શિષ્ય પ્રશિષ્ય કરીને આખો ભરતખંડ છપાઇ ગયો. તે સર્વે બૌદ્ધાદિક નાસ્તિકો જોડે તકરાર ( શાસ્ત્રાર્થ ) કરવા લાગ્યા. બૌદ્ધો વેદનું ખંડન કરવા લાગ્યા. પૂર્વે કહેલા મીમાંસક બ્રાહ્મણો વેદનું પ્રતિપાદન કરવા લાગ્યા. એ રીતે ઠામો ઠામ, દેશે દેશ, બ્રાહ્મણ અને બૌદ્ધોને વિવાદ ચાલ્યો. પણ બ્રાહ્મણો બૌદ્ધના ગ્રંથોમાં વાકેફ નહિ તેથી બૌદ્ધો જીતવા લાગ્યા. ત્યારે કુમારિલ ભટ્ટાચાર્યે વિચાર કર્યો, કે હવે બૌદ્ધોના ગ્રંથો જાણવા; જાણીને તેના ખંડન ગ્રંથ કરવા એવું વિચારીને પોતે ઘરથી નીકળીને પાવકાચલ તલેટીમાં ચંપાનગરીમાં જ્યાં બૌદ્ધાચાર્ય અનેક વિદ્યાર્થીઓને વિદ્યા ભણાવતા હતા, તેમાં ભટ્ટાચાર્ય પણ છાનો બૌદ્ધ થઈને ગ્રંથો સાંભળવા લાગ્યો. એ રીતે ગ્રંથ સાંભળતાં બૌદ્ધાચાર્યે વેદ નિંદાનું પ્રકરણ ચલાવ્યું. તે સાંભળતાં ભટ્ટાચાર્યની આંખોમાંથી આંસુ ચાલ્યાં; તે જોઈને બૌદ્ધોએ વિચાર્યું, કે આ કોઈ બ્રાહ્મણ છે, એ બૌદ્ધ નથી. પછી તેમના મનમાં શંકા પેઠી. એક દિવસે બધા બૌદ્ધોએ મળીને વિચાર કર્યો કે આપણા ગ્રંથો સાંભળીને બ્રાહ્મણ આપણા ધર્મનું ખંડન કરશે; માટે એને જીવથી મારી નાખવો. બૌદ્ધ લોકોએ વિચાર કરીને ભટ્ટાચાર્યને સર્વે મળી હવેલી ઉપરથી ધક્કો મારીને હેઠે પાડી નાંખ્યા. તે વેળા ભટ્ટાચાર્ય બોલ્યા કે જો વેદ પ્રમાણ હોય તો મને કંઇ થશે નહીં. પછી જેમ રૂના ટેકરા ઉપર પડે એમ પૃથ્વી ઉપર પડયા પણ કંઈ વાગ્યું નહીં. પછી ભટ્ટાચાર્યે વિચાર્યું કે બુદ્ધ ભગવંતે જે દયા માર્ગ પ્રકટ કર્યોછે તે દયા એમના શિષ્યોમાં નથી, ત્યારેજ તેમણે મને ધક્કો માર્યો, માટે એ બુદ્ધ ભગવંતને માનનારા નથી; માટે એમનો નાશ કરતાં પરમેશ્વરનો કોપ થવાનો નથી. પછી તેમણે પ્રતિજ્ઞા કરી કે હવે મારે એમનો વિનાશ કરીને વેદ ધર્મનું સ્થાપન કરવું. એમ કહીને પોતે પોતાના શિષ્યોને લઈને પાવકાચલ પર્વતની આગળ જ્યાં ચંપાનગરી છે, ત્યાં સુધન્વા રાજા રાજ કરતો હતો ત્યાં ગયા. એક બાગમાં ઉતરીને બૌદ્ધાચાર્ય વિદ્યાર્થીઓને વિદ્યા ભણાવતો હતો તેનું આખ્યાન નિત્ય સાંભળતો હતો. એક સમે એ બાગમાં એક માળી તુળસીના પત્ર ચુંટતો હતો, તેણે ભટ્ટાચાર્યને જોયા એટલે થરથર કંપી ગયો. જે આ બૌદ્ધ પંડિત છે તે જો રાજાને કહેશે, કે તુલસીનાં પત્ર ચુંટેછે તો રાજા મને દંડ દેશે. તેથી થરથરતો હતો. પણ ભટ્ટાચાર્યે જાણીને પૂછ્યું, કે તું કેને વાસ્તે આ પત્ર ચુંટેછે કોઈ વિષ્ણુની પૂજા કરે છે તે ભટ્ટાચાર્યને પગે પડીને બોલ્યો, કે સ્વામી મને

ઉગારો, મેં તો અજાણપણામાં ચુંટયા છે. રાજાની મના છે, કે કોઇ તુલસી ચુંટે નહીં. પછી ભટ્ટાચાર્યે કહ્યું, કે ફિકર કરવી નહી, હું તો બ્રાહ્મણ છું પછી ભટ્ટાચાર્યે માળી સાથે ઘણી પ્રીતિ કરી, ત્યારે માળીએ કહ્યું, કે રાજાની રાણી વૈષ્ણવ ધર્મ પાળે છે તેને માટે છાની તુલસી લઇ જાઉં છું. પછી ભટ્ટાચાર્યે રાણી ઉપર એક પત્ર સંસ્કૃતમાં લખ્યો; તે એ મતલબથી કે હું ભટ્ટાચાર્ય છાનો રહું છું, અને બૌધ્ધોના તર્ક જોઉં છું. પછી રાણીએ જાણ્યું, કે હવે કાંઈ સારૂં થશે. રાજા રાણીને કેહતો હતો કે હું બૌદ્ધ થયો; તું પણ થા અને બૌદ્ધ ગુરૂને પગે લાગ્ય ત્યારે રાણીએ કહ્યું કે મારૂં માથું કાપીને બૌદ્ધ ગુરૂને નમાવો તો નમે, નહિ તો વેદ, વિપ્ર, કે વિષ્ણુને આ માથું નમ્યું છે તે બૌદ્ધ ગુરૂને નમવાનું નહીં. એક દિવસે એ રાણી શ્લોકાર્ધ ગોખે બેસીને ભણતી હતી. किं करोमि क्व गच्छामि कोवेदानु द्धरिष्यति ॥ એ પૂર્વાર્ધ રાણી બોલી. તેનો અર્થ એવો છે, કે શું કરૂં ને ક્યાં જાઉ, હવે વેદનો ઉદ્ધાર કોણ કરશે. તે સૂણીને નીચે માર્ગે થઇ ભટ્ટાચાર્ય જતા હતા, તેમણે ઉત્તર આપ્યો, કે मा विषाद वरारोहे भट्टाचार्योऽस्मिभूतले ॥ એનો અર્થ એવો છે કે હે સુંદર આસનવાળી, તું મનમાં ખેદ માં પામ્ય. હું પૃથ્વી ઉપર ભટ્ટાચાર્યછું. પછી તેણે પોતાની દાસી મોકલીને ભટ્ટાચાર્યને પોતાને ઘેર બોલાવ્યા. તે બૌદ્ધ સાધુનો વેશ ધરીને ફરતા ત્યાં આવ્યા. પછી ભટ્ટાચાર્ય અને રાણીને વાતચીત થઉ. રાણી કહે, કે જો કોઇ વેદનો ઉદ્ધાર નહિ કરે તો હું મરીશ. રાજા મારો કેડો મૂકતો નથી. ભટ્ટાચાર્ય કહે કે ફિકર કરવી નહીં. ઇત્યાદિ કહીને રાણીના આંસુ લુછયાં. પછી રાણીએ રાજાને કહયું કે તમે મને બૌદ્ધ ધર્મમાં લેવાની કરોછો પણ જો તમારા ગુરૂ અને મારા ગુરૂને વાદ કરાવો ને જે જીતે તેનો ધર્મ મારે તથા તમારે પાળવો. રાજાએ કબુલ કર્યું. પછી ભટ્ટાચાર્ય શિષ્યો સહિત સભામાં ગયા.

---

## पंडित भगवानलाल इंद्रजीनी १८७१ नी मुसाफरी.

### ઉપોદ્ઘાત.

જુનાગઢના વતની પ્રસિદ્ધ પંડિત ભગવાનલાલ ઇંદ્રજી પ્રાચીન શોધ ખાતાનાં ઉત્તમ કામો કર્યા માટે આ દેશ તેમજ યુરોપમાં સારૂં માન પામી

ગયા છે. તેમણે સન ૧૮૭૧ ની સાલમાં કરેલી મુસાફરીના વર્ણનના પત્રો પોતાના મિત્ર શેઠ કૃષ્ણદાસે વલ્લભદાસ ઉપર લખેલા છે, તે ઘણા મનોરંજક તથા ઉપયોગી જ્ઞાનથી ભરપૂર હોવાને લીધે અત્રે પ્રસિદ્ધ કરિયે છિયે:—

## પત્ર ૧ લો.

હું તા૦ ૭ મી માર્ચ ૧૮૭૧ અને મંગલવારને રોજ મુંબઈથી ૧૧॥ વાગાની ગાડીમાં બેસીને ચાલ્યો તે તેજ રોજ રાતના ત્રણ વાગતે ખંડવે જઈ પહોંચ્યો. ખંડવાના સ્ટેશન પાસેજ એક મોટું મુસાફરખાનું છે તેમાં ઉતર્યો. તા૦ ૮ ને રોજ સવારમાં ગામમાં ગયો. ખંડવા ગામમાં આશરે ૧૦૦૦ ઘર અને ૩૦૦૦ માણસની વસ્તી છે, પણ માળવાનું અફીણ અને ધાન્ય તથા કપાસ આદિનો વેપાર મુંબઈ સાથે ચલાવવાને રેલવેનું મથક હોવાથી સેંકડો ગાડી અને ઉંટ અહીં આવે છે. ગામના રસ્તા સાફ છે, અને શેહેરની દક્ષિણ બાજુએ નવી વસ્તીના રસ્તા ઘણાજ મોટા છે અને એક એક વચ્ચે મિનારા ઉપર ઘડીઆળ છે, તે ( મિનારો ) ૧૮૫૯ માં બાંધેલો છે. ઉત્તર તરફની ગામની વસ્તી જુની છે. તે રસ્તા સાંકડા છે, પણ અંગ્રેજી રાજ્યને લીધે સારા અને સાફ રહે છે, ને સડકો બાંધેલી છે. લોકોનાં ઘર બે માળથી ઉંચા નથી, અને ઉપલા ભાગમાં ઘણું કરીને નળીયેર છે. લોકોનો પોશાગ કંઇ ગુજરાતી અને મારવાડીને મળતો છે. ભાષા નીમાડી જે ગુજરાતી, મરાઠી અને હીંદી મળીને થએલી છે. ફરતો ફરતો એક સ્કુલ માસ્તરને મળ્યો અને તેની સાથે ગામથી પશ્ચિમ તરફ એક જુનો કુંડ છે, જેને લોકો પદ્મ કુંડ કહે છે, ત્યાં આવ્યો અને તેના ગોખલા ઉપર સંવત ૧૧૮૯ના વર્ષના લખેલા ટુંકા લેખો હતા તે લખી લીધા. આખા ગામમાં જુના દેવળના પત્થરો પડેલા છે, તેમાં ઘણું કરીને જૈન દિગંબર મતના અને શૈવ લોકોના દેવળના છે. આખો દિવસ હું ખંડવામાં રહ્યો, અને ઇંદોરની ગાડી ૧ ભાડે કરી, તેમાં ઠરાવ કર્યો કે ઇંદોર અને ખંડવાના રસ્તાથી બાજુએ ત્રણ કોસ ઉપર ઓંકારેશ્વર નામનું તીર્થ જે ઓંકારમાં ધાતાને નામે ઓળખાય છે, ત્યાં થઇને જવું, અને ત્યાં એક દિવસ વધારે રોકાઇશ તો મુકામ આપીશ. તેથી તા૦ ૧૦ મી માર્ચને રોજ હું ખંડવાથી સવારના પાંચ વાગે ચાલ્યો તે બપોરે ૯ કોસ એક નાના ગામની પાસે જમી સાંજના ગામમાં રાત રહ્યા.

આ દેશમાં હોળી ખેલવાનો ઘણો ચાલ છે. ગામડાના લોકોએ—પુરૂષોએ—સ્ત્રીઓના ઘાઘરા પોતીયાં ઉપર બાંધેલા હતા, અને દીવાળી ટાણામાં જેવા લોંડા લોકો છાતીએ કપડાં બાંધી અને કેડે ઘુઘરમાળ બાંધી ડાંડિયારાસ લે છે ને ગાય છે, તેજ પ્રમાણે તેજ પોશાક પ્હેરી આ લોકો હોળીના ગીત ગાઇને નાચતા હતા. સ્ત્રીઓનાં ટોળાં પણ ત્યાં હાજર હતાં. તેઓએ પોશાગમાં કંઇ ફેર કર્યો નહોતો, પણ થોડો ગુલાલ માત્ર મોહોડે ચોપડેલો હતો. તેઓ પણ હોળીનાં નાગાં ગીતો ગાતી હતી. તા૦ ૧૦ મીને રોજ સવારના ૪ વાગે ત્યાંથી ચાલ્યા, તે સાંજના ૩ વાગતે ઓંકારેશ્વર, જે પ્રખ્યાત શિવલિંગનું દેવળ છે, ત્યાં જઈ પ્હોંચ્યો.

ઓંકારેશ્વરનું મોટું દેવળ નર્મદાને ઉત્તર કિનારે એક ડુંગરના કડા ઉપર છે. એ કડા ઉપર દેવળની પાસે કેટલા એક લોકોનાં ઘરો છે; નર્મદાનો દક્ષિણ કિનારો પણ ઉંચા પત્થરના ખડકનો છે, અને નર્મદાની તરફ કડો તુટેલો છે, તેથી ઘણો ઉંચો લાગે છે, તેને કાપીને કપિલા નામનું નાનું નાલું ઓંકારેશ્વરની સામેજ નર્મદાને મળે છે, એ પણ પવિત્ર ગણાય છે. એથી નર્મદાના દક્ષિણ કિનારાના પૂર્વ પશ્ચિમ—બે નાના ટેકરા બનેલા છે. પૂર્વના ટેકરા ઉપર બ્રહ્મેશ્વરનું દેવળ પશ્ચિમાદે મોહોડે છે. તેમાં હાલ શિવલિંગછે, પણ હું ધારૂં છું કે પ્રથમ બ્રહ્માની મૂર્ત્તિ હશે. બીજાં પણ દેવળોછે. તેમાં અમરેશ્વર મહાદેવનું મુખ્ય દેવળ છે. એ જ્યોતિર્લિંગ ગણાય છે. પશ્ચિમ કિનારે બ્રહ્મેશ્વરના મંદિરની સામુંજ પૂર્વ મુખે વિષ્ણુનું મંદિર છે, અને ત્યાં પણ લોકોનાં ઘર છે. ગાડી અને સામાન અંહી રાખ્યો હતો. એવી રીતે બ્રહ્મા, વિષ્ણુ અને ઉત્તર કિનારે મહેશ્વર—એમ ત્રણ પુરિ કહેવાય છે. ઓંકારેશ્વરનું મોટું મંદિર આશરે ૧૧૦ ફુટ ઉંચું—બે માળવાળું છે. પ્રથમ જુનું દેવળ મુસલમાનોએ તોડવાથી પાછો તેનો જીર્ણોદ્ધાર કરેલો છે. તેનો નીચલો ભાગ હજુ જુનો છે. આ બેઉ કીનારાની વચ્ચે નર્મદા મોટા પટથી વહે છે, અને ઘણીજ થંડીછે. તેમાં મોટા મોટા મચ્છ છે, તેને લોકો ચણાં ખવરાવે છે. તેથી બહાર દેખાય છે, અને હોડીમાં બેસીને પાર જવાય છે. ઓંકારેશ્વરના મંદિર પાસેથી નર્મદા સુધી ઘાટ બાંધેલો છે, અને નર્મદાને કિનારે કોટી તીર્થ કહેવાયછે. આ પાહાડ ઉપર પ્રાચીન કિલ્લો છે. તે રેતીના પત્થરનો બાંધેલો છે, પણ ઘણોખરો તટી ગયો છે. તેને દરવાજા છે. તેમાં એક મોટું શિવાલય છે. તે સિવાય બીજી પણ ઘણી તટી ફુટી મૂર્ત્તિ છે.

તા૦ ૧૨ મીને રોજ ઓંકારેશ્વરથી સવારના ૧૦ વાગે ચાલ્યો બડવા ગામ જઇ રાત રહ્યો. બડવાએ પણ ૪૦૦૦ માણસની વસ્તીનું ગામછે. ગામથી પૂર્વે નાનું નાળું વહેછે, તેને કાંઠે એક સુંદર કુંડછે અને દેવાલયો અર્વાચીન અને જુનાં છે. તા૦ ૧૩ મીને રોજ સહવારમાં ચાલ્યો આખો રસ્તો જંગલનો અને પાહાડી હતો. એક નાના ગામમાં રાત્રી રહી, રાતના ૪ વાગે ચાલ્યો તે તા૦ ૧૪ મીને રોજ સહવારના દશ વાગે ઈંદોર આવી પહોંચ્યો. તા૦ ૧૫ મીને રોજ બક્ષી ખુમાનસિંહને મળ્યો. એ સારા સ્વભાવના માણસ છે અને મોટા માણસછે. અંહીંના રાજ્યના મોટા અધિકારીછે. – – – – – – –
ઇંદોર તા૦ ૧૭–૩–૭૧

પત્ર ૨ જો.

તા૦ ૧૮ મીને રોજ ઇંદોરથી ઉજ્જયિની જવા વાસ્તે નીકળ્યો. મને અંહીં જવાને સારી મદદ મળવા સેંટ્રલ ઇંડિયાના એજંટ સાહેબે અંહિના અફીણખાતાના પારસી ઉપર અને અંહીંના સીંધીયા સરકારના સર સુબા ઉપર સારી ભલામણના પત્રો આપ્યા. એ સાહેબ ઘણા સ્નેહથી મને મળ્યા હતા, અને મારે બાઘ જવું છે માટે ભોપાવરના એજંટ ઇંદોરમાં આવ્યા હતા તેમને પણ સારી રીતે મેળવ્યો. હું પત્ર લેઈ તા૦ ૧૯ મીને રોજ રાત્રે ઉજેણ (ઉજ્જયિની) આવ્યોછું. અંહીં હું પાંચ દિવસ રોકાવાને ધારૂંછું; એટલે તા૦ ૨૪ મીએ નીકળીશ તે ધાર જઈશ, અને ત્યાંથી ભોપાવરની છાવણીમાં જઇશ. – – – – –

ઈંદોર એ મોટું શેહેર છે, આશરે ત્રીશથી ચાળીશ હજાર માણસની વસ્તી હશે. અંહીં મુખ્ય કરીને અફીણનો વેપારછે, જે બીજા દેશાવરની સાથે ચાલેછે, થોડુંક રૂ પણ પાકે છે, અનાજ પણ મુંબઇ તરફ ચડે છે, ગામના લોકો મારવાડી અને ગુજરાતીની વચ્ચેની મળતી ભાષા બોલે છે, એ ગુજરાતીને વધારે મળતી છે, પુરૂષનો પોશાગ મરાઠા અને મારવાડીની વચ્ચેનો છે, અને સ્ત્રીઓનો પોશાગ ગુજરાતી અને મારવાડીની વચ્ચેનો છે, સ્ત્રીઓ ઘાઘરા ગુજરાતીની પેઠે ટુંકા ઘેરના પેહેરેછે, અને ઓઢણી મારવાડીના કરતાં થોડી મોટી અને આગલ પાટલીવાળી થોડી ખોસાય તેમ પ્હેરછે, ઘરેણાં અને ચુડા મારવાડીના જેવા પણ નથ તેવી નહીં. લોકો મારવાડ કરતાં ખુબસુરત છે, અને ગુજરાતીની બરાબરના કહીયે તો ચાલે, ગામની પીઠ અને દક્ષિણ બા-

જુએ નદીછે, તેને કાંઠે દેવળોછે, પીઠ બાજુએ નદીને કિનારે રાજાની ચિતાઓ ઉપર સારાં શિવાલયો બાંધેલાંછે; અને ચાર્લ્સ હેમિલ્ટન સાહેબનું સાફ સાઈજનું સંગેમરમરનું પૂતલું ઉભું રહેલુંછે; પણ તે એવી તો કઢંગી બેઠક અને જગા ઉપર ઉભું કરેલું છે કે કંઇ શોભતું નથી. જે સ્તંભ ઉપર તે ઉભું કરેલું છે, તે કાળા પથ્થરનો જેવોતેવોછે, તેની પછવાડે બાળબોધ અક્ષરથી એક સંગેમરમરની પાટ ઉપર લેખ કોતરેલો છે, તે બેવકુફીનો નમુનો છે. તેમાં તેનું નામ ચમત્કારિક જોડણીથી લખેલું છે. આગલી બાજુએ ટુંકો અંગ્રેજી લેખ છે, પણ તેમાં સન પણ નથી લખેલો.

હોલ્કર સરકારનો મેહેલ ગામની અંદર પૂર્વ છેડાની પાસે છે. એ સઘળો મેહેલ ૬૦ ચોરસ કદમમાં છે, અને ચારે ખુણે ચાર બુરજ છે, તેથી એક નાના કિલ્લા જેવું લાગે છે, અને ઉંચાણવાળી ચારે બાજુએ ભીંત છે તેને ચારે બાજુએ દરવાજા છે, પણ પૂર્વ તરફનો દરવાજો મુખ્ય છે. એ દરવાજાની બેઉ બાજુ છ માળના બુરજ છે, અને તે દરેક માળ ૧૧ થી તે ૧૪ ફુટની ઉંચાઇના હશે; એથી હું ધારૂં છું કે આશરે ૬૦ થી ૯૦ ફુટની અંદર ઉંચા હશે.

હાલ કલકતેથી લોર્ડ આવવાના છે એવી લોકોમાં વાત ચાલવાને લીધે તેને બહારથી ચુનો દેવરાવેલો છે; પણ બારીઓ એવી તો જુની અને એટલા તો કચરાવાળી છે કે જોઈને આપણને ગાયકવાડની વધારે સારી સફાઈ લાગે, અને અંદર ગાયકવાડના મેહેલ જેવુંજ અંધારૂં છે દરવાજા આગળ ચોક છે, પણ તેમાં પથ્થરો અને કચરો ઘણો પડેલો છે. પૂર્વ તરફ નદી ઉપર પુલ છે એ ઉપર થઇને છાવણીમાં જવાય છે. ત્યાં સેંટ્રલ ઈંડિયા ખાતાના ગવરનર જનરલના એજંટ રહે છે, અને થોડું લશ્કર રહે છે. ઈંદોરના લોકો ઉદ્યોગી અને સધન છે. માળવા દેશ ગુજરાત જેવોજ સધન છે, અને ગુજરાતની પેઠેજ આંહીં પણ ભીખારી લોકો ઘણાં નથી; અને અંગ ઉપર કપડું પણ મહારાષ્ટ્ર અને બીજા હિંદુસ્તાનના મુલકો કરતાં ઘણું હોય છે.

— — — — — — — — — — — — —

ઉજ્જયિની તા૦ ૨૨-૩-૭૧. [અપૂર્ણ.]

---

# केशव विरहाष्टक.

## સોરઠા.

હરિ સુત કેશવ, હાય, આર્ય ધર્મ બોધક ગયો,
અંતર લાગી લાય વિરલ પુરૂષ એ વહિ જતાં. ૧
ઉમદા એની કાવ્ય, અધવચથી અટકી પડી,
કેશવ પાછો લાવ્ય, કેશવ તું કરૂણા કરી. ૨
અંધ બન્યા છે આર્ય, ભારત ભૂમિના બધા,
ધર્મતણું શુભ કાર્ય, એના વણ વિસરી જશે. ૩
ધર્મગણું શુભ ઢાલ, મળે માર્ગ સુમોક્ષનો,
એવણ સૌ બેહાલ કેશવલાલ જતાં થયા. ૪
ભલી બ્રહ્મ સમાજ, શોભાવી મુંબઇ વિષે,
શુભ દિલથી એ કાજ, કરશે કોણ કેશવ જતાં. ૫
અંતે થઇ નિરાશ, આશિષ એ ઉરથી ભણું,
શિવ સમીપે વાસ, થાજો કેશવલાલનો. ૬

## ગીતિ.

તંત્રી મલશે ઝાઝા, વસુધા વંઝયા વળી નથી ક્યાંઈ,
પણ તારી સમ માઝા, સાચવનારો નહી મળે આંઈ. ૭
જ્ઞાન બળે બહુ બળિઓ, હરિસુત કેશવલાલ હતો હીરો.
સારધાર વૃતપાળી શંભૂ સ્થાને ગયો મહા વીરો. ૮

## સિંહાવલોકી સવૈયો.

કેશવલાલ જતાંજત આજ, તમામ ઉદાસ થયાં નિજ અંતર
અંતરમાં અફસોસ કરે વળિ ધર્મ તણેજ ગયો શુભ મંતર,
મંતરરૂપી સુબોધ હતો પણ અંતરથી જગ શું તજ તંતર,
તંતર તૂજ વિના ન મળે, પછિ મંતરથીજ બળે મુજ અંતર.

---

# प्रिन्स हेनरीना मृत्यु विषे सरकारनुं जाहेरनामु.

બાટનબર્ગના શાહાજાદા નામદાર પ્રિન્સહેનરી મોરીસના દુઃખદમૃત્યુના સબંધમાં લોકોએ અખંડ પ્રૌઢપ્રતાપ કૈશરેહિંદ મહારાણી શ્રી પ્રતિ લાગણી દર્શાવી તેના ઉત્તરમાં મહારાણી શ્રીએ નીચેનો પત્ર મોકલ્યો છે, અને તેની એક નકલ અમને પ્હોચાડતાં આ પત્રમાં તેની પ્રસિદ્ધી કરવાની અમને ફરમાશ થઇ છે.—

दादरो.

केम जन्म मृत्युनाज फंदमां फरो,
न धूळधाणी आ मनुष्य जन्मने करो. अरे

दोहेरा.

सदसत्कार्यविवेकथी तजि कर्तृत्वनुं मान,
सर्व समर्पो ब्रह्ममां धरी धैर्यथी ध्यान.

दादरो.

एज मोक्ष मार्गनो प्रचार छे खरो,
समग्रमां समानमान मानजो नरो. अरे

---

## उपदेश.



गीति.

तन मन धन खरचीने, हाम धरीने भजो हरिचर्णो;
अन्य तजी द्यो कामो, थाशे तेथी पवित्रतो कर्णो.
तापहरण दहन थशे, हरिभजवाथी नकी तमेज गणो;
मिथ्या शोक जशेने, थाशे संसारसरल तेथी घणो.
माटे मन वश करीने, राम चरणमां धरोज ध्यानतमे;
भवसागर खोटानें तरशो, मळशे सुख सघळूं तमने.

---

## आर्या शतद्वयी.

( ભળેલું ).

( સાંધણુ પાને ૧૯૮ થી )

एतादृशी मवस्थां गमितस्यापेक्षसेऽपि किं सेवाम् ।
करुणाब्धे यदिनैवं तद्वद किं मामुपेक्षसे दीनम् ॥ ५४ ॥

હે કરૂણા સિંધુ ! શું આવી અવસ્થાને પામેલાની પણ સેવાને ઇચ્છો છો ? જો એમ ન હોય તો હું કે જે દીન છું તેને કેમ છોડી દિયો છો ? ॥ ૫૪ ॥

करुणावानपि जानन् प्रभुरपि यदि हंसिनेदृशी मार्तिम् ।
तन्निर्गुणत्व मुचितं वेदांतास्ते वदंति दाशरथे ॥ ५५ ॥

દયાલુ છો, જાણો છો, અને સમર્થ છો, તો પણ જો આવી પીડાને મટાડશો નહિ તો હે દશરથના પુત્ર, વેદાંતે તમારૂં નિર્ગુણપણું કહે છે તે ઘટિત છે. સારાંશ કે મારી પીડા નહિ મટાડો તો તમે નિર્ગુણ એટલે ગુણ વગરના છો એમ વેદ કહે છે તે સત્ય ઠરશે. હું તો આપને ગુણવાન જાણું છું માટે પીડાને મટાડો, પણ મટાડો તો ગુણવાન થઈ જાઓ, માટે નહિ મટાડતા હો. ( અંહી વક્રોક્તિ પણ થાય ) ॥ ૫૫ ॥

नालोकये त्वदन्यं दैन्यं कथयामि यस्याग्रे ।
विज्ञापयाम्यतोहं कर्मविहीनं च निर्गुणं चत्वं ॥ ५६ ॥

આપ વિના બીજાને હું દેખતો નથી કે જેની આગળ દીનપણું કહી દેખાડું, માટે કર્મ વિનાના અને ગુણ વિનાના ( અકર્તા નિર્ગુણ ) આપને વિનતી કરૂછું કે– ॥ ૫૬ ॥

अपिमामपिहितदृष्टिं पश्यन् क्लेशोर्मिमालाभिः ।
भवसिंधु मग्नमार्त्तं तारणशक्त्यिपि किं नतारयसि ॥ ५७ ॥

હું કે જે નહિ વીચેલી આંખવાળો ઉઘાડી આંખવાળો જીવતો છું, કલેશ રૂપી તરંગોના સમૂહથી ભવસાગરમાં બુડેલો છું, અને પીડાયેલો છું, તેને દેખતા છતાં પણ, અને તારવાને સમર્થ છતાં પણ કેમ ઉગારતા નથી ? ॥ ૫૭ ॥

अविहित कारितया मामालोकयसे नचे त्कृपया ।
दीनं किमिति न दासं विहिते तन्मांविनियोजयसि ॥ ५८ ॥

અવળાં કર્મ કરવાપણાથી કૃપાદૃષ્ટિવડે મને ન જોતા હો તો દીનદાસને સારા કર્મમાં કેમ જોડતા નથી ? ॥ ૫૮ ॥

आकोटमपिहि किंवा त्वत्प्रेरण मंतरेण यल्लोके ।
चलति रघुत्तम वदमे भवता खलुजल्पते सकलम् ॥ ५९ ॥

હે રઘુવર ! જગત કીડાથી માંડીને જે કાંઇ છે તે તમારી પ્રેરણાવિના ચાલે છે અથવા ચલાયમાન છે ? ( નહિ ) ! આપના વડેજ સર્વ બોલે છે. ॥૫૯॥

अविहित मनिशं कारय वारय सीतापतेऽथवा तस्मात् ।
मोचयिता भयथापि प्रणतं त्वेनं त्वमेव दाशरथे ॥ ६० ॥

હે સીતાપતિ, નિરંતર નઠારાં કામ કરાવો કે તેનાથી વારી રાખો, પણ હે દશરથ પુત્ર ! બેપરીતે શરણે આવેલાને આપજ છોડાવનાર છો. ॥ ૬૦ ॥

दादरो.

केम जन्म मृत्युनाज फंदमां फरो,

न धूळधाणी आ मनुष्य जन्मने करो. अरे

दोहेरा.

सदसत्कार्यविवेकथी तजि कर्तृत्वनुं मान,

सर्व समर्पो ब्रह्ममां धरी धैर्यथी ध्यान.

दादरो.

एज मोक्ष मार्गनो प्रचार छे खरो,

समग्रमां समानमान मानजो नरो. अरे

---

## उपदेश.



गीति.

तन मन धन खरचीने, हाम धरीने भजो हरिचर्णो;

अन्य तजी द्यो कामो, थाशे तेथी पवित्रतो कर्णो.

तापहरण दहन थशे, हरिभजवाथी नकी तमेज गणो;

मिथ्या शोक जशेने, थाशे संसारसरल तेथी घणो.

माटे मन वश करीने, राम चरणमां धरोज ध्यानतमे;

भवसागर खोटानें तरशो, मळशे सुख सघळूं तमने.

દયાલુ છો, જાણો છો, અને સમર્થ છો, તો પણ જો આવી પીડાને મટાડશો નહિ તો હે દશરથના પુત્ર, વેદાંતે તમારૂં નિર્ગુણપણું કહે છે તે ઘટિત છે. સારાંશ કે મારી પીડા નહિ મટાડો તો તમે નિર્ગુણ એટલે ગુણ વગરના છો એમ વેદ કહે છે તે સત્ય ઠરશે. હું તો આપને ગુણવાન જાણું છું માટે પીડાને મટાડો, પણ મટાડો તો ગુણવાન થઈ જાઓ, માટે નહિ મટાડતા હો. (અંહી વક્રોક્તિ પણ થાય) ॥ ૫૫ ॥

नालोकये त्वदन्यं दैन्यं कथयामि यस्याग्रे ।
विज्ञापयाम्यतोहं कर्मविहीनं च निर्गुणं चत्वं ॥ ५६ ॥

આપ વિના બીજાને હું દેખતો નથી કે જેની આગળ દીનપણું કહી દેખાડું, માટે કર્મ વિનાના અને ગુણ વિનાના (અકર્તા નિર્ગુણ) આપને વિનતી કરૂંછું કે— ॥ ૫૬ ॥

अपिमामपिहितदृष्टिं पश्यन् क्लेशोर्मिमालाभिः ।
भवसिंधु मग्नमार्त्तं तारणशक्त्यपि किं नतारयसि ॥ ५७ ॥

હું કે જે નહિ વીચેલી આંખવાળો ઉઘાડી આંખવાળો જીવતો છું, ક્લેશ રૂપી તરંગોના સમૂહથી ભવસાગરમાં બુડેલો ... પીડાયેલો છું, તેને દેખતા છતાં પણ, અને તારવા... ઉગારતા નથી? ॥ ૫૭ ॥

...यधो ।
अविहित ... ...कयन्नपिकिं ॥ ७१ ॥

...રમાં વહી જતી મારી ચિત્તવૃત્તિરૂપ ... છતાં પણ શું અટકાવતા નથી? ॥ ૭૧ ॥

चेतो वृत्तिगर्वीमे विषया व्याघ्रा विदारयंसे ते ।
शिवशिव किमिद मुदास्से श्री राम दिलीपवंश्यस्त्वम् ॥७२॥

આ વિષય રૂપી વ્યાઘ્રે મારી ચિત્તવૃત્તિરૂપ ગાયને ફાડી ખાયછે, હે શિવ શિવ !! હે રામ! આપ દિલીપવંશના થઇને આ કામમાં કેમ ઉદાસ થઓછો? ॥ ૭૨ ॥

विषयांध कूपपतितामेतां मे राम वासना मवलाम् ।
त्वद्भक्तिचारु रशना मुद्धरदत्वा दयासिंधो ॥ ७३ ॥

હે દયા સિંધુરામ! વિષય રૂપ આંધળા કુવામાં પડેલી આ વાસના રૂપ મારી અબલાને તમારી ભક્તિરૂપ દોરી આપીને બહાર કાઢો. ॥ ૭૩ ॥

वंधो राम भवाब्धौ विषयविषांधं पतंत मंधे माम् ।
६ त्वद्भक्तियष्टिहीनं दीनंदृष्ट्वापिते न दया ? ॥ ७४ ॥

હે બંધુરામ, હું વિષય રૂપ ઝેરથી અંધ થયલો અને અગાધ ભવ સાગરમાં પડતો એવો હું કે જે તમારી ભક્તિરૂપ લાકડી (આધાર) વગરનો અને દીન છું, તેને જોઇને પણ તમને દયા નથી આવતી ? ॥ ૭૪ ॥

हाचित्तविहगमेनं पतितं पापेन मोहजालेऽस्मिन् ।
मोचय मोचय भगवन् करुणावन् जानकी जाने ॥ ७५ ॥

હે ભગવાન! હે કરુણાવાન! હે જાનકીપતિ! અરેરે પાપ વડે આ મોહજાલમાં પડેલા આ ચિત્તરૂપ પક્ષીને (બંધનમાંથી આપ) છોડાવો છોડાવો. ॥૭૫॥

भवदहने ऽपिनिपतितं ममतापस्मारवेगात्माम् ।
राजेंद्र सांद्रकरुणा वरुणालय पालय त्वरया ॥ ७६ ॥

ગાઢ કરુણાના સમુદ્રરૂપ હે રાજેંદ્ર ! મમતારૂપ અવસ્મારથી સંસારરૂપ અગ્નિમાં પડતો એવો હું, તેને ઉતાવલથી બચાવ. ॥ ૭૬ ॥

वारं वारं रघुवर यदुदरकारागृहे क्षिपस्येनम् ।
शिक्षयसि सापराधं चरण सरोजे पराङ्मुखं भवतः ॥ ७७ ॥

હે રઘુવર ! આપના ચરણ કમલથી દૂર રહેલા અને અપરાધી એવા આ માણસને (મને) વારંવાર માતાના ઉદરરૂપ કારાગૃહમાં નાંખો છો તે આપ શિક્ષા કરો છો. ॥ ૭૭ ॥

इयतापिचेन्नलग्ना शिक्षा राजेंद्र रामचंद्र मम ।
किमतःपरंभवित्री तन्निर्लज्जस्य शिक्षयालमलम् ॥ ७८ ॥

હે રાજેંદ્ર રામચંદ્ર ! આવડી શિક્ષા પણ જો મને લાગી નહિ તો હવેથી બીજી શી થવાની છે? માટે નિર્લજ્જને શિક્ષાથી ઘણું થયું. ॥ ૭૮ ॥

संसारदंष्ट्रिवदने प्रसभं मोहेन वैरिणाक्षिप्तम् ।
ममतापाशनिबद्धं त्वदृते पायेत कः कृपया ॥ ७९ ॥

મોહરૂપ વૈરીએ બલાત્કારથી સંસારરૂપ ફાડી ખાનાર પ્રાણીના મુખમાં નાંખેલો અને મમતારૂપ પાશથી બંધાયેલોછું તેને આપ વિના કૃપા વડે કોણ રક્ષા કરે ? ॥ ૭૯ ॥

दैवेन संसृति वने प्रबले क्लेशातपेसक्तम् ।
मांदीन मग्नमेकं त्वदृते पायतेकः कृपया ॥ ८० ॥

સંસાર રૂપ વનમાં પ્રબલ કલેશ રૂપ તડકા વિષે દૈવે નાંખતો, રાંક અજાણ્યો, અને એકલો હું તેને આપના વિના કોણ રક્ષણ કરે. ॥ ૮૦ ॥

[અપૂર્ણ.]

# यज्ञ.

-:o:-

તપ કરી જેમ ઇષ્ટફલ ઋષિઓ મેળવતા, તેમ યજ્ઞ કરીને રાજાઓ ઈષ્ટફલ મેળવતા હતા. માટીનું કુંડ બનાવી તેમાં અગ્નિ સળગાવી તેમાં અમુક દ્રવ્યો-ની આહૂતિઓ હોમવામાં આવે તે યજ્ઞ, એમ "યજ્ઞ" શબ્દનો સામાન્ય અર્થ પ્રચલિતછે. તપના જેમ સૂક્ષ્મ સ્થૂલ અર્થોછે તેવીજ રીતે આ યજ્ઞના પણ અર્થો છે, તેમાં ઉપરનો સ્થૂલ યજ્ઞછે. હવે યજ્ઞનો ગુમાર્થ શું, તે આપણે અત્ર જોઇશું. અત્ર આપણે પ્રારંભમાં યજ્ઞ શબ્દની વ્યુત્પત્તિ તપાસી તેનો ભાવાર્થ શું છે તે જોઇયે. यज् ધાતુનો અર્થ " સેવવું, " " હોમવું, " થાયછે. " સેવવું " એટલે તેનુંજ રટણ રાખવું, તેની સ્મૃતિ રાખવી, એમ અર્થ છે, ને તેથી જ દેવને પ્રસન્ન કરવાના તે દેવમાંજ ચિત્તને જોડવું, એમ અર્થ થાય છે. " હોમવું " એટલે પ્રસન્ન કરવું, ખવરાવવું. દેવને ખવરાવવું એટલે સૃષ્ટિનાં તત્વ જે દેવ–અગ્નિઆદિ, તેને ખવરાવવું, તોષવાં, પુષ્ટ કરવાં અર્થાત્–વિશ્વગતિમાં આગળ ચાલવું, એમ અર્થ છે.

અન્નથીજ શારીરિક તત્વોનું પોષણ થાય છે. અન્ન ખાવાથી અગ્નિ પ્રદિપ્ત થઇ પાચન થાય છે. એ પાચન થએલ અન્ન રસમાંથી રક્તાદિ ધાતુઓ બની છેવટે વીર્ય બને છે. એ વીર્યજ જીવન છે, માટે જીવન રૂપ પ્રાપ્તિ અન્ન-થીજ થાય છે. એજ રીતે વિશ્વગતિને પોષાય છે.

રસાયનશાસ્ત્ર જાણનારને વિદિત હોય છે કે તત્વોના સંયોગ વિયોગ-રૂપ ક્રિયાથીજ તત્વો પોષાઇને વૃદ્ધિ કે સૂક્ષ્મરૂપ ધરી શકે છે. વાયુરૂપ પદાર્થો સ્થૂલરૂપ ધરી શકે છે તથા સ્થૂલ પદાર્થો જલ કે વાયુરૂપ બની શકેછે. આમાં સંયોગ વિયોગ રૂપ ક્રિયાનું થવું તેજ યજ્ઞ છે, ને તે કરનાર એથી ઈષ્ટ ફલ મેળવે છે. આવી રીતે મોક્ષપદ મેળવવામાં, અગર સ્વર્ગાદિ મેળવવામાં જે જે ક્રિયાંઓ ઉપયુક્ત હોય, તે તે ક્રિયાઓનું કરાવું, તે યજ્ઞજ થાયછે.

આવી રીતે આ સૃષ્ટિનું રચાવું, વધવું, ઘટવું, ને લય થવો, એ સર્વ યજ્ઞજ છે.

ઋષિઓ તપ કરી મોક્ષ મેળવતા અને રાજાઓ યજ્ઞ કરી સ્વર્ગ મેળવતા. આમાંપણ ઘણું સમજવાનું છે. તત્વોમાં ઉગ્રતા લાવી લય ગતિ વધારવાથી મોક્ષ સંભવે છે ને તે ઋષિઓ-ત્યાગીઓજ કરી શકે, માટે ઋષિઓ તપ કરે છે.

જે વિરક્ત નથી, ત્યાગી નથી એવા રાજાઓ મોક્ષ કરતાં સુખ મેળવવાને ઇચ્છે માટેજ તેમનાં કૃત્ય સકામ હોય છે. તત્ત્વોને પોષીને સંતોષ મેળવવો તત્ત્વોને પોષવાંથી ઇંદ્રિયો તૃપ્ત થાય, એટલે વૈરાગ્ય થાય ને પછી મોક્ષેચ્છા થાય; માટે યજ્ઞથી સ્વર્ગ સુખ મેળવીને પછી તૃપ્તિ થયાથી ઋષિ થવાય; માટેજ રાજાઓ વગેરે સુખની ઇચ્છાવાળાઓ યજ્ઞ કરે છે. યજ્ઞમાં દાન કર્મનો અર્થ રહેલો છે, એટલે કે અર્પણ બુદ્ધિ હોય છે.

આ સૃષ્ટિમાં ગતિ કરાવનાર અગ્નિ દેવજ છે. એ અગ્નિને પોષવાથી તેની વૃદ્ધિ થાય, ને તેથી ગતિ ઝડપવાળી થઇ શકે છે. માટે પણ યજ્ઞ કર્તવ્યજછે.

અગ્નિનું સ્થલ સ્વરૂપ જે કાષ્ટાદિમાં દેખાય છે, તેમાં સ્થૂલ દ્રવ્યો પડવાથી તે પોષાય છે. સ્થૂલ દ્રવ્યથી સ્થૂલ શરીર પોષાય છે. આમ સમજી માનસિક યજ્ઞો વિષમ લાગવાથી સ્થૂલ યજ્ઞ થવા લાગ્યા. સ્થૂલ ક્રિયાથી સૂક્ષ્મ ક્રિયા સરલ થાય છે, માટેજ સ્થૂલ યજ્ઞ કર્યાથી સૂક્ષ્મ યજ્ઞ કરી શકાય છે. આ ઉપરથી સ્થૂલ યજ્ઞ પણ કર્તવ્ય ઠરે છે. એ અગ્નિમાં સ્થૂલ દેવભાવ હોવાથી તેને સર્વસ્વ અર્પણ કરવાની બુદ્ધિ રાખવી જોઇયેછે, ને તે પ્રમાણે યજ્ઞોની ભાવના ચાલેલી છે.

પશુ હોમ પણ અર્પણ બુદ્ધિનું પરિણામ છે. પશુમાં મૂળ અર્થ ઉપાધિ સહિત જીવનો રહેલો છે. ઉપાધિ તથા જીવભાવનાને હોમી દેઇ નિરુપાધિક આત્મ રૂપ થવું-એમ મૂળ અર્થ છે, તે જીવો એ સ્થૂલ યજ્ઞમાં સ્થૂલ પશુ હોમવું જોઈયે; એટલે વાસ્તવિકતો પોતેજ તેમાં હોમાવું જોઇયે; પરંતુ પોતાથી ઉતરતી ચીજો જે પોતે નહિ, પણ પોતાની ઈષ્ટ વસ્તુ હોય તેને હોમે છે. પોતાની ઈષ્ટ જે સજીવ વસ્તુ તે હોમે છે.

આ ભાવના ગમે તેવા સારા અર્થમાં આરંભાઇ હશે તો પણ તે પાછલથી અનર્થક થઇ પડી છે, ને તેથી તે અકર્તવ્ય છે. ક્રૂરતા વધારનારી છે. માટે યજ્ઞનો ખરો અર્થ સમજી જ્ઞાન પરત્વે એ ક્રિયાની યોજના કરવામાં આવે તો મોક્ષ સુધી લેઇ જનારી છેજ.

એ રીતે યજ્ઞનો અધ્યાત્માર્થ તથા સ્થૂલાર્થ અવિરોધી રીતે મળતા આવે છે, માટે તેનો જે દુરુપયોગ થઇ ગયો હશે તે છોડી દેતાં સદુપયોગ થવાની પૂરી જરૂર છે.

# आर्यधर्म.

( ભજેલું. )

---

( સાંધણ પાને ૨૦૬ થી. )

સૃષ્ટિના આદિમાં માણસોમાં સત્યરૂપી ધર્મતત્વ જાગૃત હતું, તે વેળાએ સહુ પુણ્યવંત, નિર્વિરોધી અને ગુણવાન હતા. જેમાં સત્યરૂપી ધર્મતત્વ જાગૃત છે, તેની બુદ્ધિ એજ શાસ્ત્ર છે; એને કાંઇ શાસ્ત્રની જરૂર નથી. સત્યરૂપી ધર્મ-તત્વ સત્પુરૂષોએજ પોતાની બુદ્ધિમાંથી કહાડીને શાસ્ત્ર બાંધ્યા છે, તે જે બોલે તે પ્રમાણ કહેવાય છે. એવાનેજ આપ્ત કહે છે. એજ યથાર્થ વકતા કહેવાય છે. સમદૃષ્ટિવાન, ધર્માત્મા, વિવેકી, વિનયી; સત્પુરૂષ, સદ્ગુરૂ શ્રદ્ધાવંત, જ્ઞાની કહેવાય છે. એવા પુરૂષો ઘણા મળે, તો તેમને મત બદલાતું નથી; માટે સહુ જ્ઞાનીનું એક મત કહેવાય છે. જે માણસોના સત્યરૂપી ધર્મ તત્વમાં વિકાર પેઠેલા છે, તેમણેજ ભિન્નભિન્ન મત ચલાવેલા છે. તેથી લોકોમાં ધર્મના ટંટા ઉભા થયા છે. આ ટંટા જીજ્ઞાસુને ભ્રમ ઉપજાવે છે. કિયું સાચું-ને કિયું ખોટું, એનો નિર્ણય થઇ શકતો નથી. પછી તેઓ અતોભ્રષ્ટ તતો-ભ્રષ્ટ થાય છે. નહિ માયા, નહિ રામ, પણ જેમાં સત્યરૂપી ધર્મતત્વ જાગૃતછે, તે સત્ય જુઠની પરીક્ષા કરીને સાચને ગૃહે છે, અને જુઠાને તજે છે; કેમકે નિર્ણયકારક બુદ્ધિ તેમાં હોય છે. તળાવડીમાં તરતી તુંબડી, જેમનો વાયુ આવે તેમ જાય, એમ દુનિયાના જીવોની ધર્મ જીજ્ઞાસા કરતાં અવસ્થા બની છે. ભગવાન વિષ્ણુએ વેદ વ્યાસનું રૂપ લઇને, સત્યધર્મ અને પરમેશ્વરનો માર્ગ નિર્મળ કરી આપ્યો છે. ત્યાર પછી વળી બહુ પંથોએ માર્ગ બગાડી દીધા છે.

અત્રિ, ભૃગુ, મરીચિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, વસિષ્ઠ ઇત્યાદિક મહાર્ષિયો સત્યવાન હતા, ત્યારે તેમને પરમેશ્વર હાજરાહજુર હતા. સહુ સિદ્ધિયો હાથ જોડીને ખડી હતી, પણ તેની સામું જોતા નહિ. ધર્મ અને પરમેશ્વર એ બે વિના ત્રીજું માનતા નહિ. તેઓ કેવળ બ્રહ્માનંદ સુખમાં કલ્લોલ કરતા હતા. નિરંતર બ્રહ્મસત્ર થતાં, કળિરૂપી ઢેડતો તેમના જોવામાંજ નહોતો. આ ઋષિયો ગૃહસ્થ હતા, પણ સનકાદિક ત્યાગીઓથી કાંઇ ઓછા જ્ઞાનવાળા નહોતા. જેવું સનકાદિકમાં ત્રૈકાલિક જ્ઞાન, તેવું એઓમાં હતું. જેવું સનકાદિકમાં પૂર્વકલ્પનું જ્ઞાન, તેવું એઓમાં હતું.

ઉજ્જેણની પ્રાચીન વસ્તી હાલના ઉજ્જેણથી ઉત્તરે હતી. હાલ ત્યાં ઘણી જગામાં ખંડેરે પડેલાં છે. અહીંથી પત્થરો, ઇંટો અને પુરાણી ઇમારતની સઘળી ચીજો ઉપાડી લાવીને ઉજ્જેણનાં ઘરો બંધાય છે; તેથી હાલ ત્યાં કંઈ રહ્યું નથી. ચોમાસામાં ત્યાંથી ઘણા પ્રાચીન શિક્કાઓ મળે છે. મેં શરાફો પાસેથી ૩૦૦ શિક્કાઓ જમા કર્યા. એક ભોજ રાજાના વખતનું તામ્રપત્ર મળ્યું. ઉજ્જેણ હિંદુઓનું મોટું તીર્થનું ગામ કહેવાય છે. સાત મોક્ષદાયી પુરીમાં ઉજ્જેણને પણ ગણેલું, અને ક્ષિપ્રા નદી મોટું તીર્થ ગણાય છે. ગામની પશ્ચિમે ક્ષિપ્રાને કિનારે ઘાટ બાંધેલો છે, તેમાં વચમાં સિંધિયા સરકારનો બંધાવેલો છે; ઉત્તર તરફનો હોલ્કર સરકારની અહલ્યાબાઇનો બંધાવેલો, અને દક્ષિણ તરફનો પેશવા બાજીરાવના વખતનો છે, એમ લોકો કહે છે. અંહીં પિશાચ માચતનું મુખ્ય સ્થળ ગણાય છે, ત્યાં ક્ષિપ્રાને કાંઠે નદી છે. ઘાટ ઉપર નાના મોટાં અર્વાચીન શિવનાં અને વિષ્ણુના દેવળો છે. હિંદુસ્તાનમાંના પ્રખ્યાત બાર જ્યોતિર્લિંગમાં મહાકાલેશ્વર નામનું જ્યોતિર્લિંગ ઉજ્જેણમાં હતું. એના દેવળનો મુસલમાનોએ સાફ નાશ કરી નાખેલો હતો. પાછળથી જયસિંહ જેપુરના રાજા થઈ ગયા છે, તેના વખતમાં અહીં મહાકાલની પાછી સ્થાપના થઇ; પણ જે ઠેકાણે મહાકાલનું પ્રાચીન મંદિર હતું તે ઠેકાણે મુસલમાની જગા હતી તે વખતે તેઓને મુસલમાનોના દબાણ અને ખુશામતમાં રહેવું પડતું તેથી તેણે બાજુએ મંદિર કરાવ્યું, પણ પાછળથી પેશવાની ચડતી થયા પછી મુસલમાની જગા ખોદી નાખીને મહાકાલેશ્વરનું મંદિર બનાવેલું છે. એમાં આજ મહાકાલની પૂજા થાય છે. આની પાસે એક નાનો કુંડ છે, તેને કોટિ તીર્થ કરી કહે છે, અને એક મોટું તળાવ છે, એને સાધારણ લોકો હરસતીનું તળાવ કહે છે, પણ તેનું ખરૂં નામ રુદ્રસાગર કહે છે. એ તળાવની પશ્ચિમ બાજુએ હરસતી દેવીનું દેવળ અર્વાચીન કાળમાં બાંધેલું છે; પણ ઉજ્જેણમાં હરસતી પ્રાચીન કાળથી પ્રખ્યાત છે. આમાં અર્વાચીન સંગેમરમરની હરસતીની મૂર્ત્તિ છે. પછી લખીશ.

ભોપાવર તા૦ ૩૧ ૩–૯૬.

## પત્ર ૪ થો.

આજ રોજ હું બાઘની ગુફાથી અહીં આવ્યો છું બાઘની ગુફામાં અઢાર દિવસ રહ્યો. જે માટે મારી ઘણી હોંશ હતી તે ( લેખો ) માંહેલું મને કંઇજ મળ્યું નથી; કારણ કે બાઘની ગુફાઓ જે પત્થરની કરેલી છે તે નરમ

હોવાને લીધે સઘળી આગલા ભાગમાંથી તુટી ગઈ છે તેથી તેના લેખો પણ તુટી ગયા હશે. અઢાર દિવસમાં જતાં એક બે દિવસ સઘળી ગુફાઓ સારીપેઠે તપાસી જોઈ. પછી તેના ફોટોગ્રાફની ચઉદ પ્રતિ લીધી, તેમાં ત્રણ દિવસ ગુમાવ્યા, તે પછી ત્રણ દિવસ સારી રીતે માપણી કરીને ત્રણ ગુફા જે અહીં સારી છે તેના ગ્રાઉંડપ્લેન કીધા. સાત દિવસ ચિત્રો ટ્રેસ કરીને બે દેખાવનાં ચિત્રો લીધાં, ત્રણ દિવસ સારી રીતે તપાસીને બારીક વર્ણન લખી લીધું.— — — હવે હું કાલ રોજ અહીંથી ધાર જઇશ. ધારમાં આશરે બે દિવસ રહીને માંડુ જેનું અસલ નામ માડય બેટ કરી હતું, અને હિંદુસ્તાનની પ્રાચીન તવારીખમાં સારીપેઠે જાણીતું છે ત્યાં જઈશ, ને ત્યાંથી આશરે ૩–૪ મે ઈંદોર આવીશ. ત્યાં બે દિવસ રહીને તુરત ભીલસા તરફ જઇશ. આપનો પત્ર ઈંદોરમાં ચાહુ છું, તે પોસ્ટ હાફીસમાં તપાસીશ.

— — — — — — — — — — — — — —

બાધની ગુફાઓ—બાધ ગામથી આશરે ત્રણ માઇલ દૂર થોડી ઉંચાઇના નાના ડુંગરની એક શાખા ઈશાન કોણથી નૈઋત્ય તરફ લાંબી જઇને પૂરી થઈ છે — — — — — — આ ડુંગરની નીકળતી નોખી ધાર સહુ કરતાં વધારે ઉંચી છે. તે ઠેકાણે તેની ઉંચાઈ ૧૨૦ ફુટ આશરે છે. ત્યાંની સપાટીથી એટલે નદી ઉપરથી ગુફાઓની ઉંચાઇ આશરે ૪૦ ફુટ છે, અને ગુફાઓ આશરે ૧૫ ફીટ ઉંચા છે, અને બાકી રહેલો ભાગ પહાડ ઉપરના ભાગમાં ડુંગર છે. એ ડુંગરના પાસમાંજ નદી વહે છે, તેને વાગની કરીને કહે છે. એ ગુફામાંહેની પ્રથમ પહેલાં આવતાં નબર ૧ વાલી ગુફા માત્ર ઝાડમાં ઢંકાયલી દેખાય છે. એના આગલા ભાગમાં એક ચોતરો બાંધેલો છે. એ એક વેરાગીની સમાધ છે. એ વેરાગીએ એક મોટો ચોતરો બાંધેલો છે, તેથી એનો દેખાવ ઘણોજ બેડોળ કરી નાખ્યો છે, અને હમેશ ધુણી રાખવાથી ભીતો ઘણીજ કાળી કરી નાખી છે. આગલા ભાગમાં સ્તંભોની હાર તુટી ગઇ છે, તેથી તેની બહારની ખુબી હાલ કંઇજ દેખાતી નથી. પણ તેની આગળના વખતમાં જે વખતે ૧૫ ફીટ ઉંચાઇના છ સ્તભો તથા ૮૮ ફીટની આશરી સુંદર ચિત્રોથી ભભકાદાર અને નકશીદાર નીચેથી દેખાતી હશે, તે વખતે એની શોભા વર્ણનીય દેખાતી હશે, એ સહજ માલમ પડેછે. આગળ લખીશ.

ભોપાવર તા૦ ૨૪–૪–૭૧.

### પત્ર ૫ મો.

— — — — હું પરમ દહાડે રાત્રે અહીં આવ્યો છું — — — — આજ રોજ જનરલ ડેલી સાહેબ જે સેંટ્રલ ઇંડિયાના એજંટ છે તેઓને મળવા જઈ પત્રો લઇ કાલ રોજ ભીલસે જવા નીકળીશ. — — — —

બાધની ગુફા પગથિયાં ચડી ઉપર જઇયે તો પ્રથમ એ પેહલા નંબરની ગુફાની ઓશરીમાં અવાય છે. એ ઓશરી ૮૮ ફુટ લાંબી અને આશરે ૧૨ ફુટ પહોળી છે. તેના આગલા ભાગમાં ૭ અષ્ટકોણ સ્તંભો આશરે ૩ ફુટ વ્યાસના હતા પણ તે સાવ તુટી ગયા છે. એ ઓશરીમાંથી અંદર જવાને ૩ દરવાજા છે, તેમાંનો વચલો દરવાજો મોટો છે. એ વચલા દરવાજા અને બંને બાજુના દરવાજાની વચ્ચે બારીઓ છે.

એ દરવાજાની અંદરથી વચલા મંડપમાં જવાય છે. એ મંડપ ૮૮ ફુટ લાંબો, ૮૫ ફુટ પહોળો છે. તેના વચલા ભાગમાં ૨૪ સ્તંભો છે; અને બાજુએ ભીંતે કોટડીઓ સાધુને રહેવાને છે. એ વચલા મંડપમાં સામેની ભીંતે પડથાળ છે એની બાજુએ ભીંતમાં મોટી મોટી બુદ્ધની ઉભી મૂર્ત્તિ છે; અને ને તે પૂજા કરનારા અને ચમર કરનારાની મૂર્ત્તિ છે. તે ઓશરીમાંથી દરવાજામાં થઈને અંતગ્રહમાંજવાય છે, ત્યાં ચૈત્ય છે, તે આ વિહારમાં મુખ્ય પૂજાની વસ્તુ છે.

આ ચૈત્યગૃહના દરવાજાની બેઉ બાજુએ બોધિસત્ત્વ અવલોકિતેશ્વરની મોટી મુર્ત્તિ છે. વચલા મંડપમાં ડાબા પડખાની એક કોટડીમાં આશરે બે ફુટની નાની બારીમાં થઈને અંદર જવાય છે, ત્યાં એક દબાઇ ગએલી મોટી ગુફા છે. આ બાબત લખતાં બાધના વર્ણન લખનારાઓ સઘળાઓએ ચુક કરેલી છે. એ એક દબાઈ ગએલો વિહાર છે.

પ્હેલા નંબરની ગુફાની જમણી બાજુએ બીજી ગુફા છે. એ સાધુઓને રહેવાનું છે. તેની બાજુએથી નીચે ઉતરીને નંબર ૩ ની ગુફામાં જવાય છે. એ ગુફા અહીંની ગુફામાંજ નહિ પણ આખા હિંદુસ્તાનમાં આજસુધી જણાયલી ગુફામાં એક જોવાલાયક હતી, પણ તે તુટી ફુટી હાલતમાં આવી ગઇ છે. તેમાં ચિત્રો અદ્યાપિ થોડાં રહેલાં છે, અને તેની નકશીનું કામ પણ સારૂં છે, આનો મેં જમીનનો નકશો કરી લીધો છે; અને નંબર ૧ નો પણ જમીનનો નકશો કરી લીધો છે.

નંબર ૪ એ સાધુને વ્યાખ્યાન કરવાની જગા છે. એ સારો વિહાર છે, અને તેના સ્તંભો સારા છે.

એ પછીની બીજી પાંચ ગુફાઓ છે. તે સઘળી તુટી ફુટી હાલતમાં છે, પણ ઘણીજ મોટી અને જોવાલાયક હતી.

મેં આંહીંની સઘળી ગુફાઓનું વર્ણન લખી લીધું છે. ત્રણ ગુફાઓનો નકશો કરી લીધો છે. બે દેખાવોના ટ્રેસ કરીને ચિત્રો ઉતારી લીધાં છે; અને

ચૌદ પ્લેટા ફોટાગ્રાફની લીધી છે. આટલું કરવાને મને ૧૮ દિવસો લાગ્યા. એ સઘળું કરી ત્યાંથી કંઇ લેખ અથવા નવલ ન મળવાથી નિરાશ થઇ ચાલ્યો. હજી મારૂં મન અતિ પ્રસન્ન નથી, કારણ કે મને કંઈ નવાઇ જેવું મળ્યું નથી. આગળની મુસાફરીના જેવું મન અતિ પ્રસન્ન આ મુસાફરીમાં નથી રહેતું, તેનું કારણ એ કે આમાં વધારે ચિંતાછે, કે મારો સ્વભાવ ચિંતા કરવાનો વધારે છે. બાકી સમાચાર આવતા કાગળમાં લખીશ, સં ૧૯૨૭ ના વૈશાખ શુદ ૧૫ વાર ગુરૂ મુ. ઈંદોર.

પત્ર ૬ ઠો.

હું વૈશાખ શુદ ૧૫ ને દિવસે સેંટ્રલ ઈંડિઆ ખાતાના ગવરનર જનરલના એજંટ ડેલી સાહેબને મળવાને સવારના ૧૧ વાગતે ગયો. એ ઘણા સારા સ્વભાવના અને પ્રાચીન ઐતિહાસિક વિદ્યામાં હોંશ રાખનારા છે; તેથી તે દિવસે ઘણા કામમાં હતા તોપણ મને ઘણી સારી રીતે આદરથી મળ્યા અને ઉજેણ આદિ જગાએ હું જઇ આવ્યો તેના ખબર પૂછયા ને મને કહ્યું કે આજમને ઘણું કામ છે માટે કાલ ૧૧ વાગતે મળજો. વદિ ૧ ને રોજની પાછો જઇને મળ્યો. આશરે બે કલાક વાતો કરતાં હોલ્કર સરકારના વકીલને રામજી અને સીધીયા સરકારના વકીલને તેડાવી પરવાનો લખાવી સારૂ જોઈતી સઘળી મદદ અને સ્વાર આપવાને આખા હોલ્કર સરકારના ઇલાકામાં અને સીધીયા સરકારના ઇલાકામાં હુકમ અપાવ્યો. તે પછી અંગ્રેજ સરકારની તરફનો સેંટ્રલ ઈંડિયા આખામાં જોઇતી મદદનો પરવાનો લખાવી આપ્યો. ભીલસાની પાસે સેહોરની છાવણીના એજંટ ઉપર પોતે કાગળ લખી આપ્યો કે ભીલસામાં જોઇતી મદદ મળે. તે શિવાય મને કહ્યું કે વચમાં કંઈ કામ પડે તો લખજો તેથી હું જોઇતી મદદ અપાવીશ. (ભીલસા ટોપનું અંગ્રેજી બુક રજીસ્ટર બેંગી કરી ભીલસે મોકલાવશો. મેહેરબાની કરી જલદી.)

હોલ્કર સરકારના વકીલને કહ્યું કે આવા માણસને મહારાજ મળીને ઘણા ખુશી થશે માટે મહારાજની કેમ મુલાકાત નથી કરાવી ? તેથી તણે કહ્યું કે આજરોજ મહારાજ પાસે વાત કરી રાત્રે મુલાકાત કરાવીશ. મળ્યેથી તેના સમાચાર લખીશ. કાલરોજ અહીંથી ચાલીશ તે ભોપાલ થઈને ભીલસે જઇશ. – – – – – – –

ધાર—આ પ્રખ્યાત ધારા નગરી જે સંસ્કૃત વિદ્યાનું ભોજરાજાના વખતમાં મોટું ઠેકાણું ગણાતું હતું, અને આખા હિંદુસ્તાનમાં એ ભોજની કેટલીએક કલ્પિત કથાઓથી આજસુધી આબાલવૃદ્ધોમાં જાણીતું શેહેર ઈંદોરથી પશ્ચિમદિશા તરફ આશરે ૧૮ કોસ છે. આ શેહેર હાલ એક મોટા કસબા જેવડું છે. અને માહારાષ્ટ્ર પવારોને તાબે છે. હાલની ધારની જગા અસલની ધારની જગાએજ છે, પણ તે સંકોડાઇને થોડામાં આવી ગયું છે. પણ પ્રથમ તેની સીમા મોટી હતી, એમ તેની આજુબાજુ પાયાની નીશાનીથી દેખાય છે, અને તેને ફરતો આગલા વખતમાં ધુડ કોટ હતો, તે પણ તેનો આગળનો વિસ્તાર દેખાડે છે. એ ધુડકોટ, ધારને ફરતાં તળાવો ખોદાવતાં તેની માટીના ઢગલા કોટની પેઠે કરવાથી ગામને ફરતો મોટો કોટ થઇ ગયો છે. હાલના ધારને કિલ્લો ગડગડિયા પત્થરો અને માટીની ભીંતડી જેવો થોડી ઉંચાઇનો છે; અને તેમાં આશરે ૨॥ થી ૩ હજાર ઘર અને ૧૦૦૦૦થી મવસ્તી છે. ગામથી ઉતર પૂર્વદિશા તરફ એક મોટો મજબુત કિલ્લો પત્થર-મોટ ખડક ઉપર બાંધેલો છે, તે આશરે ૮૦૦ થી તે ૧૦૦૦ ફુટ લાંબો અને બે ફુ૦ થી ૫૦૦ ફુટ પ્હોળો છે, અને તેની ફરતી મજબુત દિવાલ આશરે મોટ થી ૬૦ ફુટ ઉંચી કેટલેક ઠેકાણે છે, પણ તેની સરાસરી ઉંચાઇ ૩૦ થી ચુક ફુટની છે એ કિલ્લો મજબુત અને રેતીના પત્થરોથી બાંધેલો છે, અને હુશંગશાહ ગોરીના વખતનો છે, એમ કહેવાય છે. ધારમાં પ્રાચીન જગા કંઈજ રહી નથી. સઘળી હિંદુઓની જગા મુસલમાનોએ ધાર ફતેહ કર્યા પછી ખોદી નાખેલી હશે, પણ મુસલમાનોની મસીદો તપાસવાથી અહીં ઘણી મોટી અને સરસ શૈવ, જૈન, વૈષ્ણવ મંદિરો હતાં, એમ જલદી દેખાય છે. એક મશીદને લાટ મશીદ કહે છે, કારણ કે ત્યાં એક ૨૪ ફુટ લાંબો અને ૧૧ ઈંચ ચોરસ એવો લોઢાનો સ્તંભ પડેલો છે, તેને લાટ કહે છે. એ સ્તંભનું મૂળ આશરે એક હાથ જમીનમાં ડટાયલું છે, અને બીજો છેડો એ મશીદની બેઠકને લાગીને આડો પડેલ છે, તેથી લોકોમાં એટલી તો ગપ ચાલે છે કે ત્યાંના અમલદાર સહિત સઘળા તે ગપને માનતા હતા! તે એ કે એ સ્તંભ અથવા લાટનો એક છેડો કિલ્લાની અંદર વાવમાં છે, અને બીજો ઉપરનો આટલો ભાગ દેખાય છે!! મેં તે ખોદાવીને જોયો, અને તે સ્તંભની ખરી ઉંચાઈ માપી લીધી તે બરાર ૨૪ ફુટ છે. ગામના સામાન્ય લોકોમાં એવી ગપ ચાલી છે કે એ સ્તંભ ઉપરથી લપટતો નીચે નહિ ઉતરે તેને ગધેડાનો

અવતાર ભોગવવો પડે છે. આથી ગામની સ્ત્રીઓ અને પુરૂષો તેને ઉપરથી લપટી નીચે ઉતરતાં પડે તો આ ભવમાં તો ગધેડી અથવા ગધેડો કહેવાય તેમાં કંઈજ શક નથી. આગળ લખીશ.

કનિંગહામની જોગ્રાફીમાં જોઈને ખીદ્રામાં શું શું જોવાનું છે તે લખશો. મને ડેલી સાહેબે જરૂર જોવાને કહ્યું છે તેનો માત્ર સાર ટુંકામાં લખશો તો પણ ચાલશે. – – – – – –

વૈશાખ વદ ૨ શનીવાર.

---

## કાઠિયાવાડમાં દીસતાં કેળવણીનાં સુપરિણામ.

---

આ વર્ષમાં ગ્રીષ્મ ઋતુમાં મળતી રજાનો લાભ લઇ કાઠિયાવાડમાં કેળવણીના કાર્ય સાથે સંબંધ ધરાવતા વિદ્વાનોએ અતિ અનુસરણીય ઉત્સવ કર્યો હતો. આવો ઉત્સવ એક વર્ષથી થાય છે. પરંતુ આ વર્ષના પ્રસંગમાં તો તદનુષંગી લોકોનો ઉત્સાહ અપૂર્વ ખીલ્યો હતો. જ્યારથી દેશમાં સુનામ લૉર્ડ રિપનના કાર્યોએ આ દેશમાં સ્વાશ્રયના વિચારને ઉત્તેજન આપી તેની મહત્તા દર્શાવી છે ત્યારથી કાંઈ ચમત્કારિક રીતે દેશના સર્વ પ્રદેશમાં અને સર્વ કાર્યમાં ઉત્સાહ વધ્યો છે. રાજકીય શિક્ષણને "નેશનલ કાંગ્રેસે," સંસાર સુધારાના મિષને "સંસાર સમાજે" તથા તેવાંજ બીજાં શિક્ષણોને તદનુસાર મંડળોએ ઉત્તેજીત કરવા માંડયા. તેજ બીજનું આ શિક્ષકસમાજ પણ વૃક્ષ છે. એમાંથી આપણે મિષ્ટ ફલનીજ આશા રાખશું.

વેરાવલ બંદર ગ્રીષ્મ કાલમાં સૌરાષ્ટ્રના વિદ્વદ્વર્ગે તથા રાજકીય વર્ગનું ામ સ્થાન છે. સુંદર બંદર, વિશેષ સુંદર મકાનોથી રમણીય થતું તે વિશ્રાન્તિ આપતાં તેમાં સુવિચારનોજ વાસ કરાવે છે. આવે પ્રસંગે ત્યાં યાવાડના શિક્ષકોએ પોતાની સમાજ ભરી. ટુક બંડોળના પણ ઉત્સાહી તાજીઓને આ દુર્ઘટ કાર્યમાં સૌરાષ્ટ્રના વિદ્યાવિલાસી ઉદાર અને દયાળુ ાબ સાહેબે મદદ કરવા ધાર્યું અને હજુરની ઇચ્છા થતાંજ, વઝીર સાહેબ ાવદીનભાઇ, દિવાન સાહેબ સરદાર બહાદુર બેચરદાસભાઈ તથા નાયબ ાન સાહેબ રા. રા. પુરૂશોત્તમરાયજી ઝાલાજીએ, દ્વિગુણ ઉલ્લાસથી સર્વપ્રકારની ાયતા આપી દેશના તથા રાજ્યના મોભા પ્રમાણે સમાજને શોભાવી મુક્યાં. ાટલુંજ નહિ પરંતુ તેને વાસ્તવિક રીતે દીપાવવા તથા પોતાની આવા ્રેમાં પ્રકૃષ્ટ અનુમતિ દર્શાવવા છેક જુનાગઢથી સ્પેશ્યલ ટ્રેનોમાં આવી એ રાજપુરૂશોએ આ સમાજના ઉત્પાદકોને માન આપ્યું.

હવે આપણે શોધવાનું કે તેમણે તેમાં શું શું કાર્યો કર્યાં. મુખ્ય વક્તાઓમાં સૌરાષ્ટ્રના ડે. એ. ઇ. રા. ગણપતરામ તથા ભાવનગરના શિક્ષણ ખાતાના ઉપરી રા. રતિલાલે કરેલાં ભાષણો ગૂઢ વિચારણીય સુચનાઓવાલાં છે. તેમજ બીજાં પણ તેવાંજ મનનીય જણાય છે. રિપન રાજ્યના સમયમાં સ્થપાએલ કેળવણી કમીશને અંગ્રેજ રાજકીય પુરૂષોને કરેલી સૂચના ઉપર આ સમાજે વિશેષ લક્ષ્ય આપવા માંડયું છે. એ કમીશનની સૂચનાઓ બહુ મનન કર્યા પછી એમણે બહાર પાડી હતી. વિદ્વાનોએ ત્યાર પછી એ સૂચનાઓને ચર્ચાવી હતી પરંતુ અત્યારની ઘણીખરી હજી અમલમાં આવી શકી નથી. આ સમાજની વિશેષ ચર્ચાથી આપણને સમજાશે કે તેનો અમલ કરવામાં શું શું વિઘ્નો નડે છે.

આ સમાજે નિચલા વિષયો ઉપર ધ્યાન આપવા યોગ્ય છે:—

૧ દેશના સર્વ પ્રદેશમાં શિક્ષણની એકજ પદ્ધતિ રાખવાનો દુરાગ્રહ રાખવો નહિ.

૨ પ્રાથમિક શાળાઓમાં હાલ ચાલતાં ધોરણો ઉપર વિચાર કરવા.

૩ આવી સમાજો કરી કેલવણી વિશે વિચાર કરતા રહેવું.

૪ ચાલતા ધોરણથી ખાસ કારણવિના જુદું ન પડવું.

૫ દેશ પરત્વે પ્રજાની જરૂરિ... થોડા સમયમાં ઘણું જ્ઞાન સરલતાથી અને સુદૃઢ આપી શકાય તે...ના ઉપાય યોજવા.

૬ પ્રાથમિક શાળાઓનાં બાળકોના... વય જોઈ તે પ્રમાણે ધોરણ યોજના કરવી.

૭ અનુભવી શિક્ષકોના સમૂહ વધારવા.

૮ ગૃહ કેળવણી.

ઉપર લખેલા આઠ વિશયો અમારા સમજવા પ્રમાણે ચર્ચાયા હતા અને હવે પછી તેનું કાંઇક પરિણામ ...ા દર્શાવવાની અમને આશા મળે છે અમને જે ટુંકો હસ્ત લિખિત વૃત્તાન્ત ...મળ્યું છે તેમાંથી અમે આ મુદ્દાઓ ઉપજાવી કાઢ્યા છે. મુદ્દાઓ સર્વ યો...ર છે. તેનો વિચાર શું થયો તે હ... પછી જાણવાનું છે. આ મુદ્દાઓ વિષે અમારે બહુ કહેવાનું છે. પણ તે સ... મુદ્દાઓ ઉપર બોલનારાથી બહુ ...ભિન્નતાવાળું થાય એમ અમને લાગ... નથી. તોપણ થોડા કાળમાં નવાં ધો...રણો અમારા વિચાર માટે અમારી પા... આવતાં અમે આ વિવેચન લંબાવ...શું...

વિ૦ ક

# जगतनुं स्वरूप.



આ જગત્ ઈશ્વરમાંથી થયું છે, ઇશ્વરમાંજ રહે છે, અને લીન પણ ઈશ્વરમાંજ થાયછે, માટે જગત ઇશ્વરરૂપ છે. જેમ માટીનો ઘડો માટી રૂપ છે તેમ જગત્ ઈશ્વરરૂપ છે. આકૃતિ ભેદથી માટીનુંજ નામ ઘડો પડે છે તેમ ઈશ્વરનુંજ નામ જગત્ પડેલું છે. પૂર્વે હાલ અને હવે પછી જેમ ત્રણે કાળમાં ઘડો માટી રૂપજ છે તેમ જગત્ પણ ત્રણે કાળમાં ઈશ્વરરૂપજ છે. માટી અને ઘડાનાં નામ અને રૂપનોજ માત્ર ભેદ છે તેટલોજ ભેદ ઈશ્વર અને જગત્માં પણ છે. એ નામ અને રૂપ જગત્નો ધર્મ થયો એટલું ઈશ્વરથી વિશેષ તેમાં છે, પરંતુ એ ધર્મો વડે જગત્ રૂપાંતર પામનારૂં—પરિચ્છિન્ન—છે માટે અસત્ છે, અને ઈશ્વર ત્રણે કાળમાં માટીની પેઠે એકસરખો અપરિચ્છિન્ન હોવાથી સત્ છે. ઈશ્વર પોતેજ જગત્ રૂપ છે તોપછી તેને અપરિચ્છિન્ન કેમ નહિ કહેવાય? આમ શંકા થાય, તેને માટે એમ છે કે ઈશ્વર વાસ્તવિક રૂપે જગત્ રૂપ થએલાજ નથી, પણ આપણને તેમ ભ્રાંતિથીજ ભાસે છે.

પદાર્થ શાસ્ત્રાનુસાર પદાર્થોત્પત્તિ સૂક્ષ્મમાં સૂક્ષ્મ—અતિ સૂક્ષ્મ પરમાણુઓમાંથી છે એ પરમાણુઓ અવિભાજ્ય છે, અલ્પ પણ જગોરોકે તેવા નથી માત્ર કલ્પનામય છે. એ પરમાણુઓમાં સંયોજક બળથી પરમાણુઓ એકત્ર થઇને પદાર્થ રૂપ બને છે, અને વિયોજક બળથી તેઓ છુટાપડી પદાર્થનો નાશ થાય છે. આ બળને આપણે આર્ય શાસ્ત્રોમાં શક્તિ નામ આપેલું જોઇયે છિયે. પુરુષ પ્રકૃતિ, ઇશ્વર શક્તિ ઇત્યાદિ તેજ પરમાણુ અને બળ છે. પરમાણુ અવિભાજ્યાદિ છે માટે ઇશ્વર નિરંજન, નિરાકાર, નિર્ગુણ, અવ્યક્ત છે તેમાંથીજ જગત્ને બનવા કશો સંભવ નથીજ, છતાં આ જે ભ્રાંત છે તે કેવળ નિરાકારજ સાકારરૂપે ભાસે છે. સ્વપ્નાનું દૃષ્ટાંત ઉત્તમ છે. સ્વપ્નામાં દેખાતી વસ્તુઓ ખરેખર હોતીજ નથી ને દેખાય છે તેમ આ જગતમાં દેખાતી વસ્તુઓ પણ છેજ નહિ, માત્ર જગત્નું દૃશ્યત્વ છે ત્યાં સુધી તે ટાળવા અર્થે દ્વૈતવ્યવહાર બને છે; વાસ્તવિક નથીજ.

કેટલાક લોકો જગત્ બ્રહ્મમાંથીજ બનેલું માની તેને સત્ય કહે છે, અને આવિર્ભાવતીરોભાવ માને છે, મૃત્તિકામાંથી ઘટરૂપ થવું તેને આવિર્ભાવ અને ઘટનું પાછું મૃત્તિકારૂપ થવું તેને તીરોભાવ કહે છે; પરંતુ આ મત વાસ્તવિક નથી. મૃત્તિકા અને ઘટ જોકે એકજ છે, તોપણ ઘટાવસ્થામાં પણ તેનું મૃત્તિકાત્વ જતું નથી, પરંતુ તીરોભાવાવસ્થામાં તો મૃત્તિકાત્વ એકજ છે પણ ઘટત્વ રહેતું નથી. એ રીતે ઘટત્વ અને મૃત્તિકાત્વમાં ભેદ છે, ને તેથી મૃત્તિકાત્વ

સર્વકાળમાં અબાધિત હોવાથી તેને જે વિશેષણો લાગે તેનાથી ઘટત્વ સર્વ કાળમાં બાધિત હોવાથી તેને સર્વ ઉલટાંજ વિશેષણો લાગી શકે; અને એ રીતે મૃત્તિકાને સત્ય વિશેષણ લગાડિયેતો ઘટને અસત્યજ લાગી શકે. આવિર્ભાવ તીરોભાવ માનનારા પણ એ રીતે એકને નિત્ય ને બીજાને અનિત્ય એમ ઉલટાંજ વિશેષણો લગાડે છે. એમ બધાં વિશેષણો ઉલટાં અંગીકાર કરી માત્ર સત્ અને અસત્, એ બે સાથેજ વાંધો રાખી બંનેને સત્ કહે છે એ મોટી ભૂલજ છે. માટે કારણથી કાર્ય નિરંતર વિપરીત ધર્મવાળુંજ હોય છે, અને તેથી ઈશ્વર સત્ય છે તો આ જગત્ અસત્ય છે. સત્ ધાતુ અસ્તિત્વ વાચક છે માટે અસત્ય છે.

[અપૂર્ણ.]

---

## पुस्तकोनी पहोंच.

प्रारब्ध अने पुरुषार्थ—આ નામનું એક લઘુપુસ્તક કર્ત્તાતરફથી ભેટ મળતાં તે સ્વીકારવામાં આવે છે. રા. રા. હીરાલાલ બ્રીજભુખનદાસ શરાફ બી. એ. તરફથી લાડમંડળ આગળ આપેલાં વ્યાખ્યાનોના સારનું આ પુસ્તક છે. આખું પુસ્તક વાંચવાથી સ્પષ્ટ રીતે સમજી શકાય છે કે કર્ત્તાએ વેદાંત શાસ્ત્રનું સારૂં જ્ઞાન મેળવેલું છે. આ પુસ્તક સર્વેએ વાંચવા તથા મનન કરવા યોગ્ય છે તેમાં સંશય નથી. ૧૧૮ પૃષ્ઠના પુસ્તકની કિંમત રૂ. ૦–૪–૦ છે. હાલના ગ્રાડ્યુએટોમાં આવો સંસ્કૃત વિદ્યાનો શોખ વધતો જોઇ આનંદ પામવા જેવું છે.

---

## शेठ हरसुखराय खेतशीदास.

શેઠ હરસુખરાયના મૃત્યુની નોંધ અમે જ્યેષ્ટ માસના અંકમાં લીધેલી છે. એ શેઠ શીકર જીલ્લામાં આવેલ રામધડના મૂલ વતની હતા, પરંતુ આશરે પીસ્તાળીશ વર્ષથી મુંબઇમાં આવી વસેલા હતા તેઓ રૂ તથા અફીણનો વ્યાપાર કરતા હતા. તેમણે પોતાના ગામમાં એક પાઠશાળા તથા એક દવાશાળા પોતાને ખર્ચે સ્થાપેલી છે. તે શિવાય તેમણે બે મોટાં મકાન મુંબઇમાં બંધાવી તેના ભાડાની ઉપજતી રકમમાંથી કાશીમાં સદાવ્રત બાંધેલું છે. તેઓ ૬૪ વર્ષની વયે મૃત્યુ પામ્યા છે. આવા ધર્માચરણી શેઠિયાના મૃત્યુથી અમે અત્યંત દિલગીર થઇએછિયે, પરંતુ ઇશ્વરીચ્છા આગળ પામર મનુષ્યનું ચાલતું નથી !

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૪ મું. ભાદ્રપદ, સંવત્ ૧૯૫૨. અંક ૧૧ મો.



## ॥ यतो धर्मस्ततो जयः ॥

## अर्वाचीन वृथा वेदान्तीविषयक.

( मळेल )

"ढोडवु बीजे दोहलु, वेदांत शुणवे सोहलु."

चाबको.

"प्राणिया भजी लेने किरतार." ए राह.

चालो शुणो वेदांत, जेवडे, नकामी कडाकुटो नव नडे. टेक.
कथा पुराणनी पोथिये निस कांइ, मुस्याविना नव रडे;
परणिये देवुं पाण पावलुं एवी, पंचात केम पग्वडे? हांरे चालो० १
जवुं जरुर एवी जगो जोईने ज्यां, जतां वेंतज मान जडे;
चपटी चोखा के मळेल मोपारी एक, पाई नव आपवी पडे. हांरे चालो २
वक्ताने वधु वाह! वाह!! वदशुं, व्हालप-वचनो वडे;
खुशी रे'शे खुब तेथी कहो आपणे, खजानेथी शुं खडे! हांरे चालो० ३
"तप यज्ञादिक दान पुण्य करो भाई" एवा पुराणी आरडे;
आमां तो "आपवुं करवुं कांई नहि" वंचाय एम चोक* छडे. हांरे चालो० ४
विषयादिकने वखोडे ए शुणी, थी जीव रासरा घडे;
इंद्रिय इंद्रियनां कामो करे एमां, कहो शो दोष आपडो†? हांरे चालो० ५
परायां आपणां गणी भीते जे, उंधा चत्तां आवडे;
धनधंधानां करता रहो धम-धोकार काम कडेथडे. हांरे चालो० ६
पुरी प्रक्रियाओ करी मुखपाठे, पढशुं पंडित जेम पढे;
ज्ञानीना गणमां ज्ञानी गणाइ बनी, फरशुं राव फांकडो‡! हांरे चालो० ७

* छडे चोक, खुलीरीते † आपणे ‡ फाकडाव

वरिष्ट एवुं वेदांतनुं नाम, वडुं वगोववा वडे;
वगोवनारातणुं पोतानुं ! पोकळ उघाडुं पडे. हांरे चालो० ८
जग ठगवा एम करेछे ठावकाई, धर्याविना शिश धडे;
पण अंते वगभक्तो भाळजो, रौरव जई रडवडे ! हांरे चालो० ९

स्पष्टवक्ता.

## मननेउपदेश.

(शिखरिणी.)

अरे मायाथी तुं अतिशय विटाई क्यम रहे,
कदी छुटूं थावा मनवळ कशुं शुं नव करे;
अरे पापी थामां-करनहि कुकर्मो पण कदी,
सुकर्मोथी तुं तो विचर सुखथी स्वर्गज जई.

## आत्मानुं स्वरूप,

(સરસ્વતી મંડળમાં આપેલું વ્યાખ્યાન.)

ॐ

हिरण्मयेन पात्रेण सत्यस्य पिहितं मुखं ॥
तत्त्वं पुषन्नपावृणु सत्य धर्माय दृष्टये ॥ १ ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः

પ્રિય બન્ધુગણ ! આ વિષયનો અનુબંધ ચતુષ્ટય જણાવતાં એટલું કહેવાનું કે એથમાટે આત્માનું સ્વરૂપ જાણવાની સર્વને આવશ્યકતા છે. આત્માનું સ્વરૂપ આવુંજ છે એમ ગાજી ગગડીને તો કોઇથી પણ કહી શકાતું નથી. શ્રુતિયો પણ નેતિ નેતિ "એમ નહિ" "એમ નહિ" વદીને વિરામે છે. ષટ્શાસ્ત્રવેત્તાઓ પણ એના નિર્ણયમાં ભૂલા ભટકયા છે.* પરંતુ "હવે તે જાણી શકાય એમ નથી માટે માથાફોડ જવા દો." એમ બોલી શ્રમનો પરિત્યાગ કરવામાં પુરૂષાર્થ નથી. ખરો પુરૂષાર્થ તો યથાશક્તિ તે સ્વરૂપ સમજવામાં સમાયો છે. બન્ધુઓ આજે આવો ગહન વિષય હાથમાં લીધો છે તેનું પ્રયોજન એજ કે આપની એ વિષયપર અભિરૂચિ થાય. હવે પ્રસ્તુત વિષય લઇએ.

* શાસ્ત્રકારોના સિદ્ધાન્તોમાં જે ભેદ જણાય છે તે આપણી બુદ્ધિમાં રહેલા ભેદનુંજ પરિણામ છે, પણ વાસ્તવિક અભેદજ છે, એમ અમારૂં મત છે. તંત્રી.

૧ જડથી ભિન્ન કાંઈક ચૈતન્યરુપ છે.

આ સિદ્ધ કરવામાં તો ઘણું કહેવું પડે તેમ નથી. ચૈતન્ય નથી એમ બોલવું એ તો "મારા મોઢામાં જીભ નથી" એમ બોલવા સમાન છે. જીભ નથી તો બોલનાર બોલ્યો શાથી? તેમ જો ચૈતન્ય નથી તો બોલનારનું અસ્તિત્વજ કેમ હોઇ શકે? જડ અને ચૈતન્ય એવા બે વિભાગ તો સર્વ કોઈ માન્ય કરે છે. માત્રજડ વિદ્યાપર (કહોકે અવિદ્યા ઉપર) લક્ષ રાખનાર રસાયન શાસ્ત્રીઓ કે જેઓ ધર્મ, નાત, જાત અને આચાર કોઇને તેમજ શાસ્ત્રોને પણ પ્રમાણ માનતા નથી.* તેઓને પણ ચૈતન્યનું અસ્તિત્વ તો કબૂલ કરવું પડે છે. તેઓ કહે છે કે સર્વવ્યાપી "ઈશ્વર"થી પણ કોઇ એવું તત્ત્વ છે કે જેને માટે આપણે કાંઈ જાણી શકતા નથી. તેને ખાંડી, વાટી, બાળી, સડાવી કે મિશ્રણ કરી કાંઈ રસાયનિક પ્રયોગ કરી શકતા નથી. આ શું દર્શાવે છે? વળી આપણા પ્રાચીન આર્યો જેને હડાહડ નાસ્તિક માનતા અને જેઓએ આપણા પવિત્ર વેદની અને તેના યજ્ઞયાગાદિ કર્મની નિંદા કરી છે તે ચાર્વાકાદિને પણ

अत्र चत्वारि भूतानि भूमि वार्य्यनलानिलाः ।
चतुर्भ्यः खलुभूतेभ्य श्चैतन्य मुपजायते ॥

"ભૂમિ, વારિ, અગ્નિ અને પવન એ ચાર ભૂતોમાંથી ચૈતન્ય ઉપજે છે" એમ બોલીને પણ ચૈતન્યની હયાતીતો માનવીજ પડી છે. એ ચૈતન્યના ફીણાભેદો વિષે આગળ ઉપર બોલવાનું બાકી રાખી હાલતમાંતો ચૈતન્ય છે એટલુંજ પ્રસ્તુત કથન છે તેજ કહીશું.

૨ आत्मा, जीव, मन, बुद्धि इंद्रियो अने देहथी भिन्न छे.

"મારો જીવ મુંઝાય છે," "મારૂં મન ઠેકાણે નથી," "મારી બુદ્ધિ ચપળ છે," "મારી ઈંદ્રિયો ઘણી તિવ્ર છે," "મારો દેહ આરોગ્ય છે," આવાં આવાં અનેક વાક્યો આપણા બોલવામાં આવે છે તે પર જરા વિચારીએ. છઠ્ઠી વિભક્તિનો અર્થ ભિન્નતાદર્શક છે. "મારૂં ઘર" આમાં ઘરના પાણીનો અને ઘરનો ભેદ છે જો બંને એકરૂપે હોતતો તો "મારૂં ઘર" ન કહેતાં "હું ઘર" એમ બોલત, ફલિતાર્થ કે "મારો જીવ' મારૂં મન, મારી બુદ્ધિ, મારી ઈંદ્રિયો અને મારો દેહ આમ બોલનારની અને તેનાથી જીવ, મન, બુદ્ધિ, ઈંદ્રિયો

---

* ચૈતન્યનું અસ્તિત્વ જડથી એમ જડ વાદીઓનું મત નથી, પરંતુ બે જડના સંયોગથી તેમાં ચૈતન્યનો આવિર્ભાવ થાય છે, માટે ચૈતન્ય જડાધીન છે, એમ તેઓ માને છે. તંત્રી.

અને દેહથી ભિન્નતા માનવી જોઇશે. ભગવદ્‌ગીતામાં ભગવાન્ શ્રીકૃષ્ણ પણ કહે છે કે देहेऽस्मिन् पुरूषःपरः (આ શરીરમાં પુરૂષ જુદોજ છે.)

૩ आत्मा सत् છે.

"હુ નાનો હતો ત્યારે ભણવા જતો ને હવે ઘરડો થયો ત્યારે અભ્યાસ કરતો નથી." આ વાક્ય સ્પષ્ટ કરે છે કે નાનો ને ઘરડો બંને સ્થિતિનો ભોક્તા તો એકનો એકજ છે. એટલે કે જન્મ્યો ત્યારથી મૂઓ ત્યાંસુધીની નિત્યતાતો સ્પષ્ટ છે. વળી આનો વિચાર કરો. એકજ માબાપનાં છોકરાં છે તે બંને સરખાંજ સહવાસમાં રહે છે અને એકજ ગુરૂ પાસે અધ્યયન કરે છે, છતાં એક તીવ્ર બુદ્ધિનું થાય છે ને એક મંદ બુદ્ધિવાળું થાય છે. વળી સંસારની ઉપાધિમાં પડતાં તેઓ સરખોજ વારસો લઇ ઉતર્યા છતાં એક શ્રીમંત થાય ને એક દરિદ્ર થાય. આવા તફાવત થવાનું કારણ શું? પૂર્વજન્મનાં પાપ-પુણ્ય સિવાય એનું અન્યકારણ સમજાતું નથી. વળી જો પૂર્વજન્મ છે અને તેનાં પાપ-પુણ્યોનાં ફળ આ જન્મમાં ભોગવવાનાં છે તો તો આ જન્મનાં કર્મો અને સંસ્કારોના પરિપાકને માટે પુર્નજન્મ શામાટે ન થવો જોઇએ! પુર્નજન્મ ન માનીએ તો તો પ્રાગ્લોપ દોષ આવશે. આમ સિદ્ધ થાય છે કે આત્મા, ભૂત, વર્તમાનને ભવિષ્યમાં અવિનાશી છે. વળી જો કોઇ પ્રતિપક્ષી કહે કે આત્મા નાશવંત છે તો તેને પૂછવું કે તમે તેનો અનુભવ કર્યો છે કે નહિ? જો આત્મા નાશવંત છે એ બાબતનો તેણે પોતે અનુભવ કર્યો કહેશે તો તો તે પોતાનું માથું વાઢનારના અનુભવ કરનારની માફક અસત્યવાદી ગણાય. જો તેણે આત્માની અનિત્યતાનો અનુભવ કર્યો નથી તોતો આત્મા નિત્ય છે-- સત્ છે, એ સિદ્ધ થાય છે. રસાયન શાસ્ત્રીઓ મીણબત્તીના પ્રયોગપરથી એમ સમજાવે છે કે કોઇ પણ વસ્તુનો નાશ થતો નથી તો આત્માને નાશવંત માનવો તે કેમ વ્યાજબી ગણાય? ત્યારે શું ફલિત થયું? આત્મા અનાદિ છે તે સાથે અનંત છે. કોઇને શંકા થશે કે જો આત્મા સદાકાળથી તેનો તેજ છે તો આપણને પૂર્વજન્મનું કાંઇ સ્મરણ કેમ થતું નથી? આનો જવાબતો સેહેલો છે. પૂર્વજન્મને આ જન્મ વચ્ચે એક અંતઃપટ આવી ગયો છે તે અંતઃપટ ખસી જાયતો બધું યાદ આવે છે જેમ ઘણાજણને ઘ્રાણશક્તિ તિવ્ર હોય છે, ઘણાને સ્પર્શશક્તિ તિવ્ર હોય છે, તેમ કોઇને સ્મરણ શક્તિ તિવ્ર હોય છે, જેથી તે પૂર્વજન્મનાં વૃત્તાન્તો પણ કહી શકે છે. આવા ઘણા દાખલાઓ બન્યા છે ને બને છે. મહાત્માઓ પણ પૂર્વજન્મની બિના સ્મૃતિમાં લાવી શકે છે. પૂર્વ-

જન્મ અને પુનર્જન્મ વિષે ઘણું બોલી શકાય તેમ છે તોપણ આત્માના સામાન્ય સ્વરૂપના સંબંધમાં લઘુદર્શનમાં અતિ વિસ્તાર કરવો અનુચિત ધારી માત્ર શાસ્ત્રના આધારો દર્શાવીનેજ વિરામિયે. ભગવદ્ગીતામાં આત્મા સત્‌છે, નિત્ય છે, એ સંબંધનાં આ વાકયો વાંચો.

देहिनोस्मिन् यथादेहे कौमारं यौवनं जरा ॥
तथा देहांतर प्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ १ ॥
अविनाशि तु तद्विद्धियेन सर्व मिदंततं ॥
अंतवंत इमे देहा नित्यस्योक्ता शरीरिणः ॥
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युद्धस्वभारत ॥
वेदाविनाशिनो नित्यं यएन मजमव्ययं ॥

તાત્પર્ય કે આત્મા અજ (જન્મરહિત)ને અવ્યય (વિકાર રહિત=નાશ રહિત) છે માટે સત્-નિત્ય છે.

४ आत्मा एक अने सर्वव्यापक छे.

આ સિદ્ધાંતમાં ઘણી તકરારો છે. કોઇ આત્માને અનેક માને છે, કોઈ એક માને છે, કોઇ વ્યાપક માને છે, કોઇ અવ્યાપક માને છે. આપણે આ સંબંધનાં યુગલો કરી ઉલટપક્ષથી સિદ્ધ કરીએ. યુકિલડના પહેલા સ્કંધની છઠ્ઠી પ્રતિજ્ઞા સ્મરણમાં લો ને તેમાં જેવી સાબીતિ છે તેવી પદ્ધતિપરની આ સિદ્ધતા તપાસો. આ ચાર યુગલો-લો.

अ આત્મા અનેક અને સર્વવ્યાપક છે.

ब આત્મા અનેક અને અવ્યાપક છે.

क આત્મા એક અને અવ્યાપક છે.

ड આત્મા એક અને સર્વવ્યાપક છે.

તકરાર ખાતર अ સિદ્ધાંત માન્ય કરીએ તો પ્રત્યેક આત્મા સર્વ વ્યાપક હોવાથી અને આત્મા અનેક હોવાથી એક દેહે અનેક આત્માના ઝુંડેઝુંડ વળગેલાં માન્ય કરવાં પડશે. આમ થશે તો એક દેહે કરેલાં પાપ પુણ્ય કોને લાગશે? આ મારો દેહ છે એવો ભાસ કોને થશે? ને એક શરીરને દુઃખ થતાં અનેક આત્માઓ દુઃખો થશે જેથી મને વીંછી કરડશે તો તમારે બધાને બૂમો નાંખવી જોઇશે !! આમ તો થતું નથી માટે માનો કે આ કલ્પનાતો ખોટી.'

ब કલ્પના લો. આત્મા અનેક છે છતાં અવ્યાપક છે. આમાં પહેલો સવાલતો એજ છે કે આત્મા જો અવ્યાપક છે તો તેનું કદ કેવડું? હાથી જેવડું?

હાથી જેવડો આત્મા હશે તો કીડીના શરીરમાં કેમ રહી શકશે? ત્યારે શું કીડી જેવડું? જો કીડી જેવડો આત્મા હશે તો તે હાથીના પૂંછડામાં રહેશે તો શુંડનો ભાગ ચૈતન્ય રહિત થશે ને શુંડમાં રહેશે તો બીજા ભાગો આત્મા રહિત થશે. આમ તો અનેક વાંધા આવશે ત્યારે તમે તેને સ્થિતિસ્થાપક માનો. રબ્બર જેમ લાંબું અને ટુકું થાય છે તેમ આત્મા પણ કીડીના અંગમાં કીડીનાં જેવડો ને હાથીના અંગમાં હાથી જેવડો થાય છે આમ માનો, ના ના તેમ ધારવામાં પણ વાંધો છે. આવો વિકારી આત્મા માનતાંતો નાશ પણ માનવો પડશે, જે ઉપર સિદ્ધ કરેલા સિદ્ધાંતોથી વિરૂદ્ધ છે. ત્યારે આત્માને બીજ રૂપ માનો બીજ જેમ વધી વધી મોટું થાય છે તેમ આત્મા પણ જેવડા શરીરમાં જાય તેવડો થઇ જાય. આમ માનવામાં એ દોષ આવશે કે મોટા દેહમાંથી નાના દેહમાં જતાં આત્માનો કોઇ ભાગ નાશવાળો માનવો પડશે ને અંતે આત્માને નાશવંત માનતાં મહા દોષ આવશે. વળી નાશ પામવાનું કયો ભાગ કબૂલ કરશો? ઝાડનું મૂળ, ડાળાં કે પાંદડાં? કોઈ ભાગ નાશ થવાનું કબૂલ નહિ કરેતો ગડબડ મચી રહેશે ને તેના સમાધાન માટે જડજો ને જુરીઓ નીમવાં પડશે!! આમ કોઇપણ રીતે આત્મા અનેક અને અવ્યાપક માનવામાં સિદ્ધિ નથી માટે આ કલ્પના તે કલ્પનાજ છે સત્ય નથી.

क હવે માનો કે આત્મા એક અને અવ્યાપક છે.

આ કલ્પનાતો ઘણીજ અવિચારવાળી. જો આત્મા એકજ હોય ને વળી અવ્યાપક હોય તો તો આ જગત્‌માં ભિન્નભિન્ન દેહોમાં જે ચૈતન્ય દેખાય છે તે કેમ દેખાય? દુનિયામાં એકજ ચૈતન્યવાળો હોવો જોઈએ બીજા તમામ જડ હોવા જોઇએ માટે આ પણ અયોગ્ય છે.

ङ ઉપરની ત્રણે બાબતો દોષવાલી છે ત્યારે હવે માનવુંજ પડશે કે આત્મા એક છે અને તે સર્વ વ્યાપક છે. આ તો અમે પ્રથમથીજ કહ્યું છે, આત્મા વ્યાપક હોવાથી સર્વ સ્થાનમાં વ્યાપી રહ્યો છે. આકાશ જેમ સર્વ સ્થાનમાં વ્યાપી રહ્યું છે તેમ આત્માનું પણ સમજવું. સર્વસ્થાનમાં વ્યાપેલા આકાશના (મહાકાશના) ઉપાધિ ભેદે ભિન્ન ભિન્ન પ્રકાર ભાસે છે. અભ્ર જેટલા ભાગને અભ્રાકાશ, ઘટ ઉપાધિથી ઘટાકાશ, ઘટમાં ભરેલા પાણી જેટલા ભાગમાં આવેળા આકાશને જલાકાશ કહે છે તેમ આત્માપણ ઉપાધિ ભેદે આ મૂળશંકર, આ મણિશંકર, આ પોપટ, આ મકનજી એમ ભિન્ન ભિન્ન ભાસે છે. વસ્તુતઃ જેમ આકાશ પણ એકજ છે તેમ આત્મા પણ એકનો એકજ છે. એ ઉપાધિ દૂર થાય એટલીજ

વાર કોઇને શંકા થશે કે જો આત્મા એક અને સર્વવ્યાપક હશે તો મોક્ષ એકનો થતાં બધાનો મોક્ષ થવો જોઈએ, પણ નહિ. એક ઘડાનું જલાકાશ રાતારંગનું થાયતો તેથી શું બધાં જલાકાશો તેવાં થવાં જોઇએ ? નહિજ. તેમ જો કોઇ સ્થળે આત્મા ઉપાધિ રહિત થયો તો તેથી તેનાં બધાં વિવર્તોને પણ તેમ થવું જોઇએ એવો નિયમ નથી. ત્યારે શું સમજાયું ? ઉપાધિભેદે આત્મા ભિન્નભિન્ન જીવરૂપે ભાસે છે વસ્તુતઃ એકજ છે, અદ્વૈત છે. શ્રુતિયો પણ એજ બોધ કરે છે કે

एकरसोऽयमात्मा ॥ द्वितीयाद्वैभयं भवति ॥ ઇત્યાદિ વચનો આ બાબત સ્પષ્ટ કરે છે.

### ५ आत्मा चित् ( ज्ञानरूप--प्रकाशरूप ) છે.

આપણે આ ટેબલ જોયું. જોતાં વેંતજ તરત આ કાંઇક છે એમ સમજાયું જ્ઞાન થયું. તેનું નામ ટેબલ છે, તે લાકડાનું છે, વળી તે ચોખંડુ અને રંગે રાતું છે. આ તેનો આકાર; રુપ સમજાય છે આમ દરેક પદાર્થ જોતાં તેનાં નામ ને રુપ જણાય છે. પણ એ ટેબલ નામ શાનું છે ? તે આકાર પણ શેનો છે ? આ બાબત કાંઇ સ્પષ્ટ સમજાતું નથી. કાંઇક ભાસ થાય છે. ખરૂ તત્વતો કાંઇક અસ્પષ્ટજ રહે છે. જ્ઞાનથી જુદી વસ્તુ જણાતી નથી માટે જ્ઞાનને જ્ઞેય જુદાં પડી શક્તા નથી. માત્ર જ્ઞાનજ સર્વવ્યાપ્ત છે. જેમ જ્ઞાન અને જ્ઞેયનો અભેદ છે તેમ જ્ઞાતાનો પણ અભેદ છે. વળી જ્ઞાન અખંડ છે; ઉંઘેલો માણસ જાગીને કહે છે કે " હું સારૂં ઉંઘ્યો " આ પરથી શું જણાય છે ? ઉંઘવાની અવસ્થામાં પણ જ્ઞાન તો અખંડ છે. આત્મામાં સદા જ્ઞાન રહે છે. અરે આત્માજ જ્ઞાન રૂપ છે, આમ વાક્યાંતર કરવાનું કારણ એ કે જો આત્મામાં જ્ઞાનનો ગુણ હોયતો તો તે ગુણ વખતે હોવો પણ જોઇએ ને વખતે ન પણ હોય આ વસ્ત્રમાં શ્યામતાનો ગુણ છે. હવે એ શ્યામતાતો વખતે લૂગડામાં હોય પણ ખરી અને નદીમાં ધોવાથી વખતે દૂર પણ થાય. માટે આત્મામાં જ્ઞાનનો ગુણ નથી પણ તે પોતેજ જ્ઞાનરૂપ છે—જ્ઞાનમય છે. વન્હિમાં જેમ ઉષ્ણતા છે અથવા વન્હિ ઉષ્ણતામય છે, સૂર્યમાં જેમ પ્રકાશ છે અથવા સૂર્ય પ્રકાશમય છે તેમ આત્મામાં જ્ઞાન છે. અથવા આત્મા જ્ઞાનમય છે તે જ્ઞાન ઇંદ્રિયોદ્વારા બહાર જઇ બહારના પદાર્થને જ્ઞાનમય દર્શાવે છે વસ્તુતઃ તે જ્ઞાન આત્મામાંનુંજ જ્ઞાન છે શ્રુતિયો પણ કહે છે કેઃ-प्रज्ञानं ब्रह्म, सःसर्वज्ञ सर्ववित्.

### ६ आत्मा आनंदरूप છે.

આત્મા પોતેજ આનંદરૂપ છે. અન્ય વસ્તુઓમાં આનંદ નથી. જો વસ્તુઓમાં આનંદ માનીશું તો નીચેની હરકતો આવશે.

અ માનો કે વસ્તુમાં આનંદ છે. એક સિંહમાં તેની સિંહણને આનંદ લાગે છે. માટે સિંહ આનંદરૂપ છે. પણ ક્ષણભર વિચારો કે જો સિંહમાં આનંદ હોય તો તો હરિણીને પણ સિંહને જોઈ આનંદ થવો જોઈએ. પણ તેને દુઃખ કેમ થાય છે? અને સિંહણને આનંદ કેમ થાય છે? સિંહણની વૃત્તિ દ્વારા તેના આત્માનો આનંદ બહાર નિકળી તેને સિંહમાં આનંદનું ભાન કરાવે છે. વસ્તુતઃ સિંહણને આનંદ થાય છે તે સિંહથી નહિ—વસ્તુથી નહિ પણ પોતાના સ્વરૂપ જ્ઞાનથી છે.

વ વળી જો વસ્તુમાં આનંદ હોયતો તે વસ્તુમાં આનંદ સદા રહેવો જોઈએ પણ તેમ થતું નથી તેથી પણ જણાય છે કે વસ્તુમાં આનંદ નથી. આને માટે એક દૃષ્ટાંત લઇયે. કોઇ પુરૂષને દુર્લભ રીતે એક સુંદર રમણી પ્રાપ્ત થઇ તેથી તે પુરૂષને અતિશય આનંદ થયો અને પુરૂષે માન્યું કે સ્ત્રી આનંદ રૂપ છે. કાળ ગયો ને સ્ત્રી જુની થઇ, પછી કોઈ નવી સુંદર સ્ત્રી દીઠી. તેને મહા પ્રયાસેં પ્રાપ્ત કરી તેને તે સ્ત્રી આનંદરૂપ લાગવા માંડી અને પ્રથમ સ્ત્રી દુઃખકર થઇ. આમ જે ચોજ આનંદ રૂપ લાગે છે તેજ પાછી દુઃખકર લાગે છે ત્યારે શું વસ્તુમાં આનંદ છે? ના, જો વસ્તુમાં આનંદ હોયતો તો ભિન્નભિન્ન રૂપે શા માટે જણાય? આનુ કારણ શું? આનુ કારણ એક વસ્તુ આનંદ રૂપ નથી પણ જ્યારે વસ્તુ પ્રાપ્ત થાય છે ત્યારે માણસની વૃત્તિ અંતર્મુખી થઈ આત્માનું ક્ષણવાર દર્શન કરીલે છે જેથી તે આનંદ સ્વરૂપ લાગે છે. સંસ્કાર રહિત માણસને એમ નથી સમજાતું કે આ આનંદ આત્મ સ્વરૂપનો છે. જેથી તે વસ્તુમાં આનંદ સમજેછે. ખરે શોચનીય છે કે આનંદ કયાં છે તે સમજ્યા વિના આપણે આનંદ માટે પ્રયાસ કરીએ છીએ ને નવીન નવીન પદાર્થો આનંદ માટે મેળવીએ છીએ. રાજાઓ આનંદ મેળવવા માટે નવા નવા મેહલો, નવી નવી રાણીઓ, નવા નવા ગવૈયાઓ મેળવ્યાજ કરે છે પણ નવું તે જુનું થયું કે નિરાશી. કાલિકા પોતાની માયા વિસ્તારી ઘેરી લે છે. પરંતુ જે મહાત્માઓ આત્માનું સ્વરૂપ સમજે છે તેઓને બહારના પદાર્થોમાં આનંદ ખોળવા જવું પડતું નથી, ને ગવૈયાઓ બોલાવવા પડતા નથી છતાં સદા આનંદમાં મગ્ન રહે છે. કહો ત્યારે આનંદ શામાં છે! વસ્તુમાં? ના. વસ્તુમાં હોતતો સમાધિ અવસ્થામાં કોઈપણ વસ્તુનું લક્ષ્ય નથી છતાં તેમાં પરમ આનંદ મળે છે તે ન મળત. માટે આનંદજ આત્માના સ્વરૂપમાં છે. શ્રુતિઓ પણ કહે છે કે आनंदब्रह्म ॥ आधारं मानन्दमखण्डबोधं

અપૂર્ણ

# आर्या शतद्वयी.



मोहमहार्णवमग्नं ममता वेलाभिरुह्यमानं माम् ।
संसारमकरवक्त्रात्त्वदृते त्रायेत कः कृपया ॥ ८१ ॥

મોહરૂપી મહાસાગરમાં બૂડેલો, મમતારૂપ મોજાંએ તણાતો, એવો હું તેને સંસારરૂપ મગરમચ્છના મોઢામાંથી આપવિના કોણ છોડાવે ? ॥ ૮૧ ॥

दुष्टेंद्रियैरिह वृकैर्मा माकुलितं मुहुर्भ वारण्ये ।
एकाकिनमसमर्थं त्वदृते त्रायेत कः कृपया ॥ ८२ ॥

નહાર જેવી દુષ્ટ ઇંદ્રિયો એ સંસારરૂપ જંગલમાં વારંવાર ગભરાવેલો એકલો અને સત્તા વિનાનો હું તેને આપવિના કોણ છોડાવે ? ॥ ૮૨ ॥

त्वत्सेवयाजनन्या हीनोदीनः शमादिभिःस्वजनैः ।
वैराग्यभाग्यहीनः करूणापात्रं न ते किमहम् ॥ ८३ ॥

આપની સેવારૂપી માતાથી રહીત શમદમ આદિ સ્વજનોથી રહિત અને વૈરાગ્યમાં ભાગ્ય વગરનો હું શું આપની કૃપાનું પાત્ર નથી ? ॥ ૮૩ ॥

संसारशाल्मलितरो स्तत्फलविषय ग्रहाग्रहेण पतन् ।
मूढो विशीर्ण गात्रः करुणापात्रं नते किमहम् ॥ ८४ ॥

સંસારરૂપ શાલ્મલીના ઝાડ ઉપર તેના ફલરૂપ વિષય ગ્રહણ કરવાના આગ્રહથી પડતો અને ભાંગી ગયેલા ગાત્રવાળો હુ શું આપની કૃપાનું પાત્ર નથી?॥૮૪॥

मोह ज्वराप्त मूर्तिः शुष्यत्कंठो भवाटवीं पतितः ।
एकाकी किमयंते नविलोकयतः कृपापात्रम् ॥ ८५ ॥

મોહજવરથી પીડાતા દેહવાળો, સુકાતા કંઠવાળો અને ભવાટવીમાં પડેલો અને એકલો આ માણસ ( હું ) શું જોનારા આપની કૃપાનું પાત્ર નથી?॥૮૫॥

आकृष्टबोधवसना प्रसभं दुःशासनेन मोहेन ।
नकृपापात्रं भवतः किमियं कृष्णा मनो वृत्तिः ॥ ८६ ॥

મોહરૂપી દુ:શાસને બલાત્કારથી બોધરૂપ વસ્ત્ર જેનાં ખેંચેલાં છે એવી આ મનોવૃત્તિરૂપ દ્રૌપદી શું આપનું કૃપા પાત્ર નથી ? ॥ ૮૬ ॥

सुचिरं जल वसनान्नैर्हीनः सेवाविरक्ति विज्ञानैः ।
द्वारे लुठन्नपि हरे करुणापात्रं भवामि न किम् ॥ ८७ ॥

હે દુઃખ હરનાર ! અન્ન પાણી અને વસ્ત્રોથી અત્યંત રહિત એવો હું ભક્તિ વૈરાગ્ય અને વિજ્ઞાન વડે બારણામાં લોટતા છતાં પણ શું (આપની) કરુણાનું પાત્ર નથી ? ॥ ૮૭ ॥

दुःस्नेहपंकपूर्णे परितः शोकोर्मिमालयाकुलिते ।
नाकिमाकंठनिमग्नो ममता गर्ते कृपापात्रम् ॥ ८८ ॥

સ્નેહરૂપ ગારાથી ભરેલા, અને શોકરૂપી લેહેરોની પંક્તિઓથી આકુલ એવા મમતારૂપી ખાડામાં ગળાસુધી બુડેલો હું શું કૃપાનું પાત્ર નથી ? ॥૮૮॥

अज्ञान मारववने भ्रांतः श्रांतो भवाति भारेण।
दुष्कर्मघर्मणिकथं पांथोयंना तुकंप्यस्ते ॥ ८९ ॥

અજ્ઞાનરૂપ મરુ ભૂમિના વનમાં ભૂલો પડેલો, અને દુષ્કર્મ રૂપ ગરમીમાં સંસારના ધણા ભારથી થાકેલો આ પથિક શું આપે કૃપા કરવા યોગ્ય નથી ? ॥૮૯॥

संतप्तजनवनेस्मि न्नुन्नत हर्ष कृपावर्षम् ।
दुरितावग्रहदूने कुर्यादार्यः कदानुरामघनः ॥ ९० ॥

પાપરૂપ નઠારા ગ્રહથી પીડાયેલા આ તપેલા મનુષ્યરૂપ વનને વિષે માન આપવા યોગ્ય રામચંદ્રરૂપ મેઘ હર્ષથી ભરેલો કૃપારૂપ વર્ષાદ કયારે કરશે ? ॥૯૦॥

मयिमैथिली रमणहे करुणा मईस्यनर्हेपि ।
शरणागतेतिदीने करुणायदहैतुकी भवतः ॥ ९१ ॥

હે સીતાકાંત ! શરણાગત અને અતિદીન એવો હું અયોગ્ય હોઉં તો-પણ તેની ઉપર આપકરુણા કરવાને યોગ્ય છો કેમકે આપની કરુણાને કશો હેતુ હોતો નથી. ॥ ૯૧ ॥

अथवानर्थ कमर्थन मेतत्तवयत्कृपा सुधां सततम् ।
वर्षतिपरं नुपापः प्रविशति तप्तोपि विषयसौध मसौ ॥ ९२ ॥

અથવા આવી રીતે માગવું એ વૃથા છે કેમકે આ આપની કૃપારૂપ અમૃત નિરંતર વર્ષે છે પરંતુ આ પાપી તપેલો છતાં પણ વિષયરૂપ મેહેલમાં પેસી જાય છે. ॥ ૯૨ ॥

श्रीरामचंद्रभवतः सततं प्रसृतेव ककौमुदी करुणा ।
किंत्वेषमंदभागो विषयावरणानुरागी यत् ॥ ९३ ॥

હે શ્રીરામચંદ્ર ! આપની કરુણારૂપ કિરણો ( તેજ ) ફેલાયેલાજ છે. પરંતુ આ મંદભાગ્યવાળો છે ( અર્થાત્ આ નેજ તે કરુણારૂપ કિરણો મળતી નથી ) કેમકે વિષયરૂપ વાડમાં પ્રીતિવાળો છે. ॥ ૯૩ ॥

अनिशंचिंतितविषयो मूढो करुणांच कामये भवतः ।
हालाहलंकवलये राघवयाचे चिरंचायुः ॥ ९४ ॥

હે રાઘવ ! મૂઢ એવો હું વિષયોને ચિંતવું છું, આપની પાસે કરુણાને માગું છું એ ઝેરખાઉછું, અને લાબું આયુષ્ય માગું છું. ॥ ૯૪ ॥

हाराम किंविधेयं परिहृतभक्त्यादिका भिनीसंग
विषयानुराग एकस्तपस इवैतन्मनोवने वसति ॥ ९५ ॥

હે રામ ! શું કરવું ? ભક્તિઆદિ કામિનીનો જેણે સંગ છોડી દીધોછે એવો વિષયાનુરાગ જાણે તપને અર્થે એકલો આ મનરૂપ વનમાં વસેછે ॥ ૯૫॥

[ અપૂર્ણ. ]

---

# अवतार.

પુરાણો ઇત્યાદિ ગ્રંથોમાં વિષ્ણુ આદિ દેવોના અવતારોની કથા વારંવાર ઘણી જોવામાં આવે છે. અવતાર વિષે ચૈતન્ય નામના એક મહાત્માએ બહુ સરસ સમજ આપેલી છે. મહાત્મા ચૈતન્યવિષે આ માસિકમાં આગળ એક લેખ છપાઈ ગયો છે. માહાત્મા ચૈતન્યને તેના શિષ્યો વિષ્ણુનો અવતાર માનતા હતા, અને એટલું તો ખરૂંજ કે તે કોઇ મોટા યોગી તો હતા. એમના ચરિત્રનો એક ગ્રંથ चैतन्यचरितामृत નામનો લખાયલો છે તેમાંથી અવતાર વિષેનો ભાગ અત્રે લખીશું.

અવ્યક્ત પુરૂષ મનુષ્યાવતાર ત્રણ પ્રકારે લે છે. (૧) જ્ઞાનથી, (૨) યોગથી અને (૩) ભક્તિથી. કેવળ નિર્ગુણ, એકજ, અદ્વિતીય સત્સ્વરૂપ, અદ્વિતીય ચિદ્રૂપ અને અદ્વિતીય આનંદરૂપ પ્રથમ વ્યક્તિ છે, તેને ब्रह्म કહે છે, એજ જ્ઞાનાવતાર છે.

ચિત્તની વૃત્તિઓને રોકવાથી અને મનને અત્યંત એકાગ્ર કરવાથી અવ્યક્તનું પ્રતિબિંબ મન ઉપર પડે છે. આને आत्मा કહે છે, ને તે યોગાવતાર છે.

ત્રીજો ભક્તિનો અવતાર છે ને તે भगवान् કહેવાય છે. ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ સર્વ તેનાં છે. સૃષ્ટિમાં રાજાઓ, મહાત્માઓ, વગેરેમાં તેનોજ અવતાર થાય છે, કેમકે સૃષ્ટિને ઉત્પન્ન કરનાર, પાલનાર, ને લય કરનાર તેજછે. સૃષ્ટિનો તેનેજ નિકટ સંબંધ હોવાથી તે ભક્તિથી પ્રસન્ન પણ થાય છે. આ ભગવાન્‌ના અવતાર પણ ત્રણ પ્રકારના થાય છે. (૧) स्वयंरूप, (૨) तदेकात्मारूप અને (૩) आवेश.

સ્વયંરૂપ—નિત્ય, અવિકૃત વ્યક્તિ ભગવાન્‌ની છે, તેને વિકારનો કશો લેશ હોતો નથીજ. તદેકાત્મારૂપ સ્વયંરૂપનોજ અવતાર પણ કાર્યોના ભિન્ન પણાવાળો છે. ભગવાન્‌ની શક્તિ કોઇ પણ વ્યક્તિમાં મૂકાય અને તે દ્વારા કાર્ય કરાય તે આવેશાવતાર છે. તદેકાત્મારૂપના બે વિભાગ છે: (૧) विलास અને स्वांश. ઈશ્વરનો સંપૂર્ણાવતાર તે વિલાસ, અને અંશાવતાર તે સ્વાંશ છે. વિલાસના પાછા બે ઉપભાગો છે (૧) प्रभव. અને (૨) वैभव. એકરૂપ બીજા સ્વરૂપોના સંબંધમાં આવે, અથવા સામટા રૂપોનું એક સ્વરૂપ બને તે પ્રભવ છે; અને સ્વરૂપો જુદાં જુદાંજ હોય તે વૈભવ છે. પ્રભવના ચાર વર્ગ (tetractys)છે—(૧) वासुदेव, (૨) संकर्षण, (૩) प्रद्युम्न અને (૪) अनिरुद्ध. આ ચારે ચિત્ત,

અહંકાર, મન અને બુદ્ધિ છે, એમ શ્રીચૈતન્ય કહે છે. વાસુદેવના પણ વૈભવ અને વિલાસ એમ બે પ્રકાર છે, વૈભવમાંથી ત્રણ વિવર્ગ નીકળે છે:–(૧) केशव, (૨) नारायण અને (૩) माधव; અને વિલાસના બે વિવર્ગમાં (૧) अधोक्षज અને (૨) पुरूषोत्तम છે. સંકર્ષણના પણ વૈભવ અને વિલાસ બે પ્રકાર છે, તેમાં વૈભવના ત્રણ વિવર્ગો થાય છે. (૧) गोविंद, (૨) विष्णु અને (૩) मधुसूदन; અને વિલાસના બે વિવર્ગોમાં (૧) उपेंद्र અને (૨) अच्युत. પ્રદ્યુમ્નના પણ વૈભવથી ત્રણ અને વિલાસથી બે વિવર્ગો થાય છે. વૈભવના ત્રણમાં (૧) त्रिविक्रम, (૨) वामन અને (૩) श्रीधर; તથા વિલાસમાં (૧) नृसिंह અને (૨) जनार्दन છે. અનિરૂદ્ધના પણ ત્રણ વિવર્ગો છે, તેમાં પણ વૈભવથી ત્રણ અને વિલાસથી બે છે. વૈભવના ત્રણમાં (૧) हृशीकेश, (૨) पद्मनाभ અને (૩) दामोदर; તથા વિલાસમાં हरि અને कृष्ण છે.

આ સમગ્ર અવતારોની સમજ નીચેના કોષ્ટકથી સરલ થાય છે:—

**ભગવાન્.**




આમાં વૈભવના ત્રણ ત્રણ અવતારો થઈ કુલ બાર છે, તે બારે માસનાં નામો છે, તે નીચે પ્રમાણે છે:—

કેશવ–માર્ગશીર્ષ. ગોવિંદ–ફાલ્ગુન. ત્રિવિક્રમ–જ્યેષ્ઠ. હ્રષીકેશ–ભાદ્રપદ.
નારાયણ–પૌષ. વિષ્ણુ–ચૈત્ર. વામન–આષાઢ. પદ્મનાભ–આશ્વિન.
માધવ–માઘ. મધુસૂદન-વૈશાખ. શ્રીધર–શ્રાવણ. દામોદર–કાર્તિક.

આ બારે નામો વળી બાર આદિત્યો પણ છે, અને મંત્ર જપ સમયે શરીરનાં જે બાર સ્થાનોનો સ્પર્શ કરવામાં આવે છે તે પણ છે.

વાસુદેવાદિ ચાર, તથા તેના પ્રત્યેકનાં પાંચ પાંચ રૂપો મળી વીશરૂપો-એ સર્વે મળી કુલ ચોવીસ અવતાર થાય છે. આ ચોવીશ અવતારો દિશા અને કાળનાં સ્વરૂપ છે. દિશા આઠ છે, તે પ્રત્યેકમાં ત્રણ ત્રણ ગણતાં ૨૪ થાય છે; અને વળી તે ઉપરથી નીચે પ્રમાણે સ્થળો રૂપ તે છે:–

કેશવ–મથુરા. હરિ–માયાપુર.
પુરુષોત્તમ–જગંનાથ.
માધવ–પ્રયાગ.
વાસુદેવ, પદ્મનાભ, જનાર્દન —આનંદારણ્ય.
મધુસૂદન–મંદાર. વિષ્ણુ–વિષ્ણુકાંચી (કાંજીવરમ).

---

# आत्मा.

૧

પ્રત્યેક વસ્તુ, જે અસ્તિત્વ ધારી રહેલી છે, તેમાં આત્મા છે. આત્મા તેજ પરમાત્મા છે. પરમાત્મા એકજ અથવા અદ્વૈત છે. આત્માવિનાની વસ્તુ નિર્જીવ છે. આત્મા સ્વયંપ્રકાશ છે–એટલે તે પોતેજ પ્રકાશમાન્ છે, તથા બીજી વસ્તુને પ્રકાશમાન્ કરે છે. જીવ એજ બ્રહ્મ અને બ્રહ્મ તેજ જીવ છે. ઉપાધિ સહિત બ્રહ્મ તે જીવ અને ઉપાધિરહિત જીવ તે બ્રહ્મ છે. મહાસાગર અને નદીમાં જેટલો ફેર છે, તેટલોજ જીવ અને બ્રહ્મમાં ફેર છે, તું પણ બ્રહ્મ છે ને હું પણ બ્રહ્મ છું; કારણકે જેમ સર્વ નદીઓ એક માહાસાગરમાં મળે છે, તેમ સર્વે આત્મા પણ એક પરમાત્મામાં અંતે એક થાય છે, બ્રહ્મમાંથીજ સર્વ વસ્તુ ઉત્પન્ન થાય છે, અને પાછી બ્રહ્મમાંજ લય પામેછે કેમકે સર્વ વસ્તુ પરમાણુરૂપી અદૃષ્યમાંથી પદાર્થરૂપી થાય છે, અને પાછી પરમાણુરૂપ ધારી શકે છે. જેમ સૂર્ય પોતાનાં કિરણોવતી તમસ્નો નાશકરી ઉજ્જ્વલ પ્રકાશ કરી મૂકે છે, તેમજ પરમાત્મા આત્માસ્વરૂપથી સર્વ વસ્તુ પ્રકાશિત કરી અજ્ઞાનરૂપી તમસ્નો નાશ કરે છે. એ આત્મા ત્હારામાં તેમજ મ્હારામાં પણ છે, માટેજ

ત્હારામાં તથા મ્હારામાં કંઇ તફાવત નથીજ; માટે તું તેજ હું અને હું તેજ તું છે; કારણકે દૃષ્ય પદાર્થે અદૃષ્ય પરમાણુરૂપ થઇ શકે છે. તેટલામાટે ઉત્પાદ્ય રૂપ જે પદાર્થ, તે અસત્ય છે અને પરમાણું રૂપ અદૃષ્ય તેજ સત્ય છે; માટે હું તે સત્ય, અને તું તે અસત્ય છે.

દેવો, કર્મો અને વિજ્ઞાનમય જીવની જે પંદર કલા, તેનો બંધ તેજ પરમાત્મા છે. એ પરમાત્મા અવિનાશી અને એકજ છે, અને તેમાંજ સર્વ વસ્તુઓ મળે છે. પરમેશ્વરના તેજની સોળ કળા છે, તેમાંની મુખ્યકળા સિવાયની બાકીની પંદર કળા તે તે વસ્તુઓમાં ઓછા વધતી મૂકે છે. મહા પ્રલયસમય સર્વ વસ્તુઓનું ઐક્ય થાય છે; ત્યારે અદૃષ્ય, અવર્ણનીય, નિત્ય, અને અનામી ૐ માત્ર રહે છે.

ઉપાધિઓ પાંચ છે.

૧—અન્નમય. ૨—પ્રાણમય. ૩—મનોમય. ૪—વિજ્ઞાનમય. ૫—આનંદમય.

જીવ અથવા આત્માચોથી વિજ્ઞાનમય ઉપાધિથી વેષ્ટિત છે. પાંચમી ઉપાધિ પરમાત્માની છે. આત્મા ચતુર્થી ઉપાધિમાંથી મુક્ત થઈ પંચમીમાં જવા પ્રયત્ન કરે છે. એટલે પ્હેલી ઉપાધિએથી મુક્ત થતે થતે છેલ્લીએ પ્હોંચવું, તે દૃષ્યપદાર્થ રૂપ તજી મૂળ અદૃષ્ય પરમાણુ રૂપમાં જવા—બરાબર છે. એમ થાય છે ત્યારે છેલ્લે ઉપાધિ રહિત બ્રહ્મ થાય છે—અર્થાત્ સર્વ વસ્તુ ૐ કારમાંથી નીકળી પાછી તેમાંજ મળી જાય છે.

જે કોઈ સાંભળે છે, સુંઘે છે, જુવે છે, બોલે છે, ને સારો નરસો સ્વાદ વર્ત્તે છે, તેને "પ્રજ્ઞાન" કહે છે. પ્રજ્ઞાનનો ગુણ માત્ર પરમેશ્વરમાંજ છે. એ ગુણ ઇંદ્રિયોમાં પોતાનો નથી, પરંતુ મનની સહાયતાથીજ ઇંદ્રિયો એ ગુણ ધારણ કરી શકે છે. જો મન ન હોય, તો એ ક્રિયાઓ ઇંદ્રિયો કરી શકે નહિ. જ્યારે મનની એકાગ્રતા કરવામાં આવે, ત્યારે ઇંદ્રિયો વડે બાહ્ય વસ્તુ નહિ દેખાતાં માત્ર સત્ય આત્મરૂપજ બની જવાશે. ચતુર્મુખ બ્રહ્મા (સ્રષ્ટા) ઇંદ્ર, દેવો, મનુષ્યો, અશ્વો, ગાયો, ઇત્યાદિ સર્વમાં એકજ ઇશ્વરી ચૈતન્ય છે, તેનેજ "ચૈતન્ય બ્રહ્મ" કહે છે, તે એકજ છે, ને તેટલા માટે મારામાં જે શક્તિ છે, તેજ એ "પ્રજ્ઞાન બ્રહ્મ" છે.

બ્રહ્મ સર્વવ્યાપ્ત છે. મોટામાં મોટા પદાર્થોથી તે છેક નાનામાં નાના પરમાણુમાં તે છે. સર્વમાં ચૈતન્ય છે ને ચૈતન્ય તેજ બ્રહ્મ છે, માટે તે "ચૈતન્ય બ્રહ્મ" કહેવાય છે. શરીર, કે જેને વિષે જાણવાનું છે, તેમાં હું તેજ પરમાત્મા

છે. ને તે મન અથવા બુદ્ધિનો દૃષ્ટા તથા સાક્ષી છે. આ વિષય ઉપર ડા. બેઈન અને જોન સ્ટુઅર્ટ મિલે તકરારો કરેલી છે. હું એટલે શું? પ્રત્યક પૂર્ણ વસ્તુ આત્માથી ભિન્ન નથી, અને આત્માજ માત્ર કહી શકે છે કે "હું સુંઘુંછું, હું જોઉં છું" ઈત્યાદિ; તેટલા માટે શરીર, અવયવો, માંસ, રક્ત, અસ્થિ, બુદ્ધિ, ઇંદ્રિયો, કે કોઈપણ ઇતર વસ્તુ તે હું નહિ, એમ દૃઢ સમજવું જોઇયે. એમ ન સમજાય તેટલું મિથ્યા છે. જો કે પગ ચાલે છે, હાથ કામ કરે છે, મન જુએ છે, તે છતાં આપણે કરિયે છિયે, કે એ સર્વ હું કરૂં છું, તે મિથ્યા અજ્ઞાનથીજ કહેવાય છે, કેમકે હું તો કંઈ કરતોજ નથી. હું, તે તો આત્મા, આત્મા તેજ પરમાત્મા—બ્રહ્મ છે. ને તે કંઈ કરતોજ નથી. કેટલાક વેદાંતીઓ હું ને જીવ કહે છે. પરંતુ શ્રીમચ્છંકરાચાર્યજી તો પોતાના "મહાવાક્ય=દર્પણ"—નામના ગ્રંથમાં 'જીવ' તથા 'આત્મા'ને એકજ કહે છે, તેટલામાટે પરમાત્મા તેજ બ્રહ્મ છે. યોગ શાસ્ત્રના જ્ઞાનવડે કરીને હું પણ બ્રહ્મ છું. તે એક, અદ્વૈત, અનામી, અને અરૂપ છે. તે સૃષ્ટિની પૂર્વે હતો, હાલ છે ને ભવિષ્યમાં પણ હશે; માટે તે અનાદિ તથા અનંત છે. ઉપાધિ સહિતનો તે જીવાત્મા, તે સબલ બ્રહ્મ કહેવાય છે, ને તેજ પરમાત્મા પણ છેજ; એટલા-માટે આત્મા અને પરમાત્મા એ બે નામ માત્ર ભિન્ન છે, ને તે શબ્દાર્થથી છે.

વેદાંતમાં મન એજ મુખ્ય છે; કેમકે ઉત્પત્તિ તથા લયનું તેજ મુખ્ય કારણ છે. શરીર અને ઇંદ્રિયોથી પર જે પદ, તેને त्वं=તું, કહે છે, એટલે કે ઐક્યનું જે અસ્તિત્વ, તેને असि=છે, કહે છે. સ્વયંપ્રકાશ—તો પણ અદૃષ્યના અર્થમાં अयं=આ; અહંકારથી તે દેહસુધી વ્યાપ્ત રહેલો જે આત્મા તેને प्रत्यक्=જીવ કહેછે, અને આખી દૃષ્ટ સૃષ્ટિને तत्त्वं=તે તું, એમ કહે છે. બ્રહ્મ પોતાના દૃષ્ટ આકારમાં (વિશ્વરૂપમાં) विराट् કહેવાય છે. નિયમ સહિ-તની જે કુદરત, તેજ ઈશ્વર છે, બ્રહ્મ માત્ર વિરાટ એટલે વિશ્વરૂપથીજ દૃષ્ટ છે, માટે તે વિશ્વને બ્રહ્મતત્ત્વ કહે છે, કુદરતનું કોઇને સંપૂર્ણ જ્ઞાન થાય નહિ, બ્રહ્મનું મૂળરૂપ પણ જણાય નહિ, બ્રહ્મ તેજ આત્મા છે. માયા અને અવિદ્યાથી જીવ વિંટાયલો છે, તેથી જ્યારે તે મુક્ત થાય, ત્યારે તે પરબ્રહ્મ સચ્ચિદાનંદને જોઈ શકે છે.

હવે સનો અર્થ त्वं થાય છે, इ=પરમેશ અથવા બ્રહ્મ; તથા તેનો અર્થ तत् બરોબર છે. स કારથી બ્રહ્મનો વિચાર થાય છે, અને हकार તેજ બ્રહ્મ છે. આત્માને ઓળખવાની પાંચ મુદ્રા અથવા રીતિ છે. ૧ ખેચરી,

૨ ભૂચરી ૩ મધ્યલક્ષ્ય, ૪ ષણ્મુક્તિ, ૫ સ્યાંભવી. આ પાંચ લક્ષણો સકારનાં છે, તેવડે કરીને હકાર બ્રહ્મનું જ્ઞાન થઈ શકે છે. વળી रा શબ્દનો અર્થ પણ तत् થાય છે, અને मनो અર્થ त्वं થાય છે. હવે तत् અને त्वं એ બેનો સંયોગ તેના અર્થ असि બરોબર છે, એટલે राम=तत्वं તે તું, અને असि=तत्त्वमसि=તે તું છે. नमः=નમન ને તે त्वं બરોબર છે, અને राम તે तत् બરોબર છે. ત્રણ મંત્રો આર્ય લોકોના મુખ્ય આ પ્રમાણે છે. ૧ सोहं આ મંત્રને અજપા મંત્ર કહે છે. ૨ रामः આ મંત્ર તે રામમંત્ર કે તારકમંત્ર કહેવાય છે. ૩ रामायनमः આને રામ પંચાક્ષરી અથવા તારકમંત્ર કહે છે.

આ હકીકત સમજવા માટે નીચે કોષ્ટક આપવામાં આવે છે—

| મંત્ર | તત્ = તે (આત્મા) | અસિ = છે | ત્વમ્ = તું |
|---|---|---|---|
| ૧ સોહં | હ | (સંયોગ અધ્યાહાર) | સ |
| ૨ રામ | રા | ,, | મ |
| ૩ રામાયનમઃ | રામા | ય | નમઃ |

આ ત્રણે મંત્રોનો એકજ મંત્ર तत्त्वमसि તે તું છે, છે.

જેમ દુધદુધમાં, ને તેલતેલમાં મળી જાય છે, તેમજ આત્માને જે કોઇ ઓળખે છે, તે આત્મારૂપ થઇ જાય છે, જ્યારે ઘડાને ફોડી નાખવામાં આવે છે, ત્યારે તે માહેનું આકાશ અને વાયુ, તે બહારના વિસ્તૃત આકાશ વાયુ સાથે મળી જાય છે, તેમજ ઉપાધિથી મુક્ત થયલો આત્મા, પરમાત્મામાં મળી જાય છે

---

# शंकर चरित्र.

( મળેલું )

( સાંધણ પૃષ્ટ ૨૩૧ થી )

હવે તેમનું ચરિત્ર કેમ થયું તે પુછે છે ભરતખંડની દક્ષિણ દિશે [illegible] કેરલ દેશ છે. વૃષાદ્રિ એટલે વૃષપર્વત છે. તહિ પૂર્ણા નદિને કાંઠે કાલ્પી ના[illegible] ગામમાં વિંધ્યાધિરાજ નામે અગ્નિહોત્ર બ્રાહ્મણ તેનો દીકરો શિવગુરૂ તેપ[illegible] પિતા જેવો થયો, તેની સ્રીથી શંકરે જન્મ લીધો. શંકરને જનોઇ દીધી. શંકર[illegible] વિદ્યા ભણવા લાગ્યા, એવામાં તેમના પિતા સ્વર્ગલોક પામ્યા. માતા એકલી

રહી. શંકરને ઝટઝટ વિદ્યા આવડી ગઈ. શંકરાચાર્યની બાળપણમાંથીજ ચમત્કારિ વિદ્યા વખણાવા લાગી, તેથી કેરલ દેશનો રાજા હતો તેણે શંકરને તેડવા હાથી શણગારીને પ્રધાનને મોકલ્યો. પ્રધાન આવીને બોલ્યો કે રાજા આપનું દર્શન ઈચ્છે છે; માટે આ હાથી ઉપર બેસીને પધારો. શંકર બોલ્યા, કે હું બ્રહ્મચારી છું અને ભિક્ષા માગુ છું, મૃગચર્મ ઓઢું છું, અને ગુરૂની સેવામાં રહું છું; માટે એ સેવા છોડીને મારે રાજા પાસે આવવું યોગ્ય નથી. રાજાએ પોતાની પ્રજાનું પાલન કરવું, એ તેનો ધર્મ છે તે પાળવો એવું સાંભળીને પ્રધાન પાછો આવ્યો. પછી રાજા પોતે શંકરને મળવા ગયો. દશ હજાર સુવર્ણની મોહોરો મૂકીને શંકરને પગે લાગ્યો પોતે રચેલાં ત્રણ નાટક શંકરને આપ્યાં. શંકરે કહ્યું કે વરદાન માગ્ય. તેણે પુત્ર માગ્યો. શંકરે કહ્યું કે પુત્રેષ્ટિયજ્ઞ કરજે પુત્ર થશે. વેદશાસ્ત્રનું વચન પરિપાલન્ કરજે.

શંકર પાસે ઘણા શિષ્યો વેદ જાણતા હતા. શંકરને પરણાવવા તેમના પિતરાઈઓ સારા કુળની કન્યા ખોળતા હતા. શંકર પૂર્ણા નદીમાં સ્નાન કરવા પેઠા તેવામાં મગરે પગ ઝાલ્યો; એટલે પોતે આતુર સન્યાસ લીધો. મગરે પગ મૂકયો એટલે બહાર નીકળ્યા. માને કહ્યું, કે આ ધન છે તે તમારે જીવતાં લગી ચાલશે. આપણા પિતરાઈઓ તમારી સેવા કરશે. ચિંતા નથી, મેં આતુર સંન્યાસ મનવડે લીધો છે માટે હું સન્યાસી થયો છું, હવે મારે પરણવું નથી. માને દુઃખ લાગ્યું ત્યારે તેને જ્ઞાન કહીને પોતે સંન્યાસીઓ સાથે રેવા નદી તીરે જ્યાં ગોવિંદાચાર્ય સન્યાસીઓના આચાર્ય રહેતા હતા તેની પાસે ગયા. ગોવિંદાચાર્યનું પૂજન કર્યું. વ્યાસના પુત્ર શુકદેવ તેની પરંપરાના ગૌડપાદાચાર્ય હતા, તેમના શિષ્ય ગોવિંદપાદાચાર્ય, અને તેમના શિષ્ય શંકરાચાર્ય પ્રરાક્રમી થયા. શંકરને ગોવિંદપાદે દિક્ષા આપી, બ્રહ્મનો ઉપદેશ કર્યો. વ્યાસ સૂત્ર ઉપર ભટ્ટ ભાસ્કરાચાર્યે ભાષ્ય કરેલું હતું તે દેખાડ્યું. ગોવિંદપાદપાસે ઘણા દિન નિવાસ કરી ગુરૂની સેવા કરી, પછી કાશીમાં ગયા. ગોવિંદપાદે કહ્યું કે તું શિવનો અંશ છે; માટે હાલ વેદ માર્ગમાં જે પાખંડ પ્રસરેલાં છે, તેનું ખંડન કર. વેદમાં એક ઈશ્વર કહેલો છે, અને ભેદવાદિઓ જે શૈવ, વૈષ્ણવ, શાક્ત થયા છે; તેમણે જૂદા જૂદા ઈશ્વર કહેલા છે. તેનું ખંડન કરી એક ઈશ્વરનું પ્રતિપાદન કર. મીમાંસક લોકોએ પૂર્વકાંડ વેદનો ઉદ્ધાર કર્યો, પણ ઉત્તરકાંડનો કર્યો નથી; માટે તું ઉત્તરકાંડનો ઉદ્ધાર કર. વિદ્યા શીખવા, કાશી બદ્રિનાથ વગેરે જે પુણ્ય તીર્થ છે, ત્યાં મહર્ષિઓ પાસેથી વેદના ખરા

સિદ્ધાંત શીખ્ય. તને મદદ કરવાને દેવો અવતરેલા છે તે તારા શિષ્ય થશે. ચંપા નગરીનો સુધન્વા રાજા વેદનો ઉદ્ધાર કરવામાં તને સહાય થશે. એ રાજા જો ન થયો હોત તો આજને સમે વેદનું નામ પણ રહેત નહીં, અને બ્રાહ્મણો પણ બૌદ્ધ ધર્મમાં જતા રેહત. પણ એ રાજા ઈંદ્રનો અવતાર છે, અને ભટ્ટાચાર્યનો શિષ્ય છે, તે તને સહાય થશે ઇત્યાદિ શિક્ષાગુરૂની અંગીકાર કરીને શંકર કાશીમાં ગયા. તહિં ચૌલ દેશનો એક બ્રાહ્મણ સનંદન નામે અરૂણનો અવતાર થયો હતો તે શંકરાચાર્યનો શિષ્ય થયો. વિમલ નામના બ્રાહ્મણને ઘેર વિષ્ણુનો અવતાર પદ્મપાદ થયો તેણે સનંદન પછી શંકર પાસે દિક્ષા લીધી. પ્રભાકર નામના બ્રાહ્મણને ઘેર હસ્તામલકાચાર્ય વાયુનો અવતાર થયો. શિલાદનો પુત્ર તોટકાચાર્ય થયો. બૃહસ્પતિનો અવતાર આનંદગિરિ, અને વરૂણનો અવતાર ચિત્સુખાચાર્ય થયો; તથા બ્રહ્માનો અવતાર સુરેશ્વરાચાર્ય એટલે મંડનમિશ્ર થયો.

ગંગામાં સ્નાન કરીને વિશ્વેશ્વરના દેવસ્થાન ભણી શંકર જતા હતા, તહિં માર્ગમાં ચંડાળ બ્રહ્મજ્ઞાની મળ્યો તેનાથી વાત થઈ. પછી તહિંથી શંકરાચાર્ય બદ્રિનાથ તરફ ચાલ્યા. ત્યાં જઈને રૂષિઓ પાસે વિદ્યા ભણ્યા, જ્ઞાન સુણ્યું; પછી ત્યાં બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય કર્યું. દશ ઉપનિષદ્નાં ભાષ્ય કર્યાં. સનતસુજાતીયનું ભાષ્ય કર્યું. નૃસિંહપૂર્વતાપની ઉપર ભાષ્ય કર્યું. ઇત્યાદિ સોળ ભાષ્ય શંકરે રચ્યાં. તે સનંદનને ભણાવ્યાં. શંકરાચાર્ય સામા વાદ કરવાને શૈવ, પાશુપત મતવાળા વાદ કરતા તેનું શંકર ખંડન કરતા. પછી બદ્રિકાશ્રમથી શંકરાચાર્ય દક્ષિણ તરફ ચાલ્યા. પ્રથમ પ્રયાગમાં આવ્યા. તહિં ત્રિવેણી સ્નાન કર્યું, અને તમાલના વૃક્ષ હેઠે બેઠા છે; એવામાં એવી વાત સાંભળી કે કુમારિલભટ્ટાચાર્યે બૌદ્ધોનું મત ખંડન કરીને તેમને મારી નખાવ્યા હતા; તેનું પ્રાયશ્ચિત્ત કરવા બળી મરે છે. એવી વાત સાંભળીને શંકર ભટ્ટાચાર્ય પાસે આવ્યાઃ-

ગંગા યુમનાના સંગમમાં છોડીયાંનો કુંડ કરીને ભટ્ટાચાર્ય વચ્ચે બેઠા હતા, અને છોડિયાં સળગાવ્યાં હતાં; ભટ્ટાચાર્યના શિષ્ય જે પ્રભાકર, મુરારિમિશ્ર, પાર્થ સારથિ મિશ્ર વગેરે ઉભા હતા, તેમની આંખોમાંથી આંસુની ધારા ચાલતી હતી તે જોઇને શંકરાચાર્ય બોલ્યાં. ભટ્ટાચાર્ય બળ્યા નહોતા; તે બોલતા હતા. તેવામાં શંકરે કહ્યું, કે તમો શા માટે બળો છો? ત્યારે તેમણે અથથી તે ઈતિ લગી બૌદ્ધોને જીતવાની કથા કહી, અને બળવાનું કારણ કહ્યું જે શાસ્ત્રમાં લખ્યું છે કે એક પણ અક્ષર દાતા ગુરૂ જાણવો. મેં બૌદ્ધાચાર્યો

પાસેથી તેમનાં આખ્યાન શ્રવણ કર્યાં, પછી તેમનુંજ ખંડન કર્યું છે. શંકર બોલ્યા, કે વેદનો ઉદ્ધાર કર્યો, અને બૌદ્ધોને મરાવ્યા તેથી કંઈ પણ પ્રાયશ્ચિત્ત કરવું નહીં. શ્રુતિમાર્ગના ઉત્થાપકોને તમે બરાબર શિક્ષા કરી, તેમાં શું પ્રાયશ્ચિત્ત છે. પછી ભટ્ટાચાર્ય બોલ્યા, કે તમારૂં આવવું અહીં કેમ થયું. શંકર બોલ્યા, કે તમે વેદનો પૂર્વકાંડ ઉદ્ધાર્યો, પણ ઉત્તરકાંડ વિષે કંઇ પણ કર્યું નહિ તેથી મારે ઉત્તરકાંડનો ઉદ્ધાર કરવો છે. અને તમને જીતવા માટે હું આવ્યો હતો; પણ તમારી આવી આવસ્થા જોઇ હું કંઈ બોલતો નથી. તમે બૌદ્ધોનું ખંડન કર્યું તે સારૂં કર્યું, પણ ઇશ્વરનું વર્ણન તમારા ગ્રંથોમાં નથી, ફક્ત કર્મનુંજ વર્ણન છે; માટે લોકો કેમ કરી તરશે. પછી ભટ્ટાચાર્યે કહ્યું કે મને તો બળવાનીજ આજ્ઞા આપો. મને આયશ્ચિત્ત નથી, તોપણ લોક વિરૂદ્ધ જે મનુષ્ય હિંસાદિ કૃત્ય થયું છે તે બળી મરવાથી મટશે. મારા શિષ્યો મંડનમિશ્રાદિક છે, તેમને તમે જીતો, અને ઉત્તરમીમાંસાનો ઉદ્ધાર કરો. હવે તમો શિવ પધાર્યા—મરણ વેળા માટે મને તારકનો ઉપદેશ કરો. શંકરે તેમને તારકબ્રહ્મનો ઉપદેશ કર્યો. ભટ્ટાચાર્ય પોતે સ્વર્ગે ગયા. મનુસ્મૃતિ આદિક સ્મૃતિઓમાં કહ્યા પ્રમાણે ભટ્ટાચાર્યે પોતે બળી મરવું એવું પ્રાયશ્ચિત્ત કર્યું, પણ શ્રુતિનું રક્ષણ કર્યું તેથી તેમની કીર્ત્તિ અચળ કરી. પછી તહિંથી શંકર મંડન મિશ્રના દેશ તરફ ચાલ્યા. રેવાતીરે માહિષ્મતી પુરી છે, તેમાં મંડન પુરૂષ રહેતો હતો તહિં ગયા. પોતે રેવાતટ ઉપર શિવાલય હતું તેમાં ઉતારો કરીને, પોતાના શિષ્યોને ત્યાં મૂકી મધ્યાન્હ સમયમાં રેવામાં સ્નાન કરીને મંડન પંડિતને ઘેર જવા નીકળ્યા. રસ્તામાં મંડન પંડિતની દાસી મળી તેને મંડનનું ઘર પૂછ્યું; ત્યારે તે બોલી, કે જેને ઘેર મેના પોપટ ફળ આપનાર કર્મ, અને ફળ આપનાર ઇશ્વર એવો વાદ કરે છે તે મંડન મિશ્રનું ઘર. (મીમાંસામાં ફળ આપનાર કર્મ છે અને ન્યાયમાં ફળ આપનાર ઇશ્વર છે એવું લખ્યું છે.) પછી શંકર સ્વામી મંડનને ઘેર ગયા. મધાન્હે તે શ્રાદ્ધ કરવા બેઠો હતો, અને બારણે થઇને દ્વારપાળ અંદર જવા દેતો નહોતો. ત્યારે શંકરાચાર્ય આકાશ માર્ગે થઈ માંહે પેઠા. મંડન પંડિત કર્મઠ હતો, તેણે સન્યાસીને જોઈને મનમાં સારૂ માન્યું નહીં. પછી પૂછ્યું, કે તમે અહિં કેમ આવ્યા? આજ ભિક્ષા કરો. તે બોલ્યા, કે હું તો પંડિતોને ઘેરથી તો વાદનીજ ભિક્ષા કરૂં છું. પછી તેમણે કહ્યું, કે આજ તો મારે ઘેર શ્રાદ્ધ છે માટે કાલે વાદ કરીશું—તમો જમો. પછી શંકરે પોતાના શિષ્યો સહિત તહીં ભિક્ષા કરી.

મંડનમિશ્રની સ્ત્રી સરસ્વતી નામે હતી, તે મહા વિદુષી પંડિતા હતી તે મંડન મિશ્રને એ પ્રકારે પરણી હતી, કે કાશીથી ગયાજી તરફ જતાં માર્ગે શોણભદ્ર નામે નદ આવે છે. એ નદને કાંઠે એક બ્રાહ્મવાસ ગામ હતું તેમાં બ્રાહ્મણો રહેતા હતા. સર્વે વેદ શાસ્ત્ર પારંગત, તે ગામમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ણના લોક રહેતા હતા. તેમનાં બાળ ગોપાળ સર્વે સંસ્કૃત ભાષામાંજ વાતચિત કરતાં હતાં, સર્વે સંસ્કૃત વિદ્યા ભણેલાં તેમાં પણ એક વિષ્ણુમિશ્ર બ્રાહ્મણને ઘેર સરસ્વતી નામે કન્યા હતી તે સર્વે વિદ્યા ભણી હતી. વેદ શાસ્ત્ર, ન્યાયાદિક તમામ ગ્રંથ શીખી હતી. વાદ કરતાં કોઈ માણસ તેને જીતી શકતો નહીં. એની કીર્ત્તિ આખા ભરતખંડમાં ચાલી. યાત્રાળુ બ્રાહ્મણોના મુખથી એવું સાંભળ્યું, જે રેવાતીરે માહિષ્મતી નગરીમાં મંડનમિશ્ર નામે ભટ્ટાચાર્યનો શિષ્ય મહા વિદ્વાન્ છે; તેને કોઇ જીતી શકતું નથી. એજ પ્રમાણે મંડન મિશ્રે પણ બ્રાહ્મણોના મુખથી સરસ્વતીની વાત સાંભળી. પરસ્પર બે જણને મળવાને ઈચ્છા થઇ તથા સરસ્વતીના મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો, કે એજ સ્વામી મારે વરવો. તેમજ મંડનના મનમાં પણ એજ કન્યા પરણવી એવી ઇચ્છા થઇ, પણ બે જણાનો મેળાપ થયો નહીં. તેથી તે બન્યોનાં શરીર સુકાવા લાગ્યાં. મંડનને તેના પિતાએ કહ્યું, કે પુત્ર તું દુર્બળ કેમ થયો, તું વાદ કરતાં કોઇથી હારે એવો તો નથી; માટે હાર્યાથી ચિંતા કરતો હોઉ એવું તો સંભવતું નથી. વળી સ્વભાવથી તું વેદોક્ત સુકર્મમાં સાસક્ત છે, માટે પાપ કર્યાથી ચિંતા થઇ હોય એવું સંભવતું નથી. તારી લોકો સ્તુતિ કરે છે, માટે નિંદાથી ચિંતા થઈ હોય એવું પણ સંભવતું નથી. ત્યારે તું શાથી દૂબળો પડયો છે? પછી મંડને વિચાર્યું કે કહેવાય એવું નથી, પણ પિતા આગળ અસત્ય બોલીશ તો મૃષાવાદનું પાપ લાગશે; માટે સત્ય કહેવું. પછી મંડન બોલ્યો, કે પિતાજી શોણ નદને કાંઠે એક બ્રાહ્મણ વિષ્ણુ મિત્રની પુત્રી વિદ્વાન્ છે, તેને જોવાની મને ઈચ્છા છે. પછી પંડિતનો પિતા સમજી ગયો. અણસારામાં કહેલી વાત હોય તે ઉપરથી પંડિતો તર્ક કરીને વધારે સમજે છે. પછી હિમ મિત્રે બે બ્રાહ્મણો જે વિવાહના કામમાં ડાહ્યા હતા તેમને બ્રાહ્મણવાસ મોકલ્યા. તેવામાં સરસ્વતીના પિતાએ સરસ્વતીને પુછ્યું, કે તું દૂબળી કેમ થઈ? પછી તે બોલી, કે માહિષ્મતીમાં હિમ મિત્ર પંડિતનો પુત્ર વિશ્વરૂપ છે. તે મહા પંડિત કોઈથી જીતાતો નથી. તે ભટ્ટાચાર્ય પાસે વિદ્યા ભણયો છે. તેનું નામ વિશ્વરૂપ છે પણ તેણે વેદનું મંડન કર્યું તેથી તેનું નામ મંડન-

મિશ્ર પંડિતોએ પાડયું છે. એના ચરણરજની સેવા કરવાને મને ઇચ્છા છે. એવામાં બે બ્રાહ્મણો આવી પહોચ્યા. તેમણે સરસ્વતીના બાપને કહ્યું, કે તમારી પુત્રી મંડન મિશ્રને પરણાવશો. તેણે પોતાની સ્ત્રીને પુછ્યું ત્યારે તેણે કહ્યું, કે રૂપ, કુળ, વિદ્યા વય, વિત્ત અને સદ્ગુણ જેમાં હોય એવો વર જોવો. તો એમાં એટલાં હોયતો મારી ઇચ્છા છે. પછી તેણે પુત્રીને પૂછ્યું, પુત્રીને જ ગમતું હતું તેજ થયું એટલે હા કહી. પછી જોશીઓને બોલાવી મુહુર્તનો દિવસ ઠરાવીને પત્ર લખ્યો, જે આજથી એક માસમાં અમુક દિવસે લગ્ન નિર્ધાર્યું છે. "વિશ્વરૂપ નામે વરાય સરસ્વતી નામ્ની કન્યા દાસ્યામિ" એવું લખીને બ્રાહ્મણોને મોકલ્યા. પછી જાન તૈયાર કરી હિમમિત્ર ચાલ્યા. વિશ્વરૂપને મધુપર્ક આપીને મંડપમાં તેડયા. તહિ હિમમિત્રનો દીકરો વિશ્વરૂપ વિષ્ણુ મિશ્રની દીકરી સાથે પરણ્યો. તે વેળે વાદિત્ર વાગ્યાં ને ધોળ મંગળ ગવરાવ્યાં. વળાવતી વેળે સરસ્વતીની વિમલા માતાએ શીખામણ દીધી. પછી તેને વળાવી, તે વિશ્વરૂપને ઘેર ગઈ અને જેવો વિશ્વરૂપ તેવીજ તે શોભી. તેને સુંદર ગુણવાળા બે પુત્ર થયા, તે પણ તેવાજ થયા.—

[અપૂર્ણ.]

## केशव विरहाष्टक.



( મળેલું )

### સોરઠા.

કેશવ મન ગંભીર, જોતાં કયાંય જડે નહી;
એવો સાચો વીર, લાખોમાં કોકજ જડે. ॥ ૧ ॥
તારી કવિતા એજ, સવિતા સમ જગમાં દિસે;
ખટકો મનમાં રેજ, કેશવકૃતિ છાપી નહીં. ॥ ૨ ॥
પ્રમાણિક થઈ આપ, જગમાં નિશ્ચય વિચર્યા;
પ્રસિદ્ધિની પણ છાપ, આપે અંગે મેળવી. ॥ ૩ ॥
સદાચરણમાં છેક, વિવેકમાં પણ એકછો;
એવો કેશવ એક, જ્ઞાતીમાં નીરખ્યો હતો. ॥ ૪ ॥
ભલપણનો જે મેર, દૂર કરી ચાલી ગયો;
વરસ્યું તેથી ઝેર, મેર મરી ગઈ તે વડે ॥ ૫ ॥

એક પતિવૃત નાથ, પતિને માટે ગયો.
યમથી ભીડી બાથ, છોડાવ્યો છુટયો નહીં. ॥ ૬ ॥
આવ્યા વિવા કાજ, હર્ષાશ્રુ પાડયાં તમે;
હૃદયેં બળતાં આજ, શોકાશ્રુ પાડયાં અમે. ॥ ૭ ॥
ફાગણ શુદની બીજ, કાળ રાત્રી સમજે હતી;
યમ ગણની જે ખીજ, તેજ દિવસ પુરી થઈ. ॥ ૮ ॥
બાવન કેરી સાલ, ચડચડ થઈ હૃદયેં બળે;
મિત્રમણી ને હાલ, ગુમાવીને પાછા વળ્યા. ॥ ૯ ॥

સુ. વઢવાણ. સં. ૧૮૫૨ ફા. શુ. ૬ ગુરુ. વી. સે. નંદરામ લીલાધર.

---

## पंडित भगवानलाल इंद्रजीनी १८७१ नी मुसाफरी.

( સંબંધ પાને ૨૩૭ થી ).

### પત્ર ૭ મો.

– – – – – – – હું ચોમાસાના ભયથી દિવસ આખો ઘણી મહેનત કરૂં છું. આટાણે રાત્ર છે હું એવી મજેની જગા ઉપર ઉભોછું કે આવો ઉત્સાહ આ મુસાફરીમાં મને કદી મળ્યો નહિ હતો. એક મજેની આશરે ૩૦૦ ફુટ ઉંચી ટેકરી ઉપર સાંચીનાં સ્તૂપ છે. તેને પૂર્વ છેડે નીચે ઉતરવાની જગા આગળ એક ઘરનો ઓરડો છે, તેમાં હાલ એક નાનું શિવલિંગ બેસારેલું છે, અને આગળ સુંદર ચોરસ છત્રી છે, અને બાજુએ એક સ્વાભાવિક પણ મજેની ગુફા છે. ત્યાં કોઇ લોકની ગડબડાટ નથી, તેવી જગ્યાએ ઉતર્યો છું. આ જગાની આગળની છત્રીમાં બેઠો બેઠો પૂર્વ દિશા તરફ નજર કરૂંછું તો મેદાનની વચ્ચે સુંદર વેત્રવતી નદી વહે છે. તે એક રૂપેરી રેલાજેવી દેખાય છે, અને મહુડાં તથા આંબાનાં જંગલોથી જગે જગે ખેતરોની બાજુએં લીલાડો રમી રહ્યો છે. ઉત્તર-પૂર્વ દિશા તરફ ભીલસાની પાસેંનો ડુંગર જેને મેઘદૂતમાં વિદિશાની પાસેંનો નિચયગિરિ લખેલ છે તે દેખાય છે, અને નીચે મારી પાસેંજ આશરે ૪૦૦ ફુટ દૂર અને મારી રહેવાની સપાટીથી આશરે ૧૫૦ ફુટ નીચી સપાટી ઉપર સાંચી નામનું નાનું ગામડું આશરે ૪૦ ઝુપડાંનું વસે છે. હું કાલ રોજ અહીં સાંજરે આવ્યો છું, અને તેજ વખતે અહીં આવી સામાન ઉતરાવી સ્તૂપ જોઈ આવ્યો, અને આજરોજ સહ-

વારમાંથી ૯થ વાગાસુધી સારી પેઠે તપાસ કરી, જમવા આવ્યો, જમીને પાછો તરતજ સ્તૂપ પાસે ગયો, અને પાંચ નાના નાના તથા એક મોટા-ચંદ્રગુપ્તના વખતના લેખની નકલ કરી. - - - - - - - - - - - - - -

તા૦ ૨૪-૫-૭૧.

પત્ર ૮ મો.

હું ભીલસેથી ઐરન ૨૦ કોસ છે ત્યાં ગયો હતો. કાલરોજ ભીલસે પાછો આવ્યો છું. વરસાદ ઘણો થયો છે. ગાડાં ચાલે તેમ નથી માટે થોડો બંધ થયે પાલખી અને ઘોડાની તજવીજ કરૂં છું. અહીંથી સોહાગપુર ૩૦ કોસ છે, ત્યાંના સ્ટેશનથી રેલમાં બેસી જબલપોર જઈશ: માટે પત્ર લખો તે જબલપોર લખજો મને ઐરનમાંથી અને ઉદયગિરિમાંથી નવા લેખો મળ્યા છે. વિસ્તારથી પછી લખીશ - - - - - - - - - - - - ઉ૦ન/

પત્ર ૯ મો.

બનારસથી લા. ભગવાનલાલ ઇંદ્રજીના આશિર્વાદ, હું કાલરોજ સાંજરે બનારસમાં આવ્યો છું. ભીલસેથી સોહાગપુર ૩૦ કોસ છે. ત્યાં પહોંચવાને આઠ દિવસ લાગ્યા. રસ્તે વરસાદ ઘણો થયો, ૨૦ ભોંઇ કર્યા હતા, તે મા ડોલી અને ફોટોગ્રાફની પેટી ઉપાડી લાવ્યા. બે ઘોડા સામાન લાવવાને કર્યાં હતાં, અને ૧ ઘોડું મારે બેસવાને કર્યું હતું. આ મહીનો મને ધારવા કરતાં વધારે ખરચનો થયો હતો. હાલ મારી પાસે ૧૫૦ રૂપિયા છે, તેથી ખુટશે ત્યારે થોડા રોજ ઉપર હુંડી લખીશ, લક્ષ્મીનારાયણ કવીશ્વરે તમોને ભારતના પુસ્તક માટે લખેલું છે તે બને તો કોઈ મારફત તેની કિંમત પુછાવી મને લખશો.

હાલ હું ૨-૩ રોજ માટે બાબુલાલ ચોખાની જગ્યામાં રહ્યો છું. સારી જગ્યો ગોતું છું તે મળ્યેથી રહીશ, ત્યારે તમોને લખી જણાવીશ. - - -

બનારસ, તા૦ ૨૯-૬=૭૧.

પત્ર ૧૦ મો.

- - - - - - - - - - - - - -

ધારા નગરી. ભોજરાજાની પ્રખ્યાત ધારાનગરી હાલ થોડી ઉંચાઈવાળા ધૂળિયા કિલ્લાની અંદર આશરે ૪૦૦૦ માણસની વસતીનો કસ્બો છે. તે દક્ષિણના પરમારોને તાબે છે, અને આશરે ૮૦૦૦૦ રૂપિયાની ઉપજના મુલકની રાજ્યધાની છે. પણ તેના પ્રાચીન વખતના રાજ્યનો વિસ્તાર ઘણો મોટો હતો. બુંદેલખંડ, મારવાડ અને ગુજરાતની સાથે તેના રાજ્યની

સીમા સેળભેળ થઈ ગઈ હતી; તેથી એ મોટા પ્રદેશની રાજ્યધાની કંઇ હાલના નાના કસ્બાના જેવી ન હોવી જોઇએ; તેમ ત્યાંના ભોજરાજાની ઉદારતા અને વિદ્યાનો આખાદેશમાં આજ સેંકડો સુધી સરખી તારીફ થતી આવે છે; અને એ રાજા તથા તેની પછીના ઉદાર ઉદયાદિત્ય રાજાના વખતમાં બંધાવેલાં સુંદર દેવાલયો માળવામાં દેખાય છે, તો પોતાની રાજ્યધાનીમાં કરવાને કસર રાખી હોય એમ પણ સંભવતું નથી; પણ હાલની ધારામાં આપણને કંઈજ દેખાતું નથી. એનું મૂળ કારણ જુલમી મુસલમાનો છે. એ ઉપરથી મેં મુસલમાનોની મસીદો ધારમાંની તપાસી, તેમાં કમાલ મોલવી કરી એક મોલવીની મુકરબાની પાસે મસીદ છે, તેને અધાપિલોકો ભોજરાજાની પાઠશાળા કહે છે. એ જોવાથી મને ધારાનગરીની પ્રાચીન સ્થિતિની મોટાઇ અને ખાણોની ખાતરી થાય તેવી નિશાનીઓ મળી.

આ મસીદ હિંદુનાં ઘણાં દેવાલયો તોડીને બનાવેલી છે. તેમાં ઘણા [illegible]રીગરીના હિંદુઓના દેવળના છે તે ઉપરની માત્ર મૂર્ત્તિઓનેજ
સ્તંભો [illegible] નકશી તેમને તેમ છે. એ સ્તંભો અને મસીદની છત
તોડી ના[illegible] માકો [illegible] ગુંબજો આપણને પ્રખ્યાત ધારાનગરીના નામને
ઉપરના સુંદર નકશીદાર [illegible] પણર આપે છે. તે સિવાય મોટા મોટા કાળા
છાજે તેવાં દેવળો હતાં તેની [illegible] અતિ સુંદર અક્ષરોથી કોરેલા ત્રીશથી
સુંદર ઘસીને [illegible] કીધેલા પથ્થરો ઉ[illegible] [illegible]ની સંસ્કૃત
વધારે લેખોમાં લખેલી સુંદર સંસ્કૃત અને પ્રાકૃત કવિતાઓ [illegible]
વિદ્યા અને કવીઓની તારીફની સારી સાહેદી આપે છે; અને મસીદના સ્તંભો
ઉપર સુંદર વ્યાકરણના ધાતુઓનાં કોષ્ટકો અને પ્રયોગો આદિ કોતરેલાં છે.
એ સંસ્કૃત પાઠશાળાની સાહેદી નિઃસંદેહ દેખાડે છે; અને તેમાં સ્તંભો ઉપર
ભોજ અને ઉદયાદિત્યના નામો છે, એ ભોજની વિદ્યાની ચાહનાની અને તેના
વખતમાં તે પાઠશાળા હતી એવી ખાતરી આપે છે.

પણ એ સઘળું જોઈને આનંદને બદલે એટલોતો મને ખેદ થયો કે તે હું કહી શકતો નથી. ૩૦ કરતાં વધારે સુંદર લેખો, ને સઘળા ઉપરના લેખોની સંખ્યા કરીયે તો ૪૦૦૦ આશરે શ્લોક થાય તેવા લેખો જુલમી મુસલમાનોએ સાફ ઘસી નાખીને જમીન ઉપર પાથરેલા છે. તે એટલા તો ખરાબ થયા છે કે તેમાંની એક પંક્તિ પણ વાંચી શકાય તેવી તો રહી, પણ શબ્દ વાંચવાને પણ મોટી પંચાયત છે. માત્ર અક્ષરો કંઈ કંઈ વંચાય છે તેન ખુબી અને તેના કોરનારની શિલ્પવિદ્યા વખાણવા લાયક છે. લેખો મ મોટા મોટા છે. તેમાંના કેટલાએક સાત ફુટ કરતાં વધારે પોહોળાટીથ લાંબા છે. આ લેખો સાબીત હોત તો પરમારવંશની અને ધાઆશરે ૪ ઈતિહાસ તેમાંથી મળત.

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૪ મું. આશ્વિન, સંવત્ ૧૯૫૨. અંક ૭ મો.



॥ यतो धर्मस्ततो जयः ॥

## आ संसारमां तारुं कांईज छे नहि.

( ભળેલું )

"द्रव्याणिभूमौ पशवश्च गोष्ठे
भार्या गृहद्वारिजनःश्मशाने ।
देहश्चितायां परलोकमार्गे
कर्मानुगो गच्छति जीव एकः ॥"

('तात्पर्यार्थ. पद–ठुमरी.)

" जुठुं जुठुं जीवित खरुं जाणमारे " ए राह.

तारुं छे नहि, कशुंए आ संसारमांरे,
आ संसारमांरे, लेतुं विचारमांरे. तारुं० टेक.
तारुं नथी ते मान्युं मारुं, ते शुं लीलुं करशे तारुं;
नथी आवनारुं कंई संग करारमांरे. तारुं० १
गायो भेंशो आदि गोंदरे, रे'शे द्रव्योभूमि ओदरे;
भले वैभवो भरेल छे भंडारमांरे. तारुं० २
प्यारी सारी तारी नारी, नयनकटाक्षोने करनारी;
रे'शे बांहि पसारी, गृहना द्वारमांरे. तारुं० ३
स्वज्ञाति कुटुंबना कहावे, स्त्रीओ चकलालगी वळावे;
पुरुषो श्मशान सुधी आवे, वेवारमांरे. तारुं० ४
विशेष व्हालपमां छे न मणा, एवुं तन अवयव अति नमणा;
ए पण रे'शे अग्नितणा अंगारमांरे. तारुं० ५

१ स्वामी. २ सुंदर.

ને નિર્ગુણી છે. પણ વચ્છને જોતાં જેમ ગાયને સ્વતઃ દુગ્ધધારા ઝરે છે તેમ પુરૂષને જોતાં પ્રકૃતિ સ્વતઃ ત્રણ ગુણવાળી થઈ દ્રવે છે; પુરૂષમાં ગુણ નથી.

**૧૧ आत्मा दूरमांदूर छे ने पासेमां पासे छे. सूक्ष्ममां सूक्ष्म छे ने महत्‌मां महत् छे.**

બ્રહ્મજ્ઞાની પુરૂષો જેઓ આ સંસાર યાતનાથી મુક્ત હોઈ બ્રહ્મચિંતનમાંજ મસ્ત રહે છે તેમનેતો આત્મા પાસેમાં પાસે છે. પણ આપણા જેવા અજ્ઞજનો જેઓ સંસારની વિકટ જાળમાં લુબ્ધ છે, બ્રહ્મસ્વરૂપનો કદિપણ વિચાર કરતા નથી તેમનેતો દૂરમાંદૂર છે. વળી તે સ્વરૂપ જો જાણવામાં આવેતો સર્વ વ્યાપ્ત છે, મોટામાં મોટું છે. ને અંધારે આથડનાર અજ્ઞાનીઓને તો સૂક્ષ્મમાં સૂક્ષ્મ—રસાયન શાસ્ત્રીઓ આણુની કલ્પના કરે છે તેથી પણ સૂક્ષ્મ છે.

**૧૨ आ स्वरुप जाण्युं क्यारे कहेवाय ?**

વેદાંત પરિભાષાના શબ્દો મિથ્યા ઉચ્ચાર કરવાથી કે અજગરવૃત્તિ ધારી, સંસાર ત્યાગ કરી બેસવાથી આ આત્મસ્વરૂપ જાણ્યું ન કહેવાય પણ જ્યારે કીટ ભ્રમર ન્યાયે તદ્રૂપ થવાય ત્યારેજ જાણ્યું કહેવાય. એક શ્રુતિ કહે છે કે જે જાણ્યું કહે છે તેણે જાણ્યું નથી ને જેણે નથી જાણ્યું તેણેજ જાણ્યું છે. આમાં કેટલો બધો મર્મ સમાયો છે? જે માણસ જાણ્યું કહે છે તેને સવાલ કરો કે તમે જાણ્યું તો શું જાણ્યું? પોતાનાથી જો ભિન્ન સ્વરૂપ હોયતો જાણવાનું હોઇ શકે પરંતુ જ્યાં જ્ઞાન, જ્ઞાતા અને જ્ઞેય એ ત્રિપુટીનો અદ્વૈત છે ત્યાં જાણ્યું એમ કહેવું અસત્ પ્રલાપ છે.

ब्रह्मा सशिवः सेन्द्रः सोऽक्षरः स्वराट् ॥
सविष्णुः सप्राणः सःकालाग्निः सचंद्रमाः ॥ १ ॥
सएव सर्वमद्भूतं यश्चभव्यं सनातनं
ज्ञात्वा तं मृत्युमत्येति नान्यःपन्था विमुक्तये ॥ २ ॥
अनेन ज्ञानमाप्नोति संसारार्णव नाशनं
तस्मादेवं विदित्वैनं आत्मानं पदमश्नुते ॥ ३ ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः
ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्ण मुदच्यते ॥
पूर्णात्पूर्ण मादाय पूर्णमेवावशिष्यते ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः

લ૦

જગજીવન કાળિદાસ પાઠક,

મેહેતાજી શાળા કંડોરણા.

# आर्या शतद्वयी.

( ભજીતુ )



( સંબંધ પાને ૨૫૦ થી ).

विषयानुरागवन्हे र्ज्वालामालाभिरा कुलीभूतः ॥
त्वत्करुणामृतसरसी मपगतभाग्योलभे किमहम् ॥ ९६ ॥

વિષયાનુંરાગ રૂપ અગ્નિની જ્વાલાની માલાથી આકુલ થયેલો હુંભાગ્ય વિનાનો હોવાથી આપની કરુણારૂપ અમૃતની તળાવડીને શું પામું ? ॥ ૯૬ ॥

मोहमहेभविलासादासादित भूरिकलुषभावायाम् ।
कथमिह हृदयसरस्यां शांतिमृणाली समुल्लसति ॥ ९७ ॥

મોહરૂપ મોટા હાથીના વિલાસથી ડોળાઇ ગયેલી હૃદયરૂપ તળાવડીમાં શાંતિરૂપ કમલિની કેમ ખીલે ? ॥ ૯૭ ॥

सततं हर्षविशादैर्बाष्पैः पिहिते हृदादर्शे ।
जगदानंदनिदानं स्फुरतिकथंते मनोहरामूर्त्तिः ॥ ९८ ॥

નિરંતર હર્ષ શોકથી અને આંસુથી ઢંકાયેલા ( છવાઈ ગયેલા ) હૃદયરૂપ અરીસામાં જગતના આનંદના કારણરૂપ આપણી મનોહરમૂર્ત્તિ કેમ સ્ફુરે ? ॥ ૯૮ ॥

विषयामिषलवलोलुप मानसमीनस्य दैवहीनस्य ।
स्मरणमपितंनुवेलं घटतामिहमे कथं कारम् ॥ ९९ ॥

ભાગ્ય વગરનો અને વિષયરૂપમાંસના લેશમાં જેનું મનરૂપ મત્સ્ય લોભાયમાન છે એવો હું તેને આપનું પ્રતિક્ષણ સ્મરણ પણ કેવીરીતે ઘટે ? ॥ ૯૯ ॥

जडविषयैकप्रीतिः सहसैवोद्धृत्यचित्तवृत्तिर्मे ।
शफरीवदेवसहते कर्तुंमेमाजडेभवति ॥ १०० ॥

મત્સ્ય જેમ જડ એટલે જલરૂપ વિષયમાંજ એક પ્રીતિને તુરત છોડી દઈને અજડ એટલે જલથી જુદા પદાર્થમાં કરવાને સમર્થ નથી તેમ મારી ચિત્તવૃત્તિ જડ એટલે મિથ્યા વિષયમાં એક પ્રીતિને તુરત ખેંચી લઇને અજડ એટલે ચેતન રૂપ આપમાં કરવાને સમર્થ થતી નથી. ॥ ૧૦૦ ॥

शतधाचित्तमृगोयंविद्धः कामादिभिर्व्याधैः ।
त्वत्स्मृति लतिकाछायां यातुशक्नोतिमोह घर्मणिकिम् ॥ १०१ ॥

મોહરૂપ તડકામાં કામાદિ પારધીઓથી અનેક પ્રકારે વીંધાએલો આ (મારો) મનોમૃગ આપના સ્મરણરૂપ લતાની છાયામાં જવાને કેમ સમર્થ થાય! ॥ ૧૦૧ ॥

तृष्णावासा भ्रमितं चेतोतिदुराप वीथीषु ।
लभते नावसरं हा क्षणमपिचरणैः तवस्मर्तुम् ॥ १०२ ॥

તૃષ્ણારૂપ વીતોળીઆએ દુઃખેય ન મળે એવા માર્ગોમાં ભમાવેલું (મારૂં) ચિત્ત, આપના ચરણોને સંભારવાને લેશ પણ અવસર પામતું નથી!॥ ૧૦૨ ॥

राक्षसकदनश्रांतः सुचिरंकामादिराक्षसक्रीतम् ।
भीतःश्रमादिवपुनः सजसि मन्मनोगहनं ॥ १०३ ॥

ઘણા કાલથી કામાદિ રાક્ષસોએ લઇ લીધેલા આ મારા મનરૂપ વનને રાક્ષસોને મારીને થાકી ગયેલા આપ શું ફરીને શ્રમ પડવાની બીકથી છાંડી ઘોછો? ॥ ૧૦૩ ॥

कामादिकंटकवर्ती द्युतिकठिनांमेमनो वनक्षोणीम् ।
स्वप्नेपिनेच्छसीमां युक्तंवनवास दृष्टकष्टोसि ॥ १०४ ॥

કામાદિક કંટકવાળી અને તેથી ચાલવામાં કઠણ પડે એવી મારા આ મનરૂપ વનની ધરતીને આપ સ્વપ્નમાં પણ ઈચ્છતા નથી તે યોગ્ય છે, કેમકે વનવાસના કષ્ટ આપે જોએલ છે. ॥ ૧૦૪ ॥

हृदयांबरेमदीये, सततं दुर्वासना कुहूरात्रौ ।
कथमिव मुक्तकलंकः स्फुरसि श्रीरामचंद्रत्वम् ॥ १०५ ॥

હે રામચંદ્ર! નિરંતર કષ્ટ વાસના રૂપ અમાસ્યાવાળી રાતવાળા મારા હૃદયરૂપ આકાશમાં કલંક વગરના આપ કેમ કરી સ્ફુરો? ॥ ૧૦૫ ॥

मोहांधकार घोरेऽकीर्णेकामादि कौशिकैरशुभैः ।
हृदयांबरे रघुपते चिद्भानुस्त्वं कथं स्फुरसि ॥ १०६ ॥

હે રઘુપતિ! મોહરૂપ જેમાં અંધકાર છે અને અશુભ એવાં કામાદિક વિકારરૂપ ઘુડપક્ષીથી વ્યાપ્ત એવા હૃદયરૂપ આકાશમાં ચેતનસ્વરૂપ સૂર્ય કઇ રીતે સ્ફુરો! ॥ ૧૦૬ ॥

व्यामोहमेघमलिने सततं दुर्बुद्धिविद्युदाकुलिते ।
श्रीराम राजहंसः कथमिव शोभेत मन्मनो गगने ॥ १०७ ॥

વ્યામોહરૂપ મેઘથી મલિન, અને નિરંતર દુર્બુદ્ધિરૂપ વીજળીથી વ્યાપ્ત, એવા મારા મનરૂપ આકાશમાં શ્રીરામચંદ્રરૂપ રાજહંસ કેમ શોભે? ॥ ૧૦૭ ॥

दुर्वासना कुलटया, कामादिविटै र्निरंतरा क्रीते ।
युक्तं नेच्छसिरंतुं राघत्र मत्स्वांत पर्यंके ॥ १०८ ॥

હે રાઘવ! દુર્વાસના રૂપ કુલટા અને કામાદિક ભડવાથી નિરંતર લઇ લીધેલા મારા હૃદયરૂપ પલંગમાં રમવાને ઇચ્છતા નથી એ યોગ્ય છે! ॥ ૧૦૮ ॥

रक्षपुरमिवदत्तं राजेंद्र विभीषणाय मोहाय ।
प्रविशासिहा किंकरवै नैतश्चेतपुरंराम ॥ १०९ ॥

હે રાજેંદ્રરામ! વિભીષણને આપેલી લંકામાં જેમ આપ નથી પેઠા તેમ (મેં મોહને આપી દીધેલા) આ ચિત્તરૂપ નગરમાં આપ પેસતા નથી. અરે હું શું કરૂં? ॥ ૧૦૯ ॥

साहंकारभुजंगे परितो दुर्वासनामयोच्छिष्टे ।
लूतातंतुभिरभितःकीर्णे क्लेशैरसंस्त्कृते सुचिरं ॥ ११० ॥
ज्ञानप्रदीपहीने रजसातमसा च संतताकुलिते ।
उग्रातिकृष्णतृष्णानार्या नार्यों कृते सततम् ॥ १११ ॥
सतिकुत्सितैरतृप्तैर्नीते कुत्सामयींद्रियैः शिशुभिः ।
आकारितोपिराजन युक्तं नायासि मन्मनोभवने ॥ ११२ ॥

અહંકાર રૂપ જેમાં સર્પ છે ચારેકાર દુર્વાસના રૂપ રોગે અપવિત્ર કરેલ ભોગવેલ, લૂતા રોગની રેખાથી વ્યાપ્ર, કલેશોએ અત્યંત મલિન કરેલ જ્ઞાનરૂપ દીવાથી રહિત નિરંતર રજથી અનેતમથી નિરંતર ભરેલ, નિરંતર ઉગ્ર અને અતિકાળી તૃષ્ણારૂપ નારીએ હલકું કરેલ, અતિ નિંદા કરવા યોગ્ય ઇંદ્રિયોરૂપ અતિ નઠારા અતૃપ્ત છોકરાથી તણાયલ એવા મારા મનરૂપ ભુવનમાં બોલાવ્યા છતાં પણ હે રામ આપ આવતા નથી એ યોગ્ય છે! ॥ ૧૧૨ ॥

म्लानं मोहरजन्या निहतं तृष्णा हिमानीभिः ।
तवचरणार्हणयोग्यं कथमपिनेदं मनःकमलम् ॥ ११३ ॥

મોહરૂપ રાત્રીએ કરમાવેલું અને તૃષ્ણારૂપ બરફના વિસ્તાર વડે હણાએલું આ (મારા) મનરૂપ કમલ શું કોઈ રીતે પણ તમારા ચરણ સેવવાને યોગ્ય નથી? ॥ ૧૧૩ ॥

मोहमहीतललग्नं सुचिरंकामादिमृत्तिका भ्रग्नम् ।
भव दुश्चितैभाविकदा सुवर्णसिंहासनं चेतः ॥ ११४ ॥

મોહરૂપી પૃથ્વીમાં લાગેલું અને અત્યંત કામાદીક માટીથી મેલું થયેલું ચિત્તરૂપ સિંહાસન આપને યોગ્ય કયારે થશે? ॥ ૧૧૪ ॥

भक्तिज्ञान समुल्लसदेला कर्पूर परिमलाकुलितम् ।
त्वच्चरणार्हणयोग्यं चेतः सलिलं कदानुमेभावि ॥ ११५

ભક્તિ અને જ્ઞાનરૂપ શોભતાં એળચી અને કપૂરના સુગંધથી સુવાસિત એવું ચિત્તરૂપ પાણી આપના ચરણને સેવવા યોગ્ય કયારે થશે? ॥ ૧૧૫ ॥

[અપૂર્ણ.]

## अवतार.

( સાંધણ પૃષ્ટ ૨૫૩ થી.)

તદેકાત્માના પ્રભવ વિલાસના ઉપર પ્રમાણે અવતારો કહેવાયા છે. હવે સ્વાંશના ભેદ નીચે પ્રમાણે છે :—

### સ્વાંશ.

| પુરૂષાવતાર | લીલાવતાર | ગુણાવતાર | મન્વંતરાવતાર. | યુગાવતાર. |
|---|---|---|---|---|

પુરૂષાવતારના પાંચ પ્રકાર છે :—

**૧—પુરૂષાવતાર.**

( ૧ ) આદિ પુરૂષ—શબ્દબ્રહ્મ અવ્યક્ત. આને कारणाभिशायिन् કહેછે, એટલે માયારૂપ સાગરમાં વસેલ ચેતનરૂપ પુરૂષ.

( ૨ ). દ્વિતીયપુરૂષ—વ્યક્ત. આને शेषशायिन् કહે છે. તેના નાભિકમલ માથે બ્રહ્મા છે. આ પુરૂષનાં ત્રણ સ્વરૂપ છે. ( ૧ ) कर्त्ता, ( ૨ ) भर्त्ता, અને ( ૩ ) संहर्त्ता. ब्रह्मा, विष्णु અને शिव એજ ત્રણ ક્રમસર છે. આ ત્રણે વ્યક્ત પુરૂષના ગુણાવતાર છે. વ્યક્તને વળી हिरण्यगर्भ, सहस्त्रशीर्ष, विराटपुरुष, गर्भोदकशायी, ઇત્યાદિ પણ કહે છે.

( ૩ ) તૃતીય પુરૂષ विष्णु છે. એ પણ ગુણાવતાર છે. આખી સૃષ્ટિમાં પ્રાણિપદાર્થ માત્રમાં વ્યાપ્ત ચેતન તેજ છે. એજ भर्त्ता છે. તેને क्षीरोदशायी પણ કહે છે.

**૨—લીલાવતાર.**

મત્સ્ય, કુર્મ, રામ, નૃસિંહ, વામન, વરાહ, ઈત્યાદિ અવતારો અમુક અમુક પ્રસંગે સૃષ્ટિના ઉદ્ધારાર્થે પ્રકટ થાય છે.

૩—ગુણાવતાર.

બ્રહ્મા, વિષ્ણુ અને શિવ—ગુણાવતાર છે.

૪—મન્વંતરાવતાર.

બ્રહ્માના એક દિવસમાં ૧૪ મન્વંતરો આવે છે. બ્રહ્માના, ૧ માસમાં ૪૨૦ અને ૧ વર્ષમાં ૫૦૪૦ આવે છે, અને બ્રહ્માનું આખું આયુષ્ય જે તેના ૧૦૦ વર્ષનું છે, તેટલા સમયમાં ૫૦૪૦૦૦ મન્વંતરો આવે છે. આને ૧ કલ્પ કહે છે; અને એ રીતે ૧ કલ્પમાં ૫૦૪૦૦૦ મન્વંતરાવતાર થાય છે.

૫—યુગાવતાર.

પ્રત્યેક યુગનો પણ અવતાર હોય છે. આયુગાવતારને ચાર રંગ હોય છે. (૧) શ્વેત, (૨) રક્ત (૩) પીત, અને (૪) કૃષ્ણ.

આવેશાવતારમાં ભગવાનની શક્તિ કોઇમાં પ્રવેશે છે, તેના પણ બે પ્રકારોછે. (૧) સીધી શક્તિ જાયછે તેને મુખ્ય કહેછે, જેમ કે સનકાદિક, નારદ, પૃથુ, પરશુરામ, શેષ અને અનંત; અને (૨) ગૌણ છે, ને તે ભગવદ્‌ગીતામાં કહ્યા પ્રમાણે ભગવાનની વિભૂતિરૂપ છે.

આ પ્રમાણે અવતાર વિષે સમજ આપેલી છે, તે પરથી જણાય છે કે તેમાં ઘણો ગુમાર્થ સમાયેલો છે.

---

## शंकर चरित्र.

(મળેલું.)

(સાંધણ પૃષ્ટ ૨૬૧ થી.)

શંકરસ્વામી રેવાના તટ ઉપર મહાદેવના દેવલમાં રાત્રી રહીને સવારમાં વિશ્વરૂપને ઘેર ગયા—અને વાદ કરવા લાગ્યા; તેમાં મધ્યસ્થ સરસ્વતીને ઠરાવી. શંકરાચાર્ય હારે તો તેને કહે, અને વિશ્વરૂપ હારે તો તેને કહે; એવું મધ્યસ્થનું કામ છે. શંકરે પ્રતિજ્ઞા કરી, કે હું હારૂં તો શ્વેત વસ્ત્ર ધરૂં. પછી મંડને પ્રતિજ્ઞા કરી, કે હું હારૂં તો પીત વસ્ત્ર ધરૂં. શંકર બોલ્યા, કે વેદના નિંદક બૌદ્ધોને મીમાંસકોએ જીત્યા, અને વેદનો પૂર્વકાંડ ઉદ્ધાર્યો. જૈમિનીયમતને અનુસરીને કર્મ માર્ગજ કેવળ નિરુપ્યો છે; પણ કોઇએ ઉપનિષદો તરફ જોયું નથી. ઉપનિષદોમાં જગત્‌નો કરનાર ઈશ્વર કહ્યો છે. ઈશ્વરઃસર્વભૂતાનાં ઇત્યાદિ વેદ વાક્યો છે. તે ઉપર મીમાંસકોએ કંઇ પણ વિચાર કર્યો નથી. જૈમિની

ઋષિએ કર્મનાં સૂત્ર કર્યાં છે. અને વ્યાસ ઋષિએ જ્ઞાનનાં સૂત્ર કર્યાં છે. એમ કરીને બધા વેદનો ઉદ્ધાર કર્યો છે. જ્યાં લગી જ્ઞાનકાંડ જગત્માં ચાલતું નથી, ત્યાં લગી વેદના એક ભાગનોજ ઉદ્ધાર થયો કહેવાશે. જેમ કાંઈ એક આંખે સુજતું હોય એવું જણાય છે. કર્મ અને જ્ઞાન એ બે નેત્ર બ્રાહ્મણનાં છે, તેમાંથી એક નહોય તો તે કાણો, અને બે ન હોય તો તે અંધ; માટે સર્વ પૂર્વ મીમાંસકો કાણા છે. મને ગોવિંદાચાર્યે કહ્યું છે, કે મીમાંસકોને જીત્યા એટલે જ્ઞાન કાંડનો ઉદ્ધાર થશે. જે કરવા જેવું હતું તે બ્રાહ્મણોએ કર્યું. હવે સન્યાસીઓને કરવા જેવું છે તે સન્યાસી કરશે. પછી મંડનમિશ્ર જૈમિની સૂત્રોના આધાર ઉપરથી ઈશ્વર નથી એવા તર્ક કરવા લાગ્યો. તે વેળે શંકરે વેદ વચનમાંજ ઈશ્વર દેખાડયો. ત્યારે તે બોલ્યો, કે હું ઉપનિષદ્નાં વચનને કર્મનાં અંગ માનું છું, પણ મુખ્ય કર્મનેજ માનું છું. પછી શંકરે જૈમિની સૂત્રમાંજ ઇશ્વરનું વર્ણન કરેલું બતાવ્યું. અને જૈમિની સૂત્રનો જૂઠો અર્થ કરીને જે મીમાંસકોએ ઇશ્વરનું નિરાકરણ કર્યું હતું તે ખંડી નાખ્યું. ત્યારે મંડનમિશ્રે કબુલ કર્યું. પછી બીજો વાદ એવો ચાલ્યો કે—મંડનમિશ્ર બોલ્યો જે માણસો કર્મ કરે છે, તે કર્મ છે તેજ કર્મનું ફળ આપે છે, પણ ઇશ્વર આપતો નથી. એવો અમારો સિદ્ધાંત છે. પછી શંકરે વેદ વચન તથા જૈમિની વચન ઉપરથી એવું બતાવ્યું, કે કર્મ ફળ આપનાર ઈશ્વર છે. કર્મ એ ક્રિયા છે, તેમાં ફળ આપવાની શક્તિ નથી. ફળ આપવું એ જ્ઞાનવાન્નું કામ છે. જેમ કોઇએ હિંસાકર્મ કર્યું હોય, તેને રાજા, કે જે જ્ઞાનવાન્ છે તે કર્મ ફળ આવે છે પણ હિંસાકર્મ કાંઈ તેને ફળ આપતું નથી માટે કર્મ ફળદાતા ઈશ્વર છે. પ્રથમ ઈશ્વરની સિદ્ધિ કરી પછી ઈશ્વર કર્મ ફળદાતા છે; એવી સિદ્ધિ કરી ત્યારે ઈશ્વરને ભજવો એવો ભક્તિમાર્ગ, અને ઇશ્વરને જાણવો એવો જ્ઞાન માર્ગસિદ્ધ થયો. જ્ઞાન માર્ગસિદ્ધ થયો એટલે શંકરાચાર્યે દરેક વ્યાસસૂત્ર જે જ્ઞાન મીમાંસાનાં છે, તેનો અર્થ કરીને શ્રુતિનાં પ્રમાણ આપીને જ્ઞાન મીમાંસા ખરી કરી દેખાડી. અને સરસ્વતીને કહ્યું કે તું સાક્ષી છે માટે ખરું કહે. જો ખોટું હોય તો જલદીથી કહે. પછી સરસ્વતીએ મંડનને કહ્યું, કે પૂર્વે કેટલાએક નિરીશ્વર વાદી યોગી હતા, તેઓ પદાર્થની શક્તિને માનતા હતા પણ ઈશ્વરને માનતા નહીં. તેમનું ખંડન પતંજલિ યોગીએ કર્યું છે. એ તર્ક દર્શનવાળા પણ ઈશ્વરને વેદ ઉપરથી માને છે. અને લોક પ્રમાણ વડે પણ ઈશ્વર છે એવું સિદ્ધ થાય છે. માટે શંકરાચાર્ય કહે છે તે ખરૂં છે. માટે તમારે શંકરનો ઉપદેશ

લેવો. પછી મંડને શંકરાચાર્યનાં વચન અંગીકાર કર્યાં. પણ સરસ્વતી બોલી કે વેદમાં કહ્યું છે કે સ્ત્રી પુરૂષનું અર્ધું અંગ છે, માટે મને જીતો તો મંડનને જીત્યા કહેવાય.

---

## પંડિત ભગવાનલાલ ઇંદ્રજીની ૧૮૭૧ ની મુસાફરી.

( સબંધ પાને ૨૬૨ થી ).

બીજી લાટ મસીદ કરીને ગામની દક્ષિણ તરફ છે. એને લાટ મસીદ કહેવાનું કારણ એ કે ત્યાં બાવીસ ફુટ લાંબો અને અગ્યાર ઈંચ ચોરસ જાડો પોહોળો લોઢાનો સ્તંભ તે મસીદની બાહાર પડેલો છે. આ સ્તંભ કોઇ વખતે દેવળનો ઘંટ ટાંગવાને કે એવાંજ કોઈ કામને માટે કરાવેલો હશે. મુસલમાનોએ એ સ્તંભ મસીદની પાસે ઉભો કીધેલો હતો, તે પાછો પડી ગયલો છે. તેથી એક છેડો આશરે દોઢ ફુટ જમીનમાં છે, અને બીજો છેડો મસીદના આશરે આઠ ફુટ ઉંચા ચોતરા ઉપર લાગેલો છે; તેથી વાંકો ઢળાણવાળો પડેલો છે; માટે ધારના અને તેની આજુબાજુના ગામડાના લોકો જે એ સ્તંભ જોવા આવે છે તેઓ તે સ્તંભ ઉપર બેસીને નીચે ઘસડાતાં ઉતરે છે; અને લોકોમાં એવી વાત છે કે જે એ સ્તંભ ઉપર લપટે તેને ગધેડાંનો અવતાર આવતો નથી; પણ તેઓને માલમ નથી કે થવું ન થવું તો એક કોર, પણ તે ઉપરથી પડતો તુરતજ ગધેડો તો કહેવાય. એ સ્તંભનો નીચેનો છેડો આશરે ૧॥ ફુટ જમીનમાં છે; તે ઉપરથી લોકો કહે છે કે– આ માત્ર ઉપરના ભાગમાં દેખાય છે, એટલોજ બાહેર છે; પણ જમીનમાં તે ઘણો લાંબો છે, અને તેનો છેડો આશરે ૧॥ માઈલ દુર એક વાવ છે તેમાં દેખાય છે. એક અંગ્રેજે તેને ખોદાવેલો હતો પણ તેનો પાર આવ્યો નહિ. આ વાત ત્યાંના દિવાન સુધી સાચી મનાતી હતી!! મેં તે સ્તંભની ખરી માપણી કરવા ખોદાવ્યો તો માત્ર ૧॥ ફુટ જમીનમાં હતો.

ધાર ગામની ઉત્તર પૂર્વ બાજુએ ઉંચી જમીન ઉપર મજબૂત અને મોટો કિલ્લો છે. એ હુસંગશાહગોરીના વખતમાં બંધાવેલો છે. હાલ તેમાં ધારના રાજાનું થોડું લશ્કર રહે છે. ધારની ચોતરફ તળાવો છે. તેઓ આગલા વખતમાં ખોદાવેલ છે. તે એવી યુક્તિથી ખોદાવેલાં છે કે એકનો ગામને જોઇતી પાણીની મદદ થાય અને તે તળાવ ખોદવાની માટીથી ફરતો મોટો

ધૂડકોટ થયો છે. ધૂડકોટ પુરાણી ધારની સીમા બતાવે છે; કારણકે તેટલી જગા સુધી પ્રાચીન ધારાનાં ખંડેરો દેખાય છે; અને એ તળાવો જુના વખતનાં છે, કારણ કે તેમાંના એકનું નામ મુંજ સાગર છે, જે ભોજના દુશ્મન કાકા મુંજના નામથી ઓળખાય છે.

હાલના ધારમાં જે પરમાર છે તે પાછલથી દક્ષિણના મરાઠા પરમાર છે. હાલના રાજાની આશરે ૨૪ વર્ષની ઉમર છે. રંગે કાળો છે. મોઢું અને દેડ સુધી તેની ઉંમરને લાયકના છે પણ તેના હાથ પગ ઘણા ટુંકા છે. આપે વામનસ્વરૂપ કેટલા એક દીઠા હશે. તેઓએ ઘણું કરી એક સરખાજ કદના હોય છે, તેવા છે. પણ અક્કલવાળા અને વિવેકી છે. સંસ્કૃત પાઠશાળા અને અંગ્રેજી સ્કુલઆદિ સ્થાપ્યાં છે, અને પોતાને પણ ભણવાની હોંશ છે. અશાડ, વદિ ૪.

ધારમાં હું ગામથી બહાર ધારેશ્વર મહાદેવની જગામાં ઉતર્યો હતો. મારી ચોકી સારૂ ધારના રાજાની તરફથી ત્રણ સીપાઈઓ આવતા હતા. ધાર આખામાં સારી હાલતવાળા મુસાફરને ઉતરવાની જગા એજ છે. ત્યાં કંઈ બીક નથી, તોપણ શિષ્ટાચાર વાસ્તે સીપાઇ મોકલતા. હું ધારમાં ત્રણ દિવસ રહી ચોથે રોજ રાત્રે ૧૧ વાગે ચાલ્યો. ધારની સરકારથી મને મૂકવાને એક સીપાઇ અને એક સ્વાર આવેલા હતા. ધારથી છ કોસ મોડવગઢ થાય છે અને તે ધારના રાજ્યમાં છે. તે જોવા સારૂ ગયો, માટે મારા જવા પેહેલાં ધારના રાજા સાહેબે એક મુત્સદ્દીને મોડવગઢ મારી સરભરા કરવા આગળથી મોકલ્યો હતો. હું બીજે દિવસે સહવારના ૧૧ વાગે મોડવગઢ પોંહોચ્યો.

## પત્ર ૧૧ મો.

કાલ તમોને પત્ર લખ્યા પછી પંડિત બાપુદેવજી મને મળ્યા. તેઓએ એક ખેદકારક ખબર દીધા કે ડાકટર ભાઉ સાહેબ સ્વર્ગવાસી થયાના ખબર મેં આશરે ૧૨ દિવસ ઉપર હરિશ્ચંદ્રને મોઢેથી સાંભળ્યા છે. આ વાત સાંભળી હું ઘણોજ આશ્ચર્ય થયોછું, કારણ કે થોડા દિવસ ઉપર એટલે તેની કહેલી મુદત પછી તો આપનો કાગળ મળ્યો છે, તેમાં કંઇ સમાચાર નથી; માટે એ વાત ઉપર મને કંઈ ભરોંસોનથી; તોપણ મારા ચિત્તમાં સંદેહ પોહોચવાથી આપને તસ્દી આપું છું કે આ પત્ર પહોંચતાં તુરત પત્ર લખશો, અને આવી વાત ઉડવાનું કંઈ કારણ સૂઝે તો તેપણ લખશો. પ્રથમ પણ એક વખત એવું કોઇએ ઉડાડેલું હતું તે જુનાગઢ સુધી મેં સાંભળ્યું હતું. મને શંકા રહે છે કે

વખતે ખેદકારક સમાચાર જાણી આપે લખેલા ન હોય–ઈત્યાદિ હજારો કલ્પના થાય છે.

જુલાઈ ૧૮૭૧. ભગવાનલાલ ઇંદ્રજી.

## પત્ર ૧૨ મો.

– – – – – – – – – – – – – – –

મોડવગઢ એ ધારથી આશરે ૧૪ માઈલ દૂર છે. એથી અશરે ૧ માઈલ દૂર એક નાલછા કરી નાનો કસબો છે. તેની બાહેર મોટા સુંદર બાંધેલાં અને સ્વચ્છ જળથી ભરેલાં બે તળાવ છે. ગામથી મોડવના કિલ્લા તરફ જેમ જેમ જઇયે છિયે તેમ તેમ મુસલમાની મુકરબા આપણી નજરે પડે છે, અને સુંદર ઝાડીનું જંગલ આવે છે. એ મુકરબામાં સુંદર સંગેમરમરની કબરો અને ફરસબંધી છે, અને મુકરબાઓ પણ મોટા અને નાના કદના કીધેલા છે. તેમાંના કેટલાકમાં તેની અંદર દટાયલા પુરૂષના નામનો નોંધ છે, અને કેટલાએકમાં નામ નથી, જેથી કોઈ તેને જાણતું પણ નથી. કોઇ વખ્તે તેમાં સૂનારા ઘણી મગરૂરીથી ચાલતા હશે, અને તેની મુલાકાત લેવાને પણ ઘણી મુશ્કેલી પડતી હશે. એવા લશ્કરી, દરબારી અને ધર્મના અમિરો ગણાતા હશે. અને તેઓની જીભોના માત્ર ઈસારામાં સેંકડો હીંદુઓનાં મૃત્યુ થયાં હશે! તેઓની કીર્ત્તિનો નાશ જલદી થઈ ગયો છે. – – – – – – – – – – – – – –

જ્યારે કિલ્લાની પાસે આવી પહોંચિયે છિયે ત્યારે ઉંડી ખાહીમાં ઉતરવુ પડે છે. અહીંથી સુંદર રસ્તો બાંધેલો છે. અહીં હાથી, ઘોડા અને સર્વે જનાવરો જઇ શકે તેવો રસ્તો છે. ત્યાંથી આશરે ૩૦૦ ફુટ ઉંચું ડુંગર ઉપર ચડવું પડેછે. ચડવાને રસ્તો આડો આવેલો છે. તેમાં ત્રણ દરવાજા ઓળંગવા પડેછે, ત્યારે આપણે કિલ્લામાં જઈયે છિયે. ઉપર ગયા એટલે જમીન સપાટ છે. દક્ષિણ-અને પશ્ચિમ તરફ એ ડુંગરાની નીચેનો દેશ ઘણોજ નીચો છે. આશરે ૮૦૦ થી ૧૦૦૦ ફુટ નીચો છે. તેમાં આવવાને ડુંગરને ફરતો કિલ્લો છે, તેમાં આવવાને પાંચ દરવાજા છે. સઘળા દરવાજેથી મુશ્કેલીથી માણસ આવી શકે તેવા છે. માત્ર એકજ દરવાજેથી ગાડી આદિવાહન સહિત જવાય છે. આ કિલ્લાની અંદર આવ્યા પછી સેંકડો મોટી મોટી ઈમારતોનાં ખંડેરો પડેલાં દેખાય છે; તેમાં સંગેમરમર અને બીજા સારા પત્થરોના નકસીદાર બાગો જેવામાં આવે છે. મોટાં મોટાં તળાવો અને ટાંકાંઓ છે, તેથી પાણીની તંગી નથી. ઉનાળાના દિવસમાં પણ સુંદર થંડી હવા છે. એ ઉપરથીજ માળવાના

સુબાઓએ મુસલમાની વખતમાં તેને પોતાની મુખ્ય જગા ઠેરવવાને પસંદ કરી હશે. હાલ સઘળી ઇમારતો ઘણું કરીને પડી તુટી હાલતમાં છે. એ વિષે પાછળથી લખીશ.

૧૯--૭--૭૧.

### પત્ર ૧૩ મો.*

---

### પત્ર ૧૪ મો.*

---

### પત્ર ૧૫ મો.*

---

### પત્ર ૧૬ મો.*

---

મોડવગઢ.- હું ધારથી મોડવગઢ ગયો. મોડવગઢનો કિલ્લો ઉજડ છે, અને તેમાં થોડાંજ ઝુપડાં વસે છે, પરંતુ તેમાં પડેલાં ખંડેરો અને મોટી મોટી ઇમારતો હજી જે ઉભેલી છે તેના દમદમામ અને ભભકાથી જરા આંખ વીંચીને વિચાર કરિયે છિયે તો આપણને દેખાય છે કે કોઈ વખતે કાફરના નીચ નામોથી ઓળખાતા હિંદુઓને આ મંદિરોનાં બહારના પગથિયાંનાં દર્શનો પણ ભાગ્યેજ થતાં થશે! અને ઘણા બલવાખોર અને ધર્માભિમાની મુસલમાન સરદારો અને અમિરો મેહેલ્લામાં રહેતા હશે અને સાંજને વખતે ગરમીના દિવસમાં બાહારના ભાગમાં કિચેરી કરીને બેસતા હશે ત વખતે તેઓની પાસે જાતજાતનાં ફુલનો બાગ ખીલી રહ્યો હશે અને બાજુએથી રેંટથી ચડાવેલા ઉંચા હોદમાંથી પાણી ઘણું ખેંચાવાથી શિલાઓની ઉપરથી ખળખળ શબ્દની સાથે ઉડતું હશે! અને ફુવારાની ધારાઓ ઉનાળાના દિવસમાં વરસાદની પેઠે વરસી રહી હશે, અને તેઓના બોલવાને તુરત ઝીલી લેનારા હાજીખાંઓની તારીફથી ફુલીને પોતાને અતિ મોટા માનીને યાવચ્ચંદ્ર અમારી કીર્ત્તિ દુનિયા ઉપર ગાજી રહેશે—એમ ધારતા હશે તેઓને આજ કોઈ જાણતું પણ નથી અને તેઓના મેહેલોને જેમ લગતું નામ આવ્યું તેમ લોકોએ નામો આપી દીધાં છે; અને તે ઇમારતો તુટી ફુટીને ખંડેરો થઈ ગઇ છે;

* આ પત્રો ખાનગીજ છે તેમાં કંઇ મુસાફરી સંબંધી હકીકત નથીજ તેથી મુકી દીધા છે. તંત્રી.

પણ માત્ર તેમાં રહેલી તૂટી ફુટી વૈભવોની નિશાની તેમના પૂર્વ વૈભવોની યાદ આપે છે.

તેમજ તેમની બીબીઓને રહેવાના જનાની મેહેલો પણ આપણને તાજુબી આપે છે. મોટી મોટી ભીંતોવાળી ઉંચી ઘુંઠી ઇમારત, પણ ઝીણી જાળીવાળી, થોડી બારીવાળી ઇમારતોમાં કોઈ વખતે તેઓ રહેતી હશે! તેઓ વખતે કોઈ હિંદુઓની પુત્રીઓ હશે! પણ તેઓને અતિ ક્રૂરતા ભરેલા જુલમથી ઉઠાવી લાવીને એ કેદખાનામાં પૂરી હશેજ—કે વખતે તેઓના ઇસ્લામી ધર્મમાંથી અતિ આસ્થાવાળી ઘણા પ્યારથી પરણેલી હુરમો તેમાં રહેતી હશે! જેએ ઉપર કોઈ દિવસ સૂર્યનો પ્રકાશ પણ નહિ પડયો હોય; તેવીઓ ફરતી હશે તેમાં આજ ક્રૂર વાઘ અને ચિત્તાઓ દિવસે ફરે છે! હું જોવા ગયો ? હા! મોટી મસજીદ જેને જુમામસજીદ કહે છે, તે હિંદુસ્થાનમાંથી સઘળા હિંદુઓની છેક નાશ કરી નાખીને ઇસ્લામનો મત ફેલાવવાને વારંવાર ઉશ્કરેનારા અતિ ધર્માભિમાની મુલ્લાંઓ અને મીરોની સાથે સેંકડો અને હજારો મુસલમાનોથી શુક્રવારની નીમાજ પડવાને માટે ભરાઇ જતા હશે! અને તેમાં ઘણી અદબથી મુસલમાનો પગ ધોઇ વજુ કરી પાક થતા હશે;

- - - - - - - - - - - - - - - - - - - -

તેમજ હુશંગશાગોરીનો સંગેમરમરનો મુકરબો પણ જો હાલના ધારના મહારાજાએ તે ઉપરનાં વૃક્ષો ન કાપ્યાં હોત તો અને કંઇ મરામત ન કરાવી હોતતો તે ધૂડ સાથે મળી જાત! તેમાં સૂતેલો હુશંગશા કોઈ વખતે તેના લશ્કરથી શેહેરોમાં પણ નહિ માતો હોય તે આજ નાની કબરમાં અસ્થિપંજર થઇ પડેલો હશે! એ પણ ખરેખર વૈરાગ્ય ઉપજાવે છે! તેની સાથેની બીજી કબરોવાળા તેઓ જાણતા હશે કે અમે બાદશાહની સાથે બેસનારા છિયે, અને યાવચ્ચંદ્ર અમારાં નામ પૃથ્વી ઉપર રહેશે. તેઓનાં આજ ટુંકી મુદતમાં પણ કોઈ નામ જાણતું નથી.

તા૦ ૨૩–૮–૭૧.

## પત્ર ૧૭ મો.

બનારસથી લા. ભગવાનલાલ ઈંદ્રજી તમારો કાગળ પહોંચ્યો. સમાચાર વાંચી ખુશી થયો. ઉત્તર લખવાને વાર લાગવાનું કારણ એકે ડાકટર સાહેબ લેખો જલદી મગાવે છે; માટે રીપોર્ટ તૈયાર કરવાની મેહેનત કરું છું. આ કાગળની સાથે કવીશ્વર લક્ષ્મીનારાયણજીનું બનાવેલું પાંસુલાવૃત્તિપ્રકાશ નામનું

અષ્ટક તેમાં ખરેખરી વાત હોવાને લીધે તમને જોવાને મોકલ્યું છે. - - -

મોડવગઢથી ઇંદોર થઇ શિહોરની છાવણી.

મોડવગઢ હું બે દિવસ રહ્યો. ધારના રાજાની તરફથી મારી સરભરા માટે એક મુત્સદ્દી મોકલેલો હતો. તેણે મારી ઘણી સારી રીતે સરભરા કરી. રાજાનો હાથી ત્યાં રહે છે તે બે દિવસ સુધી મારે સઘળે ઠેકાણે ફરવા જવાને રખાવ્યો હતો. મોડવગઢથી સાંજના ૬ વાગે ચાલ્યો. ધારની સરકારની તરફથી એક સ્વાર ચોકી સારૂ આવ્યો હતો. રાતની રાત ચાલી બીજે દિવસે એક નાના ગામડાની પાસે રાત રહી ત્રીજે દિવસે ઇંદોર આવ્યો. બીજે દિવસે સેંટ્રલ ઇંડિયાના એજંટ જનરલ ડેલી સાહેબને મળવા ગયો. એ ઘણા સારા સ્વભાવના માણસ છે. તેઓએ મને સઘળા ખબર પૂછયા, અને હવે તું ક્યાં જવાને મદદ માગે છે. એ પૂછવાથી ભીલસા તરફની મદદ માગી, તેથી બીજે દિવસે મળવા ગયો ત્યારે તેમણે હોલ્કર સરકારના વકીલ તથા સિંધિયા સરકારના વકીલોને બોલાવીને મારી ભલામણ કરીને પરવાના લખાવી આપ્યા. સિંધિયા સરકારના રાજ્યમાં ભીલસા છે; તેથી ત્યાંના કુમાવીસદાર ઉપર જુદો કાગળ લખાવી આપ્યો. એક એજન્સી તરફનો પરવાનો પોતે અપાવ્યો; અને સાંચીનાંસ્તૂપો ભોપાલની બેગમના તાબામાં છે, તેથી ભોપાલના પોલિટિકલ એજંટ ઉપર પોતે કાગળ લખી આપ્યો; અને હોલ્કર સરકારની તરફથી એક સ્વાર તેઓના રાજ્યની હદ સુધી અપાવ્યો; અને કહ્યું કે આ સ્વારથી જે રાજાના રાજ્યમાં જઇશ ત્યાં તને તેઓના રાજ્યની સીમા સુધી સ્વાર આપશે, નહિતો સીપાઇ આપશે.

ઇંદોરથી રાત્રે ચાલ્યો તે બીજે દિવસે સવારના નવ વાગે ગડ કરી મોટું ગામ છે ત્યાં આવ્યો. ત્યાં હોલ્કર સરકારની સીમા પૂરી થાય છે, અને તે ધારના રાજાના ભાઇનું ગામ છે. ત્યાંથી તેઓએ સ્વાર આપ્યો. બીજે દિવસે સવારમાં ટપ્પા કરી ગામ છે ત્યાં પોંહોંચ્યો. આખો રસ્તો ઉજાડ મુલકનો હતો. રસ્તો સડક વગરનો અને ડુંગરાઉ છે. આ પ્રાંતમાં ગરમીના દિવસોમાં જો એક પણ ચોકીદાર સરકારી સાથે હોય તો રાતનું ચાલવું ઘણુંજ સારૂ છે, નહિતો ચોરોનો ભય ઘણો છે. લોકો કહે છે કે ઘણું કરી રાજાની તરફના ચોકીદારો છે તેજ લૂટે છે. ત્રીજે દિવસે અષ્ટા કરી એક કસ્બો છે, ત્યાં પહોંચ્યો. એ ભોપાલની સરકારના તાબામાં છે. ગામની પાદરે એક બાંધેલું સુંદર મોટું તળાવ છે તેની કાંઠે દિવસભર રોકાઇ રાતના ૧૦ વાગે અષ્ટાથી ચાલ્યો તે

ચોથે દિવસે બપોરના બાર વાગે સીહોર પહોંચ્યો. સીહોર નાનો કસ્બો છે. તેને લગતીજ સારી છાવણી વસે છે, તેમાં પોલિટિકલ એજંટ અને થોડું લશ્કર રહે છે. ગામની પાસે પરબતી કરી નદી વહે છે. તે ઉપર પુલ બાંધેલો છે. નદીને કિનારે પોલિટિકલ એજંટનો બંગલો છે. ત્યાં નદીને બંધ બાંધીને સુંદર બનાવી છે. તેની સામે કાંઠે વૃક્ષોનું ઝુંડ છે, તેથી ઘણી રમણીય શોભા દેખાય છે. – – – – – – – – – – – – – – – – – –

બનારસ તા૦ ૧૦–૯–૭૧.

પત્ર ૧૮ મો.

બનારસથી લા૦ ભગવાનલાલ ઈંદ્રજી. – – – – – – – – – –

સીહોરમાં હું ત્રણ દિવસ રહ્યો. ત્યાંના પોલિટિકલ એજંટ સાહેબ ઉપર મને જનરલ ડેલી સાહેબે પત્ર આપ્યો હતો તે લેઈ હું મળવા ગયો. તેઓને પ્રથમથીજ મુંબઇ સરકારથી મારે માટે પત્રતો પોહોંચ્યોજ હતો, તેથી તેઓ સત્કારથી મળ્યા, અને બીજે દિવસે મને નવ વાગે સહવારમાં બોલાવ્યો. તેઓની મડમ ઘણાજ સારા સ્વભાવનાં છે. તેઓ એ પ્રાંતમાં સારીપેઠે ફરેલા છે. તેઓએ મને સીધું ફરવાને ઠીકપડે તેવો રસ્તો લખાવ્યો.

પોલિટિકલ સાહેબે એજન્સી તરફથી એક પરવાનો અપાવ્યો, અને ભીલસા સિંધિયા સરકારના તાબામાં છે માટે તેઓના વકીલને તાકીદ કરી કે મારે માટે ભીલસે લખે, અને એક પત્ર પણ તેઓ પાસેથી લખાવી આપ્યો. સાંચી અને બીજાં સ્તૂપો ભોપાલની બેગમના તાબામાં છે, માટે તેઓના વકીલને પણ બોલાવીને એક પરવાનો લખાવી આપ્યો; અને મારી બરદાસ્ત માટે પરભારું ત્યાં લખવાને કહ્યું, અને ભોપાલ સુધી એક સીપાઈ સાથે આપવાને કહ્યું. સીહોરથી હું ભોપાલ ગયો. ભોપાલ બાર કોસ થાય છે. એ મોટું શેહેર છે. ગામની ચારે કોર ઉંચી ધારો છે. કેટલાંએક મોટાં તળાવો છે. મુસલમાની અમલદારીમાં જેવી તરેહનો બંદોબસ્ત હોય તેવી તરેહનો બંદોબસ્ત છે, તોપણ ઇંગ્રેજી કામ ઉપર સારો લક્ષ રાખે છે.

ભોપાલથી સાત કોસ ભોજપુર કરી ભોજરાજાના વખતનું એક ગામ છે. ત્યાં જવા નીકળ્યો. ભોપાલથી એક સીપાઈ મારે માટે સાથે મોકલ્યો હતો. હું રાત્રે ભોપાલથી નીકળ્યો. બીજે દિવસે સહવારના સાત વાગે ભોજપુર પોહોંચ્યો ભોજપુર એક નાનું ગામડું ડુંગરની ધાર ઉપર વસે છે. એ ધાર અખડદખડા પથ્થરની છે. તેની આગળ આગલા વખતમાં ભોપાળનું જે મોટું તલાવ કેટલા-

સાંચીના સ્તૂપ—સાંચીના ડુંગરને મથાળે વચ્ચે મોટો સ્તૂપ છે. તેની સરાસરી ઉંચાઇ આશરે ૭૫ ફીટની છે, અને પહોળાઈ આશરે ૧૪૦ ફીટની છે. તેનો આકાર ગોળ ચોતરા ઉપર કુંડું ઉંધું વાળ્યું હોય તેવો—તેને ફરતો પથ્થરનો કઠોડો છે, અને ચારે દરવાજે સુંદર નકશીદાર દેવડીઓ છે. દેવડી ઉપર જાત જાતનાં બુદ્ધ ધર્મને લગતાં ચિત્રો છે. કઠોડાના દરેક પથ્થર પર તે આપનારાના નામના લેખો છે.

સાંચીનો બીજો સ્તૂપ મોટા સ્તૂપથી પશ્ચિમે નીચાણમાં છે. તે પહેલા કરતાં આશરે અરધો છે. તેને પણ ફરતો કઠોડો છે, પણ દેવડી નથી.

ત્રીજો સ્તૂપ મોટા સ્તૂપની પાસેજ ઉત્તરે છે; પણ તે સાવ પડી ગયો છે. તેને દેવડી પણ હતી. એ સઘળું તૂટી ગયું છે. એક દેવડી ઉભી છે.

મોટાં સ્તૂપથી પૂર્વ બાજુએ પણ દેવળોના ખંડેરો છે. તેમાં એક દેવળ આશરે આઠ વર્ષ ઉપર બાંધેલું છે તે શિવાય બીજાં સઘળાં સાવ પડી ગયાં છે. વિશેષ પછી લખીશ.

---

## पुस्तकोनी पोंहोच.

ભાટિયા મિત્રમંડળમાં અપાયલાં વ્યાખ્યાનો—આ નામનું એક લઘુ પુસ્તક તેના છપાવી પ્રસિદ્ધ કરનાર ઠક્કર લીલાધર તરફથી અભિપ્રાય માટે અમને ભેટ મળેલું છે. આમાં બીજું, ત્રીજું અને ચોથું—એમ કુલ ત્રણ વ્યાખ્યાનોછે. બીજું વ્યાખ્યાન મોરબીવાળા રણછોડદાસ વસનજીએ "આપણી જ્ઞાતિના અતિ ખરચાલુ સંસાર-વ્યાવહારિક રીતો અને તેથી ગરીબ તેમજ મધ્યમ સ્થિતિના ભાઇઓને થતા ગેરફાયદા" વિષેનું છે; ત્રીજું વ્યાખ્યાન હીરજી ટોપણે "ભાટીયાઓની હાલની સ્થિતિ ઉપર અવલોકન" વિષેનું આપેલું છે; અને ચોથું પુરૂષોત્તમ જીવણદાસ અંજારિયાએ "સ્ત્રી કેળવણી" ઉપર આપેલું છે. ત્રણે વ્યાખ્યાનો વાંચી જોતાં એકંદરે બહુ સારાં છે. આવી રીતે જ્ઞાતિઓની સુધારણા અર્થે મંડળીઓ થાય તે બેશક વખાણવા યોગ્ય છે. સર્વ આર્યબંધુઓએ આ દાખલો લઈ પોતપોતાની જ્ઞાતિના સુધારા અર્થે આવું કંઇક કરવું જોઇયે. એ પુસ્તકની કિંમત ત્રણ આનાછે. "કચ્છ સમાચાર" છાપખાનામાં છાપેલું છે.

**કાવ્ય પ્રભાકર—ભાગ ૧ લો**—આ ગ્રંથ મહુવાના ઓઝા લલ્લુભાઇ કાળીદાસનો રચેલો તેમનાજ તરફથી અમને અભિપ્રાય માટે મળેલો છે. એમાં ઇશ્વરસ્તુતિ તથા પરચુરણ બોધક વિષયો ઉપર વૃત્તબદ્ધ કવિતાઓ છે. કવિતા સારી કરેલ છે, તોપણ ગીતિ આદિ માત્રામેળવૃત્તમાં ગણરચનાપર લક્ષ આપેલું જણાતું નથી. દૃષ્ટાન્ત તરીકે પૃષ્ઠ ૧૧ મે ૧૪ મી ગીતિ આ પ્રમાણે છેઃ—

"સરજનહાર અમારો રક્ષણ કરતા **તને** તાત જાણી,
**ધરૂં ધ્યાન** ધરણીમાં નિત્યે તારૂં **હૃદય પ્રીતિ** આણી."

આમાં **તને**, **ધરૂં ધ્યાન** અને **હૃદય પ્રીતિ**, એ શબ્દોમાં ગણની માત્રા મળતી આવતી નથી. એકંદરે ગ્રંથ સારો છે, ને માહે છત્રાદિ પ્રબંધો પણ કરેલ છે. કિંમત રૂપિયો સવા છે, તથા અમદાવાદ યુનિયન છાપખાનામાં છપાયલું છે.

**દુઃખમાં દિલાસો અને વિપત્તિમાં ધીરજ**—આ ગ્રંથની બીજી આવૃત્તિની એક પ્રતિ પણ તેના કર્ત્તા મહુવાના ઓઝાલલ્લુભાઈ કાળીદાસ તરફથીજ અમને અભિપ્રાય માટે મળી છે. એમાં વિપત્તિવેળા ધીરજ મળે તેવી વાત આવે છે. પુસ્તક સારૂં છે. કિંમત છ આના. યુનિયન છાપખાનામાં છાપેલું છે.

**બાલા સદુપદેશ બત્રીશી**—આ પુસ્તક પણ ઓઝા લલુભાઇ કાળીદાસ તરફથીજ અમને અભિપ્રાય માટે મળેલું છે, તેમાં નાની છોકરીઓને સદુપદેશની કવિતાઓ છે. નડિયાદ સત્યસાગર છાપખાનામાં છાપેલી, કિંમત આના બાર છે. પુસ્તક સારૂં છે.

**આર્યોપદેશ**—કર્ત્તા ઓઝા લલુભાઇ કાળીદાસ. મુંબઈ સમશેર છાપખાનામાં છાપેલી. કિંમત ચાર આના. બોધક કવિતાઓ ઠીક છે.

**લલ્લુસતશાઇ**—કર્ત્તા ઓઝાલલ્લુભાઇ કાળીદાસ. અમદાવાદ યુનિયન છાપખાનું. કિંમત આના છ. આમાં પણ બોધક કવિતાઓ છે.

**કોલેરા વિષે નિબંધ**—આ નામનું લઘુ પુસ્તક તેના કર્ત્તા ઉના રેવેન્યુ-ક્લાર્ક રા. છોટાલાલ દુર્ગાદાસ નાણાવટી તરફથી અમને ભેટ મળેલું છે. તેમાં કોલેરાના દેશી તેમજ પાશ્ચાત્ય ઉપાયોનો સંગ્રહ કરેલો છે. કિંમત આના ચાર.

**અનુભવાર્થી**—આ નામના માસિક પત્રના પ્રથમ પુસ્તકનો પ્રથમ અંક (સપ્ટેંબર ૧૮૯૬ નો) અમને તેના પ્રસિદ્ધ કર્ત્તા એમ. એમ. આચાર્ય તરફથી

મળેલો છે. તેમાં વૈધક સંબંધી, કાયદા સંબંધી, નીતિ સંબંધી વગેરે ઠીક રીતે લખાય છે. કાઠિયાવાડમાં વહીવટીખાતાના કેટલાક શબ્દો ખાસ રાય છે તેનો એક કોશ તેમાં આપેલો છે તેમાં અંગ્રેજીમાં તથા ગુજરાતી સારી સમજણ પ્રત્યેક શબ્દની આપેલી છે. પ્રત્યેક ધંધાદારીને આ સંસ્. આ માસિક ઉપયોગી થાય તેવી ગોઠવણ તેમાં કરવાનો પ્રયાસ જણાય છાપ વગેરે પણ સરસ છે. હાલમાં નીકળતાં અસંખ્ય ચીથરિયાં માસિકો આની ગણના ન થઈ જાય તો સારૂં. કેમી ચોવીશ પૃષ્ટનું સારા કાગળ છાપેલું છે. તેનું વાર્ષિક લવાજમ રૂ. ૨-૩-૦ અગાઉથીજ રાખેલું છે, જરા આકરૂં છે.

**વેદાન્ત વિલાસ—ભાગ ૧ લો**——આ પુસ્તક જામનગરના સોની કાળીદાસ ડોસાએ રચી જામનગર મનોરંજક છાપખાનામાં છપાવ્યો છે, તે તેના પ્રસ્તાવના લખનાર રા. અંબાશંકર ભાણજી દ્વિવેદી તરફથી અભિપ્રાય માટે અમને તેની એક પ્રતિ મળેલી છે, તે સ્વીકારવામાં આવે છે. તેમાં વેદાન્ત વિષયનાં રાગ રાગિણીમાં પદો છે. તેનાં ચાર પ્રકરણ પાડેલાં છે. પહેલા "ડોસાકૃત કાવ્ય" નામના પ્રકરણમાં બ્રહ્મ, માયા આદિના સ્વરૂપ વિષેનાં પદો તથા નવરાત્રીમાં ગાવાના છંદો છે; બીજા પ્રકારણમાં પણ એ વિષયન લક્ષ્મીશંકરકૃત કાવ્ય છે; ત્રીજા પ્રકરણમાં અંબાશકરકૃત કાવ્ય છે; અને ચોથા પ્રકરણમાં જીવનકૃત કાવ્ય છે. આખા ગ્રંથમાં વેદાંત ઠીક બતાવેલું છે ગ્રંથકાર સોના કાળીદાસ ડોસા પ્રખ્યાત રામગુરૂના શિષ્ય બ્રહ્મનિષ્ટ વિશ્વનાથનાં શિષ્ય છે, તેથી તેમણે આ ગ્રંથ એ બ્રહ્મનિષ્ટ વિશ્વનાથના પુત્ર ર ભગવાનજીને અર્પણ કરેલો છે.

---

## ગણપતિના તહેવાર.

પ્રતિ વર્ષની ભાદ્રપદ શુદિ ૪ ગણેશ ચોથ કહેવાય છે, અને ત્યારે દશ દિવસ સુધી ગણપતિની સ્થાપના કરી પૂજન કીર્ત્તન કરી છેવટે તેમને સમુદ્રમાં પધરાવવામાં આવે છે. આ રીવાજ જુનો છે, તેમ છતાં બહુ પ્રસિ ન હોતો. ગુજરાતી કરતાં દક્ષિણી લોકોમાં તેનો મહિમા વધારે છે. હાલ વર્ષથી એ તેહેવાર જરાવધારે ભભકામાં મુંબઇમાં પળાતો થયો છે. દશદિવ સુધી રાત્રીએ કીર્ત્તનાદિ કરવામાં આવ્યાં અને છેલ્લે દિવસ મોટા ભભ

ાથે આખા શેહેરના ગણપતિઓનું એક મોટું અને લાંબુ સરઘસ કાઢવામાં ાવ્યું હતું. માધવબાગથી ગીરગામ બ્યાકરોડપર થઇ, ત્યાંથી ચરનીરોડ ર થઇ ચોપાટીના બ્યાક બેમાં ગણપતિને પધરાવવામાં આવેલા હતા.

આ તહેવારના સરઘસમાં પાટિયાંઓમાં "ઐક્ય," "સંપ," આદિ બ્દો તથા વાક્યો લખેલાં હતાં, અને ઘણા મોટા લોકોનું એવું મત છે કે આથી ોકોમાં ઐક્ય વધશે. અમે આ મતની વિરુદ્ધ તો નથીજ, તેમ તેથી શો લાભ ાવાનો તે પણ કંઈ સમજી શકતા નથી ત્યાંસુધી એ વિષે કંઇપણ અભિ- ાય આપવો ઉચિત નથી, તેમ તે અભિપ્રાય ખરોજ પણ માની શકાય નહિ; ાપણ તેના ભવિષ્ય પરિણામ ઉપર વિચાર દર્શાવવામાં અમને દોષ જણાતો નથી.

આ રીવાજનો દેખાવ પ્હેલેથીજ મુસલમાન લોકોના તાજીયાના દિવ- ાના જેવોજ આપવામાં આવેલો છે. તાજીયામાં પણ દશ દિવસ સુધી રાત્રીએ ોકો જાગે તથા ચોકાશે લે છે, અને બાંસ કાઢે છે, તેવીજ રીતે આમાં પણ ાત્રીએ કીર્ત્તન કરી જાગવામાં આવે છે, અને બાંસ પણ રસ્તામાં કાઢવામાં ાવે છે. કીર્ત્તન થાય છે તેપણ તાજીયામાં જેમ મરશિયા ગવાય છે તેના ેવાજ રાગોમાં ગવાય છે અને મુસલમાનો જેમ ફકીરો બને છે તેમ કેસરી કે ુલાબી બદનો પ્હેરી વેશ પણ લેવામાં આવે છે. છેવટે તાજીયાના સરઘસમાં ેમ ગાડાંમાં રમતો કરતા નીકળે છે, તેમ રમતો તો નહિ પણ ગાડામાં નોબત ારણાઇ આમાં ગોઠવવામાં આવે છે. પાછળ મરશિયા બોલે છે ને તાજીયાને ેકાણે ગણપતિઓ નીકળે છે. કોઇ પણ વિચારશાળ અજાણ્યા મનુષ્યની પ્રથમ ૃષ્ટિમાંજ જોતાં તે આબેહૂબ તાજીયાની નકલ હોય એમ સ્પષ્ટ લાગે છે. તાજી- ામાં જેમ બાંસ ઉપર તલવારો લટકાવે છે તેમ આમાં અનેક બીજી તરેહના ેખાવો કરવામાં આવેલા હતા.

આ બધું ઐક્ય વધારનારું હોય એમ અમને તો લાગતું નથી; તોપણ ઐક્ય વધારવાનો ગમે તેટલો હેતુ આ વિષયમાં રાખવામાં આવેલો હોય, ાપણ તે આમ આરંભવો જોઈતો નથી. દશદિવસ સુધી કીર્ત્તન કરવામાં કંઇ રકત નથી, પરંતુ આપણાં દેશી ભજનકીર્ત્તન છોડી નવીન રાગોમાં મરશિ- ાની રીતેજ બોલવા તે અમને ઠીક દેખાતું નથી. નવીન કીર્ત્તનો જોડવાં નહિ એમ અમારો મત નથી, પરંતુ તાજીયાના જેવો દેખાવ નહિ આપતાં આર્યોનાં ભજનનો દેખાવ આપવાની જરૂર છે. ઝાંઝ પખાજથીજ કીર્ત્તન શોભે છે.

## जीवने उपदेश.

( મળેલું. )

(राग–कालींगडो.)

जीवडा रे, जन्म वृथा न गुमाव ! टेक.
मनुष्य जन्म महादुर्लभ छे,
भवजलतारण नाव. जीवडा रे० १
सद्गुरु सच्छास्त्रानुसरीने,
जन्म्यानो ले शुभ ल्हाव. जीवडा रे० २
सत्यादिक सद्गुणने सजीने,
क्रोधादिकने दबाव. जीवडा रे० ३
श्रद्धा भक्त्यादिकथी भवानी,
पाम भलो ब्रह्मभाव. जीवडा रे० ४

भवानीशंकर वि० नरोत्तम द्विवेदी.

---

## नवुं वर्ष.

આ માસિકને આજે ચોવીશ વર્ષ પૂરાં થઇ પચ્ચીશમું શરૂ થાય છે તેની ભર યુવાનીની આ અવસ્થા ચાલે છે. તેણે આપણ આર્યોનો પ્રાચી સનાતન ધર્મ–જે વેદધર્મ–તેને પોષી વધારવા તથા લોકોમાં તેનો પ્રસાર કરાવવા યથા શક્તિ શ્રમ બજાવ્યો છે, અને બજાવ્યે જાય છે. આ માસિક મુંબઈની વેદધર્મ સભા પ્રકટ કરે છે. એ સભાનો હેતુ કોઈથી અજાણ્યો નહિ હોવે જોઇએ. આપણી આર્ય પ્રજામાં નીતિ, વ્યવહાર, આચાર, વિચાર આ સારી રીતે પ્રવર્ત્તે એવો સદ્બોધ આપવો ઇત્યાદિ હેતુ એ સભાનો છે. આ માટે સભા તરફથી વખતો વખત નીતિના સુબોધક ગ્રંથોનાં ભાષાન્તર પણ છપાવવામાં આવે છે. આ કાર્યમાં સભાને ટેકો આપનારા સદ્ગૃહસ્થોનો પૂ રીતે આભાર છે. તેમના આશ્રયથી આ સભા પોતાનું કામ સરલતાથી કરે જાય છે, અને એ લોકોપકારક તથા વેદધર્મપ્રચારક કર્મના શુભ બદલા તે મળ્યા વિના રહેનાર નથી !

સભા તરફથી યોગવાસિષ્ઠ રામાયણ નામના અતિ ઉત્કૃષ્ટ વેદાન્ત વિષયક ગ્રથનું ગુજરાતી ભાષાન્તર માસિકદ્વારા પ્રસિદ્ધ કરવામાં આવે છે તે હવે પૂરૂં થઇ ગયું છે. તેનાં આખાં સુંદર સુશોભિત બે પુસ્તકો તઇયાર થઇ જવામાં છે. મહાત્મા શ્રી મચ્છંકરાચાર્યજીએ રચેલ ચર્પટપંજરિકા નામના સોળ શ્લોકો અત્યંત સરસ અને જ્ઞાનને આપવાવાળા છે, તેના ઉપર આ સભાના માજી તંત્રી રા. કેશવલાલ હરિરામ ભટ્ટે લખેલ વિસ્તૃત અને સુબોધક ગુજરાતી વ્યાખ્યાન આ માસિકમાં પ્રથમ છપાઇ ગયું છે, તે પુસ્તકનાં આકારમાં છપાય છે તે થોડા રોજમાં બહાર પડશે. અનસૂયાભ્યુદય નામના પુસ્તકની ત્રીજી આવૃત્તિની પ્રતિ પણ તમામ ખપી જતાં ચોથી આવૃત્તિ છપાવા માંડી છે તેપણ થોડા રોજમાં બહાર પડશે. આ શિવાય બીજાં પણ ધર્મોત્તેજક ગ્રન્થો છપાવવાની તજવીજ થાય છે.

સભાની પાઠશાળાનું કામ પણ સારી રીતે ચાલે છે. તેમાં હાલ કુલ ૨૬ વિદ્યાર્થિઓ સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરે છે, તેમાં પણ હાલ એક નવા શાસ્ત્રીની નીમણુક કરેલી છે, તેમજ તેમાં શિષ્ટ શાસ્ત્રીઓની સલાહથી નકી થએલ ધોરણ પ્રમાણે અભ્યાસ ચલાવવામાં આવે છે.

આખા ચોવીસમા વર્ષમા કેટલાક વિષયો સારા પ્રસિદ્ધ થયા છે. પ્રારબ્ધની વિચિત્રતા ઉપર એક વાત, આચારનીતિની પદ્ધત્તિ અને ભરતખંડનું અવલોકનાદિ વિષયો અપૂર્ણ રહેલા તે આ વર્ષમાં પૂર્ણ કરવામાં આવશે, એમ પ્રથમથી સૂચવ્યા છતાં તંત્રી રા. કેશવલાલભાઇનું ખેદકારક મૃત્યુ થવાથી તથા કેટલોક સમય સુધી એ જગો ખાલી રહ્યાથી પૂર્ણ થઇ શકયા નથી, તે હવે ઈશ્વરીચ્છાથી પૂરા કરી શકાશે.

મનુષ્યોની પ્રકૃતિઓની વિચિત્રતા હોવાથી સર્વને સમાન રીતે આ પમના વિષયો પ્રિય થઈ પડે એમતો માની શકાતું નથી, તોપણ તેમ થાય તેને માટે બનતો પ્રયાસ થતો આવ્યો છે, ને થતો આવશેજ.

સભાના આ બધા કાર્યમાં આશ્રય આપનારાઓનો ઉપકાર માની છેવટે હવે આ લેખ બંધ કરતી વેળા જણાવવાનું કે એજ રીતે સરલતાથી સભાનું કામ ચાલ્યું જાય તેમ ઈશ્વર પાસે માગિયે છિયે. 'તથાસ્તુ.'

---

# ચંડ–કૌશિક નાટક.

## અંક પહેલો.

### નાન્દી.[1]

ત્રૈગુણ્યે સૃજીપાળી નાશ કરતા ઓંકાર આ લોકને,
જેની મુરતી આઠમાં રમી રહ્યું બ્રહ્માંડ આખું અને–
જેને પૂજ્ય ન કોઇ તેહ ચરણે શંભુતણા નૃત્યમાં–
અર્પી ગોળ-ફણી-ફુંફાટથી તને રક્ષો સુપુષ્પાંજલી. ૧[2]

રાતાં નેત્રે અધર ફરકે ભૂતણા ભંગથી શી,
તા'રૂ મો'ડું સુતનુ ! શશિની ઝાંખી પાડેછ કાન્તિ !
તા'રો વાધે અનુનય કર્યે માનિની કોપ છોને,
એ'વું કે'તા શિવ શુભ કરો ભેટી છે દેવી જેને. ૨[3]

સમાધિ-આનંદે શિથિળ, સતી-મુખે વિળસતાં,
ગએલાં ઉંચાને ક્ષણ ભ્રમિત, હસ્તાં વિકૃતિમાં,
ચડયું ચાપે જોઇ મનસિજ-તીરક્રોધિત તથા,
થતાં તેનો દાહે અતિ કરૂણ સંકોચિત યથા.
રડે તેની કાન્તા નિરખી નિરખી અશ્રુથી ભીનાં
કરો શંભુ નેત્રો તમતણાંજ રક્ષા સરવથા. ૩[4]

---

૧ સંસ્કૃત નાટકકારો નાટક લખતાં પ્રથમ નાન્દી લખે છે. જેમાં દેવ, દ્વિજ, કે રાજા વિગેરેની આશિર્વચનયુક્ત સ્તુતિ કરી હોય તેને નાન્દી કહે છે. નાન્દીમાં ઘણું કરીને આઠ થી બાર પદ હોય છે. નાન્દીથી કોઇ કોઈ લેખો વસ્તુનું પણ સૂચન કરે છે.

૨ ત્રૈગુણ્યે=સત્વ, રજસ્, અને તમસ્ એ ત્રણ ગુણના ભેદે કરીને પુરાણાદી જગત્નો ઉત્પત્તિ, સ્થિતિ, અને લય માને છે. આઠમૂર્તિ=વિષ્ણુપુરાણમાં એ આઠ રૂપો નીચે પ્રમાણે વર્ણવ્યાં છે:– પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, સૂર્ય, ચંદ્ર અને દીક્ષિત બ્રાહ્મણ. એ ત્રિમૂર્તિને ઋષિ મુનીઓ પણ ઓળખવા અસમર્થ હોય છે તેથી પોતાના નૃત્યમાં ગોનસ આદિસર્પો કુંડળાકાર થઇ જતાં તેઓના શ્વાસોશ્વાસને લીધે કંઠમાં પહેરેલી માળાના કુસુમો શંભુના ચરણે પડે છે અને એ પુષ્પાંજલી દેવદત્ત ગણાઈ છે. શાર્દુલવિક્રીડિત વૃત્ત.

૩ પ્રણય કોપવાળી દેવીનું તેના મુખની પ્રશંસા કરી હર્ષ ઉપજાવી, માનભંગ કરેછે. પ્રશંસા કરી હર્ષ ઉપજાવી માનભંગ કરવું એ માનભંગ કરવાના ૭ ઉપાયોમાંનો એક ઉપાય છે. મન્દાક્રાન્તા વૃત્ત.

૪ આ શ્લોકથી શંકરનુ સુપ્રસિદ્ધ ભોળપણ બતાવ્યું છે. અને તે સાભિપ્રાય વિશેષણથી બનાવ્યું છે તેથી પરિકરાલંકાર યોજાયો છે. શિખરિણી વૃત્ત.

સુત્રધાર–બહુ વિસ્તાર થયો. દુષ્ટ સચિવો બુદ્ધિ-જાળથી અગોચર, સિંહગતિવાળા, નિમેષ માત્રમાં બાકી રહેલ કાંટા કાઢી નાખનાર, સંગ્રામ સમુદ્રના મધ્યમાં ભમતા બાહુ-દંડ-મંદરે ખેંચેલી લક્ષ્મીના સ્વયંવરમાં લોભાયલા શ્રીમહીપાલ દેવે મને આજ્ઞા કરી છે. એ મહીપાલ દેવનું ઐતહાસિક નીચે પ્રમાણે વખાણ કરે છે.[1]

લેઇ આશ્રો પ્રકૃતિ ગૂઢ જે આર્યચાણક્ય નીતિ(નો),
જીત્યા નન્દો કુસુમ નગરે ચંદ્રગુપ્તે જીતીને-
કર્ણાટોના અધિપતિ થયા તેમને મારવાને,
બાહુ ગર્વી ફરી અવતર્યા શ્રીમહીપાળ દેવ ( રૂપે ) ૪[2]

પારિપાર્શ્વક–(પ્રવેશ કરીને)આર્ય! તે રાજાએ વળી શી આજ્ઞા કરી છે?

સૂત્રધાર–એવી આજ્ઞા કરી છે કે વિજયપ્રકોષ્ઠના પ્રપૌત્ર આર્ય ક્ષેમીશ્વર કવિએ રચેલું 'ચંડ–કૌશિક નામનું નાટક ભજવી બતાવવું. કવિશ્રી પણ નટ વિદ્યામાં વિચક્ષણ, વિદ્યાકળામાં નિપુણ, વ્યવહારમાં કુશળ સભાસદોને એવું કહેતાં હતા કેઃ–

'દીઠું કંઇ ન લોકમાં નિર્દોષ કે ન નિર્ગુણ,
કરી દોષની વિદ્વાન શોધો સદાગુણ. ૫[3]

પારિપાર્શ્વક–(શંકાશીલ–અધોમુખ ઉભોરહી) આર્ય! સાંભળો. ગ્રહણ સમયે જે દ્વિજવરને આપે દક્ષિણા આપવા પ્રતિજ્ઞા કરી છે તે તેમારે કોપાયમાન છે તેથી સઘળો નટ-વર્ગ વ્યાકુળ હોય એમ લાગે છે.[4]

---

૧ સચિવો ઇ૦=સચિવોના પ્રપંચમાં ફસાય નહિ તેવા એટલે કે કાચા કાનના નહિ. નિમેષ =આંખની પલક મારવી તે. સંગ્રામ ઇ૦= સંગ્રામરૂપી સમુદ્રનું પોતાના હાથરૂપી વલોણાએ મંથન થવાથી ઉપર તરી આવેલી એટલે મેળવેલી દુશ્મનની લક્ષ્મીથી પોતાનો ભંડાર ભરવા તત્પર.

૨ આ શ્લોક ઉપરથી શ્રી મહીપાળ દેવ ચંદ્રગુપ્તના વંશના હોય તથા કર્ણાટના રાજા નંદના વંશના હોય અને તેઓનું આગલું વેર હજી કાયમ હોય એમ માલમ પડે છે. ચાણાક્ય એકવાર નંદની દરબારમાં ગયા હતા ત્યાં તેનું અપમાન થવાથી એ નંદોનો નાશ કરવાનું પણ લઇ ચાલી નીકળ્યા. પછી ચંદ્રગુપ્તને પોતાને આશ્રયે રાખી નંદોનો નાશ કર્યો એવું મુદ્રા રાક્ષસ નાટક ઉપરથી માલમ પડે છે. પ્રકૃતીગૂઢ=સ્વાભાવિક રીતેજ ગૂઢ. બાહુગર્વી= પોતાના પરાક્રમ ઉપર મુસ્તકીમ રહેલા ને તેથી ગર્વિ ઇ. મંદાક્રાંતાવૃત્ત.

૩ કવિ સૂત્રધાર પાસે પોતાની તેમજ સભાસદોની સ્તુતિ કરાવે છે તેથી પ્રરોચના નામે અંગ વર્ણાયું છે. ઉપેક્ષા ઇ૦=વિદ્વાન હમેશાં દોષ જોતા નથી, ગુણનુંજ ગ્રહણ કરે છે.

૪ પારિપાર્શ્વક સુત્રધારરૂપી ચંદ્રને બ્રાહ્મણરૂપી રાહુથી ઘેરાયલો કહી હરિશ્ચંદ્ર તથા વિશ્વામિત્રનું સૂચન કરે છે. જેવી રીતે હરિશ્ચંદ્ર વિશ્વામિત્રથી પદભ્રષ્ટ થતાં તેની પ્રજા વ્યાકુળ થઇ હતી તેવી રીતે સૂત્રધારને લીધે નટવર્ગ વ્યાકુળ થાય એવો સંભવ દર્શાવ્યો છે.

સૂત્રધાર-( ભયથી ગભરાયલા જેવો; ચિન્તા યુક્ત; તથા ખુશી થતો.) મારિષ ! હવે વ્યાકુળ થવાની જરૂર નથી. આ હું હમણાજઃ-

સત્ય પાળી આપીશ હું દક્ષિણા દ્વિજને હવે,
આજ હરિશ્ચંદ્ર પેઠે પુત્રદારાત્મ વેચીને. ૬[1]

( નેપથ્યમાં ) પ્રિય-વયસ્યનો જય થાઓ જય થાઓ.[2]

સૂત્રધાર-( નેપથ્ય તરફ જોઈને ) અરે ! મહાકષ્ટ સૂચિત વિપત્તિની શાન્તિમાટે અનેક પ્રકારના યજ્ઞયાગાદિવિસ્તારથી આદરી બેઠેલ પુરોહિતે આજ્ઞા કરેલા નિયમ તથા જાગરણની સમાપ્તિ વેળાએ ક્લિષ્ટ મનવાળા શું દેવ હરિશ્ચંદ્રસખા બૌધાયને બતાવેલે માર્ગે અંતઃપુર તરફ જાય છે ? એજઃ-

નિદ્રાને વશ આ અરુણ નયનો ઘેરાય દિસે અહા !
લક્ષ્મી મુખની ક્ષીણતાજ ધરતી ઊજાગરેથી તથા !
સાયંકાળ સમે સ્વયૂથથી પડી છુટા ભમંતા કરી !
પ્રાતઃકાળ સમે વિયોગપીડથી દુઃખી દિસે છે હરિ ! ૭

ચાલો ત્યારે આપણે જતા રહીએ.[3]

( જાયછે. )

---

૧ સૂત્રધાર પોતાના પરિજનને મારિષ કહી બોલાવે છે. તથા નટીને બોલાવવી હોય તો આર્યા કહી બોલાવે છે. પારિપાર્શ્વક સૂત્રધારને આર્ય, ભાવ-સંબોધનથી અને નટી સૂત્રધારને આર્ય-સંબોધનથી બોલાવે છે. સત્ય ઇ૦=આ શ્લોકથી નાટકની વસ્તુનું સૂચન કરેલું છે; તેમજ નાટકના નેતાનું આગમન વિના પ્રયોજને થતું નથી, તેથી તેનું આગમન આ શ્લોકથી કરાવ્યું છે. પુત્રદારાત્મઃ બાઇડી છોકરા તથા પોતાને વેચીને. અનુષ્ટુભ્ વૃત્ત.

૨ નેપથ્ય=વેશ ધારણ કરવાની જે જગા તે. “ પડદા, રંગભુમિ અને અલંકાર. ” એ સર્વને નેપથ્ય કહે છે.

૩. પ્રસ્તાવના ત્રણ પ્રકારની દશ-રૂપકકારે વર્ણવી છે (૧) કથોદ્ધાત, (૨) પ્રવૃત્તક, અને (૩) પ્રયોગાતિશય. જ્યાં આગળ કોઇ પાત્રનું આગમન “ આ તે આવેછે ” એવા શબ્દો વિગેરેથી સૂત્રધાર સૂચિત કરે છે તેને પ્રયોગાતિશય કહે છે. સાહિત્ય દર્પણમાં પ્રસ્તાવનાના પાંચ પ્રકાર કહ્યા છે, પરંતુ દશરૂપકમાં “ ઉદ્ધાતક ” અને “ અવગલિત ” નો વીથીમાં સમાવેશ કર્યો છે, નિદ્રાને ઇ૦=સાંજને સમયે હાથી પોતાના ટોળાથી છુટો પડી વને વન ભટકી ઉજાગરેથી તથા વિયોગ દુઃખે સવારે જેવો દેખાય છે તેવી સ્થિતિ રાજાની વર્ણવી છે. તેથી ઉપમાલંકાર. શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

## પ્રસ્તાવના.

( જાગરણે ખિન્ન થયલો રાજા તથા વિદૂષક પ્રવેશ કરે છે. )[1]

विदूषक–હે સખા ! દરમાંથી મો'ડું કાઢથાલ કરતા કાચબાની માફક જાગરણને લીધે મંદ થયલાં લોચનોએ ચેણની પેઠે માર્ગના ફાંફાં મારતો આમ તેમ કેમ ભટકે છે ?

राजा–સખા ! નિદ્રા એજ પ્રાણીના શરીર–ધારણનું મુખ્ય કારણ છે. કેમકે:–

ચિત્ત પ્રસન્ન કરીને, સ્ફુરતી વધારે,
પ્રત્યંગ, ઉજ્વળ કરે મતિની ગતિને,
દોષો નિવારણ કરે, વળી ધાતુ–સામ્ય,
આનંદ યોગ–જનિત અરપે સદાય.

મને પણ એમજ થાય છે. જો:—

નિદ્રાલસે ભાંગી ગયાં છ ગાત્ર,
ખેદે દિસે માનસ ભારવાળું,
આવે બગાસાં મુખ ખુલી જાય,
બાલાર્કને જોઈ શકે ન દ્રષ્ટિ. ૯[3]

( વિસ્મયતાથી વિચાર કરતો ) રાત્રી–જાગરણ કરાવવામાં ભગવાન્ કુલપતિનો વળી શો આશય હશે ? નહિ ! નહિ ! ગુરૂ–આજ્ઞાનો વિચાર કરવો યોગ્ય નથી.[4]

---

૧ નેતાને ત્રણ સહાયકારી હોય છે. ( ૧ ) પીઠમર્દ, ( ૨ ) વિટ, ( ૩ ) વિદુષક–" हास्यकृच्च विदूषक " વેષ, વાણી, અને વિચિત્ર રૂપથી હાસ્યની ઉત્પત્તિ કરનારને વિદૂષક કહે છે.

૨ ચિત્ત ઇ૦=નિદ્રા કરવાથી શરીરમાં થતા ફેરફાર વર્ણવ્યા છે. નિદ્રા એ કારક છે અને ફેરફાર એ ક્રિયાઓ છે. કારક એક હોય અને તેથી ક્રિયાઓ અનેક ઉપ્દવતી હોય ત્યારે દીપકાલંકાર થાય છે. એમ દર્પણકાર લખે છે. વસંતતિલકા વૃત્ત.

૩ નિદ્રાલસે=નિદ્રા નહિ કરવાથી ઉત્પન્ન થયલું આલસ્ય. બાલાર્ક=ઉદય થતો સૂર્ય. ઈંદ્રવજ્રા વૃત્ત.

૪ કુલપતિ= " વિપ્રરષિના અધ્યાપક " એવું લક્ષણ કુળપતીનું કહેલું છે; ગુરૂઆજ્ઞા ઇ૦=ઉપર કહેલા કુળપતીના લક્ષણવાળાઓનેજ અહલ ગુરૂપદ અપાતું હતું. અને એવા ગુરૂઓની આજ્ઞાનું કદી પણ ઉલ્લંઘન થતું ન હતું એ પપરથી માલમ પડે છે કે અસલ રાજાઓના ઉપર કુલપતિની સત્તા પુરેપુરી ચાલતી અને તેથી રાજા સત્તાના દોરમાં કોઇનો પણ અનકી કરી શકતા નહી.

विदूषक–મારો તો એ અભિપ્રાય છે કે વાસકસજ્જા[1] દેવીના ખંડન અનર્થ શિવાય બીજો કંઇ પણ ન હોઈ શકે.

राजा–સખા! તારી મશ્કરી બંધ કર.

विदूषक–તારે મન જે મશ્કરી છે તેજ મારો અનાથ બટુકનો અનર્થ છે.

राजा–( શંકાશીલ તથા ઉત્સુ )સખા! તું શું ધારે છે? દેવી શું કરતી હશે?

विदूषक–કોપાયમાન હશે એવું હું અનુમાન કરૂં છું.

---

## सद्वृत्ति.



સદ્વૃત્તિ એટલે સારી વૃત્તિ. મનમાં નવીન વિચારનું પ્રથમ ઉત્થાન થવું તે વૃત્તિછે. वृत् ધાતુ ભાવવાચકછે, એપરથી વિચારનો ભાવ–પ્રથમોત્પત્તિ તેજ વૃત્તિ છે. સદ્વિચારના ઉત્થાનને સદ્વૃત્તિ કહેવાયછે તથા નઠારાવિચારની ઉત્પત્તિને દુર્વૃત્તિ કહેછે. વૃત્તિ ઉઠ્યાપછી વિચાર ગતિમાન્ થાયછે, અનેપછી છેવટ બુદ્ધિથી નિશ્ચય થાય છે ત્યારે તદનુસાર આચરણ થાયછે. માટેજ કહેવાય છે કે જેવીવૃત્તિ તેવાં આચરણ. સારી વૃત્તિહોયતો આચરણ પણ સારાં હોયછે, અને નઠારી વૃત્તિ હોયતો નઠારાં આચરણ હોયછે. આચરણ એટલે કર્મ; સારાં આચરણનાં સારાં ફળ મળી શકેછે અને નઠારાં આચરણથી નઠારાં ફળ મળેછે; તેટલામાટે સર્વે એ સદાચરણ કર્ત્તવ્ય સિદ્ધ થાયછે. કારણકે નઠારા ફળની ઈચ્છાકોઇ કરતું નથી. આપણે જેવા ફળની અપેક્ષા રાખતા હોઈએ તેવા તેવા ફળમળે તેવાં કર્મો આપણે આચરવાં જોઈયે. ત્યારે એવાં આચરણ થવાને માટે તદનુકૂલ વૃત્તિપણ હોવીજોઈયે, તે ન હોયતો તેમ કરવાની જરૂરછે. એટલેકે વૃત્તિ બતાવે તેવું આચરણનહિ કરતાં તેને રોકીને સદાચરણ કરવું. આમ વૃત્તિરોકી પ્રતિકૂલ વર્ત્તન કરવાથી તેવા વર્ત્તનને અનુકૂલ વૃત્તિ થવાનીજ, કારણકે વૃત્તિ અનુસાર જેમ આચરણ તેમ આચરણ તેવી વૃત્તિ પણ થતી આવેછે. ત્યારે એરીતે સદાચરણ યુક્તવૃત્તિ થવા માટે પ્રયત્નની જરૂરછે.

હવે ઉઠેલી વૃતિને રોકીને સુધારવાનો પ્રયત્ન સહેલોનથી, પણ અતિ વિલમછે. તે પોતાની મેષતો થવો અશકયછે એમ કહિયેતોપણ ચાલે તેવું છે,

---

1 વાસક સજ્જા=તમારી વાટ જોતી બેઠેલી.

તેટલામાટે બીજા સદ્વૃત્તિવાળાઓએ બાંધી આપેલા બંધારણ પ્રમાણેજ ચાલવાની ફરજમાં બંધાઇએ તોજ તેમ થઈ શકે તેમછે.

આટલામાટે સર્વ દેશોમાં અમુક નીતિનાં બંધારણો બાંધેલાં તથા તે પ્રમાણે જે નથી વર્ત્તતા તેમને વર્ત્તાવવા બીજાઓ પ્રયાસ કરતા આપણા જોવામાં આવેછે. પશ્ચિમ દેશોમાં આવાં બંધારણો રાજાજ પળાવેછે, પરંતુ આપણા દેશમાં તેમ બહુશઃ થતું નથી, તેથી આચારવિચાર આપણ આર્યોના બહુ બહુ રીતથી થતા જાયછે, તથા સર્વત્ર ભિન્ન ભિન્ન દેખાયછે. આમ થવાનું કારણ રાજ્ય કર્તા સ્વદેશી નથી પણ વિદેશીછે, તેજછે. જેવા બંધારણના બાંધનાર, તથા જેવાં બંધારણ હોય, તેવું જનસમૂહનું આચરણ થાયછે. પૂર્વના આપણા આર્ય લોકોનાં પ્રાચીન બંધારણોમાં અને આધુનિક પાશ્ચાત્ય નીતિના બંધારણમાં ઘણો મોટો તફાવત જોવામાં આવેછે. પશ્ચિમ દેશોમાં ભૂમિની કષ્ટસાધ્યતા તથાવિશ્વરચના અનુકૂલતાવાળી નહિ હોવાથી, તેમજ હવાપાણી પણ સમશીતોષ્ણાદિ અનુકૂલ નહિ હોવાથી ત્યાંના લોકોને વ્યવહાર ચલાવવા માટે અનેક માર્ગો શોધવાની જરૂર જણાઈ, તે ઉપરથી તેઓ સાંસારિક સુખનીવૃદ્ધિને લગતા પ્રવૃત્તિ માર્ગમાંજ રોકાવા લાગ્યા, અને આપણા દેશમાં સર્વ પ્રકારની અનુકૂલતા હોવાથી લોકોનો વ્યવહાર સરલતાથી ચાલી શકતો હોવાથી આપણા પૂર્વજોને વ્યવહાર નીતિનાં ધોરણ શોધવાની જરૂર થોડી રહેતાં તેઓ પરમાર્થ કે પરલોકના વિચારમાં વિશેષ મગ્ન થવા લાગ્યા. આથી એમ થયું કે પારલૌકિક વિદ્યાની શોધમાં પશ્ચિમ કરતાં પૂર્વના લોકો વિશેષ આગલ વધી ગયા.

*આપણે જ્યાંથી આવ્યા છિયે, તથા જ્યાં જવાના છિયે તે બાબતનું* જો સંપૂર્ણ જ્ઞાન હોય, તોજ વચમાંની આલોકની સ્થિતિમાં આપણું કર્તવ્ય શું છે તે આપણે ખરી રીતે સમજી શકિયે, તેટલામાટે પૂર્વના લોકો એ વિષય સારી રીતે સમજેલા તેથી તેમણે જે મનુષ્યાચરણના નિયમો બાંધેલાછે તે વિશેષ ઉંચાસારાને લાભકારક હોવા જોઈએ, એમ જણાયછે. માણસો વિચાર કરવાથી વસ્તુ ગતિ સમજી શકછે, માટે એ વિચારની પદ્દત્તિ આવાશાંત પાયા ઉપર રચાયલી હોવી જોઈએ.

વિચારનું સ્થાન મન છે. તે એટલુંતો અસ્થિર હોયછે કે જ્યાંસુધી તેમાં અસ્થિરતા હોય ત્યાં સુધી વિચારની પણ અસ્થિરતાજ રહેછે, અને જ્યાં સુધી વિચારની અસ્થિરતા હોય ત્યાં સુધી નિશ્ચયપણ ભુલરહિત થવાનો સંભવ

નથીજ, અને નિશ્ચય ભુલવાળો ન મટે ત્યાં સુધી આચરણ પણ શુદ્ધ થવાં દુર્લભછે, અને આચરણ જયાંસુધી શુદ્ધ ન થાય ત્યાંસુધી વૃત્તિપણ સુધરી શકતી નથી, તેટલામાટે મૂળ મુદ્દે પ્રથમતો વિચારનું સ્થૈર્ય થવાસારૂ મનને અસ્થિર મટાડી સ્થિર કરવાં પ્રયત્નની જરૂર છે. આને માટે યોગક્રિયા કર્ત્તવ્યછે. એ સિવાય બીજો ઉપાય નથી. મનને ધીરે ધીરે એકજ વિચારમાં લાંબો લાંબો સમય રોકવાની ટેવ પાડવી તેને યોગ કહેછે. એક વસ્તુની મનમાં ધારણા કરવી, પછી તેના ઉપર વિચારમાં લીન થવું. અસ્થિરમનમાં બીજી અનેક વસ્તુઓ આડી આવવા નહિ દેવાનો પ્રયાસ કરશો, તો પણ તેને આવીકે તુરત ખેસવતાં જવી અને પેલી ધારિતવસ્તુને ખસવા નજ દેવી, આમ વારંવાર લાંબો વખત કર્યાકરવાની ટેવ પાડવાથી પછી તેમ કરવું સરલ થતું જાયછે, અને મનસ્થિર થતાં શીખેછે.

પરંતુ હજી આમ થવું પણ બહુજ કઠિણ છે. સહેલું બીલકુલ નથી, અને તેને માટે પ્રાણાયામાદિ ક્રિયાયોગ શોધેલોછે. અત્રે આ યોગવિદ્યા લખવા બેઠાનથી. અત્રે આટલું લખવાનો હેતુ એટલોજ છે કે આપણા પૂર્વજો યોગીઓ હતા અને યોગવિદ્યાથી ચિત્તકે મનની સ્થિરતાનો અભ્યાસ કરતા, અને એ રીતે સ્થિર થએલ મનવાળા તેઓ જે વિચારકરી નિશ્ચય ઉપર આવતા, તેવા નિશ્ચય ઉપર અસ્થિર તર્કજ્ઞ આવી શકેજનહિ, તેટલા માટે તેમના નિશ્ચયો વિશેષ ભૂલરહિત હતા તેમ માનવાંમાં કશી શંકા રાખવા જેવું છે નહિ; અને તેથી એવા શુષ્કતર્કોથી રચાયલાં બંધારણો અથવા નીતિના કે વ્યવહારનાં આચરણના નિયમો વિશેષ ઉંચા જે લાભકારક હોવા જોઇયે એમ સિદ્ધ છે.

આપણા દેશમાં રાજયકર્ત્તા વર્ગ વિદેશી છે, અને રાજય કર્ત્તાઓનાં આચરણોની છાપ લોકો ઉપર વિશેષ અસર કરેછે. તેટલામાટે આપણા ડાહ્યા પુર્વજોએ આગળ ઉપર વખ્તે વિદેશીસત્તા પ્રસરે તોપણ આપણા લોકોનાં આચરણ બગડે નહિ તેવાં બંધનોનાખી મજબુત નિયમો થડી ગયાછે; એ બંધનો આજના સુધારકો તોડી નાખવા ઘણોઘણો પ્રયાસ ચલાવેછે તોપણ તે તુટી શકતાં નથી, એવાં મજબુત છે, એજ તેના બાંધનારાઓની બુદ્ધિની મહત્તા સૂચવી આપેછે.

બુદ્ધિ કર્માનુસાર પ્રવર્તે છે તેને માટે કહેલું છે:—

सत्यानुसारिणी लक्ष्मीः कीर्तिस्त्यागानुसारिणी ।
अभ्याससारिणीविद्या बुद्धिःकर्मानुसारिणी ॥

"લક્ષ્મી સત્યાનુસારી છે, કીર્તિ ત્યાગાનુસારી છે અને અભ્યાસ-સારી વિદ્યા છે, તથા કર્માનુસારી બુદ્ધિ છે."

આમાં લક્ષ્મીને સત્યને અનુસરનાર કહેલી છે. અસત્યને અનુસરવાથી લક્ષ્મીની પ્રાપ્તિ નથી. ઘણાનું માનવું એમ હશે કે અનીતિ વિના પૈસો એકઠો થતો નથી, પરંતુ એ વિચાર કેવળ ભુલભરેલો છે. અસત્યથી કદાપિ કાંઇ પૈસો મળે, તો પણ તે રહેતો નથી, પણ કેવળ કોઇ રીતે પણ ખરચાઇ જાય છે. એટલુંજ નહિ, પણ કાંતો તે ચોરાઇ લુટાઈ પણ જાય છે. ઉપરથી કદાચ લાભ દેખાશે તો પણ વાસ્તવિક રીતે જોતાં અંતે અનીતિમાં લાભ છેજ નહિ, માટેજ કહેલું છે કે લક્ષ્મી સત્યને અનુસરે છે. બીજું કીર્તિને ત્યાગને અનુસરનારી કહેલી છે. કંઇ સારૂં કીર્તિ વધે તેવું કામ કોઇ કરી આવી ને પછી તેના બદલાની ઇચ્છા રાખે, તો તેની કીર્તિને ઝાંખ લાગી જાય છે, પણ "મેં એમાં શું કર્યું" એમ નિર્લોભતા કે નિરભિમાનપણું રાખવામાં આવે તો તેની કીર્તિ વિશેષ વૃદ્ધિ પામે છે. મતલબ કે નિરભિમાનીની કીર્તિ પ્રસરે છે તેવી અભિમાનીની પ્રસરતી નથી, એમ તાત્પર્ય છે. તેવીજ રીતે વિદ્યા અભ્યાસને અનુસરનારી છે. અભ્યાસવિના વિદ્યા પ્રાપ્તજ કરી શકાતી નથી, અને પ્રાપ્તકરી લીધા પછી પણ જો અભ્યાસ ચાલુ હોય તોજ તે જળવાઇ રહે છે, પરંતુ અભ્યાસ છોડી દેવામાં આવેતો કાળે કરી પ્રાપ્ત વિદ્યા પણ પાછી નાશ પામતી જાય છે; માટે વિદ્યા અભ્યાસથીજ ટકે છે, ને તેથીજ તે અભ્યાસસારિણી કહેલી છે. આવીજ રીતે બુદ્ધિને કર્માનુસારી કહેલી છે. પ્રારબ્ધ, સંચિત અને ક્રિયમાણ—એમ ત્રણ પ્રકારનાં કર્મોથી મનન-ધર્મવાળું ચિત્ત રંગાય છે; અથવા પ્રારબ્ધ સંચિત અને ક્રિયમાણરૂપ કર્મોથી મનન ધર્મવાળા ચિત્તરૂપ પટમાં છાપ પડે છે; અથવા વળી ત્રીજી રીતે બોલિયે તો પ્રારબ્ધ, સંચિત અને ક્રિયમાણરૂપ કર્મોના મનન ધર્મવાળા ચિત્તરૂપ પટમાં સંસ્કાર લાગે છે; અને આવી રીતે સંસ્કારથી રંગિત ચિત્તમાં થતું મનન પણ તેવા રંગનુ થાય છે. મનન કરવાથી છેવટ નિશ્ચય કરવાનું કામ બુદ્ધિનું છે, કર્મોના સંસ્કારોથી રંગાયલા મનન ઉપરથી બુદ્ધિને રંગ લાગી નિશ્ચય પણ તેજ રંગના થાય છે. આમ સ્પષ્ટરીતે સમજી શકાય છે કે બુદ્ધિ કર્મોનેજ અનુસરનારી છે.

સદ્વૃત્તિ વિદ્યાથી પણ મળે છે, એમ ઘણાનું માનવું છે; તે સર્વાંશે ખોટું નથી. વિદ્યાભ્યાસ પણ કર્મ છે, ને તેના સંસ્કારથી બુદ્ધિ રંગાતાં તેમાં

ફેરફાર થઇ શકવા સંભવ છે; તેટલાજ માટે ઘરમાં આચારવિચાર સારાં સહુ મોટાં પાળતાં હોય તો બાળક તેવાં નાનપણથીજ થતાં શીખે છે. આ દુનિયામાંના સર્વ મનુષ્યોએ, પ્રાણી પશુ આદિ જીવ માત્રમાં આત્મભાવ રાખી દયા, નીતિ આદિ સદાચરણથી વર્તવું તેમાંજ શ્રેય છે એ વાત મુખ્ય સમજવાની છે.

---

## સત્સંગ.

સોબત તેવી અસર—એ કહેવત પ્રમાણે સોબત સારી હોય તો વૃત્તિ તથા આચરણ સારાં થઇ શકે છે, અને સોબત નઠારી હોય તો વૃત્તિ તથા આચરણ પણ નઠારાં થાય છે. એટલા માટે સત્સંગ—એટલે સારી સંગત કે સોબત રાખવાની પુરેપુરી જરૂર છે. શાસ્ત્રમાં પણ કહેલું છે, કેઃ—

॥ सद्भिरेवसहासीत सद्भिःकुर्वीत संगतिम् ॥
॥ सद्भिर्विवादं मैत्रींच नासद्भिःकिंचिदाचरेत् ॥

"સત્પુરૂષની સાથેજ બેસવું," સત્પુરૂષોનીજ સંગતિ કરવી, સત્પુરૂષોસાથેજ વિવાદ અને મૈત્રી પણ કરવી, અને અસત્પુરૂષોથી કંઈ પણ આચરણ કરવું નહિ."

"સત્પુરૂષો પાસેજ બેસવું." તેમ કરવાથી વાતચીત સદ્વિચારોજ શ્રવણ થઈ શકે છે, અને સદ્વિચારોનુંજ નિરંતર શ્રવણ થવાથી મનમાં સદ્વિચારોની છાપો વધારે પડતી જાય છે. એ રીતે વૃત્તિ સુધરતી આવે છે, તેટલા માટે આમાં કહ્યું કે "સત્પુરૂષો સાથેજ બેસવું" "સાથેજ" માં "જ" મુકવાથી એમ સિધ્ધ સમજાય છે. સત્પુરૂષવિના બીજા પાસે નહિજ બેસવું. વળી "સત્પુરૂષોની સંગતિ કરવી." એમાં પણ એજ અર્થ સૂચવાય છે. જેમ સત્પુરૂષો પાસેજ બેસવું, તેમ બોલવું ચાલવું ઇત્યાદિ વ્યવહાર પ્રસંગ પણ તેવાની સાથેજ પાડવો. બીજાનો પ્રસંગ પણ પાડવો નહિ. વળી કહ્યું છે કે "સત્પુપુરૂષો સાથેજ વિવાદ તથામૈત્રી કરવી." નઠારા સાથે વિવાદ કરવામાં પુષ્કળ હાની થાય છે, માટે વિવાદ પણ સત્પુરૂષો સાથેજ કરવો કે જેથી આપણી ભુલ હશે તો તેથી સુધરશે, અગર તેની ભુલ હશે તો તે સુધારશે; પણ નઠારા માણસ સાથે વિવાદ કરવાથી તે સુધરવાનો પણ નહિ, તેમ વખતે આપણને તેના બોલવાની અસર થઈ જાય તો આપણે પણ તેના જેવાજ મતના થઇ જવાય, તેટલા માટે એવાની સંગતિજ કોઇ પ્રકારની નહિ રાખવી.

મૈત્રી પણ સત્પુરૂષનીજ કરવી કારણ કે લુચ્ચાની મૈત્રી કરવાથી તેની સંગતિ થવાથી તેના કંઇક પણ ગુણો આપણામાં આવી જાય; તેટલા માટે છેવટ કહે છે કે અસત્પુરૂષ સાથે કશો સંબંધ કોઈ દિવસપણ પાડવોજ નહિ. સત્પુરૂષની સંગતિ આદિ તો કરવાં એટલુંજ કહ્યું, પરંતુ અસત્સંબંધતો કદાપિ પણ નજ કરવો, એમ "કદાપિ" શબ્દથી ભાર પૂર્વક આદેશ કરેલો છે.

જેમ સત્પુરૂષની સંગતિ કરવી પણ દુષ્ટ જનની નહિ કરવી, તેવીજ રીતે વસ્તુ માત્ર જે આપણા વ્યવહારમાં આવે છે તેમાં સદ્વસ્તુનોજ સંસર્ગ રાખવો, અસદ્વસ્તુનો રાખવો નહિ. આને માટે પણ કહેલું છે કેઃ—

अवृत्तिकं त्यजेद्देशं वृत्तिं सोपद्रवां त्यजेत् ।
त्यजेन्मायाविनं मित्रं धनं प्राण हरं त्यजेत् ॥

અવૃત્તિક દેશને તજી દેવો, સોપદ્રવ વૃત્તિને તજી દેવી, માયા વિનાના મિત્રને તજી દેવો, અને પ્રાણહરણ ધનને તજી દેવું."

"અવૃત્તિક દેશને તજી દેવો"—એટલે જે દેશમાં વૃત્તિ એટલે રોજગાર ધંધો ન મળી શકે, તેવા દેશનો ત્યાગ કરવો. એવા દેશમાં રહેવાથી ભુખે મરવું પડે, માટે તેમાં રહેવાથી કંઇ લાભ નહિ. તેમજ કદી રોજગાર ધંધો મળી શકે તો પણ તે ઉપદ્રવ વેઠયાવિના ન મળે તો તેવા રોજગારનો પણ ત્યાગકરી દેવો, કોઇ ધંધો એવો મળે કે જેમાં આપણી નજર ન પહોંચતી હોય, અગર નજર ન પહોંચતી હોય તો પણ કામગીરી સખ્ત અને વિશેષ શ્રમવાળી હોય અગર કોઈ પણ રીતે કષ્ટને દેનાર ધંધો હોય તો તેવા ધંધાથી પણ કંઈ લાભ નહિ, માટે તેનો પણ ત્યાગ કરી દેવો. વળી માયા એટલે હેત પ્રીતિ વગરનો મીત્ર હોય તો તે પણ ઉલટો કલેશને આપનારો થાય. એવો મિત્ર શું કામનો? કષ્ટ જેનાથી થાય તે મિત્રજ શેનો? માટે માયા મમતા વગરનો કોઇ હોય તેની સાથે કદી મિત્રતા બંધાઇ ગઇ તો પણ તેની પાછળથી ખબર પડે ત્યારે તજી દેવો, કેમકે તેથી સુખ થવાનું નથીજ, અને સુખ માટે મનુષ્યમાત્રની પ્રવૃત્તિ હોય છે. "પ્રાણહર ધનને તજી દેવું"—એ પણ પરમ યોગ્યજ છે. કોઇ કહેશે કે "ચાર ફુટ ઊંચેથી એક ઠેકડો મારી ધુલનો મોટો ઢગલો કુદી જવો, તો ૧૦૦ રૂપિયા આપું" પણ આમ કરવાજતાં હાથ પગ ભાંગે તો સો રૂપિયા શું કામના થાય? માટે જેથી પ્રાણને નુકશાન થાય તેવું ધન મળતું હોય તો તે પણ છોડી દેવું. આ બધું તજી દેવા યોગ્ય બતાવ્યું તે પણ અસત્યવસ્તુઓ છે. જેથી સુખ મળે

અને જે સત્વસ્તુ હોય તેનોજ સંબંધ કરવો. જેથી સુખ મળે તેજ સત્વસ્તુ છે અને જેથી દુઃખ મળે અથવા જેનું પરિણામ સારૂં ન હોય તે બધી અસત્વસ્તુ છે. આમ સદસત્વસ્તુનો વિવેક કરી સત્નું ગ્રહણ અને અસત્નો પરિત્યાગ કરવો જોઇયે.

જેથી સુખ ન થાય ને દુઃખજ થાય તે બધાને તજી દેવું. તેને માટે વળી કહેલું છે કેઃ—

सजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलंसजेत् ।
ग्रामंजनपदस्यार्थे आत्मार्थे पृथिवीं सजेत् ॥

"કુલને અર્થે એક (મનુષ્ય) નો ત્યાગ કરવો, ગામને અર્થે કુલ તજી દેવું, જનપદને અર્થે ગામ તજવું, અને આત્માને અર્થે પૃથ્વી તજી દેવી."

એક ઘરમાં પિતા, પુત્ર, સ્ત્રી, પુત્રી, વહુ ઈત્યાદિ જેટલા મનુષ્યો રહેતાં હોય તેને કુલ કહે છે. આવાં કોઇ કુળમાં એકાદ મનુષ્ય એવું નઠારૂં નીવડે કે જે આખા કુળને નુકશાન લગાડે અગર કલંક પહોંચાડે તો તેવા નઠારા મનુષ્યનો એ કુળમાંથી તુરત ત્યાગ કરી દેવો; કારણકે તેનો સંબંધ કુળને વિશેષ નુકશાન કરે, તેટલા માટે તેનો ત્યાગ કર્યાથી આખા કુળને નુકશાન થાય નહિ. આખા કુળમાં જેમ એક માણસ આવું નઠારૂં હોય, તેમજ એક આખા ગામમાં કોઈ આખું કુળ નઠારૂં હોય તો તે આખા ગામના સુખને અર્થે તે કુળનો ત્યાગ કરી દેવો જોઇયે. એજ રીતે દેશ આખાને નુકશાન કરનાર એક ગામ આખું નીકળે તો તે ગામનો ત્યાગ કરી દેવો, અને આત્મા એટલે પોતાનું સુખ અને સગવડ જાળવવા માટે ગમે તે કરવું. આમાં એમ અર્થ લેવાનો નથી કે પોતાના સુખને અર્થે બીજાને નુકશાન કરવું, પરંતુ પોતાના સુખને અર્થે હર કોઇનો પણ ત્યાગ કરવો, એમ અર્થ છે. સુખકર સદ્વસ્તુ સિવાય દુઃખકર અસદ્વસ્તુનો ત્યાગ કરવો, એમ તાત્પર્ય છે.

વળી કહેલું છે કેઃ—

अनायके नवस्तव्यं नवसे द्बहुनायके ।
स्त्रीनायके नवस्तव्यं नवसे द्बालनायके ॥

"અનાયકમાં, બહુનાયકમાં, સ્ત્રીનાયકમાં (અને) બાલનાયકમાં વસવું નહિ."

અનાયક એટલે જે દેશમાં નાયક કે રાજા ન હોય, અને મનુષ્ય માત્ર સ્વતંત્ર હોય તે દેશમાં વસવું નહિ, કેમકે તેવા દેશમાં કોઇ કોઈને કહેનાર

નહિ હોવાથી મનુષ્ય માત્ર સ્વચ્છંદ હોય છે તેથી ઘણું શોસવું પડે છે. બળીયો હોય તે ફાવે અને નબળાને દુઃખ પડે છે. માટે તેવા દેશમાં વસવું નહિ. વળી જ્યાં બહુનાયક એટલે ઝાઝા હુકમદાર હોય ત્યાં પણ વસવું નહિ, કેમકે એક કંઇ હુકમ કરે, બીજો કંઇ કરે, ને ત્રીજો કંઇ કરે, તેમાંથી શું કરવું તે નક્કી થાય નહિ. તેમ એકના કહ્યા પ્રમાણે કરતાં બીજાને ઠીક ન લાગે, તો તેથી નુકશાન ખમવું પડે છે. માટે બધાની પ્રીતિ મેળવી શકાય નહિ, તેથી તેવા દેશનો ત્યાગજ વધારે સરસ છે. જ્યાં સ્રીના મતાનુસાર અમલ ચાલતો હોય, અથવા જ્યાં સ્રીનોજ અમલ ચાલતો હોય ત્યાં પણ વસવું નહિ; કારણકે સ્રીઓ અલ્પ બુધ્ધિની હોય છે, અને અલ્પ બુધ્ધિનાં માણસોના મનનું બંધારણ અચળ હોતું નથી. સ્રીઓ પણ પુરૂષ જેટલી દૃઢ અને બધી વાતમાં પુરૂષ સમાન થઈ શકે એવું હાલના ઘણા લોકોનું મત છે. પરંતુ એ વિષય યોગ્ય સ્થળે ચર્ચવો મુનાસબ છે, અત્રે એ વિષયયાંતર કરવાનું કશું પ્રયોજન દીસતું નથી. મતલબકે પુરૂષ જેટલી શારીરિકકે માનસિક બળની સ્રી હોઇ શકે તો તે જવલજે બને છે, પણ સામાન્ય નિયમ તરીકે એ બનવું અશક્ય છે. એજ રીતે બાળક નાયક હોય ત્યાં પણ વસવું યોગ્ય નથીજ, કેમકે બાળકમાં પણ સમજણશક્તિ પરિપક્વ હોતી નથી, માટે એટલાંવાનાનો પણ સંગ નહિ કરવો જોઈયે.

વળી સંબંધ ગમે તેની સાથેં બાંધવામાં આવેતો પણ સર્વે વાતમાં જ્યાં સુધી સમાનતા ન હોય, ત્યાં સુધી એ સંબંધ ગાઢ જામતો નથીજ, તેને માટે પણ કહેલું છે કે—

ययोरेवसमंवित्त ययोरेव समं कुलम् ।
तयोर्मैत्री विवाहश्च नतु पुष्ट विपुष्टयोः ॥

"જેમની ધન સંબધી સ્થિતિ સમાન હોય, જેમનાં કુલ સમાન હોય, તેમની મૈત્રી અને વિવાહ (થાય તો વધારે શોભે છે, પરંતુ) અસમાનતામાં નહિ."

પૈસો સમાન હોય તેમની મૈત્રી સારી બાઝી શકે માટે સ્રી પુરૂષના વિવાહ પણ સમાન ધનવાળાઓમાં કરવા જોઇયે; નહિ તો મૈત્રી બાઝશે નહિ. મૈત્રી એટલે પ્રીતિ. પ્રીતિવિનાનું જોડું સુખી થતું નથી; તેમજ સારા ધનાઢ્યની પુત્રીને પોતાના પિતાને ઘેર રહે તેટલામાં સારાં સારાં ખાવાપીવા, પહેરવા ઓઢવા મળેલ હોય છે, તે ગરીબ સાસરા મળવાથી સાસરે ગયા પછી

દુઃખી થાયછે કેમકે સારૂં સારૂં સુખ ભોગવવાથી દુઃખ ભોગવવાને અયોગ્ય શરીરને દુઃખ વશમું લાગે છે. ગરીબના ઘરમાં જોકે ટેવાઇ રહેલ માણસને દુઃખ ન લાગે, પણ જેવી જેને ટેવ પડી ગઇ હોય ને તે છોડવી પડે, એ વધારે દુઃખકર લાગે છે. માટેજ દીકરી દેવી તે સમાન સ્થિતિવાળાનેજ આપવી કે જેથી તેની ટેવો છોડવી પડે નહિ અને દુઃખી થાય નહિ. જેમ સ્ત્રીને તેમજ પુરૂષને પણ અસમાન સ્ત્રી મળવાથી ખમવું પડે છે તેમ ઉંચા ઘરની સ્ત્રી મળી હોય તેની તાલી સાચવવી મુશકેલ પડે છે, અને તેમ ન કરી શકેતો સ્ત્રી દુઃખી થાય અથવા ભૂંડો કરે; અને પોતાથી નીચા ઘરની સ્ત્રી મળી હોય તો તેને ઉંચી ઉંચી ટેવો હોય તેથી તે અજાણ્યા જેવી થઈ રહે. આપણા ઉંચા ખોરાક વગેરે તે સમજે નહિ---વગેરે પણ દુઃખજ છે. માત્ર ધન સંબંધી સમાન સ્થિતિમાંજ મૈત્રી અને વિવાહ કરવા, એટલુંજ નહિ, પણ પાછું કુળ પણ સમાન જોઇયે ધન સંબંધી સ્થિતિમાં સમાન હોવા છતાં કુળમાં ફેર પડે છે. કુળ સ્વભાવ તથા રીતભાત અને વર્તણુક ઉપર આધાર રાખે છે. નઠારા કુળનો પુરૂષ અથવા સ્ત્રી એક હોય ને બીજું સારા કુળનું હોય તો પણ બનાવ સારો રહી શકે નહિ, એટલે પણ પ્રીતિવિનાની મિત્રતા કામની નથી. માટે સંબંધ સમાનતામાં કરવામાં આવે તોજ તે જામે છે ને સુખકર નીવડે છે.

માટે જે જે વસ્તુ દુઃખકર હોય તે તમામનો ત્યાગ કરવો જોઇયે, અને જે જે વસ્તુ સારી સુખકર હોય તેનું ગ્રહણ કરી સંબંધ કરવો જોઇયે. વિનયાદિ સદ્ગુણની પ્રાપ્તિ નિરંતરની સારી સોબતથીજ થઇ શકે છે, અને વિદ્યાથી વિનયાદિ પ્રાપ્ત થઇ શકે છે.

---

## જગતનું સ્વરૂપ.

( સાંધણું-ગયા વર્ષના પૃષ્ટ ૨૪૦ થી. )

તેઓ મિથ્યા તકરાર કરે છે કે જગત્ બ્રહ્મરૂપછે, એમ ગીતા, વેદ, આદિમાં વારંવાર કહેલું છે તે જો જગત્‌ને અસત્ કહિયે તો બ્રહ્મ પણ અસત્ થાય. આ વાદ છેક મિથ્યા છે. જગતજ બ્રહ્મ છે તો બ્રહ્મને નિત્ય અને જગત્‌ને અનિત્ય શામાટે માનો છો ? તમારા મતપ્રમાણે તો બ્રહ્મથી જગત્‌ની કોઇ પણ વિપરીત રીતે લક્ષણા બાંધી શકાશે નહિ. પ્રકાશ અને અપ્રકાશ, અસ્તિત્વ અને નાસ્તિત્વ—એમ નિરંતર દ્વિત્વભાવ સરખો હોતોજ નથી.

એકથી બીજો છેક પ્રતિકૂલજ હોય છે, અને તેમાંથી એક ભાવરૂપ હોય તો બીજું અભાવરૂપજ હોવું જોઇયે; માટે એકને લીધેજ બીજું છે. બીજું સ્વતંત્ર નથી, તેમજ કારણરૂપ બ્રહ્મજ સત્ય છે અને અભાવરૂપ કાર્ય–જગત્ છેજ નહિ એ નક્કી થાય છે. બ્રહ્મથી ભિન્ન કંઇજ નથી. બ્રહ્મરૂપે તો સર્વ સત્યજ છે. ગીતામાંજ કહેલું છે કે वासुदेवः सर्वमिति "આ સર્વ વાસુદેવજ છે." પ્રચલિત લૌકિક ન્યાય છે કે यदिस्यान्नोपलभ्येतय दिस्यादुपलभ्यते "જો ન હોય તો તેની ઉપલબ્ધિજ ન હોય, અને જો હોય તોજ ઉપલબ્ધિ હોય." આ પ્રમાણે પ્રચલિત ન્યાયનો અર્થ પણ જગત્ નથી તેથી તેની ઉપલબ્ધિજ નથી એમ લેવાનો છે, પણ જગત્‌ની ઉપલબ્ધિ છે એમ તો માત્ર અધ્યાસથીજ માનેલું છે.

વળી પુરૂષ સૂક્તમાં એમ કહેલું છે કે "આ સર્વ જે થયું છે ને થશે તે પુરૂષજ છે." આ ઉપરથી પણ જગત્ બ્રહ્મથી ભિન્ન ઠરતુંજ નથી. છાંદોગ્યોપનિષદ્‌ની ભૂમ વિદ્યામાં કહ્યું છે કે "આત્માજ આ સર્વ." વળી એજ ઉપનિષદ્‌ની શાંડિલ્ય વિદ્યામાં કહ્યું છે કે "સર્વ નક્કી આ બ્રહ્મ" તથા "તેજરૂપે જન્મ, લય, સ્થિતિવાળું" બૃહદારણ્યકોપનિષદ્‌માં કહ્યું છે કે "આત્માજ આ સર્વ આગળ હતું."

ઐતરેયોપનિષદ્‌માં કહ્યું છે કે "આત્માજ નિશ્ચય આ એકજ આગળ હતો, નહિ બીજું કંઇ ચેષ્ટા કરનારૂં" આમાં "આ" પદવડે જગતાદિ છે.

આ બધું જગત્‌નું અસ્તિત્વ બતાવનારાં વાક્યો ઉપનિષદાદિમાં છે એમ કેટલાક વાદીઓનું માનવું છે, પરંતુ એ વાક્યોનો તાત્પર્ય એમ છે કે અજ્ઞાન દશામાં આ સર્વ જે ભાસે છે તે કંઈજ નથી પરંતુ બ્રહ્મજ આ સર્વરૂપે દેખાય છે, એવો બોધ બતાવવા અર્થે છે. આથી આમ નહિ સમજવું જોઈયે કે વેદાદિ શાસ્ત્રો અજ્ઞાનીનેજ બોધ કરવામાટે છે, પરંતુ જ્ઞાનીને તો એ કંઇ કામનાં નથીજ, જ્ઞાની તેનું રહસ્ય સમજી અનુભવાનંદ લે છે. આ અને સર્વ શબ્દનો વ્યવહાર અધ્યાસ અને અજ્ઞાન દશાના બોધ સૂચીજ છે. તેથી માત્ર બ્રહ્મજ છે.

વળી વાદીઓ એમ પણ શંકા કરે છે કે વ્યાસ સૂત્ર "તેનું અનન્યપણું" છે તેમાં જગત્ અને બ્રહ્મનું અનન્યપણું કહેલું છે, પરંતુ "તેજ

માત્ર" એમ કાં ન કહ્યું, પરંતુ બે હોય તો અનન્યત્વ કહેવાની જરૂર છે; પરંતુ ભેદદૃષ્ટિથીજ આ વાત સમજી શકાય નહિ તેવી છે બીજી વસ્તુ છે નહિ, પણ દેખાય છે તેને માટેજ એમ કહેવું યોગ્યજ હતું. જો બીજી વસ્તુ વાસ્તવિક રીતે હોયજ તો પછી અનન્યપણું સંભવે નહિ. બે જુદી જુદી વસ્તુ હોય તો અનન્યત્વનો કેવળ અસંભવજ છે. એકજ વસ્તુ બે રૂપે દેખાતી હોય ત્યાંજ અનન્યત્વ સંભવી શકે છે, માટે એ વાદ કેવલ જલ્પ રૂપજ છે. મતલબકે આ બધાં શાસ્ત્ર વાકયોથી જગત્ ભાવરૂપ સમજવાનું નથીજ ઠરતું. ભ્રાંત ચિત્તના બોધાર્થેજ સર્વ શાસ્ત્રોની પ્રવૃત્તિ છે. જ્ઞાનીને તો બોધની જરૂરજ શાની હોય માટે બોધ અને શાસ્ત્રો અજ્ઞાની માટેજ છે. આજે સર્વ દેખાય છે તે જેવું દેખાય છે તથા તેને જે નામ રૂપ આપણે વ્યવહારાર્થે આપિયે છિયે તેવું કંઇ છેજ નહિ પણ એ સર્વરૂપ બ્રહ્મજ દેખાય છે. આમ અનન્યત્વ બતાવે છે. જગત્ રૂપે બ્રહ્મ દેખાય છે પણ વાસ્તવિક તેનું સ્વરૂપજ અકથ છે. તદ્ભાવઃ એમ ન કહ્યું ને તદનન્યત્વ કહ્યું તે ઠીકજ છે, છતાં ભ્રાંતિથી આવા વાદો જગત્માં પેદા થાય છે, એ શુષ્કતર્કનુંજ પરિણામ તથા અનધિકારત્વ સૂચવે છે.

ભેદનો જો અભાવ ન હોય પણ ભાવ હોય તો ચોખ્ખેચોખ્ખું દ્વૈત થઇ રહે છે, અને તો પછી શાસ્ત્ર માત્ર ખોટાં પડી જાય, કેમકે તેમાં તો અદ્વૈત, એક, એમ કહેલ છે. વળી નિરાકાર, નિર્ગુણાદિ તેને કહેલ છે એટલે સાકાર ને સગુણ પણ નથીજ, અને આ જગત્ તો તેવુંજ છે; માટે જેવું દેખાય છે તેવું નથીજ પણ તેથી કંઈ વિલક્ષણ છે. હવે કોઈ એમ શંકા કરે કે આવી ભ્રાંતિ શામાટે થાય છે? તેને માટે વ્યાસજી કહે છે કે એ ભ્રાંતિથીજ પરમ બ્રહ્મનું સત્વ સમજાય છે. પ્રતિકૂલ ભાવનાથી અનુકૂલ ભાવના સમજાય છે, માટે અભાવ રૂપ જગત્ વડે ભાવરૂપ બ્રહ્મનું જ્ઞાન થઈ શકે છે. અંધારૂં હોય તો અજવાળું સમજાય, ના હોય તો હા સમજાય, તેવીજ રીતે અભાવ હોય તો ભાવ સમજી શકાય છે, તેટલાજ માટે વૈશેષિક દર્શનમાં અભાવને પણ સાતમો પદાર્થ માનેલો છે.

---

# आयुर्वेद.

## एक निश्चित्त शिक्षण पद्धतिनी जरूर.

(ડા. પોપટ પ્રભુરામ વૈદ્ય એલ. એમ. એસ. વ્યવસ્થાપક આયુર્વેદ વિદ્યાલય.)

વૈદ્યકનો વિષય ગહન અને ગંભીર છે તેનું ઉપયોગીપણું એટલેથીજ સિદ્ધ થાય છે કે એ વિષય જાણનારની ઉપર મનુષ્યની જીંદગીનો આધાર રહે છે. બાળક જન્મ્યું ત્યારથી જુદા જુદા આશ્રમમાં થઇ મરણ પર્યંત તેને વૈદ્યની જરૂર પડે છે. ટુંકમાં જેમ ભર દરિયે જતાં એક વહાણને આજુબાજુથી આવતા ભયંકર મોજા અને તોફાની પવનથી બચાવવાને એક હુશિયાર સુકાનીનિ જરૂર છે તેમ માણસને જન્મથી મરણ પર્યંત વારંવાર આવતા અનેક રોગો અને આઘાતોથી બચાવવાને એક વિદ્વાન્ વૈદ્યની જરૂર છે. આવા વૈદ્ય ઉત્પન્ન કરવા અને આવા વૈદ્યના હાથમાંજ શરીરરૂપી વહાણ સોંપવું એ એક મુખ્ય કર્તવ્ય છે. અને તેને માટે જેટલું બોલાય અને કરી શકાય તેટલું ઉપયોગી છે.

ચરક, સુશ્રુત, વાગ્ભટ્ટ આદિ પ્રાચીન મહાન્ વૈદ્યોએ પોતાના વખતમાં એ અતિ ઉપયોગી વિષયમાં શું શું કર્યું છે તે આજે આપણે તેમનાં પુસ્તકો વાંચીજોઇ તથા સમજી શકિયે છિયે. જે વખતે પૃથ્વી ઉપરના સર્વ દેશો અજ્ઞાન અને અણસમજુ સ્થિતિમાં હતા તે વખતે હિન્દુસ્થાન એકજ એવી ઉચ્ચ સ્થિતિએ હતો કે જેનો દાખલો ખોજી સર્વ પ્રજાએ લેવા માંડયો હતો; જેમાં ઉત્પન્ન થયલા વિદ્વાનોની વિદ્વત્તાનો લાભ બીજા દેશના લોકો લેતા હતા અને જેનાં ધન અને સમૃદ્ધિ તરફ બીજી પ્રજાઓની આંખ નિરંતરને માટે ખેંચાતી હતી. આવા એક વિદ્યાથી, ધનથી, સુખથી અને સંપત્તિથી ભરપુર દેશની આજે જે હીન દશા આપણા જોવામાં આવે છે તેનું કારણ શોધવું એ આજનો વિષય નથી. પણ જે એક બાબત જેની ઉપર સર્વ મનુષ્યના જીવનનો આધાર રહ્યો છે, જે વિદ્યા આરોગ્યરક્ષક અને આયુષ્યવર્ધક કહેવાય છે, જે શિક્ષણ સર્વને સરખી રીતે ઉપયોગી અને લાભકારક ગણાય છે અને જે જ્ઞાન બીજાં સર્વ જ્ઞાન કરતાં વધારે જરૂરનું લેખાય છે, તે એક "વૈદક" "ખરૂ વૈદક" આપણી અર્વાચીન પ્રજામાંથી જડમૂળથી નિકળી ગયલુ જોઇ કયા દેશાભિમાની પુરૂષને સંતાપ નહિ થાય!

ચરક સુશ્રુતના ગ્રંથો અને તે પછી થયલા અર્વાચીન ગ્રંથો એ ઉપયોગી વિષય ઉપર જેટલું અજવાળું પાડે છે તેથી પણ વિશેષ અજવાળું પાડી શકે એવાં પુસ્તકો કોઇક વખતે આ ભૂમિમાં હયાત હશે એમ કહ્યા વગર ચાલતું નથી. છતાં આજ જે કંઈ આધારભૂત તરિકે આપણી પાસે રહ્યું છે તેનો આશ્રય લઇ આપણે એ વિષયમાં આગળ વધવું ઘણું જરૂરનું છે. મહાન્ સિકંદર જુદા જુદા દેશ જીતતો જે વખતે સિન્ધુ નદીના પશ્ચિમ કિનારા તરફ આવી પહોંચ્યો ત્યારે તેના સૈન્યમાં રોગથી પીડિત અને આઘાતથી દુઃખી માણસોના ઉપચારને માટે તેમણે આર્ય વૈદ્યોનો આશ્રય લીધો હતો એમ ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ જણાય છે. આ વખતે થયેલા ઉપચારોએ તેનું ખાસ ધ્યાન ખેચ્યું હતું અને એ વિદ્યાના મૂળ તત્વોને તેણે આ રીતે પોતાના દેશ તરફ ફેલાવ્યાં હતાં. કેટલાક એમ માને છે કે વૈદ્યકનો પ્રથમ પ્રચાર અરબસ્થાનમાં હતો. ગમે તેમ હોય તોપણ આટલું સિદ્ધ છે કે જે વખતે પૃથ્વી ઉપરની સર્વ પ્રજા અજ્ઞાન અને જંગલી જેવી હતી તે વખતે હિન્દુસ્થાનની પ્રજાએ વૈદ્યક વિષયને ઘણો ખિલવ્યો હતો અને તેના દેખીતા લાભો સર્વ પ્રજાને દેખાડયા હતા.

આ રીતે વખણાયેલું આર્ય વૈદ્યક પોતાની ઉન્નત સ્થિતિમાં લાંબો વખત સુધી રહ્યું હશે એમ માનવાને કંઇ પણ અડચણ નથી. આર્ય નૃપતિઓએ આર્યવિદ્યાના વધારામાટે ઘણું ઘણું કરેલું છે અને જો કોઇક સૈકામાં તેમને હાથે એ બાબત કઇ નહિ થઇ શકયું હોય તો તે જેવી હતી તેવી સ્થિતિમાં તો રહીજ હશે; પણ હિદુસ્થાનનાં મંદ ભાગ્યે ચડતી પડતીના ચાલતા આવેલા નિયમાનુસાર વિદેશી લોકોની ચઢાઇઓ, તેમની વારંવારની લૂટફાટો અને તેમનું ધર્મ સંબંધી ઝનુન આર્ય દેશમાંથી આર્યપણાનો, આર્યવિદ્યાનો, આર્ય આચારવિચારનો અને આર્યધર્મ ધ્યાનનો નાશ કરવામાં અને તે સર્વને ડગમગાવી દેવામાં મુખ્ય કારણરૂપ હતાં, અને તે કારણને લીધે આર્ય વૈદ્યકને પણ ઘણુંજ ખમવું પડયું હતું. બીજાં ધર્મનાં પુસ્તકો પ્રમાણે આર્યવૈદ્યકનાં પુસ્તકો પણ વેદના એક અંગ તરીકે ગણાઈ ધર્મ પુસ્તક તરીકે પણ ગણાતાં હતાં અને અન્ય જાતિમાં, મ્લેચ્છ વિગેરે વર્ણમાં, આપણા ધર્મ પુસ્તકો નજવાં જોઇએ એ ધર્માભિમાનપણાએ એ ગ્રંથ ધરાવનારાઓને જુદેજ માર્ગે લઈ જઈ આ પુસ્તકો સંતાડી રાખવાના અને દાટી દેવાના સાધન ભૂત કર્યા હતા. અને એ બાબત જાણનાર પુરૂષોનો લોપ થતાં એવાં ઉપયોગી પુસ્તકો કયાં મુકવામાં આવ્યાં હતાં તે

જાણનાર કોઇ રહ્યું નહિ, અને આ પ્રમાણે જ રસ્તેથી આપણે જીવિત જાળવનાર શ્રેષ્ટ યુક્તિઓ જાણવાને હાલ છિયે તેથી પણ સારી રીતે શક્તિમાન્ થઇ શકત, તે રસ્તો આર્ય પ્રજાને માટે નિરંતર સારૂ બંધ થયો!

આર્ય પ્રજા મ્લેચ્છો અને બીજા સત્તાધારીઓના હાથમાં જતાં જ દીનદશાએ આવી પહોંચી તે આપણે જોઇ શકયા છિયે અને એ ગયેલા વખત તરફ આપણને ગ્લાની અને દુઃખથી જોયા વગર ચાલતું નથી. એક વીજળીનો પ્રકાશ પડી પાછું અંધેર થયું, સૂર્ય ઉગી આથમ્યો અથવા દીવો સળગી બુઝવાયો, એ વિચાર કરતાં જેટલો વખત આજે આપણને લાગે છે તેટલાજ વખતમાં દુઃખદ હૃદયે આપણે આપણી પ્રાચીન પૂર્વજોની ઉચ્ચસ્થિતિ અને તે પછી આપણી આવેલી અધમ સ્થિતિ સારી રીતે સમજી શકિયે છિયે.

આર્ય દેશ એક પછી બીજે અને બીજા પછી ત્રીજે એમ નવા નવા વિચાર, અને કાંટાવાળા સત્તાધિકારિયોના હાથમાં જતો ગયો અને એ હિંગામમાં રોજની મારામારી, રોજની કાપાકાપી, રોજની લુટફાટ અને રોજની અનિશ્ચિત જીંદગીની વચ્ચે ડામાડોલ સ્થિતિએ રહેનાર આર્ય લોકો પોતાનું અને પોતાનાંબાલ બચ્ચાંનું સાચવવાને અસમર્થ હતા ત્યારે આ ઉપયોગી વિષયને નાશ થતો અટકાવવાને સાધનભૂત તો કયાંથીજ થઇ શકે! વખત આવો આવ્યો, સર્વ લુટાઇ ગયું, કંઇ રહ્યું નહિ અને જ્યારે દરેક ઉપયોગી ચીજને માટે પરાધીનતાજ ભોગવવી પડે ત્યારે પણ આ હિન્દુસ્થાન દેશ એકજ એવી સ્થિતિએ રહ્યો કે જેની અંદર ગયેલા વખત માટે ગયેલી પ્રજા માટે અને નાશ પામેલા શાસ્ત્રો અને પુરાણો માટે માન રહ્યું અને તેનું સંશોધન અને શિક્ષણ ચાલુ રાખવાની જિજ્ઞાસા આજ સુધી પણ સજીવન રહી. આ સ્વાભિમાન કોઈકજ બીજી પ્રજામાં જોવામાં આવશે!

પશ્ચિમ તરફની પ્રજાએ જ્યારે હિંદુસ્થાન દેશ લીધો ત્યારે એ દેશની અને તેની અંદર વસતી પ્રજાની આવી અંદમ સ્થિતિ હતી. તેઓ પોતાની સર્વ તરેહની સ્થિતિમાટે અનિશ્ચિત્ત હતા અને હજી શું થશે અને કેવો વખત આવશે તેને માટે સંશયવાન હતા, પણ ઈશ્વરકૃપાએ જોકે ગયેલુ પાછું મળ્યું નહિ, ખોવાયેલું જડયું નહિ, અને નાશ પામેલાં સર્વ ઉત્તમ વિદ્યાવૃદ્ધિનાં સાધનો નિરંતરને માટે હાથમાંથી જતાં રહ્યાં, તોપણ આ નવા રાજ્યકર્ત્તાના હાથ નીચે થોડા વખતમાં સ્થળો સ્થળ શાંતિ ફેલાઇ અને પ્રજા પોતાની સ્થિતિ માટે નિશ્ચિંત અને સ્થાયી બની. આમ થોડા વખત ચાલ્યા પછી હવે આપણે શું ખોયુ અને તે પાછું કેવી રીતે મેળવી શકશું તે તરફ વિદ્વાન્ અને શોધક વૃત્તિના ગૃહસ્થોની નજર ગઇ અને હાલ જે કંઇ વલણ પ્રાચીન વિદ્યા તરફ જાય છે તે એ શોધક વિદ્વાનોના પ્રયત્નોનું પરિણામ છે.

(અપૂર્ણ.)

---

# मुंबइनुं आरोग्य.

## वैकृत सन्निपात.

## એક અણધાર્યો ઉત્પાત.

સર્વ જણ જાણે છે કે હિન્દુસ્થાનમાં સર્વથી વધારે ઉપયોગી અને સર્વ બાબતમાં ચડિયાતું શેહેર મુંબઈ છે. મુંબઇ ઇલાકાની તે રાજ્યધાની ગણાય છે અને વેપાર અને વિદ્યાનું મુખ્ય મથક ગણાય છે. આ શેહેરનું આરોગ્ય, સાચવવાને માટે શેહેરમાં આરોગ્યરક્ષકખાતું ખાસ રાખવામાં આવ્યું છે. જેની અંદર લગભગ ૪૦૦૦ માણસ કામ કરે છે. એક નિરૂપયોગી ટેકરી, જેને નિરર્થકનો બોજો ગણી ભેટ તરીકે ઇંગ્રેજ લોકોને આપી દેવામાં આવી હતી, તે પરિણામે આ રૂપ પકડશે એમ કોઈકજ ધાર્યું હતું. પણ આજે મુંબઇ જેવી શોભા, રચના અને સર્વ તરેહનો બંદોબસ્ત બીજે કોઇકજ ઠેકાણે જોવામાં આવશે !

ફરતો સમુદ્ર હોવાથી આ શેહેરની હવા ઘણું કરીને દરેક ઋતુમાં ઠંડક આપનારી અને આરોગ્ય સાચવનારી રહે છે. જ્યારે જ્યારે કાઠીયાવાડ અને બીજા દેશોમાં કોલેરા, તાવ, વિગેરેનો ઉત્પાત સાંભળવામાં આવે છે ત્યારે ત્યારે મુંબઇ મધ્યમ સ્થિતિએ સર્વ ઋતુના ફેરફારમાં કોઈ પણ હદે ગયા વગર દરેક ઋતુઓની જુદી જુદી અસરોમાંથી પસાર થાય છે. મુંબઇનું આરોગ્ય સાચવવાને માટે જે જે સાધનો કરવામાં આવ્યા છે તે બીજાં કોઈકજ શેહેરમાં જોવામાં આવશે અને તેથી સાધારણ રીતે એમ માની શકાય કે મુંબઇએ આરોગ્યના વિષયમાં સર્વથી ચડિયાતી સ્થિતિ ભોગવવી જોઇએ.

પણ આ વર્ષે તેમ નથી થયું. અને મુંબઈની પ્રજાએ દુઃખ અને સંતાપ વચ્ચે જોયું છે કે તેમનાં આરોગ્યમાટે અપાતા મોટા કરો અને કરાતા લાખોના ખર્ચો છતાં હાલ બે માસથી મુંબઈ આરોગ્ય સંબંધી જે દુઃખદાયક સ્થિતિમાં આવી પડેલ છે તે ખરેખર શોચનીય છે !

મુંબઈમાં હાલ એક ઝેરી તાવ લાગુ પડેલ છે, આ તાવ લાગુ પડતાંજ તેની તરફ કેટલાક શોધકવૃત્તિના વિદ્વાનોનુ ધ્યાન ખેંચાયું અને તેઓ એમ નિશ્ચય ઉપર આવ્યા કે એ રોગ એક જાતની મરકી છે અને તે લાંબો વખત ચાલુ રહી તો માણસોના મોટા ભાગનો નાશ કરી નાખશે. આરોગ્ય રક્ષકખાતું જે આજસુધી કંઈક સુસ્ત હતું તે હવે જાગૃત થયું. અને એ રોગના

કારણ તરફ સર્વની વૃત્તિ દોડી. થોડા વખત ઉપર ચીનમાં આવેલ હોન્ગકોંગ નામના શેહેરમાં એજ જાતનો રોગ ચાલતો હોવાથી એ રોગ ત્યાંથી માણસ મારફત, સામાન મારફત અથવા જંતુ વિગેરે મારફત અહિં આવેલ છે, એમ કેટલાકનું માનવું થયું. કેટલાકે મુંબઇમાં બધી તરફથી વખોડાતી ગટરો ઉપર સર્વ દોષ મેલ્યો અને તેને આ અતિ ભયાનક રોગના મૂળ તરીકે ગણ્યું. મેડિકલ યુનિયનની સભામાં એક ડાકટરે પોર્ટ ટ્રસ્ટની જમીન ઉપરના કચરાને આ રોગની ઉત્પત્તિના કારણ તરીકે ગણ્યો અને મુંબઇમાં થયેલાં આટલાં બધાં મરણોના મૂળ તરિકે એ કચરાને દૂષિત ગણ્યો, પણ આજ સુધી સંતોષદાયક કોઇ પણ કારણ એવું મળ્યું નથી કે જેની ઉપર પૂરતો ભરોસો રાખી એ વિષય સારી રીતે સમજી શકાય.

મુંબઈની આવી સ્થિતિ વિષે વિચાર ચલાવવાને સારા સારા વૈદ્યો અને ડાકટરોના મંડલોની સભાઓ થઈ હતી અને તેમાં વૈદ્યરાજ શંકર દાજી શાસ્ત્રીપદે તથા વાસુદેવ બાલાચાર્ય એનાપુરેએ બોલાવેલી સભા કંઇક સારા નિર્ણય ઉપર આવી શકી હતી. આ સભાએ પોતાની પેહેલી બેઠક વખતે આ રોગ વિષે વિચાર ચલાવવાને એક વિદ્વાન્ વૈદ્યોની કમિટી નીમી હતી, અને તેણે ચાર દિવસ સુધી દરરોજ ચાર ચાર કલાક આ વિષય ઉપર વાદવિવાદ ચલાવ્યો હતો. છેવટ શુક્રવાર તા૦ ૧૬ મી અકટોબરે ડાકટર પોપટના પ્રમુખપણા નીચે ફરીથી એ સભા મળી હતી અને ત્યારે કમિટીએ કરેલા ઠરાવો આ સભામાં મૂકવામાં આવ્યા હતા, જે સર્વાનુમતે પસાર થયા હતા. એ ઠરાવો નીચે પ્રમાણે છે.

૧ મુંબઇમાં હાલ ચાલતો રોગ વૈકૃતસન્નિપાત છે. આ સન્નિપાત બે રૂપમાં જોવામાં આવે છે. એકમાં શરીરનાં કોઇ પણ સ્થલમાં ગાંઠ હોય છે, અને બીજામાં ગાંઠ હોતી નથી. પેહેલા રૂપને ગ્રંથિક સંનિપાત અને બીજાને નિર્ ગ્રથિક સન્નિપાત એવું નામ આપ્યું છે.

૨ આ સન્નિપાતના કારણ તરીકે વિકાર પામેલી વિષમય હવા, તથા તે વિષની માઠી અસર થઈ શકે તેવી પ્રકૃતિવાળાં સ્થળો તથા મનુષ્યો ઉપર તેની થતી પ્રતિકૂલ અસર શિવાય બીજું કંઇ પણ શોધી શકાતું નથી. આ ઠરાવના ટેકામાં એમ કહેવામાં આવે છે કે, થવું જોઇએ તે ન થતાં તેથી ઉલટુંજ કાર્ય થવાથી, એટલે કે જે ઋતુમાં જેવી હવા હોવી જોઇએ તેથી ઉલટીજ હવા ઉત્પન્ન થવાથી તેણે પોતાની જે અસર ફેલાવી તેનાં પરિણામ

તરીકે આ રોગની ઉત્પત્તિ થયલી જોવામાં આવે છે. મુંબઇમાં આગળ કોઇજ વખત જણાયલી છે તેવી ઋતુની વિરૂદ્ધતા આ વખત જોવામાં આવી હતી. વર્ષારૂતુની અધવચ્ચે અચાનક માસ એક સુધી એટલો વર્ષાદ પડયો હતો કે સૂર્ય કવચિતજ દેખવામાં આવતો હતો. આ વર્ષાદ બંધ થતાં તુરતજ એજ ઋતુમાં એટલો સખ્ત તાપ પડવા માંડયો કે જે કોઇકજ વખત જોવામાં આવ્યો હશે. પરિણામ એ આવ્યું કે જે જે પ્રકૃતિ અને સ્થિતિ ઉપર ઋતુની આ હાલતથી અસર થઇ શકે તેમ હતું ત્યાંની હવામાં એક જાતનું વિષ ઉત્પન્ન થયું અને તે વિષ વાળી હવા જેના સંબંધમાં આવી તેની પ્રકૃતિ એ હવાની સામે ટકી શકવાને જ્યાં જ્યાં અયોગ્ય જણાઇ ત્યાં ત્યાં આ રોગે હુમલો કર્યો.

બંધ જગાઓ, જ્યાં હવાની આવજાવ બરાબર ન હોય તેવાં ઘરો, જ્યાં કવચિતજ ખુલ્લી હવા જતી આવતી હશે તેવી વખારો અને જેજે ગટરોમાં હવાની આવજાવ કચરો ભરાવાને લીધે બંધ થઇ હશે તે ગટરો આ સર્વની ઉપર, ઉપર જણાવ્યા પ્રમાણે ઋતુના અસાધારણ ફેરફારે અસર કરી અને એ સર્વ જગ્યાઓની અંદરની હવાને દુષિત કરી. આ દુષિત થયલી હવાએ પોતાને અનુકૂલ પડતાં સ્થળો ઉપર પોતાની અસર કરી અને તેના પરિણામમાં જે જે માણસોની પ્રકૃતિ એવી હવાની અસર તળે આવી શકે તેવી હતી તે તે માણસો ઉપર જણાવેલી બંધ જગ્યા, વખારો અથવા ગટરના સંબંધમાં આવતાં આ નાશકારક રોગને આધીન થયાં.

ડા. પોપટના પ્રમુખપણા નીચે ભરાયેલી આ સભાએ પસાર કરેલા આ બે ઠરાવોમાંથી બીજા ઠરાવનો મુદ્દો અતિશય ઉપયોગી અને ધ્યાનમાં લેવા લાયક છે. ઠરાવમાં વપરાયેલા શબ્દો "વિકાર પામેલી વિષમય હવા તથા તે વિષની માઠી અસર થઇ શકે તેવી પ્રકૃતિવાળાં સ્થળો તથા મનુષ્યો ઉપર તેની થતી પ્રતિકૂલ અસર"—આ રોગની બાબતમાં ઉભા થતા સર્વ સંશયો દૂર કરે છે, એટલુંજ નહિ પણ મુંબઇના જુદા જુદા ભાગોમાં થતા એ રોગના અનિયમિત રીતના પ્રચાર ઉપર કેટલુંક અજવાળું નાખે છે. આ રોગ પ્રથમ ફેલાતાંજ તે માંડવીબંદર ઉપરની જુદી જુદી વખારોમાં કામ કરતા માણસો ઉપર લાગુ પડતો જોવામાં આવ્યો હતો અને એ સાબીત કરે છે કે તેનું મૂળ-વખારોની અંદરની હવાની થયેલી વિષમય સ્થિતિ વગર બીજું કંઇજ નથી.

અપૂર્ણ.

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૫ મું. માર્ગશીર્ષ, સંવત્ ૧૯૫૩. અંક ૨ જો.

॥ यतो धर्मस्ततो जयः ॥



## जगतनु ब्रह्ममयत्व.

( ભજેલું. )

पद.

अखिल ब्रह्मय जाण, जगततुं अखिल ब्रह्ममय जाण.
भेद नहीं मन आण, जगततुं अखिल ब्रह्ममय जाण.
तुंतद्रूप जगत पण ते विभु, ते गुरू ते ते ज्ञान.
घटघटमां ते एक निरंतर व्यापकव्योम समान. जगत्० १
गुरुकरुणाविण विपरित भासे, मायामय तोफान.
वाया वायु न्हैं हरे व्यजनविण तापज ए एधांण. जगत्० २
करकरुणावरुणालयविभुनां निज रुपेंज वखाण.
कालिंदीकिंकर करकंकण सांदर्पण शुं प्रमाण. जगत्० ३

भैरवी गजल अजमेरी.

मान मानव मान छोडी तुं जाय फोकट जीन्दगी.
भुल आ त्हारी दीसे जे मोहनीज पसंदगी–मानमानव. १
आशा अने तृष्णातणा पाशें फसीखुशी थै रह्यो तुं.
पस्ताव अन्तेए थशे न करी अरे में वंदगी–मान. २
जाण्याछतां जडता वधे वेभान केफीनी पठे.
उपयोग ए शुं नृदेहनो केवी अरे शरमिन्दगी–मान. ३

# उत्तम बोध.

મહાત્મા શ્રીમદષ્ટાવક્ર મુનિ કહે છે કેઃ—

॥ मुक्ति मिच्छसि चेत्तात विषयान्विषवत्त्यज ॥
॥ क्षमार्जव दया तोष सत्यं पीयूष वद्भज ॥

**અર્થ:**—મુક્તિ મેળવવાની જો ઇચ્છા હોય તો વિષનીપેઠે વિષયને છોડી દે. ક્ષમા, આર્જવ, દયા, સંતોષ, અને સત્યનું અમૃતની પેઠે સેવન કર.

આ સંસારમાં અનેક મનુષ્યો અનેક પ્રકારનાં દુઃખોથી આકુલ હોય છે, તેમને અષ્ટાવક્ર મુનિ ઉપર પ્રમાણે બોધ કરે છે, કે સંસારથી જો તું કંટાળી ગયો હોય, અને જો તેથી કરીને તું એ સંસારમાં આવવા જવાનું તને નહિ ગમતું હોય—અર્થાત તેથી છુટવા—મુક્ત થવા ઇચ્છા રાખતો હોય, તો વિષનીપેઠે વિષયને છોડી દે. સત્કર્મ વડે વિષય એટલે કામનાનો ત્યાગ કરવો, એમ અર્થ છે. આ જગત્માં મનુષ્યો કામનાવાળા હોય છે. પ્રત્યેકને જુદી જુદી ઇચ્છાઓ હોય છે, અને એ ઇચ્છાઓ કદી પાર પડે તો પણ વિશેષ વિશેષ નવી નવી ઇચ્છાઓ વધતીજ જાય છે, તેટલા માટે સંતોષ વડે કામનાનોજ ત્યાગ કરવો, અને તે પણ સત્કર્મ વડે કરવો. આ ઉપરથી સત્કર્મ એટલે નિષ્કામ કર્મ—એમ અર્થ લેઈ શકાય છે, કર્મવિના તો વ્યવહાર ચાલી શકતોજ નથી, તેટલા માટે કર્મ ત્યાગ કેવળ અશકય છે, એમ જાણી નિષ્કામ કરવાનું કહેલું છે. કોઇ પણ ફલની ઇચ્છા રહિત કર્મ કરવું તેનેજ નિષ્કામ કર્મ કહે છે.

બીજી રીતે એમ પણ અર્થ થાય છે કે—વિષય વડે વિષયને તજી દે—એટલે વિષય (ઝેર) ની પેઠે વિષયનો ત્યાગ કરી દે, એમ બોધ છે. વિષયને છોડી દેવો ત્યારે શું શું કરવું? જે જે વસ્તુ ત્યાગ કરવા યોગ્ય હોય તેને શાસ્ત્ર પરિભાષામાં હેય કહે છે. અને જે વસ્તુ ગ્રહણ કરવા યોગ્ય હોય તેને ઉપાદેય કહે છે? ત્યારે વિષય હેય છે, એમ કહ્યું ત્યારે ઉપાદેય શું? આને માટે કહે છે કેઃ—ક્ષમા, આર્જવ, દયા, સંતોષ અને સત્ય—આને અમૃતની પેઠે ભજ—સેવ. આ ઉપાદેય છે. ક્ષમા. કોઈ ઉપર ક્રોધ નહિ કરવો, પણ શાંત સ્વભાવ રાખી સુબોધ આપવો અને કોઈને કસુર માટે સજા નહિ કરતાં તેને સુમાર્ગે ચડાવવા યત્ન કરવો, એને ક્ષમા કહે છે. ખુલ્લા મનવાળા થવું,

સીધે રસ્તે ચાલ્યાં જવું, આને આર્જવ કહે છે. સર્વનું ભલું ઈચ્છવું તથા કોઇપર કષ્ટ પડેલું દેખી મનમાં દુભાવું તેને દયા કહે છે. કોઈના અપરાધ સામું નહિ જોતાં માફ્જ કરવું તે ક્ષમા, અને માફ્જ કરવું એટલુંજ નહિ, પણ તેને માટે કરૂણાભાવ લાવવો તે દયા છે. સંતોષ એટલે સુખ દુઃખને સમાન ગણતાં જે કંઇ પ્રાપ્ત હોય તેથી તૃપ્તજ રહેવું. કોઈ વાતની ઇચ્છા ન રાખવી સુખ મળે તોપણ શું અને દુઃખ મળે તોપણ શું, એમ બન્ને તરફ ઉપેક્ષા બુધ્ધિ રાખવી. એજ સંતોષ છે સત્ય એટલે નીતિને માર્ગે ચાલવું, સ્વાર્થ માટે પણ ખોટું બોલવું કે આચરવું નહિ.

આ બધા સદ્ગુણ કહેવાય છે, તેનું ગ્રહણ કરવું. ટુંકામાં કામનાનો ત્યાગ કરી નિષ્કામ બુધ્ધિ વડે સદાચરણ કરવાં, એમ સુબોધ છે.

આ પ્રમાણે નિષ્કામ બનવામાં અહંતા મમતાનો ત્યાગ સમાયલો છે, અને અહંતા મમતાનો ત્યાગ દ્વૈતભાવ મટવાથીજ થાય છે, તેટલા માટે અષ્ટાવક્ર મુનિ કહે છેઃ—

॥ न पृथ्वीं न जलं नाग्निर्नवायु र्द्यौर्नवाभवान् ॥
॥ एषां साक्षिण मात्मानं चिद्रूपं विद्धि मुक्तये ॥

અર્થઃ—તું પૃથ્વી નથી, જલ નથી, અગ્નિ નથી, વાયુ નથી અને આકાશ પણ નથી, પણ એ સર્વનો તું સાક્ષી છે, એમ મુક્તિ થવા માટે જાણ.

પૃથ્વી જલ, અગ્નિ, વાયુ અને આકાશ—આ પંચ મહાભૂત છે. આખી સૃષ્ટિ આ પંચ તત્વોની બનેલી છે. એ શિવાય અન્ય વસ્તુ છેજ નહિ. એ પાંચે તત્વ તે તું નથી, પણ એ સર્વથી તું તો જુદોજ છે, એમ શ્રી અષ્ટાવક્ર મુનિ બોધ કરે છે. પંચતત્વમય આ શરીર, મન, બુધ્ધિ, આદિ કંઈ હું નથી, પણ એ સર્વ નામ અને રૂપમય પ્રકૃતિરૂપ પદાર્થોથી હું ભિન્ન તેમનો દૃષ્ટા—સાક્ષી ચૈતન્યરૂપ એકજ છું, એમ જ્ઞાન દૃઢ થવાથી અહંતા મમતાનો ત્યાગ થઇ શકે છે, અને એ ત્યાગ થયાથી નિષ્કામ બન્યા, એટલે મુક્તજ છિયે. એનેજ મોક્ષ—જીવનમુક્તિ—કહે છે. મન તથા ઇંદ્રિયોમાં કામના વસે છે, તેને તેમાંથી દૂર કરવી જોઇયે, તેટલા માટે તથા ઉપર પ્રમાણેનું જ્ઞાન થવા માટે ઇંદ્રિયોને વશ કરવી જરૂરની છે, કારણ કે જેમ જેમ કામનાને પુરી પાડવામાં અથવા તૃપ્ત કરવામાં આવે તેમ તેમ તેમાં કામનાનો વધારો થવાનો સ્વભાવ છે. કામનામયજ ઇંદ્રિયો છે, તેટલા માટે ઇંદ્રિયોનો જય કરવો અત્યંત જરૂરનો છે. શ્રીકૃષ્ણ પરમાત્માએ આને માટે અર્જુનને કહેલું છે કેઃ—

॥ तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ॥
॥ वशेहियस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

**અર્થઃ**—મુનિયે સર્વ ઈંદ્રિયોને વશ કરી લઈને મારે પરાયણ થવું. જેને ઈંદ્રિયો વશ હોય તેનીજ બુધ્ધિ સ્થિર કહેવાય છે.

બુધ્ધિની સ્થિરતાવિના ઈંદ્રિય વશ કહેવાય નહિ. ઈંદ્રિયો બહારના પદાર્થોનું જ્ઞાન આપનારી છે, અને બહારના પદાર્થો દેખાયા કરે ત્યાં સુધી અંતરાત્માનું ઉપર કહ્યું તેવું જ્ઞાન સંભવતું નથી. તેટલા માટે ઇંદ્રિયોનો સંયમ–જય–કરવો જોઇયે. એ જય યોગશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કરી શકાય છે. ભગવાન્ પતંજલિએ પણ યોગની વ્યાખ્યા એવીજ આપી છે કે योगश्चित्तवृत्तिनिरोधः ( ચિત્ત નીવૃત્તિનો નિરોધ, તે યોગ ). આ નિરોધ અથવા વૃત્તિ જય અભ્યાસ અને વૈરાગ્યથી થઇ શકે છે. ભગવાન્ પતંજલિએ કહ્યું છે કે अभ्यासवैराग्याभ्यांतंनिरोधः (તેનો નિરોધ અભ્યાસ અને વૈરાગ્ય વડે થાય છે ). ધીરે ધીરે મનમાં ઉઠતી વૃત્તિઓ ને રોકતાં શીખવી પણ તેને પોષાવા નહિ દેવી, તેને અભ્યાસ કહે છે, અને બીજું વસ્તુ માત્રમાં અભાવ ઉત્પન્ન કરવો તેને વૈરાગ્ય કહે છે. એટલા માટેંજ કહેલું છે કેઃ—

॥ मोक्षोविषयवैरस्यं बंधोविषयिकोरसः ॥
॥ एताबदेव विज्ञानं यथेच्छसि तथा कुरु ॥

**અર્થઃ**—વિષયમાં વૈરસ્ય તેજ મોક્ષ છે અને વિષયોમાં રસ માનવો તેજ બંધ છે. આ બેજ બાબતને સમજી લઇને જેમ મરજી હોય તેમ કર.

વિષય એટલે કામના નાના પ્રકારની સંસારની વસ્તુઓમાં રહેલી આસક્તિ તે મટે એટલે કે તેમાં વૈરસ્ય થાય–રસ ન દેખાય–તેજ મોક્ષ છે, અને એ આસક્તિ જો તુટે નહિ પણ એ વિષયોમાં વાંછાજ રહેતી જાય તો તે બંધ છે. એ રીતે બંધ અને મોક્ષનાં સ્વરૂપો કહીને શ્રીઅષ્ટાવક્રમુનિ કહે છે કે એમ છે, માટે એ બેમાંથી તને ફાવે તેમ કર.જોઇયેં તો વિષયોમાં રક્ત બની બધમાં પડ, અને જોઇયેં તો વિષયોથી વિરક્ત થઇ મોક્ષ મેળવ.

અત્રે શંકા થાય કે જે માણસને વિષયથી દુઃખ પ્રાપ્તિ ન થાય તેને જ્યાં સુધી દુઃખ શું છે તેનો અનુભવ થવો અશક્યછે; ત્યારેં આવા માણસને તો વિષયથી સંપૂર્ણ સુખજ અનુભવમાં આવેછે, તો પછી તે તો બંધનો માર્ગજ પસંદ કરે! ત્યારેં બંધ અને મોક્ષ વ્યવસ્થા સુખ અને દુઃખ પરત્વેજ રહી, તેનું કેમ! આનેમાટે એટલોજ ઉત્તર છે કે–દીર્ઘદૃષ્ટિથી જોતાં સંસારમાં સુખ છેજ

નહિ. કોઈ માનતું હોય તોપણ તેને પણ દુઃખ થયા વિના તો રહેતુંજ નથી. વળી એ સુખ અચળ અને સ્થાયિ નથી પણ ચળ અને અસ્થાયિ છે. જે સ્થાયિ નથી તેનો અંત આવે દુઃખનો ભાવજ થવાનો. તેટલામાટે સાંસારિક સુખ તે સુખ નથીજ. શાસ્ત્રમાં પણ કહ્યું છે, કેઃ—

॥ बुध्वाप्यसंतवैरस्यं यःपदार्थेषुदुर्मतिः ॥
॥ बघ्नाति भावनांभूयोनरोनासौ सगर्दभः ॥

અર્થઃ–વિષયોનું અત્યંત વિરસપણું જાણ્યા છતાં પણ જે દુર્મતિ પુરૂષ તેમાં રહીને આસક્ત થઈ પ્રીતિ બાંધેછે તે પુરૂષ નહિ પણ ગધેડો જાણવો.

વિષયોથીજ હું દુઃખ પામુંછું એમ સમજ્યા છતાં પણ મનની વાસના જે દૃઢ થએલી હોય છે તે તેને વિષયોમાંજ પ્રીતિ કરાવ્યા કરેછે. આવા માણસને માટે કહેલું છે કે જાણી બુજીને એમ કરે તો તે માણસ નહિ પણ ગધેડો જાણવો, કેમકે કૂવો જાણ્યા છતાં ધોળે દિવસે મશાલ લઈને કુવામાં ઠેકડો મારેછે તો પછી મર્યાવિના કેમજ રૂહે! માટે વિષયોમાં આસક્તિ રાખવીજ નહિ. ધણા કાળની દૃઢ થયેલી દેહાભિવાસનાનો ત્યાગ કરવામાટે કહેલું છે કેઃ–

॥ देहाभिमानपाशेन चिरंबद्धोसिपुत्रक ॥
॥ बोधोहंज्ञानखड्गेनतंनिष्कसमुखीभव ॥

અર્થઃ–હે પુત્ર તું દેહાભિમાન રૂપી પાશથી ધણા કાળથી બંધાયલોછે, માટે એ "હું બંધાયલો છું" એવા દેહાભિમાનના પાશને "હું બોધરૂપ છું" એવા જ્ઞાનરૂપી ખડ્ગથી કાપી નાખીને સુખી થા.

હું અને મારૂં એવો ભેદ બે વસ્તુ હોય ત્યારેજ રૂહેછે. હુંથી ભિન્ન કંઈ નથી એમ એકતા થઈ દ્વૈતભાવ મટવાથી ભેદરૂપ ભ્રમ નાશેછે, અને પછી પ્રત્યેક બાહ્ય દૃશ્ય વસ્તુ તે હું નહિ, પણ હું સર્વનો સાક્ષી છું એમ જ્ઞાન થાય ત્યારે સર્વ ભય ટળેછે ને તેજ જીવન્મુક્તિછે. આમ શરીરાદિતે હું નહિ, એમ દેહાભિમાનનો ત્યાગ કરવો જોઇએ.

---

## इंद्रियजयनो उपाय.



ટુંકી નજરવાળાને એક મોટી મશાલ આગળ ધરો તોપણ તે ઝીણી-વસ્તુને બરોબર જોઈ શકતા નથી, તેવીજ રીતે આ સંસારના વિવિધ પ્રકારના ભોગોજ ભોગવવામાં જેમનું મન લાગી રહેલું છે અને જેમની

આસક્તિ ઓછી થએલી નથી તેવા લોકોને ઇંદ્રિયજય નહિ થએલ હોવાથી અથવા ઇંદ્રિયજય થઈ શકવાને તેઓ અશક્ત હોવાને લીધે તેઓને જ્ઞાન પણ થઈ શકતું નથી. જ્ઞાનના તેઓ અધિકારીજ થઈ શકતા નથી; કેમકે જ્ઞાનવિના મોક્ષ થતો નથી, તેમ ઇંદ્રિયજયવિના જ્ઞાન થતું નથી, અને વિશ્વના પદાર્થોમાંની આસક્તિ તૂટતી નથી ત્યાંસુધી ઇંદ્રિયજય પણ થઈ શકતો નથી. તેટલામાટે ઇંદ્રિયજય થવા સારૂ આસક્તિ છોડવી એજ પરમયોગ્ય છે. પુરૂષ પોતે જે ચિન્માત્ર સ્વરૂપ છે, તે ચિત્ત કે જેનો સ્વભાવ સંકલ્પ વિકલ્પ કરાવનારો છે, તેને આધીન થઇ જવાથી જીવ એવું નામ ધારણ કરે છે, અને એ જીવ ચિત્તવૃત્તિદ્વારા જે તરફ ખેંચાય છે તેમાં તે આસક્ત થાય છે. આ ઉપરથી સમજાય છે કે ચિત્ત જે બહારની વસ્તુઓને જુવે છે તેની સાથે તદાકાર થાય છે, ને તેથીજ જીવને આસક્તિ થાય છે, માટે ચિત્ત જો બહારની વસ્તુને જુવેજ નહિ પણ અંતર્મુખજ રહે તો જીવને પણ બહારની વસ્તુની આસક્તિ થશેજ નહિ; કેમકે ચિત્ત અંતર્મુખ થવાથીજ તે બહારની વસ્તુ જોતું નથી, અને જોતું નથી તેથી તદાકાર પણ થતું નથી, અને તદાકાર નથી થતું એટલે જીવને બહારની વસ્તુપર આસક્તિ પણ થઈ શકતી નથી. ત્યારે ચિત્તને અંતર્મુખ કરવું એ કર્તવ્ય ઠર્યું. ત્યારે તે શી રીતે થઈ શકે?

ચિત્તને બહારના પદાર્થ જોવાંનો અવકાશ ન આપતાં એક આંતરાત્માના સ્વરૂપનાજ ચિંતનમાં રોકી રાખવાનો અભ્યાસ પાડવાથી ચિત્ત આંતર્મુખ થઈ શકે છે. એ રીતે એક ચિત્તજ વશ થવાથી સર્વ ઇંદ્રિયો પણ વશ થાયજ છે, કારણકે ઇંદ્રિયોરૂપી મોટું સૈન્ય છે તેનો નાયક અથવા સરદાર કે રાજા ચિત્તજ છે. એ મુખ્ય નાયક હાથ આવ્યાથી સૈન્ય કંઇપણ કરી શકતું નથીજ માટે ચિત્તરૂપી હાથીને એકાગ્રતારૂપી મજબૂત સાંકળીવડે બાંધીને અંદરજ કેદ કરી રાખવાથી તેના અનુચરરૂપ ઇંદ્રિયોનું બળ નષ્ટ થઇ જાય છે. પગમાં પગરખાં પહેરેલાંને જેમ આખી પૃથ્વી કાંટારહિત તથા ચર્મમય છે તેની પેઠે એક ચિત્તનો જય થયે ઇંદ્રિયો જીતાયલીજ રહેછે. જીવાત્માને બ્રહ્મમાં એક કરી દેઇ ધ્યાનમાંજ રહેનારનું મન અથવા ચિત્ત કેવળ શાંત પડેલું રહે છે. એક ધ્યાન અથવા એકાગ્રતા થવાથી તે સ્થિર રહે છે, અને તેથી પોતાનો જાતિ સ્વભાવજ અસ્થિર રહેવાનો છે અથવા સંકલ્પ વિકલ્પ કરવાનો છે તે લાંબો કાળ ટેવ પાડવાથી છોડતું જાય છે. આજ ઇંદ્રિય જય અથવા મનોજયનો મુખ્ય ઉપાય છે. તપ, તીર્થ યજ્ઞ, દાન

આદિ કર્મ માત્રમાં આજ ઉપાય સર્વોત્કૃષ્ટ છે. ધ્યાનવિના ઇંદ્રિય જય નથીજ થવાનો, અને ઇંદ્રિયજયવિના મનોજય નહિ, અને મન અથવા ચિત્તના જયવિના આંતર્મુખ વૃત્તિઓ થવાની નહિ, અને વૃત્તિઓ અંતર્મુખ થયાવિના જ્ઞાન નહિ અને જ્ઞાનવિના મોક્ષ નહિ એ રીતે છે; માટે તપાદિ ઉપર કહી તે બધી બાહ્ય ક્રિયાઓ છે, ને તેથી મોક્ષ થવાનો સંભવ તો ધ્યાનથીજ છે, માટે તેજ કર્તવ્ય ઠરે છે. બહારના પદાર્થો જે જે બલાત્કારથી અંદર પ્રવેશે તેને દૃઢ નિશ્ચયથી કાઢતા જવા, અને તેમને ચિત્તમાં જરાપણ વસવા નજ દેવા અને તેના સંસ્કારની છાપ જે ચિત્તમાં પડી તેને પણ કાઢી નાખવાનોજ પ્રયત્ન કરતા જવો. આ પ્રયત્ન વિના બીજા અનેક પ્રયત્નો મિથ્યાજ સમજવા, કંઇ કામના નથી. આમ કર્યાવિના મનોજય કદાપી થવાનોજ નથી. બાહ્યપદાર્થનું સ્મરણજ થવા દેવું નહિ. જેવું થયું કે તેનું વિસ્મરણ કરવાનીજ ટેવ પાડતાં જવી જોઇયે. સર્વ ઇચ્છા માત્રનો ત્યાગ કરતાં જવો, કેવળ નિઃસ્પૃહી બની જઇ કેવળ એકતાનમાંજ થતાં શીખવું જોઇએ. આને શમ કહે છે. એ રીતે શમમાં અને સંતોષમાં રહેવાથીજ જિતેંદ્રિય થવાય છે. બીજો કોઇ ઉપાય નથીજ. આમ અભ્યાસ વધતો જવાથી ચિત્ત ઉપશમને પામતું જઇ વૃત્તિને રોકવાને પ્રયાસ કરવામાં સ્હેલાઇ થતી જાય છે. મન ઇચ્છા રહિત તથા સંતોષી એની મેળેજ થતું જાય છે. જરાપણ તેમાં શ્રમ કરવો પડતો નથી.

આ પ્રમાણે જેણે ઇંદ્રિયોનો જય કરેલો છે તેવો પુરૂષ કોઇપણ જગત્‌ની વસ્તુની ઇચ્છા કરતોજ નથી; ઇચ્છા કરતોજ નથી એમ નહિ પણ તેને ઇચ્છા થતી નથી, તેથી તેને એ વસ્તુઓ કંઇપણ બાધક અસર કરતીજ નથી. નિર્બંધપણે જે કંઇ પ્રાપ્ત થાય, તે સંતોષથી લે છે. વિશેષની ઇચ્છા નથી હોતી, તેમ બીલકુલ ન મળે તોપણ શું ? આવો થઇ રહે છે. આવો જે હોય તે પરમ સુખી છે. તેને દુઃખનો લેશ પણ થતોજ નથી. કોઇ વસ્તુમાં ઇચ્છા થાય તો તેથીજ દુઃખ થાય છે; પણ આને તો ઇચ્છાજ ન થાય તો પછી દુઃખપણ થતુંજ નથી. તે તો સદાકાળ પરમસુખીજ છે.

જેમ એક નેતરની સોટીને વાંકીવાળી રાખવામાં આવે તો તે છુટી જઇ સીધી થઇ જવાને પ્રયત્ન કરે છે, અને તેમ થતી અટકાવવાને આપણે બહુ બહુ સાવધાની રાખવી પડે છે, તેમ ચિત્તનો વેગ રોકવામાં પણ પ્રથમ બહુજ શ્રમ કરવો પડે છે. શ્રમ કરતાં પણ જો સોટી છુટી જાય તો ફડાટ કરતી ઉડી જઇ કંઈ નુકશાન કરે છે તેમ આ ચિત્ત પણ રોકવા જતાં છુટી

જાય તો બહુજ હરકત કરે છે, માટે પ્રથમ પ્રયત્નમાં બહુજ કાળજી રાખવાની જરૂર છે. નેતરની સોટીને પાણીમાં ખુબ ભીંજવી રાખીને પછી વાંકીવાળી મજબૂત બંધથી—નજ છુટી શકે તેવા બંધથી—બાંધી રાખી કેટલાક કાળ સુધી—લાંબા વખત સુગી તેમજ રાખી મુકવામાં આવે તો તેને પછી બંધ છોડી નાંખવાથી પણ વાંકીજ રહે છે. પછી તે સીધી થતી નથી, તેવીજ રીતે ચિત્તને પણ અભ્યાસવડે મજબૂત બાંધતા જવું, અને તેથી કેટલેક કાળે તેને છુટું મૂકવાથી પણ તેનો ચપલ સ્વભાવ છોડી દે છે. એટલે પછી પ્રથમના જેટલું બળ વાપરવું પડતુંજ નથી. સંતોષી તેજ સુખી છે.

અનાદિ કાળથી "હું," "તમે," ઈત્યાદિ ભેદમય જગત્ આ ચિત્તમાં વસી રહેલું છે, તેને કાઢવામાં કાંઇ ઓછો શ્રમ નજ પડે. તેને તો પુષ્કળ શ્રમ જોઇએ તેમ પુષ્કળ સમય પણ જોઈએ. વખતે કેટલાક અવતારો સુધી પણ શ્રમ કર્યા કરવો પડે અને જેથી ઘણા કાળનો સંસ્કાર હોય તેમ શ્રમ પણ ઘણો કાળ સુધી કરવો પડે; માટે તેમ થાય તો તેથી જરાપણ કંટાળવું નહિ. કંટાળો આવે તો બંધ છુટી જશે, અને તો પછી એક ઉંચી સીડીપર ચડતાં અરધેથી પડિયે તો વાગે છે તેમ થશે. માટે ઉંચે ચડવા માંડયા પછી પાછું નીચું જોવુંજ નહિ, નહિ તો તમર આવવાથી પડી જવાશે. ચડયા પછી તો ચડયાજ જવું. ગમે તેટલું ઉંચું ચડવાનું હોય અને ગમે તેટલો લાંબો રસ્તો આવે તોપણ વગર કંટાળે ચાલ્યુંજ જવું; તો કોઇ વખત પણ અંત આવ્યાવિના નહિજ રહે. આવા કામમાં વિલંબ યોગ્ય નથી.

સારા કામમાં ઘણાં વિઘ્નો આવે છે, એવો નિયમ છે, એ પ્રમાણે આમ થાય તો પણ તેથી ડરવું કે કંટાળવું નહિ. નેતરની સોટીનો દાખલો ઉપર આપ્યો છે તે પ્રમાણે મનને રોકવામાં પણ તેમાં વસેલી વૃત્તિઓ બહાર નીકળવા બહુ બહુ શ્રમ કરે છે, તેથી નહિ ડરી જતાં અત્યંત બળ વાપરી તેને દબાવવી જોઇએ, નહિ તો ઉઘડકી નીકળ્યા વગર રહેશે નહિ, અને જો ઉઘડકી નીકળી તો બધો પ્રયત્ન વ્યર્થ જઈ મહા અનર્થને કરી નાખશે; માટે પુષ્કળ દૃઢતા વાપરી બળથી વૃત્તિને રોકી રાખવી.

આ પ્રમાણે ઇંદ્રિયોનો જય થાય છે. એમ કરવું મુમુક્ષુઓને અત્યંત જરૂરનું છે.

---

## દૃશ્યપદાર્થોનો બાધ તથા વાસનાભેદનું લક્ષણ.

આકાશ લીલા રંગનું દેખાય છે એ જેમ ભ્રમ છે તેમ આ જગત્ બ્રહ્મમાં ભ્રમ માત્ર રૂપ દેખાય છે. તેનું પાછું કોઇવાર સ્મરણ નજ થાય, એવી રીતે વિસ્મરણ થવું તેજ મુક્તિનું સર્વોત્તમ લક્ષણ અને સ્વરૂપ છે. આ દૃશ્ય પદાર્થનો અત્યંત બાધ જ્યાં સુધી ન થાય ત્યાં સુધી એ વાત સમજાય તેવી નથીજ, એટલા માટે સ્વરૂપ સાક્ષાત્કાર થવાની પૂરી જરૂર છે. આ દૃશ્ય પદાર્થ કંઈજ છે નહિ એમ છેક સમજાય ત્યારેજ મુક્ત થવાય છે. અનાદિ કાળના અજ્ઞાનથી ઘેરાયલા તથા શાસ્ત્રોનાવાદરૂપી ખાડાઓમાં ગોથાં ખાધા કરતા લોકો હજારો કાળ પર્યંત પણ મોક્ષ સુખ મેળવી શકતાજ નથી. બહારના પદાર્થનું ઇંદ્રિયોદ્વારા મનમાં જવું થાય છે, ત્યાં ચિદાકાશમાં તે પદાર્થની છાપ પડે છે ને તેજ વાસના કહેવાય છે. એ વાસનાનો અત્યંત ઉચ્છેદ થાય તેજ મોક્ષ કહેવાય છે. એમ ચિત્તશુદ્ધિ થયા વિના થતું નથી. ચિત્તશુદ્ધિ શ્રવણ મનનાદિ અભ્યાસથી થાય છે. ગરમી લાગવાથી જેમ હિમકણી ગળી જાય છે, તેવી રીતે જ્ઞાનાગ્નિથી વાસના પીગળીને દ્રવી જાય છે. દોરો જેમ માળાને ધારી રાખે છે તેમ વાસનાજ આ જગત્‌ને ધારણ કરી રાખે છે. આ વાસના બે પ્રકારની છે. ( ૧ ) શુદ્ધ અને (૨) મલીન. જન્મ આપનારી વાસના મલીન છે. જન્મ ટાળનારી વાસના શુદ્ધ છે. અજ્ઞાનરૂપી ખેતરમાં વિષયોના અનુસંધાન ને લીધે ધાટી જામેલી અને અત્યંત દૃઢ અહંકાર રૂપી માળી જે ને નિરંતર પોષણ આપ્યા કરે છે એવી મલીન વાસના પુનર્જન્મ આપનારી છે. તત્વબોધથી શુદ્ધ વાસના થાય છે, ને તે જન્મ આપનારી નથીજ. એ વાસના પ્રારબ્ધની સ્થિતિ સુધીજ રહે છે.

એક શુદ્ધ રંગ વિનાના કાચના પ્યાલામાં શુદ્ધ નિર્મલ પાણી ભરવામાં આવે. પછી તેમાં જુદા જુદા અનેક જાતના રંગને જુદી જુદી માત્રાઓથી નાખવામાં આવે તો પાણી એ અનેક રગોના મિશ્રણથી પરિણામ પામનાર રંગનું બની જાય છે, અને કાચનો પ્યાલો પણ એજ રંગનો દેખાય છે. આવીજ રીતે પાણીથી ભરેલો પ્યાલો તેજ મન છે. તેમાં શુદ્ધાશુદ્ધ વિચારની સ્ફુરણા ઇત્યાદિ કર્મ તે જુદી જુદી માત્રાના રંગો પડે છે. કર્મ ત્રણ પ્રકારે કરાય છે. ( ૧ ) સારો નરસો વિચાર થવો તે, ( ૨ ) બોલી બતાવવું તે અને ( ૩ ) કરી બતાવવું તે. આ એકેકથી એકેક બળવાન છે, માટે જુદી જુદી માત્રા કહેલી

છે. એક વિચાર થયો તેની આપણે એક રતિભાર માત્રા ઠરાવિયે, તો બોલવાની ક્રિયાની બે રતિ અને કરવાની ૩ રતિ–એ રીતે ગણાય છે.

હવે એ નિત્ય જે કર્યા કરાયછે અથવા નિત્ય નિત્ય અને ક્ષણે ક્ષણે પ્યાલા માં જે જે રંગ પડતા આવે છે, તે કર્મોને **ક્રિયમાણ** કહેવાય છે. ક્રિયમાણ એટલે વર્તમાન કર્મો. આવાં ક્રિયમાણો થતે થતે એકવાર અંતે મૃત્યુ સમય આવી જાયછે, ત્યારે ક્રિયમાણ બંધ પડેછે. રંગો પડતે પડતે છેવટ પડતા બંધ થાયછે. એવખતે પરિણામનો રંગ પ્યાલામાં છે તે એક સ્થળે અમુક સમય સાચવી રાખવામાં આવે અને પછી અમુક સમય પછી પાછા તેમાં નવા નવા રંગો નાખવાનું કામ શરૂ થાય. તેમ મૃત્યુ પછી પાછો જન્મ થતાં સુધી પરિણામી રંગ એમનો એમજ રહે છે. પછી જન્મ થયા પછી પાછાં કર્મો નવાં શરૂ થાય તેજ નવા રંગો પડવા માંડે છે.

મૃત્યુ થાય ત્યારે જે પરિણામી રંગ થયો તે વાસ્તવિક રીતે કરેલાં ક્રિયમાણોનો સરવાળો છે. એ સરવાળાને **સંચિત** કહે છે. સંચિત એટલે એક કરી રાખેલાં કર્મ–ક્રિયમાણનો સરવાળો. નવો જન્મ થયો કે તુરત એ સંચિતનું નામ બદલાઇ જઈ **પ્રારબ્ધ** નામ થાય છે. રાખી મૂકેલા પ્યાલામાં પાછા નવા રંગો નાખવાને લીધે તેજ પ્રારબ્ધ છે. પ્રારબ્ધ એટલે નવી શરૂવાત. જેમ એક કરાર મુદ્દત બંધી એવો કરવામાં આવે કે અમુક મુદ્દત થાય ત્યાંસુધી અમુક કામ ન થાય તો અમુક આ પ્રમાણે કરવું ને તે મુદ્દતમાં તેમ થાય તો નહિ કરવું. આમાં મુદ્દત થઇ જાય તો તે પ્રમાણે કરવું પડે. તેવીજ રીતે સંચિત જ્યાંસુધી પ્રારબ્ધ ન થાય ત્યાંસુધી પીડી શકે નહિ પણ પ્રારબ્ધ થયા પછી તે નિવારી શકાતાં નથીજ; માટેજ કહ્યું છે કે प्रारब्धमपरित्याज्य-मेव–પ્રારબ્ધ અપરિત્યાજ્ય છે, એટલે તેનો ત્યાગ થઇ શકતોજ નથી.

પ્રારબ્ધ પછી પાછાં નવાં કર્મો કરવામાં આવતા જાય તે તે પાછાં ક્રિયમાણજ છે. એ રીતે કર્મની સમજ છે. બીજું દૃષ્ટાંત એવું પણ છે કે ખાતામાં જમા અને ખાતે હોય છે તેજ ક્રિયમાણ છે. છેવટે બંને બાજુના સરવાળા થતાં બાકી કાઢવામાં આવે તે સંચિત છે, અને તે બાકીને પાછું ખાતું પાડી જમા કે ખાતે માંડવામાં આવે, તે પ્રારબ્ધ અને પછી વળી ખાતું આગળ ચાલે તે ક્રિયમાણ એ રીતે છે.

હવે ત્યારે કર્ત્તવ્ય શું છે? પ્યાલો પ્રથમ જે નિર્મલ રંગરહિત પાણીથી ભરેલો હતો તેવો કરવો જોઈએ. તેને માટે કાળા, લીલા, ઈત્યાદી મલીન

રંગોનું તત્ત્વ જ તેમાં છે તે તો ઓછું થવાનું નહિજ. તોપણ તેનાથી બીજા શ્વેતાદિ રંગો એટલા બધા વધારવા જોઈયે કે પેલાને દાબીને કેવળ શ્વેત રંગજ થાય તેમ કરવું જોઇયે. એવીજરીતે કર્મોમાં પણ એટલાં બધાં સત્કર્મો કરવાં જોઈયે કે આગલાં કર્મોને દબાવીને તેનું બળ વધે તેમ થવું જોઇએ. એ થવાથી સત્કર્મનું બળ વધવાથી સદ્‌વૃત્તિ થાય છે, અને સદ્‌વૃત્તિ થવાથી મોક્ષની ઇચ્છા થાય છે; તેથી જ્ઞાનમાર્ગે જવાય છે, અધિકારી થવાય છે અને છેવટ જ્ઞાન પ્રાપ્ત થયે કર્મનો પ્યાલો ફુટી જઇ સારાંનરસાં બધાં કર્મો નાશ પામી જાય છે, અને મોક્ષ થાય છે.

એ રીતે સત્કર્મથીજ છેવટ કર્મ ક્ષય થઈ શકે છે. હાલમાં હનીમાન નામના ડાક્ટરે હોમીયોપાથી નામની ચિકિત્સાપદ્ધતિ શોધી છે. તેમાં विषस्य विषमौषधम् એવી રીતિ પ્રસિદ્ધ ચલાવી છે, અને ગરમીપર ગરમ દવા તથા શરદીપર શરદ દવા અપાય છે. એ ચિકિત્સાપદ્ધત્તિથી ઘણાને આરામ થાય પણ છે. એ વાત અનુભવસિદ્ધ છે. તે પ્રમાણે આપણાં કર્મ ક્ષય થવા માટે કર્મ કરવાં જોઇયે, એમ ઠર્યું છે. મોક્ષ મેળવવા માટે પ્રથમ સીડી ત્યારે સત્કર્મની થઇ; માટે સર્વે એ સત્કર્મો આચરવાં જોઇ છે.

---

## आर्या शतद्वयी.

(ભજેલુ)

(સાધણુ ગયા વર્ષના પૃષ્ટ ૨૭૨ થી.)

अतिकुत्सितैरतृप्तैर्नोतोकिं सारमर्थेन्द्रियैः शिशुभिः।
आकारितोपिराजन् मुक्तं नायासिमन्मनोभवने ॥ ११५ ॥

અત્યંત કુત્સિત અને નહિ તૃપ્તિ પામેલી એવી ઈન્દ્રિયો વડે અને પુત્રાદિ વડે કુત્સિત સારને દૂર કર્યા છતાં હે રાજન, મારા મનરૂપ સ્થાનને વિષે બોલાવતાં છતાં કેમ આવતા નથી! ॥ ૧૧૫ ॥

म्लानं मोदरजन्यां निहतं तृष्णारिमानीभिः।
त्वचरणार्हणयोग्यं कथमपिनेदंमनः कमलं ॥ ११६ ॥

અજ્ઞાનરૂપી રાત્રીમાં ગ્લાનિ પામેલું અને તૃષ્ણારૂપી શત્રુઓ વડે હણાયલું એવું આ મનરૂપ કમલ આપની ચરણ સેવામાં યોગ્ય કેમે પણ થતું નથી. ॥ ૧૧૬ ॥

मोदमहीतलमज्ञं सुचिरंकामादिमृत्तिकामग्नं ।
भवदुचितंभाविकदा सुवर्णसिंहासनंचेतः ॥ ११७ ॥

મોહ છે પૃથ્વી જેની અને જ્ઞાનરહિત શુદ્ધકામ આદિ માટીમાં ડુબેલું અને સારૂં વર્ણ (સ્વરૂપ) છે સિંહાસન જેનું એવું આ અંતઃકરણ હે રામચંદ્ર આપને પ્રાપ્ત થવાને યોગ્ય ક્યારે થશે ! ॥ ૧૧૭ ॥

भक्तिज्ञान समुल्लसदेला कर्पूरपरिमला कलितम् ।
त्वच्चरणार्हण योग्यं चेतः सलिलं कदानु मेभावि ॥ ११८ ॥

ભક્તિ અને જ્ઞાન વડે સુશોભિત અને એલાયચી કપૂર આદિ જે સુંગધી પદાર્થ, તેવડે વ્યાપ્ત એવું મારૂં અંતઃકરણરૂપ જે જલ તે આપની સેવામાં યોગ્ય ક્યારે થશે! ॥ ૧૧૮ ॥

शोभित शमादिकमला साजित कामादि पंकशैवला ।
त्वत्कृपयैव भवित्रि चेतोवापितवोचितारंतुम् ॥ ११९ ॥

સુશોભિત છે શમ આદિ કમલ જેમાં અને ત્યાગ થયેલ છે કામ આદિ કાદવ અને શેવાલ જેની, એવી આપની સેવા, તેમાં ક્રીડા કરવાને તત્પર આપની કૃપાવડેજ થશે ! ॥ ૧૧૯ ॥

पापेन बद्धसख्यं भ्रमभृगु शापेन पीडितं परितः ।
चरणरजोभिः कृपया पावयसि चित्तदंडकारण्यम् ॥ १२० ॥

પાપ સાથે જેણે મિત્રતા બાંધેલ છે, અને ભૃગુરૂષીના શાપ વડે દુઃખી થયેલ એવા અંતઃકરણરૂપ દંડકારણ્યને કૃપા કરીને આપના ચરણનારજે વડે પાવન કરો છો. ॥ ૧૨૦ ॥

मुनिजनदुःखदशीलान्हत्वा कामादिराक्षसान्प्रसभम् ।
मच्चितपंचवटिका मेतुंसमनः कदानुमेभावि ॥ १२१ ॥

મુનિજનોને દુઃખ આપવાનું છે આચરણ જેમનું, એવા કામ આદિ રાક્ષસોને બલાત્કારથી મારીને મારી ચિત્તરૂપ પંચવટિકાને પ્રાપ્ત થવાને મારો સમય ક્યારે આવશે ! ॥ ૧૨૧ ॥

उत्सारिताः शमाद्या मुनयो नक्तंचरै रमीलिये ।
विचरिष्यंतिपुनस्ते कृपयालवतः कदानुदाशरथे ॥ १२२ ॥

હે રામચંદ્ર કામ આદિ રાક્ષસો વડે નાશ પામેલા એવા જે શમાદિ મુનિઓ, તે આપની કૃપા વડે ક્યારે ફરી સેવામાં તત્પર થશે ! ॥ ૧૨૨ ॥

कामादिमिपसुबाहु प्रमुखै रक्षोनिरंतरोपद्रुतं ।
कौशिक मखमिवपालय मच्चेतो जानकी जाने ॥ १२३ ॥

કામ આદિ જે સારાં હાથો છે મુખ્ય જેમને એવા રાક્ષસો હણાયલા મારા ચિત્તને હે સીતાપતિ, કૌશિક રૂષિના યજ્ઞનું જેમ રક્ષણ કર્યું તેમ રક્ષણ કરો. ॥ ૧૨૩ ॥

ममताशक्त्यागाढं हृदयेऽहंकार शक्रजिद्भिन्नम् ।
सौमित्रिमिवांतितांतं क्रांतंश्रीराममांपाहि ॥ १२४ ॥

મમતારૂપ શક્તિથી વ્યાપ્ત એવો અને હૃદયને વિષે અહંકારરૂપ જે અગ્નિ તેણે કરિ ભેદાયલો એવો અને ગ્લાનિ પામેલો એવો જે હું, તેનું લક્ષ્મણની પેઠે હે રામચંદ્ર રક્ષણ કરો ! ॥ ૧૨૪ ॥

संसृति कारागारे वलिनामोहेन संयतोराम ।
कारितनृत्तो ममता दास्यादूये दशास्य इव ॥ १२५ ॥

હે રામચંદ્રજી ! આ સંસારરૂપ કારાગારના બળવાન મોહવડે મને નિયમિત રાખતાં છતાં અને અહંતા મમતારૂપ દાસી વડે નૃત્ય કરાયેલ એવો હું રાવણની પેઠે અહંકારગ્રસ્ત થયેલછું ! ॥ ૧૨૫ ॥

त्वदतेराघवकोवा त्हृदयेऽहंकार शल्यएतन्मे ।
इष्टेमर्मणिविष्टं कष्टं कृपया समुद्धर्तुम् ॥ १२६ ॥

હે રાઘવ ! આપના વિના હૃદયનેવિષે અહંકારરૂપ પાષાણવાળું મારૂં ઈષ્ટકામમાં પ્રવેશિત કષ્ટને કૃપા વડે ઉધ્ધાર કરવાને બીજો કોણ સમર્થ છે ! (અર્થાત્) કોઈ નહિ. ॥ ૧૨૬ ॥

सममिव राघव विद्धास्ताला: सप्तैकवाणतोलवता ।
मदहंकारतरोस्ते छेदेक्लेश: कियान्भावि ॥ १२७ ॥

હે રામચંદ્ર ! આપે એક બાણ વડે સાત તાડના વૃક્ષ સરખા વિંધ્યા. તો મારા અહંકાર વૃક્ષને છેદવામાં કેટલોક કલેશ આપને થશે ? (અર્થાત્) એમાં કાંઈ કલેશ ઝાઝો થાય એમ નથી. ॥ ૧૨૭ ॥

कोनुहतो वालवता ममता मंदोदरी कृतानंद: ।
आस्तेचित्तगुहायां यदिमेऽहंकारपौलस्त्य: ॥ १२८ ॥

હે રામચંદ્ર મમતારૂપ મંદોદરી સાથે કરેલ છે આનંદ જેણે એવો અહંકારરૂપ રાવણ તો હજુ મારી ચિત્ત ગુફામાં છે તો પછી આપે ક્યા રાવણનો વધ કર્યો ! ॥ ૧૨૮ ॥

पश्येम राघवकदा लवताहंकार रावणंनिहतम् ।
स्नेहभरादनुयातां ममतामंदोदरीमपितम् ॥ १२९ ॥

હે રાઘવ આપે તે અહંકાર રાવણને માર્યો અને અત્યંત સ્નેહ થકી અહં-કારની પાછળ આવતી એવી મમતા મંદોદરીને પણ હમે કયારે જોઇયે ! ॥૧૨૯॥

अधुनापिलंवसे चेत् समये करिष्यसिमाय :।
अविलंवसदसिदंतु श्रोतव्यं वदान्यदाशरथे ॥ १३० ॥

હે દશરથના પુત્ર રામ ! હજી પણ આપ જો વાર લગાડોછો તો પછી કયા સમયે તે અહંકાર રાવણનો વધ કરશો ! હજુ શું આપને સાંભળવું છે બોલો ? ॥ ૧૩૦ ॥

---

## चंड–कौशिक नाटक.

( મળેલું. )

( સાંધણ પૃષ્ટ ૮ થી ).

**राजा**–નકી એમજ. એમાં સંદેહ શો ! દેવીને કોપ કરવાનું લગારે કારણ નથી. તોપણ :–

શું રોક્યા સચીવે હશે ? પ્રણયિના ગોષ્ટિ રસેં થોભિઆ ?
કે શું કો વળી પ્રીતિપાત્ર મળીયું ? જ્યાં ધુર્ત એ પર્વયા !
એવા કોપથી રક્ત-નેત્ર-ગળતાં આંસુથી ધોઇ મુખ,
નિશ્વાસે દયિતા મને શઠ ગણે તેમાં શું સંદેહ રે ! ૯[1]

વળી.[2]

સંધ્યા ગાળી હશે વિલાસ-ભૂષણો યોજીજ આનંદમાં ?
ગાળ્યો યામ બીજો હશે નિરખતાં શું વાટ મા'રી તથા ?

---

૧. સચીવ=પ્રધાન. પ્રણયિ=મિત્ર. ગોષ્ટિરસ=વાર્તાનો રસ, થોભિઆ=રોકાયા. પ્રીતિ-પાત્ર ઈ૦=કોઈ અન્ય સ્ત્રી વિષે મોહ ઉત્પન્ન થયો કે શું. પર્વયા=ગયા. એવા ઈ૦=એવા વિચાર કરતી દેવીનુ–કોપને લીધે લાલ થયલાં નેત્રોમાંથી આંસુની ધાર વહેવાને લીધે ગાલ ઉપર શેરડા પડી પત્રાવલીવાળું–મુખ ધોવાઈ ગયું હશે. નિશ્વાસે ઈ૦=રડવાથી છાતી ભરાઇ આવતાં નિશાસા નાખતી દેવી મને શઠ ગણે તેમાં પણ શો સંદેહ. શૃંગાર રસના ત્રણ ભેદ છે. (૧) અયોગ, ( ૨ ) વિપ્રયોગ, અને ( ૩ ) સંભોગ. કેટલાક બેજ પ્રકાર માને છે. ( ૧ ) વિપ્રલંભ, અને ( ૨ ) સંભોગ, અહિં વિપ્રયોગ શ્રંગાર વર્ણવાયો છે અને તર્ક નામે વ્યભિચારી ભાવ છે. શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

૨. સંસ્કૃત નાટકોમાં એક શ્લોક બોલ્યા પછી બીજો બોલવાનો હોય ત્યારે “ अपिच ” શબ્દ લખવાનો પ્રથા છે.

ના આવ્યા હજી ધૂર્ત ધારી ત્યજતાં આભૂષણો, આંસુના
પાતે ગાળી હશે નિશા પછી કયમે સેજ્જય આળોટતાં. ૧૦[1]

( ચિન્તાયુક્ત ચેહેરે ) અરર ! ખરેખર એ નતભ્રૂ-

જનજતું પથમાંજ જોઈ જાણી, ઉઠતી ભ્રમિત હું આવતો, વૃથાએ,
મુખ ધરી પટ હસતી માંહી માંહી, સખી પ્રતિ ઉભી હશે નીચુ નિહાળી. ૧૧[2]

विदूषक–( હસતો હસતો ) હે સખા ! શામાટે અતિ શોક કરી દુ ખિત થાય છે? ચાલ આપણે ત્યાંજ જઇ દેવીને ખુશી કરીએ.

राजा–( તેનાં વખાણ કરતો હોય તેમ ) બરાબર કહ્યું ભાઇ ' ચાલો ત્યારે આપણે ત્યાંજ જઇએ. ( ચાલવા માંડે છે. )

राजा–( સખેદ નિશ્વાસ નાખીને ) અવસર વ્યતીત થયા પછી જવામાં ખેદ થવાનો સંભવ છે. કારણ કે —

હાલંતાં તૃણ મા'રૂ આગમન થયું જાણી નિરાશી થતાં,
જોતી વાટડી લાંબી દ્રષ્ટિથી સખી વિચાર ઝાઝા કરી.
ના આલિંગી અજાણતાં છુપી રીતે પૂઠેથી હાથો દઈ,
એના લોચન નીલ પદ્મ સમજે દાબ્યાં વિલાસે વળી. ૧૨[3]

विदूषक–( થોડુંક ચાલી નેપથ્ય તરફ જોઈ ખુશી થતો ) હે સખા ! જો ! જો ! ! પેલી દેવી, અલંકાર, લાવી ઉભેલી ચારૂમતી સાથે કંઈ સંભાષણ કરતી ઉભી છે.

राजा–( જોઈ ખુશી થતો ) અરે ! શું ?

---

૧ સંધ્યા ઈ૦=દેવીએ રાત્રીનો પ્રથમ પ્રહર જે સંધ્યા, તે વિશ્રામમાટે રાખેલા ભૂષણો ઠીક ઠાક કરી પેહેરવામા ગાળ્યો હશે, બીજો પ્રહર મારી રાહ જોવામા ગાળ્યો હશે, ત્રીજો પતિ ન આવવાથી ખંડન થવાને લીધે પ્રથમ પ્રહરમા યોજેલા આભૂષણો ત્યજી દેવામા ગાળ્યો હશે, અને ચોથો રડી રડીને રાય્યામા આળોટી ગાળ્યો હશે તર્ક નામે વ્યભિચારી ભાવ વિપ્રયોગ શૃંગાર શાર્દૂલવિક્રીડિત વૃત્ત

૨ નતભ્રૂ=જેના ભવા નમી ગયલા છે એવી જનજતુ ઈ૦=રસ્તામા કોઇ માણસ જતા હું ત્યાં જાઉછુ એવી ભ્રમણાથી મને માન આપવા ઉઠતી હશે તે જોઈ તેની સખીઓ મોઢે સાડીનો છેડો દઈ માહોમાહે હસતી હશે, પરંતુ દેવી પોતાનું માન ખંડન થયલુ તેથી અગર ભાગી રાહની ભ્રમણામા તેમના સામુ જોતી નથી ને નીચુ જોઇ રહેતી હશે પુષ્પિતાગ્રા વૃત્ત

૩ હાલતા ઈ૦=પવનના સપાટાએ તૃણનું ચલન થવાથી હુ આવ્યો હશ્શે એવુ ધારતી પણ પાછળથી નિરાશ થતી તેથી મારે માટે કંઈ કંઈ તર્ક વિતર્ક કરતી એવી દેવીને પાછળથી આંખે હાથ દઈ બેઠી નથી નાયક અનુકૂળ અને ધીરલલિત છે નાયિકા મધુર છે તર્ક નામે વ્યભિચારી ભાવ છે લોચન ઈ૦–ઉપમા અલંકાર. શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

સંબંધ તોડી અતિ વસ્તુજ દ્રશ્યનો, ને-
જોડી સ્વમાં સુખદ જ્ઞાન પ્રકાશ દિવ્ય,
જોડાય છે પછીજ પંડિત તે હરિમાં,
એવા હરિ ચરણ પંકજ દાસ થાઉં. ૧૦.
આ દૃશ્ય વિશ્વ તજી પૂર્ણપણે અનિત્ય,
ફેંકી વળી શરીર વેષ્ટન નાશવંત
બાકી રહેલ અવશેષ ખતેજને જે-
યોગી વિચાર કરીને હરિનેજ પામે. ૧૧.
જેનેજ નામો ગણતા વળી સર્વ રૂપી,
સર્વસ્થ, નેતિ, ન જણાય કદાપિ કોથી,
સર્વજ્ઞ ને વળિજ વ્યાપક સર્વમાં જે,
એવા હરિ હૃદયમાં સહુના વિરાજે. ૧૨.
પોતા વિષેં વળીજ સર્વજનો વિષેં એ-
આત્મા અજાતજ, અનંત, અખિલ વિશ્વે-
દેખી, પછી મુનિવરો કરતાજ પોતે-
પોતા તણું હરિ વિષેં અતિ ઐક્ય ચિત્તેં. ૧૩.
માનેજ કોહરિ વસી બહુ ઠામ એક,
સ્પર્શી, જુવે, શ્રવણ, ખાયજ, જાણતાતે;
માનેજ અન્ય વળી કર્મ વિષેજ સાક્ષી,
જુવેરહી અલગ કર્મ બનેજ જેજે. ૧૪.
જાણી, શુણી, વળીજ જોઈ, સુગંધ સુંધી,
ચાખી, ખમીજ—સઘળી વળી લાગણીઓ-
જોનાર છે,-શરીર જીવ દશા તણાતો;
એવાગણે નૃહરિ પંડિત લોક ચિત્તે. ૧૫.
જુવેજ વસ્તુ જડ જાગ્રત તો સ્થિતિમાં,
માયા જુવેજ વળી સ્વપ્નવિષે, અને જે-
જુવે સુષુપ્તિજ વિષેં રહી શબ્દને જે,
જુવે શરીર રહિને તુરિયા વિષેં તે. ૧૬.

ઐક્ય શુદ્ધ અવિનાશિજ એક દૃષ્ટા–
કર્મો ગુણો વિવિધનાજ તથાપિ ભિન્ન–
કર્મોતણાં ફલ થકી રહીને પ્રકાશે,
આશ્ચર્યવત્સ્ફટિકવત્ હરિ બ્રહ્મ પોતે. ૧૭.
છે એક સત્ રૂપ તથાપિ જનો વદે છે–
નામો અનેક ભ્રમથીજ હુતાશ, રુદ્ર,
બ્રહ્માજ, વિષ્ણુ, વળિ સુર્યજ, ચંદ્ર, ઈંદ્ર,
વાયુજ, યજ્ઞ, વિવિધો હરિનાં અસંખ્ય. ૧૮.

---

## पंडित भगवानलाल इंद्रजीनी १८७१ नी मुसाफरी.

( સાંધણ ગયા વર્ષને પૃષ્ઠ ૨૮૪ થી. )

### પત્ર ૨૩ મો.

દીલ્હીમાં કાગળ એક અને મગાવેલી ચોપડી અને કાગળ એક પ્રયાગમાં મળ્યો છે. કાગળ લખવાને વાર લાગે છે તેનું કારણ એ કે માર્ચ સુધીમાં આ પ્રાંતનું સઘળું કામ ઉકલી દેવાને ધારૂંછું; અને કામ ઘણું છે તેથી દોડાદોડ વધારે કરવી પડે છે. પ્રયાગમાં લેફ્ટનેંટ ગવર્નર આવવા સુધી રોકાવું પડ્યું, તેટલામાં પ્રયાગથી બત્રીસ માઉલ દૂર મઢના કરી પ્રાચીન જગ્યા છે તે જોઇ આવ્યો. તા. ૫ મી નવેંબરને રોજ લેફ્ટનેંટ ગવર્નર આવ્યા પછી તા૦ ૬ ને રોજ તેઓને મળ્યો અને નોર્થવેસ્ટ પ્રોવિન્સિસમાં ફરવાનો પરવાનો લઈ ત્યાંથી ૯ મી ને રોજ રાતના ૧૨ વાગાની ગાડીમાં ચાલ્યો તે સહવાર ૯ વાગે ઈટાળા સ્ટેશન ઉપર ઉતર્યો. તેજ રોજ રાતના ૬ વાગે પાછો ગાડીમાં બેઠો તે તા૦ ૧૧ મી ને રોજ સહવારના ૬॥ વાગે દીલ્હી આવ્યો. બીજે દિવસે રવિવાર હતો તેથી કમિશનરને મળવા ન ગયો ને સોમવારે કમિશનરને મળ્યો. તેણે ડેપ્યુટી કમિશનર ઉપર ચીઠી લખી આપી તેથી બીજે દિવસે તેઓને મળી પરવાનો લીધો અને એક સીપાઇ લઇ હિંદુરાવની કાઠી આગળના અશોકના સ્તંભ ઉપરનો લેખ ઉતારવાને શરૂ કર્યો તે આજ ઉતારી આવ્યો છું. એ લેખ મેળવી લીધો છે. તે પછી કુતુબબાદ જઈ ત્યાંના ફોટોગ્રાફ લઇ મ્યુઝીયમમાંથી ત્રણ મૂર્ત્તિના ફોટોગ્રાફ લઇ ખાલસી જઇશ. – – – – –

મને કાગળ લખો તો દીલ્હી લખશો. હું ખાલસીથી પાછો દીલ્હી તા૦ ૨૮ સુધીમાં આવીશ. – – – – – – – – – – – – – – –

ઉદયગિરિ. ઉદયગિરિનો ડુંગર સાંચીથી આશરે ૬॥ માઈલ દક્ષિણ તરફ છે. ત્યાં હું તા૦ ૩૦ મીને રોજ હાજરે ગયો. મારી ચોકી તથા સરભરા સારૂ ભીલસેથી એક કોટવાળનો કારકુન તથા ચાર સીપાઈઓ આવ્યા હતા, તેથી ઉદયગિરિની ગુફામાં હું ચાર દિવસ સુધી રહ્યો.

ઉદયગિરિએ સફેદ રેતીયા પથ્થરની નાની ટેકરી છે. આ ટેકરીના બે વિભાગ છે. એક ઉત્તર અને બીજો દક્ષિણ તરફ છે. ઉત્તર દિશાવાળી ટેકરી દક્ષિણ દિશાવાળી ટેકરી કરતાં દોઢી ઉંચી છે. તેની ઉંચાઇ આશરે ૨૫૦ થી ૩૦૦ ફીટની છે. એ બંને ટેકરીને સાંધનારી વચમાં ધાર છે. તેમાં પીઠ બાજુ તરફ ગુફાઓ ખોદેલી છે.

---

## मुंबइनुं आरोग्य.

( સાંધણ પાને ૨૪ થી. )

### वैकृत सन्निपात.

### એક અણધાર્યો ઉત્પાત.

આ વિષમય સ્થિતિ થવાનું કારણ ઋતુની અવ્યવસ્થિત હાલતજ હતી; અને હવાના આવજાવ વગરની વખારો કે જેની અંદર લાંબો વખત થયા અનાજ તથા જુદી જુદી જાતના દાણાઓ રાખી મેલવામાં આવ્યા હતા તેની ઉપર આ અવ્યવસ્થિત હવાની અસર થવાથી ઉપર જણાવેલ વિષ ઉત્પન્ન થવાને માટે સર્વ સાધનો મળી શક્યાં. આ વિષ ઉત્પન્ન થયા પછી ઘણા દિવસ સુધી કદાચ જણાયેલ નહિ હોય એ સ્વાભાવિક છે પણ જ્યારે એ વખારોમાં રહેતા ઉંદરો મોટી સંખ્યામાં મરણ પામેલ જોવામાં આવ્યા તથા તેની અંદરના કામ કરતા માણસોને એક ચોકસ જાતનો તાવ આવી એવાં માણસો મરણ પામવા માંડયાં ત્યારેજ ખરેખર વિપરીત બન્યું છે અને તેનું મૂળ શોધવાની તથા તે વિપરીત દશા દૂર કરવાની જરૂર છે એમ નિશ્ચય થયો. જેમ જેમ આ શોધમાં વધારો થતો ગયો. અને એજ બાબતમાં ઉંડા ઉતરવાને કારણો મળતાં ગયાં તેમ તેમ બંધ અને લાંબો વખત સુધી ન ધોયેલી જે કારણને લીધે કચરાનો જમાવ થઇ હવાની આવજાવ બંધ થવાથી દૂષિત થયેલી ગટરો તરફ ઘણાકોનું ધ્યાન ખેંચાયું. આ ગટરમાં પણ બંધ વખારોની પેઠે-ઋતુની અસરની અંદરની બંધ હવા તથા જમાવ થયેલ

કચરા ઉપર થયેલી અસરે ત્યાં પણ એ વિષ પેદા કર્યું અને જ્યાં જ્યાં એવી સ્થિતિમાં ગટરો રાખવામાં આવી હતી ત્યાં ત્યાં આ રોગ લાગુ પડયો અને તેથીજ એકલી વખારોને આ રોગ માટે દુષિત ન ગણતાં આવી ગટરોને પણ તેનાં કારણ તરિકે સાથે સાથે લેવાની જરૂર પડી. અને એ ખુલાસાથીજ વખારમાં કામ કરતાં માણસો શિવાય બીજા માણસોમાં આ રોગ કેમ લાગુ પડયો ? એ પ્રશ્નનું સમાધાન થઇ શકે છે. છેવટ જ્યાં જ્યાં આવી વખારો ન હોતી અને જ્યાં જ્યાં ગટરોની આવી સ્થિતિ ન હોતી તેવા મુંબઈના કેટલાક ભાગોમાં પણ જ્યારે આ રોગે દેખાવ દીધો ત્યારે તેના કારણ માટે ઉભી થયેલી શંકાનું નિવારણ પણ એજ બીજા ઠરાવના શબ્દોથી સારી રીતે થઈ શકે છે. જે વૈદ્ય અથવા ડાકટરને આ મરકીવાળા રોગીનો થોડોઘણો પણ અનુભવ થયો હશે તેઓ ખાત્રીથી કહી શકશે કે મુંબઇમા આવેલાં ઘરોમાં જે જે ઘરમાં ઘણીજ નાની ઓરડીઓ જેની અંદર હવાના આવજાવ માટે કંઈ પણ સારૂં સાધન નથી હોતું અથવા જે ઓરડીમાં જોઈએ તે કરતાં વધારે માણસો રહે છે અથવા જેની અંદર ગંદકી તથા એઠવાડ વિગેરે વગર સંભાલે પડયા રેહેવા દેવામાં આવે છે, અને જે જગ્યા અથવા ઓરડી લાંબો વખત સુધી ઉઘાડી રાખવામાં આવતી નથી અથવા જે સ્વચ્છ કરવામાં આવતી નથી તેવી જગ્યામાં મુંબઇના બીજા ભાગોમાં પણ આ રોગની ઉત્પત્તિ થયેલી જોવામાં આવે છે. અહિ ઓરડો પોતે બીજે ઠેકાણે કહેલી વખાર અથવા ગટરની ગરજ સારે છે, અંદરની હવા અહિ પણ બીજા ઠેકાણાંની પેઠે બંધ છે. અને અંદરનો ગંદો સામાન વખારની અંદર રહેલા દાણા અથવા ગટરની અંદર રહેલા કચરાની ગરજ સારે છે. અને આ પ્રમાણે અહિપણ એ ત્રણે ચીજોના સંમ્મિશ્રનથી થવું જોઇતું વિષ ઉત્પન્ન થવાને સર્વે સાધનો મળી રહે છે. અને તેથીજ વખારની નજીકમાં અથવા દૂષિત ગટરોની નજીકમાં ન વસનારા લોકોને પણ આરોગ લાગુ પડવાનાં કારણો વિષેનો સંદેહ બહુ સેહેલાઇથી ટળી જાય છે.

આ પ્રમાણે મુંબઈના જુદા જુદા ભાગોમાં આ મરકી પ્રસરવાનો ખુલાસો થયાં પછી એ બાબતમાં શું શું ઉપચારો કરવા તે વિષે આ સભાએ ટુંકમાં અભિપ્રાય આપ્યો હતો. વૈકૃત સંનિપાતમાં પિત્તનો પ્રકોપ વિશેષ હોઇને પિત્ત શામકદવા આ રોગમાં વિશેષ લાભકારક થઇ શકશે એમ વૈદ્યોના મોટા ભાગે માન્યું હતું, અને તેથી ચંદ્રપ્રભા, ગળોનું પાણી, સુરોખાર, ધાણા,

વરિયાળી, દ્રાક્ષ, ખડસલિયો, રક્તરોહિડો, વિગેરે દવા વાપરવાની વિશેષ અનુકૂલતા થઈ પડવાનો સંભવ બતાવવામાં આવ્યો હતો. વિશેષ કરીને આ રોગનાં જુદા જુદા ચિન્હો ઉપર જુદી જુદી દવાઓનો ઉપયોગ લાભકારક થઇ પડશે એમ માનવાને કારણ છે. અને દરેક ચિન્હને તેના જુદા જુદા વર્ગમાં નાખી તે તે વર્ગના પ્રકોપને શામક દવા વાપરવી વધારે લાભકારક થઇ પડશે. આ રોગનું મુખ્ય ચિન્હ સાથલ, ગળું કે કાખમાં થતી ગાંઠ ઉપર ઉપચાર તરિકે દોષઘ્નલેપ, દશાંગલેપ, ધતુરાનો પાલો, નગોડનો પાલો, કાંગનો પાલો, ઘઉંનો લોટ, સુરાખારનું પાણી, ઠંડી પોટીસ, અથવા જળો—આટલી ચીજ ધ્યાનમાં લેવા લાયક ગણવામાં આવે છે.

આ સભામાં વિવેચન થયેલી આ બાબતો પુરેપુરી લક્ષમાં લીધા પછી અમારી મુંબઇનાં વૈદ્ય મંડલને ખાસ ભલામણ છે કે આવો અચાનક આવતો કોઇપણ રોગ જ્યાં એકજ જાતનાં ચિન્હથી ઘણા માણસો એકદમ મરી જાય છે, તેવે ઠેકાણે સુશિક્ષિત અને પ્રતિષ્ઠિત વૈદ્યોના મેળાવડા કરી તેમાં સિદ્ધ થયેલ નિદાન અને ચિકિત્સા ઉપર ચાલવાથી દરેક વૈદ્ય પોતાના દરદીને વધારે સારી રીતે સંતોષ આપી શકશે તથા એવા રોગીઓ વધારે પ્રમાણમાં સારા થવાનો સંભવ રહેશે.

આ વખતે એક ઘણી ખેદકારક બાબત ઉપર મુંબઇના વૈદ્ય સમૂહનું ધ્યાન ખેંચવાને અમે ચુકશું નહિ. પ્રાચીન વૈદક શાસ્ત્રને અંધારામાં રાખી તેમાં જણાવેલા મહાન ઉપચારોને પ્રસિદ્ધિ ન આપી, એવા ઉપચારોને એક હાથ કરિ લેવાની આગળથી ચાલતી આવેલી રીતિ વૈદક શાસ્ત્રના વધારા તથા સુધારાને માટે ઘણીજ હાનીકારક છે. એટલુંજ નહિ પણ અનાયાસે અથવા બુદ્ધિબળે તર્કમાં આવેલ કોઇ યોગ્ય ઉપચાર ગુપ્ત રાખી તેનો લાભ અતિશય નાહના સમૂહને આપવાની કેટલાક વૈદ્યોમાં ચાલતી આવેલી રીતિ પણ ઘણીજ ખેદકારક છે. આવે સમયે જ્યારે માણસને પોતાની પોતાનાં બાળ બચ્ચાંની અને સગાંવહાલાંની જીંદગી માટે હરઘડિ ચિંતા રહે છે તેવે વખતે કોઇપણ સિદ્ધ થયેલો, ઉપયોગી નિવડેલો અને લાભકારક ઇલાજ ગુપ્ત ન રાખતાં પ્રસિદ્ધિમાં મુકવો એ રોગીને પોતાને માટે, વૈદને પોતાને માટે તથા જનસમૂહને માટે ઘણુંજ લાભકારક છે. અમે ઇચ્છિયે છિયે કે મુંબઈમાં હાલ ચાલતો ઉપદ્રવ જલદી શાંત પામે અને દરેક વૈદ્યો પોતાને એ ઉપદ્રવ વિષે મળેલો અનુભવ જન સમૂહના લાભને માટે જાહેરમાં મુકે.

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૫ મું. પોષ, સંવત્ ૧૯૫૩. અંક ૩ જો.

॥ यतो धर्मस्ततो जयः ॥



## पद.

( भजेलुं. )

( अब तुम कब समरोगे राम. ) ए ढाल.

मेल ममत मतिमूढ ! मनथी मेल० टेक .
द्रोह मोह मातंग पीठ पर, बन्न नहि दृढ आरूढ.-मन०
निपद पदोपद प्रति एथी, अहिं पेखीश मरूढ.-मन०
छे संसार असार समज आ, स्वप्न सदृश संरूढ.-मन०
शोध बोधमय अनाद्यंत हरि, हृदय गुहागत गूढ.-मन०

स्त्रग्धरा.

सूतो शुं आंख मींची नजर कर अरे जिंदगी जाय चाली,
खातां पीतां खसे छे खबर नव पडे खोप शुं खोद खाली;
राग द्वेषे विशेषे दिन पर दिन तुं मस्त शुं चुस्त थातो,
अंते नक्की रहेशे अधवच रखडी स्वप्ननो ठाठ आ तो!

मेता गोकलदास रामकृष्ण. जामनगर.

पद १ लुं ( शोई राम समरोरे तमे आतमना आधार ) ए रागमां.

साचा जाणीरे मन भजतुं सीताराम (२)
जेने भजतारे शिव विधिने देव तमामः साचा जाणीरे.० टेक ॥
भजवा माटे भवमां मळीया मनुष्य देह सुख धाम,

ते तो तुं फोकटमां हार्यो करि करि घरना काम,
चेतजे चेतावुंरे हजी हैयामां धरी हाम, साचा जाणीरे ०॥ १ ॥
घणा भजीनें भव दुःख वाम्या पाम्या अविचळ ठाम,
अजामेळ, गणिकानें शबरी गीध जटायु नाम,
नारद शारदरे गाय शेष जेना गुण ग्राम, साचा जाणीरे ०॥ २ ॥
अनंत कोटि विश्वना नियंता भगततणा विश्राम,
विपत विनाशी सुखना राशि दया सिंधु घनश्याम,
स्मरतां तेनेरे नहि पडे खरचवां दाम, साचा जाणीरे ०॥ ३ ॥
वशिष्ट व्यासने शुकजी जेने भजता आठे जाम,
तेने भजतां मूर्ख तुजने केम वळे छे घाम,
वारे वारे रे तने कहे रामजी आम. साचा जाणीरे ०॥ ४ ॥

---

## आर्या शतद्वयी.

(મળેલું.)

(સાંધણ ગયા અંકના પૃષ્ટ ૩૮ થી.)

सकृदिन्द्रिय वालैश्चेतो वृत्तिः कुटुंविनी राजन् ॥
दुर्लभ परितोषात्तैर्विफली क्रियतेऽनुवेलमलम् ॥ १३१ ॥

હે રામચંદ્ર ? ઇંદ્રિય રૂપ બાલકોવડે આ અંતઃકરણની વૃત્તિ મોટા કુટુંબવાળી થઈ છે માટે તેઓવડે સંતોષ બીલકુલ મળતો નથી જેથી દરેક સમય વૃથા જાય છે. ॥ ૧૩૧ ॥

इदमुच्च देह गेहं स्फुरदिन्द्रिय शक्तियो पितोप्येताः ॥
दुःखायजातमखिलं राजन् विज्ञानदारिद्र्यात् ॥ १३२ ॥

હે રામચંદ્ર ? આ ઉંચા કુલમાં દેહ પ્રાપ્ત થયો એ ઘર છે અને આ ઇન્દ્રિયોની શક્તિ છે તે સ્ત્રીઓ છે; પરંતુ એ બધું અજ્ઞાન રૂપ દરિદ્રતાથી દુઃખને માટે ઉત્પન્ન છે. ॥ ૧૩૨ ॥

स्वानंदमन्नमीषत्कथमपि सुचिरादनीक्षमाणस्य ॥
राजन्निहंतु मर्दसिदीर्घ विज्ञान दारिद्र्यम् ॥ १३३ ॥

હે રાજન ? કાંઇક આનંદરૂપી અન્નને ઘણા કાલથી નહિ જોનારો

એવો હું તેનું મોહું જેવું જે અજ્ઞાન રૂપ દારિદ્ર, તેનો નાશ કરવાને આપ યોગ્ય છો. ॥ ૧૩૩ ॥

तोषान्नेन विहीना हीनावैराग्यवाससाचचिरम् ॥
विज्ञानौषधहीना सततं मोहत्वराधीना ॥ १३४ ॥

સંતોષ રૂપી અન્નવડે રહિત અને વળી વૈરાગ્ય રૂપી વસ્ત્ર વડે ઘણા કાલથી રહિત અને જ્ઞાન રૂપ ઔષધથી રહિત અને નિરંતર મોહ અને ત્વરા-ને આધીન એવા છિયે. ॥ ૧૩૪ ॥

त्वत्कर्मकर्तुमसहा तवदासीयं मनोवृत्तिः ॥
इद्रियबालैः सहिता सीदंति सीतापते सततम् ॥ १३५ ॥

હે સીતાપતિ ! નિરંતર પોતાના ઇન્દ્રિય રૂપ બાલકોની સાથે બેઠેલી એવી આપની દાસી રૂપ આ મનની વૃત્તિ તે આપના કર્મ કરવાને ( સેવા કરવાને ) શક્તિવાળી નથી. ॥ ૧૩૫ ॥

जानन्नुपेक्षसेचेद्धर्मौदार्यं न राजेंद्र ॥
युक्तं चेदंभवतः साध्वीं पत्नीमपित्यजतः ॥ १३६ ॥

હે રાજેંદ્ર ! ધર્મ અને ઉદારતાને જાણનારા એવા છો પછી આપ શું કામ ઉપેક્ષા કરોછો ? સારી પતિવ્રતા સ્ત્રીને પણ ત્યાગ કરનાર એવા આપના જેવાને એ કાંઈ યોગ્ય નથી. ॥ ૧૩૬ ॥

जानासिनयदितर्ह्कि मंद भाग्याच्चदेव दाशरथे ॥
सर्वज्ञतागताते सदैव गृहमेधिधर्मेण ॥ १३७ ॥

હે દાશરથી રામચંદ્ર ! મારાં મંદ ભાગ્ય થકી ને આપ જાણતા નથી કે શું ? અથવા તો હે દેવ આપની ધર્મની સાથે સર્વજ્ઞતા પણ ગઇ કે શું ? ॥ ૧૩૭ ॥

किंकिमुचितं त्वदीयं ब्रूमो लज्जापि जायते वचने ॥
किं त्वतिशयं नशक्तः सोढुं तद्ब्रूमहे किमपि ॥ १३८ ॥

હે મહારાજ ! હવે શું કહિયે જે આપને યોગ્ય હોય તે કહિયે. કારણ કે હવે તો કહેતાં કહેતાં વચનમાં પણ લાજ આવે છે. હવે અતિશય અમે સહન કરવાને શક્તિમાન્ નથી તે માટે હવે કાંઇપણ બોલિયે છિયે. ॥ ૧૩૮ ॥

विश्वोच्छिष्टा विषयाः पर्युषिताकालमेवमया ॥
दीनेन दीनबंधो यत्क्लेशयुतेन भुज्यन्ते ॥ १३९ ॥

હે દીનબંધુ ! જગતમાં ઉચ્છિષ્ટ એવા વિષયો ક્લેશયુક્ત એવો અને ગરીબ એવો હું તેને ભોગવાય છે. ॥ ૧૩૯ ॥

लज्जानजायतेराघव राजेन्द्रसातवैवपरम् ॥
दासस्तवेतिविदितो विश्वोच्छिष्टे रमेयहम् ॥ १४० ॥

હે રાઘવ ! હે રાજેન્દ્ર ! આપનો દાસ છું એમ જાણતાં છતાં આ હું સંસારના ખરાબ ભોગ વિલાસમાં રમુ છું, એથી આપને મોટી લાજ ઉત્પન્ન થતી નથી ? ॥ ૧૪૦ ॥

दोषो थवातवायम् वक्तुं युक्तो नजानकी जाने ॥
कांताधीनं सर्वं युक्तायुक्तं यतः सदने ॥ १४१ ॥

હે સીતાપતિ ! આ યોગ્યાયોગ્ય ગ્રહસ્થાશ્રમમાં બધું સ્ત્રીને આધીન છે. માટે એ દોશ આપનો છે એમ કેહેવાને યોગ્ય નથી. ॥ ૧૪૧ ॥

अथवा पतिव्रतायाः परिजनवात्सल्यमेवयत्सहजं ॥
तस्यास्तेननदोषो राघव मद्भाग्यदोषोयम् ॥ १४२ ॥

અથવા તો હે રાઘવ ! તે પતિવ્રતા સ્ત્રીનું પોતાનું કુટુંબ વાત્સલ્ય સહજ હોયજ છે. તે માટે એ તેનો દોષ નથી માત્ર મારા ભાગ્યનોજ દોષ છે. ॥ ૧૪૨ ॥

विज्ञापयामितेहम् दासेनमयोयोगश्चेत् ॥
परमानंदमनतं भवदुच्छिष्टं दयानिधे देवम् ॥ १४३ ॥

હે દયાનિધિ ! હે અનંત ! આપની હું વિનંતિ કરૂં છું કે સેવાદ્વારાયે. મારો જોઉપયોગ હોય તો અત્યંત આનંદદાયક એવું આપનું ઉચ્છિષ્ટ મને આપવું. ॥ ૧૪૩ ॥

रघुवर कारयभगवन्नथवानशने नतेदास्यम् ॥
परिहासकरं परमिदमुच्छिष्टं नोपयुज्यते चमम ॥ १४४ ॥

અથવા તો હે ભગવન્ ! ભોજન રહિત તારૂં દાસત્વ ( સેવા ) આપો. ; રઘુવર! હાસ્ય કરવાને યોગ્ય એવું આ ઉચ્છિષ્ટ મને યુક્ત નથી. ॥ ૧૪૪ ॥

परतो विशुद्धभूमिक मसकृद्देदोक्तकर्म कांडेन ॥
सत्संग रंगचित्तं समतासुधया समंत्तोपिसितं ॥ १४५ ॥

વારંવાર વેદોક્ત કર્મ કાંડે કરિને અત્યંત શુદ્ધભુમિકાવાળું અને સ-

ત્સંગે કરિને યુક્ત છે ચિત્તજેનું, તેનાથી પણ વિશેષ સ્વચ્છ અમૃતના તુલ્ય એવું. ॥ ૧૪૫ ॥

मैत्री चंदनमाला विलसदाहिंसासत्पताकाद्यैः ॥
चिन्हैर्विराजमानं भवदागमसूचकैरचिरात् ॥ १४६ ॥

મૈત્રી અને ચંદનની માળાવડે શોભાયમાન અને અહિંસા રૂપ સારી ધ્વજાઓ વડે અને આપના આરાધનમાં સૂચક એવાં ચિન્હો વડે સુશોભિત. ॥ ૧૪૬ ॥

અપૂર્ણ.

---

## उत्तम बोध.

( સાંધણુ ગયા અંકના પૃષ્ટ ૨૯ થી. )

મહાત્મા શ્રીમદષ્ટાવક્ર મુનિ કહે છે કેઃ—

દેહાભિમાનને પાશ કહેલી છે. પાશ વસ્તુને બાંધવામાં કામ લાગે છે. દેહરૂપ પાશવડે આત્મા બંધાયલો છે. એ પાશથી છુટવાનો માર્ગ માત્ર દેહનું અભિમાન—એટલે હું દેહ અથવા મારી દેહ એ ટાળવા રૂપીજ છે. દેહ તે હું નહિ અને દેહ મારો નહિ એમ અભિમાન છુટી જવાથી સર્વ ભયનો નાશ થઇ જીવન્મુક્ત થવાય છે. જ્યાં સુધી દેહ તે હું અને મારૂં એમ રહે ત્યાં સુધી એ દેહ બાહ્યદૃશ્ય પદાર્થ રૂપ વિષય હોવાથી દુઃખકર થાય છે, માટે તેનું અભિમાન છોડી દેવું જોઇયે., દેહરૂપ પાશથી મુક્ત થવા માટે શું કરવું ? તેને માટે ઉત્તરાર્ધમાં કહેલું છે કે "જ્ઞાન રૂપ ખડ્ગથી" એ પાશને કાપી નાખવી. આ ઉપરથી દેહ પાત કરવાનું ઠરતું નથી, પણ " હું દેહ નથી," પણ " હું જ્ઞાનરૂપ—બોધરૂપ—આત્મા છું," એમ જ્ઞાન થાય એટલે એ દેહ પાશથી મુક્ત થવાય છે. અર્થાત્ અભિમાન રહિત થવું જોઇયેં, એમ તાત્પર્ય છે. જીવન્મુક્તિ એટલે સશરીર મુક્તિ. શરીર ધારી રહ્યા છતાં તેમાંથી અહંતા મમતા ગઈ એટલે મોક્ષજ છે. આને માટે વળી શાસ્ત્રમાં કહ્યું છે કેઃ-

यदिदेहं पृथक्कृत्य चितिविश्राम्य तिष्ठति ।
अधुनैव सुखी शांतो बंध मुक्तो भविष्यसि ॥

અર્થઃ—જો દેહને પોતાથી જુદો કરી નાખીને ચિત્રૂપમાં વિશ્રામ કરી

રહીશ, તો હમણાંથીજ બંધથી મુક્ત થઇને સુખી અને શાંત થઇશ.

જેવું દેહાભિમાન ટળ્યું, અથવા જેવી પદાર્થોમાંની અહંતા મમતા ટળી કે તુરતજ સંતોષ થઈ જવાથી નિર્ભય બનીજઇ સુખ અને શાંતિ મળી જાય છે, કારણ કે પછી કોઇ પ્રકારની ઇચ્છા કે લાલસા ઉભી રહેતીજ નથી. કેવળ વિજ્ઞાન તેજ મોક્ષ, એમ આ ઉપરથી સિદ્ધ થયું છે, અને વિષયેચ્છા-ત્યાગ તેજ બંધથી મુક્તિ છે. આને માટે કહેલું છે કેઃ-

तृष्णा मात्रातको वंधस्तन्नाशो मोक्षउच्यते ।
वंध मोक्षौ नविद्येते नित्य मुक्तस्यचात्मनः ॥

**અર્થઃ**-આત્મા નિરંતર મુક્તજ છે. તેને બંધકે મોક્ષ કંઈ છેજ નહિ. માત્ર તૃષ્ણા રૂપ એક બંધન ગણાય છે તેનો ત્યાગ થયો એટલે મોક્ષ થયો કહેવાય છે.

તૃષ્ણા એટલે પણ ઇચ્છા, લાલસા, કામના. એજ બંધન રૂપ છે. તે ન હોય એટલે મોક્ષજ છે, ને તે જ્ઞાનવડેજ નાશ પામી શકે છે. અર્થાત્ તૃષ્ણા-રૂપ પદાર્થ ન હોય તો આત્મા તો નિત્ય મુક્તજ છે, તેને કંઇ બંધ કે મોક્ષ છેજનહિ. બંધ અને મોક્ષ બંને અવસ્થા કલ્પનારૂપ છે, વાસ્તવિક નથીજ, પણ એટલું માત્ર સમજાવું જોઈયે! મહા સ્વપ્નમાં બનતી વાતને છેક સત્ય માની બેઠેલા તે માત્ર જાગ્રત થતાં યથાર્થ સમજાય છે, તેમ આમાં પણ માત્ર જાગ્રત થતાંજ જણાઈ આવશે કે સ્વપ્નામાં બનતી વાત કઈ હતીજ નહિ, પણ માત્ર માયા હતી, અથવા કેવળ ખપુષ્પવત્ હતી. આ બધું સ્વપ્નવત્ છે તો પછી સ્વપ્ન તે શું ? આ પ્રશ્નના ઉત્તરમાં એટલુંજ નીકળે છે કે અનાદિ કાળથી થતાં આવતાં કર્મોની વાસના મનમાં પડતી આવે છે. એ વાસના તદનુ કૂલ કર્મોની વૃદ્ધિથી વિશેષ રૂઢતા પામતી જાયછે અને વિશેષ સ્થૂલતા પામતી જાય છે. આટલા માટે એ વાસનાને સ્થૂલ નહિ થવા દેતાં કૃશ કરી નાખી તેનો છે ક નાશ કરી નાખવો તેજ ઉચિત છે; તેને માટે કહેલું છે કેઃ--

वासना एव संसार इति सर्वा विमुंचताः ।
तत्त्यागो वासना त्यागास्थिति रद्ययथातथा ॥

**અર્થઃ**-વાસના છે તેજ સંસાર છે, એમ જાણી તે ( વાસનાઓ ) ને છોડી દેવી. વાસના ગઇ એટલે સંસાર પણ ગયોજ છે; પછી શરીરની સ્થિતિ જેમ થવી હશે તેમ થશે.

**વાસના** એ શબ્દ **वस्** ધાતુ પરથી વ્યુત્પન્ન છે. કૃત કર્મની જે અસર મનમાં જઇ નિરંતર ને માટે એ કર્મનાં ફળ આપવા માટે જઈવસે છે, માટે તે વાસના કહેવાય છે. કરેલાં કર્મની ઉત્પત્તિ એવી રીતે હોય છે કે પ્રથમ તે કર્મ કરવાનો સંકલ્પ મનમાં ઉઠે, પછી તેવિષે મનન-વિચાર ચાલે, અને છેવટે નિશ્ચય થતાં તે કર્મ કરવામાં આવે છે. આ ઉપરથી સ્પષ્ટ રીતે જણાય છે કે કર્મનો સઘળો આધાર મન ઉપરજ રહેલો છે, અને મન પાછું જેવી વાસનાવાળું હશે તેવાં કર્મો કરાવવાનો પ્રયત્ન કરતું રહે છે, માટે મનમાં વાસના સારી હોય તો સત્કર્મો બની શકે છે અને નઠારી હોય તો દુષ્કર્મ કરાવે છે. આથી એમ જણાય છે કે કર્મમય સંસાર આખો વાસનારૂપજ જણાય છે. એટલા માટેજ ઉપર કહેલું છે કે વાસના ગઈ એટલે સંસાર ગયો, અને સંસાર ગયો એટલે અહંતા મમતાદિ શારીર ભાવ ગયો, એમ સિદ્ધ થાય છે. અહંતા મમતા ગઇ એટલે મોક્ષજ છે. પછી મોક્ષને કોઇ જગો લેવા જવો પડતો નથી. આમ મોક્ષ આપણી સમીપમાજ છે છતાં હજારો ગાઉ દૂર હોય એમ શોધ્યા કરિયે છિયે, અને સમીપ છે એમ કોઈ બતાવે તો તે આપણે નથી દેખતા માટે નથીજ, એમ માની આગળ ચાલ્યાજ કરિયે, એ કેટલી શોચનીય વાત છે? માટે વાસના ત્યાગજ મુખ્ય છે.

વાસના ત્યાગ માટે સમાધિ સ્થિતિનું વર્ણન શ્રી મદ્વિદ્યારણ્ય સ્વામી એ શ્રી પંચદશીમાં કરેલું છે, કે :—

ध्यातृध्याने परित्यज्य क्रमाद्ध्येयैकगोचरम् ।
नीवातदीपवच्चित्तं समाधिरभिधीयते ॥

**અર્થઃ**—ધ્યાતા અને ધ્યાન એ બેયનો ત્યાગ કરી ક્રમે કરી એક ધ્યેય રૂપજ ચિત્ત થઇ જાય અને વાયુ વગરના સ્થાનમાંના દીવાની પેઠે નિશ્ચલ થઈ જાય તેને સમાધિ કહેવાય છે.

આ આખા જગત્માં ત્રિપુટીજ વ્યાપ્ત છે. એ ત્રિપુટીનું જ્ઞાન તેજ પરમ જ્ઞાન છે. ક્રિયાનો કર્ત્તા, ક્રિયા પોતે અને ક્રિયાનું કરાવું—એ ત્રણની ત્રિપુટી ગણાય છે. ઉપરના શ્લોકમાં ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની ત્રિપુટી કહેલી છે. ધ્યાન કરનાર ધ્યાતા કહેવાય છે. જેનું તે ધ્યાન કરે છે તે ધ્યેય કહેવાય છે અને ધ્યાનની જે ક્રિયાનું થવું તે ધ્યાન છે. આ ત્રણે ત્રિપુટીનું પૃથક્ત્વ ટળી તેની છેક એકતા—અત્યંત એકતા—સમજી જવાય તેજ પરમ

જ્ઞાન છે. द्वैताद्वैभयं भवति એ પ્રમાણે બેપણું છે ત્યાંજ ભય છે, માટે ધ્યાતા, ધ્યાન અને ધ્યેય, એ ત્રણની અત્યંત એકતા થવી યોગ્ય છે. ધ્યાતા પણ ધ્યેયજ છે, ધ્યાન પણ ધ્યેયજ છે અને ધ્યેય પોતે પણ ધ્યેયજ છે, આમ સર્વત્ર ધ્યેય એકજ રહે, તેજ પરમ વિજ્ઞાન છે, તેજ મોક્ષ છે, અને તેજ વાસનાથી રહિત અવસ્થા છે. ધ્યેયરૂપ એકાકાર થઈ જઈ ભેદ ટળી જઈ એકતાનતા થઈ જાય અથવા ચિત્ત કેવળ એક ધ્યેયમાંજ પરાયણ રહી બીજી વસ્તુમાં સ્પંદતા ન પામે તેવું થઇ જાય તેમ કરવાનું છે. દીવાની પેઠે સ્થિર થવું જોઇ છે.

આ પ્રમાણે ધ્યાન એટલે યોગ કર્ત્તવ્ય ઠર્યો. ત્યારે એ યોગનાં આઠ અંગ કહેવાય છે. પરંતુ અપરોક્ષાનુભૂતિમાં તે નીચે પ્રમાણે પંદર કહેલાં છેઃ—

यमोहि नियमस्त्यागो मौनं देशश्चकालता ।
आसनं मूलबंधश्च देहसाम्यंच दृक्स्थितिः ॥
प्राणसंयमनं चैव प्रत्याहारश्च धारणा ।
आत्मध्यानं समाधिश्च प्रोक्तान्यंगा निवैक्रमात् ॥

અર્થઃ—યમ, નિયમ, ત્યાગ, મૌન, દેશ, કાલ, આસન, મૂલબંધ, દેહસામ્ય, દૃક સ્થિતિ, પ્રાણસંયમન, પ્રત્યાહાર, ધારણા, આત્મધ્યાન અને સમાધિ—એ ક્રમસર અંગો કહેવાય છે.

યોગનાં મૂળ આઠ અંગો કહેવાય છે. (૧) યમ, (૨) નિયમ, (૩) આસન, (૪) પ્રાણાયામ, (૫) પ્રત્યાહાર, (૬) ધારણા, (૭) ધ્યાન, અને (૮) સમાધિ. આ આઠે પણ ઉપરના પંદર અંગોમાં આવી જાય છે. માત્ર (૧) ત્યાગ, (૨) મૌન, (૩) દેશ, (૪) કાલ, (૫) મૂલબંધ, (૬) દેહસામ્ય, અને (૭) દૃક્સ્થિતિ, એ સાત વિશેષ કહેલાં છે. આ સાતેનો સમાવેશ ઉપરનાં આઠ અંગોમાં થઈ જાય છે, છતાં પૃથક્કરણ કરી સ્પષ્ટ બતાવવા સારૂ ઉપરના શ્લોકમાં પંદર કહેલાં છે. [ અપૂર્ણ. ]

# પંડિત ભગવાનલાલ ઇંદ્રજીની ૧૮૭૧ ની મુસાફરી.



(પૃષ્ઠ ૪૬ થી ચાલુ)

એ બાજુ એ ધારમાં એક મોટી વરાહ અવતારની મૂર્ત્તિ ખોદેલી છે. એ આશરે ૧૩ ફીટ ઉંચી છે. તેના પગ નીચે શેષ છે, અને સ્રીના આકારની પૃથ્વી તેની ડાઢે વળગેલી છે. દેવતાઓ, ગંધર્વો, ઋષિઓ અને બ્રહ્મા, મહેશ, એ સ્તુતિ કરતા આગળ ઉભેલા છે. મૂર્ત્તિ ઘણી સારી કારીગરીથી કોતરેલી છે. તે સમુદ્રમાં ઉભી હોય તેમ ભીંતમાં સમુદ્ર કોતરેલો છે, તથા ગંગા અને યમુના આકાશમાંથી ઉતરીને અંહીં સમુદ્રમાં મળતી હોય તેમ કોતરેલી છે. તેના પ્રવાહની વચ્ચે ગંગા યમુનાની સ્રીના આકારની ઉભેલી મૂર્ત્તિ છે. ગંગા મકર ઉપર હાથમાં કળશ લઇ ઉભેલી છે અને યમુના કાચબા ઉપર હાથમાં કળશ લઈ ઉભેલી છે. યમુનાની મૂર્ત્તિ ગંગાના કરતાં થોડી નાની કીધેલી છે. સમુદ્રમાં પુરૂષના આકારના સમુદ્ર હાથમાં કળશ લઇ ઉભેલા છે.

એ વરાહ અવતારની મૂર્ત્તિની જમણી બાજુ એક ગુહા છે. તેમાં હાલ મહાદેવનું લિંગ બેસાડેલું છે; પણ તે જગાએં પ્રથમ વિષ્ણુની મૂર્ત્તિ હશે. આ ગુહાના દરવાજાની બાજુએં મૂર્ત્તિઓ કોરેલી છે, અને એક લેખ છે.

વરાહ અવતારની ડાબી બાજુ તરફ પણ ત્રણ ગુફાઓ છે અને વરાહ અવતારની સામે તળાવ છે.

આ ગુફાના સમુદાય પાસેથી થોડું ચાલ્યા પછી ડુંગર ઉપર જવાને ખડકમાંથી ખોદી કાઢેલો રસ્તો છે. આ રસ્તાની બંને બાજુએ ગુફાઓ કોરેલી છે. ત્યાં થઇ ડુંગર ઉપર જવાય છે તો પછવાડે વેત્રવતી નામે નદી વહે છે. તે બાજુએં ડુંગર ટટાર ઉતરેલો છે, તેથી ઘણું રમણીય દેખાય છે. આ ડુંગર ઉપર બેસી પૂર્વ બાજુ તરફ નજર કરિયે તો ભીલસાનો ડુંગર દેખાય છે. દક્ષિણ, ઉત્તરને પૂર્વ દિશા તરફ વિદિશાનગરનાં ખંડેરોની જગા નજરે આવે છે, અને પશ્ચિમ દિશા તરફ સાંચીનો સ્તૂપ દેખાય છે. આ ઉદયગિરિ તે મેઘદૂતમાં લખેલો નિચૈગિરિ હશે !

ઉદયગિરિમાંથી ત્રણ લેખો મને નવા મળ્યા, અને તેમાંના બે ઘણા જરૂરના છે.

**બેરીનગર.** ઉદયગિરિ થી આશરે એક માઈલ દુર બેરીનગર છે ત્યાં ગયો. એ પ્રાચીન વિદિશા નગરની જગા છે. હાલ ત્યાં જુજ ઝુપડાં વસે છે; પણ કોઇ વખતે એ ઘણું મોટું શેહેર હતું. માળવામાં ઉજજેણથી બીજા નંબરનું એ શેહેર ગણાતું હતું. અશોકના વખતમાં પણ તે વસતું હતું, પણ પાછળથી શા કારણથી ઉજડ થયું તેની ખબર નથી; તથાપિ ઘણું કરી કોઇ દુશ્મનોના હુમલાથી થયું હશે. વિદિશા ઉજડ થઇને ભીલસા વસ્યું હશે!

**ભીલસા.** ભીલાસ-બેરી નગરથી આશરે એક માઈલ છે. બેરી નગરથી હું ત્યાં ગયો. એ મોટો કસબો છે, પણ પ્રથમ એ મોટું શેહેર હશે. હાલ પ્રતિદિન ઉજડ થતું જાયછે. લોકોની મોટી મોટી ઇમારતો ખાલી પડેલી છે. ભીલસામાં જોવા લાયક એક જુની મસીદ છે. એ પ્રથમ હિંદુનું મોટું દેવળ તોડીને બનાવેલી છે. એ ઘણું કરી સૂર્યનું મંદિર હતું!

## પત્ર ૨૪ મો.

કાલસીથીલા. ભગવાનલાલ ઇંદ્રજી. આપને દીલ્હીથી પત્ર લખ્યા પછી પત્ર લખી શકયો નથી. તેનું કારણ એકતો કામની દોડાદોડથી અને હાલ હું રહ્યો છું એ જગાથી કાલસી આશરે સવા બે માઇલ દૂર છે. ત્યાં ડાક છે, તેથી ત્યાં મોકલવાને માણસ અને કાગળ લખવાને વખત એ સાથે નથી મળતાં. આજરોજ હું કામથી નિવૃત્ત થયો છું.

તા૦ ૨૬ મી નવેંબરને રોજ રાતના ૭ા વાગે મીરત જવા દીલ્હીથી રેલમાં બેઠો. રાતના ૧ વાગે મીરત ઉતર્યો. રાતની રાત સ્ટેશન પાસે એક બંગલામાં રહી બીજે દિવસે ગામમાં સરાઇમાં ઉતારો કરી મીરતના કલેકટરને મળવા ગયો. કલેકટર પ્રાંતમાં ફરવા ગયા હતા તેથી આસિસ્ટંટ કલેકટરને મળ્યો. તેઓની પાસે મેં ડેરાદુનના સુપરિંટેંડેંટ ઉપર કાગળ માગ્યો. તેઓએ કહ્યું કે તારે આંહીં આવવાનો પણ જરૂર નહિ હતી. લેફટેનંટ ગવરનરનો પત્ર પરબારો ત્યાં ગયેલો છે. તેથી તેજ રોજ રાતના ૧૦ વાગાની ગાડીમાં સવાર થઈ રાતના એક વાગે સાહારનપુર ઉતર્યો.

**સાહારનપુર** એક મોટો કસબો છે. લોકોની ભાષા પંજાબી અને હિંદુસ્તાની સેળભેળ છે. લોકોની હાલત સારી છે. ગામના રસ્તા ટુંકા અને ઘરો

એથી તે ત્રણ મજલાનાં ઇંટ ચુનાથી બાંધેલાં છે. બજારમાં જથાબંધ દુકાનો છે, એટલે કે એક ગલીમાં સુખડિયા તો સુખડિયાજ, બીજી ગલીમાં ગાંધીજ, ત્રીજી ગલીમાં માંસ વેંચનારાજ, ઇત્યાદિ. હિંદુઓમાં ઘણો ભાગ માંસભક્ષક છે. સાહારનપોરની બજારમાંથી મને કેટલાએક ગ્રીક રૂપાના શિક્કા મળ્યા, તેમાં બે મિનાકરસ, એક અલકિડસ, બે આર્કિલિબસના હતા. એક રોમન શિક્કો મળ્યો તે ત્રાંબાનો હતો, અને એક કુણંદનો. એ કોઇ બૌદ્ધરાજા છે, જે આશરે ઈ. સ. ની શરૂઆતમાં થયો હશે.

સાહારનપોરમાં હું એક સરાની અંદર ઉપરની મેડીએ ઉતર્યો હતો. ત્યાં બેસી ઉત્તર તરફ દુર નજર કરવાથી બરફથી છવાયલા સફેદ ચળકતાં પર્વતોનાં શિખરો દેખાય છે. આવીરીતે બરફનાં છવાયલાં શિખરો મેં મારી નજરે આજેજ જોયાં છે! સાહારનપોરથી ગાડીઓ ભાડે કરી ડેરા જવા નીકળ્યો. ડેરા એ સાહારનપોરથી ચાળીશ માઈલ ઉત્તર તરફ છે. બીજે દિવસે ત્યાં પહોંચ્યો. વીશ માઇલ સાહારનપોર છોડયા પછી પહાડ ચડવો પડે છે. રસ્તો ડુંગરી છે, અને સુંદર લીલાં ઝાડોથી ભરેલો છે. બે બાજુએ ઝાડ ને વચમાં જેમ બાગમાં ( પરંતુ બાગ કરતાં પણ ઉત્તમ ) ચાલ્યા જતા હોઇયે તેવું દેખાય છે. અતિ ઠંડી વાય છે, અને પાણી બરફ નાખેલા પાણી જેવું ઠંડું લાગે છે. તા૦ ૩૦ મી ડીસેંબરને રોજ ડેરે આવ્યો. ત્યાંના સુપરિંનટેંડેંટને મળી ખાલસીના ભલામણ પત્રલેવા બે દિવસ ડેરામાં રહ્યો.

ડેરાનો પ્રાંત પહાડની ઉત્તર દક્ષિણ પહાડની વચ્ચે અને પૂર્વે પશ્ચિમ ગંગા અને જમનાની વચ્ચે આશરે પચાસ માઈલ લાંબો છે. તેને "દૂન" કહે છે. "દૂન" નો ઘણું કરીને અર્થ "દોન" અથવા "બે" નદીની વચ્ચેનો પ્રાંત હશે! ડેરા એ એક કસબો છે. હાલ ત્યાં અંગ્રેજી છાવણીને લીધે સારી વસતી વધી છે. લોકની સ્થિતિ પણ સારી છે. "ડેરા" એ નામ નાનકાના શિષ્યોમાં રામરાય કરીને એક અવતારી ગણાતો પુરૂષ થઇ ગયો છે, તેની અહીં જગા છે, તે ઉપરથી પડેલું જણાય છે. એ જગાની બાંધણી મક્કામાં મહમદના મુકરબાના જેવી છે. વચમાં મુસલમાની મુકરબો હોય તેવો છે, અને ચારે બાજુએ તેની ચાર સ્ત્રીની બેઠક છે, તે પણ મુકરબાના આકારની છે. વચલા મુકરબાની અંદર એક પલંગ ઉપર નાનકનું મુખ્ય પુસ્તક—ગ્રંથસાહેબ—રાખેલું છે. એ ડેરા ઉપરથી એ જગાનું નામ પણ ડેરા પડયું.

ડેરાગામ રામરાયના શિષ્ય જે ગાદીએ બેસે છે તેના તાબામાં છે. પ્રથમ એ પ્રાંત આખો તેના તાબામાં હતો, પણ હાલ અંગ્રેજ સરકારના તાબામાં છે.

ડેરાથી બે ગાડી ભાડે કરી કાલસી જવા નીકળ્યો. રસ્તો પહાડી, ઉંચોનીચો છે, અને અંગ્રેજ સરકારના રાજ્ય પછી ગાડી ચાલવા લાયક થયો છે. તે મોહોરથી તો આ પ્રાંત મુસાફરી કરવાને માટે પણ ઘણો ભયાનક હશે. ડેરાથી ચાલ્યા પછી પેહેલે દિવસે રાત્રે એક ગામમાં રહી બીજે દિવસે એટલે તા૦ ૪ ડીસેંબરને રોજ સહવારના બાર વાગે જમના કિનારે આવ્યો. અહીંથી સવા બે માઇલ દૂર છે અને જે લેખસારૂ હું અહીં આવ્યો છું, તે અહીં પાસેજ છે, તેથી અંહીંજ રહેવાને ધાર્યું. ખાલસીથી ઉપર ચકરાટા કરીને ૬૦૦૦ ફુટ ઉંચો અને સમુદ્રથી ૮૦૦૦ ફુટ ઉંચો પહાડ છે, તેમાં અંગ્રેજી લશ્કર રહે છે. તેઓની મેનેજ સારૂ કમિસરિયટ ખાતાનો ચંડીચરણ નામે બાબુ પણ અહીં રહે છે; અને જમના ઉપર પુલ બંધાય છે તેથી એંનજીનીયરના પણ કેટલાએક લોકો અંહીં રહે છે; અને ઘણીજ રમણીય આ જગા જોઇ અહીં રહેવાને મેં પણ ઈરાદો કર્યો. જંગલના સુપરિંટેંડેંટ સાહેબનું એક તુટેલું ઘાંસનું ઝુપડું હતું તેને સારૂં કરાવી તેમાં રહ્યો.

આ જગામાં જે મજા અને આનંદ મેં જોયો તેવો મને કોઇ મુસાફરીમાં નહિ આવ્યો હતો. અંહીં મારી પાસેજ ઘણી જોરથી જમના વહે છે, અને બીજી નેહેરો પણ વહે છે. પાણી એવું તો સ્વચ્છ છે કે તેવું બીજા પ્રાંતોમાં ઘણુંકરીને નજરે પડતું નથી. ચારે કોર ઉંચા ઉંચા પાહાડો વેલીઓથી છવાઇ ગયેલાં ઝાડોથી ભરેલા છે. જે દિશાતરફ જોઇયે ત્યાં આનંદકારક દેખાવ છે. પાણી તો એવું મીઠું અને ઠંડું છે કે તેવું મેં થોડેજ ઠેકાણે પીધું છે, અને દિવસ આખો ઠંડી લાગે છે. સાંજના ચાર વાગેથી તે સહવારના આઠ વાગા સુધી તો ઘણીજ ઠંડ વાય છે. થરમોમીટર ૫૦ અને ૪૦ની વચમાં રહે છે. બપોરે ધૂપમાં ૬૦ થાય છે. અંહીંના જેવી ઠંડીમેં મારી ઉમરમાં પહેલી જોઈ છે. મેં અંગ્રેજોથી સાંભળ્યું છે કે ઈંગ્લંડમાં ગરમીના દેવસોમાં ઠંડી પડે છે એથી અંહીં વધારે છે ખરી, પણ પહાડ ઉપર—એટલે આ જગાથી આગળ ઘણે ગયા પછી આશરે ૮૦૦૦ ફુટ ઉંચાઇવાળા પહાડ ઉપર ચારહાથનો બરફનો થર જામ્યો છે! અને૨૫૦ ફુટ ફરતાં ઉંચાઈવાળાં

દેવદારનાં વૃક્ષો જોવા લાયક છે; પરંતુ મારાથી આ દિવસોમાં ત્યાંની ઠંડી ખમાશે નહિ, એ જગાની મજા ઉનાળાના દિવસોમાં છે.

મારાં ઝુપડાંથી આશરે પા માઈલ કરતાં થોડું દૂર એક લેખ છે. એ લેખ એક ગ્રાનીટની છૂટી પડેલી મોટી શિલા ઉપર છે. દક્ષિણ બાજુએ એ લેખ લખેલો છે અને થોડો બાકી રહેલો ભાગ પશ્ચિમ બાજુએ લખેલો છે. દક્ષિણ બાજુએ કઇ મોટી પંક્તિઓ છે. આ લેખ ઇ. સ. પૂર્વે આશરે ૨૫૦ વર્ષ ઉપર મહારાજા અશોકે કોતરાવેલો છે, અને તે જુનાગઢના લેખ સાથે મળતો છે. માત્ર જુજ શબ્દોનો ફેર છે; પરંતુ જુનાગઢના લેખમાં જે ભાગ તૂટી ગયો છે તેમાંનો અગત્યનો ભાગ આ લેખથી પૂરો થાય છે. મેં આ લેખનું અક્ષરાન્તર, નકશો તથા તેની નકલ લીધી, અને ફોટોગ્રાફ લીધા. તેમાં સઘળા આજ સોળ દિવસ લાગા છે. હવે પરમ દિવસે અહીંથી દીલ્હી જવા નીકળીશ અને દીલ્હીથી આપને પત્ર લખીશ.

— — — — — — — — — — — —

ખાલસી. તા. ૨૦ મો ડીસેંબર ૧૮૭૧.

પત્ર ૨૫ મો.

દીલ્હીથી લા. ભગવાનલાલ ઈંદ્રજી. હુંકાલરોજ કાલસીથી અંહીં આવ્યો છું ઠંડી અતિ પડે છે, અને આજરોજ થોડો વરસાદ પણ થયો છે. તમારા કાગળની થોડી આશા રાખતો હતો, પરંતુ હું ક્યાં છું તેની તમોને ખબર નહિ હોવાથી લખ્યો નહિ હોય. હવે હું ત્રણદિવસ પછી અંહીંથી બીરાટ તરફ જવા નીકળીશ. હુ અંહીં કાલસીનું કામ કરી જલદી આવીશ, એમ ધારતો હતો, પણ એકમાસ આખો પાછું આવતાં લાગો. — —

— — — — — — — — — — — —

દીલ્હી. તા. ૨ જી જાનેવારી ૧૮૭૨.

પત્ર ૨૬ મો

તા. ૭ મી જાનેવારીને રોજ બપોરના ૧ વાગતે દીલ્હીથી બીરાટ જવા નીકળ્યો. બીરાટ એ દીલ્હીથી આશરે ૪૦ કોસ દૂર છે. રસ્તે બાંધેલી સડક નથી તેથી બે ભારકસ ગાડી કરી ચાલ્યો. દીલ્હીથી પ્હેલે રોજ ૭ કોસપર કિલ્લાવાળા નાના ગામમાં રહ્યો ( જે ગામનું નામ મને યાદ નથી ). એ ગામ સુધીનો રસ્તો પથ્થરોથી ખડખડિયો હતો. તે સઘળી ગ્રાનીટ પથ્થ-

રેની ધારે હતી. રસ્તે નાનાં નાનાં ગામો હતાં તેમાં કઇ વિશેષ જાણવા જેવું નહોતું. બીજે દિવસે તા. ૮ મીને રોજ એક નાના ગામડામાં રાત રહ્યો. રસ્તો રેતાળ હતો પણ ઠેક ઠેકાણે ખેતરો જવનાં ઘણાં જોવામાં આવતાં હતાં. તા. ૯ મીને રોજ રિવાડી નામનો મોટો કસ્બો છે ત્યાં પોહોંચ્યો. ગામ સારૂં છે. લોકોની સ્થિતિ પણ સારી છે. રસ્તે રસ્તે સડક બાંધેલી છે. બજારની પણ સારી હાલત છે. લોકોનાં ઘરો હુંકા સ્લેટના પથ્થરો અને ચુના-વડે ઘણાં બાંધેલાં છે, અને કેટલાંએક મટીયર પણ છે. ગામથી દક્ષિણ દિશા તરફ ત્યાંના જમીનદારનું બંધાવેલું તળાવ છે, તેને કાંઠે સારી શોભા છે. રિવાડી હાલ અંગ્રેજ સરકારના તાબામાં છે. તા. ૧૦ મીને રોજ રિવાડીથી ૧૮ માઈલ ઉપર શાહજાનહાનપુર છે ત્યાં ગયો. એ નાનો કસબો છે. લોકોનાં ઘરો નાનાં નાનાં છે આશરે ૫૦ દુકાનો છે. તેના ચોકની વચ્ચે એક મસીદ છે. લોકોની હાલત દુબળી છે. રિવાડીથી શાહજહાનપુર સુધીનો રસ્તો રેતાળ છે. ગામની પાસે વૃક્ષો રોપાવેલાં છે, તેમાં લીમડાશિવાય પીલુડી ક્વચિત્ જોવામાં આવે છે; તોપણ ઠેકાણ ઠેકાણે ખેતીની સ્થિતિ સારી જોવા-માં આવે છે.

શાહાજાનપુરથી ચાલ્યા પછી તા. ૧૧ મીને રોજ સાંજરે ગુજરવાસા કરી નાના ગામમાં રહ્યો. આ ગામને ગુજરવાસા કહેવાનું કારણ એકે એ ગામમાં ગુજરોનાં ઘરો વિશેષ છે. ગુજર એ એક પશુપાલક જાત છે. તે લાંબા અને સુંદર લોકો છે. ધારવા પ્રમાણે આ લોકોના નામ પરથી ગુજરાત કહેવાય છે. આજનો રસ્તો પણ રેતાળ હતો. આકડાઓ અને કવચિત્ ખો-જીડી શિવાય બીજાં વૃક્ષોનાં દર્શન કમ થતાં હતાં, રેતીમાં દોડતા જગો જગો ઉંદરો દેખાતા હતા. એ ઉંદરોને પુંછડોને છેડે વાળનું છોગું—એ આપણા ઘરના ઉંદરોથી વિલક્ષણતા છે. તેઓ આકડાનાં પાત્રાં ખાય છે. તા. ૧૨ મી-ને રોજ રાત્રે પ્રયાગપુરા નામના મોટા ગામડામાં આવ્યો. આખો રસ્તો રેતીનો હતો. મેં સીંધનાં રેતીનાં મોટાં મેદાનમાં કરાચીથી જેસલમેરસુધી મુસાફરી કરી હતી, તે મને યાદ આવતી. રિવાડીથી પ્રયાગપુર સુધી હરરોજ ખારાં પાણીનો સ્વાદ લેવો પડતો હતો. ત્યાંના લોકો જે પાણીને ઘણું મીઠું કહે તે પણ આપણે પીવું સેહેલ નહિ હતું. તા. ૧૩ મીને રોજ બપોરના ત્રણ વાગે બીરાટ આવી પૂહોંચ્યો. જેપુરના રાજાની તરફથી એક માણસને

મારી સરભરા માટે પોલિટિકલ્ સાહેબનો પત્ર આપીને મોકલ્યો હતો, તેણે ઉતારો આપ્યો ત્યાં ઉતર્યો.

પત્ર ૨૭ મો.*

— — — — — — — — — — — —

પત્ર ૨૮ મો.*

— — — — — — — — — — — —

પત્ર ૨૯ મો.*

— — — — — — — — — — — —

પત્ર ૩૦ મો.*

— — — — — — — — — — — —

---

## હિંદુ ધર્મ

( ગયા વર્ષના પૃષ્ટ ૬૦ થી ચાલુ. )

પોર્તુગીઝ, વલંદા, ડેનલોકો, ફ્રેંચ અને છેવટે અંગ્રેજો આ દેશમાં આવવા છતાં હિંદુ તત્વ તેની મહત્તામાં કંઈ કમી થયું નથી; જોકે અંગ્રેજો આખા દેશમાં પથરાયલા છે અને મુસલમાનો કરતાં તેમની રાજ્યસત્તા વિશેષ પ્રબળ છે, છતાં તેઓ લોકોના સહવાસમાં ઘણા થોડા આવેલા છે. હાલના સમયમાં હિંદુસ્તાનમાં રાજા અને પ્રજા વચ્ચે જોઇયે તેટલું ઐક્ય નથી. પ્રજાનો મોટો ભાગ હિંદુઓનો છે, અને તેથી તેમની નીતિસત્તા પ્રાધાન્ય ભોગવે છે. યુરોપના વતનીઓ પોતાના મતભેદને લીધે જેમ જુદી જુદી પ્રજા તરીકે ઓળખાય છે તેમ હિંદુસ્તાનના વતનીઓ પણ એક પ્રજા તરીકે ઓળખાતા નથી. આ ભિન્નત્વ ઘણાં કારણોને લીધે ઉત્પન્ન થયું છે.

યુરોપમાં જેમ ત્યુટન અને કેલ્ટ કરતાં ગ્રીક અને રોમન જુદા પડે છે તેવીજ રીતે હિંદુસ્તાનમાં ઉત્તરોત્તર આવી વસેલા આર્યોમાં પણ ફેરફાર જોવામાં આવે છે. હવાના ભેદથી પણ તેમના આચારવિચારમાં ફેર પડેલો છે. વળી અનાર્ય મૂળ વતનીઓ અને મુસલમાન તથા યુરોપીઅનોના સમાગમથી પણ હિંદુસ્તાનના જુદાજુદા ભાગોના આર્યો ઉપર જુદીજુદી અસરો થએલી છે.

---

* આ ચાર પત્રોમા કંઈ જાણવા જેવી હકીકત નથી, પણ ખાનગી જેવા છે, તેથી પ્રસિદ્ધ કરેલા નથી.—તંત્રી.

અનાર્ય જાતિમાં પણ હાલ ઘણો તફાવત જોવામાં આવે છે. તેઓના મુખ્ય બે ભેદ છે. ( ૧ ) દ્રાવિડિયન અને ( ૨ ) કોલેરિયન; પરંતુ દ્રાવિડિયન વિષે જાણવું અગત્યનું છે, કારણ કે તેઓએ સ્વતંત્ર રીતે પોતાનામાં સુધારો કર્યો છે, અને ધર્મ, રીતભાત અને બીજા વ્યવહારમાં તેઓ ઘણે ભાગે આર્ય જેવાજ થઇ ગયા છે. કોલેરિયન લોકો હજુ સુધી તેમની અર્દ્ધ સુધરેલી મૂળ સ્થિતિમાં છે.

તેટલા માટે આર્ય અને અનાર્યની ગણના કરવામાં અને જુદીજુદી બોલાતી ભાષા પ્રમાણે ભાગ કરતાં હિંદુસ્તાનમાં ચઉદ જુદીજુદી જાતિના લોકો વસે છે, એમ આપણે કલ્પી શકિયે. એ ચઉદ ભાષાઓ નીચે પ્રમાણે છે.

૧. હિંદી. આ ભાષા હિંદુસ્તાનમાં લગભગ ૧૦૦૦૦૦૦૦૦ માણસો બોલે છે; તેના બે ભેદ છે ( ૧ ) શુદ્ધહિંદી અને ( ૨ ) મુસલમાની હિંદી અથવા હિંદુસ્તાની. હિંદી ભાષામાં બીજી બોલીઓનો પણ સમાવેશ થાય છે, જેવી કે વ્રજભાષા, કનોજી, મેવાડી, જુની પુઠવી, અવધી, ભોજપુરી, મારવાડી.

૨. બંગાલી. આ ભાષા ૩૯૦૦૦૦૦૦ માણસો બંગાલામાં બોલે છે.

૩. મરાઠી. આ ભાષા દક્ષિણમાં મહારાષ્ટમાં ૧૭૦૦૦૦૦૦ માણસો બોલે છે. તેમાં કોકણી બોલી આવી જાય છે.

૪. ગુજરાતી. આ ભાષા ગુજરાતમાં ૯૦૫૦૦૦૦ પચાસ હજાર લોકો બોલે છે.

૫. પંજાબી. પંજાબમાં ૧૪૦૦૦૦૦ લોકો બોલે છે.

૬. કાશ્મીર. કાશ્મીરમાં ૨૦૦૦૦૦૦ લોકો બોલે છે.

૭. સીંધી. સીંધદેશમાં લગભગ ૨૦૦૦૦૦૦ માણસો બોલે છે.

૮. ઓરીયા. ઓરીસા પ્રાંતમાં ૭૦૦૦૦૦૦ માણસો બોલે છે.

આ આઠ ભાષાઓ શુદ્ધ આર્ય ભાષાઓ છે. હવે અનાર્ય લોકોને ધ્યાનમાં લેતાં તેમનાં નામો નીચેની છ ભાષા પરથી પડેલાં છે.

૯. તામિલ. આ ભાષા લંકાના ઉત્તર છેડાથી શરૂ થઈને કન્યાકુમારીથી દક્ષિણ ત્રાવણકોર અને જેને હાલ કર્ણાટક કહે છે તે ભાગોમાં લગભગ ૧૩૦૦૦૦૦૦ લોકો બોલે છે, એટલેકે જેને હમણાં કોરોમાંડેલ કહે છે તેના દક્ષિણ ભાગથી મદ્રાસની ઉત્તરે સો માઈલ સુધી બોલાય છે.

૧૦. મલાઈ. આ એક તામિલનો ભાગ છે, તે ત્રાવણકોર તથા મલબારના દક્ષિણ ભાગમાં આશરે ૫૦૦૦૦૦૦ લોકો બોલે છે.

૧૧. તેલુગુ. જે પોતાની કોમળતાને લીધે હિંદુસ્તાનની ઇટાલિયન કહેવાય છે, તેમા મદ્રાસની ઉત્તર ભાગ સરકાર તથા નિજામના મુલકમાં ૧૭૦૦૦૦૦૦ માણસો બોલે છે.

૧૨. કેનેરી. મ્હૈસુરમાં મુંબઇ ઈલાકાના દક્ષિણ ભાગમાં, કાનડામાં અને મલબારના થોડાક ભાગમાં ૮૦૦૦૦૦૦ ૫ વધારે લાકો બોલે છે

ઉપરની ચાર સંસ્કાર પામેલી દ્રાવિડિયન ભાષાઓછે. હવે બાકીની બે અસંસ્કૃત દ્રાવિડિયન છે, તે નીચે પ્રમાણે છેઃ—

૧૩. ગોંડ. મધ્ય પ્રાંતમાં આવેલા ગોંડવાના નામના પ્રદેશમાં વસતા લગભગ જંગલી જેવા ૨૦૦૦૦૦૦ વતનીઓ આ ભાષા બોલે છે.

૧૪. કોલેરિયન આ ભાષા છોટાનાગપુરના મેદાનમાં રહેતા કેલ જાતિના આશરે ૩૦૦૦૦૦૦ લોકો બોલે છે

આખા હિંદમાંની આ મુખ્ય ભાષાઓ ગણાવી છે, પરંતુ મી. કસ્ટ નામના વિદ્વાનની ગણત્રી પ્રમાણે આખા ભરતખંડમાં કુલ ૫૩૯ ભાષા વપરાય છે. આ સર્વ ભાષાઓના મળતાપણા ઉપરથી સારી રીતે સિદ્ધ થાય છે કે પ્રારંભમાં સર્વત્ર એકતાજ હતી, અને પાછળથી ભિન્ન ભિન્ન ભેદો વધેલા છે. આર્યોના પ્રમાણ રૂપ વેદમાંજ છે કે एकमेवाद्वितीयम् (એકજ અદ્વિતીય)! આ ઉપરથી એકતા સિદ્ધ થાય છે. આ સર્વ જે કંઇ છે તે એક બ્રહ્મજ છે, તેથી ભિન્ન કંઈજ નથી, ભિન્ન જે ભાસે તે કંઇજ નહિ પણ માત્ર માયાજ છે. આ મત શુદ્ધ બ્રાહ્મણોનો છે. વેદનું ખરૂં રહસ્ય પણ એજ ગણાય છે.

પાછળથી જ્ઞાન અને કર્મના બે માર્ગ થયા તેમાં પણ મોક્ષ માર્ગ ઉપરના મતવાળા જ્ઞાન માર્ગનેજ માનેલો છે. કર્મ માર્ગના બે પ્રકાર નીચે પ્રમાણે છે.

(૧). યજ્ઞ, કર્મ, તપ ઇત્યાદિથી શ્રેયસ્સાધવાનો માર્ગ, તે કર્મમાર્ગ છે.

(૨) અમુક દેવતાની વ્યક્તિની સેવાથી શ્રેયસ્સાધન માર્ગને ભક્તિમાર્ગ કહે છે. ઉપનિષદોમાં જેને ઉપાસના કહે છે તેજ આ ભક્તિ છે.

એકજ કારણરૂપ બ્રહ્મમાંથી કાર્યરૂપ માયા વિવિધ બને છે, તે ઉપરથી બહુત્વવાદ, મૂર્ત્તિપૂજાવાદ અને જ્ઞાતિભેદાદિની ઉત્પત્તિ છે. જેમ એકજ ઈંદ્રધનુષમાં અનેક રંગો દેખાય છે, તેવીરીતે એકજ બ્રહ્મમાં આ બધી ભિન્નભિન્ન પ્રતીતિનું દર્શન થાય છે આ સર્વ દશ્ય વસ્તુ માત્ર ચેતન અને જડરૂપ, સારી અને નઠારી, દેવો, મનુષ્યો, પ્રાણીઓ, ઇત્યાદિ સર્વ તેમાંથીજ વ્યક્ત છે, અને પાછાં તેમાંજ લય પામે છે. અર્થાત્ કે એકજ સ્થળે જવામાટે અનેક માર્ગ માર્ગાંતર આર્ય ધર્મમાં એટલાં બધાં છે, કે તેના સંપૂર્ણ અભ્યાસ

માટે દુનિયાંના લગભગ બધા ધર્મોના અભ્યાસની સંપૂર્ણ આવશ્યક્તા રહેલી છે.

વેદથી આરંભાઇને હિંદુધર્મ એટલો બધો વિવિધ રૂપ ધરવા લાગ્યો છે કે આજે તે લગભગ સર્વ પ્રકારના અધિકારીઓને માટે સામાન્ય જેવો થઈ પડેલો છે. સર્વને તે રૂચે તેવો થઇ પડેલો છે. તે ચેતન અને જડવાદીઓને પણ અનુકૂલ થાય તેવો છે, તેમજ આધ્યાત્મિક અને આધિભૌતિક ઇત્યાદિ સર્વાનુકૂલતાને પામેલો છે. તેનું સ્વરૂપ એક મહાન્ અક્ર ( Polygon ) રૂપ છે. તેની એક બાજુ અનુભવરૂપ, બીજી દૃઢનીતિ વ્યવહારના નિયમરૂપ અને બીજી બાજુઓ ભક્તિ, જ્ઞાન, કર્માદિરૂપ છે. કર્મવાદિઓ કાર્મિક બાજુથીજ સંતોષ માની રહે છે, ભક્તિવાદીઓ એ બાજુથીજ સંતોષે છે, અને એજ રીતે સર્વ પ્રકારના અધિકારીઓ પોત પોતાની વૃત્તિઓને અનુકૂલ બાજુઓથીજ સંતોષ માને છે. ટુંકામાં એટલુંજ કે સર્વ પ્રકાર હિંદુધર્મમાંથી મળી શકે તેમ છે.

આ બધી વિવિધતા ઉપરથી હિંદુ ધર્મને શું નામ આપવું તે એકજ મળી શકે તેમ નથી, તોપણ કેવળ સર્વમયત્વ તરફ જોતાં તેને બ્રાહ્મધર્મ અને બહુત્વ તરફ જોતાં હિંદુધર્મ—એમ નામો આપી શકાય તેમ છે.

હિંદુસ્તાનમાં ઉપર કહ્યા પ્રમાણે ૫૦૦ થી ઉપર ભાષાઓ છે, અસંખ્ય જાત નાતો અને વિવિધ મતો હોવા છતાં આખા દેશની ધર્મ સંબંધી ભાષા અને શાસ્ત્ર એકજ છે. એ ભાષા સંસ્કૃત છે તથા શાસ્ત્ર પણ સંસ્કૃતજ છે, જે તેને વેદ એવા વિસ્તૃત જ્ઞાનવાચક નામથી કહેવાય છે. હિંદુ લોકોના બ્રહ્મજ્ઞાન, તત્ત્વજ્ઞાન, સ્મૃતિ, પુરાણાદિસર્વેનું મૂળ એક વેદજ ગણાય છે. વેદ એક દર્પણરૂપ છે, તેમાં અસંખ્ય ધંધા, મત, કર્મ, ઇત્યાદિ એકત્ર દેખાય છે.

યુરોપમાં જુદી જુદી ભાષાઓનાં શાસ્ત્રો પણ જુદાં જુદાં હોય છે. ત્યાંની હાલની પ્રત્યેક ભાષામાં તેનું શાસ્ત્ર જુદુંજ હોય છે, અને તે શાસ્ત્ર પરથી એ ભાષા બોલનારાનાં ધર્મ, વ્યવહાર અને મત રચાયલાં સ્પષ્ટ માલમ પડી શકે છે. દૃષ્ટાંત તરીકે ઇટાલિયન લોકોની રીતભાતાદિ સમજવા માટે આપણે તેમની ધાર્મિક ભાષા લાટિન જાણવાની જરૂર રહેતી નથી, પણ હાલની ઇટાલિયન ભાષાજ સમજવી જોઈયે:

# "મનુષ્યત્વ."

## ( શાસ્ત્રી પ્રાણજીવન હરિહર )

મનુષ્યપ્રકૃતિ જેમ પાશવ પ્રવૃત્તિનો આધાર છે તેમજ દૈવી પ્રવૃત્તિની વિહાર ભૂમિ છે. મનુષ્ય જેમ જેમ દૈવી પ્રવૃત્તિથી ઉન્નત દશામાં આવતો જાય છે, તેમ તેમ પાશવ પ્રવૃત્તિ તેનાથી દૂર દૂર જાય છે. ધર્મગ્રંથે ઉપદેશ કરતી વેળા કહ્યું છે કે;–સૂર્યના ઉદયથી જેમ અંધારાનો નાશ થાય છે તેમજ પુણ્યના ઉદયથી પાપનો નાશ થાય છે. યૂરોપીય સાહિત્ય પાશવ પ્રવૃત્તિના દમનને માટે જેટલો ઉપદેશ આપે છે તેટલો દૈવી પ્રવૃત્તિની સ્ફૂર્તિમાટે અંતઃકરણને ઉત્તેજીત કરતો નથી. આર્ય શાસ્ત્ર કહે છે કે;–પાશવ પ્રવૃત્તિ શમાવવાના બે ઉપાયો છે. પાપનું ભયંકર પરિણામ જોઇને તેનો ત્યાગ કરવો અને પુણ્યમાં વૃદ્ધિ કરનારાં સાધનો કરીને પાપના માર્ગમાંથી નિવૃત્ત રહેવું. જેમ જેમ પુણ્યની વૃદ્ધિ થતી જાય છે તેમ તેમ પાપ પોતાની મેળેજ દૂર નાશતું જાય છે. પુણ્યોથી તથા દૈવીસંપત્તિથી અંતઃકરણને ઉન્નત કરવામાટે અને પાપને દૂર કરવામાટે આર્ય જાતિના પંડિતોએ ગંભીર અને ગૂઢાર્થવાળા અનેક ગ્રંથો રચેલા છે, તે ગ્રંથોના મનનથી મનને સંસ્કૃત કરીને ઉચ્ચ ભાવનાવાળું કરવું તેનું નામ મનુષ્યત્વ.

મનુષ્યમાં દૈવી પ્રવૃત્તિ કરતાં પાશવ પ્રવૃત્તિનું બળ વિશેષ હોય છે જેથી તે સ્વાભાવિક રીતે નિત્ય પાશવ કર્મ કરવામાં પરાયણ રહે છે. પશુ પણ મનુષ્યને જ્યારે વિનાશી ભાવ તરફ ખેંચે છે ત્યારે દેવાંશ તેને દૈવી સૌંદર્ય તરફ આકર્ષે છે. પાશવકર્મ દુઃખ પ્રધાન હોય છે ત્યારે દૈવીકર્મ સુખપ્રધાન હોય છે. પાશવ પ્રવૃત્તિથી સુખ--દુઃખ ઉભયનો લાભ થાય છે ત્યારે દૈવી પ્રવૃત્તિથી કેવળ સુખનોજ લાભ થાય છે, જે શાંતિના નામથી કહેવાય છે. મનુષ્યે તે શાંતિસુખ મેળવવામાટે આતુરતા સાથે પ્રયત્ન કરવો યોગ્ય છે, અને પાશવ પ્રવૃત્તિના ક્ષણિક સુખનો ત્યાગ કરવો યોગ્ય છે. વિવેચના. ચિન્તન અને વિચારશક્તિ મનુષ્યની બુદ્ધિને સદુપાય દર્શાવે છે. તે સદુપાયનો નિર્ણય કરવો અને પછી તેનો આશ્રય કરવો આનું નામ મનુષ્યત્વ, અને તેને લીધેજ મનુષ્ય પશુ કરતાં ઉત્તમ ગણાય છે. જે મનુષ્યને જેટલે દરજ્જે સદુપદેશ સહજ અને પરિશ્રમ વિના મળી શકે છે તે તેટલે દરજ્જે દેવ સમાન ગણાય છે. તેની દૈવી શક્તિ તેટલી વિકસિત થયેલી છે એમ જ-

ણવું. આર્ય જાતિમાં રીતિ નીતિની એવીરીતે પ્રવૃત્તિ કરવામાં આવી છે કે જે દ્વારા તે સર્વ ઉપાયો સ્વીકાર કરી શકાય છે. એટલા માટેજ આર્ય જાતિ મનુષ્યત્વ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે તો સહજમાં કરી શકે છે. યોગ્ય રીતિ-નીતિથી પશુપણાનો ત્યાગ કરીને દેવપણાનું અવલંબન કરવું જરૂરનું છે. ને તેને માટે જે સંયમનું આવશ્યક છે તે સંયમ આર્ય જાતિનું પ્રધાન બળ અથવા તો નીતિ ગણાય છે. જેટલા પ્રમાણમાં તે સંયમ બળ-નો સંગ્રહ કરવામાં આવે છે તેટલા પ્રમાણમાં દેવત્વ પ્રાપ્ત થાય છે. દેવત્વ સ્થિર કરવામાટે આર્ય જાતિમાં નીતિ રીતિનું દૃઢ બંધન છે. શાસ્ત્રની ધરણી ઉપર રચાયલી આર્ય રીતિનીતિનો ઉચ્છેદ કરીને જેઓ પાશ્ચિમાત્યની તાર્કિક રીતિ નીતિ ઉપર આરોહ કરવામાટે ઇચ્છતા હોય તેઓ ભલે પાશવપ્રવૃત્તિની પાશમાં સપડાય, જેઓ આર્ય નિયમાવલીમાં ઉલ્લિખિત સંયમનું અવલંબન કરે છે તેઓજ પાશવ પ્રવૃત્તિમાંથી મુક્ત થઈને દેવપણાને પામે છે. દૈવી સંપત્તિ તેને સામી આવીને વરે છે. સંયમની સાધનામાંજ મનુષ્યત્વ રહેલું છે, અને આર્ય જાતિમાંજ તેમનુષ્યત્વનો વિકાશ થઈ શકે છે.

પ્રાચીન કાળમાં આર્યજાતિની સ્ત્રીઓએ સતીગૌરવથી પરિપૂર્ણ થઇ-ને કેવું પરાક્રમ તથા સંયમ દર્શાવી આપ્યો છે તેવિશે આર્યના ઇતિહાસ પુરા-ણોમાંથી ઉજવળ કથાઓ મળી આવે છે. ભારતવર્ષની સ્ત્રીયો પોતાના શીયળની રક્ષાનિમિત્તે પોતાના પ્રાણો ત્યાગ કરતાં પણ ભયભીત થઇ નથી. કેટલીએક રજપૂતોની વીરનારીયોએ યવનોના અંગ સ્પર્શથી ડરીને અગ્નિ કુંડમાં પોતાના દેહને હોમ્યા છે. પતિના મરણથી ઉન્મત્ત થનારી સતી નારી-યો એક પળ પણ વૈધવ્યનું દુઃખ સહન કરવાની ઇચ્છા રાખતા નથી.

જે સ્ત્રીયોનું સતીગૌરવ પરાકાષ્ઠા પામેલું છે તે વીરનારીઓ સહુ મરણથી ડરતી નથી, પરંતુ પોતાના પતિની સાથે આનંદથી ચિતામાં બેસવા તૈયાર થાય છે. આ મહાસાહસ કાર્ય જે આંતરિક બળથી થાય છે તે આંત-રિક બળ કંઈ નાનું સુનું ગણાય નહીં! આર્ય સદ્ગુણી સ્ત્રીયો તેજ આંતરિક બળથી સાંસારિક વ્યવહારોમાં પોતાના સંયમનો દાખલો લોકોને સારી રીતે દેખાડી આપે છે અને પોતાના પતિને માટે સર્વ પ્રકારનાં કષ્ટો ભોગવે તથા સર્વસ્વનો પણ ત્યાગ કરી શકે છે. હમણાં સતીયોનું ગૌરવબલ જે-

ટલું તેઓના અંગમાં ગુપ્ત રહેલું છે તેટલુંજ ને અદૃશ્ય રહેલું છે. હવણુના આર્ય લોકો અથવા તો બીજા લોકો આ સંયમ બળ શું આર્ય સ્ત્રીયોને શિખવી શકવાને સમર્થ છે? જો તેઓ આ સંયમ બળ શિખવવાને અસમર્થ હોય તો તેઓ પૂરાતન કાળથી વંશપરંપરામાં શ્રોણિત દ્વારા ઉતરી આવેલા સંયમ ધર્મનો નાશ કરવામાટે શામાટે મથન કરતા હશે! આર્ય શાસ્ત્રમાં જે રીતિ નીતિ છે તે સર્વાંશે પૂર્ણ અને ચિરકાળ થયા અબાધિત દશા ભોગવતી દૃષ્ટિયે પડે છે. તે ધર્મશાસ્ત્રોકત વર્તનરીતિને પાછી સજીવન કરવી એ સર્વ આર્યોનું કર્તવ્ય છે. આર્ય નારીઓમાં જો તે પ્રાચીન સંયમ બળ જે કે હમણા ધસાયલું ઝાંખું ઝાંખું દૃષ્ટિયે પડે છે તેને સજીવન કરવામાં આવે તો તે બળ પર્વતની પેઠે અલંધ્ય થઈ પડે, તે બળથી બળવતી આર્યનારીસમાજના બળ સમાન બળ કોઈપણ ઠેકાણે જોવામાં આવતું નથી. માટે આપણી આર્ય જાતિનુ પુરાણું સતી ગૌરવ જે રીતે સુરક્ષિત રહે તે રીતે ઉપાય કરવા અને તેમાં અંતરાય કરનારાં વર્તનનો નાશ કરવો એ પ્રથમ કર્તવ્ય છે. શ્રીગીતામાં અર્જુને શ્રી કૃષ્ણને પ્રત્યુત્તર આપતાં કહ્યું છે કે स्त्रीपु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥ संकरोनरकायैव कुलघ्नानां कुलस्य च ॥ હે શ્રીકૃષ્ણ સ્ત્રીયો દુષ્ટ થવાથી વર્ણમાં સંકરતા આવે છે અને તે સંકર પ્રજા કુળનો નાશ કરનારાઓના કુળને નરકમાંજ નાખે છે. "આશ્રુતિ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આર્ય સંસારનો આધાર આર્ય જાતિની સદ્ગુણી સ્ત્રીના ઉપર છે. આર્યો પશુ ભાવથી મુક્ત થઈને પુરૂષાર્થનો લાભ કરવામાં તેઓની સહાયતા મેળવે છે, અને પતિવ્રતાના સહાયથી માનવ લોકનો વિજય કરે છે.

રામની માતા કૌશલ્યાએ પોતાનાં સતી ગૈરવની રક્ષામાટે મનોનિગ્રહનું દૃષ્ટાંત લોકાને પ્રત્યક્ષ દેખાડી આપ્યુ હતું. આત્મ સંયમ એજ સ્ત્રીયોનું ભૂષણ છે અને તેથી સ્ત્રીયોનું પાતિવ્રત્ય અચળ રહે છે. પતિ દશરથ કૈકેયીને અધીન થયેલા હતા તોપણ પતિપ્રાણા કૌશલ્યાએ એકાંતમાં ચિરકાળ સુધી નીરવ રૂદન કરીને કાળ કાઢયો હતો. કૈકેયીએ તથા તેમની દાસીયોએ અપમાન અને કઠોર વચનો કહેવામાં બાકી રાખ્યું નહતું, તેઓએ દ્રોહની પરિસીમા દર્શાવી આપી હતી, તોપણ કૌશલ્યા દશરથ તરફ પ્રેમ વૃત્તિ રાખતાં હતાં. તેના મનમાં દશરથ માટે રહેલી પૂજ્ય બુદ્ધિ—ઇશ્વર બુદ્ધિ જરાપણ ન્યૂન થઈ નહતી. તે વિચાર કરતાં હતાં કે પુત્રનો રાજયાસન ઉપર અભિષેક થયા પછી

સાંરૂ દુઃખ દૂરથાશે, તે રામ રાજ્યાભિષેકનો સમય પાસે આવ્યો અને કૌશલ્યાના મનોરથોને પુષ્પો આવ્યાં પરંતુ બીજેજક્ષણે વનવાસમાટે તૈયાર થયેલા રામ માતાની વિદાયગિરિ માગવામાટે આવ્યા, તે વખતે કૌશલ્યાનું હૃદય શતધા ફાટી ગયું, તેને હવે કોઇપણ ઠેકાણેથી કોઇ પણ જાતની આશ્વાસનાની આશા રહી નહી—પુત્રના પ્રબળ સ્નેહથી માતાનું હૃદય ચીરાવા માંડયું, તે હવે ઘરમાં કેવીરીતે રહી શકે ! કૌશલ્યાને હવે અયોધ્યા અકારૂં થઈ પડયું તેણે હવે રામસાથે વનવાસમાંજ સુખ માન્યું. કૌશલ્યાએ મનના દારૂણ આવેશથી રામની સાથે વનમાં જવાની ઈચ્છા કરી અને ઘરમાં રહેવા માટે પોતાની અનિચ્છા પ્રકટ કરી, પરંતુ તે વખતેજ રામચંદ્રે માતાને પોતાના કર્તવ્ય તરફ દૃષ્ટિ કરવાની વિંનતિ કરી. પિતા દશરથ જયાંસુધી જીવતા હોય ત્યાં સુધી તેમનો ત્યાગ કરીને તેનાથી કોઇ ઠેકાણે જઈ શકાય નહીં. આમ કહીને કૌશલ્યાની ભૂલ ભાંગી. એક તરફ ગાઢ પુત્રસ્નેહ આકર્ષણ કરવા લાગ્યો, ત્યારે બીજી તરફ પતિનો પ્રેમ તેને પાછો ખેંચવા લાગ્યો અને આબન્ને પ્રેમ વચ્ચે સતીધર્મનું જ્ઞાન આવીને ઉભુ રહ્યું. કર્તવ્ય બુદ્ધિયે આત્મસંયમ પ્રકટ કર્યો. આ સર્વ સંયોગ વચ્ચે અગતિક કૌશલ્યા દશરથનો ત્યાગ કરીને રામસાથે વનવાસ જઈ શક્યાં નહીં. પ્રેમના એક તરંગે બીજા તરંગને પોતાના અધીન કર્યો, સતીના પતિપ્રેમે પુત્રના સ્નેહઉપર વિજય મેળવ્યો અને સતી કૌશલ્યા પતિ દશરથની સેવામાં પરાયણ થયાં.

રામ પિતાની આજ્ઞાથી વનવાસ કરવામાટે તૈયાર થયા હતા; પરંતુ લક્ષ્મણે શામાટે વનવાસ વોહોરી લીધો? માત્ર બંધુપ્રીતિજ તેમાં કારણ હતું. જે બંધુપ્રીતિ મનુષ્યત્વ મેળવાની એક સરણીરૂપ ગણાય છે. સુમિત્રાની બુદ્ધિ તથા મનોનિગ્રહ અલૌકિક હતો, તેણે રૂદન કર્યા વિના પુત્ર લક્ષ્મણને વનમાં જવામાટે આજ્ઞા આપી. સુમિત્રાના અંતઃકરણમાં રાગ, દ્વેષે બહુજ યુદ્ધ આરંભ્યું પરંતુ કઠિણ મનનાં સુમિત્રાએ તેને અંતરમાંજ સમાવી દીધા અને વિશોકમનથી લક્ષ્મણને વનવાસમાટે આજ્ઞા આપી પોતે દશરથની સેવામાં પરાયણ થયાં.

સેકસપીયરની ઈજાબેલાનો મનોનિગ્રહ જુઓ! ઇજાબેલાએ સાંસા-[illegible]ક પ્રેમ ભગવાનને અર્પણ કર્યો હતો. તેણે માનવપ્રેમને દૈવી પ્રેમમાં બદ-[illegible]વી નાખ્યો હતો. આર્ય સ્ત્રીઓ જેમ પોતાની સર્વ સંસારાસક્તિ પતિકે પરમા-

ત્માના ચરણમાં સમર્પણ કરે છે તેમજ ઈજાબેલાએ પણ પોતાની સંસારાક્તિનો ઈશ્વર ભક્તિમાં પરિવર્ત કર્યો હતો. ઈજાબેલા ઈશ્વર ભક્તિથી ઉન્મત્ત થઇને ધર્મમઠમાં પ્રવેશ કરવાને તૈયાર થઈ તે સમયે તે નવીન તપસ્વિનીના યૌવન પ્રેમનો ઉલ્લાસ અલૌકિક હતો. સેક્સપીયરે આ દૈવી પ્રેમનું ચિત્ર ખ્રીસ્તી ધર્મની શાખા ગણાતા ક્યાથેલીક સંપ્રદાયમાં જોયું હતું. ક્યાથેલીક સંપ્રદાયે બૌદ્ધ મઠોનો નિયમ ગ્રહણ કરીને યૂરોપીય સમાજમાં જે દૈવી પ્રેમને દાખલ કર્યો છે તેનું સ્વરૂપ ઉદાર ચિત્તના વિવેચક ઈગ્રેજોએ પોતાના લેખોથી દેખાડી આપ્યું છે. ઈજાબેલાની ધર્મ તરફ અને વૈરાગ્ય તરફ જે અલૌકિક વૃત્તિ હતી તેનું મુખ્ય કારણ આત્મ સંયમ હતુ આ આત્મ સંયમ ભારત વર્ષનું અનુપમ આભૂષણ ગણાય છે અને આત્મ સંયમનું બલ સર્વ બળ કરતાં ઉત્તમ બળ ગણાય છે, જેના બળવડે નારીઓ પોતાનાં શીયળનું રક્ષણ કરે છે.

કીચકને લોભાવવામાટે દ્રૌપદીનો પણ તે પ્રમાણેજ મનોનિગ્રહ હતો. દ્રૌપદીએ પોતાના શીયલની રક્ષાકરવામાટે મનોનિગ્રહ કરીને કીચકની દુર્દશા કરીહતી. તે આર્ય જાતિમાં આબાળવૃદ્ધ સર્વ જાણે છે.

ભરતનો મનોનિગ્રહ કેવો અલૌકિકછે! ધન્ય છે તેના નિસ્પૃહીપણાને! અયોધ્યાનું રાજ્યાસન ભરતમાટે તૈયાર હતું. તેની માતાએ સઘળા અંતરાયો દૂર કરીને પુત્રના ચરણ પાસે રાજ્ય સિંહાસન લાવી મૂક્યું હતું. પરંતુ ભરતે શું તે રાજ્યાસન ગ્રહણ કર્યું હતું? ના તેણે પોતાની માતાના વ્યવહાર ઉપર સારી રીતે વિચાર કર્યો. રામ અને લક્ષ્મણે વનવાસ કરીને તે સિંહાસનને ખરીદી લીધું હતું. પિતા દશરથનું પુત્રવિયોગથી મરણ થયું, સકળપૌર જનોએ રૂદનધ્વનિથી અયોધ્યાને વ્યાકુળ કરી મૂક્યું. અને અયોધ્યાની પ્રજા રામના વિયોગથી હાહાકાર કરવા માંડી. તે વખતે શું ભરત રાજ્યાસન ઉપર બેશી શકે કે? તે સમયે ભરતના પવિત્ર હૃદયમાં ભ્રાતૃભક્તિ જાગૃત થઇ આવી, અને તેણે દૈવી પ્રેમના ઉભરામાં ભરને માતાનો અનાદર કર્યો, સિંહાસનના લોભને લાત મારી અને રામ જ્યાંસુધી ભરતના વિનયપૂર્વક બોલાવવા છતાં પણ ઘેર પાછા ફર્યા નહીં ત્યાંસુધી ભરતે રાજ્યાસન ઉપર રામની પાદુકાને સ્થાપન કરી પોતે નિસ્પૃહી થઇને વગર છુટકે રાજ્યકાર્યો કરવા લાગ્યા ને એક તરફ ભાઈની પાદુકાનું પૂજન કરવા લાગ્યા તથા બીજી

તરફ રાજ્યકાર્યની નિરીક્ષા કરવા લાગ્યા. ભરતે જે કાર્ય કર્યું છે તે કાર્યે ભરતને તુચ્છ રાજ્યાસન ઉપરથી દેવાસન ઉપર બેસાર્યો છે. ભરત અયોધ્યાનો રાજા થયો હોતતો રામ કે લક્ષ્મણ તેને અંતરાય કરત નહીં પરંતુ ભરતનું અલ્પ હૃદય અદ્યાપિ તેનાં કલંક રૂપે લોકમાં જાણીતું થઈ જાત. ભરતે પોતાનાં કૃત્યથી સર્વ લોકોના અને સર્વ કાળના હૃદયસિંહાસનઉપર પોતાનો અધિકાર મેળવ્યો છે અને તેની ભ્રાતૃભકિતએ તેને દેવસમાન કર્યો છે.

## मरकीनो भयंकर उपद्रव.

દૈવની ગતિ ગહન છે ક્ષણ પછી શું થાશે તે કોઇપણ જાણતું નથી. આજ કાલ કરતાં મરકીના ઉપદ્રવને પાચ માસ વિતી ગયા છે અને મુંબઇના વિદ્વાન ડાકટરો તેમજ દેશી વૈદ્યો પણ વિમાસણમાં પડી ગયા છે દૈવ કોપ આગળ કોનું બલ ચાલે? પ્રથમ તો આ ઉપદ્રવ માંડવી વિભાગમાંજ માત્ર હતો પરંતુ ધીરે ધીરે તે આખી મુંબઇમાં ફેલાઇ ગયો છે અને તેથી મુંબઇના વ્યાપારને મોટો ધક્કો પોચ્યો છે. રોજ રોજ મરણની તથા નાશભાગની વાતો વિના બીજું કંઇપણ સાંભળવામાં આવતું નથી. આ રીતે નાશ ભાગ થવાથી મુંબઇના ધોરી રસ્તાઓ તેમજ તેઓને સંગમ પામતો શેકડો ગલીયો ઉજડ અને ખાવા ધાય તેવી થઇ પડી છે; અને મુંબઇનું સૌભાગ્ય ચાલતી વિપત્તિને લીધે કલંકિત થઇ પડયું છે.

આ ઉપદ્રવનું કારણ કોઇ ગટર ઠરાવે છે ત્યારે કોઇ તેને બાહારના દેશોમાંથી આવેલો કહીને સાંસર્ગિક ઠરાવે છે, ત્યારે કેટલા એક શ્રદ્ધાળુઓ દૈવ કોપ કહે છે ગમે તે હો! પરંતુ મુંબઈની હવા હવણાં બગડી છે તેમાં કોઇના બેમત નથી અને તેનાં કારણો પણ હોવાજ જોઇએ કારણ કે કાર્ય કારણ વગર હોતું નથી આ સહજ સિદ્ધાંત છે માટે અમે ઈશ્વર શરણમાં પ્રણામ કરીને પ્રાર્થના કરીયે છીયે કે ઇશ્વર મુંબઇમાંથી દુષ્ટ રોગાનો નાશ કરીને પાછી સર્વત્ર આરોગ્ય સાથે શાંતિ ફેલાવે.

આ ઉપદ્રવથી જેમ સર્વને અગવડો નડી છે તેમજ અમને પણ નડી છે તેથી માર્ગશીર્ષનો અંક તૈયાર છતાં પણ આ અંકનીસાથે મોકલવવામાં આવ્યો છે અને આ અંક પણ પોતાના સમય કરતા જરા મોડો બાહાર પડયો છે. વળી બીજી સૂચના એ છે કે કેટલાએક સદ્દગૃહસ્થો તરફથી પુસ્તકો વગેરે ભેટ આવી છે તેઓની પોહોચ તથા કેટલાએક સદ્ ગ્રહસ્થોનાં મરણની નોંધ પણ આ વખતે ચાલતી મરકીને લીધે આપી શક્યા નથી તે આવતા અંકમાં આપશું.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૫ મું. માઘ, સંવત્ ૧૯૫૩. અંક ૪ થો.

॥ यतो धर्मस्ततो जयः ॥



## परमेश्वरने विनंति.*

(ભજન.)

सवैयाना रागे

मम अपराध न मन धर माधव हुं छुं दीन तमारो—टेक.
दया न कीधी दिन संगाये पर पीडा नहीं जाणी,
ते अपराध न मन धर माधव सत्य न भाख्यो वाणी.
माया मोह तणे मद राच्यो रम्यो अनोपम रंगे
ते अपराध न मन धर माधव रह्यो न साधू संगे.
हरि कथा श्रवणे न सांभळी वेद पुराण न जाण्युं.
ते अपराध न मन धर माधव हरिसु हेत न आण्युं.
न गयो तिरथ व्रत न कीधुं. [2]रेवा नीर न नहायो.
ते अपराध न मन धर माधव हर्खे हरि ना गायो.
प्रयाग न माधवटो में कीधो [3]वेणी संगम रहीने,
ते अपराध न मन धर माधव रह्यो न तिरथ ग्रहीने.
न गयो काशी न थयो संन्यासी [4]मणीकर्णी ना नाह्यो,
ते अपराध न मन धर माधव भूलो पड्यो भमायो.

* જૂનાં હસ્તલિખિત પુસ્તકોનો શોધ કરતાં કવિના નામ વિનાની પણ બોધકારક કવિતા હાથ આવવાથી પ્રસિદ્ધ કરી છે. ૧ તિર્થ ૨ નર્મદાજી ૩ ત્રિવેણી સંગમ જ્યાં આગળ ગંગા જમુનાને સરસ્વતિ ભેગાં થાય છે. ૪ કાશીમા ગગાજીનો પવિત્રને પ્રસિદ્ધ મણિકર્ણિકાનો ઘાટ.

छगनलाल विद्याराम रावल.

पंचकोशी परकम्मा न कीधी अवगाहन एक वार,
ते अपराध न मन धर माधव न पूज्या विश्वाधार.
नारायणनुं पद ना जाण्युं सोले पद संघाथे,
ते अपराध न मन धर माधव गया न गयो जाते.
आद्यपुरी जे अयोध्या ने चित्रकूट ना जोयुं.
ते अपराध न मन धर माधव सर्यू शीश ना धोयुं.
गोदावरी गौतमी गंगा पंचवटीना पाम्यो.
ते अपराध न मन धर माधव न गयो नाशक सामो.
श्री गोकुळ मथुरांनी लीला श्री कृष्णे ज्यां कीधी,
ते अपराध न मन धर माधव नयणे नीरखी न लीधी.
यमुनांजीमां स्नान करीने श्री नाथजी नहि निरख्यो,
ते अपराध न मन धर माधव हेते हुं ना हरख्यो.
ज्यां प्रभुये वांसळी वगाडी ते व्रजवन नहि जोयुं,
ते अपराध न मन माधव पुष्कर पाप न धोयुं,
द्वारामती गोमती सागर संगम स्नान न कीधुं,
ते अपराध न मन धर माधव गंगा दान न दीधुं.
श्री रणछोड-जी ना जोया चर्णोदक नहि पीधुं,
ते अपराध न मन धर माधव भावे भजन न कीधुं.
ज्ञान गीता कथा न सांभळी हरि चर्चा कहेवाय,
ते अपराध न मन धर माधव एवे जन्म गमाय.
राम कृष्ण हृदियामां राखी गुण गोविंद न गाया,
આરો ते अपराध न मन धर माधव जीव वन्धायो माया.
આ ઉપદ્રે ना मंदिर सामुं रही ना नाम्युं शीश,
છે તેથી માર્ગશીર્ષનો मन धर माधव नहि सेव्या जगदीश.
ળ્યો છે અને આ અંક પણ जन्मना जे अमारा जाणो.
છે. વળી બીજી સૂચના એ - माधव हैये हेत ज आणो.
વગેરે ભેટ આવી છે તેઓની
નોંધ પણ આ વખતે ચાલત ति हरि हैयासु धरजो,
...ाह अमारी करजो,
તા અંકમાં આપશું.
...ाखी जाणी हैये.

तुज विना संसार तणो आ कोथी पार न लइए.
आ प्रभुने विनति कही ते जे नरनारी कहेशे,
ते उपर हरि दया करशे मन मान्युं फळ लेशे.
हेत करी जे काने सुणशे हैयामां जे धरशे,
जनम जनमनां पातक खोशे भवथी पार उतरशे.

---

## उत्तम वोध.

( સાંધણ ગયા અંકના પૃષ્ટ ૫૬ થી. )

તેમાં પણ ચિત્ત વૃત્તિનો નિરોધ કરવામાં આઠ અંગ કહેલાં છે. યમ નિયમ આસન પ્રાણાયામ પ્રત્યાહાર ધ્યાન ધારણા સમાધિ. તેમાં અહિંસા સત્ય ચોરી ન કરવી બ્રહ્મચર્ય અને પરિગ્રહ ન કરવો તેને યમ સમજવો. પવિત્રપણું સંતોષ તપ સ્વાધ્યાય અને ઈશ્વર આરાધન એ નિયમ કેહેવાય છે. પદ્માસન ભદ્રાસન આદિ આસનોને આસન કેહેવાય છે પૂરક કુંભક રેચકની રીતે જ પ્રાણને રોકવો તેને પ્રાણયામ કહે છે વિષયોમાં ઇંદ્રિયોને ન જનાં દેવાં એનું નામ પ્રત્યાહાર કેહેવાય છે. આત્મ તત્વમાં વૃત્તિ બાંધવી તેને ધ્યાન કેહેવું બીજાં કાર્યમાં વૃત્તિ ન જાય અર્થાત્ જે દેશમાં વૃત્તિ રહેલી હોય તેજ દેશમાં વૃત્તિનું સ્થીરપણું રેહેવું એનું નામ ધારણા કેહેવાય છે. અને તેને તેજ દેશમાં વૃત્તિનું એકાગ્ર થવું એને સમાધિ કહે છે.

તેમાં સમાધિ બે પ્રકારની છે જેમકે સવિકલ્પ અને નિર્વિકલ્પ. ધ્યાન કરનાર પોતે ધ્યાન અને ધ્યેય બંનેનું ભાન રાખે તેને સવિકલ્પ સમાધિ કેહેવી અને ત્રિપુટીનું ભાન નરહે તેને નિર્વિકલ્પ સમાધિ સમજવી.

સવિકલ્પ ના દ્રઢ અભ્યાસ પછી નિર્વિકલ્પ થાય છે માટે સવિકલ્પ સમાધિ નિર્વિકલ્પ સમાધિનું અંગ છે.

હવે જે સાત વિશેષ અંગો કહેલાં છે તેમનાં લક્ષણ જેમકે જેનાથી સર્વ જગતનો વ્યવહાર થાય છે. અને જેનાથી સર્વ સંસાર સ્ફુરણાય માન થાય છે; એવા ચૈતન્ય રૂપ પરમાત્મા ને જાણિને નામરૂપ જગતનો ત્યાગ કરવો તેનુ નામ ત્યાગ કેહેવાય. જેને મન અને વાણિ પહોંચતાં નથી તેમ છતાં પણ જેને યોગિયો જાણિ શકે છે. એવું જે બ્રહ્મ સ્વરૂપ છે તદ્રૂપ થઇ જવાને અભ્યાસ

રાખવો તેનું નામ મૌન કેહેવાય. અથવા આ જગત પણ વાણીનો વિષય નથી તેથી તેમાં વાદા વાદ બહુ રહે છે. માટે તે વાદથી દુર થવું એ પણ મૌન કેહેવાય છે.

જેને વિષે આદિમાં કે અંતમાં જગત્ દેખાતું નથી અને જેના વડે આખું જગત્ વ્યાપ્ત છે એવો જે આત્મા તેજ દેશ છે. બ્રહ્માદિ સર્વ ભૂતપ્રાણિ માત્રને જે પ્રેરણા કરવાથી કાલરૂપ કેહેવાય છે અને જે અખંડ આનંદ રૂપ પરમાત્મા છે તેજ કાલરૂપ છે. જે સર્વ પ્રાણિ માત્રનું મૂળ છે અને જે ચિત્તના બંધનરૂપ અજ્ઞાનનું પણ મૂળ છે અર્થાત્ સર્વના આશ્રય રૂપ જે બ્રહ્મ છે તેજ મૂળ બંધ છે. બ્રહ્મનું જ્ઞાન થવાથી દેહના અંગપણ તેમાં લય થઇ જાય છે. તે કાંઇ જુદાં રેહેતાં નથી એમ જાણવું તે દેહ સામ્ય કેહેવાય છે. જ્ઞાન મય દૃષ્ટીથી આત્મા જગત્ ને બ્રહ્મરૂપ જોવું તેનું નામ દૃક્સ્થિતી કેહેવાય છે. અથવા દૃષ્ટી દર્શન અને દૃશ્ય એત્રિપુટી જ્યાંલય થાય એવું જે બ્રહ્મ તેને વિષે એકાગ્ર વૃત્તિ રાખવી તેનું નામ દૃક્સ્થિતી કેહેવાય છે.

આ પંદર અંગવાળી નિર્વિકલ્પ સમાધિ જેને પ્રાપ્ત છે તેજ માણસ આ અસાર સંસારમાં સુખેથી સૂવે છે. અને એ નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થવાનાં સાધનો ઉદ્યમી થઇને આપણેજ મેળવવાં જોઇયે. એ સાધનો સેહેલાઇથી લભ્ય નથી માટે તેમાં નિરૂત્સાહી થવું ન જોઈયે સર્વસિદ્ધિ તેમજ સાધનો ધીમે ધીમે પ્રાપ્ત થાય છે. પરંતુ જે ઉદ્યમી હોય તેનેજ પ્રાપ્ત થાય છે.

માટે ઉદ્યમ રહિત કદી થવું નહિ; તેમજ એને માટે "આજથી કરિશું કાલથી કરિશું" એમ પ્રતીક્ષા પણ કરવી નહિં કારણ કે કાળરૂપ રિપુ આપણી સમીપમાં આવતો જાય છે આ રિપુ આપણાંથી પ્રત્યક્ષ દેખાતો નથી તેથી આપણે ઉદ્યમ રહિત રહિયે છીયે, પણ આજ કાલ કરતાં કાળરૂપ ગ્રાસ કયા સમયે ભક્ષ કરશે એનો ભરોસો નથી માટે ઉદ્યમી થવું જોઇયે. એક સાધારણ દૃષ્ટાંત કે એક મહોન્મત્ત હાથી લગભગ સાયંકાળની વખતે કમલોનિ સુગંધથી વ્યાપ્ત એક સુંદર તળાવમાં પાણિ પીવાને આવ્યો. તે તળાવમાં એક ભ્રમર પેલાં કમલોની સુગંધને લોભે ત્યાં ફર્યા કરતો હતો. પછી ઘણો સમય ભ્રમણ કર્યા પછી પેલો ભ્રમર એક કમલમાં બેશી સુગંધીનો આનંદ ભોગવવા માંડયો એ આનંદમાં એટલો લીન થઇ ગયો કે તેને ભાન ન રહ્યું કે હું ક્યાંછું અને કોણ છું તથા સાયંકાળ થશે એટલે આ વિકસિત કમલ બીડાઇ જશે. એમ કરતાં કરતાં સાયંકાળ થયો અને કમલ બીડાઇ ગયું. અને ભ્રમર

અંદરજ રહી ગયો. કમલ બીડાયા પછી તે નિકળવા ગયો પણ નિકળાયું નહિં. હવે જુઓ ભ્રમર એક વાંસ જેની કઠિણ વસ્તુને કોરી નાંખીને તેમાં રહે છે પરતું સુગંધની માયાથી તેનામાં આવું સુકુમાર કમલ કોરવાની શકિત હતી નહિં. અને તેથી તે અંદરજ રહયો. અને કમલમાં બેઠો બેઠો વિચાર કરે છે કે.

रात्रिर्गमिष्यति भविष्यतिसुप्रभातं भास्वानुदेश्यति हसिष्यतिपंकजश्रीः
इत्थंविचिन्तयति कोशगतेद्विरेफे हाहंतहन्तनलिनींगजउज्जहार ॥

હવે રાત્રિ થોડા વખતમાં જશે, અને સારૂં પ્રાતઃકાળ થશે અને સૂર્યનારાયણ ઉદય થશે અને ત્યાર પછી આ કમલની શોભા પણ ખીલશે અર્થાત્ કમલ બીડાઇ ગયું છે તે પાછું પ્રફુલ્લિત થશે અને હું માંહેથી નિકળી જઈશ.

એ પ્રમાણે કમલમાં બેઠો બેઠો ભ્રમર વિચાર કરે છે, એટલામાં પેલા હાથીએ કમલને (જેમાં ભ્રમર છે તે) પોતાની સુંઢ વડે ચુંટી લીધું. આમ થતાં પેલો ભ્રમર પણ સાથે કાલગ્રસ્ત થયો. તેજ પ્રમાણે આ દેહરૂપ કમલમાં જીવરૂપ ભ્રમર અર્થ પુત્ર આદિ માયારૂપ સુગંધીમાંલીન થઇને પછી વિચાર કરે છે કે ઉપર જણાવેલાં નિર્વિકલ્પ સમાધીના સાધન મેળવવાનો ઉદ્યમ આજ કરિશ કાલે કરીશ એમ વિચારમાં ને વિચારમાં બેઠો રહે છે એવામાં કાળરૂપ હાથી એ દેહરૂપ કમલનો ગ્રાસ કરે છે. આમ થતાં સાધનો મેળવવાના એમના એમ રેહે છે. માટે આજ કાલ નહિં કરતાં નિર્વિકલ્પ સમાધીના સાધનો મેળવવાને ઉત્સુકત રેહેવું. અને એ સાધનો મેળવતાં નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થાય છે. અને નિર્વિકલ્પ સમાધિ જેને પ્રાપ્ત થયેલ છે તે પરમાનંદ ભોગવે છે એમ સમજવું. આવાં સુખનો અનુભવ જે સમાધિવાળો હોય છે તેજ જાણે છે.

બહારની સર્વે ક્રિયા કર્યા કરે છે તથાપિ તે સમાધિ ઉતરતિ નથી જેમકે ગાય ચરવા જાય છે, ત્યાં ખડખાય છે, પાણી પીયે છે તદપિ તેનું લક્ષ તેના વાછડાં તરફજ હોય છે. તથા કોઈ સ્ત્રી પાણીનિ હેલ ભરીને ચાલી જતી હોય તે પોતાનિ સખીયો સાથે વાત કરતિ તથા તાળિઓ પાડતિ આવે છે તો પણ તેનું લક્ષ પોતાના મસ્તક ઉપર જે બેડું હોય તેના ઉપર હોય છે.

તેમજ ઉપર કહેલી સમાધિવાળો જે હોય છે તેનું શરીર શરીરની હાલવા ચાલવા વિગેરેની ક્રિયા કરે છે તથાપિ તે સમાધિ અવસ્થામાંજ હોય છે. જેને તે સમાધિ લાગી હોય તેજ સુખે સુતો સમજવો. જેઓ નાના પ્રકારની હીરની પાટી ભરેલા પલંગો ઉપર ઉંચા મશરૂનાં ગાદલાં બિછાવી ધોળાં દૂધ જેવાં

જેણે સત્ અને અસત્ વિવેક (સમજણ) જાણ્યો તેજ આ દુનિયામાં જાગે છે. અને સત્ અસત્નો વિવેક જાણવામાં મુખ્ય ઇંદ્રિયો વશ્ય રાખવી એ જરૂરનું છે. દરેક ઇંદ્રિયો કાંઇ એકદમ વશ્ય રાખી ન શકાય તો એક એક ઇંદ્રિયો વશ્ય કરતાં કરતાં ધીમે ધીમે બધી વશ્ય કરવી. કારણ કે એનાથી રાગ દ્વેષ લોભ મોહ ઇત્યાદિ ઉત્પન્ન થવાનાં હેતુ છે. માટે એને જડમૂલથી ત્યાગ કરવાનો ઉપાય ઇંદ્રિય વિજય શિવાય બીજો નથી. અને ઇંદ્રિય વિજય મુમૂક્ષુને અવશ્ય છે એ વિચાર વિસ્તારથી આગલા અંકોમાં વિવેચન થઇ ચુકયો છે. અને તેના ઉપાય પણ સાધારણ વિવેચન કરાયા છે. છતાં વ્યવહાર નીતિ તેમજ શાસ્ત્ર નીતિને અનુસરીને ઇંદ્રિયો વશ રાખવાના ઉદ્યમો જાણવાની જરૂર છે. એ સંપાદન કરવામાં જ્યાં સુધી આ દેહમાં બલ છે ત્યાંસુધીજ પ્રયત્ન થઇ શકશે પછી તો.

गात्रंसंकुचितंगतिर्विगलिताभ्रष्टाचदन्तावलि
दृष्टिर्नश्यतिवर्धतेवधिरतावक्रंचलालायते ॥
वाक्यंनाद्रियतेस्वबांधवजनैर्भार्यानशुश्रूयते
हाहंतः पुरुषस्यजीर्णवयसःपुत्रोप्यमित्रायते ॥

ગાત્રો બધાં સંકોચાઇ જાય અને ગતિ પણ ભાંગી જાય અને દાંતની પંક્તી પણ નષ્ટ થાય, નેત્રબળ પણ કમી થતું જાય અને કર્ણયુગલ પણ બેહેરાટ મારી જાય, અને મોઢાંમાંથી પણ લાળ ગળ્યા કરે, અને અતિવૃદ્ધ થયો કે તેના ભાઇબંધો અથવા સોદર ભાઈઓ પણ તેના વચનનો સ્વિકાર ન કરે, અને પોતાની સ્ત્રી પણ શુશ્રુષા કરે નહિં. એ બધા તો ઠીક છે પણ અતિ ખેદની વાત એ છે કે પોતાના વીર્યથી ઉત્પન્ન થયલો પુત્ર પણ તેની સાથે શત્રુવત્ આચરણ કરે. અર્થાત્ કોઈ પણ વાતમાં પેલો વૃદ્ધ બોલવા જાય કે શિખામણ આપે તો તેનો પુત્રજ તિરસ્કાર કરિ નાંખે માટે એવી અવસ્થામાં કાંઇ બનતું નથી. તો યુવાવસ્થાથીજ બનતાં સુધી સત્કર્મો કરવામાં ચિત્તવૃત્તિ પ્રેરવી આવશ્યકની છે. અને એ કરવામાં ઘણાં વિઘ્નો આવે છે. કારણ કે श्रेयांसिवहुविघ्नानि સારા કામ કરવામાં વિઘ્નો ઘણા આવે, પરંતુ એવાં વિઘ્નોથી ભલે દુઃખી થઇયે પણ સત્કર્મથી વિરામ પામિ અસત્કર્મો પાસના ગ્રહણ કરવીજ નહીં. જેમકે

क्षुत्क्षामोपिजराकृशोपिशिथिलप्रायोतिकष्टांदशा
मापन्नोपिविपन्नदीधितिरपिप्राणेषुनश्यत्स्वपि ॥
मत्तेभेन्द्रविभिन्नकुंभकवलग्रासैकवद्धस्पृहः
किंजीर्णंतृणमत्तिमानमहतामग्रेसरःकेसरी ॥

મદોન્મત્ત હાથિનું ગંડસ્થલ ફાડીને તેનાજ ગ્રાસમાં ઇચ્છા રાખનાર તથા પોતાનું ઉદરપોષણ તે વડેજ કરનાર સિંહ, ક્ષુધા વડે દુઃખી થતો હોય, અને જરાવસ્થાથી નિર્બલ થયેલ પણ હોય, અને છેક ગાત્ર પોતાના શિથિલ થયેલ હોય, અને અત્યંત દુઃખી દશાને પણ પ્રાપ્ત થયેલ હોય, અને એવાં એવાં દુઃખોવડે પોતાનું સ્વતેજ પણ નાશ થયુ હોય, તેમ પ્રાણ પણ જતો હોય, એક ક્ષુધાથી આટલાં દુઃખો પ્રાપ્ત થતાં હોય છતાં તેના મ્હોં આગળ જુનું ઘાસ પડયુ હોય તો શુ માની સિંહ જુનું ઘાસ ખાશેએમ? એ પ્રાણ ભલે જવાના હોય તો જાઓ, પણ સિંહ ઘાસ કદી ખાશે નહિં. તેમજ ભલે સત્કર્મ કરતાં ગમે તેટલુ ઐહિક દુઃખ થતુ હોય, અથવા તેમાં વિઘ્ન આવતાં હોય છતાં તેથી વિરામ પામવોજ નહિં. તો પછી આગળ તેમાં વિઘ્ન આવતાં પણ બંધ થાય. જે વિઘ્નનો ભય આગળ કરી તે કાર્યમાં ચિત્ત પ્રેરણ કરવુંજ નહિ. એપણ ઉત્તમ પંક્તિનું કામ નથી જુઓ નીતિમાં ઉત્તમ, મધ્યમ, આદિના લક્ષણો કહ્યાં છે તેમાં લખે છે કે

प्रारभ्यतेनखलुविघ्नभयेन नीचैः प्रारभ्यविघ्नविहताविरमंतिमध्याः ॥
विघ्नैः पुनः पुनरपिप्रतिहन्यमानाः प्रारभ्यतूत्तमजनानंनिवर्तयंति ॥

આ કામ કરિશુ તો વિઘ્ન આવશે માટે તે કામ કરવુ નહિ. એ પ્રમાણે વિઘ્નના ભયવડે કનિષ્ટ માણસો પ્રથમ તો કાર્યનો આરંભજ કરતા નથી. અને મધ્યમ માણસો એક વાર કાર્યનો આરંભ કરે, અને તેમાં કોઈ પણ પ્રકારે વિઘ્ન આવ્યું કે તુરત ત્યાંથી વિરામ પામે અર્થાત્ તે કાર્ય કરવુજ પડતુ મુકે. અને ઉત્તમ માણસો જે કાર્યનો આરંભ કરે અને તે કાર્યમાં દર પ્રસંગે વિઘ્નોવડે પાછા પડે અર્થાત્ વારંવાર તેના કાર્યનો વિઘાત વિઘ્નથી થાય છતાં, તેઓ કાર્યથી નિવૃત્તિ પામતાજ નથી. અને ખરૂ છે કે કદાચિત્ એક વખત એક કામમાં ફતેહ નપામ્યા માટે તદન તે કાર્ય છોડીજ દેવુ એ કાંઈ યોગ્ય વિચાર નહિ. પણ તે સત્કર્મ હોવુ જોઈયે. અસત્કર્મમાં ધ્યાન ન ખેચવું કે જેનાથી ઐહિક અને પારલૌકિક બે દુઃખ પ્રાપ્ત થાય. સત્કર્મથી પારલૌકિક સુખ છે. તો ઐહિક દુઃખના ભયથી સત્કર્મ સાધ્ય પારલૌકિક સુખનો ત્યાગ થવા દેવો નહિ. એ મુમુક્ષુને મુખ્ય ધ્યાનમાં લેવાનિ જરૂર છે. તેમજ સત્કર્મથી કેટલા લાભ થાય છે કે એક તો સ્વકુલ વૃદ્ધિ, સ્વતેજોન્નતિ, પારલૌકિક સુખ, ઇષ્ટકૃપા આદિ સર્વ લાભ મળે છે. એ લાભ મુમુક્ષુને તેમજ તદ્વ્યતિરિક્તને એટલે બંનેને છે. ઐહિક સુખ ઈચ્છનારાઓને પણ સત્કર્મથી સારા ભોગ

વિલાસાદિ પ્રારબ્ધ દ્વારાએ થાય છે. અને મુમુક્ષુઓને મોક્ષનું સાધન સત્કર્મ એજ મુખ્યત્વે કરિને છે. તેમજ ઘણાં સત્કર્મ એવાં છે કે ઐહિક રૂઢીથી વિરૂદ્ધ દેખાય છે. ઉદાહરણ તરીકે એક જેમકે કેટલાક સંસ્કાર કોઈ કુટુંબમાં તેમ જ્ઞાતિમાં તો કહે છે કે હમારા કુલમાં ધારે નહિં. તેમ કેટલાએક કર્મ લોપ ન થવા દેતાં કરે છે. તેમાં વિચાર કરો કે જે જે જાતિના કર્મો શાસ્ત્રોમાં કહેલ છે. તે શું એકજ જાતિમાં કોઇને ધારે અને કોઇને ન ધારે એમ બને પણ ખરૂં ? નહિંજ બને, માત્ર રૂઢી છે એ એક મોટો માર્ગ પડયો છે. પરંતુ ગમે તેવી રૂઢી પોતપોતાની જ્ઞાતિમાં તેમજ કુટુંબમાં ચાલુ હોય, અને તે રૂઢીથી જે સત્કર્મ લોપ તથા સ્વધર્મનો લોપ થતો હોય તો તે રૂઢીને બાજુપર રાખીને કર્મલોપ ન થવા દેવો. તેમ શાસ્ત્રનીતિ છોડવી નહિં. અને તેમ કરવામાં ઐહિકનિંદા આદિ દુઃખ થાય તો ભલે પણ નીતિનો ત્યાગ ન થવા દેવો જેમકે.

निंदन्तु नीति निपुणायदिवास्तूवंतु लक्ष्मीः समाविशतुगच्छतुवाययेष्टम् ॥
अद्यैववामरणमस्तुयुगांतरेवा न्याय्यात्पथः प्रविचलंतिपदंनधीराः ॥

વ્યવહારમાં હુશિયાર માણસો ચાય નિંદા કરો અથવા તો વખાણ કરો, તેમજ લક્ષ્મી આવો અથવા પોતાની જેમ ઇચ્છા હોય તેમ જાઓ. મૃત્યુ હાલ થાઓ, અથવા બીજા યુગમાં થાઓ, તોપણ ધીર માણસ પોતાના ખરા રસ્તાથિ ભ્રષ્ટ કદિપણ થતા નથી. કારણ કે ઉપર જણાવેલાં નિંદાપ્રભૃતિ દુઃખો ઐહિક છે. તો ઐહિક ભયથી પારલૌકિક સુખ છોડી દેવું. તેમજ સત્કર્મ તથા સ્વધર્મનો નાશ થવા દેવો, એ નીતિજ્ઞનો માર્ગ નથી. તેમ મુમુક્ષુનો પણ નથી. અને એવી નીતિ શિવાય ખડ્ગની ધાર જેવો આ સંસાર જીતવો ઘણોજ મુશ્કેલ છે. વારંવાર નીતિને અનુસરીને સત્કર્મ વિરહ કદી થવા દેવો ન જોઇયે. અસત્કર્મ કર્યાથી સુખ પ્રાપ્ત થવાનું નથી અને કદાચિત તાત્કાલિક સુખ દૃષ્ટમાં આવતું હશે, તો તે સુખ અક્ષય નથી. કિંતુ નાશવંત છે. સુખ મેળવવું તો એવું કે અક્ષય રહે. બાકી બીજાં સુખ માત્ર નિરર્થક છે.

---

## आर्या शतद्वयी.

(મળેલું.)

(સાંધણ ગયા અંકના પૃષ્ટ ૫૩ થી.)

परतोविशुद्धभूमिकमसकृद्वेदोक्तकर्मकांडेन ॥
सत्संगरंगचित्तं समतासुधयासमंततोपिशीतं ॥ १४७ ॥

मैत्रीचंदनमाला विलसदहिंसासत्पताकाद्यैः ॥
चिन्हैर्विराजमानं भवदागमसूचकैरचिरात् ॥ १४८ ॥
वैराग्यकुसुमभासितविज्ञानवितानभक्तिपर्यंकम् ॥
प्रशमादिपुत्रपौत्रैर्ललितंकरुणा कुटुंबिनीकलितम् ॥ १४९ ॥
कलितानंदममंदसत्यतितिक्षादिदासवर्गेण ॥
त्वदनुग्रहेणभवतादेतादृशमन्मनोभवनम् ॥ १५० ॥

વારંવાર વેદોક્ત કર્મકાંડવડે અત્યંત શુદ્ધ ભૂમિકાવાળું અને સત્સંગે કરિને યુક્ત ચિત્તથી પણ વિશેષ અને અમૃતનાં સરખું ઠંડું મિત્રતારૂપ ચંદન માળાવડે શોભાયમાન અને અહિંસારૂપ સારી ધ્વજાઓએ કરિને આપની આરાધનના સૂચક એવાં ચિન્હોવડે શોભાયમાન વૈરાગ્ય પુષ્પવડે સુશોભિત અને જ્ઞાનવડે પથરાયલી છે ભક્તિ શય્યા જેની અને શમદમ આદિ પુત્રપૌત્રો-વડે શોભાયમાન અને દયારૂપ સ્ત્રીવડે શબ્દાયમાન આલસ્ય વિનાનું અને સત્ય તથા સહનતા આદિ દાસ વર્ગોવડે પ્રકાશિત આનંદવાળું મારૂં મનરૂપ ગ્રહ. હે પરમેશ્વર! આપના અનુગ્રહવડે થાઓ. ૧૪૭ ૧૪૮ ૧૪૯ ૧૫૦

करुणातुल्यलतानत शमादिचिंतातरुच्छाये ॥
आम्लायांतहिमाचलचलदवबोधामरापगामिलिते ॥ १५१ ॥
वैराग्यकुसुमसुरभौसत्यतितिक्षादिपल्लवोच्छ्वसिते ॥
श्रीरामचंद्रसेवाकल्पलतामंडपाकलिते ॥ १५२ ॥
संसारोपवनेऽस्मिन्मैत्रीवानिताविनोदमोदेन ॥
कमनीयभूमिकायांविहरनिजानंदनिर्भरंचेतः ॥ १५३ ॥

દયારૂપ લતાવડે નમેલા શમઆદિ ચિંતારૂપ વૃક્ષની છાયામાં અને હિમાચલ પર્વતથી નિકસેલી જ્ઞાનરૂપ ચંચલ ગંગા સાથે સંમિલિત થયેલ. અને વૈરાગ્યરૂપ પુષ્પની સુગંધવાળા અને સત્ય તથા તિતિક્ષા આદિ નવાંકુર વડે શોભાયમાન અને શ્રીરામચંદ્રની સેવારૂપ કલ્પલતાના મંડપવડે સુશોભિત.

સંસારરૂપ બાગમાં સુંદર સ્થલને વિશે પોતાના આનંદવડે પરિપૂર્ણ, હે ચિત! તું સારિ મૈત્રીરૂપ સ્ત્રીના વિનોદરૂપ હર્ષ સાથે ક્રિડા કર. ૧૫૧ ૧૫૨ ૧૫૩

हित्वादुःखनिदानंदारागारादिदूरदूरेण ॥
तस्मिन्नशेषबंधोरमतांचेतोपिशेषबंधौमे १५४ ॥

સ્ત્રી તથા ઘર આદિ દુઃખના કારણ દૂરથીજ ત્યાગ કરિને તે પરિપૂર્ણ બંધુ રામચંદ્રને વિશેજ મારૂં અંતઃકરણ ક્રીડા કરો. ૧૫૪ ।

किमितिविषीदसिमिथ्यमिथ्याज्ञानेनपीडितोरिपुणा ॥
भजतमवनानुरक्तंदशरथसूनुं वनानुरक्तमपि ॥ १५५ ॥

હે ચિત્ત મિથ્યા જ્ઞાનરૂપ શત્રુવડે દુઃખી થઇને તું નિષ્કારણ શું કામ ખેદ કરે છે? સંસારમાં [1]અનુરક્ત નહિ. તથા સંસારમાં [2]અનુરક્ત એવા શ્રી દશરથજીના પુત્ર રામચંદ્રજીનું સેવન કર. ૧૫૫

श्रुतिलतिकायामूलंचेतः श्रवणेगृहितंचेत् ॥
नविषयविषधरवर्गोभर्गमिवत्वांक्षमेतपीडयितुं ॥ १५६ ॥

શ્રુતિરૂપ વેલીનું મૂલ ભૂત એવું હેચિત્ત ? તું જો દશરથના પુત્ર શ્રીરામચંદ્રની કથાશ્રવણમાં ખેંચાયું હોય તો વિષયરૂપ વિષને ધારણ કરનારાનો સમુદાય જેમ તેજસ્વી પુરૂષને પીડતો નથી તેમ વિષયરૂપ વિષ તને દુઃખી કરવાને સમર્થ નહિ થાય. ૧૫૬

माकुरुकामपिचिंतांसकृदपिमनसाविलोकितोरामः ॥
अपसार्यतेपिमोहं दत्तेसानंदसाम्राज्यं ॥ १५७ ॥

હે ચિત્ત તેં એકવાર પણ મનવડે શ્રીરામચંદ્રનું દર્શન કર્યું હોય તો કોઇ પણ જાતની ચિંતા તું નહિં કર. કારણ કે તે શ્રીરામચંદ્ર અજ્ઞાનનો નાશ કરે છે અને આનંદરૂપ સામ્રાજ્ય આપે છે. ૧૫૭

विषयजरजसासिमुक्ता रघुपतिसेवासुरापगास्नाता ॥
स्वानंदंपतिमधुनाबुद्धेःसमयोविलोकयितुम् ॥ १५८ ॥

શ્રીરામચંદ્રજીની સેવા કેવી છે ! કે વિષયથી ઉત્પન્ન થયેલા રજોગુણરૂપ ખડ્ગથી મુક્ત કરનારી અને શ્રી ગંગાજીના સ્નાન સમાન ફલ આપનારી છે હે ચિત્ત હાલ અત્યંત આનંદમય શ્રી રામચંદ્રજીને જોવાનો સમયછે. ॥ ૧૫૮ ॥

श्रीरामनामकमलंवदनसरस्यां यदुल्लसति ॥
तन्मे संसृतिरजनी गलितप्रायेतिपश्यामि ॥ १५९ ॥

સુખરૂપ સરોવરમાં શ્રી રામનામરૂપ કમલ ઘણું સારૂં શોભે છે. પણ જ્યારે જે રાત્રીમાં મારાથી રામનામ લેવાયું નહિં તે રાત્રી જાણે મારી ગલિત પ્રાય થઇ હોય એમ હું સમજું છું અર્થાત્ તે રાત્રી વ્યર્થ ગઇ હોય એમ માનું છું. ૧૯૫

---

૧ જ્ઞાનદૃષ્ટીવડે જોઈયે તો. ૨ અજ્ઞાન દૃષ્ટીવડે જોઇયે તો.

अधुनादर्शितमेतद्धुधतोममजन्मनिरग्रौसुचिरम् ॥
श्रीरामनामकूलंदैवेनैवानुकूलेन ॥ १६० ॥

શ્રી રામચંદ્રજીના જન્મ થતાં જ્ઞાની એવાં મારાં અનુકૂલ દૈવે મને બુધ્ધિના ફેરાને છેદ કરનારૂં શ્રી રામનામરૂપ કૂલ બતાવ્યું. ૧૬૦

आनंदैकनिकेतेचेतंस्वनीति सकलमाकेते ॥
नानाशक्तिसमेते रमतांसुग्रीवविहितसंकेते ॥ १६१ ॥

આનંદ છે તેજ એક સ્થલ જેનું અને પોતાની નીતિવડે સમગ્ર વ્યાપાર વાન અને સુગ્રિવને જણાવેલ સંકેત જેણે અને નાના પ્રકારનાં સામર્થ્યવડે યુક્ત એવા શ્રી રામચંદ્રજીને વિશે મારૂં અંતઃકરણ ક્રિડા કરો. ૧૬૧

नयनाधरितकुरंगे सीतानयनांत भृंगरंगेन ॥
चेतश्चापलमुक्तं क्वापिचनीलांबुजेयुक्तम् १६२

સીતાના નેત્રાંત ભાગરૂપી ભ્રમરના રંગવડે નેત્રમા ધારીત છે કટાક્ષ જેના એવાં નીલકમલને વિશે. ચંચલતાથી મુક્ત થયેલ અંતઃકરણ ક્યાં પણ યુક્ત થયું ૧૬૨

समरसमापितरावण लवणेसंततदेहिनां शरणे ॥
क्वचिदपिचित्सलिलेमे मग्नंचेतोश्रुतापसंविग्नं ॥ १६३ ॥

યુદ્ધને વિશે રાવણને મારનાર અને નિરંતર પ્રાણીઓના રક્ષણ કરનાર શ્રી રામચંદ્રજીને વિશે અશ્રુના સંતાપથી દુઃખી મારૂં અંતઃકરણ મગ્ન થાઓ. ૧૬૩

विश्वोदितगुणगानं कृतभूमिसुताकरादानम् ॥
विहितविविधावधानंवंदेजगतामुपादानम् ॥ १६४ ॥

આખી સૃષ્ટીએ કરેલ છે ગાયન જેનું તેમજ સીતાનો હસ્તગ્રહણ કરનાર અને નાના પ્રકારના સ્થાન કરનાર અને સંસારના ઉપાદાન કારણ શ્રી રામચંદ્રજીને હું નમસ્કાર કરૂં છું. ૧૬૪

जगतिमहाधिकभानंविमलमशमामृतस्थानम् ॥
मंदीकृतारिमानं भापितपाषाण संज्ञानं ॥ १६५ ॥

જગતમાં અત્યંત પ્રકાશમાન અને નિર્મલ શાંતિનું અમૃતના જેવું સ્થાનરૂપ અને શત્રુઓનું અભિમાન મંદ કરનાર અને પાષાણરૂપ અહલ્યાને જ્ઞાન આપનાર. ૧૬૫

अविदितगुणसंख्यानं प्रकाटितरक्षोवधाख्यानम् ॥
स्वीकृतविश्वविधानं तेजःस्तवचेसमाहितध्यानम् ॥ १६६ ॥

નથી જણાતિ ગુણની સંખ્યા જેની અને પ્રકાશિત છે રાક્ષસો મારવાના આખ્યાનો જેનાં અને સૃષ્ટીકૃત્ય સ્વિકારનાર અને સંસારમાં આપેલ છે ધ્યાન જેણે એવું શ્રી રામચંદ્રજીનું તેજ સર્વોત્કર્ષ વડે કરિને રહો. ૧૬૬

कौतुककलिताज्ञानं दूरीकृतसंकृताज्ञानम् ॥
वंदेकिमपिज्ञानंविश्वामित्रोपदिष्टविज्ञानम् ॥ १६७ ॥

જેનું જ્ઞાન કૌતુક થકી જણાયેલ છે, જેનું અજ્ઞાન દૂર થયેલ છે, જેને વિશ્વામિત્ર એ ઉપદેશ વિશેષ જ્ઞાનનો કરેલ છે, એવાં જ્ઞાનરૂપ શ્રી રામચંદ્રજીને હું નમન કરૂં છું. ૧૬૭

तुंगीकृतातिदीनं चंपकचीनंरजस्तमोहीनं ॥
स्वानंदामृतपीनं तेजः कलये वनीसुताधीनं ॥ १६८ ॥

અત્યંત દીનજનોને ઉન્નત કરનાર ચંપાના સરખા રંગવાળું વસ્ત્રધારણ કરનાર અને રજોગુણ તથા તમોગુણથી રહીત અને પોતાના આનંદરૂપ અમૃતવડે સ્થૂળ અને સીતાને આધીન શ્રી રામચંદ્રજીને નમન કરૂં છું. ૧૬૮

अनधिगतजन्ममूर्तिं रक्षक्षपकौतुकालालितमूर्तिं ॥
कामपिसुनीलमूर्तिं कलये कलिताखिलस्फूर्तिम् ॥ १६९ ॥

જેના જન્મ સમયની મૂર્તિ જણાયલી નથી અને રાક્ષસોના નાશરૂપ કૌતુકમાં વ્યાપ્ત અને જેનામાં સમગ્ર વિશ્વની સ્ફુરણાયમાન શક્તિ સમાયલી છે. એવિ ઘનશ્યામ મૂર્તિનું હું ધ્યાન કરૂં છું. ૧૬૯

यशसालज्जितसोमं भवपरितापेसतांशरत्सोमं ॥
विहितनिशाचरहोमं तडिताकलितंस्तुमस्तमस्तोमं ॥ १७० ॥

જેણે પોતાના ઉજવલ યશ વડે ચંદ્રને પણ શરમાવેલ છે. અને સંસારરૂપ તાપમાં સાધુ પુરૂષોને શરદ ઋતુની પેઠે શીતલ કરનાર અને યુદ્ધ યજ્ઞમાં રાક્ષસોનો હોમ કરનાર અને સ્તોમ રહિત તે રામચંદ્રજીનું સ્તવન કરીયે છીયે. ૧૭૦

नक्तंचरोच्चयहरंरविकुलकमलप्रकाशकरम् ॥
योगींद्रमानसचरंशरचापधरंस्तुमस्तमोनिकरम् ॥ १७१ ॥

રાક્ષસોના સમુદાયને નાશ કરનાર અને સૂર્યવંશરૂપ કમલને પ્રકાશ કરનાર અને મોટા યોગીઓનાં અંતઃકરણમાં ફરનાર અને ધનુષબાણ ધારણ કરનાર અને અંધકારને નાશ કરનાર શ્રીરામચંદ્રજીની સ્તુતિ કરિયે છીયે. ૧૭૧

निगमांतगहनचारी मायिकसकलप्रपंचसंचारी ॥
मायामृगानुसारी दुर्मतिहारीहरिर्भवतु ॥ १७२ ॥

વેદના અંતમાં પણ ગહનગતિવાળા અને સમગ્ર માયિક સંસારમાં ફરનાર માયારૂપ મૃગની પાછળ ફરનાર એવા હરિ મારી દુષ્ટ મતિના નાશ કરનાર થાઓ. ॥ ૧૭૨ ॥

पदरेणुमोचितशिलांजगदानंदैकहेतुमच्छीलाम् ॥
निगमनिरूपितलीलां काम पिकलयेकलांनीलां ॥ १७३ ॥

જેણે ચરણ રજથી અહલ્યા જે શલ્યા બની હતિ તેને મુક્ત કરિ અને જગતમાં આનદ એજ એક હેતુ જેમાં એવા આચરણવાળી અને વેદમાં નિરૂપણ કરાયેલ છે લીલા જેની એવી પણ કોઈ કલાને હું સેવન કરૂં છું. ૧૭૩

त्रिभुवनपालनयोग्यंविदलितपौलस्त्यसुंदरीभाग्यम् ॥
किमपिनिगमान्तमृग्यं भूमिदुहितुर्भजामिसौभाग्यम् ॥ १७४ ॥

ત્રણ લોકના રક્ષણ કરવાને યોગ્ય અને રાવણની સ્રી મ દોદરીનું સૌભાગ્ય જેણે નાશ કરેલ છે અને કાંઈક વેદમાં શોધવાને યોગ્ય અને પૃથ્વી સુતા જે સીતા તેના સૌભાગ્ય રૂપને હું સેવન કરૂં છું. ॥ ૧૭૪ ॥

स्वर्णैणाजिनशयनो योजितशयनोदशास्यदिग्भागे ॥
मुहुरवलोकितचापः कोपिदुरापः सनीलिमा शरणम् ॥ १७५ ॥

સ્વચ્છ મૃગ ચર્મ છે શય્યા જેની અને રાવણની દીશા તરફ અર્થાત દક્ષણ દીશા તરફ કરેલ છે શયન જેણે અને વારંવાર જોયું છે ધનુષ જેણે એવા કોઈ દુઃખે કરિ પામવાને યોગ્ય ઘનશ્યામ મૂર્ત્તિ શ્રી રામચદ્રજી મારૂ શરણ છે. ॥ ૧૭૫ ॥

भोगोपयोगिवन्यः प्रभुतानन्यः सकोपिकोदंडी ॥
प्रकटितकपिभटसैन्यो दैन्योपशमायजायतांजगतः ॥ १७६ ॥

રાજ્યાદિ ભોગમાં ઉપયુક્ત છતાં વનમાં રહેનાર અને જેની પ્રભુતામાંથી જે કોઈ સરખાપણું કરી ન શકે. એકઠી કરેલ છે કપિની સેના જેણે એવા કોઈ રાજા અર્થાત શ્રી રામચંદ્રજી જગતની દીનતા શમન કરવા માટે થાઓ. ॥ ૧૭૬ ॥

सीतालोचनचुलकैः पीतंपीतांबराचित ॥
श्रुतिलतिकारसमसमं भजभजभज्येतयेनतेविषयम् ॥ १७७ ॥

વેદરૂપ વેલીના રસ સરખું બીજી કોઈ પણ વસ્તુ જેના સરખી નથી એવું સીતાના નેત્રરૂપ અંજલીઓવડે શ્રી રામચંદ્રનું દર્શન કર્યું. એવા શ્રી રામચંદ્રજીનું તું સેવન કર, કે જેણે કરિને તારૂં દુઃખ નાશ પામે. ॥ ૧૭૭ ॥

मायाकाचिदपूर्वादूर्वादलनीलसुंदरच्छाया ॥
मायापायाद्धदयं यातीजयतिस्वयंभान्ति ॥ १७८ ॥

કોઇ અપૂર્વ માયા અને દૂર્વાનાં પાંદડાં જેવી નીલ છે સુંદર છાયા જેની અને ઉદય પામતી અને પોતાની મેળેજ શોભાયમાન એવી માયા સર્વોત્કર્ષ વડે રહો અને રક્ષણ કરો. ॥ ૧૭૮ ॥

निजपदपंकजरजसा भाविनहृषदंगना भावा ॥
नयनांचलेनचालितशैलाकाचित्पुरोस्तुमेलीला ॥ १७९ ॥

પોતાના ચરણકમલની રજવડે શિલામય ભાવ હતો તે સ્ત્રીમય થયો અર્થાત્ શલ્યાની અહલ્યા બની અને જેનાં નેત્રની ગતી વડે ચલાયમાન કર્યા છે પર્વતો જેણે એવા શ્રી રામચંદ્રજીની ક્રીડા મને પ્રાપ્ત થાઓ. ॥ ૧૭૯ ॥

उपनिषदुपवनभूमौ भूमीतनयासहासमासीनः ॥
स्वानंदामृतरसिको राजाराजीवलोचनोजयति ॥ १८० ॥

ઉપનિષદ્રુપ જંગલની ભૂમિમાં સીતાની સાથે હાસ્ય કરતા હોય તેમ બેઠેલા અને પોતાના આનંદરૂપ અમૃતવડે રસિક અને શોભાયમાન નેત્રવાન રાજા શ્રી રામચંદ્રજી સર્વોત્કર્ષ વડે રહો. ॥૧૮૦ ॥

दृक्शोणकोणलीला लुंठितलंकेशसाम्राज्यः ॥
कृपयालोकयतान्मांराजाराजीवलोचनः कोपि ॥ १८१ ॥

દૃષ્ટીના આરક્ત ખુણાની ક્રિડાવડે એટલે ક્રોધ કટાક્ષ વડે વિચ્છેદ કરેલ છે રાવણનું રાજ્ય જેણે એવા રાજીવલોચન શ્રી રાજા રામચંદ્રજી મારાપર કૃપા દૃષ્ટી વડે જુવો. ॥ ૧૮૧ ॥

मायामृगमनुधावन् करकृतकांडारकोदंडः ॥
क्षणमेतुवीक्षणपथं राजाराजीवलोचनः कोपि ॥ १८२ ॥

માયામય મૃગની પાછળ દોડતા અને હસ્તમાં ધારણ કરેલ છે દંડ જેણે એવા રાજીવલોચન ભગવાન રામચંદ્રજી મારા નેત્ર પથમા ક્ષણમાત્ર આવો. ॥ ૧૮૨ ॥

दृक्शोण कोणशोषितभृगुपतिमानार्णवंमहः किमपि ॥
भावाभावविलक्षणमीक्षणविषयक्षणं भवेदपिमे ॥ १८३ ॥

દૃષ્ટિના આરક્ત ભાગવડે શુક્રાચાર્યનો માન સમુદ્ર શોષણ કરેલ જેણે અને ભાવ અને અભાવવડે જુદા પ્રકારનું એવું કાંઈ શ્રીરામચંદ્રરૂપ તેજ મારા નેત્રપથમાં ક્ષણમાત્ર પણ આવે ! ॥ ૧૮૩ ॥

विपिनेवल्कलवसनावसनाशनदाजगत्रयस्यापि ॥
सुरमुकुटनिकटचरणा शरणं करुणाजटावतीक्वापि ॥ १८४ ॥

જંગલમાં વૃક્ષની છાલના વસ્ત્રવાળી અને ત્રણ જગતને વસ્ત્ર અને ખાવાનું આપવાવાળી દેવતાઓના મુકુટની પાસે છે ચરણો જેના એવી કોઈ પણ અને જટાવાન ભગવાન શ્રી રામચંદ્રજી સબંધી કરૂણા તે મારૂં શરણ છે. ॥૧૮૪॥

लंकेशवदनपंकेरुहवनदानौहिमानीया ॥
साकापिहन्तुकृपयामायामत्स्वांतसंतापं ॥ १८५ ॥

રાવણના મુખરૂપ કમલોનો નાશ કરવામાં માનનીય એવી કોઇ શ્રી રામચંદ્રજીની માયા મારા અંતકરણના સંતાપને નાશ કરો. ॥ ૧૮૫ ॥

अवचितपल्लवशाखांनाकाधिपधामरक्षणायाका ॥
साकापि मनसि मायाविलसतुकारुण्यचंद्रिकाराका ॥ १८६ ॥

નથી ચુંટાયલાં નવાંકુર અને શાખાઓ જેની અને સ્વર્ગના સ્વામી ઇંદ્રરાજાના ધામને રક્ષણ કરનાર અને કરૂણારૂપ ચંદ્રિકાવડે યુક્ત રાત્રી જેવી એવી કોઈ શ્રી રામચંદ્રજીની માયા મારાં અંતઃકરણમાં પ્રકાશ કરો. ॥૧૮૬॥

व्यग्रीकृतदशवदनोविग्रीकरणेनराक्षस्याः ॥
सुग्रीवाग्रजहंता व्यग्रीभावंनिहंतुमेमनसः ॥ १८७ ॥

રાવણને જેણે નાશ પમાડયો. અને તાડકાનો નાશ કરનારે અને સુગ્રીવનો મોટો ભાઇ વાળી તેનો નાશ કરનાર શ્રી રામચંદ્રજી મારા મનનો વ્યગ્રી ભાવ હરણ કરો. ॥ ૧૮૭ ॥

करकमलोचितकुतुकाचामितचंडीशचापचंडत्वं ॥
सत्वंशोधयतान्मेतेजोहरिनीलनीलंतत् ॥ १८८ ॥

હસ્તકમલ યોગ્ય ધનુષ વડે ધીમું પાડેલ છે શિવના ધનુષનું ઉગ્રપણું જેણે અને ઘનશ્યામ સત્વગુણી તેજ મને શુદ્ધ કરો. ॥ ૧૮૮॥

रुचिरापांगतरंगैरपहृतजनतापपरितापं ॥
पापंनाशयतान्मे तेजः करुणारसाकुलंकिमपि ॥ १८९ ॥

સુંદર નેત્રકટાક્ષના તરંગોવડે નાશ કરેલ છે મનુષ્યના તાપરૂપ પરિતાપ જેણે અને કરૂણારૂપી રસવડે વ્યાપ્ત એવું કોઈ પણ તેજ મારૂં પાપ નાશ કરો. ॥ ૧૮૯ ॥

चंपककलिकाकलितः कश्चनचिंतामणिर्ललितः ॥
दिनमणिवंशाभरणं विलसतुहृदयेममाभरणं ॥ १९० ॥

ચંપાની કલીવડે વ્યાપ્ત અને સુંદર એવા કોઈ શ્રી રામચંદ્રરૂપ ચિંતામણિ સૂર્યવંશના અલંકારરૂપ મારો અલંકાર હૃદયને વિષે પ્રકાશમાન થાઓ. ॥ ૧૯૦ ॥

कनकाकल्प लतिकाकुवलयलीलांचितंकमपि ॥
विविधस्वीकृतलीलं कलयेचिंतामणिं नीलम् ॥ १९१ ॥

સુવર્ણની કલ્પરૂપ વેલીના કુવલય (બીસ્યાવીનાનું કમલ)ની લીલાવડે વ્યાપ્ત અને અનેક પ્રકારના સ્વીકારેલ છે ક્રીડા જેણે અને ઘનશ્યામ શ્રી રામચંદ્રરૂપ ચિંતામણીને હું ભજું છું. ॥ ૧૯૧ ॥

सुललित कांचनलतिका लिंगितमालिंगिताखिलोल्लासं ॥
स्मितसुमनोतिमनोज्ञं कमपितमालं तमालंबे ॥ १९२ ॥

સુંદર કાંચન લતિકાવડે ચિન્હિત અને આલિંગિત છે સમગ્ર ઉલ્લાસ જેને અને હાસ્યરૂપ પુષ્પવડે અત્યંત શોભાયમાન ઘનશ્યામ એવા તે શ્રી રામચંદ્રજીને ગ્રહણ કરૂં છું. ॥ ૧૯૨ ॥

अभिनवमशोकमेकंविकसितमवनीसुतासमाश्लेषात् ॥
जगदालवालमुल्लसदानंदफलंलभेमकदा ॥ १९३ ॥

પૃથ્વિદુહિતા જે સીતા તેના આલિંગનથી પ્રફુલ્લિત એક નૂતન અશોકવૃક્ષ જેવા જગતરૂપ ક્યારામાં ઉલ્લાસિત છે આનંદ ફલ જેનું એવા એક શ્રી રામચંદ્રજીને હમે ક્યારે પ્રાપ્ત થઈયે. ॥ ૧૯૩ ॥

मैथिल भूभृत्सुतया निम्नगयायुक्तमेकयाकमपि ॥
सद्गुणसिंधुमबंधंचित्तंसमासादयेमकदा ॥ १९४ ॥

મૈથિલ દેશના રાજાનિ દુહિતા અત્યંત નિમ્નગમન કરનારિ એવી એક સીતા વડે યુક્ત અને સદ્ગુણના સિંધુરૂપ અને નથી બંધન જેને એવા શ્રી રામચંદ્રજી પ્રત્યે હમે ક્યારે ચિત્ત સ્વસ્થ કરિશું ? ॥ ૧૯૪ ॥

कोपमलांचितलोचनचलदंचलगोचरीकृतजलधौ ॥
खलतामाशुविलोकयदालोकयितुंमहामहोत्कंठा ॥ १९५ ॥

કોપરૂપ મલવડે વ્યાપ્ત નેત્રની ચંચલ અંચલને વિશે સ્થાન યુક્ત કરેલના સમુદાયને વિશે જલદી સ્થળ જોનાર એવા શ્રી રામચંદ્રજીને જોવાની મોટી ઉત્કંઠા છે. ॥ ૧૯૫ ॥

मदयालोकविलासैरंचितहासैःप्रमोदसंवासैः ॥
उत्कंठयाकुलमलंमामनुगृह्णिप्वजानकीजाने ॥ १९६ ॥

દયાથી જોવાના વિલાસોવડે અને વ્યાપ્ત હાસ્યવડે અને હર્ષિત સ્થાનો વડે અને ઉત્સાહવડે આકુલવ્યાકુલ એવો હું છું તો હે જાનકીના સ્વામિ રામચંદ્ર ? મારો અનુગ્રહ કરો. ૧૯૬

उत्कंठयाकुलमलंभवदंघ्रिदिदृक्षयाचिरंचेतः ॥
सदयंविधायहृदयंदर्शनदानेनतोष्यतांतदिदम् ॥ १९७ ॥

ઘણાં કાલ થયાં આપના ચરણને જોવા ઈચ્છનાર આ મારૂં ચિત છે દયાવાન હૃદયે કરિને દર્શનના દાનવડે હે રામચંદ્ર ? સંતોષ કરો. ૧૯૭

रुचिरावलोकलीला चोरितभूमीसुताचेतः ॥
चोरयतिहामदीयंचेतः कपटीजटीकोपि ॥ १९८ ॥

સુંદર દૃષ્ટી અને ક્રિડાવડે સીતાનું અંતઃકરણ ચોરનાર અને જટાધારિ તથા કપટી એવો કોઈ પણ મારા અંતઃકરણને ચોરે છે. ૧૯૮

प्रकटितमानुपवेषः कपटीलंकेशसद्वेषः ॥
कोपिहठेनशठोमां निकटीकुर्वन्विहन्तिमानुष्यम् ॥ १९९ ॥

પ્રકાશ કરેલ છે મનુષ્યનો વેશ જેણે અને કપટી રાવણ સાથે દ્વેષ કરનાર એવો કોઇ શઠ બલાત્કારવડે મને પાસે લઇને મનુષ્યપણું નાશ કરો ? ૧૯૯

कोपिमुनिवेषधारीचेतोनानाविरूपकारीमे ॥
अनुसारीकुरुतेहाकिंवाकर्तुंयथेच्छयाचारी ॥ २०० ॥

મારા ચિત્તને નાનાપ્રકારનો વિરૂપ કરનાર અને મુનીનો વેશ ધારણ કરનાર કોઈ પણ ઈચ્છા પ્રમાણે પાળનાર શું કરવાને માટે અનુસરણ કરે છે ? ૨૦૦

क्षोणीसुताविलासीदासीकुरुतेवलादेव ॥
हाचित्तवृत्तिमेतांराजाराजीवलोचनः कोपि ॥ २०१ ॥

પૃથ્વિ સુતાનો વિલાસ કરનાર અને બલથીજ આ ચિત્તવૃત્તિને સુંદર લોચન વાળો કોઈ પણ રાજા રામચંદ્રજી દાસી સરખી કરે છે ? ॥ ૨૦૧ ॥

वल्कलपटीकटीकृतपंचवटीकुटीरवाटीकं ॥
निकटीभवतुमहोमेप्रकटीकृतमानटीनृत्यं ॥ २०२ ॥

ઝાડની છાલને કટી વસ્ત્ર ઠેકાણે ધારણ કરનાર અને પંચવટીમાં રહેવાને બાંધેલ છે પર્ણકુટી જેણે અને પ્રકાશ કરેલું નાનું સરખું નૃત્ય રૂપ તેજ મારી પાસે થાઓ. ૨૦૨

प्रेमातिरेकरचिता कियदधिकशतद्वयीयमार्याणाम् ॥
अंभोजपुंजपूजा भवतात्सीतापतेः पदयोः ॥ २०३ ॥

આર્યાવૃત્તની અત્યંત પ્રેમવડે રચેલી બસો કરતાં કંઇક અધિક એવી આ આર્યાશતદ્વયી શ્રી રામચંદ્રજીના ચરણને વિશે કમલના સમુદાય વડે પૂજા રૂપ થાઓ. ૨૦૩

आर्याशतद्वयीयंभक्तिविरक्तिप्रबोधमयी ॥
विषयासक्तिविमुक्तेः शक्तामुक्तंजगत्कर्तुम् ॥ २०४ ॥

આ આર્યાશતદ્વયી ભક્તી અને વૈરાગ્ય ને બોધ કરનારી અને વિષયની આસક્તિમાં પડેલાં જગતને મુક્તી કરવાને સમર્થ છે. ૨૦૪

आर्या श्रीविश्वनाथस्यनंदनोरघुनंदने ॥
रामचंद्रोदधत्प्रेम सांद्रंनिर्मितवानिमाः ॥ २०५ ॥

શ્રી વિશ્વનાથજીના પુત્ર રામચંદ્ર નામે તે શ્રી રામચંદ્રજીને વિશે પ્રેમાર્દ્ર થઇને આ આર્યાશતદ્વયી રચી છે. ૨૦૫

## ॥ आर्या शतद्वयी समाप्त ॥

---

## (सति कथा.)

(ભજેલું)

### मंगलाचरण

(राग इश्वरविवाह.)

ગૌરી નંદન ગજમુખ સ્વામીરે ધરૂં ધ્યાન પ્રેમે શિર નામીરે
ગણનાયક લાયક દેવરે છો આનંદ દાયક સત્ય મેવરે
વિઘ્ન હરતાહ મોવિઘ્ન હરશોરે કરૂં વિનતીતે અંતર ધરશોરે
સહુ સાથમાં રાખશો ક્ષેમરે રહે અવિચલ આનંદ જેમરે
અહો ભારતી આરતી[1] હારીરે બ્રહ્મતનયા હેસ્વર્ગ વિહારીરે
વિણાપુસ્તક ધારિણી માયરે હંસ વાહિની આપો સહાયરે
કર્યા કૈંક અમર વરદાયીરે વ્યાસ વાલ્મિક આદી આઇરે
તેમ વાણી આપીને નીભાવોરે આદર્યો ગંથ સંપૂર્ણ કરાવોરે

---

૧ પીડા.

ઇષ્ટદેવ ગુરૂ ચરણે નામુંરે જેથી શુધ્ધ સુબુધ્ધિ હું પામુંરે
જેની કરૂણાથી પાંગળો ચાલેરે જેની કરૂણાથી આંધળો ભાળેરે
વદે મુંગો મધુર શુભ વાણીરે હોય કરૂણા જો સારંગ પાણીરે
કરો આપ મારૂં ઉપરાણુંરે તો સતીનું ચરિત્ર વખાણુંરે
દેવી ભાગવત તૃતીયસ્કંધરે અધ્યાય ચૌદનો શ્રેષ્ટ સંબંધરે
વ્યાસ જન્મે જયનો સંવાદરે તેમાં યુક્તિઓ યોજી આબાદરે
કરૂં વિસ્તાર જન હિત કાજરે ગુરૂ દેવ વધારશો લાજરે
કાલો ઘેલો હું કાંઇન જાણુંરે આપ કરૂણાને શ્રેષ્ટ પ્રમાણુંરે
મને જાણીને દાસ તમારોરે ગ્રંથ પૂર્ણ કરાવશો મારોરે
પદબંધ પીંગલ અનુસારરે નથી જાણતો હું તલ ભારરે
સર્વ કવિયો તણો હું છું દાસરે દોષો દઇને ન કરશો નિરાશરે
નમુ શંકર બે કર જોડરે ગણી શિષ્યનાલેખશો ખોડરે

---

વલણ.

શિષ્યગણી ખોડ ના લેખશો નમું મહાશય પાયરે,
કહે શંકર તોજ ભાખી શકે સહુસહાય કથાયરે. ॥ ૧ ॥

---

## કડવું ૨ જું.

રાગ ઈશ્વર વિવાહનો.

એક સમે જનમે જયરાયરે પુછે વ્યાસને સતી કથાયરે
સાથે મહા વિદ્યાનો મહિમાયરે કહો વ્યાસગુરૂ સુખદાયરે
જે મહા માય ગણ કહેવાયરે સરસ્વતીથી પણ ઓળખાયરે
કોઇ ભુવનેશ્વરી કરિ ગાયરે ભારતી રૂપે પણ વખણાયરે
મહાવિદ્યાને સતી ચરિત્રરે સુણી અંગથશે સુપવિત્રરે
કહે વ્યાસ રાજા ધન્ય ધન્યરે તારો અવતાર પૂરણ પુન્યરે
તારી મતિ અતિ પુણ્ય રૂપરે તે કથા પુછી મને અનુપરે
મારા હૈડામાં હરખન માયરે કેહેતાં વિદ્યા સતી મહિમાયરે
જગની ઉત્પત્તિ સ્થિતિને લયરે એ છે મહા વિદ્યાદેરો વ્યયરે
મહા વિદ્યાથી વિશ્વસ્રજાયરે નતો અજથી કશું ન થાયરે
મહા વિદ્યાથી વિશ્વ પળાયરે વિના વિદ્યા વિષ્ણુથી શું થાયરે
મહા વિદ્યાથી જગ સંહરાયરે એ વિના શિવ પણ ગોથાં ખાયરે

દેવમાં જે રહ્યું છે દેવત્વરે એ સૌ વિદ્યાની શક્તીનું તત્વરે
આકાશે કેવા ચલકતા તારારે નિરાધાર જુવો છો અપારારે
એ સહુ છે આ પૃથ્વિથી મોટારે ઘણાં અંતરથી લાગે છોટારે
ન પડે નખડે ન કોલડેરે રહે હદમાં સહુ વિદ્યારે વડેરે
દીનરાત ઋતુઓ જે થાયરે માનો ઇશ્વરીની વિદ્યાયરે
મેલી પૃથ્વિથી અનેક રંગરે વનસ્પતિને આપ્યા અભંગરે
એસૌમાનો વિદ્યાની શકતીરે કોણ મૂઢ કરે નહિ ભક્તિરે
વિદ્યાથી ચાલે સૌ વ્યવહારરે એ વિના ફીટી જાય સંસારરે
ભુડાંગારાથી વૃક્ષોમાં મસરે આવ્યાં સુગંધીને ખટરસરે
વિદ્યાથી માતબર દેશ થાયરે વિના વિદ્યાયે વણસી જવાયરે
વિદ્યાથી જન વૈભવી હોયરે વિદ્યા વિણ દરીદ્રિ સહુ કોયરે
વિદ્યા અને ધન રાજ અપાવેરે વિદ્યા ભય દુઃખ શોક શમાવેરે
વિદ્યા વનવાસમાં સુખ આપેરે વિદ્યા અત્યુગ્ર બંધન કાપેરે
મહા વિદ્યાની ભક્તિ જે કરેરે તેના કાર્ય સૌ સેહેજે સરેરે
વિદ્યાથી મળે ઉત્તમ જ્ઞાનરે જ્ઞાન મુક્તિનું માનો નિદાનરે
એ વિશે કહું એક આખ્યાનરે સાંભળો ધરી શ્રદ્ધાએ ધ્યાનરે
તેમાં વર્ણિશ સતી ચરિત્રરે જે સુણી થાય પાપી પવિત્રરે
પૂર્વે ઉત્તમ દેશ કોશલરે તેનો ધ્રુવસંધી રાજા સબલરે
તેજસ્વી સૂર્ય વંશી ને સારોરે સત્ય પ્રતિજ્ઞાને પાળનારોરે
જીતેંદ્રિય ધર્માત્માજ અતિરે દયા દાનમાં હરદમ રતીરે
અયોધ્યાપુરિનું કરે રાજરે પ્રજાના કરે ઉત્તમ કાજરે.
પાળે બેટા બેટી સમ પ્રજારે નિતિ ધર્મની રોપીને ધજારે
આશ્રમો અને વર્ણનું હીતરે કરવામાં સંતત જેનું ચિતરે
નિયમો જેના શુદ્ધ પવિત્રરે નિતિવાન વિદ્વાનનો મીત્રરે
બ્રાહ્મણ ક્ષત્ર્યાદિ વર્ણ અઢારરે પાળે મર્યાદાથી સ્વાચારરે
પોત પોતાનીવૃત્તિમાં રહિરે ધર્મથી મળતા કોળનહિંરે
એ નગરના સૌ રેહેવાસીરે મહા વિદ્યાના પૂર્ણ ઉપાસીરે
આખાં રાજ્યમાં કે સ્થળ વિશેરે ચોર ચાડીયા લુચ્ચા ન દીસેરે
ક્રૂર કૃતઘ્ની ધૂતારા ઢોંગીરે અજ્ઞાની લંપટ શોગીરે
એવા જનનું ન ખી જજણાયરે પ્રજા પ્રેમે પ્રભુ ગુણ ગાયરે

વિશે

એની રાણી દયાળી રૂપાળીરે સુશીલા ભલી શુભગુણ વાળીરે
ચૌદ વિદ્યાના તત્વની જાણરે પતિ સેવામાં પાથરે પ્રાણરે
રાજ નીતિ રીતિ જાણનારીરે રાજાને પણ પ્રાણથી પ્યારીરે
શુભ નામ જેનું મનોરમાંરે વિચિક્ષણ જાણે એખીજી રમારે
પરસ્પર દંપતી ધરે પ્રીતિરે વખાણે ડાહ્યા જન જેની રીતિરે
ધર્મદાન ઘણાં ઘણાં કરેરે દેવ બ્રાહ્મણને અનુસરેરે
રાજ્ય વૈભવ દંપતિ માણેરે ઉદાસ ન દિસે કોઇ ટાણેરે
એમ વર્ષ ગયાં ઘણાં વહીરે જવા માંડી જુવાની સહીરે
એક દિવસ સ્વમેહેલમાં ભૂપરે રાજ વૈભવ જોઈ અનુપરે
પેઠા સાંજે અતિખેદ આણીરે એવે આવ્યાં મનોરમા રાણીરે
સર્વેજ ગમગીન થઇ મોટા શ્વાસરે અકસ્માત મુકે થઈ ઉદાસરે
નમુ'ને જોઈ મસ દલગીરરે પુછે મનોરમાં ધરી ધીરરે

વલણ.

રાજા દિલગીર જોઇને કહે રાણી મનોરમાં વ્યાકુળ મુખે
ક્ષમા તમોને નાથજી આસુંખેરોશું દુ.ખે.

## કડવું ૩ જું.

(રાગમારૂ.)

એક સમે
સાથે મત્ત તમ પ્રાણ આધારરે શું દુઃખે ખેરો આંસુ આ વારરે
વ્યોપ્યા રોગ શું કે કાંઈ અંગરે કેમ કારમો બદલ્યો શું રંગરે
શું શરીરમાં નિકળે છે શૂળરે કે થઈ કાંઇ ખાવાંમાં ભૂલરે
શું દુખે છે પેટમાં કે શીરરે ભડ થઈ તજો કેમ ધીરરે
સાંભરી આવ્યાં શું સ્વર્ગવાસીરે માતતાત કે થયા ઉદાસીરે
ખમાંતમને અહો પ્રાણ નાથરે કરે રક્ષા ત્રિલોકિનો નાથરે
એમ કહિ પ્રેમે થકી વળગીરે નવ થાય પતિ થકી અળગીરે
બોલો બોલો મારા ભરથારરે શું સંજોગ બન્યો દુખકારરે
શું આપેલું વચન મરજીરૂપરે ન પળાઇ શક્યું શું ભૂપરે
શરણાગતની રક્ષા શું ન થઇરે કે શું વૃત્તિ કુમાર્ગમાં ગઇરે
આપ સત્તાનું કાંઈ મન મટયુંરે કે શું સુખ સંસારીક ઘટયુંરે

આપ પ્રત્યે પ્રજાનો શું પ્રેમરે ઉતરી ગયો દુખ થાય જેમરે
આવી ખોટ ખજાને આ વારરે કે શું ચૂકયા કાંઈ વ્યવહારરે
ધાતુ રત્ન અને રસ ગંધરે ધરા દુઝતી શું થઇ બંધરે
કે શું શત્રુએ દેશ દબાવ્યોરે ભુંડો સંદેશો શું કોઇએ કહાવ્યોરે
ઇશ્વરીનો અજાણે શું વાંકરે થયો કે શું દુભાયા કો રાંકરે
પાલ્ય જીવ પલાઇ ન શકયારે કે આવેશમાં વિપરીત બકયારે
પુણ્ય રૂપને રાજ બંધનરે તે શું ત્રુટયું કે કચવાઓ મનરે
પ્રજામાં શું અધર્મ ફેલાયોરે કે શું અપયશ જગમાં ગવાયોરે
થવામાંડયો વિદ્યામાં શુંલયરે કે શું ધર્મ સભા પામી ક્ષયરે
શું ? નારી પતી વૃત છોડનારીરે ઉપજી પ્રજામાં દુઃખકારીરે
અજાણે શું કો અન્યાય થયોરે નિરપરાધી શું માર્યો ગયોરે
મારી સામું જુવો પ્રાણ નાથરે યથારથ કહો દાસી ને વાતરે
દાસી પર રાખો પૂર્ણ વિશ્વાસરે કહો કેમ મુકોછો નિશ્વાસરે
થોડી વાર પછી વદે રાયરે પ્યારી તુથી શું છાનું રખાયરે
સતી તેં બધા દુઃખ લેખ્યાંરે તે કદી સ્વપ્નેમેં નથી દેખ્યાંરે
મને દુઃખજે દેહમાં વલગુંરે તે કદી થવાનું નથી અલગુંરે
તુંને કેહેવામાં એયન લેખુંરે ઉલટો તારો કલેશ પણ દેખુંરે
સુણશો દુઃખ કારણ સતિજ્યારેરે તમે પણ દુઃખ પામશો ત્યારેરે
તોય આગ્રહ તમારો જાણીરે કહુંછું સુણો સાધવી શાણીરે
જન્મથી આજ સુધી ચાલીશેરે વર્ષમાં હર્ષ આપ્યો છે ઇશેરે
આજ આરીસામાં જોતાં મુખરે કાર મુક થયું મને દુઃખરે
દાઢી પર દેખાયો ધોળો વાળરે કે પડી પેટમાં મોટી ફાળરે
હવે જુવાનીનો કાળ ખુટયોરે વૃદ્ધા વસ્થાનો અંકુર ફુટયોરે
જુવાનીનું જવા માંડયું નીરરે માંડશે ધસાવા આ શરીરરે
હવે જાશે જોબનીયાંનું તેજરે એવું ભાસેછે મુજને સેજરે
ગયું જોબન પાછું ન ફરેરે છોને અગણીત ઉપાય કરેરે
કદી ચોરાયું ધન વળે પાછુંરે દેવાળે ગયું પણ થાય સાચુંરે
ગયાં વળે કદાચિત્ત વહાણરે પણ જોબન ન વળે સુજાણરે
દશરથને હતી ત્રણ નારરે તેણે જેર કરાવ્યો સંસારરે
પુત્ર વિયોગે અકાળ મુવોરે તેનો ખરખરો મુજને હુવોરે

તેથી મેં કર્યો મનમાં વિચારરે માટે પરણવી એકજ નારરે
તને પરણીને રાખીયે ટકરે પાછા વાર્યાં માંગાંમેં અનેકરે
પણ ફળ તેનું કેનું થયુંરે મારું આયુષ્ય અરધું ગયુંરે
તદપિ સાંપડયું ન સંતાનરે માંડયો ફરવા શરીરનો વાનરે
તારાથી સંતતીની ન આશરે થયા મનોરથો સહુ નાશરે.
ધરા ધામ અન્ન સાળ ધંનરે મારી પુંઠે ભોગવશે કો જનરે
ન મળે પુત્ર વિના સદ્ગતીરે એમ મુંઝાણી મારી મતીરે
આવે વખતે બીજી હોય નારરે તો કદાપી આપે તે કુમારરે
રાજા ઝાઝી પરણવાને માંગેરે તેનું કારણ પણ આવું લાગેરે
એકને કદિ સંતાન નોયરે તો બીજી સંતતી વાળી હોયરે
પણ મારી પ્રતિજ્ઞાજ મુનેરે નારી શુ કહું સાધવી તુનેરે
કહ્યું એ સર્વ દુઃખનું કારણરે થાય એનું શી વિધ નીવારણરે
જળ વિનાની રૂપત ડાગરે ફુલફૂલ વિના જેવો બાગરે
લૂણ વિનાનું જેવું ભોજનરે તેવું પુત્ર વિનાનું ભુવંનરે
ચંદ્ર વિણ રજની ભયંકારરે દ્રવ્ય વિનાના કોશ ભંડારરે
ક્ષેત્ર શોભે ન હોય હુડી હુડુંરે તેમ સંતતી વિણ ઘર ભુંડુંરે
રાજ્ય વૈભવને મોટા મેહેલરે મને લાગેછે દુઃખના ભરેલરે
ઘોડા ગજ રથ ધેનું ને ઊટરે આજ જોયા ભંડાર અખૂટરે
ધાતુ રત્નને મોટા ઉદ્યાનરે મેતા ભૃત્યો ને મોટા દિવાનરે
જોકે સાધન સહુ અનુકુલરે પણ મારી પાછળ સહુ ધૂળરે.
દૂધ સાકર સુષ્ટુ ભોજનરે પુત્રવિના ગરલસમ અંન્નરે
એટલું કહિને મુંગો રહ્યોરે રાણીયે એમાંથી અર્થ ગ્રહ્યોરે.

---

(વલણ)

અર્થ ગ્રહ્યો રાણીએ રાજા થઇ ગયા ચૂપરે
કહે શંકર શ્રોતા સુણો પાવન કથા અનૂપરે

---

## કડવું ૪ થું

(રાગ ઉપરનો)

કહે વ્યાસ સુણોજી રાજનરે થઈઅસર સતી કરે મનરે
પછી મનમાં કરેછે વિચારરે મારો નાથ ઉદાસ અપારરે

મારામાં વંશ વૃધ્ધના ચિન્હરે નથી દેખાતાં તેથી છું ખીન્નરે
શી રીતે પ્રાણ નાથ રિઝાવુંરે શું ઉપાય કરીને મનાવુંરે
પૂર્વે જન્મે કર્યાં હશે પાપરે તેથી વંધ્યા રહિ ગઈ આપરે
પૂર્વે પતિ સેવા મેં નવ કીધીરે કાંઈ દુવા વડીલોની લીધીરે
હશે સાસુને સસરો સંતાપ્યાંરે જેથી ઈશ્વરે સંતાન નાપ્યાંરે
લાખો સદ્દગુણ છતાં જે નારરે રહે વંધ્યાતે નહિં શોભનારરે
સોળ શણગાર સજેલી નારીરે નાક વિના તે લાગે ન સારીરે
તેમ સંત્તતી વિનાનિ નારરે સંસારે કદી નહિં શોભનારરે
પણ વિચારવું મારે એમરે નાથનું શી રીતે થાય ક્ષેમરે
કિસ્મતે કદિ વંધ્યા હું રહીરે એમાં કંથનો દોષછે નહિંરે
સ્વામીને હોય જો બીજી નારીરે આપે સંતતી આનંદ કારીરે
મારા નાથની ઈચ્છા લાગેછેરે મર્મમાં બીજી કરવા માંગેછેરે
એમ થાયતો હું બહુ રાજીરે પાછી વળે સહુ હારી બાજીરે
પણ મારા પતિનો વિચારરે એમાં આડો આવે છે લગારરે
પણ યુક્તિ પ્રયુક્તિ વિચારીરે તેની પ્રતિજ્ઞા નાખું નિવારીરે
પતિવ્રતાનો એ છે ધર્મરે સ્વામી હિતના કરવાં સહુ કર્મરે
મનવચન અને નિમકાયરે પતિહિતમાં જે ખરચે સદાયરે
પતિવ્રતા તો તેજ કેહેવાયરે સ્વામીજીના ઉપર ધોળી જાયરે
એજ હેતુથી જન્મે છે નારીરે થાય સર્વદા પતિહિત કારીરે
મારૂં ભણતર વિદ્યા કે શક્તિરે વળી સુબુદ્ધિને પતિભક્તિરે
એ સહુપર હોજો ધિક્કારરે જો ન થાય પતિહિત સારરે
જે નારી ન કરે પતિહિતરે તે નારીને નર્ક છે ખચીતરે
પતિનો વંશ રાખવા મારેરે યોજવી યુક્તિ કોઇ પ્રકારેરે
લાવું ઉત્તમ રાજ કુમારીરે નવજોબન રૂપ અપારીરે
જેવડે વંશની વૃદ્ધિ થાયરે મારો પ્રાણપતિ હરખાયરે
એમ કરતાં જશે મારૂં સુખરે સાલશે કદી શોખનું દુઃખરે
પતિ માટે સર્વે હું સહીશરે કાણું ગોરૂં કદી ન કહિશરે
પોતાનું સુખ તજતાં પતિનેરે સુખ થાય તો નીજની ગતિનેરે
દોડાવવી સતીએ તુરતરે એમ વેદ પુરાણનું મતરે

એમ મનમાં વિચારીને રાણીરે નાથનો હાથમાં લઈ પાણીરે
મૃદુવાણીથી ખુબ રિઝાવ્યારે ઇતિહાસ અનેક સુણાવ્યારે
જશ આપજશને સુખ દુઃખરે જન્મ મરણ કે બુદ્ધિની રૂખરે
સંતતી થવી કે લાભ ખોટરે દૈવાધીન છે શું કરવી દોટરે
કરે ક્રીડા ધંધા રાખી હામરે ભાગ્યવિના મળે ન બદામરે
તોપણ જ્યાં સુધી સુબુદ્ધિ કોડરે ત્યાં સુધી ઉદ્યોગ કરવો કોડરે
સંતતી સારું શોચન કરવોરે જગદીશ ઉપર ભાવ ધરવોરે.

અપૂર્ણ.

---

# ઉદ્યમસાધ્ય ભાગ્યોદય.

આકલી કાળમાં ભાગ્યોદય ઉદ્યમ સાધ્ય છે. ઘણા માણસો જોશીઓને પોતાની જન્મપત્રિકા વર્ષફલ આદિ બતાવે છે અને તેમાં પ્રશ્ન, મુખ્યત્વે કરિએજ કરે છે કે મારો ભાગ્યોદય ક્યારે થશે. ત્યારે જોશી ગ્રહના સ્થાનપરત્વ ને તે ગ્રહોનું ફલ તેને સંભળાવે છે અને સાધારણ ગ્રહો ઉપરથી એવો નિયમ પણ બાંધી આપે છે કે અમુક વર્ષ ગયા બાદ ફલાણાં ગ્રહની દશામાં ભાગ્યોદય સારો થશે.

જો એ વચન પરજ કેવળ આધાર રાખીને ઉદ્યમરહિત બેસી રહિયેતો કદાપિ ભાગ્યોદય થવાનો સંભવ રહેતોજ નથી. કારણ કે ઉદ્યમ રહિત થયા એટલે આલસ્ય અવસ્ય પ્રાપ્ત થાય છે. અને તે એટલો બધો સબલ શત્રુ છે કે મોટા મોટા ધનવાન માણસોને પણ દરિદ્રતાના દર્શન કરાવે છે.

ઉદ્યમ શું નથી કરિ શકતો? મનુષ્યને રિદ્ધિસિદ્ધિ આપનાર ઉદ્યમજ છે. કોઇ પણ દુનિયામાં એવી વસ્તુ નથી કે જે ઉદ્યમ વડે અસાધ્ય હોય. ભલે કદાચિત્ કોઇ કાર્ય એવું હોય છે કે ઉદ્યમ કર્યાથી પાછા પડી જવાય છે. તોપણ તેમાં ઉદ્યમ રાખીયે તો તે સાધ્ય થાય છે એ નિઃસંદેહ છે.

કેટલાએક કહે છે કે દૈવમાં હોયતોજ ઉદ્યમ સૂઝે. નહિં તો ઉદ્યમ સૂઝતોજ નથી. પણ એ બોલવું કાયર પુરૂષોનું છે. જેમકે નીતિશાસ્ત્ર વદે છે કે:

उद्योगिनंपुरूषसिंहमुपैतिलक्ष्मीः दैवेनदेयमितिकापुरूषावदन्ति ।
दैवंनिहत्यकुरुपौरूषमात्मशक्त्या यत्नेकृतेयदिनसिध्यतिकोत्रदोषः ॥

ઉદ્યમી પુરૂષને લક્ષ્મી પ્રાપ્ત થાય છે. અને દૈવમાં હશે, તો મળશે. એ પ્રમાણે કાયર પુરૂષો બોલે છે, તે માટે દૈવને હણીને પોતાની શક્તિ પ્રમાણે પુરૂષાર્થ કરવો. પછી મેહેનત કરતાં છતાં જ્યારે અર્થ સિદ્ધ ન થાય ત્યારે તેમાં દોષ કોઈનો પણ નહિં સમજવો. ઉદ્યમ છે એ સર્વ પદાર્થનું સાધન છે. કદાચિત્ વૈરાગ્ય દશામાં ઉતરીયે તો ત્યાં વૈરાગ્ય પણ ઉદ્યમ સાધ્ય છે. ધીર પુરૂષો કાર્યમાં પાછા પડે છે છતાં પાછો ધીમે ધીમે ઉદ્યમ કરીને પોતાનાં કાર્યો સિદ્ધ કરે છે.

જુઓ કે ઉત્તાનપાદ રાજાનો પુત્ર ધ્રૂવ જે પોતાની શિશુ અવસ્થામાં પોતાના પિતાના ખોળામાં બેસવા ગયો ત્યારે તેની અપર માતાએ એવું કઠોર વચન કહ્યું કે "પુત્ર તું અધુરી તપશ્ચર્યાનો છે માટે એ ઉત્સંગમાં બેસવાને યોગ્ય નથી." આ વચન સાંભળતાંજ તેને ખોટું લાગ્યું અને તુરત પોતાની માતા પાસે આવીને કહ્યું કે મારૂં તપશ્ચરણ સમાપ્ત થયું નથી એમ અપરમાતાના બોલવા પરથી મને જણાયું છે, તો આપ મને આજ્ઞા આપો હું મારી અધૂરી તપશ્ચર્યા સમાપ્ત કરિને આપની સેવામાં હાજર થઇશ.

માતાએ ઘણું ના કેહેતાં છતાં પણ આખર તેમની આજ્ઞા સંપાદન કરીને તપશ્ચર્યા સમાપ્ત કરવાનો ઉદ્યમ સ્વીકારી વનમાં ગયો. જે વનમાં ઘણાં ઘાતક પ્રાણીઓ વસતાં હતાં તેનો પણ ડર મનમાં ન આણીને વનમાં ચાલ્યો જાય છે. એટલામાં નારદજી તેને માર્ગમાં મળયા, અને તેને પુછવા પરથી તેણે જણાવ્યું કે માહારાજ ? હું ઉત્તાનપાદ રાજાનો પુત્ર અને મારૂં નામ ધ્રૂવ છે. મને મારી અપર માતાનાં વાક્ય પરથી માલમ પડ્યું કે મારી તપશ્ચર્યા સમાપ્ત થઇ નથી. માટે હું મારી અવશિષ્ટ રહેલી તપશ્ચર્યા કરવાને જાઉં છું.

આ વાક્ય સાંભળતાં નારદજીએ તેને બહુ સમજાવ્યો, કે હજુ તારૂં વય તપશ્ચર્યા યોગ્ય થયું નથી. વનમાં ઘાતક પ્રાણી કોઇ તારો ભક્ષ કરશે. આ તારી કોમળ કાયા જોઇ મને ઘણીજ દયા ઉત્પન્ન થાય છે. માટે તું તારા રાજ્યમાં પાછો જા. જો તને રાજ્યની અપેક્ષા હોયતો ચાલ હું તારી સાથે આવું અને તારા પિતાને કહિને રાજ્યાસન પર તને બેસાડું."

નારદજીનું એટલું કેહેવું થયું છતાં ધ્રૂવે તે માન્યું નહિં, અને પ્રાર્થના કરી કે મહારાજ આપ મહાત્મા છો માટે રાજ્ય મને અપાવવા કરતાં તપશ્ચરણનો માર્ગ બતાવો કે જેથી હું કૃતાર્થ થાઉં.

પછી નારદજીએ તેમને તપશ્ચર્યાનો ઉપદેશ કર્યો અને વરદાન આપ્યું કે આ તપશ્ચર્યાથી છ માસમાં ચતુર્ભુજ ભગવાન તમને દર્શન આપશે તથા સર્વ વાતથી સુખી થશો.

આવી રીતનું વરદાન આપી નારદજી ત્યાંથી અંતર્ધ્યાન થયા અને ધ્રુવે એક પગથી ઉભા રહિ તથા નિરાહારી થઇને તપશ્ચર્યા સાધી. છ માસ પુરા થતાં ભગવાન ભક્ત વત્સલે દર્શન આપ્યાં અને કહ્યું કે વરમાગ છતાં તેમણે એજ માગ્યું કે આપના ચરણનાં સેવન શિવાય કાંઇ જોતું નથી. છતાં પરમાત્માએ કહ્યું કે તું તારા રાજ્યમાંજા, અને તારા પિતા રાજ્ય આસન પર તને બેસાડશે અને તું પ્રજાનું મન રંજન બરાબર કરિને નિષ્કંટક રાજ્ય ભોગવીશ. તથા તારો દેહ અમર રેહેશે. અને આજથી તું મારાચરણમાંજ છે એમ સમજજે.

આમ થયા પછી ધ્રૂવ પોતાની તપશ્ચર્યા સમાપ્ત થઇ એમ સમજી પોતાનાં રાજ્યમાં આવ્યો અને માતપિતા ને અભિવાદન કર્યું. પછી ઉત્તાનપાદ રાજાએ પોતાના પુત્ર ધ્રૂવને રાજ્યાસન સોંપીને વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કર્યો. અને ધ્રૂવ સુખી થઈ ચિરંજીવ બન્યો. હે વાંચક વૃન્દો ! વિચાર કરો કે એ ધ્રૂવ બાલ્યા વસ્થામાંજ વનમાં તપશ્ચર્યા કરવા ગયો ત્યાં શું એને હિંસક પ્રાણી વ્યાઘ્રાદિનો ભય ન લાગ્યો હોય? એને ક્ષુધા તૃષા એ નહિં પીડયો હોય? જંગલમાં એને ટાઢ તડકો નહિં લાગ્યો હોય? અરે જે રાજ કુમાર ધ્રૂવે વાહન શિવાય કદિ પણ ગમન કર્યું નથી તેને પગે ચાલીને વનમાં જતાં શું કાંઇ પણ દુઃખ થયું નહિં હોય? પરંતુ એ સર્વ દુઃખો વેઠીને પણ અવશેષ રહેલી અર્ધ તપશ્ચર્યા સમાપ્ત કરવી એવોજ મનમાં દૃઢનિશ્ચય કરિને તેનો ઉદ્યમ કર્યો તો તે અત્યંત સુખ પામ્યો.

એનો દેહ ચીરંજીવ બન્યો એઉપરાંત બીજું સુખશું? જેને ચતુર્ભુજ ભગવાને સાક્ષાત્ દર્શન આપ્યાં એના જેવું આ દેહનું બીજું સાફલ્ય શું? ઈત્યાદિ ઘણાં સુખો એણે તપશ્ચર્યા રૂપ ઉદ્યમથી મેળવ્યાં. જો કદાપિ અપર માતાનું કહેલું કઠોર વચન સાંભળીને બેસી રહેતતો આટલાં સુખનો લાભ એને કદિ મળતજ નહિં.

માટે ઉદ્યમથી સારાંજ ફલ મળે છે. પાંડવો કે જેમના દુઃખની સીમા રહિ નથી. છતાં પોતાનું રાજ્ય સંપાદન કરવામાં ઉદ્યમરહિત થયા નહિંતો આખર સ્વરાજ્ય સંપાદન કર્યું. બાકી દુષ્ટ દુર્યોધને તો એ પાંડવોને રાજ્યથી

ભ્રષ્ટ કર્યા, અને આખર કપટ કરીને જંગલમાં કહાડયા. એટલાથી પણ નિવૃત્તિ નહિં થઇ અને તેમને સમૂળ ઉખેડીજ નાંખવાનો વિચાર કરીને લાક્ષાગ્રહમાં બાળવાનો પ્રયાસ કર્યો. ત્યાંથી તે પાંડવો નીકળીને દ્રુપદ રાજાને ત્યાં સ્વયંવર છે એવી વાત સાંભળવાથી ઋષી મંડલીમાં મળીને સ્વયંવર સભામાં ગયા. ત્યાં દુર્યોધન, કર્ણ આદિ મોટા મોટા શૂરવીરો બેઠા રહ્યા અને અર્જુને મત્સ્ય વેધ કરિને દ્રૌપદીનું પાણિગ્રહણ કર્યું. ત્યારેજ લાક્ષાગ્રહમાં બાળી મુકયા છે અને હવે પાંડુ રાજાનો વંશજ કોઇ નથી એમ માનનારા શકુનિ દુર્યોધનાદિને ખબર પડીને કલેજામાં કારી ઘા લાગ્યો કે "હજુ સુધી પાંડુ પુત્રો જીવે છે." અને તેમને પુનઃચિંતા થઇ કે એ ઉદ્યમી પાંડુ પુત્રો જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી સુખે રાજ્ય કરવા નહિં દે.

તેમજ બાર વર્ષના વનવાસમાં પણ લોકલજ્જા અનેસુખને વિરૂધ ઉદ્યમ કરનાર દુર્યોધને પોતાને દ્વારે ભિક્ષાર્થે આવેલા દુર્વાસાઋષિને પ્રસન્ન કરિને તેની પાસે એવું વરદાન માગ્યું કે અહિંથી વનમાં જ્યાં પાંડવો છે ત્યાં અતિથિ થઇને તમારા સાઠ હજાર શિષ્ય સાથે જવું.

આવા દુષ્ટ ઉદ્યોગથી તેને એવાં વિપરીત ફલની ઈચ્છા હતી કે દુર્વાસા મુની પાંડવોને ત્યાં અતિથિ બનીને જાય, અને પાંડવોથી અતિથિ સત્કાર બનને નહિં જેથી અતિ ક્રોધી દુર્વાસા શાપદે અને પાંડવો પાછા હસ્તિનાપુર આવવા નપામે.

ઉપર પ્રમાણે વર્તવાનું દુર્વાસા કબુલ કરિને પોતાના સાઠ હજાર શિષ્ય સાથે જે વનમાં પાંડવો નિવાસ કરતા હતા તે વનમાં પાંડવોને ત્યાં જઇ "भवतिभिक्षांदेहि"[1] કરિને ઉભા રહ્યા. આમ થતાં બે ઘડી આગળજ ભોજન કરિને બેઠેલા યુધિષ્ઠિરાદિ પાંચે પાંડુ પુત્રોએ તેમને સન્માન આપીને પ્રાર્થના કરિ. "હે મહારાજ બહુ દયા કરિ. આપ પાસેના તીર્થમાં નિત્ય કર્મ કરિને જલદી પધારો."

---

૧. આ ચાલુ વાતમાં અક્ષયપાત્ર શું છે, એ જાણવાની જરૂર છે માટે થોડું લખવું પડે છે કે—

એક સમયે સૂર્યે દ્રૌપદી ઉપર બહુ પ્રસન્ન થઈને તેને અક્ષય પાત્ર આપ્યું. અને કહ્યુંકે આ અક્ષય પાત્ર એવું છે કે તમારા ભોજન કર્યા પેહેલાં ગમેતેટલાં માણસોને જે ભોજન કરાવવા ઈચ્છો તે પદાર્થ આ અક્ષય પાત્રમાં તૈયાર રેહેસે. અને અંતે તમે ભોજન કરિને પાત્ર માંજી નાંખીને ઉંધું વાળશો એટલે પછી પાછું બીજે દીવસેજ તેમાંથી ભોજન મળશે.

દુર્વાસા મહામુનિ પોતાનાં સાઠ હજાર શિષ્ય સાથે સ્નાન કરવા ગયા. ને પછી પાંડવો મનમાં વિચાર કરે છે કે ઋષિરાજ તો નિત્ય નિયમ કરીને સશિષ્ય હમણાંજ આવશે. અને અહિંતો દ્રૌપદીને પુછતાં જણાય છે કે અક્ષયપાત્ર ધોઈને સાફ કીધેલું છે.

હવે અહિં દુર્વાસા જે સમયે આવ્યા તે સમયે દ્રોપદી પણ ભોજન કરિ ચુકયાં હતાં, માટે હાલ શું કરવું? એમ પાંચે પાંડુપુત્રો દ્રોપદી સાથે વિચારમાં પડયાં. તેમને ચિંતા થઇ કે જે દુર્વાસા નિત્ય વિધી કરિને આવશે, અને ભોજન તૈયાર નહિ હોય તો તે ક્રોધી છે એટલે શાપ દેશે. તે શાપ ગ્રહણ કરવો તે કરતાં મરવું એ માર્ગ ઉત્તમ છે: આમ વિચારીને યુધિષ્ઠીર તથા દ્રૌપદી બેઠાં રહ્યાં અને બીજા ચારે ભાઇ ચારે દિશામાં જઇને કાષ્ટ એકઠાં કરિને તેની ચિતાઓ બનાવી, તેમાં અગ્નિ પ્રદીપ્ત કર્યો. અને તે બધાં પરમાત્માનું સ્મરણ કરિને જેવામાં અગ્નિમાં પડવા જાય છે તેવામાં, સાક્ષાત્ ભક્ત વત્સલ શ્રીકૃષ્ણ ભગવાન ત્યાં આવી પહોંચ્યા, અને તેઓને ચિતામાં પડતાં અટકાવીને, તેમ કરવાનું કારણ પુછી ભગવાન દુર્વાસાના આગમન રૂપ સર્વ વૃત્તાંતથી વાકેફ થઇને, દ્રોપદીની પાસે જઇ પુછયું કે તમારૂં અક્ષય પાત્ર કયાં છે? પછી દ્રૌપદીએ સ્તુતિની સાથે જણાવ્યું કે મહારાજ! આ અક્ષય પાત્ર. પરંતુ એમાં કાંઇજ નથી. એમ કહિને અક્ષયપાત્ર દીનબંધુના હાથમાં આપ્યું. ભગવાન તે અક્ષયપાત્ર તપાસે છે. પરંતુ દ્રૌપદીના ધોયામાં એક અનાજનો દાણો પણ હોય કયાંથી કે મળે? છતાં ભગવાનની માયા અપાર છે. તેમણે પોતાનાં ભકતોનું રક્ષણ કરવું છે. માટે તેજ અક્ષયપાત્રમાંથી એક ભાજીનું પાંદડું શોધી કહાડયું અને પછી તે લઇને. (अनेनसर्वाधारविश्वात्मातुप्यताम्) એમ બોલીને પેલું પાંદડું પોતે ભક્ષણ કરિ ગયા. અને પછી ચિત્તાઓ શાંત પડાવી નંખાવીને ભીમસેનને કહ્યું કે જાઓ શિષ્ય સહવર્તમાન દુર્વાસાને જઈને કહોકે પધારો મહારાજ ભોજન સમય થયો. એ પ્રમાણે પરમાત્માનું વાક્ય શ્રવણ કરિને વૃકોદર દુર્વાસા મહામુનીને તેડવા ગયા.

ત્યાં દુર્વાસા તથા તેમના શિષ્યોમાં બળ ભળાર થઈ ગયો હતો તેઓ પરસ્પર વિચાર કરે છે. એક કહે કે ભાઇ મને તો લાગે છે કે જાણે હાલજ લાડુ જમીને ઉઠયો માટે આપણે તો જમવું નથી.

બીજો શિષ્ય કહે છે કે હું તો જાણે ષડરસમય સુંદર ભોજન કરિને હાલજ આસનપરથી ઉઠયો હોવું એમ થાય છે. ઇત્યાદિ દરેક શિષ્યો પરસ્પર વાતચિતો કરે છે.

દુર્વાસા મહામુનિ પણ પોતાનું ઉદર તૃપ્ત થયલું જોઇ, તથા તેનાંથી આવતા ઓટકાર વડે વિસ્મય થઇ ગયા. કે હાલતો હું ક્ષુધાતુર હતો, અને આસ્નાન કરિને નિત્ય નિયમ કરૂં છું એટલામાં હું તૃપ્ત કેમ થયો!

હવે કદાચિત્ પાંડવોએ રસોઇ તૈયાર કરિ હશે, અને તેઓ વિલંબ ઘણો થયો છે માટે બોલાવવા આવશે તો ત્યાં જઇને જમીશું શી રીતે! ઈત્યાદિ મનમાં વિચારો કરિને પોતાના શિષ્યોને પુછે છે.

**दुर्वासा**—હે શિષ્યો? હવે નિત્ય નિયમ સમાપ્ત થયો હોય તો ચાલો પાંડવો આપણી રાહ જોતા હશે.

**शिष्यो**—ગુરૂજી મહારાજ! હમારા નિત્ય નિયમો સમાપ્ત થયા છે. અને હમે ભોજન પણ કરિ ચુકયા છઇયે.

**दुर्वासा**—(સવિસ્મય) અરે ભોજન ક્યાં કર્યું?

**शिष्यो**—મહારાજ! કોણ જાણે શું ઈશ્વરી માયા થઇ કે હમે જ્યારે આપની સાથે તીર્થ ઉપર સ્નાનાદિક કર્મ કરવા આવ્યા ત્યારે તો હમને ક્ષુધા અત્યંત પીડતી હતી, અને જ્યાં સ્નાન કરિને નિત્ય વિધિ કરવા બેઠા ત્યાંતો જાણે હમે મન ગમતાં ભોજન કરિને હાલજ ઉઠયા હોઇયે તેમ થયું છે. માટે મહારાજ? આપની સાથે હમે આવીશું પરંતુ હમે કોઇ ભોજન કરવાના નથી.

**दुर्वासा**—અરે! મને પણ એમજ થયું છે. અને તેનો પાક બગડશે એટલે તે-પણ ક્ષત્રી પુત્રો છે તેને રીસ લાગશે માટે કેમ કરવું.

**शिष्यो**—જેમ ગુરૂજીની આજ્ઞા.

**दुर्वासा**—મારો વિચાર એમ થાય છે કે આપણે બધા અહિંથી પલાયમાન થઇયે એટલે પછી ભોજનની હા કે ના કાંઈ કેહેવી પડેજ નહિં.

એ પ્રમાણે દુર્વાસાની આજ્ઞાથી શિષ્ય સહવર્તમાન દુર્વાસા જ્યાં પલાયમાન થવાની તૈયારિ કરે છે ત્યાં ભીમસેન આવ્યા અને શિષ્ય સહવર્તમાન દુર્વાસાને પ્રણામ કરીને કહે છે.

**भीमसेन**—મહારાજ? ભોજન કરવાને પધારો? વિલંબ ઘણો થઇ ગયો છે.

**दुर्वासा**—હે ક્ષત્રી કુલદીપક ભીમસેન? તમારા તરફથી હમને અતિથિ સત્કાર ઉત્તમ પ્રકારે થઈ ચુકયો છે માટે તમે જાઓ હમે કોઈ પણ ભોજન કરવાના નથી.

**ભીમસેન**—મહારાજ ? એટલી બધી અકૃપા થવાનું કારણ શું ? જો પાક ભ્રષ્ટતાનો સંદેહ હોય તો ફરિ બીજો પાક કરાવું.

**દુર્વાસા**—હું તમારા પર ઘણોજ પ્રસન્ન છું. દ્રૌપદી જેવી સાધ્વી સતીયો પાક કરે તેમાં ભ્રષ્ટતા હોય કેમ ? માટે જાઓ.

**ભીમસેન**—મહારાજ આપ ભલે ભોજન ન કરોતો પરંતુ આશ્રમ સુધીતો પધારો. જો આપ નહિં પધારો તો મારા જ્યેષ્ટ ભ્રાતા યુધિષ્ટરને એવો સદેહ પડશે કે વૃકોદર તેમને આમંત્રણ કરવાજ નહી ગયા હોય.

**દુર્વાસા**—જો એમજ છે તો ભલે હું આવું છું. પરંતુ હમે ભોજન કરિશું નહિં.

**ભીમસેન**—જેમ મહાત્માની ઈચ્છા.

આ પ્રમાણે વાતચિત્ત કરિને શિષ્ય સહવર્તમાન દુર્વાસા પાંડવોના આશ્રમે આવ્યા.

**દુર્વાસા**—હે યુધિષ્ટીર આપના તરફથી અતિથિ સત્કાર ઘણોજ ઉત્તમ થયો છે. અને હમે ભોજન કરવાના નથી.

**યુધિષ્ટિર**—મહારાજ જંગલમાં ઉત્તમ અતિથિ સત્કાર તો ક્યાંથી થાય ? પરંતુ આપ કૃપાલુ થઇને માનો છો એજ મોટો આપનો અનુગ્રહ છે.

એટલામાં

**શ્રી કૃષ્ણ**—મહારાજ ? દુર્યોધને આપને પ્રસન્ન કરીને પાંડવોને ત્યાં અતિથિ સત્કાર માટે આપે જવું, એવો આપની પાસે વર માંગ્યો. તેનું કારણ માત્ર એટલુંજ કે, દુર્વાસા, જેવા મહામુનિ કે જેના સાઠ હજાર તો શિષ્ય સાથે છે, તે પાંડવોને ત્યાં અતિથિ સત્કાર માટે જશે. એટલે પાંડવો જંગલમાં પડેલા છે. તેનાથી અતિથિ સત્કાર બનશે નહિં. આમ થતાં મહામુનિ તેઓને શાપ દેશે જથી પાંડવો પાછા હસ્તિનાપુરની ગાદીપર પોતાનો હક્ક બજાવવા આવશેજ નહિં, અને નિષ્કંટક રાજ્ય કરિશું.

**દુર્વાસા**—(ક્રોધમાં) અરે કપટી દુર્યોધન ! શું તેં મને આવા સુશીલ, સ્વધર્મનિષ્ઠ, પરમ પવિત્ર પાંડુ પુત્રોને શાપ દેવરાવવાના અભિપ્રાયથી અહિં મોકલ્યો. અરે આત્રા મહાત્મા જેવા પાંડુના પુત્રોને મારાથી શાપ કેમ દેવાય ? અને વળી જેને શ્રી કૃષ્ણ જેવા સહાયમાં છે, તેનો વાળ પણ વાંકો કોણ કરિ શકે એમ છે. માટે શાપ દેવાના બદલામાં

એમનાથી થયલા અતિથિ સત્કારથી તથા તદનુસંગી, શ્રી યદુકુલ
દીપક કૃષ્ણના દર્શનથી પ્રસન્ન થઇને કહું છું કે

સતત પદવિભોગી હસ્તિનાપૂર વિષે,
અખિલ વિધિનિ સૃષ્ટીમાં યુધિષ્ટીર દીસે
સ્વનિયમરત નિત્યે સત્ય વાણી પ્રવક્તા
મુજવચનથી બોલું ભાવિ એ રાજ્ય ભોક્તા.

દુર્યોધન કપટી એ રાજ્યને યોગ્ય નથી. આ મારૂં વરદાન થોડાં સમયમાં તમને સફલ થશે. એમ કહિ શિષ્ય સહવર્તમાન દુર્વાસા મહામુનીયે ત્યાંથી ગમન કર્યું પછી એ વાતને બરોબર એક વર્ષ ગયા બાદ પાંડવો પોતાનું વચન પાળવાને માટે વૈરાટ નગરમાં આવીને ગુપ્ત નિવાસ કરી એક વર્ષ ગુજાર્યું. પછી પાછા હસ્તિનાપુરમાં આવ્યા, અને રાજ્યમાંથી કાંઇ પણ વિભાગ મેળવવાને ઉદ્યમ કર્યો છતાં તે પાર પડયો નહિં. આખર યુધ્ધનો ઉદ્યમ કરિને શ્રી કૃષ્ણની સહાયતા વડે કૌરવોનો સંહાર કરીને પોતાનું રાજ્ય સંપાદન કર્યું.

હવે જુવો કે વનવાસમાંજ જો કાયર થઇને બેસી રેહેતે તો આ રાજ્ય સંપાદન ક્યાંથી થતે ? પણ ઉદ્યમથી પાછા હઠયા નહિંતો આખર દુઃખોનાં ડુંગર ઉલ્લંઘન કરિને પણ સ્વસત્તાથી દુષ્ટોનું હનન કરીને રાજ્ય પ્રાપ્ત કર્યું.

માટે દૈવમાં હશેતો મળશે એમવિચાર રાખીને કદાપી બેસી રેહેવું નહિં. અને ઉદ્યમતો કર્યાજ કરવો.

તેમજ ભગિરથ રાજા કે જેઓએ કેટલાં કેટલાં વિઘ્નો રસ્તામાં આવતાં છતાં પણ પોતાના વંશજોનો ઉધ્ધાર કર્યો અને તેના પિત્રોના આશિષથી સુખી તથા યશસ્વિ થયો. જુઓ તેનો ઉદ્યમ કે એક સમયે સગર રાજાએ અશ્વમેધ યજ્ઞનો આરંભ કર્યો જેમાં એવો ક્રમ છે કે જે અશ્વ સંબંધી યજ્ઞ થવાનો હોય તેને પૃથ્વિ પર છુટો મુકવો જોઇયે. અને તે અશ્વ ગમે ત્યાં જાય અને તેને રાજા અથવા તપસ્વી આદિ કોઇપણ બાંધેતો તેને યુધ્ધથી છોડાવવો અને જ્યાં તે અશ્વ ગમન કરે ત્યાં તેનું રક્ષણ માત્ર કરવું. એટલા માટે સગરે અશ્વ છોડયો અને તેના રક્ષણને માટે પોતાના સાઠ હજાર પુત્રોને પાછળ મુકયા.

પેલો અશ્વ પોતાની સ્વેચ્છાથી ગમન કરે છે અને તેની પાછળ તેના રક્ષણ માટે સગર રાજાના સાઠ હજાર પુત્રનું દળ ચાલ્યું જાય છે.

એટલામાં તે અશ્વનું ઈંદ્રે[1] હરણ કર્યું. અને જ્યાં કપિલ મુની તપશ્ચર્યા કરવા બેઠા હતા ત્યાં એક વૃક્ષ સાથે બાંધીને અંતર્ધ્યાન થઈ ગયા.

હવે સગર રાજાના પુત્રો અશ્વની પાછળ દોડયા જતાં જતાં એક મોટી ગુફામાં ગયા અને ત્યાં એક ઋષિરાજનો આશ્રમ જોયો તથા ત્યાં એક ઝાડની છાયા નીચે પેલા અશ્વને બાંધેલો જોયો. પેલા મહામુનિ સમાધિમાં બેઠેલા છે તે જોઇને સર્વ વિચાર કરે છે કે આપણે આ અશ્વ એમને એમ છોડી જવો એ શૌર્યતાનું કામ નથી. માટે ઋષીરાજને જાગૃતાવસ્થામાં લાવી, અને તેનો પરાજય કરીને પછી અશ્વને લઇ જવો.

પછી તે ઋષીરાજને ઘણાં અભિમાની વચનથી જગાડયા એટલે અર્ધ સમાધિથી જાગૃત થયલા મહાત્માએ આરક્ત દૃષ્ટીથી વક્ર નજરે જોતાં તેજ નેત્રમાંથી પ્રગટ થયલા અગ્નિએ સૈન્યયુક્ત સાઠ હજાર સગર રાજાના પુત્રને ભસ્મીભૂત કર્યા. પછી પેલા મહાત્મા પકી જાગૃતાવસ્થામાં આવીને જોયુંતો પાસે રાખ પડેલી હતિ અને નજીકના ઝાડે અશ્વમેધનો ઘોડો બાંધેલો જોઈ તે વિચાર કરેછે, કે આ કોણ ભસ્મીભૂત થઈ ગયા હશે? એમ થોડો વાર ચિંતાતૂર થઇને પાછા પ્રકૃત સમાધિમાં લીન થયા.

કેટલાંએક વર્ષ વિતી ગયા બાદ સગર રાજાએ પણ સાઠહજાર પુત્રોની આશા છોડી દીધી તથા તેનાજ પિપોત્ર ભગિરથને રાજ્યાસનપર બેસાડીને વાનપ્રસ્થાશ્રમ તેમણે ગ્રહણ કર્યો.

બાદ કેટલાંએક વર્ષો ગુજર્યા પછી મહામુનિ નારદજીએ આવીને ભસ્મીભૂત થયલા પોતાના વંશજોનું વૃત્તાંત સંભળાવીને તે ભસ્મ ગંગાજીમાં નાંખવી કે જેથી તેમનો ઉદ્ધાર થાય એમ સૂચવ્યું.

હવે સાઠ હજારની રાખ શીરીતે ગંગાજીમાં લઇ જવાય? ગંગાજી તો સ્વર્ગમાં છે. માટે એનો ઈલાજ શું કરવો એમ વિચાર કરતાં એવો દૃઢ નિશ્ચય કર્યો કે સ્વર્ગથી શ્રી ગંગાજીનેજ સાક્ષાત્ પધરાવિને મારા વંશજોનું ઉદ્ધારણ કરાવવું. એમ વિચારીને શ્રી ગંગાજીની તપશ્ચર્યાનો આરંભ કર્યો.

અપૂર્ણ.

---

૧. ઈંદ્ર રાજાને એ અશ્વ હરણ કરવાનું કારણ માત્ર એજ હતુ કે જે કોઇ સો અશ્વમેધ યજ્ઞો અવિછિન્ન યથાવિધિ કરે તેને ઇંદ્રાસન મળે અને આગળના ઇંદ્રને પદભ્રષ્ટતાપણુ પ્રાપ્ત થાય માટે આ સગર રાજાનો ૧૦૦ સોમો સમાપ્તિ અશ્વમેધ હતો તેજો પૂર્ણ થાય તો પેલા ઈંદ્ર રાજાને પદભ્રષ્ટ થવું પડે, અને ઇંદ્રાસન સગર રાજાને મળે તે ન થવા દેવાને માટે.

# भूतविवेक.

વેદાન્ત દર્શનમાં પ્રવેશ કરતા અધિકારીઓને સુલભ જ્ઞાન થવા સારૂ આરંભમાં, ગુરૂ સ્થાનાપન્ન વિદ્વાનો સદસદ્વિવેક અથવા તત્વવિવેક અથવા સત્યાસત્ય વિવેકરૂપી ઉપદેશ કરે છે; અથવા દૃશ્યમાન જગત્ મિથ્યા છે, જડ છે, નાશવંત છે; તથા તેથી ભિન્ન ચૈતન્ય, આત્મસ્વરૂપ સત્ય છે એમ અધિકારીને અનુભવ કરાવવા મથે છે. એ ઉપદેશ ગોળાકાર થાય છે. તેમાં શંકા સમાધાનનો અવકાશ બહુ રહે છે. એકાકાર વૃત્તિમાં સત્ અને અસત્ પદાર્થનો ભેદ શી રીતે ઘટે? તથા તેની ઉત્પત્તિ શી રીતે સમજાય? વિગેરે શંકાઓ સમાધાન વિનાજ રહી જાય છે. આમ થતાં એ શંકાઓનું નિવારણ કરવાને વિશેષ ઉપદેશની જરૂર હોવાથી સૃષ્ટિનો ક્રમ દર્શાવતાં ભૂત પદાર્થ તથા ભૌતિક પદાર્થનો વિવેક કરવાની આવશ્યકતા રહે છે. ઉત્પત્તિ ક્રમથી આરંભ કરતાં પંચદશીકાર દ્વિતીય પ્રકરણમાં "सदेव सोम्ये दमग्र आसीत्" શ્રુતિનું વિવેચન કરવા માંડે છે.

सदेवसौम्येदमग्रआसीत् ॥ एकमेवाद्वितीयम् ॥ છાંદોગ્ય ૬–૨–૧ આ શ્રુતિ સૃષ્ટિની ઉત્પત્તિનું ભાન કરાવતી, ભિન્ન ભિન્ન દર્શનવાળાઓને ભિન્ન ભિન્ન પ્રકારનાં સ્વરૂપમાં દેખાય છે. શ્રીમત્ શંકરાનુયાયિઓ અખંડ એકરસ બ્રહ્મ સ્વરૂપનું ભાન કરાવવામાં તેનું તાત્પર્ય લેખે છે. અન્યવાદીયો એ તાત્પર્યને કબૂલ કરતાં પણ જગતનું મિથ્યાત્વ કબુલ નથી કરતા. કેટલાએક નાસ્તિકો તો બહુજ આગળ વધી પૂર્વાપર વિચાર કર્યા શિવાય તથા વાક્યનો સંબંધ જોયા વિનાજ असदेवेदमग्र आसीत्) એવું શ્રુતિનું સ્વરૂપ દર્શાવી શુન્યથી જગતની ઉત્પત્તી છે, એમ પ્રતિપાદન કરે છે. યથાયોગ્ય સંબંધ દર્શાવવાને એ શ્રુતિ જે સ્વરૂપમાં છે તથા તેનો સંબંધ જેટલે સુધી છે તે દર્શાવવા અહિયાં લખવા અનુકૂલ પડશે.

सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्
तद्धैक आहुरसदेवेदमग्र आसीदेकमेवाद्वितीयम् ॥
तस्मादसतःसज्जायेत ? ॥ १ ॥

कुतस्तु खलु सोम्यैव स्यादिति होवाच
कथमसतः सज्जायेतेति सत्वेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् ॥ २ ॥

અર્થ—હે સોમ્ય પુરૂષ? પૂર્વે આ સત જ હતું, એકજ હતું, અદ્વિતીય

હતું, તે કેટલાકો એમ કહે છે કે પૂર્વે આ અસત જ હતું, એકજ હતું ને અદ્વિતીય હતું. તેટલા માટે અસત્‌થી સત્‌ થાય.

હે સોમ્ય ! એમ કયાંથી થાય ? અસત્‌થી સત કેમ થાય ? તેજ પૂર્વે હતું, એક હતું, અદ્વિતીય હતું. આવી રીતે પૂર્વાપર વિચાર કરી પ્રશ્નોત્તરથી નિશ્ચય કર્યો કે, જગતની ઉત્પત્તિની પૂર્વે સત્‌ બ્રહ્મ છે. આમ થતાં તેનું જ્ઞાન થવા માટે વસ્તુ માત્રથી તેનો ભેદ દર્શાવવા, અથવા ભેદ દર્શાવી પારમાર્થિક વિચારમાં ભેદ માત્રનો લય કરી એકાકાર વસ્તુ દર્શાવવા, તથા તેનું દ્રઢીકરણ કરવા, પંચમહાભૂત તથા ભૌતિક પદાર્થોની ઉત્પત્તિ સ્થિતિ તથા સ્થિતિના સંબંધે તેના ગુણ તથા ક્રિયાઓ, અને અંતે તેનો લય સમજવાની આવશ્યકતા રહે છે.

અનાદિ કાળથી સિધ્ધ મનાયલી, તથાપિ નાશવંત માયાનો સંબંધ બ્રહ્મ વસ્તુ સાથે પ્રતિપાદન કરી, તેમાંથી જગતની ઉત્પત્તિ છે એવું મત ઘણાં દર્શનોએ દર્શાવ્યું છે. તેમાંથીજ તન્માત્રાદિકનો ક્રમ લેતાં પંચ ભૂતની ઉત્પત્તિ થાય છે. આકાશ, વાયુ, તેજ, જલ. અને પૃથ્વિ એ પંચ મહાભૂતનો ઉત્પત્તિ ક્રમ છે. કારણ પદાર્થ કરતાં કાર્ય પદાર્થમાં વિશેષ ગુણ હોય છે. તે નિયમને અનુંસરતાં આક્રમ યથાયોગ્ય જણાય છે. છેલ્લાં ભૂત પૃથ્વિ તેમાં પાંચ ગુણ જણાય છે. શબ્દ સ્પર્શ, રૂપ, રસ, તથા ગંધ-તેમાં પ્રથમના ચાર ગુણ પૃથ્વીમાં જલની સાથે સામાન્ય છે, અને પાંચમો ગુણ પૃથ્વીનો પોતાનો અસાધારણ છે.

શબ્દ, સ્પર્શ, રૂપ, અને રસ એ ચાર ગુણ જલમાં દેખાય છે. તેમાંનાં પેહેલા ત્રણ જલમાં તેજની સાથે સામાન્ય છે અને રસ જલનો અસાધારણ ગુણ છે.

શબ્દ, સ્પર્શ, અને રૂપ એ ત્રણ ગુણ તેજમાં દેખાય છે. પેહેલા બે તેજમાં વાયુની સાથે સામાન્ય છે, અને ત્રીજો ગુણ રૂપ, તેજનો અસાધારણ ગુણ છે. શબ્દ અને સ્પર્શ એ બે ગુણ વાયુની અંદર દેખાય છે. પેહેલો વાયુમાં આકાશની સાથે સામાન્ય છે. બીજો વાયુનો અસાધારણ ગુણ છે.

શબ્દ, એ એકજ ગુણ આકાશમાં છે.

જલમાંથી પૃથ્વીની ઉત્પત્તિ છે તથા તેજમાંથી જલની ઉત્પત્તિ છે. એ વિચારને માન્ય રાખતાં એવું અનુમાન થાય છે કે કાર્ય પદાર્થમાં કારણ પદાર્થ કરતાં એક એક ગુણ વિશેષ આવે છે. એ અનુક્રમે આકાશની જેમાંથી ઉત્પત્તિ થાય તે પદાર્થ કેવળ નિર્ગુણ હોવો જોઇયે.

ઉપર પ્રતિપાદન કરેલી વાતને વિશેષ સ્ફુટ કરવા ઉદાહરણની આવશ્યકતા છે. અને તે દર્શાવવા નિચેનું પત્રક વધારે અનૂકૂલ થશે.

| · | गुण | उदाहरण | गुण २ जो | उदाहरण | गुण ३ जो | उदाह-णर | गुण ४ | उदाहरण | गुण ५ | उदाहरण. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ब्रह्म | निर्गुण | · | · | · | · | · | · | · | · | · |
| आकाश | शब्द | प्रतिध्वनि | · | · | · | · | · | · | · | · |
| वायु | शब्द | सत्कार | स्पर्श | बहु शीत नहिं तेम उष्ण नहिं. | · | · | · | · | · | · |
| तेज | ,, | भुग्भुग् | ,, | उष्ण | रुप | भास्वर | · | · | · | · |
| जल | ,, | प्रवाहमां थतो शब्द | ,, | शीत | ,, | नील शुक्ल | रस | मधुर | · | · |
| पृथ्वि | ,, | कडकडाट | ,, | कठिण | · | नील आदि | · | मधुराम्लादिक रस. | गंध | सुगंधी अने असुगंधी. |

આ પાંચ ગુણોનું ગ્રહણ કરવાને પંચભૂતમાંથી ઉત્પન્ન થયલાં પાંચ જ્ઞાન ઇંદ્રિય શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીહ્વા અને ઘ્રાણ છે. સ્ફૂટ સ્થૂલ દેહમાં દેખાતા ભિન્ન ભિન્ન ગોલકમાં તે ઇંદ્રિયોનું સ્થાન છે. પદાર્થને અથવા ગુણને પ્રત્યક્ષ કરનારાં તે હોવાથી તેમને પ્રત્યક્ષ કરનાર કોઇ નથી. તેમનું અસ્તિત્વ કાર્યથી જણાય છે.

ઉપર લખેલા કોષ્ટકમાં ભિન્ન ભિન્ન ગુણ દર્શાવ્યા તેને ગ્રહણ કરનાર ઇંદ્રિયો બહિર્મુખ સમજાય ; કારણ કે ગુણો પણ સર્વ બહાર રેહેનારા લાગે છે. પરંતુ વસ્તુતઃ તેમ નથી. તેજ ગુણો સ્થૂલ શરીરના આંતરિય પ્રદેશમાં પણ અનુભવમાં આવે છે. અને ઉપર લખેલી પાંચ જ્ઞાનેંદ્રિયો ક્રમે કરી તેમને અંતર્મુખપણાંથી ગ્રહણ કરે છે. બહારથી કર્ણ ઇંદ્રિય બંધ કરતાં શરિરની અંદરના ભાગમાં અવ્યક્ત શબ્દ સંભળાય છે. તેમજ અંદરના ભાગમાં સ્પર્શ સમજાય છે, અંધારૂં દેખાય છે. ઉદ્ગાર આવતાં રસ સમજાય છે, તથા ગંધનું ગ્રહણ થાય છે.

એજ પંચમહાભૂતમાંથી પાંચ કર્મેંદ્રિયો ઉત્પન્ન થઇ છે. તે વાણી હસ્ત, પાદ, લિંગ, અને ગુદા, તેપણ પોતપોતાને અનુકૂલ ક્રીયા લઇ શરિર

વ્યવહાર ચલાવે છે. આ દશ ઇંદ્રિયોની ઉપર મન, અધ્યક્ષ રૂપે રહિ પ્રેરકપણે વર્તે છે. તથા તેજ બીજાં ઇંદ્રિયો વિના અસમર્થ હોવાથી અંતઃકરણ કહેવાય છે.

પદાર્થની અંદર સત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણમાં કોઇનું પ્રાધાન્ય છે અથવા એ ત્રિપુટીની અમુક પદાર્થમાં શું સ્થિતિ છે તે નિશ્ચય થવા એ પદાર્થની સાથે ઇંદ્રિયનો સંબંધ થયા પછી તે ઇંદ્રિયો દ્વારા અવલોકન કરી મન નિશ્ચય કરે છે.

આ એકાદશ ઇંદ્રિયથી અનુંભવમાં આવતો સર્વ પદાર્થ વ્યવહારમાં પ્રારંભમાં લખેલી શ્રુતિમાં इदम् શબ્દથી ઓળખવામાં આવે છે. અર્થાત્ તે શ્રુતિનો અર્થ એવો થાય છે કે વર્તમાન કાળમાં ઇંદ્રિયના સંબંધને લઇને દૃષ્ટીમાં અથવા અનુભવમાં આવતું જગત્ માત્ર इदम् શબ્દાર્થ પૂર્વે અર્થાત્ સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે સત્ એવું એકજ હતું અને તે અદ્વિતીય હતું.

અખંડ એક રસ બ્રહ્મ વસ્તુને ગુણાતીત કહેવાય છે. તેમજ ભેદાતીત પણ કહેવાય છે. આ ભેદ કયા કયા ? તે સ્ફુટપણે સમજાવવા ઉદાહરણ સહિત પંચ દશીકાર કહે છે.

वृक्षस्य स्वगतो भेदः पत्रपुष्पफलादिभिः
वृक्षान्तरात्सजातीयो विजातीयः शिलादितः ॥

સ્વગત, સજાતીય, અને વિજાતીય એ ત્રણ ભેદ પદાર્થ માત્રમાં દેખાય છે. ઉદાહરણ તરિકે વૃક્ષને લેતાં, તેની અંદર સ્વગત એટલે તેના પોતાના શરિરમાંથી ઉત્પન્ન થયલા પદાર્થોથી તેની ભિન્નતા જણાય છે. જેવીકે પત્ર, પુષ્પ, ફળ, ઇત્યાદિથી, તે જેમાંથી ઉત્પન્ન થયાં છે તે વૃક્ષ જુદું છે. સજાતીય ભેદ એટલે એક પદાર્થની તેના પોતાના વર્ગના અન્ય પદાર્થથી ભિન્નતા. જેમકે વૃક્ષ વર્ગમાં આમ્ર વૃક્ષ તથા કેળનું વૃક્ષ એ ઉભય વૃક્ષવર્ગમાંજ આવેલા છે, તોપણ તેમાં ભિન્નતા છે. વિજાતીય ભેદ એટલે એક વર્ગના પદાર્થથી અન્ય વર્ગના પદાર્થની ભિન્નતા. જેમકે વૃક્ષથી શિલાઆદિની ભિન્નતા. તેમજ બીજું ઉદાહરણ લઈએતો ગાયની, તેમાંથી ઉત્પન્ન થતાં દૂધ આદિથી જે ભેદ જણાય તે સ્વગત ભેદ, અથવા ગાયનો તેના પગ અથવા શિંગડાથી જે ભેદ જણાય તે સ્વગત ભેદ, અને ગોવર્ગમાંથી એક ગાયનો બીજી ગાયથી જે ભેદ તે સજાતીય ભેદ કહેવાય. તથા ગાયનો બકરાંથી જે ભેદ તે વિજાતીય ભેદ કહેવાય.

આવી રીતે ત્રણ ભેદ સમજાવ્યા પછી નિર્ભેદ અથવા ભેદાતીત જે બ્રહ્મ સ્વરૂપ તેની અંદર સૃષ્ટિ માત્રમાં અનુભવમાં આવતાં ભેદત્રય નથી, એ સમજવાનું છે. શ્રુતિ પોતાના શબ્દથીજ એ વાક્યને પ્રતિપાદન કરે છે. ઇંદ્રિયને વિષય ન થતાં બ્રહ્મસ્વરૂપમાં પ્રત્યક્ષ પ્રમાણનો ઉપયોગ ન હોવાથી શ્રુતિઓએ પ્રતિપાદન કરેલી અભેદ પ્રતિજ્ઞાનું જ્ઞાન અનુમાનથીજ થાય છે. પરંતુ અનુમાનમાં જતાં પેહેલાં આ વિષયના પ્રારંભમાં ઉચ્ચારેલી શ્રુતિનો અભિપ્રાય પણ આવોજ છે. યુક્તિથી જોતાં સ્વગત સજાતીય તથા વિજાતીય ભેદનું બ્રહ્મવસ્તુમાં પ્રતિપાદન કરવાને બ્રહ્મમાં તેના અંશો જોઇયે, બ્રહ્મનું સજાતીય અન્ય બ્રહ્મ જોઇયે તથા બ્રહ્મથી વિજાતીય અમુક પદાર્થ જોઇયે. આમાંનો એક પણ વિચાર પરબ્રહ્મમાં ઘટે તેમ નથી.

નિરવયવત્વ પ્રતિપાદન કરતાં બ્રહ્મવસ્તુ નિરાકાર હોવાથી તેમાં સ્વગત ભેદ ઘટે નહિં. જેમકે આકાશ નિરવયવ હોવાથી તે પણ સ્વગત ભેદ રહિત છે.

સજાતીય પદાર્થોમાં એક બીજાથી ભિન્નતા દર્શાવિયે તો સજાતીય ભેદની સિદ્ધિ છે. બ્રહ્મ એક હોવાથી તેનું સજાતીય કોઇ હોય એમ માનવું મિથ્યાછે. તેથી સજાતીય ભેદ પણ ઘટતો નથી. બ્રહ્મ અથવા સત્ તેથી વિજાતીય પદાર્થ અબ્રહ્મ અથવા અસત્ હોઇ શકે. અસત્, અર્થાત્ અભાવ, નાસ્તિત્વ તેથી સત્‌નો ભેદ કેહેવો એ વિચાર શૂન્યતાજ છે. કારણ, જે પદાર્થજ નથી તેનાથી ભિન્નતા કેમ કહિ શકાય ?

સૂર્યને લક્ષ્ય કરીને અંધારાને તેનો પ્રતિ યોગી કેહેવો એ મિથ્યા આડંબર છે. કારણકે સૂર્યના અભાવવિના અંધારાનું કાંઈ પણ સ્વરૂપ નથી. આ વિચારમાં કોઈ તર્કવાદી સદ્દસ્તુમાં સ્વગત ભેદ નથી. એ વિચારનો અનાદર કરી પ્રશ્ન ઉઠાવે કે નામ અથવા રૂપ એ પદાર્થના અંશ છે. બ્રહ્મ શબ્દ એ બ્રહ્મનું નામ છે. તથા જગતમાં જે કાંઈ પદાર્થ છે અને જે કાંઇ રૂપ દર્શનમાં આવે છે.તે બ્રહ્મનુંજ રૂપ છેઃ માટે નામ અને રૂપ બ્રહ્મના અંશ કહિ શકાય, અને તે નામ અને રૂપથી બ્રહ્મનો ભેદ એ સ્વગત ભેદ, બ્રહ્મમાં ઘટે.

ક્ષુલ્લક દૃષ્ટીથી આ વાત સત્ય લાગે, પરંતુ વસ્તુતઃ નામરૂપ છેજ નહિ. અસત્ જગત્‌ને લઇને નામ અને રૂપની કલ્પનાજ છે. એ કલ્પના જ્યાંસુધી ઉત્પન્ન નથી થઇ ત્યાંસુધી નામ અને રૂપની પણ ઉત્પત્તી નથી.

# वैकृत सन्निपातनो उत्पात.

ભરત ખંડના પ્રાચીન કાવ્યકારોથી એવી દેહેણી ચાલી આવે છે કે જ્યારે પૃથ્વિ ઉપર બહુ ભાર થઇ જાય છે ત્યારે ઇશ્વર ઉત્પાતને ઉત્પન્ન કરી સ્થાવર જંગમાદિકનો નાશ કરી તે ભાર ઓછો કરે છે. આવોજ કાંઈ પ્રકાર આ વર્ષમાં ભરત ખંડના પશ્ચિમ પ્રદેશમાં જણાયો છે. ગયા વર્ષના શ્રાવણ માસથી કાંઇ અપરિચિત ચિન્હોવાળા રોગોની ચર્ચા વૈદ્યો તથા ડાક્તરોમાં થવા માંડી. સ્વસ્થ શરિરવાળા મનુષ્યોને બે ચાર કલાક જ્વર આવી દેહાંત થવા માંડયો. જ્વરની પરિક્ષા તથા ચિકિત્સામાં કાંઈ ફેર પડે છે એમ તેમને સમજાવવા માંડયું. ઝીણી નજરે તપાસ કરતાં શરિરનાં કોઇ સાંધાના મૂળમાં એકાદ ગ્રંથિનું વિશેષ ચિન્હ જણાયું, એ જાતના અમુક રોગીને એક જાતનો ઉપચાર કરતાં તે સ્વસ્થ થાય. પરંતુ તેજ ઉપચારનો ઉપયોગ તેજ જાતના અન્ય રોગી ઉપર કરતાં પ્રયાસ નિષ્ફલ જાય. આવી રીતે ઘણાં ઘણાં ઉપચારો સંશયાત્મક થવા માંડયા. અનાયાસે એકાદ માર્ગમાંથી મરી ગયેલાં ઉંદરોનાં શરિર મળતાં બહુ શ્રુત વૈદ્યોને અને ડાક્તરને એવો સંશય પડયો કે આ ઉત્પાતિક રોગ છે.

નગર સુધારણાં ખાતામાંથી આ વિચાર સાંભળતાં ધનનો વ્યય ન ગણકારતાં લોકને નિરોગી રાખવા જુદા જુદા પ્રકારો યોજાવવા માંડયા. ઉપચાર પેહેલાં રોગનું કારણ જાણવાની આવશ્યકતા છે. એ વિચારને અનુસરી સરકારે તે કાર્ય ઉપર વિદ્વાન ડાકટરોની યોજના કરી. દેશી વૈદ્યોયે પણ પોતાના ઉત્સાહથી એ કાર્યમાં પ્રયત્ન કરવા માંડયો. પરંતુ તેનો પણ નિશ્ચયાત્મક પરિણામ ન આવ્યો.

તેની શાંતિને માટે ડાકટર હૉફકિન નામના સમર્થ વિદ્વાને એ રોગ જંતુ જન્ય છે; એમ માની તથા વિષથી ઉત્પન્ન થતું દુઃખ વિષથીજ અટકે, એ વિચારને અનુસરી તે જંતુઓનું પોષણ કરી તેમાંથી નિકળતાં વિષનો સંગ્રહ કરી, યોગ્યતા પ્રમાણે મનુષ્યનાં શરિરમાં તેનો પ્રવેશ કરાવિને શરિરોને એ રોગના વિષથી હાની ન થાય એવો મહાભારત પ્રયાસ આદર્યો. છ માસ સુધી મનુષ્યોને પોતાની આસપાસ મરતાં દેખતાં પણ ધૈર્ય ધારી આ પુરૂષ પોતાનાં કાર્યમાં મંડયો રહયો. અંતે કાંઇક સફળતા મળી, એમ તેને તથા લોકોને સંતોષ આવ્યો, પણ નિશ્ચયાત્મક નહિં. ઉત્પાતની શાંતિ અમે કરિ શકશું એવું અભિમાન ધરાવતા કેટલાક વિદેશી ડાકટરો તથા ગર્વ રહિત તથા હમેતો માત્ર આરોગનું અવલોકન કરવાજ આવિયે છીયે, એવો વિચાર જણાવતા પણ ઘણા વિદેશી ડાક્તરો મુંબઈ શેહેરમાં આવી પોહોંચ્યા. પણ તેમાંથી કોઈપણ પોતાનાં કાર્યમાં પૂર્ણતાથી યશ મેળવી શકયા નહિં.

આ રોગ જંતુ જન્ય હોવાથી વાયુનાં પ્રવાહમાં ફરતાં જંતુઓ એક શરિરમાંથી અન્ય શરિરમાં પ્રવેશ કરે; છે એ વિચારને પ્રધાનતા આવી, સરકારે રોગિઓને નિરોગિથી ભિન્ન રાખવાનો વિચાર કર્યો. ભરત ખંડના દેશીઓ મરતાં સુધીપણ સંબંધીથી છુટાં ન પડવાનાં વિચારને વળગી રહિ આ સારી પણ આરંભમાં દુઃખદ જણાતી સ્થિતિથી અસંતુષ્ટ થયા. શરિરનો નાશ થાયતો ભલે. ઉપજીવિકાના સાંધનો જતાં રહે, ધન ચોરાઇ જાય, એ સર્વ સહન કરિને પણ સંબંધીથી છુટા ન પડવું, એવા દૃઢ નિશ્ચયવાળા પુરૂષો જયાં બલાત્કારે છુટા પાડે છે તેવા દેશમાં પણ ન રેહેવું એવો દૃઢ નિશ્ચય કરી મુંબાઇ શેહેરમાંથી નાશવા માંડયા.

મુંબઇના રેલવેના સ્ટેશનો ઉપર આખે દિવસ માણસો કચરાઇ જાય એવિ ભીડ થવામાંડી. ઉપરાઉપર વધારાની ટ્રેનો ચાલવા માંડી. જેમ માલના ગાંસડાઓને ખડકે તેમ પોતાની ઇચ્છાથીજ રેલવેવાળાઓનો કાંઇ પણ વાંક ન કહાડતાં જેવાં ગાડાં મળયાં તેવામાં ખડકાઈને લોકોએ મુંબઇ શેહેરનો ત્યાગ કરવા માંડયો. શેહેરની અંદર જે સ્થાન કે હજારો માણસો વિચરતાં ત્યાં થોડે દિવસે સાદ પાડતાં કોઇ પ્રત્યુત્તર નદે, તથા ચારગણાં પાંચગણાં નાણાં દેતાં ખાવાનું અન્ન ન મળે તેવો પ્રસંગ આવી ગયો.

આઠ લક્ષની વસ્તિમાંથી અનુમાન પ્રમાણે ચાર લક્ષ વસ્તિ જતી રહિ. બે લક્ષ લોકોએ કાર્ય પરત્વેજ મુંબઇ આવવાનું રાખી આસપાસના પ્રદેશમાં રેહેવા માંડયું, અને શેહેરમાં રહેલા બે લક્ષ મનુષ્યોનો દરરોજ બસોથી અઢોસો સુધી મરણ થવા માંડયાં. લોકો ચમકયા. વ્યાપારિઓએ ધાર્યું કે મુંબઇની અવદશા આવી. હજારોને લાખો રૂપીયા ખરચી મોટીમોટી હવેલી બંધાવનારા ગ્રહસ્થોને પૈસાના કાંકરા થયા એવો વિચાર આવી ખેદ થવા માંડયો.

લાખો રૂપીયા ખરચી ઉભાં કરેલાં કારખાનાઓમાં સંબંધ રાખનારા વ્યાપારીઓને શું કર્તવ્ય છે; એ સુઝતુંજ બંધ થઈ ગયું.

ઉત્પાત એટલેથીજ ન અટકતાં જેજે પ્રદેશમાં મુંબાઇના લોકો ગયા તેતે દેશમાં પણ પ્રસર્યો. હવે દુઃખની સીમા રહિ નહિં. સરકારે છેવટનો ઉપાય લઇ સૈનિક પદ્ધતિ ઉપર રાજ્ય ચલાવવાનો આરંભ કર્યો આપદ્ધતિ લોકોને માન્ય થાય તેવી નથી. બાહેરથી સુખનાકરતાં તેમાં દુઃખ વિશેષ દેખાય છે. કાલાનુંક્રમે પરિણામ સુખમાંજ છે. પરંતુ લોકો તાત્કાલિક દુઃખની ગણના વિશેષ કરે છે. સમર્થ સૈનિક ગેટેકરે મુંબઇ શેહેરને પોતાના હસ્તમાં લઇ લોકોના પ્રયાણ ઉપર જબરો અંકુશ મુકયો.

નગર સુધારણાં ખાતાંએપણ જબરો પ્રયાસ કરી શહેરમાંની ગલિચીનો બને તેટલો નાશ કર્યો. રોગી જણાતા પુરૂષોને બલાત્કારથી જુદી જુદી

ઓસ્પિટલમાં રાખી આ અસાધ્ય રોગના ઉપચાર કરવા માંડયા. વાસ્તવિક છે કે આએ પ્રસંગે લોકોને મનમાં દુઃખ લાગે. પરંતુ ખરાં દુઃખે આવા માનિ લીધેલાં દુઃખની અવગણના કરવાનું તેમને શિખવ્યું, અને પછીતો ઘણા ખરા લોકો ઉત્સાહથી રોગીઓને ઓસ્પિટલમાં મોકલવા માંડયા.

ઈશ્વરની કૃપાથી અંતે નવ મહિનાનાં દુઃખ પછી આજે શાંતી પ્રસરેલી. પરંતુ પાછી પ્રાપ્ત થયલી શાંતિ દુઃખના સમયને વિસરી ન જતાં તેમાં મળેલો સુબોધ નોંધી રાખી, આપણા અનુભવમાં વૃધ્ધિ કરવી જોઇએ એ આ ઉત્પાતે આપણને શિખવ્યું છે. જોકે આવા ઉત્પાતનું કારણ છે તે નિશ્ચય નથી તો પણ ઉત્પાત શરૂ થતાં જે પ્રદેશમાં ગલિચી વિશેષ હોય તે પ્રદેશમાં તેનું પોષણ વિશેષ થાય છે. અર્થાત્ સર્વદા સ્વચ્છતા રાખવી.

બીજો બોધ એ મળે છે કે આવા રોગ જંતુ જન્ય છે, એમ માનતાં એવા જંતુઓનો પ્રસાર વિશેષ ન થવા દેવા બને તેવી રીતે રોગીને બીજાઓથી જુદો રાખવો. તથા જે પ્રદેશમાં એ રોગ ફેલાયો હોય તે પ્રદેશના લોકોને અન્ય પ્રદેશના લોકોથી સંબંધ રાખતા અટકાવવા.

ગલિચી નાશ કરવાનો શ્રેષ્ટ ઉપાય ગલિચ વસ્તુને બાળીને ભસ્મ કરવાનો છે.

મુંબઇ શેહેર કેટલાએક વિભાગમાં અત્યંત મલીનતા તથા રસ્તા સાંકડાં છે. ઘરો એક બીજા સાથે એવા સંબંધમાં છે કે તેમાં હવા તથા અજવાળું આવીજ ન શકે. શેહેરની આ સ્થિતિ જોતાં તથા તેને સારિ સ્થિતિમાં લાવવા ઘણાં વર્ષથી વિચાર ચાલે છે તે જોતાં વિચાર થાય છે કે આ પ્રસંગનો ઉપયોગ કરી કેટલાક લક્ષ રૂપીયા ખરચી શેહેર સુધારણા ખાતાંએ આવાં મલીન ઘરો વાસ્તવિક મૂલ્યથી પણ વિશેષ મૂલ્ય આપીને વેચાતિ લઇ તેને બાળી નાંખ્યા હોત તો શેહેરમાં જલદીથી શાંતિ પથરાઈ એક પંથ અને દોકાજ જેવું થાત. આવો પણ એક વિદ્વાનનો વિચાર છે. અને તે અનુભવમાં લાવવા જેવો છે. અને સૌથી શ્રેષ્ટ ઉપદેશ આ પ્રસંગે એજ ગ્રહણ કરવાનો છે કે સર્વશક્તિમાન જગન્નિયન્તાનું વિસ્મરણ કદિપણ ન થવા દેવું. ઇશ્વરમાં શ્રદ્ધા રાખવી તેથી બીજું કાંઈ નહિં તો ગમે તેવા દુઃખમાં પણ મનમાં ધૈર્ય અને શાંતિ રહે છે. આવા પુરૂષો કેટલાં ધૈર્યથી આ સમયમાં રહ્યા છે, તે તેવા પુરૂષના સંબંધમાં આવનાર સજ્જનોએ જોયલું છે.

આટલું લખી હમે સર્વ શક્તિમાન પરમેશ્વર પાસે માંગીયે છીયે કે આવો પ્રસંગ ફરિથી ન લાવે. ધાર્મિક વિચારવાળા એમજ કેહેશે કે હમે હવે અધર્મિક આચરણ નહિંજ કરિયે અને તેથી હે જગન્નિયંતા? આવી શિક્ષાનો પ્રસંગ પણ નહિં આવવા દઈએ.

# स्वर्गवासी रा. रा. झवेरिलाल उमियाशंकर याज्ञिक.

વૈશાખ સુદી ૬ ને વાર શનિનો દિવસ મુંબાઇમાં અશુભ ગયો એમ કહિયે તો તેમાં ખોટું નથી. વૈકૃત સન્નિપાતથી થતાં મૃત્યુઓનો કોલાહલ આઠેક માસથી લોકના અંતઃકરણ ઉપર દુખની છાપ મારી રહ્યો હતો; તેનું દુઃખ કાંઇક અંશે ઓછું થવા માંડ્યું હતું, તેવામાં ઉપર જણાવેલા દિવસે આઠ માસ સુધી થયલા દુઃખને વિસરાવી દે એવો ઘા રાજ્યશ્રી ઝવેરીલાલના મૃત્યુથી મુંબઇનેજ નહિં, પણ આખાં હિંદુસ્તાનને લાગ્યો. વ્યાપારી તથા વિદ્વાનો, ધનિક તથા રંક, સર્વજણ એકદમ, આ ગ્રહસ્થના મરણથી, શોકગ્રસ્ત થઈ ગયા.

રાજ્યશ્રી ઝવેરીલાલનો સ્વભાવ એટલો તો સરલ હતો કે તેમના જેવી ઉચ્ચ સ્થિતિમાં તેઓ રહ્યા છતાં પણ, કોઇ પણ સ્થિતિનો મનુષ્ય તેમની સાથે પ્રસંગ પાડી શકતો. આમ હોવાથી તેમના સંબંધમાં આવેલા તથા તેમનાં સદ્બોધથી સારી સ્થિતિને પામેલા મનુષ્યનો સમૂહ એટલો મોટો હતો કે તે-મનું શરિર પડતાં જમ્બરો કોલાહલ થઈ રહયો, તેમાં આશ્ચર્યની વાત નથી.

રાજ્યશ્રી ઝવેરીલાલભાઇનો જન્મ સંવત્ ૧૮૯૦-૯૧ માં થયો હતો. એમની બાલ્યાવસ્થા એમના માતામહને ત્યાં ઘણીખરી ગઇ હતી. એમના પિતા ઉમિયાશંકરજી સરકારિ નોકરીથી પરાધીન હતા અને તેવા પ્રસંગમાં ઝવેરીલાલભાઇનું અધ્યયન અમદાવાદમાંજ થયું હતુ. તેમના તે સમયમાં અંગ્રેજી કેળવણીનો બહુ પ્રસાર થયો ન હતો. તોપણ તેમણે તે વિદ્યા સંપાદન કરવામાં પેહેલ કરી હતી.

અમદાવાદ છોડી તેઓ મુંબઇ આવ્યા, અને થોડા વર્ષમાં પરિક્ષાઓ પાસ કરી તેઓ ઘણા સારા લેખક અને શિક્ષક તરિકે ઓળખાવા લાગ્યા.

સને ૧૮૫૭માં વિદ્યા દેવીની ઉપાસના સાથે, લક્ષ્મી મેળવવાનો પણ પ્રયત્ન કરવા, કેટલાક વિશ્વાસુ મિત્રોની સહાયતાથી તેઓએ રૂનો વ્યાપાર કરવા માંડયો, અને તેમાં બહુ સારૂં નાણું ભેળું કરી મોટા શ્રીમંત ગણાવા લાગ્યા. પરંતુ લગભગ આઠ વર્ષમાંજ, જાણીતા શેર સટ્ટાના વખતમાં, વ્યાપારની ધૂનમાંજ મેળવેલો ઘણોખરો પૈસો ખોઈ દઈ, તેઓ હતા તેવા થઈ ગયા, તથા ત્યાર પછી ઘણું કરિ વ્યાપારમાં પડવાનું તેમણે માંડીજ વાળ્યું.

આ સમય પછી રાજ્યશ્રી ઝવેરીલાલભાઇ તેમની વિદ્વતા માટેજ લોક-સમૂહમાં જાણીતા રહ્યા અને સમયાનુસારે જુદા જુદા વિષયોથી જેમ જેમ

તેમના જ્ઞાનની વૃદ્ધિ થતી ગઇ, તેમ તેમ લોકોમાં તેમના પ્રતિ પૂજ્ય બુદ્ધિ વધતી ચાલી. આ સમય પછી આપણે તેમને કેટલાએક વર્તમાનપત્રોમાં લેખક તરિકે, કેટલાક વિદ્વાન મંડળોમાં ભાષણકર્તા તરિકે, તથા યુનિવરસિટીમાં પરિક્ષક તરિકેજ ઓળખતા રહ્યા છીએ. તેમને માટે દેશી રજવાડામાં પણ બહુ સારો વિચાર બંધાયો હતો, તથા કેટલાંક રાજ્યોમાંથી તો પોતાના વિશ્વાસ પાત્ર તારેકે તેમને કામ સોંપવામાં આવતું.

સને ૧૮૭૦ પછી આપણે ઝવેરીલાલભાઇને બહુ આગળ પડતા જોઇયે છીયે. સાહિત્યમાંજ ન ગુંથાઈ રેહેતાં, આ સમય પછી તેઓ રાજકીય તથા સાર્વજનિક કાર્યમાં બહુ આગળ પડવા માંડયાં. લોકનું દુ:ખ શું છે, દેશને જીવન આપનાર ખેડુતોની સ્થિતી શું છે, રાજ્ય આધાર જેની ઉપર છે, એવા કર લોકોની ઉપર કેવી રીતે નાંખવામાં આવે છે, તેમાં અયોગ્યતા કેટલી છે, ન્યાયની રીતે નાંખેલા કર પણ ઉઘરાવતાં અધિકારીઓની અણસમજથી ગરિબો ઉપર કેટલો જુલમ ગુજરે છે, એ આદિ વિષયોનું અપ્રતિમ અધ્યયન કરી, તે ઉપર નિબંધો લખી, સત્તાધીશોની આંખો ઉઘાડવાનું કામ એવી સારી રીતે તેમણે કરવા માંડયું કે, રાજપુરૂષોને પણ, તેમની શક્તિ બહુજ સારી છે, એમ કબુલ કરવાને ફરજ પડી તથા તેમના નિંબધોમાં જણાવેલા વિચારો ઉપર વિવેચન કરિ, તેમણેજ દર્શાવેલા માર્ગો વિશે વાદવિવાદ કરવાને તજવીજ તેમણે કરવા માંડી. સ્થાનિક સ્વરાજને જન્મ આપનાર પ્રધાન સત્તાધીશ લોર્ડ રીપનના વિચારોને સરળતાથી લોક સમૂહને સમજાવવા તેમણે લખેલો નિબંધ આજપણ રાજ્યના અધિકારી તેમજ અન્ય પુરૂષોને અધ્યયનનો ગ્રંથ થઈ પડયો છે.

આ સમયથી તો ઝવેરીલાલભાઇ મ્યુનિસિપાલ કારપોરેશન, ટાઉન કાઉન્સિલ, પ્રેસિડન્સી એસોસીએસન વિગેરે સ્થાનિક સભાઓમાં અગ્રેસર ગણાવવા માંડયા તથા ધારા બાંધનારી સભામાં પણ તેમનું વચન વજનદાર ગણાવવા માંડયું. કાંઇ પણ સાર્વજનિક હિતના કાર્યમાં તેમનો મત પુછાવા માંડયો.

રાજકીય સુધારણાને માટે સ્થપાયલી રાષ્ટ્રસભા (નેશીનલ કૉંગ્રેસ) માં પણ આગળ પડતા પુરૂષોમાં તેઓ હતા. પાશ્ચિમાત્ય કેળવણી લઇ રાજકીય સુધારણા તેજ પોતાનું કર્તવ્ય સમજતા તથા તે કર્તવ્યનીજ પછવાડે ગાંડા થયેલા, આઘુપાછું ન જોતાં, ગમેતેમ દોડતા જુવાનો, રાજ્યથી ઝવેરીલાલભાઈની શિક્ષાથી સીધે રસ્તે જતાં શિખ્યા હતા.

આ રીતે આપણે રાજ્યથી ઝવેરીલાલભાઇની ઉન્નતિ જોઇ. તે ઉન્નતિ થવાનાં કારણ શોધતાં સમજાય છે કે તેમનામાં રહેલી સાદાઇ, દેશ વાત્સલ્ય, સ્વધર્માભિમાન, ધૈર્ય, અને અસ્ખલિત ઉદ્યોગને દેખીયે છીયે.

રાજ્યશ્રી ઝવેરીલાલભાઇની સાદાઈ અનુકરણીય હતી. એમનો વેશ જોયો હોયતો શુદ્ધ ગુજરાતી. ઇંગ્રેજો તથા ઇંગ્રેજના પોષાકમાં બેઠેલા પારસીઓ તથા હિંદુઓની મોટી મોટી સભાઓમાં, મધ્ય સ્થાનમાં, સાદુ અંગરખું, ધોતિયું, અને પીછોડી નાંખી, પોતાના વેષને માટે અભિમાન રાખતા ઝવેરીલાલભાઇ ઉભા રહિ ભાષણ કરતાં સંકોચ પામતા નહિં.

આચરણમાં સાદાઇ એટલી બધી હતી, કે રસ્તામાં ચાલ્યા જતાં ગમે તેવી ઉતરતી સ્થિતીના મનુષ્ય સાથે પણ વાતચિતમાં ઉતરી, પોતાનો આશય તેને સમજાવવામાં પોતાનો સમય વ્યર્થ વ્યતીત થાય છે, અથવા અમુક મનુષ્ય જેવા મૂર્ખ માણસ સાથે માથાફૂટ કરવી વ્યર્થ છે, એવો વિચાર તેમનાં મસ્તિષ્કમાં કદીપણ આવતો નહિં. સ્નેહિ વા અસ્નેહિ, કોઇ પણ મનુષ્યને ગરજ પડતાં તેમને બોલાવે તો તેવા ગરજાઉ મનુષ્યનું કાર્ય સિદ્ધ કરિ આપવામાં તેમને ગ્લાનિ થતી નહિં.

તેમનાં દેશ વાત્સલ્ય માટે જેટલું લખવું તે પિષ્ટ પેષણ છે. અમારા દેશના ખેડુતો બહુ ગરિબ અવસ્થામાં આવી ગયા છે, એવી પ્રતિજ્ઞા સિદ્ધ કરવાને મુંબઇની રાજકીય સભાના અધિકારીથી તે સત્તાધીશ તથા આખા ભરતખંડના પ્રધાનસત્તાધીશ સાથે પણ વાદવિવાદમાં ઉતરવું હોય, તથા તેવા વાદવિવાદથી પોતાને હાનિ થાય તેવો પ્રસંગ હોય તોપણ દેશહિતના કાર્યથી તેઓ પાછા હઠતા નહિ.

એક ગરીબ મનુષ્યની સાથે પણ બહુ ભલમનસાઈથી વાત કરનારા તેઓને દેશહિતના વાદમાં ગમે તેવા મોટા અધિકારીની પણ મૂર્ખતા દેખાડવામાં સંકોચ થતો નહિં.

આ સમયમાં પાશ્ચિમાત્ય કેળવણીનું પરિણામ કોઇ અકલિત કારણથી એવું આવે છે કે લોકો ધર્મભ્રષ્ટ થવા માંડે છે. સ્વધર્મનું અધ્યયન ન હોવાથી તેમાં અનાસ્થા થાય છે. પરધર્મનું કાંઈક અધ્યયન થતાં તે સારો દેખાય છે; પણ તેમાં શ્રદ્ધા બેસતી નથી. આમ થતાં ઉભય ભ્રષ્ટ જેવી દશા થાય છે. મનુષ્યને પોતાના કાર્યમાં દૃઢતા આપનાર ધર્મ છે. કોઇ પણ પ્રકારથી ઇશ્વરમાં શ્રદ્ધા રાખનાર મનુષ્યો જેવા પોતાના ઉદ્યોગમાં સફલ થાય છે તેવા નાસ્તિકો થતા નથી. પરધર્મમાં આસ્થા બેસવી એ બહુ કઠિણ છે. સ્વધર્મનો તિરસ્કાર કરતાં પણ પરધર્મનો સ્વીકાર થઈ શકતો નથી. આટલા માટે વિદ્વાન પુરૂષો સ્વધર્મમાંજ મગ્ન રહે છે. કેવળ ધર્મ ઉપર આસ્થાજ રાખવી તથા શ્રદ્ધાજડ બની સારાસાર વિચાર ન કરવો એ પણ એક દૂષણ છે. એ દૂષણથી વિરક્ત રહેવામાંજ મનુષ્યની મહત્તા છે. એ દૂષણથી રહિત ધર્માભિમાની પુરૂષ પોતાના સર્વ કાર્યમાં સતત ઉદ્યોગી રહી ઉન્નતિ પામે છે.

પાશ્ચિમાત્ય વિદ્વાનોના ગ્રંથોમાં ગૂઢ આશયોને સાંગોપાંગ સમજી લેનાર, ઇંગ્લીશ ભાષામાં ઈંગ્રેજોને પણ છક કરિ નાંખે એવા ગૂઢ નિબંધો લખનાર ઝવેરીલાલભાઈ સ્વધર્મમાં બૂડયાજ રહેતા. પ્રાતઃકાળમાં ઉઠીને નિત્યવિધિ કરી સંધ્યાદિક કર્યાવિના કોઇ પણ અન્યકાર્યમાં પ્રવૃત્ત થવું એ એમને પાપરૂપ દિસતું. ગમેતેવા સત્તાધીશ પુરૂષોને મળવા જવું હોય, તેમની પાસેથી કામ કઢાવવું હોય અથવા ગમે તેવો પ્રસંગ આવ્યો હોય, તોપણ ધર્મના નિયમમાંથી ઘડી માત્ર પણ તેઓ ચુકતા નહિં. શરરીનાં પોષણને માટે અન્નનું ભક્ષણ જેમ આવશ્યક છે. તેમ વ્યવહારના પોષણને માટે ધર્મવૃત્તિની આવશ્યકતા તેમને દીસતી. પ્રાતઃકાળમાં કોઈ કાર્ય પ્રસંગે તેમને ત્યાં જઈયેતો ભસ્મ ત્રિપુંડ ધારણ કરી, દર્ભાસન ઉપર બેઠેલા, સંધ્યા આચરતા, ઝવેરીલાલભાઇના દર્શન થાય. વ્યવહારની વાત કરવી હોયતો સંધ્યાવંદનની સમાપ્તિ પછીજ બને. આવાં તેમના આચરણથી તેમનું અંતઃકરણ સદા શુદ્ધ, સદ્વિચારથી ભરપૂર, ઉદાર અને લોકહિતના વિચારથીજ પરિપૂર્ણ રેહેતું ધર્મનિષ્ઠા તેમને એવાં સદ્ કાર્યોમાં ઉદ્યોગી થવા ઉશ્કેરતી.

તેમનામાં અપ્રતિમ ધૈર્ય હતું ઉપરની દૃષ્ટીથી જોતાં મનુષ્યને કોઇ કોઇ પ્રસંગે ઝવેરીલાલભાઇ ઉશ્કેરાઈ ગયેલા દિસતા. પોતાનાં કાર્યમાં પ્રતિવાદિ તરફથી અડચણ થતાં તેઓ બેબાકળા જેવા દેખાવા લાગતા; પણ તે દર્શન તેમના અકળામણનાં નહિં પણ કોઈ બીજાજ સ્વભાવનાં હતાં. વાદ વિવાદમાં ઉતરતાં પોતાના વાદને તોડવાને પ્રતિપક્ષવાલા બીજા મજબૂત વાદને આગળ કરે તો તેઓ ગભરાઇ નહિ જતા, પણ તેમનાં મગજમાં એ વાદને તોડવાને એટલા પ્રતિવાદ સમાઇ રહેલા હતા કે, તેમાંથી કયો વાદ આગળ કરવો, તેના વિચારમાં તે પડી જતા. એક ક્ષણ બે ક્ષણમાંજ શાંત થઇ તેઓ એટલીતો ઉગ્રતાથી સામાં પક્ષને તોડી નાખતાં કે તે પક્ષનો નાશ જ થઇ જાય.

પોતાનો અમુક વાદ સિદ્ધ કરવાને રાત્રિ કે દિવસ ન જોતાં મહિનાંના મહિના સુધી જુનાં તેમજ નવાં પુસ્તકોના સમુદ્રમાં તરતાં તરતાં ગમે ત્યાંથી પોતાને જોઈતી વસ્તુ શોધી કહાડતા. આ રીતે તેમનું જ્ઞાન એટલુંતો વધ્યું હતું કે તેને અગાધ કહિયે તો ખોટું નથી. ભરતખંડના રાજકીય વિષયમાંતો એવો કોઈ પણ વિચાર નહિં હોય કે જેનેમાટે તેમની સલાહ લેવી અનુપયોગી થાય. આવું દૃઢ અધ્યયન અનુપમ ધૈર્ય વિના પ્રાપ્ત થતું નથી

જેવું ધૈર્ય તેવોજ તેમનો ઉદ્યોગ પણ અત્યંત હતો. લીધેલાં કાર્યને પાર પાડવામાંજ તેઓ પોતાની મહાત્તા સમજતા. સામા થનારા પુરૂષથી બ્હીને

અથવા કંટાળીને ઉદ્યોગ છોડી દેવો એ એમને લજ્જાસ્પદ લાગતું. એક વાત વાસ્તવિક રીતે પોતાના મનમાં ઠસી તો તે તેવીજ રીતે બીજાનાં મનમાં ઠસાવવાને પણ જુદી જુદી યુક્તિ કરવામાં તેઓ કદી પછાત પડતા નહિં. શરીરમાં વ્યાધિ થાય, ધનની હાનો થાય, સત્ય વસ્તુ પ્રતિપાદન કરાવતાં લોકોની પોતા ઉપર અપ્રીતિ થાય, તોપણ પોતાને લાગેલું સત્ય બીજાને પ્રતિપાદન કરાવવામાં તેમનો ઉદ્યોગ કદિ પણ શિથિલ થતો નહિં.

આવા અનુકરણીય સ્વભાવ તથા શક્તિના પુરૂષનો સ્વર્ગવાસ થતાં આપણા દેશને તથા ધર્મને, કેટલી ખોટ ગઇ છે તે કહિ શકાય તેમ નથી. યુવાવસ્થાના નાવમાં ડોલતા વિદ્વાનોને લક્ષમાં રાખવાનો ધ્રૂવનો તારક લોપ થઈ ગયો.

હાલમાં તો તેમનું સ્થાન કોઈ પણ લઇ શકે એમ દીસતું નથી. નાશવંત વસ્તુનો કોઇ પણ કાળે નાશ થાય એ વિચારથી મનને વાળવું પડે. પરંતુ ખેદ એટલોજ થાય છે કે ગયેલી વસ્તુ દેખાતી પણ નથી. પરમ શક્તિવાન પરમેશ્વર એવા કોઇ પુરૂષને હવે પછી ઉત્પન્ન કરે એમ આપણે ઇચ્છિ શું.

શોક કરવો મિથ્યા છે. ધૈર્ય રાખી રેહેવું એ પ્રકારનું આશ્વાસન તેમનાં કુટુંબીઓને, તેમના સ્નેહિઓને તથા આખા ભરતખંડને આપવું યોગ્ય છે. પરંતુ તે આશ્વાસન વાસ્તવિક નથી. ખરૂં આશ્વાસન તે એજ છે કે, આપણા દેશના વિદ્વાન જુવાનોએ આવા અનુકરણીય પુરૂષોના સ્વભાવનું, તેમનાં કાર્યોનું, તેમના વચનોનું તથા તેમણે અભ્યાસથી પ્રતિપાદન કરેલી શક્તિનું અવલોકન કરી, કેટલેક અંશે પણ તેમના જેવા થવાનો પ્રયત્ન કરવો. એમ કરવાથીજ સ્વર્ગવાસી પુરૂષ પ્રત્યે આપણે આપણો ધર્મ બજાવ્યો એમ કાંઇક કહિ શકાય.

પરમકૃપાલુ પરમેશ્વર અમારા ગુર્જર વિદ્વાનોનાં અંતઃકરણમાં રાજ્ય શ્રી ઝવેરિલાલભાઇ જેવા થવાની પ્રેરણા મુકે. **तथास्तु.**

---

## पुस्तकोंनी पोंहोच.

પ્લેટોના પ્રશ્નોત્તર યુક્ત "સૉક્રેટિસ"નું જીવન ચરિત્ર નામનું પુસ્તક અમને મળયું છે તે અમે માનપૂર્વક સ્વિકાર્યું છે. એ પુસ્તકમાં શુદ્ધ ગુજરાતી ભાષા, તેમજ શબ્દ ગાંભિર્યતા સારી સમાયલી છે. આ પુસ્તકનું ભાષાંતર કર્તાનો પણ પ્રયત્ન ઘણો છે. અને નીતિ વ્યવહાર સ્વધર્મ આદિના અતિ વિસ્તાર વિવેચનથી એ પુસ્તક લોકોમાં ઘણું ઉપયોગી છે, એ પુસ્તક તરફ. જોતાં એની કિંમત ઘણીજ જુજ છે.

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૫ મું. ] ચૈત્ર. સંવત ૧૯૫૭. [ અંક ૬ ઠ્ઠો.

॥ यतो धर्मस्ततो जयः ॥

## सद्गुण संपत्ति.

સારંગ—દાદરો.

प्रभुत्वनुं विभूषण तो सुजनता गणो,
शूरवीरनुं वळी मुनित्वने गणो. प्रभुत्व. १
प्रकृति सुशांत एज ज्ञानीनुं गणो,
वेदशास्त्र जाणनार विनयथी गणो. ,, २
वित्त तणो खर्चतो सुपात्रमां करो,
तपस्विलोक तो सदा अक्रोधथी रहो. ,, ३
जनो महानतो सदा क्षमाय राखजो,
धर्मने विपेज दंभ त्यागतो करो. ,, ४
प्रभुत्व, शूरताज, ज्ञान, शास्त्र जाणतो,
ए सर्वनुं विभूषण तो शील जाणजो. ,, ५

---

૧ જુવો ભર્તૃહરી કૃત નીતિશતક —

ऐश्वर्यस्य विभूषणं सुजनता, शौर्यस्यवाक्संयमो,
ज्ञानस्योपशमः, श्रुतस्य विनयो, वित्तस्य पात्रेव्ययः,
अक्रोधस्तपसः, क्षमा प्रभवितुः, धर्मस्य निर्व्याजता,
सर्वेषामपि सर्वकारण मिदं शीलं परं भूषणम्

# મૃદુપુષ્પ—વિનાશ.

( મળેલું )

તોટક.

રમતું હસતું હજી બાલવયે,
ખીલતું લચતું મૃદુ પુષ્પ અયે !
અધરો મધુરા ખીલતી કળી શી !
તુજ જ્યોતિ અનુપમ દીસતી શી !

શી હતી તુજ લાલી કપોલ તણી !
રમતું કરી હાસ્ય સમીર ભણી;
નહિ તેં દીઠી રમ્ય વસંત મજા,
પ્રીતિ—ગાન શુણ્યાં નહિ ભૃંગ તણાં !

લહરી વહી હા ! શિશિરાનિલની,
સુકુમાર ગયું કરમાઇ બની;
સ્મિત—હાસ્ય હતું મૃદુ મુખ પરે,
શશી અસ્ત થયો નભ મેઘ વિષે.

સુખ દુઃખ તણો નહિ સ્પર્ષ થયો,
ક્રુર કાળ ત્હને ઝડપીજ ગયો !
લય ઉદય ચક્ર પળે ફરતું,
રડતું મરતું જગ આ ખીલતું.

ભય ધારી રહી નર ! મૃત્યુ તણો,
કરતાં ડરવું નરતું મનમાં;
નથી હા ! મરવું ધીર રાખી મને,
સપ્રવર્ત થવું નિજ ઉધમમાં.

કદિ તું ન ભમીશ નિરાશ વિષે,
ન થવું રત એક પ્રસંગ વિષે;
મળતાં અનિવાર્ય ઘડી ઘડીમાં,
ધીર ધારી રહે નિજ વિજયમાં.

ખીલશે નભમાં વળી અસ્ત થશે,
શશી ને રવિ તારક મંડળ આ;
જગદીશતણા ચરણે પડીને,
કરવું ફરવું નિજ આયુ વિષે.

"આસ." (મુંબાઇ)

# मदालसा चरित्र.

પૂર્વે એક શત્રુજિત નામે રાજા હતો. તેનેએક ઋતધ્વજ નામે પુત્ર હતો. એકનો એક પુત્ર રાજાને અત્યંત પ્રીતિ વાળો હતો. એ પુત્ર લાડકવાયો હોવા છતાં બુદ્ધિમાં તીવ્ર હતો. તે એકવાર રમતો હતો તેવામાં પાતાલમાં નાગલોકોના રાજા અશ્વતરના બે પુત્રો બ્રાહ્મણના વેશ ધારણ કરી આવ્યા. રાજપુત્ર રમતો હતો તે જોતા ઉભા. બાલકોને મિત્રતા કે વઢવાઢ થતાં વાંર લાગતી નથી. તે પ્રમાણે તે બ્રાહ્મણ પુત્રો પણ તે રાજપુત્રની સાથે રમતમાં સામેલ થયા, અને તેમને અત્યંત સ્નેહ બંધાઈ ગયો. આથી પછી નિત્ય તે નાગપુત્રો બ્રાહ્મણનાં રૂપો ધારણ કરી ઋતધ્વજ પાસે દિવસે રમવા આવવા લાગ્યા, અને દિવસ આખો પૃથ્વી ઉપરજ રહી રાત્રિએ ઘેર જતા હતા.

બાળક વયમાં છોકરાં બહાર રખડે અને આખો દિવસ બહારજ રહે ત્યારે માબાપે તેની તપાસ લેવીજ જોઈએ. આપણાં છોકરાં ક્યાં જાયછે! કોની સોબતમાં રહેછે! કેવી વર્તણુક વાળાનો તે સંસર્ગ રાખે છે! ઈત્યાદિ બાબતો જો માબાપ લક્ષમાં ન રાખે તો બાળક કુમળી વયમાંજ ખરાબ

માર્ગે ચઢી જતાં વાર લાગતી નથી. આટલા માટે સારાં માણસે અને વળી જેઓ પોતાનાં બાળકો ને સારી કેળવણી આપી સારાં બનાવવા ચાહના રાખતા હોય, તેમણે તો ખાસ રીતે નાનપણથીજ બાળકોની વર્ત્તણુક ઉપર તપાસ રાખવી જોઈએ. આ પ્રમાણે તે નાગરાજ અશ્વતરે એકવાર પોતાના બન્ને પુત્રોને પાસે બોલાવી પૂછ્યું—"હે પ્રિય પુત્રો! તમે સવારમાંથી ક્યાં રહોછો? અને શું કરો છો?"

પોતાના પિતાનાં આવાં વચન સાંભળી તે બન્ને પુત્રો અતિ વિનયથી નમન કરીને બોલ્યા—" હે તીર્થરૂપ પિતાજી, પૃથ્વી ઉપર એક શત્રુજિત રાજા છે તેનો પુત્ર ઋતધ્વજ અમારો મિત્ર છે, તેની સાથે રમવાને અમે જઇએ છિયે. પિતાજી, એ રાજપુત્ર અત્યંત ડાહ્યો, સુશીલ અને સદ્ગુણી છે. તેને એવો ઉત્તમ ગુણવાન જાણીને અમે તેને અમારો મિત્ર કર્યો છે. આપ હવે અમને જેવી આજ્ઞા કરો તેમ વર્ત્તવામાં અમે અમારો ધર્મ સમજિયે છિયે."

સારાં માણસનાં છોકરાં પણ સારાંજ નીવડે છે. તે પ્રમાણે આ બન્ને છોકરાઓએ અતિ વિનય પૂર્વક ઉત્તર આપ્યો તે સાંભળી પિતા અશ્વતર અત્યંત પ્રસન્ન થયો. પોતાનાં છોકરાં મીઠું મીઠું બોલે અને સદ્ગુણી નીવડે તે જોઈ કોણ મા બાપને સારૂં ન લાગે? પ્રસન્ન થયેલા અશ્વતરે ઉપરનો ઉત્તર સાંભળી વિચાર્યું કે—" આ છોકરા સારા છે. પોતાના સમાન કુલના રાજપુત્રની સોબતમાં છે એ પણ ઠીકજ છે, પરંતુ મિત્રતા બાંધી છે તેમ તેઓ મિત્રોના ધર્મ બરોબર સમજે કે કેમ, તે પણ જરા તપાસી લઉં; અને સમજતા ન હોય તો સમજાવવાનો આ ઠીક પ્રસંગ પણ પ્રાપ્ત છે." આમ જાણી તેણે સ્વપુત્રોને કહ્યું:—

" હે વ્હાલા પુત્રો! તમે તમારો મિત્ર ધર્મ બરોબર સમજો છો; તમારા જેવા મિત્રથી એ રાજપુત્રને કંઈ લાભ થવો જોઇયે. તે તમે કંઈ આપ્યો છે? તમે આટલા દિવસથી ત્યાં જાઓ છો તેમાં તમે તેનું પ્રિય કર્યું છે?" આ પ્રશ્નો સાંભળી પુત્રોએ જવાબ આપ્યો કે—" હે પિતાજી, એ રાજપુત્રને જે અભીષ્ટ છે તે અમારાથી આપી શકાય તેવું નથી માટે શું કરવું? તેથીજ અમે તેનું અભીષ્ટ પૂરી શક્યા નથી!" આ સાંભળી પિતા બોલ્યો કે "હે પુત્રો! આરટષ્ટિમાં પાર નજ પડી શકે તેવી કેક વાતછે? તમે એક નાગરાજના

પુત્રો થઇ પોતાના પ્રિયમિત્રનું કામ ન કરી શકો એ કેટલી શરમની વાત છે!"

પોતાના પુત્રોમાં જુસ્સો ઉશ્કેરવા ખાતર આ પ્રસંગ લેઈ પિતાએ તેમને ચાનક આપનાર વચનો કહ્યાં. તે બોલ્યો કે—"હે પુત્રો! પૂર્વે ઉત્તાનપાદ રાજાના પુત્ર ધ્રુવે પાર કદી ન પડે તેવું અભીષ્ટ ધારણ કરી તે પણ ઉદ્યોગથી પાર પાડયે રહ્યો હતો, તો એથી આકરું અભીષ્ટ ઋતધ્વજનું તો નહીંજ હોય! માટે નાહીંમત કેમ થાઓ છો!" આ પ્રમાણે પિતાનાં વચન સાંભળી તે બંને નાગપુત્રો કર જોડી બોલ્યા કે "હે પિતાજી, અમારા પ્રિય મિત્રનું જે અભીષ્ટ છે તે આપ કૃપા કરી સાંભળો તો કહિયે." અશ્વતર બોલ્યો કે—"સુખેથી કહો." ત્યારે બંને પુત્રો બોલ્યા—

"એક વાર શત્રુજિત રાજા પાસે કોઈ ગાલવ નામના ઋષિ આવ્યા, તેણે એક અશ્વ રાજા ને આપીને કહ્યું કે—'હે રાજા, એક રાક્ષસ મને બહુ રંજાડે છે, તેના શોકમાં મગ્ન હું એક વાર બેઠેલો હતો તેવામાં અકાશમાંથી આ અશ્વ મને મળ્યો. અશ્વ મળતી વેળાજ આકાશવાણી થઈ કે—આ અશ્વ ગમે ત્યાં જઈ શકછે. કુ એટલે પૃથ્વી અને વલય એટલે ભ્રમણ, એ ઉપરથી આખી પૃથ્વીમાં ભ્રમણ કરી શકનાર આ અશ્વનું નામ કુવલય છે. આ અશ્વ ઉપર બેસીને શત્રુજિત રાજાનો પુત્ર તને રંજાડનાર રાક્ષસને મારશે—આવી અકાશવાણી સાંભળતાંજ હું આ અશ્વને લઇ અહીં આવેલો છું, માટે હે પ્રજાને તથા ધર્મ ને પાળનાર રાજા, તારાપુત્રને મોકલી મારૂ દુઃખ ટાળી આપ.'"

"રાજધર્મ પાળવામાં સુદૃઢ એવા શત્રુજિત રાજાએ ગાલવ મુનિનાં આવાં વચન સાંભળી પોતાના એકના એક અને માંડ પુત્રને રાક્ષસ સાથે યુદ્ધ કરવા મોકલવામાં જરા પણ ખેદ નહિ કરતાં એકદમ પુત્રને આજ્ઞા કરી, અને અમારો મિત્ર તે કુવલયાશ્વપર આરોહણ કરી ગાલવ મુનિનું દુઃખ ટાળવા ચાલી નીકળ્યો."

"ઋતધ્વજ ગાલવ મુનિને આશ્રમેજઇને રહ્યો, અને ઋષિ સંધ્યા કરવા બેઠા તે સમયે વરાહનું રૂપ ધારણ કરી રાક્ષસ દુઃખ દેવા આવ્યો

જેવો તે આવ્યો તેવુંજ ઋતધ્વજે તેને બાણ માર્યું. બાણ સહિત તે વરાહ ત્યાંથી નાસવા લાગ્યો અને રાજપુત્ર પણ તેની પાછળ કુવાલયાશ્વપર આરોહણકરી પડયો. અરણ્યમાંથી નાસતો નાસતો તે વરાહ એક ગુહામાં પેસી પાતાલમાં ચાલ્યો ગયો અને તેની પાછળ અશ્વ સહિત રાજપુત્ર પણ પેઠો; પરંતુ અંદર જઈ જુવે છે તો તેની દૃષ્ટિએ વરાહ પડયો નહિ. તે તો કોણ જાણે કયાં એ ચાલ્યો ગયો. રાજપુત્ર તો ગુહામાં ફરતો ફરતો આગળ જાય છે તો એક અતિસુંદર નગરી તેને જોવામાં આવી. એ નગરી ઘણી સુશોભિત તથા જોવાલાયક હતી. આવી સુંદર નગરી જોઇ તે રાજપુત્ર તેમાં ગયો, પરંતુ અંદર પ્રવેશ કરતાં તેને અત્યંત આશ્ચર્ય થયું કે એ નગરીમાં તેણે કોઈપણ વસતી દીઠી નહીં. આખી નગરી શૂન્ય મનુષ્ય રહિતની જોઈ સાશ્ચર્ય થઇ આગળ જાય છે તો તેણે એક સ્ત્રીને જોઇ. એ સ્ત્રીને 'તમે કોણ છો' એમ રાજપુત્રે પૂછ્યું, પરંતુ તે સ્ત્રીએ તો તેને કશો ઉત્તર નહીં આપતાં પાસે એક અતિ સુશોભિત મહાલય હતું તેમાં ગઈ. આ જોઈ તે રાજપુત્ર પણ અશ્વને નીચે બાંધી પોતે તે મહાલયમાં પેઠો. અંદર જઇ જુવે છે તો એક સુવર્ણમય પલંગ ઉપર શોળ વર્ષની કુમારિકા બેઠેલી દીઠી. અને તેની પાસે પેલી પ્રથમ દેખાયલી સ્ત્રી ઉભી હતી."

રાજપુત્રનું અત્યંત મનોહર રૂપ જોઈ તે બાલા કામાસક્ત થઇ, અને તેના મુખ ઉપર આસક્તિનાં ચિન્હો કોતરાતાંજ તે લજ્જા પામી ગઇ અને મૂર્ચ્છા પામી પલંગપર પડી ગઈ. આવી રીતે પરવશ થઈ પડેલી તે બાલાને કેટલીક વારે ભાન આવતાં ઉઠી બેઠી થઇ ત્યારે રાજપુત્રે તેને મૂર્ચ્છા આવવાનું કારણ પૂછ્યું. આ પ્રશ્નોનો ઉત્તર લજ્જાવશ બાલા શી રીતે આપી શકે! આથી તેણે પોતા પાસે ઉભેલી સ્ત્રીને સાનમાં સમજાવી અને તેથી તે સ્ત્રીએ રાજપુત્રને તેના પ્રશ્નનો ઉત્તર આપી કહ્યું કે:—'અમારાં બાઈ આપને જોઇ આસક્ત થયાં છે,' પછી તે સ્ત્રીએ તેને કહ્યું કે:—'દેવલોકમાં વિશ્વાવસુ નામનો ગંધર્વોનો રાજા વસે છે. તેની આ પુત્રી છે. તેનું નામ મદાલસા છે. એક સમયે વજ્રકેતુ નામના રાક્ષસનો પુત્ર પાતાલકેતુ, કે જે પાતાલની મધ્ય ભાગમાં રહે છે તે તેને હરી ગયો અને તેને અહીં લાવીને તેણે

શખેલી છે. એ રાક્ષસ આ બાઇ સાથે આવતી ત્રયોદશીને દિવસે લગ્ન કરનાર છે. આને માટે દુઃખથી પીડાતી આ બાઇ આપઘાત કરી મરી જવાને તત્પર થઇ, ત્યારે કામધેનુ એ તેને અટકાવીને કહ્યું કે —તું મરીશ નહીં. એ રાક્ષસને વીંધનાર મનુષ્ય તને પરણશે—આવાં કામધેનુનાં વચનથી શાંત થયેલી અમારી આ સખિએ પ્રાણત્યાગ કરવાનું બંધ રાખ્યું છે અને આપની રાહ જોઈ તે બેઠેલી છે. હું તેની કુંડલા નામની દાસી છું. હું વિંધ્યાચલની પુત્રી તથા પુષ્કરમાલી ગંધર્વની સ્ત્રી છું. મારા પ્રિય પતિને શુંભ નામના રાક્ષસે મારી નાખવાથી હું વિધવા થઇ, તેથી હું તીર્થે તીર્થે ફરતી ફરૂં છું; પરંતુ મારી આ સખી સાથેના અત્યંત પ્રેમને લીધે હાલ હું પણ અહીં તેની સાથે રહું છું. થોડા સમય પહેલાં પાતાલકેતુ દૈત્ય વીંધાયો, એમ અમને માલમ પડતાં કોણે વિંધ્યો તેની તપાસ કરવા માટે હું બહાર ગઇ તો તમને જોયા. આથી હું મારી સખીને ખબર આપવા હર્ષભેર અંદર આવતી રહી, તેવામાં આપ પણ અત્રજ પધાર્યા. હવે મારી આ પ્રિય સખી તો આપને જોતાંજ પરવશ થઇ પડેલી છે. કામધેનુના વચન પ્રમાણે તો તે તમારી સ્ત્રી થઇ ચૂકીજ છે. આ પ્રમાણે અમારી કથા છે, હવે આપ કોણ છો તે કૃપા કરી કહેશો, એમ આશા છે.' આ પ્રમાણે સખીનાં વચન સાંભળી ઋતધ્વજે પણ પોતે કોણ છે અને અત્ર કેવી રીતે આવ્યો તે સર્વ વૃત્તાંત તેમને યથાસ્થિત કહી સંભળાવ્યો."

"આથી તે સ્ત્રી બોલી કે 'કામધેનુએ કહેલ પુરૂષ આપજ છો, માટે જેમ કાંતિ ચંદ્રને, તેજ સૂર્યને, વૈભવ પુણ્યશાલીને, ધૃતિ ધીરને તથા ક્ષમા ઉત્તમ પુરૂષને પામીને શોભે છે, તેમ મારી આ સખી પણ આપને પામીને સ્થિર થવા ઇચ્છે છે.' આમ કહી તે સ્ત્રીએ ગંધર્વોના કુલગુરૂ તુંબુરૂનું ધ્યાન કર્યું, એટલે તે ત્યાં આવ્યા. પછી તેમણે તેમને બંનેને વિધિવત્ પરણાવ્યાં અને તે પાછા સ્વસ્થાનમાં ગયા. આ પછી તે દાસી તેમને બંનેને પતિપત્નીના ધર્મો સમજાવીને પોતે તપશ્ચર્યા કરવાને ચાલી નીકળી."

(અપૂર્ણ.)

# સ્ત્રી કેળવણી.

( સભેલું )

यत्रनार्यस्तु पूज्यंतेरमंतेतत्रदेवताः॥

ચાલતા કાળમાં સ્ત્રી કેલવણીની ખાસ જરૂર છે એમ તો દહાડે દહાડે લોકોની ખાત્રી થતી જાય છે તોપણ ખુણે ખાંચરેના અજ્ઞાન ભોળા લોકો એ સ્ત્રીકેલવણીની વિરૂદ્ધ છે. સ્ત્રીકેલવણીનો ફેલાવો જોકે દિન પ્રતિદિન વધતો જાય છે. તોપણ ઘણો ભાગ તેથી બીલકુલ બેનસિબ રહેલો છે, ખરૂં છે કે દહાડે દહાડે કન્યાશાળા વધતી જાય છે.વર્તમાન પત્રો વાંચતા વખતો વખત સ્ત્રીકેળવણીના વધારાના ખબરથી આપણે આનંદદિત થઇએ છીએ તો પણ આપણને અતિશય હરખાઈ જવાનો સમય હજુ ઘણો દૂર છે. હિંદુસ્તાનની વસ્તીના પ્રમાણમાં સ્ત્રી કેલવણીનો વિસ્તાર હાલમાં સાગરમાં ખાબોચીયાં જેટલો છે. એમ જાણી આપણે અસંતોષી થવું જોઈતુ નથી, પણ ખંતથી આગ્રહથી તે વધારવા પાછળ મંડયાં રહેવું જોઇએ છે.

દેશની અબાદીનો પાયો સ્ત્રી કેલવણી ઉપર રચાએલો છે એમ સર્વાનુમતે નહીં તો વધુમતે વિદ્વાનોના મતથી સિદ્ધ થએલું છે. શાણી માતાઓથીજ થતી પ્રજા કુશળ અને સુજ્ઞ થાયછે. એ નિર્વિવાદ અનુભવ સિદ્ધ છે પ્રાચિન કાળના લોકોનાં પૂરાં ચરિત્ર સચવાએલાં નથી એટલે જોઇએ તેટલા દાખલા મળી શકતા નથી પણ કૌશલ્યા આદિ માતાઓની કુશળતાથી રામચંદ્રજી જેવા સુશિક્ષિત બાલકો થયાના દાખલાઓ છે. પાંડવોમાં કુંતાજીએ કુશળતા મુકી હશે એમ માનવામાં આપણે અતિશયોક્તિ કરતા નથી. અભિમન્યુમાં સુભદ્રાનું શૌર્ય ઉતર્યું હોય તો તેમાં નવાઇશું ! ઘટોત્કચમાં હિડિંબાના અંશ કાં ન ગણાય ? ઈતિહાસ વાંચનાર જાણે છે કે લડાઈમાંથી પાછા ફેરલા ઠાકોરને જોઈ 'અરે દાસી કડછી ઠોક નહીં કેમકે ઠાકોર બ્હી જશે' એવું વ્યંગમાં બોલવા વાળી બહાદુર રજપુતાણીયો હતી ત્યાં સુધી રજપુતસ્થાનમાં ઇસ્લામની ધ્વજા ફરકવા પામી નહોતી અને આ વાત મશહુરછે કે, જીજીબાઇના જુસ્સાથી-

જ શિવાજીએ ઓરંગજેબને હંફાવ્યો હતો એટલુંજ નહીં પણ ખરૂં કહી એતો જીજીબાઇના ઉત્સાહથીજ મરેઠી રાજ્ય ઉભુંથયું હતું.

એક કેળવાએલી માતા પોતાના બચાંને બેમૂલ ફાયદા કરી શકે છે, અને તેના સેંકડો દાખલા યુરોપમાં પણ મળી આવે છે. સ્ત્રી કેલવણીની જરૂર સઘળી પ્રજામાં અને સઘળા કાળમાં છેજ એમ કેહેવામાં કાંઇ હદ બહાર જવાતું નથી. ભૂતકાળ કરતાં વર્તમાન અને ભવિષ્ય કાળમાં સ્ત્રી કેલવણીની વધારે જરૂર છે અને તેનાં સ્ફુટ કારણો છે. જે કાળમાં આપણી ચોથી પાંચમી પેઢીના વડવાઓ પાટીપર ધુળનાખી વતાણેથી ભણતા હતા, જે કાળે થોડા દેશી હીસાબની રીતિ અને અક્ષર લખતાં આવડે ભણતર પુરૂં ગણાતું હતું, જે કાળે થોડા ઘણા સાચા ખોટા શ્લોકમાં શાસ્ત્ર શિક્ષણ સમાપ્ત થતું હતું, જે કાળે રૂઢીમાં રૂઢ થએલ બ્રાહ્મણોની જીભ ન્યાય હતો,* જે કાળે હાલનું ગુજરાતી ચોથા ધોરણના વિદ્યાર્થી જેટલું જાણનાર વિદ્વાન ગણાતા હતા, જે કાળે થોડી ફારસી બોલી જાણ્યે મુનશી આદિ ખેતાબ મળતા હતા, જે કાળે લોકો પોતાના જાન માલ ધાસ્તીમાં ધારતા હતા, જે કાળે ન્યાય પદ્ધતિનું નામ નહોતું, જે કાળે મારે તેની તરવાર હતી, જે કાળે સરસ્વતિ વિદેશની યાત્રા કરવા સીધાવી હતી, જે કાળે રૂઢીના રાજ્યમાં વેહેમ દેવની આણ ફરતી હતી, જે કાળે અબળાઓને છુટ આપવાના બીલકુલ રસ્તા ન હોતા †, જે કાળે સૌસૌના ધંધા ઉપ્રાંત વધુ કેલવણીની જરૂર મનાતી નહી, જે કાળે પોતાના ધંધાનું અધ કચરૂં જ્ઞાન મેળવ્યે જ્ઞાનની સમાપ્તિ થતી હતી, જે કાળે સરસ્વતિની શ્રેષ્ઠતા લોકો સમજતા નહોતા, જે કાળે ખંડખોરા લુટારૂ ધાડ પાડુ વીગેરેની ધાસ્તી હતી, જે કાળે સ્ત્રીનો દરજો છેક નેષ્ટ વર્ગનો ગણાતો હતો, જે કાળે સુધરેલી પ્રજાનો હાલના જેટલો સંસર્ગ નહોતો, જે કાળે કુટુંબનું પોષણ કરતાં આવડ્યે સંસાર-

---

* એવું હાલ વિશેષ છે તેવુ પૂર્વે ન હોતું. પૂર્વે બ્રાહ્મણોની સત્તા વિશેષ હતી તેપણ બ્રાહ્મણો એવેળા હાલના જેવા અજ્ઞાન અને ગેર વ્યાજબી રૂઢીને ચલાવનારા ન હોતા. તંત્રી.

† આ વિષયને મથાળે મૂકેલ શ્લોકાર્દ્ધ મહાત્મા મનુનો છે. એપરથી પ્રાચીન કાળમાં સ્ત્રીઓનો મરતબો હાલનાથી મોટો ગણાતો હતો, એટલે હાલના કાલથી એ કાલ વધારે સારોજ ગણાવો જોઇએ. તંત્રી.

સાગર ઉલ્લંઘી ગયા સમજાતું હતું, જે કાળે લગ્ન મરણ વગેરે કર્યેજ મોટા ખપતા હતા, જેકાળે રૂઢી વિરૂધ આચરણ કરનારને માટે હાલના જેટલાં સાધનો નહોતાં, સખ્ત શિક્ષા ખમવી પડતી હતી અને જે કાળે લોક વલણ જુદા પ્રકારનું હતું, ત્યારે તેઓએ સ્ત્રી કેલવણીની જરૂર ન માની હોય તો તે બનવા જોગ છે. ખરૂં છે કે તેઓનો સંસાર આપણા હાલના સંસાર કરતાં વધારે સુખી હતો તો પણ વખતની સાથે પ્રજામત ફરતાં તેઓની રીતનું અનુકરણ કરવું હાલમાં આપણને યોગ્ય લાગશે નહી. જ્યારે તેઓ સ્ત્રીઓને લાજ કઢાવતા હતા ત્યારે આપણે તે રીવાજ કાઢી નાખવામાં માન સમજિએ છિયે, જ્યારે તેઓ વડીલ પુરૂષો સમક્ષ સ્ત્રીઓએ બોલવું અપમાન ભરેલું માનતા હતા, ત્યારે આપણે સ્ત્રીઓને જાહેર પુરૂષ મંડલીમાં ભાગ લેતી જોવા ઈચ્છિયે છિયે, અને જ્યારે તેઓ કુટીલ સ્ત્રીઓને ધાકમાં રાખવા યત્ન કરતા હતા ત્યારે હાલમાં સ્ત્રીપર હાથ ઉગામવા જેવા કાર્ય માટે બાહોશ સત્યવક્તા મી. જીન્સીવાલાને પ્રોફેસરનો હોદ્દો છોડવો પડયો છે. * જ્યારે તેઓ સ્ત્રીને સ્ત્રીજ રાખવા માગતા હતા ત્યારે આપણે મી. ગ્લાડસ્ટનના કહેવા મુજબ સ્ત્રીને ડાઢી વગરનો પુરૂષ બનાવવા ઈચ્છિયે છિયે, અને જ્યારે તેઓ સ્ત્રીઓનો સંસારી દરજ્જો પુરૂષ કરતાં સહજ ઉતરતો સમજતા હતા ત્યારે હાલ આપણે તેનો ચહડીયાતો થતો † જોઈયે છિયે.

જમાનાને અનુસરતા કેળવાયલા વિદ્વાન બુલંદ વિચારોથી સભાઓ ગજવી મૂકતા હોય, દેશહિત સારૂ મંડલીઓ સ્થાપન કરતા હોય, લોકોમાં માન મરતબો ભોગવતા હોય, સરકારના રૂડા ખેતાબથી શોભતા હોય અને જેનાં વિદેશમાં કીર્તિના ઝરણો વેહતાં હોય પણ ઘેર આવે ત્યારે કર્કશા નહીં તો ચાલતા કાળના પવનથી તદન બે નશિબ રહેલી અબળાનાં અવિવેકી વચન સાંભળવાં, એ રીત અમેતો કદી પણ પસંદ કરવાના નથી અને કોઇ પણ સુજ્ઞજન પસંદ કરશે નહી.

---

* આબધા પ્રાચીન અને હાલના વિચારોની તુલનામાં અમને પ્રાચીન રિવાજો સાથે આદિના વિરૂધ યોગ્ય હતા એમ લાગે છે, અને લેખકનો વિચાર પણ તેને અનુકૂળજ ભાસ્યાપ છે. તંત્રી

† હાલ અતિયાનો થાય છે કે કેમ એ સવાલ છે. તંત્રી.

જતે અમુક સ્ત્રી ભલા ખવાસની હોય પણ કેલવણી વિના તેના તે ગુણ દીપી શકતા નથી. હું એમ નથી કહેતો કે કેલવણી રહિત મનુષ્યો ઉત્તમ લાગણીઓ રહિત હોય છે, અથવા કેળવાએલા સર્વે ઉમદા ખવાસનાજ હોય છે. પણ એટલું તો ચોકસ છે કે કેળવાએલાં મનુષ્ય સાર અસાર શોધી શકે છે. અને દ્રઢ મનથી ધારે તો કેટલીક બદ શક્તિઓને હરાવી હાંકી કાહાડે છે. ભલી લાગણીના અજ્ઞાન મનુષ્યોથી કેલવણીની ખામીને લઇ કેટલાંક ખોટાં કૃત્ય બનતાં જાય છે. જેમકે કેળવાએલી સ્ત્રી જ્યારે પાતિવ્રત વાપરવા જરૂર અને પોતાનો ધર્મ સમજે છે. ત્યારે અભણ સ્ત્રી મગરૂરીને ખાતર પાતિવ્રત સાચવે છે. તુંડ સ્વભાવની પણ પંડિતા પત્ની જ્યારે પ્રસંગ પડતાં મનુષ્યોને માન આપવા બંધાએલી સમજે છે, ત્યારે ભલા ખવાસની પણ અભણ ભોળી ભલી ભામિની તેમ કરતાં તેઓ ઉપર એહેસાન કરવાનું ધારી લે છે. જ્યારે એક પહોંચેલી અને શીખેલી સ્ત્રી પોતાના બચાંને સારી કેલવણી આપવા યત્ન કરે છે ત્યારે એક ભલી લાગણીની પણ અભણ સ્ત્રી અજ્ઞાનતાથી પોતાનાં બચાંને ખોટાં લાડ અને તે વાજબીજ કારણથી ચોકસ ખામીઓ વાળાં બનાવી મેલે છે.

યુરોપીયનોના ઉપરના ભભકાનુ અનુકરણ કરનાર આપણા હાલના પ્રપંચી યુવાનીયાને રૂઢીની ઘરડમાં ઘસડાવા વાળી શાળાનુ મુખ નહી જોએલ ભોળી સુંદરી સંતોષ આપી શકશે ! પુરા પચાસ સુધી પણ ગણતાં ન આવડે એવી ડાહીબાઈ સુધરેલી દુનિયાંનું શુ સુખ આપી શકશે? અને ભણવામાં દોષ માનનારી માનિની પોતાના બચાને શું કેલવણી આપી શકશે.

હવે સવાલ ઉઠે છે કે શું અભણ સ્ત્રી બચાંને કેલવણી નહી આપી શકે? આજ સુધી ભણેલી સ્ત્રીઓ કયાં હતી અને કયાં છે. આજ સુધી એવી અસુધરેલ સ્ત્રીઓ સાથે ભર્ત્તારોને કેમ ચાલ્યું અને હવે તેઓને આ માટે એવી સ્ત્રીઓથી સંતોષ નથી મળતો ! આપણે ઉપલા સવાલ પુછનારાઓએ કેલવણી ખાતાંના દફતરનું અવલોકન કરવું જોઈએ. ભૂતકાળની અને વર્તમાન કાળની સરખામણી કરવી જોઈએ અને ઉપરની પ્રજાનુ વલણ જાણવું જોઇએ.

દુનિયાંદારીમાં કામ લાગતું વ્યવહારોપયોગી જ્ઞાન વધારે નહીં તો જરૂર જેટલું તો દરેક મનુષ્યને મળવુંજ જોઇએ. આ ઉપદેશ હાલની

હાલતે પહોચ્યો તેના જે કાંઈ કારણો હોય તેમાં સ્ત્રી કેલવણીની ખામી પેહેલા વર્ગમાં પેહેલો નંબર મેળવશે. કેલવણીની ખામીથી સ્ત્રીઓની કેવી દયામણી હાલત થઇ પડીછે તેનો ખરો ખ્યાલ આપવાને મારી નાખેશ કલમ તાકાત ધરાવતી નથી અને સેંકડો સુજ્ઞજન ઉમરની ઉમર જતાં પણ તેનું સંપૂર્ણ ચીત્ર પાડી શકશે નહી. *

એક ઝીણી નજરની સ્ત્રી પાડોશણને જરૂરની વખતે ઘરમાં પડેલું શ્રીફળ અચકાતે અચકાતે ઉછીકું આપશે પણ તેની પાસેથી પાછું લેતાં જરા નાનુ આપ્યું એમ માની અરધો કલાક તેની સાથે જીદ કરશે, આગલી પાછલી ગઇ ગુજરી યાદ કરી આપશે, કેટલાંક લાગતા વચનો પોતે પણ સાંભળશે, પ્રસંગ પડયો યાદ દેવા હૃદયની ચોપડીમાં જીંદગી સુધી તે નોંધ નોંધી રાખશે અને બૈરાંઓની સભાને અમુક દીવસ સુધી ચર્ચા ચલાવવાનું એક કામ મળશે. કોઈ ફેરીયો પાવલાની વસ્તુ ત્રણ રૂપીએ આપી જાય તો તેની ફીકર નહી, કારણ અમને તેના ભાવની શું ખબર એ જવાબ હાજરજ હોય પણ પેલી પાડોશણ એક આખી અરધી ઓછીનું નાળીએર આપી જાય એ વાશીદાંમાં સાંબેલું કેમ જવા દેવાય? છોકરો પરિક્ષામાં પાસ થઈ બાપને પુસ્તકો લેવા કહે એટલે મા કહે કે પીટયો મેંતાજી તે એવો કોણ મૂવો છે. મુવો ખાલી ખાલી ખરચ કરાવ્યા કરે છે હજુ હમણા ચાર મહીના ઉપર ચોપડી લીધી હતી તે કયાં ગઈ તું પણ કોણ જાણે કોણ જેવો જાગ્યો છે. ચોપડાં તે કેટલાંક જોઇએ! છોકરીને રમાડવાનું કહું તો ભણવા ભાગી જાય ને ચોપડાં લેવા માટેતો તૈયાર. અંતે છોકરાને રડાવી કોચવી અભ્યાસમાં પછાડી પાડી બે ત્રણ અઠવાડીયે પુસ્તકો મંગાવી આપે છે. પોતે કાંઈ વ્રત કર્યું હોય તો તે ઉજવવા ધણીની તાકાત ન હોય તો પણ સગાંવ્હાલાં અને બ્રાહ્મણોને જમાડવા જોઇએ પણ એતો વાજબી ખરચ છે દુનિયાંમાં આવીને લાણ લેય નહીં ત્યારે જીવવું શું કામનું! છોકરો ભણે નહીં તો શું થઈ ગયું! શું નથી ભણતાં તેનું નથી ચાલતું! ચોપડીયોનો ખાલી ખર્ચ ઘડીકમાં કરી દેવાય કે!

(અપૂર્ણ.)

*અભણસ્ત્રીઓ પોતે એટલી બધી દુઃખદાસ્થતિ પોતાની માનતી હોય એમ તો જણાતું થી. લખનાર પોતાના કદ્દગારોના ઉભરામાં આગળ વધી જાય છે. તંત્રી.

# सभ्यासभ्य विवेक

(મળેલું.)

મનુષ્યના ગૌરવનું મૂળ અથવા મનુષ્યત્વનું મુખ્ય કારણ સભ્યતા છે. સભ્ય કિંવા ઉન્નત બનવું એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. ત્યારે સહજ પ્રશ્ન થશે કે 'સભ્યતા કોને કહેવી?' સભ્યતા એ કોઈ વસ્તુ કે ગ્રન્થ નથી. કેટલીક બાબતોમાં હિંદુ પ્રજા જેને સભ્યતા કહે છે તેજ રૂપ કિંવા વસ્તુને પાશ્ચાત્ય સુધારાવાળાઓ અસભ્યતા કહે છે. તેવીજ રીતે ભિન્ન ભિન્ન ધર્મના નિયમ પ્રમાણે સભ્યતા વિષે અનેક મતભેદ પડે છે. ત્યારે અત્ર એવો પ્રશ્ન થાય છે કે પ્રાકૃતિક સભ્યતા ક્યા પ્રકારની છે! અને ત્હેના મુખ્યત્વે કરીને કયાં લક્ષણ છે!

સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરતાં જણાય છે કે પ્રાકૃતિક અવસ્થા એટલે પ્રકૃતિને આધીન થવું તે અસભ્યતા અને અપ્રાકૃતિક અવસ્થા અથવા પ્રકૃતિને નિયમમાં રાખવી તે સભ્યતા છે. સ્પષ્ટ રીતે એટલું કહી શકાય કે જે સમય પર્યન્ત જે મનુષ્યો પ્રાકૃતિક અવસ્થામાં રહે, અનાવૃત સ્થાનમાં રહે, ફલ મૂળકંદનો આહાર કરે કે ઇચ્છાનુસાર વિચરણ કરે, તે સમય પર્યન્ત પ્રકૃતિનો નિગ્રહ કરી નિર્માણ પૂર્વક રહી શકે છે તે મનુષ્યો તેમજ જે લોકો દ્રવ્ય રક્ષણ કરે છે, અને જે ઇંદ્રિય દમન કરી નિર્દિષ્ટ સ્ત્રીનો ત્યાગનહિ કરીને અન્ય સ્ત્રીને ગ્રહણ કરતા નથી તે સભ્યછે. પ્રત્યક્ષ સિદ્ધ છે કે જે સમય પર્યન્ત પ્રકૃતિને નિયમમાં રાખી શકે તે સમય પર્યન્ત સર્વ મનુષ્ય સભ્ય છે, અને જે સમય પર્યન્ત પ્રકૃતિને આધીન રહે છે તે સમય પર્યન્ત તે અસભ્ય છે.

જે પર્ણ કૂટીમાં નિવાસ કરી રહે છે તે સભ્ય છે, અને જે દૃઢ અટ્ટાલિકા નિર્માણ કરી રહે છે તે પૂર્ણ સભ્ય છે. વળી લૌકિક દૃષ્ટિમાં જે નગ્ન રહે છે તે અસભ્ય છે, પણ જે અંગ પર વલ્કલ ધારણ કરે છે તે અસભ્ય છે, અને જે શિલ્પજાત વસ્ત્રનું પરિધાન કરે તે પૂર્ણ સભ્ય છે. જે અરણ્યમાં રહી ફલ, ફુલાદિકનું ભક્ષણ કરે છે તે સુધાર-

કોની દૃષ્ટિમાં અસભ્ય છે. કૃષિ જાત વર્ગો કે જે વ્યયસાધ્ય છે તે પાલન કરનાર સભ્ય છે, જેના હૃદયમાં સ્ત્રી ગ્રહણ કરવાની ઈચ્છા છે તે અસભ્ય છે, અને જે જીવન પર્યન્ત ખરો દામ્પત્ય પ્રણય રાખી વિવાહનું દૃઢ બંધન જાળવી શકે છે તે પૂર્ણ સભ્ય છે. જે કેવળ પોતાનું ભરણ પોષણ કરે છે તે અસભ્ય છે. જે સ્ત્રી પુત્રાદિકનું સારી રીતે ભરણ પોષણ કરે છે તે સભ્ય છે, અને જે સર્વ પ્રણીઓનું લાલન પાલન કરવાના પ્રયત્નમાં પ્રવૃત છે તે પૂર્ણ સભ્ય છે. જે કેવળ પોતાના દુઃખને માટે સદા ચિન્તિત રહે છે તે અસભ્ય છે. જે પોતાના દેશના તેમજ પ્રદેશના લોકોની ચિન્તા કરે છે તે સભ્ય છે, જે સર્વ પ્રાણીઓને આત્મવત્ માને છે તે પૂર્ણ સભ્ય છે. જે પ્રણયને લીધે પ્યાર યોજે છે તે અસભ્ય છે, પણ જે કર્તવ્ય સમજી પ્યાર યોજે છે તે સભ્ય છે. જે પોતાને માથે જ્યારે દુઃખનું વાદળું ગગડી ઉઠે તે સમયે રૂદન કિંવા કલ્પાન્ત કરે છે, અને સુખની પ્રાપ્તિ થાય ત્યારે જેની મુખમુદ્રા પર સ્મિતહાસ્ય ચળકે છે તે અસભ્ય છે. જે ક્રોધવશ બની લાલ થઈ ગર્જના કરી ઉઠે છે તે અસભ્ય છે, પણ જે ક્રોધ નિવારણ કરી શકે છે તે સભ્ય છે તેમજ જે ક્ષમાવાન છે તે સભ્ય છે.

આ પરથી સમજવામાં આવશે કે જે કાર્ય પ્રકૃતિને આધિન છે તે બહુધા અસભ્ય છે, અને જે કાર્ય પ્રકૃતિને આધીન નથી તે સભ્ય છે. પ્રાકૃતિક કાર્ય કરવામાં મનુષ્યને શ્રમ કરવો પડતો નથી, પણ જે અપ્રાકૃતિક કાર્ય છે તે મનુષ્યના યત્નદ્વારાએ સિદ્ધ થાય છે. જે મનુષ્ય જેટલું બુદ્ધિ કૌશલ્ય કિંવા શિલ્પ નૈપુણ્ય પ્રકાશિત કરી શકે છે તે તેજ પ્રમાણમાં ઉત્તમ કાર્ય કરવા સમર્થ બને છે. ઉત્તમ કાર્ય કરવામાં બુદ્ધિ ચલાવવી પડે છે અને તેની સાથે વિશેષ પરિશ્રમ કરવો પડે છે. આ કારણને લીધે સર્વ મનુષ્ય ઉત્તમ કાર્ય કરી શકતા નથી. આથી જે જેટલું કરી શકે છે તે તેટલા પ્રમાણમાં સભ્ય છે. આ પ્રમાણે અનેક કારણોને લીધે પ્રાકૃતિક અસભ્યતા અને અપ્રાકૃતિક સભ્યતા છે.

તોપણ કેટલાક પ્રાકૃતિક વિષયમાં અસભ્યતા મનાતી નથી મનુષ્યની આહાર નિદ્રા પ્રાકૃતિક છે, અને ઉપર લખેલ નિયમાનુસાર જ્યાં સુધી નિદ્રા લેછે કિંવા અન્નાહાર કરેછે તે અસભ્યતા નથી; તો પણ

આહાર કિંવા નિદ્રાનો પરિત્યાગ યોગીઓ કરે છે તેઓ સભ્ય છે. અર્થાત્ કેટલાક પ્રાકૃતિક વિષયોનું આચરણ અસભ્ય ગણાતું નથી.

પ્રકૃતિથી વિરૂદ્ધાચરણ કરવું એ કેવળ અસંભવિત નથી તો પ્રકૃતિને વશ કરી શકાય તેટલું સારૂં છે. જનસમૂહમાં ખોટું ન લાગે તેવી રીતે પ્રકૃતિને અધીન વર્ત્તાવી જે શુભાચરણ કરવામાં આવે તેજ હિતકર ખરી સભ્યતા છે.

સૂક્ષ્મ રીતે વિચારતાં માલુમ પડે છે કે મનુષ્ય નિર્મિત કોઈ પદાર્થ અકૃત્રિમ નથી સર્વે પદાર્થ ઇશ્વર નિર્મિત જછે તો તેમાં કંઇ બાધ નથી, પણ તેમાં માણસો કલ્પનામિશ્રણથી ફેરફાર કરે તે પદાર્થ કૃત્રિમ છે. મનુષ્ય જેજે કરે છે તે પ્રાકૃતિક શક્તિનો પ્રભાવ છે. પ્રકૃતિથી વિરૂદ્ધ કરવુ એ મનુષ્યને શ્રમ સાધ્ય છે. જીવન રક્ષાને માટે આહાર નિદ્રાની અત્યન્ત આવશ્યકતા છે. જો ત્હેનો નાશ કરવામાં આવે તો મનુષ્યના પ્રાણનોનાશ થાય. માટે માત્ર પ્રકૃતિનું વશ થવું અને લોકોને અનુકૂલ રહેતાં સદાચરણ તેજ સભ્યતા છે.

---

# मित्रता—स्नेह.

કેટલાક સારા સાક્ષરો કોઈપણ માણસનો અતિ સંસર્ગ ઇચ્છતા નથી, પણ તેઓ તેથી દૂર--અલગ રહેવાને વધારે ઈચ્છે છે. તેમની આવી વર્ત્તણુક ને સાધારણ લોકદૃષ્ટિ દાંભિક તથા અભિમાની ગણે છે અને તેમને એકલપેટા કહેવામાં આવે છે. પરંતુ સાધારણ બુદ્ધિના લોકોનો આવો અભિપ્રાય જેમ સાધારણ રીતે હોય છે, તેવીજરીતે વિદ્દ્વર્ગના લોકોમાંનો ઘણો ભાગ ઉપર જણાવેલી વર્ત્તણુક ને પસંદ કરનારો પણ સાધારણ રીતેજ હોય છે. આ ખરેખર વિચિત્ર છે! તેનુ કારણ શું હશે? શું તેઓ માનવ જાતિનેજ ધિઃકારતા હશે! કે શું તેમની વિદ્યામાં દયાનો અવકાશજ નહિ હશે; પરંતુ સૂક્ષ્માવલોકનથી જણાય છે કે તેમાં તેમનો કશો દોષ હોતોજ નથી. તેમનામાં અત્યંત દયા હદ ઉપરાંત હોવાથીજ તેઓ એવા થાય છે. તેમણે સ-

ષ્ટિનો એટલો બધો અનુભવ મેળવેલો હોય છે કે સૃષ્ટિનું દુઃખ ન જોઈ શકવાથી તથા પોતે તે ટાળી નાખવાને પૂરતા સમર્થ નથી હોતા તેથીજ ઉભરાઇ જતી દયાના પરિણામમાં તેઓ એવા થઈ જાય છે.

આમજ જો હોય તો પછી દુનિયાંમાં મિત્રતા કે સ્નેહ હોયજ નહિ! પણ તેમ નથીજ. સૂક્ષ્મ રીતે અવલોકન કરતાં જણાય છે કે તેઓ મિત્રતા રાખે છે, તેમને સ્નેહ પણ હોય છે, પરંતુ તેઓ સ્નેહ યોગ્ય કે મિત્રતાની યોગ્યતા તપાસે છે અને તે મધ્યેથીજ સંસર્ગ રાખે છે. મિત્રતાની ખરે ખરી સર્વને જરૂર હોય છે, પરંતુ યોગ્યતા અને મળતાપણા વિના તે જામતી નથી. સુખદુઃખમાં દિલાસા રૂપ તથા આનંદ આપનારજ ખરો મિત્ર છે. એ મિત્રની યોગ્યતાની પરીક્ષા ખરેખર તો આપત્તિકાળમાંજ થાય છે. અંગ્રેજીમાં એક કહેવત છે કે:—

"A friend in need is a friend indeed."

જરૂરી પ્રસંગે જે કામ આવે તેજ ખરો મિત્ર છે. મિત્રતા જનમંડળને બહુજ અગત્યની છે. એથી સ્નેહમાં અભિવૃદ્ધિ થાય છે, અને અંતે સુખ મળે છે. એક અંગ્રેજ કવિ મિત્રતાના સંબંધમાં જે કહે છે તેનો ભાવાર્થ નીચેના પદ્યમાં આપેલો છે:—

**વસંત તિલકા. ***

રે મિત્રતા, તું મનને હરે છે,
નિરાશ મીઠી રહી તું કરે છે;
આવે જનોને પળ અંતનીજો,
થાએ અતી દુઃખ મને ખરેતો.

---

* Friendship, thou charmer of the mind,
Thou sweet deluding ill;
The brightest moments mortals find,
And sharpest pain we feel.

Eate has divided all our shares—
of pleasure and of pain;
In love, the Friendship and the cares,
Are mixed and join'd again.

DR. WATTS.

પ્રારબ્ધ વેચી જનનેજ આપે,
સુખો તથા દુ:ખ તણા વિભાગો;
સ્નેહે વળી મિશ્રજ મિત્રતાને—
સંભાળએકત્રજ બેય સાથે!

આ વચન ઉપરથી કવી મિત્રતાને ધિક્કારે છે એમ સમજવાનું નથી, પરંતુ અત્ર મિત્રતા શબ્દથી સંસારાસક્તિ લીધેલી છે, અને આસક્તિથી મોહ થાય છે, ત્યારે પ્રાપ્ત વસ્તુના વિયોગથી તે વસ્તુ પર મુગ્ધ પુરૂષને દુ:ખજ થાય છે. પણ એ ઉપરથી મિત્રતાને કશો બાધજ નથી. આ દુનિયાંના વ્યવહારનો ત્યાગજ કરનાર ને પણ પ્રારબ્ધ કેવળ છોડતું નથી. પ્રસિદ્ધ કવિ વિશાખદત્ત પ્રણીત મુદ્રારાક્ષસનું વાક્ય પરમ સત્ય છે કે:—

प्रारब्धमपरित्याज्यमेव.

( પ્રારબ્ધ અત્યાજ્ય છે ).

માટે વ્યવહારમાં રહેતાં સુધી મિત્રતાદિની ખરેખરી અને પૂરે પૂરી જરૂર છે. સંસાર તેના વિના ચાલીજ શકે તેમ નથી. આપણને સુખ પ્રાપ્ત થાય કે દુ:ખ થાય, ત્યારે મિત્રને જણાવવાથી સંતોષ તથા દિલાસો મળે છે. એકલા મુંઝાઇ મરે છે માટે મિત્રતા વગર ક્ષણ પણ ચાલે તેવું નથીજ; મનુષ્યને સુખ કે દુ:ખનું કારણ પણ મિત્રતાજ છે. આમાં મિત્રની પસંદગી ઉપર આધાર છે. સારા મિત્રથી સુખ અરસપરસને મળે છે અને નઠારા મિત્રથી ઉભયને દુ:ખ થાય છે. મિત્રતા એક લગ્ન સંબંધ જેવી છે, એટલે કે તે જીંદગી સાથે સંબંધ ધરાવે છે. મિત્રતાથી જનમંડળ રચાય છે અને જનમંડળ બંધાયાથી અરસ્પરસના વિચારોની લેવડ દેવડ છૂટથી થઈ શકે છે, અને અરસ્પરસના વિચારોની લેવડ દેવડ થવાથી ઘણા લાભો મેળવી શકાય છે. પરોપકાર, દયા, ઇત્યાદિ મિત્રતાનાજ વિભાગો છે.

આ સઘળા ઉપરથી આપણને સ્પષ્ટ રીતે સમજાય છે કે મિત્રતાની જેમ જરૂર છે તેમ મિત્ર પસંદ કરવામાં ઘણીજ કાળજીની આવશ્યકતા પણ છેજ. આ પ્રમાણે પરીક્ષા વગરની મિત્રતા ઘણું કરીને લાંબી ટકતી નથીજ, પણ તે માત્ર બંધજ પડતી નથી પણ અત્યંત શત્રુતાનું બીજ વાવી પોષતી જાય છે. આમ થાય તો મિત્રતા કશા ઉપયોગનીજ નથી. એથીતો અત્યંતહાની

છે. માટે મિત્ર પસંદ કરવામાં પૂરતી કાળજી અને હુશિયારી જોઈયે છે. મહાત્મા ભર્તૃહરિ સ્વપત્નીના સ્નેહમાં લીન થઇ ગયા હતા, પરંતુ તેની પત્ની જે એવા નિર્મલ સ્નેહને યોગ્ય નહોતી તો પરિણામ કેટલું માઠું આવ્યું તે વાત પ્રસિદ્ધ જ છે; તેમજ જો ભર્તૃહરિએ પોતાની પત્ની ઉપર અત્યંત નિર્મલ અને સત્ય પ્રેમ બતાવતાં પહેલાં તે સ્ત્રી તેવા પ્રેમને યોગ્ય છે કે કેમ, તેની જો પહેલેથી ખાત્રી કરેલી હોત તો પણ એવું માઠું પરિણામ કદી આવત નહિજ. માટે પરીક્ષા કરી મિત્રતા વધારવાને પ્રયાસ સર્વને માટે કર્ત્તવ્યજ સંસારી માત્રને છેજ.

---

# શ્રીપંચાક્ષરસ્તોત્ર.

જગદ્‌ગુરૂ શ્રીમાન્ શંકરાચાર્યજીએ વિવિધ વૃત્તોમાં અનેક દેવ દેવીનાં સ્તોત્રો રચેલાં છે. તેમાં શિવજીનું પંચાક્ષર સ્તોત્ર છે. नमः शिवाय (શિવજીને નમસ્કાર), આ પંચાક્ષર મંત્ર અત્યંત પવિત્ર તથા અનેક સિદ્ધિનો દેનારો છે. એ મંત્રના પ્રત્યેક વર્ણની સ્તુતિના કુલ પાંચ શ્લોકોનું આ સ્તોત્ર છે. એ સ્તોત્ર બ્રાહ્મણો નિત્ય પ્રાતઃકાળે ભણે છે. આવા પવિત્ર સ્તોત્રનું લોકોપકારાર્થે મૂળ સહિત ભાષાન્તર તથા તેના અધ્યાત્મ અર્થ બતાવનારી ટીકા અત્ર પ્રસિદ્ધ કરવામાં આવે છેઃ—

नमः शिवाय એમાંના પ્રથમ અક્ષર न કારની સ્તુતિ પ્રથમ શ્લોકમાં કરેલ છેઃ—

**नागेन्द्रहाराय त्रिलोचनाय भस्मांगराय महेश्वराय ।**
**नित्यायशुद्धाय दिगंवराय तस्मै नकारायनमः शिवाय ॥ १.॥ ***

અર્થઃ—નાગેંદ્રહાર, ત્રિલોચન. ભસ્માંગરાગ, મહેશ્વર, નિત્ય, શુદ્ધ, અને દિગંબર એવા न કાર રૂપ શિવજીને નમસ્કાર.

ટીકાઃ—આ આખા શ્લોકમાં શિવજીનાં વિશેષણો આવેલાં છે. તેમાં પ્રથમ વિશેષણ नागेंद्रहार છે. આ શબ્દ ત્રણ શબ્દોના સંયોગથી થયો છે. नाग,

---

* વસંતતિલકા.

નાગેંદ્રહારેજ, ત્રિલોચનેય, ભસ્માંગરાગેય, મહેશ્વરે જે,
નિત્યે વિશુદ્ધેજ, દિગંબરેય, એવા नકાર પ્રતિ છે પ્રણામ.

ઇંદ્ર અને હાર. ના=નહિ, ગ=ગમન, ઉત્પત્તિ, નાગ=અગમન કે અનુત્પત્તિ. સચ્ચિદાનંદની ત્રિપુટીમાં સત્ જે બ્રહ્મ તે ચિત્(positive) અને અચિત્ (negative) વડે સૃષ્ટિ રૂપ થાય છે; એ ઉપરથી સત્ ચિદચિદ્રૂપ છે. સત્ પોતે કારણ રૂપ છે અને ચિત્ અચિત્ બંને કાર્ય રૂપ છે, તેથી અસત્ છે. સત્ શબ્દ અસ્તિત્વવાચક અને અસત્ નાસ્તિત્વવાચક છે. એ રીતે ચિત્ અને અચિત્ બંને અસત્ હોવાથી નાસ્તિત્વ રૂપ છે, અજાત છે, અનુત્પન્ન છે. એ ઉપરથી ચિત્ અને અચિત્નો વાચક નાગ શબ્દ છે. નાગ=અનુત્પન્ન ચિદચિત્. નાગ શબ્દનો આ સૂક્ષ્માર્થ કે ગુપ્તાર્થ થયો, પણ તેનો સ્થૂલ કે સ્પષ્ટાર્થ 'સર્પ' થાય છે. ચિત્ અચિત્ ને સર્પથી શો સંબંધ? નાગ શબ્દનો સૂક્ષ્માર્થ 'અનુત્પન્ન' ઠરેલો છે. ચિદચિદ્રૂપ સૃષ્ટિજ—માયાજ—અનુત્પન્ન તો છે, માટે નાગ શબ્દ ચિદચિદ્રૂપ સૃષ્ટિ કે માયાને અર્થે થયો છે. નાગનોજ પર્યાય શબ્દ સર્પ છે, તે સૃપ્=સરકવું—ઉપરથી વ્યુત્પન્ન છે. માયા એક સરખી અચળ નથી, પણ નિરંતર સરક્યા કરે છે—ગતિમાન્જ છે—પરિચ્છિન્ન છે; માટે સર્પ અને નાગ બંને શબ્દો માયાના વાચક છે. માયા જીવોને બાંધવાનું કાર્ય કરે છે. બાંધીને મારે છે. દોરડાં જેવા સર્પોના કરડવાથી પણ જીવ મરી જાય છે, માટે સરકીને ચાલનાર તથા કરડીને મારનાર માયા જે ચિદચિત્, તેને સરકીને ચાલનાર તથા કરડીને મારનાર સર્પનું રૂપ સર્વ-રીતે ઉપયુક્તજ છે. બીજો શબ્દ इन्द्र છે. इन्ध् ધાતુ પ્રકાશવાચક હોવાથી ઇંદ્ર શબ્દ પ્રકાશવાચક છે. પ્રકાશ ધર્મ સૂર્યાદિનો છે. ઈંદ્ર પણ બાર સૂર્ય-માંનો એક ગણાય છે. ઈંદ્રિયો શરીરમાં પ્રકાશક તત્વો છે. ઈંદ્ર બ્રહ્માંડનો રાજા છે, તેમ શરીરમાં પણ ઈંદ્રિયોનુંજ રાજ્ય છે. ઈંદ્રિયો દેવતા છે, તેનો રાજા અથવા ઈંદ્ર શરીરમાં મન છે. મનમાં કામના રહે છે. ત્યારે સકામ મન તેજ ઈંદ્ર છે. સકામ મનજ સૃષ્ટિને ઉત્પન્ન કરે છે. અનુત્પન્ન સૃષ્ટિની ઉત્પત્તિનો ભાસ કરનાર મન, તેજ માયા છે, કેમ કે ભ્રાંતિદર્શન કરાવવાનો ધર્મ માયાનોજ હોઇ શકે. ત્રીજો શબ્દ हार છે. હરણ કરવું, ઉપરથી हार=હરણ કરનાર. नागेंद्रहार આખા શબ્દનો અર્થ આ પ્રમાણે થશેઃ—

| સ્થૂલાર્થ. | સૂક્ષ્માર્થ. |
|---|---|
| નાગોમાં ઈંદ્ર તેનો હાર કંઠમાં ધારણ કરેલો છે જેણે તેવા. | અનુત્પન્ન ચિદચિદ્રૂપ માયા (ઈંદ્રિયો) રૂપી મન (ઈંદ્ર) ને હણનાર. |

બીજું વિશેષણ **ત્રિલોચન** છે. આ શબ્દ ત્રિ=ત્રણ અને લોચન ચક્ષુ અથવા દર્શન, એ બે શબ્દોના સંયોગથી થયો છે, માટે તેનો અર્થ "ત્રણચક્ષુ" અથવા "ત્રણ દર્શન" થાય છે. શિવજીને ત્રણ આંખ કહેવાય છે. આમાં ત્રિપુટીજ્ઞાન શમાયલું છે. સત્વ, રજસ્, તમસ્; બ્રહ્મા, વિષ્ણુ, શિવ; ઇડા, પિંગલા, સુષુમ્ણા; ઈત્યાદિ અનેક ત્રિપુટીમયત્વ શિવજીનું બતાવેલું છે. એ પરથી તેના અર્થ નીચે પ્રમાણે થાય છે:—

| સ્થૂલાર્થ. | સૂક્ષ્માર્થ. |
|---|---|
| ત્રણ આંખ વાળા. | ત્રિપુટીમય. |

ત્રીજું વિશેષણ **ભસ્માંગરાગ** છે. આ શબ્દ ભસ્મ અને અંગરાગ, એમ બે શબ્દોનો બનેલો છે. વળી **અંગરાગ** શબ્દ અંગ અને રાગ, એ બે શબ્દોનો સંયોગ છે. ભસ્ ધાતુ પ્રકાશવાચક—દાહવાચક છે; એ પરથી સ્થૂલાર્થમાં દહનનું પરિણામ—રાખ—અર્થ થાય છે. કામરૂપ ઉત્પત્તિને હણનાર, તેથી દગ્ધ કરનાર શિવ હોવાથી ભસ્મ એટલે દગ્ધ એવી સૃષ્ટિ. અંગ. અગ્ ધાતુ ગતિવાચક છે, અને રંજ્ ધાતુ રંગવાચક છે. સૃષ્ટિની ગતિથી રંગિત—રાગવાળા, એમ અર્થ છે. દગ્ધ કરવામાં અગ્નિ રૂપનો રાતો રંગ હોય છે, અથવા દગ્ધ વસ્તુની રાતા રંગની રાખ હોય છે. ત્યારે **ભસ્માંગરાગ** નો આખો અર્થ આ પ્રમાણે છે:—

| સ્થૂલાર્થ. | સૂક્ષ્માર્થ. |
|---|---|
| ભસ્મરૂપી અંગરાગ (શરીરે ચોળવાનો લેપ) વાળા. | દગ્ધ સૃષ્ટિની ગતિથી રાગી થયેલા. |

ચોથું વિશેષણ **મહેશ્વર** છે. મહા=મોટા અને ઈશ્વર=શક્તિમાન્. મોટી શક્તિવાળા, સર્વશક્તિમાન, એમ અર્થ સ્પષ્ટજ છે.

નિત્ય. આદ્યંતરહિત—અખંડ—એકસરખું—કારણ—સત્. આ સૃષ્ટિ થયા પૂર્વે અને લય પછી પણ જે અવશિષ્ટ એક સરખુંજ છે, ને હાલ પણ છે તે.

શુદ્ધ. નિર્મલ, નિર્વિકારી. ચિદચિદ્રૂપ વિકારથી યુક્ત જણાતાં છતાં તે અસત્ રૂપ હોવાથી અને પોતે સદ્રૂપ હોવાથી શુદ્ધ છે.

દિગંબર. દિક્=દિશા (space), અને અંબર=વસ્ત્ર. દિશારૂપી વસ્ત્રને ધારણ કરનાર—એમ સ્થૂલાર્થ છે, અમ્=નાદ કરવો, અને વર્હ=વિસ્તરવું; એ

ઉપરથી અંબર=નાદવિસ્તાર, दिगंबर=દિશામાં નાદવિસ્તાર, શબ્દબ્રહ્મજ આ સર્વ છે, તેથીજ શિવનું નામ रुद्र છે. रुद्र નાદવાચક છે. પ્રણવ વા ઓંકાર રૂપનેજ દિગંબર કહેલ છે, એમ ગુહ્યાર્થ છે.

આ પ્રમાણે नमःशिवाय એ પંચાક્ષર મન્ત્રના પ્રથમ વર્ણ નકારનું વર્ણન પ્રથમ શ્લોકમાં કરેલું છે. આરંભમાં મૂળ શ્લોકની નીચે સ્થૂલાર્થ લખેલો છે. હવે ગુહ્યાર્થ આખા શ્લોકનો નીચે પ્રમાણે થાય છે—

"અનુત્પન્ન ચિદચિદ્રૂપ માયા ( ઇંદ્રિયો ) રૂપી સકામ મન ( ઈંદ્ર ) ને હરનાર, ત્રિપુટીમય, દગ્ધ સૃષ્ટિની ગતિમાં રાગી, સર્વ શક્તિમાન, આદ્યંત રહિત અખંડ સદ્રૂપ, નિર્વિકારી, ( અને ) દિશામાં વિસ્તરેલા નાદબ્રહ્મરૂપ न કાર પ્રતિ નમસ્કાર."

આ શ્લોકમાં न કારની સ્તુતિ છે, તેથી શ્લોકારંભ પણ न કારથીજ કરેલો છે. આ શ્લોક ઈંદ્રવજ્રા છે.

मंदाकिनी सलिलचंदन चर्चिताय नंदीश्वर प्रथमनाथ महेश्वराय ।
मंदारपुष्प बहुपुष्प सुपूजिताय तस्मै मकाराय नमःशिवाय ॥ २ ॥ *

અર્થઃ—મંદાકિની ( ના ) સલિલ ( વાળા ) ચંદન ( થી ) ચર્ચિત, નંદીશ્વર, પ્રથમનાથ, મહેશ્વર, મંદારપુષ્પા ( થીડીથી ) બહુ પુષ્પ ( થી ) સુપૂજિત, એવા મકારરૂપ શિવજીને નમસ્કાર.

( અપૂર્ણ ).

---

# वेदांत.

સામાન્ય રીતે આસૃષ્ટિમાં વિશેષ કરીને હાલના સમયમાં મનુષ્ય-માત્રને હું કોણ, આ દેખાય છે તે જગત્ શું છે અને તેઓને ક્યાંથી થયાં, આ ત્રણ પ્રશ્નોનાં નિરાકરણ જાણવાની ઉત્કંઠા વધારે જણાય છે,

---

* વસંતતિલકા.

મંદાકિની સલિલચંદન ચર્ચિતેય, નંદીશ્વર, પ્રથમનાથ, મહેશ્વરેને,
મંદારપુષ્પ બહુપુષ્પ સુપૂજિતે જે, એવા મકાર પ્રતિ છે પ્રણામ.

અવ્યક્તરૂપ લય સમયે થઇજાય છે. આમ આવિર્ભાવ તીરોભાવરૂપ ભાવના શ્રીવલ્લભાચાર્યની છે.

૩–પરબ્રહ્મ અવ્યક્તરૂપે નિર્ગુણાદિ રૂપછે અને તેમાંજ સગુણતાદિ નામરૂપ મળી રહેતાં તે ત્રિધાછે. કારણ, કાર્ય અને ક્રિયારૂપે ત્રિધાછે. જીવશક્તિ, પ્રત્યેક વ્યક્તિની, બ્રહ્માંડગત ચેતનરૂપ ઈશ્વરશક્તિ અને માયા-શક્તિ, એમ ત્રણ બાબતો સત્યરૂપ છે; એમ શ્રીરામાનુજાચાર્યનું મત છે.

૪–જીવ જગત્‌ને ઈશ્વર ત્રણે કેવલ ભિન્ન છે. પરબ્રહ્મરૂપ ઉપાદાન એક નથીજ. નિમિત્ત કારણરૂપ તટસ્થેશ્વરજ છે. આ મધ્વાચાર્યનું મત છે.

આમાં પ્રથમ ત્રણ અદ્વૈત મતો છે અને છેલ્લો દ્વૈતમત છે. કેવલ દ્વૈતમત મધ્વાચાર્યનો કેવલ અસંગત અને અસંભવિતજ છે. તે માત્ર મંદાધિકારીનેજ યોગ્ય છે. શ્રીરામાનુજાચાર્યનું મત અદ્વૈત મતવાદી છે, પણ તે વિશિષ્ટદ્વૈતછે. એટલેકે નામરૂપ વિશેષણે યુક્ત અદ્વૈત માન્યુંછે માટે તેમાં પણ વાસ્તવિક તો દ્વૈતતાજ રહેલી છે, તોપણ મધ્વાચાર્યથી ઠીકછે. શ્રીવલ્લ-ભાચાર્યજીનો મત શુદ્ધાદ્વૈત કહેવાય છે અને તે રામાનુજાચાર્યથી ઠીકછે, પરંતુ આવિર્ભાવ તીરોભાવરૂપ સગુણ વિકાર તે પરબ્રહ્મને આરોપેછે એટલું ઠીક નથી. પરબ્રહ્મ નિર્વિકારીજ છે. શ્રીમચ્છંકરાચાર્યજી કેવલાદ્વૈત કરેછે. અધ્યાસ સ્વપ્નવત્‌ માનવાથી તેમ થવું કંઇ અસંભવિતતો નથીજ; અને તેમ છે તે વિશેષ વાસ્તવિક અને સંભવિત છે. આમ વેદાંતવિષેના ચાર પ્રકારના મતો છે.

અસ્તિ એટલે છે, ભાતિ એટલે ભાસે છે, પ્રિય એટલે સુખકર છે, નામ, અને રૂપ ( આકાર ), આ પાંચ વસ્તુમાત્રમાં છે. આમાંથી પ્રથમ ત્રણ તો નિત્યછે અને નામ અને રૂપ અનિત્ય તથા વ્યવહારાર્થે મનુષ્ય કલ્પિત કૃત્રિમ છે, માટે તેઓને મિથ્યા ગણતાં અસ્તિ, ભાતિને પ્રિય, અથવા સત ચિત્‌ને આનંદરૂપ એક કારણ પરબ્રહ્મમાં છેજ. એટલો નિશ્ચય થવાની જરૂરછે.

આ પ્રમાણે વિચારકરી દૃઢ ખાત્રી સહિત સમજી લેવાનો પ્રયત્ન પ્રત્યેક જીજ્ઞાસું–મુમુક્ષુઓ એ કર્ત્તવ્ય છે.

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૫ મું. ] વૈશાખ, જ્યેષ્ઠ, આષાઢ, સંવત ૧૯૫૩. [ અંક ૭ મો.

॥ यतो धर्मस्ततो जयः ॥

## जीवशिवैक्य.

( આદ્યરૂપ કૃત )

पिंड विषे तो जीवनसे ब्रह्मांड विषे तो ईश वसे छे. ૧
व्यष्टि समष्टि भेद विषेए एक तथा अद्वैत वसे छे. ૨
ब्रह्मज तुं ने, हुं पण पोते ब्रह्मज छुं ने, एकज हुं तुं. ૩
पंदर छे जे मुख्य कलाओ, देवतणा कर्माज अने वि- ૪
ज्ञानज रूपी जीव तणो ए, सर्व तणुं तो कारण ए छे. ૫
ईश्वरनो तो नाश नथी ने, सर्वमयी ने एकज छे ते. ૬
सांभळनारा कान थकी ने, बोल वदे जे ते पण लोको, ૭
स्वादज ले जे ए सघळाए ज्ञानज सत्यक तेज गणोने. ૮
चार मुखी ब्रह्मा, वळी इंद्रे, ढेर मनुष्यो, अश्वस, गायो. ૯
ए सघळां जे मांयवसे छे. चैतननाम्नो गणशो ने. ૧૦

## माया—मोहिनीनोप्रभाव.

(મળેલુ.)

વસંતતિલકા.

વિચારના વદનમાં મન મસ્ત વૈરાગી,
ભાવી કર્યાં દૂષિત આ હૃદયે સહાગી!

સારૂં અનિષ્ટ વળી શું નહિ કાંઈ જાણું,
તેમાં પ્રવૃત્ત થઇને સુખ હું પ્રમાણું.

ઢાંકયો નભે ગુણ શશી ધન દુર્ગુણોએ,
વ્યાપ્યો પ્રકાશ સુખ જ્યાં દુખ અંધકાર;
જેના પ્રભાવથી થયું સ્થળ રમ્ય શૂન્ય,
ચાલી ગઇ શિતળતા હતી; સ્થાન અન્ય.

યોગી મહેશ્વર હતો રતયોગ માંહી,
જે શક્તિથી લય કર્યો નિજ ટેક છોડી;
રે! મેનકાસહ વને ફસી પ્રેમ વિષે,
ઉત્પન્ન હા! કરી શકુંતલ વિશ્વમિત્રે.

જે શક્તિના બળ થકી થઈ મુગ્ધ ઇંદ્ર,
છોડી દઈ ધીર થયો વિકલાંગ ચંદ્ર;
યોગી પરાશર બન્યો મતિશૂન્ય જેથી,
મોહિત હીન મહિલા બની, ટેક વર્જી.

અન્યાર્યી આચરણથી બની મોહ અંધી,
ભોક્તા થયો વય જરા નૃપતિ યયાતિ;
વિવેક શૂન્ય જ થયા મુનિ ને નરેંદ્ર,
શી વિશ્વ શક્તિ વસી છે? કુબવે જીતેંદ્ર.

જે શક્તિથી જન વિષે મદ મોહ થાયે,
હા! હા! કરાય પળમાં મુખ ના કથાયે;
છેદ્દાવતી ભમવતી કુલટા મહિલા;
ત્હે પ્રાણ નાશ કરતી ઘડીમાં કુટિલા.

"આપ્ત." (મુંબઇ)

# विनाश मार्ग.

(મળેલું.)

ગઝલ.

પડે મૃત્યુ તણો પડદો વિચારી જીવ તું તે જો,
બનેના કાલ વિકાલ તુજ પ્રત્યેજ મેમાળ. ૧

નાટકને સ્થળે જાશે નિરખવાને સહૂ હોંશે,
નહીં કોઈ કદી ચ્હાશે મરણની વાત જો થાશે. ૨

રહી સંસારમાં મગ્ન થઇ માયા વિષે લુબ્ધ,
સહસ્રો ખેલ સૌ ભજવે સદા જેને ગમે જે તે. ૩

કરી જુદી જુદી રચના હમેશાં ચિત્તમાં રમતાં,
વૃથા છે મોહને માયા ત્યજાશે જે સમે કાયા. ૪

અરે! ચૈતન્ય માટે શું? હતી કાયા બનાવી શું?
વિષાદાનંદ શા માટે પ્રપંચ વિષે તું શું રાચે! ૫

ઉડૂગણ આવિયા ઉડી નિરાળાં સ્થાનને છોડી,
જશે સ્વસ્થાનમાં તેઓ સમય રાત્રી થશે જેવો. ૬

ઝુમેછે કાળ જે સમયે બની વિકાળ મુખ ફાડે,
નિહાળેના રસિકતા હા! યુવા બાલા જરા વયની. ૭

મહા બુધ્ધિબલો યોગે કરે લાખો પ્રયત્નો જે,
થશે ક્ષણ એકમાં લુપ્ત બળે છે દીપ જે શુભ. ૮

માયાનો ખેલ છે ખોટો યથા જલનોજ પરપોટો,
મરી જાવું નથી મિથ્યા ત્યજી સંબંધીને વહાલા. ૯

હતા ગુણવાન પુણ્યાત્મા પ્રતાપીને શૂરા દાતા,
વદે સન્માર્ગમાં આપ્ત જગતૂછે નાશથી વ્યાપ્ત. ૧૦

"આપ્ત." (મુંબઈ.)

"Though they are the works of individuals, they show to their authors little more than their form........"

"જોકે આ (ગ્રંથો) મનુષ્ય કૃત છે, તો પણ તેઓ તેમના રચનારાઓને તેમના સ્વરૂપથી જરા વિશેષ દર્શાવે છે."

યોગ વિદ્યાથી સમાધિસ્થ થઇ ચિત્તની એકાગ્રતા (Concentration of Mind)કરી બુદ્ધિની પરાકાષ્ઠા મેળવીને આવી રચના કરતા એટલે પછી એ ગ્રંથોને માનુષી ન ગણિયે તો પણ યુક્તજ છે. ખરેખરાં શાસ્ત્રોજ છે.

### સૂત્રોની ભાષા.

કેટલાંક પ્રાચીન સૂત્રોની ભાષા વેદ કાલ સમીપની હોવાથી તેમાં વૈદિક અસંસ્કૃતતા જોવામાં આવે છે. જેમકે શુદ્ધસંસ્કૃત **तानिवशंगमानि** ને બદલે પ્રથમ પ્રાતિશાખ્ય (૪–૩૩)માં **तावशंगमानि** એમ વાક્ય છે. આ સ્થળે ટીકાકાર કથે છે કે, **तानिशब्देलोपोदृष्टव्यः। छंदोवत्सूत्राणि भवंति ॥** આવીજ રીતે આપસ્તંબ સામયાચારિક સૂત્ર (૧–૫૩)માં **अधासनशायी** એવો લેખ છે, ત્યાં એ અનિયમિત રૂપને ટીકાકાર આવી રીતે સ્પષ્ટ કરે છે કેઃ—

"**अधःशब्दस्य सर्वणदीर्घश्छांदसोऽप्रपाठोवा ॥**" આવાંજ બીજાં ઘણાં દૃષ્ટાન્તો પરથી અસંસ્કૃતતા પ્રાચીન સૂત્રોમાં જણાય છે, ને એ ઉપરથી તેઓ વેદકાલની સમીપના—એટલે વિશેષ પ્રાચીન માની શકાય છે.

આ સૂત્ર ગ્રંથ પણ શ્રુતિ ને આધારે રચિત હોવાથી તેઓમાંનાં કેટલાંક શ્રૌત સૂત્ર કહેવાય છે. અને અન્ય સ્માર્ત્ત સૂત્રો છે. વેદ ગ્રંથો કોઇથી રચિત નથી, તેઓ ભિન્ન ભિન્ન ઋષિઓને શ્રુત છે માટે શ્રુતિ કહેવાય છે, અને તેને આધારે જેજે રચાયું તેતે શ્રૌત કહેવાય છે. આ શ્રુતિને આધારેજ ઋષિઓએ સ્મરણ કરીને જેજે રચ્યું તેતે સ્મૃતિ કહેવાય છે, તથા સ્મૃતિને આધારે રચાયલા ગ્રંથો સ્માર્ત્ત કહેવાય છે.

### શ્રૌતસૂત્ર ગ્રંથો.

શ્રૌત સુત્રોમાં આશ્વલાયન, શાંખાયન, આપસ્તંબ અને લાટચાયનના સૂત્ર ગ્રંથો મુખ્ય છે.

### આશ્વલાયન શ્રૌતસૂત્ર.

આશ્વલાયન શ્રૌત સૂત્ર ઉપર ગાર્ગ્યનારાયણનું ભાષ્ય છે. તે બેંગાલ રૉયલ એશિયાટિક સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થતી બાઇબ્લઓથિકાઇંડિકા

નામક ગ્રંથમાલામાં સન ૧૮૭૪ માં કલકત્તામાં પ્રસિદ્ધ થએલ છે. એ ગ્રંથ બાબુ રામનારાયણ વિદ્યારત્ને પ્રસિદ્ધ કરેલ છે. આ ગ્રંથમાં બાર અધ્યાયો છે. અને અધ્યાયોમાં કંડિકા તથા કંડિકામાં સૂત્રો છે. પ્રથમાધ્યાયમાં ૧૩ કંડિકા છે તેમાં દર્શપૌર્ણમાસોનું વ્યાખ્યાન છે, દ્વિતીયાધ્યાયની ૨૦ કંડિકામાં ઇષ્ટિઓનું વ્યાખ્યાન છે, તૃતીયાધ્યાયમાં ૧૪ કંડિકામાં પશુકર્માધિકાર છે, ચતુર્થાધ્યાયમાં ૧૫ કંડિકામાં સોમયાગ સંબંધી વ્યાખ્યાન છે, પંચમાધ્યાયની ૨૦ કંડિકામાં અગ્નિષ્ટોમાધિકાર છે, ષષ્ઠાધ્યાયની ૧૪ કંડિકામાં તૃતીયસવનાતિરાત્રાદિ વર્ણન છે, સપ્તમાધ્યાયમાં સત્રયાગ વિષય ૧૨ કંડિકામાં છે, અષ્ટમાધ્યાયમાં ૧૪ કંડિકામાં વૈશ્વદેવાદિ પ્રકારોક્તિ છે, નવમાધ્યાયમાં ૧૧ કંડિકામાં એકાહાહીનાદિસત્રવિધિ છે, દશમાધ્યાયની ૧૦ કંડિકા માં જ્યોતિરાદિસુત્યાંતવર્ણન છે, એકાદશાધ્યાયનમાં ૭ કંડિકામાં અહર્યોગ વિશેષ પ્રભૃતિ ગવામય નિકાન્ત છે, અને બારમા અધ્યાયમાં ૧૫ કંડિકામાં આદિત્યોનું અયનાદિ અદક્ષિણ સત્રાંત આવે છે.

કુલ બારે અધ્યાયોની ૧૬૫ કંડિકાઓ છે, તેમાં કુલ સૂત્રો ૨૩૦ છે. આખા ગ્રંથનાં બે ષટ્ક પાડેલાં છે; તેમાં પ્રથમ ષટ્કમાં પ્રથમ ૭ અધ્યાયો તથા દ્વિતીય ષટ્કમાં દ્વિતીય ૭ અધ્યાયો છે. એ રીતે તેમાં કર્મોનો વિષય શમાવેલો છે.

### શાંખાયન શ્રૌતસૂત્ર.

શાંખાયન શ્રૌતસૂત્ર ઉપર વરદત્ત સુત આનર્તીયનું ભાષ્ય છે. એ પણ ઉપરનીજ ગ્રંથમાલામાં કલકત્તામાં ૧૮૮૮ માં આલ્ફ્રેડ હિલ્લેબ્રાંડ (Hillebrandt) નામના વિદ્વાને પ્રસિદ્ધ કરેલ છે. તેમાં ૧૮ અધ્યાયો છે, અને પ્રત્યેક અધ્યાયમાં અનિયમિત સંખ્યાથી કુલ ૪૬૬ કંડિકાઓ છે. બહુ વિસ્તાર અનુચિત છે. તેમાં પણ યજ્ઞ વિષય છે.

### આપસ્તંબ શ્રૌતસૂત્ર.

આપસ્તંબ શ્રૌત સૂત્રો ઉપર રુદ્રદત્તની ટીકા છે. ને તે પણ ઉપરની જ માલામાં કલકત્તામાં ૧૮૮૨ માં ડા. રિચર્ડ ગાર્બે (Garbe) પ્રસિદ્ધ કર્યું છે. તેમાં પંદર અધ્યાયો છે, ને કુલ ૨૭૩ કંડિકાઓ છે. અખિલ વિષય યજ્ઞ સંબંધીજ છે.

### લાટ્યાયન શ્રૌતસૂત્ર.

લાટ્યાયન શ્રૌત સૂત્રો ઉપર અગ્નિસ્વામીની ટીકા છે. તેપણ જએ

ગ્રંથમાલામાં કલકત્તામાં ૧૮૭૨ માં આનંદચંદ્ર વેદાન્તવાગીશે પ્રસિદ્ધ કરેલ છે. તેમાં ૧૦ પ્રપાઠકો છે., ૭ મામાં ૧૩, ૧૦ મામાં ૨૦ અને બાકીના પ્રપાઠકોમાં બાર બાર કંડિકાઓછે.

### ગૃહ્યસૂત્રગ્રંથો.

ગૃહ્યસૂત્રો પણ આશ્વાલાયન, આપસ્તંબ, પારાશર્ય ઈત્યાદિ મુખ્ય છે.

### આશ્વલાયન ગૃહ્યસૂત્ર.

આશ્વલાયન ગૃહ્યસૂત્રનો ગ્રંથ બાઇબ્લિઓથિકા ઈંડિકામાં કલકત્તામાં ૧૮૬૯ માં પ્રસિદ્ધ થયેલ છે. તેના ઉપર ગાર્ગ્યનારાયણની ટીકા છે અને રામનારાયણ વિદ્યારત્ન તથા આનંદચંદ્ર વેદાંતવાગીશે પ્રસિદ્ધ કરેલ છે. તેના બે મુખ્ય ભાગો છે. મૂળ ભાગમાં ચાર તથા પરિશિષ્ટ ભાગમાં પણ ૪ અધ્યાયો છે. મૂળભાગમાં પ્રથમાધ્યાયમાં ૨૪, દ્વિતીયમાં ૧૦, તૃતીયમાં ૧૨, ચતુર્થમાં ૯ કંડિકા છે. પરિશિષ્ટભાગમાં પ્રથમાધ્યાયમાં ૨૬, દ્વિતીયમાં ૧૯, તૃતીયમાં ૧૮ અને ચતુર્થાધ્યાયમાં ૨૨ કંડિકાઓછે. કુલ સૂત્રો ૮૧૬ છે. તેમાં મૂળ ભાગમાં ૭૩૧ અને પરિશિષ્ટ ભાગમાં ૮૫ સૂત્રો છે. આમાં પણ યજ્ઞ વિષય છે. મુખ્યત્વે ગૃહસ્થાશ્રમનાં સર્વ કર્મો આમાં આવે છે.

### આપસ્તંબાદિ ઇતરસૂત્રો.

આપસ્તંબાદિ ઇતર ગૃહ્યસૂત્રોમાં પણ યજ્ઞનું પ્રધાન્ય છે.

### ષટ્શાસ્ત્ર.

આવા મહા બુદ્ધિ પ્રદર્શક સૂત્ર ગ્રંથોની રચના બૌદ્ધમત (Schism of Buddha) ની પૂર્વે રચાયાનું પંડિત મૅકસમ્યૂલર લિખે છે.

સૂત્ર ગ્રંથોમાં છ તત્ત્વજ્ઞાનના ગ્રંથો મુખ્ય છે. તેમાં આર્યોની મહાબુદ્ધિ પ્રકાશી રહેલી સ્પષ્ટ દેખાય છે. આ છ શાસ્ત્રોના વિભાગ આ પ્રમાણે પાડી શકાય:—



### તર્ક-શાસ્ત્રની પ્રધાનતા.

આમાં શાસ્ત્રના મૂલ બે ભાગો પાડેલા છે: (૧) ન્યાય, (૨) મીમાંસા. આ બંને ભાગોને ક્રમસર તર્ક પ્રધાન શાસ્ત્રો અને શાસ્ત્ર પ્રધાન શાસ્ત્રો કહી શકાય, કારણ કે ન્યાય વિભાગમાં તર્કની પ્રધાનતા અને મીમાંસા વિભાગમાં શાસ્ત્ર પ્રાધાન્ય જોવામાં આવે છે.

### કર્મ-કર્તૃ જ્ઞાનની પ્રધાનતા

ન્યાયના પેટામાં પણ બે વિભાગોમાં કર્મજ્ઞાન (Objective knowledge) અને યોગ વિભાગમાં કર્તૃજ્ઞાન (Subjective knowledge) ની પ્રધાનતા છે; એટલે કે પ્રથમમાં સૃષ્ટિ વિષયક પદાર્થજ્ઞાનમુખ્ય છે અને દ્વિતીયમાં ચેતન રૂપ કારણ વિષયક જ્ઞાન મુખ્ય છે.

### વાદનિયમ, પદાર્થ શાસ્ત્ર, તાર્કિક ચેતનવાદ અને અનુભૂત ચેતનવાદ.

વળી ન્યાય વિભાગમાં ન્યાય અને અને વૈશેષિક બે છે, તથા યોગ વિભાગમાં સાંખ્ય અને યોગ બે છે. આમાં ન્યાયમાં વાદનીયમોનું પ્રાયાન્ય છે. વૈશેષિકમાં પાદાર્થિક પ્રાધાન્ય છે, અને સાંખ્યમાં તાર્કિક ચેતનવાદનું અને યોગમાં અનુભૂત ચેતનવાદનું પ્રાધાન્ય છે.

### કર્મ-જ્ઞાનમાર્ગ.

પૂર્વ અને ઉત્તર મીમાંસાઓમાં ક્રમસર કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગનું વિવેચન સિદ્ધ આવેલું હોય છે.

આ સર્વમાં इदं શબ્દથી વ્યવહરાતું આ જગત્, તેનું ઉત્પત્તિઆદિ અને આપણો તે સાથેનો સંબંધ—એ સર્વ બાબતો વર્ણવેલી હોય છે.

### બૌદ્ધ અને બ્રાહ્મણમત.

બૌદ્ધમતના તત્વજ્ઞાનમાં જે પધ્ધતિ છે તે બ્રાહ્મણો ધિઃકારે છે છતાં તેમાંનું તત્વજ્ઞાન સાંખ્યાદિને મળતુંજ છે. બુદ્ધને બ્રાહ્મણો નાસ્તિક કહે છે. બૌધ્ધલોકો કહે છે કે મૂલ વેદો હાલ નષ્ટ થયા છે અને તેનો નાશ બ્રાહ્મણોએ કરી નાખ્યો છે. તેમજ બ્રાહ્મણો કહે છે કે બુધ્ધે પોતે બ્રાહ્મણ થવાને ઘણો યત્ન કરેલો પણ નિષ્ફળ થયો છે. આ બાબતમાં કુમારિલ ભટ્ટાચાર્ય વદે છે કે:—

### બુદ્ધની બ્રાહ્મણ થવાની ઇચ્છા

"स्वधर्मातिरेकेण च क्षत्रियेण सता प्रवक्तृत्व प्रतिग्रहौ प्रतिपन्नौ। बुद्धादेः पुनरयमेवातिक्रमोऽलंकारबुद्धौ स्थितः ये नैव प्राह कलिकलुष कृतानि यानि

लोके मयि निपततु विमुच्यतां तु लोक इति सकल लोक हितार्थं क्षत्रियधर्ममतिक्रम्य ब्राह्मणवृत्तिं प्रवक्तृत्वं प्रतिपद्य प्रतिषेधातिक्रम समर्थं ब्राह्मणै रननुशिष्टं धर्मं बाह्य जनानुशास्ति धर्मपीडामप्यात्मनोऽङ्गी कृत्य परानुग्रहं कृतवानित्येवं विधैरेव गुणैः स्तूयते ॥"

ભાવાર્થ:—"અને બુધ્ધ તથા તેના અનુયાયીઓના અતિક્રમણે તેને જાણે માન આપેલું છે. કારણ કે તે સ્તવાયો છે, કેમકે તેણે કહ્યું છે કે—'સૃષ્ટિનાં સર્વ પાપો મારા ઉપર પડો પણ સૃષ્ટિની મુક્તિ થાઓ.' એમ કહેવાયું છે કે જો તે આ પ્રમાણે ક્ષાત્ર ધર્મને અતિક્રમ્યો છે અને બ્રાહ્મ ધર્મ, ગ્રહણ કરી બોધક થયો છે, તો તે માનવ જાતિના શુભાર્થ છે; અને બાહ્યજનોની અનુશાસ્તિ જે બ્રાહ્મણોએ કરી નથી તે તેણે ગ્રહણ કરીને તેણે તેમનાં પાપો પોતે લઇ તેમને લાભ કરી આપ્યો છે."

બુધ્ધદેવ ક્ષત્રિય હતા, તથા ભૂપતિ હતા; ક્ષાત્રધર્મ બ્રાહ્મણોનું રક્ષણ કરવાનો છતાં માત્ર બુધ્ધ દેવેજ બ્રાહ્મણોની વિરૂધ્ધતા પકડી હતી, આવીજ રીતે પૂર્વે વિશ્વામિત્રની કથા પણ હતી. તેઓ પણ ક્ષત્રિય હતા અને બ્રાહ્મણોની જાતિભેદ પધ્ધતિને ધિઃકારી પોતે બ્રાહ્મણ થવા ઇચ્છતા હતા. એ કાલે વિશ્વામિત્ર તો બ્રાહ્મણ થવામાં ફાવ્યા હતા પરંતુ બુધ્ધ તેમ થઇ શક્યા નથી.

### બૌદ્ધ તથા બ્રાહ્મણમતનાં ફેર.

બુધ્ધ દેવનો મુખ્ય હેતુ વેદમાં આવતી યજ્ઞાદિની પશુહિંસા બંધ કરવાનો હતો. યજ્ઞભાવનાના આધ્યાત્મિક અર્થોનો લોપ થઇજતાં તે સમયના બ્રાહ્મણોમાં સ્થૂલ પશ્વાદિ—પોદાર્થિક યજ્ઞો પ્રવર્ત્યા, એ ખરેખર વેદાર્થ ન સમજાવાનું ફલ છે. આટલા માટેજ બુધ્ધદેવે એ હિંસા બંધ પાડવાના સંબંધમાંજ બ્રાહ્મણોનું પ્રતિપક્ષિત્વ ધર્યું હતુ.

### બુદ્ધદેવ વેદદ્વેષી નહાતા.

આમજ માનિયે તો બૌધ્ધાનું કહેવું છે કે 'બ્રાહ્મણો એ વેદાને ભ્રષ્ટ કર્યા-છે' તે તેમજ કુમારિલ ભટ્ટાચાર્યનું કહેવું છે કે 'બુધ્ધ બ્રાહ્મણત્વ ઇચ્છતા હતા' એ સર્વ સત્ય ઠરી શકે છે. વાસ્તવિક તેઓ શત્રુ નહાતા પણ માત્ર વેદાર્થ પરત્વે તેમને મતભેદ હતો. વિશ્વામિત્ર અને વસિષ્ઠનો કલહ આવા પ્રકારના મતભેદનો ન હોતો. વિશ્વામિત્રનો મત કર્મ માર્ગથી મોક્ષ માનનારો હતો, કે જે વાસ્તવિક રીતે જ્ઞાનમાર્ગવિના અશક્ય હતો. અપૂર્ણ.

---

# मदालसा चरित्र.

(સાંધણ પૃષ્ઠ ૧૨૭ થી).

" પછી અમારો મિત્ર ઋતુધ્વજ મદાલસા ને પોતાની સાથે લઇ તે દિવ્ય મહાલયમાંથી નીકળી અશ્વ ઉપર બેસી ઘેર જવા માટે નીકળ્યો. જેવો તે જાય છે તેવામાં પાતાલકેતુ સામો આવી ઉભો. અમારા મિત્રને અને એ પાતાલકેતુને ભારી યુદ્ધ થયું, અને તે દુષ્ટ રાક્ષસે અનેક રૂપો ધરી એક રાક્ષસોની મોટી ફોજ ઉત્પન્ન કરી અને લડયો, તો પણ મહા બળવાન પરાક્રમી અમારા મિત્રે તે સર્વનો ક્ષય કરી નાખ્યો. અંતે તે રાક્ષસે માયા કરી તથા અનેક પ્રકારની જાળો રમવા માંડી, અને અંધકારાદિ કરીને લડયો; પરંતુ દૈવેચ્છાથી તે સર્વનો ક્ષય કરી નાખી અંતે તે પાપી રાક્ષસ પાતાલકેતુને પોતાને પણ મારી નાખ્યો. આ પ્રમાણે મહા પરિશ્રમ વેઠી અંતે વિજયને મેળવીને અમારો સુજ્ઞ મિત્ર રાજપુત્ર ઋતધ્વજ મહા પરાક્રમથી શોભાયમાન એવો અત્યંત રૂપવંતી તથા ગુણવંતી ઉત્તમાંગના મદાલસાને પોતાની સાથે લઈ કુવલયાશ્વપર આરોહણ કરી ત્યાંથી ચાલી નીકળ્યો અને મદાલસા રાણી સહિત પોતાના નગરમાં આવ્યો અને તેને શત્રુ જિતરાજાએ સારી રીતે વખાણ્યો. પછી અમારો એ મિત્ર મદાલસા રાણી સાથે યથેચ્છ સુખ ભોગવવા લાગ્યો."

"આ પછી રાજાએ ઋતુધ્વજને આજ્ઞા કરી કે–"તારે આ કુવલયાશ્વ ઉપર બેસી નિત્ય આ પૃથ્વી ઉપર ભ્રમણ કર્યા કરવું અને ઋષિમુનિઓને દાનવોથી થતાં દુ:ખો ટાળી આપવાં.' આ પ્રમાણેની પોતાના પ્રિય પિતાશ્રીની આજ્ઞાને માન આપી અમારો મિત્ર તે રાજપુત્ર નિત્ય પૃથ્વી ઉપર ફરવા લાગ્યો. એકવાર તે રાજપુત્ર યમુના નદીના તટ ઉપર જઇ ચડયો ત્યાં વેર લેવાની અભિલાશાથી પેલા પાતાલકેતુનો ભાઇ તાલકેતુ મુનિનો વેશ ધારણ કરી બેઠો હતો. તે વેશ ધારી મુનિએ રાજપુત્રને કહ્યું કે–'મારે યજ્ઞ કરવો છે તેમાં વિઘ્ન ન આવે માટે તું આ આશ્રમની ચોકી કર, એટલામાં હું આ નદીમાં પ્રવેશ કરી વરુણ દેવનું આરાધન કરી લઉં. તેમજ વળી યજ્ઞકર્મમાં ધનની જરૂર, તેટલા માટે આ તારા કંઠનું આભૂષણ મને આપ'. રાજપુત્રે તે મુનિના આ પ્રમાણેનાં વચન સાંભળીને તુરતજ આભૂષણ તેને કાઢી આપ્યું. ને લઇને તે મુનિએ નદીમાં પ્રવેશ કર્યો, ત્યાંથી

તે અદૃશ્ય રીતે નીકળીને શત્રુજિત રાજા પાસે ગયો અને તેને પેલું આભૂષણ બતાવી બોલ્યો કે—'તારો પુત્ર રાક્ષસો સાથે યુદ્ધ કરતાં મરાઇ ગયો છે.' આ વાતની મદાલસાને ખબર પડતાંજ તે મૃત્યુ પામી. બ્રાહ્મણના કાર્યમાં પોતાનો પુત્ર મૃત્યુ પામ્યો એમ સમજી રાજાએ તેનો શોક કર્યો નહિ. પછી પેલો દુષ્ટ તાલકેતુ પાછો યમુના નદીમાંથી નીકળ્યો અને તે રાજપુત્રને તેણે રજા આપી. રાજપુત્ર પાછો ઘેર આવ્યો. પુત્રને પાછો આવ્યો જાણી સર્વ આશ્ચર્ય પામ્યા, પરંતુ રાજપુત્રે જ્યારે મદાલસાના મૃત્યુની વાત જાણી, ત્યારથી તે બીજી કોઇ પણ સ્ત્રીનો ભોગ કરવો નહિ—એમ પ્રતિજ્ઞા લઇને બેઠો છે."

આમ કહી તે નાગપુત્રો બોલ્યા કે—"હે પૂજ્ય પિતાશ્રી, મદાલસા, જે મૃત્યુ પામી છે તેજનું અભીષ્ટ છે, એવા અમારા મિત્રની ઇચ્છા અમે શી રીતે પૂર્ણ કરી શકિયે."

આ પ્રમાણે પુત્રોની વાત સાંભળી અશ્વતરના મનમાં ઋતધ્વજ ઉપર અત્યંત દયા આવી ગઇ. આથી તેણે તેને સહાય કરવાનો મનમાં વિચાર કરી, પોતે હિમાલય પર્વતમાં પ્લક્ષાવતરણ નામે તીર્થ છે ત્યાં જઇ પરમ તપ આરંભી દીધું. તેણે સરસ્વતીનું આરાધન કરવા માંડ્યું.

"હે દેવિ, અકાર, ઉકાર અને મકાર—એ ત્રિમાત્રા; બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર—એ ત્રિદેવ; સાંખ્ય, યોગ અને ન્યાય—એ ત્રિવિદ્યા; ગાર્હપત્ય, લૌકિક અને આહવનીય—ત્રિવન્હિ; સૂર્ય, ચંદ્ર અને અગ્નિ—એ ત્રિતેજ; ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગ; સત્વ, રજસ્ અને તમસ્—એ ત્રિગુણ; બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય અને વાનપ્રસ્થએ આશ્રમ; ભૂત, ભવિષ્ય અને વર્તમાન—એ ત્રિકાલ; જાગ્રત; સ્વપ્ન અને સુષુપ્તિ—એ અવસ્થા; પિતા, પિતામહ અને પ્રપિતામહ—એ ત્રિપિતૃ; દિવસ, રાત્રી અને સંધ્યા—એ ત્રિસમય—આ સર્વ પ્રકારની ત્રિપુટીઓ તારૂં સ્વરૂપ છે. સપ્ત સોમસંસ્થા, સપ્તહવિષ્ કે હુતદ્રવ્ય સંસ્થા અને સપ્ત પાકસંસ્થા—આ સંસ્થાઓ ઓંકારના ઉચ્ચારવડે થઇ શકે છે, પણ તારૂંજ સ્વરૂપ છે. તું એક, અનેક અને એકાનેક છે."

આ પ્રમાણે સ્તુતિ કરતાં વિષ્ણુની જિહ્વારૂપ સરસ્વતી દેવી પ્રસન્ન થયાં અને આ પ્રમાણે બોલ્યાં:—

" હે કંબલના ભાઇ–નાગરાજ, તારા ઉપર હું પ્રસન્ન છું, માટે માગ, "ત્યારે અશ્વતરે માગ્યું કે–"કંબલની સહાયતા મને આપો, અને અમે બંને ગાનવિદ્યામાં કુશલ થઇયે, તેમ કરો." સરસ્વતી બોલ્યાં:–"ષડ્જાતિ સપ્તસ્વરો, અવયવ ભેદ રહિત નો મુખ્ય એક ગ્રામ, તથા છરાગ, સાત ગીતક, ભેદ રહિત મૂલભૂત એવી સાત મૂર્ચ્છનાઓ–ઓગણપંચાશ તાલ, એકમાંથી ભેદ કરીને થયેલા ત્રણ ગ્રામો–આ સર્વે તને તેમજ તારા ભાઇ કંબલને પ્રાપ્ત થશે. વળી ચાર પ્રકારનું પદ, ત્રણ પ્રકારનો તાલ, ત્રણ પ્રકારનો લય, ત્રણ પ્રકારનો યતિ, અને ચાર પ્રકારનું તોધ, એ સર્વે પણ જાણવામાં આવશે." આમ વરદાન આપીને દેવી અદૃષ્ટ થયાં, અને ગાનવિદ્યામાં કુશલ થયેલા તે અશ્વતર તથા કંબલ, એ બંને ભાઇઓ કૈલાસ પર્વતના શિખરપર ગયા, અને મહાદેવની ગાનથી સ્તુતિ કરી. આથી મહાદેવે પ્રસન્ન થઇ વર માગવા કહ્યું, ત્યારે અશ્વતરે માગ્યું કે— " મદાલસા જેવા રૂપ તથા વય આદિમાં મૃત્યુ પામી છે તેવાજ રૂપ વયાદિમાં મારી પુત્રી થાય." આ પ્રમાણેની તેની માગણી સાંભળીને શ્રી મહાદેવજી બોલ્યા—" તું પિતૃશ્રાદ્ધ કરી, ત્રણ પિંડ મૂકજે અને તેમાંનો મધ્ય પિંડ ખાજે. આમ કરવાથી તારી મધ્ય ફેંણમાંથી શ્વાસ નીકળશે, તેમાંથી પૂર્વના જેવી મદાલસા ઉત્પન્ન થશે. "

આ પ્રમાણે મહાદેવજીથી વરદાન મેળવીને તેઓ ઘેર આવ્યા. પછી અશ્વતર રાજાએ શ્રાદ્ધાદિક કર્યું. અને તેથી મદાલસા પહેલાંના જેવીજ અવતરી આ વાતની તેણે પોતાના પુત્રોને ખબર થવા દીધી નહોતી. આ પછી તેણે પુત્રોને કહ્યું, કે–" તમારા મિત્ર તે રાજપુત્રને અત્ર તેડી લાવો અને મીજબાની આપો." પછી તે પ્રમાણે તે પુત્રોએ રાજપુત્રને સમજાવીને પોતાને ઘેર આણ્યો. પિતા અશ્વતરે તેને ભોજન કરાવ્યું અને પછી કંઇપણ વરદાન માગવાનું કહ્યું, ત્યારે નાગપુત્રોએ મદાલસાનીજ તેને ઇચ્છા છે, એમ ફરી કહી સંભળાવ્યું. ત્યારે અશ્વતરે મદાલસાને ત્યાં લાવી તે રાજપુત્રને અર્પણ કરી. રાજપુત્રે તેને અત્યંત ઉપકાર સાથે સ્વીકારી, અને મદાલસા પણ અત્યંત પ્રસન્ન થઇ તે રાજપુત્રની સાથે પાછી પૃથ્વી ઉપર આવી, અને તે બંને દંપતી પૂર્વવત્ સુખ ભોગવવા લાગ્યાં.

આ પછી કેટલેક કાલે શત્રુજિત રાજા મૃત્યુ પામતાં ઋતુધ્વજ ગાદીએ બેઠો અને નીતિથી રાજ્ય ચલાવવા લાગ્યો.

---

# સ્ત્રીકેળવણી.



( મળેલું ).

( સાંધણ પૃષ્ટ ૬૩૨ થી ).

પોતાના પતિને ગરીબ અપંગ ફકીરને દોઢીયું આપતો દેખી અરે એ શું કહે છે એવાને આપીએ તો ઉલટું પાપ લાગે ફકીરને આપણાથી અપાય પોતે ધર્મગુરૂનો વેશ લેઇ બેઠેલાને સ્વામીથી છુપી રીતે હાથનાં કરડા અથવા સાંકળી આપીઆવે તેનું કાંઇ નહી. કારણ એતો ઠેકાણે કેહેવાય પોતેજ દાન કર્યું ગણાય. પ્રસંગ પડયે કદાચિત દેરાણી એકાદ બે ફેરાં પાણી કાઢે વા સીંચણું માગેતો તે કેમ અપાય સીંચણું ઘસાઇ જવાની બ્હીક બતાવે, પણ વખતે કોઇ પરોપકારી સાધુ કાંઇ તાવબાવનો દોરો કરી આપે તો પાંચ દસ રૂપીયા દિયે તેમાં શું પેલાએ પચાસ કહ્યા ત્યારે દસજ આપ્યા છે ના? મીત્રને જમવા તેડી પતિ પ્રમદાને કહે આજે એક શાક તથા ભજીયાં વધારે કરજે અને હું બજારમાંથી બરફી લેતો આવીશ ધણીનો એવો ઉડાઉ હુકમ આપણા ઝીણી નજરના પનોતાં બાઇને કેમ પસંદ પડે તરત રોકડો જવાબ આપ્યો કે ના એમ નહીં થાય એવાતો તમારા સગા કંઇકિ આવ્યા કરશે એમ બેબે શાક કરીને શું દીવાળું કાઢવું છે. ઘર માંડયું છે કે ઘોલકાં? છોકરીના કાનમાંથી ઉમદાં નંગનું ઘરેણું કાઢી બાળક છોકરાંઓ લુંગડાંના પડદા બાંધી નાની લાકડાંની ઘંટી નાની ચુલી વીગેરેથી રમે છે તેને ઘોલકાં કહે છે.

કીમતનું લવીંગીઉં ખોવાઇગયું અને બીજા દાગીનામાંથી કેટલાક ઘુઘરી ખરીગઇ પણ તેમાં શું એતો ખમાય કારણ છોકરી બાળક એટલે તેનો શું વાંક કાઢે અને ઘુઘરી ખરી ગઈ એમાંતો મૂવા સોનીનો વાંક એ બીચારી દોઢડાહીનો શું વાંક ખબડદાર વાંચનાર તેનો વાંક કાઢશો નહીં નહીં તો તમોને પણ થોડીક ચોપડી દેશે. બીચારી મહા મેહેનતે કમાઇને પતિનાના પૈસા લાવે સાટે દીલદારના દોસ્ત સારૂ એક શાક વધારે કરવાનો ખર્ચ ન ખમાય પણ એકાદ દાગીનો ખોવાઈ જાય તે તો ખમવું જોઇએ દીકરો દસબાર દીવસે હજામત ક-

રાવે એ કેમ ખમાય શું ૫ દર વીસ દીવસે મુડાવે તો નચાલે? પોતાને સો સો રૂપીયાના ઘાટ પાનેતર વિના ન ચાલે નવી બાનકનાં છીંટ છાએલ ખરીદવા વિના ચાલે? એતો વાજબી ખરચ. સારૂં લુગડું એતો ઘરનું રાજ પણ આઠ આઠ દસ દસ દીવશે મુંડાવીને હજામોનાં ઘર શા માટે ભરવાં જોઇએ, ઘરસંસાર ચલાવનારી ફીલસુફ ઓરતો એવા ખોટા ખર્ચને કેમ મંજુર રાખે

દાદાના વખતના બંધાવેલાં ઘરના સાંકડાં બારી બારણાં જતાં આવતાં માણસોના માથાંની વખતાવખત ખબર લેતાં હોય એથી કંટાળી દીકરો મોટાં બારણાં મુકાવવા કહે ત્યારે મા કહે કે એમ થાય નહિ. સારાં મુરતના એ બારણાંને કટાયજ કેમ. માથાં ભાગે તેની ફીકર નહીં સંભાળીને ચાલો. પણ એ રૂડાં મુહુરત્તનાં બારણાને કેમ કઢાય? તુરતનો પરણેલો જુવાન દીકરો સારો ઓછાડ વાપરે તો તે કેમ અનુકુળ આવે એવી આછકડાઇ કેમ ખમી શકાય એવા ખોટા ખર્ચ કેમ થવાદેવાય આજ સુધી એવો ઓછાડ નહોતા વાપરતા તેનું શું નહોતું ચાલતું. હવેના છોકરાઓ તો લઇઉઠયા છે. સસરો ગચ્છંતી થાય તો ક્રિયાની બે નાતતો ધણોની તાકાત ન હોય તોય કરવી જોઇએ કારણ એ અવસર કાંઇ ફરી ફરી આવવાનો છે. એમ નકરે તો જીવનો ઉદ્ધાર કેમ થાય. ફાટેલાં ગંદીલાં ગોદડાં હોય તેની ફીકર નહીં એતો ઘરમાં એમજ ચાલે પણ પગમાં દોઢસો તોલાનાં કલ્લાં બેડી પેહેર્યાવીના કાંઇ ચાલે? ઘરમાં ગમે તેમ હોય પણ લોકલાજમાં તો ઉભલું જોઇએ કોઇક વખત પોતાનાં છોકરાંની સાથે રમવા આવેલ બીજાંના છોકરાંને હીંડોળાખાટપર હીંચકાવા કેમ દેવાય કડાં બે ચાર વરસમાં ઘસાઇ જયાથી પારકાંના છોકરાં શું દુધ દેતાં હોય તે તેને હીંચકવા દય? આવી ઝીણી નજરની જોરૂને પણ આસપાસના તીર્થની જાત્રા કર્યાવિના ચાલે શું એકલી જાત્રા કરવા જાય સાથે પોતાની બેન એકાદ પાડોશણ વીગેરે જોઈએ ના એ બધાંનો ખરચ ઘરધણી ભોગવે બીજાને શું? પાડોશણના છોકરાંને ઝુલવા દઇ કડાં ન ઘસાવા દેવાય પણ સહીપણી—જીવ મળેલી સખીને જાત્રા કરાવ્યાવિના ચાલે? ભાગેલી પેટીમાં નકુચો નંખાવવાનો ખર્ચ ન ખમાય ફુટેલાં ફાનસનો નવો કાચ લઇ શકાય હુટીને ગાંઠો છુટીને એક બે વખત ડોલ કુવામાં પડે તાંસુધી નવાં દોરડાંનો ખરચ ન કરાય ભાગેલી ઢાંકણી ચાલે ત્યાંસુધી ન બદલાવાય. સડેલું અથાણું જીવાત પડે ત્યાંસુધી અનાથને ન અપાય અને હમેંશા વધું લાકડાં બળે તેની ફીકર નહીં પણ ભાગેલો ન બદલાવાય પણ

પીતૃ નડતા હોય તો લીલ અથવા નારાયણ બળી અને છેલે ત્રિપિંડી સરાવ્યા વિના કાંઇ ચાલે, ઉપલી બાબતોમાં સગડસ્તાઉ ચાલે પણ કાંઇ પીતૃની બાબમાં એમ ચાલે? જો તેના માગ્યા મુજબ ન કરે તો તરત ઉધું કરી નાંખે.

આવી ઉંડી ગણત્રી વાળી વિનતાઓ દાનેસમંદ દિલદારો દળીદ્ર લાવે? હિંદુઓની અધમ હાલતનું કારણ આવી અબળાઓ કાં નગણાય? અમારી કુલીન અબળાઓ અતિશે મુંઝવણ ભોગવતા જરૂરને પ્રસંગ પણ સસરા આદિ વડીલ પુરૂષો સમક્ષ બોલવાની તક લશે નહી પણ લગ્નમાં તેઓના સાંભળતાં વેવાણોને ગમેતેવી ભુંડી ગાળ્યો દઇ શકાશે. ભલે સારૂં સાચું જરૂરનું પણ સસરા સાથે–એથિ બોલાય કેમ? ફુટામણા એતો લગ્નની ખેરીયાત વેવાણોને ખારવાને સોંપ્યા વિના સંતોષ કેમ વળે. જોઇલેજો અમારી આબરૂદાર અબળાઓની લાજ.

વાડામાં થાપેલાં છાંણાં એજરાઇ જાય તો ભલે પણ મુરત વિના મોઢવો કેમ ખડકાય માથું ગમે એટલું મેલું થાય ને મગજનો ગમેતેવી ખરાબી થાય પણ સું ચોકશ વાર વિના માથે ન હવાયકે? ભલે તે ગમેતેવી આંખ્યો દુખે પણ ભદ્રા તીથીમાં ભરણ નંખાય કે ભલેને ગમે તેટલા પુરા પડે પણ અમુકવાર વીના ગોળા વિછળાય કે? લાકડાં થઇ રહ્યાં હોય તો ગમે તેમ ચલવો પણ શું પંચકમાં લેવાય કે? પ્યારી પાડોશણને ભલેને ગમે તેટલું અસુર થતું હોય પણ આતવાર મંગળવાર દેવતા દેવાય કે? ભલેને દહીં ખવાઇ જાય પણ કાંઇ ચૌદસને દીવસે છાશ કરાય કે? ભલેને શરીર લથડી પડયું હોય પ્રતિકુળ ચીજ ખાવાની હોય તો પણ ચોકસ જાતનાં વ્રત કર્યા વિના ચાલે કે? ભલેને રોટલી તાવડીમાં બળી જાય ભલેને છોકરૂં રડી મરે ભલેને ધણી ચીરડાતો બેઠો રહે પણ મંગળાના દર્શનનો નિયમ ચુકાય કે? એક બ્રાહ્મણી પોતાના છોકરાને વાંચતો જોઇ "આખો દીવસ એજ કામ એમાં દહાડો નહી વળે એ ચોપડા વાંચે કાંઇ ઘરમાં આવી પડશે નહી જો ઉકાપટેલની જાન જાય છે તે લઠેશ્વર શ્વાનણ લખરદાસ એ બધા જાય છે તેની સાથે ટીબરે જાતે પાલી બે પાલી જુવાર લઇ આવીશ એ થોથામાં કાંઇ નહી વળે પીટયા છાપવાવાળા પણ નવરા બેઠા શું કરે? આખા મુલકની પરડ ચીતરીને ધકેલી મૂકે છે એ બધા પૈસા લુટવાનું છે.

છોકરો—આપણુને ક્યાં પૈસા પડ્યા છે. એતો મણીશંકર મફત મોકલે છે.

બાઈ—મફત મોકલે પણ વખતતો જાય! ત્યારનો વાંચ્યા કરે છે પણ લોટ ગયો હોત તો ત્રાંબડી ભરાતના. કેમ માધુ પાંચમા ધોરણમાં પાસ થયોના? હાજી.

કલકતામાં એક નોકરી બહુ સારી છે માધુને મોકલશોના. નારે ભાઈ અમારે આંહીજ કલકતા છે. એ એનું ગામડું સાચવે ને બે રોટલાનો લોટ માગી આવે એટલે બસ. મારે ક્યાં સાત પાંચ ઉપર મારૂં જીવતર છે. જ્યાં પેટ ભરાય ત્યાં આપણું કલકતા. અરધો મૂકીને આખાને ન શોધિયે. ના ભાઈ એને ઘર બાહાર મોકલતાં મારો તો જીવ સામે નહી. ગામ ગયો હોયને આવતાં અસુર થાય તો મારો જીવ અરધો થાય છે ને વળી કલકતે ક્યાં મોકલું, એવી વાત છોકરા પાસે કરશો નહીં.

માધુ—નહીં મા હું તો જઇશ.

જવાય કેમ તરત નાત બ્હાર મૂકે, આપણાથી આગબોટમાં કાંઇ ખવાય કે? સાજાં માંદા થઇયે ત્યારે ત્યાં કોઈ આપણું સગુંવ્હાલું ખરૂં કે? આપણા વંશમાં કોણ ગયું છે તે તું જઇશ. આગબોટમાં બેસતાં જીવ કેમ સામે? જોને અવલનો દીકરો આદન ગયો તે ત્યાંજ રહ્યોના પાછા મોં મિલાપ પણ થયો? તું જવાનું કહે છે તેમાં તારો વાંક નથી. હવેનાં છોકરાંજ એવા નિર્દય થાય છે. મા બાપ તેઓ સારૂ મરી પડતાં હોય પણ તેઓને મન કાંઇ નહીં. તું જરા મોડોઆવ્ય તો મને ખાવું ભાવે નહીં, હજારો વિચાર થાય ને તારે કલકતે જવું છે, હું તારી ઉપર લાંબી લાંબી આશા બાંધી બેઠી છું ને તું આજથી કહ્યું નહીં માન તો પછે મારો તો ભવ બગ્યોજના. પ્રીતમલાલનો કાગળ બે દિવસ મોડો આવે તો તેની મા રોઈ રોઇને મરે છે એ નથી જોતો. મારા પણ એવા હાલ કરવા હોય તો જા. આપણે કબુલ કરવું જોઇએ અભણ લોકોમાં જેટલો પ્રેમભાવ છે તેટલો આપણા હાલના સુધરેલા દેશોમાં—સુધરેલા લોકોમાં વર્તમાનથી એની કેલવણી આપણા મગજમાં પ્રભાવનો પ્રતિસ્પર્દ્ધિ છુટાપણાનો પવન વધારે જોસથી ઠસાવે છે અને તેના પરિણામમાં અજ્ઞાન લોકોને ઉછરતી પ્રજા નિર્દય જેવી દિસે છે. બીજું એ પણ ખરૂં છે કે સમજ ફેરથી કેટલીક બાબતમાં અજ્ઞાન મા બાપો પોતાનું અપમાન માની લે છે અને તેથી તેઓને ઉછરતી પ્રજાને મેહેર—માયા વિનાની ગણવાનું કારણ મળે છે.

હમેશને માટે તે કદી પણ નથી શકેજ નહી અને તેથી તે છોકરાકેની હાલતનાં થઈ પડે છે તે છોકરાંમાંજ જીવતર માનનારી માતા શું સમજી શકશે?

અબળાઓને અભ્યાસની તક મળેજ ક્યાંથી? જો આર્યયુવતી અભ્યાસમાં રોકાય તો પછી કુથલીનો કારભાર કોણ કરે? વગર પૈસે કઇ ધોબણો પારકાંના ધોએ? શીવ કુંવરના છોકરાનું નાક બહુ લાંબુ, પ્રેમકોરને તો રસોઇ પણ પુરી આવડતી નથી, અવલને વાંકા ચુકા બોલતાં બહુ આવડેછે, નરભે એ ફુવીને ગાળો બહુ દીધી, ભાણીને તો કુટતાં પણ આવતું નથી, બાઇ રંભા ડોશીની પછવાડે કોઇ રોયું પણ નહી, હીરૂની મુનાવડ પણ કચરે નકરી, રામકુંવરને તો તેના વેહેવાઇ સાથે વરેણાંમારૂ બોલવું પડ્યું, કાનજી કાકાના દાહાડામાં તો દાળ પણ ખારી આપણી બાનુઓ ભણશે તો નાનામાં નાની વાત ને પણ ગંભીર રૂપ આપી અથથી ઇતિ સુધી મસાલો ભભરાવેલી રસિક ભાષામાં આગલા પાછલા દાખલા દલીલ સાથે છટાદાર પણે અસરકારક રીતે બીજાના અંતઃકરણમાં કોણે ઠસાવશે? ખરેખર સ્ત્રીઓમાં વર્ણન શક્તિનો અદ્ભુત ગુણ રહેલો છે પણ અફસોસ કે તે ગુણ નકામાં ટાયલાં–પારકી નિંદા–પારકી પીડામાં વપરાય છે મને લાગે છે કે લેખક સ્ત્રીની વર્ણન શક્તિનું અવલોકન–અનુકરણ કરવું જોઇએ

તમે સ્ત્રીઓને કહોછો કે ભણો ભણો પણ કોની પાસે ભણો? જમાઇ બનેવી શાહનો સાળો અને બીજા ઓળખીતાઓ સાથે ભલે નીખાલસ પણ નાગી મશ્કરીનો વેહેવાર ચાલે પણ નાની ઉમરના છોકરા પાસે બેસીને ભણાય કેમ? શરમ ન લાગે?

જો આર્ય અબળાઓ કેળવણી લે તો વેવાણોના વાંકા કોણ બોલે દુધમાંથી પુરા કોણ કહાડે, વાતવાતમાં પાડોશણ સાથે લડાઇ કોણ કરે, વહુની ચાલચલગતની બારીક નહીં જેવી ખામીઓ કોણ ખોળી કાઢે, નણદોની નરમ ભૂલો ભયંકર રૂપમાં બતાવે. વર સાથે વાત વાતમાં કોણ રીસાય, છોકરાંને ગાળો કોણ ભાડે, ભાંડુ ભાંડુમાં કજીયો કોણ કરે, વિસ્તાર વિનાની વાતની જીણી ભર યાદી કોણ રાખે, નજીવા બનાવની ગોઠવણી કોણ કરે, રમુજમાં કોણ રોઇ પડે, ફોગટમાં કોણ ચીરડાઇ જાય, ખારી પ્યાલો કોણ કરે, ના હકની બળતરા કોણ ભોગવે, કલ્પિત સુખ દુઃખની લહેરમાં કોણ તણાય, વેહેમને ઉત્તેજન કોણ આપે, રૂઢીનું ઉપાસક કોણ રહે, ઠગારાના ઘર કોણ ભરે, ઢોંગીઓનો શીકાર કોણ

થાય, તિવ્ર વચનના બાંણ કોણ મારે અને ધર્મને નામે કર્મ કોણ બાંધે?

આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે ચાલતા કાળમાં સ્ત્રી કેલવણીની ખાસ જરૂર છે. દરેક સમજુ મા બાપોએ પોતાની બાળકીઓને ઘર સંસાર ઉપયોગી જરૂરની કેળવણી આવશ્ય આપવી જોઇએ છે. આજ સુધી સ્ત્રીઓને જે કેળવણી અપાણી છે અને અપાય છે તેનું પરિણામ કેવું આવ્યું? જેટલું અગત્ય નું છે તેટલુંજ કઠિન છે. હું સુધરેલી સ્ત્રીઓના સહવાસનો લાભ લેવા ભાગ્યવાન થયો નથી, કન્યાશાળાઓની હકીકત જાણવા મને તક મળી નથી અને ફીમેલકોલેજોનાં દર્શન લેવા હું હજું શક્તિવાન થયો નથી, એટલે હાલમાં અપાતી કેલવણીના પરિણામ વિષે વિચાર બાંધવા એ મારા અનુભવ બહારનું કામ છે. તો પણ એટલું તો ખરૂં કે એ પરિણામ પુરેપુરૂં સંતોષ લાયક અથવા બીજાંને મજબુત દાખલો લેવા જોગ અસરકારક થઇ પડે એમ માનવું ભ્રાંતિ ભરેલું છે. સ્ત્રી કેળવણી વિષેના વર્તમાન પત્રોમાં વિષયો વાંચતાં, સરટી માધવરાવની ટીકા પ્રોફેસર જીન્સીવાલાના ભાષણ અને ગુજરાતી અધિપતિ સાહેબના અભિપ્રાય જોતાં હાલની સ્ત્રી કેલવણીનું પરિણામ લોકોનું વળણ પોતાની તરફ ખેચનારૂં થાય એમ માનવા આપણી પાસે આધાર રહેતો નથી એટલું તો ખરૂ કે હાલમાં અપાતી કેલવણીનું પરિણામ કદાપી ગમે તેવું સારૂં હોય તો પણ અધુરી ઉછાંછળી કેળવણી લીધેલી બાળકીઓએ બનતાં સુધી પોતાની આજ્ઞાન બેહેનો આગળ પડતી નીવડી એ દાખલા કેળવણીના વિસ્તારના પ્રમાણમાં થોડાજ મળી આવશે માંડ માંડ વાંચી શકે તેવી ભણેલીયોના પ્રસંગમાં હું બે ત્રણ વખત આવેલો છું અને તેઓને સદેવંત સાવળંગાની ચોપડી ભર્તૃહરિના નાટકના ગાયનોની ચોપડી મારી પાસે માગતાં મેં જોએલી છે આ ઉપરથી હાલની કંન્યા શાળાઓની અધુરી કેળવણીનો કાંઇક ઝાંખો ખ્યાલ મને ઉત્પન થાય છે. અને તે એજ કે હાલ અપાતી કેળવણીથી કન્યકાઓમાં ઉન્મતાઇના અંશ જોવામાં આવે છે હું કોઈ પણ રીતે સ્ત્રી કેળવણીને વિરૂદ્ધ જવ ઇચ્છતો નથી પણ અંતઃકરણથી તેને વધતી જતી જોવા ઇચ્છું છું.

સ્ત્રીઓની કેળવણી આવા પ્રકારની અપાવી જોઈએ કે તેઓ પારીસની યુંનાઇટેડ સ્ટેટસની હાલની મડમોના જેવા ખવાસની નહી પણ પ્રાચીનકાળની

સતી સીતા સાવિત્રીના સ્વભાવની થાય કેટલીક પ્રાચીન રૂડી રીતિનુ અનુકરણ જેટલું ફાયદા કારક છે તેટલુંજ કેટલી અર્વાચીન પાશ્ચિમાત્ય ભભકાદાર રીતિનુ અનુકરણ નુકશાન કારક છે અને તેથી સુધારાની શરૂઆતની આ ઉછાંછળી ઓગણીસમી સદીમાં બહુ વિચારીને પગલાં ભરવાં ઘટે છે. હીંદુનો સુધારો હજું સુધી બાલ અવસ્થામાં ગણી શકાય તેથી તેને જેમ વાવવા માગીએ તે આપી શકે એમ છે. જો બે દરકારીથી આ રૂડી તક પસાર થઇજશે તો પછે એટલી સેહેલાઇથી તેવી તક આવવી મુશ્કેલ છે. કેટલાકો જાણે પ્રાચીન હીંદુ રીવાજને ધિઃકારવાનુજ પણ લઇ બેઠેલા છે, અને કેટલાક અરવાચીન સઘળા રીવાજોને ધિઃકારવામાંજ માન માને છે. હું એ બે પક્ષકારોથી નિરાળો છું. સુધારાને માટે મારા વિચાર વધારે આગળ પડતા છે, જે રીતિથી ઈશ્વરના કાયદાનો ભંગ થતો હોય, નીતિના કાનુનોને નુકશાન ન થતુ હોય તેવી રીતિ યોગ્યછે.

એતો પરમેશ્વરે મનુષ્યમાં અકલ નામે જે શક્તિ મૂકલી છે તેને થાપ મારવા બરોબર છે મારી વયના ઉછરતા ઉછાંછળા જુવાનોઆગો ઉપલા લખાણથી ઉન્મત્ત બને માટે મારે જણાવવું જોઇએ. હૃદયમાં રહેવા માટે સારા સારા નિયમો સંભાળવા માટે રૂડા રસ્તા બતાવવા માટે અને બીજાં ઘણા હિત સારૂ સર્વ કાળમાં સર્વ પ્રજાને ફીલસુફોના બુલંદ વિચારથી લખે એટલાં પ્રમાણ પુસ્તકોની પુરી જરૂર છેજ એમ કહેવું એ કાંઇ હદબાર જવાતું નથી, ફક્ત હિંદુઓમાંજ નહી પણ સઘળી કોમમાં પોતપોતાનો ધર્મશાસ્ત્રને માટે જેટલું માન ધરાવવું વાજબી છે તેથી વધારે માન ધરાવવાની રીત ચાલતીજ આવેલી છે અને તેનું કારણ શાસ્ત્રને ઈશ્વરદત્ત માનવું એ છે.

હું જુદા વિષય પર ઉતરી પડયો છું. જો કે તે જરૂરનું છે તો પણ આ જગ્યો એ તેનું વધુ વિવેચન કરવું એ મૂળ ઉદ્દેશ મુકી દીધા જેવું છે.

અપૂર્ણ.

---

આસપાસ ઉભેલા માણસો તરફ માથું ઉંચુ કરી જોયું અને એવા મુખના ચાળાઓ કરવા લાગ્યો કે સર્વેને બહુ હસતું આવવા લાગ્યું. તે વધારે વધારે ચાળા કરવા લાગ્યો અને પોતે પણ હસવા લાગ્યો. કેટલીકવાર સુધી આમ ચાલ્યા પછી તે બધું શાંત થયું અને છેવટે તેનાથી મસ લાગ થઇ ગયો અને પછી છેક સાજો થઇ ગયો હતો. અર્થાત્ આમાં મગજ ઉપર ઘેલાઇની અસર કરવાનો પણ ગુણ છે.

એવું કહેવાય છે કે ચણોટીના ચૂર્ણને આકડાના દુધમાં વાટીને તેની શલાકા બનાવીને તેને સૂર્યના તડકામાં સૂકવી મજબુત અને કઠિણ બનાવીને પછી શરીરમાં તેની અણી એવી રીતે ભોંકવામાં આવે કે તેની અણીનો કંઇ ભાગ ત્વચામાં ભાંગી જાય, તો તે માણસને કંઇપણ ઈજા થયા વગર તથા ખબર પડયા વગર બે કે ત્રણ દિવસમાં તેનું મૃત્યુ થઇ જાય છે.[1] વળી તે મરનારના શરીરની તપાસણી કરતાં કંઇપણ ઝેરનાં ચિહ્ન જણાતાં નથી, પણ માત્ર જે સ્થળે શલાકા ઘોંચી હોય, તે સ્થળે મચ્છરના કરડ જેવો ડાઘ માત્ર રહે છે.

ત્રીજો છોડ ગાંજો છે. તેને નાનાં પુષ્પો થાય છે. એ ગાંજો ભાંગમાંથી બને છે. ભાંગ અને ગાંજાની એકજ પ્રકારની મગજ ઉપર અસર છે, તોપણ ભાંગ કરતાં ગાંજામાં શરીરને થોડી નુકશાની ગણાય છે. જંગલી અને બાગાત છોડો ઘણીવાર દેખાવમાં છેક મળતા આવે છે, તોપણ તેમાં ઘણો તફાવત હોય છે. બાગાત ગાંજાનો છોડ અજમાના જેવો હોય છે, તોપણ જરા વધારે મજબૂત અને વધારે પાંદડાંવાળો હોય છે, અને જંગલી ગાંજામાં સખત બંધક વાસ હોય છે, ત્યારે તેમાં કંઈપણ વાસ હોતી નથી. ઘણા લોકનું માનવું છે કે ગાંજો પીવાથી શરીરમાં તાકાત અથવા કૌવત રહે છે, અને ઘણા બાવા જોગીઓ તેનો ઉપયોગ કરે છે. તેમાં ભક્તિની અંદર મસ્ત રહેવાની ભાવના સૂળે તો જણાય છે, અને એટલું તો ખરૂં છે કે કોઈપણ વાતમાં એકતાન ધ્યાન લગાડવામાં આવી કેફી વસ્તુઓ એક સ્થૂલ સાધન તરીકે છેજ, પણ હમેશાં સારાં પરિણામો માટે પણ વપરાતાં સ્થૂલ સાધનો અંતે બહુ નુકશાનકારક છેજ. એક સંચાને હદ ઉપરાંત દોડાવવાથી તે વહેલો નકામો થાય છે, તેમ શરીરને દવા વગેરેના કૃત્રિમ સાધનથી વિશેષ બળવાન કરવા જતાં તે વહેલું જીંદગીની મુસાફરી સમાપ્ત કરે છે.

અપૂર્ણ.

---

૧ જુવો Chambers's Journal 1895 Jan. 3, પૃષ્ઠ ૧૦

# श्री पंचाक्षरस्तोत्र.

(સાંધણુ પૃષ્ઠ ૧૪૨ થી).

ટીકાઃ—આપણા આખા શ્લોકમાં વિશેષણોથી વર્ણન છે. मंदाकिनी सलिल चंदन चर्चित એ આખો શબ્દછે, તે मंदाकिनी, सलिल, चंदन, चर्चित, એ ચાર શબ્દોના સંયોગથી બનેલો છે. પ્રથમ શબ્દ मंदाकिनी છે તેમાં પણ मंद અને आकिनी એ બે શબ્દો આવેલા છે. मंद=ધીમી, અને आकिनी=ગતિ કરનારી, એમ मंदाकिनी=ધીમી ગતિ કરનારી—ગંગા નદીનો વાચક સ્થૂલાર્થમાંછે. સૂક્ષ્માર્થ આ પ્રમાણે થાયઃ—मद् ધાતુનો અર્થ "ધીમું" થાય છે, અને अक्=વિક્રગતિ. આખો અર્થ "ધીમી વક્રગતિ" થાય છે. યોગવિદ્યામાં મસ્તકથી પીઠના ભાગમાં બેસણી સૂધીમાં સુષુમ્ણા માર્ગ છે, એ માર્ગમાં કુંડલિની નામની શક્તિનું ગમન થાય છે, તે નીચેથી ઉપર ચડે ત્યારે યોગ થાય છે, અને નીચી ઉતરે ત્યારે સમાધિ અવસ્થા છૂટે છે. કુંડલિનીની આ ગતિનેજ વહનરૂપ નદીનું રૂપ આપેલું છે. તે ધીમી અને વક્રગતિથી ચાલે છે, માટે તેજ मंदाकिनी છે. કુંડલિનીને યોગશાસ્ત્રમાં સર્પાકાર કહેલી છે. सलिलनो સ્થૂલાર્થ "જલ" છે. ગંગા નદીનું જલ. સૂક્ષ્માર્થ આ પ્રમાણે છે. सल् ધાતુ ગતિવાચક છે, એથી मंदाकिनी सलिल એટલાનો અર્થ "ધીમી વિક્રગતિ" છે. चंदन. चद् ધાતુ પ્રકાશ વાચકછે, તે પરથી સુષુમ્ણામાં વહન કરતા ચંદ્રરસનો વાચક चंदन શબ્દ છે मंदाकिनी सलिल चंदन એટલાનો આખો અર્થ "ધીમી વક્ર ગતિથી વહન કરતો ચંદ્રરસ" થાય છે. चर्चित. चर्च् ધાતુનો અર્થ "જપ" થાય છે. આ ઉપરથી मंदाकिनी सलिल चंदन चर्चित નો આખો અર્થ નીચે પ્રમાણે થાય છે.

સ્થૂલાર્થ.

મંદાકિની (ગંગા નદીના) જળથી ઘસેલા ચંદનથી લેપિત શરીરવાળા.

આખા શ્લોકનો અર્થ ગુહ્યાર્થ આ પ્રમાણે થાય છેઃ—

"ધીમી વક્રગતિથી વહન કરનાર ચંદ્ર રસરૂપે જપાયલા, આનંદરૂપ, પ્રણવરૂપ, સૃષ્ટિના આદિ કારણરૂપ (અથવા) પાસે આવતા કાળરૂપ ભયનો નાશ કરનાર, (અને) સર્વ શક્તિમાન્ મકાર પ્રતિ નમસ્કાર."

આ શ્લોકમાં મકારની સ્તુતિ હોવાથી શ્લોકારંભ મકારથી થયેલોછે. ઇંદ્ર-

વજા વૃત્ત છે. હવે શિકાર સ્તવન ત્રીજા શ્લોકમાં આવે છે:—

**शिवायगौरीवदनाब्जवृंदसूर्यायदक्षाध्वरनाशकाय ।**
**श्रीनीलकंठायवृषध्वजाय तस्मैशिकारायनमःशिवाय॥ ३ ॥**

અર્થ:—ગૌરીના વદનરૂપી કમલવૃંદમાં સૂર્યરૂપ (અને) દક્ષના યજ્ઞનો નાશ કરનાર શિવજી, શ્રી નીલકંઠ, વૃષધ્વજ, એવા શિકારને નમસ્કાર.

**मंदारपुष्प बहुपुष्प सुपूजित** એટલો શબ્દ **मंदारपुष्प, बहुपुष्प** અને **सुपूजित** એ ત્રણ શબ્દોનો સંયોગ છે. **मंदारपुष्प**માં પણ **मंदार** અને **पुष्प** એ બે શબ્દો છે. **मंदार** પુષ્પ વિશેષનું નામ છે. એ પુષ્પ ( Calotropis gigantid ) શિવજીને પ્રિય છે. **पुष्प**નો અર્થ તો સ્પષ્ટજ છે. સૂક્ષ્માર્થમાં **मद्** ધાતુ મંદતાના અર્થમાં છે અને **ऋ** ગમન વાચક છે. મંદગતિમાન્, એમ અર્થ છે. **मंदार** શબ્દની વ્યુત્પત્તિ વળી બીજી રીતે પણ થાય છે. **मन्** ધાતુ વિચાર વાચક છે, અને **द्रु** ધાતુ મરણવાચક છે; એ પદથી "મનને મારવું" એમ અર્થ થાય છે. **दार**=મારનાર, મનને મારનાર. **पुष्प** શબ્દ **पुष्प्**=રક્ષણ ઉપરથી રક્ષક વાચક છે. ત્યારે **मंदारपुष्प** નો આખો અર્થ "મનને મારનાર રક્ષક" એમ થાય છે. **बहुपुष्प** શબ્દ પણ **बहु** અને **पुष्प**નો સંયોગ છે. **बह्** ધાતુ વૃદ્ધિવાચક હોવાથી **बहु** એટલે "ઘણું," અને **पुष्प**નો અર્થ ઉપર બતાવાઇ ગયો છે, એ પરથી **बहुपुष्प**= 'ઘણું રક્ષણ' થાય છે. **सुपूजित** શબ્દ પણ **सु**=સારી રીતે અને **पूजित**=પૂજાયલા બે શબ્દો છે. આખો અર્થ નીચે પ્રમાણે છે:-

| સ્થૂલાર્થ. | સૂક્ષ્માર્થ. |
|---|---|
| ઘણાં મંદાર પુષ્પોથી સારી રીતે પૂજાયલા. | મનને મારીને સારી રીતે રક્ષણ કરનાર તરીકે સારી રીતે પૂજાયલા. |

ટીકા:-પ્રથમ શબ્દ **शिव** છે; અને **गौरीवदनाब्जवृंदसूर्य** તથા **दक्षाध्वरनाशक**, એ બે તેનાં (**शिव**નાં) વિષેષણો છે. આમાંનું પ્હેલું વિશેષણ **गौरीवदनाब्जवृन्द** અને **सूर्य** એ બે પદથી સંયુક્ત છે. આમાં પણ પ્રથમ પદમાં **गौरी, वदन, अब्ज** અને **वृंद** એમ ચાર શબ્દો છે. પ્રથમ શબ્બ **गौरी** છે. એ પાર્વતીજીનું નામ છે, અને અર્થ "ગૌરવર્ણ" થાય છે. **गुर्** ધાતુનો અર્થ "મારી-નાખવું" થાય છે. શિવજીની શક્તિ તેજ ગૌરી—લયશક્તિ. બીજો શબ્દ **वदन** છે. **वद्**—બોલવું, એ પરથી સ્થૂલાર્થમાં "મુખ" પરંતુ સૂક્ષ્માર્થમાં લયશક્તિનો

"નાદ"–પ્રણવ. સમાધિમાં થતો શબ્દ. अब्जनो અર્થ "કમલ" છે. મુખને કમલની ઉપમા અપાય છે. સૂક્ષ્માર્થમાં अप्–જળ અને ज=જન્મ. કમલ જળમાં ઉગે છે, પ્રણવરૂપ ઉત્પત્તિ પણ જળમાંજ છે, માટે કુંડલિની જે લયશક્તિ છે તેનું સુષુમ્ણા માર્ગમાં–ગંગા નદીના જળમાં ચાલવું તે, એમ અર્થ થાયછે. वृंद શબ્દ સમૂહવાચક છે. वृण ધાતુનો અર્થ "ખાઇજવુ" થાય છે, અને द्र નાશવાચક છે. सूर्य શબ્દ તો સ્પષ્ટજ છે, પણ સૂક્ષ્માર્થમાં सुर શબ્દ પ્રકાશનો વાચક છે. આખો અર્થ નીચે પ્રમાણે થાય છે:–

| સ્થૂલાર્થ. | સૂક્ષ્માર્થ. |
|---|---|
| ગૌરીના વદનકમળના વૃંદમાં સૂર્યરૂપ શિવજી. | લયશક્તિના લયકર ઘોર શબ્દના પ્રકાશરૂપ, અથવા સુષુમ્ણા માર્ગમાં ચાલતી કુંડલિનીના ઘોર નાદ પ્રકાશરૂપ શિવજી. |

शिव શબ્દમાં शि ધાતુનો અર્થ "ઘસીનાખવું" થાયછે અને व વાતાવરણનો વાચક છે. વાતાવરણરૂપ વિશ્વને ઘસી નાખવું–લય કરવો–એમ અર્થ થતાં शिव એટલે "સૃષ્ટિનો લય કરનાર" થાય છે.

दक्षाध्वर नाशक. दक्ष, अध्वर અને नाशक, એમ ત્રણ શબ્દો આમાં છે. दक्ष પ્રજાપતિ શિવજીના સસરા હતા, अध्वर=યજ્ઞ, અને नाशक=નાશ કરનાર; "દક્ષના યજ્ઞનો નાશ કરનારા" એમ સ્થૂળ અર્થ છે. સૂક્ષ્માર્થ નીચે પ્રમાણે છે:– दक्ष ધાતુ ઉત્પત્તિ વાચક છે. अध्वर=યજ્ઞ. दक्षाध्वर=ઉત્પત્તિરૂપ યજ્ઞ. યજ્ઞ ઉત્પત્તિરૂપ છે. नाशक નો અર્થ "નાશ કરનાર"છે. આખો અર્થ નીચે પ્રમાણેઃ–

| સ્થૂલાર્થ. | સૂક્ષ્માર્થ. |
|---|---|
| દક્ષના યજ્ઞનો નાશ કરનાર. | યજ્ઞરૂપ ઉત્પત્તિનો લય કરનાર. |

श्री नीलकंठ. શિવજીએ વિષ પીધું. તે જેવા પીવા જાય છે તેવું પાર્વતીએ તેમનું મુખ પકડીને કહ્યું કે "મને મૂકીને!" આથી વિષ નીચે ન ઉતરતાં શિવજીના કંઠમાંજ રહી ગયું. વિષનો રંગ નીલ હોય છે, માટે શિવજીન કંઠમાં વિષ રહી ગયું તેથી તેમની કંઠ નીલ રંગની છે, માટે શિવજીનું નામ નીલકંઠ છે. આવી વાત કથાભાગોમાં છે. नील શબ્દ વિષવાચક છે અને शठ ધાતુ ઇચ્છાવાચક છે. "વિષની ઇચ્છા રાખનાર" તે નીલકંઠ, એ પરથી "લય કરવાની ઈચ્છા રાખનાર" એમ ભાવ નીકળે શકે છે. श्री તો નામની પૂર્વે માન

કારી તરીકે વપરાય છે.

**वृषध्वज.** આમાં બે શબ્દો **वृष** અને **ध्वज** છે. **वृष**=પોઠિયો, તે શિવજીનું વાહન છે. પ્રથમ **नांदि** વિષે લખેલું છે તે જોવું. **वृष्** ધાતુ પ્રવાહવાચક છે, એ પરથી સુષુમ્ણામાંના નાદ પ્રવાહનું રૂપ વૃષ, ને તેજ પ્રણવરૂપ શિવનું વાહન છે. **ध्वज** નો અર્થ ચિન્હ છે. અર્થાત્ "પ્રણવ જેનું સ્વરૂપ છે એવા," એમ અર્થ થાય છે.

આખા શ્લોકનો ગુપ્તાર્થ હવે નીચે પ્રમાણે થાય છેઃ—

"લયશક્તિના લયકર ઘોર શબ્દના પ્રકાશ (પ્રભાવ) રૂપ અથવા સુષુમ્ણા માર્ગમાં ચાલતી કુંડલિનીના ઘોરનાદ પ્રભાવરૂપ, અને યજ્ઞરૂપ ઉત્પત્તિનો લય કરનાર શિવજી, લયની ઇચ્છા રાખનાર, (સૃષ્ટિના વિષરૂપ અને) પ્રણવ જેનું સ્વરૂપ છે એવા શિકારને નમસ્કાર."

આ શ્લોકમાં શિકારરૂપ શિવજીનું સ્તવન શિકારાદિ શ્લોકથીજ કરેલું છે. હવે **व**કાર સ્તવન કરે છેઃ—

वसिष्ठकुंभोद्भवगौतमार्यमुनींद्रदेवार्चितशेखराय।
चंद्रार्कवैश्वानरलोचनायतस्मैवकारायनमःशिवाय॥४॥

અર્થઃ—વસિષ્ઠ, કુંભોદ્ભવ, ગૌતમ, આર્ય, (તથા) મુનીંદ્ર (અને) દે વોથી અર્ચિત શેખર; ચંદ્રાર્ક વૈશ્વાનરલોચન-એવા વકારરૂપ શિવજી પ્રતિ નમસ્કાર

ટીકાઃ—**वसिष्ठ, कुंभोद्भव** અને **गौतम**—એ ત્રણ મહર્ષિઓના નામે ઋષિરૂપ વ્યક્તિ સૃષ્ટિનાં તત્વોને આપેલી છે. એ પ્રમાણે અવલોકતાં તેના લક્ષણ શું આમ થાય છેઃ—**वसिष्ठ. वस्** વસવું—એ ઉપરથી **वसि**=ગૃહ, અને **स्थी**=વસવું. "ઘરમાં વસવું," એમ અર્થ થાય છે. "ઘર" એટલે "શરીર". શરીરમાં વિજ્ઞાનાત્મા વસે છે, તેજ વસિષ્ઠ છે. આત્મા એ રામ છે તેને યોગ વાસિષ્ઠ માંહેનું વિજ્ઞાન વસિષ્ઠથીજ મળે છે; ત્યારે **वसिष्ठ**=વિજ્ઞાનાત્મા.

**कुंभोद्भव. कुंभ**=ઘટ, અને **उद्भव** ઉત્પત્તિ, ઘડામાંથી ઉત્પત્તિ વસિષ્ઠ તથા અગસ્ત્યની થયાની કથા માર્કંડેયપુરાણમાં છે. શરીરરૂપી ઘટમાં વિજ્ઞાનાત્મા વ્યાપક છે, તેથી વસિષ્ઠજ કુંભોદ્ભવ પણ છે. એમ લેતાં **कुंभोद्भव** શબ્દ **वसिष्ठ**નું વિશેષણ છે; પરંતુ બંને શબ્દો જુદા ગણિયે તો **कुंभोद्भव** નો અર્થ **अगस्त्य** લેવાશે. એ તેનો

ઋષિ છે. अग् ધાતુ ગતિવાચક છે, અને स्त्यै ધાતુ નાદવાચક છે. એ પરથી "નાદગતિ" એમ अगस्त्य શબ્દનો અર્થ થાય છે.

**गौतम.** गो=કિરણ, અને तमस्=અંધકાર. એ પરથી "અજ્ઞાનાત્મા"—"સોપાધિક જીવ"—એમ અર્થ થાય છે.

**आर्य.** આ શબ્દનો અર્થ માનવાચક છે. તે ऋ ગમન—એ ધાતુપરથી વ્યુત્પન્ન છે. ऋ નો તેના ઉપર य પ્રત્યય લાગતાં ગુણ થાય છે, તેથી अर् એવુંરૂપ થાય છે. એ રીતે अर्य થતાં તે ઉપરથી વૃદ્ધિ થઇ आर्य શબ્દ થયો છે. વિશ્વગતિમાં નિયમિત ગમન કરનારજ आर्य કહેવાય, અને વિશ્વગતિમાં નિયમિત ગમન કરવું તે ઉત્કૃષ્ટ હોવાથી તે પ્રમાણે કરનારને માનકારી आर्य શબ્દ યોગ્યજ છે.

**मुनींद्र.** मुनि અને इंद्र એ શબ્દોનો સંયોગ છે. મૌનાદિ વ્રતો પાળે તે मुनि કહેવાય. મુનિઓમાં પણ ઇંદ્ર જેવા મુનિઓ એમ અર્થ છે. मु એટલે "મોક્ષ" અને नि એટલે "સામિપ્ય," એ ઉપરથી मुनि શબ્દનો અર્થ "મોક્ષ સામિપ્ય" થાય છે. મુનિઓ કર્મ રહિત હોવાથી તેમને મોક્ષ સમિપ હોય છે. मुनि શબ્દનો અર્થ વળી "સાત" નો અંક થાય છે, માટે मुनि એટલે સપ્તર્ષિનો વાચક છે. इंद्र નો અર્થ "મન" પૂર્વે કહેવાયલોજ છે. આખો અર્થ એમ થાય છે કે "મોક્ષ સમિપ મન."

**देव.** दिव् ધાતુ પ્રકાશવાચક છે, એપરથી સ્ટષ્ટિનાં પ્રકાશક તત્વોનો વાચક છે. પંચભૂત જડ છે, તેથી તેઓ મુનિ છે અને ઇંદ્રિયાદિ ચેતનવસ્તુઓ પ્રકાશક હોવાથી દેવો છે.

**अर्चित**—પૂજાયલા. वसिष्ठकुंभोद्भव गौतमार्य मुनींद्रदेवार्चित એ આખું પદ શેખરનું વિશેષણ છે, અને તેનો સમગ્ર અર્થ નીચે પ્રમાણે થાય છે:—

| સ્થૂલાર્થ. | સૂક્ષ્માર્થ. |
|---|---|
| વસિષ્ટ, કુંભોદ્ભવ, ગૌતમ, આર્ય મુનીંદ્ર (અને) દેવોથી પૂજાયલા શેખર. | વિજ્ઞાનાત્મા, નાદગતિ, જીવાત્મા, (વિશ્વગતિમાં નિયમિત ગમન કરનાર) આર્ય મોક્ષ સમિપ મન, (અને ઈંદ્રિયાદિ પ્રકાશક) દેવો, (એ સર્વેથી) પૂજાયલા શેખર. |

**शेखर.** शिख् ધાતુગતિ વાચક હોવાથી "ચેતનગતિ" વાચક એ શબ્દનો અર્થ "મસ્તક," "શ્રેષ્ટ," "સર્વોત્તમ"—થાય છે.

## ઐતરેય બ્રાહ્મણનો વિષય.

ઐતરેય બ્રાહ્મણમાં જ્યોતિષ્ટોમ (ચતુઃસંસ્થા), ગવામયન, આદિત્યાનામયન, અંગિરસામયન અને દ્વાદશાહ વિષયે વર્ણન આવે છે. ગોષ્ટોમ અને આયુષ્ટોમાદિ જ્યોતિષ્ટોમ સોમયાગમાં પ્રથમ હોય છે. એ જ્યોતિષ્ટોમની અંદર સાત યજ્ઞો (સપ્તસંસ્થા) આવે છે. આમાંની ચાર (૧) અગ્નિષ્ટોમ, (૨) ઉક્થ્ય, (૩) ષોડશિન્ અને (૪) અતિરાત્ર. આમાં પ્રથમ અગ્નિષ્ટોમનું વિશેષ વિર્ણન છે. તે યજ્ઞમાં હોતા સંબંધી સર્વ ક્રિયાઓ વિસ્તારથી દર્શાવેલી છે.

## અધ્યાય સંખ્યા કારણ.

બ્રાહ્મણ ગ્રંથોમાં ૪૦ અને ૩૦ અધ્યાયો હોય છે, એ ઉપરથી તેના બે ગ પાડેલા છે; (૧) ત્રૈંશ અને (૨) ચાત્વારિંશ.

## મુખ્ય દેવતાઓ.

તેમાં અગ્નિને પ્રથમ દેવ અને વિષ્ણુને છેલ્લા દેવ કહેલા છે (अग्निर्वैदेवानामवमोविष्णुः परमस्तदंतरेणसर्वाअन्यादेवताः ઐત. બ્રા. ૧–૧–૧–૧) બાકીના ઈતર દેવો એ બંનેની વચમાં છે. ટીકાકાર કહે છે કે અગ્નિષ્ટોમમાંના દેવતાઓમાં અગ્નિ પ્રથમ અને વિષ્ણુ અંતમાં છે. આમાં બાર સૂક્તો આવે છે, તેમાંનું પ્રથમ અગ્નિનું છે. (भूरग्निर्ज्योतिः). છેલ્લું સૂક્ત અગ્નિ મારૂતનું છે, તેમાં વિષ્ણુ સ્તુતિ આવે છે. (विष्णोर्नुकम्). જુઓ કૌશીતકિ બ્રાહ્મણ (૮–૧). તેમાં અગ્નિને અવરાર્ધ્ય અને વિષ્ણુને પરાર્ધ્ય કહેલ છે. આના અર્થ ટીકાકાર 'પ્રથમાર્દ્ધમાં પ્રથમ' અને દ્વિતીયાર્ધ્યમાં પ્રથમ' કરે છે.

## અગ્નિ અને વિષ્ણુ દેવો.

અગ્નિ અને વિષ્ણુના બલિ સંબંધમાંનો કેટલોક ભાગ ઐતરેય બ્રાહ્મણનો અત્ર ઉતારીશું:—

"એકાદશ પાત્રમાં તઇયાર કરેલ દીક્ષણીયા[1] માટેનો પુરોડાશ[2] તેઓ તમને અર્પે છે."

"ખરેખર આ ક્રિયાના સર્વ દેવતાઓને તેઓ ભેદ વિના અર્પે છે."

"કારણ કે અગ્નિ અને વિષ્ણુ સર્વ દેવતાઓ છે."

---

૧ दीक्षाનો મૂળ અર્થ 'શુદ્ધ થવું' એવો છે.

૨ રોટલી. (पक्कःपिष्टपिंडः).

"તેઓ યજ્ઞની બેપરિસીમાઓ છે, અગ્નિ અને વિષ્ણુ એ રીતે મનુષ્ય અને વિષ્ણુને પુરોડાશ અર્પે છે, ત્યારે તેઓ (મનુષ્યો બંને સીમાની વચમાંના સર્વ) દેવોને સેવે છે."

"અત્ર તેઓ વદે છે કે 'જો પુરોડાશ એકાદશ પાત્રમાં છે અને અગ્નિ તથા વિષ્ણુ બે દેવો છે, તો તેમના વિભાગ સંબંધી શું નિયમ છે?"

"અષ્ટ પાત્રનો પુરોડાશ અગ્નિનો છે, કારણ કે ગાયત્રી મંત્ર અષ્ટ પદનો છે, અને ગાયત્રી અગ્નિનો છંદ છે. ત્રણ પાત્રો વિષ્ણુનાં છે, કેમકે વિષ્ણુએ આ વિશ્વ ત્રણ પાદથી ભરેલાં છે. આ નિયમ તે આ પ્રમાણે ભાગ છે."

"જે કોઈ પોતાને નિર્ધન માનતો હોય, તેણે ઘૃત પૂર્ણ ચરુ અર્પવો."

"જે નિર્ધન હશે તે આ સૃષ્ટિમાં જય મેળવશે નહિ."

"ચરૂમાંનું ઘૃત સ્ત્રીનું દૂધ છે, દાણા પુરૂષના છે; બંને એકત્ર થતાં યુગ્મ છે. આ પ્રમાણે ચરૂ, આજ યુગ્મવતે તેની પ્રજા, ઢોર અને આબાદી સહિત વૃદ્ધિ કરશે."

"જે આ જાણે છે તે પ્રજા સહિત વૃદ્ધિ પામશે."

"જે દ્વિતીયા અને પૂર્ણિમાએ શ્રાદ્ધ (યજ્ઞ) કરશે તેણે યજ્ઞ અને દેવો સહિત આરંભ કરેલો છે. દ્વિતીયા અને પૂર્ણિમાનાં શ્રાદ્ધ કર્યા પછી એજ બલિની દીક્ષા એજ યજ્ઞ સ્થાનમાં કરવી.[1]"

"આ એક દીક્ષા છે.[2]"

"હોતા એ સત્તર સામિધેની[3] મંત્રો જપવા.[4]"

"વિશ્વપતિ પ્રજાપતિ સપ્તદશધા છે, માસો દ્વાદશ છે, અને ઋતુઓ હે-

---

૧ ટીકાકાર हविः શબ્દનો અર્થ 'યજ્ઞ' કરે છે, અને बर्हिःનો અર્થ પણ એજ છે. हविःशब्दवद्बर्हिःशब्दोऽपियज्ञोपलक्षकः । तस्मिन्नामावास्याख्येहविर्यज्ञेतस्मिन्पौर्णमासाख्येबर्हिर्यज्ञेऽनुष्ठितेसतिपश्चाद्देवदीक्षेत ॥ ).

૨ છેલ્લા શબ્દો "આ એક દીક્ષા છે." એ પરથી જણાય છે કે બીજા પણ છે, એટલે કે કેટલાક દીક્ષાથી આરંભતા સોમયાગ ને દર્શપૂર્ણમાસની પૂર્વે ગણે છે.

૩ सप्तदशसामिधेनीरनुब्रूयात् ॥ (ઐ. બ્રા. ૧-૧-૧-૧). સંખ્યા કહી છે, કેમકે સામિધેની સામાન્યતઃ ૧૫ છે. આ પંદર મૂળે ૧૧ મંત્રમાં હતા, અને તેમાંનો પહેલો તથા છેલ્લો ત્રણવાર જપાનો હતો.

૪ યજ્ઞ સમયે બોલાતા મંત્રનુ નામ છે.

મંત અને શિશિરને એક ગણતાં પંચ છે. એટલાંજ વર્ષ છે, અને વર્ષ, તેજ પ્રજાપતિ છે."

"જે આ જાણે છે તે પ્રજાપતિમાં વસતા એ મંત્રોથી આબાદી પામેછે."

"દેવોમાંથી યજ્ઞ જતો રહ્યો. તેમણે ઇષ્ટિઓના સાધનથી તે મેળવવા ઇચ્છયું. ઇષ્ટિથી તેમણે ઇચ્છયો માટે ઇષ્ટિઓ ઇષ્ટિ કહેવાય છે.[1] (इष्-ઈચ્છવું). તેમને તે મળ્યો."

"જે આ જાણે છે તે યજ્ઞ જાણ્યા પછી આબાદ થાય છે"

"જે આહૂતિ કહેવાય છે તેજ આહૂતિ છે; તેમના વતે યજમાન દેવોને લાવે છે, તેટલા માટેજ તે આહૂતિ કહેવાય છે."[2]

"ઊતિ વતે યજમાનના આવાહનથી દેવો આવે છે, માટે તેઓ ઊતિ કહેવાય છે; કેમકે તેઓ સ્વર્ગમાં જવાનો યજમાનનો માર્ગ છે."

"ત્યાં તેઓ કહેછે કે બીજો ઋત્વિજ બલિ કરે છે તેથી તેઓ તેને હોતા કેમ કહે છે, કે જે પ્રાર્થના કરે છે ને મંત્રો ભણે છે!"

કારણ કે તે (હોતા) દેવતાઓને તેમના સ્થાનમાંથી લાવી આપે છે, તે એમ કહીને કે 'તેને લાવ, તે લાવ' આટલા માટે તે હોતા કહેવાય છે. તે હોતા છે. ( आवह् પાસે લાવવું )".

"જે આ જાણે છે તે હોતા કહેવાય છે."

"જેને ઋત્વિજો જપે છે (દીક્ષાવતે) તે પાછો ગર્ભ બને છે."

---

૧ અત્ર **इष्टि** (યજ્ઞનું પારિભાષિક નામ), આહૂતિ (બલિ), એ શબ્દોની ત્રણ વ્યુત્પત્તિઓ બતાવી છે. **इष्टि** શબ્દનો ધાતુ **इष्** (ઇચ્છવું) નહિ પણ **यज्** (યજ્ઞ કરવો કહ્યોછે, **आहूति**નો **ह्वयति** (બોલાવવું) નહિ પણ **जुहोति** (માગવું) કહ્યો છે, અને **ऊति**નો **आयाति** (આવવુ) નહિ પણ **अवति** (રક્ષવું) કહ્યો છે આથી પ્રો. મૅક્સમ્યૂલર તેને **કલ્પિત વ્યુત્પતિ** કહે છે, તેમણે બતાવેલી વ્યુત્પત્તિ પણ જ્ઞાન માર્ગ પરત્વે યુક્ત છે, પરંતુ કર્મ માર્ગ અને જ્ઞાન માર્ગના વાંધાના સમયમાં કર્મ પ્રાધાન્ય માનનાર ટીકાકાર સાયણાચાર્ય એ પ્રમાણે વ્યુત્પત્તિ કરે તો તે પણ અસત્ય માનવા જેવી તો નથીજ.

૨ ટીકાકાર હોતાનું વિશેષ નામ અનુવકતા કે વક્તા છે, કેમકે **पुरोनुवाक्यांचानुब्रूतेयाज्यांचपठति ॥**

બલિદાન આર્પનાર તો અધ્વર્યુ હોય છે, ત્યારે દેવોને આવાહન કરનાર હોતા શા માટે? આમ પ્રશ્ન અત્ર છે. તેનો ઉત્તર નીચે આપેલો છે.

"તેઓ તેને જલ સિંચે છે."

"જલ બીજ છે; આ પ્રમાણે આ તેને અર્પીને તેઓ તેને જપે છે."

"તેઓ તેને નવનીત વતે અભ્યંજે છે. દેવતાઓને માટે ઘૃત (આજ્ય) છે; સુરભિઘૃત મનુષ્યોનું છે; આયુત પિતૃઓનું છે; નવનીત ગર્ભનું છે તેટલા માટે તેને નવનીત વતે અભ્યંજવાથી તેઓ તેને તેના પોતાના ભાગમાં વધારે છે."[1]

"તેઓ તેની ચક્ષુઓ કાજળથી આંજે છે."

"અંજન ચક્ષુનું તેજ છે. આમ તેને તેજ અર્પીને તેઓ તેને જપે છે."

"તેઓ તેને ઘસે છે (અને) ૨૧ મુઠી કુશ તૃણ વતે તેને સ્વચ્છ કરેછે."

"જે આ પ્રમાણે સ્વચ્છ અને શુદ્ધ કરાએલ છે, તેને તેઓ જપે છે."

"તેઓ તેને મંદિરમાં લે છે."[2]

"મંદિર દીક્ષિતને માટે ગર્ભાશય છે. તેને મંદિરમાં લેઇ જવાથી તેઓ તેને (જે પૂર્વે ગર્ભ કહેવાયો છે તે) ગર્ભાશયમાં લે છે."

"આ ખરા ગર્ભાશયમાં તે બેસે છે, અને તેથી તે ચાલે છે."

"તેટલા માટે ખરા ગર્ભાશયમાં ફલ જન્મેલું છે, અને તેમાંથી લાવેલ છે."

"તેટલા માટે મંદિરમાંથી ઉદય અથવા અસ્ત પામતાં સૂર્યને તેના ઉપર આવવા દેવો નહિ."

"તેઓ તેને વસ્ત્ર વતે ઢાંકે છે."

"એ વસ્ત્ર એક જાળ છે, તેમાં બચ્ચું જન્મવાનું છે; આમ તેઓ તેને જાળમાં વીંટાળે છે."

---

૧ ટીકાકાર કહેછે કે વીધારેલું ઘી 'આજ્ય' કહેવાય છે, ઠરેલું ઘી 'ઘૃત' કહેવાય છે, જરા વીધરેલું 'આયુત' કહેવાય છે. અને સારી ઋતુનું ઘી 'સુરભિ' કહેવાય છે. ટીકાકાર આ કથન માટે શ્લોક આપે છે કેઃ—

"सर्पिर्विलीनमाज्यंस्याद्घनीभुतंघृतंविदुः ॥"

ईषद्विलीनमायुतंसुरभियोग्यंमियमिति.

પરંતુ તૈત્તિરીયો કહે છે કે—"દેવો માટે ઘૃત, પિતૃઓ માટે અસ્તુ, મનુષ્યો માટે નિષ્પક્વ." અત્ર અસ્તુ શબ્દ આયુત–જરા વીધરેલું–ના અર્થમાં છે, તથા નિષ્પક્વ એટલે છેક વીધરેલું.

૨ મંદિરનેજ દીક્ષિત વિમિત કહેછે, કારણ કે તે જપાયલા (દીક્ષિત)ને માટે બનેલું હતું (વિમિત). તેને સામાન્યતઃ પ્રાચીનવંશ કહે છે.

"કૃષ્ણ હરિણની ત્વચા તેનું બીજું પડ છે."

"જાળની પછી તુરતજ જરાયુ છે; આમ તેઓ તેને જરાયુથી આવરેછે."

"તે પોતાના હાથ બંધ રાખે છે."

"બંધ હસ્તો સહિત ગર્ભ પડી રહે છે, બંધ હસ્તો સહિત બાળક જન્મે છે. તે હસ્ત બંધ રાખે છે તેથી તે યજ્ઞ કરે છે, અને તે (યજ્ઞ)ના સર્વ દેવતાઓ તેના હાથમાં હોય છે."

"તેઓ કહે છે કે જેણે પ્રથમથી પોતાની દીક્ષા પૂર્ણ કરી છે તેને ગભરાટ થતો નથી; કેમકે તેનો યજ્ઞ મજબુત હતો. (હાથમાં), અને તેવીજ રીતે દેવો હતા. ટલા માટે જેની દીક્ષા મોડી થઈ હોય તેની પેઠે તેને નુકશાન થતું નથી."[1]

"પોતાનું કૃષ્ણાજિન મૂકી દઇને તે ન્હાવાને ઉતરે છે. તેટલા માટે જરાથી ભિન્ન થયા પછી ગર્ભ જન્મે છે."

"તે પોતાના વસ્ત્ર સહિત ઉતરે છે–તેટલા માટે બાળક જાળ સહિત જન્મે છે."

"જેણે પ્રથમ યજ્ઞ કર્યો નથી હોતો તેને માટે હોતા એ બે પુરોનુવાક્ય પ્રથમ ભણવાં, 'त्वमग्नेसप्रथाअसि' અને ઘીના બીજા ભાગ માટે 'सोमयास्ते-मयोभुवः' ભણવું"[2]

"ઘી દ્વારા તેઓ યજ્ઞ કરે છે."

"જેણે પ્રથમ યજ્ઞ કર્યો હોય તેને માટે હોતા 'अग्निःप्रत्नेनमन्मना' તથા 'सोमगीर्भिष्ट्वावयम्' ભણે છે."

"प्रत्नम (પ્રથમનું) શબ્દ પ્રથમ મંત્રમાં છે તેનું ઉચ્ચારણ કરીને તે પ્રથમના યજ્ઞને ઉદ્દેશે છે."

---

૧ ટીકાકાર કહેછે કે જો બે કે વિશેષ બ્રાહ્મણો સોમ યજ્ઞ એકજ સ્થળે અને એકજ સમયે કરે તો તેઓ પાપ કરે છે, તે (પાપ) સંસવ–બલિદાનની ગડબડ કહેવાય છે. તેમની વચ્ચે નદી કે પર્વતનો અંતર જોઇએ. તોપણ જેણે પોતાની દીક્ષા પ્રથમ પૂર્ણ કરી છે અને દેવોને હાથમાં બંધ રાખે છે તે સસવને પ્રાપ્ત થતો નથી, કારણ કે તેની સાથે-દેવો હશે તેથી જેની દીક્ષા પાછળના થઇ તેની સાથે નથી હોતા.

૨ પ્રથમ ત્રણ ખંડોમાં દીક્ષણીયેષ્ટિ વિષયે સામાન્ય ટીકા કરીને હવે ચતુર્થ ખંડમાં હોતાનાં કર્મ વિષયે કહે છે. જ્યારે કંઇ મંત્ર ભણવા હોતાને અધ્વર્યુ આજ્ઞા કરે ત્યારે તે તે ભણે છે.

"આ બંને નિયમો ( પ્રથમ યજ્ઞ કરેલા તથા નહિ કરેલાને માટેના ) આદરવા નહિ."

"વૃત્રના નાશ સંબંધી બે મંત્રો તેણે પઠવા—'अग्निर्वृत्राणिजंघनत्' અને त्वंसोमासिसत्पतिः"

"જેને યજ્ઞ પહોંચે છે તે વૃત્રને હણે છે; તેટલા માટે વૃત્રના નાશ વિષયના મંત્રો ભણવા જોઇયે."

આ બંને ધૃતબલિ ક્રિયાર્થ એકત્ર કરીને, બ્રાહ્મણ હવે મુખ્ય બલિ માટે યાજ્યાનુવાક્યો કહેવાને શરૂ કરે છે.

"अग्निर्मुखंप्रथमोदेवतानाम् ઇત્યાદિ પુરોનુવાક્ય છે. 'अग्निश्चविष्णोतपउत्तमम्महः ) ઇત્યાદિ યાજ્યાનુવાક્ય છે. આ બંને અગ્નિ અને વિષ્ણુના મંત્રો સ્વરૂપે સત્ય છે યજ્ઞની સત્યતા સ્વરૂપની સત્યતામાં રહેલી છે, ઉચ્ચારેલો મંત્ર કૃતકર્મને ઉદ્દેશે છે તેમાં તે છે."[1]

"દેવતાઓમાં અગ્નિ અને વિષ્ણુ દીક્ષાના રક્ષકો છે. તેઓ દીક્ષાના દેવતા છે. તેથી અગ્નિ અને વિષ્ણુના બલિદાન અપાય છે, તેથી તેઓ દીક્ષાના પતિ હોવાથી બહુ પ્રસન્ન થઇને દીક્ષા અર્પે છે, તે એમ કહીને કે—જેઓ આ કર્મ કરે તે દીક્ષિત (initiated) થાઓ."

"તેઓ શારીરિક બલ આપે તેટલા માટે ત્રિષ્ટુભો છે."

"યજ્ઞના મુખ્ય ભાગમાં હોતા એ ભણવાના મંત્રો સમજાવીને હવે સ્વિષ્ટકૃત મંત્રો બતાવે છે."

"જે કોઈ સૌંદર્ય અને બુદ્ધિની ઇચ્છા કરે તેણે સ્વિષ્ટકૃતના બે ગાયત્રી મંત્રો જપવા."[2]

ગાયત્રી રૂપમયી અને બુદ્ધિમયી છે.

---

૧ આંમાં याज्यानुवाक्ये એ પાઠ છે ત્યાં अनुवाक्ययाज्ये એમ જોઇયે, આમ શંકા કરવાની જરૂર નથી વ્યાકરણ નિયમાનુસાર સમાસની સરલતાથી ઉપરનુંજ પદ યોગ્ય છે એથી પૂર્વોત્તર પદમાં ફેર સમજવાનો નથી.

૨ સ્વિષ્ટકૃત ગાયત્રી મંત્રો આ પ્રમાણે છેઃ (૧) सहव्यवाळमर्त्यः અને (૨) अग्निर्होतापुरोहितः ॥

गायत्र्यौस्विष्टकृतः संयाज्येकुर्वीततेजस्कामोब्रह्मवर्चसकामः॥ (ઐ બ્રા. ૧ ૧-૫)

"જે આ જાણીને ગાયત્રીનો ઉપયોગ કરે છે, તે સૌંદર્ય અને બુદ્ધિને મેળવે છે."

"જે દીર્ઘાયુષ્ય ઇચ્છે તેણે બે ઉષ્ણિઃ મંત્રો જપવા."[1]

"ઉષ્ણિઃ જીવન છે."

"જે આ બે ઉષ્ણિઃ જાણે છે તે ગમે તે વયે પહોંચે છે."

"જેને સ્વર્ગેચ્છા હોય તેણે બે અનુષ્ટુભો જપવા."

"બે અનુષ્ટુભોમાં ચોસઠ પદો હોય છે, અને આ સૃષ્ટિ ત્રણ છે (પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગ), તે પ્રત્યેક ભાગ ૨૧ નો થયો. પ્રત્યેક ૨૧ પદોથી તે આ વિશ્વમાં ચઢે છે, અને ચોસઠમાંથી સ્થિર થાય છે."

"જે આ જાણે છે તે બે અનુષ્ટુભોનો ઉપયોગ કરીને સ્થિર રહે છે."

"જે ધન તથા કીર્ત્તિની ઇચ્છાવાળો હોય, એણે બે બૃહતીઓનો ઉપયોગ કરવો."

"બૃહતીજ ધન અને કીર્તિ છે."

"જે આ બે બૃહતીનો ઉપયોગ જાણે છે તે પોતે ધન અને કીર્તિ અર્પે છે."

"જે યજ્ઞને ઇચ્છે છે તેણે બે પંક્તિનો ઉપયોગ કરવો."[3]

"યજ્ઞ પંક્તિવત્ છે."

"જે આ જાણીને બે પંક્તિને વાપરે છે તેને યજ્ઞ મળે છે"

"બલની ઇચ્છાવાળા એ બે ત્રિષ્ટુભ્ વાપરવા."

"ત્રિષ્ટુભ્ બલ છે, જે શક્તિ અને તાકાત છે.[4]"

"જે આમ બે ત્રિષ્ટુભ્નો ઉપયોગ જાણે છે, તે મજબુત, શક્તિમાન અને બલિષ્ટ થાય છે."

"ઢોરોની ઇચ્છાવાળાએ બે જગતી વાપરવા."

"ઢોરો જગતીવત્ છે.[5]"

---

૧ આ મંત્રો આમ છેઃ—(૧) अग्नेत्राजस्यगोमनः, અને (૨) सइधानोवसुष्कपिः॥

૨ તેઓ एनात्वोआग्निम् તથા उदस्यशोचिः છે.

૩ તેઓ अग्नितंमन्ये છે.

૪ તેઓ द्वेविरूपेचरतः છે.

૫ તેઓ जनस्यगोपा છે.

"જે આ જાણીને બે જગતી વાપરે છે, તે ઢોરે વાળો થાય છે."

"જેને અન્નની ઇચ્છા હોય તેણે બે વિરાજ્ મંત્રો ભણવા."

"વિરાજ્ અન્ન છે." (विराज्=પ્રકાશવું[1]).

"તેથી જેની પાસે પુષ્કળ અન્ન હોય તે અંહીં પૃથ્વી ઉપર અસંત પ્રકાશે છે. આથીજ તે વિરાજ્ કહેવાય છે."

"જે આ જાણે છે તે સ્વર્લોકમાં પ્રકાશે છે; તે સ્વમિત્રોમાં ઉત્તમ છે."

"હવે વિરાજ છંદમાં પાંચ શક્તિઓ છે."

"કેમકે તેનાં ત્રણ ચરણ છે, તેથી તે ગાયત્રી અને ઉષ્ણિઃ છે, અને પ્રત્યેક ચરણમાં ૧૧ પદો છે તેથી તે ત્રિષ્ટુભ છે. તેમાં કુલ ૩૩ પદો છે તેથી તે અનુષ્ટુભ છે. તે એક કે બે પદોથી ફરતો નથી. પંચમી શક્તિ તે પોતે વિરાજ છે."

"જે આ જાણીને આ બે વિરાજ મંત્રોનો ઉપયોગ કરે છે, તે સર્વ છંદોની શક્તિ મેળવે છે, સર્વ છંદોની શક્તિ ધરાવે છે, સર્વ છંદો સાથે એક્ય, તદ્રૂપતા અને યોગ મેળવે છે, ખાય છે અને ખાશે, પોતાના કુટુંબ સહિત અન્નવાળો થશે."

"તેટલા માટે બે વિરાજ મંત્રો જપવા જોઇયે, જેઓ **प्रेद्धोअग्ने** અને **इमोअग्ने** થી આરંભાય છે."

"દીક્ષા સત્ય છે, દીક્ષા ખરી છે, તેટલા માટે જે માણસ દીક્ષા કરે છે તેણે સત્ય બોલવુંજ જોઇયે"[2]

"હવે તેઓ વદે વદે છે કે કિયો મનુષ્ય સત્ય બોલે ! ઈશ્વર સત્યથી ભરિત છે, મનુષ્યો અસત્યથી ભરિત છે."

"તે પ્રત્યે કે **विचक्षण** ( એનો અર્થ જે મનુષ્યને બોલાવવો હોય તેના નામની અંતે **विचक्षण** શબ્દ તેણે મૂકવો, એમ થાય છે) શબ્દ સહિત ભાષણ કરવું."[3]

---

૧ તેઓ **प्रेद्धोअग्ने** અને **इमोअग्ने** છે.

૨ **ऋत** અને **सत्य** એમ એકજ અર્થના બે શબ્દો અત્ર વાપરવાના કારણમાં પ્રો. મૅક્સમ્યૂલર લખે છે કે **ऋत** એટલે "સત્ય વિચાર" અને **सत्य** એટલે "સત્ય વાણી."

૩ દૃષ્ટાંતઃ—એમ કહેવામાં આવે છે કે 'દેવદત્ત, ગાયલાવ;' તો આમાં એમ કહેવું જોઇતું હતું કે 'દેવદત્ત વિચક્ષણ, ગાય લાવ' આ પરતંબનામત તુમાર 'વિચક્ષણ' શબ્દ ક્ષત્રિય અને વૈશ્યના નામોનેજ લગાડાય, અને બ્રાહ્મણના નામને તો 'ચનસિત' શબ્દ લગાડાય.

"ચક્ષુ વિચક્ષણ છે, કેમકે તેના વતે તે સ્પષ્ટ જોઈ શકેછે. (चिचक्ष्=જોવું)."

"મનુષ્યોમાં ચક્ષુ સત્ય તરીકે સ્થાપિત છે."

"તેથી લોકો જ્યારે કોઇ માણસ કંઇપણ કહેછે ત્યારે પૂછે છે કે 'તેં તે જોયુંછે!' અને જો તે કહે કે 'મેં તે જોયુંછે!' તો તેઓ તે માને છે. અને જો કોઇ કંઇ વસ્તુ પોતેજ જુવે છે, તો તે બીજા માનતા નથી, કદી ઘણા હોય તોપણ."

"તેટલા માટે મનુષ્યે विचक्षण શબ્દ સહિતજ ભાષા વાપરવી; એથી તેની કહેલી વાત સત્ય થાય છે."

ઐતરેય બ્રાહ્મણના પ્રથમાધ્યાયનાં છ ખંડોછે. એ છએ ખંડો અત્ર ભાષાંતર સહિત ઉતાર્યા છે. એ ઉપરથી તેમાં શો વિષય છે તેનો કંઈક ખ્યાલ આવી શકશે.

બ્રાહ્મણ ગ્રંથોમાં આખ્યાયિકાઓ પણ આવેછે, તેના નમુના તરીકે નીચે આપીશું. ઐતરેય બ્રાહ્મણ (૭–૩) માં શુનઃશેફનું આખ્યાન છેઃ–

"હરિશ્ચંદ્ર રાજાને સંતતિ નહોતી, તેથી તેણે મહર્ષિ નારદને પૂછ્યું 'પુત્રથી શો લાભ?' નારદે ઉત્તર આપ્યો, 'પિતા પુત્રથી ઋણમુક્ત થાયછે, પોતે પોતામાંથી પુત્ર રૂપે જન્મેછે. પિતા પુત્ર સુખથી વિશેષ ઇતર સુખ નથીજ અન્ન જીવન છે, વસ્ત્ર રક્ષણ છે, સુવર્ણ અલંકાર છે, પ્રીતિવાળી ભાર્યા ઉત્તમ મિત્ર છે, પુત્રી દયાનું પાત્ર છે[1], પરંતુ પુત્ર તો મહાસ્વર્ગમાંથી અવતરેલા તેજ સમછે. માટે વરૂણ દેવ પાસે જાઓ અને કહો કે–'હે રાજા, મને માત્ર એકજ પુત્ર અર્પો અને હું એ પુત્ર આપને અર્પીશ?' આ પ્રમાણે હરિશ્ચંદ્રે કર્યું, અને તેથી તેને એક પુત્ર થયો, તેનું નામ રોહિત પાડયું એક દિવસે પિતાએ પુત્રને આ પ્રમાણે કહ્યું-'મારા પુત્ર, જેણે તને મને અર્પ્યો છે, તેને તને પાછો અર્પવા મેં કબુલ્યું છે, માટે તઇયાર થા.' પુત્ર બોલ્યો–'ના' પછી તે પુત્ર પોતાનું તીર કામઠું લેઇને પિતાનું

---

૧ પુત્રી દયા પાત્ર છે તને માટે નીચે પ્રમાણે છેઃ–

संभवे स्वजनदुःखकारिका संप्रदानसमयेऽर्थहारिका ।
यौवनेऽपि बहुदोषकारिका दारिका हृदयदारिका पितुः ॥

અર્થ–"જન્મેથી સ્વજન દુઃખકારિકા છે, પરણાવતી સમયે અર્થ (ધન) હારિકા છે, યૌવન પ્રાપ્ત થશે બહુ દોષ કારિકા છે. (આમ) પિતાની દારિકા (પુત્રી) હૃદય દારિકા (અંતઃકરણને પીડા કરનારી) છે."

ઘર છોડી ચાલ્યો ગયો હરિશ્ચંદ્રે વચન પ્રમાણે સ્વપુત્ર પોતાને ન અર્પ્યો તેથી વરૂણ દેવે તેને જલોદરથી પીડયો."

"હરિશ્ચંદ્રનો પુત્ર તો છ વર્ષ સુધી અરણ્યમાં ભટક્યા કર્યો, એક દિવસે તેને એક સુપાત્ર બ્રાહ્મણ ઋષિ અજીગર્ત નામે મળ્યો. તે ભૂખથી અર્દ્ધમૃત સમ હતો. તેની સાથે તેની સ્ત્રી પણ હતી, અને ત્રણ બાળકો પુત્રો પણ હતા. રોહિતે તેને પૂછ્યું–'હે બ્રાહ્મણ, આ તારા પુત્રોમાંના એકને બદલે હું તને એક સો ગાયો આપીશ' પિતાએ મોટા પુત્રને હાથથી પકડી કહ્યું–'હું તેનાથી જુદો પડી શકતો નથી.' ત્યારે માતાએ સહુથી નાના પુત્રને ગોદમાં લેઈને કહ્યું–'હું તેનાથી જુદી પડી શકતી નથી' આથી વચલો પુત્ર શુનઃશેફ બોલ્યો–'પિતાજી, હું જઈશ.'" પછી તેને રોહિતે શત ગાયો આપી લીધો, અને અરણ્ય છોડી તુરતજ તેને પોતાના પિતા હરિશ્ચંદ્ર પાસે લાવી બોલ્યો–'પિતાજી મારે બદલે આ પુત્રને લ્યો.' પછી હરિશ્ચંદ્ર વરૂણ પાસે ગયા અને પ્રાર્થના કરી–'મારા પુત્ર તરીકે આને આપ સ્વીકારો.' વરૂણદેવ બોલ્યા–'તેને યજ્ઞબલિ તરીકે આપ. ક્ષત્રિય કરતાં બ્રાહ્મણ વિશેષ યોગ્ય છે.' પછી યજ્ઞારંભ થયો, ઘણા બ્રાહ્મણો ત્યાં આવ્યા હતા, પરંતુ કોઈની હિંમત તે પુત્રને બાંધીને યજ્ઞ વેદિ પાસે લાવવાની ચાલી નહિ. આથી તેનો પિતા અજીગર્ત ત્યાં આવ્યો અને બોલ્યો —"

"'મને શત ગાયો આપો, હું તેને બાંધીશ.' તેમણે તેને તે આપી અને તેણે પુત્રને બાંધ્યો, પણ હવે તેને કોઈએ મારવાની હા કહી નહિ ત્યારે વળી તે પિતાજ બોલ્યો–'મને હજી બીજી સો ગાયો આપો તો હું તેને કાપી આપીશ.' વળી તેને ગાયો આપવામાં આવી અને તેણે પુત્રને મારવા સારૂ છરો કાઢયો. ત્યારે પુત્ર બોલ્યો–'મને દેવોની પ્રાર્થના કરવા દો, તેઓ મને મૃત્યુથી રક્ષશે' પછી

---

૧ મૂળ બ્રાહ્મણમાં તો માતા પિતાએ બીજા પુત્રને વેચવાનું કહ્યું, એ ... પણ પુત્રે માગણી કરી તે વાત નથી ... એ વાત રામાયણમાં છે તેમાં પુત્રે ... છે, પરંતુ રામાયણમાં વાત ... નાખી છે—"અયોધ્યાના રાજા અંબરીષે યજ્ઞ ...", પણ પશુ ઇંદ્રે ચોરી લીધી તેને ઋત્વિજે કહ્યું કે 'કાંતો પશુ પાછો લાવ ... તેની અવેજી પુરી કરો' ... પશુ શોધવા ગયો ને એક ઋચિક નામ બ્રાહ્મણ ... શોધી કાઢયો, ને તેને ... બદલામાં એક લક્ષ ગાય આપવા કહ્યું તેણે મોટા પુત્રને ન આપવા કહ્યું ને તેની ... એ નાનાને ન આપવા કહ્યું આથી વચલા શુનઃશેપે જવા કહ્યું. ... ગયો, પણ તેને ... ... હતો, ... તેને ... ... ના ... ...'

વળી ઐતરેય બ્રાહ્મણ ( ૧–૪–૬ ) માં એક વાત છે —

"દેવો અને દાનવો વચ્ચે યુદ્ધ ચાલ્યું. દાનવોએ આ વિશ્વનો કિલ્લો કર્યો. પૃથ્વીનો લોહ કોટ કર્યો, અંતરિક્ષનો રૌપ્ય કોટ કર્યો અને સ્વર્ગનો સુવર્ણ કોટ કર્યો. પછી દેવોએ તેની સામે બીજો વિશ્વ ઉત્પન્ન કરવા વિચાર કર્યો. પછી તેમણે યજ્ઞ વેદિઓ રચી, અને ત્યાં તેમણે ત્રિધા હવન બલિ કર્યું. પ્રથમ યજ્ઞથી તેમણે દાનવોને પૃથ્વીમાંથી કાઢ્યા, બીજાથી અંતરિક્ષમાંથી કાઢ્યા, અને ત્રીજા બલિથી સ્વર્ગમાંથી કાઢ્યા. આ પ્રમાણે દેવોએ દાનવો ઉપર જય મેળવ્યો."

હવે ઐતરેય બ્રાહ્મણ ( ૩–૪–૬ ) માં એક વાત છે, કે જે ઉપરથી પ્રો. મોનિયર વિલિયમ્સ આર્યોની બુદ્ધિ ઉપર ઉચ્ચમત દર્શાવે છે. તે નીચે પ્રમાણે છે —

"સૂર્ય કદાપિ ઉદય કે અસ્ત પામતો નથી. સૂર્ય અસ્ત પામેછે એટલે તે માત્ર દિવસાંત સુચવે છે, ( विपर्यस्यते ) અને રાત્રી કરેછે તથા પોતે બીજી બાજુએ દિવસ કરેછે.[1] દિવસ પાછો થાયછે એટલે રાત્રીનો અંત આવેછે અને નીચેના ભાગમાં રાત્રી તથા બીજી બાજુએ દિવસ કરેછે. વાસ્તવિક રીતે તે કદાપિ અસ્ત પામતોજ નથી. જે સૂર્યાસ્ત નથીજ એમ જાણેછે તેનો મોક્ષ થાયછે."

આ ઉપર પ્રો. વિલિયમ્સ પોતાના "ઇંડિયન વિસ્ડમ" નામના ગ્રંથમાં પૃષ્ટ ૩૫ મે લખે છે, કે —

'We may close the subject of the Brahmanas by paying a tribute of respect to the acuteness of the Hindu mind, which seems to have made some shrewd astronomical guesses more than 2000 years before the birth of Copernicus.'[2]

### કૌશીતકિ બ્રાહ્મણ.

હવે ઋગ્વેદના દ્વિતીય બ્રાહ્મણ કૌશીતકિ વિષયે બોલીએ. પ્રો. વિલ્સન ઐતરેય બ્રાહ્મણનો સમય ઈસ્વીસન પૂર્વે છઠા શતકમાં મૂકેછે. પ્રો. મૅક્સમ્યૂલર ઐતરેય બ્રાહ્મણથી કૌશીતકિ બ્રાહ્મણને અર્વાચીન માનેછે. કૌશીતકિ બ્રાહ્મણમાં

---

1 तंयदस्त मेतीति मन्यंतेऽह्नएव तदन्त मित्वाऽथाऽऽत्मानं विपर्यस्यते रात्रीमेवावस्तात्कुरुतेऽहः परस्तात ॥ अथ यदेन प्रातरुदेतीति मन्यंते रात्रेरेवतदन्त मित्वाऽथाऽऽत्मानं विपर्यस्यते हरेवावस्ता त्कुरुते रात्रि परस्तात ॥ ( ઐ. બ્રા. [illegible] )

2 "હિંદુઓની બુદ્ધિ, જે કોપરનિકસના જન્મની પૂર્વે ૨૦૦૦ વર્ષ ઉપર, ખગોળ [illegible] તીવ્ર દેખાય છે, તેની તીવ્રતાના [illegible] માન તેમને આપી [illegible] વિષય આટોપી લઈએ."

થી પણ એકાદ નમુનો નીચે ઉતારીશું:—

"અને પછી દિવોદાસનો પુત્ર પ્રતર્દન નિમિષમાં ઋષિઓ યજ્ઞ કરતા હતા ત્યાં ગયો અને બેસીને તેણે પૂછ્યું—'જો સદસ્ય થઇ ગએલી ભૂલ બતાવે તો તે પાપથી તમે શી રીતે મુક્ત થઇ શકો ?' બ્રાહ્મણોએ ઉત્તર આપ્યો નહિ. તેમાં વાચસ્પતિના વંશમાં અલીકયુ નામે બ્રાહ્મણ હતો, તેણે કહ્યું—'અફસોસ ! હું તે જાણતો નથી. આપણે પિતાશ્રીના ગુરૂ વૃદ્ધ જાતુકર્ણ્યને તે પૂછિયે.' તેણે તેને પૂછ્યું—'જો યજ્ઞ કરનારને પોતાની ભૂલ પાછળથી માલમ પડે, અથવા કોઇ બીજો તે સૂચવે તો તે ભૂલ કેમ સુધરી શકે ? ફરી મંત્ર ભણવાથી કે નવો યજ્ઞ કરવાથી સુધરે ?' જાતુ કર્ણ્યે ઉત્તર આપ્યો—'પુનઃપાઠ ભણવો જોઇએ.' અલીકયુએ ફરી પૂછ્યું—'શાસ્ત્ર, અનુવચન, નિગદ, યાજ્ય, કે જે કંઇ હોય તે પ્રારંભથી અંત પર્યંત પુનઃ પઠવું જોઇએ ?' જાતુ કર્ણ્યે કહ્યું—'જેટલા ભાગમાં ભુલ રહી હોય તેટલો ભાગ ફરી ભણવો જોઇએ. પછી તે મંત્ર, અર્દ્ધમંત્ર, પાદ, કે શબ્દ કે વર્ણજ હોય તોપણ.' પછી કૌશીતકિ બોલ્યા—'તેણે ફરી પાઠ કે ક્રિયા કંઇ કરવાની જરૂર નથીજ; તે ભુલજ નથી, કેમકે હોતા જે જે યજ્ઞમાં ભુલ અજાણતાં કરે, તે તે દેવી હોતા અગ્નિ પૂર્ણ કરી લેછે; અને આ વાત ઋગ્વેદના મંત્રથી પણ સિદ્ધછે."

### ઐતરેય તથા કૌશીતકિના કર્ત્તા તથા પ્રસિદ્ધ કર્ત્તા.

ઐતરેય બ્રાહ્મણના કર્ત્તા આશ્વલાયન છે, અને કૌશીતકિના કર્ત્તા શાંખાયન છે. ઋગ્વેદની આ બેજ મુખ્ય શાખાઓ છે. ઐતરેય બ્રાહ્મણની એક પ્રતિ પુના કાલેજના સંસ્કૃત અધ્યાપક માર્ટિન હોગે ( Haug ) સન ૧૮૬૩ માં છપાવી પ્રસિદ્ધ કરી છે, તે મૂળજ છે; પરંતુ તેની સાયણ ભાષ્ય સહિતની પ્રતિ બે ભાગમાં હાલમાં પુના આનંદાશ્રમસ્થ પંડિત ગશીનાથ શાસ્ત્રી આગાસેએ પ્રસિદ્ધ કરી છે. કૌશીતકિ બ્રાહ્મણની પ્રતિ પ્રો. કાવેલે બિબ્લિઓથિકા ઇંડિકાની માલામાં પ્રસિદ્ધ કરેલી છે.

---

## ત્રિકૂટાદ્રિ.

અદ્રિ શબ્દ સંસ્કૃત છે અને તેનો અર્થ "પર્વત" થાય છે. ત્રિકૂટ પણ સંસ્કૃત શબ્દ છે અને તેનો અર્થ "ત્રણ શિખર" થાય છે. આથી ત્રિકૂટાદ્રિ

એટલે "ત્રણ શિખરવાળો પર્વત" થાય છે. ગ્રીક ભાષામાં त्रिकोटुकम શબ્દ છે મેરુ પર્વત ત્રિકૂટવાળો છે. તેને ગ્રીક લોકો મેરોમ કહે છે ( ट्रिकोरीफम ) આ મેરૂ પર્વતને કાબુલ પાસે હોવાનુ ગનાય છે, એ વાત વાસ્તવિક નથી, પરંતુ ખરૂ તો એ છે કે મેરૂ પર્વત આખી સૃષ્ટિનો વાચક છે તેને ત્રણ શિખરો અને સાત પગથિયાં કહેવાય છે कूट શબ્દનો સંસ્કૃતમાંમૂળ અર્થ તો "કોટ" થાય છે ત્રણ કોટવાળી નગરી "શરીર" છે પિંડનુ શરીર અને બ્રહ્માંડનુ શરીર પણ મેરૂજ છે પૂર્વે પૃથ્વીનો આકાર ગોળ દડા જેવો ભારત વર્ષમાં મનાતો હતો. આર્યો સાત દ્વીપો કે કટિબંધો માને છે, તે વાત પૂર્વે યાહુદી લોકોની જાણમાં હતી પરંતુ યાહુદી લોકોના ઇતિહાસમાં બારનેજ નામના લેખકે ઉત્પત્તિ સંબંધી ઓહર મનાન્સી નામે વિષય લખ્યો છે, તેમાં એક વિચિત્ર વાક્ય એવું છે કે "સાત પૃથ્વીઓ છે, અને તે એકેક ઉપર એકેક એમ છે સહુથી ઉપરની પવિત્ર ભૂમિ કે લોકની મધ્યમાં મોરિયાહ ( મેરૂ ) છે, તે ઈશ્વરનો પર્વત છે."—પુરાતન ભાવના ( Old Testament ) માં પણ એવુજ કહેલુ છે મહાન પર્વત ઉપર મહેશ્વર રાજ્ય કરેછે અને તે તેની ઉપર ઉત્તર તરફ બેસે છે, એમ ઇસાઈઆહ કહે છે, અને ત્યાં પરમેશ્વરનુ નગર છે આર્યો પણ મેરૂને સભા કહે છે અને તેના ઉપર ઉત્તર તરફ દેવતાઓ બેસે છે, અને ત્યાં બ્રહ્મપુરિ છે, તેમાં બ્રહ્મ વસે અને તે ઈલાવ્રત ખંડમા છે. બાઇબલના ન્યુટેસ્ટેમેન્ટમાં સાલ્મ નામના પુસ્તકમાં ૮૮ મા અધ્યાયમાં પણ આજ કથા ભાગ છે, તે નીચે પ્રમાણે છે. "( ૧ ) પ્રભુ મહાન છે, અને તેના પવિત્ર પર્વતમાં આપણા ઈશ્વરના નગરમાં તે ઘણો પૂજાય છે. (૨) સુંદર સ્થળવાળો, આખી પૃથ્વીના આનંદરૂપ સાયન પર્વત છે, તેની ઉત્તરમાં તે મહારાજાનુ નગર છે ."

આ પ્રમાણે મેરૂ એટલે બ્રહ્માંડનુ શરીરરૂપી દેવાલય છે, અને તેમાં પરમાત્મા રાજ્ય કરે છે; એ પરમાત્મા ત્રિમૂર્તિરૂપ હોવાથી તેની એ ત્રણ શક્તિ રૂપ ત્રણ શિખરો કહેવાય છે માક્રોબિયસ પણ સૃષ્ટિ અથવા મેરૂને ઈશ્વરનું દેવાલય કહે છે. આ પ્રમાણે ત્રિકોણાકાર શરીરરૂપી ઉંચો પર્વત તે મેરૂ છે અને તેની ઉપર ત્રણ શિખરનુ દેવળ છે.

આ દેવળને બૌદ્ધ મતમાં દેવતાઈ કબર કહેછે અને તે પ્રત્યેક કલ્પના પ્રથમ મનુષ્ય અથવા મનુનુ સ્થાન છે. ઓસિરિસ અને જ્યુપિતર સાગ્રીઅસ્નની પેઠે તેનાં અસ્થિઓ આખી પૃથ્વીમાં વિસ્તરેલાં છે એ અસ્થિઓને એકઠાં કરીને

લોકો તેને જમીનમાં દાટીને તે ઉપર કબર કરેછે. આ પ્રમાણે તાતારદેશ અને ચિનદેશના કેટલાક લોકો આજે પણ કરેછે. એક મિનારો આશરે પચાસ ફીટ ઉંચો છે, અને તે નળીના આકારનો છે. આવીજ જાતના મિનારા પણ માત્ર ત્રણ ફીટજ ઉંચા હિંદુઓ પતિ સાથે બળી મરતી સ્ત્રીઓની કબર ઉપર બાંધે છે. આવી રીતે પતિની સાથે બળી મરતી સ્ત્રી સતી કહેવાય છે. સારનાથનો મિનારો જે કાશીની પાસેછે, તે બુદ્ધનાં અસ્થિની ઉપર એક સતીનોજ છે. મુસલમાનોના હુમલા સમયે પડેલા મહાવીરોના પડવાને સ્થળે પણ આવા મિનારાઓ ઉભા કરવામાં આવેછે. આ રીતિ રજપૂતોમાં વિશેષ હોયછે અને તેને "પાવળિયા" કહેવાય છે. આ અસ્થિને દાટેલાં હોય તેવા મિનારાને "ઠાકુરની કુટી" કહેવાય. આ મિનારાની નીચે એક લેખ છે, તેમાં લખેલું છે કેઃ—

"બંગાલમાં ગૌડના રાજાના પુત્રો સ્થિરપાલ અને વસતે આ કુટી બંધાવીછે."

આ કુટી જમીનમાં સત્યાવીશ ઘનફીટની ઉંડી છે, ને તે વિક્રમ સંવત ૧૦૮૯ માં, એટલે ઈ સ. ૧૦૧૭ ના આશરામાં બંધાઇ છે. ફીલોટ્રેટ્સ કહેછે કે ભરતખંડના વાયવ્ય ભાગમાં ગ્રીક કારીગરીના મિનારાઓ છે; તેમજ સ્ટ્રાબો પણ તેમજ કહેછે, અને ભરૂચ પાસે ગ્રીક દેવળો હોવાનું એરિયન પોતાના પેરિપ્લસ નામના ગ્રંથમાં કહે છે.

ચિનદેશના ઇતિહાસમાં આપણે વાંચિયે છિયે કે ચિનાઓના દેવ ફોનાં અસ્થિઓ ભરતખંડમાંથી ચિનદેશના પાદશાહને ઇ. સ. ૩૩૫ માં મોકલાવવામાં આવ્યાં હતાં. આથી તે પાદશાહ અતિ પ્રસન્ન થયો હતો અને તેનો પ્રધાન હન્યુ જો કે તેથી નારાજ થયો હતો; તોપણ તે તેથી ખુશી થયો હતો. આ વાત દુહલ્દીના ચિનામાં છે.

હિંદુઓમાં પણ આ નિયમ જણાય છે ખરો. જગંનાથમાં શ્રીકૃષ્ણનાં અસ્થિ હોવાનું કહેવાય છે. બુદ્ધનું નામ "બલ" છે, તે ગ્રીક "બેલોસ્" અને લાટિન "બેલુસ્" સાથે મળતો આવેછે. બાબીલોનમાં આ બેલુસની કબરનો મિનારોછે, તે આવાજ પ્રકારનો હોવો જોઇએ. તેના શિખર ઉપર પણ બેલુસનું દેવળ છે. એમ હીરોડોટસ કહેછે. ડિઓડોરસ ત્રણ કહેછે, પરંતુ એક બેલુસજ ત્રિધા છે. ઈજિપ્તમાંની પીરામિડો પણ આવીજ એક કૃતિછે, કેમકે ઇજિપ્શ્યન, ફીનિશ્યન, બાબીલોનિયન અને હિંદુઓને પણ આવા બેલુસો હતા. બંગાલમાં સુંદરબંદ

પાસે આવા ઘણા બેલુસો છે. આ બધા મિનારાઓને મેરૂની આકૃતિ કરેલી છે. એવું કહેવાય છે કે મેંફીસ પાસે ઓસિરિસની કબર છે. બાબેલના કિલ્લા વિષે જે કહેવાય છે તે પણ મેરૂનુંજ રૂપ છે !

ખરેખર તો ચાર બુદ્ધ તથા ચા આદમ થયા છે, અને બાદ્ધ તથા મહમદી મત પ્રમાણે હાલ ચોથા બુદ્ધ તથા આદમનો સમય ચાલેછે. આદમનું શરીર તેની આજ્ઞા પ્રમાણે સૃષ્ટિના મધ્યબિંદુ ઉપરના આલ્કાનુઝ નામના પર્વતમાં દાટેલું કહેવાય છે, અને એજ હિંદુઓનો મેરૂ છે.

તેના વંશજો એ પર્વતમાં વસવા ગયા હતા. કેનનાં દુષ્ટ સંતાનો તેની તળેટીમાં વસતાં હતાં, અને સેઠનાં સંતાનો તેની ઉપલી ટોચ ઉપર વસતાં હતાં. સ્મીર્નાનો કોઇંટુસ કહે છે કે આ પવિત્ર પર્વત એથિસીસ્‌ની ઢાલ ઉપર હતો. પરમાત્માના આ પુત્રો ચિનાઓમાં પુએંકુ, બુદ્ધ, ઓસિરિસ, ડાયોનિશ્યસ્‌ અથવા આદમ હતા. આદમની ખોપરી શેમના ભાગમાં આવતાં તેણે તેને મોરિયાહ કે મોરેહની પવિત્ર ટેકરીની પાસે કાલ્વરીના પર્વતમાં દાટી છે. સીલોનના લોકો પાસે પહેલાં તેનો દાંત હતો અને તેમની પાસે તે હોવાનું કહેવાય છે, કેમકે તેમનો છેલ્લો આદમ અથવા બુદ્ધ હાથીના રૂપમાં હતો તથા તે મેરૂ પર્વત ( Adam's Peak )ના શિખર ઉપરથી સ્વર્ગમાં ગયો હતો, એમ કહેવાય છે. આ બુદ્ધ લોકોના કહેવાને ટેકો આપનાર ફારસી લેખકો પણ લખે છે કે આદમને સીલોનમાં દેશનિકાલ કર્યો હતો, અને ત્યાંના પર્વત ઉપરથી તે સ્વર્ગમાં ગયો હતો.

પારસી લોકોના મહાન જરથુસ્ત્ર (Zoroaster) ને કાલ્ડિયન લોકો ઝરાડી, ઓરોડીસ, અથવા ઝરત કહે છે. કેટલાક કહે છે કે કાલ્ડિયન લોકોને પહેલવેલી ખગોળ વિદ્યા બેલુસે શિખવી હતી અને કેટલાક કહે છે કે હામનો પુત્ર મિઝ્રાઈમજ જરથુસ્ત્ર હતો અને તેણે સર્વે વિદ્યા તેમને શિખવી હતી. ગમેતેમ હોય, તોપણ એ તો ખરૂં છે કે સુઈદાઝના કહેવા પ્રમાણે જરથુસ્ત્ર ઓરોમેઝીસનો પુત્ર હતો. આ ઓરોમેઝીજ આહુરમઝ્દ ( ઇશ્વર ) છે. આણે પણ પોતાનાં અસ્થિ સચવાવી રાખેલાં કહેવાય છે અને બલ અથવા બુદ્ધ, ઓસિરિસ, અને ડેલ્ફીના બાકુચસ્‌ની પેઠે પૂજાય છે. આ જરથુસ્ત્રજ કાલ્ડિયનોનો બેલુસ્‌ અને આરબ લેખકોનો સૌરિદ છે અને તેની સ્ત્રી ઝેરેટિમ્‌ દેવી છે.

કેટલાક પૂર્વ તરફની વિદ્યાના લેખકો કહે છે કે આ જરથુસ્ત્રજ બાબેલના કિલ્લાની ઇમારતમાં સહાયક હતો અને તેજ જોહાક કે નિમરોદ હતો, અને સૌારિદ તરીકે તેણે ઈજિપ્તની પીરામિડ બંધાવી હતી. ભરતખંડના પારસીઓ તેને ચિન દેશનો કહે છે પણ તે બાક્ટ્રિયાનો લાગે છે, અને સમરકંદ પાસેનો પ્રદેશ પૂર્વે ચિનિસ્તાન કહેવાતો હતો.

મેરૂનાં ત્રણ શિખરોમાં એક સુવર્ણનું, બીજું રૂપાનું અને ત્રીજું લોઢાનું છે. લોઢાના શિખરને પથ્થર કે માટીનુ પણ કહેવાય છે, કેમકે લોઢાનેજ પથ્થર કે માટી કહેછે. આથી લોહરૂપ કલિયુગને પથ્થર કે મૃત્તિકાનો યુગ કહેવાય છે. કલિયુગના આરંભમાં ડીયુકાલિયનઅને પાઇહ્રાએ ફેંકેલા પથ્થરોમાંથી માનવીઓ બન્યાનું કહેવાય છે, અને તેમાંથી હાલની પથ્થરરૂપ પ્રજા ઉત્પન્ન થઇછે. એટલા ત્રણ શિખરોવાળા મિનારાઓ હાલ પથ્થરના બાંધવામાં આવેછે. પોલીઈનસ આ ત્રણે શિખરોનાં નામ મેનોન, કંડાસ્કે, અને કોરાસિએ આપે છે. તેને હિંદુઓ ક્રમસર મન, કુંઠાખ્ય અને કૈલાસોપિ અથવા મન, કુંઠ અને કૈલાસ કહેછે. પ્રથમ શિખર ઉપર બ્રહ્મા વસેછે, અને તે સ્થાન બ્રહ્મપુરિ કહેવાય છે. વળી તેને મનપુરિ પણ કહેછે અને તેની પાસે માનસ સરોવર આકાશમાંથી ઉતરેલું છે. ત્યાંથી મસ્તકમાં જવાનો માર્ગ છે. કુંઠ તેજ વૈકુંઠછે. વિષ્ણુની માતા પાંચમા મન્વંતરમાં તેમના એક અવતારમાં કુંઠ હતાં, ને તેથી તેઓ વૈકુંઠ કહેવાય છે. બીજું શિખર કૈલાસનું છે. આ પ્રમાણે આ ત્રિકૂટાદ્રિ સર્વ પર્વતોમાં શ્રેષ્ઠ છે. બીજા ટ્રિકોરીફીઅન પર્વતો ઉતરતા ગણાય છે. આની પછી વાયવ્યકોણ તરફ ત્રણ શિખરી ભૂમિ છે, તેને શ્વેતદ્વીપ કહેછે. તે ચંદ્ર પર્વત ગણાય છે, ને તે સ્વર્ગ છે.

આની પછી અગ્નિકોણમાં ત્રિકૂટ પર્વત છે. તેમાં મલાકા, સુમાત્રા અને સીલોન આવેછે. આ બંને ત્રિકૂટ દ્વીપો તે પ્રાચીનોના પૂર્વ અને પશ્ચિમના પર્વતો છે. દેવતાઓ એક પર્વતપરથી બીજા ઉપર મુસાફરી કરતા ફરેછે અને મલાકાના દ્વીપકલ્પમાં યમપુરિ છે ત્યાં મૃત જીવો જાયછે. ત્યાં કેટલોક વખત રહીને તે જીવો વાયવ્ય દિશા તરફ ધર્મપુરિમાં જાયછે, કે જ્યાં તેઓ દુઃખમય મુસાફરી કરતા પૂરા બાર માસે પહોંચે છે.

અગ્નિકોણના ત્રણ ટાપુઓ સામાન્ય રીતે લંકા કહેવાય છે, અને તેમાં લંકાપુરિ હોયછે. આ નામની પુરિ સુમાત્રામાં ખરેખર છે, એમ મી. માર્સડન કહેછે

એ ટાપુઓની જમીન જે પદાર્થની છે, તેજ પદાર્થની એ ત્રણે નગરીઓની દિવાલો પણ છે. સુવર્ણના ટાપુ આદિની લંકાપુરિની દિવાલો તથા મહાલયો સુવર્ણનાં છે, અને રૂપાના ટાપુમાં રૂપાનાં છે. લોહ, પિત્તલ, પથ્થર કે માટીના ટાપુમાં તેમનાં છે. સુવર્ણના ટાપુની લંકા મહાલંકા કે માલંકા કહેવાય છે, અને તે ઉપરથીજ હાલનું નામ માલાકા પડયું છે, અને તેને દેવીપુરાણમાં મલાખ્ય કહેલું છે.

પ્રાચીનોના ક્રીસી, આર્ઝીરીઆ અને ટાપ્રોબેનના ટાપુઓ—તેજ—આ ટાપુઓ છે. ટાપ્રોબેન તેજ સીલોન છે. બાઈઝેંશ્યમનો સ્ટીફ્નસ કહે છે કે આર્ઝીરીઆ અથવા રૂપાનો ટાપુ (સુમાત્રા), ટાપ્રોબેનનોજ ભાગ હતો. ટાપ્રોબેન નામ "ટાપુ રાવણ" ઉપરથી વ્યુત્પન્ન થયો છે. "રાવણ" શબ્દનો ઉચ્ચાર દક્ષિણી લોકો "રાબન" કરે છે. તેને સંસ્કૃતમાં કંચન અથવા સુવર્ણનો ટાપુ કહે છે. રૂપાના ટાપુને રજત કહે છે અને સીલોનને સિંહલ કહે છે. લોહના ટાપુને ટાલેમી પિત્તલનો કહે છે.

સુવર્ણના ટાપુમાં અથવા માલંકામાં યમરાજ વસે છે અને તે યમપુરિ છે, અને મલાકાનીસામુદ્રધુનીને પુરાણોમાં લંકાદ્વાર કહેલી છે. (સ્કંદપુરાણ, તાપીખંડ). યમરાજ (Pluto) નું બીજું નામ કંક છે, અને તે લંકાદ્વાર ને કંકદ્વાર (યમદ્વાર) પણ કહેવાય છે. મુસલમાન લેખકોએ લખેલ કંકાદોર નામ આ કંકદ્વારનુંજ છે. તેઓ આને નગર કહે છે ને કંકાનોર ટાલેમીનું કોકા-નગર, તે આજ છે. આ કંકદેશને મુસલમાનો ગંગદીઝ કહેછે.

અપૂર્ણ.

---

# प्रमाणिकता.

(એક સુબોધક અને મનોરંજક વાર્તા)

પ્રમાણિકતા બહુ અગત્યનો ગુણ છે. એ ગુણ સર્વમાં હોતો નથી, અને કદી કોઈમાં હોય તોપણ તે યથાર્થ સચવાવો વિષમ છે. એ ઉપર એક નાન મનોરંજક તેમજ સુબોધક અત્ર આપીશું:—

ગમનગર નામના એક વ્યાપારી શેહેરમાં એક જાતનાં કાપડાં વેચનાર વ્યાપારી હતો. આ વ્યાપારીની દુકાનમાં એક દેખાવડો યુવાન છોકરો વાણોતર

હતો. એકવાર તે છોકરો કંઇ પુસ્તક લઇ તેમાં માથું ઘાલી દઈ તેમાં તલ્લીન બની જઇ બેઠો હતો. તે છોકરાનું નામ રામરાય હતું. તે આવી સ્થિતિમાં બેઠો હતો, તેટલામાં તેનો શેઠ આવ્યો, અને તેને એકદમ તેણે પૂછયું કે—"આજે કઇ તારીખ થઇ?" આ પ્રમાણે પૂછતાં તે શેઠ કે જેનું નામ કેશવદાસ હતું તે એક પાસે પડેલી આરામ ખુરશી ઉપર બેઠો.

રામરાયે તુરતજ ઉત્તર આપ્યો કે—"સંવત ૧૯૪૨ના શ્રાવણ શુદિ ૪ છે." આ ઉત્તર તેણે ચોપડીમાંથી માથું કાઢયા વગરજ આપ્યો.

કેશવદાસે એકદમ બોલી ઉઠયો "બેશક પૂરે પૂરો ઉત્તર ખરો નથીજ. તારીખ અને માસ બરોબર છે, પરંતુ સાલ ખરી નથી. હાલ તો ૧૯૪૪ની સાલ ચાલે છે! તારા જેવા પંદર વર્ષની ઉમરના છોકરાએ આવી ભૂલ કરવી નહિ જોઇએ!"

"હવેથી હું એવી ભૂલ નહિ કરીશ, જી સાહેબ, મારૂં મન આ પુસ્તકમાં લીન થઇ ગયું હોવાથી એ ભૂલ થઇ ગઇ છે જી?" તે છોકરાએ ચોપડીમાંથી મોહું લઈ લઇને એ પ્રમાણે પોતાના શેઠની ક્ષમા માગી.

"અહો! હું જાણું છું, પણ એ ચોપડી શાની છે? તને એટલો બધો તલ્લીન કરી નાખનાર કિયો વિષય છે?" પોતાના નોકરને કેવા વિષયમાં પ્રીતિ છે, તે જાણવા ઇચ્છિને શેઠે એ રીતે પ્રશ્ન કર્યો.

"સાહેબજી, હું બર્કનું ભાષણ વાંચું છું."

"બર્કનું ભાષણ વાંચે છે? તેનું તારે શું કામ છે? તું પોતે પોતાને મહાપુરૂષમાં ગણતો જણાય છે! કેમકે તું જમીનદાર પ્રેમરાયના કુટુંબનો છે!" પોતાનો નોકર પોતાના ધંધાની ફરજમાં ચિત્ત નહિ રાખતાં આમ રાજ્યદ્વારી વિષય કે જેનું તેને કંઈ કામ નથી તેમાં મગ્ન રહે, એ ઠીક નહિ ધારીને તેના શેઠે તેને ઉપર પ્રમાણે મજાક કરી ધમકાવ્યો.

"બેશક! સાહેબજી, પ્રેમરાયનું કુટુંબ હાલ ગરીબ પરંતુ ખાનદાન તો છેજ? તેમાં કેમ ના કહેવાય!" તે છોકરે પોતે ગરીબ હતો તેથી શેઠે આમ ટકોર કરી તેથી પોતાને લાગી આવ્યાથી ઉત્તર વાળ્યો.

પરંતુ તે શેઠે વધારે મગરૂરીથી કહ્યું કે—"વાહ! છોકરા, તું જાણે છે કે તારી માતા તને મારે ત્યાં નોકર રખાવવા આવી હતી ત્યારે તે મારી બેનની

મિત્ર હોવાથી મેં તને નોકર રાખ્યો છે! માટે અહીં એ ખાનદાનિયતનું કશું કામ નથી. સમજ્યો કે? અહીં તો આ કપડાના તાકા સાચવવા અને ગજથી ભરી ભરીને વેચવામાં ચિત્ત રાખવાનું છે?"

આથી તે છોકરાને બહુ અપમાન લાગ્યું, પરંતુ પોતાની સ્થિતિ યાદ કરીને તેમજ પોતાની અસલ ખાનદાનિયત યાદ કરીને તેણે વિનયથી માત્ર સાદો ઉત્તર આપ્યો કે,—"સાહેબજી, બરોબર છે હું એ કામ ચિત્ત દઇને કરૂં છું અને કરીશ."

તેના આવા સાદાને વિનયી ઉત્તરથી પ્રસન્ન થઇને તે શેઠ બોલ્યો, કે "બરાબર! તું ધીરે ધીરે તારૂ કામ શીખશે ખરો, એમ મારી ખાત્રી છે."

વાંચનાર, રામરાય ઉંચા કુલનો હોવા છતાં એ કુલની આ સમયે પડતી આવ્યાથી તેને આમ નોકર રહેવું પડયું હતું. નોકરી કેવી વસ્તુ છે, તેનો ખ્યાલ કરો. સહનશીળ જો આ વખતે તે ન થયો હોત, તો તેને વધારે નુકશાન ખમવું પડત, પરંતુ તે છોકરો મૂળ ખાનદાન હતો તેથી તેનામાં શાંતિનો ગુણ સ્વાભાવિક હતો, તેણે નમ્રતાનો જવાબ વાળ્યો, અને તેથી તેના મગરૂબ શેઠને પણ પ્રસન્ન કરી શકયો! માટે પ્રત્યેક મનુષ્યમાં શાંતિનો ગુણ હોવો જોઇયે, ને તે હોય, તો તે સુખી થાય છે. તે બર્ક વાંચતો હતો તેમાં તેનો શેઠ આમ કચવાયો હતો. ઘણા શેઠોની આવી અદેખી પ્રકૃતિ હોય છે. તે શેઠે તેને પૂછ્યું— "ભલા તું બર્ક વાંચે છે, તો કહે કે બર્કે શા વિષય ઉપર ભાષણ આપેલ છે?"

"સાહેબજી, ભરતખંડના પહેલા વાઇસરાય વોરન હેસ્ટિંગ્સ ઉપર આવેલા આરોપના સંબંધમાં તે બચાવનો વકીલ હતો, તેથી તે હેસ્ટિંગ્સ તરફથી તેના રક્ષણના સંબંધમાં ભાષણ આપતો......"

તે છોકરાનાં ગંભીર અને ડહાપણ ભરેલાં ઉપરનાં વચનો સાંભળીને તેના ચેહેરા તરફ તાકીને જોઇ રહેલો તે શેઠ વિચાર કરવા લાગ્યો કે—'આ છોકરો ખરેખર રાજ્યદ્વારી છે! તેની બોલવાની આવડત અને વિષયો સમજવાની શક્તિ તથા સ્વભાવની ઉંડાઇ તથા શાંતિ બેશક વખાણવા યોગ્ય તો છેજ!'

તે છોકરે વાત આગળ ચલાવી કે—"સાહેબ, વારનહેસ્ટિંગ્સે ભરતખંડમાં જે રાજ્ય નીતિ ચલાવી છે, તે વિચારતાં જણાય છે કે તેણે જે જે પાપાચરણો કરેલાં હતાં, તે તે જો તેણે નહિ કર્યાં હોત, તો બેશક આજે ભરતખંડના શેહેર

શેહેર અને ગામે ગામમાં જે બ્રિટિશ વાવટા ફરકે છે, તેમ ફરકતા નહિ હોત! તેમ બીજી તરફ જોતાં એ સર્વ સ્વાર્થ તો છેજ ! અને ન્યાયપક્ષે તો તે કર્મોને પાપી તો કહેવાંજ જોઇયે ! આ પ્રસંગના વિચારમાં હું લીન હતો !"

આ છોકરો માત્ર ઇતિહાસજ વાંચે છે એમ નહિ, પરંતુ તેમાંથી ઘણો ઉંડો સાર લે છે, એ જોઇ, તે શેઠ ઘણોજ આશ્ચર્ય પામ્યો. પોતાનો શેઠ પોતાની વાત ખુશીથી સાંભળે છે એમ જોઇને બાળક છોકરો આગળ ચાલવા લાગ્યો—"સાહેજી, રાજ્ય કર્ત્તાઓ બહુજ ક્રૂર, આપ મતલબિયા અને સ્વાર્થી હોઈ ઘોર કર્મોના કરનારા હોયછે! અને બેશક જો કદી હું મુખ્ય પ્રધાન હોત, તો...."

તે આટલું બોલે છે તેવામાં તો તેનો શેઠ હસવા લાગ્યો અને ચાંપીને ચાળા કરી બોલ્યો "જો હું—મુ—ખ્ય—પ્ર—ધા—ન—હોઉં ! જો—તું—મુ—ખ્ય—પ્ર—ધાન—હો, તો છોકરા, હું તને અરજ કરૂંછું કે મહેરબાની કરીને મને મારા વ્યાપારમાંજ મદદ કર, અને મને કમાણી થાય, તેમ કંઈ કરવામાં તારી—મુ—ખ્ય—પ્ર—ધા—ન—ના જેવી બુદ્ધિનો ઉપયોગ કર !"

આ સાંભળી તે છોકરો અત્યાર સુધી પોતાની વાતથી તેનો શેઠ ખુશી થાય છે, એમ માનતો હતો, તે માનવામાં પોતે ઠગાયો છે, એમ સમજી જઇને તે બોલ્યો—"સાહેબ, મેં પ્રથમ કહેલુંજ છે કે હું તેમ કરૂંછું અને કરીશ. મેં કંઈ અવિનય કર્યો હોય તો માફ કરોજી !"

"ઠીક, ઠીક..કંઈ નહિ. હવે તારી ચોપડી આઘી મૂક, અને હું જે કહું, તે ...ર સાંભળ. આ એક બીલ છે. તે જટાશંકર અને શિવશંકરની દુકાન ચલાવનાર જટાશંકર ઉપરનું છે. તે ... બીલ તથા પેલાં કપડાં તેણે ખરીદેલાં છે. તેની ગાંસડી લઇને તું તેની પાસે જા અને ... આપીને પૈસા લેતો આવ. ઉઠ, અહીં આવ, હું તને કિંમતની સમજણ પાડું. આ રહે, ... નંબર ૧ છે તે કપડું ત્રણ રૂપિયે વાર છે, નંબર ર નું કપડું છ રૂપિયે વાર છે, નં... ૩ નું ૮ રૂપિયે વાર અને નંબર ૪ નું કપડું ૧૫ રૂપિયે વાર છે. આ ભાવ બહુ મો...ઘા છે, તોપણ કપડ અત્યંત ઉંચાં છે, એમ કહેજે. કેમ બરોબર સમજ્યો?"

રામરાયે ગાંસડી એક મજુરને માથે મૂકાવી ... તૈયાર થઇ જતાં શેઠને પૂછ્યું—"સાહેબ, આમાં કંઈ મૂકાણ કરવાનું છે ?"

"શું ? મૂકાણ ? એક પઇ પણ નહિ ! પૂરેપૂરી કિંમત ... લેવાની છે અને તે ...તી ત્યાર...

ગેકડા લેનાના છે તે યાદ રાખજે" શેઠે જણાવીને કહ્યું

મૂળજી નામના છોકરાને માથે કપડાની મોટી ગાંસડી ઉપડાવીને રામરાય ચાલ્યો અને થોડા સમયમાં જટાશંકરને ત્યાં આવી પહોંચ્યો. માર્ગમાં રામરાયને વિચારમાં મગ્ન જોઇને મજુરનો છોકરો—મૂળજી—બોલ્યો—"કેમ શું વિચારમાં છો? શેઠે કહ્યું છે તે યાદ છે કે? નંબર ૧ ના ૩ રૂપિયા, નંબર ૨ ના ૬ રૂપિયા, નંબર ૩ ના ૮ રૂપિયા અને નંબર ૪ ના ૧૫ રૂપિયા ભાવ છે, તે યાદ છે કે?"

રામરાયે કહ્યું—"મૂળજી, એમ કેમ બોલે છે? મારા શેઠ મને સારી રીતે જાણે છે અને વ્યાપાર કેમ કરવો તે હું સમજું છું"

મૂળજી બોલ્યો—"રામરાય, તમે ગુસ્સો કરો નહિ. તમે ભુલકણા બહુ છો, એમ શેઠ કહેતા હતા, તે ઉપરથી કદાચ ભાવ ભૂલી ગયાથી આ વિચારમાં પડી ગયા હશો, એમ ધારી મેં તો તમને યાદ દેવાડયું છે! હોય! ભુલી પણ જવાય! ધીરે ધીરે સુધરી જશો. ચાલો, આ જટાશંકરનું ઘર આવ્યું સાવધાન રહેજો"

વાંચનાર, જોઇ લેજો કે ઘણા શેઠો પોતાના નોકરોને બીજા તેનાથી હલકા લોકોના દેખતાંજ ઠપકા આપે છે, તેથી શું થાય છે, તે? રામરાયને ભુલ કરનારો શેઠે આ મૂળજીના દેખતાં કહેવો તેથી તેને એક લેખે તેણે આવા હલકા મજુર આગળ હલકો પાડયો છે! નોકરને જે કંઇ કહેવું, તે તેનાથી ઉતરતા દરજ્જાના માણસના દેખતાં નહિ કહેવું જોઇએ, પરંતુ અફસોસ છે કે ધનાદિના મદથી છકેલા મોટા લોકોમાં આવી ખામી સાધારણ હોય છે! પણ રામરાયે આ હલકા મજુરને કશો ઉત્તર આપ્યો નહિ અને તે બંને જણા જટાશંકરની ડેલીએ જઇને ઉભા અને નોકરને રામરાયે કહ્યું, "જટાશંકરભાઇને મારે મળવું છે" તે નોકરે જવાબ દીધો કે—"પહેલે દાદરે ડાબી બાજુએ નંબર ૮ અને ૧૯ માં તે રહે છે." આ સાંભળીને તે બંને જણા ઉપર ગયા અને બારણાં ઠોકયાં તો એક નોકરે તે ઉઘાડયાં અને તે બંને અંદર ગયા અને જટાશંકરની પાસે જઇને ઉભા.

રામરાયે નમસ્કાર કરીને કહ્યું કે—"મને મારા શેઠ કેશવદાસે મોકલ્યો છે જી" તે વધુ બોલે છે તેવામાં મૂળજીએ ટેબલ ઉપર ગાંસડી મૂકીને કહ્યું કે—"આપને માટે આ કપડાં મોકલાવ્યાં છે" અભણ અને મૂર્ખ મજુર લોકો પોતે સમજે કંઇ નહિ તોપણ ડાહ્યા ઘણા હોય છે! કોઈપણ સારા ગૃહસ્થ પાસે જતાં પોતાથી મોટા હોય તેને બોલવા દઇ પોતે ઉભા રહેવું જોઇએ, તેને બદલે

તેને તો જાણે બોલતાં નહિ આવડે, એમ માની પોતે શીખવવા જાય અને પોતાને બીલકુલ બોલવાની રીતિનીજ ખબર ન હોય તેનું કઇં નહિ ! મૂર્ખ શેઠોની પાસે આવા મૂર્ખ નોકરો ફાવેછે અને ડાહ્યામાં ગણાય છે, તથા ડાહ્યા નોકરો તેવા શેઠોની પાસે મૂર્ખમાં ખપે છે ! આ એક દૈવનીજ વિચિત્રતા છે !

જટાશંકર એટલુંજ બોલ્યો કે—"જોવા દો." એમ કહી ગાંસડી છોડી તાકાઓ એક પછી એક જોઇ જુદા મૂકી તેમાંનો એક લઈને કહ્યું કે—"આ સારો . શું કિંમત છે ?"

રામરાયે કહ્યું—"એક વારના પંદર રૂપિયા, સાહેબ."મૂળજી મુખના ચાળા કરતો ઉભો રહ્યો. પોતાના શેઠે આ ભાવ વધારે પડતો કહ્યો છે એમ આ હલકો માણસ જાણતો હતો, તેથી તેણે આમ હલકાઇ દેખાડી; પરંતુ ખરેખરા મોટા લોકોને તો આવી હલકાઇ તરફ ધ્યાન પણ હોતું નથી, તે પ્રમાણે રામરાય કે જટાશંકરનું ધ્યાન તેના તરફ હતુંજ નહિ. આટલો બધો આકરો ભાવ કહ્યો તે દેખીતોજ ખોટો લાગ્યા છતાં ખરા સદ્ગૃહસ્થ તરીકે તેને ખોટો કહેવો વ્યાજબી ન ગણાય, એમ સમજી જટાશંકરે મર્મમાંજ ઉત્તર આપ્યો કે:—

"મારે તો તે પડદા કરવા માટે જોઇયે છે; પણ આમાં કેટલાવાર છે ?"

પડદા કરવા જોઇયે છે એમ કહેવાથી સમજી શકાય કે તેમાં એટલી ભારી કિંમત ન જોઇએ—અર્થાત્ તમારી કિંમત આકરી છે એમ ભાવ એ બોલવામાંથી નીકળી શકે, છતાં તે સ્પષ્ટ ન કહેવાય. આમ પોતે વિચાર ગર્ભિતપણે બતાવીને પણ તુરત કેટલાવાર છે, એમ પૂછીને એ વાત ઉડાડી દીધી, કેમકે સમજુ માણસને એટલો ઇસારોજ બસ હોય છે, એમ મોટા લોકો માને છે. પણ રામરાયથી તો કિંમત ઘટાડાય તેમ નહોતું તેથી તે તેનો ભાવ સમજે તોપણ શું કામનો ? રામરાયે ઉત્તર આપ્યો કે "કુલ ત્રીશવાર છે."

વળી વગર પૂછે મૂળજી વચમાં બોલી ઉઠયો કે—"સાહેબ, કહો તો ભરી આપું." જટાશંકરને અવિશ્વાસ નહોતો છતાં આ હલકા માણસને એવો વિચાર આવ્યાથી તેને એમ કહ્યું, પણ જટાશંકરે તો તેના બોલવા તરફ કશું ધ્યાન નહિ આપતાં રામરાયનેજ કહ્યું કે:—

"મી. કેશવદાસનો અવિશ્વાસ મને નથીજ. ત્રીસવારના રૂપિયા ચારસો પચાસ થાય અને તે આ રહ્યા." એમ કહી ટેબલ ઉઘાડી સાડાચારસો રૂપિયા કાઢી

રામરાયને તેણે આપ્યા અને તાકો લેઇ લીધો, અને તેણે રામરાયને કહ્યું–"તમને લખતાં આવડે છે ?"

"હા સાહેબજી." રામરાયે ટુંકામાંજ શરમાઇને ઉત્તર આપ્યો.

"તમે મને પહોંચ લખી આપો." આમ જટાશંકરના કહેવાથી રામરાયે તેને પહોંચ લખી આપી અને મૂળજીએ બાકીના તાકા બાંધી લીધા અને તે બંને જણા ત્યાંથી ચાલ્યા ગયા. દુકાને આવ્યા અને કેશવદાસે તાકા તપાસી લેતાં કહ્યું–"વારુ, હું ધારૂં છું કે તેં કંઇ ભૂલ તો નહિ કરી હોય !"

રામરાયે સાદો ઉત્તર આપ્યો કે–"નહિજી."

પણ મૂળજી અત્ર બોલી ઉઠયો–"હા, તેં ભૂલ કરી છે," એમ કહીને તે હસી પડયો.

કેશવદાસ ગુસ્સો કરીને બોલી ઉઠયો–"એ ગધેડો ભૂલ કર્યા વગર રહેજ નહિ, એમ હું માનું છું; હા, આમાં નંબર ત્રણનો તાકોજ નથી. જા જટાશંકર પાસેથી લેઈ આવ; જો તે ના પાડશે તો તેની કિંમત તારે ભરીઆપવી પડશે ! સમજ્યો કે ? તેની કિંમત એક વારના છ રૂપિયા, અરે નહિ, એક વારના આઠ રૂપિયા છે. મને તો ગભરાટ થાય છે ?"

"આઠ રૂપિયા, આઠ રૂપિયા ?" રામરાય ગભરાઇને બોલી ઉઠયો–"સાહેબ, શું ખરૂં કહો છો ?"

શેઠ ક્રોધથી બોલ્યો–"અરે લુચ્ચા, ખરૂ કહુંછું કે તે આઠ રૂપિયાનો હતો!"

રામરાયે બહાદુરીથી કહ્યું–"સાહેબજી, જો તે આઠ રૂપિયાનો હતો, તો હું તો પંદર રૂપિયે આપી આવ્યો છું !"

હવે શેઠ તેની મજાક કરવા લાગ્યો–"વાહ ! મારાં પણ ધન્ય ભાગ્ય કે આવો નોકર મળ્યો ! આઠ રૂપિયાનો તાકો પંદર રૂપિયે વેચી આવ્યો ! વાહરે ! સાત સાત રૂપિયાનો વારે નફો ! મુ–ખ્ય–પ્ર–ધા–ને–બુદ્ધિ વાપરીમને તો સારો નફો કરી આપ્યો ને શું ? પંદર રૂપિયે ત્રીશવાર વેચ્યું ! વાહ વારે ! સાત રૂપિયા નફો ! અને વળી ત્રીશવારે બસોને દશ રૂપિયા નફો ! આહા હા ! હુંતો આજે કમાઇજ ગયો ! તારા જેવો નોકર તો ભાગ્યશાળીને મળે !"

આ સાંભળી રામરાય ચકિત થઇ ગયો અને બોલ્યો–"એમ છે તો મારે તે જટાશંકરને વધારાના પૈસા પાછા આપી આવવા જોઇયે !"

શેઠ બોલ્યો—"ઠીક ઠીક, હવે! આપ્યા, એતો!"

રામરાય—"નહિ નહિજી!" એમ કહીને તે ત્યાંથી એકદમ ચાલી નીકળ્યો, અને શેઠના જોતાંમાંજ તે દોડી ગયો, અને જટાશંકરને ઘેર જઇને તેના નોકરને તેણે કહ્યું કે—"શેઠનું મારે બહુ જરૂરનું કામ છે. ગમે તેમ કરી મને મેળવી આપો."

નોકરે કહ્યું—"તેઓ છે તો ખરા, પણ તમને મળી શકશે, એમ હું ધારતો નથી, કેમકે તેઓ બહાર જવાને કપડાં પહેરે છે."

"સાહેબ, હું પ્રાર્થના કરૂંછું કે મને તેમને તુરતજ મેળવી આપો; મને અત્યંત જરૂરનું કામ છે, સાહેબ!" આમ ઘણીજ અગત્ય તેણે બતાવી.

તે નોકર બોલ્યો—"હું જઇને તપાસ કરૂંછું." એમ કહી ને અંદર ગયો અને રામરાય તેની પાછળ ગયો.

જટાશંકર બટન બીડતો આરસા ભણી જોઇ ઉભો હતો તેણે ચાકર તરફ નહિ જોતાં કહ્યું—"કેમ, શું છે? રામલા!"

ચાકરે જવાબ દીધો—"એતો હમણાંજ આવી ગયો હતો તે યુવાન વ્યાપારી છે; તે આપને બહુ ઉતાવળથી મળવા માગે છે."

શેઠે કહ્યું—"કહે કે હું હવે મળી શકતો નથી!"

આજીજી કરતા અવાજે રામરાય બોલી ઉઠયો—"કૃપા કરીને સાહેબજી, મારો એક શબ્દ પણ સાંભળો!"

"શું કામ છે? તારે શું જોઇએ છે? મેં તને પૈસા તો આપી દીધા છે, નહિ! જા, મને બહુ કામ છે." આમ તેણે ગુસ્સાથી જવાબ આપ્યો; પરંતુ બીલકુલ ભય પામ્યા વગર અને સાચને આંચ નહિ, એમ દૃઢ માનનાર રામરાય તો બેચાર પગલાં ચાલી ઓરડાની અંદરજ આવ્યો, અને તેની આવી નિર્ભયતા તથા બહાદુરી જોઇને ચકિત થઇને ઉભેલા જટાશંકરથી તો તેને "જા" એમ પણ કહી શકાયું નહિ, અને રામરાય હિંમતથી બોલ્યો "સાહેબ, હું આપનો અપરાધી છું, પણ અજાણતાં તેમ થયો છું. બેશક મેં અપરાધ આપનો કર્યો છે ખરો, તોપણ તેમાં આપને માઠું લગાડવાનું કશું કારણ નથી."

આમ કહી તે આગળ ગયો અને થેલીમાંથી રૂપિયા ટેબલપર ખાલી કરી ને તે બોલ્યો "આ આપના સાડાચારસો રૂપિયા આપ પાછા લ્યો. અને મારી

લગી આપેલી પંદરની મને કૃપા કરીને પાછી કાઢી આપો; કારણ કે જે કપડું મેં આપને હમણાંજ આપ્યું છે, તેની કિંમત એકવારના પંદર રૂપિયા નહિ, પણ આઠ જ છે. આઠ રૂપિયાના એકવારને ભાવે ત્રીશવારના રૂપિયા માત્ર બસો ચાળીશ થાય! આથી બસોને દશ રૂપિયા પાછા સંભાળી લ્યો. કૃપા કરો. આ રહ્યા, સાહેબ!"

જટાશંકરે ક્રોધ ઉતારી નાખી નર્માશથી કહ્યું-"શું તું સાચું કહે છે! તું ભૂલ નથી કરતો એમ તારી ખાત્રી છે!"

"આપની પાસે જે કપડું છે. તેના ઉપર શું નંબર ૩ નો અંક નથી?"

"બેશક છે!"

"ત્યારે સાહેબ, નંબર ૩ ના અંકવાળા કપડાનો ભાવ આઠ રૂપિયાનો છે. સાહેબ હું તેમાં ભૂલ કરતો નથી. મને માફ કરો, સાહેબ, હવે મને રજા આપોજી!"

"ઉભો રહે! જરા થોભ! હું કપડાનો પરીક્ષક નથી!"

"પણ સાહેબ, મને ખાત્રી છે કે એ કપડું આઠ રૂપિયાથી વધારે ભાવનું નથી."

જરા હસીને જટાશંકરે કહ્યું, "ત્યારે આ રૂપિયા તમે તમારા માટેજ લઈ ગએલા કે?"

આ વાક્ય રામચંદ્રને મશ્કરીનું હોવા છતાં બાણ જેવું લાગે તેવું હતું, તોપણ તે નમ્રતાથી એકરાર પૂર્વક બોલ્યો કે — "સાહેબ, મારા મનમાં એવો વિચાર કદી પણ નહોતો!"

જટાશંકરે હજી પણ મશ્કરી ચાલુ રાખી-"પણ તમે તેવો વિચાર કર્યો હોત તો શું!"

"સાહેબ, એ કેવળ અશક્ય છે! મારા માથામાં એવો વિચાર આવેજ નહિ!" આમ કહેતાં તે છોકરાના ચહેરા ઉપર લાજ અને ક્રોધ દેખાઇ આવ્યાં!

જટાશંકર-"ધારો કે તમે પ્રમાણિકતાથી મારા પૈસા પાછા લાવ્યા છો, તેના બદલામાં હું તમને તે બક્ષીસ આપી દઉં તો!" આમ કહીને તે કેવો ઉત્તર આપે છે તેની પરીક્ષા કરવા માટે તેના તરફ હસતે મુખે તે તાકીને જોઈ રહ્યો.

અપૂર્ણ.

દાની વાતો કે સોબતથી બહુજ દૂર રાખવા જોઈએ. તેમનામાં સામાન્ય રીતે સર્વત્ર પ્રેમ ભાવ રોપવો, અને ઈશ્વર તથા તેગનાં કર્મોમાં પ્રીતિ બેસાડવી, તે સજ જે કંઈ થાય છે, તે એ સર્વ શક્તિમાન પાલકજ કરે છે, એવી દૃઢ શ્રદ્ધા તેમનામાં બેસાડવી, એ પૂર્ણ અને પ્રથમ અગત્યનું છે, એમ તે માનતી હતી. આને માટે તે હરેક તક લેતી હતી અને આસપાસ નિત્ય બનતા પ્રત્યેક બનાવોની તે તેમને સમજણ પાડતી હતી તથા એવી તકનો લાભ લઈ તમને સુબોધ આપવાને ચૂકતી નહિ હતી, અને નજીવા બનાવોમાંથી મોટા વિચારો કેમ કરવા અને સમજવા, તે સમજાવતી હતી અને સમજતાં શિખવતી હતી, વળી તેનાં બાળક શિષ્યોની ચાલચલગત સુધારવાને તેણે બીજા સાધનો યોજ્યાં, તે પણ વખાણવા યોગ્ય હતાં. તેનાં શિષ્યોમાં વેલોઇઝનો ડ્યૂક, મોંટપેન્સિયરનો ડ્યૂક, કૌંટ બોજોલેઇઝ, અને તેમની બેન પ્રિન્સેસ એડીલેડ હતાં નીતિનું શિક્ષણ વિવિધ પ્રકારથી તેઓ લેતાં હતાં અને બરોબર યોગ્ય શિક્ષકથી ખ્રિસ્તિ મતની કેળવણી લેતા હતાં, તેવામાં વળી તેઓ વગર શ્રમ અને વગર દુઃખે અંગ્રેજી, જર્મન અને ઇટાલિયન ભાષાઓ બોલતાં પણ સહેલાઈથી શિખ્યાં હતા તેમને શારીરિક કેળવણી આપવા પણ ભૂલાયું નહોતુ. દીકરાઓને સઘળી જાતની થાક મટાડનારી કસરતો અને રમતો શિખવવામાં આવી હતી પારિસની પાસે સેંટ લ્યૂ નામના સુંદર સ્થળમાં આ કુટુંબ રહેતું હતું, ત્યાં મેડમ—ડી—જેન્લિસની દેખરેખ નીચે યુવાન રાજપુત્રોએ વળી એક જર્મન માળી પાસેથી એક નાની વાડી પણ ખેડી હતી; તેથી તેમને વનસ્પતિ વિદ્યાનું જ્ઞાન પણ મળ્યું હતું, અને એક ગૃહસ્થ ત્યાં આવતો હતો તેની પાસેથી વૈદ્યવિદ્યાનો પણ અનુભવ તેમણે મેળવ્યો હતો વળી તેમને માટે એક કારખાનું બનાવ્યું હતું, તેમાં તેઓ ટોપલા બનાવતાં, વણતાં અને સુતારનું કામ પણ શિખતા હતા. નાનો વેલોઇઝનો ડ્યૂક આ કામો શિખવામાં બહુજ અજાયબ જેવી હોશ ધરાવતો દેખાતો હતો, તેણે અને તેના ભાઇ મોંટપેન્સિયરના ડ્યૂકે મળીને એક ઘણું સારૂં કબાટ તથા ખાનાવાળું ટેબલ બનાવ્યું હતું અને તે સેંટ લ્યૂની એક ગરીબ સ્ત્રીને આપ્યા હતાં

તેની આ યુવાનીને સમયે, અને વધારે મોટી વયે તે પહોંચ્યો તે સમયે, તેણે ઘણાં ઘણાં સખાવતના અને દયાના કામો કર્યા હતાં, તથા ગરીબ અને દુઃખી માણસોને પોતાના ખાનગી પૈસા ખરચીને મદદો આપી હતી પોતાની

દેખરેખ નીચેના તેમના અભ્યાસના સંબંધમાં બોલતાં કૉંટેસ–ડી–જેન્લિસ કહે છે કે–" ગયા વર્ષમાં ચાર્ટર્સનો ડયૂક સ્વભાવમાં ઘણોજ સુધરી ગયો છે. તે બુદ્ધિમાનજ જન્મ્યો હતો અને તે હાલ ચતુર અને સદ્‌ગુણી છે. નાની વયમાં જે જે બદચાલો શિખાય છે, તે સર્વથી રહિત હોઇને, તે યુવાન મોટા લોકમાં પણ જે ફેશન, પોશાક, ઇત્યાદિની મૂર્ખાઇઓ હોય છે, તેને તે આજથીજ ધિઃકારે છે, અને તે પોતે તો માત્ર નવીનતાનેજ ચાહે છે, તેને ધનનો લોભ નથી, બીજો પણ લોભ નથી, અને કોઇની તરફ દૃષ્ટિ નાખવી, તેને તે ધિઃકારે છે, અને આથી તે એક ખરેખરો ખાનદાન છે, તેનું હૃદય ઉત્તમ અને શુદ્ધ છે, અને તેના ભાઇ તથા બેનનાં હૃદયો પણ તેવાંજ છે; અને તેઓમાં પણ ઘણા ઉત્તમ ગુણો છે."

મેડમ–ડી–જેન્લિસે શોધેલી યોગ્ય કેળવણીની પદ્ધતિમાં એ પણ હતું કે તહેવારોની રજાના દિવસોમાં જાત જાતની ગમતો કરવામાં આવતી હતી. મનો... ગરીબ ખેડૂતની રમતો, ઐતિહાસિક ગમતો, તરેહવાર ચીજોનું પ્રદર્શન, ...ીનાં કારખાનાંઓ, ઇત્યાદિના મેળાઓ ભરવામાં આવતા હતા, અને ...ી ગમત સાથે ઉત્તમ જ્ઞાન સર્વને મળી શકતું હતું. ૧૭૮૭ ના ઉનાળામાં ઓર્લીઅન્સનાં ડચેસ અને તેનાં છોકરાંઓ તેમની દેખરેખ રાખનાર સહિત સ્પા ...તે આવ્યાં હતાં, કેમકે ડચેસની તનદુરસ્તીને એ જગોના આરોગ્ય પાણીના ...ની જરૂર હતી. ઓર્લીઅન્સ કુટુંબની ગમતી વાર્ત્તા ચાલતી હતી અને ડચે...ની તનદુરસ્તી સૌવેનિયેરીના જળથી સુધરી હતી. એ નવાણ નગરથી થોડાક ...ઇલ દૂર હતું, ત્યાં ચાર્ટર્સના ડયૂક અને તેનાં ભાઇ બેને તેની શિક્ષકની સલાહથી ...ગત કરવાનું ધાર્યું હતું. એ ઝરણની આસપાસ તેમણે એક સુંદર માર્ગ પથરા ...ગેરે બેસવીને બનાવ્યો, એ માર્ગમાં બેઠકો તથા નાળાં ઉપર પુલો બનાવ્યા, ...ને આજુબાજુ સુશોભિત પુષ્પનાં વૃક્ષો રોપાવી સુંદર વન જેવું બનાવી દીધું ...તું. માર્ગને છેડે સુંદર તળાવ આવેલું હતું ત્યાંથી લાકડાંનો માર્ગ બનાવી એક સુંદર ટેકરી જરા ઉંચી બનાવી હતી. તેની પાસે ખુલ્લું ખુશનુમા મેદાન બનાવ્યું હતું. ઝાડીમાં વચ્ચે એક આરસની બેઠક ચણાવી તેના ઉપર લેખ કોતરાવ્યો હતો કે–"સૌવેનિયેરીના જળે ઓર્લીઅન્સની ડચેસની તનદુરસ્તી સુધારી, તેથી ...નાં છોકરાંઓ આ સ્થળે આવ્યાં અને એ ઝરણની આસપાસમાં સાફસુફ કરી ઝરનાથી પણ વધારે શ્રમ અને ખંતથી તેમણે આ માર્ગ બનાવ્યો છે." શ્રી-

જણાનીનિ દિવસે ચાર્ટર્સના યુવાન ડયૂકે પ્યાર અને ભક્તિની પોતાની લાગણીનાં વચનો કહ્યાં અને તુરતજ પોતાની માતાની બાજુએથી ઉઠીને પોતાના ભાઇ બેનની હારમાં જઇને તેણે એક ચીંથરું હાથમાં લીધું, અને તે વતે તેણે "આભાર" એવો શબ્દ કોતર્યો. આ જોઇ સર્વ મંડળને ઘણોજ આનંદ આવી ગયો હતો.

જે સ્થળેથી અમે ઉપરની વાર્તા લીધેલી છે, તે સ્થળે એવી પણ એક મનોરંજક વાર્તા છે કે, જેમાં આ કુટુંબે નોર્મંડીમાં યૂ ખાતે કરેલી મુસાફરીનું વર્ણનછે. ત્યાંથી તેઓ પશ્ચિમ તરફ હેવર અને એત્રાંચીસના ઉપસાગર સુધી ગયાં હતાં. આહીં તેમણે સેંટ મિકાએલનો પથ્થરનો કોટ જોયો. તે સમુદ્ર તટ ઉપર થણા માઇલને છેટે એક જોવા લાયક કિલ્લો છે. આ સ્થળમાં સેંટ મિકાએલનું સુંદર દેવળ છે, ત્યાં હજારો યાત્રાળુઓ ઘણાં વર્ષોથી આવેછે, અને એ જગોની પ્રસિદ્ધતા, કુદરતી સુંદર દેખાવ, અને ઐતિહાસિક વાર્તાઓથી તે સ્થળ કંઇક ખાસ ધ્યાનથી જોવાનું મન ઓર્લીઅન્સના રાજપુત્રોને થયું હતું. છેક હાલના સમય સુધી એ કિલ્લામાંના કેદખાનાંઓ રાજ્યકીય કેદીઓ માટે વપરાતાં હતાં, અને તે જોઇને જોનારને દુઃખ થતું હતું. એ કેદખાનાં વગેરેની સત્તા ધર્માચાર્યો પાસે હતી, તેથી એક ધર્માચાર્યની સાથે ફરતાં ફરતાં યુવાન ચાર્ટર્સના ડયૂકે લોઢાના પાંજરાંમાં બંધ કેદખાનાંઓ હોવાના સંબંધમાં પૂછપરછ કરી. ધર્માચાર્યે ઉત્તર આપ્યો કે "એ પાંજરાં લોઢાનાં નથી પણ લાકડાનાં છે, અને તેને માત્ર લોઢું જડેલું છે. આજ આશરે પંદર વર્ષથી આ પાંજરાંમાં એકે કેદી આવેલો નથી અને કદી કોઇ આવે, તો તે ભાગ્યેજ ચોવીસ કલાક તેમાં રહેછે." ચાર્ટર્સના ડયૂકે અચંબા સહિત જણાવ્યું કે "આવી ક્રૂરતા ચાલેછે કે આવી ભેજવાળી જગોમાં માણસને રીબાવાય છે!" તે ધર્માચાર્યે કહ્યું કે "થોડા માસ પહેલાં સેંટ મિકાએલ ખાતે કૌંટ--ડી--આર્ટોઇઝ (પાછળથી ૧૦ મો ચાર્લ્સ) આવેલા ત્યારથી તેનો વિચાર આ ક્રૂર કેદખાના ભાંગી નાખવાનો વિચાર જણાવી ગએલ છે." આ સાંભળી ચાર્ટર્સનો ડયૂક બોલ્યો કે—"આહા! આવા શુભ કાર્ય પ્રસંગે અમે અહીં હોઇએ તો કેવું સારૂં!" તે ધર્માચાર્યે એ કામ માટે બીજે દિવસ ઠરાવ્યો અને ચાર્ટર્સના ડયૂકે પોતાને હાથે એક ઘા માર્યો અને આ કેદખાના તોડી નાખવામાં આવ્યાં હતાં, અને તે વખતે આનંદ અને હર્ષના પોકારો કેદીઓ તથા બીજા સર્વ તરફથી થઇ રહ્યા હતા. એક દિવસ આ કેદખાનાં દેખાડનાર હતો સેજ માત્રઆથી શાંત અને ગંભીર દેખાવથી ઉભો રહ્યો દેખાતો હતો, અને કંઇક બાકીનેદ પણ

દેખાયો હતો, કારણ કે પરદેશીઓને તે દેખાડતો હતો અને પૈસા મેળવતો હતો જ્યારે ચાર્ટર્સના ડયૂકને આ વાતની ખબર પડી, ત્યારે તેણે તેને દશ લુઇ દનામ આપ્યા અને તેને વિવેકથી તેણે સમજાવીને કહ્યું કે—"ભલા માણસ, પરદેશીઓને આ ભયંકર જગો તું દેખાડતો હતો, તે હવેથી તેમને આ જગોએ એ ભયંકર જગો હતી, એમ દેખાડજે, અને તેથી જોનારને વધારે ખુશી તું કરી શકશે."

વળી મેડમ–ડી–જેન્લિસે પોતાનાં શિષ્યોને કેળવવા માટે એક માર્ગ એ પકડયો હતો કે તેમના અંતઃકરણની વૃત્તિઓ તથા ચાલ ચલગતની પરીક્ષા કરવી, અને તેને માટે તેણે નિત્ય નોંધપોથી રખાવી હતી. તેમાં હમેશના નાના મોટા બનાવો, કે જેમાં તેઓ જોડાયા હોય, તે તે નોંધી લેવરાવતી હતી. આવી જે નિત્યનોંધ ચાર્ટર્સના ડયૂકે રાખેલી હતી, તે પાછળથી પ્રસિદ્ધ કરવામાં આવી હતી, તેથી તેનાં બાલવયનાં કાર્યોની કેટલીક મનોરંજક હકીકત આપણને મળી શકે છે, અને તેમાં તેની કેટલીક ઉંચી ખાશિયતો આપણને માલમ પડે છે. ૧૭૮૯ ના રાજકીય કારોબારમાં મેડમ–ડી–જેન્લિસ અને તેના પતિએ મુખ્ય ભાગ લીધો હતો, અને ઓર્લીઅન્સના ડયૂકની સાથે મળી ને તેમણે પોતાનાં શિષ્યોને તેનું ઉત્તમ જ્ઞાન આપ્યું હતું. જેકોબિન કલબ તથા નેશનલ એસેંબ્લીમાં ચાર્ટર્સનો ડયૂક મેંબર હતો, અને તેની પ્રત્યેક બેઠકમાં તે બરોબર હાજરી રાખી કામો કરતો હતો, એમ તેની નોંધ ઉપરથી આપણને માલમ પડેછે. તેની કેળવણી સંબંધમાં મુખ્ય જાણવા જેવી વાત તો વળી એ હતી કે તે નિત્ય પારિસની મુખ્ય દવાશાળા હોટેલ ડયૂમાં જતો હતો અને ત્યાં તેણે શસ્ત્ર ક્રિયાના કામમાં સારો અનુભવ મેળવ્યો હતો, આના સંબંધની કેટલીક તેની નોંધ આપણે અત્ર ઉતારીશું:—

"નવેમ્બર ૨ (૧૭૯૦)—ગઇ કાલે હું જેકોબિનનો મેમ્બર થયો હતો અને ઘણી ખુશીથી તેમાં હું દાખલ થયો હતો. તેમણે મને તેમાં જે માન આપ્યું તે મેં ખુશીથી સ્વીકાર્યું હતું અને એક સારા દેશભક્ત અને શેહેરી તરીકે તેમના વચ્ચે ભાગ લેવાને મેં તેમને આનંદ સહિત જણાવ્યું હતું."

"નવેમ્બર ૨૬ મી—આજે સહવારે હું હોટેલ ડયૂમાં ગયો હતો. હવે પાછો જઇશ ત્યારે કરીને પાટા મલમ હું પોતે કરીશ."

"ડિસેંબર ૨ જી—ગઇ કાલે સહવારે હું હોટેલ ડયૂમાં ગયો હતો. ત્યાં મેં

બે દરદીને મલમ પટા જાતે કર્યા હતા તથા એકને છ અને બીજાને ત્રણ લિવરે ઇનામ આપ્યા હતા."

"ડીસેમ્બર ૨૫ મી-ગઈ કાલે સહવારે હું દેવળમાં ગયો હતો. મેં પેલેઝ રોયલમાં ખાણું લીધું હતું અને પછી ફિલાંન્ત્રોપિક સોસાઇટીમાં ગયો હતો. ત્યાં હું આઠ કલાક રોકાયો હતો . .. મધ્યરાત્રે હું સેંટ યુસ્ટાચીમાં ગયો હતો અને રાત્રીના બે વાગે ત્યાંથી પાછો ફર્યો હતો, તથા અઢી વાગે સૂતો હતો. મેં ખ્રિસ્તમાસની પ્રાર્થના કરી હતી."

"જાન્યુઆરી ૭ (૧૭૯૧)-આજે સવારે હું હોટેલ ડયૂમાં ગયો હતો, વરસાદ બહુજ પડતો હતો. મેં બે દરદીઓને મલમપાટા કર્યા હતાં અને ત્રણ ઓઓને લોહી કાઢયુ હતું."

"જાન્યુઆરી ૮-સહવારમાં એસેમ્બ્લીમાં અને સાંજરે છ બજે જેકોબિનમાં ગયો હતો. એમ્-ડી-જોઇલીસે એક ગ્રંથ મને ભેટ આપ્યો, તે બર્કના ઉત્તરરૂપ મી. જોસફ ટાવર્સનો રચેલો રેવોલ્યુશન સંબંધી હતો. તેણે તેનાં ઘણાં વખાણ કર્યા અને દરખાસ્ત કરીકે મારે તેનો તરજુમો કરવો. આ દરખાસ્તને સર્વ તરફથી ખુશીના પોકાર સાથે ટેકો મળ્યો હતો અને મેં તે મૂર્ખાઈથી કબુલ રાખી હતી, તોપણ મેં તેમાં ભૂલ કંઇપણ થવા બાબત ભય બતાવ્યો હતો. હું નવાસાતે ઘેર આવ્યો હતો. ઘેર આવ્યા પછી ભાષાંતર કરવાનું મેં માથે લીધેલુ તેના સંબધમાં મારા પિતાજીએ ના પાડી અને જેકોબિનમાં રવિવારે જઈ માફી માગી લેવાને મને આજ્ઞા આપી. (આપણા જાણવામાં આવેલું છે કે પાછળથી તેણેજ તે ભાષાંતર કરેલુ અને તે તેના શિક્ષક મી. પાયરીએ સુધાર્યું હતુ. તથા તે છપાયુ હતું.)"

"જાન્યુઆરી ૨૮-(પોતાને શ્લેષ્મ થયો હતો તેના દુઃખનું વર્ણન કરે છે). બેલ્લીચેસી ગયો હતો. (મેડમ-ડી-જેન્લિસનું ઘર). ત્યાં મારૂં દુઃખતું હતું અને તાવ ચડી આવ્યો હતો તોપણ રહેવાને ખુશી હતો, તોપણ મેડમે મને ઘેર જવાને તથા વળતે દિવસે સહવારે હોટેલ ડયૂમાં જવાને ભલામણ કરી હતી."

ચાર્ટર્સનો ડયૂક મેડમ-ડી-જેન્લિસને બહુ ચાહતો હતો અને તેને માતાજી તરીકે માન આપતો હતો. એની ૨૨ મી તારીખના એક પત્રમાં તે જણાવે છે કે—"હે મારાં માતાજી, યુવાન લોકોને જે દુર્ગુણ વળગી જાય છે તે સર્વોથી મને

આપે બચાવ્યો છે, તેનો બદલો હું શી રીતે વાળી શકું ? મારી આખી જીંદગીમાં હું સુખી થઉં એવી રીતે મને ધર્મને માર્ગે આપેજ વાળેલો છે."

આ સમયની પૂર્વે કેટલાંક વર્ષો ઉપર ડયૂક-ડ્રગુનની ચઉદમી રેજીમેંટનો ઓનરરી કરનલ નીમાયો હતો. આવી જગાઓ હાલ કાઢી નાખવામાં આવેલી હોવાથી તેને પોતાની રેજીમેંટનીજ સત્તા રહી હતી અને તેથી તે એમપાયરીની સાથે ૧૭૯૧ માં જુન માસમાં વેંડોમી ખાતે ગયો હતો. આ સમયે ઘણાખરા સિપાઈઓ તરફથી સોગન લેવાના નવા ધારા સામે વાંધો ઉઠાવવામાં આવતાં તકરાર વધી ગઇ હતી. નાફરમાન સિપાઇઓને ચારેસેરથી બરતરફ કરવામાં આવ્યા તથા તેમને ઘણાં દુઃખો આપવામાં આવ્યાં હતાં. વેંડોમી ખાતે ચાર્ટર્સનો ડયૂક હતો તેથી ત્યાં બરોબર સમાધાન રહ્યું હતું, નહિ તો એક બે પણ ખૂન થયા વગર ત્યાં પણ રહેત નહિ. આ બનાવનું વર્ણન તેની નોંધપોથીમાં નીચે પ્રમાણે વર્ણવેલું છેઃ-

"જુન ૨૭-(જે સિપાઇઓએ હુકમ પ્રમાણે સોગન લીધા હતા, તેમનું સરઘસ નીકળ્યું, તે વિષે વર્ણન કરેલું છે). બપોરે હું મારી રેજીમેંટને પાછી લાવ્યો હતો, પરંતુ બૂટ અને ઘોડાનો સામાન છોડયા વગરજ લાવ્યો હતો. મેં મી. ડુબોઇસ, ડી. આસ્બિસ્, જેકૂવીમિન્, અને ફિલિપને જમવા નોંતર્યા હતા. તેમણે મને કહેવરાવ્યું હતું કે ઘણા લોકો એકઠા થઇ ગયા છે અને બે ધર્મગુરૂઓને ફાંસી દેઇ દેવાની તઈયારીમાં છે. તુરતજ હું-પાયરી, ડુબોઇસ્ અને ડી. આસ્બિસની સાથે એ જગોએ દોડી ગયો હતો. જેવો હું ત્યાં પહોંચ્યો તેવો ત્યાં મેં દશબાર ચોકીદારો, કોટવાળ, કારકુન અને બીજા ઘણા માણસોને પોકારતા જોયા કે 'તેમણે હુકમનો ભંગ કર્યો છે માટે તેમને લટકાવી દેવા જોઇએ.' મેં કોટવાળને 'આ સર્વ શું છે' તે પૂછયું. તેણે જવાબ આપ્યો કે-'એતો એક નાફરમાન પાદરી અને તેનો પિતા છે. તેઓ આ ઘરમાં નાસી ભરાયા છે. લોકો એમ કહે છે કે તેમણે એસૂબુઇસન નામના ધર્માચાર્યની આજ્ઞા તોડી છે, કે જેણે સોગન લીધા છે આથી હું તેમને રોકી શક્તો નથી. આ લોકોને વિખેરી નાંખવાને મેં માણસો બોલાવ્યાં છે, પણ તેમને સહાય કરવા માટે આપ કૃપા કરીને બે ડ્રગુન મોકલો તો વધારે સારૂં.' મેં તુરતજ તેમ કર્યું. કોટવાળ કંઇપણ બોલ્યા વગર બારણામાં ઉભો રહ્યો, આથી એકઠા થએલા ટોળામાંથી જે કેટલાક આગેવાન

જોવા લાગતા હતા, તેમને મે બોલાવ્યા અને તેમને કહ્યું કે—'કોઈપણ માણસનો વાંક તજવીજ કરી સાબીત કર્યા વગર તેને ટાંગી મારી નાખવો, તે કેવું ખોટું કહેવાય! આવી રીતની તપાસ કરનારા સરકારે ન્યાયાધિશો નીમેલા છે, અને તેમની આજ્ઞા થાય તો મારી નાખવાનું કામ કરનારા પણ છે, છતાં તમે જાતે આવું કામ કરવાનું માથે લઈ બેઠા છો, એ કેટલું ખોટું કહેવાય!' એ લોકોએ જવાબ આપ્યો કે 'ન્યાયાધિશો સ્વાર્થી છે અને તેઓ આને કસુરવાન ગણે તેમ નથી.' મે જવાબ આપ્યો—'એતો તમારીજ ભૂલ છે, કેમકે તેમની પસંદગી તમોએજ કરેલી છે હવે તમારે પોતાને પોતાના હાથમાં એટલા માટે કાયદો લેઇ શકાય નહિ.' લોકોના ટોળામાં ઘણો ખળભળાટ થઇ પડયો અને છેવટે એક જણ બોલ્યો —'એમ્. ડી–ચાર્ટર્સની ખાતર આપણે તેને બચાવવો જોઇએ.' બધા લોકો 'હા, હા, હા' એમ પોકારી ઉઠયા, 'તે બહુ ભલા માણસ છે, તેણે આપણને બહુ સારી સલાહ આપી છે. આપણે તેમને હરકત કરવી નહિ જોઇયે.'

હું તુરતજ તે ઘરમાં ગયો અને તે બંને અભાગિયા માણસોને પૂછયું કે—'તમને મારો વિશ્વાસ છે?' તેમણે 'હા' કહી. હું તેમને મારી આગળ કરી બહાર લાવ્યો અને લોકોને કહ્યું કે 'તમે વચન આપેલુ છે તે યાદ રાખજો.' તેઓ વળી પોકારી ઉઠયા કે—'સુખી રહો. તેઓ કશી હરકત કરશે નહિજ.'! 'મેં તેમને માટે ગાડી મગાવવા હુકમ કર્યો પણ લોકો બોલી ઉઠયા કે 'નહિ, નહિ, અમે તેને મારીશું નહિ, અમે અમારી વચ્ચેથી તેમને સહિસલામતીથી જવા દઇશું.' મેં કહ્યું—'વારૂ, મને ખાત્રી છે કે તમે તમારા શબ્દ પાળશોજ, તો ભલે તેમ કરો.' તે બંને માણસોને હાથથી ઝાલી હું ચાલ્યો ને મારી બાજુએ કોટવાળ ચાલ્યો ને પાછળ બધું ટોળુ પોકાર કરતુ ચાલ્યુ. મી. ડુબોઇસ અને ડી. આલ્બિસ પણ સાથે ચાલતા હતા. મેં તુરતજ પારિસ ભણીનો રસ્તો લીધો. કોટવાળે તે બંનેને પૂછ્યુ કે—'તમારે કયાં જવું છે?' તેમણે કહ્યુ કે 'બ્લોઈસ.' પણ તેથી કેવળ ઉલટેજ માર્ગે અમે તો ચાલ્યા હતા કોટવાળે પાછા ફરી આખા શેહેરમાં થઇને જવાને ધાર્યું, પણ મેં તેમ કરવાની નાપાડી અને શેહેરના રસ્તામાં થઇને નહિ પણ જરા માર્ગ ફેર કરી ચાલ્યા અને એક નદીના પુલ ઉપર થઇને ચાલ્યા, ત્યારે વળી ટોળામાંના કેટલાક તે બંનેને નદીમાં નાખી દેવાની તજવીજ કરવા લાગ્યા, પણ મે તેમને તેમનું વચન દીધેલુ તે યાદ આપ્યુ તેથી વળી શાંત થયા આશરે શેહેરથી એક માઇલ અમે ગયા, તેવામાં પાસેની ટેકરી પરથી

માણસોનું એક ટોળું ઉતરી આવ્યું અને બોલી ઉઠયું—'આ બે ગધેડાઓને ટાંગી દો, અથવા નીચે ઢોળી પાડો.' તેમાંના એક જણે તો આવીને તે બિચારા બે જણમાંથી એકનું કપડું પકડયું અને એમ્. ડુબોઇસ તથા ડી. આલ્બિ-સનને ખસેડી નાખ્યા. હું એમ્. ડુબોઇસ પાસે જઈ ઉભો અને તે કપડું પકડનારને તે છોડી દેવા મેં કહ્યું. મેં તેને પકડયો અને કપડું છોડાવવા લાગ્યો એટલામાં નેશનલ ગાર્ડમાંની એક ટુકડી અમારી મદદે આવી લાગી, અને સઘળા ટોળાને જબરીનથી વિખેરી નાખ્યું; પણ એ ટોળું વધતું ગયું. માત્ર વેંટામીના લોકોને સાબાશ છે કે તેમણે તો તેમનું વચન બરોબર પાળ્યું, અને બીજા લોકોને પણ તેઓ સમજાવવા લાગ્યા હતા. મેં વિચાર્યું કે, આ બંને જણને લઈને વધારે આગળ ચાલતાં વળી ભય આવી પડશે, માટે મેં કહ્યું કે—'આ બંનેને કેદખા-નામાં લઇ ચાલો.' આ સાંભળી સર્વે પોકારી ઉઠયા—'કેદમાં, કેદમાં? બહુ ઠીક,' આમ કહી મારાં વખાણ કરવા લાગ્યા. અમે તુરતજ કેદખાના તરફ ચાલ્યા. જેવા અમે આગળ ચાલ્યા તેવામાં એક માણસ અમારી સામે બંદુક લઇને આવ્યો અને બોલ્યો કે—'તમે દૂર ખસી જાઓ, એટલે હું તેમને ગોળીથી મારીશ.' તે જરૂર તેમને મારશેજ, એમ મારી ખાત્રી થતાંજ હું તે બંને માણ-સોની આડો જઇને ઉભો અને બોલ્યો—'પ્રથમ મને માર?' તે માણસે જરા સારો પોશાક પહેર્યો હતો તેથી એમ્. પાદરીએ તેને કહ્યું—'તમે આમ કેમ કરો છો?' તે માણસ તુરતજ બોલ્યો—'હું તો મશ્કરી કરતો હતો. મારી બંદુક ગોઝારી નથી.' અમે વળી અમારો માર્ગ કાપવા લાગ્યા અને તે બંને માણસોને કેદખાનામાં મૂકયા !!

પાછળથી તે અભાગિયા પાદરીઓ ઉપરથી લોકોનો કટાક્ષ જતો રહ્યો, અને જુલાઇની પહેલી તારીખે નીચે પ્રમાણે નોંધ આપણને માલમ પડે છેઃ—"એક દિવસ અગાઉ જે અત્યંત વિકાળ દેખાતા હતા તેમાંના કેટલાક લોકો આંખમાં આંસુ સાથે મારી પાસે માફી માગવાને આવ્યા, અને તેમને કસુર માટે મેં કશી સજા ન કરી તેને માટે આભાર માનવા લાગ્યા." આ સમયે ડયૂકને તેમના ઉપર અત્યંત રોષ હોવો જોઇએ, પરંતુ એતો શું, પણ નીચેના બનાવથી પણ તેને કશો ગુસ્સો ચડયો નહોતો.

"ઑગસ્ટ ૩.—ખુશનુમા દિવસ છે! મેં એક માણસનો જીવ બચાવ્યો, અ-ાવો બચાવવામાં જોખમમાં ઉતર્યો હતો. આજે સાંજરે પોપ, મેટાસ્ટાશિયો અને એમાઇલ વાંચીને હું નહાવા ગયો હતો. એડવર્ડ અને હું કપડાં પહેરતા

હતા એવામાં અમે રાડ સાંભળી કે 'બચાવો, કોઈ બચાવો, હું ડૂબી ગઉ છું.' તુરતજ હું તે રાડ તરફ દોડી ગયો અને એડવર્ડે પણ તેમ કર્યું, પરંતુ તે જરા દૂર હતો. હું પહેલો પહોંચ્યો તો એક માણસનાં માત્ર આંગળીનાં ટોચકાંજ દેખાતાં હતાં. મેં તે માણસની આંગળીઓ પકડી લીધી, પરંતુ તે માણસે તો મને એવા જોરથી સામો પકડયો કે હું તુરતજ પાણીમાં પડી જાત; પણ એડ-વર્ડ આવી પહોંચ્યો તેણે તેના પગ મજબુત પકડી લીધા. અમે તેને કાંઠે ઘ-સડી કાઢયો. તે બોલી શકતો નહોતો, પરંતુ સાનથી મારો તેમજ એડવર્ડનો આભાર માનવા લાગ્યો. એ માણસ વેંડોમીનો હતો અને રસ્તા અને પુલોનો સબ એંજીનીયર એમ્. સિરેટ હતો."

"ઑગષ્ટ ૧૧ મી.—બીજો ખુશકારક દિવસ છે. ગઇ કાલે કેટલાક અમ-લદારો તરફથી મને ટાઉન હાઉસખાતે આમંત્રણ આવ્યું હતું! હું આજે ત્યાં ગયો હતો અને તેમણે મને એક માનપત્ર આપ્યું હતું. વળી તેમાં એમ્. સિ-રેટ તરફનો એક પત્ર વાંચવામાં આવ્યો હતો કે 'કોઇપણ શેહેરી કોઇનો પણ જીવ બચાવે, તો તેને શેહેર સુધરાઇ ખાતા તરફથી ચાંદ આપવાનો ઠરાવ ક-રવો જોઇએ. અને આવો એક ચાંદ મને આપવો જોઇએ.' શેહેર સુધરાઇ ખા-તાએ તે વાત મંજુર કરી તેવો ઠરાવ પસાર કર્યો અને સર્વ એકઠા થએલાઓની ખુશાલી વચ્ચે મને એક ચાંદ પહેરાવવામાં આવ્યો હતો. મને આથી બહુ શ-રમ આવી, તોપણ બની શકયા પ્રમાણે મેં તેમનો આભાર માન્યો હતો."

જે નિત્યનોંધ ઉપરથી ઉપરની હકીકત લીધેલી છે તે નોંધ ઉપરથી કવા-ર્ટર્લી રીવ્યુમાં ટીકા આવેલી છે, એ ટીકાકાર જરા લુઇફિલિપની પ્રતિકૂળ લખ-નાર જણાય છે; તે જરા ઉતારીશું—" . .આમાંના કેટલાંક વાક્યો નકામાં છે અને નજીવી હકીકતવાળાં છે તેથી ગ્રંથ દોષયુક્ત જણાય છે ...તોપણ એકંદરે જોતાં આ ગ્રંથ સારો અને ડયૂકને માન આપવા યોગ્ય છે. તેમાં તેની સરસ બુદ્ધિ અને ઉત્તમ સ્વભાવ બતાવેલા છે. તે ગ્રંથકર્ત્તાએ તેની સત્તર વર્ષની-વયે લખેલો છે, અને એવડી ઉમરે પણ તેનું મન રાજ્યદ્વારી વિચારો કરી શકે તેવું જણાય છે, પરંતુ એ સર્વ તેના પિતા અને શિક્ષકને માનપ્રદ છે.... ..."

૧૭૯૧ ના ઑગસ્ટના મધ્યમાં ચાર્ટર્સનો ડયૂક વેંડોમીના સૈન્યનું આધિ-પત્ય છોડયું અને તેથી તે પોતાની રેજીમેંટને છોડીને વેલેન્શિયેનીસ, કે જે ફ્રાંસમાં ઉત્તરે છે ત્યાં ગયો. ત્યાંપણ તેણે ફોજખાતાનું કામ કર્યું. ૧૭૯૨ ના

એપ્રિલમાં ફ્રાંસના જયના સંબંધમાં આસ્ટ્રિઆ સાથે યુદ્ધ થયું, તેમાં ચાર્ટર્સનો ડયૂક પહેલવહેલો ગયો હતો, કેલરમાને સોંપેલા સૈન્યના ઉપરીપણાથી તે વાલ્મી આગળ લડયો ( સપ્ટેમ્બર ૨૦, ૧૭૯૨ ); અને પછી ( નવેંબર ૬ ), ડુમોરી-અના હાથ નીચે જામાપીસની લડાઇ લડયો હતો.

અહીંયા લુઇફિલિપની જીંદગીની પ્રથમ સફર અથવા સુખનો સમય પૂર્ણ થાય છે. હવેથી તેના તથા તેના કુટુંબ ઉપર દુઃખનું વાદળ તૂટી પડયું, તે આપણે હવે જોઇશું.

અપૂર્ણ.

---

# सेव्यसेवक

( એક મીલનો ધંધો કરનાર તથા રૂનો વ્યાપાર કરનારનો સંવાદ )

રામદાસ—મી. નગીનદાસજી, હું આપને મળવાને ઈચ્છતો હતો. કૃ[illegible] મારા ઘરમાં પધારો, હું આપની સાથે કમાણીના સંબંધમાં કંઇ વ[illegible] કરવાની ઇચ્છા રાખું છું. નોકરોની પાસેથી નોકરી લેવાની હાલની પદ્ધ[illegible] જબી નથી હોતી તેના સંબંધમાં મારો મત આપને બતાવવા ધારૂં છું[illegible] પણ એક ધંધાદારી છો અને હું એક મીલનો ધણી છું તેથી આપણે [illegible] કરોને (સેવકોને) નોકરી આપનારા ( સેવ્ય ) છિયે, તેથી આ વિષયમાં આપના તથા મારા અભિપ્રાયોની તુલના કરવાની મારી મરજી થઇ છે.

નગીનદાસ—વાહ ! સાહેબ, હું આપનો ઉપકાર માનુંછું. હું સાચે સાચું કહેનારો છું, તેથી એ વિષયમાં મારો જે ખરો અભિપ્રાય હશે તે હું સ્પષ્ટપણે કહી સંભળાવીશ. આથી આપની માગણીનો હું ખુશીથી સ્વીકાર કરૂં છું.

રામદાસ—વારૂ, ત્યારે મી. નગીનદાસજી, બેસો કૃપા કરીને મને આપજ કહો કે એક ધંધાદારીને શું શું જરૂરીયાતો જોઇયે છે ;

નગીનદાસ—સાહેબજી, આપણી સ્થિતિ વ્યાજબી રીતે જેવી હોવી જોઈયે, તેનાથી ઓછી સુખી છે, એમ મારૂં માનવું છે. બેશક આપણે ગરીબ કહેવાઇયે અને કોઈ રીતે તવંગર તો નહિજ. ધંધો કરનારાઓમાંથી કોઇ ભાગ્યેજ અઠવાડિયાના ૧૩–૧૪ રૂપિયા કમાતા હશે ! અને સરાસરી ૮–૯ રૂપિયા થયા. આ [illegible]આ પર ખટલાવાળા માણસને માટે અત્યંત થોડી તથા દુઃખે જીંદગી કઢાવનારી

છે. પ્રત્યેક માણસને સુખ ચેનથી ગુજરાન ચાલી શકે તેટલી કમાણી તો જોઇયે.

રામદાસ—ત્યારે આ ઉપરથી તો જણાય છે કે કામ કરનારાઓને જોઇએ તેથી ઓછો પગાર કામ લેનારાઓ તરફથી મળે છે. શું આપના કહેવાનો ભાવાર્થ એવો નથી?

નગીનદાસ—હા! હું ધારૂં છું કે તમારે કંઈ નહિ તોપણ ઓછામાં ઓછા પચીસ ટકા વધારે આપવા જોઇયે; એટલે કે જે માણસ હાલ ૧૨ રૂપિયાનો પગાર ખાતો હોય તેને ૧૫ રૂપિયા મળવા જોઇએ, એજ હિસાબે વધારે મળવું જોઇયે.

રામદાસ—બહુ સારૂં! હવે આપ મને કૃપા કરીને એ પ્રમાણે હોવું જોઇયે માં કારણો જણાવો.

નગીનદાસ—કેમકે તમે વિશેષ લાભ મેળવવા જઓછો, અને હાલ જે પગારો લદપોછો, તેથી વિશેષ તમે આપી શકો તેમ છો. જેમ નફો વધારે, તેમ તે નફો ગયેી મહેનતથી મળેલો હોય તેમને પણ લાભ વેંહેંચી આપવો જોઇએ.

રામદાસ—ઠીક. હું આપનું કહેવું બરાબર સમજ્યો છુ. આપનો મત હું ખુશીથી માનુંછું. નફાના પ્રમાણમાં નોકરોનો પગાર વધારે આપવાનો મત આપ ધરાવો છો, ત્યારે દાખલા તરીકે મારા પોતાનાજ ખાતાને લેઇશું, અને ધારો કે તમે તેમાં એક કામ કરનારા છો, તો હું આપને પૂછુછુ કે તમે તેમાં શું કરો?

નગીનદાસ—હું પોતે! કેમ? હું તમને સોમવારની સહવારથી તે શનિવારની રાત્રી સુધી નોકરી આપું!

રામદાસ—આ તમારી કામગીરી તો તમને જે મારા તરફથી મળે તેનો બદલો થયો! તમને કામગીરીના બદલામાં અઠવાડિયાના ૧૨ રૂપિયા મળે છે, ત્યારે એ ઉપરથી તો એમ થયુ કે તમે મને અઠવાડીયામાં ૧૨ રૂપિયાની કામગીરી કરી આપોછો, અને તેથી એટલા કામની કિંમત ૧૨ રૂપિયા થઈ.

નગીનદાસ—હા ધારૂંછુ કે એમજ.

રામદાસ—ત્યારે એમ ઠર્યું કે દરેક માણસને તે જે પ્રમાણે કામ કરે તેના પ્રમાણમાં મહેનતાણો મળવો જોઇએ. ત્યારે કામના જોખમનો બદલો પણ તે જોખમના બદલામાંજ મળવો જોઇએ.?

નગીનદાસ—બેશક! કેમ નહિ!

રામદાસ—ત્યારે હવે હું આપની પાસે બધી હકીકત મૂકું છું. ગકાનાનીઇ-

મારત, જમીન, સંચા કામ અને કારખાનું શરૂ કરવામાં જોઇતી ચીજોનું એકંદર ખર્ચ રૂપિયા ૧૦૦૦૦૦૦ થયા હતા; અને પરચુરણ સામાન ખરીદવાના તથા માલ તઈયાર થઇ વેચાય ત્યાં સુધીના વ્યાજના અને નોકરોના પગારના મળીને બીજા ૧૫૦૦૦૦ રૂપિયા થયા હતા. મારી પાસે ૧૦૦૦૦૦૦ રૂપિયા એકઠા કર્યા વગર મેં કામ શરૂ કર્યું નહોતું. જો એથી ઓછી રકમે મેં કામ શરૂ કર્યું હોત, તો મારા ધાર્યા પ્રમાણે લાભ હું મેળવી શકત નહિ, અને કારખાનું ચાલત પણ નહિ. આવડી મોટી ગંજાવર દશલાખ રૂપિયાની રકમ મેળવવી, એ ખરેખર બહુ ભારી કામ હતું. મારા પિતા આપના જેવાજ ધંધાદારી હતા. તેઓ અઠવાડિયાના ૧૦ રૂપિયાથી વધારે મેળવતા નહોતા, પરંતુ મારાં માતુશ્રી બહુ કરકસરવાળાં હતાં તેથી એટલામાં અમારા કુટુંબનું પોષણ જેમતેમ ચાલી શકતું હતું. હું નિશાળે જતો તે લખતાં વાંચતાં શિખ્યો હતો. ૧૪ વર્ષની વયે મને એક રૂના કારખાનામાં દાખલ કર્યો, અને ત્યાં ઘણાં વર્ષો સુધી તો હું અઠવાડિયાના ત્રણ રૂપિયાજ મેળવતો રહ્યો હતો. પાછળથી કંઇક બુદ્ધિ અને ખંતથી કામ કરવાની ટેવથી કાંતનાર થયો, અને અઠવાડિયાના ૧૩ રૂપિયા કમાવા લાગ્યો, પરંતુ તેમાંથી મારે એક મદદગાર નાના છોકરાને ૩ રૂપિયા આપવા પડતા હતા, અને મારી ખરેખરી કમાઇ તો અઠવાડિયાના ૧૦ રૂપિયાજ હતી. આ કારખાનામાં સાડાચાર વર્ષની મુદતમાં રૂપિયા ૩૫૦ બચાવ્યા હતા, તે મેં બેંકમાં મૂકી રાખ્યા હતા. એક દિવસે હું કારખાનામાં કામ કરતો હતો, તેવામાં કેટલાક દર્શકો કારખાનું જોવાને આવ્યા હતા. તેમને અમદાવાદમાં એક નવું કારખાનું ઉઘાડવાનું હોવાથી તેમાં કેટલાક ઉપયોગી કામદારો જોઈતા હતા. ઘણે દૂર છતાં મેં ત્યાં જવા કબુલ કર્યું અને ત્યાં કેટલાક વખત સુધી મને બમણી કમાણી મળી હતી. ત્રણ વર્ષ પછી કારખાનાનો ઓવરસીઅર મરી ગયો, તેની જગો મને મળતાં મને વર્ષના ૩૦૦૦ રૂપિયા મળવા લાગ્યા. હજી પણ મેં થાપણ વધારવા માટે કરકસર કરવી ચાલુ રાખી હતી અને તેથી હું અઠાવીશ વર્ષની વયનો થયો ત્યારે મારી પાસે ૧૦૦૦૦ રૂપિયા થયા હતા. મારા એક મિત્રની સલાહથી મેં તે રકમ એક વ્યાપારમાં રોકવાનું જોખમ માથે લીધું, અને તેમાં તે બધી રકમ હું ખોત, તોપણ નશીબયોગે લાભ થયો અને મારા ૧૦૦૦૦ રૂપિયામાંથી ૧૫૦૦૦ રૂપિયા થયા. મને એ ધંધો ખાત્રીવાળો લાગ્યો તેથી મેં વળી એ ૧૫૦૦૦ રૂપિયાને પણ જોખમમાં નાખ્યા અને

એ રીતે મેં કેટલાંક વર્ષો સુધી કર્યા કર્યું, તો મારી રકમ વધતીજ ચાલતી હતી. ૩૫ વર્ષની ઉંમરે હું પરણ્યો, ત્યારે મારી પાસે ૩૦૦૦૦ રૂપિયા હતા. પછી હું મુંબઈ ગયો, અને ત્યાં ઘણાં વર્ષ સુધી ભાગદારનો ધંધો કર્યો, તેથી ૧૫ વર્ષે જ્યારે મેં ધંધો છોડયો ત્યારે મારી પાસે ૧૦૦૦૦૦ રૂપિયો થઇ ગયો હતો. આ રકમમાંથી મેં મારૂં હાલનું કારખાનું ઉઘાડયું છે અને. મહા જોખમ ભરેલું કામ માથે લીધું છે. જો મેં બહુ શ્રમ ન લીધો હોત, તો હું આટલુ મેળવી શકત નહિ! આ પ્રમાણે મહેનતના બદલામાં હું દર વર્ષે કમાયો છું; પહેલે વર્ષે—મેં મારા પૈસાનું વ્યાજ મેળવ્યુ, કે જે હું કોઇને ધીરવાથી મેળવી શકત. બીજે વર્ષે ખોટ આવે તે પૂરાય તથા કરજ કરવું પડે તે ન પડે તેટલો નફો મેળવી લીધો; ત્રીજે વર્ષે સાંચાકામ ભાંગે તુટે તેને સમારવાનું ખર્ચ મેળવ્યું, અને ચોથું મારી જાત મહેનત અથવા કમાણી મેળવી. આ પ્રમાણે મારો ખર્ચ ચલાવતાં મેં મેળવ્યું હતું. આપ ચોખ્ખા માણસ છો, તે મને કૃપા કરીને ઉત્તર આપો, કે મેં જો આ બધું જોખમ ને જેહેમત ઉઠાવી નહિ હોત, તો આપ, કે જે માત્ર અડવાડિયાના ૧૨ રૂપિયાજ મેળવો છો તેનાથી વધારે કમાયો હોત ખરો!

નગીનદાસ—કેમ સાહેબ, એમાં શો શક છે! તોપણ એમાં જોવાનું એટલું છે કે બધા કામ કરનારાઓ એ રીતે બદલો મેળવી શકતા નથી. તમે અને તમારા જેવા શેઠિયાઓ તો તમારા પૈસાને જોખમમાં નાખોછો, પરંતુ અમારા જેવાનો તો વખત, મહેનત, તનદુરસ્તી, અને સઘળુંજ તમારા જેવાને મદદ કરવાની મહેનતમાંજ ચાલ્યાં જાય છે. અમે મધપૂડો બાંધનારી મધમાખીઓ થઇ શકતા નથી, પરંતુ અમે મધ પેદા કરી આપનારી મધમાખીઓ તો છિયે; અને હવે હું આપને પૂછુંછું કે અમને તેનો બદલો બરોબર મળે છે?

રામદાસ—મારા મિત્ર, આપની કામગીરી કંઇપણ અસંતોષ આપનારી જણાય છે. કારખાના વાળાઓ પોતાના નોકરોનો નફામાં ભાગ રાખે, એવી મતલબનું આપનું બોલવું છે. તેઓ તેમ કરતા નથી. કામદાર કમાણી વધે તેવી યુક્તિઓ રચેછે, મેહેનત કરેછે અને વ્યવસ્થા બાંધેછે. જો તેની યુક્તિમાં તે નિષ્ફલ જાય, તો તેનો જોખમદાર પણ તે એકલોજ રહેછે, અને ખોટ પણ તે પોતે એકલોજ ખમે છે. નોકરને માથે માત્ર તેની યુક્તિનો અમલ કરવાનુજ રહેલું હોય છે અને તેથી તેને નેટલાનો બદલો મળી શકેછે. એ અમલ બરોબર કરવો તે

એ નોકરનાજ હાથમાં હોયછે. માટે એટલી કામગીરીના બદલામાંજ તેને પગાર મળેછે, અને એથી વધારેની ઉપજ ઉપર પછી કશો હક રહી શકતો નથી. કદી ધારો કે ધણીના નફામાં નોકરનો ભાગ ગણવો જોઈએ, તો એ ભાગદારી ઘણી વિચિત્ર પ્રકારની થાય, કેમકે જેમ તે નફામાં ભાગ લેવા જાય છે તેવો ખોટમાં તો ભાગ આપવાનો નહિજ. ભાગદારે તો તે બંનેમાં ભાગ આપવો જોઇએ, અને તેમ નહિ તો પછી તે ભાગદાર કેમ થઇ શકે ? આવી ભાગીદારી કાયદો તેમજ સાધારણ બુદ્ધિ પણ કબુલ રાખી શકે તેવી નથીજ. જેમ નોકરને નફામાંથી ભાગ મળતો તેમ તેને ખોટનો ભાગ પણ સહન કરવો પડતો નથી અને એતો તેને વધારે ઠીક છે. ગમે તેમ થાઓ તોપણ તેના પગારમાંથી કંઇ ફેરફાર થવાનો નહિજ. જ્યારે વ્યાપાર પડી ભાગવાનો થાય ત્યારે ધણીને ઘણી ફીકર થાય છે, પરંતુ નોકરો તો તુરત બીજા સારા કારખાનામાં રહી જવાના. હવે આપ સમજ્યા કે સેવ્ય અને સેવકનો સંબંધ કેવા પ્રકારનો છે ?

નગીનદાસ—હજી છેકતો સમજી શકયો નથીજી. હું કબુલ કરૂંછું કે ધણીની કામગીરીમાં નોકરનો ભાગ તો નથીજ; તોપણ તે ધણીએ તેને પોતાના ધંધાના એક ઉપયોગી તરીકે તો ગણવો જોઇએ, અને તેના બદલામાં જો કે તે શું માગી તો નજ શકે, તોપણ તે ધણી તરફથી તે બદલો મળવા માટે મનમાં ઇચ્છા રાખી શકે.

રામદાસ—મી. નગીનદાસજી, તમે તમામ ધણીઓના સંબંધમાં જે કહો છો તે યોગ્ય નથી. તમામ ધણીઓ ઓછી મજુરી આપનારા હોય નહિ. હું એમ કહેતો નથી કે તમામ ધણીઓ સારાજ હોય. કેટલાક એવા પણ હોય કે જેઓ પોતાના સ્વાર્થ તથા લોભને લીધે થોડે પગારે વધારે મજુરી નોકર પાસેથી લેતા હશે, અને એવા ધણીઓને માટે બેશક હું ધિ:કાર બતાવુંછું; પરંતુ મારૂં કહેવું એટલુંજ છે કે તમામ ધણીઓ એવા નહોય. આપણે અત્ર જે વાત કરિયે છિયે તે કંઇ અમુક ધણીના સંબંધની નહિ, પરંતુ સાર્વજનિક વાત કરિયે છિયે તેમાં ખાસ કરીને અન્યાયના દાખલા પણ હશે. ત્યારે હવે એમ થયું કે સમગ્ર રીતે ધંધાદારીઓ સંબંધી જોઇએ તો તેઓ મજુરીનો સારો બદલો મેળવે છે. આપણે કેટલીક બાબતો તપાસીશું. મારી પોતાનીજ મીલની વાત પ્રથમ કરીશું.

અપૂર્ણ.

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૫ મું.] શ્રાવણ, ભાદ્રપદ, આશ્વિન. સં. ૧૯૫૩. [ અંક ૧૦-૧૧-૧૨ મો.

॥ यतो धर्मस्ततो जयः ॥



## सूत्रकाल.

( સાંધણ પૃષ્ટ ૧૫૪ થી. )

### બૌદ્ધ મત ખંડન.

વેદાન્ત સુત્ર અથવા ઉતર મીમાંસા સુત્ર ઉપરના ટીકાકારો બૌદ્ધ મતનું ખંડન કરે છે. એક ભાષ્યકાર વાચસ્પતિ મિશ્ર લિખે છે કે:—"સદસદાદિ વિ-નાં વિવાદ નહિ." (सदादीनामन्यतमद्विचारंनसहते). આ બુદ્ધદેવના વાકય છે કે વાચસ્પતિ મિશ્ર ટીકા કરે છે કે તેમાં સત્ અસત્નો ભેદ બતાવેલો છે. પરતુ બુદ્ધદેવે માત્ર સ્વમત સ્થાપનામાં શ્રુત્યાધાર બતાવ્યો નથી, પરંતુ સાંખ્ય મતમાં શ્રુત્યાધાર સાથે એજ પ્રતિપાદન કરેલુ છે. વેદમાંજ બૌદ્ધ મતને અનુસરતાં ઘણાં વાકયો છે, જેવાં કે —नहन्यात् (હણવું નહિ), नपिबेत् ( મદ્યાદિ પીવું નહિ), तिष्ठन्भुंजीत (ઉભે ઉભે ખાવું), ઇત્યાદિ. આ વાકયોનો ઉપયોગ નહિ કરવામાં બુદ્ધનો વિચાર માત્ર સ્વમત તર્કથીજ બતાવવાનો હેતુ જણાય છે.

### ભટ્ટાચાર્ય બૌદ્ધ મતના દ્વેષી હતા.

કુમારિલ ભટ્ટાચાર્ય બુદ્ધ દેવના કટ્ટા શત્રુ હતા. તેમના તંત્ર વાર્તિક નામક ગ્રંથમાં બૌદ્ધ મતનો પૂર્વ પક્ષ લીધેલો છે કે:—

"अकर्तृकतयानापि कर्तृदोषेणदुष्यति ।
वेदवद्बुद्धवाक्यादि कर्तृस्मरणवर्जणात् ॥
बुद्धवाक्यसमाख्यापि प्रवक्तृत्वनिबंधना ।
तद्दृष्टत्वनिमित्तावा काठकांगिरसादिवत् ॥

यावद्वोदितंकिंचित् वेदप्रामाण्यसिद्धये ।
तत्सर्वंबुद्धवाक्यानामतिदेशेनगम्यते ॥"

ભાવાર્થ:—"અકર્તૃતાથી કર્તૃ દોષ લાગુ થતો નથી. (આમ) કર્તૃસ્મરણ વર્જનથી બુદ્ધ વાક્યાદિ વેદવત્ છે. અને બુદ્ધ આ વાક્યોનો કર્તા નહિ પણ બોધક હોવાથી તથા તેનાં બોધ વાક્યોનો કોઇ કર્તા જ્ઞાત નથી તેથી મનુષ્ય કર્તાના દોષ જેમ વેદને લાગુ નથી પડતા તેવીજ રીતે આને પણ લાગુ નથી પડતા."

આ પૂર્વ પક્ષના નિરાસાર્થે ભટ્ટાચાર્ય વદે છે કે–'આ શાક્યો, વૈશેષિકો અને ઇતર નાસ્તિકો કૃતઘ્ન મીમાંસકોથી પરાજય પામી ભયથી આપણાજ શબ્દોની છાયાનો આશ્રય કરી જલ્પન કરે છે!' આમ કહીને તેઓ છેવટે વદે છે કે–'આ બૌદ્ધો ક્ષણિક વિજ્ઞાનવાદી હોવાથી તેઓ નિત્ય વસ્તુ વિષયે ચર્ચા કરવાને અયોગ્યજ છે.'"

### શ્રુતિ-સ્મૃતિમાં અવિરોધ છે.

આ પ્રમાણે બૌદ્ધમતને ધિઃકારે છે, અને સ્મૃતિઓ શ્રુતિમૂલક હોવાથી તેમની વાસ્તવિક ભાષાને માન આપે છે. વિરોધ માત્ર અર્થાજ્ઞાનાધીન હોય છે. સત્યાર્થ સ્ફુરણે અવિરોધજ મિલે છે.

### સ્મૃતિ પ્રામાણ્ય.

ભટ્ટાચાર્યે તેમજ સાયણાદિ બીજા આચાર્યો, ભાષ્યકારો, ઇત્યાદિ સર્વ સ્મૃતિઓની રક્ષા કરે છે, અને જ્યાં જ્યાં શ્રુતિથી વિરૂદ્ધ ભાસતો લેખ સ્મૃતિમાં જણાય તેવા લેખને રક્ષવા બહુ પ્રયત્ન આચરે છે. સાયણાચાર્ય પારાશર સ્મૃતિપરની સ્વકૃત ટીકામાં કહે છે કે–'સ્મૃતિઓ શ્રુતિમૂલક હોવાથી પ્રમાણરૂપ છે.'

વળી સાયણાચાર્ય સ્મૃતિ પ્રામાણ્ય માટે વદે છે કે, 'મનુ, પરાશર, વસિષ્ટ ઇત્યાદિ સ્મૃતિકારોનાં નામો વેદ–શ્રુતિમાં આવે છે, તેથી તેઓની કૃતિ શ્રુતિએ માન્ય રાખેલી ગણાય.' વળી તૈત્તિરીય સંહિતાદિનાં વાક્યો આપી વિશેષ દૃઢ આ સિદ્ધાન્તને કરે છે.

સ્મૃતિ પ્રામાણ્ય માટેનો આ વિષય અત્ર ચર્ચવો વ્યર્થ નહિ ગણી એ પ્રમાણભૂત વાક્યો અત્ર ઉતારીશું. તૈત્તિરીય સંહિતા (૩–૭–૨) માં આ પ્રમાણેછે:—

### વસિષ્ઠ સ્મૃતિ પ્રામાણ્ય.

ऋषयो वाइंद्रं प्रत्यक्षंनापश्यन्तं वसिष्ठःप्रत्यक्षमपश्यत्सोऽब्रवीन्ब्राह्मणंते वक्ष्या-

मियथात्त्वपुरोहिता:प्रजा: प्रजनिष्यंतेऽथमेतरेभ्यऋषिभ्योमा प्रवोचइति । तस्मा एतान्स्तोमभागानब्रवीत्ततोवासिष्ठपुरोहिता:प्रजा:प्रजायंततस्माद्वासिष्ठोब्रह्माकार्यः॥

અર્થ—"ઋષિઓએ ઇંદ્રને પ્રત્યક્ષ જોયો નથી પણ વસિષ્ઠે જુવેલ છે. ઇંદ્રે કહ્યું–'હું તને એક બ્રાહ્મણ કહીશ, એથી કરીને પ્રજનિત પ્રજાનો તું પુરોહિત થશે; પરન્તુ મારા વિષયે ઇતર ઋષિઓને કહીશ નહિ.' આ પ્રમાણે તેણે, તેને સૂક્તોનો આ ભાગ કહ્યો. અને જન્મ પામનાર મનુષ્ય માત્રના પુરોહિત વસિષ્ઠ છે. તેટલા માટે વસિષ્ઠને બ્રહ્મા તરીકે માનવા."

વસિષ્ઠના પુરોહિતત્વ સંબંધી તાંડ્ય બ્રાહ્મણમાં પણ છે. (૧૫–૫).

### અત્રિ સ્મૃતિ પ્રામાણ્ય.

વસિષ્ઠજીની પેરેજ અત્રિ મુનિ પણ સ્મૃતિકાર છે. તેમના સંબંધમાં પણ તૈત્તિરીય સંહિતા (૭–૧–૮) માં લખેલું છે કે–

"अत्रिरददादौर्वाय प्रजांपुत्रकामायसारिरिचानोऽमन्यतनिर्वीर्यःशिथिलोयातयामा सएतंचतूरात्रमपश्यत्तमाहरत्तेनायजततोवैतस्यचत्वारोवीराअजायंतसुहोताग्नुद्गाता स्वध्वर्युःसुसभेयः ॥"

અર્થ:—"અત્રિએ પોતાની પ્રજાને પુત્રેચ્છાવાન્ ઉર્વને અર્પી, આથી તે એકાન્ત થયા અને પોતે તો નિર્વીર્ય અને શિથિલ થયા હતા. તેણે આ ચતુરાત્ર જોયું; અને તેણે તે લઇને યજ્ઞ કર્યો. તેમાંથી તેને ચારપુત્રો ઉત્પન્ન થયા. સુહોતા, સૂદ્ગાતા, સ્વર્વર્યુ અને સુબ્રહ્મા."

### યાજ્ઞવલ્કય સ્મૃતિ પ્રામાણ્ય.

યાજ્ઞવલ્કય પણ સ્મૃતિકાર છે, અને તેમના સંબંધમાં પણ શતપથ (૧૭–૪–૫) બ્રાહ્મણમાં છે.

વળી સ્મૃતિઓમાં શ્રુતિ વાક્યોના આધાર કે ઉતારા આપેલા નથી, પરંતુ તેમાં જે જે કથન આવે છે તેજ શ્રુતિથી વિરૂદ્ધ નથી હોતાં. સ્મૃતિમાં ભણેલુ છે કે–"આ પંચમહાયજ્ઞો નિત્ય આરંભાય તથા પૂર્ણ કરાય છે; દેવયજ્ઞ (દેવોપ્રતિ), પિતૃયજ્ઞ (પિતૃઓ–Manes પ્રતિ), ભૂતયજ્ઞ (પ્રાણીઓપ્રતિ), અને મનુષ્યયજ્ઞ (મનુષ્યોપ્રતિ), તથા બ્રહ્મયજ્ઞ (બ્રહ્માપ્રતિ)." આજ પ્રમાણે તૈત્તિરીયારણ્યક (૨–૧૦) માં પણ છે. મુનિઓએ શ્રુતિ સાંભળી છે અને તે પ્રમાણે સ્મરણ રાખી બોધ કર્યો, તે સ્મૃતિ છે; માટે બંને સપ્રમાણ છે.

વિશેષ પ્રમાણની અગત્ય નથી. સાયણાચાર્યે તો વિસ્તૃત લેખ લખેલો છે.

### સ્મૃતિ ગ્રંથો.

સ્મૃતિઓ અઢાર છેઃ—

૧—મનુ. ૨—અત્રિ. ૩—વિષ્ણુ. ૪—હારિત. ૫—યાજ્ઞવાલ્ક્ય. ૬—ઉશન. ૭—અંગિરા. ૮—પરાશર. ૯—દક્ષ. ૧૦—સંવર્ત્ત. ૧૧—વ્યાસ. ૧૨—શાતાતપ. ૧૩—વસિષ્ઠ. ૧૪—યમ. ૧૫—આપસ્તંબ. ૧૬—ગૌતમ. ૧૭—શંખ. ૧૮—લિખિત.

### ષડંગોનું શાસ્ત્રત્વ.

છ વેદાંગો—સૂત્રમય છે તેમને શ્રુતિમાં ગણવાં કે સ્મૃતિમાં—તત્સંબંધમાં કુમારિલ ભટ્ટ વદે છે કે—"**स्मृतित्वं त्वंगानां धर्मसूत्राणांचाविशिष्टं ॥ यद्यपि स्मृतिशब्देननांगानामभिधेयता । तथाप्येषांनशास्त्रत्वप्रमाणत्वनिराक्रिया ॥** (અંગો અને ધર્મસૂત્રોનું સ્મૃતિત્વ અવિશિષ્ટ છે. તોપણ સ્મૃતિ શબ્દવડે અંગોની અભિધેયતા નથી. તથાપિ આનું શાસ્ત્રત્વ પ્રમાણત્વ નિરાકરાતું નથી.)

### સૂત્રોનું પ્રામાણ્ય.

આના સંબંધમાં વળી હિરણ્ય કેશી સૂત્રો ઉપરના સ્વભાષ્યમાં મહાદેવ લખે છે કે 'સૂત્રોમાં સ્મૃત્યધિકરણને વિષે સ્મૃતિત્વ સ્થિત છે.' મીમાંસાદિમાં પણ એજ રીતે સૂત્રોનું શાસ્ત્રત્વ પ્રમાણ્યું છે. સાયણાચાર્ય સૂત્રોને શ્રૌત કહેતા નથી તે સર્વ સૂત્ર ગ્રંથોના સંબંધમાં છે; પરંતુ શ્રૌત સૂત્રાદિને તેઓ શ્રૌતજ માને છે.

### કલ્પાદિ સૂત્રો શ્રૌત નથી.

કુમારિલભટ્ટ વળી કલ્પ સૂત્રાદિને શ્રુતિ કે શ્રૌત માનતા નથી. તેઓ તંત્રવાર્તિકમાં કહે છે કે—"**वेदत्वंकल्पसूत्राणांनोवक्तव्यमनागपि.**" (કલ્પ સૂત્રોનું વેદત્વ ક્વચિતત્પણ કહેવાય નહિ.) વળી તેઓ વદે છે કે—

"**यथाचकठादिचरणैरनादिभिः प्रोच्यमानानामनादिवेदशाखानामनादिसमाख्यासंभवोनैवं नित्यावस्थितमशकादिगोत्रचरणप्रवचननिमित्तसमाख्योपपत्तिः। मशकबौधायनापस्तंबादिशद्धाह्यादिमदेकद्रव्योपदेशिनइतिनतेभ्यः प्रकृतिभूतेभ्योऽनादिग्रंथविषयसमाख्याव्युत्पादनसंभवः ॥**"

અર્થઃ—"જેવી રીતે કઠાદિચરણોથી પ્રોક્ત વેદ શાખા નિત્યમાંથી થયેલીછે, તેવી રીતે તે નિત્યજ કહેવાવી જોઇએ. પરંતુ મશકાદિ ગોત્ર વા ચરણોથી સિ-

લિત ગ્રંથો ગમે તેટલા પ્રાચીન છતાં પણ અનાદિતો નથીજ. કારણ કે મશક, બૌધાયન અને આપસ્તંબાદિ નામો આદિ જેને છે એવા જન વાચક છે, અને તેથી તેમની કૃતિને અનાદિત્વ પ્રાપ્ત થઈ શકતું નથીજ."

વળી તેઓ કહે છે કે—

"यथैवह्किल्पसूत्रग्रंथानितरांगस्मृतिनिबंधनानिचाध्येत्रध्यापयितारःस्मरंति-तथाश्वलायनबौधायनापस्तंबकात्यायनप्रभृतीन्ग्रंथकारत्वेन ॥"

અર્થ:—"કારણ કે શિક્ષકો અને શિષ્યો કલ્પસૂત્ર ગ્રંથો અને ઇતર વેદાંગ તથા સ્મૃતિ ગ્રંથો, માત્ર મુખેજ રાખતા નથી, પરંતુ વળી આશ્વલાયન, બૌધાયન, આપસ્તંબ, કાત્યાયન અને બીજાઓ—એ ગ્રંથોના કર્તા છે, એમ પણ સ્મરણમાં રાખે છે."

આ ગ્રંથોનો વિષય કંઈક વેદમૂલક અને કંઇક ઇતર સ્થલમૂલક છે. આજ નિયમ ઇતર વેદાંગ, સ્મૃતિ અને કાવ્ય પુરાણાદિને પણ લાગુ પડે છે. આને માટે ભટ્ટપાદ લિખે છે કે:—

"तत्रयावद्धर्ममोक्षसंबंधितद्वेदप्रभवं। यत्त्वर्थसुखविषयंतल्लोकव्यवहारपूर्वक-मितिविवेक्तव्यं। एवैवेतिहासपुराणयोरप्युपदेशवाक्यानांगतिः ॥"

અર્થ:—"જે સર્વ ધર્મ તથા મોક્ષ સંબંધી લેખ છે, તે વેદમાંથી લીધેલો છે; અને ઇતર વિષયો, જે સુખ લાભાદિ અર્થનો છે, તે લોક વ્યવહાર મૂલક છે. આ ભેદ માત્ર વેદાંગોનેજ નહિ, કિંતુ પુરાણો અને ઇતિહાસમાંનાં આદેશ-વાક્યોને પણ લાગુ છે."

સૂત્રો શ્રૌત અને સ્માર્ત્ત—બે પ્રકારનાં છે.

ઉવટાચાર્ય પોતાની શાકલ પ્રાતિશાખ્ય ઉપરની ટીકામાં એજ રીતે લિખે છે કે—"વેદ સ્વયમેવ સમજાવવાને અતિ દુર્ઘટ હોવાથી વિદ્વાન્ પંડિતોએ તેમાંથી કર્મકાંડ, છંદસ્ અને વ્યાકરણાદિ ભિન્ન ભિન્ન મતોનું દોહન કરેલું છે અને તેમને ઉત્તમ સૂત્રોમાં ગ્રથેલા છે."

પંડિત મૅક્સમ્યૂલર આ ઉપરથી સ્મૃતિ શબ્દના ભેદ કરે છે. તેઓ લિખે છે, કે:—

"It might therefore be best to distinguish between Smriti or Tradition in general, and the Smritis or Law-books in particular."

( તેટલા માટે સામાન્ય કથા વા સ્મૃતિ અને ન્યાયગ્રંથો–સ્મૃતિઓ–વચ્ચેનો ભેદ સમજવાને આ ઉત્તમ વાત છે. ).

### સ્માર્તકર્મ વ્યાખ્યા.

સ્માર્તકર્મની વ્યાખ્યા ષડ્ગુરુ શિષ્યે સર્વાનુક્રમણી ભાષ્યમાં એવી કરી છે કે–"**निषेकादिश्मशानांतंस्मृतिगृह्यविहितंकर्म ॥**" ( નિષેકાદિથી શ્મશાનાંત સુધી સ્મૃતિ ગૃહ્ય વિહિત કર્મ છે ).

### લુપ્ત શાખાઓ.

એમ પણ મત છે કે જે સૂત્રોનું મૂલ વૈદિક નથી તેપણ વેદમૂલક છે અને તેમનાં મૂલોવાળી વેદશાખાઓ અપ્રાપ્ય અથવા નષ્ટ થએલી છે. આ વિચાર આપસ્તંબીય સામયાચારિક સૂત્રોપરના સ્વભાષ્યમાં હરદત્ત દર્શાવે છે. પ્રથમ સૂત્ર ( **अथातःसामयाचारिकान्धर्मान्व्याख्यास्यामः** ) ઉપર તે ટીકાકરે છે કે–" **अथातः** શબ્દ પૂર્વે શ્રૌત ( sacrificial ) અને ગૃહ્ય ( domestic ) કર્મો સંબંધી વિવેચન થઇ ગયું છે તેથી હવે ઇતર સમયોચિત કર્મો વર્ણવાય છે." આવી રીતે કહીને પછી કહે છે કે હવે સામયાચારિક ( temporal ) કર્મો કહેવાય છે. સામયાચારિક શબ્દ સમય ( agreement )અને આચાર ( custom ) ઉપરથી થયો છે. સમયના ત્રણ પ્રકારો કહેલા છે. ૧ વિધિ ( injunction ), ૨ નિયમ ( restriction ), (૩) પ્રતિષેધ ( prohibition ).

આ પ્રમાણે લુપ્તશાખાપરથી સર્વ સૂત્રગ્રંથોને પણ વેદમૂલક હરદત્ત ઠરાવેછે.

### બૌદ્ધમતનું અપ્રામાણ્ય.

હરદત્ત પણ બૌદ્ધમતની વિરૂદ્ધ છે. તે દ્વિતીયસૂત્રના અવતરણમાં કહે છે કે આ સમયનું પ્રમાણ બૌદ્ધોને લાગુ પડતું નથી, તેને માટે બીજું સૂત્ર છે. એ બીજું સૂત્ર એવું છે કે–" **धर्मज्ञसमयःप्रमाणम्.** " (ધર્મજ્ઞનો સમય પ્રમાણ છે ). આથી બુદ્ધ ધર્મજ્ઞ નહિ હોવાથી તેનો સમય પ્રમાણ નથી. આમ કહે છે.

બુદ્ધદેવે પણ દર્શનોને અનુકૂલસમ સિદ્ધાન્ત દર્શાવ્યા છતાં તેમણે માત્ર શ્રુત્યાધાર નહિ લીધો તેટલા માટેજ તેને અપ્રમાણ ગણવામાં આવેલા છે.

## वेदाङ्गो.

### વેદનું પુરૂષરૂપ–વેદાંગ.

સુત્રગ્રંથોમાં વેદનાં ષડંગ આવે છે. વેદને પુરૂષનું રૂપ આપતાં તેની શરીર-

કલ્પનામાં આ ગોની અપેક્ષા છે. જેમક ચક્ષુ દર્શન સામર્થ્ય ધરાવે છે, તો વેદની ચક્ષુપ્રાપ્તિ કર્યાથી વેદદર્શન સંભવે છે. વેદાંગોને મનુ પ્રવચન કહે છે. प्रवचनान्यगानि એમ કુલ્લુકભટ્ટ કહે છે. વળી બ્રાહ્મણો પણ પ્રવચન કહેવાય છે. ( प्रवचनशब्देनब्राह्मणमुच्यते ).

### પુરાણાદિ વ્યાખ્યાઓ.

બૃહદારણ્યકનો ટીકાકાર પુરાણાદિ શબ્દોની વ્યાખ્યાઓ નીચે પ્રમાણે આપેછે –

૧–વેદાંગ બ્રાહ્મણોનો મુખ્ય ભાગ છે.

૨–શતપથ બ્રાહ્મણમાં ઉર્વશી અને પુરૂરવસ્‌ની કથા આવે છે, તેવી કથાઓ ઇતિહાસ કહેવાય છે.

૩–સૃષ્ટ્યુત્પત્તિ ઈત્યાદિ વિષયક લેખને પુરાણ કહેવાય છે.

૪–ઉપનિષદ્ એટલે ગુપ્તજ્ઞાન.

### વેદાંગ નામો.

યાસ્ક મુનિ નિરૂક્તમાં વેદાંગો વિષયે બોલે છે, પણ તેમાં છની સંખ્યા કહેતા નથી, ચરણ વ્યૂહમાં "शिक्षा कल्पोव्याकरणं निरुक्तं छंदो ज्योतिषम्" એમ લિખેલ છે. આપસ્તંબ લિખે છે કે " षडंगोवेदः छंदः कल्पोव्याकरणं ज्योतिषं निरुक्तं शिक्षा." શાકલ પ્રાતિશાખ્યમાં છે કે–" कल्पोव्याकरण निरुक्तं शिक्षा छंदो विचिति ज्योतिषामयनम्." છાંદોગ્યોપનિષદ્‌માં શાસ્ત્રો ગણાવેલાં છે તે નિચે પ્રમાણે છે —

### વિદ્યાઓ.

૧–ઋગ્વેદ, ૨–યજુર્વેદ, ૩–સામવેદ, ૪–આથર્વણ, ૫–ઇતિહાસ-પુરાણ ૬–વ્યાકરણ, ૭–પિત્ર્ય ( the obsequies of the manes ), ૮–રાશિ ( art of computation ), ૯–દૈવ ( knowledge of omen ), ૧૦–નિધિ ( revolution of periods ), ૧૧–વાકોવાક્ય ( art of reasoning ), ૧૨–એકાયન ( maxims of ethics ), ૧૩–દેવવિદ્યા ( construction of scriptures), ૧૪–બ્રહ્મવિદ્યા, ૧૫–ભૂતવિદ્યા (adjuration of spirits ), ૧૬–ક્ષત્રવિદ્યા, ૧૭–નક્ષત્ર વિદ્યા, ૧૮–સર્પવિદ્યા, ૧૯–ગારૂડવિદ્યા ( science of demigods )

### ચઉદ કે અઢારવિદ્યા.

આ પ્રમાણેની વિદ્યાની ગણત્રી કંઇ વિભિન્ન છે. મૂળ ચઉદવિદ્યા કે અઢાર વિદ્યાઓ નીચે પ્રમાણે ગણાય છે —

| | |
|---|---|
| ૪—વેદો. | ૬—અંગો. |
| ૪—ઉપાંગો. | ૪—ઉપવેદો. |

ઉપવેદો ન ગણતાં ૧૪ થાય છે.

### વેદ વિભાગ.

વેદો ચાર (૧) ઋક્, (૨) યજુષ્, (૩) સામન્ અને (૪) અથર્વ છે. જે પ્રત્યેકની અનેક શાખાઓ છે. ઋગ્વેદની મુખ્ય પાંચ શાખાઓ છેઃ—

### ઋક્ શાખા.

(૧) શાકલ. (૨) બાષ્કલ. ૩ આશ્વલાયન. (૪)શાંખાયન. (૫) મ છે અને
ા વિચાર

### યજુ શાખા.

પ્રથમ સૂત્ર

યજુર્વેદની ૮૬ શાખાઓ તેનાં મુખ્ય ૪૨ નીચે પ્રમાણે છેઃ—છે કે—" અ-

| | | |
|---|---|---|
| (૧) ચરક. | (૨) આહ્વરક. | (૩) કર્મો સંબંધી |
| (૪) પ્રાચ્યકઠ. | (૫) કપિસ્થલકઠ. | (૬) છે." આવી |
| (૭) વારતંતવીય. | (૮) શ્વેતાશ્વતર. | (૯)મા કહેવાય છે. |
| (૧૦) પાત. | (૧૧) ઐંડિનેય. | (૧tom) ઉપરથી |
| (૧૩) માનવ. | (૧૪) વારાહ. | (૧n)..ર નિયમ |
| (૧૬) છાગલેય. | (૧૭) હારિદ્રવીય. | (૧૮) શ્યામ. |
| ૧૯) શ્યામાયણીય. | (૨૦) તૈત્તિરીય. | (૨૧) ઔખીય. |
| (૨૨) ખાંડિકીય. | (૨૩) કાલેય. | (૨૪) શાટ્યયની. |
| (૨૫) હિરણ્યકેશી. | (૨૬) ભારદ્વાજી. | (૨૭) આપસ્તંબી. |

આટલી શાખાઓ વિષ્ણુપુરાણમાં આપેલી છે. બાકીની વાજસનેયી ખાઓ છે.

| | | |
|---|---|---|
| (૨૮) જબાલ. | (૨૯) બૌધેય. | (૩૦) કાણ્વ. |
| (૩૧) માધ્યંદિન. | (૩૨) શાફેય. | (૩૩) તાપનીય. |
| (૩૪) કપોલ. | (૩૫) પૌંડ્રવત્સ. | (૩૬) આવટીક. |
| (૩૭) પરમાવટીક. | (૩૮) પારાશર્ય. | (૩૯) વૈનેય. |
| (૪૦) વૈધેય. | (૪૧) ઔઢેય. | (૪૨) મૌનેય. |

કાઠકની ચરક શાખામાં કુલ યજુર્વેદની શાખાઓ ૧૦૧ કહેલી છે.

### સામશાખા.

સામવેદની સહસ્ર શાખાઓ કહેવાય છે. તેમાં મુખ્ય નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| (૧) રાણાયણીય. | (૨) સાત્યમુગ્ય. |
| (૩) કાલાપ. | (૪) મહાકલાપ. |
| (૫) લાંગલાયન. | (૬) શાર્દૂલ. |
| (૭) કૌથુમ. | (૮) આશુરાયણ. |
| (૯) વાતાયન. | (૧૦) પ્રાંજલિદ્વૈતભૃતી. |
| (૧૧) પ્રાચીન યોગ્ય. | (૧૨) નૈગેયકૌથુમ. |

### અથર્વ શાખા.

૩— ર્વ વેદની ૯ શાખામુખ્ય છે—
૪—૩૧

| | |
|---|---|
| (૧) પૈપ્પલાદ. | (૨) શૌનક. |
| (૩) દામોદ. | (૪) તોત્તાયન. |
| (૫) જયાલ. | (૬) બ્રાહ્મપલાશ. |
| (૭) કૌનખી. | (૮) દેવદર્શની. |
| (૯) ચારણવિદ્યા. | |

ચારેક મુ કહેતા નથી, એમ લિખેલ છે
ज्योतिषं निरुक्तं

### ઉપાંગો

આમાં ઘણીખરી શાખાની શાખાઓ પણ ગણાઈ છે. અંગો વિષે આગળ આવશે. ચાર ઉપાંગો આ પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| (૧) મીમાંસા. | (૨) ન્યાય. |
| (૩) ધર્મશાસ્ત્ર. | (૪) પુરાણ. |

મીમાંસામાં બંને (પૂર્વોત્તર) મીમાંસાઓ તથા ન્યાયમાં ન્યાયાદિ ચાર દર્શનો છે, એ વિષયે પ્રથમ કહેવાઇ ગયું છે. ધર્મશાસ્ત્રમાં અષ્ટાદશ સ્મૃતિઓ વિષે પણ કહેવાઇ ગયું ને પુરાણો વિષયે અત્ર કહેવાનુંઃ—

### પુરાણો.

પુરાણો પણ કુલ ૩૬ છે; તેમાં ૧૮ મહાપુરાણો અને ૧૮ ઉપ પુરાણ છે.

### મહાપુરાણો.

૧૮ મહાપુરાણો નીચે પ્રમાણે છે.—

| | | |
|---|---|---|
| (૧) બ્રાહ્મ. | (૨) પાદ્મ. | (૩) વૈષ્ણવ. |

| | | |
|---|---|---|
| (૪) શૈવ. | (૫) ભાગવત. | (૬) નારદીય. |
| (૭) માર્કંડેય. | (૮) આગ્નેય. | (૯) ભવિષ્ય. |
| (૧૦) બ્રહ્મવૈવર્ત્ત. | (૧૧) લૈંગ. | (૧૨) વારાહ. |
| (૧૩) સ્કાંદ, | (૧૪) વામન. | (૧૫) કૌર્મ. |
| (૧૬) માત્સ્ય. | (૧૭) ગારૂડ. | (૧૮) બ્રહ્માંડ. |

ઉપપુરાણો.

૧૮ ઉપપુરાણો નીચે પ્રમાણે છેઃ—

| | | |
|---|---|---|
| (૧) સનત્કુમાર. | (૨) નારસિંહ. | (૩) નારદ. |
| (૪) શિવ. | (૫) દૌર્વાસસ્. | (૬) કાપિલ. |
| (૭) માનવ. | (૮) ઔશનસ્. | (૯) બ્રહ્માંડ. |
| (૧૦) વારૂણ. | (૧૧) કાલિકા. | (૧૨) માહેશ્વર. |
| (૧૨) સાંબ. | (૧૪) સૌર. | (૧૫) કૌર્મ. |
| (૧૬) પારાશર. | (૧૭) ભાગવત. | (૧૮) વાયુ. |

વેદાંગો ૭ ઉપર ગણાવેલાં છે; તોપણ તે નીચે પ્રમાણે છેઃ—

ષડંગ.

૧—શિક્ષા ( Phonetics or Pronunciation ).
૨—છંદસ્ ( Metre or Prosody ).
૩—વ્યાકરણ ( Grammar ).
૪—નિરૂક્ત ( Lexicon ).
૫—જ્યોતિષ ( Astronomy ).
૬—કલ્પ ( Cerimonial ).

વેદનું પૌરૂષ.

ષડવિંશ બ્રાહ્મણમાં પણ આ છ ને વેદનાં અંગો કહેલાં છે (૪—૭).

"चत्वारोऽस्यैवेदाःशरीरंषडंगान्यंगानि। औषधिवनस्पतयोलोमानि." ॥

( આ ચાર વેદોનું શરીર, ષડંગ અંગો, ઓષધિ અને વનસ્પતિ લોમો ).

આપૂર્ણ.

---

# श्री चतुःश्लोकी भागवत.[1]

---

( મરાઠી સાખી. )

"विशेष ज्ञान सहित जे मारुं ज्ञान परम गुह्यज छे,
रहस्यने वळी अंग सहित ते हुं कहुंछुं सांभळ ते;"
कहेछे कृष्ण प्रभु प्रजापति ब्रह्माने. १

"गुण कर्मोने रूप प्रमाणे आवे भावज जेवो,
तेज प्रमाणे मुज कृपाथी समजी लेजे तुंतो;"
कहेछे कृष्ण प्रभु प्रजापति ब्रह्माने. २

"मुजथी पर सत् तथा असत् कइं नहोतुं त्यारे हुंतो,
हतो अेकलो, प्रलय पछी पण हुंतो हुं रहेवानो;"
कहेछे कृष्ण पभु प्रजापति ब्रह्माने. ३

"अर्थ रहितमां थाय प्रतीति, आत्मामां नहि थाअे,
अे विद्या मारी मायाथी भास अने तम प्रकटे;"
कहेछे कृष्ण प्रभु प्रजापति ब्रह्माने. ४

"महा भूततो उच्च नीचमां प्रवेश जेम करेछे,
तथा जेम ते नथीज करतां, तेमज हुं पण तेमां–
रहुंछुं अने वळी तेमां नथीज रहेतो." ५

"तत्त्व तणी जिज्ञासा जेने तेणे समजी लेवुं,
अन्वयने वळी व्यतिरकथी हमेशां सर्वत्र;"
कहेछे कृष्ण पभु प्रजापति ब्रह्माने. ६

"परम समाधि थकीज आ मत ग्रहण करीने लेवो,
तो तो कल्पविकल्प विषे पण मोह कदी नहि पामो;"
कहेछे कृष्ण प्रभु प्रजापति ब्रह्माने. ७

---

૧ શ્રી ભાગવતમાના દ્વિતીય સ્કંધમા આ શ્લોકો છે, તેમા ત્રીજા છઠ્ઠા શ્લોક સુધીના ચાર શ્લોક 'ચતુઃશ્લોકી ભાગવત" કહેવાય છે

# श्री पुरुषसूक्त.

( ગીતિ ).

શીર્ષ સહસ્ર પુરૂષને, ચક્ષુ સહસ્રજ, સહસ્ર પદ પણ છે;
ભૂમિને વીટીને, દશ આંગળીથી ગએલ પારજ તે. ૧
ભૂત તથા જે ભાવ્યજ તે સર્વે આ પુરૂષનેજ ગણો;
અન્ન થકી પ્રસરે છે ત્યારે અમૃત તણો પ્રભુ જાણો. ૨
તેનો મહિમા એવો, એથી પણ તે પુરૂષ ઉત્તમ છે;
એકપદે જગ ભૂતો, અમૃત તેના ત્રિપાદ માંતો છે. ૩
ત્રણ પાદો ઉપર છે, એક અહીં પદ રહેલ તેનો છે;
સાશન અનશન બંને ઉપર પ્રસરેલ તેજ પોતે છે. ૪
તેમાંથી જન્મેલો વિરાજ ને વળી વિરાજથી પુરૂષ;
ભૂમિ આગળ પાછળ પ્રસરેલો તે સદાય છે પુરૂષ. ૫
તેનો વેદોએ તો યજ્ઞ હવિષથી કર્યોજ જે સમયે;
ત્યારે વસંત ઘી ને, ઇંધન ગ્રીષ્મજ, હવિષ શરદૂ જાણો. ૬
પૂર્વે જન્મેલા તે પુરૂષ બલિને ચઢાવિયોજ તૃણે;
દેવો, સાધ્યો, ઋષિઓ, તેનો યજ્ઞજ કર્યો મળી તેણે. ૭
તે વિશ્વ યજ્ઞમાંથી ઘી ને દહીં પણ બન્યાંજ સર્વે છે;
પાળેલાં પશુઓનો, તેમજ વનપશુ તણોજ યજ્ઞ બને. ૮
તે વિશ્વ યજ્ઞમાંથી ઋગ્વેદ અને બન્યોજ સામ વળી;
તેમાંથી છંદોને યજુર્વેદ પણ બન્યોજ તેમાંથી. ૯
તેમાંથી અશ્વોને દાંતોની બે સુહાર વાળાં જે;
તેઓ સર્વ બન્યાં છે, બકરાં, મેંઢાં થયાંજ તેમાંથી. ૧૦
ભાગ પુરૂષના પાડયા ત્યારે તે કેટલા પડયા ભાગો ?
મુખ, બાહૂ, ઉરૂ, જંઘા, તેમજ પગમાં થકી બન્યાં શું શું ? ૧૧
મુખમાંથી બ્રાહ્મણને, બાહૂમાંથી બન્યા સુક્ષત્ર વળી;
ઊરૂમાંથી વૈશ્યો, પગમાંથી તો બન્યાજ શૂદ્ર બળી. ૧૨

વેદોમાંના પુરૂષસૂક્તનું આ ભાષાંતર છે.

મનથી ચંદ્ર થયો ને, ચક્ષુમાંથી-બન્યોજ સૂર્ય વળી:
મુખમાંથી ઈંદ્ર અને અગ્નિ બન્યા; ને અનિલજ પ્રાણ થકી. ૧૩
નાભિ થકી અંતરિક્ષ, મસ્તકમાંથી તથા પગોમાંથી-
આકાશ અને પૃથ્વી બન્યાં ક્રમેથી દિશાજ કર્ણોથી. ૧૪
યજ્ઞ સમે દેવોએ બાંધ્યો જ્યારે પુરૂષ પશુ ને તો;
સપ્ત પરિધ વેદીને હતી અને એકવીશ સમિધ હતાં. ૧૫
યજ્ઞવડે દેવોએ યજ્ઞ કર્યો, આ અતીજ પ્રાચીન-
કર્મ હતાં તે શક્તિ, આકાશે તો જુવેજ સાધ્યો ને. ૧૬

## सृष्टिसर्ग.[1]



( શાર્દૂલવિક્રીડિત ).

બ્રહ્માએ મનમાં પ્રજા કરણની ઇચ્છા કરી ભાવથી,
ત્રિવૃત્સ્તોમજ, અગ્નિ દેવ, રચિયા, ગાયત્રી મંત્રે, વળી;
તેણે સામરથંતરે, મનુજમાં ભૂદેવ, ને અજ પશુ,
પોતાના મુખમાં થકી સરવ આ તેણે રચ્યાં છે વસુ. ૧
છાતીને ભુજથીજ પંચદશ તો સ્તોમ, બૃહત્સામને,
ત્રિષ્ટુપ્ મંત્રજ, ઇંદ્ર દેવ, જનમાં રાજન્ય, મેંઢાં, અને-
તેથી શ્રેષ્ઠ ગણાય છે વદન, ને છાતી કરે તો બલી,
વિશ્વેદેવ સુદેવ, સપ્તદશ તો સ્તોમે રચ્યો મધ્યથી. ૨
છંદોમાં જગતી રચ્યો, વળી રચ્યો સામેજ વૈરૂપતો,
વૈશ્યો માનવ જાતિમાં, પશુ વિષે ગાયો રચી મધ્યથી;
ખાએ અન્નજ સર્વ આ રૂચિ થકી અન્નાશયેથી બન્યાં-
તેથી ને; પગથી બન્યા જન વિષે શૂદ્રો, અનુષ્ટુભને, ૩
સ્તોમોમાં પણ એકવિંશ રચિયો, સામેજ વૈરાજને,
અશ્વોને રચિયા વળી પગ થકી, આ સર્વ નીચાંજ છે;
આ રીતે અજ નામના પુરૂષથી સૃષ્ટિ બની છે બધી,
દેવો માનવ જાતિની, પશુ તણી, સર્વેજ યજ્ઞો થકી. ૪

---

૧. તૈત્તિરીય સંહિતા ( ૭-૧-૧-૪ ) નું આ ભાષાંતર છે

# સ્ત્રી કેળવણી.



મારી ખાત્રી છે કે સ્ત્રીઓને લેડી બનાવવામાં જેટલો લાભ છે તે કરતાં આર્ય યુવતી બનાવવામાં વધારે લાભ છે. એક દેશી અબળાની યુરોપીયન મેડમ સાથે સરખામણી કરવી એ જેટલું સારૂં છે તે કરતાં એક ઋષિ પત્ની સાથે સરખામણી કરવી એ હું વધારે સારૂં સમજું છું. એક આર્ય યુવતીને છટાદાર રીતે ઈંગ્રેજી બોલતી જોઇ આપણે જેટલા ખુશી થઈએ તે કરતાં ભાગી તુટી સંસ્કૃત બોલતી જોઇ વધારે ખુશી થવું જોઇએ. આપણી કામિનીઓ રમવામાં કાબેલ થાય તે કરતાં કંથની સેવા કરવામાં કાબેલ થાય એ જોઇ વધારે ખુશી થવું જોઇએ. એક ચતુર ચતુરાને ચસ્મા ચઢાવવામાં ચાલાકી બતાવતાં જોઈએ તે કરતાં તેને એક આયા તરીકેની સમજ આવડતી જોઇ આપણે વધારે આનંદિત થવું જોઇએ. આપણી ઓરતો ઘોડા ડપટાવવામાં, ગાડી દોડાવવામાં કુશળ થાય તે કરતાં પોતાના મન ઘોડા (વૃત્તિ) ને અંકુશમાં રાખતાં શીખે એ જોઇ વધારે હર્ષિત થવું જોઇએ. અમુક કામિની પાળેલા કુતરાની સંભાળ લેવામાં આગળ પડતી નીવડે તે કરતાં પાળેલા પશુઓની સંભાળ લેવામાં આગળ પડતી નીવડે એ વધારે માન ભરેલી વાત છે. એક પ્રમદા પીયાનો વગાડવામાં પ્રસિદ્ધિ મેળવે તે કરતાં પતિનો પ્રેમ મેળવવાની પ્રસિદ્ધિ મેળવે એ હજાર દરજે ખુશી થવા જોગ છે. એક બાનુ બેન્ડની શોકીન બને તે કરતાં બાળકોની સંભાળ લેવાની શોકીન બને એ વધારે પસંદ કરવા જોગ છે. એક સુંદરી પરાયાંને સંતોષ આપવામાં પંકાય તે કરતાં ઘરનાં માણસને સંતોષ આપવાની શક્તિ ધરાવે એ વધારે વખાણવા લાયક છે. પારકા પુરૂષનો પ્યારથી હાથ દાબી સલામ કરવી તે કરતાં દૂરથીજ યોગ્યતા પ્રમાણે મુખથી બોલી અથવા માથું નમાવી માન આપવું એ વધારે સલામતી ભરેલું છે. પુરૂષ મંડળીમાં ભાગ લેવો એ જેટલું હિતકારક છે તે કરતાં સ્ત્રીએ સ્ત્રીમંડળમાંજ રેહેવું એ હજાર ગણું વધુ હિતકારક છે. ઉછરતી આર્ય કન્યાઓ ઉંચી એડીનાં ફૂકટ બુટ પહેરતાં શીખે તે કરતાં દેશી બનાવટના સાદાં સપાટ પેહેરે એ વધારે પસંદ કરવા લાયક છે. રૂઢી અનુસાર બેડોળ મોટી લાજ કાઢવી અથવા ઉન્નતાઈથી બેદરકારપણે છોકરીઓની માફક અરધા ઉઘાડે માથે રહેવું તે કરતાં આબરૂદાર

ગણું માને એટલું એ આર્ય નામને વધારે દીપાવનારૂ છે. દરેક સ્ત્રીએ ખચીત યાદ રાખવું જોઇએ કે ધણી સસરા આદિ જેષ્ટ વર્ગ સાથે બહુ છુટથી વર્તવામાં જેટલી મઝા છે તે કરતાં ઘટતી અદબથી વર્તવામાં હમેશાં વધુ મઝા રહેલી છે. એક સ્ત્રી ફ્રાન્સની તવારીખ શીખે તે કરતાં સાવિત્રી ચરિત્રના ઢાળીયાં વાંચે એમ હું ઇચ્છું છું. રામાઓ રાજ પ્રકરણી કામોમાં ધ્યાન આપતું શીખે તે કરતાં ધર્મમાં ધ્યાન આપતું શીખે એ વધારે મહા ભાગ્યની નિશાની છે. ઓરતો આસ્ટ્રેલિયાની સોનાની ખાણોની હકીકત જાણે તેથી જેટલો ફાયદો છે તે કરતાં તનદુરસ્તીના નિયમો જાણે તેમાં વધારે લાભ છે. મૃગનયનીઓને નેપોલિયનના પરાક્રમ વાંચે જેટલો ફાયદો થશે તે કરતાં ચંદાની બહાદુરીના વર્ણનનું વાચન વધારે અસરકારક થઈ પડશે. રામાઓને રોમની તવારીખ જેટલો ફાયદો કરશે તે કરતાં અનુસૂયાએ સીતાને શીખવેલા સ્ત્રી ધર્મ વધારે ફાયદો કરી શકશે. આફ્રિકાની મુસાફરીનાં પુસ્તકો અબળાઓનું જેટલું હિત કરશે તે કરતાં સાસુનો સખત પણ સાચો ઠપકો ખમવાની શક્તિ વધારે હિતકારક થઈ પડશે. ગણિતના ગંભીર સવાલમાં ગુંથાયાથી જેટલો લાભ છે તે કરતાં ઘર સંસારની ઝીણી બાબતો ઉપર ગંભીર લક્ષ ખેંચવામાં વધારે લાભ છે. અબળાઓ ભૂમિતિના સિદ્ધાંતો શીખે તે કરતાં બાળકનાં હાલરડાં શીખે એ હું વધારે સારૂં સમજું છું. ફ્રાન્સનું લામારેસલાઝનું ગીત શીખે જેટલો ફાયદો થશે તે કરતાં પ્રાચીન કવિઓનાં શાંત રસનાં હરી કીર્તનો શીખ્યાથી વધારે ફાયદો થશે.

હોમરનું ઇલિયડ અને નર્મદાશંકરનું રૂતુ વર્ણન જ્યારે તેણીના હૃદય ઉકેરી મુકશે ત્યારે નૃસિંહ મેહેતાના પ્રભાતિયાં તેને શાંત રસમાં ઉતારશે. ભામિની ભૂસ્તર વિદ્યામાં પ્રવીણ થાય તે કરતાં રસોઇના કામમાં પ્રવીણ થાય એ હું વધારે સારૂં સમજું છું. વિનતાઓ વીજળીના પ્રયોગ કરી જાણે એ જેટલી સંતોષની વાત છે તે કરતાં પ્રીતમની પ્રીતિ મેળવવાના પ્રયોગ કરી જાણે એ વધારે સંતોષકારક છે. એક ફિલોસોફરનું ઇલેક્ટ્રિક લાઇટ વિષેનું ભાષણ સાંભળવાથી અબળાઓને જેટલો લાભ છે તે કરતાં માતાઓનીજ શીખામણો સાંભળ્યામાં વધારે લાભ છે. ભાનુઓએ મેસ્મેરીઝમ અને ફ્રેનોલોજીના ફીલસુફી ભરેલાં ભાષણ સાંભળવામાં જેટલી ખુશી માનવી જોઇએ, તે કરતાં પતિનાં વચન સાંભળવામાં વધારે મોજ માનવાની આદત પાડવી જોઈએ. જે દે આર્ય અબળાને જાહેર સ્થળમાં પુરૂષ મંડલીમાં યુરોપ અને હિંદુસ્તાન વચેના તફાવત દર્શાવતી

જોઇ જેટલા ખુશી થઈએ તે કરતાં તેને સ્ત્રી સભામાં પતિ અને પ્રિયા, એ વિષય ઉપર ભાષણો આપતી જોઇ વધારે ખુશી થવું જોઇએ. જાહેર સભામાં એક બાનુએ મુંબાઈની ગલીચી એ વિષયપર ભાષણ આપતાં સાંભળી આનંદિત થઇએ તે કરતાં તેણીને માતા પ્રતિની ફરજ એ વિષય ઉપર સ્ત્રીમંડળમાં ભાષણ આપતી જોઇ વધારે આનંદિત થવું જોઈએ. રોમનોની જાહોજલાલી એ વિષય ઉપર હિંદુ અબળાને ભાષણ આપતી જોઇ મને જેટલો સંતોષ થાય તે કરતાં તેણીને સ્ત્રીમંડળમાં સંબંધીઓ સાથે શી રીતે વર્તવું એ વિષયપર ભાષણ આપતી સાંભળી વધારે સંતોષ ઉપજશે. રેલવેના ફાયદા એ વિષયનું ચિંતન કરે તે કરતાં બાળકોને કેમ કેળવવાં એ વિષયનું ચિંતન કરતી જાણી આપણે વધારે હર્ષિત થવું જોઇએ, આબકારી ખાતાની સખ્તાઈનું સુંદરીઓ મનન કરે તે કરતાં, ગરીબાઈથી સંસાર કેમ ચલાવવો, એ વિષયનું તેઓ મનન કરે એમ હું ઈચ્છું છું. સરકાર અને રાજનીતિ એ બાબતનું બાનુઓ અધ્યયન કરે તે કરતાં સ્ત્રીઓની ફરજ એ વિષયનું અધ્યયન કરતી જોઈ આપણે વધારે હર્ષિત થવું જોઇએ. ભેજું અને તેની રચના એ વિષય ઉપર ભામિની ભાષણ આપે તે કરતાં પોતાની અજ્ઞાન બેનોમાં ભટનાં ભોપાળાં, એ વિષય ઉપર ચર્ચા ચલાવે એ વધારે લાભકારક છે. ઇતિહાસનું વ્યાખ્યાન આપવા વનિતાઓ બહાર પડે તે કરતાં પ્રમદાઓના પોશાકમાં રહેતી બેદરકારી એ વિષયનું વ્યાખ્યાન આપવું વધારે હિતકારક છે, વિનતાઓ ફક્ત ઉંચી વિદ્યા મેળવે, તે કરતાં વિદ્યા સાથે ઘર સંસારી વ્યવહારોપયોગી બાબતોમાં અડીયાતી નીવડવાની કીર્ત્તિ મેળવે એ વધારે સંતોષકારક છે. ગુણવંતી ગણીતની હરીફાઈમાં ઈનામ મેળવે તે કરતાં રસોઇની હરીફાઇમાં ઇનામ મેળવે એ વધારે ખુશી થવા જોગ છે. સુંદરીઓ ઘોડા દોડની શરતના જુગારનું ઇનામ જીતે તે કરતાં સુવાવડીની માવજત કેમ કરવી એ વિષયનું ઈનામ મેળવે એ વધારે તારીફ લાયક છે. માનિની મરદ લોકનું કામ કરવા શીખે તે કરતાં ભરત કામ શીખે એ હું વધારે સલામતી ભર્યું સમજું છું. અબળાઓ પુરૂષ વર્ગમાં કામ કરવા નિકળે તે કરતાં સ્ત્રી મંડળમાંજ રહે એ પવિત્ર આર્ય નામને વધારે છાજતું છે. પ્રમદાઓ પીંગલાના ઇશકનું વર્ણન વાંચી રસ વૃત્તિને ઉશ્કેરે તે કરતાં ભામિની ભુષણ જેવાં પુસ્તકો વાંચે એમ હું ઇચ્છું છું. ખગોળનું અઘરૂં જ્ઞાન મેળવ્યે તેઓને જેટલો લાભ થશે તે કરતાં દરદીની માવજત કેમ કરવી એ શીખ્યાથી તેઓને વધારે લાભ થશે.

શેક્સપીઅરનો હેમલેટનો ખેલ તેઓને અસર કરશે તે કરતાં ચાંપરાજ હાડાનો ખેલ વધારે સારી અસર કરી શકશે. આર્ય રૂઢી વિરૂદ્ધ યુરોપીયન સંસારનાં નબળાં ચિત્ર તેઓની આગળ ધરવામાં જેટલો લાભ છે, તે કરતાં પ્રાચીન આર્યોનાં વખણાએલાં ચિત્રો બતાવવામાં વધારે લાભ છે. ગમે તેવી પણ પ્રાચીન રીતનુંજ અનુકરણ કરવું એ મતને હું અનુસરતો નથી, પણ તેમાંની વ્યાજબીને પકડી રાખવાતો હું માગીશ. છુટાપણું એ જો કે જમાનાને અનુસરતું હોય તોપણ યાદ રાખો કે તેમાં પ્રીતિની રીતિ ખચિત કમતી છે, તમે હદ ઉપરાંત અબળાને જેટલી વધારે છુટ આપશો તેટલી હરકત તમારે ભોગવવી પડશે. જેટલું તમારૂં કામ કામિનીને સોંપશો તેટલું તેનું કામ તમારે કરવું પડશે. હું કહું છું કે પુરૂષનું કામ કરવાની શક્તિ પ્રમદામાં છે પણ તેમ કરવાની તેને જરૂર નથી. ઈશ્વરે અનુકરણ કરવાની બળવાન શક્તિ સ્ત્રીઓમાં પુરૂષ કરતાં વધારે તિવ્ર મૂકલી છે પણ અવલોકન કરવાની શક્તિ તેના પ્રમાણમાં ઘણી કમતીછે. પુરૂષની દેખાદેખી સ્ત્રીઓ કરી શકશે પણ તેની બરોબરી કરી શકે એવી હજારોમાં એકજ નિકળશે.બહારની વિદ્યામાં સ્ત્રીઓ જેટલી વધીશકશે તે કરતાં તે ઘરસંસારી બાબતોમાં વધારે દીપી નીકળશે.કદાચ ધારો કે તેણી પુરૂષનો હરીફ હોઇ શકે તોપણ તેથી લાભ નથી. હરીફાઇ કરતાં તાબેદારનો ગુણ તેનામાં વધારે રહેલો છે અને એ ગુણ કેળવ્યાથીજ પ્રજાના સુખનો વધારો થઇ શકશે. હમેશાં એક ફીલસુફના ગુણ કરતાં માતા તરીકેના ગુણ તેનામાં જ્યાદા રહેવા જોઇએ અને તોજ તેણી તમારૂં ઘર ચલાવવાને યોગ્ય ગણાશે. સર ટી. માધવરાવના મત પ્રમાણે તેણીને એવી કેલવણી આપો કે જે હમેશ તેના કામમાં લાગે. જમીનમાં પાણી પરખવાની રીતિ જાણે તેને જેટલો લાભ થશે તે કરતાં સારૂં અથાણું બનાવવું શિખ્યાથી વધારે સંતોષ મેળવી શકશે. વખત ગુજારવા નિરૂપયોગી નાટકો વાંચે ને કરતાં ચોખા વીણવાની ટેવથી સંબંધીને પથરીની પીડાથી બચાવી શકશે. કેળવણીની અસરથી ખર્ચમાંથી છુટે પણ પાછી તેજ વખતે ફેશનની ફીસીયારીમાં ફસી ન જાય એ સંભાળ લ્યો. હાલની કેળવણીના ફળમાં બાનુઓને ઉંચી એડીના બુટ જોડા મળ્યા તે પેહેરીને ચાલતાં તેટલી કાળજી ગરીબાઈની બચવાની રાખે તો તેણી તવંગર કાં ન થાય? ખરૂં છે કે શીખેલી વીદ્યા વ્યર્થ જતી નથી તોપણ જરૂરની કેલવણી પ્રથમ મળવી જોઇએ. અમેરિકન યુરોપીયનો જ્યારે સ્ત્રીને છુટાપણું આપવામાં મગરૂરી માને છે ત્યારે આપણે તેણીને તા-

બેદાર રહેતી જોઇ મગરૂર થઈએ છિએ. અમેરિકનોને જ્યારે બહાર જવા સ્ત્રીની રજા લેવી પડે છે ત્યારે હિંદમાં બહાર ફરવા માટે સ્ત્રીને પુરૂષની પુરેપુરી રજા લેવી પડે છે. અમેરિકનો જ્યારે પોતે તાપ વરસાદ ખામતા રહી સ્ત્રીઓપર છત્રી ધરવામાં આલ્હાદ માને છે, યુરોપીયન સ્ત્રીઓ જ્યારે નજીવા વાંકસર ધણીથી તલાક મેળવવા બહાર પડે છે, ત્યારે હીંદુ સ્ત્રીઓ જીંદગી પર્યંત તેની સોડમાં રહેવા ધર્મથી બંધાએલી સમજે છે. ટુંકામાં હીંદુ રીત રીવાજથી તેઓના રીવાજ તદન ઉલટા છે એટલે દરેક બાબતમાં અને તેમાં પણ સંસારી બાબતમાં અને તેઓનું અનુકરણ કરવાથી આપણું શ્રેય કેમ થશે ? કાર્ય પેહેલાં કારણ તપાસો. ઘણી વખત તુરતમાં સારા લાગતા કાર્યનું પરિણામ ભવિષ્યમાં ભયંકર નીપજે છે. હું કબુલ કરૂં છું કે યુરોપીયનના સહવાસથી આપણે કેટલીક બાબતમાં સુધર્યા છીએ, સુખી થયા છીએ, હજારો ગાઉ દૂરના ખબરે માચાર ઘડીમાં તેઓની મેહેનતથી મેળવી શકીએ છીએ, હજારો ગાઉની મુસાફરી આશાએશથી ઘણા ટુંક વખતમાં કરી શકીએ છીએ, આપણા વડવાઓએ સ્વપ્નમાં પણ નહી જોએલ એવાં સુંદર વસ્ત્રો પેહેરવા ભાગ્યવાન થઇએ છીએ. મોજમજાક ખેલોથી ખુશી થઇએ છીએ. અદ્ભુત નવાઇઓથી આશ્ચર્ય પામીએ છીએ સ્વર્ગભવનના નંદન વન જેવી મજે સુધરેલી બગોળથી મેળવીએ છીએ. તે બહાર અત્યુત્તમ કારીગરીના નમુનાથી આપણે વારે વારે અજબ થઇએ છીએ. આ આ યાના હરકોઇ ભાગની ગમે તે જણસ સેહેલાઇથી મેળવી શકીએ છીએ, કરતાં ઇત્યાદિ. આપણે ઉપરના વૈભવમાં વધ્યા છીએ, એટલે ઉપર ટપકે સુખી વડવા છીએ પણ તેથી અંતઃકરણમાં આપણે શાંતિ મેળવીજ નથી, કારણ કે નામ વૈભવમાં વધ્યા છીએ તેટલા નીતિના નિયમમાં પાછળ પડેલા છીએ, અર્થાત્ નીતિના નિયમોનું સત્યાનાશ વળતું જાય છે અને તે યુરોપીયન કેળવણીનું પરિણામ છે. સ્ત્રીઓ ભણે તે પારકા પુરૂષપર પ્રીતિના પત્ર લખવા ખાતર નહિ, શૃંગાર રસના દુહા વાંચવા ખાતર નહિ, ડોળડીમાક રાખવા ખાતર નહિ, ધણીને ધમકાવવા ખાતર નહિ, સંબંધીનું અપમાન કરવા માટે નહિ, ઘરને ઘરેણે મૂકી રમુજ જોવા જવા માટે નહિ, પણ નીતિના નિયમો સંભાળવા માટે, સંબંધીઓને સંતોષ આપવા માટે, પ્રજાનું પાલન કરવા માટે, સંસાર સુધારા માટે, ઈશ્વરમાં આસ્થા રાખવા માટે, અને પોતાના આત્માની શાંતિ અર્થે તેણે વિદ્યાભ્યાસ કરવો જોઇએ. સ્ત્રીઓને ઉંચી

કેળવણીની જરૂર નથી એમ માનનારની ટીપમા હુ મારુ નામને ઉમેરો કરીશ નહિ, પણ હુ એમજ કહુ છુ કે જરૂરની કેળવણી કે જેથી તેણી આર્ય-ગૃહિણી તરીકે શોભી ઉઠે એવી કેળવણી પ્રથમ આપવી જોઇએ સ્ત્રીઓને ઉચી કેળવણી આપતાં પેહેલાં કેટલાક દશકા ચાલ્યા જવા જોઇએ હજુ તેણીઓને ફીલસુફ બનાવી દેવાનો વખત બહુ દૂર છે[1]. બાળલગ્ન આદિ બનાવોનુ જ્યાં સુધી પ્રાધાન્ય છે ત્યાંસુધી ઉચી કેળવણીનો વધુ ફેલાવો થઇ શકશે નહિ[2] છોકરીઓને ભણાવવાની ભલી લાગણી હજુ ઘણા માબાપોમા જાગૃત થઇ નથી. બલ્કે વળી ઘણા કુટુબોમાં વીરોધે સ્ત્રીઓમાં કેળવણી માટે વેહેમી માન્યતા છે કેટલાક સારા વિચારના હાલના જમાનાના કેળવાએલા મેહેતાજીઓને મે સ્ત્રીકેળવણી વિરૂધ વિચાર આપતા કેએલા છે અને તેનુ કારણ હાલમાં અપાતી સ્ત્રી કેળવણીનુ પરિણામ સારૂ નથી એવી તેમની માન્યતા છે એ ચોક્કસ છે કે સ્ત્રીઓનો મોટો ભાગ અધુરી કેળવણી લેય તેમને સપૂર્ણ જ્ઞાને એ ભયકર ચીજ છે. એ ઇંગ્રેજી કહેવતે આપણે વીસારી મુકવી જોઇતી નથી. અધુરો ઘડો છલકાય એ સર્વને અનુભવ સિદ્ધ હશે. જેવી એકને કેળવણી મળે છે તેવીજ કેળવણી જો સ્ત્રીઓને મળે તો સંસારમાં હાલ કરતાં વધુ સુખ મેળવવુ તો રહ્યુ પણ છે તે પણ ખોઇવુ એમ કહેવામાં તેથી ચુકા ખાતો નથી મરદમાં જ્યારે મર્દાઇનો જુસ્સો—વીરત્વ મુકવુ જોઇએ અને સ્ત્રીમાં શાંતિ સહનશીનતા મુકવી જોઇએ પુરૂષે જ્યારે શરમાળપણુ ના ગુણ જોઇએ ત્યારે મહત્વાઓને ખાતર સ્ત્રીઓમાં યોગ્ય શરમાળપણુ રહેવુ જોઇએ તેણી પુરૂષ જ્યારે બહારના કામમા બહાદુરી બતાવે ત્યારે સ્ત્રીઓએ ઘરમ માંની તેણીતમાં ચાલાકી બતાવવી જોઈએ. હમેશાં છોકરાઓ તેની શક્તિમાં અને છોકરીઓ સ્વભાવમાં સારી થાય એ સારૂ છે, એવી ઘણા જુના લોકની માન્યતા છે, હુ તેમને બરાબર મળતો થાઉ છુ. કેટલાક એવા ગુણ છે કે જેની જરૂર જેટલી પુરૂષને પડે છે તેટલી સ્ત્રીને પડતી નથી એ બાબત કેળવણી ખાતાએ ધ્યાનમાં રાખવી જોઇએ છકેલી નહિ પણ ઘટતી મર્યાદામાં રહે, કાંકડી નહિ પણ સાદી રહેવામાં સતોષ પામે, લુચ્ચી નહિ પણ ભલી ગણાય, ક્રૂર નહિ પણ માયાળુ, પ્ર-

---

૧ આ કથન વાસ્તવિક લાગતુ નથી ઉદ્ગારના ક્રમ ભાગમા લેખક આમ નત આપે છે પરતુ મુખ્ય જોવાનુ એટલુજ છે કે સ્ત્રી કેળવણી અને પુરૂષની કેળવણીની રીતિ એકજ હોવી જોઇએ કે કેમ ? આ પ્રશ્નનુ નિરાકરણ મહત્ત્વ ધરાવતુ છે તત્રી

૨ બાળલગ્નથી હાની છે, એ વાત ખરી, પરન્તુ મોટી ઉમ્મરની સ્ત્રીને કરી પરણાવવાથી પણ જો એ હની ઉમરા નામ વધારે હોય તો ઉપરનો મત નામાનિકજ છે તત્રી.

પ ંચી નહિ પણ નીખાલસ, માની નહિ પણ માન આપવાવાળી, સંતતીથી શરમ માનનારી નહિ પણ સંતતીમાં સંતોષ આનંદ માનનારી, ઘરના કામકાજને બોજો માનનારી નહિ પણ મજે માનનારી, નજીવી બાબતમાં અપમાન માનનારી નહિ પણ રીસાએલા ને પટાવવાની શક્તિ ધરાવનારી, હુકમ ચલાવવાની વૃત્તિ વાળી નહિ પણ હુકમ બજાવવાની વૃત્તિવાળી, ગરીબાઇથી કંટાળનારી નહિ પણ વગર બકબકવે ગરીબાઇ નીભાવી લેનારી, તુંડ સ્વભાવની નહિ પણ ભલા ખવાસની, ઉન્મત્ત નહિ પણ નમ્રવૃત્તિની, કઠિન બોલનારી નહિ પણ મીઠું બોલનારી, ચઢેલા ચહેરાની નહિ પણ હસમુખા ચેહેરાવાળી, ચેષ્ટા કરનારી નહિ પણ ચેષ્ટા નહિ જાણનારી, નહિ સાંભળનારી વહેમી નહિ પણ વેહેમથી દૂર રહેનારી, ધર્મની નિંદા કરનારી નહિ પણ ઈશ્વિર ઉપર પુર્ણ આસ્થા રાખનારી, નીતિ ભંગ નહિ પણ નીતિને મજબુત માન આપનારી, ઢંગધડા વગરની નહિ પણ નિયમવાળી, એક મનોવૃત્તિને ઉશ્કેરનારી નહિ પણ વશ રાખનારી, ફક્ત મોજ-શોખમાં મચેલી નહિ પણ ઉદાસીનતા વિનાની, કલ્પિત ખ્યાલોથી ભરેલી નહિ પણ ઉંચી કલ્પનાવાળી, અદેખાઈના આતસ વાળી નહિ પણ સર્વેનું ભલું ઇચ્છનારી, ભોળી ભટાક નહિ પણ જમાનાને છાજતી, ક્રૂર સ્વભાવની નહિ પણ દયાની લાગણીવાળી, નબળી નહિ પણ સબળી, નાજુક ભુલોને ભયંકર રૂપ આપનાર નહિ પણ નાના ગુણોનું સ્મરણ રાખનારી, ઘડી ઘડીમાં ગુસ્સે થનારી નહિ પણ ગુસ્સો તામોસ કરનારી, ચાકરપર ચીડ કરનારી નહિ પણ કદર જાણનારી, મદમાં ફસેલી નહિ પણ પાકા પ્યારમાં મચેલો, સાહસ કર્મ કરનારી નહિ પણ સમયસુચકતાવાળી અને સુધરેલા દેશોની બાનુઓની પેઠે.....સમજનારી નહિ પણ પતિની પતિજ સમજનારી, ઇત્યાદિ ઇત્યાદિ ગુણ શક્તિવાળી થાય એવી કેલવણી તેઓને મળવી જોઇએ. આ વાત આપણે ધ્યાનમાં રાખવી જોઇએ કે શરૂઆતમાં તેણીને એક વહુ બની પારકે ઘેર અજાણ્યા માણસોમાં રહેવાનું છે. જો કે વહુનો દરજ્જો ઉંચો છે તોપણ હિંદુ સાસુઓને હાલમાં તે વાત માન્ય નથી. ભલી સાસુઓ જો કે વહુને દીકરીની પેઠે રાખે છે તોપણ તેણીને પોતાની હયાતીમાં ઘરની ધણીઆણી નહિ પણ તાબેદાર સમજે છે. આપણામાં ભલે હલકા ખવાસની સાસુઓ થોડી હોય તોપણ તેઓ વહુને મારી આણેલી અને તારા બાપને પૈસા દને લીધી છે એમ તાનો મારતાં ચુકતી નથી. આપણે યુરોપીયન કેળવણીનું

અનુકરણ કરતાં પેહેલાં તેની બીજી કેટલીક રીતો પણ ધ્યાનમાં રાખવી જોઇએ. તેઓ આપણી પેઠે લાકડેમાકડું જોડી દેતા નથી પણ સ્વયંવરથી પરણે છે. પરણીને આપણી પેઠે ધાણીધીચો કુટુંબમાં વહુને રાખતા નથી પણ જુદું ઘર માંડે છે. સ્ત્રીઓ પ્રત્યે તેઓ જેટલું માન ધરાવે છે તેનો શોળાંશ ભાગ પણ આપણી પાસે નથી. એની સાસુઓ જેવી સમજુ છે તેવી હિંદુ સાસુઓ નથી. તેઓને જાણીતા સગા કુટુંબની કન્યા મળે છે તેમ હિંદુમાં નજદીકના સગાનીજ નહિ પણ એક ગોત્રની કન્યા પણ ખપી શકતી નથી. તેઓ છોકરીના સ્વાર્થ તરફ લક્ષ રાખે છે ત્યારે હિંદુનો મોટો ભાગ માબાપો પોતાના સ્વાર્થ તરફ લક્ષ રાખે છે. ઇત્યાદિ ઇત્યાદિ રીતિ લક્ષમાં રાખી કુમુદ સુંદરીની પેઠે ખુણમાં ભરાઈ રોવું ન પડે. સરયુબાળાની પેઠે ઘરમાંથી ભાગી જવું ન પડે, લલિતાની પેઠે આપઘાત કરવા વખત ન આવે, એવી કેલવણી તેઓને આપવી જોઇએ. પતિને માટે જેટલું જ્યાદામાન ધરાવવું શિખશે તેટલું તેણી જ્યાદા સુખ ભોગવી શકશે. પ્રાચીન આર્ય ગ્રંથકારોનો એજ ઉદ્દેશ છે. તેઓનો એ મહાન ઉદ્દેશ સફળ છે. આજે આપણો સુધારો એ મહાન ઉદ્દેશને તોડી પાડવા ઈચ્છે છે, હું સ્ત્રીના હક ડુબાડવા માગતો નથી, રૂઢીના ઉપાસકની પેઠે તેણીને ગુલામ ગણવાનો ભુંડો ખ્યાલ કરતો નથી, તોપણ તેણીના સંસાર સુખ સારૂ એટલું બધું કહીશ કે જેટલા છુટાપણાની જરૂર પુરૂષને છે, તેટલા છુટાપણાની જરુર સ્ત્રીને નથી. સ્ત્રી પુરૂષના સમાન હક છે એ હું કબુલ કરૂં છું પણ આર્ય સંસારના સુખ ખાતર હાલ તુરતમાં તે અમલ કરવા યોગ્ય નહિ પણ માત્ર બોલવા યોગ્ય છે. સ્ત્રીપુરૂષના સમાનહક સમજનારાએ જાણવું જોઇએ કે સને ૧૮૮૫ માં યુનાઇટેડસ્ટેટસમાં એકવીસ હજાર અને યુરોપમાં એકવીશ હજાર છુટા છેડા થયાહતા. યુરોપના કેળવાયલા દેશના કેટલાક શેહેરોમાં પરણેલી કરતાં કુંવારી સ્ત્રીઓએ જન્મેલા છોકરાની સંખ્યા વધારે આવે છે. જ્યાં સુધી પોતાની બાયડી પારકા પુરૂષની બગલમાં હાથ નાખી ચાલે એ નિરૂદ્વેગપણે જોવાની શક્તિ હિંદુઓમાં આવી નથી, જ્યાં સુધી કુમારિકાના સંતાનના રક્ષણનાં સ્થળ બંધાયાં નથી, અને ઈશ્વર કૃપાથીજ્યાંસુધી છુટા છેડા કરવાની કોરટો સ્થાપન થઇ નથી, ત્યાંસુધી સ્ત્રી પુરૂષના સમાન હક કેમ મનાય ? જો હાલમાં સમાન હકની કેળવણી બાળકીઓને અપાશે તો આપણા સંસારના કેટલાક બુલંદ રીવાજ ઉલટ સુલટ થઇ જશે. મારી ખાત્રી છે કે હિંદુઓ સ્ત્રીઓને સમાન હક

નહિ આપશે તો કાળ તેઓને એ હક સુપ્રદ કરશે. પણ તેમ બનતાં પહેલાં કેટલોક કાળ ચાલ્યો જવો જોઇએ, શાસ્ત્રકારોએ સ્ત્રીઓને સ્વતંત્ર રહેવાનો અધિકાર આપ્યો નથી અને હાલ તો એમજ ચાલવા દેવામાં લાભ છે. હું નથી કહેતો કે તેણીને કચરી નાખો પણ પવિત્ર આર્ય રૂધિર મારી નસોમાં ઉછળે છે માટે હું એમ તો આગ્રહ પૂર્વક વારંવાર માગીશ કે તેણી ધણીને ભાગીઓ સમજનારી નહિ પણ ધણીજ સમજનારી થાય એવી કેળવણી તેણીને આપો. જો બાળપણથીજ પતિની શ્રેષ્ટતા તેના હૃદયમાં ઠસાવશો તો પછી સમાન હકના ઉદ્વેગનું કારણ તેઓમાં રહેશે નહિ. વાચક વર્ગે એ પણ નહિ ભૂલવું જોઇએ કે અભ્યાસનો વખત બીજા દેશોની બીજા વર્ણની સ્ત્રીઓને જેટલો મળે છે તેનો અરધો ભાગ પણ હિંદુ સ્ત્રીઓને મળતો નથી. વધુ ભાગે બાર વરસની બાળાને કન્યાશાળાની કેળવણી સમાપ્ત કરવી પડે છે, સાસરે જવા પછી પુસ્તક પાકીટનેજ અર્પણ કરવામાં આવે છે, બાર વરસની બાળ વયમાં ઉંચી કેળવણી અને સંગીન જ્ઞાન મેળવી શકાતું નથી. સાત વરસની શાળામાં બેસી બારમા વરસ સુધી અભ્યાસ કરે તો એ પાંચ વરસમાં શું જ્ઞાન એકઠું કરી શકે? પણ જો તે અભ્યાસ પાછળજ મચી રહે તો વ્યવહારોપયોગી ઘર સંસાર બાબતમાં તદન અજાણી રહે છે, અને તેનું પરિણામ ધ્યાનમાં રાખો કે તેરમે વરસે સાસરે જતાં "ભણેલી ભાભીને કઢી કરતાં પણ આવડતી નથી" એ નણંદનું એકજ વાક્ય હાલની કેળવણીથી તેજ થએલા મગજને ઉશ્કેરી મૂકવા બસ છે, તમોએ આપેલી કેળવણી તેને બાળનારી ન થઇ પડે એ સંભાળ રાખો, એક ગ્રીકસુંદર મેડમ ઘર સંસારી બાબતમાં અજ્ઞાન હશે તો હોટલનો આશ્રય લેશે પણ યાદ રાખો કે હિંદુ બાનુઓ માટે હજુ હોટલો બંધાયા નથી. શ્રીમંત બાલિકાઓજ શિખે છે એટલે તેઓ ઘર સંસારી બાબતમાં અજ્ઞાન રહેશે તોપણ ચાલશે પણ એમ નથી, સામાન્ય અને ગરીબ લોકો પણ દહાડે દહાડે કેળવણીનો લાભ લેતાં જાય છે, તેઓ સર્વને મનમાનતો પગાર અથવા શ્રીમંત સ્વામી મળશેજ એમ માનવા મારી પાસે આધાર નથી. જેનું અનુકરણ કરીએ છીએ તે કરતાં આપણે ઘણાજ દરીદ્રી છીએ એ ભૂલી જવું જોતું નથી. દુઃખના વખતમાં અને જંગલીપણામાં પણ આર્ય સંસાર ઉંચી સ્થિતિનો નીતિવાન રહ્યો તેનું કારણ પતિ પ્રત્યે પત્નિની ઉંચ ભાવના છે. એ મહાન ભાવનાની ખામીથીજ સુધરેલા લોકોના સંસાર નિંદ્ય જોઇએ છીએ.

પ્રાચીનકાળની ઋષિ પત્નિની પેઠે હાલની યાવનાઓએ વલ્કલ પેહેરવા અથવા યુરોપીયન મેડમની પેઠે હજારો જાનવરને મારી નાજુક પીછાંનો ભભકાદાર પટો વિનાકારણ ગળામાં વીંટવો એ બેમાંથી એકે રીતિ અમો પસંદ કરીશું નહિ પણ વચલામાર્ગની જમાનાને છાજતીઆર્ય અબળાને શોભતી રીતેવર્તવા ભલામણ કરીશું.

કન્યાજ્યાં સુધી પતિ મર્યાદા તથા પતિ સેવા ન જાણે અને ધર્મ શાસનથી અજાણી રહે ત્યાં સુધી પિતાએ તેનો વિવાહ કરવો નહિ. આર્ય કન્યકાઓને લુખી કેળવણી આપતાં પહેલાં ઉપલુ મહાવાક્ય યાદ રાખવું જોઇએ.

ખાત્રી રાખો કે સંસાર સુખનો સંપૂર્ણ આધાર સ્ત્રી ઉપર છે. રસ્તા ઉપર વોહરાની દુકાને રંગીત રેશમ લેવા ઉભાં ત્યાં માથેથી કપડું ઉડી જાય અને આડો અવળો છેડો ખશી જાય તેની દરકાર નહિ એવી બેદરકારી બતાવનારી કેલવણી પવિત્ર આર્ય અબળાને નહિ જોઇએ. એક ઇંગ્રેજ ફીલસુફ લખે છે કેઃ—

"પુરૂષનાં ભલાં કામ તથા ઉચા સદ્દગુણને વખાણી ચહાવાની પ્રેરણા તથા શક્તિ સ્રીમાં ઘણી તિક્ષ્ણ અને નાજુક હોયછે. સ્રીને તેનું ખરૂ સુખ અને દરજ્જો પુરૂષની પદવીએ તેને ચહડાવ્યાથી મેળવી અપાશે એમ નથી."

"પોતાનું ઉતરતાપણુ તેણી બરોબર સમજે અને પુરૂષ પોતાની કુદરતી મરદાનગી ભરી પ્રેરણાથી તેણીની નબળાઇને માન આપે તેમાંતેણીનું ખરૂ સુખ અને મરતબો છે."

"પુરૂષ જ્યારે ખરેખર મોટો હોયછે ત્યારેજ સ્રી નાની રહેવાનું કબુલ કરેછે. તેવી વેળા સ્રી પોતાને ઉતરતી દેખાડવાને બીલકુલ અચકાતી નથી પણ જેમ તેણી પુરૂષની અકલની ગુલામ થઇ રહેછે તેમ પોતાની ઇચ્છાને આધીન કરી તેને પોતાની તાબેદારીમાં લાવી શકેછે."

"માણસ જાતનું સર્વાનુમત સ્રીના સરખાપણાના વિચારની વિરૂદ્ધ હમેશાં રહેતું આવ્યુ છે."

"લડાઈ, રાજકીય કળા, કવિતા, નવી શોધ, અથવા કોઇપણ પ્રકારના મન અથવા નીતિ સંબંધી અસલીયત દેખાડનારાં કામ માટે તેણીની (સ્રીની) લાયકાત બીલકુલ નથી."

પારકા પુરૂષો સાથે નખરાં કરનારી સ્ત્રી ગુલાબના ઝાડ જેવી છે. દરેક એ-શકી તેપરથી એકેકું પાતરૂં તોડી લાવેછે અને વરને માટે માત્ર કાંટા રહી જાય છે. જ્યાં જ્ઞાનથી દુઃખ પ્રાપ્ત થતું હોય ત્યાં અજ્ઞાનપણાને પસંદ કરજો. ખુબસુરતીનો આધાર તનદુરસ્તીપર છે. જીંદગીની સૌથી મોટી ખુશાલી બીજાને ખુશી કરવામાં છે અને હમેશાં એ ગુણ સ્ત્રીમાંજ પ્રાપ્ત હોય તોજ પ્રજાના સુખનો વધારો થઈ શકેછે. યાદ રાખો કે વ્યવહારોપયોગી ઘર સંસારી કે અવશ્યની કેલવણી શિવાય ફક્ત સ્વિટ્ઝર્લૅંડના સરોવર અને આલ્પ્સની ઉંચાઈ જાણ્યે તેઓની ઉન્નતિ થઇ શકશે નહિ.

સ્ત્રી કેળવણીના વધારામાં વિલંબ થાયછે તેનું એ ખાસ કારણ વધુ ભાગે સાધારણ લોકોની સમજ એવી છે કે જો આપણે સ્ત્રીઓને ભણાવશું તો તેણીના-ફરમાન બની જશે અને તેથી વખતે આપણે છોકરોંની વિષ્ટા ધોવાનું કામ કરવું પડશે. ઉપલી માન્યતા ખોટી હોય તોપણ તે વિચાર સ્ત્રી કેલવણીખાતાએ કન્ય-કાઓને બુલંદ કેલવણી આપી માટે કોઇપણ રીતે સારો ગણાવ્યો નહિ. કેલવણી લોકોની એ ખરાબ માન્યતા ધોઇ નાખવી જોઇએ. પ્રથમ વિષે તો આપણો હાલનો સુધરતાં જતાં સંસાર સુખી છે એમ માનવું એ વાંધા પડતી વાત છે. હું હી-સતથી ઠરાવ ભરેલી રીતે ખાત્રી પૂર્વક કહું છું કે હાલની ઉછરતી પ્રજાના માબાપો તરફ જેટલી બેદરકારના ફરમાન છે તેટલી આપણા વડવાઓના વખતમાં ન-હોતી. હસરેહીંદમાં બી. એ. લવ (પ્યાર)ના લગનની નીષ્ફળતા થતી છે તેનું કારણ મારી માન્યતા પ્રમાણેની ખામીવાળી કેળવણી એજ છે. હું લવના લગ-નને પસંદ કરનારો ચુસ્ત હીમાયતી છું. આપણે ચો તરફથી સાંભળીએ છીએ કે હાલના જુવાનિયાનાં મગજ ગરમ છે અને તેમને તેવાજ ગરમ મીજાજની સ્ત્રી મળે તો લવના લગન નિષ્ફલ નિવડે એ બનવા જોગ છે. લવના લગનમાં બી. એ. પ્યારની ખામી દેખાડે છે તેમ નહી પણ હાલની કેલવણીના કઢંગા ધોરણનું એ પરિણામ છે એમ માનવા આપણી પાસ વિશેષ આધાર છે. એક સરસ માસ્તર કરતાં એક ભલી સ્ત્રીના સહવાસથી મર્યાદા વધુ શીખાય છે. કુ-દરતી રીતે આર્ય અબળાઓમાં એટલી બધી મર્યાદા રહેલી છે તેને ઉદ્ધત કે-

# चरित्र माला.

૧

## લુઇફિલિપ.

(સાંધણ પૃષ્ઠ ૨૧૨ થી,)

### કમ નશીબને ભટકવું.

જેવામાં ચાર્ટર્સનો ડ્યૂક પરદેશી લશ્કરોને ફ્રેંચ રાજ્યમાંથી હાંકી કાઢવામાં ગુંથાયો હતો તેવામાં રાજ્યની ઉથલપાથલ (Revolution) નાં ચિન્હો રચાતાં હતાં. આ ઉથલપાથલમાં રાજ્યનો નાશ થયો અને રાજા તથા તેના કુટુંબને કેદ કરવામાં આવતાં બુર્બોન કુટુંબનાં સઘળાં મનુષ્યોને દેશનિકાલ કરવામાં આવ્યાં. આ સમય ઘણો બારીક સમજીને ચાર્ટર્સના ડ્યૂકે દેશનિકાલ થવાને પોતાના પિતાને સમજાવ્યો, ઓર્લીઅન્સના ડ્યૂકને તેણે કહ્યું કે—"તમે પોતે આ સમયે ઘણા ભયભિત સ્થિતિમાં છો! જે મંડળીના તમે મેંબર છો તે મંડળી તરફથી ૧૬ મા લુઇ ઉપર આરોપ મુકાવાનો છે, અને તમારે પોતાને તેનો ન્યાય કરવાને બેસવું પડશે! આવી અણઘટતી સ્થિતિનો ઉઠાવ કરવાની ના પાડો અને હાલ આપના કુટુંબ સાથે અમેરિકા જાઓ, અને ફ્રાંસના શત્રુઓથી વેગળે, જ્યાં સુધી સારા દિવસો આવે ત્યાં સુધી વાસ કરો." આ સલાહ તરફ ઓર્લીઅન્સના ડ્યૂકે કાન ધર્યો નહિ; કાંતો તેણે એમ ધાર્યું કે આવે ભયને સમયે પોતાની જગો અને ધર્મનો ત્યાગ કરીને નાસી જવું, એથી તેના માનમાં ખામી આવશે, અથવા તો ખરેખર તો તેણે એમ ધાર્યું કે આ ઉથલપાથલના સમયમાં વખતે તેને કંઇ રાજ્ય લાભ પણ મળી જાય! આમ છતાં પણ પુત્રના અતિ આગ્રહને લીધે ઓર્લીઅન્સના ડ્યૂકે મંડળીના એક મુખ્ય સભાસદની આ બાબતમાં સલાહ લેવાનું, તથા તે જે સલાહ આપે તે તેને જણાવવાનું કબુલ કર્યું. પરંતુ એ મેંબરે પોતાનો કંઇપણ અભિપ્રાય આપવાની ના કહી. તેણે કહ્યું કે—"તમારા પિતાને કંઇપણ સલાહ આપવાને મારામાં યોગ્યતા નથી. અમારી સ્થિતિ અસમાન છે. હું પોતે પણ કેટલાક નુકશાનથી છૂટવા માગું છું. તમારા પિતા ડ્યૂક ઑફ ઓર્લીઅન્સે એક રાજા તરીકે પોતાની પ્રજા ત-

રીકની ફરજોનો પોતેજ વિચાર કરી લેવો જોઇયે." આ અપૂર્ણ અભિપ્રાયથી ઓર્લીઅન્સના ડ્યૂકને કંઇપણ વિચાર કરવાને કારણ મળ્યું નહિ, તેમજ તેના પુત્રની દલીલની તરફેણમાં પણ તે નહોતો. ઉલટો "પ્રજા તરીકની ફરજ" એ શબ્દોનો અર્થ તેણે એમ કર્યો કે આવે ખરે વખતે જે માણસ સ્વદેશ છોડી જાય, તે બેશક નામોશી ભરેલું છે, એટલુંજ નહિ, પણ તે માણસ દગલબાજ કહેવાય. જ્યારે પુત્રે જોયું કે તેનો પિતા આબરૂના કારણને બરોબર વળગી રહેલો છે અને આ બાબતમાં રાજ્યદ્વારી પ્રશ્ન રહેલ છે, ત્યારે તેણે વિશેષ સમજાવવાનું માંડી વાળ્યું, અને તે પોતાના લશ્કરમાં પાછો ગયો.

તોફાન તુરતજ શરૂ થયું હતું. ૧૭૯૩ ના જાન્યુઆરીની ૨૧ મી એ કમનશીબ ૧૬ મા લૂઇને કેદખાનામાં લેઇ જવામાં આવ્યો, અને પછી થોડા મહિના પછી ઓર્લીઅન્સના ડ્યૂકને પણ પ્રજા સામે ખટપટ કરવાનો વાંક મૂકી પકડવામાં આવ્યો હતો. નવેંબરની ૬ ઠી એ તેને કોર્ટમાં લાવવામાં આવ્યો અને મશ્કરી જેવી થોડી તપાસ ચાલ્યા પછી તેના ઉપર અનેક વાંકો મૂકીને તેને દેહાંતની શિક્ષા ફરમાવવામાં આવી. બેશક આ બધી કસુરોમાં તે કેવલ નિરપરાધી હતો. ન્યાયાધીશોના અભિપ્રાયો બરોબર વાંચી લીધા પછી તેણે માત્ર હુકમનો અમલ ઉતાળળથી કરવાની અરજ કરી. તેની આ અરજ મંજુર થઇ હતી અને ચાર કલાક પછી તેની શિક્ષાનો ભયંકર અમલ ગ્રેસેંટહોનોરી ખાતે કરવામાં આવ્યો હતો. ઘણાં માણસોનું ટોળું આ બનાવ જોવાને એકઠું મળ્યું હતું, અને જરા ઉશ્કેરાયું પણ હતું. આની સાથે બીજા પણ ઘણા ભોગો હતા. ઓર્લીઅન્સ કેવળ નિરપરાધી દેખાવથી હિંમતમાંજ હતો અને તેનું ગાડું લેઇ જતી વેળા રાજમહાલય પાસે રાજાને જોવા માટે લેઇ જવામાં આવ્યું હતું. તેનાં કપડાં કાઢવા માંડયાં ત્યારે તે માત્ર એટલુંજ બોલ્યો હતો કે "બહુવાર શામાટે લગાડો છો? મૃતદેહ ઉપરથી તે સહેલાઇથી કાઢી નાખજો!" તુરતજ તે મરી ગયો હતો. આ સમયે તેની ઉંમર છેંતાળીશ વર્ષની હતી. તે ધણી તરીક આકરો હતો અને ૧૬ મા લૂઇની સામો થવામાં રાજ્ય લોભ, એ મુખ્ય કારણ હતું.

પોતાના પિતાના મૃત્યુની પહેલાં સાત મહિનાથી ચાર્ટર્સના ડ્યૂકને તથા તેના મિત્ર જનરલ ડુમોરીઝને માલમ પડયું હતું કે ખટપટ વધવાની છે અને રાજ્યની સલામતી ભયમાં છે. તોફાનનો જન્મ થઇ ચૂક્યો છે. પોતાની સ્થિતિ

માટે વિચાર કરવાને વખત હવે રહેલો નહોતો. પ્રજાની સલામતીની મંડળી એકઠી થઇ તેમાં તેને બોલાવવામાં આવ્યો હતો અને તેમને લાગ્યું કે આ કાર્યોમાંથી દેહાંત પામવાનો પ્રસંગ આવવાનો છે, આથી તેઓ બંને ફ્રેંચ રાજ્યની સરહદ ઉપર નાસી ગયા. તુરતજ તેમને પકડવાને માણસો દોડયાં હતાં, પરંતુ સારાં ભાગ્યે તેઓ બેલ્જીઅમની નીચા પ્રદેશની હદમાં પહોંચી ગયા, કે જે પ્રદેશ એ સમયે આસ્ટ્રિયાને તાબે હતો. આ વખતે ચાર્ટર્સના ડયૂકના મનમાં જે વિચારો હતા તેની આપણે કલ્પના પણ કરી શકિયે તેમ નથી.

આસ્ટ્રિયાના રાજ્યમાં ડયૂકને બહુ માન આપવામાં આવ્યું અને નોકરીમાં દાખલ કરવા ઇચ્છા જણાવવામાં આવી હતી, પરંતુ તેણે ફ્રાંસની સામે હથિયાર પકડવાની ના પાડી, અને કેટલાક વખત સુધી ખાનગી જીંદગી ગાળવાની તેણે મરજી બતાવી. પછી તેણે એક્સ–લા–ચેપલ, કોલન, અને કોબ્લેટ્રઝ તરફ અને સ્વિટ્ઝરલેંડ તરફ મુસાફરીઓ કરી. આ મુસાફરી તેણે પૈસાની કરકસરથી તથા પકડાઇ જવાના ભય સહિત કરી હતી. તેની બેન એડીલેડ અથવા મેડમ–ડી ઓર્લીઅન્સ પણ મેડમ–ડી–જેન્લિસની સાથે એજ દેશમાં નાસી આવી હતી, અને તેઓએ સ્ચાફ્હૌસેન આગળ ભેળાં થઇને ઝ્યૂરિચ તરફ મુસાફરી કરી.

ઓર્લીઅન્સના ડયૂકના બે નાના પુત્રો મોંટપેન્સીઅર અને બોજોલેઇસ, તેમના મોટા ભાઇ અને બેનના જેવા નસીબદાર નહોતા. પ્રથમતો તેમને તેના બાપની સાથે માર્સેલ્સ ખાતે સેંટજીનમાં કેદમાં રાખવામાં આવેલા હતા તેથી તેમના મનને દિલાસો મળતો હતો, પરંતુ તેમના પિતાના દેહાંત પછી તેમને બહુ બહુ અપમાનો અને દુઃખો આપવામાં આવ્યાં હતાં અને તેમના સાથીઓને મારી નાખવામાં આવતા હતા તથા કેદખાનાઓ વધારે સખત બહુ [illegible] આવતાં હતાં તેથી તેમને જીંદગીનો પણ બહુ ભય રહેતો હતો. રોબીસપાયરના નાશ પછી તેમને તેમની માતા વિધવા ઓર્લીઅન્સની ડચેસ્ કે જે પારિસમાં એક વૈદ્યના ઘરમાં માંદી પડેલી હતી તેની સાથે તેમને પત્ર વ્યવહાર ચલાવવાની રજા આપવામાં આવી હતી. આવી સ્થિતિમાં તેમને બહુ ગમ્યું નહિ, તેથી તેમણે ૧૭૯૫ના નવેંબરની ૧૮મીએ નાસી જવાની કોશીસ કરી. મોંટપેન્સીઅર એક બારીએથી ઉતરવા જતાં જમીનપર પડી ગયો અને ભાન આવતાં ઉઠીને જુવે છે તો તેનો પગ ભાગી ગયો હતો. બોજોલેઇઝ નશીબદાર હતો અને સુખેથી બંદરમાંથી જતા વહાણમાં નાસી શકયો હોત, પરંતુ તેના

ભાઇને આવી સ્થિતિમાં એકલો મૂકી જવાનું તેને ઠીક નહિ લાગવાથી તે કેદખાનામાંજ રહ્યો. આ પ્રમાણે નાસવાની કોશીસ કરી તેટલા માટે તેમને માથે ક્રૂર જેલરે વધારે સખ્તાઈ નાખી. આ પ્રમાણે ત્રણ વર્ષ સુધી દુઃખો ભોગવ્યા પછી તેની માતાની અરજ ઉપરથી તેમને છોડવામાં આવ્યા, પણ તે એવી શરતે કે તેમણે અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોમાં જવું, અને ત્યાં તેઓએ તેમના મોટા ભાઇ લુઇફિલિપ પાસે જઈ રહેવું.

ઝ્યૂરિચના નગરમાં આવીને ચાર્ટર્સના ડયૂકનો ઈરાદો પોતાની બેન અને મેડમ ડી. જેન્લિસની સાથે ત્યાંજ રહેવાનો હતો; પણ તેમ કરવામાં કેટલીક હરકતો હતી તેની તેને પ્રથમથી ખબર પડી નહોતી. ઝ્યૂરીચની રાજ્ય સત્તાએ આ લોકોને આશ્રય આપ્યા માટે ફ્રેંચ રાજ્ય તરફથી ધમકી આપવામાં આવી હતી. આ વાતની આ પાદશાહી મુસાફરને ખબર થતાંજ તેઓ ત્યાંથી છાનામાનાં ભાગી ગયાં અને પર્વતો ઉલ્લંધીને ઝગ નગરમાં ગયાં. પાસેના સરોવર નજીકના એક ઘરમાં તેમણે ઉતારો લીધો. અહીં તેઓ બહુવાર રહ્યાં નહિ. તેમની સ્થિતિ અને રીતભાત ઓળખાઈ ન જાય એવી કોઈ સલામતીવાળી જગોએ જઇ વસવાની તેમને જરૂર હતી. આવા બારીક સમયમાં સ્વિટ્ઝરલાંડના એક મિત્ર એમ. ડી. મોંટેસ્કિવઓની સલાહથી બ્રેમગાર્ટન પાસેના સેંટકલેયરના દેવળમાં મેડમ–ડી–ઓર્લીઅન્સ અને તેની શિક્ષકને માટે સ્થળ શોધી કાઢયું. પોતાની બેનની ફીકરથી આમ મુક્ત થઇને ચાર્ટર્સનો ડયૂક યુરોપના જુદા જુદા દેશોમાં મુસાફરીએ ભટકતો ફર્યો અને જુદા જુદા દેશોની રીતભાત વગેરેથી કેટલુંક જ્ઞાન મેળવ્યું અને જે મહા દુઃખ તેને માથે આવી પડયું હતું, તે ભોગવવાને ખમતીધર થઇ ગયો હતો. એક બહારવટિયા અને દેશ નિકાલની સ્થિતિમાં ભ્રમણ કરતાં કરતાં તેનામાં કુદરતી હિંમત આવી અને તેણે જે ઉંચા પ્રકારની કેળવણી લીધી હતી તે વિશેષ પુષ્ટ થઇ હતી.

તે પહેલ વેલો બેઝલ ખાતે ગયો અને ત્યાં તેણે પોતાની પાસે એકજ ઘોડો રાખીને બાકીના બધા ઘોડાઓ માત્ર સાઠજ લૂઇમાં વેચી નાખ્યા અને એકજ ઘોડા સાથે તથા બુડોઇન નામનો એક નોકર, જે તેની સાથેજ રહેવા ઇચ્છતો હતો તેની સાથે તેણે પોતાની મુસાફરી આગળ ચલાવી. આગળ જતાં બુડોઇન માંદો પડયો અને ચાલી શકે તેવો ન રહ્યો. આથી તે ચાકરને પોતાની

પાસે જે એકજ ઘોડો હતો તેની ઉપર બેસાડયો અને પોતે ચાર્ટસના માયાળુ ડયૂક તે ઘોડાને દોર્યો, અને એ રીતે તેમણે બેઝલ છોડયું.

સ્વિટઝર્લંડના કેટલાક જોવા લાયક અને ઐતિહાસિક સ્થળોમાં કેટલાક મહિના સુધી ફરીને તેણે મુસાફરીથી થતા લાભોનો અનુભવ મેળવ્યો, અને તેથી તેનું મન વધારે મોટું થયું હતું. એમ કરતાં એવો પણ પ્રસંગ આવી ગયો કે એકજ ઘોડો જે તેની પાસે રહેલો હતો તે પણ ખોયો અને તે પોતે તથા તેના દુઃખમાં ભાગ લેનારો નોકર બુડોઇન હાથમાં લાકડી રાખી પગે પાળા મુસાફરી કરવા લાગ્યા અને આખરે તો પાસે પાઈ પણ ન મળે એવી સ્થિતિમાં આવી ગયા! પાદશાહી વંશીને માથે પણ કેવી સ્થિતિ! દુઃખી મનુષ્યોને આ ઉપરથી ઘણો દિલાસો અને ધડો લેવાનો છે! એક પ્રસંગે ઘણી શ્રમ ભરેલી મુસાફરી કરીને તે થાકયો પાકયો આલ્પાઇન પર્વત ઉપરના સેંટ ગોથાર્ડની ધર્મશાળામાં જઇ પહોંચ્યો. પરંતુ ધર્મશાળાવાળાએ તેને તેમાં ઉતરવાને સાફ ના પાડી અને જંગલમાં પહાડમાં રાત્રીને સમયે અત્યંત થાકેલ ને આમ ઉતારો ન મળ્યો! આવા આવા પ્રસંગો પછી તેને ખોરાક માટે ચિંતા થવા લાગી. તેણે મજુરી કરી પેટ ભરવાનો વિચાર કર્યો. તેણે વિચાર્યું કે રાજા શું અને રંક શું? કુદરતમાં અલ્પતા કે મહત્તાનો ભેદ નથી એ મહાન પુરૂષોનું સૂત્ર પરમ સત્ય ઠર્યું છે! સારા-સુખના દિવસમાં હું રાજા હતો અને હાલ મજુરી કરૂં ને મજુર કહેવાઉં, એ કેવળ કાળ બળજ છે! કીડીનો કુંજર અને તરણાનો મેરૂ, એ કહેવત પરમ સત્ય છે, એમ હવે મને અનુભવ થયો છે! આમ વિચારી મજુરીમાં ખોટ નથી, એમ તેણે નિશ્ચય કર્યો. પોતાના ગુજરાન માટે વિચારમાં તે આમ તેમ ગુંથાયો હતો, એવામાં તેના મિત્ર એમ મોંટીસ્કવીઓ તરફથી એક પત્ર આવ્યો, તેમાં તેણે તેને માટે સ્વિટઝરલાંન્ડના અગ્નિકોણમાં હ્રાઇન નદીના સંગમ પાસેના ગામ રીચેનૉની પાઠશાળામાં શિક્ષકની જગો શોધી રાખ્યાનું લખ્યું હતું. આવી જાતની કામગીરી મળ્યાથી તે ખુશી થયો અને એકદમ રીચેનૉ તરફ જવા ઉપડી ચુકયો. તરતજ તે ત્યાં પહોંચ્યો. ત્યાં આવ્યો તે હાથમાં પાટીટ, ખભે બોજો અને લાકડી, આવી સ્થિતિમાં ચાલતો તે આવ્યો હતો અને શાળાના હેડમાસ્તર ઉપરની ભલામણનો પત્ર લેતો ગયો હતો. મુખ્ય મહેતાજીએ તેને તપાસ્યો તો તે ૨૦ જ વર્ષનો હોવા છતાં પોતાના ખાતા માટે તેને પાસ કર્યો. અહીં તેણે ચાબુડ-લાટૂર નામ રાખ્યું હતું અને આઠ મહિના-

ની ટુંક મુદતમાં શાળામાં ઇતિહાસ, ફ્રેંચ, અંગ્રેજી અને ગણિત શિખવ્યાં હતાં. અહીં તેણે માત્ર પોતાના ઉપરીઓ અને વિદ્યાર્થીઓનું માન મેળવ્યું હતું એમ નહિ, પણ આખા રીચેનૉની વસ્તીમાં તેણે ઘણું ઉંચું માન મેળવ્યું હતું.

પોતાના પિતાના કરૂણાં જનક સમાચાર તેણે અહીં આ સ્થિતિમાં સાંભળ્યા હતા. થિસન્સ ખાતે પણ કંઈ રાજ્ય ખટપટ ચાલતી હતી તેવામાં મેડમ ડી ઓર્લીઅન્સે બ્રેમગાર્ટનનું દેવળ છોડી હંગરીમાં પોતાની કાકી કોંટીની રાણી પાસે જઇ રહેવાનો વિચાર કર્યો. એમ. મોંટીસ્કવીઑએ આથી એ દેવળ ખાતે ચાર્ટર્સના ડયૂકની ગોઠવણ કરી આપવાનું વિચાર્યું, કારણ કે હવે તેને પકડવાની વાત બંધ થઇ પડી હતી. આથી તેણે રીચેનૉ ખાતેની શિક્ષકની જગોનું રાજીનામું આપ્યું અને ત્યાંથી સર્વનાં સારાં ખાત્રી પત્રો લેઇને તે રહ્યો હતો. ત્યાર પછી તેણે સ્વિટ્ઝર્લૅંડમાં છાનુ રહી શકાશે નહિ, એમ ધારી એ દેશ છોડી દેવાનું નક્કી કર્યું.

તેના પિતાના મરણથી હવે તે પોતે ઓર્લીઅન્સનો ડયૂક થયો હતો, તેમ છતાં તે ફ્રેંચ સત્તાવાળાઓથી સંતાતો ભટકતો હતો અને આમ પકડાઇ ન જવાય તેવા કોઇ નિર્ભય સ્થળની નિવાસ માટે શોધ કર્યા કરતો હતો. તેણે અમેરિકા જવાનો નિશ્ચય કર્યો અને ત્યાં જવાને માટે વહાણે ચઢવા માટે હેંબર્ગ વધારે યોગ્ય માલમ પડયું. ૧૭૯૫માં તે એ શેહેરમાં આવ્યો; પરંતુ અહીં આવ્યો ત્યાં તેની પાસે ખરચી ખુટી અને યુનાઇટેડ સ્ટેટસ પહોંચવા જેટલી ખરચી તેના પાસે નહિ હતી; પરંતુ જવાની આતુરતાથી તથા કોપનહેગનના એક શરાફ પાસેથી કંઇ નાની રકમ મળી શકી, તેથી તેણે ઉત્તર યુરોપમાં જવાનો નિશ્ચય કર્યો. વળી એ શરાફે તેને ડેન્માર્કના રાજા પાસેથી એક મુસાફરીની પાસ પણ અપાવી, પણ તે ઓર્લીઅન્સના ડયૂક તરીકે નહિ, પણ એક સ્વિસ મુસાફર તરીકેની લીધી હતી. એથી તે સલામતીથી ફરી શકયો માર્ગની જોવા લાયક વસ્તુઓ અને સ્થળો જોતો જોતો તે સ્વીડન અને નોર્વેમ

તે ⌐ લાપ્લાંડરોની સાથે તેણે પહાડોમાં પગે મુસાફરી કરી. તે ૧૭૯૫ન

રાખીને બાકીનાં ઉત્તર ભૂશીર્ષ આગળ જઈ પહોંચ્યો.

ઘોડા સાથે તથા બુડોના એક સ્વીડિશ પત્રમાં ૧૮૪૪ ના જુન માસમાં લુઈ

.તો તેની · પ્રે તેણે પોર શાત સંબંધીની હકીકત છપાઇ હતી:—

। ચાર

"૨ ૭ તારીખે વાઈસકોન્સલ બર્કે તેની ૩૨ મા વર્ષની વર્ષગાંઠ કરી હતી. તેજ દીવસે તેણે ફ્રેંચ રાજા તરફથી એક પ્રત્ર મેળવ્યો હતો. એ પત્ર રાજાના પોતાના હાથથી લખેલો હતો અને તેમાં તેને એક સોનાનો ચાંદ મોકલવામાં આવ્યો હતો. એ ચાંદની એક બાજુએ રાજાનું મહોરૂં તથા બીજી બાજુએ આ પ્રમાણે લેખ કોતરેલો હતોઃ—'૧૭૯૫માં તેની કરેલી પરોણાગતના બદલામાં રાજા લુઇફિલિપ તરફથી મી. એમ. સી. બર્કને આપવામાં આવ્યો.' પત્ર ન્યુઇલી, તા. ૬ ઠી જુનનો હતો, તેમાં લખેલુ હતું કે—'મુસાફર મ્યૂલરે વેશપાલટે સાદી રીતે કરેલી એ દેશમાંની મુસાફરી ભુલી જવામાં આવતી નથી, કે તે મને બહુજ અનુકૂલ પડી હતી, અને એ મુસાફરી મને સાંભરતાં આનંદ મળેછે. નોર્વેમાં અને વિશેષે કરીને નોર્લેંડ તથા ફિન્માર્ક ખાતેની મુસાફરી વખતની પરોણાગત ઘણીજ માયાળુપણે કરવામાં આવી હતી, અને આજે એ વાતને ૪૯ વર્ષ થઈ ગયાં તોપણ તે સંભારી રાખતાં મને બહુજ આનંદ થાય છે."

ઉત્તર ધ્રુવથી ૧૮ અંશ ઉપર થોડા દિવસ રહીને તે લાપ્લાંડમાં થઇને બોથનિયાના અખાતને કાંઠે ટાર્નીઓ ખાતે ગયો. ત્યાંથી તે એબો ખાતે ગયો, અને ફિન્લાંડમાં ફર્યો, પરંતુ કેથેરાઇનના દ્વેષી સ્વભાવને લીધે તે રશિયામાં ગયો નહિ.

લુઇફિલિપની યુરોપની મુસાફરી વિષે ઘણો ખરો અહેવાલ 'ફ્રાંસ, તેનો રાજા અને રાજ્ય' એ નામનું પુસ્તક એક અમેરિકને (ન્યૂયોર્ક, વિલિ અને પુટ્નામ, ૧૮૪૦) છપાવ્યું છે તેમાં છે, તેમજ નોર્થ અમેરિકન રીવ્યુમાં પણ આવેલી હતી. આ ગ્રંથકાર યુનાઇટેડ સ્ટેટસ તરફનો લુઇફિલિપની દરબારમાં એલચી હતો, આથી એ એહેવાલ ભરોસા પાત્ર લાગે છે.

આ બધી મુસાફરીથી લુઇફિલિપ બહુ ઘડાયો હતો અને તેથી તેણે બહુ ઉત્તમ જ્ઞાન મેળવ્યુ હતું એ વાત ખરેખરી છે. આ ઉત્તરના દેશોની સુંદરતા તથા તેના લોકોની ભલાઈ તે બહુ વખાણે છે.

આ પ્રાચીન રાજ્યોની તપાસ કરી રહીને તે સ્ટોખોમ ગયો અને ત્યાંથી તે ડેન્માર્ક આવ્યો, અને ખોટું નામ રાખીને ત્યાં તે છાનો રહ્યો હતો. આ મુસાફરીના પ્રસંગમાં તેની સ્થિતિ કે રાજ્ય દ્વારી બાબતમાં કંઈ જાણવા જેવું

બન્યું નથી; પણ આટલું બન્યું છતાં—દુઃખો ભોગવતાં છતાં—પણ તેણે ફ્રાંસ સામે હથિયાર પકડવા ઇચ્છા કરી નહિ હતી, કે જે ૧૮માં લૂઇએ તેને કોંડીના પ્રિન્સની નીચે રહી વાપરવા માગણી કરી હતી!

આ બધી મુસાફરીના સમયમાં તેણે એવી ડહાપણ ભરેલી ચાલ ચલણ રાખી હતી કે ફ્રેંચ રાજ્યે તેનો પીછો છોડી દીધો હતો, અને તેના નિવાસનું સ્થળ શોધી કાઢવાનાં પ્રયત્નો છોડી દેવામાં આવ્યાં હતાં. પ્રશિયા અને પોલાંડમાં તે હશે, એમ ધારીને ત્યાં કેટલીક તજવીજો કરવામાં આવેલી હતી, પણ પછી એ સર્વ છોડી દેવામાં આવ્યુ હતું. પછી રાજ્ય અને ઓર્લીઅન્સની ડચેસ્ વચ્ચે પત્ર વ્યવહાર ચાલવા લાગ્યો હતો. તેને રાજ્ય તરફથી જણાવવામાં આવ્યું કે જો તેનો મોટો પુત્ર યુનાઇટેડ સ્ટેટસ ખાતે જતો રહે, તો તેની જપ્તે ચએલ માલ મીલકત તેને પાછી સોંપવામાં આવે, અને તેના બે નાના પુત્રોને પણ તેના મોટા ભાઈની સાથે અમેરિકામાં રહેવાની શરતે છોડી મૂકવામાં આવે. આ માગણી ડચેસ્‌ને પસંદ પડી અને તેણે એ દરખાસ્ત તેના મોટા પુત્રને લખી જણાવી તથા તેમાં તેણે લખ્યું કે—“ તમારી ગરીબ માતાને દુઃખમાંથી છોડાવવાનો આ ઉપાયછે; તેમજ તમારા ભાઇઓને કષ્ટમાંથી છોડાવવાનો પણ એજ ઉપાય છે. આમ કરવાથી તમારી ઉદારતાનો પાર ગણાશે નહિ!”

આ પત્ર તેના પુત્રને પહોંચાડવા માટે રાજ્યે માગી લીધો હતો, અને એ બહાને તેને પકડી લેવા ધાર્યું હતું. એમ માનવામાં આવ્યું હતું કે હેંબર્ગના વેપારી મી. વેસ્ટફર્ડ મારફત તેને પત્રો પહોંચે છે. આથી ફ્રેંચ રાજ્યે મી. વેસ્ટફર્ડને લાલચો આપી, પણ તે ભલા ગૃહસ્થે બીલકુલ તેના ઠેકાણા વિષેની કશી માહીતી આપી નહિ. લૂઇ હવેથી રોજ ઠેકાણું બદલ્યાં કરતો હતો અને પોતાની માતાની માગણી પ્રમાણે કરવાને તત્પર થયો હતો. તેણે યુનાઇટેડ સ્ટેટસ જવાનો નિશ્ચય કર્યો અને પોતાની માતાને તુરતજ લખ્યું કે—“ આ પત્ર મારાં પ્યારાં માતાજીને મળશે તેવોજ હું યુનાઇટેડ સ્ટેટસ તરફ ઉપડી જઇશ.”

હેંબર્ગ અને ફિલાડેલ્ફિયા વચ્ચે ચાલતી વ્યાપારી આગબોટ “અમેરિકન” નામની, જેનો કપ્તાન યુઇંગ હતો, તે એલ્બમાં નાંગરેલી હતી. ડયૂક કપ્તાન પાસે એક ડેન તરીકે ગયો અને તે સમયના દર પ્રમાણે પાંત્રીસ ગીની આપીને તેણે પાસ લીધી. તેની સાથે રહી તેની ખાતરજ દુઃખ પામતો તેનો નિમક-

હલાલ ચાકર બુડોઇન પણ તેની સાથે જવાનો હતો, પરંતું કશાને તેને સાથે લેવાની ના પાડી, કહ્યું કે અહીંથી નોકરો ખર્ચ કરાવી સાથે આવે છે, પરંતુ ત્યાંથી પછી તુરત નોકરી છોડી જતા રહે છે પરંતુ આખરે તેને પણ સાથે લઇ જવો ઠર્યો, ને તેનું અરધુ ભાડુ ઠર્યું અને તે બ ને એ રીતે અમેરિકા ગયા.

હેંબર્ગમાં વહાણની તપાસણી થાય તેમાંથી બચવાના ઇરાદાથી ડયૂક વહાણમાં પોતાની કેટલીક સોઇ કરી રાખવા માટે કેટલાક દિવસ અગાઉથી વહાણમાં જઇ રહેવાની માગણી કરી, તે કશાનને ઠીક ન લાગી, તો પણ તેના ગુપ્ત ભેદથી તે અજાણ્યો હતો તેથી તેને તેણે તેમ કરવા પણ રજા આપી; પણ પાછળથી કશાનને ખબર પડતાં તેને માટે તેનો અભિપ્રાય સારો રહેલો નહોતો.

આગબોટ ઉપડયા પહેલાં રાત્રીએ ઘણે મોડેથી એક ફ્રેંચ ગ્રહસ્થ તેની કેબીનમાં બેસવાને આવ્યો. તે ગ્રહસ્થ ખરાબ અંગ્રેજી બોલતો હતો અને અંગ્રેજીમાં પોતાના વિચારો મહા મુશ્કેલીથી જણાવતો હતો. તેણે કોઈ દુભાશિયો બોલાવ્યો, પણ વહાણમાં કોઇ નહિ મળવાથી બોલવાની ઈચ્છાવાળો તે નિરાશ બનીને આખરે સુવા ગયો. સહવારમાં ઉઠીને તેણે પહેલી તપાસ એ કરી કે તે (ડયૂક) ને ફ્રેંચ આવડે છે? જ્યારે તેણે હા કહી ત્યારે તે અત્યંત ખુશી થઈ ગયો અને બોલ્યો—"તમે બહુ સારા બોલનારા ડેન છો, તો કૃપા કરીને આપ યુવાન છો અને હું વૃદ્ધછુ માટે મારા આપ દુભાશિયા થશો!" ડયૂકે હા કહી અને પછી તેણે તેની પાસે પોતાનાં દુઃખો ગાવા માંડયાં. તે સેંટ ડુમિંગોનો એક ખેડુત હતો, તે પોતાને દેશ જતો હતો. પોતાને દાંત નહોતા અને રોટલી રસોયો ચવડ કરે છે, સારા રસોયા વગર વહાણમાં જવું સારૂં નથી, આવીજ અગવડો સઘળાં ફ્રેંચ વહાણોમાં પણ હોય છે, પોતાથી અમેરિકન બિસ્કિટ ચવાતાં નથી, આમ બધું બડબડવા લાગ્યો. આ સઘળાથી કશાનનેતો ગુસ્સો આવ્યો તેથી બોલ્યો કે—" જેવું છે તેવું છે, ખાવું હોયતો ખાઓ નહિતો મારૂં વહાણ છોડી દેજો." તે વૃદ્ધને તો પોતાનો દેશ છોડવોજ હતો તેથી દાંતનુ નુકશાન કબુલ કરીને પણ વહાણમાંજ રહેવું કબુલ કર્યું. જર્મન, અલ્સાશિયન, ઈત્યાદિ બીજા પણ ઘણા ઉતારૂઓ યુનાઇટેડસ્ટેટસ ખાતે જનારા હતા. ૧૮૯૬ ના સપટેંબરની ૨૪ મીએ એલ્બમાંથી વહાણ ઉપડયું, અને સતાવીશ દિવસની ખુશકીની મુસાફરી સહિત તે ફિલાડેલ્ફિયા ખાતે પહોચ્યું. ડીલાવેરનાં ભૂશીર્ષો ઉપર ગયા પહેલાં પોતે કોણ છે તે બીના લોકોથી કશાન જાણે તે ઠીક નહિ લા

ગ્યાથી પોતે કોણ છે તે કોઇને જણાવ્યું નહિ. છુટા પડતી વેળા ક્સાને તેને નમસ્કાર કર્યા, પણ તે કોઇ સાથે બોલતો ચાલતો નહોતો તે ઉપરથી ક્સાને તેને લુચ્ચો ટગ્યો અને ધાર્યું કે આ કોઇ લુચ્ચાઇથી અત્રે નાસી આવેલો જણાય છે અને તેને કોઇ ઓળખે નહિ તેમ ઇચ્છતો જણાય છે. એ પ્રમાણે તેને માટે ગમેતેવા ખોટા વિચારો બંધાતા હતા, તોપણ તેણે તેમ કરવામાં બેશક મોટું ડહાપણ વાપરેલું હતું! પેલા ડુમિંગોના ખેડુતનેતો તેના નામની ખબર છેક ફિલાડેલ્ફિયામાંજ પડી અને તેથી તે ખેડુ શરમાયો અને તેની પાસે આવીને નમ્રતાથી માફી માગી નમન કરી ગયો.

અપૂર્ણ.

---

# પ્રમાણિકતા.

---

( સાંધણ પૃષ્ટ ૨૦૧ થી )

રામરાય—" સાહેબ, પણ મને તે લેવાનો હક શું છે? અને આપ મને શા માટે તે આપો? મારાથી તે લેવાયજ નહિ, સાહેબ! "

" તમે બહુ પ્રમાણિક જણાઓ છો! " આમ કહી તે યુવાન શેઠ રામરાય તરફ ગયો અને તેનો હાથ પકડી બોલ્યો " તમે પ્રમાણિક ... નામ છે? "

" આપનો તાબેદાર રામરાય છું જી. "

" અને રામરાય, તમને કેટલાં વર્ષ થયાં છે? "

" સાહેબજી, પંદર. "

કંઇ યાદ કરતો હોય તેમ વિચારીને જટાશંકર બોલ્યો:— " રામરાય, શું તમે સુરતના પ્રેમરાયના કુલના તો નથી? "

" સાહેબજી, એજ! " છોકરે સાદાઇમાં ઉત્તર આપ્યો.

" અને ત્યારે આવા ઉચ્ચ કુટુંબનો માણસ એક ઉનનો વ્યાપાર કેમ કરે છે? "

આ પ્રશ્નથી રામરાયને લાગી આવ્યું, તોપણ તે દ્રઢ બની બોલ્યો " સાહેબજી, હું ઉનનો વ્યાપારી નથી, પરંતુ મારું કુટુંબ એટલી ગરીબ સ્થિતિમાં આવી ગયું છે, કે મારે ઉનના વ્યાપારી કેશવદાસની દુકાને વાણોતર રહેવું પડયું છે! "

" ગરીબ છોકરા; આટલો બધો વિવેકી ! સત્ય, માયાળુ અને પ્રમાણિક છતાં કમનશીબ ! કેવી દિલગીરી ! આહા ! કેવી દિલગીરી ! "

એટલામાં નોકર પાછો આવ્યો અને બોલ્યો " સાહેબ ગાડી તઇયાર છે. "

તે સદ્‌ગૃહસ્થે તે છોકરાનો હાથ અફસોસ સાથે છોડી દીધો. ટેબલ ઉપરના તમામ પૈસા એ છોકરાને આપી દેવાની તેની પૂર્ણ મરજી હતી છતાં આવા ખાનદાન છોકરાને તે લેવા કેમ કહી શકાય, એ મુશ્કેલી વચ્ચે તે દબાયો હતો. આખરે પાછલા વિચારનું બળ વધતાં તે કંઈ કરી શક્યો નહિ, પણ એટલુંજ બોલ્યો કે " છોકરા હાલ તો જા. પછી આપણે મળીશું." અને માયાળુ નજરથી તે તેની સામે જોઈ રહ્યો અને તે છોકરો ત્યાંથી ચાલ્યો ગયો.

રામરાય સીડી ઉતરી એકદમ રસ્તે પડયો એટલામાં પાછળથી તેનો ગળપટો કોઇ મજબુત હાથે પકડી તેને ઉભો રાખ્યો. આ તેનો શેઠ હતો. તે તેને પૈસા પાછા આપવાને તે દોડયો ત્યારે તેની પાછળ તે પણ દોડયો હતો, તેથી આ વખતે તે તેને પકડીને ગાળો દઇ પૈસા પાછા આપી આવ્યો માટે ધમકાવવા લાગ્યો. રામરાયે ગમે તેટલી દલીલો પોતાનો વાંક નહિ હોવા માટે આપી, પણ તે બધી વ્યર્થ ગઇ. તોપણ તેનો શેઠ એટલો બધો દુષ્ટ નહોતો, પણ તેનો સ્વભાવ ક્રોધી તથા ઉતાવળિયો હતો તેથી તેને હાથે પશ્ચાત્તાપ થાય તેવાં કામો થઇ જતાં હતાં.

તેણે કહ્યું:—" તું મારી નોકરીમાંથી ને મારી પાસેથી જતો રહે! તું મારી પાસેથી જા, અને તને છેવટની શીખામણ હું આપું છું તે પ્રમાણે કરજે ! બીજાના કુલ વચ્ચે બોલતો નહિ અને પાછો મારે ત્યાં આવતો નહિ, એજ સલાહકારક છે. યાદ રાખ. "

પોતાના ધણીને હજી પણ વિશેષ ગુસ્સો કરતો જોવાની રામરાયે આશા રાખી હતી અને તેને માટે સહન કરવાને તે પોતે તઇયારજ થઇ રહેલો હતો, તો પણ તે પોતાને આમ નોકરીમાંથી રજા આપશે, એવી આશા તેને હતીજ નહિ. આથી પોતાના આ પાપી શેઠને નમસ્કાર કરીને તે તુરતજ પોતાના બાપના ઘર ભણી ચાલવા લાગ્યો.

સાંજના સાત વાગ્યા હતા અને પ્રેમરાય પોતાની પત્ની અને એક છ વર્ષના બાળકની સાથે વાળુ કરવા બેઠો હતો; એવામાં બારણું ઉઘડયું અને રામ-

રાય અંદર આવ્યો. છોકરાને ભયથી દલગીર અને ગભરાટ સાથે આવેલો જોઇને બાપ અને મા બંને બહુ આશ્ચર્ય પામી ગયાં. "શું છે? અઠવાડિયા દરમિયાન તેં દુકાન કેમ છોડી? તારો શેઠ માંદો પડયો છે? અથવા તું માંદો પડયો છે? બોલ, શું છે?"

મા અને બાપે આ સવાલો એવી રીતે ઉતાવળા પૂછયા કે તે છોકરો તો કશો ઉત્તરજ આપી શકયો નહિ. ઘણાં માબાપો પોતાનાં છોકરાંને સદ્ગુણી કરવા માટે અને કેળવણી આપવા માટે તેમના ઉપર ક્રૂર બની રહે છે પણ એ રીતિ છેક પસંદ કરવા જેવી નથીજ. અતિ ક્રૂરતાથી બાળક ગભરાટમાં રહે છે અને ખોટું બોલતાં શિખે છે; માટે માયાળુપણાથી જે કામ બને છે તેવું ક્રૂરતાથી બનતું નથી; પરંતુ પાશ્ચાત્ય ઉષ્ણ બુદ્ધિની કેળવણી પામેલાં માબાપોથી આવો શાંત સ્વભાવ ધારણ કરી શકાવો મુશ્કેલ હોય છે! આખરે એક નિઃશ્વાસ મુકી રામરાયે જવાબ દીધો કે "શેઠે મને રજા આપી દીધી છે?" જ્યાં બહુ ભય હોય ત્યાં મનુષ્ય નિર્ભય બને છે; તે પ્રમાણે આ છોકરે ખરેખરૂ કહી દીધું.

કેટલીક સખ્ત ટીકા કરીને પ્રેમરાય બોલ્યો કે—"તેં કંઇ મૂર્ખાઇ કરી હશે!"

રામરાયે વિનયથી ઉત્તર આપ્યો કે—"તે બાબત આપજ ન્યાય કરશો."

માતાતો કશું બોલીજ શકી નહિ. ગમેતેમ તોપણ માતાનો જીવ દીકરાનો વાંક થાય તે પણ તેને જેમ ઠીક લાગે નહિતેમ તેને કોઈ વઢે તે પણ માને ઠીક ન લાગે, એ ગુણ સ્ત્રીઓમાં કુદરતી હોયછે! આથી બાપે છોકરાને વઢવા માંડયો તેમાં માતો બોલીજ શકી નહિ.

પ્રેમરાય —"પણ છે શું? બોલી દે."

રામરાય—"પિતાજી આજે જે બનાવ બનેલ છે તે બધો આપની રજાથી હું આપને કહુંછું અને પછી આપ મને કહોકે તેમાં મેં ખોટું શું કર્યું છે? કેમકે હુંતો એમ સમજું છું કે મેં કશું ખોટું કરેલું નથી. જો કે આમ બરતરફ થઇ આપની પાસે આવવામાં મને બહુજ દુઃખ થાય છે, તોપણ હું કહું છું કે હજી પણ એવો પ્રસંગ આવે, તો હું એમજ કર્યા વગર રહું નહિ."

"ચલાવ, બોલી દે," એમ પિતાએ કહ્યું અને પોતાના દીકરાનું આમ નિર્ભયપણે બોલવું સાંભળીને તેનું નિરપરાધીપણું લાગ્યાથી માતાના મનમાં કંઈક જોર આવ્યું. કંઇપણ વધારો ઘટાડો કે મીઠું મરચું ભેળવ્યા વગર જે

પ્રમાણે ખરેખર બનેલું હતું, તે પ્રમાણે તે સર્વ રામરાયે વિનયથી અને આદરથી વર્ણવી કહી બતાવ્યું, અને જાણે ન્યાય મળવાની ઇચ્છા રાખતો હોય તેમ તે કહીને ઉભો રહ્યો, અને તે બોલ્યો કે–" મારો શેઠ એટલો બધો પૈસાનો લોભી છે કે આટલો બધો નફો તેને ખોટી રીતે ખાવો હતો! તે હું કેમ ખાવા દઉં ? આનો, બે આના કે ચાર આના વારે નફો ખાય તે પણ અન્યાય ગણાય ત્યારે આટલી બધી જીવતી માંખ ગળવા દેવાય ? કેવી વાત છે ? પિતાજી, પણ આ વાત ખરીજ છે !"

" આવ, અને મારાપુત્ર, મને આલિંગન આપ !" પોતાના પુત્રની સત્ય વાત સાંભળી તેના ઉપર પિતા પ્રસન્ન થઇ ગયો ! પોતાના પુત્ર સિવાય તેના શેઠ તરફથી કે બીજા પુરાવા તેણે કંઇ જાણ્યા નહોતા તોપણ માત્ર તેના પુત્રનાજ બોલવા ઉપરથી તે એકદમ પ્રસન્ન થઇ ગયો. આમાં જો કે તે ઠગાયો નહોતો, તોપણ એકદમ તપી જવાની ટેવવાળા ઉષ્ણ પ્રકૃતિના લોકોને શાંત થતાં પણ વાર લાગતી નથી. આમ કહીને પ્રેમરાયે પોતાના હાથ લાંબા કર્યા અને રામરાય તેના પગ આગળ સાષ્ટાંગ દંડવત્ પડયો. પ્રેમરાય બોલ્યો–"આવ ખરેખરો તું મારો પુત્ર છે; તેં બહુજ ઠીક કર્યું છે અને તેથી હું ઘણો પ્રસન્ન થયો છું." પોતાના પુત્રની કસુર નથી એમ ઠરતાં માતાને હિંમત આવી ગઈ અને તે પણ હવે બોલી ઉઠી–" હા ! પ્યારા પુત્ર, તેં ઠીકજ કરેલું છે." અને તેણે પણ પુત્રને હાથ લાંબા કર્યા. " તેં વ્યાજબી કરેલું છે, મારી પાસે અહીં બેસી જાતને ભુખ લાગી હશે! હવે તને એ શેઠને ત્યાં નહિ મોકલીશું હોં! તને હું વચન આપું છું !"

"હું તમારા ઉપર બોજો થઇ પડવા ઇચ્છતો નથી." માતાએ નોકરી પર હવેથી નહિ મોકલવાનું વચન આપ્યું તે સાંભળી મફત માબાપ ઉપર નહિ પડી રહેવા ઇચ્છતા પ્રમાણિક પુત્રે આ પ્રમાણે કહ્યું અને તે માતાની પાસે જઈને બેઠો.

પ્રેમરાય–"આપણે તે વિષે આવતી કાલે વિચાર કરીશું હાલતો આપણે કેવી રીતે ખુશાલી કરવી તેજ વિચાર છે !"

એટલામાં એક ચાકરે બારણું ઉઘાડયું અને અંદર આવીને તે બોલ્યો– " સાહેબ, કોઇ ગ્રહસ્થ આપને મળવા ઇચ્છે છે."

"કોણ ! શું નામ ?"

" સાહેબ, તે કહે છે કે આપ તેનું નામ જાણતા નથી તેથી નામ કહેવું વ્યર્થ છે, પરંતુ તે આપને મળવાને બહુ આતુરતા જણાવે છે."

" તે અજાણ્યો હોય તોપણ તેને મળવાની ના પાડવાનું કશું કારણ મને જણાતું નથી; કેશવા, તેને આવવા દે," આમ કહી પ્રેમરાય પોતે તે આવનારને લેવા માટે ખુરશી ઉપરથી ઉભો થયો.

તે આવનાર ધણીને જોતાં વારજ રામરાય આશ્ચર્ય પામી ગયો.

પ્રેમરાયને નમસ્કાર કરીને તથા તેની સ્ત્રીને પણ નમીને તે ગૃહસ્થ બોલ્યો— "સાહેબ, મારે અહીં આવવાની જરૂર થઇ છે, તેને માટે હું તમારી પાસે માફી માગું છું. મારે આવતી કાલે બહારગામ જવાનું છે માટે જે કામે હું અહીં આવેલો છું તેમાં ઢીલ થવી નહિ જોઇએ. હું જટાશંકર અને શિવશંકરની પેઢીવાળો જટાશંકર છું."

પ્રેમરાય—" અને હું આપની શી સેવા કરૂં?" એમ કહી તેણે જટાશંકરને ખુરશી આપી.

જટાશંકર—" આ છોકરો, તે તમારો પુત્ર થાય છે નહિ?" આ સાંભળી રામરાય વધારે આશ્ચર્યમાં પડી ગયો.

પ્રેમરાય—" હા સાહેબ!"

જટાશંકર—" તેણે આજ સહવારે મારા ઉપર ઘણો ઉપકાર કરેલો છે!"

" તેણે તેમ કરવુંજ જોઇએ, સાહેબ, તેમ કરવું તેને યોગ્ય હતું!" રામરાયની માતા એકદમ બોલી ઉઠી.

" માતાજી, બેશક! તમે એ વાત જાણતાં લાગો છો; પરંતુ તમારા આ પ્રમાણિક છોકરાએ એક વાત તમને કહી નહિ હશે. મને જે વાતથી બહુજ આનંદ થયો છે, એ વાત બેશક તેણે વિનય ખાતર તમને કહેલી નહિ હશે. હું મી. કેશવદાસની દુકાને ગયો હતો અને ત્યાંના એક છોકરાથી મેં જાણ્યું કે મી. કેશવદાસે તેને મારી પાસેથી વધારે આવેલા પૈસામાંથી ભાગ આપવા લલચાવ્યો, તોપણ તેણે તે લીધો નથી!"

રામરાયની માતા પોતાના છોકરાનાં આમ વખાણ સાંભળી બોલી ઉઠી— " વાહ, વાહ! બહુજ ઉત્તમ! મારા પ્યારા પુત્ર, બહુજ ઉત્તમ!" એમ કહી પુત્રને હૈયામાં ચાંપ્યો.

રામરાય—" એમાં પ્રમાણિકતા મેં શી કરી ? "

પિતા પણ તેના આ શબ્દોથી પ્યારની દ્રષ્ટિથી તે પુત્ર ભણી જોવા લાગ્યો ! અને તેણે જટાશંકરને કહ્યું—" સાહેબ, જે સારી ચાલને માટે આપ આ છોકરાનાં વખાણ કરોછો અને જે સાંભળીને એક પિતા તરીકે મારૂં હૃદય હર્ષથી થડકે છે, તેજ ચાલને માટે મી. કેશવદાસે મારા પુત્રને નોકરીમાંથી રજા આપી દીધી છે ! "

" સાહેબજી, તે હું જાણું છું ! તે છોકરાએજ મને કહેલું છે અને તેટલા સારૂજ મારૂં અહીં આવવું થયું છે. તમારો છોકરો ઘણો પ્રમાણિક છે અને તેટલા માટેજ મારા ખાતામાં હું તેને રાખવા ધારૂં છું ! મને લાગે છે કે તે છોકરો એ કામમાં લાભ મેળવશેજ ! કેમ માતાજી, મને તો તે ઠીક લાગે છે ! "

ખરેખર પ્રમાણિકતા અને સત્યનો બદલો ઈશ્વર આપ્યા વગર રહેતોજ નથી ! કેટલી બધી મોટી રકમ રામરાય ખાઇ જવા ઇચ્છત તો ખાઇ ગયો હોત, પરંતુ એવડી નાની ઉમરમાંથીજ તેણે પોતાના મન ઉપર દબાણ રાખી પ્રમાણિકતા છોડી નહિ, તો આવી રીતે એક દિવસ પણ નોકરી વગરનો નહિ બેસાડતાં ઈશ્વરે તેને તેનો આમ તુરતજ બદલો વાળી આપ્યો ! આવીજ રીતે ઈશ્વર ઉપર આસ્થા રાખી સત્ય પાળવાથી બદલો મળ્યા વગર રહેતોજ નથી !

જટાશંકરનું આ બોલવું સાંભળીને રામરાયની માતા ખુશી થઈ ગઇ અને વદી " સાહેબ, ઈશ્વર આપનું ભલું કરો ! "

અત્યાર સુધી રામરાય જોયા કરતો હતો, તે આ સાંભળી બોલ્યો—" જો મારાં માતાજી અને પિતાજીને છોડવાં પડે તેમ હોય તો મારે એવી નોકરી જોઈતી નથી ! "

આ સાંભળી તેનો પિતા નર્માશથી તોપણ આજ્ઞા કરતો હોય તેમ બોલ્યો—"છોકરા, તું ના પાડે છે, તો પણ હું તેની હા પાડું છું. છોકરા, આપણે બહુ ગરીબ છિએ અને કેવળ મારા ધંધાથી આપણું ઉકલું આવશે નહિજ ! આ ગૃહસ્થો તારા ઉપર પ્રસન્ન થઇને સામા ચાલી આપણે ઘેર આવીને કહેવા આવ્યા છે, ત્યારે હું તો તેમનો પૂર્ણ આભારી થયો છું. મને તેમનો પૂર્ણ વિશ્વાસ છે ! માટે હું તને તેમને સોંપું છું અને મારા કુટુંબનો દિવસ તું તારી પ્રમાણિકતાવડે વાળજે ! તારા ખરા પિતા આ ગૃહસ્થજ છે અને મોટા શેહેરમાં

તેઓ તારી સંભાળ દીકરાની પેઠે લેશે! માટે તું તેમની ભેળો જા. તેઓ જેમ કહે તેમ કરજે અને તેમને જરા પણ નારાજ કરીશ નહિ? અને પ્રત્યેક કામમાં તેમને સલાહ પ્રમાણેજ વર્ત્તજે?"

પિતાનું આ વચન સાંભળીને રામરાયની આંખમાં આંસુ આવી ગયાં, પરંતુ પિતાની આજ્ઞાથી તેણે તે કબુલ કર્યું. કુટુંબની સ્થિતિ સુધારવાની હોંશથી આ આંસુ તેની આંખમાં બહુવાર રહ્યાં નહિ, તોપણ જતી વેળા તેનું મન બહુ ભારી થઇ ગયું હતું. પોતાનું મૂળ ઘર તથા તેમાંના ખુણે ખુણામાં પોતાને રમવાનાં સ્થળો મૂકીને જતાં તેને બહુ લાગી આવ્યું. પરંતુ તેમ છતાં પણ આવડી નાની વયમાં જવાની હિંમત કરી તે ખાતે તેને ઘણી સાબાશી ઘટે છે. તે મુંબઇ આવ્યો. હવે તે ધીરેધીરે કેવી રીતે ચઢયો અને મોટો થયો તે આપણે જોઇએ.

મુંબઇમાં આવ્યા પછી રામરાયની જીંદગી નવી થવા લાગી હતી. હમેશાં તે સુખી અને ખુશી રહેવા લાગ્યો અને ઘણા શ્રમથી અને ઉલટથી પોતાનું કામ કરવા લાગ્યો હતો. આથી તેનું માન ધીરેધીરે વધવા લાગ્યું નાનપણથીજ તેણે પોતાના ધંધામાં બહુ સારૂં જ્ઞાન મેળવ્યું હતું તેથી તે મોટો થયો ત્યારે તે શરાફી ધંધામાં ઘણો હુશિયાર થઈ ગયો હતો. તેને ઘણાં જોખમી કામો સોંપવામાં આવ્યાં અને છેલ્લે તેને પેઢી તરફથી મુસાફરીનું કામ સોંપવામાં આવ્યું હતું.

મુસાફરીથી તેનો વિદ્યાહુન્નરનો અભ્યાસ પણ વધ્યો હતો અને વ્યાપાર, કે જે તેનો ખાસ ધંધો હતો તેમાં તે ઘણો અનુભવી બન્યો અને ઘણા સુધારા કરી શકયો. ૧૬૪૮માં તે ૩૦ વર્ષનો હતો, ત્યારે તેના એક સગાએ પોતાનો બનેવી ઉદેપોરનો નાયબ કારભારી હ[તો] તેની સાથે તેને જોડયો. આ કારભારીએ તેને મુખ્ય દિવાન સાથે મેળવી દીધો હતો. ડા... રા[મ]રાયની બુદ્ધિથી એ મુખ્ય દિવાન ઘણો પ્રસન્ન થયો હતો. તેણે તેને પોતાની પાસ[ે ર]ાખી લીધો. મુખ્ય દિવાને તેને પોતાનો ખાનગી સેક્રેટરી નીમ્યો અને પ્રત્યેક રા[જ્ય]ની[ય] ... કામોમાં તેને જોડી દીધો; અને એકાદો રાજ્ય વિગ્રહ પ્રસંગ આવતાં તેમાં ... તેની બુદ્ધિ ઘણી લાભકારક નીવડતાં તેને માટેનું માન ઘણું વધ્યું હતું. આ પ્ર[સ]ંગે મુખ્ય દિવાન પ્રજાને બહુ અપ્રિય થઇ પડતાં તેને પોતાની જગાએથી ખસી[ને] પરદેશ જઇ રહેવાની ફરજ પડી હતી. આ વખતે દૂર રહેલા દિવાન અને રાણી [વ]ચ્ચેના સંદેશાઓ તે પહોંચાડતો હતો. તેનાં લગ્ન એક રાજ્યના અમિરની પુત્રી સુ

વૃત્તા સાથે થયાં હતાં, અને આમાં તેણે ગણિત તથા વિજ્ઞાનનો બહુજ વિચાર મેળવ્યો હતો.

આવી સ્થિતિમાં તે પોતાના પિતાને ભૂલી ગયો નહોતો. તેને એક જાગીર પણ મળી હતી. પોતાના વડવાને પણ રાજ્ય કારભારમાં ઉંચી પદવી મળી હતી. પોતાના એક ભાઈને લશ્કરના ઉપરીની જગો આપી હતી અને ... દિવાની કાયદો આખો તેણે પોતે ઘડી કાઢ્યો હતો. આ પ્રમાણે સામાન્ય મહાન્ પદવીએ ચડ્યા પછી તેણે પોતાના કુટુંબને તાર્યું હતું. પોતે પોતાના મુરબ્બી જટાશંકર ઉપર પત્ર લખતાં તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું :-

"મારું અને મારા કુટુંબનું ભલું આપનાથીજ થયું છે, તેનો બદલો મારાથી કોઈપણ પ્રકારે આપી શકાય તેમ નથીજ !"

પાછળથી અંગ્રેજ સરકાર તરફથી તે C S I નો ઈલકાબ પામ્યો હતો, અને તેના સંબંધમાં તેણે પોતાના રાજાને લખ્યું હતું કે "આ સર્વ આપને લીધેજ છે !" રાજાને પણ તેનું એટલું બધું માન હતું કે તેણે તેને રેવેન્યુ ખાતાનો ઉપરી બનાવ્યો હતો, અને તેમાં તેણે પોતાની બુદ્ધિથી ઘણા સુધારા કર્યા હતા.

એ સમયે એ રાજ્યમાં વ્યાપારની બાબતમાં બહુજ અજ્ઞાન હતું. મુખ્ય મુખ્ય રસ્તાઓમાં પણ વ્યાપાર જોઈએ તેવો નહોતો ચાલતો. રામરાયે વ્યાપારના માર્ગો નવા ખુલ્લા કર્યા અને જુના સુધાર્યા.

તેણે બીજા પણ રાજ્યમાં ઘણા સુધારા કર્યા હતા. આવી રીતે સૌથી દુર્બલ સ્થિતિમાંથી અત્યંત દુઃખ વેઠ્યા છતાં પણ પોતાનું ખંત ન છોડ્યું, તેનું પરિણામ તે પામ્યો હતો! જગન્નિયંતા પ્રથમ મનુષ્યના માર્ગો ઉપર બહુ બહુ દુઃખો નાખી કસોટી કરે છે, અને તેમાં જે પાર ઉતરે છે તેને અપાર સુખ આપે છે, અને વચમાં ગળી જાય છે તે નીચે પડે છે.

---

## સૈન્ય સેવક.

(ગતાંક પૃષ્ઠ ૨૧૯થી).

મેં પ્રથમ કહ્યું તે પ્રમાણે મેં ૧૦૦૦૦૦ રૂપિયાનો ઇમારત વગેરેમાં ખર્ચ્યા છે. હવે બાકી બધું નોકરોને પગારમાં ખર્ચાય છે. જે ગાડીઓથી ઈંટ અને

છે, જે પથ્થરને બાળીને તમામ ચુનો બને છે, જમીનમાં ઝાડનું લાકડું જે ઉગે છે, જે લોઢું ખાણમાંથી નીકળે છે, તે સર્વે તેની મૂળ સ્થિતિમાં એટલાં કિંમતી નહોતાં, પરંતુ જ્યારે તેમના ઉપર મેહેનત કરી બનાવવામાં આવે છે ત્યારે તેઓ કિમતી થાય છે, અને એ મેહેનતના બદલામાં પૈસા મળે છે. ઘર બનાવવામાં કેટલાં બધાં માણસો કામે લાગેલાં હોય છે? ઇંટ બનાવનારાઓ, ચુનો બાળનારાઓ, કોલસા બનાવનારાઓ, ગાડાં વાળાઓ, લાકડાં કાપનારાઓ, ખલાસીઓ, સૂતારો, કડિયાઓ, સલાટો, પ્લાસ્ટર કરનારાઓ, કાચ બનાવનારાઓ, લોઢું ગાળનારાઆઓ, એંજીનિયર; અને માત્ર આટલા બધાજ નહિ પરંતુ તેમના મેહેતાઓ વગેરે ઘણા લોકો એ ઘર બનાવાવામાંથી કમાય છે. આપણે તેની બરોબર ગણત્રી કરિયે તો ૧૦૦૦૦૦ રૂપિયામાંથી ૯૦૦૦૦ રૂપિયા તો આ કામ કરનારાઓને દેવાયા છે, અને બાકીના ૧૦૦૦૦ રૂપિયાની ચીજો ખરીદાઇ છે. જો લોકો આવી બાબત ઉપર જરા વિચાર કરે તો જણાય કે સાધારણ કામમાંથી પણ મજુર લોકોનો કેટલો બધો ભાગ જતો રહે છે! બરોબર હિસાબ ગણી બતાવવાથી તેનો ખ્યાલ આવી શકે છે. ૧૦૦૦ રૂપિયાની સુંદર કાતરોમાંથી ૯૯૦ રૂપિયા મજુરીના જાય છે; ૧૦૦૦ રૂપિયાના અસ્ત્રાઓમાંથી ૯૦૦ રૂપિયા મજુરીના જાય છે; ૧૦૦૦ રૂપિયાના ચમચામાંથી ૬૫૦ રૂપિયા મજુરીના જાય છે; ૧૦૦૦ રૂપિયાના શણના કાપડના ૬૦૦ થાય છે; સાધારણ માટીનાં વાસણો ૧૦૦૦ રૂપિયાના ૪૦૦ રૂપિયા થાય છે; અને એજ રીતે ગણાય છે. સોઈ, ટાંકણી, નાનાં ઘડિયાળો અને બીજી નાજુક ધાતુની વસ્તુઓમાં તેની કિંમતથી બહુ જુજ નફો રહે છે. કેટલાક ધંધાઓમાં માત્ર મજુરીજ મળી રહે છે અને કોલસાની ખાણવાળાને તો ૧૦૦૦ રૂપિયાના ૯૦૦ માંડ મળેછે. ત્યારે એટલું સિદ્ધ થાય છે કે ધંધાદારીઓને ખર્ચ ઉપર ઘણો જુજ નફો માત્ર મળે છે, અને તેમની કમાણીનો મોટો ભાગ કામની વસ્તુઓમાં રોકાઇ ગયેલો હોય છે. કેમ આપ સમજ્યા?

નગીનદાસ—આપે જે વાત કહી તે બેશક અગત્યની છે, તોપણ નોકરોને જે શ્રમ પડે છે, તેના કરતાં ધંધાદારી વસ્તુઓ વધારે સેહેલાઇથી મેળવી શકેછે.

રામદાસ—તમે સહેલાઇથી કહોછો? મેં કેવી રીતે પૈસા મેળવવા શ્રમ લીધેલો, તે વાત તમે ભૂલી ગયા! ઘણા લોકો મીજમાની, નાટકો, વગેરે ગંમતમાં કાળ ગાળે છે ત્યારે મેં રાત્રી દિવસ મહાશ્રમમાં મારા ઘરમાં નાના કુટુંબ સાથે

ગાળેલ છે ઘણાં વર્ષો સુધી મેં મારો સ્વદેશ છોડી દીધેલો અને અર્ધ જંગલી લોકોમાં વાસ કરેલો હતો. એકવાર ગોળીથી હું બચી ગયો હતો અને બે વાર ડુબતો બચ્યો હતો. તમે તો વીશ વર્ષના થયા ત્યારથીજ સ્ત્રી પરણ્યા અને કુટું-બવાળા થઇ રહ્યા છો ! હું તો પાંત્રીશ વર્ષનો થયો ત્યાં સુધી પરણ્યો પણ નહોતો. હવે ધારોકે મારી પેઠે તમે પણ શ્રમ વેઠયો હોત તો આજે મારા જેવી સ્થિતિમાં નહિ હોત ? !

નગીનદાસ–બેશક ખરૂંજ તો ! પરંતુ એવા તમે એકજ છો ! બીજા ધંધા-દારીઓને કંઇ એટલો શ્રમ વેઠવો પડે નહિજ !

રામદાસ–હું કંઇ સઘળાંજ કારખાનાંઓનો ઇતિહાસ જાણતો નથી, પણ હું એટલું જાણું છું કે કારખાનાંવાળાઓ અને વ્યાપારીઓનો મોટો ભાગ, કે જે સાધારણ રીતે મધ્યમ વર્ગમાં ગણાય છે, તેઓ મૂળ તો મહેનતુ અને ગરીબ હોઇને પાછળથી કરકસર, ઉદ્યોગ અને હુશિયારીથી હાલની સ્થિતિએ પહોંચેલ હોય છે. બેશક ખરૂંજ કહું છું કે મહા મુશીબતો વેઠયા વગર પૈસો કમાઇ શકાતો નથીજ !

નગીનદાસ-પૈસો ! મુંડી ! આહા ! એ શબ્દ કેવો અગત્યનો છે ! તેનીજ ફરીયાદ છે !

રામદાસ–મુંડી શબ્દમાં તમે ગભરાઓ છો, તો તે શુ છે તે હું તમને થોડા શબ્દોમાં સમજાવીશ. જેની કંઇ પણ કિંમત થાય તે મુંડી કહેવાય છે. મુંડીમાં મહેનત, ઘર, જમીન, મિલકત, સરસામાન, અથવા પૈસો ગણાય છે. જેનો કંઇ પણ બદલો મળે અથવા જેની કઇ પણ કિંમત ઉપજે, અથવા જે ગુજરાન ચલાવવાના કામમાં આવે તે સર્વ વસ્તુ મુડી કહેવાય છે. આ સર્વ વસ્તુઓને મિલકત પણ કહેવાય છે. એ મિલકત જેણે મેળવી હોય તેની કહેવાય છે. બે-શક તમારે યાદ રાખવું જોઇએ કે આ મિલકત કે મુંડી મહેનતનો બદલો છે, પણ મહેનત પોતે નથી, અને તે બદલો વર્ષોએ અને કેટલીકવાર તો સૈકાઓએ મળી શકે છે ! જો માણસ કંઇપણ બચાવે નહિ, અને રોજ રોજ જે કંઇ મેળવે તેટલુંજ ખાઇ જાય, તો તેની પાસે કંઇપણ મુંડી થાયજ નહિ. બચાવી બચાવીને માણસ જમીન, ઘર, રસ્તાઓ, પૈસો અને બીજી વસ્તુઓમાં મુંડી એકઠી કરી શકે છે. મુંડીમાંથી કંઇપણ ઓછું થતું નથી. એ મુંડી મહા શ્રમનું

ફલ કે પરિણામ છે. દાખલા તરીકે કોઇ માણસ પાસે પૈસાની મોટી મુડી હોય, તો તે માણસ બીજાં માણસોને કામગીરી આપી શકે છે. તમે સારી રીતે જાણો છો કે મેં મારૂં કારખાનું અહીં સ્થાપ્યું, તે પહેલાં ગામમાં કામગીરી બહુ થોડી હતી, પરંતુ હવે જુવો કે કેટલા બધા કામ કરનારાઓ તથા તેમના કુટુંબો નભી શકે છે?! યાદ રાખજો કે અહીં કારખાનું સ્થાપવાની મને ફરજ પડી નહોતી. હું તો વળી બીજે ગયો હોત ! ત્યારે હવે જુવો કે એક અઠવાડીયામાં મારે કેટલી મજુરી ખર્ચવી પડે છે ! ૧૦૦ મરદો, ૧૪૬ સ્ત્રી તથા છોકરીઓ, અને ૭૦ છોકરાઓને હું કામ આપું છું તે બધાં મળીને ૩૧૬ માણસો મારૂં કામ કરનારાં છે, અને તેમને હું દર અઠવાડીયે ૩૦૦૦ રૂપિયા આપી દઉં છું. હું ખરૂં કહું છું કે દર અઠવાડિયે હું તેમને મજુરીના બદલામાં ૩૦૦૦ રૂપિઆ આપું છું. હવે તમને ખાત્રી થશે કે એ મુંડી ઘણી સારી છે.

કામ કરનારાઓને માટે તે ઘણી સારી મુંડી છે. આ મુંડી તેમને કામ આપે છે. આ મુંડી તેમનો મેહેનતાણો છે. આ મુંડીથી તેઓ હમેશાં ઉદ્યોગી રહે છે. સારો સમય આવતાં સુધી આ મુંડી તેમને પૂરતી થાય તેવી છે. બધા દેશો કરતાં ઇંગ્લાંડમાં સહુથી વધારે કારખાનાંઓ શા માટે છે ? કારણ એજ કે બીજા દેશોના કરતાં ત્યાં વધારે મોટી મુંડી છે અને વધારે બચી રહે છે. ભરતખંડની ગરીબાઇનું કારણ શું છે ? એજ કે તેમાં માણસની વસ્તીના પ્રમાણમાં મુંડી ઘણીજ ઓછી છે. થોડા ઘણા પૈસાદાર લોકો છે, તેઓ કામગીરીનાં કારખાનાઓ કાઢે છે, તોપણ કામ કરનારાઓ એટલા બધા સંખ્યાબંધ છે કે તેમને મજુરી પૂરતી નહિ થવાથી તેમની સ્થિતિ વિશેપ કંગાલ હોય છે. માટે મુંડીને શત્રુ નહિ ગણતાં મિત્ર ગણવી જોઇએ.

નગીનદાસ—તમે જે કહો છો તેનાં કારણો હશે તે હું કબુલ કરૂં છું. હું એ પણ માનું છું કે આપે કે બીજા કોઇ પણ જો કામગીરીનાં કારખાનાઓ કાઢ્યાં નહિ હોત, તો કામ કરનારા લોકો બહુજ વધારે ગરીબી અવસ્થામાં રહેત. આપે આટલે સુધી જે કાંઇ કર્યું, તેને માટે હું બહુજ આભાર માનું છું. કારખાનાવાળાને જે ખર્ચ થાય છે તેના પ્રમાણમાં આ કામ કરનારાઓને ઘણું વધારે મળે છે, એ વાત પણ હું કબુલ કરૂ છું; તો પણ હજી મને એટલું નથી સમજાતું કે કારખાનાની ઉપજ વધવા છતાં કામ કરનારાઓને હાલ જે મળે છે તેથી વધારે મહેનતાણો શા માટે નથી મળતો ?

રામદાસ–જરા સબુર કરો. હું એજ વાતપર આવું છું. તમે જાણો છો કે શી ચીજ હું પેદા કરૂં છું ?

નગીનદાસ–હા ! રૂમાંથી સુતર.

રામદાસ–બરોબર. એ સુતર રૂમાંથી બનાવીને બહાર મોકલાય છે. મને ખાત્રી છે કે જે ગાંસડીઓ મોકલાય છે તે તમે જાણતા હશોજ. તે પરદેશમાં પણ મોકલાય છે. વિશેષે મુંબઇ જાય છે અને ત્યાં તેમાંથી કાપડ બને છે. ઇંગ્લંડ તથા આ દેશમાં પણ રૂ વણવા તથા કાંતવાનાં કારખાનાઓ છે, પરંતુ આના જેટલું સસ્તું તે નથી. મારા કારખાનામાં તે નવાજ સંચાથી દબાવવામાં આવે છે; તોપણ બેશક આ ધંધો હાલ બહુ વધી તથા સુધરી ગયો છે અને તેમાં સારી પેઠે હરીફાઇ વધી ગઇ છે. મારા સિવાય બીજાં ઘણાં સુતરનાં કારખાનાંઓમાંથી પણ સુતર બની બહાર દેશાવર ખાતે જાય છે. દરેક જણ પોતાનો માલ સરસ અને સસ્તો બને તેને માટે સારી કાળજી રાખતા જાય છે. કેટલાક કહે છે કે પરદેશીને માટે એકજ ભાવ રાખવાને માટે બધાએ એકમત શા માટે નહિ થવું જોઇએ ? પણ એ અશકય છે તેનાં બે કારણો છે. એક તો એ છે કે દરેક કારખાનાવાળાઓને પોતાની જરૂરિયાતો પૂરી પાડવા માટે ફરજ પડે છે. તેમને પગારો આપવા પડે છે તથા ખર્ચો કરવાં પડે છે તેથી ગમે તેમ કરી તઇયાર થયેલ માલ વેચી નાખવો પડે છે. કદાચ કોઇ આકરી કિંમતે વેચવા ધારે, તોપણ બીજા બધા તેમ નથી કરી શકતા કેમકે તેમને જરૂર વધારે હોય છે, તેથી એવો નિયમ પળી શકતો નથી. દરેક ધંધામાં વેચનારાઓ બીજા હોય છે. બીજું કારણ એ છે કે જો કદી બધાજ સંપ કરી સુતર મોંઘું વેચે તો પરદેશીઓ તે નહિ ખરીદ કરતાં બીજા દેશો અમેરિકા આદિમાંથી સુતર ખરીદવા માંડે, તેથી આપણા સુતરની ઘરાકી ઓછી થઈ જાય. માટે એ પ્રમાણે બની શકે તેવું નથીજ. હરીફાઇ બધા દેશોમાં બહુ વધતી જાય છે અને તે કંઈ માત્ર રૂના વ્યાપારમાંજ નહિ પણ બધી જાતના ધંધામાં વધતીજ જાય છે. લોઢું, રેશમ અને બધા ધંધાઓમાં દેશ દેશના લોકો વચ્ચે હરીફાઇ વધતી જાય છે; અને કેટલાક ધંધામાં તો પરદેશીઓએ બહુજ સુધારો કરેલો હોય છે. દાખલા તરીકે શેફીલ્ડના લોઢાના કારખાના જેવાં કોઈ જગોએ નહોતાં તે બેલ્જિયમમાં તેના જેવાં થવા લાગ્યાં !

નગીનદાસ–વાહ ! ત્યારે તમારામાં હરીફાઈ પણ ચાલે છે ! અને તે પણ

સારી પેઠે! જ્યારે હું પગરખાં ખરીદવા જઉં છું ત્યારે બેશક જ્યાંથી સસ્તાં મ
ત્યાંથી લઉં છું, અને બધાજ તેમ કરે છે. પરંતુ હજી હું સમજી શક્યો ન
કે તમારા જેવા શેઠો નોકરોને પૂરતો બદલો નથી આપતા, તેનું કારણ શું છે

રામદાસ–તે હું કહું છું. મારે તમને જે કંઈ કહેવાનું હતું તેની મતલ
એજ કે એક તો ધંધાદારીઓમાં એટલીબધી હરીફાઇ ચાલે છે કે તેમને મ
સસ્તો વેચવાની ફરજ પડે છે, બીજું એકે તેનો કંઇપણ ઉપાય હાલ મ
શકે તેવું નથીજ, અને ત્રીજું એકે તેટલા માટે દરેક ધંધાદારીએ માલ સર
કરવામાં લાભ સમજવો જોઈએ છે. ત્યારે હવે એમ કરવા માટે ધંધાદારી
માલ નફો મળે તેમ ખરીદવો જોઇયે, સંચા કામ ઉત્તમ રાખવું જોઇયે, અ
કામ કરનારાઓને ઓછે ખર્ચે રાખી ખર્ચ ઓછો કરવો જોઇયે. ધંધાદારી
મુખ્ય લાભનો આધાર ઉત્તમ સંચાકામ અને સારા કામ ઉપર રહ્યો છે. ત્ય
પ્રથમ સંચા કામ ઉપર બોલિયે. જ્યાં સુધી તમામ કારખાનાંઓમાં એક
જાતના સંચાઓ હોય, ત્યાં સુધી તો કામ બધાનું એક સમાનતામાં હોય છે
પરંતુ કોઇ એવો સંચો મેળવે કે થોડા ખર્ચમાં વધારે કામ બની શકે, ત્યારે
બીજાઓનાથી વધારે લાભ મેળવી શકે છે, અને તેથી સઘળાને તેના જે
સંચા મેળવવાની જરૂર પ્રાપ્ત થાય. દરરોજ આવી રીતે નવા નવા સુધારા થ
જાય, તેમ તેમ સંચા આદિ ખરીદવાનો ખર્ચ પણ વધતો જાય એ સ્વાભાવિ
છે. પ્રથમ તમે બોલ્યા હતા કે કારખાનાવાળાઓ સુખી જીંદગી ગાળે છે, પ
એ તમે માત્ર બહારના દેખાવથી કહોછો, પણ તેમનાં મનોમાં શું હોય છે
તમે સમજતા નથી. હવે ત્યારે આપણે ખર્ચ વિષે બોલિયે. માલની ખપત
ધવા માટે કારખાનાવાળાએ સસ્તી કિંમત રાખવી પડે તેટલામાટે ખર્ચ જે
બને તેમ ઓછો રાખવો જોઇયે. વધારે પગાર આપવા માટે તેમને લાગણી
ઘણી હોય, પરંતુ તે ધંધા ઉપર આધાર રાખે છે. લાગણી કામ આવતી નથ
વળી બધા જે પ્રમાણે પગારો ખર્ચતા હોય તે પ્રમાણે તેને પણ ખર્ચ રાખવો
પડે છે. જો સઘળા કારખાનાવાળાઓ તમારા કહેવા પ્રમાણે અઠવાડિયે ર
રૂપિયા ખર્ચે તો મારાથી પણ વધારે ખર્ચાય નહિજ, તેમ છતાં કદી હું વધ
ખર્ચું, તો બીજા પણ ખર્ચે, અને તો પછી ખર્ચ વધી જતાં માલ મોંઘો થઈ પડે
મારો નફો ઓછો થઈ જાય, તેમ બધાનો થાય! માટે ખરેખર એ પ્રમાણે
કોઇપણ ધંધાદારી કરી શકે નહિજ!

નગીનદાસ—પણ ત્યારે બધાજ કારખાનાવાળાઓ વધારે આપે તો શું ?

રામદાસ—તમે ભુલી કેમ જાઓછો કે તેઓ સઘળા એક બીજા સામે હરીફાઇ રાખે છે ! તેઓ સઘળા ખર્ચ ઓછો કેમ થાય અને ઉપજ કેમ વધે, તે તરફજ પ્રયત્ન કરે છે.

નગીનદાસ—અને તેઓ સઘળા એવી સમજણ ઉપર કેમ આવ્યા છે ! દર અઠવાડિયે ૧૦૦ રૂપિયાજ ખર્ચવા, એવો વિચાર શી રીતે બંધાયો ?!

રામદાસ—આનો આધાર મુખ્યત્વે કરીને નોકરોની છત અછત ઉપર છે, તેમજ તેમની જરૂરિયાત ઉપર છે. અહીં તેમજ બીજી જગોએ મળી અમુક જથામાં કામ છે અને અમુક જથામાં કામનારાઓ પણ છે. જેમ કામ વધારે હોય અને કામ કરનારા થોડા હોય, તેમ પગાર વધારે મળે છે; અને જેમ કામ થોડું તથા કામ કરનારા ઘણા હોય, તેમ પગાર ઓછા મળે છે. અરસ્પરસ ભેળા થઈને કારખાનાવાળાઓ પગારાદિ ખર્ચ સંબંધી નિયમો બાંધતા નથી, પણ એની મેળેજ એક નિયમ બંધાઇ જાય છે. ખરેખર જોતાં તો પગાર નક્કી કરવો, તેનો આધાર શેઠો પાસે નથી હોતો, પરંતુ ચાકરો ઉપર આધાર રહેલો છે. તેમનામાં પણ અરસ્પરસ હરીફાઈ હોય છે એટલે તે ઉપર આધાર રહેછે. જેમ કારખાનાવાળાઓમાં અરસ્પરસ હરીફાઇ હોય છે તેવીજ રીતે મજુરોમાં પણ હોય છે. ગુજરાન ચલાવવા માટે ધંધો મેળવવાની સર્વને જરૂર પડે છે, અને તે મેળવવા માટે ગમે તે રકમ પણ તેઓ કબુલ કરે છે; તોપણ વળી કોઈ જગોએ વધારે પૈસા મળે છે એવી તેમને ખબર પડે છે, તો તેઓ તુરત ત્યાં પણ ઘણા જાય, એટલે પૈસા ઓછા મળવા લાગે છે. આ પ્રમાણે મજુરી નક્કી કરવામાં શેઠો કે નોકરો કંઇપર મળીને ઠરાવ કરતા નથી, પણ તેમનામાંની હરીફાઈના પ્રમાણ ઉપરથી ઠરાવ થઈ જાય છે.

નગીનદાસ—પરંતુ એવા કેટલાક દાખલાઓ નથી કે જેમાં ઘણીજ ઓછી મજુરી અપાય છે?

રામદાસ—બેશક કોઇ કોઇવાર તે એટલી ઓછી હોય છે કે તેમને સાધારણ રીતે પણ ગુજરાન ચલાવવું ભારી થઇ પડે તેવું હોય છે! અને તે ખરેખર દયાજનક છે! પરંતુ મેં તમને કહ્યું છે તેમ મજુરીનો આધાર દયા ઉપર નથી હોતો. તેમાં દયા કામ નથી આવતી, પણ કામ ઉપર એ આધાર રહે છે, અને

તેઓ બીજા શેઠોથી વધારે આપી શકે તેમ નથી હોતું પણ કામ કરનારાઓની અને કામની વધઘટના પ્રમાણમાં આપી શકાય છે. હવે મને તમારો પોતાનોજ દાખલો આપવા દો. તમે પોતે પણ કોઇને ગમે તેટલી દયા આવવા છતાં વધારે આપી શકો તેમ નથી. તમેજ કહોછો કે તમે પગરખાં ખરીદવામાં પણ સસ્તું બજાર શોધો છો! ત્યારે હવે વિચાર કરો કે તમે પોતેજ પણ સસ્તાઇ નથી શોધતા? આમાં મોચી કામ કરનાર છે અને તમે તેને કામ આપનારા છો. હવે એ તમારે માટે તે પગરખાં શીવી આપે છે તેની મજુરી તમે તેને વધારે આપી શકશો? લોકો માત્ર આ પ્રમાણે વ્યાપારીને ઓછો ભાવ લેવાને ફરજ પાડો છો, તેથી વ્યાપારી પણ કારખાનાવાળાઓ પાસેથી સસ્તો માલ શોધે છે, અને તેથીજ કારખાનાવાળાઓ ઓછો પગાર ખર્ચે કરવાની ફરજમાં આવી પડે છે! હવે તમે જુવો આ બધું વર્તુલાકાર બને છે. એક બીજાને, બીજો ત્રીજાને ને ત્રીજો પહેલાને, એમ અરસ્પરસ સર્વને સસ્તાઇની ફરજ પાડે છે! આમ દરેક માણસ સસ્તાઇનેજ શોધે છે. આમ છે ત્યારે કોને ઠપકો આપી શકાય તેમ છે? મોટાં કારખાનાંવાળાઓને હવે તમે ઠપકો આપી શકશો? તમે સસ્તો માલ લેવા જાઓ, અથવા થોડી મજુરી આપવા જાઓ, ત્યારે તેને પણ સામું તેમ કરવુંજ પડે! આ પ્રમાણે મેં પ્રથમ કહ્યું તેમ એક બીજાની ગરજના પ્રમાણમાં ખર્ચના નિયમો એની મેળેજ બંધાતા જાય છે. ખરેખરૂં ત્યારે એમ થયું કે કામ નહિ કરનારાજ એ ભાવ ઠરાવી આપે છે. એક દાખલો આપું. ધારો કે ૧૦૦૦ કામ કરનારાઓ હોય, તેમાં પચાસજ કામ કરી ન શકે તેવા હોય, તો મજુરી ઠરવાનો આધાર બાકીના ૯૫૦ ના હાથમાં નહિ, પણ ૫૦ નહિ કામ કરનારાના હાથમાં રહે છે! કેમકે નોકરી આપનારા તો તે ઓછો મહેનતાણો લેનારનેજ પસંદ કરે છે. જો એ ૫૦ જણા અઠવાડિયાના ૧૫ રૂપિયાને બદલે ૧૨ રૂપિયામાં કામ કરવાનું કબુલ કરે, તો પેલા ૯૫૦ ને પણ તેમ કરવાની જરૂર પડેજ! કારણ કે શેઠો ૧૨ રૂપિયાવાળાનેજ રાખે અને ૧૫ વાળાને ન રાખે, ત્યારે ૧૫ વાળાને પણ કામતો જોઈતું હોય, એટલે પરાણે ૧૨ ની તેમને હા પાડવીજ જોઇયે! આવીજ રીતે મજુરી ઓછી થાય છે, તેનો આધાર વ્યાપાર ઉપર રહેલો છે. થોડા સરખા ૫૦ લોકોથી ૯૫૦ જેટલા ઘણાને ખમવું પડે છે! આમ છે!

નગીનદાસ—હું ધારું છું કે કામ કરનારાઓની ભાડું વધારવા ઘટાડવાની એકય શક્તિ આપ ભૂલી જાઓ છો! વ્યાપારની મંડળીઓ હોય છે, તે જેમ બને તેમ વધારો મેળવવાને પ્રયત્ન કર્યા કરે છે!

રામદાસ—તમે તો તેમ ઇચ્છો છો, પરંતુ બધા તેમ કરી શકતા નથી! દરેક જણ—તમે પોતે પણ લેવા વધારે ઇચ્છો, પરંતુ દેવાને ઓછુ ઇચ્છો છો! એટલે તમે કહો છો તેવી વ્યાપાર મંડળીની રચના એક મૂર્ખાઇ ભરેલીજ હોય છે. એવી મંડળી જેમ વધારવા ઈચ્છા રાખી યત્ન કરે છે, તેમ તે કઇ થઇ તો શકતુ નથી, કેમકે પોતામાં બળીવાઈ એમની એમ હોય છે! તમારી મરજી હોય તો હુ તમને કઇ વાંચી સભળાવું. લિવરપુલની બ્રિટિશ એસોશિયેશનમાં એક ભાષણ વચાયુ હતુ, તે ૧૮૩૮ ના વર્કિંગમેન્સ કંપાનિયનમાં છપાયુ છે, તે હુ તમને વાંચી સભળાવુ છુ તેમાં મજુરીના સબંધમાં બે બાબત જોવા જેવી છે, એક તો એકે લંકાશિયર પ્રગણામાં ૧૮૩૬—૭ ના શિયાળામાં પ્રેસ્ટન ખાતે બની છે, અને બીજી કેટલાક મહિના પહેલાં લેનાર્ક શિયર પ્રગણામાં ગ્લાસગો ખાતે બની છે

"પ્રેસ્ટન ખાતે રૂના કારખાનામાં કામે લાગેલા મજુરોમાં મજુરીના સબંધમાં અસર ઉત્પન્ન થઇ હતી ત્યાં દરેક માણસને અઠવાડિયે ૧૩ રૂપિયા ચોખ્ખે ચોખ્ખા મળતા હતા. આ અસર ઉત્પન્ન થવાનું મુખ્ય કારણ એ હતુ કે બોલ્ટન ખાતે મજુરી વધારે મળતી હતી આ વધારો ખરેખર નહોતો પણ માનેલો હતો, કેમકે બોલ્ટનનુ સુતર પ્રેસ્ટન કરતાં મોંઘુ મળવા લાગ્યાથી તેના કરતાં પ્રેસ્ટનનું સુતર ઘણુ સસ્તુ અને સારૂ મળતુ હતુ ગમે તેમ, પણ આથી મજુરી વધારવા માટે પ્રેસ્ટનના કામ કરનારાઓએ મંડળી ઉભી કરી પ્રયત્ન લેવા માંડયા. આ અસર એટલી બધી વધી ગઇ હતી કે તમામ મજુરોએ એકઠા થવા નક્કી કર્યું અને બીજાઓને ભય આદિ આપીને પોતાની સાથે મેળવ્યા, અને ઓકટોબરની ૧૩મી તારીખે એક મકાનમાં મોટી સભા એકઠી મેળવવામાં આવી હતી!"

"પ્રથમતો એક મોટામાં મોટા કારખાનાવાળાઓએ મજુરી વધારવા તેના શેઠને કહ્યુ, પરંતુ તેણે તેમ કરવાની ના પાડી આથી તુરતજ તેમાંના ૭ મજુરોએ કામમાં આડાઇ કરવા માંડી અને તેથી તેમને કારખાનામાંથી રજા

આપવામાં આવી આથી બાકીના બધાએ, જ્યાં સુધી એ ૭ જણને પાછા રાખવામાં નહિ આવે ત્યાં સુધી કોઈ કશું કામ નહિ કરે, એવી ધમકી આપી. આથી બોલ્ટનના ભાવ મંગાવીને કાંઇપણ ઠરાવ કરવા કારખાનાવાળાએ કબુલ કર્યું. આ ઉપરથી સઘળાં કારખાનાંવાળાઓએ એ પ્રમાણે કર્યું. શેઠોએ તો આ ઉપર કશું ધ્યાનજ આપ્યું નહિ અને તેનું પરિણામ એ આવ્યું કે સઘળા મજુરોએ કામ છોડી દેવાની નોટીસો પોત પોતાના શેઠોને આપી દીધી."

"શેઠોએ પણ આ ઉપરથી સભા ભરી એવો ઠરાવ કર્યો કે અઠવાડિયાના બે રૂપિયા વધારવામાં આવશે અને તેના બદલામાં તેમણે તકરાર છોડી દેવી. આ વાત કેટલાક મજુરોએ તો કબુલ કરી, પરંતુ તેમની આખી સભાએ તે વાત કબુલ ન રાખતાં બોલ્ટનના ભાવ મંગાવી તે પ્રમાણે કરવાનોજ આગ્રહ રાખ્યો."

"આ વાત શેઠોએ કબુલ કરી નહિ અને તેથી ૭ મી નવેંબરથી તમામ મજુરોએ કામ બંધ કરી દેતાં તમામ કારખાનાઓ બંધ થઇ ગયાં. આ બધા મળીને મજુરો ૮૫૦૦ આમાં હતા. આમાં:—

૬૬૦ કાંતનારા હતા.
૧૩૨૦ ફીંડલાં વાળનારા છોકરાઓ, કાંતનારાઓનાજ હતા.
૬૧૦૦ શાળ કરનાર વગેરે બીજાં કામો કરનારાઓ અને વણનારા હતા.
૪૨૦ દેખરેખ રાખનારા, ગાંસડી બાંધનારા અને સંચા ચલાવનારા, ઇત્યાદિ હતા.

---

૮૫૦૦ કુલ હતા. આમાં ૬૬૦, એટલે કે સઘળા કાંતનારાઓએ કામ બંધ કરી દીધું, આથી બાકીના ૭૮૪૦ માંથી પણ મોટો ભાગ કામ બંધ કરી બેઠો હતો."

"પહેલા પખવાડિયામાં તો કંઇપણ હિલચાલ થઇ નહોતી. શેઠોની તથા નોકરોની કેટલીક સભાઓ ભરાઇ હતી, પણ કંઇ જાણવા જેવું થયું નહોતું; પરંતુ બીજા પખવાડિયાના આરંભમાં બજારોમાં તેની અસર પેઠી અને હોકારો થયો!"

"ડીસેંબરની પહેલી તારીખે મીલો બંધ થયે એક માસ થયો, ત્યારે તો રસ્તાઓમાં ભીખારીઓની સંખ્યા વધી પડવામાંડી અને જોરાવરીથી ભીખ

મેળવવામાં આવવા લાગી. મજુરોની સભા તરફથી કાંતનારાઓને અઠવાડિયાના ૩ રૂપિયા અને બીજાઓને કોઇને બે, એક, એમ મળતા હતા. જેમણે શેહોને છોડયા નહોતા તેમને શેઠો ખાવાનું માત્ર આપતા હતા! આવી સ્થિતિ થઈ પડી હતી!"

"ડીસેંબર માસમાં શેહેર સુધરાઈખાતા તરફથી ગરીબોના ફંડમાં ૧૫૦૦ રૂપિયા આપ્યા હતા અને બીજા રૂપિયા પણ ભરાયા હતા. પરંતુ ડીસેંબર પૂરો નહિ થયો તેટલામાં તો આ બધું ફંડ પણ છેક ખૂટી ગયું હતું."

અપૂર્ણ.

---

# વ્યસન.

દરેક માણસને પોતાની તનદુરસ્તી જાળવવા માટે તથા શરીરના પોષણને માટે થોડો કે ઘણો પ્રવાહી અને સ્થૂલ પદાર્થ ખોરાકમાં લેવાની જરૂર છે. કોઇને થોડો લેવાની અને કોઇને વિશેષ લેવાની જરૂર હોય છે, તેનો આધાર પ્રકૃતિ રચના ઉપર હોય છે. હાલની રસાયન વિદ્યા અનુસાર આપણા શરીરમાં ચેતન વધારનાર અગ્નિને પ્રદિપ્ત કરનાર બળતણરૂપ ખોરાક છે. એ બળતણ વગર અગ્નિ હોલવાઈ જઈ આપણી જીંદગી ક્ષીણ અથવા નાશ પામી જાય છે. આ ખોરાક પ્રમાણથી વધારે ખાવાથી નુકશાન છે, તેમ ઓછા ખોરાકથી પણ છે. જેમ રાંધવાના ચૂલામાં તેની મોટાઇ તથા રાંધવાના અન્નના થોડા ઘણા જથ્થાના પ્રમાણમાં બળતણ પણ થોડાં ઘણાં જોઇયે છે, તેવીજરીતે ખોરાકરૂપ બળતણ પણ શરીરરૂપી ચૂલાના નાના મોટા કદ તથા પાચનક્રિયાની શક્તિના પ્રમાણમાંજ જોઇયે, અને એ પ્રમાણ સર્વનું એક સરખું હોતું નથી.

આ ખોરાકના પદાર્થોમાં ઘણી જાતના હોય છે, અને ઉપર બતાવ્યા પ્રમાણે ને લેવાનું પ્રમાણ પ્રત્યેક માણસે પોતપોતાનું સમજીને તે પ્રમાણે તે જો લે, તો શરીરની આરોગ્યતા બહુ સારી રહી શકે, પરંતુ સ્વાદ અને છંદ માણસને લાગે છે, તેથી તેઓ પોતાના એ પ્રમાણને સાચવી શકતા નથી. આથી આરોગ્યતામાં ખામી અને ફેરફાર થાય છે. પ્રમાણ નહિ સચવાયાથી પાચનશક્તિમાં ખામી થાય છે. વિશેષ ખોરાક લેવાયાથી પાચનક્રિયાનાં યંત્રને વિશેષ બળ વાપરવું પડે છે, તેથી અંતે એ યંત્ર થાકી જઇ તેની ક્રિયા શક્તિ ઓછી

થઇ જાય છે, તેથી પાચન જોઈયે તેવું થતું નથી. ત્યારે ખોરાકના પ્રમાણનો ભંગજ શારીરિક ગતિમાં ફેરફાર કરે છે. ખોરાક પચીને તેનું રક્ત બની જઇ શરીરમાં ભ્રમણ કરે છે, અને ટૂંકામાં ખોરાકનુંજ શરીર રચાય છે; માટે જેવો ખોરાક, તેવી શરીરની રચના થાય છે ખોરાકના સાત્વિકાદિ ગુણ ભેદ ઉપરથી જેવો ખોરાક ખવાય છે તેવી બુદ્ધિ પણ રચાય છે. સાત્વિક ખોરાકથી સાત્વિક બુદ્ધિ થાય છે તેમજ તામસ આહારથી તેવી બુદ્ધિ થાય છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે સદ્ગુણ અને દુર્ગુણની ઉત્પત્તિનું મૂળ ખોરાકજ છે. પ્રમાણથી વધારે ઘટારે ખાવું પીવું, તેપણ એક દુર્ગુણજ છે. કેટલાંક વ્યસનો માણસને બંધાય છે, તેથી બહુ બહુ હાની થાય છે. આના સંબંધમાં અત્ર આપણે કંઈક ચર્ચા કરીશું.

(વ્યસનની દ્વવ્યો.)

વ્યસન, એટલે જે વસ્તુ ખાધા પછી તે ખાવાનું મન થાય, અને પછી જેમજેમ તે વધારે ખવાય, તેમતેમ પછી તે વસ્તુ વગર રહી શકાય નહિ. આ-જે ટેવ પડી જવી, તે વ્યસન કહેવાય છે. આવા પદાર્થો જેમજેમ શરીરમાં જા-ય છે તેમતેમ શરીરને તદ્રૂપ કરતા જય છે, તેથી તે પદાર્થ વગર ચાલતું નથી. ઉપર કહેલું છે કે શરીરની રચના ખોરાકમાંથી થાય છે, તે પ્રમાણે આવા વ્ય-સની પદાર્થમાંથી બનેલા શરીરને પછી તેજ પરમાણુઓની જરૂરિયાત થાય છે તેથી તેના વિના રહી શકાતું નથી.

આવા વ્યસનના પદાર્થોને સ્વાદિષ્ટ કરવા તથા મનપસંદ લેહેજતદાર કર-વામાટે અનેક પ્રકારની ક્રિયાઓ તથા બહુબહુ શ્રમો લેવામાં આવે છે. દુનિ-યાંમાં સુધારો વધતો જાય છે, તેમતેમ માણસો પોતાના મનની પ્રસન્નતા, કે જેને તેઓ સુખ માને છે, તે વધારવા માટે આવા આવા છંદોમાં લપેટાતા જાય છે. મનની પ્રસન્નતા એજ સુખ છે, એ માનવું ખરૂં છે કે ખોટું છે, અ-થવા કેટલે અંશે ખરૂં કે ખોટું છે, એ શોધી ખરા સુખની વ્યાખ્યાનો પ્રશ્ન બાજુએ રાખતાં એટલુંજ અત્ર કહેવું બસ છે કે હાલ દુનિયાં સુખની વ્યાખ્યામાં મનની પ્રસન્નતાનેજ ગણે છે એમાં શક નથી.

આવાં વ્યસનોથી શરીરમાં એકદમ ચેતન આવે છે અને તેટલા માટેજ લોકો આવાં વ્યસનો કરેછે. ઘણા લોકો તમાકુ ખાય છે, પીએ છે અને સુંઘે છે. કેટલાક ભાંગ પીએ છે, કેટલાક અફીણ ખાય છે, કેટલાક ગાંજો પીએ છે. આ-

ન ઘણાં વણાં વ્યસનો માણસોને હોય છે. જેમ કોચલુ, ન તૂગ અને એવા કેટલાક ઝેરી પદાર્થો પણ ખવાય છે. આ પદાર્થોથી ચેતન વૃદ્ધિ થાય છે અને અતિચેતન વૃદ્ધિજ ગાંડા પણુ છે; માટે આવા વ્યસન કરનારાઓ હમેશાં મસ્ત રહે છે આ પદાર્થોમાં આલ્કોહોલ જાતનુ તત્ત્વ હોયછે, તે તે પદાર્થોમાં જેટલા પ્રમાણમાં હોય તેટલા પ્રમાણમાં ગાંડાઈ લાવે છે.

આવી રીતે નિશો કરવાના સંબંધમાં કથા પુરાણોમાં પણ લેખો માલમ પડે છે, અને છેક વેદમાં પણ સોમપાનાદિનાં વખાણ કરેલાં જણાય છે પ્રત્યેક ધર્મના પુસ્તકોમાં તેનાં વખાણ કરેલાં હોયછે હોમર એક સ્થળે લખેછે કે –

" ... Mixed was the bowl,
With drugs of power to quench the soul."

(આત્માની તૃપ્તિ અર્થે શક્તિમાન દ્રવ્યો થી મિશ્ર પ્યાલો હતો, અર્થાત્ પુષ્ટિ કારક ઘણી ઔષધીઓનુ મિશ્રણ કરીને મદ્યપાન કરવાનો સંપ્રદાય અતિ પ્રાચીન કાળથીજ જણાય છે.)

બાર્બેરી, ઈજીપ્ત અને પૂર્વ તરફના ઘણા દેશોમાં જથાબંધ ભાંગ પીવામાં આવે છે. આપણે હિંદુઓ તેને भाग કહિયે છિયે અને તુર્કી લોકો मलाच् (મઘ્ અ લ્લાહ=ઈશ્વરની કૃતિ) કહે છે. આરબ અને મૂર લોકો તેને हापेश કહેછે સંસ્કૃતમાં તો આ ભાંગને त्रिलोक विजया (ત્રણે લોકને જીતનારી) કહેલી છે તથા તે સૃષ્ટિનો સંહાર કરનાર શંકર ભગવાન્‌ને અતિ પ્રિય કહેલી છે. શિવ ભક્તો તે પીએ છે આમ વ્યસની નિશો ચઢાવનાર વસ્તુઓ પ્રાચીન કાળથી સર્વ ધર્મોમાં કેમ વખાણી હશે? આ પ્રશ્ન સ્વાભાવિક છે. આનુ કારણ ગમે તે હશે અને તે સંબંધી આગળ ઉપર તપાસ કરીશુ, હાલતો આગળ ચાલીશુ. ભાંગમાં શાકર વગેરે મિષ્ટ પદાર્થ નાખી સ્વાદિષ્ટ કરવામાં આવેછે. તેનાં પાત્રાંઓની બીડી કરી તેમાં તમાકુ ભરી પીવામાં આવે છે. ભાંગમાં ઝેર છે. જેને મહાવરો ન હોય તેનાથી તે જો વધારે પી જવાય, તો તેથી તુરત અંગમાં જડતા (Cata lepsy) લાવે છે.

પૂર્વના લોકોમાં સુપારીનું વ્યસન પણ લાગુ હોયછે. નાગરવેલના પાનમાં કળીચૂનો ચોપડી તેના ઉપર કેવડીઆ કાથાનુ ચૂર્ણ ભભરાવી, તેમાં સુપારીનું ચૂર્ણ મૂકી ખાવામાં આવે છે. આ સિવાય વળી ઘણા લોકો તેમાં તમાકુનાં પાત્રાં ચાવીને ખાય છે. દક્ષિણ અમેરિકાની ખાણોના મજુરો વળી કોકા

નામની વનસ્પતિ પીએ છે. એ પણ ભયંકર પદાર્થ છે. ચાકના બારીક ખાંડેલા ચૂર્ણ સાથે કોકાનાં પાત્રાંનું ચૂર્ણ કરી મેળવીને ચાવવામાં આવેછે. પ્રથમતો એથી હસવે ચઢાય છે અને પછી છેવટે પાસેથી જતી દરેક વસ્તુ તરફ બેદરકારી થઇ જડતા આવી જાય છે. આવું પરિણામ ઘણું કરીને પ્રત્યેક વ્યસની ચીજોમાં હોય છે. ઉપર કહેવાયું છે તેમ વ્યસની ચીજો ચેતન વર્ધક છે, પરંતુ ઘોડો ધીરે ચાલવાથી જેટલા ગાઉ ચાલી શકે તેટલો દોડવાથી નહિ ચાલી શકતાં થાકી જઇ વહેલો નકામો થઇ જાય છે, તેમ આવા પદાર્થથી અત્યંત ચેતનની વૃદ્ધિ થવાથી અંગની ચેષ્ટા વધેછે, તેથી હસવા વીગેરેની ક્રિયા બનેછે અને પછી વધારે જડતા એ અંગની થાકથી આવેછે. કોકા અફીણ જેટલી માઠી અસર દેખાડતી નથી, તોપણ ઘણા દિવસ ખાધાથી શરીરની સ્થિતિ ઉપર અત્યંત માઠી અસર કરેછે. આવાજ બીજા પણ ઘણાઘણા ઝેરી પદાર્થો વ્યસની તરીકે વપરાયછે.

હવે આપણે આમાંના કેટલાક મુખ્ય મુખ્ય પદાર્થોની હકીકત અત્ર ટાંકીશું; આ સર્વ વ્યસનની ચીજોમાં બહુજ સામાન્ય અને અગત્યની ચીજ અફીણ છે, માટે પ્રથમ તે લઇશું.

**अफीण**—આખી સૃષ્ટિમાં બહુજ અગત્યનું તથા ઘણા લોકોને લાગેલું વ્યસન અફીણ છે. તે શ્વેત ખસખસના ડોડવાનો જાડો થઈ ગએલો રસ છે. તે દવાઓમાં અગત્યતા દર્શાવે છે, તોપણ દિલગીરી છે કે પશ્ચિમના લોકો ઉપર આલ્કોહોલે જે બિગાડ ફેલાવ્યો છે, તેવોજ પૂર્વના લોકો ઉપર આ અફીણે ફેલાવ્યો છે. હવેતો અફીણે લગભગ આખી દુનિયાંમાં સત્તા બેસાડી દીધી છે. અમેરિકા માંહેનાં યુનેટેડસ્ટેટસ ખાતે અફીણનો ઉપયોગ વધતો જવાની ફરિયાદ લીબર કરે છે. બ્રિટનમાં પણ ૧૮૩૫ ની સાલમાં દર રતલના ૨–૮–૦ રૂપિયાના ભાવે ૩૦૩૯૮ રતલ અફીણ ખપી ગયું હતું; તે ૧૮૩૯ માં રતલ ૧ ના ૦–૧૨–૦ રૂપિયાના ઉતરી ગએલા ભાવે ૪૦૭૮૪ રતલ ખપી ગયું હતું. આમાંથી ઘણો ભાગતો પ્રવાહી રૂપમાં વપરાયું હતું. એ પ્રવાહી રૂપને લોડેનમ ( Laudanum ) કહે છે અને તે દવામાં વપરાય છે.

અફીણની અસર પ્રાણીઓ ઉપર, તેના જ્ઞાનતંતુઓની રચના ( nervous structure ) ઉપર આધાર રાખે છે. બરડાની કરોડ વગરનાં પ્રાણીઓ (invertebrata ) માં બરડાનો જ્ઞાનતંતુઓમય મધ્ય ભાગ નહિ હોવાથી તેમના શરીરમાંની સંકુચિતપેશીઓને ગતિ વગરની જડ કરી નાખે છે. આથી ધીરે

ધીરે જીવ ઉંડો ઉતરતો જઇ મૃત્યુ પામે છે, તોપણ બરૂડાવાળા પ્રાણી ઉપરની અસર જેવી એ નથી. બરૂડાની અને તેની આસપાસના જ્ઞાનતંતુઓની જેમ વધારે વકતા હોય, તેમ વધારે વધારે અસર થતી આવે છે. જલવાસી માછલાઓ, જલસ્થલવાસી પ્રાણીઓ, ઇત્યાદિમાં તો પેશીઓની જડતા (paralysis) ઉપરાંત તાણખેંચ પણ પેદા કરે છે. પક્ષીઓ અને સ્તનવાળાં પ્રાણીઓમાંતો વળી ખેંચતાણ ઉપરાંત બેભાની થાય છે અને તે પણ જે માણસનું મગજ જ્ઞાનવાન હોય તેને વધારે તમ થાય છે. મગજ શક્તિના પ્રમાણમાં માણસ ઉપર તેની અસર વધારે ઓછી થાય છે. આ પ્રમાણે અફીણની અસર માણસના સ્વભાવ ઉપર પણ થાય છે.

અફીણ ખાવાથી ધીરે ધીરે જ્ઞાનતંતુવ્યવસ્થા (nervous system) ની અવ્યવસ્થા થવા લાગે છે, પાચનશક્તિ બગડે છે અને આરોગ્યતામાં ખામી લાવે છે. ખરેખર તે શરીર અને મન બન્નેને બગાડે છે, અને આવા ક્ષણિક ચેતન વધારનાર અસ્વાભાવિક પદાર્થને માટે તેના ખાનારાઓ ભારીમાં ભારી કિંમત ખરચીને તે ખાય છે. તુર્કસ્તાનમાં આ વ્યસન એક સામાન્ય થઇ પડેલ છે ત્યાં તેના બહુજ શોક કારક પરિણામો આવે છે. એ દેશમાં તેની જે માઠી અસરો પોતે જોઈ છે તેની હકીકત ડા. ઓપનહીમ આપેછે કે —"(તુર્કસ્તાનમાં) અફીણનો ઉપયોગ વધવાનાં કારણો ઘણાંછે. એકતો એકે ત્યાં અતિસારનો રોગ સામાન્ય છે તે ટાળવા સારૂ દવા તરીકે તે વપરાય છે, અને પછી તેની લાંબો વખત વાપરવાથી ટેવ પડી જાય છે. જીર્ણ ઉધરસ ઉપર પણ તે દવા તરીકે વપરાય છે. દારૂ પીનારાઓને દારૂનું વ્યસન સામાન્ય થઈ પડયા પછી શરીર અવ્યવસ્થિત થઇ જાય છે ત્યારે શરીરમાં ચેતન લાવવા માટે અફીણનો ઉપયોગ કરેછે. મોટી મોટી જગોના અમલદારોને સ્વભાવ જાળવવા માટે દારૂ પીવો ફાવતો નથી ત્યારે તેઓ અફીણ ખાવામાંડે છે. કેટલાક શારીરિક મજુરી કરનારાઓ શરીરમાં બળ રાખવા માટે તેનો ઉપયોગ કરે છે. તાતારી લોકો આ કારણ માટે તેનો બહુ ઉપયોગ કરેછે. કેટલીક વાર શરબત અથવા જાદા કોઇ રસમાં મેળવીને વપરાય છે, પણ આવી રીતે વપરાય છે તેથી બહુ નિશો ચડતો નથી અને તે મધના દારૂ (mead)ને મળતું આવે છે. અને ચમચા વતી પીવાય છે અથવા રોટલીમાં ખવાય છે. એ રોટલીઓ ઉપર "મશ્ અલ્લાહ" એવું છાપેલું હોય છે. અફીણનું જેને વ્યસન થઇ જાય છે તે તેના

દેખાવ ઉપરથીજ વર્ત્તાય છે. શરીર છેક કૃશ થઇ જાયછે, કરચલી વાળો પીળો ચહેરો થાય છે, બરડો વળી જાયછે. તે ખૂંધ નીકળે છે, પગ લૂલા થાય છે અને આંખો ઉંડી ઉતરી જાયછે. પાચન શક્તિ તો બહુજ બગડી જાયછે, અને તે બહુ ખાઇ શકતો નથી. મન તથા તનની શક્તિ નાશ પામી જાયછે. જેમજેમ ટેવ બહુ વધતી જાયછે તેમતેમ શક્તિ છેક જતી રહેછે, બળ લાવવા માટે ફાંફાં વધે છે અને ચેતન વૃદ્ધિ માટે માત્રાપણ વધતી જાયછે. દિવસમાં એકે ત્રણ ડ્રામ અફીણ પાવાથી પણ કંઇ નિશ્શો ચડતો નથી, ત્યારે પછી તે અફીણમાં પારાનું મિશ્રણ કરેછે અને વધારે વધારે માત્રા ખાયછે, અને વધતે વધતે દિવસમાં દશ દશ ડ્રામ સુધી ખાય છે. આથી છેવટે દેહમાં પીડા વધેછે અને તે અફીણથી મટતી નથી. નાનપણથી અફીણ ખાવા માંડેછે તે ભાગ્યેજ ચાળીશ વર્ષ સુધી પહોંચે છે. વ્યસન વધ્યા પછી તે બિલકુલ મૂકાતું નથી, અને તેને કહીં ચેન પડતું નથી. અફીણ મૂકનારાઓ તેમાં મીણ મેળવીને ખાયછે અને તે-અફીણની માત્રા ઓછી કરતે કરતે છેવટ કેવળ મીણનીજ ગોળી ખાય છે." અફીણ ખાનારનો ઇતિહાસ ડી. કવીન્સી તથા કોલેરિજજ આપે છે, અને તેઓ બંને અફીણના ખાનારા હતા.

તમાકુ—આ એક તીખાં પાત્રાં છે, તેને સૂકવીને તઇયાર કરવામાં આવે છે ત્યારે તેમાં ચેતન વધારવાનો અને નિશ્શો લાવવાનો ગુણ આવે છે અને વધારે ખવાય તો ઝેર ચડે છે. તેનો ઉપયોગ ઘણે પ્રકારે થાય છે. હુકાની ચલમમાં ભરી તેના ઉપર અગ્નિ મૂકી ફુંક લગાવવાથી ધૂમાડા નીકળે છે, તે પીવાથી નિશ્શો ચડે છે અને જ્ઞાનતંતુઓ ઉશ્કેરાઇને તેમને ગાંડા કરે છે. બહુ મહેનતુ લોકો વારંવાર તમાકુ પીધા કરે છે. તમાકુની અસર પણ શરીર તેમજ સ્વભાવ ઉપર પણ થાય છે, અને એકંદરે તેમાં પણ કશો લાભ જણાતો નથી. તમાકુ પીવાથી ભૂખ અટકે છે એમ મનાય છે, પરંતુ તેમાં તે માનનારાઓ ઠગાય છે. તમાકુ ખાવાથી ભૂખ લાગે છે. તમાકુ જુદી જુદી રીતે પીવાય છે. પાત્રાંની બીડીઓ, ચલમો અને હુક્કાઓમાં તે પીવાય છે. વળી તમાકુ ખવાય પણ છે, અને પીવા કરતાં ખાવામાં તે વધારે લાભ કારક છે. કોઇપણ પ્રકારે તમાકુનો ઉપયોગ કરવાથી નિશ્શો ચડે છે. બીજા નિશ્શા કરનારાના જેવોજ આ પણ નિશ્શો છે, પરંતુ મદ્ય વગેરેના જેવો આકરો નિશ્શો તમાકુનો નથી. તે થોડી નુકશાન કારક છે. તમાકુના વ્યસનનો આરંભ કરનારને જરા ઝેરની

અસર થાય છે. તેને ઉલટીની હાજત થાય છે, પરસેવો છૂટે છે ને ઉલટી થાય પણ છે. તે જો વધારે લે, તો ગાંડાઈ, તાણ આંચકી અને મરણ પણ થાય છે. આ અને વ્યસન માત્ર પાચનશક્તિ ઉપર તથા સ્વભાવ ઉપર અસર કરે છે અને તેમને બહુ બગાડી નાખે છે. થુંકનો વધારો થાય છે અને લાળ બહુ પડે છે, તરશ બહુજ લાગે છે અને આ પ્રમાણે થતાં છેવટે તે માફક થઇ જાય છે.

હવાની ભીનાશ ઉપર તમાકુ પીવી એ બહુ લાભકારક છે એમ મનાય છે અને વલંદા લોકો તેટલામાટે તે પીએ છે; પરંતુ આ પણ મૂર્ખાઇ છે. તમાકુ પીવાથી શક્તિ આવવાને બદલે માનસિક અને શારીરિક તનદુરસ્તીને બહુ નુકશાન થાય છે. એજ વલંદાઓની સ્ત્રીઓ તમાકુ પીતી નથી અને પુરૂષો પીએ છે, તો પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે આરોગ્ય રહે છે. વળી તમાકુના પક્ષવાળાઓ કહે છે કે તે અભ્યાસીને બહુ લાભકારક છે, બુદ્ધિને વધારે છે અને ચિત્તને એકાગ્ર કરે છે, અને એટલા માટેજ પ્રાચીન કવિઓ અને ઋષિમુનિઓ તેનો ઉપયોગ કરતા હતા. આ લોકોને અમે ઉત્તર આપિયે છિયે કે કેવલ આરોગ્ય મગજને તો આવા પદાર્થોની સહાયતાની કશી જરૂર નથી, પરંતુ આવા ચોખ્ખા મગજમાં તેની પ્રથમ અસર એવી થાય છે કે તે સુસ્તી લાવે છે અને વિચાર શક્તિને ગુમ કરી નાખી સ્વપ્નાવસ્થા લાવે છે. મગજમાં તેથી એક જાતનું વાદળું થઇ અંધારૂં થઇ જાય છે, અને બેશક તેમાં કશો ફાયદો છેજ નહિ.

તમાકુ નાકમાં સુંઘવામાં આવે છે. આથી પણ તમાકુનો નિશો આવે છે. તમાકુના રજકણોથી નાકના તંતુઓમાં ચેતન વધે છે અને તેથી મગજમાં અસર થાય છે, તથા મગજ, સર્વ ચેતનનું મધ્યબિંદુ હોવાથી નિશો આવે છે. હંમેશાં થોડી થોડી સુંઘવાથી તો જરાક અસર થાય છે, અને પછી નાકનાં કેટલાંક કામોને અવ્યવસ્થિત કરી નાખે છે. આ કામો બહુ અગત્યનાં છે. આંખો સ્વચ્છ રાખવા માટે એકઠા કરી રાખેલ પુષ્કળ દ્રવ પદાર્થને માટે નકસોરાં દ્વાર છે. અને જો એ દ્વાર બંધ રહે છે, તો અંદરનો દ્રવ પદાર્થ જે કચરા તરીકે કાઢી નાખવો જોઇયે, તે આંખોને બગાડે છે તેથી આંખમાં પીડા અને ઝાંખ થાય છે. વળી નકસોરાં મારફત અંદરની ત્વચામાંનો ખરાબ કફ-બહાર નીકળે છે, તેપણ નીકળતો બંધ થવાથી નાકની ઇંદ્રિય ખરાબ થઇ જાય છે. વળી નાક બંધ થવાથી શ્વાસોશ્વાસ લેવામાં પણ હરકત આવે છે, અને કુદરતે રચેલી અગત્યની ક્રિયાનો એથી અટકાવ થાય છે. વળી નાકનો માર્ગ સીધો

કંઠમાં અન્ન નળી સાથે સંબંધ ધરાવે છે, તેથી બહાર નીકળવાનો કફ જે તેમાં થઇને ઉદરમાં જાય છે તો ઉદરની અંતસ્ત્વચામાં સોજો ઉત્પન્ન કરી પાચનક્રિયા બંધ કરે છે. નાકનાં દ્વાર તમાકુથી બંધ થવાથી આ બધાં નુકશાનો થાય છે. હમેશાં તમાકુ સુંઘનારાથી કશી વાસ પરખાતી નથી અને અવાજ ખોખરો થવાથી બરોબર બોલી પણ શકાતું નથી. બોધકો, ગાયકો, શિક્ષકો અને જાહેર બોલનારાઓએ હંમેશાં આ વ્યસનથી દૂર રહેવું જોઇયે, કેમકે એથી તેમનાં કામોમાં વિઘ્ન આવે છે; તેમજ વળી જેઓ સ્વચ્છ રહેવા ઇચ્છતા હોય તેમણે તો તેથી દૂર રહેવું જ જોઇયે. કહેવત છે કેઃ—

ખાય તેનો ખૂણો, પીએ તેનું ઘર,
સુંઘે તેનાં કપડાં, એ ત્રણે બરાબર.

આ વાત ખરી છે. તમાકુ ચાવનારને મુખમાં થુંક વધવાથી ચારે મેર થુંકે તો ઘર બગડે, માટે ખૂણો શોધવા માંડે છે, ને તેના ઘરના ખૂણા ગંદા થઇ જાય છે; પીએ છે તેના ઘરમાં તમાકુની વાસ ગંધાતી રહે છે; અને સુંઘે છે તે કપડેથી વારંવાર નાક લૂછયા કરે છે તેથી તેનાં કપડાં મલીન હોય છે. આમ સર્વ રીતે તમાકુમાં દુર્ગુણોજ રહેલા છે.

તમાકુ માટે જે ખર્ચ થાય છે તે પણ કંઇ થોડો નથી હોતો. માત્ર ગ્રેટબ્રિટનમાંથીજ દર વર્ષે ૬૦૦૦૦૦૦ રૂપિયા તમાકુ માટે બહાર દેશ ચાલ્યા જાય છે. આમાંની મોટી રકમતો જકાતમાં ચાલી જાય છે. તેથી થોડી તમાકુ પણ બહુ મોંઘી થઇ પડે છે, તોપણ વળી આ રકમ યુનાઇટેડસ્ટેટસથી બહુ ઓછી છે. ત્યાં તો દરવર્ષે તમાકુ માટે દશ કરોડ ઉપર રકમ ખર્ચાય છે, અને એથી દર માણસદીઠ સરાસરી ૧૦૦ રૂપિયાની તમાકુ જોઇયે છિયે. ન્યૂયોર્કના કોમર્શિયલ એડવર્ટાઇઝરનો અધિપતિ જણાવે છે કે એ શહેરમાં ૪૦૦૦૦૦ ડાલરની તમાકુ દરવર્ષે જોઇયે છિયે, તે સરાસરી દરરોજ દરમાણસને પા રૂપિયાની થાય છે. કેટલીક ગણત્રી કરીને તે કહે છે કેઃ—"ખેદકારક વાત છે કે ન્યૂયોર્કના લોકો ખોરાક કરતાં તમાકુ માટે વધારે ખર્ચ કરે છે." આ પ્રમાણે ત્યાં તમાકુનો ઉપયોગ અત્યંત ઘણો વધી ગયો છે. ઇંગ્લંડમાં પણ દહાડે દિવસે એ વ્યસન વધતું જાય છે. એક લેખક લખે છે કે હેવન્નાહની સીગારેટ (બીડીઓ) જે બહુજ વખણાય છે, તે અત્યંત ગંદા સીદી ગુલામો બનાવે છે અને

તેઓ પાત્રોને ચોટવા માટે પોતાની થુંક વાપરે છે. આ ગંદાઈ તેમજ સુંઘનારાની ગંદાઇ જોઇને સારા માણસને તો સુગ ચડયા વગર રહેજ નહિ.।

આલ્કોહોલ—આ શબ્દ અરબી ભાષાનો છે. તેનો અર્થ "બળતો દીવો" થાય છે. ઉભરો આણીને બનાવેલા મદ્યમાં આ એક નિશો લાવનારૂં તત્ત્વ હોય છે, એ મળ્યાથી મૂળ મદ્યમાં રસાયણી ફેરફાર થઇ જાય છે. ઉભરાથી પદાર્થની સ્થિતિ બદલાય છે, આવી રીતે સ્થિતિ ફેર કરવાની રીતિઓ ઘણી છે, પણ તેમાં ત્રણ મુખ્ય અત્ર કહેવા જેવી છે. (૧) **સાકરીનફર્મેંટેશન**; આમાં શુંદર અને સ્ટાર્ચ પાણીમાં મેળવીને તેમાંથી સાકર બનાવાય છે: (૨) **વ્હાઈનસફર્મેંટેશન**; આમાં પ્રવાહી બનાવેલી સાકરમાંથી આલ્કોહોલ બને છે. અને (૩) **એસીટસફર્મેંટેશન**; આમાં આલ્કોહોલ અને બીજા પદાર્થોમાંથી સરકા (vinegar) બને છે. કેટલાક બીજા પદાર્થ વાપરવાથી સાકરીનનો રસ વધે છે. જ્યારે તેના ફણગા ફુટે છે ત્યારે આ સાકરીન તત્ત્વમાં મધુર સ્વાદ આવે છે, અને આનો ઉભરો આણવામાં આવે છે ત્યારે આલ્કોહોલનો મદ્ય બને છે, તેને યવ મદ્ય (ale) દ્રાક્ષાસવ (porter), ઇત્યાદિ કહે છે. દ્રાક્ષનો રસ પણ સાકરીન છે, અને તે મધુર પણ સાદો મદ્ય છે. તેને ઉભરો આપવામાં આવે ત્યારે તે મદ્ય કહેવાય છે, જેને સાદો મદ્ય (wine) કહે છે. આ સાદો મદ્ય કેવળ સાકર અને પાણીમાંથી પણ બને છે, પણ તેમાં શુંદરના ગુણો અને વનસ્પતિની વાસના હોતી નથી તેથી મનપસંદ થતો નથી. બ્રિટિશમદ્ય સાકર, ગૂસબેરી, ઇત્યાદિમાંથી બને છે.

પરંતુ આમાં મુખ્ય જોવાનું તો એ છે કે આ ઉભરાઓથી તેવી સ્થિતિઓમાં ફેરફાર થઇ જાય છે; જેમકે સાકરમાંથી સાકરનું રૂપ જતું રહીને તેને બદલે આલ્કોહોલ બની જાય છે. જ્યારે અસલ વસ્તુને આલ્કોહોલ રૂપ રસાયણી રીતિથી બનાવવામાં આવે છે, ત્યારે નુકશાન કરનાર કે નિરશાનો ગુણ દેખાતો નથી, પણ નિરશો લાવનાર તત્ત્વ નવુંછે. યવમદ્ય, દ્રાક્ષાસવ અને દ્રાક્ષારસમાં આલ્કોહોલ થોડો હોતો નથી, પણ સમગ્ર પદાર્થની સમાન હોય છે. આ પ્રવાહીઓમાં આલ્કોહોલનો ભાગ હોય છે તે ચેતન વધારે છે પરંતુ ખરેખરી રીતે પોષણ કરતો નથી; ખરેખરો પોષક ભાગનો નહિ બગડી ગએલ શુંદર અને સ્ટાર્ચ છે, કે જેનું સાકરીન બનેલું ન હોય. આ પોષણ એટલું બધું ફરે છે કે રોટલીના એકજ કોળીયામાં પણ આ મદ્યનો મોટો ભાગ આવે છે.

બ્રિટનમાં વપરાતા મદ્યોમાંના ઘણાખરામાં આલ્કોહોલ એટલો બધો હોય છે કે તેમાં પોષક ગુણ ઘણોજ વધારે હોય છે. વ્હાઇટસફર્મેંટેશનથી બનાવેલા મદ્યોમાંથી થોડા કે ઘણા ઘટ્ટરૂપમાં આલ્કોહોલને પૃથક્ કરવામાં આવે છે. આવી રીતે સાદા મદ્યમાંથી આલ્કોહોલને કાઢીને બ્રાંડી બનાવવામાં આવે છે, શેરડીમાંથી રમ બનાવવામાં આવે છે, અને ફણગા ફુટેલ ધાન્યમાંથી જીન અને વ્હિસ્કી બને છે. મૂળ વસ્તુને સાધારણ રીતે સ્પિરિટ કહે છે. શુદ્ધ આલ્કોહોલ રંગવગરના પ્રવાહી રૂપમાં હોય છે, તેની વાસ ઠીક હોય છે અને બંધક સ્વાદ હોય છે, તથા તે કોઇપણ જાતની ઠંડીથી ઠરી જતો નથી. હાલના મદ્યોમાં આલ્કોહોલનું જે પ્રમાણ હોય છે, તે નીચે બતાવ્યું છે:—

| મદ્ય. | ટકા. |
|---|---|
| પોર્ટવાઇન.... .... .... .... | ૨૧.૭૫ |
| મદીરાવાઇન.. .... .... .... | ૨૦.૨૫ |
| શેરી.... .... .... .... .... | ૧૭.૫ |
| ફ્રેંચવાઇન (કલારેટ).... .... .... | ૧૩.૫ |
| માલાગા.... .... .... .... | ૧૬. |
| મામસી.... .... .... .... | ૧૫.૭૫ |
| માર્સાલા.... .... .... .... | ૧૫.૫ |
| ચંપેન.... .... .... .... | ૧૧.૨૫ |
| વ્હાઇટહર્મિટેજ. .... .... .... | ૧૬.૨૫ |
| હૉક. .. .... .... .... .... | ૧૩.૨૫ |
| ફ્રંટિગ્નાક.... .... .... .... | ૧૧.૭૫ |
| કેપમદીરા.... .... .... .... | ૧૬.૭૫ |
| લાક્રિમીક્રિસ્ટિ. .... .... .... | ૧૮.૨૫ |
| સિડર. .... .... .... .... | ૯.૨૫ |
| પેરી. .... .... .... .... | ૭.૨૫ |
| એલ (બર્ટન). ... ... ... | ૮.૭૫ |
| એલ (એડિન્બરો).... ... ... | ૬.૫ |
| પોર્ટ.... .... .... .... .... | ૫.૨૫ |
| રમ.... .... | .૭૫ |

| | |
|---|---|
| હોલાંન્ડ (જીન) ... ... .... | ૪૭.૭૫ |
| વ્હિસ્કી (સ્કૉચ) .... .... ... | ૫૦.૨૫ |
| બ્રાંડી ... ... .... .... | ૪૯.૨૫ |

આમાં ચંપેન અને એલમાં આલ્કોહોલના ઘણા થોડા ટકા છે તો પણ કલારેટ કરતાં તેમાં નિશો વધારે છે પરંતુ તેનું કારણ તેમાં કાર્બોનિક આસિડનો ભાગ વધારે છે તે છે. પોર્ટર વગેરેમાં કેટલાક પદાર્થો મેળવવાથી પણ તેમાં નિશો વધે છે.

અપૂર્ણ.

---

# वैदिकदेवता.

१

. આ સૃષ્ટિમાં અતિ પ્રાચીનમાં પ્રાચીન પુસ્તક વેદ છે. એ વેદ જુદે જુદે સમયે જુદા જુદા ઋષિઓથી રચાયા છે, એમ હાલ મનાય છે. પ્રોફેસર મૅક્સમ્યૂલર તેને ઇ. સ. પૂર્વે ૩૨૦૦ વર્ષ ઉપર થયાનું કહે છે. વેદમાં કેટલાક દેવતાઓની સ્તુતિઓ આવે છે. એ દેવતાઓ શું છે, તે આપણે અત્ર જોઇશું. પ્રત્યેક દેવતા વિષેની તમામ હકીકત એકઠી કરીને તેના અર્થ તપાસીશું. એ મુખ્ય દેવતાઓનો ક્રમ અત્ર કક્કાવાર લઇશું.

## अगस्त्य.

પુરાણોમાં આ અગસ્ત્ય વિષે નીચે પ્રમાણે હકીકત છેઃ—

એકવાર ઉર્વશી નામની અપ્સરા ઉપર મિત્ર અને વરૂણ નામના બે દેવો મોહિત થયા. તેમણે તેને પોત પોતાને ત્યાં રાત્રિએ બોલાવી ઉર્વશીએ વિચાર કર્યો કે બે જણમાંથી કોને ત્યાં જવું અને કોને ત્યાં નહિ જવું? એકને ત્યાં જવાથી અને બીજાને ત્યાં નહિ જવાથી બીજાને દુઃખ લાગે. આમ વિચારી તેણે કોઇને ત્યાં નહિ જવાનો નિશ્ચય કર્યો. રાત્રીએ બંને દેવોએ બહુ રાહ જોઇ પણ ઉર્વશી આવી નહિ. આથી તેમને બંનેને શુક્રપાત થતાં તેમણે એ શુક્રને ઘડાઓમાં રાખી મૂક્યાં. તેમાંથી પુત્રો ઉત્પન્ન થયા. મિત્રને ત્યાંના ઘડામાંથી વસિષ્ઠ ઉત્પન્ન થયા અને વરૂણને ત્યાંના ઘડામાંથી અગસ્ત્યનો જન્મ થયો.

આવી રીતે અગસ્ત્યની ઉત્પત્તિની કથા છે. આ અગસ્ત્યનું ચરિત્ર ભિન્ન ભિન્ન પુરાણોમાં નીચે પ્રમાણે છે—

અગસ્ત્યનો જન્મ ઘડામાંથી થયો હોવાથી તેને કુંભયોનિ, કુંભજન્મન્, ઘટોદ્ભવ, ઇત્યાદિ કહેવાય છે. પિતૃ તરફથી તેનાં નામો મૈત્રાવરુણી, ઔર્વશેય અને માન્ય છે. એવું કહેવાય છે કે વિંધ્યાચલ પર્વતે એવું પણ કીધું કે સૂર્ય નિત્ય મેરૂ પર્વતની આસપાસ ભ્રમણ કરે છે તે મારી આસપાસ ફરે તેમ કરવું. આથી વિંધ્ય પર્વત વધવા લાગ્યો અને મેરૂથી પણ ઉંચો વધી સૂર્યને ફરવાનો માર્ગ રોકવા લાગ્યો. આથી સૂર્યાદિ દેવતાઓએ એ પર્વતના ગુરુ અગસ્ત્યની પ્રાર્થના કરી. અગસ્ત્યે વિંધ્યાચલ પાસે જઈને કહ્યું કે–' મારે દક્ષિણમાં જવું છે માટે નીચો થા અને હું પાછો ફરૂં ત્યાં સુધી નીચોજ રહેજે.' આથી પર્વત નીચો થઇ ગયો અને અગસ્ત્ય દક્ષિણમાં ગયા, તે પાછા ફર્યાજ નહિ.

અગસ્ત્યનાં નામો વળી પીતાબ્ધિ, સમુદ્રચુલુક, ઇત્યાદિ છે. આના સંબંધમાં એવી વાત છે કે કાલેય નામના દૈત્યો સમુદ્રમાં પેસી રહીને દેવતાઓને બહુ કષ્ટ આપતા હતા આથી ઇંદ્રાદિ દેવોએ અગસ્ત્યની સહાય માગી, તેથી અગસ્ત્ય સમુદ્ર આખો પી ગયા હતા. આ સમુદ્ર ખાલી થઈ જતાં દૈત્યો પકડાયા હતા.

અગસ્ત્યની સ્ત્રીનું નામ લોપામુદ્રા હતું, તેનું નામ કૌશીતકી તથા વરપ્રદા હતું. તેને બે પુત્રો દૃઢસ્ય તથા દૃઢસ્યુ થયા હતા. અગસ્ત્ય વિંધ્યની દક્ષિણમાં કુંજર પર્વત ઉપર આશ્રમ બાંધી વસતા હતા અને તેઓ દક્ષિણના સર્વ ઋષિઓમાં મુખ્ય હતા. તેમણે દક્ષિણમાંના રાક્ષસોને સત્તામાં રાખ્યા હતા અને વાતાપિ નામનો રાક્ષસ ઘેટાના રૂપમાં રહી દેવતાઓને દુઃખ આપતો હતો તેને માર્યો હતો તથા તેના ભાઇને પણ માર્યો હતો. રામચંદ્રજી તેમના આશ્રમ પ્રતિ આવ્યા હતા તેમના તે મિત્ર બન્યા હતા અને તેમને તેણે કીમતી સલાહ આપી હતી. તેણે રામને વિષ્ણુનું બાણ આપ્યું હતું અને ચઉદ વર્ષના વનવાસમાંથી રામ સ્વરાજ્યમાં ગયા ત્યારે તે તેમની સાથે અયોધ્યામાં આવ્યા હતા. આ ઋષિએ પોતાની શક્તિના પ્રભાવથી નહુષ રાજાને સર્પ બનાવી દીધો હતો અને તેને પાછો મૂલરૂપમાં આણ્યો હતો. દક્ષિણ દેશની મૂળ દ્રાવિડી જાતિને તેમણે વિદ્યાવાન્ કરી હતી ડા. કાલ્ડવેલે અગસ્ત્યનો સમય ઈ. સ. પૂર્વે ૭–૬ સૈકામાં મૂક્યો છે.

પુરાણોમાં વળી અગસ્ત્યને પુલસ્ત્ય તથા કર્દમની પુત્રી હવિર્ભુવાના પુત્ર કહેલછે, તેથી તેઓ રાક્ષસોના ભાઇછે. અગસ્ત્યના પુત્ર ઇદ્રબાહુ, મયોભુવ,

અને મહેન્દ્ર તથા બીજા તેના કુટુંબમાંથી વેદના મન્ત્રદ્રષ્ટાઓ થયા છે. સર્વ વિદ્યા જાણનાર અને ઉદાર વૃત્તિના આ ઋષિ હતા. રામાયણમાં કહ્યુ છે કે —

निर्जितासि मयाभद्रे शत्रुहस्तादमर्षिणा ।
अगस्त्येन दुराधर्षा मुनिनादक्षिणेवदिक् ॥

(હે કલ્યાણિ, શત્રુના હાથથી નહિ જીતાયલો એવો હુ અજિત અગસ્ત્ય મુનિથી તુ દક્ષિણ દિશા જીતાયલી છે)

વળી રઘુવંશ (૬-૬૧) મા—

अगस्त्यो दक्षिणामाशा माश्रित्य नभसिस्थितः ।
वरुणस्यात्मजो योगी विन्ध्यवातापिमर्दनः ॥

(દક્ષિણ દેશનો આશ્રય કરીને આકાશમાં રહેલા, વરૂણના પુત્ર યોગી અગસ્ત્ય, વિંધ્ય (તથા વાતાપિને મારનાર છે).

હવે અગસ્ત્ય શબ્દના નીચે પ્રમાણે અર્થો છે —

(૧) શિવ, (૨) અગસ્ત્યનો તારો (Canopus), (૩) અગથિયો, (૪) ભાદ્રપદવદિ સાતમી.

અગસ્ત્યના તારાનુ તેજ નદી આદિ ઉપર પડતાં તેનુ જળ નિર્મળ થઈ જાય છે.

હવે આટલી હકીકત ઉપરથી આપણે તેના અર્થો તપાસિયે. ઉણાદિ સૂત્ર (૪-૧૭૯૭ માં अगस्ति શબ્દની વ્યુત્પત્તિ આપી છે કે—" વિંધ્યની ગતિ અટકાવનાર" ( विंध्याख्यं अंग अस्यति) ઉપરની તમામ હકીકતમાં આવેલાં વિશેષ નામોની પણ હકીકત અગસ્ત્યનો અર્થ સમજવામાં જરૂરની છે એ નામો નીચે પ્રમાણે છે –

(૧) ઉર્વશી, (૨) મિત્ર, (૩) વરૂણ, (૪) વસિષ્ઠ, (૫) અગસ્ત્ય, કુંભયોનિ, કુંભજન્મનૂ, ઘટોદ્ભવ, મૈત્રાવરૂણી, ઔર્વશેય, માન્ય, પીતાબ્ધિ, સમુદ્રચુલુક, (૬) વિંધ્યાચલ, (૭) સૂર્ય, (૮) મેરૂ, (૯) કાલેય, (૧૦) ઇન્દ્ર, (૧૧) લોપામુદ્રા, કૌશીતકી, વરપ્રદા (૧૨) દૃઢાસ્ય, (૧૩)દૃઢદસ્યુ, (૧૪) કુંજર, (૧૫) વાતાપિ, (૧૬) નમચદ્રષ્ટ, (૧૭) વિષ્ણુ, (૧૮) અયોધ્યા, (૧૯) નહુષ, (૨૦) દ્રાવિડી, (૨૧) કાદ્રવેય, (૨૨) પુલસ્ત્ય, (૨૩) કર્દમ, (૨૪) હવિર્ભુવા, (૨૫) ,દ્રષ્ટ મયોભુવ, (૨૭) મહેન્દ્ર, ઇત્યા —

આમાંથી જરૂરનાં નામોની હકીકત નીચે પ્રમાણે છે:—

**ઉર્વશી**—**उरूनूमहतोऽपिअश्नुतेवशीकरोति** (વિસ્તારમાં-મહાન્ પણ સમાયછે), આ ઉપરથી 'વિસ્તાર' એવો અર્થ છે. વિસ્તારવાચક અવકાશ (space) છે. સંસ્કૃતમાં તેને **दिक्** કે **दिशा** કહે છે. આ નામની સ્વર્ગના રાજા ઇંદ્રને ત્યાં અપ્સરા હતી. તે પુરૂરવા રાજાને પરણી હતી. એકવાર મિત્ર અને વરૂણે મોહિત થઇ તેને પોત પોતાને ત્યાં તેડાવી, પણ ઉર્વશી એમાંથી કોઇને ત્યાં ગઇ નહિ, તેથી મિત્રે તેને મૃત્યુ લોકમાં પડવા શાપ આપેલો, તેથી તે પુરૂરવાની સ્ત્રી થઈ હતી. પુરૂરવાથી તેને આયુસ્ નામનો પુત્ર થયો હતો. આ અપ્સરા નરનારાયણ ઋષિની જંઘામાંથી ઉત્પન્ન થઇ હતી. ઉર્વશી શબ્દના અર્થો 'ઇચ્છા', 'કામના', પણ થાય છે. **उर्** જવું અને **वश्** ઇચ્છવું. પુરૂરવારાજા બુદ્ધ અને ઈલાનો પુત્ર હતો અને ચંદ્રવંશનો સ્થાપનાર હતો. બુદ્ધ શબ્દ **बुध्** જાણવું, ઉપરથી બુદ્ધિનો વાચક છે અને ઇલા શબ્દ વાણીનો વાચક છે. બુદ્ધ અથવા જ્ઞાન અને તેની સ્ત્રી ઇલા અથવા વાણીથી પુરૂરવા જન્મ્યો હતો. **पुर्** બુદ્ધિ, **पुरु** વિસ્તાર અને **रवस्** નાદ કે શબ્દ, તેની સ્ત્રી ઉર્વશી કે આકાશ અથવા દિશા. તેનો પુત્ર આયુસ્ (જીવન) આકાશ અને શબ્દથી વાયુ ઉત્પન્ન છે, માટે જીવનરૂપ પ્રાણવાયુ, તેજ આયુસ્ છે. બહુ સૂક્ષ્મ રીતે જોતાં વેદમાં જેને **वाच्** કહેલી છે તેજ એ ઉર્વશી છે, અને એ વાચ્‌નું પુલ્લિંગ શબ્દ છે, તે પુરૂરવા છે. તે ઉર્વશીના ઉપર મિત્ર અને વરૂણ મોહ પામ્યા હતા તે હવે જોઇયે.

**मित्र**—**मिद्यतिस्निह्यति,मिद्**—**त्र** (મોહ પામવો, સ્નેહ થવો, **मिद्** અને **त्र**), આ ઉપરથી મિત્ર શબ્દ મોહ અથવા સ્નેહનો વાચક છે. એ શબ્દનો અર્થ 'દોસ્તદાર' થાય છે. દોસ્તદારી અથવા મિત્રતા, મોહ કે સ્નેહથી બંધાય છે, માટે મિત્ર એટલે દોસ્તદાર આખા જગત્‌ને જીવન ગતિરૂપ પ્રાણતત્ત્વને આપી પોષણ કરનાર સૂર્ય છે. એ સુર્યઆમ આખા જગત્ ઉપર સ્નેહ રાખી તેનું પોષણ કરેછેમાટે તે આખા જગત્‌નો મિત્ર છે. માટે મિત્ર નામ સૂર્યનું છે. સૂર્યનાં ઘણાં નામોમાંનું આ એક છે. **मिद्** ધાતુ મોહ કે સ્નેહવાચક છે. મિત્ર જગત્‌ને પ્રાણ આપનાર હોવાથી પ્રાણમય આયુસ્‌ને આપનાર તેથી આયુસ્‌ના પિતારૂપ છે, અને તેથી આયુસ્‌ની માતા ઉર્વશી અથવા આકાશના પતિરૂપ છે, માટે મિત્રને ઉર્વશી ઉપર મોહ થવો સંભવિત છે.

વરૂણ—वृ—वनन्, આ ઉપરથી એ શિબ્દ આવરણવાચક છે. વાતાવરણ-રૂપ દેવ વરૂણ છે. આ દેવ જળના તથા પશ્ચિમના દેવછે. ઉષ્ણ કાલમાં જે ઉષ્ણ વાયુ જળનું શોષણ કરી આકાશમાં એકઠું કરે છે, તે ઉષ્ણ વાયુનું આવરણજ વરૂણ દેવછે. મહાભારતમાં કહ્યું છે કે प्रतीचींवरुणःपाति ( પશ્ચિમ દિશાને વરૂણ પાળેછે). વર્ષાદનો વાયુ પશ્ચિમમાંથી વાયછે આ વાયુ પણ જગત્-ને જળથી પોષેછે, માટે દિશાના પતિ વરૂણ દેવ પણ ઉર્વશીના પતિ રૂપછે, માટે મોહ પામે તેમાં નવાઈ નથી. તેના પુત્ર વસિષ્ઠ છે. આયુષ્ય જેમ જીવન રૂપ પ્રાણ-વાયુછે, તેમજ વસિષ્ઠ પણ જીવ રૂપ પ્રાણવાયુ છે તે. નીચે પ્રમાણે છે.

વસિષ્ઠ—वसि શરીર રૂપ ઘર, स्था રહેવું. શરીર રૂપ ઘરમાં જીવન રૂપ પ્રાણ-વાયુ રહેછે, તેજ વસિષ્ઠ છે.

અગસ્ત્ય—अग्र ધાતુ વક્રગતિ વાચકછે અને स्त्यै ધાતુ વિસ્તાર વાચક છે. આ ઉપરથી વક્રગતિનો વિસ્તાર, એમ અર્થ અગસ્ત્ય શબ્દનો થાયછે. વાતાવરણનો વિસ્તાર, તે વરૂણનો પુત્ર અગસ્ત્ય છે. એ વિસ્તાર આકાશનો પણ ગુણ હોતાં ઉર્વશીનો પુત્રછે. જળ શોષક વાતાવરણનો પુત્ર તેથી અગસ્ત્ય સમુદ્રપાન કરી ગયા હતા. કુંભયોનિ એટલે કુંભ અથવા ઘડો જેની યોનિરૂપ છે તે, કુંભજન્મન્ એટલે ઘડામાંથી જન્મ પામેલ, ઘટોદ્ભવ એટલે ઘડામાંથી ઉત્પન્ન થયેલ, એમ અર્થો છે. ઘડામાંનું વાતાવરણ મિત્ર અને વરુણનો પુત્ર તેથી મૈત્રાવરૂણી, ઉર્વશી નો પુત્ર તેથી ઔર્વશેય અને માન પામેલ દેવ તેથી માન્ય કહેવાયછે. અગસ્ત્ય સમુદ્ર પી ગયા હતા તેથી પીતાબ્ધિ (पीत=પીધેલ અને अब्धि=સ-મુદ્ર) કહેવાય છે. चुल्—उक्रन् ઉપરથી શબ્દ થયો છે, તેનો અર્થ કવલ કે કો-ગળો થાય છે. સમુદ્રને એકજ કોગળામાં પી ગયા તેથી સમુદ્રચુલુક કહેવાયા છે. ચુલ્ ડૂબવું ઉપરથી છે.

વિંધ્યાચલ—ભરતખંડની મધ્યમાં પર્વત છે. તે ઉત્તર અને દક્ષિણ દે-શોને જુદા પાડેછે. સાત કુલપર્વતોમાં તે એક ગણાય છે. એ સાત કુલાચલો નીચે પ્રમાણે છેઃ—

महेंद्रोमलयःसह्यःशुक्तिमानृक्षपर्वतः ।
विंध्यश्चपारियात्रश्चसप्तैतेकुलपर्वताः ॥

( ૧ ) મહેંદ્ર, ( ૨ ) મલય, ( ૩ ) સહ્ય, ( ૪ ) શુક્તિમાન્, ( ૫ ) ઋક્ષ, ( ૬ ) વિંધ્ય, અને ( ૭ ) પારિયાત્ર.

મહેંદ્ર પર્વત મેરૂનું નામ છે. મેરૂ પર્વત હિમાલયને કહેવામાં આવેછે, પરંતુ તે મસ્તક ( brain ) નો વાચક છે. મેરૂની આસપાસ સૂર્ય ચંદ્ર ફરેછે, અને શરીરરૂપ પિંડમાં મસ્તક સૂર્યનું સ્થાન તથા અંતઃ કરણ ( heart ) ચંદ્રનું સ્થાન છે. મેરૂ શબ્દના અર્થો પણ મસ્તકવાચક છે. આવી રીતે વિંધ્ય મનછે. વિંધ્ય શબ્દનો અર્થ 'વીંધવા યોગ્ય' થાયછે. મન વીંધવા યોગ્ય છે– વશ કરવા યોગ્ય– ભેદી નાખવા યોગ્ય છે. સ્થૂલ અર્થમાં અંતઃકરણજ વિંધ્ય પર્વત છે. શરીરમાં ઉત્તર દેશ મસ્તકછે અને દક્ષિણ દેશ ઉદર છે. તે બેની વચ્ચે અંતઃકરણ છે. અંતઃકરણ પાસે એક પટલ ( diaphragm ) છે. તેમાં વીંધછે અને તે વીંધમાં થઇને અન્નનલિકા ( æsophagus ) નીચે ગઇ છે. જળ શોષનાર વરૂણનો પુત્ર અગસ્ત્ય પાચનશક્તિનો દેવ પણ કહેવાય છે. અન્નાદિનું પાચન કરનાર અગ્નિરૂપ અગસ્ત્ય છે. શરીરમાં લીધેલા ખોરાકની જે શોષણ ક્રિયા ( absorption ) થાયછે, તે અગસ્ત્ય કરેછે. સમુદ્રપાન, વિંધ્યવૃદ્ધિનો અટકાવ અને દૈત્યોને પચાવી દીધા, ઇત્યાદિ વાત આથી સમજાયછે. વળી ઉદર રૂપ ઘડામાં તે જઠરાગ્નિ વસે છે.

सूर्य–सरति आकाशे सूर्यः ( આકાશમાં ફરે તે સૂર્ય), અથવા सुवति कर्माणि लोकं प्रेरयति ( કર્મો કરાવે છે તથા લોકને પ્રેરે છે).

મેરૂ–ઉપર કહેલું છે તેમ મસ્તકવાચક છે.

કાલેય–આ શબ્દનો અર્થ યકૃતગ્રંથિ (liver) થાય છે. તે ઉદરમાં જમણી બાજુએ હોય છે. તે પિત્ત (bile) ની ગાંઠ છે. ઉદરના જલમાં એ ગાંઠનો ઉપદ્રવ થતાં શોષણ ક્રિયાથી એ રોગનું નિવારણ થયાની વાત સમુદ્રપાનનો અર્થ છે.

ઇંદ્ર–મેઘરાજા. इन्दतीतीन्द्रः (સત્તાવાન્ તે ઇંદ્ર). સ્વર્ગના દેવતાઓનો રાજા સર્વ શક્તિમાન્ છે. ગ્રીક લોકોનો ઇંદ્ર જ્યુપિતર ફ્લૂવિયસ્ નામનો છે. इंदू ધાતુ સત્તાવાચક છે, તે પરથી થએલ શબ્દ ઇંદ્રિય છે. શરીરમાં ઇંદ્રિયો દેવતારૂપ છે, તથા સત્તા ધરાવે છે. (इंद्रियं=इंद्रलिंगमिंद्रदृष्ट मिंद्रसृष्ट मिंद्रजुष्ट मिंद्रदत्तमितिवा). સર્વ ઇંદ્રિયોમાં મન રાજા છે, માટે ઇંદ્રિયોરૂપી દેવતાઓનો રાજા મનરૂપી ઇંદ્ર છે. પિત્ત પ્રકોપથી ઉત્પન્ન થએલ કમલો આદિ દરદથી ઇંદ્રિયો પીડા પામે છે, તેથી તેમણે અગસ્ત્ય–શોષક વાયુની સહાયતા માગેલી, એમ અર્થ છે.

લોપામુદ્રા–અગસ્ત્યની આ સ્ત્રી વિદર્ભ દેશના રાજાની પુત્રી હતી. આને માટે એવું કહેવાય છે કે તેને અગસ્ત્ય ઋષિએ પોતેજ બનાવીને વિદર્ભ રાજાને ત્યાં મૂકી હતી. ત્યાં તે ઉછરીને મોટી થતાં અગસ્ત્યને પરણી હતી. આ સ્ત્રીએ અગસ્ત્ય જો પુષ્કળ દ્રવ્ય મેળવે તો તેની સાથે પરણવા ઇચ્છા જણાવી હતી. આથી અગસ્ત્યે ઇલ્વલ નામના દૈત્ય પાસેથી પુષ્કળ ધન મેળવ્યું હતું. लुप् હરી લેવું, ઉપરથી लोपा હરીલેનારી, અને मुद्रा છાપ. જળને શોષી લેઇ આકાશમાં મેઘરૂપે છાપવા અથવા સ્થાપવાની અગસ્ત્યની જે ક્રિયાશક્તિ, તે તેની સ્ત્રી. લોપામુદ્રા, કૌશીતકિ અને વરપ્રદા (વરદાન આપનારી) પણ તેનાં નામો છે.

દૃઢાસ્ય–દૃઢ આસ્ય, એટલે મુખવાળો.

દૃઢસ્યુ–દૃઢતા વાચક છે. અગસ્ત્યની આ બે દૃઢ શક્તિઓ છે.

કુંજર–હાથી આ નામનો દક્ષિણમાં પર્વત છે. જઠરરૂપી પર્વત, અને તેમાં રહેલ અગ્નિ, તે અગસ્ત્ય.

વાતાપિ–વાયુ. ઉદરમાં થએલો વાયુ, તેને જઠરાગ્નિ પચાવે છે. અગસ્તિ નામની ઓષધી છે તે પણ દીપનગુણની છે, અને વાયુને હણે છે.

રામચંદ્રજી–પ્રસિદ્ધ છે. શરીરમાં આત્મા છે તે રામ છે.

વિષ્ણુ–પરમેશ્વરનું પાલકરૂપ. विष् વ્યાપવું, એ ઉપરથી વિષ્ણુનો અર્થ વ્યાપક થાય છે. એ વિષ્ણુની વ્યાપક શક્તિ અગસ્ત્ય અથવા અગ્નિને મળેલી છે.

અયોધ્યા–શરીરરૂપી નગરમાં આત્મા, રામ, રાજ્ય કરે છે, માટે શરીર તેજ અયોધ્યા છે. 'યુદ્ધ નહિ કરવા યોગ્ય,' એવો આ શબ્દનો અર્થ છે. યુદ્ધ નહિ કરવાથી આત્માનો શાંતિનો ગુણ બતાવ્યો છે, કે જે રામમાં હતો.

નહુષ–ઉપર કહેલા પુરૂરવા રાજા અને ઉર્વશીના પુત્ર આયુસ્નો પુત્ર. તેનો પુત્ર યયાતિ હતો. તે ઘણો ડાહ્યો અને બલવાન્ ચંદ્રવંશી રાજા હતો ઇંદ્રે વૃત્રાસુર નામના બ્રાહ્મણનો વધ કર્યો, તેના પાપને લીધે તે જલમાં સંતાઈ રહ્યો હતો; ત્યારે ઇંદ્રનું રાજ્ય તેને મળ્યુ હતું. ઇંદ્રાસન ઉપર આવ્યા પછી તેને ઇંદ્રાણી ઉપર મોહ થયો, તેથી તેણે પાલખીમાં બેસી ઇંદ્રાણીપાસે જવા ધાર્યું. આને માટે તેણે પોતાને ત્યાં લઈ જવા સપ્તર્ષિને આજ્ઞા કરી. સપ્તર્ષિ તેને લેઈ ચાલ્યા. માર્ગમાં તેણે સપ્તર્ષિને આજ્ઞા કરી કે–सर्प–सर्प (જલદી ચાલો, જલદી ચાલો). આથી સપ્તર્ષિમાંના એક અગસ્ત્યે તેને સર્પ થવાનો શાપ આપ્યો.

આથી તે સર્પ બનીને પૃથ્વી ઉપર પડયો હતો, તે યુધિષ્ઠિર રાજાએ તેને મુક્ત કર્યો હતો.

ઉપર આપણે આયુસ્‌ને પ્રાણવાયુ કહેલછે, તેનો પુત્ર આ નહુષ સ્થૂલ શરીર રૂપછે. નહુસ્ શબ્દનો અર્થ પણ 'મનુષ્ય' થાયછે. મનુષ્ય દેહજ નહુષ રાજા છે. ઇંદ્રાસન પ્રાપ્તિ પર્યંત સુખનો અવધિ સત્કર્મથી મનુષ્ય પ્રાપ્ત કરી શકે છે. તેમજ પાપ બુદ્ધિથી સર્પ જેવી નીચતાને પામેછે, આમ તાત્પર્ય ઉપરની વાતનો છે.

દ્રાવિડી—દક્ષિણ દેશમાં પાંચ પ્રકારના દ્રાવિડી બ્રાહ્મણો પંચ દ્રવિડ કહેવાય છેઃ–( ૧ ) દ્રાવિડ, ( ૨ ) કર્ણાટ, ( ૩ ) ગુર્જર, ( ૪ ) મહારાષ્ટ્ર અને ( ૫ ) તૈલંગ. ઉદર અને નીચેના પ્રદેશોનાં આ રૂપોછે. દ્રુ ધાતુપરથી આ શબ્દની વ્યુત્પત્તિ છે. ( द्रुवत्पूर्ध्वं ). આ ઉપરથી તે ધાતુનો અર્થ ઉંચે વધનાર વૃક્ષ થાય છે. અન્નનલિકા એક વૃક્ષ જેવી કંઠથી અપદ્વાર સુધી છે. તેના પાંચ મુખ્ય ભાગો છેઃ–(૧) અન્નનલી (gulet), (૨) ઉદર ( stomach ), (૩) આંતરડાંનો માર્ગ ( duodinum ), (૪) આંતરડાં ( intestines ) અને ( ૫ ) અપદ્વારમાર્ગ ( rectum ). પંચદ્રવિડ તે આજ છે, એમ કહેવાનો તાત્પર્ય નથી, પરંતુ એમ હોય તો અસંભવિત નથી, એટલુંજ કહેવાનું છે.

ડા. કાલ્ડવેલ–આ ગૃહસ્થે અગસ્ત્યનો સમય કહેલો છે. પરંતુ એ સમય ખરો નથી, કેમકે અગસ્ત્યને જઠરાગ્નિરૂપ શોષણક્રિયા માનતાં તે ઐતિહાસિક મનુષ્ય નથી, તેથી તેને સમય હોય નહિ.

પુલસ્ત્ય—પુલ્ અને સ્ત્યૈ, એ બંને ધાતુ વિસ્તાર વાચક છે. આ બ્રહ્માના પુત્ર અને રાક્ષસોના પિતાછે. બ્રહ્મા શબ્દ વિસ્તાર વાચક છે. ચિદાકાશ અંતઃકરણજ બ્રહ્મા છે, તેથી બ્રહ્માનો બ્રહ્માંડ વિસ્તાર, તે પુલસ્ત્ય છે. વિસ્તાર વાચક ઉપરના પોલાણને લેતાં તેમાં રહેલ જઠરાગ્નિરૂપ અગસ્ત્ય તેનો પુત્ર ગણાય.

કર્દમ—कर्द् ધાતુનો અર્થ 'ઉદરનો શબ્દ' થાયછે, પાચન ક્રિયા થવાથી થતો શબ્દ– ઉદરા કાશનો શબ્દ.

હવિર્ભુવા—યજ્ઞ ભૂમિ. ઉદર યજ્ઞ ભૂમિ છે; તેમાં ખાધેલઅન્ન જઠરાગ્નિથી પચે છે.

ઇંદ્રબાહુ, મયોભુવ અને મહેંદ્ર—ઉદરરૂપ યજ્ઞભૂમિ–હવિર્ભુવામાં અગસ્ત્ય રૂપ જઠરાગ્નિ સળગતાં નીસરતા ધૂમ રૂપ પ્રાણપ્રવાહ, તેજ અગસ્ત્યના આ પુત્રો છે.

આ પ્રમાણે એક અગસ્ત્યના અર્થો છે. આ અર્થોને આધ્યાત્મિક અર્થ કહેવાય છે. પ્રત્યેક શાસ્ત્રના ત્રણ પ્રકારે અર્થ થાયછે:– ( ૧ ) આધ્યાત્મિક, (૨) આધિદૈવિક અને ( ૩ ) આધિભૌતિક. કેવલ સ્થૂલ અર્થ આધિભૌતિક છે, કે જે ડા. કાલ્ડવેલે કરેલો છે. આધિદૈવિક અર્થ પ્રમાણે અગસ્ત્યાદિ મનુષ્ય નહિ, પણ દેવ તરીકે ગણી શકાય અને ઉપર બતાવેલા અર્થો-આધ્યાત્મિક ગણાયછે. આધ્યાત્મિક અર્થો કરતાં શાસ્ત્રોમાં અવિરોધ થાયછે.

અપૂર્ણ

---

# केळवणी.

---

માણસ જાત જે કામને માટે નિર્માણ થઇછે, તે કામ કરવાને માટે તેને સુધારીને લાયક કરવાની અથવા તેમની બુદ્ધિ વધારવાની કળા–કેળવણી--છે. પ્રત્યેક કળારૂપી ઇમારતની રચના કોઇપણ વિદ્યારૂપી પાયા ઉપર ચણાયછે, અને તે પ્રમાણે આ બુદ્ધિ કેળવવા રૂપી કળાના પાયા રૂપ જે વિદ્યા હોય, તેનું જ્ઞાન એ કલા ખીલાવવા પહેલાં સંપૂર્ણ હોવું જોઇએ! માણસને માણસાઇમાં લાવનારી આ કળા બતાવતાં પહેલાં તેના પાયા રૂપ જનસ્વભાવવિદ્યા જાણવાની પૂરી જરૂરછે. આ જનસ્વભાવવિદ્યા હાલમાં ત્રણ ભાગમાં વહેંચાયલી છે. (૧) શારીરવિદ્યા ( Physiology ), ( ૨ )માનસવિદ્યા ( Psychology ) અને ( ૩ )નીતિ વિદ્યા ( Ethics ). આ ત્રણ વિદ્યાઓ ઉપર ખરી કેળવણીનો આધારછે; પરંતુ અફસોસ છે કે પહેલી જેટલી બીજી બે વિદ્યાઓ સંપૂર્ણ હાથ આવી શકિત નથી! અને આવેલી છે તેમાં મત ભેદ ઘણો રહેલો છે! એતો ખરૂં છે કે શરીર, મન અને તે બેનો બહારના જગત્‌ના પદાર્થો સાથેનો સંબંધ, એ ત્રણ બાબત બતાવનારી આ ત્રણ વિદ્યાઓ એક મતથી ખરી રીતે શોધાય નહિ ત્યાં સુધી અનિશ્ચિત એ વિદ્યા રૂપી પાયા ઉપર ચણાયલી કેળવણીની રચના ખરી કહી શકાય નહિજ! શારીર વિદ્યામાં શરીરના અવયવોની રચના તથા તેની રચનાની અમુક કામો કરવા માટેની યોગ્યાયોગ્યતાનો વિષય હોય છે, જેમકે ઉદરમાં પાચન ક્રિયા ચાલેછે, તેથી ઉદરની રચનાજ એ કામને માટે પરમ યોગ્યછે, ઇત્યાદિ. એ વિદ્યા ખરી રીતે જાણ્યાથી અથવા શરીરના અવયવોનો ખરો

ઉપયોગ જાણ્યાથી ખોટા ઉપયોગથી દૂર રહેવાય અને તેથી રોગાદિ ખાગીએ તેમાં આવે નહિ! આ વિદ્યા વૈદ્યક શાસ્ત્રની હોવાથી ડાક્ટર લોકોજ જાણેછે પરંતુ તેનું સામાન્ય જ્ઞાન સર્વેને હોવાની આ ઉપરથી જરૂર સ્પષ્ટ થાયછે! હાલમાં વૈદ્ય વિદ્યાના સંબંધમાં પ્રાચીન સંસ્કૃત આદિ તથા આધુનિક પાશ્ચાત્ય એમ બે મત ચાલેછે, અને તેમાંથી કોની વિદ્યા ખરીછે, એ પ્રશ્નનું નિરાકરણ પણ થવું જોઈયે, કેમકે તે થાય ત્યારેજ શારીર વિદ્યા ખરી હાથ લાગીશકે. પરંતુ એ વળી વિસ્તિર્ણ પ્રશ્ન છે, અને તે અત્ર ચર્ચવાથી પ્રસંગાન્તર થઈ જતાં પ્રસ્તુત વિષયથી દૂરજતાં રહેવાયછે! આથી જરૂર છતાં પણ એ વાતને અલગ રાખતાં અત્ર માત્ર–ખરી શારીર વિદ્યાના સામાન્ય જ્ઞાનની સર્વેને જરૂરછે–એટલુંજ કહી આગળ ચાલીશું! અને હાલ જે શારીર વિદ્યા લોકમાં પ્રમાણભૂત ગણાયછે તેના ફલ ઉપરથી તેની સત્યાસત્યતાનો નિર્ણય કરવાનું વાંચનારે વિચાર લેવા માટે અલગ રાખીશું.

૨. આ શારીર વિદ્યા કેળવણીની શોધ અર્થે જેટલી અગત્યની છે તેટલીજ –અરે! તેથી ઘણી વધારે અગત્યની વિદ્યા માનસ વિદ્યા છે. અફસોસ! આ વિદ્યાનો પ્રશ્ન વળી વિશેષ તકરારી છે! હાલમાં આ વિદ્યામાં કુશલ પાશ્ચાત્યોમાં સ્પેન્સર, મીલ, કોંટ્ટે, બેન, બકલ, એમર્સન, ગેટી, ઇત્યાદિ પ્રમુખ પદ ભોગવેછે આપણે મૂળ અત્ર બે પક્ષ લીધેલાછે. (૧) પૂર્વનો અને (૨) પશ્ચિમનો. પૂર્વ અને પશ્ચિમનો દિશાઓ વચ્ચે જેમ પરસ્પર ઉલટોજ સંબંધછે, તેમ એ બે ખંડોના લોક સ્વભાવમાં પણ ઉલટોજ સંબંધ છે. આના સંબંધમાં પ્રાચીન ગ્રીક લોકોનો પ્રાચીન ભારતીઓ સાથે કરેલો પ્રોફેસર મેક્સ મ્યૂલરનો મુકાબલો બહુ સરસછે. તે એક સ્થળે લખેછે કે:–૧

"*Greece and India are, indeed, the two opposite poles* in the historical development of the Aryan man. To the Greek existence is full of life and reality; to the Hindu it is a dream, an illusion. The Greek is at home where he is born; all his energies belong to his country. He stands and falls with his party and is ready to sacrifice even his life to the glory and indipendence of Hellas. The Hindu enters this world as a stranger; all his thoughts are directed to another world; takes no part even

૧ History of Sanskrit Literature, p. 18.

where he is driven to act, and when he sacrifices his life, it is but to be delivered from it"૧

આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે ગ્રીક એટલે પશ્ચિમ અને હિંદુ એટલે પૂર્વના લોકોમાં કેવળ ઉલટાજ સ્વભાવ રહેલા હતા (છે). હવે આમાંથી—આ બેમાંથી એક પક્ષના વિચારો સિદ્ધ થયા વગર શાસ્ત્રોની રચના સ્થિર બની શકે તેમ નથીજ! પરંતુ પુરાવા બતાવી આપી પોતાનો પક્ષ મજબૂત કરી આપનાર વકીલની ખામીથી પૂર્વનો મત નિર્બળ અને દયાળુજનક સ્થિતિમાં છે, તેથી પશ્ચિમનો મત વિશેષ પ્રબળતા ભોગવે છે. આ બે મતોની પણ સત્યાસત્યતાની તપાસ તેના પરિણામ ઉપરથી વાંચનાર કરી શકશે! અત્ર તે વિષયાંતર હોવાથી અપ્રસ્તુત છે! માટે તેની અગત્ય બતાવવીજ બસ છે!

૩. નીતિવિદ્યાનો આધાર બહુશ ઉપરની માનસવિદ્યા ઉપરજ છે. નીતિ શબ્દના ઘણા અર્થો છે, પરંતું તેનો મૂળ ખરો અર્થ—જીંદગીના નિયમો—છે. કેવી રીતના વર્તનથી જીવનગતિ સરલ થાય, એ વર્તનના નિયમોજ નીતિવિદ્યા છે. આ વર્તણુકના નિયમો ઘડનાર માનસ વિદ્યા છે. આમ ત્રણે વિદ્યાઓ ઉપર કેળવણીનો આધાર છે.

૪. આ ત્રણે વિદ્યાઓ સંપૂર્ણતાએ પહોંચી ગઇ છે, એમ જો માનિયે, તો કેળવણી સંબંધી સઘળા પ્રશ્નોનાં બે મુખ્ય બિંદુઓનાં નિરાકરણ થઇ શકે છે. એક મનુષ્યની સ્વાભાવિક ગતિ અને તેને માટે ખાસ અગત્યની જરૂરિયાતો શી છે? અથવા તો બીજા શબ્દોમાં બોલિયે, તો કેળવણી આપનારનો હેતુ અને પરિણામ શું છે? બીજો પ્રશ્ન એ છે કે—એ પરિણામ લાવવા માટે સર્વોત્તમ સાધનો શું છે? આ બંને પ્રશ્નોના ખરા ઉત્તરનો આધાર ઉપરની ત્રણ વિદ્યાઓની ખરાઈ ઉપર રહેલો છે! અને તેને માટે એક અંગ્રેજ વિદ્વાન એક સ્થળે લખે છે, તેવુંજ છે! એ લખાણ આ પ્રમાણે છે.૨

---

૧ " ખરેખર, ગ્રીસ અને હિંદુસ્તાન, આર્યોની વૃદ્ધિના ઇતિહાસના, બે પ્રતિકૂળ છેડાઓ છે ગ્રીકને જીંદગી સાચી અને પ્રવૃત્તિમય છે, હિંદુને તે સ્વપ્નવત્ અને માયારૂપ છે. ગ્રીક જ્યા જન્મ્યો હોય તેનેજ ઘર માને છે; તેની સર્વ પ્રવૃત્તિ સ્વદેશમેળાપરાયણ હોય છે, તે પોતાના જાતિભાઇઓની સાથેજ રહે છે અને મરે છે, અને સ્વદેશીઓની સ્વતંત્રતા તથા કીર્ત્તિને અર્થે જીંદગી પણ હોમવાને તત્પર રહે છે હિંદુ આ સૃષ્ટિમાં એક મુસાફર તરીકે પ્રવેશ કરે છે, તેના સર્વ વિચાર બીજી સૃષ્ટિ તરફ લાગેલા હોય છે, પ્રવૃત્તિમાં પડ્યો નાખો તોપણ પડતો નથી, અને પ્રવૃત્તિથી છુટવા માટેજ તે જીંદગીને હોમે છે"

૨ Chamber's Encyclopædia, Vol III, Education, p 770 (1862).

"But the sciences (abovementioned) are themselves in too imperfect and unsettled state to be the basis of any theoretical plan that would be generally accepted; for our knowledge of living beings, and still more of moral being, must, as is now well understood be the last to acquire the shape and certainty of science. It is needless, therefore, to look as yet for any complete theory or philosophy of education!"૧

આટલા માટે કેળવણીની કળા જો કે પ્રાચીન કાળથી ચાલતી આવી છે તોપણ હજુ સુધી તે અપૂર્ણ સ્થિતિજ ભોગવે છે, અને અજમાયશ, અનુભવ અને દેખાતી ભુલો ઉપરથી સુધારા, એમ કર્યા વિના બીજો ઉપાય હાલ સુધી પણ આપણા હાથમાં નથીજ !

૫ ચાલતા સૈકા પહેલાં કૃષિ વિદ્યાની જે સ્થિતિ હતી તેવી હાલ કેળવણીની સ્થિતિ છે. રસાયન વિદ્યા (Chemi.try) અને ઉદ્ભિચ્છારીર વિદ્યા (Vegetable Phisiology)ની શોધથી કૃષિવિદ્યા કંઈક પૂર્ણતા તરફ આવેલ છે, અને તેનો પાયો વિધા ઉપર લાઇબિગ (Liebig)અને બીજાઓએ રોપ્યો છે. જે. એસ. મીલના મત પ્રમાણે વર્ત્તણુકના નિયમો ઉપરજ કેળવણીની રચના થઇ છે, અને એ વર્ત્તણુકના નિયમોની વિદ્યાને તે નીતિવિદ્યા (Ethology કહે છે પરંતુ આ વિદ્યાની જેટલી જરૂર છે, તેટલી તે હજી સંપૂર્ણતાને પામી નથી; અને તેટલા માટે કેળવણી વિષયની તકરારે એક વિચિત્ર રૂપ ધારણ કરેલું છે, તથા ભિન્ન ભિન્ન મતોથી તે વાદવિવાદમય રહેલ છે, તેથી સૌ પોત પોતાના મતની પુષ્ટિ કરવાનોજ પ્રયત્ન કર્યા કરે છે !

અપૂર્ણ.

---

૧ "પરંતુ (ઉપર કહેલી) વિદ્યાઓ પોતે એટલી બધી અપૂર્ણ અને અવ્યવસ્થિત સ્થિતિમાં છે, કે સામાન્યરીતે સર્વ માન્ય કોઇપણ તાર્કિક યુક્તિના મૂલ તરીકે તેઓને વાપરી શકાય તેમ નથી; કારણ કે જીવતાં પ્રાણીઓ વિષેનું આપણું જ્ઞાન અને વળી એથી પણ વધારે તો નીતિ સંબંધી જ્ઞાન એક ખાત્રી ભરેલી વિદ્યા તરીકે ગણી શકાય તેવું થવું જોઇએ, એમ હાલ સર્વત્ર માનવામાં આવ્યું છે. આટલા માટે કેળવણી સંબંધી કોઇપણ સંપૂર્ણ તર્ક કે વિચાર બાંધવો, એ વ્યર્થ છે!"

# વૈદ્ય પ્રભુરામ જીવનરામ ઔષધાલય.

## અનંતવાડી, ભુલેશ્વર, મુંબઇ

## ઔષધોનાં નામ તથા કીંમત.

### भस्मो.

| | |
|---|---|
| અભ્રકભસ્મ સહસ્ત્રપુટી | ૪૧–૦ |
| અભ્રક ભસ્મ તો૦ ૧ | ૪–૦ |
| કાંસ્ય ભસ્મ ... ,, | ૪–૦ |
| જસદ ભસ્મ ... ,, | ૪–૦ |
| તામ્ર ભસ્મ ... ,, | ૪–૦ |
| ત્રુષ્ણાદી લોહ ભસ્મ,, | ૦–૮ |
| નાગ ભસ્મ ... ,, | ૪–૦ |
| મવાલ ભસ્મ ... ,, | ૨–૦ |
| પ્રવાલ પિષ્ટ ... ,, | ૨–૦ |
| પિત્તલ ભસ્મ ... ,, | ૪–૦ |
| બંગ ભસ્મ ... ,, | ૪–૦ |
| મંડુર ... ... ,, | ૧–૦ |
| મૌક્તિક ભસ્મ... ,, | ૨૫–૮ |
| મૌક્તિક પિષ્ટ... ,, | ૨૦–૦ |
| રૌપ્ય ભસ્મ ... ,, | ૬–૦ |
| રૌપ્ય માક્ષિક ભસ્મ,, | ૨–૦ |
| લોહ ભસ્મ ... ,, | ૪–૦ |
| સુવર્ણ ભસ્મ ... ,, | ૫૧–૦ |
| સુવર્ણ માક્ષિક ભસ્મ,, | ૨–૦ |
| શંખ ભસ્મ ... ,, | ૦–૪ |
| હંસ મંડુર ... ,, | ૨–૦ |

### रसायनो.

| | |
|---|---|
| અગ્નિ કુમારરસ તો. ૧ | ૩–૦ |
| અગ્નિ રસ ... ,, | ૪–૦ |
| અજીર્ણ કંટક રસ ,, | ૧–૦ |
| અતિસાર નાશન રસ,, | ૨–૦ |
| અર્શ કુઠાર રસ ... ,, | ૨–૦ |
| આનંદ ભૈરવ રસ ,, | ૦–૮ |
| ઇચ્છાભેદી રસ... ,, | ૦–૮ |
| એકાંગ વીર રસ... ,, | ૮–૦ |
| કર્પૂર રસ ... ... ,, | ૪–૦ |
| કનક સિંદુર રસ.. ,, | ૪–૦ |
| ક્રવ્યાદ રસ ... ,, | ૨–૦ |
| કામીની મદ ભંજન રસ ... ... ,, | ૧૨–૦ |
| કુમુદેશ્વર રસ ... ,, | ૫–૦ |
| ગર્ભપાલ રસ ... ,, | ૨–૦ |
| ગંધક રસાયન ... ,, | ૧–૦ |
| ગૃહણી કપાટ રસ. ,, | ૧–૦ |
| ગુલ્મ કુઠાર રસ.. ,, | ૪–૦ |
| ચંદ્રાકલા રસ ... ,, | ૩–૦ |
| ત્રૈલોક્ય સુંદર રસ,, | ૨–૦ |
| પ્રવાલ પંચામૃત રસ,, | ૫–૦ |
| પાશુપત્ત રસ ... ,, | ૨–૦ |
| પૂર્ણ ચંદ્રોદય રસ ,, | ૨૦–૦ |
| પંચવક્ત્ર રસ ... ,, | ૨–૦ |
| પંચામૃત પર્પટી... ,, | ૩–૦ |
| પંચામૃત રસ ... ,, | ૪–૦ |
| પ્રતાપ લંકેશ્વર રસ,, | ૪–૦ |
| પ્રદરારિ રસ ,, | ૩–૦ |
| બોલબદ્ધ રસ ,, | ૨–૦ |
| રસ સિંદુર ,, | ૪–૦ |
| રાજમૃગાંક રસ ,, | ૧૨–૦ |
| રામબાણ રસ ,, | ૧–૦ |
| લક્ષ્મીનારાયણ રસ ,, | ૮–૦ |
| લક્ષ્મીવિલાસ રસ ,, | ૧૨–૦ |
| લોકનાથ રસ ,, | ૪–૦ |
| વસંતકુસુમાકર રસ ,, | ૮–૦ |
| વાતરાક્ષસ રસ ,, | ૨–૦ |
| સ્વચ્છંદભૈરવ રસ ,, | ૨–૦ |
| સમીરપન્નગ રસ ,, | ૪–૦ |
| સીતાંકુશ ... ,, | ૨–૦ |
| સુવર્ણપર્પટી ... ,, | ૮–૦ |
| સૂતશેખર રસ ,, | ૫–૦ |
| સુવર્ણવસંતમાલીની ,, | ૧૭–૮ |
| શ્વાસકાસેશ્વર રસ ,, | ૩–૦ |
| શ્વાસકુઠાર રસ ,, | ૧–૦ |
| હેમગર્ભ માત્રા ... ,, | ૧૦–૦ |

### ગુગ્ગુલ.

| | |
|---|---|
| કાંચનાર ગુગ્ગુલ તો૦ ૧ | ૦–૪ |
| કૈશોર ગુગ્ગુલ ... ,, | ૦–૪ |
| ગોક્ષુરાદિ ગુગ્ગુલ ,, | ૦–૮ |
| ત્રયોદશાંગ ગુગ્ગુલ ,, | ૦–૪ |
| ત્રિફલા ગુગ્ગુલ ... ,, | ૦–૪ |
| મહાયોગરાજ ગુગ્ગુલ,, | ૨–૦ |
| લઘુયોગરાજ ગુગ્ગુલ ,, | ૦–૮ |

### वटी गुटी.

| | |
|---|---|
| અગસ્ત્યવટી ૧૦૦ | ૧–૮ |
| આખુપુરીષાદિવટી તો. ૧ | ૦–૮ |
| આખુવિષહરીવટી ,, | ૦–૮ |
| આરોગ્યદાગુટી નં. ૫૦ | ૧–૦ |
| આરોગ્યવટી ,, ૧૦૦ | ૧–૦ |
| કુંકુમવટી ... તો૦ ૧ | ૨–૦ |
| ખદિરાદિગુટી નં. ૧૦૦ | ૧–૦ |
| ચંદ્રપ્રભાગુટી ,, ૮ | ૧–૦ |
| ત્રિફલાદિગુટી તો૦ ૧ | ૦–૪ |
| પ્રદરનાશિનીવટી ,, | ૨–૦ |
| બાલારોગ્યવટી ડબી ૧ | ૦–૪ |
| મુખપાક નાશિ–નીવટી ગો૦ ૧૦૦ | ૧–૦ |
| રસાંજનાદિવટી તો૦ ૧ | ૦–૮ |
| વાતરોગ નાશી–નીવટી ગો. ૩૦ | ૧–૦ |
| વિષુચિકાહરીવટી ગો. ૮૦ | ૧–૦ |
| શક્તિની ગોળી ગો. ૮ | ૧–૦ |
| શંખવટી ગોળી ૧૫૦ | ૧–૦ |
| શ્વાસઘ્નીગુટી ગોળી ૪૦ | ૧–૦ |

### चूर्ण.

| | |
|---|---|
| અપસ્મારનાશન તોલા ૨. ચુર્ણ ૧ | ૦–૪ |
| અમૃતયોગ ચુર્ણ ...,, | ૦–૪ |
| આમાતિસાર નાશનચુર્ણ | ૦–૪ |
| કુબેરાક્ષાદિચુર્ણ ... ,, | ૦–૨ |
| ગ્રહિણીચુર્ણ ... ,, | ૦–૬ |
| ચંદનાદિચુર્ણ ... ,, | ૦–૮ |
| ચંદ્રોદય અનુપાન. ,, | ૨–૦ |
| જાતિફલાદિ ચુર્ણ ,, | ૦–૪ |
| ત્રિફલા ચુર્ણ ... ,, | ૦–૪ |
| તપેદિક ચુર્ણ ... ,, | ૦–૪ |
| નારસિંહ ચુર્ણ ... ,, | ૦–૪ |
| પાચનચુર્ણ... ... ,, | ૦–૨ |
| પ્રમેહનાશન ચુર્ણ.. ,, | ૦–૪ |
| પંચસમ ચુર્ણ ... ,, | ૦–૨ |
| ભાસ્કરલવણ ચુર્ણ ,, | ૦–૪ |
| ભ્રમહારીરજ ... ,, | ૦–૪ |

આસનનું માસિક ચુર્ણ
માસ ૧ થી ૯ સુધી,, ૦-૪
મુસલીઆદિ ચુર્ણ ,, ૦-૪
મજીષ્ટાદિરજ ... ,, ૦-૩
રક્તાર્શ નાશન ચુર્ણ,, ૦-૮
લવંગાદિ ચુર્ણ ... ,, ૦-૪
વિજય ચુર્ણ ... ,, ૦-૪
સિતોપલાદી ચુર્ણ.. ,, ૦-૪
સુદર્શન ચુર્ણ ,, ૦-૪

### सत्व.

ગુડવેલ સત્વ ... ,, ૦-૮

### मंजन.

દંત મંજન શ્યામ શી૦૧ ૦-૪
દંતમંજન રક્ત ,, ,, ૦-૪
દંતરોગ નાશન ચુર્ણ ,, ૦-૪

### नेत्रांजन.

નયનશાણાંજન શી૦ ૧ ૨-૦
નેત્રરોગોન્મૂલિનીવર્તિ ,, ૨-૦
સુક્તાંજન ... ,, ૨-૦
સાવિરાંજન શ્યામ ,, ૦-૧૨
[illegible]વિરાંજન શ્વેત ,, ૧-૦
શુક્રહરિવર્તિ ... ,, ૨-૦

### लेप.

કુષ્ટહારી લેપ
સોગટી નં૦ ૧ ૦-૪
,, ,, ૨ ૦-૪
કેશોત્પાદક લેપ ,, ૦-૪
ખરજવાનો લેપ ,, ૦-૪
તાલકાદી લેપ ,, ૦-૪
દશાંગ લેપ તો૦ ૧ ૦-૪
દદ્રુઘ્ન લેપ ... ... ,, ૦-૪
દોષઘ્ન લેપ તો૦ ૧ ૦-૪
મકનાટો[illegible]દિ લેપ ... ,, ૦-૪
પામાનાશન લેપ... ,, ૦-૪
વાતવિધ્વંસન લેપ ,, ૦-૪
સુરણાદી લેપ ... ,, ૦-૪
શંખાદિ લેપ ... ,, ૦-૪
ક્ષારાદી લેપ ... ,, ૦-૪

### अर्क.

દાદરનો અર્ક શી૦ ૧ ૦-૪

### तैल.

આરોગ્ય તૈલ શી૦ ૧ ૧-૦
ચંદનાદી તૈલ શી૦ ૧ ૦-૧૨
જાત્યાદી તૈલ ... ,, ૧-૪
નારાયણ તૈલ ... ,, ૧-૦
બલા તૈલ ... ,, ૧-૦
મહાસુગંધ તૈલ... ,, ૧-૦
લાક્ષાદી તૈલ ... ,, ૦-૧૨
વિશગર્ભ તૈલ ... ,, ૧-૦
વાતાંકુશ તૈલ ... ,, ૧-૦
શુદ્ધ એરંડ તૈલ... ,, ૦-૪

### मलम.

આરોગ્ય મલમ ડબી ૧ ૦-૪
દાદરનો મલમ ... ,, ૦-૪
શિલસ મલમ ... ,, ૦-૪
શ્વેત મલમ ... ,, ૦-૪

### क्षार.

અર્ક ક્ષાર તો૦ ૧ ,, ૧-૦
કામલનાશન ક્ષાર ,, ૦-૪
ગોમુત્ર ક્ષાર ... ,, ૧-૦
યવ ક્ષાર ... ... ,, ૧-૦
વજર ક્ષાર... ... ,, ૧-૦
શંખદ્રાવ ક્ષાર શી૦ ૧ ૧-૦

### आसव.

અરવિંદાસવ આ૦ ૧૨ ૧-૮
અહિફેનાસવ તો૦ ૨ાા ૧-૦
અશ્વગંધારિષ્ટ શી૦ ૧ ૨-૦
અભયારિષ્ટ ... ,, ૨-૦
ઉશીરાસવ ... ,, ૧-૮
એલાદ્યરિષ્ટ ... ,, ૨-૦
કનકાસવ ઔં૦ ... ૨ ૧-૦
કર્પૂરાસવ ઔં૦... ૨ ૦-૪
કુમારિઆસવ શી૦ ૧ ૨-૦
કનકાર્ણવ રસ શી૦ ૧ ૨-૦
કુટજાસવ શી૦ ૧ ,, ૨-૦
કુષ્માંડાસવ ... ,, ૧-૮
ખર્જુરાસવ ... ,, ૧-૮
ખદિરાસવ ... ,, ૨-૦
ચંદનાસવ ,, ૨-૦
જીરકાદ્યરિષ્ટ ,, ૨-૦
દ્રાક્ષાસવ ,, ૧-૮
દંત્યારિષ્ટ શી૦ ૧ ૨-૦
દેવદાર્વ્યારિષ્ટ ... ૧-૮
ધાત્રીઅરિષ્ટ ... ૨-૦
પીપ્પલ્યાસવ ... ૧-૮
બબ્બુલ્યારિષ્ટ ... ૨-૦
બલારિષ્ટ ... ૨-૦
મંડુરાદ્યરિષ્ટ ઔં૦ ૨ ૦-૮
રક્ત રોહીતાસવ શી૦૧ ૨-૦
રસોનસુરા ઔં૦ ૧૨ ૧-૮
લોહાસવ શી૦ ૧ ૨-૦
લોધરાસવ ઔં૦ ૧૨ ૧-૮
વિડંગારિષ્ટ શી૦ ૧ ૨-૦
શર્કરાસવ ઔં૦ ૧૨ ૧-૮
શ્રીખંડાસવ શી૦ ૧ ૧-૮
શીરીસારીષ્ટ ,, ૨-૦

### शरबत.

કાંચનાર શરબત શી૦૧ ૨-[illegible]
ગુલાબ શરબત ,, ૧-[illegible]
દાડીમ શરબત ,, [illegible]
લીંબુકરાગ ,,
બીલી શરબત ,,
હરિતકી શરબત ,,

### अवलेह.

ઇક્ષ્વાદિઅવલેહ તો૦૧
શ્વાસારવરસ ,,

### मुरब्बा.

આબલાંનો મુ૦ શે૦ ૧
કેરીનો મુરબ્બો ,,
કોળાંનો મુરબ્બો ,,
બીજોરાનો મુરબો ,,
બીલીનો મુરબ્બો ,,
સક્કરજંદનો મુરબ્બો,,
હરિતકી મુરબ્બો ,,

### मोदक.

ત્રિફલાદી મોદક તો૦૧
લવંગાદિ મોદક ,, ૦-૪
વૃદ્ધદાર્વ્યાદી મોદક ,, ૦-૪

### सोगठी.

બાલક સોગઠી નં૦૧ ૦-૨
મોચરશાદી સોગઠી... ૦-૪

### पाक.

સાલમ પાક શેર ૧ ૧-૮
સ્ત્રીસૌભાગ્ય પાક શેર ૧ ૨-૦

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૫ મું.] કાર્ત્તિક, સંવત ૧૯૫૩. [અંક ૧ લો.

॥ यतो धर्मस्ततो जयः ॥

## अभेदज्ञान.

(५८)

भेदमति तुं छोड मनतुं भेद मतितुं छोड.
भेद थकी भय छे एम जाणी छोडी दे ए खोड.
मंत्र अभेद तणो समजीने विक्षेप सघळा तोड. मनतुं० १
चित्ततणा विक्षेप थकी तो भेदबुद्धि वधी जाय.
माटे छोडी भेद अने तुं समयसुखमां गाळय. मनतुं० २
अेकाग्रचित्ते ध्यान करीने जोतां अभेद जणाय. .
द्वैततणुं भय जो टळी जाशे तो तुं सुखी अति थाय. मनतुं० ३
मारुं तारुं भेद विषें तुं मिथ्या माने सुख.
एथी तो सुख नथी थवानुं वधशे एथी दुःख. मनतुं० ४
आसक्ति संसार विषेनी एथी सुख नहि थाय.
परम कारण आ जगनुं जे ते समज्यें दुःखजाय. मनतुं० ५

## वासनाक्षयप्रकार.

આપણે જેજે કર્મો કરિયે છિયે તેની અસર આપણા મન ઉપર ક પ્રકારમાં પડેછે, અને પછી એ અસર બીજી વાર તેવીજ જાતનાં કરાવવાનું વળણ ધારણ કરેછે, એ અસરને જ વાસના કહેછે. સારાં

કર્મોની સારી વાસના બંધાય છે તથા નઠારાં કર્મોની નઠારી વાસના બં
ધાય છે; અને એજ રીતે સારી વાસનાથી નવાં સારાં કર્મબની શકે
તથા નઠારી વાસનાથો નઠારાં કર્મો બનેછે. તેટલા માટે નઠારી વાસના
નમાં ન બંધાય પણ સારી વાસના બંધાય તેમ કરવું જોઇએ; કારણકે
ર્મો અમુક જાતનાં ફળો આપનાર છે, અને નઠારા કર્મોથી દુઃખ રૂપ ફ
તથા સારાં કર્મોથી સુખરૂપ ફલો મળે છે. દુઃખની ઇચ્છા કોઇને હોતી
થીજ, પણ સુખની ઈચ્છા સર્વને હોયછે; તેથી સુખરૂપ ફલ મેળવવા
ઈચ્છા રાખનારા સર્વેએ સારાં કર્મો કરવાની જરૂર તથા નઠ
કર્મોથી દૂર રહેવાની પૂરી જરૂર છે. આને માટે શ્રીમદ્યોગવાસિષ્ટ
પણ કહેલું છે કેઃ—

वंधोहि वासनावंधोमोक्षःस्याद्वासनाक्षयः ।
वासनास्त्वं परित्यज्य मोक्षार्थित्वमपित्यज ॥

"વાસનાનું બંધાવું તેજ બંધનરૂપ છે અને વાસનાનો ક્ષ
તેજ મોક્ષ છે, માટે વાસનાનો પરિત્યાગ કરીને મોક્ષની ઈચ્છા રૂપ
સનાનો પણ ત્યાગ કર."

મોક્ષની ઇચ્છા પણ વાસના છે, માટે તેને પણ ત્યાગ કરવા
શ્લોકમાં કહેલું છે. તે મોક્ષની ઇચ્છા રાખનારને માટે છે; કારણકે
એટલે સંસારથી મુક્તિ થવાની ઇચ્છા રાખનારે તો સારી નરસી બ
વાસનાનો ત્યાગ કરવો વ્યાજબી છે, અને તેટલા માટે સારાં નરસાં
કર્મોથી રહિત થવું જોઈએ. કેવળ કર્મ ક્ષય થવો મુશ્કેલ છે તેથી નિ
મતાનો અર્થ એમ સમજવાનો છે કે કર્મો કરવાં, પણ તેનાં સારાં મ
જ ફ્લો મળે તેથી હર્ષ શોક માનવો નહીં. સુખ રૂપ ફલથી આનંદ ન મા
તથા દુઃખરૂપ ફ્લથી શોક કે ખેદ માનવો નહીં, એટલે કર્મથી મુક્તજ થ
છે. તેને જ જીવન્મુક્તિ કહે છે. હવે એવીરીતે વાસનાઓ માત્રનો ક્ષય કર
ની ઇચ્છા રાખનારાઓ માટે એ ક્ષય કેવી રીતે થઇ શકે, તેને
શ્રીવસિષ્ટજી કહે છે.

मानसी र्वासनाः पूर्वंसक्त्वा विपयवासनाः ।
मैत्र्यादि भावना नाम्नी गृहाणामल वासनाः ॥

"માનસી વાસનાનો ત્યાગ કર્યા પહેલાં વિષયવાસનાનો ત્યાગ કરીને મૈત્રી આદિભાવના નામની અમલ વાસનાનું ગ્રહણ કરવું."

કૃત કર્મોની અસરરૂપ વાસના માનસી વાસના છે, અને સાંસારિક કર્મ ફ્લોની ઇચ્છાઓ રૂપ વિષય વાસના છે તે માનસી વાસનાને વધારનાર કર્મ ઇચ્છાઓ છે; માટે પ્રથમ તેનો ક્ષય કરવો, એટલે કે નવાં કર્મો જે કરવામાં આવે તે બંધન રૂપ ન થાય-નઠારાં ન થાય તેમ કરવું જોઇએ. અર્થાત્ પ્રથમ નઠારાં કર્મોનો ત્યાગ કરવો જોઈયે. એ નઠારાં કર્મોનો ત્યાગ સારા કર્મો કરવાથી થાય છે. સત્કર્મોથી સારી વાસના બંધાતાં નઠારા કર્મોની ઇચ્છા ઓછી થતી જાય છે, અને સારાં કર્મોની ઇચ્છા થતી જાય છે. આમ થવાથી દુર્વાસનાનો ત્યાગ થઇ ગયે માત્ર સારી વાસનાજ મનમાં શેષ વધે છે, તે પછી ટાળવી મુશ્કેલ પડતી નથી. જેમ શરીરમાં ગરમીનો વ્યાધિ લાગુ પડયાથી શીતોપચાર કરવાથી તે વ્યાધિ શાંત પડે છે, તેમ નઠારી વાસનાનો ક્ષય કરવા માટે તેથી પ્રતિકૂલ એવી સારી વાસનાની જરૂર છે. પરંતુ જેમ ગરમીનો વ્યાધિ શીતોપચારથી શમી ગયા પછી પણ જો શીતોપચાર ચાલુ રાખવામાં આવે તો ઉલટો શરદીનો વ્યાધિ લાગુ પડવાનો સંભવ છે, તેવીજ રીતે નઠારી વાસનાનો ક્ષય થતાં સુધી સત્કર્મોની અપેક્ષા છે, પરંતુ એ ક્ષય થઇ ગયા પછી તો સદ્વાસનાનો પણ ક્ષય કરવો જોઇયે. એટલા માટેજ ઉપરના શ્લોકમાં શ્રીવસિષ્ઠજીએ ઉત્તરાર્દ્ધમાં કહેલું છે કે મૈત્રી આદિ ભાવનાનું ગ્રહણ કરવું. આ મૈત્ર્યાદિ ભાવનાઓ કેઈ કેઇ, તેને માટે ભગવાન્ પતંજલિએ યોગસૂત્રોમાં કહેલું છે કેઃ—

मैत्री करुणा मुदतोपेक्षाणां सुख दुःख पुण्यापुण्य विषयाणां भावना तश्चित्तप्रसादनम् ॥

"મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષાની (તથા) સુખ, દુઃખ, પુણ્ય, અપુણ્ય વિષયોની ભાવના-તે ચિત્ત પ્રસાદન છે."

સર્વ પ્રતિ પ્રીતિ રાખવી તે મૈત્રી કહેવાય છે. સારૂં કરનાર તેમજ નઠારૂં કરનાર, સારાં કામો કરનાર તેમજ નઠારાં કામો કરનાર, એ સ-

વેનું શુભજ ઇચ્છવું, કોઇનું પણ અશુભ ઈચ્છવું નહિ તથા દ્વેષભા રાખવો નહિ, તેનેજ મૈત્રી કહેછે.

સર્વ પર દયા ભાવ રાખવો તેને કરુણા કહેછે. મૈત્રી વડે જે સારા માઠા કોઇનું બુરૂં નહિ ઈચ્છવું, તેમ કરુણા વડે સર્વનું ભલું ઇચ્છવું જોઇયે. કરુણા એટલે દયાને માટે તુલસીદાસજીએ કવન કરે છે કેઃ—

દયા ધર્મકો મૂલ હય, નરક મૂલ અભિમાન,
તુલસી દયા ન છોડવી જબલગ ઘટ મેં પ્રાન.

આમાં દયાને ધર્મનું મૂલ કહેલું છે, તથા અભિમાનને નરકનું લ કહેલું છે. ધર્મરૂપ સત્કર્મનું મૂલ દયાજ છે, તો દયા વા કરુણાથી સદ્વાસના બની શકે છે. અભિમાનથી દયા બની શકતી નથી, માટે દયા ગુણથી વિરુદ્ધના ગુણો અભિમાનાદિ નરકમૂલક હોવાથી તે ગુણોનો ત્વર ત્યાગ કરવો જોઇયે. નરક એટલે દુઃખ, અને દુઃખનું મૂલ પાપ જ અભિમાનાદિ છે.

મૈત્રી અને કરુણા એ બે ગુણો ગ્રહણ કર્યા પછી ત્રીજો ગુણ દિતાનો ગ્રહણ કરવો જોઇયે. મુદિતા એટલે આનંદી સ્વભાવ. સુખ થ કે દુઃખ થાય તો પણ કશાથી નહિ લેપાતાં સદા આનંદ ખુશીમાંજ રહે તેને મુદિતા કહેછે.

સારી કે નરસી કોઇપણ વાત ઉપર લક્ષ નહિ આપવું તેને ઉપે કહેવાય છે. એક રીતે જોતાં આ સૃષ્ટિમાં બનતા અનેક સારા માઠા નાવોથી મન ઉપર થતી અસર, કે જે લાગણી કહેવાય છે, તે નહિ ખવી, એટલે તેનો ત્યાગ કરી દેવો, તેજ ઉપેક્ષા છે.

ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિથી થતી લાગણીને સુખ, તથા ઇષ્ટ વસ્તુ અપ્રાપ્તિથી થતી લાગણીને દુઃખ કહે છે. તેમજ સારાં ફળ આપન સત્કર્મોને પુણ્ય કહે છે અને માઠાં ફળ આપનારાં નઠારાં કર્મોને પ કહે છે, પરંતુ અત્ર પાપ નહિ કહેતાં અપુણ્ય શબ્દ વાપરેલો છે તે સત્કર્મોનો અભાવ—એટલો અર્થ સમજવાનો છે—પણ પાપના અર્થમાં શબ્દ નથીજ.

આ સર્વ ભાવનાઓથી ચિત્તને રંગીને તેને નઠારી ભાવનાઓથી મુક્ત કરવું, એમ કહેલું છે. રાગદ્વેષાદિ દુષ્ટ ભાવનાઓનો ત્યાગ કરવો જોઇયે. ઉપરની સારી વાસનાઓને અમલ એટલે મલીનતા રહિતવાસના કહેલી છે; માટે અમલવાસના કર્તવ્ય છે. નઠારી વાસનામાં રાગદ્વેષ કહેલ છે. ભગવાન્ પતંજલિ રાગદ્વેષની વ્યાખ્યા આપે છે કે:—

सुखानुशयीरागःदुःखानुशयी द्वेषः ॥

"સુખાનુંશયી રાગ છે તથા દુઃખાનુશયી દ્વેષ છે."

રાગ અને દ્વેષ બને સરખા અર્થના ભાસે છે, પણ તેમાં ફેર છે. દ્વેષ જ્યારે દુઃખ થાય ત્યારેજ થાય છે અને રાગ સુખથી થાય છે. ઈષ્ટ પ્રાપ્તિ આદિથી સુખ થાય છે, ને તેથી થતા આનંદના ઉભરામાંથી એક-જાતની અભિમાન વૃત્તિ થાય છે તેજ રાગ છે, અને મનમાં ખેદ કોઈ પણ કારણથી થવાથી તે દુઃખને આપનાર ઉપર જે તિરસ્કાર બુદ્ધિ થાય છે તે દ્વેષ છે; એટલા માટેજ સુખાનશયી રાગ અને દુઃખાનશયી દ્વેષ કહેલ છે.

પુણ્ય પાપના સંબંધમાં પણ કહેલું છે કે:—

पुण्यस्यफलमिच्छंति पुण्यंनेच्छंति मानवाः ।
न पापफल मिच्छंति पापं कुर्वंति यत्नतः ॥

"મનુષ્ય માત્ર પુણ્યનું ફલ ઇચ્છે છે પરંતુ પુણ્યને કોઈ ઇચ્છતુ નથી; તેમજ પાપનું ફલ તેઓ ઈચ્છતા નથી તોપણ યત્ન વડે પાપ કરે છે."

આ વાત ખરેખરી છે. સારાં કર્મો પુણ્યરૂપ છે, તે કોઇને કરવાં ગમતાં નથીજ, તોપણ સારાં ફલોની ઈચ્છા સર્વને હોય છે, તેમજ પાપાચરણ કરવાં ગમે છે છતાં તેનાં માઠાં ફલો કોઇને ગમતાં નથીજ! આ કેવી વિચિત્રતા! જે વસ્તુ દુઃખી કરે છે તેની ઈચ્છા થાય છે અને જે વસ્તુ સુખ કરે છે તેની ઇચ્છા થતી નથી, અને તોપણ ફલો સારાં ગમે છે, નઠારાં નથી ગમતાં! આમ કેમ બની શકે! માટે આવી ખોટી રીતિનો પરિત્યાગ કરી સવળે રસ્તેજ ચાલવા યત્નથી શ્રમ લેતાં શીખવું જોઈયે.

કેવળ કર્મત્યાગથી મોક્ષ છે, પણ કર્મોથી તો સુખ દુઃખરૂપ ફલોજ

મળેછે, અને સુખ દુઃખ રૂપ ફલોના ભોગ અર્થે જન્મો લેવા પડે છે. એ જન્મોને શ્રી વિશ્વરૂપાચાર્યે ત્રિવિધ કહેલા છેઃ—

शुभैराप्नोति देवत्वं निषिद्धै र्नारकीं गतिम् ।
उभाभ्यां पुण्यपापाभ्यां मानुष्यंलभतेऽवशः ॥

"શુભ કર્મોથી દેવત્વ પ્રાપ્ત થાયછે, નિષિદ્ધ કર્મોથી નારકી ગતિ પ્રાપ્ત થાયછે, અને પુણ્ય પાપ બંને જાતનાં કર્મોથી માનુષ્ય પ્રાપ્ત થાયછે."

આમ દેવત્વ, નારકીત્વ અને મનુષ્યત્વ, એમ ત્રણ પ્રકારના જન્મો કહેછે. પરમ સુખમય સ્થિતિ તે દેવત્વ, પરમ દુઃખ રૂપ સ્થિતિ તે નરક અને સુખ દુઃખ રૂપ સામાન્ય સ્થિતિ તે મનુષ્યત્વ છે. આ ત્રિવિધ જન્મ કર્મોથી થાયછે. માટે દુઃખી લોકોએ પ્રથમ કેવળ પાપાચરણનો ત્યાગ કરી પછી સત્કર્મોને પણ જ્યારે તે છોડે ત્યારેજ તેનો મોક્ષ થાયછે. આમ નૈષ્કર્મ્ય સ્થિતિથી સત્વસંશુદ્ધિ થાયછે. अभयंसत्त्व संशुद्धिः "અભયજ સત્વસંશુદ્ધિ છે." સારી માઠી લાગણીથી રહિત થવું, તેથી માલિન્ય દૂર થયે સત્ત્વ રૂપ પ્રાણની શુદ્ધિ થાયછે, એટલે લાગણી રહિતને કશો ભય રહેતોજ નથી, द्वैताद्वै भयंभवति "દ્વૈતથીજભય થાયછે." સર્વત્ર અભેદ રૂપ ઐક્ય ભાવ થાયછે ત્યાં ભય કોનું કોને થાય? બે હોય તોજ ભય છે; માટે અભય તેજ સત્વસંશુદ્ધિ છે. આવી રીતે દુષ્ટ વાસનાનો ક્ષય સદ્વાસના વધારીને કર્યા પછી સદ્વાસનાનો પણ ત્યાગ કર્ત્તવ્ય છે, તેને માટે વળી શ્રીવસિષ્ઠજી કહેછે કેઃ—

ताअप्यंःपरित्यज्य ताभिर्व्यवहरन्नापि ।
अंतःशांततम स्नेहो भव चिन्मात्र वासनः ॥

"તેનો પણ અંત્યે ત્યાગ કરીને તેવડે વ્યવહરતો સતો અંતઃશાંતતમ સ્નેહ ચિન્માત્ર રહે છે."

આમાં પરમદશાનું વર્ણન છે. સારી નરસી ભાવના માત્રનો ત્યાગ કરતાં છેવટની પરમ સ્થિતિ બતાવેલી છે. અને કેવલ શાંત—પોતા સિવાય અન્ય નહીંજ એમ અભેદાનંદમાંજ રહે છે. એ પરમયોગ છે.

---

# वेदोत्पत्ति.

વેદના મુખ્ય બે ભાગ છે. (૧) સંહિતા, (૨) બ્રાહ્મણ. સંહિતામાં દેવતાની સ્તુતિના તથા આવાહનના મંત્રો આવે છે, અને બ્રાહ્મણના બે વિભાગ છે, (૧) પ્રાર્થના વિધિ, (૨) આરણ્યક. પ્રાર્થના વિધિમાં મંત્રોની ક્રિયા વિધિ તથા કેટલીક યજ્ઞ પ્રક્રિયાયો બતાવેલી છે, અને આરણ્યકમાં આરણ્યક તથા ઉપનિષદ્ આવે છે. આરણ્યકમાં પ્રાચીન બ્રાહ્મણ ભાગ આવે છે અને ઉપનિષદ્‌માં જ્ઞાન ભાગ આવે છે. સંહિતા ભાગજ મૂળ વેદ કહેવાય છે. બ્રાહ્મણ ભાગ મૂળ સંહિતા ઉપરથીજ થએલ છે. ઉપનિષદ્ ભાગ પણ સંહિતામાંથી તો ખરો પણ વધારે બુદ્ધિની ખિલાવટ પછીનો છે. આ વિષય ઉપર પાશ્ચાત્ય વિદ્વાનોએ કેટલાંક પુસ્તકો રચેલાં છે, જેવાં કે વિલ્સનકૃત ઋગ્વેદ ભાષાન્તર, મ્યૂલર કૃત પ્રાચીન સંસ્કૃત ભાષાશાસ્ત્રનો ઇતિહાસ, કોલબ્રૂકકૃત આર્યધર્મ વિષે નિબંધ, ઈત્યાદિ. તેઓના અભિપ્રાયો તરફ લક્ષ નહી આપતાં આ ગ્રંથો સારા છે.

વેદ કયારે થયા, કેમ થયા, ઈત્યાદિ વિષે પ્રાચીન આર્યો શું લખી અને કહી ગયા છે, તે વિષે અત્ર કહેવાનું છે. વેદ, બ્રાહ્મણ, ઉપનિષદ્, પુરાણ, ઇતિહાસ, દર્શન, ઈત્યાદિ ગ્રંથો ઉપરથી નીકળતો વેદકાળ અત્ર આપણે તપાસીશું. પાશ્ચાત્ય લેખકોને આ લખાણોમાં પરસ્પર વિરોધ માલમ પડેલો છે, પરંતુ વાસ્તવિક જોતાં તેમ નથીજ, એમ પણ આપણે અત્ર જોઈશું. કેટલીક જગ્યોએ વેદોત્પત્તિ પ્રજાપતિથી, અગ્નિથી, વાયુથી અને સૂર્યથી તથા કેટલીક જગો એ બ્રહ્માદિથી કહેલી છે; આ પ્રમાણે તેમને વિરોધ જણાય છે, પણ વાસ્તવિક વિરોધ નથી એમ આપણે જોઈશું.

વેદમાં આવેલા પુરૂષ સૂક્તમાં વેદોત્પત્તિ સંબંધી નીચે પ્રમાણે છેઃ—

तस्माद्यज्ञात्सर्वहुतःऋचः सामानि जज्ञिरे ॥
छन्दांसि जज्ञिरे तस्मा द्यजुस्तस्मादजायत ॥

અર્થ– તે યજ્ઞમાંથી ઋક્ અને સામમંત્રો થયા, છંદો તેમાંથી થયા, તેમાંથી યજુસ્ થયો.

આ પ્રમાણે પુરૂષ સૂક્તમાં યજ્ઞપુરૂષમાંથી વેદો થયાનું કહેલું છે.

અથર્વ વેદ (૧૦–૭–૧૪) માં આ પ્રમાણે છેઃ—

यत्रऋषयःप्रथमजाःऋचःसामयजुर्महि ॥
एकर्षिर्यस्मिन्नार्पितःस्कंभंतंब्रूहिकतमःस्विदेवसः ॥

અર્થ–જે સ્કંભમાં પૂર્વના ઋષિઓ, ઋક્, સામ, યજુસ્, પૃથ્વી અને એકર્ષિ રહેલા, તે (સ્કંભ) ને કહો.

આ પ્રમાણે આમાં સ્કંભથી વેદોત્પત્તિ કહેલી છે.

વળી અથર્વ વેદ (૧૦–૭–૨૦) માં છે કેઃ—

यस्माद्ऋचो अपातक्षन्यजुर्यस्मादपाक्षन् ॥
सामानि यस्यलोमानि अथर्वांगिरसोमुखम् ॥
स्कंभंतंब्रूहिकतमःस्विदेवसः ॥

અર્થઃ–જે સ્કંભમાંથી તેમણે ઋગ્મંત્રો કાઢયા, જેમાંથી યજુષ્ કાઢયો, જેના સામમંત્રો કેશ છે, અને અથર્વ તથા અંગિરસ્ મંત્રો જેનું મુખ છે, તે (સ્કંભ) ને કહો.

ઉપલા પ્રથમના આથર્વણ મંત્રમાં વેદોને સ્કંભમાંથી થયાનું કહેલું છે, અને આ મંત્રમાં વેદોને સ્કંભના અવયવો તરીકે કહેલા છે.

વળી અથર્વ વેદ (૮–૪–૩૮) માં આ પ્રમાણે છેઃ—

सवैऋग्भ्यो अजायत तस्माद् ऋचो अजायंत ॥

અર્થઃ–તે (ઈંદ્ર) ઋગ્મંત્રોમાંથી થયો અને ઋગ્મંત્રો તેમાંથી થયા

આમાં તો વળી ઈંદ્રમાંથી ઋગ્વેદ અને ઋગ્વેદ ઈંદ્રમાંથી–આમ એકમાંથી એક એમ કેવળ વિપરીત દેખાતું કહ્યું છે!

વળી અથર્વ વેદ (૧૯–૫૪–૩) માં કહેલું છે કેઃ—

कालादृचःसमभवन्यजुःकालाद् अजामत ॥

અર્થઃ કાળથી ઋગ્મંત્રો થયા, કાળમાંથી યજુષ્ ઉત્પન્ન થયો.

વળી અથર્વ વેદ (૪–૩૫–૬) માં આ પ્રમાણે છેઃ—

यस्मात्पक्वादमृतंसंबभूव योगायत्र्याःअधिपतिर्बभूव ॥
यस्मिन्वेदाःनिहिताःविश्वरूपास्तेनौदनेनातितरामिमृत्युम् ॥

અર્થ—જે રંધેલા ઓદન (ભાત) માંથી અમૃત પેદા થયું હતું (જે ગાયત્રીનો અધિપતિ થયો, અને જેમાં વિશ્વરૂપ વેદો રહેલા છે, (તે ભાત ખાઈને) હું મૃત્યુને તરી જાઉં છું.

વળી (૭-૫૪-૧)—

ऋचंसामयजामहे याभ्यांकर्माणिकुर्वते ॥
एतेसदसिराजतो यज्ञंदेवेषुयच्छतः ॥

અર્થ—અમે ઋક્ અને સામને યજિયે છિયે, કે જે (ઋક્ અને સામ) વડે મનુષ્યો કર્મો કરેછે, કે જે (કર્મો) મંડળીને વિષે પ્રકાશે છે અને દેવતાઓને યજ્ઞ પ્હોંચાડે છે.

વળી (૭-૫૪-૨)—

ऋचंसामयदप्राक्षम् हविरोजोयजुर्बलम् ॥
एषमातस्मान्माहिंसीद्वेदःपृष्टःशचीपते ॥

અર્થ—મે ઋક્ અને સામની પાસે હવિષ્ અને ઓજ (બળ) તથા યજુષ પાસે બળ માગ્યું વેદની પાસે એ પ્રમાણે માગવામાં ન આવે (એમ કર) હે શચી પતે (ઈંદ્ર)!

આ પ્રમાણે અર્થ ન સમજાય તેવાં લખાણો વેદમાં છે, એમ પાશ્ચાત્યોને લાગે છે. આ બધા વિરોધોના પરિહાર કરતાં પહેલાં હજી બીજા વાકયો પણ તપાસી લેઇ પછી છેવટ એકત્ર પરિહાર કર્યો વધારે ઠીક પડશે. અથર્વ વેદ તથા પુરૂષસૂક્તમાંના ઉપરના ઉતારા લેઈ હવે શતપથાદિ બ્રાહ્મણ ભાગમાંથી વેદોત્પત્તિ વિષયનાં વાક્યો ઉતારિયે,—

શતપથમાં (૧૧-૫-૮-૧) નીચે પ્રમાણે છે—

प्रजापतिर्वै इदं अग्रे आसीदेकएव ॥
सोऽकामयत स्याम् प्रजायेय इति ॥
सोऽश्राम्य त्सतपोऽतप्यत ॥

तस्माच्छ्रांतात्तेपानात्त्रयोलोकाःअसृज्यंत पृथिव्यंतरिक्षमृथौः ॥
स इमां स्त्रिं लोकानभितताप ॥

तेभ्यस्ततप्तेभ्यस्त्रीणि ज्योतींष्यजायंताग्निर्योऽयंपवते सूर्यः॥
सइमानित्रीणि ज्योतींष्यभितताप ॥
तेभ्यस्ततप्तेभ्यस्त्रयो वेदाःअजायंताग्नेरृग्वेदो वायोर्यजुर्वेदः सूर्या-
त्सामवेदः ॥

सइमांस्त्री वेदानभितताप ॥
तेभ्यस्ततप्तेभ्य स्त्रीणि शुक्राण्यजायंत भूरितिऋग्वेदाद्भुवरिति यजुर्वेदा-
त्स्वरितिसामवेदात् ॥

तदृऋग्वेदेनैव होत्रमकुर्वत यजुर्वेदेनाध्वर्यवं सामवेदेनुदगीतम् ॥
यदेवत्रय्यै विद्यायै शुक्रं तेन ब्रह्मत्वमुच्चक्राम ॥

અર્થઃ— પૂર્વે એકજ પ્રજાપતિ આ (જગત્) હતો. તેણે ઈચ્છયું કે હું થાઉં, પ્રજા કરૂં. તેણે શ્રમ કર્યો, તેણે તપ કર્યું. જ્યારે તેણે એ રીતે શ્રમ કર્યો અને તપ કર્યું ત્યારે તેમાંથી પૃથ્વી, અંતિરિક્ષ અને ઘોસ્ (આકાશ) બન્યુ. આ ત્રણે લોકામાં તેણે ઉષ્ણતા ફેલાવી. આ પ્રમાણે ઉષ્ણ થએલાએ (લોકો) માંથી ત્રણ જયોતિ—અગ્નિ કે જે સૂર્યને [illegible] તે થયા. આ ત્રણે જયોતિમાં તેણે ઉષ્ણતા પ્રસારી. એ રીતે ઉષ્ણ થયેલ તેમાંથી ત્રણ વેદ ઉત્પન્ન થયા,—અગ્નિમાંથી ઋગ્વેદ, વાયુમાંથી યજુર્વેદ, અને સૂર્યમાંથી સામવેદ. તેણે આ ત્રણ વેદોમાં ઉષ્ણતા ફેલાવી. એ રીતે ઉષ્ણ થએલ તેમાંથી ત્રણ [illegible] શુક્ર ઉત્પન્ન થયાં,—ઋગ્વેદમાંથી ભૂર્, યજુર્વેદમાંથી ભુવર્, અને સામવેદમાંથી સ્વર્. તેથી ઋગ્વેદ વડે તેમણે હોતાનું કાર્ય કર્યું, યજુર્વેદ વડે અધ્વર્યુનું કાર્ય કર્યું, સામદેવ વડે ઉદ્ગાતાનું કાર્ય કર્યું, અને એ ત્રણે વિદ્યાનાં શુક્ર દ્વારા બ્રહ્માનું કાર્ય કર્યું.

આમાં ઉત્પત્તિ માત્ર પ્રજાપતિથી બતાવી છે.

છાંદોગ્યોપનિષત્:—

प्रजापतिर्लोकानभ्यतपत् ॥

तेषांतप्यमानानां रसान्प्रावृहदग्निं पृथिव्याःवायुमन्तरिक्षादादित्यंदिवः॥
सएतास्तिस्रोदेवताःअभ्यतपत् ॥

तासांतप्यमानानां रसान्प्रावृहदग्नेर् ऋचोवायोर्यजूंषिसामआदित्यात् ॥
तस्यास्तप्यमानायाः रसान्प्रावृहद्भूरितिऋग्भ्यो भुवइतियजुर्भ्यः स्वरिति
सामभ्यः ॥

અર્થ—પ્રજાપતિએ લોકાને તપાવ્યા, અને એ રીતે તપેલા તેણે તેમાંથી રસ ઉત્પન્ન કર્યો, એટલે કે પૃથ્વીમાંથી અગ્નિ, અંતરિક્ષમાંથી. વાયુ, અને દ્યાસ્ (આકાશ) માંથી સૂર્ય. આ ત્રણે દેવોને તેણે તપાવ્યા, અને એ રીતે તપેલા તેઓમાંથી તેણે તેમના રસો (સત્ત્વ) ખેંચ્યા. અગ્નિમાંથી ઋગ્મંત્રો, વાયુમાંથી યજુર્વેદ, અને સૂર્યમાંથી સામમંત્રો. પછી તેણે આ ત્રણ વિદ્યાને તપાવી, અને એ રીતે તપેલી તેઓમાંથી તેના રસો (સત્ત્વ) ખેંચાયા, એટલે ઋગ્મંત્રોમાંથી ભૂર્, યજુષ્માંથી ભુવર્, અને સામમાંથી સ્વર્.

મનુસ્મૃતિમાં પણ (૧, ૨૧–૨૩) માં વેદોત્પત્તિ વિષે જે લખેલું છે, તે નીચે પ્રમાણે—

सर्वेषां तु स नामानि कर्माणिच पृथक् पृथक् ।
वेदशब्देभ्य एवादौ पृथक्संस्थाश्च निर्ममे ॥
कर्मात्मनांच देवानां सोऽसृजत्प्राणिना प्रभुः ।
साध्यानांचगणं सूक्ष्मं यज्ञं चैव सनातनम् ॥
अग्निवायुरविभ्यस्तु त्रयं ब्रह्म सनातनम् ।
दुदोहयज्ञ सिद्ध्यर्थ ऋग्यजुःसामलक्षणम् ॥

અર્થઃ—આદિમાં વેદ શબ્દોમાંથી તેણે (બ્રહ્માએ) સર્વે નામો અને કર્મો તથા સંસ્થાને પૃથક્ પૃથક્ કર્યાં. એ પ્રભુએ વળી સાધ્યો ના સૂક્ષ્મ ગણ, દેવતાઓનાં કર્મ અને સનાતન યજ્ઞ રચ્યાં. તેણે અગ્નિ, વાયુ અને સૂર્યમાંથી ઋક્, યજુષ્ ને સામ એમ ત્રણ સનાતન વેદો યજ્ઞક્રિયા માટે રચ્યા.

(અપૂર્ણ)

# उत्पत्ति.

આ વિશ્વની ઉત્પત્તિ એક અનાદિ કારણમાંથી છે, અને એ કારણ અનિર્વચનીય છે. હરેક કાર્ય કારણ વિના બનતું નથી. (कारणाभावात्कार्याभावः), એ ન્યાયાનુસાર કોઈ પણ વસ્તુને અનાદિ કહી શકાય નહિ, તોપણ કારણોનાં કારણોની પરંપરા શોધતે શોધતે ક્યાં અટકવું તે સમજાતું નથી. આવી રીતે પરંપરામાં અનંત કાલ વધ્યાં જવું તેને ન્યાયશાસ્ત્રેજ અનવસ્થા નામનો દોષ કહેલો છે. માટે એ પરંપરામાં જ્યાંથી અટકાયત આવે છે, અને આગળ નવું કારણ માલુમ પડી શકતું નથી ત્યાંથી એ છેવટના કારણને અનાદિ માનવું છે; કારણ કે આદિ કહેવાથી તે કાર્યરૂપનું કંઇ કારણ નહિ હોવાનો દોષ નડે છે, અને કારણ શોધવા જતાં મળી શકતું નથી, પરંપરાનું અનાદિત્વ માન્યા વિના બીજો રસ્તો છેજ નહિ. તેમાટે એ મૂલકારણ અનાદિજ છે. વળી તે કારણ કેવું છે તે કહી શકાતું નથી, તેનું વર્ણન પણ કરી શકાતું નથી, તેટલા તે અનિર્વચનીય જ છે.

આવું અનાદિ અનિર્વચનીય મૂલ કારણ આર્ય શાસ્ત્રાનુસાર પ્રણવ એવું નામ ઓંકાર રૂપ શબ્દનું છે. શબ્દ પ્રાણ રૂપ છે. તેનું સત્ (existence) છે. આ સત્માં બે પ્રકારની શક્તિ અવ્યક્ત રહેલી છે: (૧) ચિત્ (positive); (૨) અચિત્ (negative). ચિત્ શક્તિ કારણ ભાગની તથા અચિત્ શક્તિ કાર્યભાગની છે. આ શક્તિઓ જ્યારે વ્યક્ત થવા લાગે છે ત્યારે એ સત્નું રૂપ એક ક્રિયા રૂપ થાય છે, અને તેજ જીંદગી કે જીવનગતિ (life) થાય છે.

કારણ ભાગની ચિત્ શક્તિમાં પાંચ પ્રકારો રહેલા છે: (૧) પ્રાણ, (૨) અપાન, (૩) સમાન, (૪) ઉદાન અને (૫) વ્યાન; અને કાર્યની અચિત્ શક્તિમાં (૧) આકાશ, (૨) વાયુ, (૩) તેજ, (૪) જલ અને (૫) પૃથ્વી—એ પાંચ પ્રકારો રહેલા છે. કાર્ય–કારણની એ

કતા રૂપ શ્વાસક્રિયા ચાલવા લાગેછે-ત્યારે આ પાંચે પ્રકારોની પણ વ્યક્તિ થાયછે. એકજ સત્ પોતેજ કાર્ય કારણ રૂપી હોવાથી તેની ચિદચિત્ બને શક્તિઓની પણ તેમના પાંચ પાંચ પ્રકારો સહિત એકતાજ છે. કારણ ભાગના પંચ પ્રકારો પંચ શ્વાસ કહેવાય છે તથા કાર્ય ભાગના પંચ પ્રકારો પંચ તત્ત્વ કહેવાય છે. તેમનો પરસ્પર સંબંધ નીચે પ્રમાણે છે.—

| | | |
|---|---|---|
| કારણ ભાગના શ્વાસો. | સૂક્ષ્મ રૂપ | સમાન. વ્યાન ઉદાન. પ્રાણ. અપાન. |
| કાર્ય ભાગનાં તત્વો | સ્થૂલ રૂપ | આકાશ. વાયુ. તેજ. જલ. પૃથ્વી. |

આમાં એમ સમજાય છે કે સમાન તેજ આકાશ, વ્યાન તેજ વાયુ, ઉદાન તેજ તેજ, પ્રાણ તેજ જલ અને અપાન તેજ પૃથ્વી. અર્થાત્ સમાનાદિ પંચશ્વાસોનાં સ્થૂલ રૂપ તેજ પંચ તત્વો છે. આ બનેનો ધર્મ ધર્મી સંબંધ છે.

ઉત્પત્તિમાં પ્રથમ આકાશ તત્વ છે. અને પછી બીજાં તત્વો તેમાંથી ક્રમસર થાયછે, પરંતુ આ તત્વો પણ અતિ સૂક્ષ્મ રૂપ હોયછે. એ પંચ તત્વોને મહાભૂત કહેછે.

આકાશ (ether) શબ્દ आकाश् ધાતુ પરથી ઉત્પન્ન છે. એ ધાતુનો અર્થ "દૃશ્યમાન" થાયછે. અદૃશ્ય દૃશ્ય થયું તેજ આકાશ છે. અંગ્રેજીમાં ઈથર (ether) શબ્દ આકાશ શબ્દને માટે છે, તે પણ એજ અર્થવાળા લાટિન ધાતુ ઐથો (aitho) પરથી થયોછે. પંચપ્રાણ તેજ પંચતત્વ છે, એમ આપણે ઉપર જોયું છે; તો હવે એ બંનેના સંયોગથી એ પંચ તત્વોમાં પંચ પ્રાણ ગુણ રૂપે રહેછે. એ ઉપરથી એ પાંચે તત્વોના પાંચ ગુણો નીચે પ્રમાણે છે—

| આકાશ. | વાયુ. | તેજ. | જલ. | પૃથ્વી. |
|---|---|---|---|---|
| શબ્દ. | સ્પર્શ. | રૂપ. | રસ. | ગંધ. |

ઉપર બતાવેલા ધાત્વર્થ પ્રમાણે આકાશ શબ્દ દિશા (space) નો વાચક છે. એજરીતે બીજાં તત્વોના પણ ધાત્વર્થ અત્રતપાસિયે—વાયુ શબ્દ वा ધાતુપરથી વ્યુત્પન્નછે, એ ધાતુનો અર્થ "ગયું" થાય છે.

અને એ ઉપરથી ગતિવાચક શબ્દ "વાયુ" છે. વાયુ શબ્દને માટે અંગ્રેજીમાં એયર (air) શબ્દ છે, તે પણ એજ ગતિના અર્થવાળા લાટિન શબ્દ ઈર (aer) પરથી થયો છે. તેજ શબ્દ સંસ્કૃત તેજ્=ઝળવવું, પ્રકાશ કરવો, એ ધાતુ પરથી છે; અને તેનેજ માટે અંગ્રેજીમાં લાઈટ (light) શબ્દ છે ને તે લાટિન એજ પ્રકાશ વાચક ધાતુ લ્યુશિયો (luceo) ઉપરથી થયો છે. જલને માટે પંચતત્વોનાં નામોમાં પારિભાષિક નામ અપ્ શબ્દ છે. અંગ્રેજીમાં તેનો ઘણે અંશે અર્થ બોધ થઇ શકે તેવો શબ્દ ફ્લ્યુઇડ (fluid) છે ને તે લાટિન ધાતુ ફ્લુઓ (fluo) પરથી વ્યુત્પન્ન છે ને તેનો અર્થ દ્રવવાચક છે. હવે પૃથ્વી શબ્દ પૃ—પાળવું, પોષવું, ભરવું, એ ધાતુપરથી સ્થૂલતા વાચક છે; તેને માટે અંગ્રેજીમાં અર્થ (earth) શબ્દ છે ને તે પણ એજ અર્થના એંગ્લો સાકસન શબ્દ ઈઓર્થી (eorthe) પરથી થયોછે.

ત્યારે હવે સ્પષ્ટ સમજાય છે કે આકાશ (Space) પ્રથમ થયું, તે પછી તેનું સ્થૂલીકરણ થવા લાગ્યું; અર્થાત્ ધર્મ જે શબ્દ (Sound) તેના સંયોગથી અથવા તેની વ્યક્તિ થવાથી વાયુ રૂપ થયું. આકાશ (Space) અને શબ્દ (Sound) ની વ્યક્તિ રૂપ વાયુ (Touch), ની વ્યક્તિ વા સ્થૂલીકરણથી તેજ (Light) થયું. એ તેજ (Light) અને તેનો ગુણ રૂપ (Form) વ્યક્ત વા સ્થૂલ થતાં જલ વા અપ્ (Fluid) તત્વ થયું. એ અપ્ (Fluid) અને તેનો ગુણ રસ. (Taste) વ્યક્ત થતાં અથવા સ્થૂલ થતાં પૃથ્વી (Earth) તત્વ થયું એ રીતે પાંચે પ્રકારનાં આકાશ થયાંઃ—

આકાશ. વાય્વાકાશ. તેજાકાશ. અપાકાશ. પૃથિવ્યાકાશ.

એ રીતે પાંચ સૂક્ષ્મ તત્વો રૂપ આકાશમાંથી છેવટ પાંચ સ્થૂલ મહાભૂતો બને છે. તે એવી રીતે કેઃ—

પૃથ્વી (Earth) અને તેનો ગુણ ગંધ (Smell) વ્યક્ત થવાથી સ્થૂલાકાશ થાય છે; સ્થૂલાકાશ અને સ્થૂલવ્યક્ત શબ્દની વિશેષ વ્યક્તિથી સ્થૂલ વાયુ થાય છે. એ સ્થૂલ વાયુ અને સ્થૂલ સ્પર્શની વ્યક્તિમાંથી સ્થૂલ તેજ થાય છેઃ સ્થૂલ તેજ અને સ્થૂલ રૂપ (આકાર) ની

વ્યક્તિથી સ્થૂલ અપ્ થાય છે. સ્થૂલ અપ્ અને સ્થૂલ રસની વ્યક્તિથી સ્થૂલ પૃથ્વી ( visible matter )—પરમાણુ—બને છે. એ રીતે છેવટ આ અખિલ વિશ્વ બનેલુ છે.

હાલના પાશ્ચાત્ય શાસ્ત્રીઓ આ બધી તત્વ વ્યવસ્થામાં અતિશય ગૂંચવાઇ જાય છે. તેઓ તેજાકાશને આકાશનો ગુણ માને છે, પણ ખરેખર તેમ નથીજ. એ તો તેનું એક સ્થૂલ રૂપ છે. આકાશનો ગુણ તો શબ્દ છે. ગુણ સહિત પાંચે સૂક્ષ્મ તત્વો નીચે પ્રમાણે છે —

૧—શબ્દગુણી આકાશ (sonoriferous ether)
૨—સ્પર્શગુણી આકાશ (tangiferous ether).
૩—રૂપગુણી આકાશ (luminiferous ether).
૪—રસગુણી આકાશ (gustiferous ether).
૫—ગંધગુણી આકાશ (odoriferous ether).

આ પાંચે આકાશના એકીકરણ રૂપ સ્થૂલ આકાશ, તે આકાશ મહાભૂત છે, અને એજ રીતે પાંચ સ્થૂલ મહાભૂતો બને છે. સૂક્ષ્મ તત્વના પ્રવાહ (vibration) થી સ્થૂલ તત્વ બને છે.

---

## પંચીકરણનું કોષ્ટક.

આત્મા.

| | | | | |
|---|---|---|---|---|
| આકાશ. (આકાશ) | મન. | બુદ્ધિ. | ચિત્ત. | અહંકાર. |
| સમાન | વ્યાન (વાયુ) | ઉદાન. | પ્રાણ | અપાન. |
| શ્રોત્ર | ત્વક્ | ચક્ષુ (તેજ) | જિવ્હા | ઘ્રાણ. |
| શબ્દ. | સ્પર્શ | રૂપ. | રસ. (અપ્) | ગંધ. |
| વાક્. | પાણિ. | પાદ | પાયુ. | ઉપસ્થ. (પૃથ્વી) |

( અપૂર્ણ. )

# પિંડોપનિષત્.

સંસારથી વિમુક્ત થવા માટે પરમહંસ સંન્યાસની જરૂર છે, પરંતુ તે જેને પ્રાપ્ત નથી તેવાને માટે શી ગતિ? આને માટે પ્રથમ વૈરાગ્ય પ્રાપ્તિ અર્થે સંસાર દુઃખ રૂપ છે એમ નિરૂપણ કરવા માટે આ ઉપનિષત્ છે. સંસરણ—એટલે ધીરેધીરે સરકી જનાર તે સંસાર. કાળ નિરંતર ચાલ્યોજ જાય છે, એજ સંસાર છે. આ સંસારમાં મનુષ્યાદિ પ્રાણીઓ અસંખ્યવાર આવે છે અને જાય છે, તથા અસંખ્ય જન્મ મરણ રૂપ દુઃખો ભોગવ્યા કરે છે. આથી તે કંટાળે છે ત્યારે તેમાં પાછું નહિ આવવાનો ઉપાય શોધવાની પ્રવૃત્તિ તેને થવા લાગે છે. એ સંસારમાં પાછું નહિ આવવું તેજ વિમુક્તિ છે. વિમુક્તિ એટલે વિશેષ મુક્તિ. સામાન્ય મુક્તિ અને વિશેષ મુક્તિ—એમ મુક્તિ બે પ્રકારની છે. અમુક દુઃખથી મૂકાવું, અથવા અમુક સમય સુધીજ મૂકાવું, તેને સામાન્ય મુકિત કહે છે; પરંતુ નિરંતરને માટે સર્વ દુઃખથી મૂકાઈ જવું, તેને વિમુકિત કહે છે. આવી વિમુકિતની સંસારથી તૃપ્ત મનુષ્યોને જરૂર હોય છે. આવી મુકિત પરમહંસ સંન્યાસ વિના મળી શકતી નથીજ. પરમહંસ એટલે લાગણી રહિત યોગદશા, જીવાત્માનું પરમ ઐક્ય, વસ્તુ માત્ર—દેહ, મન, બુદ્ધિ એ સર્વથી આત્મા ભિન્ન છે, તથા તેને સુખ દુઃખનો બાધ નથીજ, એમ પરમ જ્ઞાનની પ્રાપ્તિની દશા, તેજ પરમહંસ દશા છે. એજ સંન્યાસ છે. કર્મ પરત્વે મનુષ્યના ચાર આશ્રમ બાંધેલા છે. આશ્રમ એટલે નિવાસ. નિવાસની ચાર સ્થિતિ છે. (૧) બ્રહ્મચર્ય, (૨) ગાર્હસ્થ્ય, (૩) વાનપ્રસ્થ અને (૪) સંન્યસ્ત. જન્મ્યા પછી અમુક વય પર્યંત વિદ્યાભ્યાસાદિ કરવો, તથા બદ્ધવીર્ય રહી નીતિ નિયમો આચરવા, એ સ્થિતિને બ્રહ્મચર્યાવસ્થા કહે છે. એ અવસ્થામાં નીતિથી ચાલવું તથા બદ્ધવીર્ય રહેવું, એ મુખ્ય છે. એથી શરીરાદિની સારી પુષ્ટિ પણ થાય છે, અને અંતઃકરણ વૃત્તિઓ પ્રારંભથીજ નીતિમાર્ગે વળે છે. એ પ્રમાણે થયા પછી વિવાહાદિ કરી ગૃહસ્થ થવાય છે. તેમાં સ્વપત્નીમાંજ—કામ વિકારથી નહિજ પરંતુ પુત્રોત્પત્તિના હેતુથીજ—આસકિત રાખી ગૃહસ્થાશ્રમ નીતિ અનુસાર ચલાવવો. પછી યુવાવસ્થાગયાપછી અને વૃદ્ધાવસ્થાનો આરંભ થવા લાગે ત્યારે મનની

વૃત્તિઓ સારી રીતે શિથિલ થવા લાગેજ છે, છતાં અવશિષ્ટ વૃત્તિ ને શિથિલ કરવા માટે આસકિતત્યાગ માટે યમ નિયમાદિ પાળી ગૃહસ્થ ધર્મનો ત્યાગ કરી વૃત્તિથી ઉલટા વર્ત્તિ તેને દાબતાં શીખવી, તેને વાનપ્રસ્થાશ્રમ કહે છે. એ વૃત્તિઓ છેક દબાઇ જઈ જરાપણ નજ ઉઠે તેવી થાય, અને યમ નિયમ—એ બે યોગાંગો દૃઢ થઇ જાય, એટલે પછી સંસારનો છેક ત્યાગ કરી દેઇ સંન્યાસી થઇ યોગાભ્યાસ આરંભવો, અને આસન, પ્રાણાયામાદિ બાકીનાં યોગાંગોનો અભ્યાસ ક્રમસર કરવો. આ અવસ્થામાં સર્વ વૃત્તિઓનો જય થઇ ગએલોજ હોય છે, એટલે અષ્ટાંગયોગ પ્રાપ્ત થઈ પરમહંસ સ્થિતિ સહજ પ્રાપ્ત થઇ જાય છે. હવે આવી રીયે ક્રમસર જેને એ સ્થિતિ મળી ન શકી હોય, પરંતુ ઉપર કહ્યા પ્રમાણેના આશ્રમ ધર્મથી વિરુદ્ધ વર્તનાર મનુષ્યને જો મોક્ષેચ્છા થાય તો તેને માટે તેને પ્રથમ તો વૈરાગ્ય બુદ્ધિ પ્રાપ્ત થવી જરૂરની છે. વસ્તુ માત્ર દુઃખરૂપ છે એમ થઇ તેમાં રાગ નજ રહે તેજ વૈરાગ્ય છે. સંસારના સુખ દુઃખ બનેમાં વિરાગ થવો જોઇએ. એવો વૈરાગ્ય પ્રાપ્ત થવા માટે સંસાર તથા તેને લગતી વસ્તુ માત્ર દુઃખ રૂપ છે, સુખ રૂપ નથીજ, એમ સમજાવવા માટે આ ઉપનિષત્‌ની રચના અથર્વવેદમાં થએલી છે. હવે તેનો આરંભ કરિયેં છિયેં —

ओं । देवता ऋषयः सर्वे ब्रह्माण मिदमब्रुवन् ।
मृतस्यदीयते पिंडाः कथं गृह्णंसचेतसः ॥ १ ॥
भिन्ने पंचात्मके देहे गते पंचसु पंचधा ।
हंसस्त्यक्त्वा गतो देहं कस्मिन्स्थाने व्यवस्थितः ॥ २ ॥

અર્થઃ—દેવતા, ઋષિઓ, સર્વેએ બ્રહ્માને આમ પૂછ્યું કે "મૃત પુરૂષને પિંડ દેવાય છે, તે એ (મૃત પુરૂષ) અચેતસ્ (ચેતના રહિત) હોવાથી કેવી રીતે લેઇ શકે ? પંચભૂતાત્મક દેહના ભાગ પડયા પછી અને પાંચની પંચધાગતિ થયા પછી દેહનો ત્યાગ કરીને હંસ (આત્મા) કિયા સ્થાનમાં વસતો હશે ?"

આ શ્લોકમાં ઋષિ અને દેવતાઓએ સૃષ્ટિ કર્ત્તા બ્રહ્માજીને બે પ્રશ્ન પૂછેલા છે. મરી ગયેલા મનુષ્યની પાછળ શ્રાદ્ધાદિ કર્મમાં તેને પિંડ દાન દેવા માં આવેછે, તેના સંબંધમાં પૂછેલું છે કે પંચ ભૂતનો આ દેહ છે, તેમ

પંચ વાયુ આદિ પંચીકરણ સમય ભિન્ન ભિન્ન થઇ જઇ વિખરઈ ગયા પછી મન, બુદ્ધિ સર્વ પૃથક્ પૃથક્ થઇ જાયછે, ત્યારે પછી પિંડ કોને પૂહોંચે ? અને ન પૂહોંચે તો આપવા શા સારૂ જોઇયે ? આ પ્રથમ પ્રશ્ન છે. બીજા પ્રશ્નમાં મનાદિસર્વે તત્વોના વિખરાઇ ગયા પછી આત્મા અથવા હંસની સ્થિતિ કેવી રીતે ને ક્યાં હોયછે ? આ બીજો પ્રશ્ન છે. ટુંકામાં મરી ગયા પછી શું થાયછે? આ એકજ પ્રશ્ન એ બને પ્રશ્નોમાં શમાય છે. આપણો આ દેહ પાંચ તત્વોનો બનેલ છે. (૧) આકાશ, (૨) વાયુ, (૩) અગ્નિ, ૪)જળ અને (૫) પૃથ્વી. આપાંચ મહાભૂતો કહેવાય છે. પદાર્થ માત્રનાં શરીર એ પંચમહાભૂતોનાંજ બનાવેલાં હોયછે. આ પંચભૂતો અકેકમાં પાછાં એજ પંચ તત્વોનાં બનેલાં હોયછે; જેમકે આકાશમાં પાંચે મહાભૂતો સૂક્ષ્મ રૂપે રહેલાં હોયછે, વાયુ, અગ્નિ, આદિ પાંચેમાં પાંચ પાંચ હોઈ કુલ ૨૫ તત્વો થાયછે. આ પંચીકરણ મૃત્યુ સમયે વિખરાઇ છૂટું પડે છે. તેથી આત્મા ક્યાં રહી શકે ? એમ પ્રશ્ન છે. એટલાજ માટે પાંચે પાંચમાં લયથવાનું કહ્યું છે. હંસ શબ્દ પ્રાણવાચક છે. આ પ્રશ્નોનો ઉત્તર હવે બ્રહ્માજી આપેછે:—

त्र्यहं वसति तोयेषु त्र्यहं वसति चाग्निषु ।
त्र्यहमाकाशगो भूत्वा दिनमेकं तु वायुगः ॥ ३ ॥

અર્થઃ—ત્રણ દિવસ પાણીમાં રહેછે અને ત્રણ દિવસ અગ્નિમાં વસેછે; ત્રણ દિવસ આકાશમાં રહેનાર થઈને એક દિવસ વાયુમાં રહેનાર થાયછે.

દશ દિવસ સુધી પિંડદાન આપવામાં આવેછે. ભાવાર્થ એમછે કે પિંડનું તેનું (મરેલાનું) નવું શરીર બંધાય છે, એમ ઉત્તર હવે નીચેના શ્લોકમાં આવશે; તેથી દશ પિંડ અપાઈ રહ્યા પછી આખું શરીર બંધાઈ રહેછે. એટલે હંસ તેમાં રહેછે; પરંતુ દશ દિવસ સુધી ક્યાં રહેછે, એ બીજા પ્રશ્નનો ઉત્તર આ શ્લોકમાં આપેલો છે; તો કહે છે કે ત્રણ દિવસ પાણીમાં, ત્રણ દિવસ અગ્નિમાં, ત્રણ દિવસ આકાશમાં અને એક દિવસ વાયુમાં રહેછે. પછી તો શરીરમાં પ્રવેશે છે. પાર્થિવ શરીરનો લય જળમાં, જળમાંથી અગ્નિમાં—એ-

મ આમસર તત્વોમાં લય બતાવ્યો છે; અને પછી દશ દિવસના પિંડોમાંથી શરીર કેમ બંધાતું આવેછે, તે હવે કહેછે, કે જે પ્રથમ પ્રશ્નનો ઉત્તર છે—

प्रथमेनतु पिंडेन कलानां तस्यसंभवः ।
द्वितीयेनतुपिंडेन मांसत्वक् शोणितोभवः ॥ ४ ॥
तृतीयेनतु पिंडेन मतिस्तस्याभिजायते ।
चतुर्थेन तु पिंडेन अस्थिमज्जा प्रजायते ॥ ५ ॥
पंचमेन तु पिंडेन हस्तांगुल्यः शिरोमुखम् ।
षष्ठेन कृत पिंडेन हृत्कंठं तालु जायते ॥ ६ ॥
सप्तमेनतु पिंडेन दीर्घायुः प्रजायते ।
अष्टमेनतु पिंडेन वाचं पुष्यति वीर्यवान् ॥ ७ ॥
नवमेनतु पिंडेन सर्वेंद्रिय समाहृतिः ।
दशमेनतु पिंडेन भावानां प्लवनं तथा ॥ ८ ॥

અર્થ– પ્રથમ પિંડવડે કલાઓ બને છે, બીજા પિંડવડે માંસ, ત્વચા અને શોણિત બને છે, ત્રીજા પિંડમાંથી તેની મતિ બને છે, ચોથા પિંડમાંથી અસ્થિ અને મજ્જા બને છે; પાંચમા પિંડમાંથી હાથની આંગળીઓ તથા શિરોમુખ બને છે, છઠા પિંડનાં હૃદય, કંઠ અને તાલુ બને છે; સાતમા પિંડમાંથી દીર્ઘ આયુષ્ય થાય છે, આઠમા પિંડમાંથી વીર્યવાન્ વાચ્ પોષાય છે; નવમા પિંડમાંથી સર્વે ઇંદ્રિયોની સમાહૃતિ થાય છે; અને દશમા પિંડમાંથી ભાવોનું પ્લવન થાય છે.

પ્રથમ પિંડમાંથી કલાઓ બને છે, એમ કહેલુ છે. કલાઓ સોળ કહેલી છે.—

कलाः षोडशभूतानि प्राणोऽक्षं जन्म कर्मच ।
श्रद्धा यज्ञास्तपोमंत्रा मनोमात्रं शरीरकम् ॥

અર્થ –પંચભૂત (જ) સોળ કળા છે; અક્ષય (એવો) પ્રાણ (જ) જન્મ અને કર્મ છે; યજ્ઞો, તપ, (અને) મંત્રો (જ) શ્રદ્ધા છે (તથા) મન (જ) શરીરક ( શરીર બનાવનારૂ ) છે.

આમાં સોળકળા છે એટલુંજ કહેલું છે. ગરૂડ પુરાણમાં દેહનાં અવયવોની રચના નીચે પ્રમાણે કહી છેઃ—

प्रथमे ऽहनि यः पिंडस्तेन मुर्द्धा प्रजायते ।
ग्रीवास्कंधं द्वितीयेन तृतीये हृदयं भवेत् ॥
चतुर्थेन भवेत्पृष्टिः पंचमे नाभिरेवच ।
षट्सप्तमे कटिर्गुह्यमूरू चाप्यष्टमे तथा ॥
जानुपादौतु नवमेदशमे ऽन्हिक्षुधा भवेत् ।
देहभूतः क्षुधाऽऽविष्टो गृह द्वारेच तिष्टति ॥
दशमेऽहनियः पिंडस्तंदद्यादाभिषेणतु ।
यतोदेहे समुत्पन्ने प्रेतोजीवः क्षुधाऽन्वितः ॥
अतस्त्वामिष वाह्यंतु क्षुधातस्य न नश्यति ।
एकादशं द्वादशंच प्रेतो भुंक्ते दिनद्वयम् ॥

અર્થઃ—પ્હેલા દિવસનો જે પિંડ તેમાંથી મૂર્દ્ધા બને છે, બીજામાંથી ગ્રાવા અને સ્કંધ (બને છે), ત્રીજામાંથી હૃદય થાય છે, ચતુર્થમાંથી પૃષ્ઠ બને છે, પાંચમામાંથી નાભિ બને છે, છઠા અને સાતમામાંથી કટિ અને ગુહ્ય, તથા આઠમામાંથી ઊરૂ થાય છે, નવમામાંથી જંઘ અને બે પાદ અને દશમામાંથી ક્ષુધા થાય છે. ક્ષુધાવિષ્ટ દેહભૂત ઘરના બાર આગળ ઉભે છે, તેને દશમા દિવસનો પિંડ નહવરાવીને આપવો; જેથી સમુત્પન્ન દેહને વિષે પ્રેતરૂપ જીવ ક્ષુધાવાળો થાય છે, તેથી પિંડ બીજાને આપવાથી તેની ક્ષુધા નાશ પામતી નથી, માટે એકાદશા અને દ્વાદશાના પિંડો બે દિવસ સુધી પ્રેત ખાય છે.

એ રીતે પિંડદાનાઅવશ્યકતા દર્શાવનારૂં આ લઘુ ઉપનિષત્ છે.

---

# अग्निसूक्त.

ઋગ્વેદમાં અગ્નિનાં ઘણાં સૂક્તો છે, તેમાંના પ્રથમ સૂક્ત अग्निमीळे આદિનું આ ભાષાન્તર છે. એ સૂક્ત નવ મંત્રનું છે. ઋગ્વેદ હોતાર્થે હોઈ તેમાં દેવોના આવાહનના મંત્રો છે. અગ્નિ સર્વ દેવોનો આવાહક તથા સંબંધક છે, માટે ઋગ્વેદનો પ્રારંભજ એ દેવના આવાહાન સૂક્તથી છે, અને તેથીજ મનુસ્મૃતિ (૧—૨૩) માં ઋગ્વેદની ઉત્પત્તિ અગ્નિથી કહેલી છે. હવે એ સૂક્તનો આરંભ કરી તે ઉપર સ્વતંત્ર ટીકા આપવામાં આવે છે—

ॐ अग्निमीळे पुरोहितं यज्ञस्य देवमृत्विजम् ।
होतारं रत्न धातमम् ॥ १ ॥

યજ્ઞતણા દેવ, અને ઋત્વિજ, હોતા, પુરોહિત તથા જે—
રત્ન તણા દાતા,ને અગ્નિ મહાદેવને સ્તવું પ્રીતે. ૧

આ પ્રારંભ મંત્રમાં અગ્નિસ્તવન રૂપ મંગલ કરેલું છે. આ સૂક્તના દેવતા અગ્નિ, ઋષિ વિશ્વામિત્રપુત્રો મધુચ્છંદો છે અને નવે મંત્રો ગાયત્રી છંદમાં છે. જે દેવનું સ્તવન કે આવાહન હોય તે તેના દેવતા કહેવાય છે અને જે ઋષિને એ મંત્રો સ્ફુર્યા હોય વા દૃષ્ટ હોય તે તેના દૃષ્ટા કહેવાય છે. વિશ્વામિત્રના પુત્રો મધુચ્છંદો આ મંત્રોના દૃષ્ટા છે. ત્રિપદા ગાયત્રી છંદથી આ સૂક્ત ગ્રથિત છે.

આ મંત્રમાં અગ્નિ દેવને વિશેષણો લગાડી સ્તવેલ છે. તેમને યજ્ઞના દેવ કહેલા છે. શતપથબ્રાહ્મણમાંતો સર્વ દેવો અગ્નિનાં જ રૂપો કહેલાં છે. તેમાં કહેલું છે કે—અગ્નિને જ્યારે પ્રથમ પ્રકટ કરવામાં આવે અને માત્ર ધૂમજ નીસરવા માંડે ત્યારે તે અગ્નિ રુદ્ર કહેવાય છે, પછી જ્યારે તેમાંથી જવાલા નીસરવા માંડે ત્યારે તે વરુણ કહેવાય છે, અને પછી જયારે તે સંપૂર્ણ પ્રકટ થઈ ભડકો બળવા માંડે છે ત્યારે તે ઈંદ્ર કહેવાય છે. ત્યાર પછી જયારે તાપ ધીરો પડી જાણે બાજુએથી બળતો હોય તેમ વૃદ્ધિ પામે ત્યારે તે મિત્ર કહેવાય છે, અને છેલ્લે

# शवनिरीक्षण.

( મળેલું. )

( શિખરિણી )

૧

અરે ! કેવી મુદ્રા દીસતી ભયથી વ્યાપિત અતી,
અરે ! નાના એ તો ક્રુર યમ પ્રભાવે નિચ ગતી;
નિહાળીને સર્વે નિજ હૃદયમાં પુણ્ય સ્મરતા,
વળી ત્હેના દોષો સહુ મળી મુખે ગુણ કથતા.

૨

અહા ! આ સંસારે લય ઉદય વ્યાપાર સહુમાં,
દીઠાં હર્મ્યો રાનો જલ થળ તણાં નો પલકમાં;
દશી વીશી થાયે સુ–કુજન સહૂની નિમિષમાં,
ગ્રહે રાહુ વ્યોમે દિનકર અને ચંદ્ર ઘડિમાં.

૩

વસંતે ફૂલેલાં તરૂ શિશિરમાં નષ્ટ બનતાં,
લીલાં ત્હેનાં પર્ણો સમિરથી ખરી કોહી પડતાં;
ગયાં ક્યાં પુષ્પો તે ? જગત ક્ષણભંગૂર દીસતું ?
હસે છે ને જન્મે જન અવનિવિષે વિલસતું.

૪

મળ્યું પૃથ્વીમાં આ અનલ પ્રકટીને વપુ વિષે,
વહો સન્માર્ગે સૌ યમની ક્રુરતા સદ્ય શિર છે;
ઘડી આ જાણો સૌ ત્હમ જીવનની અંત તણી છે,
કરો કર્મો નિત્યે જનહિત તણાં નિત્ય ડરીને.

૫

અરે ! આ સંસારે ક્ષણિક સમયે નષ્ટ થઈશું,
ગુણો દુર્ગુણોથી નિજ કૃતિ અહીં રાખી જઇશું;
હશે જો સદ્ગુણો સહુ હૃદયથી કીર્તિ મળશે,
હશે દુર્ગુણો તો 'તુજ ગતિ થવી' એમ વદશે.

"આપ્ત." ( મુંબઇ. )

# શાસ્ત્રભાવના.

પ્રત્યેક સિદ્ધાંત સિદ્ધ કરવામાં વિચાર અને અભિપ્રાયની સત્યતા તપાસવી, તેમજ આધારરૂપ પ્રમાણ શોધી કાઢી તેને લાગુ પાડવાં—એ બે બાબત ઉપર તે સિદ્ધાન્તની સત્યતાનો આધાર રહી શકે છે. આ માન્યતામાં કોઈ તરફથી એમ વાંધો આવે કે કાલક્રમે સૃષ્ટિરચનામાં તથા માનવપ્રકૃતિ–વિચારો–માં ભિન્નતા આવે છે, માટે એક કાલરચનાના વિચારો સાથે બીજી કાલરચનાના વિચારો મળતા આવી શકે નહિ; અને આમ થવાથી વિચાર અને અભિપ્રાયની સત્યતા સાથે આધારરૂપ પ્રમાણને લાગુ પાડવા જતાં તે બન્ને મળતાંજ આવે–એમ બની શકે નહિ. આમ કહી કોઈ પ્રમાણરૂપ શાસ્ત્રોનો અનાદર કરે તેટલા માટે તર્ક, અનુભવ અને શાસ્ત્રની સત્યતાની તુલના અત્ર ઉપયુક્ત છે. મનુષ્યબુદ્ધિની રચના કર્માનુસારીછે–એમ હવે પછી આપણે તપાસીશું, તે અનુસાર પ્રત્યેક મનુષ્યના વિચારો ભિન્ન ભિન્ન હોય છે. આમ કંઇ આ જમાનામાંજ છે એમ નથી, પરન્તુ અનાદિકાળથી એ ભિન્નતા ચાલી આવેછે. કર્માનુસાર રચાયલા પોતાના વિચારો સાથે શાસ્ત્રોના વિચારો મળતા નહિ આવવાથી શાસ્ત્રોમાં ગપજછે, એમ માનનારા તેમજ તેમાં અત્યંત ગુપ્ત રહસ્ય રહેલછે એમ માનનારા પણ અનાદિકાળથીજ જોવામાં આવેછે; અને સત્ય આમ દ્વિધારૂપે અનાદિકાળથીજ દેખાય છે, તેમાં એક સત્ય ને બીજુ અસત્ય હોવું જોઇયે, તોપણ બન્ને ભાવના સત્યરૂપજ છે, કેમકે સત્ય વિના અસત્યનો અસંભવ, તેમજ અસત્યવિના સત્યનો અસંભવ છે.

ઈતિહાસમાં કાલ–ક્રમ બતાવવા સારૂ સમયો (Periods) બાંધવામાં આવેલાછે. એકજ પદ્ધતિને લગતા વિચારો–તેના પ્રથમ સ્ફુરણથી આરંભીને રૂપાંતર પામતે પામતે અંત્યે પહોંચી નવાજ વિચારનો આરંભ કરાવે તેટલા કાળનો એક સમય હોય છે. એ સમય તેજ જમાનો કહેવાય છે, આવા અનેક જમાનાઓ ગયા છે અને તેનો ઇ-

તિહાસ હાલ આપણી પાસે મોજુદછે; તેથી ભિન્ન ભિન્ન જમાનાના ભિન્ન ભિન્ન વિચારોની તુલના કરવાનું આપણાથી બની શકે તેવું છે, તો એ તુલના કરતાં આપણને સ્પષ્ટ જણાઇ આવે છે કે પ્રત્યેક જમાનાનો પ્રારંભ વિદ્યાની અલ્પતાવાળો અને અંત પરાકાષ્ઠા વાળો જણાયછે. પ્રત્યેક જમાનાના પ્રારંભમાં સત્યશોધનની મારામારી અને અંત્યે અભેદજ્ઞાનરૂપ એકતા દેખાઇ આવે છે. આ પ્રમાણે પ્રત્યેક જમાનો ચક્રરૂપ જણાય છે, અને કહેવાય છેપણ "જમાનાનું ચક્ર ફરે છે." જે વ્યાસે બ્રહ્મમીમાંસા જેવો અપૂર્વ બુદ્ધિકુશલતા બતાવનાર ગ્રંથ રચ્યો, તેજ વ્યાસે બાળક ન મારે તેવાં ગપાષ્ટકો પુરાણોમાં માર્યા છે—આમ માનવું મૂર્ખતાની પરાકાષ્ઠારૂપ ગણી શકાય ! મનુષ્યમાત્ર જેમ જેમ વયમાં વૃદ્ધિ પામતું જાય, તેમ તેમ તેની બુદ્ધિ પણ પક્વ થતી જાય છે, એજ રીતે જમાનાના ચક્રમાં બ્રહ્માંડની બુદ્ધિનું પણ થાય છે. એટલે કે જમાનો જેમ જેમ આગળ વધતો જાય, તેમ તેમ સાર્વજનિક બુદ્ધિ પણ પક્વ થતી જાય છે, અને શાસ્ત્રોને માનનાર પ્રત્યેક જમાને હોવાથી તેમાં સત્યતા રહેલીછે, ને સત્યતા જમાનાના અંતમાં રહેલી છે, માટે જમાનાના અંતમાં રચાયલા ગ્રંથો શાસ્ત્રરૂપ હોવા જોઈયે.

આ પ્રમાણે પ્રમાણરૂપ શાસ્ત્રોની રચના તપાસી, હવે આપણે તર્કાધિષ્ઠાનરૂપ મનુષ્યબુદ્ધિની રચના તપાસિયે. માનવબુદ્ધિની રચના ક્રમસર વૃદ્ધિ પામનારી તથા બાહ્યવસ્તુને અવલોકવાને એકજ પ્રકારની શક્તિવાળી છતાં ભિન્ન ભિન્ન સ્વરૂપવાળી હોય છે; એટલે કે બાહ્યવસ્તુની અસર માનવ પ્રકૃતિ ઉપર સંબંધાનુસાર ભિન્ન ભિન્ન થાય છે—તે એવી રીતે કે એકજ વસ્તુ એકને જે સ્વરૂપે સમજાય, તેથી કેવળ ભિન્નરૂપે પણ બીજાને સમજાય છે. આ ઉપરથી તર્કમૂલક બુદ્ધિમનસ્‌ની રચના અપૂર્ણતાવાળી હોય છે. આનું કારણ એમ છે કે—'बुद्धिःकर्मानुसारिणी' એ મત પ્રમાણે કર્માનુસાર તે વૃદ્ધિ કે ક્ષય પામે છે. શાસ્ત્રથી તર્ક ભિન્ન પડે તો બુદ્ધિમય તર્કજન્ય જ્ઞાનને ગૌણ માનવામાં આર્યોએ ડહાપણ વાપરેલું છે. દૃષ્ટાંતમાં એક નિર્મલ કાચનો પ્યાલો લઇ તેમાં શુદ્ધ જલ ભરવું; પછી તેમાં એક ઘઉંભાર લીલો રંગ

નાખવો, પછી બે ધઉંભાર પીળો, દોઢ ધઉંભાર રાતો, ચાર ધઉંભાર કાળો, અઢી ધઉંભાર વાદળી, એમ જુદા જુદા રંગો જુદી જુદી માત્રાઓથી નાખવામાં આવે, તો પરિણામે એ બધા રંગથી મિશ્ર બનતા રંગ રૂપ તે જળ બની જશે. એજ રીતે બુદ્ધિમનસ્ જલરૂપ છે. તેમાં વૃત્તિરૂપ કર્મના રંગો ભિન્ન ભિન્ન માત્રાથી પડે છે, એથી તદ્રૂપ તે થાય છે. સત્કર્મથી જલ નિર્મળ થાય છે અને દુષ્ટકર્મથી મલીન રંગમય થાય છે. આવી રીતે નિર્મળ બુદ્ધિના તર્કને શાસ્ત્ર કહેવાય છે, તેથી રંગિત બુદ્ધિવાળા મનુષ્યોએ પોતાના તર્કમાં એ નિર્મળ તર્કરૂપ શાસ્ત્રોનો આધાર લેવો ઉચિત છે.

હવે બુદ્ધિની નિર્મળતા અને મલીનતાનો આધાર કર્મ ઉપર છે, એમ ઉપર કહેલું છે તે તપાસિયે ગ્રહોપગ્રહાદિ આકાશી તત્વો આપણી પૃથ્વી ઉપર ભરતી ઓટાદિ અનેક અસરો કરે છે, એવો સર્વ માન્ય નિયમ ખગોળવિદ્યાનો છે. આમ છે તો પછી એજ ગ્રહાદિ પૃથ્વીપરની વસ્તુઓ—મનુષ્યાદિ—ઉપર પણ અસર કરે છે, એમ માની શકાય તેવું છે. સ્થૂલશરીર ઉપર સૂર્ય ચંદ્રાદિની ઉષ્ણ શીતાદિ અસર સ્પષ્ટ સમજાય છે—એવીજ રીતે સૂક્ષ્મ શરીર ઉપર પણ તેની અસરો માનવી જોઈયે. આ વાત માનવામાં આવે તો પછી એ અસરોનો સંબંધ જન્મકાલની સાથે પણ હોવો જોઇયે.. એટલે કે મનુષ્યના જન્મ સમયે—બરોબર તેજ સમયે—ગ્રહાદિની જે પ્રકારની સ્થિતિ પૃથ્વીના તે ભાગ સાથે જે પ્રકારનો સંબંધ ધરાવતી હોય તે સંબંધની અસર પ્રમાણેજ તે જન્મનારની બુદ્ધિની રચના બંધાય છે, અને તે પૂર્વજન્મના કર્માનુસાર જેવી રચના થવાની હોય તેવી રચનાને અનુકૂળ સમયેજ જન્મ થાય છે. આમ માનવામાં પ્રશ્ન થશે કે એકજ કાળે એકજ સ્થળે જન્મેલાં બે બાળકોના સ્વભાવ સરખા હોતા નથી તેનું કેમ ? આ પ્રશ્નના નિરાકરણમાં કર્મ ફલ માનવાં પડે છે, કર્મથીજ ભિન્નતા થાય છે. કોઇ બાહ્ય સમયનાં અનેક સ્થૂલ અને આનુમાનિક કારણો ગોઠવી કાઢે, પરંતુ કર્મ વિના બીજો ખુલાસો સંતોષકારક જણાતોજ નથી, તેમ કર્મ ફલની વાત નહિ માનવાનું કશું કારણ નથી. વળી ચાલની ભાવના અમુક મા-

સની અમુક તિથિએ અમુક સમયે શીતોષ્ણતામાપક યંત્રમાં પારો જેટ અંશે હોય છે, તેટલે અંશે આવતી સાલના એજ માસની એજ તિથિ એજ સમયે હોતો નથી, તો શું પૃથ્વી અને સૂર્યાદિના અંતરમાં ફેર પડે છે

કર્મ આ પ્રમાણે સિદ્ધ થતાં હવે માત્ર પૂર્વ જન્મનો પ્રશ્ન બાકી રહે છે. પદાર્થનો નાશ નથી, એમ અર્વાચીન શાસ્ત્રોથી સિદ્ધ છે, મા રૂપાંતરજ થાય છે. આ ઉપરથી તેમજ કર્મનો પ્રશ્ન સમજવાથી પૂર્વ જન્મને પ્રશ્ન ઉભોજ રહેતો નથી.

આ સર્વપરથી જણાય છે કે શાસ્ત્ર વિરૂદ્ધ તર્ક ઉચિત નથી. માટે શાસ્ત્રાનુકૂલ તર્કથી પ્રત્યેક વાત સિધ્ધ થવી જોઈએ. ત્યારે શાસ્ત્રાર્થ તર્ક સાથે અનુકૂલ સમજાય તેમ થવું જોઇએ. અર્થાત્ શુધ્ધ તર્કથી રચિત શાસ્ત્રો ત્રિકાલાબાધ છે. હવે ત્યારે કેવા પાયા ઉપરથી વૃત્તિને દોરીને શુધ્ધ કરવી તે વિષે તપાસ શરૂ કરિયે.

આ વિસ્તિર્ણ સૃષ્ટિમાં પ્રાણીઓના અસંખ્ય વર્ગો જોવામાં આવે છે. તે સર્વને સુખપ્રાપ્તિ તથા દુઃખનિવૃત્તિની ઇચ્છા પ્રબલ હોય છે. આ સર્વ પ્રાણીઓમાં મનુષ્ય પ્રાણી તર્કશક્તિના આધિક્ય વાળું છે. આથી કરીને ઇતર પ્રાણીઓથી મનુષ્ય વિશેષમાં એ કરી શકે છે કે તે વિશ્વ-નિયમને ઉલ્લંઘવા પ્રયત્નવાન્ થાય છે. સુખપ્રાપ્તિ તથા દુઃખનિવૃત્તિ માટે મનુષ્ય પોતાની આ તર્કશક્તિની અધિકતાનો ઉપયોગ કરે છે, અને ઉપર સિધ્ધ કર્યા પ્રમાણે તર્કશક્તિનો પાયો ચલિત હોવાથી માર્ગમાંની અ-સંખ્ય વસ્તુઓમાં તે ભરાઇ રહેતી જાયછે. આથી ફલપ્રાપ્તિમાં વિ-લંબ થઈ નિરાશા પરિણામ પામેછે, તેથી દુઃખ પ્રાપ્તિજ થાયછે. આવી રીતે સુખ મેળવવા જતાં અણધાર્યું દુઃખ વહોરી લેછે. સંતોષ વિના સુખપ્રાપ્તિ નહિ, તેમ સુખ વિના સંતોષ પ્રાપ્તિનો અસંભવ છે.

અપૂર્ણ.

---

# वेदोत्पत्ति.

( સાંધણ પૃષ્ટ ૧૧ થી )

ટીકાકાર કુલ્લુકભટ્ટ આ ઉપર નીચે પ્રમાણે ટીકા લખે છેઃ—

सनातनंनित्यम् ।
वेदापौरुषेयत्वपक्षो मनोरभिमतः ।
पूर्वकल्पे ये वेदास्ते एव परमात्ममूर्त्तेर्ब्रह्मणः सर्वज्ञस्यस्मृत्यारूढाः ।
तानेव कल्पादावग्निवायु रविभ्यः आचकर्ष ।
श्रौतश्चायमर्थोन शंकनीयः ।
तथा च शृतिः ।
" अग्नेर्ऋग्वेदो वायोर्यजुर्वेदः आदित्यात्सामवेदः " इति ॥

અર્થ—સનાતન એટલે નિત્ય. વેદોના અપૌરુષેયત્વનો પક્ષ મનુએ માનેલો છે. જે વેદો પૂર્વ કલ્પમાં ( હતા ) તેજ પરમાત્મા મૂર્ત્તિ સર્વજ્ઞ બ્રહ્માની સ્મૃતિમાં આરૂઢ હતા. તેજ વેદોને આ કલ્પના આરંભમાં તેણે અગ્નિ, વાયુ અને સૂર્યમાંથી કાઢેલા છે. શ્રુતિના આ અર્થમાં શંકા કરવી નહિ. શ્રુતિમાં કહ્યું છે કે—" અગ્નિથી ઋગ્વેદ, વાયુથી યજુર્વેદ, અને આદિત્યથી સામવેદ "—એ રીતે.

વળી મનુનો ટીકાકાર મેધાતિથિ તો કહે છે કે—ઋગ્વેદ અગ્નિસૂક્તથી, યજુર્વેદ વાયુસૂક્તથી, અને સામવેદ સૂર્યસૂક્તથી આરંભાય છે.

વળી ઉપરના શતપથ બ્રાહ્મણ અને છાંદોગ્યોપનિષત્નાં વાકયો સાથે મળતાં આવતા મનુવાકયો નીચે પ્રમાણે છે. ( મનુ ૨–૭૬ )—

अकारंचाप्युकारंच मकारंच प्रजापतिः ।
वेदत्रयान्निरदुहद्भूर्भुवः स्वरितीतिच ॥

અર્થ—પ્રજાપતિ એ વળી ત્રણે વેદોમાંથી અકાર, ઉકાર અને મકાર, તેમજ ભૂર્, ભુવર્ અને સ્વર્ દોહી કાઢયા છે.

( મનુ ૨–૭૭ )—

त्रिभ्यः एवतुवेदेभ्यः पादंपादमदूदुहत् ।
तदिति ऋचोस्याः सावित्र्याः परमेष्ठी प्रजापतिः ॥

અર્થ:—ત્રણે વેદોમાંના પ્રત્યેકમાંથી એજ શ્રેષ્ઠ પ્રજાપતિએ સાવિત્રીની ઋચા દોહી કાઢી, કે જેનો આરંભ તત્ પદથી થાય છે.

(વળી મનુ ૨–૮૧):—

ओंकारपूर्विकास्तिस्रो महाव्याहृतयोऽव्ययाः ।
त्रिपदाचैव गायत्री विज्ञेयं ब्रह्मणो मुखम् ॥

અર્થ:—ત્રણ અવ્યય એવી મહા વ્યાહૃતિઓ, જે ૐકારથી આરંભાય છે, તે અને ત્રિપદા ગાયત્રી, એ બ્રહ્માનું મુખ ગણાય છે.

નીચેના શતપથ બ્રહ્મણના વાક્યો (૪–૧–૧–૮) માં વેદોત્પત્તિ પ્રથમ પ્રજાપતિથી કહીને પછી જળમાંથી કહેલી છે. એ વાક્યો નીચે પ્રમાણે છે:

सोऽयं पुरुषः प्रजापति रकामयत " भूयान् स्याम् प्रजायेय " इति ।
सोऽश्राम्यत् सतपो ऽतप्यत ।
सश्रांतस्तेपानो ब्रह्मएव प्रथममसृजतत्रयीमेव विद्याम् ।
स एवास्मै प्रतिष्ठाऽभवत् ।
तस्मादाहु " ब्रह्मास्य सर्वस्य प्रतिष्ठा " इति ।
तस्मादनूच्य प्रति तिष्ठति ।
प्रतिष्ठा ह्येषा यद्ब्रह्म ।
तस्यां प्रतिष्ठायां प्रतिष्ठितोऽतप्यत ।

અર્થ:—આ પુરૂષ પ્રજાપતિએ ઈચ્છયું કે "થાઉં, હોઉં, પ્રજા કરૂં," એ રીતે તેણે શ્રમ લીધો, તેણે તપ કર્યું. શ્રાંત એવા તેણે પેલ વેલી તો પવિત્ર જ્ઞાન રૂપ વિદ્યાત્રયી ઉત્પન્ન કરી. તેજ આને માટે પ્રતિષ્ઠિત થઈ. તેટલા માટે કહેવાય છે કે "આ સર્વની પ્રતિષ્ઠા બ્રહ્મજ છે." એ રીતે તેથી વેદાધ્યયનથી પ્રતિષ્ઠા મળેછે; કારણકે વેદજ પ્રતિષ્ઠા છે. એ પ્રતિષ્ઠામાં પ્રતિષ્ઠત થઇને (તેણે–પ્રજાતિયે તપ કર્યું.)

વળી (૪–૧–૧–૯ માં):—

सोऽपोऽसृजतवाचः एव लोकात् ।
वागेवास्यसाऽसृज्यत ।
सा इदं सर्व माप्नोद्यदिदम् किंच ।
यदाप्नोत्तस्मादापः ।
यदवृणोत्तस्मा द्वाः ।

અર્થ —તેણે સ્વસૃષ્ટિ તરિકે વાચ્‌માંથી જળ ઉત્પન્ન કર્યું. વાચ્ તેનીજ સર્જાયલી છે. આ જે કંઇ છે, તે સર્વમાં તે (વાચ્) વ્યાપ્ત છે. તે વ્યાપ્ત છે માટેજ જળ ને આપ કહેવાય છે. તેણે સર્વને આવૃત્ત કરેલ છે માટે જળને વાર્ કહેવાય છે.

વળી (૪-૧-૧-૧૦ માં)—

सोऽकामयत "आभ्योऽद्भ्योऽधि प्रजायेय" इति ।
सोऽनयात्रय्या विद्यया सहापःप्राविशत् ।
ततःआंडं समवर्त्तत ।
तदभ्य मृशत् ।
"अस्तु" इति "अस्तुभूयो, स्तु" इत्येव तदब्रवीत् ।
ततो ब्रह्म एव प्रथममसृज्यत त्रय्येव विद्या ।
तस्मादाहु "ब्रह्मास्य सर्वस्य प्रथमजम्" इति ।
अपिहि तस्मात्पुरुषाद्ब्रह्म एव पूर्वमसृज्यत तदस्य तन्मुखमेवासृज्यत ।
तस्मादनूचानमाहु "रग्निकल्पः" इति ।
मुखं ह्येतदग्नेर्यद् ब्रह्म ।

અર્થ—તેણે ઇચ્છયું "આ જળમાંથી હું પ્રજા કરૂં," એ રીતે. આ ત્રણ વિદ્યા સહિત તેણે જળમાં પ્રવેશ કર્યો. તેમાંથી અંડ ઉત્પન્ન થયું. તેણે તેનો સ્પર્શ કર્યો, અને કહ્યુ, "થાઓ, થાઓ." તેમાંથી ત્રયી-વિદ્યા ઉત્પન્ન થઇ. તેટલા માટે કહેવાય છે કે "આ સર્વમાં પ્રથમ જન્મેલ વેદ છે." વળી બ્રહ્માથી પ્હેલવેલી આ વિદ્યાજ ઉત્પન્ન થઈ છે. તેટલા માટે તે તેનું મુખ સર્જાયું. તેથી વેદ જાણનારને "અગ્નિ સમાન" કહેવાય છે. કારણ કે અગ્નિનું મુખ વિદ્યા છે.

નીચેના તૈત્તિરીય બ્રાહ્મણ ( ૨-૩-૧૦-૧ )માં વેદોત્પત્તિ ટુંકામાં સોમની પછી કહેલી છે:—

प्रजापति:सोमम् राजानमसृजत ।
तं त्रयो वेदाः अण्वसृज्यंत ।

અર્થ:—પ્રજાપતિયે સોમરાજાને ઉત્પન્ન કર્યો. તેનાથી ત્રણ વેદો ઉત્પન્ન થયા. વળી એજ બ્રાહ્મણમાં પાછું ( ૩--૩--૨--૧ માં ) વેદોત્પત્તિ પ્રજાપતિથી કહેલી છે:—

प्रजापत्योवेद :। અર્થ—પ્રજાપતિથી વેદ.

શતપથ બ્રાહ્મણના નીચેના ( ૧૪--૫--૪--૧૦ ) વાકયમાં વેદાદિની ઉત્પત્તિ બ્રહ્માના શ્વાસમાંથી થયાનું લખેલું છે:—

सयथार्द्रे धाग्नेरभ्याहितात्पृथग्धूमाः विनिश्चरन्ति एवं वै अरेऽस्य महतो भूतस्य निश्वसितमेतद्यद् ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वांगिरसः इतिहासः पुराणं विद्या उपनिषदः श्लोकाः सूत्राण्यनुव्याख्यानानि व्याख्यानानि अस्यैव एतानि सर्वाणि निश्वसितानि॥

અર્થ:—જેમભીનાં લાકડાંના અગ્નિમાંથી જુદી જુદી જાતના ધૂમાડા નીકળે છે, તેમ આ પરમપુરૂષના શ્વાસરૂપ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, આથર્વાંગિરસ્, ઇતિહાસો, પુરાણો, વિદ્યા, ઉપનિષદ્, શ્લોકો, સૂત્રો, જાત જાતનાં વ્યાખ્યાનો અને અનુવ્યાખ્યાનો, આ સર્વ તેના શ્વાસરૂપ છે.

ઉપરનાં બધાં લખાણોમાં વેદને અપૌરુષેય કહેલ છે, અને આમાં ( ઉપરના વાકયમાં ) વેદને બીજી બધી વિદ્યાઓની સાથે ગણાવીને પૌરુષેય સમજાય તેમ કહેલું છે.

બૃહદારણ્યકોપનિષત્‌માં પ્રજાપતિએ વાચ્‌ને ઉત્પન્ન કરીને તેના દ્વારા વેદાદિ સર્વ વસ્તુઓ ઉત્પન્ન કરી, એમ કહેલું છે. એ વાકય આ પ્રમાણે છે:—

सतयावाचा तेनात्मना इदं सर्वमसृजत यदिदं किंच ऋचोयजूंपिसामानि छंदांसियज्ञान्प्रजाः पशून् ॥

અર્થ:—એ વાચ્ અને એ આત્મા વડે તેણે આ સર્વ—ઋક્, યજુષ્ સામ, છંદો, યજ્ઞો, પ્રજા અને પશુઓ ઉત્પન્ન કર્યાં.

અને શતપથ બ્રાહ્મણ ( ૧૪–૪–૩–૧૨ ) માં કહેલું છે કેઃ—

त्रयोवेदाः एते एव ।

वागेव ऋग्वेदो मनोर्यजुर्वेदः प्राणः सामवेदः ।

અર્થ.—ત્રણે વેદો આ ત્રણ વસ્તુ છે. વાચ્ ઋગ્વેદ છે, મનયજુર્વેદ, અને પ્રાણ સામવેદ છે. વળી શતપથ બ્રાહ્મણ (૭–૫–૨–૫૨ )માં વેદોત્પત્તિ નીચે પ્રમાણે વિચિત્ર રીતે આપી છેઃ—

समुद्रेत्वा सदने सादयामि इति ।

मनो वै समुद्रः ।

मनसो वै समुद्राद्वाचाऽभ्या देवास्त्रयीं विद्यां निरखनन् ।

तदेपश्लोकोऽभ्युक्तः " ये समुद्रान्निरखनन्देवास्तीक्ष्णाभिरभ्रिभिः ।

सुदेवो अद्यतद्विद्याद्यत्र निर्वपणं दधु " रिति ।

मन समुद्रोवाक् तीक्ष्णाभ्रिस्त्रयी विद्यानिर्वपणम् ।

एतदेप श्लोकोऽभ्युक्तः ।

मनसितां सादयति ।

અર્થઃ—હું તને સમુદ્રમાં તારી સ્થિતિ કરૂં છું. મન સમુદ્ર છે. માનસ્ સમુદ્રમાંથી વાચારૂપી પાવડાથી દેવતાઓએ વેદવિદ્યાને ખોદી કાઢી. તેથી કહેવાય છે કે " દેવોએ તીક્ષ્ણ પાવડા વડે સમુદ્રમાંથી જેને ખોદી કાઢ્યા." મન સમુદ્ર છે, વાચ્ તીક્ષ્ણ પાવડો છે, (અને) ત્રણ વિદ્યા બલિ છે. તેથી આ પ્રમાણે બોલાય છે (કે) તે મનમાં સ્થિતિ કરે છે.

તૈત્તિરીય બ્રાહ્મણના એક વાક્ય ( ૩–૩૯–૧ ) માં વળી વેદોને પ્રજાપતિની ડાઢીના કેશમાંથી થયાનું લખેલું છેઃ—

( प्रजापते र्वै एतानिश्मश्रूणिय द्वेदः । ).

એજ બ્રાહ્મણની બીજી પ્રતિમાં વાચ્‌ને વેદમાતા કહેલી છે. ( ૨–૮–૮–૫ )—

वागक्षरं प्रथमजा ऋतस्य वेदानां माताऽमृतस्यनाभिः ।

सानो जुपाणा उपयज्ञमागादवंती देवी स्वामे अस्तु ।

यां ऋपयो मंत्रकृतो मनीपिणः अन्वैच्छन्देवास्तपसाश्रमेण ।

અપૂર્ણ.

# उत्पत्ति.

(શ્રાવણ પૃષ્ટ ૧૫ થી.)

આનું સ્પષ્ટીકરણ નીચે પ્રમાણે છેઃ—

૧—આકાશતત્ત્વના ચાર ભાગ પાડી તેમાંથી એક ભાગ, તથા પૃથ્વીના ચાર ભાગોમાંથી એક ભાગ, એમ બે એકત્ર થતાં અહંકાર બને છે.

૨—આકાશના ચાર ભાગમાંથી એક ભાગ, તથા અપ્‌ના ચાર ભાગમાંથી એક ભાગ એમ બે મળીને ચિત્ત બને છે.

૩—આકાશનો એક ભાગ, તથા અગ્નિ વા તેજનો એક ભાગ મળીને બુદ્ધિ થાય છે.

૪—આકાશનો એક ભાગ, તથા વાયુનો એક ભાગ મળીને મન બનેછે.

૫—આકાશના ચાર ભાગો ઉપર પ્રમાણે જતાં પાંચમો જે એક ભાગ રહ્યો તેનું અંતઃકરણ બનેલું છે.

આ પ્રમાણે આકાશમાંથી અંતઃકરણપંચક થયું. હવે વાયુતત્વમાંથી પાંચ વાયુ બને છે તે નીચે પ્રમાણે છેઃ—

૧—વાયુનો ૧ ભાગ + પૃથ્વીનો ૧ ભાગ = અપાનવાયુ.
૨— ,, ,, + અપ્ ,, = પ્રાણવાયુ.
૩— ,, ,, + તેજ ,, = ઉદાનવાયુ.
૪— ,, ,, + આકાશ ,, = સમાનવાયુ.
૫—વાયુનો પાંચમો ભાગ રહ્યો તેમાંથી વ્યાનવાયુ થયો છે.

તેજમાંથી પાંચ જ્ઞાનેંદ્રિયો નીચે પ્રમાણે બને છેઃ—

૧—તેજનો ૧ ભાગ + પૃથ્વીનો ૧ ભાગ = ઘ્રાણ.
૨— ,, ,, + અપ્ ,, = જિહ્વા.
૩— ,, ,, + વાયુ ,, = ત્વક્.
૪— ,, ,, + આકાશ ,, = શ્રોત્ર.

૫— ,, નો પાંચમો ભાગ રહ્યો તેમાંથી રૂપ બને છે.

જલમાંથી તન્માત્રાઓ બને છે—

૧—જલ ૧ ભાગ + પૃથ્વીનો ૧ ભાગ = ગંધ.
૨— ,, ,, + તેજ ,, = રૂપ.
૩— ,, ,, + વાયુ ,, = સ્પર્શ.
૪— ,, ,, + આકાશ ,, = શબ્દ.
૫— ,, નો પાંચમો ભાગ રહ્યો તેમાંથી રસ બને છે.

પૃથ્વીમાંથી કર્મેંદ્રિયો બને છેઃ—

૧—પૃથ્વી ૧ ભાગ + અપ્ ૧ ભાગ = ગુદા.
૨— ,, ,, + તેજ ,, = પાદ.
૩— ,, ,, + વાયુ ,, = હસ્ત.
૪— ,, ,, + આકાશ ,, = વાક્.
૫— ,, ના પાંચમા ભાગમાંથી ઉપસ્થ બને છે.

ઉપરની સમજૂતી ઉપરથી સમજાય છે કે—

૧—અંતઃકરણ, સમાનવાયુ, શ્રોત્રેંદ્રિય, શબ્દતન્માત્રા અને વાગેંદ્રિય આ પાંચને આકાશકદંબ કહેવાય છે.

૨—મન, વ્યાન, ત્વક્, સ્પર્શ અને હસ્ત—એ પાંચને વાયુકદંબ કહે છે.
૩—બુદ્ધિ, ઉદાન, ચક્ષુ, રૂપ અને પાદ—એ પાંચને તેજ કદંબ કહે છે.
૪—ચિત્ત, પ્રાણ, જિહ્વા, રસ અને ગુદા—એ પાંચને જલકદંબ કહે છે.
૫—અહંકાર, અપાન, ઘ્રાણ, ગંધ અને ઉપસ્થ—એ પાંચને પૃથ્વીકદંબ કહે છે.

આ પંચીકરણનું સંપૂર્ણ જ્ઞાન અત્યંત જરૂરનું હોવાથી એક વિદ્વાને આપેલી તેની સમજ વધારે ઠીક લાગવાથી તે નીચે બતાવી છે—

પંચમહાભૂતોને માટે સગવડ ખાતર વર્ણોરૂપ પ્રતીકો લઇયે—

૧—પૃથ્વીના બે ભાગ કરી તેના, ભાગને પ સંજ્ઞા તથા બાકીના અર્ધ ભાગના ચતુર્થાંશને પ સંજ્ઞા આપિયે.

૨—જલના અર્ધ ભાગને ज સંજ્ઞા તથા બાકીના અર્ધ ભાગ ચતુર્થાંશને જ.

૩—તેજ „ „ त „ „ „ „ ત.
૪—વાયુ „ „ व „ „ „ „ વ.
૫—આકાશ„ „ अ „ „ „ „ અ.

આ પ્રમાણે પંચીકરણનું કોષ્ટક નીચે પ્રમાણે થાય છે:—

| | | | | |
|---|---|---|---|---|
| अ. | અવ. | અત. | અજ. | અપ. |
| વઅ. | व. | વત. | વજ. | વપ. |
| તઅ. | તવ. | त. | તજ. | તપ. |
| જઅ. | જવ. | જત. | ज. | જપ. |
| પઅ. | પૂવ. | પત. | પજ. | प. |

અંતઃકરણ ચતુષ્કમાં તફાવત નીચે પ્રમાણે છે:—
૧—મન—સંકલ્પ વિકલ્પ કરનારૂં મન.
૨—બુદ્ધિ—નિશ્ચય કરનારૂં મન.
૩—ચિત્ત—અસ્થિરતા વાળું અથવા વિક્ષિપ્ત મન.
૪—અહંકાર—શરીરાદિ અસત્ પદાર્થોમાં પોતાપણું.

શરીર માંના પંચવાયુઓનાં કર્માદિ નીચે પ્રમાણે છે:—

૧—પ્રાણ—ફેફસામાં રહી શ્વાસ ક્રિયા ચલાવે છે. ઉર્દ્ધગતિ.
૨—અપાન—ગુદામાં રહી મલ વિસર્જન કરાવે છે. અધોગતિ.
૩—સમાન—નાભિમાં રહી અન્નપાચન કરી તેને શરીરમાં પ્રસારેછે તથા પોષણ કરે છે. સંકોચ વિકાસ.
૪—ઉદાન—કંઠમાં રહી વાણી ઉચ્ચારવાની ક્રિયા કરાવે છે. નાદગતિ.
૫—વ્યાન—સર્વ શરીરમાં રહીને સ્વેદન તથા રોમોદ્ગમ કરેછે. સર્વગતિ.

એક બીજાપણ આધુનિક પંડિતે ઉપરની પંચીકરણની સમજ વળી

જીરીતે આપેલી છે,તેમાં તેણે આકાશને માટે ह, વાયુને માટે र, જલને માટે અને પૃથ્વીને માટે ल સંજ્ઞાઓ વાપરેલી છે. એ સમજ નીચે પ્રમાણે છે

$$(૧).\ ह = \frac{ह}{૨} + \frac{व}{૮} + \frac{र}{૮} + \frac{य}{૮} + \frac{ल}{૮}.$$

$$(૨).\ व = \frac{व}{૨} + \frac{ह}{૮} + \frac{र}{૮} + \frac{य}{૮} + \frac{ल}{૮}.$$

$$(૩).\ र = \frac{र}{૨} + \frac{ह}{૮} + \frac{व}{૮} + \frac{य}{૮} + \frac{ल}{૮}.$$

$$(૪).\ य = \frac{य}{૨} + \frac{ह}{૮} + \frac{व}{૮} + \frac{र}{૮} + \frac{ल}{૮}.$$

$$(૫).\ ल = \frac{ल}{૨} + \frac{ह}{૮} + \frac{व}{૮} + \frac{र}{૮} + \frac{य}{૮}.$$

આના ગુણો નીચે પ્રમાણે છે—

| | શબ્દ. | સ્પર્શ. | રૂપ. | રસ. | ગંધ. |
|---|---|---|---|---|---|
| (૧). ह— | સામાન્ય. | ... | ... | ... | .... |
| (૨). व— | બહુ હલકો. | જરાશીત. | વાદળી. | અમ્લ. | અમ્લ. |
| (૩). र— | હલકો. | બહુઉષ્ણ. | રક્ત. | ઉષ્ણ. | ઉષ્ણ. |
| (૪). य— | ભારી. | શીત. | શ્વેત. | બંધક. | બંધક. |
| (૫). ल— | ઉંડો. | સહજઉષ્ણ. | પીત. | મધુર. | મધુર. |

હવે રચના સમયે આ તત્વોના મોજાની આકૃતિઓ અમુક પ્રકારની ાય છે, તે નીચે પ્રમાણે છે.—

૧— આકાશના મોજાની ગતિ વર્તુલાકાર હોય છે. એ ગતીને ક્રમ કહેવાય છે. તે સર્વ દિશાઓમાં જાય છે, એટલા માટે આકાશ જ દિશા(Space) છે. પ્રથમ પ્હેલું આકાશ તત્ત્વ એટલે કે દિશા ઇ. તેનું જરા સ્થૂલીકરણ તેજ સ્પર્શાકાશ કે આકાશ છે.

અપૂર્ણ.

# आप्तवचन.

(અળેલું.)

૧

આત્માના કલ્યાણાર્થે અંતઃકરણની શુદ્ધિ તથા ઈશ્વરની ભક્તિમાં સદા તત્પર રહેવું એ મનુષ્ય માત્રનો મુખ્ય ધર્મ છે.

૨

પ્રત્યેક કાર્યનો આરંભ તહેના શુભ પરિણામ વિચાર્યા શિવાય ન કરવો; કારણ કે જે કાર્ય પ્રથમથી વિચાર પૂર્વક કરવામાં આવે છે તેનું સારૂં ફળ પ્રાપ્ત થાય છે, પણ જે એકદમ સાહસ કરી કોઈપણ કાર્યનો આરંભ થાયછે તેનું કદીસારૂં પરિણામ આવતું નથી. અવિનયનું પગલું સદા કષ્ટકારી હોય છે.

૩

અંતઃકરણમાં સદ્ગુણોની ધારણા તથા દુર્ગુણોનો ત્યાગ સદા રાખવો. તેમાં લાભાલાભ તરફ લક્ષ રાખવું નહિજ.

૪

આ નશ્વર સંસારમાં કોઈપણ પદાર્થ અને પ્રાણીમાં રાગ તથા દ્વેષ ન રાખવો, કેમકે રાગ એ સર્વરીતે અનેક પ્રકારનાં દુઃખનું મુખ્ય કારણ છે.

૫

સદ્વિચારદ્વારા વાણી, વિદ્યા, ગુણ કિંવા હરકોઇ પદાર્થને સદુપયોગમાં ગ્રહણ કરવા, કેમકે આ સંસારમાં કોઇ એવો પદાર્થ નથી કે જે સદુપયોગમાં ગ્રહણ કરી ન શકાય; અર્થાત્ આ સંસારના સર્વ પદાર્થોનો સદુપયોગ ગ્રહણ કરવો એ મનુષ્ય માત્રથી બનવું શક્ય છે.

૬

મનુષ્યના સંસર્ગથી ગુણ અને દોષ બંને આવવાનો સંભવ રહે છે, માટે મનુષ્યમાં રહેતાં છતાં કોઇનો કોઈપણ દોષ પોતાની વૃત્તિમાં ન આવવા દેવો. હમેશા પોતાની ઈંદ્રિયોને વશ રાખી વર્તવું.

૭

જે મનુષ્યો ધીર પ્રકૃતિના સહનશીલ હોય છે તેવા મનુષ્યોનું મન કોઇપણ સમયે અનેક પ્રકારનાં દુઃખ માથે આવી પડતાં તે શાન્ત ભાવથી સહન કરી રહી સમય ને દોષ આપવામાં પોતાનું હિત સમજે છે. 'અસ્ત અને ઉદય' એવો મણિ–મંત્ર તેઓએ હૃદયમાં કોતરી રાખેલો હોય છે. 'સુખ અને દુઃખ' એને આ ક્ષણભંગુર જગતની ઘટમાળના મુખ્ય ચક્ર માને છે.

૮

પોતાની ધારેલી ઇચ્છા સફળ થતાં, પોતાનાં કરેલાં કૃત્યોનું લાભદાયક ફળ પ્રાપ્ત થતાં, ગમે તે પ્રકારના અલભ્ય સુખના ભોક્તા થતાં તેમજ પોતાની સર્વ પ્રકારની માનસિક અને શારીરિક આપત્તિ નાશ પામેલી જોયા છતાં પણ અવિવેકથી અંધ દુષ્ટ બુદ્ધિ વાળા દુર્જનોનો જાતિસ્વભાવ કદીપણ બદલાતો નથી. તેઓ ઉપકારને બદલે અપકાર, પ્રશંસાને બદલે નિંદા કરે છે અને ગુણને બદલે અવગુણ ગાય છે.

૯

ભલે અતિ શ્રમથી અમુક પ્રકારના સંકટો ભોગવી જે આખા જીવનમાં લક્ષ્મી પ્રાપ્ત કરી છે તે અત્યારે નાશ પામો; ભલે વ્હાલામાં વ્હાલી ચિજ ચોરાઇ જાઓ; ભલે આ દેહને ત્હમારી ઇચ્છાનુસાર દુઃખ આપી દમો; તેમજ એવા અનેક પ્રકારની આપત્તિઓ માથે ઝુમ્યા કરો અને ભલે મનુષ્યનો વ્હાલામાં વ્હાલો અમુલ્ય પ્રાણ જાઓ પણ મનુષ્યની અપકીર્ત્તિ સારી નથી.

૧૦

અંતઃકરણમાં સદા પોતાની ઉન્નતિ ચાહનાર ચતુર મનુષ્યોએ મનુષ્યમાત્રનું મન જાણ્યા શિવાય અને પોતાની ખરી ખાત્રી થયા વિના પોતાની અમુક પ્રકારની ઇચ્છાનુસાર કદી પણ વ્યવહાર કરવો નહિ. આવી રીતે કરવાથી કોઇ વેળા બહુ અનિષ્ટ પરિણામ આવવાનો સંભવ રહે છે.

૧૧

વિષયાસક્ત—કામી પુરૂષોની અદેખાઈ સદા તેમની ટેવમાં વાસો

કરી રહેલી હોય છે, અને તેમની તે અદેખાઇથી વિનય બાર ગાઉદૂર વસે છે. વળી ઇર્ષ્યા પણ કામી જનમાં વસેલી હોય છે. ઇર્ષ્યા એ વિનયની સાથે શત્રુતા રાખે છે. વિવેકશૂન્ય માણસોની અંતે દુર્ગતિ થયા વિના રહેતી નથી.

૧૨

જ્યાંસુધી માણસમાં અહંકારરૂપી દુર્ગુણ છે ત્યાંસુધી તે અજ્ઞાનરૂપી તિમિરમાં ભટક્યા કરી નિરંતર દુઃખ પામ્યા કરે છે એ કેવળ સત્ય વાર્તા છે; કારણ કે જ્ઞાનમાર્ગમાં અહંકાર એક પ્રતિબંધરૂપ છે અને જ્ઞાન વિના સેંકડો જપતપ સ્નાનાદિ વ્રતથી પણ મોક્ષપ્રાપ્તિ થતી નથી; માટે અહંકાર-રૂપી મહા શત્રુનો ત્યાગ કરી પ્રથમ જ્ઞાન સંપાદન કરવાની પૂર્ણ આવ-શ્યકતા છે.

૧૩

પોતાની વ્હાલામાં વ્હાલી પ્રાણરૂપ સ્ત્રી, પોતાનાં પ્રિય માતાપિતા અને પોતાના વ્હાલા બંધુઓના અકાળ વિનાશથી શોકરૂપી અગ્નિથી કોને સર્વ દુઃખમય ન લાગે? જ્યાં સુધી સંસાર છે ત્યાં સુધી આ જગત-માં અનિત્યતા નિત્ય છે, તો એ જગન્નિયંતા ઈશ્વરની અકળ ગતિને જાણ-તાં છતાં શામાટે મોહ પામવો જોઈએ? સર્વ પદાર્થ કોઈપણ કાળે મિથ્યા છે. સર્વ પદાર્થો ઉત્પન્ન થયાની સાથે કિંવા વૃદ્ધિની સાથે વિનાશના માર્ગમાં ક્રમણ કરે છે; ત્યારે જે અચળ છે તેને માટે શોક કરવો એ ઘટારત છે પણ જે દેહની યાંત્રિક શક્તિનો સાંચો ક્યારે અટકી જશે અથવા તો અમુક સમય પર્યન્ત ચાલુ રહેશે તેની એકપણ પળની સારી કિં-વા નરસી સ્થિતિની ખબર પડતી નથી તો એવી ક્ષણિક કાળ નિભ-નારી વસ્તુ માટે શાસારૂ શોક ધરવો જોઇએ? માયા તેમજ સર્વ ચંચ-ળ છે. માત્ર આ સંસારમાં ચાલી રહેલી અનેક પ્રકારની ઘટમાળથી ઉ-દ્વેગ ન પામતાં દૃઢ કર્તવ્ય પરાયણ રહેવું એજ ખરો મનુષ્યાવતારનો તાત્પર્ય છે.

૧૪

જે જેવું બીજ વાવેછે તેવું તેને ફળ મળે છે. સર્વ મનુષ્યને દુ-ષ્ટકર્મ તેમના આત્મા ને ખરાબ ફળ દેનારૂં અન્તે નિવડે છે. શું મરૂ ભૂમિમાં વાવેલાં ઝાડમાંથી કોઇપણ દિવસ અમૃતસરખાં મિષ્ટ ફળ ઉત્પન્ન

વવાની આશા રાખી શકાય! તેમ પવિત્ર રસાળ ભૂમિમાં વાવેલાં બીજમાંથી કોઇ પણ કાળે વિષવૃક્ષ ઉત્પન્ન થઈ ઝેરી ફળ ઉત્પન્ન થવાની કલ્પના કરી શકાય! પ્રત્યેક મનુષ્ય પોતાના સારાં કિંવા નરસાં કર્મેથી સારૂં કિંવા નરસું ફળ ભોગવે છે. ફળનો સર્વ આધાર પોતાના કર્મોપર રહેલો છે.

૧૫

ખરાબ દુરાચરણી મનુષ્યોની સંગતિ આરંભમાં મીઠી અને કોમળ લાગે છે, મધ્યમાં પોતાને નિચે પાડનારી અને અન્તમાં કેવળ વિકારથી ભયાનક ભાસે છે, માટે દુર્જનની સંગતિ સર્વપ્રકારે નિંદ્ય છે. ત્હેની સંગતિ રાખવી એ ખરેખર ભયંકર સાપના મુખમાં જાણી જોઈને હાથ નાખવાનો સ્હેલો ઉપાય છે. દુર્જન કોઈ પણ કાળે ઝેરી દંશ દીધા વિના રહેતો નથી. તેના હૃદયમાં સદા ઝેર ભરેલું હોય છે અને કેવળ મુખે બોલવામાં ત્હેની ચપલતા છે.

૧૬

જેમ એક ગરીબ માળી પોતાના નાના બગીચામાં સાધારણ નાનાં નાનાં બીજનું વાવેતર કરી ત્હેમને નિરંતર પાણી સીચી ઉછેરે છે ત્યારે તેઓ નાનાં છતાં પણ સારાં ફળ આપે છે, પરંતુ તેમાં જો ગંદું પાણી સીંચે છે તો તે બગડી જાય છે અને મુદલ ફળ આપતાં નથી; તેમ મનુષ્યનાં સારાં કૃત્ય હોય અને તેમાં જો સારા વિચારો જઇ મળે છે તો તે શુભ લાભદાયક ફળને આપે છે, પરંતુ કેવળ ખરાબ વિચારના સંયોગથી ફળનો વિચ્છેદ થાય છે.

૧૭

સમદર્શીપણું રાખો. આ સંસારમાં કોઇપણ ઉચ્ચ કે અધમ નથી. ઈશ્વરે સૌને મનુષ્યયોનિમાં જન્મ આપ્યો છે એમ સમજી પોતાના જાતિભાઈઓ—મનુષ્યોભણી માયાળુપણાથી વર્તો. કોઇની પોતાના કરતાં દુર્બળ બુદ્ધિ જાણી મનમાં ગર્વ માનીને પોતાની જાતને ઉચ્ચ ન ગણતાં ત્હેની હૃદયમાં જરા દયા ખાઓ અને જેમ પોતાથી કોઇપણ પ્રાણીમાત્રનું હિત થાય તેવો પ્રયત્ન કરવાનું અને એવી સદા ઇચ્છા રાખો.

૧૮

સંસારમાં અનેક પ્રકારની વિચિત્ર બુદ્ધિના મનુષ્યો છે. બુદ્ધિને

અનુસરીને ગમે તે પ્રકારે વ્યવહાર ચલાવી સહુ પોતાના મનમાં એક છો વધતો આનંદ માને છે. એકનો આનંદ ઘણી વેળા બીજા મનુષ્યના દુઃખનું કારણ થઈ પડેછે અથવા તો એકનું દુઃખ બીજાના સુખનું કારણ થઈ પડે છે. આવી રીતે આ સંસારમાં મનુષ્યના સંસર્ગથી વારંવાર બનવાનો સંભવ છે; માટે તેજ સત્પુરૂષને ધન્યવાદ ઘટે છે કે જે પોતાના અમુક પ્રકારના સદાચારથી પોતે સર્વ મનુષ્યોના આનંદનું કારણ થઈ પડે છે.

૧૯

દુઃખ, એ હાથે વ્હોરી લેવાનો માર્ગ છે. કેટલીક વખતે મનની નિર્બળતાથી દુઃખ ઉત્પન્ન થઇ ચિંતારૂપી અગ્નિમાં હૃદય ભળભળ બળ્યા કરે છે; પણ મનને વશ રાખી એકાગ્રવૃત્તિથી સ્થિરતા ધારણ કરવાથી લાભ થવાનો આશા રાખી શકાય છે. વૃથા સંતાપ કરવાથી પોતાને માથે પડતું કિંવા ભવિષ્યમાં આવી પડતું દુઃખ કોઇ કાળે ઓછું થતું નથી; માટે મનને હમેશાં આનંદમાં રાખવું અને મનને ઉદ્વેગ થાય તેવી બિનાને એક વિચિત્રતા રૂપ માની સદા સંતોષ રાખવો.

૨૦

ઇર્ષ્યાખોર કે નિંદાખોરના બોલવા તરફ કશું પણ લક્ષ આપતા નહીં. કોઇપણ મનુષ્ય કાંઇ મોઢેથી બોલે છે તે સદા પોતાના હિતનુ-સમજી પોતે કર્તવ્ય પરાયણ રહેવું એજ ખરો સન્માર્ગછે. ખરાબ મનુષ્યો ગમે તે પ્રકારે બોલી પોતાને કૃતાર્થ સમજે છે; પણ તેઓને સત્યની પરીક્ષાથતાં આગળ બોલવાને તેઓ કદી હિમ્મત કે સાહસિકપણું હાથ ધરશે નહીં. સત્યરૂપી પ્રકાશિત દીવા આગળ સર્વ અંધકારમય પદાર્થો પ્રકાશિત બની મન અને તનને સર્વપ્રકારે સુખદાયક થઇ પડે છે.

૨૧

આશા છે, પણ તે ઉત્સાહ અને હિમ્મતથી સંકલિત છે; ઇચ્છા છે, પણ તે શુદ્ધ માર્ગને અનુરૂપ છે; વૃત્તિ અને મન તેજ છે, પણ એકાગ્રના બંધનમાં છે; જ્ઞાન તેટલુંજ છે, પણ તે સદુપયોગના માર્ગને અનુસરતું છે. સર્વ શાન્ત છે. સંતોષમાર્ગે જવું આવશ્યક છે. સંતોષ એ

આનંદનું નિદાન છે. સંતોષી તેજ સુખી છે. તૃષ્ણા ઉપાધિરૂપ છે. સંતોષી મનુષ્યને સર્વ પ્રસંગ ફલપ્રદ છે.

૨૨

પ્રિય વિદ્યાર્થી બાંધવો ! હાલમાં ત્હમારી વય અભ્યાસ કરવાના માર્ગમાં છે. ભવિષ્યમાં અભ્યાસ શિવાય ત્હમને કોઇ સુખકર નિવડનાર નથી, માટે તે તરફ પૂર્ણ લક્ષ આપો. ત્હમે જાણતા નથી પણ અમે જાણીએ છીએ કે વિદ્યાર્થીઓનું ચિત્ત સ્વચ્છ પ્રકાશિત આરસી જેવું હોય છે; તેમાં કોઇપણ વસ્તુ કિંવા પદાર્થનું પ્રતિબંબ ત્વરાથી પડે છે; તેથી પ્રથમ તો ત્હેને જે જે વિષય પ્રેક્ષવામાં આવે તેમાં આનંદ અને સુખ ભાસે છે, પણ પોતાનો ચાલતો વિષય મૂકી બીજામાં પ્રવૃત્ત થવાનું બને ત્યારે મનપર બીજા વિષયની છાપ પડી પૂર્વનો વિષય ચાલતી ગતિમાંથી અટકે છે. બાંધવો ! એકાગ્ર વૃત્તિથી જે હાલમાં ત્હમારો વિષય છે અથવા જે ત્હમારૂં કર્તવ્ય છે તેપરની ભક્તિમાં હમેશાં લીન રહો. બીજા વિષયોપર લક્ષ આપી ઇચ્છાનુસાર ત્હમને વર્તન કરવાને વ્હેલો મોડો પ્રસંગ પ્રાપ્ત થશે, પણ ચાલતા વખતમાં એટલે આ ત્હમારી વયમાં મેળવાતા અધ્યયન થી ભવિષ્યમાં થતા લાભ પાછા કદીપણ સંપાદન કરી શકશો નહીં.

૨૩

વ્યવહારમાં કુશળ રહી જેને આ સંસારના અનેક પ્રકારના ભોગ વિલાસો ભોગવવાની માત્ર ઇચ્છા છે તેણે સંસારમાંના મનુષ્યોના અનેક પ્રસંગોમાંથી ઉપજેલાં સારાં નરસાં ચિત્રો પોતાના હૃદયમાં ચિતારી પોતાનું કામ આગળ ચલાવવાની આવશ્યકતા છે. ચિત્ર ભલે રમ્ય હો કે બેડોળ હો ! બેડોળ અને રમ્યનો અનુભવ લેવો માત્ર આવશ્યક છે. પૂરેપૂરો અનુભવ મળ્યા પછી રમ્ય ચિત્ર ત્હેની મેળે શોધી શકાશે. સંસારરૂપી શાળામાં મનુષ્યને વ્યવહાર અને પોતાના આત્માના કલ્યાણાર્થરૂપ માર્ગમાં કુશળ બનાવનારા બે શિક્ષક છે; તે અનુભવ અને જ્ઞાન છે. અનુભવ અને જ્ઞાનરૂપી બંને શિક્ષકના હાથ નિચે જેને શિક્ષણ મળ્યું હશે તે વ્યવહાર અને પરમાર્થ એ બે માર્ગ સંપૂર્ણ રીતે સાધી પોતાના આત્માનું હિત શેમાં છે તે સમજવા પામશે. જ્ઞાન અને અનુભવરૂપી શિક્ષકોમાં અનુભવ એ મહાન શિક્ષક છે.

(અપૂર્ણ.)

# પુસ્તકોની પહોંચ.

**હરિદાસવિજય**—આ નામનું એક નાનું ચોપનિયું તેના રચનાર જુનાગઢના શાસ્ત્રી યમુનાદત્ત વલ્લભજી તરફથી અમને ભેટ મળેલું છે તે સ્વીકારવામાં આવેછે. જુનાગઢના મરહુમ દીવાન નડિયાદના પ્રસિદ્ધ દેશાઇજી હરિદાસ વિહારીદાસના વિજય સંબંધી આ એક ખંડકાવ્ય છે. ખંડકાવ્ય, કાવ્યનો એક ભેદ છે. આ કાવ્ય છાસઠ કડીનું છે. તેમાં શાર્દૂલવિક્રીડિત, વસંતતિલકા, તોટક, માલિની, સ્રગ્ધરા, મંદાક્રાંતા, અને શિખરિણી છંદો તથા મરાઠી સાખી આવે છે. ગ્રંથકર્ત્તાની કાવ્ય રચના શક્તિ કુશલતા વાળી અને ઉત્તમ પ્રકારની છે. તેમાં રસસંપૂર્ત્તિ સરસરીતે કરી શકાઈ છે. પ્રારંભમાં એક શાર્દૂલ વિક્રીડિત વૃત્ત સંસ્કૃત ભાષામાં રચી મૂકેલો છે તે પરથી તેમને સંસ્કૃત કાવ્ય પણ ઘણું સરસ રચતાં આવડે છે. આમાં હરિદાસ ભાઈનું જીવન ચરિત્ર તથા તેમનાં કરેલાં લોકપ્રિય અનેક કામો નું સરસ વર્ણન કરેલું છે. ગૂજરાતી ભાષામાં હાલમાં ઘણાં કાવ્યો રચાય છે, પરંતુ તેમાં આવાં પદ્ધત્તિ વાળાં બહુજ અલ્પ સંખ્યામાં જણાય છે. હરિદાસ ભાઇના ગુણો જુનાગઢમાંજ નહિ પણ દેશમાં પ્રસિદ્ધ છે એટલે તેમના આ કાવ્યમાં, કવિએ જે વખાણ કર્યાં છે તેમાં કશી કાવ્યાતિશયોક્તિ છેજ નહિ. એ કાવ્ય જુનાગઢના હાલના લોકપ્રિય નાયબદીવાન રા. રા. પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલાને અર્પણ કરેલું છે. આ કાવ્ય સંવત ૧૯૫૧ ની સાલમાં જુનાગઢમાં છપાયું છે, પરંતુ અમને હાલજ મળતાં તેનું ટુંકામાં અત્ર અવલોકન લેવું અમને વ્યાજબી લાગ્યું છે.

**હિતચિંતકસૂચના.** આ નામનું લઘુ પુસ્તક તેને બનાવી પ્રસિદ્ધ કરનાર શા. ચાંપશી પરબત તરફથી અમને મળ્યું છે તે સ્વીકારીએ છીએ. તેમાં ગ્રંથકર્ત્તા પોતાની જ્ઞાતિ, જે કચ્છી દશાઓશવાળ તરીકે ઓળખાય છે તેમાં કેટલાક સુધારા થવાની સૂચના કરેછે. તેમાં કેળવણી, બાળલગ્ન, એક ઉપરબીજી સ્ત્રી કરવાવિષે, લગ્ન વિષે, કન્યાવિક્રય, મરણ પાછળ રોવા

વિષે, ઇત્યાદિ વિષયો ઉપર ભાષણ આપેલાં છે.તથા તેમાં પ્રસંગને અનુસરતી જુદા જુદાકવિઓની કવિતાઓ પણ મૂકેલી છે. જ્ઞાતિઓમાં સુધારા કરાવવા આવી રીતે પ્રયત્નો આદરવામાં આવે તેથી અંતે લાભ થવાનો સંભવ ખરો પરંતુ સુધારકોએ યાદ રાખવું જોઈએ કે પોતાની જ્ઞાતિને બોધ આપતાં પહેલાં સુધારો શું? તથા ખરા સુધારાનો પાયો શાઉપર આધાર રાખે છે, એ મહાન પ્રશ્નનો તેણે સંપૂર્ણ અભ્યાસ કરવો જોઈએ છે. આ ગ્રંથમાં આપેલા બોધો એકંદરે સારા છે, ને તેમનો પ્રયત્ન સફલ થાય તો સારૂં છે. આ પુસ્તક ગ્રંથકર્તાએ પોતાના સ્વર્ગવાસી ભાઈ દેવજી પરબતને અર્પણ કરી તેમાં તેમની છબી પણ આપી છે. મુંબઇ સાક્ષરસહાયક પ્રજા પ્રબોધક મંડળીના છાપખાનામાં છપાયું છે ને સ્વજ્ઞાતિમાં તે મફત વેંચાયું છે.

**વિશ્વભેદ**૧ ફ્રીમેશનરી જેવી ગુપ્ત મંડળીઓ પ્રાચીનકાળમાં હતી એવી કલ્પના ઉદ્ભાવી, નાયક નાયિકાના પ્રસંગો મુકી, કથાનકનું સમર્થન કરી તત્વમાર્ગનું કાંઇક દર્શન કરાવવાની અપેક્ષા ગ્રન્થકર્ત્તાની સમજાય છે. આ પ્રકારનો પ્રયાસ ઘણા લેખકોએ ઘણી ભાષાઓમાં કર્યો છે. ગુજરાતીમાં તેવા લેખ ઝાંખા ઝાંખા નજર પડે છે.

આ પ્રયાસ પ્રશસ્ય છે. જનસ્વભાવનું દર્શન કરાવવાનો મુખ્ય ઉદ્દેશ નથી છતાં એકાદ સ્વભાવનું સારૂં સ્ફોટન થાય છે. વિશ્વભેદ જેવી ગુપ્ત મંડળીઓ વિષે આપણે બહુ સાંભળીએ છીએ. સત્યાસત્ય કેટલું છે એ નિશ્ચય થવો કઠિણ છે. તેને સ્પષ્ટ કરવાની ઇચ્છા રાખનાર સમય આવતાં, તેને ગૂઢ રાખવા પ્રત્યે વિશેષ ભાવિક થાય છે, આવા પ્રકારનાં કોઇ અંગ્રેજી પુસ્તકનો કર્તાએ આધાર લીધો હોય એવો સંભવ છે.

સાક્ષરોને આનંદ આપે એવી શુદ્ધ ગુજરાતી ભાષામાં ગ્રન્થ લખાયો છે. એક મુસલમીનને હાથે એવો ગ્રંથ લખાય એ વિશેષ પ્રશસ્ય. પિતાને પગલે ચાલનાર પુત્રને તેના વિજયી પ્રયત્ન માટે ધન્યવાદ આપીએ છીએ.

૧ રચનાર અલ્લાદીન શરીફ મોહમદ.

# વેદધર્મસભાને ભેટ.



નીચે જણાવેલા ગ્રહસ્થોએ વેદધર્મ સભાના ધર્માઉ ફંડમાં નીચે લખ્યા પ્રમાણે રકમો ભેટ આપી છે. તે ઉપકાર સાથે સ્વિકારવામાં આવી છે. એ રકમ અનામત ફંડમાં રહી તેના વ્યાજનોજ ઉપયોગ કરવામાં આવે છે.

૧૧ ) અગીઆર રૂપિઆ શેઠજી નરોતમદાસ મનજી તરફથી તેમનાં માતુશ્રી બાઇ જમનાંબાઇ સ. ૧૯૫૩ ના શ્રાવણ વદ ૧૧ સોમવારને દીને સ્વાર્ગવાસી થયાં તે સંબંધે ધર્માદાના આપ્યા.

૨૫ ) પચીશ રૂપિઆ શેઠજી નારણજી અબજી તરફથી તેમના સ્ત્રી સૌભાગ્યવતી બાઈ મટાંબાઇ સંવત ૧૯૫૩ ના ભાદરવા શુદ ૩ સોમને દિવસે સ્વર્ગવાસી થયાં તેમની પાછળ ધર્મ કાર્યમાં.

૨૫ ) પચીશ રૂપિઆ શેઠજી વેલાભાઈ દયાળ નરશી તરફથી મળ્યા. બાબત તેમનાં સ્ત્રી સૌભાગ્યવતી બાઇ શામીબાઇ—સ. ૧૯૫૪ ના કારતક શુદ ૯ને બુધવારે સ્વર્ગવાસી થયાં તેમના ધર્મ કાર્યમાં આપ્યા.

---

### ઠકર નારણજી અબજીનાં પત્ની મટાંબાઇનો સ્વર્ગવાસ.

શેઠ નારણજી અબજીનાં પત્ની સૌ. મટાંબાઇ સંવત ૧૯૫૩ ના ભાદ્રવા શુદિ ૩ ને સોમવારે ત્રણ દિવસના હાલના ઘાતક જ્વરની માંદગી ભોગવી સ્વર્ગવાસ પામ્યાં છે. તેઓ સ્વભાવે સુશીલ તથા મીલનસાર હતાં. તેમનું વય માત્ર ૩૦ જ વર્ષનું હતું તેમના મૃત્યુથી તેમના સંબંધીઓને અત્યંત દુઃખ થયું છે. તેમણે ઘણી યાત્રાઓ કરી હતી અને સંતતિ નહી હોવા છતાં ઈશ્વર ભક્તિમાં પરાયણ હતાં. આવાં સુજ્ઞ બાઈના મૃત્યુથી ખરેખર અમને પણ ખેદ થાય છે તે અત્ર પ્રકટકરિયે છીએ.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૬ મું. ] પૌષ. સવત ૧૯૫૪. [ અંક ૩ જો.

॥ यतो धर्मस्ततो जयः ॥

## नीतिबोध[1].

( ભાલકોશ-દાદરો. )

नीति बोध आ तमे सदा मने धरो.
प्राण घात कोईनो कदी नहीं करो नीति. १
परधननुं हरण तमें तो नही करो,
सत्य वात सर्वपास नित्य उच्चरो. नीति. २
स्वशक्तिने अनुसरी प्रदान आपजो,
युवतिनी कथा विषेज मूकताधरो. नीति. ३
तृष्णानी गति तणो विभंग तो करो,
सद्गुरु समीप जतां विनय आदरो. नीति. ४
सर्व भूतने विषें दयाज राखजो,
सर्वशास्त्र मान विषें मार्ग आ खरो. नीति. ५

---

१ જુવો ભર્તૃહરીકૃત નીતિશતક—

प्राणाघातान्निवृत्तिः परधन हरणे संयमः सत्यवाक्यम् ।
काले शक्त्या प्रदानं युवतिजनकथामूकभावः परेषाम् ॥
तृष्णास्रोतो विभंगो गुरुषु च विनयः सर्वभूतानुकंपा ।
सामान्यः सर्वशास्त्रेष्वनुपहत विधिः श्रेयसामेषपंथः ॥

# आरंभविषे[1].

( भैरवी-दीपचंदी. )

कार्यतणा आरंभ विषें तो दीर्घ विचार प्रथमथी करील्यो.
नीच पुरुषो विघ्न भयेंथी प्रारंभे नहि कंइपण कामो. कार्य. १
मध्यमलोको आरंभेछे कार्य घणांपण विघ्न नडेछे.
एवे समय ते पण छोडीदे काम अपूर्णज राखीदेछे-कार्य. २
पुष्कल विघ्नो खमेलां जेणे कार्य अनेक वळीज करेलां,
एवा उत्तम लोको कदीयें त्याग करे नहि प्रारब्धोनो! कार्य. ३

# भाविप्राबल्य.

( ભળેલું )

શિખરિણી.

ગઈ આશા ચાલી મુજ હૃદયમાં જે ચમકતી,
ગઈ તૂટી દોરી જીવન ઉચ્ચ માર્ગે વિહરતી;
વિરામી વેરાને કદિ નહિ મળે આશ ઝરણું,
રહું અશ્રુ ખેરી હૃદય નહિ માને સુખ અણું. ૧

નહીં આંખે દીઠું પરજન મુખે ના કદિ સુણ્યું,
હણાઈ ઇચ્છાઓ અનુભવ મળ્યો જે નહિ ગણ્યું;
વહી કેવા માર્ગે મુજ જીવન પાછું અટકશે,
નહીં જાણું કાંઈ ગમ નહિ પડે હા! મન વિષે. ૨

શમ્યાં આશા તંતુ હૃદય સુખ માની વિચરતું,

---

૧ જુવો ભર્તૃહરીકૃતનીતિશતકઃ—
प्रारभ्यतेन खलु विघ्न भयेन नीचैः प्रारभ्य विघ्न विहिता विरमंति मध्याः।
विघ्नै पुनः पुनरपि प्रतिहन्यमानाः प्रारब्ध मुत्तमजनानपरित्यजंति ॥

છતું કાળાધીને મન નવિન માર્ગે વિલસતું;
છતું હું સંતોષી નથી ભ્રમિત આ ચિત્ત અધુના,
હશે ભાવિ એવું અવર જનને દોષ નથી, ના. ૩

સદા રે'વું પોતે સ્થિતિ સમયને તો અનુસરી,
તણાશે ભાવિમાં સહુ જન મતિશુન્ય જ બની;
રહે તે આધારે નિજ જીવન ભાવિ મસળશે,
ખરે દુઃખો પામે જન અવનિ તેવા અતિશયે. ૪

" આપ્ત. " ( મુંબઇ. )

# શાસ્ત્રભાવના.

( સાંધણ પૃષ્ઠ ૩૦ થી )

અનાધનંત વિશ્વનો પાર પામવાની મનુષ્યને ઇચ્છા થાય છે, ને તે પ્રાપ્ત કરવા જતાં તો ઉપર પ્રમાણે અસંતોષપ્રાપ્તિજ થાય છે; આ સર્વ કારણોથીજ મનુષ્યમાત્ર દુ:ખી જણાય છે. સંતોષ વિના સુખપ્રાપ્તિનો રસ્તોજ દુઃખકર છે, છતાં સુખપ્રાપ્તિ વિના સતોષ રહી શકવો પણ વિષમ છે. આ વિરોધ હાલમાં મનુષ્યોમાં ટાળી ન શકાય તેવો થઇ પડેલો છે.

સામાન્યતઃ એમ તો મનાય છે કે સત્કર્મથી સુખ અને દુષ્કર્મથી દુઃખ થાય છે, પરંતુ સત્કર્મ અને દુષ્કર્મની વ્યાખ્યા બાંધવામાં મતભેદ હોઈ શકે છે. ચોરી કરવી તે દુષ્કર્મ છે તથા દયા રાખવી તે સત્કર્મ છે. એમ તો સર્વમાન્ય રીતે મનાય છે, પરંતુ ચોરી કોને કહેવી, તથા દયા કેવા પ્રકારની અને કેટલી હદવાળી રાખવી, એ ચોક્કસ કરવામાં મતભેદ થઈ શકે છે. ચોરીની વ્યાખ્યા કાયદામાં જે પ્રમાણે બાંધેલી છે, તે અસત્ય છે, એમ મ્હારૂં કહેવું નથી; પરંતુ તેનો અર્થ કરવામાં તેમજ અમુક કામમાં તેને લાગુ કરવાના સંબંધમાં મતભેદ પડયા વિના રહેતો નથી. અર્થાત્ સામાન્યતઃ વ્યાખ્યાઓ સમજવામાં મતભેદ થવાનો જેટલો સંભવ

છે, તેટલો વ્યાખ્યા બંધાવામાં થતો નથીજ. જનસ્વભાવ આમાં મુખ્ય કારણ છે.

મનુષ્ય સ્વભાવમાં એ પણ સામાન્ય ગુણ હોય છે કે પોતાના કુટુંબના વડિલો જે જે માનતા હોય—તેમના પ્રત્યેક વિષય ઉપર જે જે અભિપ્રાયો હોય, તેના તરફ અલ્પ કે વિશેષ સ્નેહાકર્ષણ (Affinity) રહે છે સામાન્ય કહેણી ચાલે છે કે "બાપ તેવા બેટા"—તદનુસાર આ ગુણ સર્વમાં થોડો કે ઘણો હોયજ છે; અને તેથી એ ગુણરૂપી પોતાની ઇચ્છા અથવા માન્યતા—જે પ્રકારની હોય તેનેજ વ્યાજબી માનવા—મનાવવાને આગ્રહ પણ—એ ગુણની અલ્પતા કે વિશેષતાના પ્રમાણમાં—હોય છે. એ આગ્રહને લીધે તે પોતાની માન્યતાને ખરી ઠરાવવા પ્રયત્ન આચરે છે.—તે એવી રીતે કે કોઈ મનુષ્ય ગમે તેટલો ન્યાયી હશે, તોપણ—તથા પ્રતિમતની સત્યતા તેના ન્યાયી મગજને ગમે તેટલું સ્નેહાકર્ષણ કરે તોપણ ઉપર પ્રમાણેની મૂળ સ્વમાન્યતાને માટે તેના મનમાં સ્વલ્પ પણ જે માનદૃષ્ટિ હશે તે—પ્રતિમતના અધિકતર સત્ય તરફની ન્યાયની રૂએ થયેલી માનદૃષ્ટિથી—અધિકતર શક્તિમાન્ થાય છે:—એટલે કે પ્રતિમતની સત્યતા ગમે તેટલી વિશેષ અસર તેના ઉપર કરતી હશે, છતાં સ્વમતના પક્ષની કોઈપણ દલીલ તેની સામે છે કે નહિ, તે શોધવાની આકાંક્ષા તેનામાં અધિક જોરવાળી થાય છે. આવી રીતિ પણ જનસ્વભાવમાં સામાન્ય હોય છે.

હવે મતોમાં ભિન્નતા થવાનું મુખ્ય કારણ તો માનવપ્રકૃતિની રચનાજ છે, અને એ રચના કર્માનુસારજ હોય છે—એ વાતતો ઉપર જણાવાઈ ગઈ છે, એટલે તેની અત્ર અગત્ય નથી,—અત્રતો એટલુંજ બસ છે કે મતાંતર થવાનું કારણ માનવપ્રકૃતિની રચનાજ છે: છતાં જનસ્વભાવના સામાન્ય નિયમ એકસરખા હોવાથી એ મતાન્તરનો કલહ વિશેષ અભિવૃદ્ધિને પામે છે, અને સર્વમાન્ય સત્યનો સામાન્ય નિશ્ચય બાંધી શકાતો નથી. આ સર્વ નિવારી શકાય તેમ નથી, તો પછી તે વિષેની તકરાર કરવી પણ વ્યર્થ છે; આમ ઘણા વિદ્વાનોનું કહેવું છે; પરંતુ એ તકરાર વિના ચાલતુંજ નથી.—એ તકરારજ જાણે જીવન સાધનજ જણાય છે; કારણ કે આ સૃષ્ટિમાં કંઇ એવો અદ્ભુત—મહા નિયમ અસ્તિત્વ ધારી રહેલો

છે, કે જેનો કોઇથી ત્યાગ થઈ શકે તેમ નથીજ. એ નિયમની અતિ મજબૂત શૃંખલાથી આ અખિલ જગત્ બંધાયલું છે—વિશિષ્ટ છે. 'નિયમ' કંઇ સાકાર—સાવયવ—વસ્તુ નજ હોય; તેતો નિરાકાર—નિરવયવી નિયમના પાશથી અખિલ વિશ્વ—અખિલ કૃત્રિમ—માનસિક—કલ્પિત વિશ્વ મજબૂત બંધાયલું છે! આહા! એ નિયમનો કેવો ચમત્કાર! નિરવયવી નિયમે—કલ્પિત નિરવયવી—વિશ્વને બાંધ્યું છે! એજ તેની સર્વ શક્તિમત્તા છે!

આવા મહા બલવાન્—સર્વશક્તિમાન્—નિયમ—બંધનથી બંધાયલું વિશ્વ હોવાથી, સ્વતંત્રતા ઈચ્છનારૂં મન તેથી મુક્ત થવાની ઇચ્છાવાળુંજ હોય છે. તેથી એ મુક્તિમાટેજ મનુષ્ય માત્રના પ્રયત્નોછે—તેને માટેજ ચર્ચા—તકરાર—ને વાદો છે. હવે વિચારો કે જ્યાં સુધી એ બંધન હોય ત્યાંસુધી એ તકરાર શીરીતે બંધ થાય? અને એ નિયમતો અચલછે!

હવે આમછે, ત્યારે પ્રશ્ન થશે કે એ નિયમ શું છે? કયાંથી થયો? કોણે ઘડયો?? શામાટે ઘડયો?

એ નિયમ જેટલે દરજ્જે નિવારી શકાય તેવો નથી, તેટલે દરજ્જે આ પ્રશ્નોના ઉત્તર પણ આપી શકાય તેવા નથી! કારણ કે ચલિતબુદ્ધિ આનો ઉત્તર આપી શકે તેમ નથીજ, અને એમ જોતાંતો મનુષ્યનો પ્રયત્નમાત્ર બુદ્ધિવિલાસરૂપ—આનંદપ્રાપ્તિરૂપ—માત્ર છે. આ લેખ પણ એજ પ્રકારમાં મૂકી શકાય ત્યારે માત્ર આનંદાર્થે બુદ્ધિવિલાસ આગળ ચલાવિયે, બાકી નિર્ણકરણતો મહા યોગી વિના આપી શકાય તેમ નથીજ. તો જોક એ નિર્ણયો પણ થયેલા તો છેજ. પ્રાચીન વૈદિક ઋષિઓ પણ પૂર્ણમદઃ પૂર્ણમિદમ્ કહીનેજ વિરમ્યા—અર્થાત્ વસ્તુનું વસ્તુત્વ, સત્યનું સત્યત્વ, ઈત્યાદિ તત્વરૂપ એવો—એ નિયમજ સંપૂર્ણ છે. પાશ્ચાત્ય વિદ્વાનોમાં પણ Man is imperfect એવી કહેવત સુપ્રચલિત છેજ.

હવે સૂક્ષ્મ વિચાર કરતાં એમ પણ સમજાય છે કે એ નિયમ વિના ચાલી શકે તેવું પણ નથીજ— મનુષ્યો નિયમ વિના રહી શકે તેમજ નથી, અને પિંડબ્રહ્માંડમાં સર્વત્ર નિયમનીજ વ્યાપ્તિ છે. તેના વિનાની કંઈ પણ જગો નથીજ. આ પ્રમાણે નિયમ અપરિત્યાજ્ય છે, તો 'પ-

# संगीत विद्या.

સંગીત વિદ્યા અતિ પ્રાચીન છે. ઋગ્વેદ (૧૦–૧૬૪, ૪૫) માંનાદ (શબ્દ) વિષે લખેલું છે કે—"વાક્ (વાણી) ની ચાર જાતિઓ છે. આમાં-ની ત્રણ અવ્યક્ત છે અને ચોથી વ્યક્તછે."આ ચાર પ્રકારની વાણીના નામો परा, पश्यंति, मध्यमा અને वैखरी છે. આચારે વાચા ક્રમસર आत्मा, कारणशरीर, सूक्ष्मशरीर અને સ્થુળશરીરની છે. તે પિંડ (microcosm) અને બ્રહ્માંડ (macrocosm)માં–બંનેમાં હોય છે. पराએ आत्मानी વાણી છે. વેદમાં વળી કહેલું છે કે "ચાર શીંગડાં, ત્રણપાદ, સાત હસ્તો—એમ ત્રેવડો બંધાયલો બળધ બરાડે છે અને પરમાત્મા નાશવંતમાં પ્રવેશ્યો." આ વર્ણન शब्दब्रह्मનુંજ છે. આવુંજ વર્ણન પ્રાચીન ગ્રીક લોકો પણ પોતાના લોગોસ (Logos) નામના દેવનું કરતા હતા. એ લોગોસ શબ્દનો અર્થ शब्द (Sound) જ છે.

હવે ચાર શીંગડાં કહેલ છે તે ચાર વાક્, જે ઉપર કહેવાઇ તેજ છે; ત્રણપાદ કહેલા છે, તે ત્રણ કાલ (ભૂત, વર્તમાન અને ભવિષ્ય) છે; સાત હસ્ત કહેલા છે તે વ્યાકરણ શાસ્ત્ર માંહેની સાત વિભક્તિઓ છે, કે જે શબ્દને લાગુ કરવામાં આવે છે. આ સિવાય વળી એ બળધને બે મસ્તક પણ મૂળમાં કહેલાં છે, તે વાણીના બે ભેદો, (૧) નિત્ય અને (૨) અનિત્ય, તે છે. આમાં ઈશ્વરનેજ બળધ રૂપે વર્ણવેલ છે, અને જેઓ તેને ભજે છે તે-મનાપર તે સુખનો વર્ષાદ વર્ષાવે છે તેથી તેનું એ રૂપ આપેલું છે. તે બરાડે છે, એટલે નાદ કરે છે, એમ અર્થ છે.

બે મસ્તકોમાં નિત્ય અને અનિત્ય, એમ બે પ્રકારની વાક્ કહેલી છે, તેમાં અનિત્ય વાક્માં માત્ર वैखरीજ છે અને પહેલી ત્રણ નિત્ય છે તેને ગુહા[1]માં મુકેલી છે, અને તેથીજ મનુષ્યો તેને જાણી શકતા નથી. ત્રેવડો બંધાયલો કહેલો છે તેમાં એમ અર્થ છે કે છાતી, કંઠ અને મસ્તક એ ત્રણ વાયૂની ગતિનાં સ્થાનો છે. પ્રત્યેક શબ્દ પ્રથમ કુંડલિનીમાં ઉદ્ભવે છે, ત્યાંથી નીકળતી ત્રણ નાડીઓ છે, એ કુંડલિનીથી તે એ નાડીઓના

---

૧ વિવરણ નામ ગુહા માટે છે.

અંત સુધીની વાકૂની ગતિને પરા કહે છે; પછી નાડીઓની અંદર થઇ વાક્ ગતિ કરે છે, તે તેનું પશ્યંતિરૂપ છે; પછી એ નાડીઓને છેડેથી તે કંઠ સુધીની વાક્ મધ્યમા છે; છેવટે કંઠથી મુખ સુધીની વાચા વૈખરી કહેવાય છે. (જુવો ભર્તૃહરીકૃત વાક્યપદીય ઉપરની નાગેશભટ્ટની ભાવપ્રદીપોદ્યોત).

ગાંધર્વ વેદ નષ્ટ થયો છે, તોપણ આવી ગુપ્ત જ્ઞાનમય સંગીત વિદ્યા ઉપર કેટલાક લેખો છે તેમાં ઈશ્વર, પવન, કાલીનાથ, નારદ, ઇત્યાદિ મુખ્ય છે. પહેલા બે ઈશ્વર અને પવનના ગ્રંથો ઉપર સંકુક, ભટ્ટલોલ્લત, ભ' નાયક, અભિનવગુપ્તાચાર્ય, અને આનંદવર્દ્ધાચાર્યની ટીકાઓ છે. ગાં(ણું) વેદ સિવાય સંગીતના સ્વતંત્ર ગ્રંથો પણ માતંગ, કોરલ, દત્તિલ, શ્વર, કીર્તિધર, સરજદેવ અને શારંગદેવ આદિ છે; તેમજ સ્વરર રસ, શ્રુતિરંજનિ, નારદીય, રત્નાકર, સોમનાથીય, સ્વરમેલકલાનિર્ લિતરત્નાકર, અને રાગમંજુપાદિ છે.

સંગીતરત્નાકર નામના ગ્રંથમાં સંગીત શિક્ષકોનાં નામો સ્વરગ ધ્યાયમાં આપેલાં છે, તે નીચે પ્રમાણે છેઃ—

શિવ. ગૌરી. બ્રહ્મા. મહાદેવ. નંદિકેશ્વર. દત્તિલ. કોરલ. યાજ્ઞવલ્ક્ય. નારદ. હનુમાન. ગણેશ. પણ્મુખ. બૃહસ્પતિ. અર્જુન. રાવણ. ઉષા.

સામવેદગાનમાં છે. એ ગાનના ચાર પ્રકારો છે. તે સર્વે સા, રિ, ગ, ધ, નિ,—એ પાંચ સુરમાંજ ગવાતા હતા. પાછળથી મ અને પ, એ બે વધારવામાં આવેલા છે, અને હાલના સમયમાં સાત થયા છે. રામાયણમાં સાત પ્રકારનાં મૃદગો કહેલાં છે. પાણિનિ મુનિએ ત્રણ પ્રકારનાં સંગીત કહેલ છેઃ (૧) આર્ચિક, (૨) ગાથિક અને (૩) સામિક. આમાં આર્ચિક રાગ એક સુર ઉપર, ગાથિક બેસુર ઉપર અને સામિક ચાર સુરો ઉપર રચાય છે. આ પ્રમાણે કુલ સાત સુરો પાણિનિના સમયથી તો જણાય છે. વળી તે કહેછે કે ઉદાત્તાદિ ત્રણ પ્રકારના સ્વરોમાં ઉદાત્ત સ્વરમાં નિ અને ગ આવે છે, અનુદાત્તમાં રિ અને ધ આવેલ્થી ને સ્વરિતમાં સ, મ અને પ આવે છે. આ ઉપરથી સ્પષ્ટ રીતે સાતેઆ માં પાણિનિ કહે છે. સ્વરમાંથીજ તાલ થએલ છે. બૌદ્ધ ધર્મના ઉદય ? સરેલ સંગીતને માર્ગી પદ્ધત્તિ કહેતા હતા. ત્યાર પછી દે એકાદ ધાઈ. સંગીતના જે ગ્રંથો હાલ ઉપલબ્ધ છે, તેમાં અત્યંત

રાખતા નહીં; તેમજ એક પાઇ 'એવી તો હજારો પ્રાપ્ત થશે' એમ ઉડાઉ પણ અવિચારી ધારણા હૃદયમાં રાખી ત્હેનો વૃથા વ્યય કરવાને આગ્રહ રાખતા નહીં. એક ક્ષણ અને એક પળથી વિદ્યારૂપી અખૂટ ધન પ્રાપ્ત કરી ભવિષ્યમાં સુખાનંદનો માર્ગ સાધી પોતાના પરમહિતનો પણ માર્ગ સાધી શકાય છે; તેમજ એક કણ કિંવા એક પાઇની વૃથા ઉદારતા બતાવતાં અથવા ત્હેને કંઇ પણ ગણત્રીમાં ન ગણતાં ઉલટી રીતે ત્હેના બચાવવાથી પણ ભવિષ્યમાં સુખ સંપાદન કરી શકાય છે. જાણતા હશો કે, 'કાંકરે કાંકરે પાળ બંધાય છે અને ટીપાં ટીપાં પાણીના સમુદાયથી આખરે એક મહાન સરોવર ભરાય છે,' પણ વિચાર કરો કે જો તેજ ટીપાનો ઉપયોગ કરવામાં ન આવે તો તેમાંનું કાંઇ પણ બનવું અસંભવિત છે. પ્રત્યેક મનુષ્યે સમયનો સારો ઉપયોગ કરીને પોતાની બાલ્ય વયમાં એવાં કાર્યો કરવાં જોઇએ કે જે પોતાની યુવાવસ્થામાં દઢ સહાયક થઇ પડે, યુવાવસ્થામાં એવી રીતે વર્તન રાખવું જોઇએ કે જે પોતાની જરાવસ્થામાં સુખપ્રદ નિવડે અને જરાવસ્થામાં એવાં કાર્યમાં પ્રવૃત્ત થવું જોઈએ કે જેથી પોતાના આત્માનો કલ્યાણ માર્ગ સાધી શકાય.

૨૬

મનુષ્ય માત્રને સુખ અને દુઃખ બંને પ્રસંગોમાં ધૈર્ય રાખવું આવશ્યક છે. દુઃખના સમયમાં એવી રીતે ધૈર્ય દાખવવું કે ભલે માથે અનેક પ્રકારની આપત્તિઓ ઝુમ્યા કરે તો પણ હિમ્મત ન હારતાં દઢ મન રાખી રહેવું. મનમાં દુઃખને અન્તે સુખનો સૂર્ય ઉદય પામશે એમ ધારી વર્તવું. પ્રત્યેક પદાર્થ કિંવા વસ્તુનો અન્ત છે તેમ દુઃખનો પણ અન્ત આવ્યા વિના રહેતો નથી. સુખ સમયે પણ તે રીતિ અનુસાર ધૈર્ય રાખી રહેવું એટલે સમૃદ્ધિમાં કેવળ પ્રમાદ બની સારાસાર રૂપ વિવેકને વિસારી દેવો ન જોઇએ. જે મનુષ્યો જ્ઞાનબલની સાથે ધૈર્ય બલ રાખી વર્તે છે, તેઓ ખરેખર પ્રત્યેક હિતકર વિષયમાં વિજયી નિવડે છે. અને જે કલ્પનામાં આવી ન શકે એવું મહાન કાર્ય પૂર્ણ કરી બીજાઓના મનમાં તે કેવી રીતે કર્યું તે મહાન શક્તિ માટે માન ઉત્પન્ન કરે છે અને એકએક આશ્ચર્યમાં નાખે છે. સૂક્ષ્મ દૃષ્ટિએ તપાસતાં અવલોકવામાં આવશે કે તે મહાન શક્તિ ધૈર્ય છે. આ સંસારમાં જ્યાં અનેક પ્રકારના વ્યવહાર નિરંતર શરૂ છે ત્યાં ધૈર્ય અને ખંત વિના મનુષ્ય જીવન વૃથા થઈ પડે છે.

૨૭

ત્હમે રાચો છો; અનેક પ્રકારનાં આહાર વિહાર કરી સંતુષ્ટ પામી આનંદ પામો છો; સ્વેચ્છાનુસાર ગમે તે રીતે વ્યવહાર ઉપજાવી પોતાને કૃત્યકૃત્ય માનો છો. આવી રીતે જ્યારે એક બાજુ ત્હમે પોતપોતાના આનંદમાં લિન છો ત્યારે બીજી તરફથી કાળરૂપી ઓત અખંડ પ્રવાહથી ચાલી રહ્યો છે. તે દિન પર દિન ત્હમારા અસ્તિત્વના ભાગનો અમુક અંશ ઓછો કરતો જાય છે. ત્હમારો જીવન રૂપી ધોધ અટકી જશે પણ કાળ રૂપી ધોધ સદા પોતાના અખંડ પ્રવાહથી વહ્યા કરશે; ત્હમારો જીવન રૂપી ધોધ કોઈ સમયે તે કાળરૂપી ધોધમાં મળી જશે. કાળરૂપી વિકાળસિંહ પોતાનું મુખ સદાને માટે વિકાસી રહ્યો છે. ન્હે કયારે ત્હમને પોતાના મુખમાં લઇ ત્હમારો ભક્ષ કરી જશે તેની ત્હમને કાંઇપણ ખબર નથી, માટે જરા દીર્ઘ દષ્ટિ રાખી સદ્ગુણોને ગ્રહણ કરીને આત્માના કલ્યાણકારી માર્ગે પ્રવૃત્ત થાઓ અને ત્હમે નિજસ્વરૂપને ઓળખવાને પ્રયત્ન કરો. પ્રયાસ કરતાં નિષ્કામ બનો.

૨૮.

તેજ સદ્ગુણી કિંવા સત્પૂરૂષોને ધન્યવાદ ઘટે છે કે જેઓ પોતાની મનાદિ ઇંદ્રિયો વા કામક્રોધાદિ ષડ્ રિપુઓને વશ ન થતાં પોતાના જ્ઞાનબલનો સદુપયોગ કરેછે. તેઓ દેહનો નાશ થાય તદપિ નિચ માર્ગે પ્રવર્તતા નથી, તેમજ હૃદયમાં ખરાબ વૃત્તિ કિંવા વિચારને અવકાશ આપતા નથી. તેઓનું હૃદય સમુદ્ર રૂપ ગંભીર હોય છે; હર્ષ કે શોક તેઓને કાંઈપણ ઉપજતાં નથી. સર્વ વસ્તુઓમાં ત્હેમને આનંદ ભાસે છે, જે વસ્તુ કિંવા પદાર્થ અનિત્ય છે તેને નિત્યરૂપ માનતા પ્રાણીઓને જોઇ જરા હસે છે. તે સત્પુરૂષો કોઇપણ પદાર્થ કિંવા વસ્તુની ભ્રષ્ટ સ્થિતિ થતી જોઇ મનમાં ત્હેને માટે દયા ખાય છે અને ઉન્નત સ્થિતિ જોઇ તેમાંથી સાર ગ્રહણ કરે છે તથા માનાપમાન ભણી કેવળ અલક્ષ દાખવે છે.

૨૯

આ સંસારમાં ત્હમે શું જુઓ છો? જ્યાં ત્યાં ત્હમારી દષ્ટિ સમીપ કેવાં કેવાં વિચિત્ર દર્શનો થાય છે! જ્યાં ત્યાં દુઃખના ગાન સંભળાય

છે; નાશ અને નાશનો વેરાન માર્ગ નજરે પડે છે જન્મ પામવો તેની સાથે મરવું એવી વિલક્ષણતા રૂપ કાળની ગતિ સ્થંભિત દીસે છે. જગત્ અસાર પણ નાશવંત છે. જેટલો મોહ તેટલું દુઃખનું કારણ થઈ પડે છે. કોઈપણ પદાર્થ ભણીનો પ્રેમ—મોહ અન્તે દુઃખરૂપે ભાસે છે કિંવા દુઃખરૂપે થઈ પડે છે. આ નશ્વર સંસારમાં પ્રેમ આરંભતામાં વા અમુક હદ સુધી અમૃતસમ સુખકર નિવડે છે પણ છેવટે વિષમયીની પ્રતીતિ મળે છે.

૩૦

જે મનુષ્ય નિરંતર ઉદ્યોગી અને નમ્ર છે તે પોતાની ઉન્નતિનો માર્ગ ગમે તેવા દુર્ઘટ પ્રસંગોમાંથી ખોળી કાઢે છે. એટલું તો સિદ્ધ છે કે, જે મનુષ્યો કેવળ આલસ્ય અને પ્રમાદના માર્ગે દોરવાઈ ગમે તેવી રીતે સ્વેચ્છાનુસાર વર્તે છે તેઓ પોતાનાં સર્વ કાર્યોનું અનિષ્ટફળ મેળવે છે, પણ જે મનુષ્યો આલસ્ય ત્યજી પ્રમાદ કિંવા હુંપદને વિસારી દઈ નમ્ર વા શાન્ત ભાવથી ઉદ્યોગને વળગી રહે છે તેઓના વિચાર અન્તે ફળીભૂત થયા વિના રહેતા નથી.

૩૧

મનુષ્ય માત્રને ઘણે અંશે એકાન્ત વાસમાં રહેવું યોગ્ય નથી તેમાં મુખ્યત્વે કરીને તરૂણ પુરૂષો અને તરૂણ સ્ત્રીઓને એકાન્ત બહુ બુરી છે. યુવાન પુરૂષ વિષય વાસનામાં પ્રવૃત્ત થઇ જ્ઞાન અને પોતાની શુદ્ધ બુદ્ધિનો પણ દુરપયોગ કરે છે. તરૂણ સ્ત્રીઓ [illegible]થી અંધ બની ઈચ્છાનુસાર ગમે તેવી રીતે વર્તન કરી નિંદ્ય કર્મ કરવામાં જરાપણ સંકો[illegible] ખાતી નથી. એકાન્તમાં વિવેકશૂન્ય બની વિનયાવિનયનું ભાન રહેતું નથી. [illegible] વૃત્તિ જયાં ચંચલ છે ત્યાં સર્વ પદાર્થ શત્રુની ગરજ સારી ખરાબ માર્ગમાં [illegible] મનોવૃત્તિ જ્યાં સુધી દૃઢ નથી ત્યાંસુધી ભવિષ્યમાં પશ્ચાત્તાપ રૂપી નિ[illegible] વડનાર કૃત્યો ઈચ્છાનુરૂપ થઈ કરવાં પડેછે. મનને વશ રાખવાનું મુખ્ય સાધન સત્પુરૂષોની સંગતિ છે.

૩૨

વર્ષનીરૂતુઓ અનુક્રમે ફરી ફરી આવે છે. શિયાળાની પછી ઉનાળો અને પછી ચોમાસું એવો કુદરતનો સ્થાપિત નિયમ સર્વ કોઈના જોવામાં આવે છે. આવી

રીતે રૂતુ પછી રૂતુ આવી ઉભી રહે છે, નદી અને વ્હેળાંઓમાં પ્રખર તાપથી શોસાઇ ગયું પાણી ફરીથી પૂર રૂપમાં ખળખળ ધ્વનિ કરી વહેછે, પર્ણવિના ના થઈ ગયેલા ખખ–સૂકા વૃક્ષોને પણ ફરીથી નવાં પલ્લવો ફૂટી લીલાછમ પર્ણો આવી રહેછે; તેમજ પુષ્પ અને ફલ લચી રહે છે, અને અમાસે અસ્ત થઈ ગયેલા ચંદ્રની કળાપણ શુકલપક્ષમાં દિનપર દિન વૃદ્ધિ પામતી જાય છે પણ આપણે હજુ વિચારમાં શંકાશીળ છીએ કે આ મનુષ્ય અવતાર વા જીવન ફરીથી સંપાદન કરી શકાય છે કે નહી, માટે પ્રત્યેક મનુષ્યનો પવિત્ર ધર્મ છે કે માન અને કલહ તેમજ રાગદ્વેષાદિનો ત્યાગ કરી શુદ્ધ વૃત્તિ રાખી ઈશ્વરની ભક્તિપરાયણ રહેવું. એજ ઉત્તમ માર્ગ છે.

૩૩

જે માણસ કંઇ પણ શ્રમ વા અભ્યાસ કર્યા વિના વિદ્યા કે ધન સંપાદન કરવાની મનમાં આશા રાખે છે તે કોઇ પણ વસ્તુનું ખરૂં સ્વરૂપ સમજ્યા વિના તે વિષે વૃથા વિવેચન કરવા જેવું છે. જો માણસમાં પોતાની મેળે અક્ષર જાણ્યા વિના તે લખવાની શક્તિ આવી શકત તો કોઈ પણ અભ્યાસ વા શ્રમ કરત નહી. વિદ્યા અને ધન પ્રાપ્ત કરવાના મુખ્ય બે માર્ગ છે, તેમાં અભ્યાસ અને શ્રમ કિંવા ઉદ્યોગ મુખ્ય છે. જેમ પવન વિના વૃક્ષનું એક પણ પર્ણ હીલતું નથી તેમ આ અભ્યાસ અને ઉદ્યોગ વા શ્રમ વિના માણસ આપ મેળે વિદ્યા કે ધન પ્રાપ્ત કરી શકતો નથી.

૩૪

જો ત્હમે મૈત્રી કરવા માગતા હો તો સદા પોતાથી ઉચ્ચ બુદ્ધિમાન પુરૂષોની સાથે મૈત્રી કરો. તે મૈત્રી ત્હમને લાભદાયક નિવડશે. ખરાબ–ગુણી મનુષ્યો સાથે મૈત્રીમાં જોડાવાથી અન્તે અનિષ્ટ પરિણામ આવ્યા વિના રહેતુ નથી. આ સંસારમાં કેટલાક મિત્રો એવા હોયછે કે બહારથી મિષ્ટાચાર કરી જ્યાં સુધી પોતાનો સ્વાર્થસધાય ત્યાં સુધી સારો પ્રેમ–હાવ ભાવ દર્શાવે છે. પણ જ્યારે સ્વાર્થ સધાઇ રહ્યો ત્યારે પાછું સામું પણ જોતા નથી. આવો સ્વાર્થી મિત્રોથી ખરો મિત્ર તદ્દન જુદોજ હોયછે. જેમકે ઘૃત અને તેલ એ બે પદાર્થો ચિકાશવાળા ગુણમાં સમાનછે તોપણ એટલું ખરૂં છે કે ઘી તે ઘી અને તેલ તે તેલ. તેવી રીતે સારા મિત્રોની મિત્રતાની બલિહારી અને દુર્જન મનુષ્યની મૈત્રીમાં અન્તે કલહ–કંકાસ આવી ઉભો રહે છે.

"P." (અપૂર્ણ)

# रामसिंह.

## પ્રકરણ ૧ લું

### ગુપ્તગુહા.

ઘણા દિવસોથી થયેલું ભારી તોફાન ધીમે ધીમે શાંત થયું હતું, જે ભારી વાવાઝોડાએ મોટાં મોટાં ઝાડોને મૂળમાંથી ઉખેડી નાખ્યાં હતાં તથા નદીનાં પાણીઓમાં તોફાન મચાવી મૂક્યું હતું તે શાંત થવા લાગ્યું હતું, અને જે મોટી નદી કાશી નગરની સમીપ વહેતી હતી તેનો કાન ફાડી નાખનાર મોજાનો નાદ શાંત થયો હતો. વાદળાંઓમાં જગતને પોષણ આપનાર અમૃત, જે મોટા જથામાં ભરેલું તે ખાલી થઇ જતાં વાદળાં પણ અદૃશ્ય થયાં હતાં. ચંદ્ર તથા તારાઓ, જે અત્યાર સુધી ઝાંખા પડી ગયા હતા, તે પાછા પોતાના રૂપેરી પ્રકાશને ફેલાવવા લાગ્યા હતા. સુગંધી પુષ્પો ઉપર શીતલ પ્રભાતના પવનની લેહેરી પડી સુગંધને ફેલાવી દઈ પ્રાતઃકાળની મીઠી ઉંઘમાં પડેલાઓને સુખ આપતી હતી, અને સૂર્યનારાયણનું રાજ્ય જગત્ ઉપર પ્રસરવાની સર્વ તૈયારી થઈ રહી હતી.

પરંતુ કમલપુષ્પોનું હાસ્ય કરનાર સૂર્ય ભગવાનનો હજી ઉદય થયો નહોતો. બે મહાન નદીઓ કે જેમાંથી હજારો ફાંટાઓ નીકળી શેહરની ભૂમિને ફૂલદ્રુપ કરતા હતા, તે એકત્ર થઈ બનતા તળાવના જળ ઉપર સૂર્યનાં પ્રકાશીત કિરણો પડતાં અત્યંત પ્રકાશ પામતા આરસાની સપાટી જેવું દીસતું હતું. કમલની સુંદર પાંખડીઓ ખીલવા લાગી હતી, ત્રણ કોટ વાળી નગરીના નવ દરવાજા ખુલી ગયા હતા. ગુફા તરફ જતા શુદ્ધ માર્ગ ઉપર લોકોનાં પગલાં હજુ પડવા લાગ્યાં હતાં, અને હજી આખી નગરીમાંથી શાંતિનું રાજ્ય જોઈએ તેવું ખસ્યું ન હતું.

આ સમયે ગુફા તરફ જતા માર્ગમાં એક મુસાફર જતો હતો. તે વૃદ્ધ તથા ઉંચો અને સુંદર દેખાવનો હતો. તેના સુંદર મુખ ઉપર લાંબી શ્વેત દાઢી તથા મૂછ હતી અને માથા ઉપર જાડા વાળની જટા વધેલી હતી.

તે ટટાર ચાલતો હતો અને વૃદ્ધાવસ્થાની અશક્તિએ તેના ઉપર હજી કશી અસર કરેલી જણાતી નહોતી. તે દૃઢ સ્વભાવનો અને પોતાના મનને વશ રાખીશકનારો તથા ગંભીર દેખાતો હતો, તેમજ જે તેને જોતા, તેમના ઉપર તેનો દમામી ચેહેરો અસર કરતો હતો.

આ મુસાફર ક્ષત્રિય કુલનો હતો, તેનું નામ રામસિંહ હતું. તે ઘણી લડાઇઓ લડ્યો હતો અને તેમાં વિજયો મેળવીને તેણે પોતાનું નામ તથા સદ્‌ગુણ મુલકમાં મશહુર કર્યાં હતાં. તેણે પોતાના પૃથ્વી ઉપરના રાજ્યપદનો ત્યાગ કરીને પોતાના ઉપરનાજ, રાજ્યની સત્તા લીધી હતી, અને સર્વ પ્રકારની ઇચ્છા, લોભ, ઇત્યાદિ આત્મશત્રુઓનો નાશ કરી નાખ્યો હતો; અને હવે તે કાશી નગરીમાંની ગુફામાં જઇ મોક્ષસાધન મેળવવા માટે તે ગુફાની યાત્રાએ જતો હતો. એ ગુફામાં કૃષ્ણસ્વામી નામના ગુરૂદેવ વસતા હતા, તેમની સમીપ રામસિંહ જઇ પહોંચ્યો.

રામસિંહ—"ગુરૂદેવ સાષ્ટાંગ નમસ્કાર કરૂં છું. હું અત્યંત લાંબી અને કંટાળા ભરેલી મુસાફરી કરીને આખરે અહીં આપના ચરણમાં પહોંચ્યો છું. હવે એકજ પગલું આગળ ચાલતાં આપના મંદિરનો ઉંબરો ઉલ્લંઘીશ, તથા પ્રકાશનું દર્શન કરીશ." આમ કહી આપણા મુસાફરે ગુફામાં દૃષ્ટિ નાખી અને ઉંબરો ટપવાની અને અંદર જવાની તઇયારી કરી. પરંતુ અફસોસ ! જેવો તે ગુફામાં નજર નાખે છે તેવીજ માંહેથી આવતા તેજના અંબોડથી તેની આંખો અંજાઇ ગઇ, તેના અવયવો ધ્રુજવા લાગ્યા, અને આખું શરીર ક્ષીણ પડી ગયું. તે ગતિરહિત અચેત બની ત્યાંજ ઉભો રહ્યો અને તેનો દેખાવ એટલો બધો દલગીરી ભરેલો થઇ ગયો હતો કે તેને જોતાંજ કોઇને દયા ઉપજ્યા વગર રહે નહિ.

ધીરે ધીરે તે બાપડો નિરાશાથી બે ડગલાં પાછળ હઠ્યો અને અત્યંત દુઃખી તથા નિરાશ બની જઇ આ પ્રમાણે પ્રાર્થના કરવા લાગ્યો—

રામકેલિ—ચર્ચરી.

શું થશે મુજ ગતિ, હે કૃપાળુ હવે !
મુજ પ્રયત્નજ સફલ કેમ થાશે !
મહા પરિશ્રમ કરી હું આવ્યો અહીં,
આશ દર્શનતણી મેં જ બાંધી ! શું થશે. ૧

આ ગુફામાં પ્રવેશી શકું જોઈ—
હું આપનું તેજ એ આશ મારી—
ગઈ વિફલ આજતો, ગાત્ર મારાં ગળી,
થાક વેઠી અફલ મેંજ ચાલી ! શું થ

આપ વિણુ કોઇ આ સ્થાનમાં તો નથી,
જે મને હાથ પકડી ઉગારે;
આ ગુફામાંહી મુજને પ્રવેશાવી ને,
તેજ આ દિવ્ય મુજને બતાવે ! શું થશે. ૩

આપણા દીન ભક્ત આ મુસાફર રામસિંહની આ સ્તુતિ પૂરી થતાંજ ગુફામાંથી ઉત્તર મળ્યું કે—" નહિ, કોઈ બીજું તને સ્હાય કરી શકશે નહિ, તેમ કોઇ પણ બીજો પ્રકાશ તને માર્ગ બતાવી શકશે નહિજ. દરેક જણે પોતેજ અંદર પ્રવેશ કરવા શક્તિમાન્ થવું જોઈએ અને પોતેજ આ તેજને જોઈ શકવા ને યોગ્યતા મેળવવી જોઇએ. બીજાના પગથી ચાલી શકાતું નથી, તથા બીજાની આંખથી જોઈ શકાતું નથી. જે અંદર પ્રવેશ કરી શકે તેને માટે આ ગુહાનું દ્વારતો ખુલ્લુંજ છે, અને જે જોઇ શકે તેને માટે આ તેજ પણ છે. જો તું આ ગુફામાં પ્રવેશ કરી શકવાને અશક્ત હોય તેમજ આ તેજને જોઈ શકવાને અશક્ત હોય, તો તું પાછો જા, અને પછી જ્યારે તું તેમ કરવાને સંપૂર્ણ રીતે શક્તિમાન થા, ત્યારે પાછો આવજે. હું કહું છું કે તું જા, અને જેને માટે તું હજી તઈયાર નથી તેવું કામ કરતો હાલ અટક. હે ભલા માણસ, તું એમ નહિ ધારકે તારે જે કંઈ કરવાનું તે તું કરી ચુકયો છે, કેમ કે તું દ્વાર સુધી તો આવ્યો છે. તેમ કરવામાં તો મોટા મોટા આંહી સુધી આવીને પણ પાછા છેક નીચે પડયા છે, કેમકે આ ઉચ્ચસ્થાનમાં રહેવામાં જે જોખમ રહેલું છે તે ઉઠાવવાને માટે તેઓ શક્તિમાન્ નહોતા. માટે આ બધું લક્ષમાં રાખીને તને જેમ વ્યાજબી લાગે તેમ કર."

વૃદ્ધ રામસિંહ ગુફામાંથી આવેલા આ શબ્દો સાંભળીને ચમકી ગયો. તેનું નબળું મગજ વધારે નબળું બની ગયું, અને તે માત્ર એટલુંજ બોલી શકયો કે—" કૃપાળુ, ભગવન, મને કંઇ સહાય મળી શકશે !"

ફરી ઉત્તર મળ્યો—"નહિ, અમારી પાસે કૃપાની વાત નથી. અમારો નિયમ કૃપા વગરનો ન્યાય આપવાનો છે. પ્રત્યેક માણસને તેના કર્મનો બદલો મળે છે અને તેમાં ઓછું કે અધિક થઈ શકતુંજ નથી."

રામસિંહ ગળગળે અવાજે બોલ્યો—"હું જે સ્થિતિને માટે મને યોગ્ય માનતો હતો તેને માટે હું અયોગ્ય છું, અને બેશક મેં સાંસારિક સંબંધો અને ઇચ્છાઓનો ત્યાગ કરી નાખ્યો છે, તેમજ માનવીજ ઉચ્ચ સ્થિતિ એ પહોંચી શકે છે તે નિસ્તતાની સ્થિતિ મેળવવાને મેં ઇચ્છા કરી હતી."

વળી અંદરથી અવાજ આવ્યો કે—"અરે ! ભલા માણસ તારામાં જે કિંમત છે તેથી વધારે તું પોતે માને છે. 'હું લોભી નથી', એમ કહેવું બહુ સહેલું છે, પરંતુ ખરેખર લોભને જીતી લેવો એ બહુજ મુશ્કેલ છે. લોભને જીત્યો છે એમ માત્ર પોતાની ખાત્રી ન થવી જોઈએ, પરંતુ ગુરુના મનમાં ખાત્રી થવી જોઇએ. તુ ધારે છે કે તે સ્વાર્થ બુદ્ધિ પરહરી છે, પરંતુ ખરેખર તો જણાય છે કે તેં તારી ઇચ્છાઓ અને અનુભવ વધાર્યા છે, અને નાની અને ક્ષુદ્ર સાંસારિક ઇચ્છાઓને છોડી એથી વધારે મોટી ઇચ્છા તે બાંધી છે. માટે મોક્ષ મેળવવાના પ્રયત્નો, તથા તેને માટે મેળવવાનું જ્ઞાન અને બુદ્ધિની વૃદ્ધિ આદિ સર્વે પણ સ્વાર્થમાંજ ગણાય છે. આપણા જાતિભાઇઓનું ભલું ઇચ્છવું અને કરવું, તેમને સારે માર્ગે દોરવાનો પ્રયત્ન કરવો, અને એવાંજ બીજાં સદાચરણો આચરવાં, એ સર્વે કંઈજ નહિ, પરંતુ માણસને માત્ર ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિએ પ્હોંચવાની લાયકાત મેળવવાને યોગ્ય કરે છે. ત્યારે હવે તું કહે કે તેં એ બધું મેળવી લીધું છે? માટે તેમ કરવાનો પ્રયત્ન કર; કારણ કે હજી પણ તારે માટે માર્ગ ખુલ્લો છે, માટે નિરાશ બનવાથી કાંઈજ ફલ નથી. તારી સંપૂર્ણ સ્થિતિ થશે તેની તનેજ ખાત્રી થઇ જશે."

રામસિંહ જે દિશાથી અવાજ આવતો હતો તે દિશા તરફ બે હાથ જોડી બોલ્યો—"ત્યારે મારી રક્ષા કરશોજી." એમ કહી દંડવત પ્રણામ કરે છે.

પાછો અંદરથી અવાજ આવ્યો— "જે માણસ આ ગુહાના દ્વાર સુધી પ્હોચી શકે તેને કોણ રક્ષી શકે? અવિનાશિત્વના દ્વાર સુધી પ્હેંચ્યો છે તો હવે તારામાં કંઈ ઓછું ખોળતો નથીજ, માટે જા યત્નકર."

(અપૂર્ણ.)

# पंडितवर पंचनदी गट्टुलालजी.

પંડિતજીના શોકજનક સ્વર્ગવાસથી સર્વ આર્ય જનને અત્યંત ખે[illegible] થયો છે. વલ્લભ સંપ્રદાયમાં જન્મ લઇને તે સંપ્રદાયની અભિવૃદ્ધિ કરવાને તેમનો પ્રયાસ અત્યંત હતો. પરંતુ વાસ્તવિક રીતે જોતાં તેમનામાં ધાર્મિ[illegible] પક્ષપાત બહુ ન હતો. વલ્લભ સંપ્રદાયના મહારાજોમાં માત્સર્યથી વિદ્યાને નાશ થયો છે. તે પ્રસંગ એ સંપ્રદાયને પંડિતજીનો અલક્ષ્ય ટેકો હતો. પરં[illegible] આવા વિદ્વજ્જનને પોતાના પક્ષમાં લઇ સ્વાભિવૃદ્ધિ કરવાનું તેમાંના ઘણ[illegible] થોડાને સુજતું. તેમનું કવિત્વ ઉત્કૃષ્ટ હતું તથા સ્મરણ શક્તિ અદ્ભુત હતી વ્યાકરણ ન્યાય વેદાન્ત વિગેરેમાં તેમનાથી ચડતી પંક્તિના વિદ્વાનો મળ[illegible] આવે, પરંતુ એમના જેવી સાર્વ દેશિકતા જોવામાં આવતી નથી. તેમના સ્વર્ગ વાસથી આર્ય ધર્મના પક્ષ માત્રને અત્યંત હાનિ છે એમ કહ્યા વિના રહેવા[illegible] નથી, અમારી સભાને પંડિતજીનો પ્રસંગ વારંવાર પડતો તથા પંડિત[illegible] સભાનો આશય સમજી તેની સાથે સ્નેહથી વર્તતા તથા સભાની ઉન્નતિન[illegible] ઇચ્છા કરતા, આર્યધર્મના કોઇ પણ પક્ષમાં એક વિદ્વજ્જન દીપે તો તે[illegible] સર્વપક્ષાનુયાયીઓને બહુ આનંદ માનવાનું તથા અભિમાન રાખ[illegible] વાનું કારણ છે. તેમની વિદ્વત્તાપ્રતિ દૃષ્ટિ કરી ઉત્તર દેશસ્થ વિદ્વાનોએ તેમને વેદાન્તભટ્ટાચાર્યનું ઉપનામ આપ્યું હતું. વલ્લભ વેદાન્તનો પક્ષ રાખી પણ અન્ય વેદાન્તનો તેઓ અનાદર ન કરતા તથા શંકરાચાર્ય પ્રતિ તેમન[illegible] પૂજ્ય બુદ્ધિથી આ માન તેમને મળ્યું હતું !

આવા માનનીય વિદ્વજ્જનના સ્વર્ગ વાસથી દેશને થતા ખેદમાં અમે પા[illegible] ભાગ લઇએ છીએ. તથા ઈશ્વર પ્રતિ પ્રાર્થના કરીએ છીએ કે ભારત દેશ[illegible] તેવા વિદ્વાનો બહુ ઉત્પન્ન થાય.

# गट्टुलाल शोकप्रदर्शनम्.

પંડિત શ્રી ગટુલાલજી ને માટે જામનગર નિવાસી શાસ્ત્રી દેશ[illegible] લાલ રેવાશંકર પોતે રચેલ નીચેની સંસ્કૃત કવિતાઓ ગુજરાતી અ[illegible]

સાથે પ્રસિદ્ધી માટે અમને મોકલાવે છે તે અત્ર પ્રકટ કરીએ છીએ:—

॥ मंदाक्रांतावृत्तम् ॥

अद्यौदार्यं विलयमगमद्विष्णुभक्तिर्विनष्टा ।
कष्टाजाता स्थितिरिह सतां वैष्णवानां विनातं ॥
सत्काव्यानां शुभनिधिरहोहंत नष्टः समग्रो ।
विष्णोर्लोकं गतवतिबुधे गट्टुलालाभिधाने ॥१॥

**અર્થ**—પંડિત ગટ્ટુલાલજીનું વિષ્ણુના લોકમાં જવું થવાથી આજ ઉદારતા, લય પામી, વિષ્ણુભક્તિવિનાશ પામી, આ લોકમાં તેનાવગર સારા વૈષ્ણવો ની સ્થિતિ દુઃખરૂપથઇ અને હાય ! આશ્ચર્યને કરનારો, સઘળો, સારાં કાવ્યોનો સારો ભંડાર નાશ પામ્યો ॥ ૧ ॥

॥ शार्दूल विक्रीडित वृत्तं ॥

श्रीमद्वल्लभ संप्रदाय कमलोद्योत प्रदोस्तंगतः ।
सूर्योमानव वंशभूषणमणिः सद्विष्णुभक्ताग्रणीः ॥
अद्यौदास्य तमश्चयेन सुहृदांचेतांसि भूमण्डले ।
संव्याप्तानिहताश्चहंतविदुषांचेत्तो रथांगाह्वयाः ॥ २ ॥

**અર્થ**—આજ શોભિત વલ્લભાચાર્યના સંપ્રદાયરૂપ કમલને પ્રકાશ દેનારો, માનવવંશને શોભાવનાર મણિરૂપ, સારા વિષ્ણુભકતોનો અગ્રણી સૂર્ય અસ્ત પામ્યો એથી પૃથ્વીના ખંડની ઉપર સારા લોકોનાં અંતઃકરણો ઉદાસપણા રૂપ અંધકારના સમૂહથી વ્યાપેલાં છે, ને હાય ! વિદ્વાનોનાં ચિત્ત રૂપ ચક્રવાક પક્ષિયો દુખિત છે ॥ ૨ ॥

॥ गीतिः ॥

नानावधानकर्त्ता, साहित्यादे रहस्य विद्योभृत् ।
गोवर्द्धनेगतेऽजंको भावीतादृशोधुनात्रास्ति ॥ ३ ॥

**અર્થ**—ગોવર્દ્ધન ( ગટ્ટુલાલજી ) વિષ્ણુને પામવાથી તેના જેવો કોણ હમણાં જુદા જુદા અવધાનોને કરનાર, તથા સાહિત્ય વગેરે ને જાણનાર છે, તથા હવે પછી કોણ તેવો થશે! ( કોઇ નહિ ) ॥ ૩ ॥

બહુ દુર્લભ જેવા છે. આ શાલાનો નિત્ય ઉદય વૃદ્ધિ પામતો જાય તેમજ આબાદ થઈ વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો થાય એમ અમે ઇચ્છિએ છિએ. આ વેદશાળાને ધનવાન પુરૂષો સારૂં લક્ષ આપી આશ્રય આપશે તો ખરેખર તે અત્યંત પુણ્યનું કાર્ય છેજ.

## परचुरण.

એક નામાંકિત ડાકટર કહે છે કે ટાઇફાઇડ તાવનો દરદી માત્ર પાણી પીવાથી સાજો થાય છે, પણ એ પાણી પ્રયોગથી શુદ્ધ કરેલું તો ખરૂં. કેવલ તર્કના આશ્રયથીજ ચાલનાર હાલના જમાનાની આ પણ એક ખુબી છે!

મહારાણીજીના ઘરના નોકરોના પગાર ખર્ચનો દર મહિને માત્ર એકવીશ લાખ રૂપિયાજ થાય છે! મોટ મોટાતણું સર્વ મોટું!

ઘણા વિદ્વાનોનું માનવું છે કે પોંપીઆઈના અંદેરમાંથી હજી સુધીમાં ત્રીજા ભાગની પણ કીમતી ચીજો નીકળી રહી નથી., સૃષ્ટિને ૭ હજાર વર્ષથીજ ઉત્પન્ન માનનારે આ આ ઉપર વિચાર કરવો જોઇયે!

કહેવાય છે કે દમાસકસની હજારો વર્ષ ઉપર બનેલી તલવાર અને ખંજરમાં જે જાતનું લોઢું વપરાયલું છે તેવું તે પછી કોઇ પણ બનાવી શક્યું નથી! પ્રાચીન લોકોનાથી હાલના જમાનામાં વિશેષ અક્કલ છે, એમ માનનાર આ વાત માની શકશે ખરા!

બેલજીયમ દેશમાં એવો ધારો કહેવાય છે કે જે માણસને કંઇ પણ મત આપવાનો હક છે તે જો કંઈ મત ન આપે તો તેને સખત સજા કરવામાં આવે છે!

ટીબેટ જેટલાં ખૂનો કોઇ દેશમાં નથી થતાં, એમ કહેવાય છે!

આખી દુનિયાંમાં રાજ્ય સત્તાઓની મળીને કુલ ૧૩૪૦૦ જાતની જુદી જુદી ટપાલની ટીકીટો વપરાય છે.

# " સાક્ષર સહાયક-પ્રજા પ્રબોધક મંડળી. "

(૧) ઘણા સ્વદેશ હિતચિંતક વિદ્વાનોના અનુમતથી આ મંડળી ઉભી કરવામાં આવેલી છે.

(૨) પ્રજામાં સુબોધક અને હિતકારક વાચનની અભિરૂચિ વધવા પામે, વિદ્વાન્ લેખકો (સાક્ષરો) ને ઉત્તમ ગ્રન્થોના સંબંધમાં ઘટતું ઉત્તેજન મળ્યાં કરે, મનુષ્યની વૃત્તિયોને ખોટે માર્ગે દોરનારૂં-અનિષ્ટ વાચન પ્રકટ થતું અટકે, ઓછા જ્ઞાનવાળા લેખકો ઉપર ઘટતું અંકુશ રહી શકે, અને સારાં નઠારાં વાચનની પરીક્ષણશક્તિ પ્રજા પ્રાપ્ત કરી શકે, એવા પ્રકારનો યત્ન કરવો એ આ મંડળીનો હેતુ છે.

(૩) એ હેતુ પાર પાડવા માટે મંડળી તરફથી એક છાપખાનું ઉઘાડવામાં આવેલું હોઇને, મંડળીના પુસ્તકપરીક્ષક મંડળે જે લેખકનું જે પુસ્તક પસંદ કરેલું હશે, તે લેખકનું તે પુસ્તક પોતાના છાપખાનામાં પડત કિંમતે છાપી આપી તથા એજ નિયમે પોતાના તરફથી પણ પડત કિંમતે પુસ્તકો પ્રકટ કરી, પ્રજાને સારૂં અને સસ્તુ વાચન પૂરૂં પાડવાના યત્નને મંડળી સહાયતા આપી શકશે. વળી મંડળી તરફથી " વિવેચક " પત્ર પ્રકટ થતું હોવાથી તે દ્વારા, પ્રગટ થતાં પુસ્તકોપર અને પ્રજાની પ્રસ્તુત નીતિ, રીતિ અને સ્થિતિ પર વિસ્તારથી વિવેચનો થવાને ભાષા અને પ્રજાની ધારણા થઇ શકશે.

(૪) હરકોઇ માણસને આ મંડળીના જીંદગી સુધીના મુરબ્બી કે હરકોઇ વર્ગના જીંદગી સુધીના સભાસદ થવાનો હક્ક છે, અને તેઓ સર્વને જીંદગીમાં એકજવાર લવાજમ આપવું પડે છે—મુરબ્બીઓએ ઓછામાં ઓછી સોની અને વધારેમાં વધારે મરજીમાં આવે તેટલી, પેહેલા વર્ગના સભાસદે પચાસની, બીજા વર્ગના સભાસદે પચીશની, અને ત્રીજાવર્ગના સભાસદે દસ રૂપીવાની રકમ આપવી પડે છે.

(૫) મંડળીના મુરબ્બીઓ તથા દરેક વર્ગના સભાસદોનો "વિવેચક" પત્ર જીંદગી સુધી મેળવવાનો હક્ક છે, અને તે ઉપરીત મુરબ્બીઓનો, મંડળી તરફથી પ્રકટ થતાં બે રૂપિયા સુધીની અને બીજા વર્ગના ભસાસદોનો આઠઆના સુધીની કિંમતના પુસ્તકો ભેટ મેળવવાનો હક્ક છે.

---

આ સોસાઇટી તરફથી પ્રકટ થએલાં તથા મળતાં પુસ્તકો કિંમત સાથે નીચે પ્રમાણે છે.

| નામ. | કિંમત | ટપાલખર્ચ. |
|---|---|---|
| પાંડવનું ઉત્તર ચરિત્ર ... ... ... ... ... ... ... | ૦-૩-૦ | ૦-૦-૬ |
| ચતુર્વર્ગ સંગ્રહ-પુરૂષાર્થ શતક ... ... ... ... ... ... | ૦-૧-૦ | ૦-૦-૬ |
| દેશસેવા અને દેશાભિમાન ... ... ... ... ... ... | ૦-૧-૦ | ૦-૦-૬ |
| શૃંગાર વૈરાગ્યતરંગિણી ... ... ... ... ... ... ... | ૦-૧-૬ | ૦-૦-૬ |

આર્યધર્મપ્રકાશ.

પુસ્તક ૨૧ મું. ] માઘ, સંવત ૧૯૫૪. [ અંક ૪ થો.

॥ यतो धर्मस्ततो जयः ॥



# हालनो जमानो.

१

(ગરબી).

संसार विचित्र अतीव बने !
नहीं मने चेन तहींज पडे !
देखाय नहीं कहीं ए सुख रे ! संसार. १
जनो अति मस्त बनीज फरे !
यथेच्छ स्वरूप धरी विचरे !
बीजाने तो तुच्छ चित्तेज गणे ! ,, २
घेरेघेर पंडित बहुज मळे !
नहीं कहीं शिष्य शोध्योज जडे !
वृद्धोनी ए लाज कशी न मळे ! ,, ३
जेने जेम फावे तेवीज रचे !
भाषा तणो नियम कशो न मळे !
आपे मत छूट थकीज अरे ! ,, ४
पोतानुं तो ज्ञान संपूर्ण गणे !
करे अर्थ शास्त्र तणा जे गमे !
सुधारो संसार विषे ज करे ! ,, ५

माचीनोने मूर्ख घणाज गणे !
पुराणोने कोई वळी ज खंडे !
कर्मो फल छे ते कोई न माने ! „ ६
लोकोने तो सुख करवाज मथे !
जेथी लोक दुःख अतीज खमे !
करे अति पाप एवीज रीते ! „ ७
गणी मूर्ख लोक विषेज हसे !
रक्षक बनी भक्षण एम करे !
आहा ! खेद ए तो मने बहु रे ! „ ८

# जीवनव्यापार.

(મળેલું.)

## શિખરિણી.

ભલે કાયા માયા પળસમયમાં નષ્ટ બનતાં,
સગાં સ્નેહી વ્હાલાં સહૃદયથી આજે રવડતાં;
નથી આશા તૃષ્ણા નથી સુખની મીઠાશ મનમાં,
નથી નિરાનંદે નથી રત જરી હર્ષ મદમાં. ૧

વિલોકી સૌ જાણ્યાં જગત જનના મ્હેં હૃદયને,
ભજાવે સૌ રંગો નિજ મતિબળે મગ્ન થઇને;
ભમેછે માયામાં અચળ તન ને દ્રવ્ય ગણતા,
કરે કાર્યો એવાં ય બની મૃત્યુ વિસરતા. ૨

અરે! ના, ના ભૂલો અકળ ગતિ આ ઈશ્વરીય છે
અહાહા! શી રીતે સહુ જગત વ્યાપાર લિન છે;
ભમોછો અંધારે નિતનિત ભમાઈ નિજ બળે,
પ્રસંગો છે એવા, નથી જ કદી ત્યાં દોષ નિકળે ૪

પહેલેથી આતો નિજ જીવન નિર્મ્યું સુખદ છે,
પછી માયા ફંદે પ્રિયકર ગણ્યું તે દુખદ છે;
વીતે ને વીત્યું સૌ નિજ સ્વરૂપ કાળે મળી જશે,
હશે જો મુમુક્ષુ નિજ હૃદયમાં પ્રેમ ગ્રહશે. ૫

"આપ્ત." (મુંબઇ.)

# अग्निसूक्त.

(સાંધણ પૃષ્ઠ ૨૪ થી).

હવે પછી અગ્નિની સ્તુતિ તથા વખાણ કરેછે.

अग्ने॒ यं य॒ज्ञम॑ध्व॒रं वि॒श्वतः॑ परि॒भूरसि॑ ।
स इद्दे॒वेषु॑ गच्छति ॥ ४ ॥

વિઘ્નરહિતતું અગ્નિ યજ્ઞ સમીપે ફરી વળેછે તે—
દેવોને પ્હોંચે છે યજ્ઞજતેતો તુજ પ્રતાપજ છે! ૪

"વિઘ્નરહિતતું "એટલું વિશેષણ "અગ્નિ"નું છે. અગ્નિ સર્વ દેવોના દેવ, તેને વિઘ્ન હોયજ નહિ; તેમજ તેની સહાયતાથી વિઘ્નનો નાશ જ સંભવે છે. અત્ર યજમાને યજ્ઞ સમારંભ કરેલો છે, અને પ્રત્યેક શુભ કર્મમાં તથા વિશેષે કરીને યજ્ઞ જેવા દીર્ઘ કાલ પર્યંત પ્હોંચતા કર્મોમાં લાંબા દિવસો લાગવાથી વિઘ્નો આવવાનો સંભવ હોયછે, તેટલા માટે તેમાં વિઘ્ન ન નડે એમ પુરોહિત અગ્નિની સ્તુતિ સહિત યજમાનને આશિર્વાદ આપે છે.

યજ્ઞ અગ્નિથીજ છે–તે મયજછે, તેથી તેને અર્પેલ વસ્તુ દેવોને

પ્હોંચેછે. આ સર્વ પ્રતાપ અગ્નિનોજછે, માટે તેનીજ સ્તુતિ આ કાર્ય-માં કરવી યોગ્યજછે. હવે વળી અગ્નિને પધરાવવા પ્રાર્થના કરેછે.

अग्निर्होता कविक्रतुः सत्यश्चित्र श्रवस्तमः ।
देवो देवेभि रागमत् ॥ ५ ॥

કુશલ કપટરહિત, અને વિશેષમાં કીર્તિમાન, તેજવાળી
હોમતણા સંપાદક, અગ્નિ! પધારો સહિત દેવોથી! ૫

આ મંત્રમાં પણ કુશલાદિ વિશેષણો અગ્નિનાં કહેલાં છે. અગ્નિ જીવન આધાર રૂપ હોવાથી તેમજ જીવન જાળવનાર કુશલતા રૂપ કહેલછે. તે સર્વનો રક્ષક હોવાથી તેનામાં કપટ હોયજ નહિ, માટે તેને કપટરહિત કહેલછે. સર્વ જીવન રૂપ અગ્નિથી વધારે કીર્તિમાન્ પણ કોણ હોઇ શકે! હોમ નામ યજ્ઞનું છે. તેના અગ્નિ દેવછે, એમતો પૂર્વે કહેલુંજ છે. દેવતાઓને તે લાવનાર હોવાથી તેને દેવોને લાવવાની આ મંત્રમાં પ્રાર્થના છે.

જીવનગતિ ઉષ્ણતા રૂપ અગ્નિથીજ છે, તેટલા માટે શરીર રૂપ—અન્નમયકોશરૂપ—અગ્નિકુંડમાં અન્નની આહૂતિ અર્પણ થાયછે. તેને અંદરનો જઠરાગ્નિ પચાવીને તેમાંથી જે સાર કાઢે છે, તેમાંથી શરીરનાં સર્વ તત્ત્વોનું પોષણ થાયછે. અગ્નિ જો પચાવી સાર કાઢે નહિ, તો બીજાં તત્ત્વો પોષાય નહિજ, માટે બીજાં તત્વો રૂપ દેવતાઓને લાવી પુષ્ટ કરી આપનાર અગ્નિજછે, અને અગ્નિનાજ પોષણથી એ સર્વનું પણ પોષણ થાયછે, માટે અગ્નિ મુખ્ય દેવછે. આ ઉપરથી સિદ્ધ સમજાય છે કે શારીરિક દોષોથી જે રોગોત્પત્તિ આદિછે, એ સર્વનું મુખ્ય કારણ જઠરાગ્નિનો વિકારજછે. માટે જઠરાગ્નિ નિત્ય યોગ્ય હોમથી પુષ્ટજ રાખવો ઉચિત છે. આમ પણ અર્થછે. પરંતુ અત્ર યાદ રાખવાનું છે કે અન્નાહૂતિ કેવલ સ્થૂલાન્નનીજ નહિ સમજવી. બેશક સ્થૂલાન્નથી સ્થૂલ શારીરિક તત્વો પોષાય છે, પરંતુ માનસિક સૂક્ષ્મ શરીરાદિને પોષણાર્થ સદાચારાદિ સત્કર્માચરણરૂપ આહૂતિઓ પણ અર્પવી જોઈયે. આમ ફલિતાર્થછે. એમ માનસિક શરીરની પુષ્ટિથીજ સ્થૂલ શરીર પુષ્ટ બની શકેછે. મન દુષ્ટ હોય તેનું શરીર દૂષિત થયા વગર રહેતુંજ નથી, પણ જેનું મન નિર્મલ છે તેનું

શરીર નિર્મલ હોયછે. માટે યજ્ઞ ભાવનાનો આ ગુહ્યાર્થ દીર્ઘ મનન કરવા યોગ્યછે.

यदंग दाशुषे त्वमग्ने भद्रं करिष्यसि ।
तवेत्तत्सत्यमंगिरः ॥ ६ ॥

હે પ્રિય અગ્નિ તું તો કલ્યાણજ જે કરીશ યાજકનું,
હે અંગિરા ખરેતે કલ્યાણજતો બને નકી તુજનું. ૬

આમાં અગ્નિને કહેલું છે કે--તું જે યજમાનનું કલ્યાણ કરીશ તે તારૂંજ છે. ઉપર પ્રમાણેનો આધ્યાત્માર્થ ગ્રહણ કરતાં પણ અન્નાદિથી ખાનારનું શરીર આખું પોષાય તે અગ્નિ પણ પોષાયછે. અન્ન યજમાન શબ્દ વડે જમનાર મનુષ્ય છે. તે અન્ન ખાય તેથી તેનું જ પોષણ માત્ર નથી થતું પણ તેની પુષ્ટિથી તેના શરીરમાંનો અગ્નિ પણ પુષ્ટજ થાય છે, માટે યજમાનનું કલ્યાણ અગ્નિકરે, અટલેકે અગ્નિ પોતે અદૂષિત રહે તો તેનું તે કલ્યાણ છેજ.

આ મંત્રમાં અગ્નિ ને બીજા ચરણમાં "અંગિરા" નામ આપેલું છે. अग्नि શબ્દની વ્યુત્પત્તિ પ્રથમ अंग् ઉચ્ચ ગતિ—ઉપરથી બતાવી છે, તેજ આ શબ્દની વ્યુત્પત્તિ પણ છે. છતાં બીજો અર્થ એમ પણ થાય છે કે अम् નાદ, અને गिरा વાચ્, એ ઉપરથી અંગિરા શબ્દ વાચ્‌ની ગતિરૂપ યોગને સૂચવે છે. વાચ્ એ અગ્નિજ છે. વાચ્ ને અગ્નિજ ચેતન છે. તેની ઉચ્ચગતિ એજ યોગ છે. માટે યોગાગ્નિ ને અંગિરા નામ આપેલું છે. અંગિરા સપ્તર્ષિમાં ગણાય છે.

उप त्वाग्ने दिवेदिवे दोषां वस्तर्धिया वयम् ।
नमो भरंत एमसि ॥ ७ ॥

રાત્રી વિષે પ્રકાશકે હે અગ્નિ અમે હમેશ ભક્તિ થકી—
નમન કરી તુજ પાસે આવીએ (તેતુજમનમાં ધરજે!) ૭

આમાં અગ્નિને રાત્રી વિષે પ્રકાશક કહેલ છે. આમાં યોગાગ્નિ અથવા લયરૂપ અગ્નિનું સ્તવન છે. રાત્રી લય સૂચક છે, તેથી સંહારક અગ્નિને કહે છે કે તારી પાસે અમે આવિયે તે તું લક્ષમાં રાખજે. અગ્નિથી પ્રથક્કરણ થઈ સૃષ્ટિ તત્વો વિખરાય છે માટે તે લયાગ્નિ છે. યજ્ઞ

કરી ઉચ્ચગતિ મેળવનાર હવે લય સાધના કરવા લાગે છે, માટે લયાગ્નિને
હે છે કે હવે હું તારા માર્ગમાં આવું છું તેનું રક્ષણ કરજે, કે પાછો નીચે
। પડું. આમ ભાવાર્થ છે.

राजंन्तमध्वराणां गोपामृतस्यदीदिंवं ।
बर्द्धमानं स्वेदमें ॥ ८ ॥

જે તું યજ્ઞ તણો તો રાજા છે, ધર્મ કૃત્યનોય વળી—
દેદીપ્યમાન રક્ષક, સ્વગૃહમાં તું થનાર મોટો છે। ૮

યજ્ઞનો રાજા અગ્નિને અત્ર કહેલ છે, તેતો પૂર્વે સિદ્ધ થઇ ચૂક્યું
છે; ધર્મકૃત્યનો પણ તેને અત્ર રક્ષક કહેલ છે. આર્યોનાં ધર્મ કૃત્યો સઘળાં
અગ્નિમય હોય છે. ધર્મકૃત્યોમાં અગ્નિ સાક્ષિ કહેવાય છે. આપણે જે ધર્મો કરિયે
તેનો તે સાક્ષી રહી તેને હમેશાં જાળવી રાખેછે અને પછી ફલ અપાવેછે. આમ
ધર્મોને જાળવી રાખેછે, માટે તેને રક્ષક કહેલછે. એ રક્ષક પણ દેદીપ્યમાનછે,
પ્રકાશમયછે, તેનાથી છાનું કંઇ કૃત્ય રહી જતું નથીજ. પોતાના ઘરમાં
અને વળી મોટો થનાર કહ્યોછે. તેનું ઘર આખું જગત્છે. તેમાં તેનીજ
વ્યાપ્તિ હોવાથી તે તેમાં મોટો કહેવાય છે. આમ અર્થ સ્પષ્ટજ છે.

सनः पितेवं सूनवेऽग्नें सूपायनोभव ।
सचं स्वानः स्वस्तयें ॥ ९ ॥

તે માટે હે અગ્નિ, જેમ પિતા પુત્રને સુગમ થાએ,
તેમ અમોને થાતું કલ્યાણાર્થેજ અમારી સાથ રહે। ૯

આ મંત્રમાં છેવટ સ્તુતિ કરેલી છે કે જેમ પિતા પોતાના પુત્રની
પ્રતિ સુગમ વર્તે છે, તેવીજ રીતે અમે લયમાર્ગે આવિયે તે સમયે તું
પણ અમારા કલ્યાણાર્થે અમારી પાસેને પાસે રહી રક્ષણ કરજે. દુર્બુદ્ધિ
આદિ યોગમાં નડતા અંતરાયોરૂપ શત્રુઓ અમને નીચે ન નાખીદે તેનો
માટે તું પાસેજ રહે આમ ભાવાર્થ સ્પષ્ટજ છે. આ પ્રમાણે અગ્નિની આ
નવ મંત્રોમાં સ્તુતિ છે.

# आप्तवचन.

( સાંધણ પૃષ્ટ ૬૩ થી )

૩૫

આ સંસાર રૂપી ભર સમુદ્ર શાન્તિમાં પાર ઉતરવાનું મુખ્ય નાવ રૂપી સાધન પુરૂષાર્થછે, પણ તેમાં નાવને યોગ્ય માર્ગે લઈ જઇ શાન્તિમાં રાખનાર કુશળ નાવિક રૂપી મનુષ્યની બુધ્ધિ છે. જેના હાથમાં નાવછે પણ કુશળ નાવિક નથી તેને ખરેખર આ સંસારરૂપી ભર સમુદ્ર કે જેમાં વિચિત્ર બુધ્ધિ–પ્રકૃતિવાળા જીવો વસેછે, અનેક ક્રિયા પ્રક્રિયાઓ કરી પોતે સુખ મ્હાલી પ્રસંગોપાત બીજાને દુઃખના ભોકતા કરેછે અને જ્યાં કલ્પનામાં આવી ન શકે એવા વારંવાર ભયાનક બનાવો બન્યા કરેછે તે તરવા બહુ મુશ્કેલ થઈ પડેછે, એટલુંજ નહીં પણ પોતાનું નાવ કોઈપણ લાલચરૂપી ખડક સાથે અથડાઇ ભાંગી જાયછે અને પોતાનું જીવન દુઃખમય થઇ જાય છે. આનું મુખ્ય કારણ બુધ્ધિરૂપી નાવિક પોતાના હાથમાં નથી; મનુષ્ય માત્રનો મુખ્ય મિત્ર બુધ્ધિછે. જ્યાં બુધ્ધિ નથી ત્યાં પુરૂષાર્થ શું કરે ? જો પુરૂષાર્થ હિતકર મનાતો હોય તો સુક્ષ્મ દૃષ્ટિથી જણાશે કે તે બુધ્ધિ વિના અહિતકર થઇ પડેછે, માટે પ્રથમ વિધાજ્ઞાન રૂપી શિક્ષણના ઘુસથી બુધ્ધિ રૂપી સોનાને ઓપ ચડાવવાની આવશ્યકતાછે.

૩૬

જે સ્થળે માણસો અનેક પ્રકારની યુક્તિ પ્રયુક્તિ કરી ખરાબ માર્ગે દોરાઈને પોતાનો નિર્વાહ ચલાવે છે, જ્યાં ઈર્ષ્યાખોર, નિંદાખોર તેમજ ભ્રષ્ટ બુદ્ધિવાળા માણસો વસે છે, જ્યાં ક્ષુલ્લક સુખને માટે ભોગવાતો આનંદ કોઈ પણ પ્રાણીના જીવનના નાશનું કારણ થઇ પડે છે, જ્યાં ક્રૂરતા, ભય, વિષયજનિત આનંદ, અનીતિ આદિ વ્યાપી રહ્યાં છે, જ્યાં નીતિનો લોપ, દયાને ઠેકાણે ક્રૂરતા, ઉદારતાને બદલે સ્વાર્થપરતા જોવામાં આવે છે તેવા સ્થળે વસનાર સદ્ગુણી મનુષ્યે સામ, દામ, ભેદ અને દંડથી કોઈ પ્રકારે પોતાનું હિત સાધ્યા વિના છૂટકો નથી. એક ગુલાબના મૃદુ છોડ ને દેશ કાળને અનુસરી એ ચારે ઉપાય રૂપ પાણીનું નિત્ય સિંચન કરવાથી તે દિનપર-

દિન વૃદ્ધિ પામતો જઈ સુગંધી પુષ્પને જન્મ આપે તે નિઃશંક છે. મનુષ્યે પોતાના હિતાર્થે દેશ કાળને અનુસરી વર્તન કર્યા વિના દુઃખ ઉપજે છે, માટે દેશ કાળને અનુસરી એવી રીતને વર્ત્તન રાખવું જોઈએ કે જેથી પોતાનું હિત સધાય અને નીતિ માર્ગે ભણી મુખ્યત્વે કરી ને દૃષ્ટિ રહે.

૩૭

આ સંસારમાં આપણે જે જે પદાર્થો જોઇએ છીએ તે સર્વ ઉપયોગી છે. કોઇનો કાંઇ પણ એક બીજાની સાથે ઉપયોગ રહેલો છે. સર્વ પદાર્થો અરસ્પરસની જરૂરીયાત પૂરી પાડે છે. બહારથી જોતાં તદ્દન નિર્માલ્ય જેવી તૃણવત્ વસ્તુઓના પણ સંયોગ વિયોગથી આ સંસારરૂપી મહામંડળ નિયમિત રીતે ચાલે છે એમ સૂક્ષ્મ રીતે વિચાર કરતાં માલુમ પડે છે. આ જગત્ને સર્વ પદાર્થ કિંવા વસ્તુઓ પ્રતિકૂળ છે તેમ સર્વ પદાર્થ કિંવા વસ્તુઓ આ જગત્ને અનુકૂળ છે. એક પદાર્થની બીજા પદાર્થ ભણી અનુકૂળતા અને બીજાની પ્રથમ પ્રત્યેની પ્રતિકુળતા શિવાય કાંઇપણ બનવું અસંભાવ્ય છે. અર્થાત આ જગત્માંના સર્વ પદાર્થો તેમાં જડ પદાર્થોમાં ગગનચુમ્બી પર્વત મહાનથી તે તૃણ પર્યન્ત અને સર્વ સજીવ પદાર્થોમાં મનુષ્યથી તે અલ્પ પ્રાણી—કીટ પર્યન્ત પરસ્પર ઉપયોગી છે, પણ ખેદજનક વાર્તા છે કે સર્વ સજીવ પદાર્થો તેમાં માનવવર્ગ જોકે કુદરતના નિયમાનુસાર એક બીજાને ઉપયોગી થતો હશે, પણ પરસ્પર ઉપજતા કલહ—ક્લેશ દ્વેષાદિથી કોઇ વેળા પરસ્પર બહુ ક્રૂરતાની પ્રતીતિ આપે છે. માટે કુદરતના નિયમ પ્રમાણે અને પોતાના હિતાર્થે મનુષ્યમાત્રને પરસ્પર અનુકૂળ થવાની આવશ્યકતા છે. પ્રત્યક્ષ છે કે કુદરતમાં નિયમનું ઉલ્લંઘન કરી બીજે માર્ગે પ્રવૃત્ત થવાથી પોતાનું જીવન કષ્ટમય થઈ પડે છે.

૩૮

સ્થળ સમય અને બીજા પ્રસંગો ભૂતકાળમાં કરેલાં કૃત્યનું આપણને ભાન કરાવેછે. સારાં કૃત્યને માટે મનમાં કલ્પના ઉઠતાં આપણને ખરેખર હર્ષ—આનંદ ઉપજે છે અને ખરાબ કૃત્યનું સ્મરણ થતાં શોક ઉપજ્યા વિના રહેતો નથી. જે સત્ય છે વા અસત્ય છે તેની પ્રતીતિ આપણને આપણું હૃદય પ્રથમથી સૂચવી આપે છે. હૃદય પવિત્ર છે, પણ કામ, ક્રોધ મોહાદિ વિકારોથી તે મલિન બને છે. આપણે એવાં કૃત્યો કરવાં જોઇએ કે તેની

માત્ર કલ્પના ઉઠવાથી આપણને ઘણીવેળા આનંદ ઉપજે તે સ્વાભાવિક છે, પણ ભવિષ્યમાં જનસમાજના સ્મરણમાં રહેવાનું બની શકે. સિદ્ધ છે કે સારાં કૃત્યોથી સંપાદન કરેલો કીર્તિરૂપી સૂર્ય પૂર્ણપણે પ્રકાશી નિકળે તે કદી પણ અસ્ત પામતો નથી. જે માણસો માનસિક મોહાદિ વિકારોથી ઉશ્કેરાઈ ને કોઇપણ કાર્યમાં અવિચારી પગલાં ભરે છે તેઓ આ સંસારમાં કોઈપણ માણસની–સંસારની નિંદા વ્હોરી લે છે. વળી જે માણસો કેવળ દુર્ગુણોથી ભરેલા હોય છે તેઓના અસ્તિત્વની નામનિશાની પણ રહેવા પામતી નથી.

૩૯

સૂક્ષ્મરીતે જોતાં જણાય છે કે, કોણ જાણે અમુક પ્રકારના બુદ્ધિ પૂર્વક અયોગ્ય માર્ગે દોરનારા ઉછાંછળા વિચારોથી યુવાવસ્થામાં પોતાના જીવનનો અમુક ભાગ પસાર થાય છે. ઉચ્છૃંખલ મનોવૃત્તિનેલીધે આ અવસ્થામાં સારાસારનુ કાંઈપણ ભાન રહેતું નથી, તેમજ ભવિષ્યમાં આવી પડતાં સંકટો જે કાર્ય કરવાથી ઉત્પન્ન થવાનો સભવ છે તે કરવામાં પ્રવૃત્ત થવાય છે. આવી રીતે વિષ એ મૃત્યનું સબળ કારણ છે તેમછતાં તે વિષને વિચારપૂર્વક ગ્રહણ કરવામાં આવે છે. પ્રસ્તુત–ચાલતા કાળને અનુસરી ચાલવું તે ઘણે અંશે આ અવસ્થામાં સૂઝતું નથી, મન બહુ અસ્થિર રહે છે, અને અનેક પ્રકારના ભોગ વિલાસો ભોગવવાની વિચિત્ર ઇચ્છાઓ ઉપજવા પામે છે, પણ જે યુવકોના માતાપિતાએ તેમના પુત્રાદિના હૃદયમાં પ્રથમથી સદ્ગુણ બીજ વાવેલું હોય છે, ત્હેઓની સ્થિતિ યુવાવસ્થામાં કેટલાક અંશે નવું–ઉછાંછળું સ્વરૂપ ધારણ કરતી નથી. આ અવસ્થામાં મનોનિગ્રહની પ્રથમ આવશ્યકતા છે અને તેટલા માટે સત્સંગતિ અને સારાં પુસ્તકો–સદ્ગુણી; મહાન પુરૂષોનાં જીવન ચરિતો વગેરે સારા પ્રસંગના સમાગમમાં આવવું એ શ્રેયસ્કર માર્ગ છે.

૪૦

અમુક કાર્ય ત્હમારા હાથમાં આવ્યું છે; તે ત્હમારે પોતે કરવાનું છે આ સમયે આખા કાર્ય તરફ દૃષ્ટિ ન ફેરવતાં ત્હમે તે ધીમે ધીમે શાન્તિમાં હિમ્મતથી કરવાને પ્રયત્ન કરશો તો તે હિતકારક છે: આખાં કાર્યભણી દૃષ્ટિ રાખ્યાથી નિરાશા, ભય વગેરે સંકુચિત ભાવો હૃદયમાં ઉત્પન્ન થઈ

નાહિમ્મત થવાય છે; પણ જે મનુષ્યો પોતાના પુરૂષાર્થ—આત્મબળનું પ્રાધાન્ય ગણે છે તેઓ ધૈર્ય અને ખંતથી કાર્યના આખા સ્વરૂપ ભણી અલક્ષ રાખી તે પૂર્ણ કરવામાં પ્રવૃત્ત રહે છે. વળી તેઓ તે પૂર્ણ કર્યા પછી જંપી પોતે કરેલા કાર્યનું સ્વરૂપ શું હતું તે ભણી દૃષ્ટિ રાખી તપાસે છે. આવા માણસો વ્યવહારિક કાર્યોમાં વિજય પામે છે અને પોતાની ઉન્નતિ કરી શકે છે, પણ એટલું તો સ્મરણમાં રાખવાની આવશ્યકતા છે કે કાર્ય કરતાં પૂર્વે તેનાં પરિણામમાં લાભાલાભભણી લક્ષ રાખવું જોઈએ.

૪૧

જે માબાપો પોતાના છોકરાંઓપર યોગ્ય અંકુશ નહીં રાખતાં ત્હેમને સ્વચ્છંદ પણે વર્તવા દેછે તેઓ એક મ્હોટી ભૂલ કરે છે. છોકરાંઓને ત્હેમની બાળવયમાં સ્વેચ્છાનુસાર ચાલવા દેવાથી અન્તે તેઓ મોજ શોખમાં ગરકાવ થઈ વિષય લંપટ બને છે અને અન્તે બળહીન અને અપકીર્તિકર્ નિવડે છે, કારણ કે ખરાબ પ્રસંગોથી સદ્ગુણનો વિનાશ થાય છે. તેમનું જીવતર દુઃખ-મય થઈ પડે છે. ધનિક માતાપિતાનાં છોકરાંઓ સ્વેચ્છાથી પોતાને મળેલી કિંવા ભવિષ્યમાં મળતી સમૃદ્ધિનો વિનાશ કરી દરિદ્રાવસ્થાને પાત્ર બને છે, અને ગરીબ માતાપિતાનાં છોકરાંઓ વિના અંકુશે પોતાના જીવનની સાર્થકતા ગુમાવી બેસે છે અને દુઃખી થાય છે. માતાપિતાનું પ્રથમ કર્તવ્ય છે કે, પોતાનાં છોકરાંઓ ઉપર બાલવયથી યોગ્ય અંકુશ રાખી ત્હેમનું મન સન્માર્ગ ભણી વળે તેમ કરવું. પોતાના સારા વિચારો તેમજ સારા દૃષ્ટાન્તોથી ત્હેમના હૃદયમાં હમેશાં સારી છાપ પાડવી. મીઠા વૃક્ષનું બીજ વાવ્યાથી તેમાંથી વૃક્ષ ઉછરતાં મિષ્ટ ફળજ થાય છે, પણ કડવાં વૃક્ષનું બીજ વાવ્યાથી કદી મિષ્ટ ફળ નિપજવાની આશા રાખવી તે વ્યર્થ છે, માટે પ્રથમથી છોકરાંઓનાં હિતાહિત તરફ દૃષ્ટિ રાખી ત્હેમને સદ્ગુણ બોધક શિક્ષણ—પ્રસંગો આપવા તેજ માબાપોનું કર્તવ્ય માની શકાય. કેટલાક માબાપો પોતાનાં છોકરાં ભણી બાળ વયથી બહુ ગંભીર રહે છે અને માને છે કે તેથી છોકરાંઓને ઉન્મત્ત બનવાનું કારણ મળશે નહીં પણ આ ગાંભિર્યનું આખરે ખરાબ પરિણામ આવે છે. માબાપ અંતે છોકરાં વચ્ચેના કાંઈ પણ પ્રેમનો અનુભવ બેઉ વર્ગને ન મળે તે તો સંભવિત છે, પણ સ્વાભાવિક રીતે છોકરાંઓના હૃદયમાં જે કાંઇ માબાપ ભણીનો પૂજ્ય ભાવ નિર્માયેલો છે તેનું છેદન થાય છે. માબાપના

મનમાં છોકરાંઓ માટે સારી લાગણી હોય તો ભલે, પણ છોકરાંઓના હૃદયમાં માબાપ ભણીના પ્રેમને અવકાશ મળતો નથી. ત્યારે 'માબાપ કોણ? અને છોકરાંઓ કોણ?' એટલે દરજ્જે હૃદયમાં છાપ પડી રહે એ કાંઇ અસંભાવ્ય નથી.

૪૨

મિથ્યાભિમાની લોકો દેશનું કલ્યાણ કરવાના ઉચ્ચ માર્ગપર પોતે છે એમ માની મ્હોટા મ્હોટા પ્રયત્ન કરે છે, પોતાના હિતનો ભોગ આપે છે અને તેને માટે કોઇ વેળા વિપત્તિનું વાદળું માથે વ્હોરી લેછે, પણ તેઓનું આ કર્તવ્ય પોતાના અપલક્ષણોથીજ નિંદ્ય થઇ પડે છે, કારણ કે તેઓની પ્રબળ ઇચ્છા પ્રથમથીજ ફલોલચિત અસંખ્ય વૃક્ષો ઉભાં હોય છે ત્હેમનાપરથી જાણી જોઇને નીચાં વૃક્ષપર ચઢવાના અભ્યાસવિના ઉંચા વૃક્ષપર ચઢી મિષ્ટ ફલ લેવાના પ્રયત્ન જેવી હોય છે. આથી તેઓ મ્હોટી લાલસામાં કેવળ અન્ય માર્ગે દોરાઈ નિરાશ બને છે કિંવા પોતાની પ્રતિજ્ઞા વા ઇચ્છાનું સાફલ્ય કરી શકતાંજનથી. જે મનુષ્યો પોતે ઉન્નત માર્ગે જવા ઇચ્છે છે અને કરેલાં સારાં કૃત્યોથી કીર્તિરૂપી દીવો હાથ ધરવાને યત્ન કરે છે તેઓ પ્રથમ પોતાની જાત કરતાં સગાંસ્નેહી ભણી પૂજ્ય ભાવ રાખી ત્હેમના હિતની ઇચ્છા રાખે છે; પછી દેશના હિતને પોતાના હૃદયમાં અવકાશ આપે છે અને છેવટે સમગ્રમાનવ વર્ગના હિત ભણી લક્ષ રાખી રહે છે. આવા પુરૂષો ખરેખર સદ્ગુણી અને દેશ–વિશ્વ હિતૈષિ છે. તે શિવાય 'અમે દેશનો કલ્યાણ માગ સાધીએ છીએ વા લોક હિતાર્થ દેહાર્પણ કરીએ છીએ' એમ કેટલાક બોલે છે તેમ પાછો પ્રયત્ન કરે છે; પણ તેઓ આખરે ક્ષુલ્લક દેશહિત ચિંતક છે. જે અનુક્રમે એક એક પગથીયું ચઢી અટારીપર ચઢવા માગે છે તે ચઢી શકે છે, પણ કૂદકા મારતાં વા ઉડવાની ગતિ કરે છે તે ખરેખર પડી, બીજા રૂપમાં કહેતાં, અપકીર્તિ વ્હોરી નિંદાને પાત્ર બને છે.

૪૩

મૃત્યુનો કોને ભય નથી! બાળવયથી તે વૃદ્ધાવસ્થાએ પહોંચેલ કે જેના ગાત્રો કેવળ ક્ષીણતા પામી કંપે છે તેવા જીવો મૃત્યુથી ડરે છે અને પોતાના જીવને અધિક પ્રિય ગણે છે. કોમળમાં કોમળ કૃશ અંગવાળી સૌન્દર્યવાન સ્ત્રી તેમજ ઢીંગલાં ઢીંગલી વગેરે જડ પદાર્થની અનેક ચેષ્ટાઓ કરી આનંદ પામતા અને મુખેથી ક્રૂર હૃદયને પણ આલ્હાદ પમાડે તેવું કાલું કાલું

બોલતાં બાળકો અને બાળાઓ તેમજ છેક વૃદ્ધાવસ્થાએ પહોંચેલ ઘરડી ખખ ડોશી પણ સર્વ મૃત્યુથી ભય પામે છે. સર્વ મનુષ્યાદિ ઇતર પ્રાણીઓ પોતાના જીવનનો પ્રવાહ આ સંસારમાં જેમ લાંબા સમય પર્યન્ત વહે તેમ પોતાના મનમાં સદા ઇચ્છા રાખે છે. આવી રીતે મૃત્યુ સર્વને અપ્રિય છે. પણ જે સિદ્ધ મહર્ષિ પુરૂષો હોય છે તેઓ મૃત્યુને વધારે પ્રિય માને છે. તેઓને કોઇ પણ પદાર્થને જોઈ તેઓના હૃદયમાં હર્ષ કે ગ્લાનિ ઉપજતાં નથી. તેઓના જીવનનો આખો ભાગ સન્માર્ગભણી—પારલૌકિક હિત સાધવામાં રોકાયેલો હોય છે. નીતિજ્ઞાન રૂપી પ્રકાશિત દીપ મૃત્યુરૂપી અંધારાને છિન્ન ભિન્ન કરી પ્રકાશ કરે છે અને પરમ મોક્ષ પદ પામવાનો માર્ગ સાધે છે.

૪૪

સ્ત્રી પુત્રકલત્રાદિથી સર્વ રીતે સમૃદ્ધિવાન કુટુંબ જુઓ અને ત્હેના મુખ્ય નાયક ભણી દૃષ્ટિ કરો. જાણવાનું માત્ર એટલુંજ છે કે, ત્હેના વિચારો કેવા માર્ગ ભણી વહેતા હશે! હા! ત્હેના વિચારો પોતાની સ્થિતિને અનુરૂપ ઉપજે છે. ત્યારે તે પ્રમાણે જે મનુષ્યો કાંઇ પણ સમૃદ્ધિ વિના તદ્દન કંગાલ હોય છે તેવા મનાતા દુઃખી મનુષ્યોનાં મનમાં પોતાની સ્થિતિને અનુરૂપ વિચારો ઉપજી કેવળ જુદું સ્વરૂપ લે છે. એટલું તો ખરૂં છે કે તેવા એક રીતે કહેવાતા ગરીબ મનુષ્યોના હૃદયમાં કાંઇક પોતાના સંબંધમાં આવતા મનુષ્યના સંસારનાં મૂળ મહત્વ વિષે વિચારો ઉપજી પોતાની પોતાના સંબંધે દયા ઉપજતી હશે. આવી રીતે સ્થિતિને અનુરૂપ વિચારો ઉપજે એ એક સામાન્ય નિયમ છે, કારણ કે આપણે જોઇએ છીએ કે બાલ્યાવસ્થામાં ઉપજતો વિચાર વ્યાપાર યુવાવસ્થામાં વૃદ્ધિ પામી જઇ ઉછાંછળા કાંઇક સાહસિકપણામાં પ્રવર્તે છે અને પછી વયમાં વૃદ્ધિ થતાં ધીમે ધીમે શાંત ગંભીર વિચારો ઉપજવા પામે છે. આપરથી માત્ર કહેવાતું એટલુંજ છે કે, સ્થિતિને અનુરૂપ વિચારોના વહનમાં વહેતાં છતાં પોતાની વૃત્તિમાં કાંઈ પણ ખોટા ભાવને અવકાશ ન આપી ભવિષ્યની આશાના પ્રવાહમાં તણાતા જવું એજ ઉત્તમ માર્ગ છે. આશા એ બંધનરૂપ છે, સર્વ દુઃખનું કારણ છે; પણ એક રીતે જોતાં શ્રદ્ધાથી સંકલિત આશા સુખદાયક નિવડે છે.

૪૫

શાન્ત—અભય જીંદગી બહુ ઉત્તમ છે. કાંઈ પણ શ્રમ અને તેથી ઉપજતા આનંદ વ્યાપારમાં જે મનુષ્યો કેવળ મિતાહારી, અલંપટ તેમજ મનોનિગ્રહી હોય છે તેઓ ખરેખર સુખી હોય છે. હમેશાં તેઓનું મગજ સ્વચ્છ રહે છે અને ત્હેમના વિચારો ઉત્તમ હોય છે. સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં જણાય છે કે, મનમાં કાંઇ પણ વિષાદ—કલહ કંકાસ ઉપજવો ત્હેનો મુખ્યત્વે કરીને આધાર ભોજ્ય વસ્તુઓપર—રહે છે. આથી કોઇ પ્રસંગે સુખનો માર્ગ ઢંકાઇ જઈ દુઃખનો વેરાન પ્રદેશ દૃશ્ય થાય છે તેમજ અનેક પ્રકારનાં સુખો—વિલાસો પતંગિયાની પેઠે દીવામાં થોડા વખતમાં જ પલાઇ નાશ પામે છે. એટલું તો સિદ્ધ છે કે, ઉપાધિ રહિત જીંદગી આનંદદાયક છે. કોઇ પણ પદાર્થ કિંવા વસ્તુ ભણી પ્રેમ દૃષ્ટિ આરોપણ કરવી તેજ એક પ્રકારની ઉપાધિ છે. કોઇ પણ પ્રાણી વા બીજા પદાર્થોને સ્વાભાવિક રીતે અન્ય સ્થિતિમાં મૂકાતાં જોઇ મનમાં જે કાંઇ ખેદ ઉપજે છે તેજ એક પ્રકારની ઉપાધિનું કારણ ખરા નિવૃત્તિ માર્ગ—આનંદમાં ભંગ પાડે છે. સમદર્શીપણું રાખવું એ ઉત્તમ છે, પણ કાંઇ હર્ષ, શોક, ભયાદિ પ્રસંગો જોઈ પોતાના મનમાં ક્ષોભ ઉપજવો એ સમદર્શીપણાની ભાવનાને દૂષિત કરે છે. કોઇ પદાર્થ કિંવા પ્રાણીને અન્ય કેવળ જુદાજ માર્ગ ભણી ક્રમણ કરતાં જોઇ દયા ખાતાં ક્ષોભ ન પામવો તેજ ખરી સમાનભાવના છે. જો આ કરતા ઉલટો પ્રકાર બને તો તે એક પ્રકારની ઉપાધિ વળગતાં સમાન ભાવનામાં મનાતું સુખ કષ્ટદાયક થઇ પડે છે.

૪૬

એતો ખરૂં છે કે, જેણે દુઃખનો અનુભવ કર્યો નથી તે સુખ ભોગવવાને પાત્ર નથી. દુઃખ પછી સુખ પ્રાપ્ત થવાથી સુખની મહત્તા જાણી લઇ ત્હેની શી કિમ્મત છે અને પ્રમાદને માર્ગે ન દોરવાતાં કેવી રીતે વર્તન રાખવું આવશ્યક છે તેનું ભાન થાય છે. જે પ્રથમથી સુખમાં ઉછરેલો છે ત્હેને માથે જરા દુઃખ આવતાં તે પોતાના જીવનના અન્ત ભાગપર આવી ઉભો રહે છે, ત્હેને સર્વ પદાર્થો—વસ્તુઓ આદિ શૂન્ય—સ્નેહ શૂન્ય લાગે છે. જાણતા હશો કે જે વ્યવહારમાં કુશલ છે તે બીજાના સ્નેહથી દૂર થયો છે. ત્હેને તે સ્નેહ વિયોગ રૂપી દુઃખમાંથી અનુભવ મળેલો છે. કહેવત છે કે, "ઠોકર ખાતાં ખાતાં મ્હોટા

થાય" તે પ્રમાણે દુઃખના પ્રસંગો આવતા વ્યવહારોપયોગી વર્તનની ખબર પડે છે, મનની નિર્બલતા નાશ પામે છે અને હિમ્મત, સાહસિકપણું અને ધૈર્યાદિ ગુણો આવે છે. કોઇ કાળે દુઃખથી સુંઝાતા નહીં. અનુભવ સિદ્ધ વાત છે કે, દુઃખજ કોઈ પ્રકારે પોતાની ઉન્નતિનો માર્ગ સૂચવે છે.

(અપૂર્ણ.)
P.

# સંસાર સુધારો.

આ સંસારની ઘટમાળ કહેવાય છે. તેમાં આદિ, મધ્ય અને અંતનો નિયમ અનાદિ રહેલો છે. ઉદય, વૃદ્ધિ ને ક્ષય એ ત્રિપુટીજ આદિ મધ્યને અંતની ત્રિપુટીરૂપ છે. વિશેષ લાંબું લાંબું ટાયલું કરી ઉપોદ્ઘાત વધારવા અગત્ય નથી. માત્ર એટલુંજ કહેવું અત્ર બસ છે કે ઉપર પ્રમાણેની ત્રિપુટીરૂપ કાલચક્રમાં સંસારનું ભ્રમણ થયા કરે છે, તેમાં ચાલતો કાલ કિયે સ્થળે છે, એજ નક્કી થવાની જરૂર છે. આ જો યથાર્થ માલમ પડી જાય, તો તેને અનુકૂલ સુધારાના નિયમો વિશેષ સુખકર નિવડી શકેજ પરંતુ એ સ્થલ હાથ ન લાગે, અગર ખોટું હાથ લાગે તો તે પરથ રચાયલા નિયમો સુખકર નિવડી શકે નહિજ. હાલ સંસારમાં સુખાં લગભગ અદર્શન જેવું જણાય છે અને પ્રત્યેક માણસ જાત પોતે સુખી ની થાય તેને માટેજ પ્રયત્ન કરતો જણાય છે. જે વસ્તુ ન મળી હોય ત્યારે તેની શોધ થાય.

આ ઉપરથી ઘણા વિદ્વાનોના મતમાં એમ પણ આવેલું દીસે છે કે સંસાર સુધારાના કોઈ પણ સુખકર નિયમો શોધાવા જોઈયે! અને તેની શોધ પાછળ લાગેલા પણ જણાય છે. પરંતુ ખેદની વાત એટલી કે એ સત્ય અને ખરા નિયમો હાથ લાગવામાં મુખ્ય અને અગત્યનું સાધન જે કાલચક્રની કઇ સ્થિતિમાં હાલનો સમય છે, તે જાણવાને કો પ્રયત્ન કરતું નથીજ. પ્રયત્ન નથી કરતા, તેમાં કંઈ તે વાત સ્મૃતિ રહ્યાનું કારણ તો નથીજ, પરંતુ એ વિષય જાણવા પ્રતિનો કંટા તિરસ્કાર તથા આગ્રહજ મુખ્ય કારણ છે. પ્રત્યેક લોક પોતાની

અનુકૂલ સત્યનું સ્વરૂપ હોય તો ઠીક, એમ પ્રબલ ઇચ્છા ધરાવે છે, પણ કુદરત હંમેશાં માનવીની ઇચ્છાનુરૂપજ સ્વરૂપ ધારણ કરતીજ નથી. એક દષ્ટાંત અત્ર લઇયે —

કોઇ એક માણસને क નામના સક્ષ ઉપર અત્યંત સ્નેહ અને પ્રીતિ છે. એ क અત્યંત કરૂપ છે તેને સારૂં રૂપ મળ્યું હોત તો બહુ સારૂં એમ તે માણસને ઉગ્ર ઇચ્છા છે, એટલુંજ નહિ પણ તેની દૃષ્ટિમાંતો તે કરૂપ નથીજ પણ રૂપ વાળુંજ છે. હવે કોઈ પણ क ને કરૂપ કહેશે ત્યારે તે માણસને જરાપણ ઠીક નહિ લાગે, પણ તેમ નથી એવી દલીલો લાવ્યા કરશે. આવુંજ સત્યના સંબંધમાં પણ છે. સત્યને પ્રત્યેક માણસ જેવું ઇચ્છે તેવુંજ હોવાનું માનવા આગ્રહી રહે છે, પરંતુ તેથી સત્યનું રૂપ તો શી રીતે બદલાય! પોતાને નગમે તે વાતને ગમે તેટલી દાબી નાખવાં પ્રયત્ન કરવામાં આવે, તોપણ સત્ય ઉપર આવવા વિના રહેવાનું નથીજ, અને વિરુદ્ધ પ્રયત્નવાનનાં પ્રયત્નોને ગમે તેટલે દરજ્જે વૃદ્ધિ પામેલાં છતાં છેક જમીનદોસ્ત પછાડી નાખે છે! ને પોતે ઉપર આવીજ રહે છે!

હાઈડ્રોજન ગ્યાસ અત્યંત હલકી છે. તેમાં ઉપર જવાનો ધર્મ હોય છે. એક અત્યંત મજબુત અને ગમે તેટલા દબાણથી પણ ન ફાટી જાય એવા દડામાં એ ગ્યાસને ભરી હોય અને પછી તેના ઉપર ગમે તેટલું દબાણ મૂકવામાં આવે, અને ખરેખર અમુક સમય સુધી તે દબાઇ પણ રહેશે, તો પણ અંતે એ તમામ ભારી દબાણોને પણ ફેંકી નાખી તે દડો એકદમ ઉપર ઉડી જશેજ. ગમે તેટલા ભારી દબાણને એક હલકામાં હલકી હવા ઉડાડી ...વાને સમર્થ છે, તો એ ઉપરથી પ્રત્યક્ષ સિદ્ધજ શું થાય છે? એજ કે ...તે, સ્થૂલતા—આદિમાં જે બલ માનવામાં આવે છે તે બલ પોતેજ અશરીર પાત્ર છે. એ અશરીર વસ્તુ રૂપ બલથીજ સ્થૂલ વજનદાર વસ્તુની કીંમત શી? જેમ બારીક તેમ તેમાં બલ વધારે, જેમ સ્થૂલને ભારી, તેમ બલ ઓછું, આમ સ્પષ્ટ રીતે વિપરીત જણાતો કુદરતી નિયમ પણ પ્રત્યક્ષ સિદ્ધ થાય છે। હવે સ્થૂલ જડવાદીઓને એ વાત નહિ ગમે તો શું તેઓથી હાઈડ્રોજનગ્યાસને સર્વોપરની વજનદાર વસ્તુથી વધારે ભારી કે સ્થૂલ પણ કહી શકાશે? વ્યવહારમાં અને ત્યારે તો એમજ થયું કે હલકી ગ્યાસમાં ભારી વસ્તુને પણ રૂપી દુર નાખવાની શક્તિ છે!

આમ આ વાત પ્રત્યક્ષ સિદ્ધ છતાં તે કેમ મનાય? એક વાર સિદ્ધ કરેલા પોતાના વિચારો કેમ ફેરવાય? બેવકુફમાં કેમ ખપાય? હાર્યો કેમ કહેવરાવાય? આ સર્વ કારણોથી તે કહેશે કે—ગમે તેમ છે તો પણ એ વાત અમારે માનવી નથીજ! અને તેમ છતાં સુખની શોધ તો કરવીજ છે, અને તે પણ શાથી? સ્થૂલ વજનદાર જડની સહાયતાથીજ!

કોઇ પણ અમુક વ્યક્તિ કે વ્યક્તિઓ માટે આ લેખ નથીજ, તો પણ એતો કહેવુંજ જોઈયે કે ઉપર પ્રમાણેનો છેક ખોટો આગ્રહ રાખવા ઇચ્છનારાને કેવલ મૂર્ખ નહિ તો બીજું શું કહેવાય!

પરંતુ હાલમાં તેવા મૂર્ખ લોકો બહુ નથીજ. હાલમાં સત્યને ગમે તેવી સ્થિતિમાં અને ગમે તેવે સ્થળે પણ ગમે તે સ્વરૂપમાં ગ્રહન કરવાની આગ્રહ રહિત ઇચ્છા વાળા પુરૂષો ઘણા છે, તો આશા છે કે હવે કંઇ સુખ રૂપ સુપરિણામો મેળવી શકાશે!

હાલ દશેક વર્ષથી ભરતખંડમાં નૅશનલ કૉંગ્રેસ સ્થપાઇ અને તેવી કૉંગ્રેસ ભરતખંડમાં ચાલી શકે કે કેમ અગર ચાલે તો તેથી પરિણામ કેવું આવે, એ પ્રશ્નનું નિરાકરણ અત્ર અપ્રસ્તુત છે, તો પણ એ કૉંગ્રેસ રચાઈ તેથી એટલું તો સુફલ મળ્યું કે ભારતી આધુનિક પંડિતો ને એમ તો એથી જાણવામાં આવ્યું કે સંસાર સુધારા વિના રાજ્યકીય સુધારણાનો સંભવ ઓછો છે. આમ સમજાતાં એક સોશિયલકન્ફરન્સ સ્થપાયું. આ કન્ફરન્સની જેટલે દરજ્જે અગત્ય છે તેટલે, બલકે તેથી પણ વધારે દરજ્જે અગત્ય સંસાર સુધારો કેવી પદ્ધત્તિથી થવો જોઇયે, તે જાણવાની છે; અને એ તો ઉપર કહ્યા પ્રમાણે કાલચક્રમાં હાલના સમયની સ્થિતિ તપાસવાની છે! આહા! વળી પાછી નિરાશા! અણગમતો માર્ગ જડવાદીને માટે આવી પડયો! પણ ફીકર નથી, હાલમાં જડવાદ સામે ચેતનવાદે પણ ટક્કર ઝીલી છે અને એ ટક્કરમાં જડવાદની વૃદ્ધાવસ્થાનાં સુચિહ્ન પણ માલમ પડતાં આવે છે, તો કંઇક ઠીક થશે.

એક બાજુથી જડવાદીઓ પોતાની સ્થૂલ પદાર્થોની તલવારો, બંદુકો આદિ આયુધોથી રસ્તો કાપી આગળ વધવા પ્રયત્ન કર્યાંજ જાય છે, ત્યારે બીજી બાજુથી ચેતનવાદીઓ અશરીરી સૂક્ષ્મ શાંત ઉપાયોથી તેમાંના

જેઓ થાકેછે તેને સમજાવવા પ્રયત્ન કરી રહ્યા છે, અને એ રીતે થાકતા જાયછે તેમ તેમ જડવાદિઓ સ્થૂલ હથિયારનો ભારી બોજ ભોંયપર ફેંકી નાખી હલકા બની જઇ શાંત ચૈતનને તાબે થતા જાય છે.

આવા વિચિત્ર સમયમાં આપણી સોશિયલ કન્ફરન્સ કેવા પાય ઉપર કામ ચલાવે છે? એ જોવું જોઈએ! આજ સાત આઠ વર્ષથી પ્રયાસ ચાલતાં છતાં કંઇ ધારેલું પરિણામ બહાર આવતું તો દેખાતું નથી જ! સત્ય તો હાઈડ્રોજનની પેઠે વગર સહાયે પણ ઉપર આવ્યા વિના રહે તેવું નથી, એમ તો આપણે ઉપર પ્રત્યક્ષ જોયું છે, ત્યારે તે સત્યને ઉપર લાવવાને આટલી બધી મોટા પાયા વાળી અને સાત આઠ વર્ષની આપવામાં આવતી સહાયતા છતાં તે ઉપર નથી આવી શકતું, એનું શું કારણ હશે? શું તેને ઉપર લાવવાનો પ્રયાસ કરવા જતાં તેના ઉપર બીજો વધારે બોજો મૂકવામાં તો નહિ આવતા હોય! એમ ન હોય તો તે ઉપર કેમ નથી આવતું? સત્ય અને ગંભીર વિચારથી તો એમ માલમ પડી શકે કે કંઇપણ કરવાં જોઇતાં પ્રયત્નોથી ઉલટી રીતિનાં પ્રયત્નો થતાં હોવાં જોઇએ, એટલે કે બોજ ખસેડવાને બદલે વધારવામાંજ આવતો હોવો જોઇયે!

આ ઉપરથી એમ ભાવાર્થ નથી કે હાલનું સોશિયલ કન્ફરન્સ જે કામો કરે છે તે આમ ઉટલાં કરે છે! પણ કહેવાની મતલબ એટલીજ છે કે ગમે તેમ છે તોપણ સુપરિણામો જેટલાં વહેલાં મળી શકવાં જોઇએ તેટલાં આજ લાંબી મુદતના પ્રયાસ છતાં નથી મળી શકયાં, એ તો ખરી વાત હોવાથી તે કહ્યા વગર ચાલે તેવું નથીજ. આનું કારણ એ કન્ફરંસ શું આપે છે? છેલ્લા કન્ફરન્સ વખતે મી. સુબ્રહ્મણ્ય આયરે જે વિદ્વત્તા ભરેલું ભવ્ય ભાષણ આપેલું છે તેમાં તેઓ આનું કારણ એમ જણાવે છે કે, હજુ સિદ્ધાંત પર આવવા જેવો સમય આવેલો નથી. આ વાત પરમ ખરી છે, પણ હાલનો સમય કેવો છે? આપણા વિદ્વાન મી. આયર કહે છે કે હજી તો વાદ વિવાદનો સમય ચાલે છે. અત્ર તેમની ભવ્ય ભાષાનોજ,જરા ઉતારો કરવો અમને વિશેષ યુક્ત લાગે છે.

આરંભમાંજ તેઓ કહે છે કેઃ—

"People, who are not very zealous about social reform, are apt to think that at this anniversary as well as at our other meetings we are enacting only a useless show and that every form of activity on behalf of social reform except practical action is vain. *" વળી તે વિદ્વાન વક્તા પોતે પણ એતો કબુલ કરેછે કે—" Practical action is *no doubt greatly* wanted, but I do not think in this great question the stage of discussion is passed. †"

આમાં જે લોકો આ કન્ફરન્સ કંઈ દેખીતો લાભ કરી શકેલ નથી એમ કહેનાર લોકોને સંસાર સુધારા પ્રતિ અનિચ્છા રાખનારા ગણ્યાછે, અને પછી પોતે પણ એજ મત કબુલતો કરેછે, તો એ પરસ્પર વિરુદ્ધ કથન જેવું થયું છે, પરંતુ આવો વિરોધતો કદાચ મીલના કહેવા પ્રમાણે ભાષાની ભવ્યતા કરવા જતાં વિચારની અર્થશૂન્યતા થઇ ગઈ હોય! ગમે તેમ, તોપણ આપણે કંઇ તેમના ભાષણ ઉપર કંઇપણ ટીકા કરવાનો હેતુ નથીજ, પરંતુ એજ હેતુ છે કે તેઓ જે પદ્ધત્તિ પર સંસાર સુધારો કરવા માગેછે તે પદ્ધત્તિ બરાબર છે કે નહી! આપ્રશ્નનુંજ અમારે તો કામછે. કંઇપણ લાભ હજી સુધી પ્રયાસ છતાં નથી થયો, તે પરથી તેઓએ લીધેલ માર્ગ ભૂલ રહિત તો કહી શકાય તેમ નથીજ.

(અપૂર્ણ.)

# संगीत विद्या.

(અનુસંધાન પૃષ્ટ ૫૯ થી).

પરંતુ ખરી રીતે કહિયે તો નાદોત્પત્તિ ઇડા, પિંગલા અને સુષુમ્ણા ઈત્યાદિ નાડીઓ માં ભરાતા વાયુથી થાય છે, અને તેથી નાદો પણ બાવીશ જાતના થાય છે, ને તેને શ્રુતિ કહે છે. આ બાવીશે શ્રુતિઓ સપ્તસુરોમાં શમાય છે. એ સપ્તસુરો તથા તેનાં ટૂંક નામો નીચે પ્રમાણે છેઃ—

* "જે લોકો સંસાર સુધારા માટે બહુ ઇચ્છા ધરાવતા નથી તેવા લોકો એવા વિચાર ઉપર વળે છે કે આ વાર્ષિકોત્સવમાં તેમજ આપણી બીજી બેઠકોમાં આપણે માત્ર એક નજીવો તમાશો કરિયે છિયે, અને કંઇપણ વાત જ્યાંસુધી અમલમાં આવી શકે નહિ ત્યાંસુધી સંસાર સુધારાના પ્રત્યેક પ્રયત્નો નિષ્ફળજ છે!"

† "અમલમાં મૂકાવાની બેશક ઘણી જરૂર છે, પરંતુ આ મહાન્ પ્રશ્નમાં હજી વાદવિવાદનો સમય વ્યતીત થઇ ગયાનું હું માની શકતો નથી."

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ષડ્જ. | ઋષભ. | ગાંધાર. | મધ્યમ. | પંચમ. | ધૈવત. | નિષાદ. |
| સા. | રી. | ગ. | મ. | પ. | ધ. | ની. |
| C. | D. | E. | F. | G. | A. | B. |

આ ગાયન કંટક સાથે અંગ્રેજી કંટક પણ ઉપર બતાવવામાં આવેલ છે. આ બધા નાદો મયૂર, ગાય, બકરો, ક્રૌંચપક્ષી, કોયલ, અશ્વ અને હાથીના જેવા ક્રમસર કહેલા છે. તેમજ ક્રમસર તેના રંગો તામ્ર, હાથીની ગરદન, સુવર્ણ, જાસુદ, પચરંગી, પીળો અને ભૂરો છે. **સા** અને **રી** સુરોથી ઉદ્ગાર, બલ, આશ્ચર્ય, ક્રોધ ઉત્પન્ન થાયછે. **ગ** અને **ની** થી દયા, અને **મ** અને **પ** થી પ્રીતિ થાય છે.

એક સુર ગાવામાં અમુક સમય ઠરાવેલ હોયછે, સુરોને ઉપરજ ચડાવવામાં આવે છે, અથવા નીચેજ ઉતારવામાં આવે છે, અથવા આ ત્રણે મિશ્ર થાયછે. આ ઉપરથી આ ચારે પ્રકાર સ્થાયી, આરોહી, અવરોહી, અને સંચારી કહેવામાં આવેછે. આના પાછા પેટા ભાગો થઇ કુલ છપ્પન થાય છે. સ્થાયીના સાત પ્રકાર, આરોહીના છ પ્રકાર, અવરોહીના છ પ્રકાર અને સંચારીના પચીશ પ્રકારોછે. આમાં બાર ઉપ પ્રકારો મળી કુલ અડસઠ ભેદો પણ થાયછે. આને અલંકાર કહેછે. આરોહણ તથા અવરોહણમાં સપ્ત સુરોનો કંટક લેવો. તેને મૂર્ચ્છનાઓ કહેછે. સંગીત રત્નાકરમાં કુલ મૂર્ચ્છનાઓ ૩૯૨ કહેલીછે.

રાગો ઘણા છે, પરંતુ મુખ્ય છરાગો કહેવાય છે. તેઓ શ્રી, વસંત ભૈરવ, પંચમ, મેઘ, અને નાટ છે. આ દરેક રાગને છ છ સ્ત્રીઓ અથવા રાગિણીઓ હોય છે અને તેથી કુલ રાગો ૪૨ પ્રકારના થાય છે.

હાલમાં આ રાગદારીની વિદ્યામાં ઘણો ગોટાળો થઇ ગયો જણાય છે. ભરતખંડમાં મુસલમાની પાદશાહી સ્થપાયા પછી આ રાગદારીમાં મુસલમાની રાગોનું તત્વ ઉમેરાયું છે અને ગજલ વગેરે તાલો પણ નવા ઉમેરાયા છે. એટલુંજ નહિ પરંતુ હાલમાં તો વળી અંગ્રેજી રાજ્યનો નવા તત્વનો ઉમેરો પણ થવા લાગ્યો છે.

ઘણી વાર આવી રીતે મિશ્ર રાગો થવાથી કર્ણપ્રિય વધારે બને છે, તો પણ આવો સંકર દોષ તે દોષ તો ખરોજ, કેમકે એથી આપણી પ્રાચીન વિદ્યાનો ખરેખરો લોપ આપણેજ હાથે થતો જાય છે, એ પરમ ખેદની વાત છે! આવી રીતે લોપ કરનારામાં મૂળ અને મુખ્ય તો હાલના નાટકકારો છે, એમ કહ્યા વગર ચાલતું નથીજ. જનસ્વભાવનો નિયમજ છે કે નૂતનતાને પ્રિયકર ગણવી; તદનુસાર વિદેશી રાગો આપણા ભારતવાસીઓને પ્રિયલાગે તેમાં નવાઇ નથીજ. એ પ્રિયતા તો ઠીક પરંતુ તે કેવલ પ્રિયતો નથીજ લાગતા, કેમકે જો તેમજ હોત તો તો એ રાગો એમના એમજ તેઓ ગ્રહણ કરત, પરંતુ આતો મૂળ શરીર તો સ્વદેશીજ રાખે છે અને પછી તેના ઉપર વસ્ત્રાદિ નવીન પહેરાવે છે. આથી નહિ પૂર્વનું કે નહિ પશ્ચિમનું, આવું કરી નાખે છે.

નાટકકારોમાં આ દોષ મૂકનારા અથવા દાખલ કરનાર મૂળ સ્વભાષા ભૂલી પરભાષાને બગાડી દૂષિત કરનારા પારસી લોકો છે. અને હમેશાં વ્યાપારદૃષ્ટિની સાથે લોકોપકારક કૃત્યો સંભવી શકતાંજ નથી, તદનુસાર નાટકકારોનો ઉદ્દેશ યદ્યપિ જન સુધારણાનો બહારથી હોવા છતાં અંદરથી મુખ્ય ઉદ્દેશ તો વ્યાપાર દૃષ્ટિનોજ હોય છે. આથી જનસુધારાને બદલે લોકબિગાડણાજ થાય છે!

કવી કે નાટયાચાર્યનો ધંધો કેવલ સહેલો નથીજ. લોકોને શાળાઓમાં તો વિચારની કેલવણી આપવામાં આવે છે, પરંતુ નાટયાચાર્યો તો તેમને દૃષ્ટાંતથી કેળવવા માગે છે, તો શાળાના પ્રોફેસરોથી પણ તેમના ઉપર જોખમ સાધારણ નથીજ; અને એમ છે તો તેમનામાં એ શાળાઓના પ્રોફેસરોથી અનુભવજ્ઞાન પણ કેટલું બધું વધારે હોવું જોઈએ તેનો ખ્યાલ સહેલથી આવી શકે તેવું છે.

કદાચ લોકરુચિનો દોષ તેઓ કાઢે છે, પંરતુ તે કેવલ ખોટું છે. લોકરુચિને સવળે માર્ગે દોરવી એજ કેળવણી આપનારનો ધર્મ છે, અને એ ધર્મ સમજવાની હાલના નાટયાચાર્યોમાં શક્તિ હશે કે કેમ, તે કેવલ સ્પષ્ટજ છે! આ વિષય ઉપર ઘણું લંબાણથી ઉતરવા જેવું છે, તો પણ તે કોઈ અન્ય પ્રસંગે કરવામાં આવશે. હાલ આટલેથીજ આ વિષય સમાપ્ત કરેલો છે.

# रामसिंह.

(સાંધણ પૃષ્ટ ૬૭ થી).

## પ્રકરણ ૨ જું.

રાગ—ઓખાહરણનો.

ભલી મૈત્રેયિ કહ્યું સાચું, નહિ પ્રાણ ઇચ્છાધીન માનું;
તુજ જીંદગી શીપેર જાશે, નહિ ત્યાગ કરીજ ત્યજાએ!

મૃચ્છકટિક.

રામસિંહ વિચારમાં મગ્ન સ્થિતિમાં કાશી નગરના દરવાજા ભણી ચાલ્યો. એક બાજુથી પર્વતમાંથી પડતાં પાણીનાં ઝરણો અને બીજી બાજુથી હરી નગર જનારા માર્ગથી ઘેરાયલાં લીલાં ક્ષેત્રોમાંથી તે પસાર થતો હતો.

શાલિવાહન શક ૧૪૬૭ નો શ્રાવણમાસ ચાલતો હતો. પ્રાતઃકાલ શીતલ અને ખુશનુમા હતું. આસપાસની જમીન ઉપર સૂર્યે પોતાનાં પચરંગી અને સુવર્ણમય કિરણો ફેલાવ્યાં હતાં; અને રાત્રીમાં જે જાડી ધુમસ પ્રસરી રહી હતી, તે ધીમે ધીમે પીગળતી હતી, અને તેથી પર્વતોની સુંદરતાને ઢાંકી રહી હતી. પર્વતોનાં ઉચાં શિખરો લીલાં પત્રવાળાં વૃક્ષોથી છવાયલાં હતાં, અને તેમાંથી વાદળી રંગનું આકાશ દૂરથી સુશોભિત દેખાતું હતું, અને તેમાં પ્રાતઃકાળના સૂર્યનાં તીવ્ર કિરણો પડવાથી ચકચકિત દેખાતું હતું. ટેકરીઓ ઉપરથી પાણીનાં રૂપેરી નાળાંઓ સર્પાકારમાં ખળખળ મધુર કર્ણપ્રિયનાદ કરતાં નીચે ખાઈઓમાં પડતાં હતાં, અને ત્યાંથી ખાઇઓ ભરાઇ જઈને વધી જતું પાણી પાસેની નદીમાં વહી જતું હતું. તેમાં સૂર્યનાં કિરણો પડી, નદીનું પાણી ચળકતું હતું. મોટાં મોટાં વૃક્ષોની મોટી મોટી ડાળીઓ તેના ઉપરનાં સુશોભિત રંગ બેરંગી સુગંધી પુષ્પો સહિત આમ તેમ પવનથી હલતી હતી, તેથીજ જેમ આંખને આનંદ આપતી

હતી તેવીજ રીતે તેના ઉપરનાં નિવાસ કરી રહેલાં નિરપરાધી પક્ષીઓ-નાં સુસ્વર ગાયનોથી કાનને પણ પુષ્કળ આનંદ મળી શકતો હતો. આ પ્રમાણે સઘળો દેખાવ એટલો બધો ખુશકારક હતો, કે તેનું વર્ણન કરવાને કોઇ પણ કલમ શકિતમાન થઇ શકે તેવું નહોતું.

રામસિંહ બોલ્યો—"હવે હું થાકી ગયોછું, માટે આ મનોરંજક નદીના તટ ઉપર જરા આરામ લઉં અને વહેન કરતા જળનાં નાળાંઓ ઉપરથી પસાર થતા પવનની શીતળતાથી જરા તાજો થાઉં."

આમ બોલી તે એક શત્રંજી પાથરી નદીતટ ઉપર બેઠો, અને નીચેની ખાઇઓ પ્રતિ દૃષ્ટિ નાખવા લાગ્યો. તુરતજ તેણે નીચેની ખાઈ-ઓમાં કેટલાક ગોવાળીયાઓને રમતા અને આનંદ કરતા જોયા. કેટલાક જંગલી પુષ્પો તોડતા હતા, કેટલાક ગાતા હતા, કેટલાક દોડતા હતા ને રમતા હતા, એમ આનંદ કરી રહેલા જોવામાં આવ્યા; અને તેઓ વાતો કરતા હતા તે રામસિંહ સાંભળવા લાગ્યો. તેઓ નીચે પ્રમાણે વાતો કરતા હતાઃ—

એક કાળો ગોવાળિયો બોલ્યો—"આ જુવો, પેલો દુઃખી બ્રાહ્મણ રહ્યો તે!"

બીજો બોલ્યો—"શું તે રડતો તો નથી!"
પહેલો બોલ્યો—"હા! તે બાપડો દુઃખથી કંટાળેલો છે."
બીજો—"શું તે ન્હાવાની તઈયારી કરે છે?"

પહેલો—"હા, નિત્યસ્નાન કરવા જાય છે! પણ મને બહુ ભય લાગે છે!"

બીજો—"પ્યારા ભાઇ, પૃથ્વી ઉપર આ માણસને એવું શું દુઃખ પડયું હશે કે તે અત્ર મરવા માટે આવેલો હશે! શું તેને સ્ત્રી પુત્રાદિ નહિ હશે કે તેને અંહી આવવા દીધો છે? ખરે, બાપડાં! તે મરી ગયો, એમ તેઓ સાંભળશે ત્યારે તેઓ શું કરશે?"

તે કાળો માણસ બોલ્યો—"તેઓ શું કરશે તે હું કહું છું. તેઓ રડવાનો ઢોંગ કરતા જશે, અને થોડા વખત સુધી શોક કરશે, કેટ-

લાક દિવસો સુધી જમણવારો કરશે, અને તેમાં તેઓ એમ ઢોંગ કરશે કે મરનારના પ્રેતને બીજાઓની આપિયે છિયે, પરંતુ ખરેખર તો તેઓ તેમના પોતાનાજ પ્રેતને તૃપ્ત કરે છે અને વળી લુચ્ચા બ્રાહ્મણોને તૃપ્ત કરે છે, આજે પછી મરનાર આ સૃષ્ટિમાં કોઇ દિવસ હતોજ નહિ, તેમ તેને ભૂલી જઈને રહે છે. આ કેવી રીતિ!" આ પ્રમાણે હસીને તે કાળો માણસ બોલ્યો.

"નીચ છોકરા, તારી બાધક જીભ બંધકર! મૃત્યુના સંબંધમાં તથા શોક કરનારાઓના સંબંધમાં આટલો હલકો વિચાર નહિ બતાવ," એમ તે શ્વેત ગોવાળિયો બોલ્યો, અને પછીની તેમના વચ્ચેની વધારે વાતચીત બ્રાહ્મણની ક્રિયાથી બંધ પડી, કેમકે તેઓ તેની ક્રિયા બારીકીથી તપાસતા હતા.

"હે માતાજી ગંગાજી, હું તારી સમીપ આવ્યો છું અને પ્રાર્થના કરૂં છું કે તું મને ખાઇજા અને મને આ દુખથી મુકતકર."

આમ કહીને તે દુઃખી બ્રાહ્મણ નદીમાં પડવાની તઇયારીમાં હતો, એવામાં રામસિંહ, કે જે તે બ્રાહ્મણનીક્રિયાઓ જોતો બેઠો હતો, તે ગર્જના કરી બોલી ઉઠયો:—

"ખસ, અરે ઉતાવળા! તું આમ બેશરમી ભરેલી રીતે મરીશ નહિ." આ પ્રમાણે ઓચિંતો અવાજ સાંભળીને તે દુઃખી બ્રાહ્મણ અટકી પડયો. તે કેટલીક ઘડી સુધી અસ્થિર ઉભો રહ્યો. અને આસપાસ જોવા લાગ્યો, પણ કોણ બોલ્યો તે તે જોઇ શકયો નહિ. આથી તે બોલી ઉઠયો:—

"મને નબળાઈ કેમ આવે છે! આવા અદશ્ય શબ્દથી શામાટે મારે ડરી જવું જોઈએ! મારે સંસારની શી પરવા છે! આ સંસાર, કે જે મને કેવળ શુષ્ક અને અપરાધીજ માલમ પડયોછે, તે સંસારમાંથી મારે શામાટે નાસી છુટી જવું નહિ જોઇયે! અરે છટ! છટ! હું કેવો બ્હીકણ છુ! મારે મરવુંજ જોઈએ! બેશક!"

તે અદૃશ્ય અવાજ ફરી બોલ્યો—"ગરીબાઇના કરતાં મૃત્યુને તું વધારે પસંદ કરે છે?"

(અપૂર્ણ)

# “ સાક્ષર સહાયક—પ્રજા પ્રબોધક મંડળી. ”

(૧) ઘણા સ્વદેશ હિતચિંતક વિદ્વાનોના અનુમતથી આ મંડળી ઉભી કરવામાં આવેલી છે.

(૨) પ્રજામાં સુબોધક અને હિતકારક વાચનની અભિરૂચિ વધવા પામે, વિદ્વાન્ લેખકો (સાક્ષરો) ને ઉત્તમ ગ્રન્થોના સંબંધમાં ઘટતું ઉત્તેજન મળ્યાં કરે, મનુષ્યની વૃત્તિયોને ખોટે માર્ગે દોરનારૂં—અનિષ્ટ વાચન પ્રકટ થતું અટકે, ઓછા જ્ઞાનવાળા લેખકો ઉપર ઘટતું અંકુશ રહી શકે, અને સારાં નઠારાં વાચનની પરીક્ષણશક્તિ પ્રજા પ્રાપ્ત કરી શકે, એવા પ્રકારનો યત્ન કરવો એ આ મંડળીનો હેતુ છે.

(૩) એ હેતુ પાર પાડવા માટે મંડળી તરફથી એક છાપખાનું ઉઘાડવામાં આવેલું હોઇને, મંડળીના પુસ્તકપરીક્ષક મંડળે જે લેખકનું જે પુસ્તક પસંદ કરેલું હશે, તે લેખકનું તે પુસ્તક પોતાના છાપખાનામાં પડતર કિંમતે છાપી આપી તથા એજ નિયમે પોતાના તરફથી પણ પડતર કિંમતે પુસ્તકો પ્રકટ કરી, પ્રજાને સારૂં અને સસ્તુ વાચન પૂરૂં પાડવાના યત્નને મંડળી સહાયતા આપી શકશે. વળી મંડળી તરફથી "વિવેચક" પત્ર પ્રકટ થતું હોવાથી તે દ્વારા, પ્રગટ થતાં પુસ્તકોપર અને પ્રજાની પ્રસ્તુત નીતિ, રીતિ અને સ્થિતિ પર વિસ્તારથી વિવેચનો થવાને ભાષા અને પ્રજાની ધારણા થઇ શકશે.

(૪) હરકોઇ માણસને આ મંડળીના જીંદગી સુધીના મુરબ્બી કે હરકોઇ વર્ગના જીંદગી સુધીના સભાસદ થવાનો હક્ક છે, અને તેઓ સર્વને જીંદગીમાં એકજવાર લવાજમ આપવું પડે છે:—મુરબ્બીઓએ ઓછામાં ઓછી સોની અને વધારેમાં વધારે મરજીમાં આવે તેટલી, પેહેલા વર્ગના સભાસદે પચાસની, બીજા વર્ગના સભાસદે પચીશની, અને ત્રીજાવર્ગના સભાસદે દસ રૂપીયાની રકમ આપવી પડે છે.

(૫) મંડળીના મુરબ્બીઓ તથા દરેક વર્ગના સભાસદોનો "વિવેચક" પત્ર જીંદગી સુધી મેળવવાનો હક્ક છે, અને તે ઉપરાંત મુરબ્બીઓનો, મંડળી તરફથી પ્રકટ થતાં બે રૂપિયા સુધીની અને બીજા વર્ગના સભાસદોનો આઠઆના સુધીની કિંમતના પુસ્તકો ભેટ મેળવવાનો હક્ક છે.

---

આ સોસાઇટી તરફથી પ્રકટ થએલાં તથા મળતાં પુસ્તકો કિંમત સાથે નીચે પ્રમાણે છે.

| નામ. | કિંમત. | ટપાલખર્ચ. |
|---|---|---|
| પાંડવનું ઉત્તર ચરિત્ર ... ... ... ... ... ... ... | ૦-૩-૦ | ૦-૦-૬ |
| ચતુર્વર્ગ સંગ્રહ-પુરૂષાર્થ શતક ... ... ... ... ... | ૦-૧-૦ | ૦-૦-૬ |
| દેશસેવા અને દેશાભિમાન ... ... ... ... ... | ૦-૧-૦ | ૦-૦-૬ |
| શૃંગાર વૈરાગ્યતરંગિણી ... ... ... ... ... ... | ૦-૧-૦ | ૦-૦-૬ |

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૬ મું. ફાલ્ગુન સંવત્ ૧૯૫૮. અંક ૫ મો.

॥ यतो धर्मस्ततो जयः ॥

## हालनो जमानो.

२

( राग–जरविण आ ससार ).

जगतमां न्याय नथीज लगार. जगतमां.
धनदोलत सुखथीज छकेला करे अन्याय अपार;
निर्दयमनना मोटा बनेला देछे गरीबने मार. जगत. १
अंधबनेला जरथी तेओ जोता नथीज लगार—
पोतानी तो प्रजातणुं सुख, एवा छे ते गमार. जगत. २
निजसुख मेळववाज जतांमां थाय बीजाने दुःख,
तेम छतां ते अंध बनेला करे छे पाप बहुज. जगत. ३
स्वार्थ नजरमां देखे नहीं ते तो परमार्थ लगार,
स्वार्थ साधवा माटे तेओ पाप करेज अपार. जगत. ४
स्वार्थ विनानो आ संसारे जनदिसे नहीं कोई,
तेमछतां तो डोळ न्यायनुं धरे मने सहुकोई. जगत. ५
आवा पापी आ जगमां तो स्वच्छंदेज विचरता—
धोळा बगलो[१] जेवा बनीने फडफड[२] करता फरता ! जगत. ६
काळतणो भय ते न गणीने पामे विनाश अकाळ,
तोए तेओ मनथीडाह्या ईश्वरने नहि गणता. जगत. ७
स्थूल कारणो दुःखनां माने कुदरतने नहिगांठे,
पोते अतीशय डाह्या बनीने परसत्ता नहिमाने. जगत. ८

१ बक भक्त जेवा २ अबोदार कपडा पहेरीने चालता.

# उत्पत्ति.

( સાંધણ પૃષ્ટ ૩૯ થી ).

૨. વાયુના મોજાની ગતિ ગોળ હોય છે. એ ગતિને તિર્યક્ કહેવાય છે. તે તિર્કસ દિશામાં જાય છે. આનું સ્થૂલીકરણજ વાય્વાકાશ છે.

૩. તેજના મોજાની ગતિ ત્રિકોણાકાર હોઈ તે ત્રિકોણ કહેવાય છે. આ ઉષ્ણતાનું તત્વ છે. ઉત્પત્તિ લયાદિનો કારણ રૂપ અગ્નિ દેવ પણ તેજ છે.

૪. જલતત્વના મોજાની ગતિ અર્દ્ધચંદ્રાકાર હોય છે. જેમ તેજ તત્વની ગતિ ઉર્દ્ધ્વ કે ઉપર જાય છે તેમ આની ગતિ અધો કે નીચે હોય છે. શીતલ ગુણવાળું આ તત્વ છે, તેથી જેમ તેજ વા ઉષ્ણતામાં પ્રસારણ (expansion) નો ધર્મ છે તેમ આમાં સંકોચન (contraction) નો ધર્મ રહેલો છે.

૫. પૃથ્વી વા સ્થૂલ તત્વના મોજાની ગતિ ચોરસ હોય છે, અને તે મધ્ય બિંદુપ્રતિ શક્તિ ધરાવે છે. આથીજ ગુરુત્વાકર્ષણ પૃથ્વીના મધ્યબિંદુમાં રહેલું હોય છે.

હવે સૂક્ષ્મ તત્વો આ વિશ્વમાં ચાર સ્થિતિમાં વસે છે, અને ઉચ્ચ સ્થિતિનાં તત્વોમાં નીચ સ્થિતિનાં તત્વો કરતાં મોજાની ગતિ વિશેષ ઝડપવાળી હોય છે. એ ચાર સ્થિતિઓ નીચે પ્રમાણે છેઃ—

૧. પ્રાણ (Physical).
૨. મન (Mental).
૩. વિજ્ઞાન (Phychic).
૪. આનંદ (Spiritual).

આ તત્વોના ગુણો વિષે હવે જરા બોલીશું:—

૧. દિશા. આ ગુણ આકાશ તત્વનો છે. આના મોજાની આકૃતિ કર્ણને મળતી હોય છે અને તેથી તે આપણા શરીરમાં એક જાતની સૂક્ષ્મદર્શક યાંત્રિક શક્તિ છે. આથી તે એક યંત્રક્રિયા ચાલતી થાય છે.

૨. યંત્ર. (દરવાજો). આ ગુણ વાયુ તત્વનો છે. વાયુનું સ્વરૂપજ ગતિમાન છે ને એ ગતિ સર્વ દિશામાં હોય છે. ઈતર આકાશોની જુદી

જુદી જાતની ગતિઓમાં જ્યારે વાયુની ગતિ મળે છે, ત્યારે એક યંત્ર ક્રિયા બની રહે છે.

૩. પ્રસારણ. આ ગુણ તેજ તત્ત્વનો છે. તે તેની ગતિ પ્રમાણે ચાલે છે. ધારો કે क નામનો એક ધાતુનો ટુકડો છે. તેને અગ્નિ પર તપાવવામાં આવે કે તુરત તેમાં રહેલાં સૂક્ષ્મ આકાશી તત્ત્વો ગતિમાન થવા લાગે છે. આ દૃષ્ટાંત ચિત્ર વગર યથાર્થ સમજાવી શકાય તેવું નથી, તોપણ કહિયે કે ગોળ, તિર્યક્, ચોરસ, અર્ધચંદ્રાકાર આદિ ગતિઓ પ્રત્યેક તત્ત્વોની થવા લાગે છે.

૪. સંકોચન. આ ગુણ જલ તત્ત્વનો છે, અને તે તેજથી કેવલ વિરુદ્ધ છે.

૫. આકર્ષણ. આ ગુણ પૃથ્વીનો છે. તે આકાશથી છેક વિરુદ્ધ ગુણ છે. આમ પ્રથમથી છેલ્લું છેક વિરુદ્ધ છે. સૂક્ષ્મથી સ્થૂલ છેક ઉલટુંજ હોય છે. આકાશથી પૃથ્વી અને અગ્નિથી જલ છેક વિરુદ્ધ છે અને વાયુ સર્વ વ્યાપકછે. આકાશ યંત્ર ગતિ માટે સ્થલ વા અવકાશ આપે છે ત્યારે પૃથ્વી એ અવકાશ રોકી દે છે. આ પ્રમાણે કારણોથી કાર્યની વિરુદ્ધતા સ્પષ્ટ થાય છે ત્યારે બ્રહ્મ જે કારણ છે તેને સત્ય કહિયે તો કાર્યરૂપ જગત્ પ્રત્યક્ષરીતે અસત્ય સિદ્ધ થઈ જાય છે.

૬. લીસાઇ. આ ગુણ જલતત્ત્વનો છે. જલના પરમાણુઓ સહેલાઇથી એક બીજાપરથી સરકી શકે છે.

આ પ્રમાણે તત્ત્વોના સામાન્ય સ્વભાવો સમજાય છે, અને તેમાંથી આ સર્વ ઉત્પત્તિ થાય છે. આ પ્રમાણે મનુષ્ય તથા સૃષ્ટિની રચનાપણ થાય છે. આ સઘળાં તત્ત્વો, આપણે પ્રારંભમાં જોયું છે કે સ્વરનાં રૂપાંતરોછે. "સ્વરમાં વેદો અને શાસ્ત્રો છે, તથા સ્વરમાં સંગીત છે. સર્વ સૃષ્ટિ સ્વરમાં છે; સ્વરજ પોતે ચેતન છે." આમ શ્રુતિપણ છે. સ્વર એટલે શું ? તેનો બરોબર અર્થ તો 'જીંદગીની ગતિ' એવો થાય છે. અવ્યાકૃત સત્નું વ્યાકૃત વિશ્વ બનવું જે ગતિથી થાય છે, તે ગતિજ આ સ્વર છે. આ સ્વર તે શું છે? ક્યાંથી આવે છે ? ઉત્તર અવાચ્ય છે. મૂલ ચેતનજ આ સ્વર છે. સ્વર વા ચેતનની નિત્ય ગતિનેજ આત્મા કહેછે, કેમકે अत् ધાતુનો અર્થ 'નિત્યગતિ' થાય છે. વળી अह् ધાતુ સ્વર—શ્વાસ વાચક છે અને अस् ધાતુ અસ્તિત્વ વાચક છે. એ ત્રણે ધાતુઓનો પરસ્પર સંબંધ મળતો પણ આવેછે. આ ત્રણે ધાતુઓનો

સંબંધ અત્ર તપાસીશું. આપણે પ્રાણીઓ બહારથી શ્વાસ લેઇયે છિયે તેને શ્વાસ કહિયે છિયે અને અંદરથી બહાર મૂકિયે છિયે તેને પ્રશ્વાસ કહિયે છિયે. આમાં શ્વાસને માટે પ્રતીક स છે, અને પ્રશ્વાસને ह કહેછે. આમ अस् અને अह्નો સંબંધ સ્પષ્ટ સમજી શકાય છે. આ પ્રમાણે શ્વાસ પ્રશ્વાસની જે ગતિ ચાલવા લાગેછે તેને हंसचस, એટલે કે "ह અને सની ગતિ" કહેવાય છે. हंस નામ ઈશ્વરનું છે અને ह અને सની ગતિ, તેજ ઈશ્વર–પ્રાણ–છે. આ પ્રાણ પ્રવાહની ગતિ, તેજ ઉત્પત્તિ અને લય છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે– "સૃષ્ટિ સર્ગનો પ્રારંભ સ્વરમાંથી થાય છે; સ્વરથીજ ઉત્પત્તિ અને લય છે; સ્વરજ ઇશ્વર પોતેછે, અથવા મહેશ્વર છે." સ્વર અખંડ અને નિત્ય છે.

સ્વરની બે ભિન્નભિન્ન સ્થિતિઓ છે. સ્થૂલ શરીરમાં દૃષ્ટ પ્રાણની આ બે સ્થિતિઓ સૂર્ય અને ચંદ્રની છે. અત્ર આપણે સાયન્સની રીતિથી આ વિષય ચર્ચવાનો હોવાથી સરલતા ખાતર સૂર્ય પ્રાણને ચિત્ (positive) અને ચંદ્ર પ્રાણને અચિત્ (negative) નામ આપીશું. આ પ્રાણ પ્રવાહના પ્રારંભથી અંત સુધીના સમયને બ્રહ્માનો દિવસ અને રાત્રી કહે છે. બ્રહ્માના ચિત્પ્રાણ કે સૂર્ય પ્રાણ ને બ્રહ્માનો દિવસ અને અચિત્ કે ચંદ્ર પ્રાણ ને બ્રહ્માની રાત્રી કહે છે. કંઈપણ અંતરાય વગર આ દિવસ રાત્રી ચાલ્યા કરેછે. આ સમયના પેટા વિભાગોમાં સૃષ્ટિની અવાંતર સ્થિતિ ચાલ્યા કરે છે, તેટલા માટે અત્ર એ કાલમાન આપવું ઉચિત છે. તે નીચે પ્રમાણે છેઃ—

કાલનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભાગ ત્રુટિથી ગણાય છે.

૨૬ ૨/૩ ત્રુટિ = ૧ નિમેષ = ૮/૪૫ સેકંડ.
૧૮ નિમેષ = ૧ કાષ્ઠા = ૩ ૧/૫ સેકંડ = ૮ પલ.
૩૦ કાષ્ઠા = ૧ કલા = ૧ ૩/૫ મિનીટ = ૪ પલ.
૩૦ કલા = ૧ મુહૂર્ત = ૪૮ „ = ૨ ઘડી.
૩૦ મુહૂર્ત = ૧ અહોરાત્ર = ૨૪ કલાક = ૬૦ ઘડી.
૩૦ અહોરાત્ર + કંઇક કલાકો = ૧ પિતૃજ અહો રાત્ર = ૧ માસ + કંઈક કલાકો.
૧૨ માસ = ૧ દૈવ અહોરાત્ર = ૧ વર્ષ=૩૬૫ દિવસ, ૧૫,"' ૩૦," ૩૧."
૩૬૫ દૈવાહોરાત્ર = ૧ દૈવવર્ષ.
૪૮૦૦ દૈવવર્ષ = ૧ સત્ય યુગ.

| | | |
|---|---|---|
| ૩૬૦૦ | ,, | = ૧ ત્રેતા યુગ. |
| ૨૪૦૦ | ,, | = ૧ દ્વાપરયુગ. |
| ૧૨૦૦ | ,, | = ૧ કલિયુગ. |
| ૧૨૦૦૦ | ,, | = ૧ ચતુર્યુગિ (૪ યુગો). |
| ૧૨૦૦૦ | ચતુર્યુગિ | = ૧ દૈવયુગ. |
| ૨૦૦૦ | દૈવયુગ | = ૧ બ્રહ્માહોરાત્ર. |
| ૩૬૫ | બ્રહ્માહોરાત્ર | = ૧ બ્રાહ્મવર્ષ. |
| ૭૧ | દૈવયુગ | = ૧ મન્વંતર. |
| ૧૨૦૦૦ | બ્રાહ્મવર્ષ | = ૧ બ્રાહ્મચતુર્યુગિ. |
| ૨૦૦ | બ્રાહ્મયુગ | = ૧ પરબ્રાહ્માહોરાત્ર. ઈત્યાદિ. |

આ પ્રમાણે કાલગતિ નિત્ય ચાલ્યાજ કરે છે. આ ઉપરથી દિવસ રાત્રિના પાંચ પ્રકાર થાય છે. ( ૧ ) પરબ્રહ્મ, ( ૨ ) બ્રાહ્મ, ( ૩ ) દૈવ, ( ૪ ) પિતૃજ અને ( ૫ ) માનુષ. ૬ ઠો પ્રકાર માન્વંતર દિવસ અને રાત્રિનો છે, જેને પ્રલય કહે છે. અપૂર્ણ.

---

## શાસ્ત્રભાવના.

( સાંધણ પૃષ્ટ ૫૫ થી ).

આવી માન્યતા; ઉપરના પ્રથમ વર્ગના લોકોને—નવીન નિયમો સ્થાપવાની ઇચ્છાવાળાઓને એક બંધનરૂપ થઇ પડે છે- તેઓ તો કહેછે, કે દેશકાલાનુસાર નિયમો નવાજ થવા જોઇયે. ભૂરચનાદિમાં પણ ફેરફાર થયા કરે છે, તો નિયમો પણ બદલાવા જોઇયે, અને જો તેમ ન થાય તો તે નિયમો મનુષ્યોને એક બેડી—બન્ધનરૂપ થઈ પડે. આમ થાય, ત્યારે સ્વાભાવિકરીતે એ બન્ધનથી તે છૂટવા પ્રયત્ન કરે, અને એવા પ્રયત્નો આરંભાય, ત્યારે પછી બંધારણોનો સમૂળ નાશ પણ થઇ જવા સંભવ રહે !

જ્યારે મનુષ્ય બેદિલ થાય, ત્યારે પછી વ્યાજબી ગેરવ્યાજબી તરફ તેનું વલણ રહેજ નહિ, અને તેમ થાય ત્યારે પ્રતિપક્ષનાં કાર્યોના સમૂળગા ધ્વંસ તરફ તેની પ્રવૃત્તિ વળેજ, ને તેથી સૂકા ભેળા લીલાની પેઠે યોગ્યાયોગ્ય—વ્યાજબી ગેરવ્યાજબી—સર્વ બંધનો—નિયમો પણ તૂટી જઇને તેનો નાશ થઈ જાય,—ને એથી તો સ્વચ્છંદતા માત્ર પરિણમે !

આપણે જોઇયે છિયે કે હાલમાં ઘણા યુવાનો પોતાના વડિલોને માનતા નથી, અને ઉદ્ધત્તાઇથી વર્त્તતાં શીખે છે; આમાં કેળવણી, એ મુખ્ય કારણ છે-વિશેષે ઘરની કેળવણી-તોપણ મુખ્ય અને વિશેષ વાસ્તવિક કારણ તો તેમની સ્વતંત્ર ઈચ્છાઓ વિરૂદ્ધનાં બંધનો-જેથી તે વડિલો તેમને બાંધી રાખે છે, તેજ છે. જમાનો બદલાય છે, મનુષ્યોના વિચારો બદલાય છે, એ વિચાર કરનારાનાં મનો પૂર્વના પ્રાચીન વિચારોરૂપી કારણોનાં કાર્યો છે; તેમનો પશ્ચિમના નવા વિચારો સાથે સંબંધ થવાથીજ પરિણામે વિરોધ-વિરોધજ-પ્રાપ્ત થઇ અસંતોષનેજ ઉત્પન્ન કરે છે! સર્વ સત્ય અને સર્વ અસત્ય જેવું થઈ રહ્યું છે; હું કહું તેજ સત્ય, બીજા કહે તે અસત્યજ-આવી માન્યતા સર્વત્ર પ્રચલિત છે. કેવળ નિરક્ષર-જડ મનુષ્ય-મજુરી કરનાર પણ-એક મહાન્ વિદ્વાનના વિચારમાં ભૂલ કાઢવાને જરાપણ શંકિત થતો નથી! આવો જમાનો શાથી આવ્યો? હજી શાથી અટકે?

આવો કઠોર જમાનો-જમાનો પોતે બદલાયા છતાં જુના રિવાજોરૂપી બન્ધનો હજી જેમનાં તેમ રહ્યાં છે તેથીજ. આમાં ત્યારે બેજ બાબત ઉપર સુધારાનો આધાર રહેલો જણાય છે.

૧ પ્રાચીન આર્યશાસ્ત્રાનુસાર નિયમાદિનેજ હાલ પણ જેમનાં તેમ પ્રવર્ત્તમાન્ રાખે જવાંજ વ્યાજબી લાગે, તો પછી-હાલની પૂર્વના પ્રાચીન વિચારથી રચાયલી ચિત્તવૃતિને પશ્ચિમના વિચારો ( નવા ) થી રંગિત કરવી નહિ જોઈયે;-એટલે કે હાલમાં નાનપણથીજ બાળકોને જે પાશ્ચાત્ય વિચારોની કેળવણી આપવામાં આવે છે, તે બંધ કરવી જોઇયે; અને શાસ્ત્રાધ્યયનાદિની પ્રાચીન આર્ય કેળવણીજ આપવી જોઇયે; કારણ કે તેમ થવાથી તેમના મનમાં પાશ્ચાત્ય વિચારોનું નવીન તત્ત્વ પ્રવેશી નહિ શકે, તેથી નવા નવા પ્રશ્નજ ઉઠતા બંધ થઈ જૂના લોકોનીપેઠે શ્રદ્ધામાત્રથીજ સંતોષી રહી શકશે.

૨. અગર તેમ નહિ, પણ પાશ્ચાત્ય કેળવણીતો આપવીજ, તો પણ તેમનામાં જે નવા વિચારો ઉત્પન્ન થશે, તેથી કરીને તેઓ સ્વતંત્ર થઈ જૂદા નિયમોને બદલી નવા સ્થાપે, તેમાં તેમને કોઇ પણ પ્રકારની અટકાયત કરવી નહિ જોઇયે.

આમાં જોવાનું એ છે કે જો માત્ર પાશ્ચાત્ય કેળવણીનોજ ત્યાગ કરવામાં આવે, તો મનુષ્યોમાં જે હાલ ઉંચા પ્રકારની શોધકબુદ્ધિ અને નવી નવી વિદ્યાઓ શોધાઇ છે, તે નહિં થાત; તેમજ જો તેનો ત્યાગ કર-

વામાં ન આવે, તો વિરોધાવસ્થા—શંકાશીલતા—અસંતોષ—ઇત્યાદિનું નિવારણ થઇ શકવાનું નહિ. ત્યારે શું કરવું જોઇયે? આપણે જોયું છે કે બંને રીતિઓની કેલવણીને એકત્ર કરવાથી તો અથડામણીરૂપ પરિણામ સ્પષ્ટ જણાયું છે, તેમજ એથી કરીને નહિ આમાં, કે નહિ આમાં, એવી ત્રિશંકુની ગતિને પ્રાપ્ત થવાય છે. આ પ્રશ્નનું નિરાકરણ અતિ કઠિન છે, ને તે કરવા માટે આપણે પ્રયાસ માત્ર કરીશું; પરતું હાલ એટલું તો જણાય છે કે વિશ્વ નિયમને અનુકૂલ એવી પ્રાચીન આર્યનીતિનીજ કેલવણી વિશેષ વાસ્તવિક છે, અને પાશ્ચાત્ય કેળવણીનો રંગ તેને આપ્યા વિના પણ ચાલે તેવું નથી, તો પણ પ્રથમથીજ એ કેળવણી આપવાને બદલે પાછળથી અપાતી હોય, તો વિશેષ યોગ્ય થઇ શકે.

તોપણ આમાં અનેક પ્રશ્નો રહે છે, અને તેજ વિષય આપણે હવે પછી ચરચીશું.

મનુષ્ય અપૂર્ણ છે, એ વાત અત્ર પુનઃ સ્મૃતિમાં લાવું છું. જન સ્વભાવ સામાન્યતઃ એવો પણ હોય છે, કે અમુક મનુષ્ય જે કંઈ કહેછે, તે કહેવામાં તેનો હેતુ શો છે, તે નહિ તપાસતાં તેની શબ્દ રચનાપરથીજ તેના ઉપર ટીકા કરવા માંડે; પરંતુ આવા ગહન વિષયોમાં મનુષ્યની અપૂર્ણતાનેલીધે કંઇ કથન નહિ સમજાય તેવું લાગે, ત્યારે તેના શબ્દોપર નહિં જોતાં—વિચાર—હેતુજ તપાસવો જોઇયે. હેતુ શુદ્ધ બુદ્ધિનો હોય, તો પછી શબ્દરચના કે કથન તરફ જોવું નિષ્પ્રયોજન છે. આમ મારૂ માનવુંછે.

જે દેશમાં જે સમયે જે લોકોનું રાજ્ય હોય, તે લોકોના મતવિચાર ભાષા—ઈત્યાદિનું પ્રાબલ્ય વિશેષ હોય છે. આપણા દેશમાં હાલ પાશ્ચાત્યલોકોનું રાજ્ય હોઇ તેમનુંજ પ્રાબલ્ય સર્વ પ્રકારે પ્રવર્તે છે. જે લોકોનું રાજ્ય હોય, તે લોકો પોતાની સત્તા, નિરંતર—ઉપર બતાવ્યા પ્રમાણેના જનસ્વભાવાનુસાર સ્વમતની વૃદ્ધિની પ્રબલ ઇચ્છાને પાર પાડવામાં—તન મનના આગ્રહથી પ્રયત્નપૂર્વક, વાપરે—એ પણ સ્વાભાવિક છે. હવે જો પ્રજાવર્ગ સર્વ રાજ્યકર્ત્તાનીજ કામના હોય, તો તો કશો વાંધો આવવા સંભવ થોડો, પરંતુ જો તેમ ન હોય, તો સ્વાભાવિક રીતે રાજા પ્રજા વચ્ચે બેદિલીજ ઉત્પન્ન થવી જોઈયે.

આપણા આર્યાવર્ત્તમાં પાશ્ચાત્યોનું રાજ્ય છે; તેઓ ખ્રીસ્તિધર્મ પ્રવર્ત્તક હોવાથી—તથા ભારતીઓ વિવિધ ધર્મપાલક હોવાથી—સામાન્યરીતેજ રાજ્ય

અને પ્રજા વચ્ચે બેદીલી થવાનો સંભવ માની શકાય તેમ છે; તોપણ પાશ્ચાત્યો પોતાના બુદ્ધિકૌશલ્યવડે કરીને પ્રજાની હરેક પ્રકારે પ્રીતિ મેળવવાના કાર્યમાં અતિ ચંચળ છે,—તેથી તથા આર્યોમાં વિવિધ મતોનાં તડાંઓની અસંખ્યતાને લઇને આર્યો એ રાજ્યની સામે કંઇ કરી શકતા નથી; તેમજ વળી ગતકાળથીજ આર્યો ક્રૂર યવનોથી જીતાયલા હોવાથી અનેક પ્રકારનાં અસહ્ય સંકષ્ટો ખમી રહેલા હોવાથી તેમને દુઃખ ખમીર થઇ રહેલું છે; તેમજ પ્રાચીનકાળથી નિવૃત્તિમાન ધર્મના પાયા ઉપર રચાયલી રહેણી કરણીઓથી શાંત મનના—દયાળુ હોવાથી પણ તેઓ કંઇ કરી શકતા નથી. દુઃખ ખમી ખમીને દૃઢ થયેલા તેઓને દુઃખ ગમે છે—બંધન ગમે છે— એમ કહીશું, તોપણ કશું ખોટું નથી!

આવી દયાનેપાત્ર સ્થિતિ જોઇને પાશ્ચાત્યોએ આર્યોને કેળવણી આપવાનું કામ શરૂ કર્યું; પરંતુ એ કેળવણી પણ—સ્વમત સ્થાપિત પશ્ચિમની નીતિ રીતિના પાયા ઉપર—અપાવા માંડી; તેથી પ્રાચીન આર્ય વિચારોથી દૃઢ થયેલાં મનોમાંના નમ્રતા, શાંતિ, દયા, ઈત્યાદિ સાત્વિક ગુણોની અંદર પાશ્ચાત્ય વિચારો માંની સ્વતંત્રતા, ટેક, વીરતા, ઈત્યાદિ—ક્વચિત્ ક્વચિત્ વિરૂદ્ધ ગુણોનું સંમેલન થવાથી અતોભ્રષ્ટ તતોભ્રષ્ટની પેઠે સંશય, નાસ્તિકતા, ઇત્યાદિની વૃદ્ધિ થવા લાગી; અને એકજ મનુષ્ય એક બાબતમાં પાશ્ચાત્ય વિચાર પસંદ કરશે, તો વળી તેજ મનુષ્ય બીજી બાબતમાં આર્ય વિચાર પસંદ કરશે !

આહા ! પ્રત્યેક સુધારાવાળો આપણો જાતિભાઇ વિલાયત જવાના મતમાં મળતો આવ્યા વિના નહિજ રહે, પરંતુ વળી તેજ પાછો એમ ગર્વ પણ રાખશેજ કે—'અમારા' ભરતખંડના પ્રાચીન આર્યો અત્યંત વિદ્વાન્ હતા, અને તેમની વિદ્યાથીજ આજે પાશ્ચાત્યો પ્રબલતાને પામ્યા છે. આવી રીતે તેઓ પ્રાચીન આર્યવિદ્યાઓનો ગર્વ રાખે છે, પરંતુ આવો વિરોધ નિવારવા ખાતર તેઓ પ્રાચીન આર્યોના વિચારોનો અર્થ આધુનિક પાશ્ચાત્ય વિચારોની સાથેના અવિરોધમાં કરેછે !

આવા વિચારના કંઇ સર્વ સુધારેલાઓ હોતા નથી, પરંતુ કેટલાક એવા હોય છે, અને વળી કેટલાકતો—જેઓ અત્યંત સુધરી ગયાનું બતાવે છે, તેઓ તો પૂર્વની તમામ રીતભાતોને છેક મૂર્ખ ગણીને કેવળ પાશ્ચાત્ય સુધારાનેજ સુધારો માને છે ! પરંતુ આવા કેવલ સુધરેલા થોડા હોય છે.

આ પ્રમાણે ભિન્ન ભિન્ન વિચારોથી ભરપૂર તાર્કિક સુધારો આજકાલ વૃદ્ધિ પામતો ચાલ્યો છે.

ત્યારે હવે આટલા ઉપરથી આપણને એમ સ્પષ્ટ સમજાય છે કે વર્ત્તમાન સમયે આર્યાવર્ત્તમાં ત્રણ પ્રકારના વિચારોવાળા મનુષ્યો મળી આવે છે; અને તેમાં પણ ન્યૂનાધિકતા હોય તેતો જૂદી ! એ ત્રણે વર્ગોનું પૃથકકરણ આપણે અત્ર કરીશું:—

૧ શાસ્ત્રોમાં જે કંઇ કહેલું હોય તેના ઉપર કશી શંકાજ કરવી નહિ, પરંતુ જે કોઇ શંકા કરે તેને નાસ્તિક ગણી તિરસ્કારવો. આવી શ્રદ્ધા જડયુક્ત કેવલ પ્રાચીન ભાવનાને માનનારા લોકો—તેને આપણે વૃદ્ધ પ્રાચીન સંજ્ઞા આપીશું.

૨ શાસ્ત્રોમાં જે કંઇ કહેલું છે, તે—વર્ત્તમાન પાશ્ચાત્ય વિચારોથી જુદું કે વિરોધી કંઇ નથી, એવી રીતે જડ કલ્પિત ભાવનાને માનનારા લોકો—તેમને આપણે વૃદ્ધનવીન સંજ્ઞા આપીશું.

૩ શાસ્ત્રોમાં બધાં ગપજ હાંકેલાં છે. પ્રાચીન આર્યોમાં હાલના જેવી તાર્કિકવિદ્યા—સાયન્સ—તો હતીજ નહિ—આવી કેવલ નવીન તાર્કિક ભાવનાને માનનારા લોકો—અને તેમને આપણે કેવલ નવીન કહિશું.

પ્રથમ વર્ગના લોકોમાં આપણા વૃદ્ધો—વડિલો—જેઓ, અંગ્રેજી કેલવણી નહિ લીધેલી હોવાથી તે કેળવણીનેજ ધિઃકારે છે, તેઓ સારી કે નરસી—લાભકારક કે હાનીકારક—ગમે તેવી હોય, તો પણ પ્રાચીન રીતિ રિવાજોને કદી છોડવાજ નહિ—તેમજ નવીન રીતિ રિવાજો ગમે તેટલા સારા કે લાભકારક હોય, તો પણ તે નહિજ ગ્રહણ કરવી,—આવો દૃઢનિશ્ચય રાખે છે. આ—તેમની ભાવના કેવલ નિર્દોષ નથીજ—એમ આપણે બેશક કહી શકિયે.

આ વૃદ્ધ પ્રાચીન ભાવનાથી છેક ઉલટી—ત્રીજી ભાવના કેવલ નવીનોની છે. તેઓ એમજ માને છે કે દેશાકાલાનુસાર નિયમો રીતિ રિવાજોમાં ફેરફાર થવોજ જોઇયે—છતાં જો આપણે તેમાં ફેરફાર નહિ કરીશું—તો દુઃખ માત્ર પામીશું—પામિયે છિયે. આ તેમની ભાવના ઉચ્ચ પ્રકારની હોવા છતાં તેમાં અનિષ્ટ એટલુંજ છે કે—દેશકાલાનુસાર જે ફેરફાર કરવાનો, તે કેવા પ્રકારનો કરવો જોઇયે,તે સિદ્ધ કરવામાં—તેમના મતનું વલણ પાશ્ચાત્ય—કેવલ તાર્કિક રીતિ તરફ અવલંબાય છે; અને તેટલા માટે આપણે એ ભાવનાને પણ નિર્દોષ નહિંજ માનીશું; કારણ કે કૃત્રિમ ફેરફાર કરવા ઇચ્છતી આ કેવલ નવીન ભાવનાના કરતાં તો,— પ્રાચીન આર્યોની રચેલી સર્વોત્કૃષ્ટ કેવલ નિર્દોષ—ભાવનાને—ભલે શ્રદ્ધા જડતાથી કે અણસમજથી—પણ માની બેસનારી વૃદ્દ પ્રાચીન ભાવનાને,—વિશેષ સારી કહી શકીશું ! અપૂર્ણ.

---

# रामसिंह.

( સાંધણ પૃષ્ઠ ૯૫ થી ).

ખીણમાંના બ્રાહ્મણે જવાબ આપ્યો—" હા ! મરીજવું, એ ક્ષણનુંજ દુઃખ છે; પરંતુ ગરીબીતો લાંબા સમયનું દુઃખ છે; અને મારા કામની આડે બીજાને શામાટે આવવું પડે છે ? " જે દિશામાંથી આવાજ આવતો હતો તે દિશા તરફ નજર નાખીને તે બ્રાહ્મણ બોલ્યો—" તમે કોણ છો ? દેવ છો કે માણસ છો? મને વધારે રોકશો નહિજ. મારે મરવુંજ છે." આટલું બોલી તે બ્રાહ્મણે તુરતજ નદીમાં પડતું મૂક્યું, અને પાણીમાં ગળકાં ખાવા માંડયાં. તુરતજ રામસિંહ પણ કૂદીને તે ખીણમાં ગયો અને પાણીમાં ઠેકડો મારી પડયો તથા તે ડૂબતા બ્રાહ્મણને તેના કેશ પકડી કિનારે ઘસડી લઈ આવ્યો.

આ જોઇને ખીણમાંના ગોવાળિયાઓમાંનો કાળો ગોવાળિયો બોલ્યો—"આ મરનાર દુઃખી માણસ નદીમાં પડયો તેનો પોતે જાણે દાઝ્યો કેમ નહોય, એવો આ તેને બચાવનારો તે કોણ હશે? આપણને, તે ડૂબતો હતો અને ગળકાં ખાતો હતો, તે જોવાની ગંમત પડતી હતી, તેવામાં એ ગંમત અટકાવનાર આ વૃદ્ધ ડોકરો તે કોણ આવી ચડયો ! આ બ્રાહ્મણ ડૂબી મૂવો હોત તો આપણને કેટલી બધી ગંમત પડત ! તેના દીકરાઓ રડતા આવત અને પોકો મૂકત કે—'ઓ બાપલિયારે, ઓ કાકારે,' એમ રડી ગંમત આપત. વળી તેનાં બીજાં સગાં સંબંધીઓ પણ ભૂંડાં મુખ કરી આવત તથા તેના માગનારાઓ તેને શાપો આપત, એ બધું જોવાની આપણને કેવી મઝા પડત ? આ મૂર્ખ ડોકરાએ કેવો ખેલ બગાડી નાખ્યોને !"

તે શ્વેત ગોવાળિયો બોલ્યો—"મૂર્ખ, બસ કર. જો, તે બ્રાહ્મણનો જીવ પાછો આવતો જાય છે. જો, તે પોતાના બચાવનાર સામો કેવો જોતો ઉભો છે!"

તે બ્રાહ્મણ રામસિંહના સામો એકી નજરે જોતો ઉભો હતો. રામસિંહના ભવ્ય દેખાવથી તે બ્રાહ્મણ અંજાઇ ગયો અને તેના પ્રતાપથી ઝાંખોબની જઇ ઉભો હતો. તે પોતાની બીકણ પ્રકૃતિથી અત્યંત શરમાયો અને અંતે રામસિંહને પગે પડી તે હાથ જોડી બોલી ઉઠયો "હે સાહેબ, મારા કૃત્યની ક્ષમા કરો અને મને સુખી કરો."

રામસિંહ બોલ્યો—"ઉઠ, હવે આવું ઘોર પાપ કરતો નહિ."

તે બ્રાહ્મણ કરગરીને બોલ્યો—"કોઇ મરી જાય તે શું પાપ છે? વિષ્ણુના સાક્ષાત્ અવતાર રૂપ શ્રી રામચંદ્રજીની સન્મુખજ શબરી એ અગ્નિમાં પ્રવેશ કર્યો નહોતો? તેમજ શરભંગાદિ મુનિઓએ પણ શું તેમ કરેલું નથી? તેમણે પાપ કરેલાં છે?"

રામસિંહ—"હા. તે પાપ નથીજ. શબરીએ અગ્નિ પ્રવેશ કર્યો તે સમયે તેણે શ્રી રામચંદ્રજી સમીપ દૃષ્ટિ સ્થિર કરી હતી, અને સ્વર્ગમાંથી તેને માટે વિમાન લેવા માટે આવ્યું હતું અને તેમાં બેસીને તે વિષ્ણુ લોકમાં ગઈ હતી. આમ શું તને થવાનું હતું? તું તેની બરોબરી કરવા જાય છે? તારૂં અને તેનું મૃત્યુ એકજ પ્રકારનું શી રીતે ગણે છે?"

બ્રાહ્મણ—"નહિ નહિ મહારાજ, એ વાત તો ખરી છે. તેમના જેટલી શક્તિ તો મારામાં કેમ ગણી શકાય? પરંતુ મહારાજ મને એક શંકા થાય છે, કે જો મરવામાં પાપ છે, તો જીવવું એ તો સ્વાર્થ હોવાથી પાપ કેમ ન ગણી શકાય?"

રામસિંહ—"એક રીતે એ શંકા ખરી છે. જીવવું તે માત્ર સ્વાર્થ માટેજ હોય, તો તો એ વાત ખરીજ છે; અને વળી દુનિયાંદારીમાં રહી પાપાચરણો કરીને જીવવું, એ તો વળી મહાપાપ છે; પરંતુ ઉપકારક શક્તિના ઘણા લોકો આ સૃષ્ટિમાં હોય છે કે જેઓ જીવે છે તે બીજાઓને કંઇક લાભ કરતા રહે છે. આવા લોકોનું જીવવું, તે પાપ નથીજ. પરોપકારક પુણ્ય કરવા માટે જીવવાની વેદે આજ્ઞા કરેલી છે, પરંતુ બીજાને દુઃખ કરતાં જીવવું તેમાં જેટલું પાપ છે તેટલુંજ દુઃખથી કંટાળીને મરવામાં પણ પાપ છે, અને તારૂં મૃત્યુ એવા પ્રકારનુંજ છે."

"નહિજી, ખરૂં છે. આપજ કહોછો તે ખરેખરૂં છે. દોલત તો આવે છે, વધેછે અને પાછી ઘટતી પણ જાયછે. એમ પ્રારબ્ધાનુસાર વધઘટ થયાં કરે છે. અને એ રીતે જોતાં તો સુખ દુઃખ ક્રમસર આવ્યા ગયા કરે છે માટે તેમાં કંઇ હર્ષ શોક કરવો કોઇપણ પ્રકારે વ્યાજબી દેખાતો નથી. પરંતુ ગરીબાઇ અથવા નિર્ધનપણું એક એવી સ્થિતિ છે કે એથી સંસાર વ્યવહારમાં અત્યંત પાછળ પડી જવાય છે અને તેથી સગાં સંબંધીઓમાં બહુ અળખામણા થઇ પડાય છે, અને એથી ખરેખરી રીતે જીંદગી બહુજ અકારી અને દુઃખમય થઇ જાય છે. નિર્ધન માણસનાં છેક નજીકનાં સગાંઓ પણ તેની સાથેનો સંબંધ જાળવવાને ઇચ્છતાં નથી પણ તેને સર્વ કોઇ ધિક્કારે છે.

તેનો એવો શો વાંક હોય છે કે સર્વ તેના તરફ આ પ્રમાણે વર્ત્તે છે? બીજો કંઇ નહિજ પણ તેનાં કમનશીબજ તેનો વાંક છે. તે બાપડો કાં ગરીબ થયો? ગરીબ માણસ બુદ્ધિમાન હોય તોપણ મૂર્ખ ગણાય છે, તે સદ્ગુણી હોય તો પણ તે દુર્ગુણીમાં ગણાય છે, તે કદી ખાનદાન કુટુંબનો હોય તો પણ તે વાત કોઈ માનતા નથી, અને એ રીતે સર્વ પ્રકારે તે ધિઃકારપાત્રજ થઇ રહે છે. ગરીબ સ્થિતિ આવી હોય છે, અને સાહેબજી, મને પોતાને આનો યથાર્થ અનુભવ છે, અને એકવાર ઘણી સારી સ્થિતિ ભોગવ્યા પછી હું આવી દુઃખદ સ્થિતિ ભોગવું છું તથા ફરી પાછી પૂર્વની સ્થિતિ મેળવવા પ્રયત્નમાં કેવળ નિષ્ફળ થવાય ત્યારે પછી હું આત્મઘાત કરવાને તત્પર થાઉં તો તેમાં મારો વાંક ગણાય, સાહેબ?" અત્યંત નમ્રતાથી તે બ્રાહ્મણ આ પ્રમાણે બોલ્યો.

રામસિંહ ભાર દેઇને બોલ્યો—"ઠીક છે, ત્યારે મૃત્યુથી દુઃખને ટાળી નાખ. તેમ તારાથી દુઃખ ટાળી શકાશે? મૃત્યુથી ખરેખર દુઃખ ટળશે, એમ તું માને છે? તું એમ ધારે છે કે મરવાથી દુઃખ પાછું નહિ આવશે, પરંતુ દીન જન, મને તારી આ અજ્ઞાનતા પ્રતિ દયા ઉપજે છે. તું મરી જશે તે કંઈ હંમેશ ને માટે નહિજ મરશે, પણ એવાં તો તારાં અનેક મૃત્યુ થયાંછે ને થશે, તેની તને ખબર છે? જેમ જન્મ પછી મરણ આવે છે, તેવીજ રીતે મરણ પછી પાછો જન્મ થાય છે અને એવીજ રીતે જન્મમરણની અનેક ઘટમાળો ફર્યા કરેછે; તથા જન્મથી મરણસુધીના વચમાંના જીવન કાળમાં કરાતાં કર્મોનાં ફલો પાછાં સુખ દુઃખરૂપ ભોગવ્યાવિના કોઇપણ પ્રકારે છૂટકોજ નથી. એકજ મૃત્યુ એવું છે કે જે થયાથી પુનર્જન્મ થતોજ નથી અને જન્મમરણની સર્વ ઘટમાળ બંધ પડી જાય છે. વાસ્તવિક જોતાં તે મૃત્યુ નથી, પણ એક અખંડ અને અચળ નિત્ય સુખ છે. એ સ્થિતિ પ્રાપ્ત કરવાનોજ પ્રયત્ન કરજે!"

જરા થોભીને વળી રામસિંહ બોલ્યો—"દુનિયાંદારીમાં લુબ્ધ મનુષ્યોમાંનો તું વળી અતિ લુબ્ધ જણાય છે. સંસારમાંનાં સગાં સંબંધીઓએ તને દુર્બલતાને લીધે તજી લીધો છે ત્યારે તું તેમની માયા મમતાને વધારે ઇચ્છતો જણાય છે. તે માણસો તારા ધનનોજ સંબંધ રાખવા ઇચ્છેછે અને જેમજેમ તારી સંપત્તિ વધતી કે ઘટતી જાય તેમ તેમ તેમનો તારા પ્રતિનો સંબંધ પણ વધતો કે ઘટતો જાય છે, તે બધાને તું તારા સગાં સંબંધી માનેછે? અને તેમનામાંથી તારી મમતા ઓછી થતી નથી? એવા લોકોનો સં-

બંધ શું તું રાખવો વ્યાજબી માને છે ? શું તને આ આખી સૃષ્ટિમાં ખરો પ્રેમી સંબંધી કોઇપણ માલમ પડે છે ? કદાચ તેવો મિત્ર તને મળશે, તોપણ તને એમ ખાત્રી છે કે જ્યારે આ દુનિયાં છોડીને તું જતો રહીશ ત્યારે તે તારી સાથે આવશે ? નહિજ. તું આ સૃષ્ટિમાં એકલોજ આવેલો છે અને જવાનો પણ એકલો છે. ત્યારે હવે જે અહીં તેમજ અન્યલોકમાં પણ તારી સાથેજ રહે તેવા કોઇ મિત્ર કે સંબધીને શોધ, બાકીના બધાને તો તારે શત્રુ ગણવા જોઈયે."

તે ગરીબ બ્રાહ્મણ ભય સહિત બોલ્યો—"હું એ બધું જાણું છું. વનમાં નિવાસ કરી આ સંસારિક દુઃખકર વસ્તુઓના સંબંધથી જેમ બને તેમ દૂર વસવાની મારી લાંબા કાળથી ઇચ્છા છે, અને પછી દુનિયાંનાં મનુષ્યોના સંબંધથી જે આત્મહિત બની શકતું નથી તે ત્યાં એકાંતમાં રહી મેળવવું."

રામસિંહ—"વારુ, ભલામાણસ, પણ તું વનવાસી થવામાં ફાવી શક્યો નથી તેને માટે હું દલગીર તો નથીજ; કારણ કે તું યાદ રાખજે કે મનને વશ કરવામાં એવાં બાહ્ય સાધનની જરૂરજ છે એમ છેક નથીજ. તે તો ગમે ત્યાંપણ બની શકે છે. મનોનિગ્રહજ સર્વ વાતે કર્ત્તવ્ય છે અને તે ગમે તે સ્થિતિ કે સ્થળમાં રહી બની શકે છે. સર્વ ઈચ્છાઓનો ત્યાગજ કર્ત્તવ્ય છે. તેમ છેક થઇ ગયું તો પછી સર્વ પાપોનો નાશજ થઇ ગયો સમજવો અને પછી કંઇપણ ભયજ રહી શકતું નથી. જો કોઇ આ પ્રમાણે ન કરી શકે તો પછી વનવાસથી શું ફલ છે? શું વનમાં વળી કંઇ ઇચ્છા વધારનાર કે લલચાવનાર વસ્તુ નથી હોતી ? શું જંગલમાં વસેલાઓ પાપમાં ડૂબેલા અને સંસારની ભરમાં રહીને પણ શું તરી ગયેલાઓના દાખલાઓ નથી ? શ્રી મહાભારતમાંજ કહેલું છે કે 'જેનું મન વશ છે તેને વનવાસની શી જરૂર છે ? ને જેને મન વશ નથી તેને વનવાસ શું લાભ કરી શકે તેમ છે ? જ્યાં જ્યાં મનને વશ રાખનાર વસે છે ત્યાં વનજ છે અને તેજ પર્ણકુટી છે.'"

વળી રામસિંહે આગળ જણાવ્યું કે—"જે માણસ વનવાસ કરે છે, તે ઉપરથી 'વન' એટલે 'જંગલ' સમજવાનું નથી. આપણા શાસ્ત્રાનુસાર અર અને ણ્ય નામનાં બે સરોવરો સ્વર્ગમાં કહેલાં છે. પવિત્ર થવા માટે મનુષ્યોએ ત્યાં જવું જોઈએ અને ત્યાં અશ્વત્થ (પીપળો)નાં વૃક્ષો ઉપરથી

અમૃત પડયા કરે છે તેમની નીચે વસવું જોઈએ; માટે હે ભલા માણસ, તુ હાલ તારે ઘેર જા, અને એ અરણ્યમાં જવાને માટે તઇયારી કર, અને વળી વધારે અગત્યનું તો એ છે કે એ અરણ્ય તે શું અને સરોવરો તે શું છે તે યથાર્થ સમજી લેવા પ્રયત્ન કર."

તે ગરીબ બ્રાહ્મણ અને રામસિંહ વચ્ચે આ વાત ચાલતી હતી તે પેલા ગોવાળિયાઓ છાના રહી સાંભળતા હતા. તેમાંથી શ્વેત ગોવાળિયો તેના મિત્રને કહેવા લાગ્યો:—

"આ મહાપુરૂષનાં ડહાપણ ભરેલાં વચન તેં સાંભળ્યાં?"

તે કાળો માણસ બોલ્યો—"હા. તેનાં બેવકુફીભરેલાં વચનો સાંભળ્યાં. આ મૂર્ખ વૃદ્ધ જરઠ બોલે છે કે મૃત્યુ એટલે જીંદગી, મિત્ર એટલે શત્રુ અને વન એટલે ઘર! આવી મૂર્ખાઈવાળી વાતો મેં મારી આખી જીંદગીમાં પણ સાંભળી નહોતી. એવી વાત તો આ બુઢિયાના જેવાજ કરી શકે! પણ મને વળી બહુ હસવું તો એ આવે છે કે આ મૂર્ખ બ્રાહ્મણ પણ એવી એવી વાતોથી ગળી જઇને જેમ એક બળધિયો ઘાંસ ખાતો હોય તેમ ડોકું ધૂણાવી રહ્યો છે ને વળી એ બધું સાવ સાચું માની રહ્યો છે! આહા! ઈશ્વર કરે ને આ બંને ગાંડિયાઓ મરી જતાં સુધી નદીમાં તણાઈ જાય અને તો તેમની ખાત્રી થાય કે મૃત્યુ તે મૃત્યુ, કાળું તે કાળું ને ધોળું તે ધોળું!"

તે શ્વેત ગોવાળિયો બોલ્યો—"બસ. તે બ્રાહ્મણ શું કહે છે તે તો સાંભળ?"

અત્ર જણાવવું જોઈયે કે આ બે ગોવાળિયાઓ આ હકીકત જોવાને ઉભા છે તેમાં એકને કાળો કહેલો છે તેના વિચાર સારાનથી પણ દુષ્ટ જણાય છે અને તે મૂર્ખ તથા ટુંકી બુદ્ધિનો જણાય છે; અને બીજો શ્વેત ગોવાળિયો કહેલો છે તેના વિચારો શુદ્ધ તથા સારા વર્ણવેલા દેખાય છે આમાં કંઈ ભેદ છે, અને તે હવે પછી આગળ ઉપર ખુલો થઈ રહેશે. અત્ર આટલી સૂચના પ્રસ્તુત ધારી કરી છે.

અપૂર્ણ.

---

# संसार सुधारो.

(સાંધણુ પૃષ્ટ ૯૦ થી).

હાલના જમાનામાંના સુધારકો ઘણાં દુઃખો કે જેને આપણે દુઃખ ન હોતા માનતા તેને દુઃખ છે એવું ભાન આપીને દુઃખાનુભવ વધારતા જાય છે. દૃષ્ટાંત તરીકે વિધવા વિવાહનોજ દાખલો લેઇએ, તો આજે પણ એવી ઘણી વિધવાઓ હશે, અરે છે, કે જે કેવળ પવિત્ર જીંદગી ગાળતી સતી પોતાને લેશ પણ દુઃખી માનતી નથી. તેમને દુઃખદ સ્થિતિનું કેવળ ભાન આપવાથી શું ફળ, તે કંઇ સમજાતું નથી! આ તો એક દૃષ્ટાંત છે, પણ આવા અનેક દાખલાઓ મોજુદ છે અને એકંદરે આપણા પૂર્વજો મુસલમાની જુલમી રાજ્યના સમયમાં અત્યંત દુઃખી હતા, તે આપણે ઇતીહાસમાં વાંચિએ છીએ ત્યારે આપણને આજે તેમની દુઃખદ સ્થિતિની દયા ઉપજી કમકમાટી ઉપજે છે, પરતું તે સમયે તેમને તેટલું દુઃખ નહિજ જણાયું હોય!

પરંતુ આવા વિચારને મી. આયર ટૂંકી બુધ્ધિના માને છે. તેઓ કહે છે કેઃ—

"We are happy enough without your reforms—at all events as happy as social *institutions* can make a people happy. Such changes as are neassary, time will effect without the fussy mischievous tinkering of reformers. This view is too narrow-minded and altogether wrong."

( જેટલે દરજ્જે સાંસારિક સુધારણાનાં ખાતાંઓ જનને સુખ આપી શકે તેટલે દરજ્જે તમારા સુધારા વગર પણ અમે સુખીજ છિયે. જે જે સુધારા જરૂરના છે તે તે તો કાળ એની મેળેજ કરી આપશે, પણ તેમાં કહેવાતા સુધારકોના જલ્પનને પ્રયત્નોની કંઇજ જરૂર નથી. આ વિચાર ઘણો ટૂંક બુદ્ધિનો અને છેક ખોટો છે. )

હવે આમાં જોવાનું એ છે કે જેને સુખદુઃખનો અનુભવ છે તે તો એમ કહેકે તમારા સુધારા કરતાં અમે હાલની સ્થિતિમાં સુખીછિયે, છતાંપણ એમજ કહેવામાં આવે કે ના ના તમે સુખી નથી પણ દુઃખીજ છો—આ કેવો દુરાગ્રહ અને ખોટું છે! એ અનુભવીઓનો વિચાર ટૂંકો અને ખોટો છે એમ કહેવું વ્યાજબી છે કે કોકનું દુઃખ પરાણે તેને ગળે વળગાડવાની

આત્મ તુષ્ટિને મિથ્યા આગ્રહ બતાવવો તે ટૂંક બુદ્ધિ અને ખોટું છે? આને વિચાર સમજુ પુરૂષો તો સહેલથી કરી શકશેજ. પરંતુ કેવી અંધ શ્રદ્ધા આપણા વિદ્વાન વક્તા ઉપરના વિચારને ટૂંક બુદ્ધિનો અને ખોટો કહી તેને કશી દલીલો તો આપતા નથી, પરંતુ તેમને કેવલ મૂર્ખમાં ગણી કાઢી હસી નાખ્યા જેવું બોલેછે કે–" આપણે સુધારકો તો તેમના આવા બોલવા તરફ ધ્યાનજ આપીશું નહિ, તેમ તેમના ઉપર ગુસ્સો પણ કરીશું નહિ, અને પ્રયત્નમાં મંડયાજ રહીશું." કોઇપણ કથનનો રદિયો ન મળી શકે ત્યારે આત્મતુષ્ટિ અર્થે સામાને હસી નાખવાની રીતિ હાલના પાશ્ચાત્ય સુધારામાં વધારે જણાય છે.

મી. આયર વળી કહે છે કે આપણા પૂર્વજો નિવૃત્તિ, ધર્મ તેજ સંસાર સુધારો કહેતા, કેમકે તેમનો હેતુ છેવટે નિર્વાણ પ્રાપ્ત કરવાનો હતો, પરંતુ હાલના દેશકાલ પ્રમાણે એ ધર્મ આપણને અનુકૂલ નથી. હાલતો અત્યંત પ્રવૃત્તિ ધર્મજ ઇષ્ટ ગણવા જેવો સમય છે, નહિ તો આપણે બહુ બધી પ્રજામાં પાછળ પડી જઇશું. આવા ભાવનું એઓ બોલ્યા છે; પરંતુ તે વાસ્તવિક છતાં અયોગ્ય વિચાર છે, એટલુંજ નહિ પણ મહા અનર્થક વિચાર છે એમ પ્રાચીન વિચાર દૃષ્ટિથી જોતાં સ્પષ્ટ જણાઇ કે છે. જો નિર્વાણનો માર્ગ ન મેળવવો હોય તો આબધા વિચાર વ્યાજબી છે, પરંતુ નિર્વાણ ઠીક છે કે પ્રવૃત્તિ ઠીક છે? એ પ્રશ્નનાજ સમાધાન ઉપર બધો આધાર રહે છે. તેઓ પોતે સંસારમાં સારી સ્થિતિ ભોગવતા હોવાથી નિર્વાણ સુખની ખુબી સમજેલા જણાતા નથીજ. લાંબો સમય જીવવાથી શું ફલ છે તથા પુનર્જીવન છે કે કેમ તે તેમના જાણવામાં નથી; તેમજ ખરૂં સુખ શું અને ખોટું તથા અલ્પ સુખ શું તે પણ તેઓ યથાર્થ સમજ્યા નથી તેથીજ આમ વિચાર બતાવે છે. આ વિષય ઉપર બહુ બહુ બોલવા જેવું છે પણ તેમાંથી જીવ જગત્‌નો કઠિન પ્રશ્ન ઉખળી પડે એ ભયથી આ વિષય આટલેથીજ સમાપ્ત કરવો વ્યાજબી માનવો પડે છે; અને છેવટે કહેવાનું કે પાશ્ચાત્ય કૃત્રિમ સુધારાથી કશું સુફલ આપણ આર્યોને તો મળવાનું નથીજ એ વાત અનુભવ સિદ્ધ છેજ. કદાચ– અને ખરેખર પણ–હાલના તાર્કિક લોકોને આ સિદ્ધાંત ભલે બેવકુફીભરેલો લાગે, પણ પરિણામ તેમનાં કૃત્યોનાં સારાં નથી અને પ્રાચીન નિવૃત્તિ ધર્મનાં સારાં પરિણામો હતાં એ તો અનુભવ સિદ્ધજ છે

# ગાયત્રી.

ગાયત્રી વિષયે ઋગ્વેદ (૧–૧૬૪, ૨૫) માં કહેલું છે કે "તેઓ કહે છે કે ગાયત્રને ત્રણ જ્વાલા (સમિધ્) છે તેથી તે મહિમા અને શક્તિમાં શ્રેષ્ટ છે." (गायत्रस्य समिधं स्तुस्रआं हुस्तनो मुन्हा प्ररि रिचे महित्वा).

શતપથ બ્રાહ્મણમાંથી અને ગાયત્રી સંબંધી લેખ નીચે ઉતારીશું:—

પંદર ગાયત્રીનાં ૩૬૦ પદો છે અને વર્ષના દિવસ ૩૬૦ છે, તેથી એ ઉપરથી તે દિવસો અને તે ઉપરથી વર્ષ મેળવે છે."*

"શ્વાસ લેછે તેનું કારણ ગાયત્રી શ્વાસ છે, અને ગાયત્રી મંત્રના સંપૂર્ણ જપથી તેપૂર્ણ શ્વાસ મેળવે છે, તેટલા માટે તેણે શ્વાસ રહિત મંત્ર જપવો."†

"જ્યારે ગાયત્રી સોમ પ્રતિગમન કરે છે, ત્યારે પદરહિત ધન્વીને તેણી કાલ પ્રતિલક્ષ્ય રાખીને લેઇ જાય છે, તે ગાયત્રી અથવા સોમ રાજાના એક પર્ણ તરીકે કામે લાગે છે; અને નીચે પતનથી તે પર્ણ વૃક્ષ (પલાશ) થઈ જાય છે તેથી તેને 'પર્ણ કહેવામાં આવે છે." ‡

"તેમને અર્થે ગાયત્રી સોમ પ્રતિ ગઇ. તેણી તેને લેઇ જતી હતી, તેવામાં તેણીની પાસેથી તેને ગંધર્વ વિશ્વાવસુ ચોરી ગયો. દેવતાઓ આ વાત જાણતા હતા કે– 'સોમ ખરેખર સ્વર લોકથી ખસેલો છે, પણ તે આપણને મળતો નથી, કારણ કે ગંધર્વે તેને ચોર્યો છે. " §

"તેઓ કહેછે કે–' ગંધર્વો સ્ત્રીઓમાં આસક્ત હોય છે, ચાલો આપણે તેમની પાસે વાક્‌ને મોકલિયે, અને તે પાછી આવશે તે સોમને લેતી આવશે.' તેમણે તેનીપાસે વાક્‌ને મોકલી. અને તે સોમ સહિત તેમની પાસે પાછી ફરી." ‖

"ગંધર્વો તેની પાછળ આવ્યા અને બોલ્યા, 'સોમ તમારો, અને વાક્ અમારી' દેવો બોલ્યા–'અસ્તુ, પરંતુ જો તે જરા પણ અત્ર આવશે, તો તમારાથી તેને બલથી લેઈ જવાશે નહિ. અમે તેને પરણીશું.' તેઓ પછી તેને પરણ્યા." /

"પ્રારંભમાં છંદો ચાર પદના હતા. પછી જગતી સોમ લેવા ગયો, તે ત્રણ પદો ત્યાં મૂકીને પાછો ફર્યો. પછી ત્રિષ્ટુભ સોમ લેવા ગયો, તે એક પદ મૂકીને પાછો આવ્યો. પછી સોમ લેવા ગાયત્રી ગઇ તે પદો

* ૧-૩-૫-૯. †. ૧-૩-૫-૧૫. ‡. ૧-૭-૧-૧ §. ૩-૨-૪-૨. ‖ ૩-૨-૪-૩. / ૩-૨-૪-૪.

સહિત સોમને લેઇને આવી. આથી તે અષ્ટપદવાળી થઈ છે; તેટલા માટે તેઓ કહે છે કે 'ગાયત્રી અષ્ટપદી (octosyllabic) છે.'" *

"સોમયજ્ઞનું પ્રાતર્ભોજન તેમણે તેની સહિત કર્યું, તેથી પ્રાતર્ભોજન ગાયત્રી સંબંધી છે. તેની સાથે તેમણે મધ્યાન્હભોજન કર્યું. પછી તેને (ગાયત્રીને) ત્રિષ્ટુભે કહ્યું, 'તારી પાસે હું ત્રિપદ સહિત આવીશ; મને આમંત્ર, અને મને બલિથી વર્જ્ય ન કર.' તે બોલી 'અસ્તુ,' અને તેણે તેને આમંત્ર્યો. આ પ્રમાણે ત્રિષ્ટુભ એકાદશપદી થયો, અને તેથીજ તેઓ કહે છે કે 'મધ્યાન્હ સોમ ભોજન ત્રિષ્ટુભ સંબંધી છે.'" †

"તેની (ગાયત્રી) સાથે તેમણે સાંજનું ભોજન કર્યું. પછી તેને જગતીએ કહ્યું, 'તારી પાસે હું એક પદ સહિત આવીશ; મને આમંત્ર, અને યજ્ઞથી વર્જીશ નહિ.' તે બોલી, 'તથાસ્તુ,' અને તેને આમંત્ર્યો. આમ જગતી દ્વાદશપદી થયો; અને તેટલા માટે તેઓ કહે છે કે, 'સાંજનું સોમ ભોજન જગતી સંબંધી છે.'" ‡

"કેમકે ગાયત્રી, શ્યેન (પક્ષી)ને રૂપે સ્વર્ગમાંથી સોમ લાવી છે, તેથી તે સોમવાહકશ્યેન છે; આ વીર કાર્યકર્યું તેથી હવે તેને (ગાયત્રીને) તે બીજો ભાગ અર્પે છે." §

"આણાદી એટલે ગાય, અને જગતિ (ગતિમાન, જીવન) એટલે ગાય; તેથી જગતીને તેનો ભાગ અર્પે છે." ||

"તે યજ્ઞ બલિ નવખંડમય છે; કેમકે પ્રાહુણાનું બલિ યજ્ઞનું મસ્તક છે, અને ગાયત્રી નવપદી છે /; તે બોલેછે તે અષ્ટ, અને નવમુ પવિત્રપદ; × તથા ગાયત્રી યજ્ઞનો અગ્રભાગ છે, અને તેથી તે નવખંડમય બલિ છે." **

"અથ અગ્નિ ગાયત્રી છે. તે ગાયત્રી માટે આ (અગ્નિ) ને પરિમાપે છે અને ગાયત્રી શ્યેન રૂપે સ્વર્ગમાંથી સોમ લાવી છે, માટે તે સોમવાહક શ્યેન (કહેવાઇ) છે: આ વીરકાર્યનેલીધે તે ગાયત્રીને તે બીજો ભાગ આપે છે." ††

"તેણે (ગાયત્રીએ) સોમ મેળવ્યો, તે ખદિર વતે મેળવ્યો, તેથી ખદિર નામ પડયું છે; અને તેણે તેને (સોમને) તેના વતે મેળવ્યો. માટે યજ્ઞશલાકા અને અસિ (તલવાર સ્ફ્ય) ખદિર કાષ્ઠનાં હોય છે." ‡‡

"આવાહન મંત્ર, નિઃશંક, પાર (સ્વર્ગ) છે અને દાનમંત્ર આ (પૃથ્વી) છે. ગાયત્રીમંત્ર પણ આ (પૃથ્વી) છે, અને ત્રિષ્ટુભ્ પાર (સ્વર્ગ)

*. ૪-૩-૨-૭. †. ૪-૩-૨-૮. ‡. ૪-૩-૨-૯. § ૩-૪-૧-૧૨. || ૩-૪-૧-૧૩. / નવમું પદ પ્રણવ અથવા ઓંકારને ગણેલું છે. × પ્રણવ. ** ૩-૪-૧-૧૫. †† ૩-૯-૪-૧૦. ‡‡ ૩-૬-૨-૧૨.

છે. તેટલા માટે તે પાર ( સ્વર્ગ ) જપતાં, આવાહન મંત્ર ( અનુવાકયા પાર છે તેથી, ગાયત્રી મંત્ર ) જપેછે. જે ગાયત્રી મંત્ર આ ( પૃથ્વી ) જપેછે." *

"વળી, આ ( ગ્રહ ) ગાયત્રીનો વાછડો છે, ગાયત્રી યજ્ઞ છે,–બાર-મંત્રો અને બાર જપોછે; તેમળી ૨૪ થાય, અને ૨૪ પદો ગાયત્રીનાં છે." †

આટલા ઉતારા ઉપરથી સમજાય છે કે છંદોમાં ગાયત્રી શ્રેષ્ઠ છે. તે સોમ લાવનાર છે. આમાં ગંભીર અર્થ રહેલ છે. યોગીને પરિચિત છે કે સમાધિમાં પ્રાણાયામ કરી ઓંકાર પૂર્વક ગાયત્રી જપ-ધ્યાનથી સોમ વહન આજ્ઞા ચક્રેથી સુષુમ્ણામાં થાય છે. અત્ર ગાયત્રી તેનું વહન કરાવનારી હોવાથી ગાયત્રીને સોમવાહક શ્યેન કહી છે તે વાસ્તવિક છે. એ ગાયત્રી તેજ કુંડલિનિ શક્તિ છે. કુંડલિનિ ચાલન, તેજ ગાયત્રી દ્વારા સોમ વહન છે. અત્ર તેને શ્યેન પક્ષીનું રૂપ આપેલું છે, તે ગતિવાચક ઉડતા પક્ષીનું રૂપ છે. આવીજ રીતે ત્રિષ્ટુભાદિના અર્થો પણ છે. ગાયત્રી પૃથ્વી, ત્રિષ્ટુભ અંતરિક્ષ અને જગતી સ્વર્લોક છે એમ સ્પષ્ટ સમજાવ્યું છે.

શતપથ બ્રાહ્મણ ( ૩–૧–૪–૨ ) માં અનુષ્ટુભ છંદને વાચ્ કહેલ છે; તથા ( ૩–૧–૪–૨૧ ) માં અનુષ્ટુભને અને યજ્ઞને પણ વાચરૂપ કહી અનુષ્ટુભને યજ્ઞરૂપ પણ કહેલ છે.

એજ બ્રાહ્મણમાં ( ૧–૬–૪–૨ ) માં ઇંદ્રને શોધવા માટે દેવોમાંથી અગ્નિ, ઋષિઓમાથી હિરણ્યસ્તૂપ અને છંદોમાંથી બૃહતી ગયાનું લખેલું છે, તથા ( ૩–૫–૧–૯ ) માં કહેલું છે કે બૃહતીથી સ્વર્ગ પ્રાપ્ત કરી શકાય છે.

( ૪–૨–૫–૨૧ ) માં કહેલુ છે કે પંક્તિછંદ પંચપાદી છે, તે સહિત ગાયત્રી મંત્ર પ્રાતર્હોમમાં આવે છે.

( ૪–૨–૫–૨૦ ) માં ઉષ્ણિહાદિ છંદો સહિત સાંજનો હોમ જગતીથી થાય છે.

( ૩–૯–૨–૧૭ ) માં લખ્યુ છે કે જ્યારે આ છંદો વાચ્‌માંથી રચાયા ત્યારે એક સપ્તપાદી શક્વરી છેલ્લો રચાયો હતો.

આ પ્રમાણે છંદોનાપણ આધ્યાત્મ અર્થો છે. લોક ત્રણ, ચાર, સાત, ચઉદ, એમ ગણાય છે, તેમજ આ છંદોનું પણ ગણિત છે. મુખ્ય ગાયત્રી, ત્રિષ્ટુભ અને જગતી છે, તેમજ લોકમાં પણ પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગ, એ ત્રણ છે.

ઋગ્વેદમાં ગાયત્રીની સંખ્યા ૨૪૫૧ ની, તે સર્વથી વધારે છે, તથા અતિધૃતિની ૧ જ છે, તે સર્વથી ઓછી છે. અપૂર્ણ.

---

* ૧-૭-૨-૧૫ † ૪-૨-૪ ૨૧

# વરુણ.

વરુણ, અગ્નિ, અને ઈંદ્ર, એ ત્રણ દેવોનાં વર્ણન વેદોમાં બહુ આવે છે. એટલાં બીજા દેવોનાં વર્ણનોનો વિસ્તાર તેમાં જણાતો નથી. અગ્નિ, વાયુ-ને જલ, એ ત્રણ તત્વો પદાર્થની ઉત્પત્તિમાં રસાયન શાસ્ત્રાનુસાર મુખ્ય સા-ધન ગણાય છે. એજ એ ત્રણ દેવોનાં રૂપ છે. અગ્નિ સ્પષ્ટજ છે. સર્વત્ર ઉષ્ણ-તાનું તત્વ જે પ્રસારણાદિ વૃદ્ધિ કરનારૂં છે તેજ અગ્નિદેવ છે. જલ તત્વ પોષક તત્વ છે તેજ ઇંદ્ર ( મેઘરાજા ) છે, અને વાયુ વહન કરી પદાર્થમાં પ્રતિસારક બળ ( repulsion, ) લાવી રજકણોને છૂટા પાડી નાશ વા લયનું કામ કરે છે. આ રીતે ક્રમસર અગ્નિ, ઈંદ્ર અને વાયુદેવોનેઉત્પાદક બ્રહ્મા, પાલક વિષ્ણુ અને સંહારકારક રુદ્ર નામ પુરાણોમાં આપેલાં છે. એજ આદ્ય ત્રિપુટીરૂપ દેવોછે, માટે મુખ્યજ છે. આમાં વાયુ તેજ વરુણરૂપ છે. વાતાવ-રણ તેજ વરુણ છે. આ વાત આગળ ઉપર વધારે ચર્ચીશું. હાલતો એક વ-રુણ દેવ સંબંધી શતપથ બ્રાહ્મણમાં જે જે વર્ણન આવેલું છે તે અત્ર એકત્ર કરીશું. તે વર્ણન નીચે પ્રમાણે છે:—

વરુણ પાશ.

દર્શપૌર્ણમાસમાં વેદિરચનામાં અગ્નિધ્ર યજમાનની સ્ત્રીને બરુતૃણવતે પ્હેરેલાં વસ્ત્ર ઉપર બાંધે છે, આના સંબંધમાં એમ સમજ છે કે સ્ત્રીએ પ્હેરેલાં વસ્ત્ર વનસ્પતિ રૂપ છે, અને તેની આસપાસ બાંધેલ તૃણરજ્જુ વરુણની પાશ છે. એ પાશ સ્ત્રીને રક્ષે એટલામાટે તેના શરીર અને પાશની વચ્ચે વનસ્પતિરૂપ વસ્ત્ર આવે છે. દેવોની સ્ત્રી પૃથ્વી કટિબંધવાળી છે, તેમ આ યજમાનની સ્ત્રીને પણ કટિબંધવાળી કરવામાં આવે છે: આ રજ્જુ વીંટાળે છે તેને ગાંઠ વાળવામાં આવતી નથી; કારણ કે તેમ કરે તો એ સ્ત્રી ઉપર વરુણનો હક ચોંટે છે. આમ વરુણ રૂપ આવરણથી પૃથ્વીરૂપ સ્ત્રીને રક્ષ-વામાં આવે છે. ( જુવો શતપથબ્રા. ૧–૩–૧–૧૪, ૧૫, ૧૬. )

વરુણપ્રઘાસબલિ.

શતપથ બ્રાહ્મણમાં વરુણપ્રઘાસબલિ વિષય ( ૨–૫–૨ ) માં નીચે પ્રમાણે લખેલું છે:—

" પ્રજાપતિ એ જીવતાં પ્રાણીઓ વૈશ્વદેવ વતે ઉત્પન્ન કર્યાં. તેનાથી ઉ-

ત્પન્ન આ પ્રાણીઓએ વરુણધાન્ય (ઘસ્) આપ્યું; કેમકે વરુણધાન્ય (યવ) મૂળથી વરુણના છે. વરુણના આ યવ ઉપરથી વરુણપ્રઘાસ શબ્દ વ્યુત્પન્ન છે. ૧"

"વરુણે તેમને પકડયાં; વરુણથી પકડાયલાં તેઓ સઘળાં ફુલી ગયાં (જલોદરયુક્ત થયાં); અને તેઓ શ્વાસ લેતાં અને મૂકતાં થયાં. શ્વાસોચ્છ્વાસે તેમને તજ્યાં નહિ, પરંતુ બીજા સઘળા દેવોએ તેમને તજી દીધાં. (અત્ર દેવતા એટલે ઈંદ્રિયો. રોગથી ઈંદ્રિયો નષ્ટ થઈ, માત્ર શ્વાસજ રહ્યો); અને આ બે (શ્વાસ અને ઉચ્છ્વાસ) ને લીધેજ તેઓ મરી ગયાં નહિ. ૨"

"પ્રજાપતિ એ તેમને તે બલિવતે સાજાં કર્યાં; જન્મેલાં અને નહિ જન્મેલાં બંને પ્રાણીઓને તેણે વરુણની પાશથી મુક્ત કર્યાં; અને તેની સૃષ્ટિ નિરોગી ને ખામિ રહિત થવા લાગી. ૩"

"હવે જ્યારે આ (યજમાન) આ યજ્ઞો (વૈશ્વદેવ) પછી ચતુર્થ માસમાં કરે છે, ત્યારે તે એમ કરે છે, કારણ કે એથી વરુણ તેનાં બાળકોને પકડે નહિ, અથવા દેવોએ તેમ કર્યું હતું (યજ્ઞ કર્યો હતો માટે તે કરે છે); અને એ રીતે જન્મેલાં અને હવે પછી જન્મે તે બધાં બાળકોને વરુણપાશનું બંધન ન થાય, અને તે બાળકો રોગરહિત અને ખોડ વગરના થાય. તે ચતુર્થ માસમાં એ યજ્ઞ એટલા માટે કરે છે. ૪"

"આ યજ્ઞમાં બે વેદિ અને બે અગ્નિ હોય છે. બે વેદિ અને બે અગ્નિ હોવાનું કારણ એમ છે કે તેથી બંને પક્ષ તરફથી વરુણપાશનું રક્ષણ થાય. એક ઉપરથી અને બીજે નીચેથી રક્ષણ કરે છે. બે વેદિ અને બે અગ્નિનુ કારણ એ છે. ૫"

"ઉત્તરમાં ઉત્તર વેદિ કરે છે, દક્ષિણમાં નહિ. બેશક વરુણ રાજાછે, અને મરુતો પ્રજા છે. આથી તે પ્રજાથી રાજાને ઉત્તર પ્રતિ રાખેછે, અને અત્ર પ્રજા ક્ષત્રિય, કે જેને તેની ઉપર રાખેલછે તેની સેવા કરેછે. ઉત્તર વેદિ દક્ષિણે નહિ એને ઉત્તરમાં રાખે છે તેનું આ કારણ છે. ૬"

આ આખા અધ્યાયમાં આ વિષય ચર્ચેલો છે. એ સર્વ ઉતારવાની જરૂર નથી; પરંતુ (૨–૫–૨–૨૦) માં એક વાત છે તે જાણવા જેવી છે. તેમાં એમ છે કે યજમાનની સ્ત્રીએ જે જે કુકર્મ કર્યાં હોય તે આ યજ્ઞ સમયે કહી દેવાં જોઇયે. તેમાં પોતાના યારોનાં નામો પણ આપે છે. આમ કરવાથી તે પાપમુક્ત થાય છે અને વરુણપાશ તેને બંધાતી નથી.

### વરુણજ અગ્નિ.

જ્યારે અગ્નિ જરાક વધારે પ્રકાશે ત્યારે તે વરુણ કહેવાય છે. (શતપથ બ્રાહ્મણ ૨-૩-૨-૧૦). અગ્નિ સળગાવ્યા પછી વધતો જાય છે, તેમ તેમ તેનાં જુદા જુદા દેવોનાં નામો છે. તેમાં વરુણને સહજ પ્રકાશતો અગ્નિ કહેલો છે.

### વરુણ ચંદ્ર છે.

વળી શત. (૨-૪-૪-૧૮) માં કહેલું છે કે-"મિત્ર અને વરુણ બે અર્ધ ચંદ્રો છે. વૃદ્ધ ચંદ્ર તે વરુણ અને ક્ષીણ ચંદ્ર તે મિત્ર. શુદ્ધ દ્વિતીયા એ આ બંનેનો મેળાપ થાય છે, માટે તે દિવસે તેમને બલિ અર્પણ કરવો જોઈયે." વળી (૧૯ માં.)

"એજ રાત્રીમાં મિત્ર વરુણમાં બીજ રોપે છે, અને જ્યારે તે (ચંદ્ર) ક્ષય પામે છે, ત્યારે એ બીજગાથી ફલ થાય છે."

### વરુણથી જલના રોગ થાય છે.

જલ સંબંધી રોગો--જલોદર (dropsy) આદિ-વરુણના કોપથી થાય છે, અને તે વરુણપ્રઘાસબલિથી મટે છે, એમ ઉપર આવી ગયું છે. આમ રોગો થવામાં પણ દેવોના કોપ અથવા તત્વોના દોષ-કારણરૂપ છે, અને તે તે દેવકોપની અથવા તત્વદોષની શાંતિના ઉપચારો પણ યજ્ઞરૂપંજ છે. જલોદરવાળી પ્રજા યવબલિથી સાજી થઇ હતી, એમ ઉપર આવી ગયું છે. આ ઉપરથી યવમાં એ ગુણ છે કે નહિ તે કહી શકાતું નથી, તોપણ તેમ હોય તો નવાઇ જેવું લાગતું નથી; કેમકે યવના સંબંધમાં ભાવમિશ્ર નીચે પ્રમાણે લખે છે:-

यवः कषायो मधुरः शीतलो लेखनो मृदुः ।
व्रणेषु तिलवसथ्यो रूक्षो मेधाग्निवर्द्धनः ॥
कटु पाकोऽन भिष्यंदी स्वर्यो वलकरोगुरुः ।
वहुवात मलो वर्ण स्थैर्यकारीच पिच्छिलः ॥
कंठत्वगामयश्लेष्म पित्तमेद प्रणाशनः ।
पीनस श्वासकासोरुस्तंभ लोहित तृट् प्रणुत् ॥ *

* જુવો ભાવપ્રકાશ, પૂર્વખંડ, ધાન્યવર્ગ.

( યવ, કષાય મધુર. શીતલ, લેખન, મૃદુ, વ્રણોમાં તિલવત પથ્ય, રુક્ષ, બુદ્ધિ અને અગ્નિવર્દ્ધક, પાકમાં તીખો, કફ નહિ કરનાર, સ્વર્ય, બલકર, ગુરુ, વાયુ તથા મલકર, વર્ણ સ્થૈર્યકર. અને ચીકણો છે. કંઠ અને ત્વચાના રોગ, કફ, પિત્ત, મેદનો નાશ કરનાર છે. પીનસ, શ્વાસ, કાસ, ઉરુસ્તંભ રક્તદોષ, અને તૃષાને મટાડનાર છે. )

આમાં અગ્નિને વધારનાર ઇત્યાદિ કેટલાક ગુણો જલવિકારપર ઉપયોગી લાગે છે, કેમકે અગ્નિ વૃદ્ધિથી જલ શોષણ થવા સંભવ છે. સ્વર્ય અને કફઘ્ન છે, તેપણ ઠીક છે, કેમકે કફાદિ જલમય હોય છે તેથી જલ શોષણથી કફ હરત્વ બની શકે છે. ગમે તેમ હોય, પણ આ બાબત ઉપયોગી જાણી વૈદ્યવિદ્યા પ્રવીણોએ વિચારપર લેવા અર્થે અત્ર લીધી છે.

( વરુણ ક્ષત્ર છે. )

વરુણને રાજા કહેલો હોવાથી તે ક્ષત્ર છે. ( શત-૨-૫-૨-૬). એમ ઉપર પણ આવી ગયું છે ( શત ૨-૫-૨-૩૪ ).

( વરુણનું ભક્ષ્ય મેંઢું છે. )

શતપથ બ્રા. ( ૨-૫-૨-૧૬ ) માં વરુણનું ભક્ષ્ય મેંઢું કહેલું છે. એ પશુ યવ ખાય છે, માટે યવ બલિ વરુણને અપાય છે. આ બલિ અર્પવાથી વરુણ પાશનું બંધન થતું નથી.

( વરુણ લગ્નસાક્ષી છે. )

સ્ત્રી પુરુષનાં લગ્ન થાય છે તેનો સાક્ષી વરુણ દેવ છે. ( શતપથ. ૨-૫-૨-૨૦ ).

( અગ્નિ, વરુણ અને ઇંદ્ર, દેવોના નાયક છે. )

શત. ( ૨-૬-૪-૧, ૨.૩, ૪ ) માં અગ્નિ, વરુણ, અને ઇંદ્રને દેવતાઓના નાયક કહેલા છે, તેથી તેઓ મુખ્ય દેવો છે.

( વરુણ આદિત્ય. )

દેવતાઓ વચ્ચે મહત્વનો વાંધો પડયો. અગ્નિ અને વસુ વચ્ચે, સોમ અને રુદ્ર વચ્ચે, વરુણ અને આદિત્ય વચ્ચે, અને ઇંદ્ર તથા મરુત વચ્ચે. આથી તેઓ લડવા લાગ્યા તેથી રાક્ષસો બલવાન્ થયા. ત્યારે તેમનું સમાધાન કરી ઇંદ્રને મહત્વ આપ્યું. ( શત. ૩-૪-૨-૧, ૨ ). આથી વૈશ્વદેવમાં અગ્નિ રાજા, વરુણપ્રઘાસમાં વરુણ રાજા, શાકમેધમાં ઇંદ્ર રાજા ગણાવા લાગ્યા.

આ વિષયના પ્રારંભમાં અગ્નિ, ઈંદ્ર અને વરુણનેજ બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર કહેલા છે, એ વાતને આ શાસ્ત્ર વાક્યથી પુષ્ટિ મળી શકે છે, એટલુંજ નહિ પરંતુ વસુ, સોમ અને આદિત્ય, એ ત્રણ દેવો પણ એજ ત્રિપુટીરૂપ જણાય છે. વસુને અગ્નિ સાથે સરખાવેલ છે, તેથી બ્રહ્મા સાથે મળી શકે છે સોમને રુદ્ર સાથે સરખાવેલ છે, અને વરુણની સાથે આદિત્યને સરખાવેલછે આદિત્ય વિષ્ણુને સ્થળે અત્ર આવતાં વરુણ વિષ્ણુને સ્થાને આવી જાય છે પરંતુ બ્રહ્મા, વિષ્ણુને રુદ્ર, એ ત્રિપુટીમય એકજ બ્રહ્મનાં ત્રણરૂપો કલ્પાય છે. ત્રણદેવો જુદાજુદા નથીજ, તેથી કાર્યપરત્વે અરસપરસ વિરોધ જણાય તેવી રીતે એક બીજાં નામોથી તે વ્યવહારાય છે, માટે ભેદબુદ્ધિથી નહિ જોતાં આમાં શંકાને અવકાશ મળી શકે તેવું નથીજ.

(યવની ઉત્પત્તિ.)

વરુણના યવ કેમ કહેવાયા, તેને માટે શત. (૪–૨–૧–૧૧) મ એક વાત એવી છે કે એકવાર વરુણે સોમને જમણી આંખમાં માર્યું, તેથી તે સૂજી ગઈ. તેમાંથી અશ્વ ઉત્પન્ન થયો. સૂજેલી આંખમાંથી થયો માટે 'અશ્વ' કહેવાયો. એ આંખમાંથી અશ્રુબિંદુ નીચે પડયું તેમાંથી યવ થયા આથી યવ વરુણના કહેવાય છે. આથી આંખનો સોજો ઉતારવામાં યવ વપરાય છે.

(વરુણે સૂર્યને માર્ગ કરી આપ્યો છે).

ઋગ્વેદ (૧–૨૪–૮) માં છે કે સૂર્યને ફરવાનો માર્ગ વરુણે કરી આપેલો છે.

પ્રો. મોનિયર વિલિયમ્સ વરુણનો અર્થ "આચ્છાદન" (Investing sky) કરે છે, તે વાસ્તવિક છે. તે ઉત્પત્તિક્રમમાં તૃતીય મૂકે છે. (૧) ઇશ્વર (૨) ઘૌસ, (૩) વરુણ. ઘૌસ સૂક્ષ્માકાશ છે, અને વરુણ સ્થૂલાકાશ છે-વાતાવરણ.

(વરુણનું વાહન મત્સ્ય.)

વરુણનું વાહન મત્સ્ય છે. વરુણ શબ્દ વાતાવરણ વાચક હોવા છતાં 'જલયુક્ત વાતાવરણ' છે. તે જલનો દેવ કહેવાય છે. તે જલમાં વસે છે માટે જલમાંનો વાયુ છે, તેથી તેનું વાહન જલમાં વસતું સામાન્ય પ્રાણી મત્સ્ય છે. આ ઉપરથી વરુણનો અર્થ વાતાવરણ સિદ્ધ થાય છે.

(વારુણોપપુરાણ.)

વરુણ સંબંધી સંપૂર્ણ જ્ઞાન મેળવવા માટે વારુણપુરાણ નામે ઉપપુરાણ છે, તેમાંથી મળી શકે છે. અપૂર્ણ

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૬ મું.] ચૈત્ર. સંવત ૧૯૫૪. [અંક ૬ ઠ્ઠો.

॥ यतो धर्मस्ततो जयः ॥

## गणपति स्तुति.*

ગમક છંદ.

गौरी तणा पुत्र गजदंतले शीर्ष— १
नामी स्मरुं नित्य आयुष्य कामार्थ. २
वक्रतुंडज वळी एकदंतो अने ३
कृष्ण पिंगाक्ष गजवक्त्र लंबोदरे. ४
विघ्नराजा विकट धूम्रवर्णो वळी ५
भालचंद्रज विनायक गजानन तथा, ६
गणपतिँ नाम ए चार नर जे जपे, ७
त्रण समे संधिमां विघ्न तेने नहिँ. ८
सर्व सिद्धिँ मळे, पुत्र विद्या मळे, ९
धन अने मोक्षगति इष्ट सर्वे मळे. १०
गणपतिँ स्तोत्र आ मास षट् जे जपे. ११
फल मळे—प्राप्त सिद्धिज वर्षे वने. १२

## शिवस्तुति.†

વામ છંદ.

नाग तणा इन्द्र तणो हारतो धर्योज कंठ,
लोचन त्रि, भस्म अंग रागतो धर्यो महेश. १

* નારદપુરાણાંતર્ગત સંકટનાશન ગણપતિ સ્તોત્રનું ભાષાંતર છે

† શંકરાચાર્ય કૃત શિવપંચાક્ષરસ્તોત્રનું ભાષાંતર છે.

मंदाकिनी जलवडे घसेल चंदनेथी तो–
चर्चित नंदीश्वर, वळी आदिनाथ, महा इश. २
पुष्पतो मंदार तणाथी बहु सुपूजित जे;
गौरीमुख कमल तणा वृंद विषे सूर्य समा, ३
दक्ष तणा यज्ञनो विनाशकार शिव एवा,
नीलकंठ, वृषभध्वज, पूजितज मुनींद्र देव. ४
गौतमज वसिष्ठ अने कुंभजादिथी विशेष,
अर्क चंद्र वैश्वानर रुप नयन छेज, अने ५
यक्षरुप, जटाधारी, वळी पिनाक हस्त अने–
दिव्य, सनातनज नमःशिवायने नमु खरे. ६

---

## શાસ્ત્રભાવના.



( સાંધણ પૃષ્ટ ૧૦૫ થી. )

પરંતુ ઉપર બતાવેલી બીજી ભાવના–વૃદ્ધ નવીનોની ભાવના પ્રાચીન ભાવનાના અર્થો પોતાના વિચારોને અનુકૂળ કરવાની ભાવનાને તો આપણે–તે ભાવના ઉચ્ચ હોવા છતાં તેમાં સ્વવિચારની અનુકૂલતા લાવવારૂપી મહાન્ દોષને લીધે–મૂર્ખભાવના કહી શકિયે, તો તેમાં કંઈ અવાસ્તવિક હોય એમ જણાતું નથી.

ત્યારે હવે આ ત્રણે મનોમાંથી એકકે છેક નિર્દોષ નથી, તો પણ પ્રથમ વૃદ્ધ પ્રાચીન, પછી કેવલ નવીન, અને છેલ્લે વૃદ્ધ નવીન, એ પ્રમાણે ક્રમસર નિર્દોષ માનીશું તો વાસ્તવિક છે.

એટલું તો બેશક ખરૂંજ છે કે જુનામાં કાંઇજ ફેરફાર ન કરવો એમ માનવાથી તો નવીન શોધો, ઇત્યાદિ કંઈજ બનશે નહિ; અને આજે રેલ્વે, તાર, ઈત્યાદિ આપણે જે બુદ્ધિદેવીના મહા પ્રતાપથી સંપાદન કરેલ છે, તેવું કંઇ પણ થાયજ નહિ; તેમજ 'શાસ્ત્રોમાં કશી શંકાજ ન કરવી,' આમ કહેવું કે માનવું–તે પણ–'શાસ્ત્રોમાં શંકાનો અવકાશજ નથી'–એમ કહેવા કે માનવાના કરતાં વિશેષ મૂર્ખાઇ ભરેલું છે.

તેમજ શાસ્ત્રોના અર્થ નહિ સમજતાં તેઓ ગપોડાં છે–મૂર્ખ બ્રાહ્મણોની આજીવિકા માટેનાં–લોકોને ઠગનારાં પોથાં છે, એમ કહેવું, અને બ્રહ્મસૂત્રો જેવા મહા જ્ઞાનમય ગ્રંથની સંકલના કરનાર–વ્યાસનેતો મહા વિદ્વાન્ નિર્વિવાદરીતે ઠરાવીને પછી તેજ વખ્તે પુરાણોના પોથાંનાં ગપ હાંકનાર વ્યાસને મૂર્ખ બ્રાહ્મણ કહેવો, એના જેવી મૂર્ખાઇજ કઇ? એ તો મૂર્ખાઇની પરાકાષ્ઠા–અવધિ–થયો કહેવાય?

આ પ્રમાણે વૃદ્ધ પ્રાચીનો, તેમજ કેવળ નવીનો–એ બે પરસ્પર છેક વિરૂદ્ધ વિચારના મનુષ્યોના મતો સ્પષ્ટ રીતે દૂષિત જણાવાથીજ વૃદ્ધ નવીનોનું ત્રીજું મત ઉદ્ભવ પામેલ છે- એટલે કે શાસ્ત્રોને માનવાં તો ખરાં પણ તેના અર્થો યોગ્યાયોગ્યતાની તુલના કરીને વિશેષ વાસ્તવિક લાગે તેવા કરવા, પરંતુ યોગ્યાયોગ્યતાની તુલના કરવામાં તથા વિશેષ વાસ્તવિકતા તપાસવામાં–ચલિત મનનું પ્રાબલ્ય થવાથી સ્વેચ્છિક–કૃત્રિમ–અર્થ–પોતાની ઇચ્છાને અનુકૂળ તેજ લેવામાં આવે–તેથી એ મતમાંતો કલ્પિત અર્થોનો વધારો થઇ ખીચડો–સંકર–શ્રષ્ટતા–માત્ર ઉત્પન્ન થાય છે,–અને એ રીતે એ ત્રીજું મત પણ કેવળ દૂષિત થઈ પડેલ છે.

એ રીતે ત્રણે મતો દૂષિતજ હોવાથી–ગરબડાટ–ગોટા થઈ પડેલો છે; તેટલા માટે કોઈ પણ નિર્દોષ–માર્ગ કેવલ નિર્દોષ માર્ગ પણ હોવો જોઇએ;–પછી ભલે મતભેદને લઇને તે હાથ ન લાગી શકે, અથવા હાથ લાગેલો છે, એમ જાણી શકાય નહિ–પરંતુ તે હોવો તો જોઇયેજ. એ ચતુર્થમાર્ગને આપણે 'સત્યમાર્ગ' કહીશું, અને એ માર્ગે વર્તનારાઓને જોકે તેવા હોઇ શકે, પણ ફલાણો તેવો છે, એમ કહી શકાય તેવુ નથી–આપણે તેને **શુદ્ધ કે કેવલ પ્રાચીન** અથવા **સત્યસમ્પ્રદાયી** કહી શકીશું.

આવી શુદ્ધ પ્રાચીન ભાવનાજ સત્ય છે, અને તેજ વિશ્વનિયમાનુસાર હોઇ–જો તે ગ્રહણ કરવામાં આવે, તો–સર્વ પ્રકારે સુખકર નીવડેજ, અને એથીજ આપણે પ્રાચીન આર્યો જેવા થઈ શકીયે; પરંતુ તેઓ શાસ્ત્રાદિકનાજ સત્ય અર્થો–રહસ્યો–બતાવે, તે એવા હોય છે કે સ્થૂલદૃષ્ટિથી જોતાં તેમાં દોષો માલમ પડે,–અને તેથી આવા સત્ય માર્ગે ચાલનારાઓને વૃદ્ધપ્રાચીનો નાસ્તિકની અને વૃદ્ધ નવીનો પણ નાસ્તિકની ઉપમા આપે છે; અને કેવલ નવીનો તેમને મૂર્ખ ઠરાવે છે. આમ હોવાથી એ મત સત્ય હોવા છતાં ચાલી શકતું નથી.

પુરાણાદિ ગ્રંથો એવા છે કે તેમાં રૂપકથી સત્યને યથાસ્થિત બતાવ્યું છે. સત્યનાંજ સર્વ રૂપો—નામો—છે, છતાં તે નિરવયવ છે, તેથીજ તે સ્થૂલદૃષ્ટિથી જોઇ શકાય તેવું નથીજ—માટેજ તેમાં દોષ જણાય; અને તેથી કરીને ઉપરના ત્રણે પ્રકારના મનુષ્યો તેને સ્થૂલદૃષ્ટિથીજ અવલોકે છે, માટેજ ભૂલ કરે છે; પરંતુ સૂક્ષ્મદૃષ્ટિથી જોતાં તો તે નિર્બાધિતજ છે, એમ જણાયા વિના રહેજ નહિ એ સત્યાર્થ બતાવવા સારૂ પુરાણાદિના રહસ્યાર્થો બતાવી તેમનાં પૃથઃકરણ કરવાનું અત્ર બની શકે તેમ નથીજ, તો પણ એ વિષે રા. રા. મણિલાલ નભુભાઈના સિધ્ધાંતસારમાંની પુરાણ ભાવનાનું પ્રકરણ વાંચી જોવા હું ભલામણ કરવા રજા માગું છું;—અને અત્રેતો તે વિષે સહજ તત્વો બતાવવાનું બની શકશે.

આ સૃષ્ટિની રચનાજ એવી છે, કે સર્વત્ર ભેદજ જણાય છે. એક નિરવયવ નિર્ગુણ—અનાદ્યનંત—અનિર્વચનીય—અવર્ણ્ય—અવ્યાકૃત—સત્ય તત્વજ છે, તે સિવાય કંઇ છેજ નહિ. આ સત્યજ અનેક નામરૂપે ભાસે છે તેજ સાવયવ સગુણ—આદ્યંત—વર્ણનીય, વ્યાકૃત, અસત્યરૂપે ભાસે છે?—અર્થાત્ એ સત્ય ગમે તેવું છે, નિરવયવાદિ છે, છતાં તે સાવયવાદિ દેખાય છે, માટે વિરોધ આવશે. નિરવયવને સાવયવ કેમજ કહેવાય? તેટલા માટેજ તેને અત્ર 'છે' એમ નહિ—પણ 'ભાસે છે' એમ કહેલું છે—અર્થાત્ નિરવયવીનું સાવયવીત્વ—તે 'ભાસે છે' એમ કહેવાથીજ—માનવાથીજ—અને ખરેખર તેમજ છે—અવિરોધ આવી શકે છે. હા અને ના, અસ્તિત્વ અને નાસ્તિત્વ, સત્ય અને અસત્ય, અવ્યાકૃતત્વ, અને વ્યાકૃતત્વ ઇત્યાદિ.—અરસપરસ છેક વિરૂદ્ધ ધર્મો—ગુણોનો, આ મતમાં—અવિરોધ થાય છે.

'દૃષ્ટિ' શબ્દનાજ મૂળ બે અર્થો થાય છે—એક સ્થૂલાર્થ—બીજો સૂક્ષ્માર્થ. સ્થૂલલાર્થમાં આપણી જોવાની ઇંદ્રિય—ચક્ષુ; અને સૂક્ષ્માર્થમાં વાચ્યાર્થ લેવાયછે. दृश्—જોવું, એ ધાતુ ઉપરથી દૃષ્ટિશબ્દ ઉત્પન્ન થયો છે તે સંસ્કૃત ભાષાનો છે. 'જોવું' એ ધાતુનો મૂળ વાચ્યાર્થ 'જાણવું'—'જ્ઞાન પામવું'—એવો છે, તેજ સૂક્ષ્માર્થ છે. સ્થૂલાર્થ પ્રમાણે ચક્ષુરિંદ્રિયથી કોઇ પણ વસ્તુનું પ્રત્યક્ષ દર્શન કરવાની ક્રિયા થાય છે.

સૂક્ષ્માર્થ કે વાચ્યાર્થ—જાણવું. જ્ઞાન પામવું.

સ્થૂલાર્થ કે લક્ષ્યાર્થ—આંખ વડે કરીને કોઈ વસ્તુનું પ્રત્યક્ષ દર્શન કરવું.

અત્ર આપણે એ નિયમ યાદ રાખવાનો છે કે જ્યાં જ્યાં મુખ્યાર્થ કે વાચ્યાર્થનું ગ્રહણ બંધ બેસતું નજ આવે—વિરોધાભાસ થાય—ત્યાં ત્યાં લક્ષ્યાર્થનું ગ્રહણ કરવું જોઇએ. આ પ્રમાણે અત્ર 'દૃષ્ટિ' શબ્દનો વાચ્યાર્થ ગ્રહણ થઇ શકે છે કે નહિ એ જોવું જોઇયે. જો થાય તો લક્ષ્યાર્થની જરૂર નથી, ને જો ન ગ્રહણ થઇ શકે તોજ લક્ષ્યાર્થ લેવો ઉચિત છે. અત્ર વાચ્યાર્થ ગ્રહણ થઇ શકે છે, કારણ કે અત્ર આપણે સિદ્ધ કરી આવેલા છિયે કે એક પરમ અવ્યાકૃત ચેતન-મહા નિયમ—નિરવયવી નિયમ—ને જોવાનો—અવલોકવાનો—જાણવાનો છે; અને એ પણ ઉપર આપણે સિદ્ધ કરેલુ છે કે એ નિયમ વિનાની કોઇ વસ્તુ છેજ નહિ, આ સર્વ, જે કંઇ इदं શબ્દથી વ્યવહરાય છે, તે પણ તેનોજ ભાસ છે—પ્રતિબિંબ જે ખરેખર તો કંઈ નથીજ; ત્યારે પછી જોનાર કહો, જોવાની વસ્તુ કહો, કે જોવાની ક્રિયા કહો, તે સર્વ માત્ર વસ્તુતઃ એકજ મહા-નિયમ છે. જોનાર પણ તેજ મહા નિયમ છે, જોવાનો પણ તેજ મહા નિયમ છે, અને જોવાની ક્રિયા તે પણ તેજ મહા નિયમ છે. એ પ્રમાણે જોનાર, જોવાનું ને જોયું એ ત્રણે એકજછે, માટે અત્ર પ્રત્યક્ષ દર્શનનો સંભવ નથી, પણ પરોક્ષ દર્શનનો સંભવછે, તેટલા માટેજ અત્ર વાચ્યાર્થનું ગ્રહણ માત્ર થઇ શકેછે. એટલુજ નથી, પણ લક્ષ્યાર્થનો અવકાશજ નથી. વાચ્યાર્થનીજ આવશ્યકતાછે. તેથી અત્ર વાચ્યાર્થ લેતાં 'દૃષ્ટિ' એટલે 'જ્ઞાન' એવો અર્થ થાય છે, જ્ઞાતા, જ્ઞાન, ને જ્ઞેય—દૃષ્ટા, દર્શન, ને દૃશ્ય, એ ત્રણે ત્રિપુટીનું ઐક્ય—અવિરોધ—અભેદ—સ્પષ્ટછે.

આમ છે, માટેજ દૃષ્ટિ—જ્ઞાન પોતેજ અનાદિત્વ પામી શકશે; તે સિવાય બીજી કોઇ વસ્તુનું અસ્તિત્વજ અશક્ય થઇ પડે છે. આ પ્રમાણે 'દૃષ્ટિ' એટલે 'જ્ઞાન' અર્થ લેતાં સર્વ પ્રકારે અવિરોધજ સિદ્ધ થાય છે—અભેદ—સિદ્ધ થાય છે, અને તેથી શંકા કે અસંતોષનો અવકાશજ રહેતો નથી,

આ પ્રમાણે અસંતોષનો નિરવકાશ થવાથી અખંડ સુખનોજ ભાવ માત્ર અવશેષમાં માલમ પડે છે, તેજ અખંડ સુખ છે; માટે અભેદને યથાર્થ સમજીને પછી અવિરોધી તે સર્વ સવાલોનાં નિરાકરણો કરવાથી તે સત્ય સિદ્ધાંતોજ બંધાતા આવે છે. એવી રીતે નિયમોને નક્કી કરવાથી ખરેખરા વિશ્વનિયમો હાથ લાગે, અને તોજ સર્વ વિરોધ ટળી જઇને સુખકર નિયમો ઘડાય, અને તેથીજ સર્વના દુઃખનો અંત આવી ખરી સુખપ્રાપ્તિ થઇ શકે ! બાકી તે વિના તો વિરોધને રસ્તે જવાથી તો સુખ પ્રાપ્તિ કદી થવાની નહિજ.

એ રીતે સર્વોત્તમ સત્યમાર્ગ—કેવલ પ્રચીનોનો છે, તે વિશ્વનિયમાનુસાર હોઇ સુખકર છે, અને તેથી એ માર્ગે જવાની પૂરેપૂરી જરૂર સિદ્ધ સમજાય છે, ને તેથી તે માર્ગે જવામાં નડતાં વિઘ્નો દૂર થવાં જોઇયે.

મૂળ પ્રાચીન ભાવનાનુસાર—સત્ય વિશ્વનિયમાનુસાર—અત્રત્ય ધોરણપર સંસાર સુધારો સ્થાપવામાં આવેથી સુખકર થાય, એમ ઉપરથી સિદ્ધ થાય છે.

---

# ગાયત્રી.

( સાંધણ પૃષ્ટ ૧૧૫ થી ).

હવે આપણે શતપથ બ્રાહ્મણમાંના ઉપરના ઉતારા ઉપર સહજ અવલોકન ચલાવીશું, કેમકે તેમ નહિ કરવાથી એ ઉતારાનાં મૂળ વાક્યોનો અર્થ યથાર્થ ન સમજાય તો પાશ્ચાત્ય વિદ્વાનોના મતાનુસાર વેદમાં બાળક છોકરાં જેવાં લખાણો છે, એવી બ્રાંતિ અમારા આર્ય બંધુઓને પણ થાય !

પ્રારંભ મંત્ર (૧—૩—૫—૯) માં ગાયત્રીને કાલમાન સાથે સરખાવીને ૧૫ ગાયત્રીનાં ૩૬૦ પદ તથા ૧ વર્ષના ૩૬૦ દિવસ કહેલા છે. આ ઉપરથી એકેક પદ તે એકેક દિવસની બરોબર તથા ૧૫ ગાયત્રી જપના કાલ ને ૧ વર્ષ બરોબર કહેલો છે. તેમજ પાછો (૧—૩—૫—૧૫ માં) આપણા એક શ્વાસોશ્વાસના કાલને એક ગાયત્રી મંત્રના જપ જેટલો કહેલો છે. એક ગાયત્રી જપાય તેટલો કાલ એક શ્વાસોશ્વાસમાં ચાલવો જોઇએ. તે પ્રમાણે ન બની શકે, એટલે કે એક જપથી ઓછો શ્વાસ ચાલે, અગર પરાણે શ્વાસ ખેંચવો પડે તેટલી શરીરમાં ખામી કે રોગ ગણાય છે; પરંતુ તેમજ થાય તો તે તનદુરસ્તીનું ચિહ્ન છે. શ્વાસ બહારથી નાકમાં લેવો તેને પૂરક કહે છે. લઇ રહ્યા પછી જરા રોકવો તેને કુંભક અને પાછો મૂકવો તેને રેચક કહે છે. આ પૂરક, કુંભક અને રેચકમાં ગાયત્રીનાં ત્રણ પાદ જપાવાં જોઇએ.

હવે ત્યારે એમ સિદ્ધ થયું કે એક ગાયત્રી મંત્ર તે એક શ્વાસોશ્વાસ, તેમજ એક રાત્રિદિવસ કે તિથિની બરોબર છે, અને એથી ૧૫ ગાયત્રી કે પંદર તિથિની બરોબર ૩૬૦ રાત્રિદિવસ કે ૧ વર્ષ કહેલું છે. આ વર્ષ અને દિવસ, તે આપણે ગણિએ છિયે તે નહિ, પણ આપણા પિંડનાં કે શરીરનાં છે. આપણે

શ્વાસ લેઇએ તે કાલ ને દિવસ અથવા પૂર્ણદાન દિવસ, કુંભકાલ નાથા સમય અને રેચકકાલ રાત્રિ છે. આવા ૧૫ શ્વાસોશ્વાસ ચાલી રહે, અથવા ૧૫ ગાયત્રી જપાઈ રહે, અથવા ૧૫ તિથિ પૂરી થાય, તેટલા કાલને ૧ વર્ષ કહેલ છે. આમાં શંકા થાય છે, કે તે કાલનો પક્ષ થવો જોઇએ અને તેથી ૧ પક્ષનેજ ૧ વર્ષ કહેલ જણાય છે ત્યારે આપણા શરીરમાં ૧૫ શ્વાસોશ્વાસ પૂરા થવા તે ૧૫ દર તિથિઓ થાય છે, અને તેમાં ૨૪ અક્ષરનો એક મંત્ર, એ પ્રમાણે ગણતા ૩૬૦ અક્ષર કે પદનો જપ એક પક્ષમાં થાય છે પરંતુ ૧ તિથિમાં ૨૪ અક્ષરનો ૧ મંત્ર જપ ગણતાં ગાયત્રીના પ્રત્યેક વર્ણો એકેક હોરા કે કલાક રૂપ થાય છે

આ રીતે માનુષી અથવા પિંડગત દિવસ રાત્રિ આદિનું કાલમાન ગણાય છે. અને એ કાલમાનને આ બ્રહ્માંડ ગત આપણા વ્યવહારમાં વપરાતા કાલમાન સાથે મેળવી સરખાવતા મળતુ આવી જાય છે. અર્થાત ગાયત્રી, શ્વાસોશ્વાસ રૂપ તથા એક તિથિરૂપ છે, અને એ ઉપરથી વર્ષાદિ ગણત્રી ગાયત્રીથીજ થાય છે આ ઉપરથી એક સમજ મળી છે કે મનુષ્યની તનદુરસ્તી અથવા જીવન ગતિનો મૂળ પાયો ગાયત્રી છે અને તેની માત્રાઓ કાળ ઉપરજ સર્વ જીવનગતિનો આધાર રહેલો છે, માટેજ તેનો જપ આરોગ્યતા ખાતર પણ અત્યંત આવશ્યક છે, પણ તે પ્રમાણે શ્વાસોશ્વાસને પણ નિયમિત કરવા જોઇએ. અને ગાયત્રી શ્વાસોશ્વાસને નિયમમાં લાવવાનો કાંટો છે.

હવે (૧-૭-૧-૧) માં એમ છે કે ગાયત્રીનુ ગમન સોમ (ચંદ્ર) તરફ થાય છે, અને એ ગમનમા તે પદ રહિત ધન્વીને સાથે લેઈ જાય છે, અને એ પ્રમાણે કરવામાં તેને કાલ તરફ લક્ષ્ય નાખવુ પડે છે વળી તેજ મંત્રમાં ગાયત્રીનેજ "અથવા" શબ્દ વાપરીને સોમ રાજા કહેલ છે, અને ધન્વીને તેના પર્ણ તરીકે કહેલ છે અને એ પર્ણ 'પાદરુ' નીચે પડે છે ત્યારે તેમાંથી પલાશ (ખાખરા) નુ વૃક્ષ બની જાય છે

આમા ધન્વી શબ્દ પ્રાણ વાચક છે પ્રાણનો રોધ કરી ગાયત્રી જપ કરવાનુ ઉપર કહેલુ છે, તે પ્રમાણે રોધ કરીને પ્રાણ વાયુને નીચેથી ઉપર ચઢાવવો તેને યોગ ક્રિયા કહે છે તે ગાયત્રી જપ સહિત થાય છે ગાયત્રી જપ ઑંકાર પૂર્વક જપવી જોઇએ. એ ઑંકાર વા પ્રણવ, તેજ પ્રાણ છે, ને તેજ ધન્વી છે તેની સહિત ગાયત્રી ઉપર ગમન કરે છે, એટલે કે ઑંકાર સહિત ગાયત્રી જ

ધન્વીને પ્રાણને ઉપર ચઢાવવો. ષટ્ચક્રમાં પ્રાણ પ્રવાહને ચઢાવીને છેલ્લા આજ્ઞા ચક્રમાં સોમ મંડલ છે ત્યાં લઇ જવાનું કહેલું છે.

સોમ પાનને આનંદ રૂપ કહેલ છે, તેથીજ જીવાય છે. સાધારણમાં જે અમૃત કહેવાય છે તેને જીવનનું રૂપ આપેલું છે. જીંદગીનો ઝરો. આ ઉપરથી જીવનરૂપ અમૃત તેજ સોમપાન છે, ને તે પ્રાણાયામાદિ ક્રિયા યોગથી ગાયત્રીને પ્રણવોચ્ચાર સહિત સોમ પ્રતિ લઈ જવાથીજ જીવનનો આનંદ આરોગ્યતા પ્રાપ્ત થરી શકાય છે. સોમ રૂપ જીવન પ્રતિ ગાયત્રી સહિત ધન્વીનું ગમન, તેનો આમ અર્થ થાય છે. પ્રાણ રૂપ ધન્વીના નીચે પતનથી તે પલાશ વૃક્ષ બને છે. **पल्** ધાતુ ગમન વાચક છે અને **अश्** ધાતુનો અર્થ 'મેળવવું', 'ભોગવવું', થાય છે. ઉપર જઇને જીવનને મેળવવું અથવા ભોગવવું, એવો પલાશનો અર્થ છે. કંઠમાંથી છાતીના ભાગમાં આ પલાશ વૃક્ષ છે, તેને હાલના સાયન્સમાં ફેફસાં કહે છે, તેમાં પ્રાણ તત્ત્વ રહે છે. હાલના વૈધક મત પ્રમાણે પણ ફેફસાંનું કર્મ રક્તને ઉષ્ણતા આપવાનું છે. ઉષ્ણતાજ જીવનગતિ રૂપ છે–પ્રાણ–છે. એ પ્રાણ રૂપ વૃક્ષ અધો મુખ છે. એ સર્વ વાત **વૈદ્ય** વિદ્યાથી પણ સિદ્ધજ છે.

હવે જોવાનું એ છે કે એ વૃક્ષને **પલાશ** નામ આપેલું છે તે ધાતુના અર્થ પ્રમાણે તો યોગ્ય છે, પરંતુ તેને ખાખરા સાથે શો સંબંધ છે? ખાખરાનુ સંસ્કૃત નામ **પલાશ** છે, અને વૃક્ષ વાચક જીવનને વૃક્ષનું રૂપ આપતાં એ નામ મળતું આવી જાય છે. **पर्ण्** ધાતુનો અર્થ 'લીલું કરવું' થાય છે. ( **वसंतः पर्णयतिचंपकं** ) આ ઉપરથી જીવનની પુષ્ટિ રૂપ લીલું કરવાનો અર્થ પર્ણ શબ્દ સૂચવે છે; માટેજ પલાશ વૃક્ષ જીવનનું ઝાડ છે, ને તે ગાયત્રી કે સોમથી તાજું થઇ પ્રાણ પોષણ કરે છે.

( ૨–૨–૪–૨ ) માં કહેલું છે કે દેવતાઓને માટે ગાયત્રી સોમને લેઇને ઉપરથી નીચે આવતી હતી, તેવામાં માર્ગમાંથી વિશ્વાવસુ નામનો ગાંધર્વ ગાયત્રી પાસેથી સોમને હરી લઇ ગયો.

**विश्वस्यवसुःविश्वावसुः ।** વિશ્વ નામ આખી સૃષ્ટિનું છે, અને વસુ નામ સંપત્તિનું છે. વિશ્વની સંપત્તિ રૂપ, તે વિશ્વાવસુ છે. ગંધર્વ શબ્દના અર્થો 'ગાયન કરનાર' 'વાણીની શુધ્ધ કરનાર', અને 'અશ્વ' થાય છે. આ ઉપરથી તે શબ્દ વેગવાન મનનો ઘોડો કે તર્કનો વાચક થઇ શકે છે. મનન વા તર્કથી

કરાતા ધ્યાન રૂપ યોગમાં સોમ લાવવાની ક્રિયા થાય છે, તેમાં વિક્ષિપ્ત તર્ક વચમાં આવીને સોમને લઇ ગયો. અર્થાત્ ભ્રમ ઉત્પન્ન થતાં યોગનો ભંગ થયો, એટલે પ્રાણ પ્રવાહમાં વિક્રિયા થાય છે, કેમકે સોમપાન ન થવાથી શારીરિક તત્ત્વો રૂપ દેવો પુષ્ટ થઈ શક્યા નહિ. આથી એ દેવોમાંથી નિશ્ચયાત્મક બુદ્ધિ આદિ દેવોએ જાણ્યું કે વિશ્વાવસુ ગંધર્વ સોમને હરી ગયો છે. જે ધન્વી અથવા પ્રાણ ગાયત્રીની સાથે ગયો હતો તેજ એ સોમને લેઇ ગયો, એ ધન્વીજ વિશ્વાવસુ છે. શરીર રૂપી વિશ્વમાં વ્યાપ્ત પ્રાણ વાયુ છે, અથવા શરીર રૂપી વિશ્વના પાલક વિશ્વ દેવ છે. વિશ્વદેવા (અગ્નિરૂપ પ્રાણદેવ) ૧૦ કહેવાય છેઃ—

वसुःसत्यःक्रतुर्दक्षःकालःकामो धृतिःकुरुः।
पुरूरवा माद्रवाश्च विश्वेदेवाःप्रकीर्त्तिताः ॥

અર્થઃ-વસુ, સત્ય, ક્રતુ, દક્ષ, કાલ, કામ, ધૃતિ, કુરૂ, પુરૂરવા, અને માદ્રવ,—વિશ્વેદેવો કહેવાય છે.

ગાયત્રી પાસેથી ધન્વી સોમહરી ગયો એટલે દેવતાઓએ વાચ્‌ને તેની પાસેથી તે લઇ આવવા મોકલી છે, કેમકે ગંધર્વો સ્ત્રીઓમાં આસક્ત હોય છે. આમ ( ૩–૨–૪–૩ માં ) કહેલું છે. વાચ્‌પર્ણ તર્કવાચક છે. અને પ્રાણરૂપી મનનો ઘોડો કામને વશ થાય તેવો છે, તેથી વાચ્‌રૂપ તર્ક તેને વશ કરીને તેની પાસેથી સોમ લઇ આવી છે. પોતાને ફુસલાવીને આ વાચ્ સોમને લઇ ગઇ તેથી વિશ્વાવસુ દેવો પાસે આવ્યો છે અને છેવટ દેવો તથા તેની વચ્ચે એમ ઠરાવ થયો છે કે સોમ દેવતાઓ લે અને વાચ્‌ને ગંધર્વો રાખે. આમ ( ૩–૨–૪–૪ માં ) છે. આ પ્રમાણે વાચ્‌તર્કને વરી અને અમૃતરૂપ પોષક સોમથી દેવતાઓ—શારીરિક બીજાં તત્વો—પોષણ પામવા લાગ્યાં.

આટલે સુધી આ પ્રસંગ છે. હવેથી બીજો પ્રસંગ ચાલ્યો છે. ગાયત્રી એક છંદ છે. ઋગ્વેદમાં છંદો સાત કહેલા છે, આ સર્વમાંથી સોમવાહકતો ગાયત્રી છે ભગવદ્ગીતા ( ૧૦–૩૫ ) માં શ્રી કૃષ્ણ પરમાત્માએ અર્જુનને કહેલું છે કે गायत्री छंदसामहम् ( છંદોમાં ગાયત્રી હું ). ઋગ્વેદ ( ૩–૬૨–૧૦ ) માં ગાયત્રી મંત્ર આખો આવે છે. ગાયત્રીમાં આખું સૂક્ત હોય તે ગાયત્ર કહેવાય છે. આ વિષય અતિ ગહન અને ઉપયોગી છે. તેમાં ઘણો ગૂઢ અને ગુપ્ત અર્થ રહેલ છે. હવે પછી બીજા છંદો તેમજ આ ગાયત્રીના સંબંધમાં વિશેષ બોલીશું.

અપૂર્ણ.

---

# वरुण.

( સાંધણ પૃષ્ટ ૧૨૦ થી ).

વરૂણ સંબંધી ઉપર પ્રમાણે હકીકત વેદમાંથી લીધા પછી તેના સંબંધી બીજા પરચુરણ વિચારો આપી એ વિષય બંધ કરીશું. ઉણાદિસૂત્ર ૩-૫૩ માં વરૂણની વ્યાખ્યા वृञुनन् આપી છે. वृ ધાતુ આવરણ વાચક, પ્રતિબંધ વાચક, સત્તાવાચક, વારણવાચક અને પીડાવાચક છે. બીજો ધાતુ वृण् છે, ને તેનો અર્થ 'ખાઇ જવું' થાય છે. વેદમાં જે ત્રણ દેવો અગ્નિ, વાયુ અને ઇંદ્ર છે, અગ્નિમાં ઉગ્ણતા હોવાથી પ્રસારણ ધર્મને લીધે પ્રસારણ વાચક ઉત્પત્તિ કરનાર બ્રહ્મા છે, વાયુમાં વ્યાપક ધર્મ હોવાથી પાલક વિષ્ણુ છે. પ્રાણરૂપ વાયુજ સર્વનું જીવન તથા પોષણ છે, એટલે તેજ વિષ્ણુ છે, અને ઇંદ્ર વા મેઘ સૃષ્ટિને લય કરનાર છે. ઉપર આપણે જોયું કે આ ત્રિપુટી અરસપરસ ભિન્ન ભિન્ન કાર્યો પરત્વે ગુચવાઈ જાય છે. તે પ્રમાણે ઇંદ્ર સૃષ્ટિને પોષે છે, અને બલવાન્ વાયુ સંહારક પણ ગણાય છે. આ જોતાં ઇંદ્ર વિષ્ણુ અને વાયુ રૂદ્રરૂપ જણાય છે. વાયુમાં પોષક શક્તિ અને સંહારક શકિત માનતાં સંહારક રૂદ્રરૂપ વાયુ તેજ વરૂણ દેવ સમજાય છે. આવરણ વાચક વરૂણ વ્યાપક વિષ્ણુરૂપ અને પ્રતિબંધ, સત્તા, વારણ અને પીડાવાચક વરૂણ સંહારક રૂદ્રનું રૂપ જણાય છે.

કાલિદાસ મહાકવિ કૃત કુમાર સંભવ ( ૨-૨૧ ) માં વાલ્મીકિ ઋષિને પ્રચેતા કહેલ છે, અને શ્રી ભાગવત ( ૬-૧૮, ૪ ) માં તેને વરૂણના પુત્ર કહેલ છે. શ્રી ભાગવતનો એ શ્લોક નીચે પ્રમાણે છેઃ—

**चर्षणी वरूणस्यासी द्यस्यां जातो भृगुःपुनः ।**
**वाल्मीकिश्च महायोगी वल्मीकादभवत्पुरा ॥**

અર્થઃ—વરૂણની ( સ્ત્રી ) ચર્ષણી હતી, જેમાં વળી ભૃગુ ઉત્પન થયા, અને મહાયોગી વાલ્મીકિ પહેલાં વલ્મીક ( રાફડા )માંથી થયા હતા. આ પ્રમાણે રામાયણના કર્તા મહાયોગી વાલ્મીકિના પિતા વરૂણ દિતિ અને કશ્યપના નવમા પુત્ર પણ ભાગવતમાં કહેલા છે.

શાંખ્યાયન સૂત્ર ( ૧૬-૧) માં અશ્વમેધ યજ્ઞ પ્રસંગે યજ્ઞ કરનાર રાજાના ગુણોનું ગાન કરવા માટે અર્ધ્વર્યુ વીણા વગાડનારાને બોલાવે છે, તે સમયે દશ

દિવસ સુધી અધ્વર્યુ એકેકી વાર્તા કરે છે. પ્રથમ દિવસે મનુવૈવસ્વત, બીજે દિવસે યમવૈવસ્વત, ત્રીજે દિવસે વરૂણાદિત્ય, ચોથે દિવસે સોમ વૈષ્ણવ, પાંચમે દિવસે અર્બુદકાદ્રવેય, છઠે દિવસે કુબેર વૈશ્રવણ, સાતમે દિવસે અસિતધાન્વન, આઠમે દિવસે મત્સ્યસાંમદ, નવમે દિવસે તાર્ક્ષ્યવૈપાસ્યત, અને દશમે દિવસે ધર્મેંદ્રની વાર્તા કહે છે. આમાં ત્રીજે દિવસે વરૂણાદિત્યની વાત કહે છે. આ સર્વ વાતોને અત્ર સંબંધ નથી તોપણ તે મનોરંજક હોવાથી અત્ર કહીશું. પ્રથમ દિવસે મનુ વૈવસ્વતની વાત કહે છે. તેમાં મનુની પ્રજામાં મનુષ્યને કહેલ છે, અને તેમને માટે વિધામાં ઋગ્વેદ કહેલ છે. અને સૂક્ત પઠે છે.

યમવૈવસ્વતની પ્રજાઓ પિતૃઓને કહેલ છે તથા તેમની વિધા યજુર્વેદને કહેલી છે. અને આશ્વમેધિકાનુવાક પઠે છે વરૂણાદિત્યની પ્રજા ગાંધર્વો છે અને તેમની વિધા અથર્વવેદને કહેલ છે, અને ભિષજ વિધા પઠે છે. સોમવૈષ્ણવની પ્રજા અપ્સરાઓ છે ને તેમની વિધા આંગિરસ વેદ છે, તથા ઘોરવિધા કહે છે.

અત્ર ભિષજવિધા અને ઘોરવિદ્યાના સંબંધમાં ભાષ્યકાર લખે છે કે ભિષજ વિધામાં આયુર્વેદ આવે છે, અને ઘોરવિચા અથર્વ વેદનું એક પર્વ છે. શતપથ બ્રાહ્મણમાં કહેલું છે કે अथर्वणामेकं पर्वयद्भेपजं निशांतं (અથર્વણમાં એક પર્વ છે કે જેમાં વૈદ્યવિદ્યા આવે છે, તથા—घोरमाथर्वणोग्रंथ (આથર્વણ ગ્રંથ ઘોર છે) અર્થાત્ એ બંને અથર્વવેદનાજ ભાગો છે.

અર્બુદકાદ્રવેયની પ્રજા સર્પો ને તેમની વિચા સર્પવિદ્યા કહે છે. શતપથ બ્રાહ્મણમાં સર્પવિદ્યાને માટે કહેલુ છે કે गारुडांकनीयांवा। सर्पविद्याया एकंपर्व॥ (ગારૂડીની વિદ્યા સર્પવિદ્યા એક પર્વ છે). અથર્વવેદનું પર્વ છે. કુબેર વૈશ્રવણની પ્રજા રક્ષસો છે અને તેમની વિદ્યા રક્ષોવિદ્યા છે. कुहूकुरूपा रक्षो विद्या (અંધકાર અને કુરૂપની રક્ષો વિદ્યા છે), શીતપથમાં કહેલુ છે કે देवजन विद्याया एकं पर्व (દેવજન વિદ્યાનું એક પર્વ છે). આશ્વલાયન આને પિશાચ વિદ્યા કહે છે. અસિત ધાન્વનની પ્રજા અસુરો છે અને તેમની વિદ્યા અસુર વિદ્યા છે. ઈંદ્રજાલાદિ આ વિદ્યામાં આવે છે. મત્સ્ય સાંમદની પ્રજા જલચરો છે ને તેમની વિદ્યા ઇતિહાસ વેદ છે. ( इतिहास वेदस्य पृथग्भावेन दर्शनात् ). તાર્ક્ષ્યવૈપાસ્યત, કે જેને આશ્વલાયન વૈપશ્ચિત કહે છે, તેની પ્રજા પક્ષીઓ છે અને તેમની વિદ્યા પુરાણ વેદ છે. ધર્મેંદ્રની પ્રજા દેવતાઓ છે અને તેમની વિદ્યા સામવેદ છે, અને તે ગાય છે.

વરૂણ દેવને ગ્રીક લોકો ઔરાનોસ Auranos કહે છે. આકાશમાંનું વાતાવરણ કે જેને માતરિશ્વા કે પુરાણોમાં ચિત્રગુપ્ત કહે છે અને જે આપણાં કૃત કર્મોની નોંધ રાખે છે, તે વરૂણ છે, કેમકે વરૂણને આપણા કર્મો ઉપર નજર રાખનાર દેવ તરીકે વેદોમાં વર્ણવેલ છે. ( ઋગ્વેદ ૨—૨૮—૮ ). આથી તે કર્મદેવ છે. આના સંબંધમાં શુનઃશેફનું આખ્યાન ( ઋગ્વેદ, ૧—૨૫ ) બહુ રમુજી છે તે અત્રે ઉતારી શું.

૧ તોપણ હે દેવ, વરૂણ, અમે માણસો છિયે માટે હમેશાં તારા નિયમો તોડિયે છિયે.

૨ મૃત્યુથી, વિકાળઘાથી, ધિઃકારયુક્ત ગુસ્સાથી, અમારૂં રક્ષણ કરતો નહિ.

૩ હે વરૂણ, તને શાંત કરવા માટે અમે—થાકેલા ઘોડાને સારથી બાંધે તેમ તારા મનને ગાનથી બાંધિયે છિયે.

૪ માત્ર સંપત્તિનીજ લાલસા રાખનારા તેઓ—જેમ પક્ષીઓ માળામાં નાસી જાય, તેમ—મારાથી જીવ લઇ નાસી જાય છે.

૫ વીર પુરૂષોના વિજયરૂપ પુરૂષને અમે અહીં ક્યારે લાવીશું, સર્વત્ર દૃષ્ટિવાળા વરૂણને શાંત કરીને ક્યારે અમે લાવીશું?

૬ તેઓ સામાન્ય રીતે આને પ્રસન્ન થઇ લે છે, મિત્ર અને વરૂણ; ભાવ સહિત આપનારને તેઓ નિષ્ફળ કરતા નથી.

૭ જે આકાશમાં ઉડતાં પક્ષીઓનું સ્થાન જાણે છે અને જલ ઉપર વહાણને જાણે છે, તે—તે છે.

૮ જે પ્રત્યેકનાં બલિ સહિત બાર માસોને જાણે છે અને પાછળથી થએલા માસને જાણે છે, તે નિયમોનો બાંધનાર છે.

( તેરમો માસ છે તેને માટે સાયણાચાર્ય લખે છે કે अस्तित्रयोदशोमास इतिश्रुतेः )

૯ જે વાયુ, વિસ્તાર, પ્રકાશ અને બલનો માર્ગ જાણે છે; અને જે ઉપર રહે છે તેને જાણે છે.

( ઋગ્વેદ ૭—૮૭—૨ માં વાયુને વરુણનો શ્વાસ કહેલ છે, અને એ જોતાં પણ વરુણ વિશ્વવાચક વાતાવરણ રૂપજ જણાય છે ).

૧૦ કર્મોના નિયામક તે વરુણ પોતાના લોકમાં બેસે છે; તે બુદ્ધિમાન ત્યાં સત્તા ચલાવતા બેસે છે.

૧૧ ત્યાંથી સર્વ આશ્ચર્ય કારક વસ્તુઓને જોતા તે જે થાય છે તે તથા હવે પછી થશે તે પણ જુવે છે.

૧૨ તે કાલનો વિદ્વાન્ પુત્ર આપણી આખી જીંદગીમાં આપણા માર્ગો સરલ કરી આપો? તે આપણું આયુષ્ય વધારી આપો!

૧૩ સુવર્ણાલંકાર પહેરીને વરૂણે તેને પોતાના પ્રકાશીત જભ્ભા ઉપર મુકયો; અને તેની આસપાસ ચોકી કરે છે.

૧૪ જે દેવને નીચો, મનુષ્યને રીબાવનારાઓ, અને કાવતરાં કરનારાઓ પણ ચીડવતા નથી.

૧૫ તે દેવ મનુષ્યોને યશ આપે છે, અને અર્ધયશ નહિ, તે વળી આપણાં નીચાં શરીરોને પણ તે આપે છે.

૧૬ જેમ ગાય ક્ષેત્ર તરફ વળે છે તેમ તેને માટે મારા દીર્ઘ દૃષ્ટિવાળા વિચારો ઉંચે ગમન કરે છે.

૧૭ અમને ફરીથી સાથેજ બોલવા દો, કેમકે મારૂં મધ અણાયું છે; તને જે ગમે છે તે તું ખાય છે. મિત્રને ચાહ.

૧૮ જે દેવને સઘળા જુવે છે તેને હવે હું જોઉં છું; મેં પૃથ્વી ઉપર રથ જોયો; તેણે મારી પ્રાર્થના સ્વીકારી છે.

૧૯ હે વરૂણ, મારૂ આ આવાહન સાંભળ, હવે પ્રસન્ન થા, સહાયની ઇચ્છાથી હું તને આવાહન કરૂ છું.

૨૦ હે બુદ્ધિમાન્ દેવ, તું સર્વનો દેવ છે, પૃથ્વી અને આકાશનો, તારા માર્ગમાં તું સાંભળ.

૨૧ હું જીવી શકું તેટલા માટે ઉપરના દોરડા (બંધન) થી મને મુક્ત કર, મધ્યમાંથી છોડી મૂક, અને નીચેનાથી પણ છૂટા કર.

આ પ્રમાણે વરૂણનું એક સૂક્ત અત્ર નમુના દાખલ-આપેલું છે. હવે શુનઃશેફનું આખ્યાન આપી આ વિષય બંધ કરીશું એ આખ્યાન ઐતરેય બ્રાહ્મણ અને શાંખાયન સૂત્રોમાં છે. આ આખ્યાનમાં દયા ઉપજે તેવી ક્રૂરતા સ્થૂલ દૃષ્ટિથી જોતાં જણાય છે, તોપણ સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં તેમાં બહુ ગંભીર અને ગહન અર્થ શમાયલો દીસે છે. એ આખ્યાન મનોરંજક છે અને તે નીચે પ્રમાણે છે.

અપૂર્ણ.

# रामसिंह.

( સાંધણ પૃષ્ઠ ૧૧૦ થી ).

તે બ્રાહ્મણ બોલ્યો—"સાહેબજી, આપના શબ્દે શબ્દને હું માન આપી ખરેખરા માનું છું, પરંતુ મારી એક શંકાનુ નિવારણ હજી આપે કરેલું નથી! અને તે એક આપે મને દુનિયામાં જીવીને બીજાનું શુભ કરવાનો બોધ કર્યો, પરંતુ મારૂં અને મારા કુટુંબનુંજ શુભ કરવા જેટલું પણ મારા પાસે સાધન નથી તેવો હું બીજાઓનાં શુભ કરવાનાં સાધનોવાળો શી રીતે બની શકું? હું ખરેખરૂં કહું છું અને આપ મને ખરૂજ માનશો કે ત્રણ દિવસથી તો એક કોળીઓ અન્ન પણ મને મળેલું નથી! આમ છે ત્યાં કુટુંબનું ભલું તે શું કરૂં! અને આવી રીતે તો હું જીવી કેમ શકીશ!?" આમ બોલી આંખમાં આંસુ લાવીને તે મહા કવિ શૂદ્રકની નીચેની કડી બોલ્યો:—

( મરાઠી સાખી. )

" કૃપા તથા અકૃપાય જેની નિષ્ફલ છે આ જગમાં—
એવા દુર્બલજનનું જીવન ઉપયોગી શું જનમાં!
જીવીને તેને કામ કશું છે ભવમાં! ૧

પાંખ વિનાનું પક્ષી, તેમજ પત્ર વિનાનું દ્રુમ છે;
શુષ્ક બનેલું તળાવ, ને વળી ઉજ્જડ ગૃહ, એ સર્વે—
દાંત વિનાનો તો સર્પ નકામો પણ છે! ૨

આ સર્વની પ્રસન્નતાથી, તેમજ કોપ થકી એ—
જનસમાજને લાભ કશો છે? ગેર લાભ પણ શો છે?
તેઓ ન કામનાં આ જગમાં તો દીસે!" ૩

"શું આ બધું ખરૂં નથી, સાહેબજી!" આમ કહીને તે બ્રાહ્મણ રામસિંહ તરફ નજર કરીને ઉભો રહ્યો.

પેલો કાળો ગોવાળિયો પોતાના મિત્રને કહેવા લાગ્યો—"બરોબર છે! વ્યાજબી છે! જે માણસ પાસે ધન નથી તે માણસ જીવતો પણ નથી ને મરેલો પણ નથી! તેતો જીવતું મુડદુંજ છે! કારણ કે તે પોતાને તેમજ બીજાઓને

પણ કેવળ નકામોજ છે! પણ વળી આ બુઢ્ઢિયો ડાહ્યો આનો શું જવાબ આપે છે તેતો સાંભળિયે!"

રામસિંહે ગંભીરતાથી કહ્યું–"વારૂ, મારા તરૂણ મિત્ર, તું સંસારની જાળમાં એટલો બધો બંધાયલો છે કે તું હજી મારા બોધને યથાર્થ સમજી શક્યો નથી! તું બરાબર સમજી રાખજે કે કોઈપણ સાંસારિક સુખનું સાધન ક્ષણિકજ છે! અને કોઇપણ ડાહ્યો પુરૂષ એવા સાધનને પોતાને માટે કે પારકાને માટે પણ ઇચ્છતો નથીજ! માટે તારે પોતાને માટે તેમજ બીજાઓને માટે જે આત્મસુખ છે, તેના સાધનરૂપ ધનની પ્રાપ્તિ માટે ભલો થઈને પ્રયત્ન કર; અને તેમ કરવામાં પણ ઉદર પોષણાર્થે કંઇ સ્થૂલ સાધન મળવાની પણ જરૂર છે, પણ તે તો તેમ કરવાથી એની મેળેજ મળી રહેશે. એ સાધનો તારા પોતાનાજ હૃદયમાં બંધ કરેલાં છે. પરોપકારરૂપી નીતિની કુંચીથી તાળુ ખોલી બહાર કાઢીશ, તો તને તે સરળતાથી આપોઆપ મળી રહેશે!"

તે કાળો ગોવાળિયો આ સાંભળી બોલી ઉઠયો "હડટ! આ બુઢિયાનું વળી મિથ્યા પાંડિત્ય ચાલ્યું! આ બ્રાહ્મણ જેવોજ તે પણ નિર્ધન તથા વળી ધનની કીંમત નહિ સમજનારો જણાય છે! પોતે બિચારા આ બ્રાહ્મણને ધનની મદદ કરી શકે તેમ નથી છતાં નાહક વખત ગુમાવી તેને બિચારાને તે દુઃખી કરે છે! અરે બુઢિયા જરઠા! તારે બારણે કોઇ ભિક્ષુક આવે ત્યારે તું તેને કહેજે કે– આકાશ સામુ મુખ ઉઘાડું રાખી હવાથી પેટભર, વાહરે તારો બોધ! આ બિચારા ગરીબ બ્રાહ્મણને ભ્રમાવી કર્ત્તવ્યથી પણ ચુકાવેજ છે તો! પણ અરે! તે હજી કંઇ બોલતો જણાય છે. સાંભળો તો ખરા! હજી કેવુંક પાંડિત્ય ઝળકાવે છે!"

રામસિંહ ભાર દઇને બોલ્યો–"પરંતુ હું જાણું છું કે અહીં નીચેજ એક માણસ રહે છે, તે ગમે તેટલો પવિત્ર હોય અને ગમે તેટલું પોતાનાઓનું પાલન કરતો હોય, તોપણ તે પશુ પાલન કરનારો છે! અને મારા તરૂણ મિત્ર, તું યાદ રાખજે કે થોડા સમયમાંજ તું તેમના ઉપર હુકમ કરનારો થઇશ અને એ સમય હવે દૂર નથી! કેમકે તારા પાપકર્મનાં ફલનો અંત આવી રહ્યો છે. તારૂં ભવિષ્ય હવે સુધરવાનું છે, અને હવે તારૂં નશીબ સુધરવાનું છે. માટે હિંમત રાખી ઘેર જા, અને તારા વખતનો ઉત્તમ ઉપયોગ કર. શુદ્ધ કર્મમાં રહે અને જનમંડળનું જેમ બને તેટલું ભલું કર, અને ગમે તેટલાં દુઃખસુખ આવે

તેને નહિ ગણકારી મનને વશ રાખીને રહે. અને આ યાદ રાખકે—જીવ અન જીત."

આ ભાષણથી તે બ્રાહ્મણને સંપૂર્ણ સંતોષ થઇ ગયો. તેણે ઉંચા હાથ જોડી આભાર માન્યો. પ્રથમ અદૃશ્ય ઈશ્વરનો અને પછી આદૃશ્ય મહાત્માનો આભાર માન્યો; અને આમ કરતાં તેણે પ્રેમભક્તિમાં લીન બની આંખ મીચી હતી તે ઉઘાડીને જોયું તો આદૃશ્ય મહાત્માને પણ તેણે દીઠો નહિ. આ ચમત્કારથી તે બ્રાહ્મણના મનમાં તેને માટે બેવડું માન થયું, અને પેલો કાળો ગોવાળિયો પણ અત્યાર સુધી તેને ગાંડો ગણતો હતો, તે પણ આશ્ચર્ય પામી રહ્યો હતો! તુરતજ તે બ્રાહ્મણ ત્યાંથી હરીનગર ભણી ચાલ્યો માર્ગમાં તે ચાલ્યો જતો હતો તેવામાં નદીના કિનારા પાસેના આંબાવાડિયામાંઆવેલા ભવાનિના મંદિર તરફથી ભયંકર શોરબકોર આવતો સંભળાયો. તેના કાનમાં એમ એક અવાજ આવ્યો કે "એક સ્ત્રીની લાશ કિનારાપર હમણાંજ મળી આવી છે." બીજો બોલ્યો—"તે જીવતી છેકે મરેલી?" "કેવી જુવાન!" "કેવી રૂપાળી!" કેવી શણગારેલી!" આવા આવા અનેક શબ્દો તે બ્રાહ્મણના કાનમાં તે દેવળ તરફથી આવવા લાગ્યા, અને બને તો તે સ્ત્રીનો જીવ બચાવવા અને બીજું જિજ્ઞાસા તૃપ્ત કરવાને માટે તે તુરતજ તે તરફ દોડી ગયો.

## પ્રકરણ ૩ જું

પુરૂરવા (શિખરિણી.)

અરે! આ ક્યાંથી તો શ્રવણ પથમાં શબ્દ પડતો!<br>
મહાત્મા શું કો આ મુજપર દયાથી ઉતરતો!<br>
અદૃશ્યે હૈ ને તે મુજ હૃદયને બોધ કરતો!<br>
નમી માનું તારાં અચલ સુખકારી સુવચનો!

વિક્રમોર્વશી.

ગયા પ્રકરણમાં કહેલો દુર્બલ બ્રાહ્મણ વિઠલ નામનો હતો. તે દક્ષિણી બ્રાહ્મણ હતો. પરંતુ તેના બાપદાદાઓથી તે પશ્ચિમમાં વસતો હતો આ સમયે તે ૩૫ વર્ષનો હતો અને હરીનગરમાં તે પોતાની સ્ત્રી વિજયા અને તેની આઠ વર્ષની છોકરી યમુનાની સાથે રહેતો હતો. યમુના પરણેલી હતી, પરંતુ સાસરે મોકલવા જેવડી નહોતી તેથી તે માતાપિતા ભેળી રહેતી હતી.

વિઠલને વારસામાં પુષ્કળ ધન મળ્યાથી તે ધનવાન હતો, અને પોતે પણ

વ્યાપારમાંથી પુષ્કળ આબરૂ મેળવી હતી, અને પ્રમાણિક અને સારો ધંધાદારી તે ગણાતો હતો. પવિત્રતા, નમ્રતા, અને શુદ્ધ નિઃસ્વાર્થી ચાલચલણથી તેણે સર્વનો વિશ્વાસ અને મિત્રતા મેળવી હતી, તથા સાંસારિક વ્યાવહારિક, વ્યાપારી અને સર્વ બાબતોમાં તેની સલાહ લેવામાં આવતી હતી અને પંચાતોમાં નીમાતો હતો. ગરીબોને દાન આપવામાં તથા મુસાફરોને સગવડતા કરી આપવામાં તેની નામના બહુ વધી ગઇ હતી અને આખા હરીનગરમાં તથા આસપાસના પ્રદેશમાં તેની કીર્તિ પ્રસરી હતી. ટુંકામાં તે સર્વ વાતે ઘણો ઉત્તમ મનુષ્ય હતો.

પરંતુ આ સૃષ્ટિમાં કંઇ વસ્તુ નિત્ય નથીજ; અને તે પ્રમાણે વિઠલનું નશીબ પણ હવે ફરી ગયું હતું. ધીરે ધીરે કરતાં તેના પ્રારબ્ધમાં ફેરફાર થતો ગયો. ૧૫૪૫ માં રાજ્યની અકૃપાનો ભોગ થઇ પડવાનુ સાધારણ થઇ પડયું હતું. તેવો ભોગ તે થઇ પડયો હતો, એ સમય દેશમાં બહુ બારીક થઇ પડયો હતો. મુસલમાની રાજ્યના હુમલા સાધારણ થઇ પડયા હતા તેથી બહુ લોકોને દુઃખો વેઠવાં પડતાં હતાં તેઓ હીંદુઓનાં દેવળો લૂટતા, શેહેરો બાળી નાખતા હતા; અને લોકોને બહુ દુઃખો આપતા હતા. બીજું દુઃખ પોર્ટુગીઝ લોકો તરફથી થતું હતું. તેમણે થાણા, મુંબઇ અને ગુજરાત ઉપર જુલમાત કરવા માંડી હતી; તથા ગોવા, બાંકોટના નગરો નાશ કરી નાખ્યાં હતાં.

---

## જ્ઞાન.

આ જગત્‌માં દુઃખ ત્રણ પ્રકારનાં છે. ૧ **आध्यात्मिक** એટલે તાવ, ક્ષય આદિ શરીરપર અસર કરનારાં દુઃખો; ૨ **आधिभौतिक** એટલે મનુષ્યો, પ્રાણી, પશુઓ ઇત્યાદિથી જે દુઃખો થાય છે, તે; અને ૩ **आधिदैविक** એટલે કુદરતથી જે દુઃખ થાય છે, તે. જેમકે તડકો, ઘર પડી જાય ને વાગે, પવન, ઈત્યાદિ.

આ ત્રણ પ્રકારનાં દુઃખોથી પીડાયલો એક શિષ્ય પોતાના ગુરૂ પાસે ગયો અને નમન કરીને બોલ્યો, કે સંસારના દુઃખોથી હવે હું કંટાળ્યો છું. છાંદોગ્ય ઉપનિષદ્‌માં કહ્યું છે, કે આત્મજ્ઞાનીઓ દુઃખથી મુક્ત કરી શકે છે, તેટલા માટે આપ મને આત્મજ્ઞાન આપીને દુઃખથી મુક્ત કરો.

ગુરૂ–શિષ્ય, તું સંસારી નથી, પરંતુ ત્રણ શરીર, ત્રણ અવસ્થા, અને પાંચ કોષોનો દૃષ્ટા સચ્ચિદાનંદ સ્વરૂપી છે.

આ જગોએ આપણે જાણવું જોઇએ કે સ્થૂળ, સૂક્ષ્મ, અને કારણ, એ ત્રણ શરીરો છે, જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ, એ ત્રણ અવસ્થા છે, અને અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, અને આનંદમય, એ પાંચ કોષો છે. અન્નથી જે શરીર વૃદ્ધિ પામે છે, તે અન્નમય કોષ છે. પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન, એ પાંચ વાયુઓ, અને પાંચ કર્મેન્દ્રિયો, એનો પ્રાણમય કોષ છે; પાંચ જ્ઞાનેન્દ્રિયો, અને મન, એનો મનોમય કોષ છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો અને બુદ્ધિ એ વિજ્ઞાનમય કોષ છે; અને આત્મજ્ઞાનની અજ્ઞાનતા, આનંદ પ્યાર ઇત્યાદિ તે આનંદમય કોષ છે.

આ સર્વથી ભિન્ન અને તેના દૃષ્ટા સચ્ચિદાનંદ સ્વરૂપી છે, એવું સાંભળવાથી શિષ્યે પુછયું કે એ સઘળું હું કેમ હોઉં ?

ગુરૂ–તારામાં સંસાર નથી, શરીરમાં સંસાર છે. શરીરનેજ ત્રણ અવસ્થા છે. શ્રી શંકરાચાર્ય પોતાના આત્મબોધ નામના ગ્રંથમાં કહેછે, કે શરીર સ્થૂળ સુક્ષ્મ, ને કારણ, એમ ત્રણ પ્રકારનું છે. સ્થૂળ શરીર પંચીકૃત પાંચ મહાભૂતો પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, અને આકાશનું છે, અને તે આગામી, સંચિત અને પ્રારબ્ધ કર્મોની ઉત્પત્તિ રૂપ છે; અને સુખ અને દુઃખ તથા આનંદ અને શોકનું સ્થાન પણ તેજ છે.

કર્મ ત્રણ પ્રકારનાં આમાં કહ્યાં છે ૧ આગામીકર્મ એટલે જ્ઞાન થયા પછી દેહનાં જે સારાં માઠાં કર્મો તે; સંચિતકર્મો તે પૂર્વ કર્મો છે, એટલે કે જ્ઞાન થયા પહેલાં કરેલાં હોય છે. તે જો કે જ્ઞાન થયા પછી પણ ભોગવવાં પડે છે. અને પ્રારબ્ધકર્મ એટલે આ જીંદગીમાં જે સુખ દુઃખ આપે છે, તે આ શરીર એટલે ઉત્પત્તિરૂપ કર્મ તે.

હવે સ્થૂળ શરીરની પ્રવૃત્તિનો જે કાલ તેને જાગ્રત અવસ્થા કહે છે.

સૂક્ષ્મ શરીર પાંચ વાયુ, સંકલ્પક મન, નિશ્ચાયક બુદ્ધિ, અને દશ વિષયોનું બનેલું છે અને તે સુખ દુઃખ ભોગવવાનું મુખ્ય સ્થાન છે. મતલબ કે સુખ દુઃખો સૂક્ષ્મ શરીરમાં છે, આત્મામાં નથી.

પ્રાણવાયુ હૃદયમાં રહે છે, તે શ્વાસોશ્વાસ ચલાવે છે. અપાનવાયુ પેડુસ્થાનમાં રહીને મૂત્રાદિને કાઢે છે; વ્યાનવાયુ સર્વ શરીરમાં રહીને તે પરસેવો કરે છે; ઉદાનવાયુ કંઠસ્થાનમાં રહીને તે શબ્દગુણ આપે છે: સમાનવાયુ નાભિમાં રહીને પાચન કરે છે.

સૂક્ષ્મ શરીરની પ્રવૃતિના કાળને સ્વપ્ન અવસ્થા કહે છે.

આ બંન્ને શરીરો અથવા દેહો ને પુરૂં પાડનાર મુખ્ય કારણ દેહ છે. સ્થૂળ અને સૂક્ષ્મ દેહોને અવર્ણનીય અને નિત્ય એવી માયા અથવા અવિદ્યાની ઉપાધિ લાગેલી છે. પરંતુ આપણે આપણી મેળે ખાત્રી કરવી જોઇએ કે કે ત્રણે શરીરોથી ઉપાધિ છેક જુદી છે, અને अहं શબ્દે કરીને માત્ર જીવનેજ સમજવો જોઇએ અને એ કારણ દેહની પ્રવૃત્તિના કાળને સુષુપ્તિ અવસ્થા કહે છે. એ રીતે ત્રણે શરીરો અને તેની ત્રણે અવસ્થાઓનો તું સાક્ષી છે; માટે તું તે સર્વથી ભિન્ન છે.

શિષ્ય—જ્યારે આ સ્થૂળ શરીરને હું મારૂં પોતાનું ગણું છું, એટલેકે તેજ હું છું, ત્યારે પછી હું તેનો સાક્ષી શી રીતે થઈ શકું ?

ગુરૂ—એ પ્રશ્નને માટે હવે "મારૂં કપડું" આ વાક્યનું દૃષ્ટાંત લઇએ. આ વાક્યમાં આપણે મારાથી કપડાને જુદું માનિયે છિયે, માટે તે બન્ને જુદાં જુદાં છે એવીજ રીતે સ્થૂળ શરીર તારૂં છે, માટે તું અને સ્થૂલ શરીર એ બન્ને જુદાં છો, અને તેટલા માટે તેનો તું સાક્ષી છે. શ્રી શંકરાચાર્યે કહ્યું છે કે 'ત્રણે અવસ્થાઓનો સાક્ષી નિરંતર વસે છે, તેજ તું છે.' આ ખરૂં છે. ઉપર અને નીચે આ સિવાય કંઇજ નથી.

આના સંબંધમાં શ્રી શંકરાચાર્યના શિષ્યોમાંના એક શ્રી વિદ્યારણ્ય સ્વામી પોતાના પંચદશ પ્રકરણ નામના ગ્રંથમાં કહે છે કે "જાગૃત, સ્વપ્ન, ને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓ છે, એમ જે જે જણાય છે, તેજ આત્મા છે. એ આત્મા સ્વયંપ્રકાશ છે, અને તે ચિદાત્મા છે."

આજ બાબત માટે સર્વાનુભવ યોગિ સિદ્ધસિત કર્ણમાં કહેછે, કે "જાગ્રત અવસ્થામાં સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થાઓ પ્રકાશતી નથી; સ્વપ્નાવસ્થામાં બાકીની બે હોતી નથી; અને સુષુપ્તિ અવસ્થામાં બાકીની બે નથી દેખાતી; માટે આ ત્રણે અવસ્થાઓને પ્રકાશ કરનાર ચિત (શક્તિ) છે, અને તે તુરીય

છે. તેથી તે હમેશાં પ્રકાશિત છે." આ તુરીય નામની જે ચોથી શકિત છે. તેજ તું છે.

વળી આજ બાબત શ્રી શંકરાચાર્યે પોતાના પંચરત્ન પ્રકરણ નામના ગ્રંથમાં વર્ણવે છે કે "જાગ્રદાવસ્થામાં લાગતી શારીરિક લાગણીયોના વિષયોનો જે સાક્ષી શિવ છે, તેજ હું છું, સ્વપ્નાવસ્થામાં દુનિયાંની સાથે સંબંધ ધરાવતાં માનસિક કર્મોનો સાક્ષી શિવ, તે હું છું; સુષુપ્તિ અવસ્થામાં જ્યારે છેક અંધારૂં કે લય જેવું હોય છે, તેનો સાક્ષી શિવ, તે હું છું; અને દરેક પાપ અને દરેક સુખનો સાક્ષી તુરીયઅવસ્થાવાળો જે શિવ તે હું છું." વળી એજ ગ્રંથમાં તે કહે છે કે "હું દેહ નથી, ઇંદ્રિય કે મન નથી, અહંકાર તે પણ હું નથી, તેમ પાંચ પ્રાણ પણ હું નથી; ને બુદ્ધિ પણ હું નથી; હું સ્રી, છોકરાં, જમીન, દોલત, ઈત્યાદિથી ભિન્ન છું; હું આ સર્વેનો સાક્ષી અને નિત્ય પ્રત્યગાત્મા અને શિવ છું. તેટલા માટે જે જ્ઞાનથી તમે એમ સમજો, કે ત્રણ અવસ્થા થઇ અને ટળી, અથવા દેખાઇ અને ન દેખાઈ, તે જ્ઞાન તેજ સાક્ષી છે, અને તે સાક્ષી તેજ તું છે. એ ત્રણ અવસ્થા તે તું નહીં. તુંતો સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મા છે.

આ બાબત વિષે શ્રી શંકરાચાર્ય પોતાના અદ્વૈતમકરંદ નામે ગ્રંથમાં કહે છે, કે સચ્ચિદાનંદ અને અદ્વૈત એવું જે બ્રહ્મ, તે હું થયો, આવું જ્ઞાન થવું, તેજ પરમ આત્મજ્ઞાન છે." તું ત્રણે અવસ્થાને જાણે છે, માટે તું ચિત્સ્વરૂપ છે. તું સુષુપ્તિ અવસ્થા અને સમાધિમાં રહી શકે છે, માટે તું આનંદસ્વરૂપ છે. આ પ્રમાણે તું સત્, ચિત્, અને આનંદરૂપ બ્રહ્મ છે, કે જે અકર્ત્તા છે.

(શિષ્ય-હું જ્યારે કરૂં છું અને ભોગવું છું, ત્યારે અકર્ત્તા બ્રહ્મ કેમ હોઇ શકુ?

ગુરૂ—શ્રી શંકરાચાર્ય આત્મબોધમાં કહે છે, કે આત્મા કર્તા નથી.

"રાગ ( love ), ઇચ્છા (desire), સુખ (happiness) અને દુઃખ (misery), આ સર્વે ગુણો સુષુપ્તિમાં નહીં; પણ જાગ્રત્ અને સ્વપ્નાવસ્થામાંજ માત્ર બુદ્ધિમાં રહેલા છે, તેથી એ સર્વે ગુણોથી આત્મા ભિન્ન છે."

તેટલા માટે આ સર્વે ગુણો બુદ્ધિના છે, પણ આત્માના નથી. એ સર્વે ગુણોથી તું પોતે જે આત્મા છે, તે જુદો છે. ત્યારે તું કર્તા કેમ કહેવાય, માટે તું અકર્તા, સર્વ વ્યાપક બ્રહ્મ પોતેજ છે.

શિષ્ય—હું સંપૂર્ણ અને સર્વ વ્યાપક કેમ છું?

ગુરૂ–શ્રી શંકરાચાર્ય પોતાના દૃગદૃશ્ય વિવેક નામના ગ્રંથમાં કહે છે, કે આત્મા સર્વ વ્યાપક છે. અસ્તિત્વ, પ્રકાશ, મોહ, રૂપ અને નામ. આ પાંચ સર્વ વસ્તૂઓના સામાન્ય ગુણો છે. પહેલા ત્રણ ગુણો બ્રહ્મના છે, અને છેલ્લા બે ગુણો દુનિયાંના છે. અસ્તિત્વ–સત્; પ્રકાશ–ચિત; મોહ-આનંદ; આ પ્રમાણે આ ત્રણ ગુણો સચ્ચિદાનંદ એવા આત્માના છે. આત્માનું નામ નથી, રૂપ નથી, પરંતુ દુનિયાને એ બે છે. તું પોતે સચ્ચિદાનન્દ સ્વરૂપ છે; અને સચ્ચિદાનન્દ સ્વરૂપ સર્વ વ્યાપક છે, તેટલા માટે તું સર્વ વ્યાપક છે.

શિષ્ય–જ્યારે હું સર્વવ્યાપક છું, ત્યારે "હું" શબ્દ શામાટે વાપરવો જોઈયે ?

ગુરૂ–શ્રી શંકરાચાર્ય પોતાના આત્મબોધમાં કહે છે, કે આકાર વગરનું આકાશ સર્વત્ર વ્યાપ્ત છે, તે સ્વચ્છ પારદર્શક પદાર્થોમાં માત્ર પ્રતિબિંબિત થાય છે તેમજ વળી આત્મા, કે જે આકાર વગરનો અને સર્વવ્યાપ્ત છે, તે માત્ર સ્વચ્છ મનમાંજ પ્રતિબિંબિત છે. અને તે આત્માને પ્યાર, મોહ ઇત્યાદિની અસર થતી નથી

જેનુ મન ચોખ્ખું અને નિર્મળ હોય છે, તે સર્વત્ર હું સિવાય કંઇ દેખતોજ નથી; પરંતુ મલિન મન વાળો એ રીતે માની શકતો નથીજ. તેટલા માટે જે બેશક એમ કહે છે, કે "હું દૃષ્ટા છું, હું બ્રહ્મ છું." તેજ માત્ર સુખી અને સંશયરહિત છે. પરંતુ હજી શંકા એ રહે છે કે હું કર્તા અને ભોક્તા છું તે અકર્ત્તા, અભોક્તા અને દૃષ્ટા તથા બ્રહ્મ કેમ ? આ શંકા જેને ન હોય તેજ ખરેખર સુખી છે. શ્રી શંકરાચાર્ય પોતાના ઉપદેશ સહસ્ત્રમાં કહે છે કે "હું તેજ આ દેહ એમ જે કોઇ માને છે, તે શા આધારથી ! પરંતુ જે દેહ તેજ આત્મા એમ માને છે, તે ઇચ્છા વિના મોક્ષપદ પામે છે."

શ્રી શેષ ભગવાન કહે છે, કે "જેમ કોઇ ઝાડે ચઢી કે ઉતરી શકવાનું ન જાણતો હોય ને પછી તે પડી જાય છે, તેમ, જે કોઇ સત્યને જાણીને આત્માને ઓળખે છે, તે ઇચ્છા છતાં પણ નિર્દોષ ઠરે છે."

શિષ્ય–મુક્તિ એટલે શું ?

ગુરૂ–શ્રી વસિષ્ઠ શ્રી રામને આ પ્રમાણે કહે છે 'હું દુબળો છું, દિલગીર છું, હું અજ્ઞાન છું, હું દેહ છું, ઇત્યાદિ.' આ રીતે જે કોઇ માને છે, તે બંધન-

વાળો છે; અને જે કોઈ એમ માને કે 'હું દિલગીર નથી, હું દેહ નથી, હું બુદ્ધિ નથી, મારૂં મૃત્યુ નથી, તે બંધનમુક્ત છે.' આનેજ મુક્તિ કહે છે.

વળી ભાગવતના ૧૧ મા સ્કંધમાં શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે, કે આત્મા ત્રણ દેહોથી પણ ભિન્ન છે. "જેમ લાકડાને અગ્નિ તેને બાળે છે, તે અગ્નિ અને લાકડું બન્ને જુદાં છે, તેવીજ રીતે ત્રણ દેહોને પ્રકાશિત કરનાર આત્મા તે દેહને બાળે છે, અને તે તેથી જૂદો છે. (આત્મજ્ઞાન થાય છે, તે ત્રણ દેહોનું મૃત્યુ છે.)"

આવીજ રીતે સૂતસંહિતામાં મુક્તિના પ્રકરણમાં મહાદેવે વિષ્ણુને કહેલું છે, કેઃ—

"જે મહાદેવને જાણે છે, ને અવસ્થાત્રયથી ભિન્ન છે, અને જે એ ત્રણે અવસ્થાઓનો સાક્ષી છે, તેજ માત્ર વર્ણ અને આશ્રમને યોગ્ય છે." (વર્ણ એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એમ ચતુર્વર્ણ, તથા આશ્રમો પણ ચાર છે. ૧ બ્રહ્મચર્ય—કુમારાવસ્થા, ગૃહસ્થાશ્રમ—સંસારી સ્થિતિ, વાનપ્રસ્થ—વનમાં જઈને ધાર્મિક જીંદગી ગાળવી તે, અને ભૈક્ષ્ય—ભિક્ષુક સ્થિતિ.

અવસ્થાત્રયને માટે શ્રી કૃષ્ણ ભગવદ્‌ગીતામાં કહે છે, કે "વસ્તુ પોતાના સ્વભાવ પ્રમાણે કાર્ય કરે છે, એમ જાણીને જે કોઇ કારણ અને કાર્ય, એ બંનેની ભિન્નતાને જાણે છે, તે પોતે મુશીબતમાં પોતાને નાખતો નથી," આ પ્રમાણે સત્ય ખાત્રી કરીને પછી, જે કોઇ બેશક પોતાને કૃષ્ણ, બ્રહ્મ, એ રીતે માને છે, તેજ સુખી છે. અને એજ રીતે વેદમાં પણ કહે છે, કેઃ—

"જેણે સંપૂર્ણ જ્ઞાનથી સંપૂર્ણતા મેળવી છે, એવા યોગીને, કર્મનાં ફળ ભોગવવાને હોતાં નથી; જો કદી કંઇ હોય છે. તો તે સમ્યજ્ઞાની છે, એમ ન સમજવું."

વસિષ્ઠ સંદેશમાં વસિષ્ઠ કહે છે, કે "જેમ એક ખલાસી સમુદ્રપાર થવા માટે વાહાણની શોધ કરે છે, તેમજ સંસાર સાગરને તરવાને માટે કોઇ પ્રસિદ્ધ ઋષિયોને શોધવા જોઇયે."

આ પ્રમાણે સર્વથી ભિન્ન આત્મા છે તથા સર્વ આત્મામાંજ ભાસે છે, એ જે જ્ઞાન થવું, તેજ પરમજ્ઞાન છે.

---

# साहित्य संग्रह.

### ગીતિ.

૧દુર્લભ નરત્વ લોકે, વિદ્યા તેથી પણજ સુદુર્લભ છે;
તેથી કવિત્વ દુર્લભ, શક્તિ તેથી પણજ સુદુર્લભ છે. ૧
૨ગુણવાળું નિર્દોષજ કાવ્ય અલંકારથી સુશોભાવે;
રસવાળું સુકવિ કરે, કીર્ત્તિ તથા પ્રીતિ તેથી તે પામે ૨
૩સંપત્તિ તણી પ્રાપ્તિ સમયે રાખી શકે મહાજનતો—
ઉત્પલ જેવુ કોમલ પોતાનું મન વિચિત્રતા એતો ! ૩
તેમજ આપત્તિ તણા સમયે મોટા જનો સ્વમનનેતો—
શૈલ શિલા સમ કર્કશ રાખીશકે એ અતિજ વિચિત્રજતો ! ૪

### માલકોશ—દાદરો.

૪પ્રીતતો છુપી રહી શકે નહીં કદીએ,
તેજપણ જનોતણુ કદી છુપે નહીરે. પ્રીત. ૫
રાજબીજ કોઇનું કદી નહી છુપેરે,
શૂરવીરતાવળી છુપાવી એ ન છુપે. પ્રીત. ૬
ચીજ ચાર આ કદી છુપાવવા કો ધારે,
તે નહીં છુપે કદી વિચારશીલ પાસે. પ્રીત. ૭

### માઢ—ગજલ.

૫સંસાર ત્યાગ કર્યો છતાં પણ આય શું વળી !
ભિક્ષાસનપણ નીરસ કરીને એકજ વાર ઘટે !
ભૂમિ ઉપર શયન કરીને પરિજન દેહ બને ! છતાંપણ. ૮
જીર્ણ અતિશય વસ્ત્રજ ધરવાં દેહ વિષેજ ખરે!
કંથાપણ શતખંડી ધરવી, એમ બધુંજ કરે ! " ૯
વેશ આમ બધો ધરી સંન્યાસનોજ અને—
તેય છતાં વિષયો ન તજાયા ! ખેદ અતિજ મને ! " ૧૦

---

૧. દુર્લભતા વિષે. ૨. કાવ્ય અને કવિ. ૩. મહાજન વ્યાખ્યા ૪ છુપી ન રહે તેવી ચાર વસ્તુઓ ૫ શારીરિક સંન્યાસ નકામો છે

### મરાઠી સાખી.

પ્રેમ તણો માર્ગ અતિ ગહન છે, દુઃખ કરે ભારી તે !
પ્રેમ સમીપે જ્ઞાન બને છે શૂન્ય અને રસહીનજ,
માટે ન ઘટે તે જગત્ વિષેની પ્રીતિ. ૧૧

ત્યાગ કરી સંસાર તણો ને પછી આસ આચરવું—
એ ન ઘટે મનનેજ છતાં પણ તે વશતો નહિ રહેતું !
શું કરવું તેનું ! આત્મ તણું હિત ચુકું ! ૧૨

અપૂર્ણ.

---

## परचुरण.

એક સરસ શાહમૃગના શરીર ઉપરથી ૮૦૦૦ રૂપિયાના પીછાં નીકળે છે

ચીન દેશમાં બેહજાર વર્ષ ઉપરના શિક્કાઓ મળી શકે છે.

એવી ગણત્રી જાહેર થઇ છે કે આખી દુનિયામાંની સોનાની ખાણોમાંથી ફૂલ ૨૫ ટન જેટલું સોનું દરવર્ષે નીકળે છે.

ટ્રાંસ્વાલમાં રવિવારની રજા પળાવાથી પોણોલાખની ખોટ ગણાય છે.

બલુનમાં બેસીને બહુમાં બહુ સાત માઇલ સુધી જઇ શકાય છે.

દુનિયાંની વસતી દર બસોસાઠ વર્ષે બમણી થાય છે એમ કહેવાય છે.

નેપોલીઅન બોનાપાર્ટનું ભેજું વજનમાં સાડીબાવન ઔંસ થયું હતું.

લંડનની ટંકશાળની ચીમનીમાંના કાજળમાંથી ૧૮૮૫ ના વર્ષમાં સીત્તેર પાઉંડની કીમતનું સોનું નીકળ્યું હતું, અને થોડું કે થયાં બર્લિનની ટંકશાળની ચીમનીમાંથી બસો પાઉંડની કીમતનું સોનું નીકળ્યું હતું.

વાદળાંઓ આકાશમાં શિયાળાના એક કલાકમાં ૧૦૦૦ માઇલ જાય છે.

પેડીંગ્ટનના રેલ્વેસ્ટેશને વિધવા અને નાવારસ બાળકો માટેના ફંડમ નાણાં ભરાવવાનું કામ એક ફૂત્રો કરે છે. ગયાં સાડાપાંચ વર્ષમાં સવાત્રણસે પાઉંડ તે કૂતરાએ ભરાવ્યા છે.

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૬ મું. ] વૈશાખ. સંવત ૧૯૫૪. [ અંક ૭ મો.

॥ यतो धर्मस्ततो जयः ॥

## शुकस्तुति.*

मार्गे मार्गे जायछे साधु संघ,
संघे संघे थायछे कृष्ण गान;
गाने गाने तो तदाकार वृत्ति,
वृत्तिमां ए सच्चिदानंद भान. १

स्थाने स्थाने दीसती रत्नवेदी,
वेदीमांए सिद्धगंधर्व वृंद;
वृंदे वृंदे किन्नरोनां सुगीत,
गीते गीते गाय ते रामचंद्र. २

अचिंत्यरुपी भगवान्निरंजन,
विश्वंभर ज्ञानमयी चिदात्मा;
क्षणे न शोध्यो मनमांहि जेणे,
वृथा गयुं जीवित ते तणुं क्षणे. ३

चतुर्भुजें चक्रधरें गदायुधें,
पीतांबरें कौस्तुभ हारधारिने;
ध्याने न धार्यो कदि बोध कालें,
वृथा गयुं जीवित ते तणुं क्षणे. ४

* શુકરંભા સંવાદ નામના લઘુ સસ્કૃત કાવ્યમાથી શુક વાક્યોનુજ આ સમશ્લોક ભાષાંતર છે.

नारायणे पंकजलोचनें प्रभु,
केयूरवान्कुंडलमंडितानने;
भक्ति स्तुतिथी न भज्याय जेणे,
वृथा गयुं जीवित तेणुं क्षणे. ५

श्रीवत्स चिह्नांकित हृत्पदेश,
तार्क्ष्यध्वजें शारंधरें परात्मा;
नसेविया जन्मथरीज जेणे,
वृथा गयुं जीवित ते तणुं क्षणे. ६

विश्वंभर ज्ञानमयें परेश,
अनंत विश्वेश गुण प्रकाशी;
आराधियो योग विषे न धार्यो,
वृथा गयुं जीवित ते तणुं क्षणे. ७

ब्रह्मादि देवो वळी विश्वदेवो,
मोक्ष प्रदातीत गुण प्रशांत;
धर्यो न योगें मनमांज जेणे,
वृथा गयुं जीवित ते तणुं क्षणे. ८

आनंदरूपी निज बोधरूपी,
दिव्य स्वरुपी बहु नाम रूपी;
तपेंय योगें कळिया न जेणे,
वृथा गयुं जीवित ते तणुं क्षणे. ९

---

# मार्कंडेय पुराण सार.

અધ્યાય ૧ લો.

વ્યાસના શિષ્ય જૈમિનીએ માર્કંડેય મુનિને વ્યાસકૃત મહાભારતની કથા પુછી ત્યારે માર્કંડેયે તેને કહ્યું, કે એ કથા તને ચાર પક્ષીઓ નામે પિંગાક્ષ, વિબોધ, સુપુત્ર, અને સુમુખ કહેશે, તેઓ દ્રોણના પુત્રો છે. તેમની ઉત્પત્તિ આ પ્રમાણે છે.

નારદ મુની ઇંદ્ર સભામાં ગયા, ત્યાં અપ્સરાઓને ઇંદ્રે ગાવાનું કહ્યું, ત્યારે નારદે કહ્યું, કે જે અતિ ગુણવાન હોય, ને ગાય, ત્યારે સર્વે માંહોમાંહે લડવા લાગી ત્યારે નારદે કહ્યું, કે દુર્વાસા મુનિને તપથી છળે તે અતિ ગુણવાન છે; ત્યારે માત્ર એક વપુ નામે હતી તેણે હીંમત ધરી, ને તે ગઈ; પણ મુનિ ચળ્યા નહી, પણ તેને શાપ આપ્યો કે તું પક્ષી થા.

## અધ્યાય ૨ જો.

કશ્યપને પોતાના અરિષ્ટનેમી સ્વરૂપથી ગરૂડ પુત્ર થયો; તેનો સંપાતી થયો, તેનો સુપાર્શ્વ, તેનો કુંતી, તેનો પ્રલોલુપ, ને તેના કંક તથા કંદર બે થયા.

કંક કૈલાસ પર્વત તરફ ફરવા ગયો, ત્યાં તેને મદનિકા નામે મેનકા અપ્સરાની પુત્રી સાથે બેઠેલા તેના પતિ વિદ્યુદ્રુત નામે કુબેરના ભૃત્ય રાક્ષસે મારી નાંખ્યો, તેના વેર માટે કંદરે તે રાક્ષસને માર્યો તેથી મદનિકા તે કંદરને પક્ષી રૂપ ધરી ને પરણી તેથી તેને તાર્ક્ષી નામની પુત્રી થઇ, તે પેલી વપુ હતી. એ તાર્ક્ષી મંદપાલ નામે પક્ષીના ચોથા પુત્ર દ્રોણ સાથે પરણી, તે ગર્ભિણી હતી, ને મહાભારતનું યુદ્ધ જોવા ગઇ, ત્યાં તેને વાગવાથી ગર્ભસ્થાન ચીરાયુ, ને તે મૃત્યુ પામી, તેને ૧૬ વરસ સુધીજ શાપ હતો તેથી તે પાછી વપુ થઈ, પણ ઈંડાં ચાર યુદ્ધક્ષેત્રમાં માંસ પિંડાપર પડયાં, તેનાપર હાથીની કોટમાંથી ઘંટ તુટી પડયો તેથી રક્ષણ સહિત ઢંકાઇ રહ્યાં. પછી યુદ્ધ થઇ રહ્યા પછી શમિક ઋષિ આવ્યા તેણે તેને કાઢયાં, ને પોતાને આશ્રમે લઇ જઇ જતનથી રાખ્યો, તે પેલા ચાર વિદ્વાન પક્ષીઓ થયા છે.

## અધ્યાય ૩ જો

પછી તે ચારે પક્ષીઓ મોટા થયા, ત્યારે ઋષિને કંઇપણ આજ્ઞા કરવા કહ્યું, ત્યારે શૃંગી ઋષિના પિતા શમિક મુનિએ તેમને તેઓ કોણ છેઃ તે પુછ્યું; ત્યારે પક્ષીઓએ કહ્યું, કે પૂર્વે એક વિપુલસ્વાન નામે શ્રેષ્ઠ મુનિને સુકૃષ ને તુંબરૂ નામે બે પુત્રો હતા; તેમાંથી સુકૃષના અમે ચાર પુત્રો હતા. એકવાર સુકૃષ પાસે ઇંદ્રે પ્રપંચથી પક્ષી રૂપ ધારી, ઉંચેથી ભોંય ઉપર પડયો ને કહ્યું, કે પક્ષીઓની પાંખોના ઝપાટાથી ઉડેલા વાયુથી વૃદ્ધ પક્ષી હેઠો પડી ગયો છું, તે બહુ ભૂખથી અશક્ત છું; તેથી તમારી પાસે અન્નની ઇચ્છાથી આવ્યો છું. ત્યારે તેણે પુરૂષનું માંસ માગ્યું, તેથી સુકૃષ પિતાએ અમને સ્વમાંસ આપવા કહ્યું, તેની અમે ના પાડી

તેથી પિતાએ પક્ષીઓ થવાનો શાપ આપ્યો; ને પેલા પક્ષીને કહ્યું કે હવે તું મ ખા. ત્યારે તેણે કહ્યું, કે દ્વિજ વિનાનું માંસ હું ખાતો નથી; માટે સમાધિ ચઢા ત્યારે તેણે તેમ કર્યું, ત્યારે તેને ઇંદ્રે પ્રસિદ્ધ થઇને કહ્યું કે તારી દ્રઢતા જો હું આવ્યો હતો, માટે હવે મને તું ક્ષમા કર; જે કંઇપણ માગ્ય. પછી ઇંદ્રે તે વર આપ્યો કે તું નિશ્ચલ તપસ્વી થઇશ. એમ કહી તે ગયા, પછી અમે પિતા ક્ષમા માગી. ત્યારે તેણે કહ્યું કે પક્ષી તો થશોજ, પણ જ્ઞાનવાન થશો તેથી ઉત્ત સિદ્ધિ પામશો. એ વાત કહ્યા પછી શમિક મુનિએ તેમને વિંધ્યાચળમાં રહે આજ્ઞાકરી, ત્યારે તે ત્યાં જઇ રહ્યા છે. તેમની પાસે ભારત સાંભળવા જવાનું મા ડેયે જૈમિનિને કહ્યું.

## અધ્યાય ૪ થો.

પછી જૈમિનિએ ત્યાં જઇને તે પક્ષીઓને ભારતમાંની પોતાનીજ શંકા નીચે પ્રમાણે પુછી તેનો ઉત્તર માગ્યો એ શંકાઓ નીચે પ્રમાણે છે.

૧ ભગવાન નિર્ગુણ છતાં મનુષ્યનો અવતાર કેમ લેવો પડ્યો?

૨ દ્રોપદી એક ને પાંડવો પાંચ છતાં તે સતી કેમ કહેવાઇ?

૩ બળદેવજીને બ્રહ્મહત્યા લાગવાથી પ્રાયશ્ચિત્ત કેમ કરવું પડ્યું?

૪ દ્રૌપદીના પુત્રો સાથે પાંડવો જેવા રક્ષક છતાં તેમનો વધ કેમ થયો?

પછી પક્ષીઓ બોલ્યા કે ઈશ્વરની ચાર મુખ્ય મૂર્તિઓ છે.

૧ પહેલી. અવર્ણનીય, અદૃશ્ય, તેજવેષ્ટિત, તથા શુકલવર્ણી છે, ને તે નિ ર્ગુણ એવા વાસુદેવ છે.

૨ બીજી. પૃથ્વીધર; તિર્યક્‌રૂપ, નારાયણની તામસી મૂર્તિ, તે શેષ છે. તે નામ સંકર્ષણ પણ છે.

૩ ત્રીજી. પ્રજાપાલક, સત્વગુણી, ધર્મસ્થાપક છે.

૪ ચોથી. જળમાં શેષપર પોઢેલી છે, તે રજોગુણી, તે સૃષ્ટિ ઉત્પન્ન કરે તેનું નામ અનિરૂદ્ધ છે. એ રીતે ચતુર્મૂર્તિ છે.

ત્રીજી મૂર્ત્તિ પ્રજાનું પાલન કરવા તથા અસુરોનો સંહાર કરવા અવતા લે છે, તે સાત્વિકી મૂર્તિને પ્રદ્યુમ્ન પણ કહે છે. એ રીતે પહેલા પ્રશ્નનો ઉત્તર કહે

## અધ્યાય ૫ મો.

ત્વષ્ટા પ્રજાપતિના પુત્ર ત્રિશિરાએ ઉંધે મસ્તકે તપ કરવા માંડ્યું, તે ઇંદ્રાસન લેશે, એવા ભયથી ઇંદ્રે તેને મારી નાખ્યો, તેથી ક્રોધથી ત્વષ્ટાએ તે

તાના વાંળ અગ્નિમાં હોમ્યા, તેમાંથી કાળાવર્ણનો વૃત્ર નામે રાક્ષસ અગ્નિમાંથી ઉત્પન્ન થયો. તેના ભયથી ઇંદ્રે તેની સાથે કરાર કરીને મૈત્ર કરવા સપ્તર્ષિઓને મોકલ્યા. તેથી મૈત્રી થઈ, પણ પછી તેને ઇંદ્રે માર્યો, તેથી કરાર તેણે તોડયો, માટે તેને પાછી હત્યા શરૂ થઇ. વળી ઇંદ્રે ગૌતમ રૂપ ધરીને તેની સ્ત્રી અહલ્યાને છળી, તેથી તેનું રૂપ જતું રહ્યું ને તે અશ્વિનિકુમારોને મળ્યું, તેથી તે કુરૂપ થયો. આથી કરીને કરૂપ તથા બળહીન ઇંદ્રનો નાશ કરવા દિતિના પુત્રો રાક્ષસોએ વિચાર કર્યો, ત્યારે ઇંદ્રની પક્ષથી વિષ્ણુએ ચક્રથી તેમનો નાશ કર્યો તેથી એ રાક્ષસો પરાક્રમી રાજાઓના કુળમાં ઉત્પન્ન થયા. પછી એ લોકોએ પૃથ્વીપર પાપો કરવા માંડયાં, ત્યારે તેના ભારથી પૃથ્વી ડૂબવા લાગી, તેથી દેવતાઓએ પોતાનાં તેજોમાંથી એકઠાં કર્યાં. ઇંદ્રનું જે ધર્મમાં ગયું હતું તેમાંથી ધર્મરાજા યુધિષ્ઠિર થયા. ઇંદ્રનું જે બળ વાયુમાં ગયું હતું, તેમાંથી વાયુએ ભીમ ઉત્પન્ન કર્યો. ઈંદ્રના અર્ધ વીર્યથી અર્જુન થયો. એ અર્જુનને ધનંજય પાર્થ પણ કહે છે. ઇંદ્રનું જે બળ અશ્વિનિકુમારોમાં ગયુ હતું, તેમાથી માદ્રીને પેટ સુરૂપવાન સહદેવ નકુલનું જોડું ઉત્પન્ન થયું. એ રીતે ઇંદ્રે પૃથ્વીપર પાંચ અવતાર લીધા. પુલોમાની પુત્રી ઇંદ્રાણી તે દ્રુપદ રાજાને પેટ દ્રૌપદી રૂપ અવતરી. હવે પાંચ પાંડવો તે એક ઇંદ્ર હતો માટે તેનું ઐક્ય કરવાથી દ્રૌપદી પાંચને નહીં, પણ એકનેજ પરણી હતી. એ રીતે બીજા પ્રશ્નનું સમાધાન થયું.

## અધ્યાય ૬ ઠો.

કૌરવ પાંડવના યુદ્ધ સમયે બળરામને વિચાર થયો કે શ્રી કૃષ્ણ તો અર્જુનનીજ પક્ષે છે, માટે હું જો તેની પક્ષમાં જાઉં તો મારો શિષ્ય તથા જમાઈ દુર્યોધન થાય છે; અને કૌરવ પક્ષમાં જાઉં તોપણ શ્રી કૃષ્ણ સામો થવાય; માટે એ વિચારથી તેણે દ્વારકા યાત્રા જવા ધારી ત્યાં ગયા. ત્યાં તે આનંદથીજ મદીરાપાન કરીને ફરવા નીકળ્યા. વનસ્પતી વીગેરેની શોભા જોતા જોતા તે વનમાં ચાલે છે એવામાં એક સુંદર લતાગૃહમાં ગયા ત્યાં ઘણા ઋષિઓ હતા તે સૂતપુરાણીની કથા સાંભળતા હતા; તેવામાં બળદેવને જોઇને તેમણે તેને માન આપ્યું, પણ સૂતે તેનેમસ્ત જોવાથી ઉઠીને માન આપ્યું નહીં, તેથી તેણે તેને માર્યો તેથી સર્વે ઋષિયો નાસી ગયા. પછી બળરામને પશ્ચાત્તાપ થયો, તેથી મદ્યપાનનો તિરસ્કાર કરીને પાછી સરસ્વતી તીરે જઇને બાર વર્ષ સુધી પોતે કરેલી

બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવા લાગ્યા. બીજી યાત્રાઓ કરતાં એજ તેને શ્રે લાગ્યું એ રીતે ત્રીજો પ્રશ્ન સમજાવ્યો.

અધ્યાય ૭ મો.

વિશ્વામિત્ર ઋષિએ તપોબળ વડે કરીને અતિશય વિદ્યા સંપાદન કરી તેથી વિદ્યાઓ તેનાથી છુટવા સારૂ રડવા લાગી. હવે એક સમયે હરિશ્ચંદ્ર રાજ મૃગયા ગયો હતો, તેણે વનમાં એ વિદ્યારૂપી સ્ત્રીઓને રડતાં સાંભળ્યાં, તેથ તેના રક્ષણ માટે વળ્યો. વળી રૂદ્ર પુત્ર વિઘ્નરાજ ગણપતી પણ તે સાંભળ આવ્યા હતા, તેણે તો વિશ્વામિત્રને જોઇને તેની સાથે કલહ ન કરતાં તે માં હરિશ્ચંદ્રમાં પ્રવેશ કર્યો. પછી રાજાએ કહ્યું કે કોણ આ મારા રાજ્યમાં સ્ત્રી દુઃખ દે છે? આ સાંભળીને વિશ્વામિત્રને ક્રોધ ચડ્યો, ક્રોધ ચડવાથી વિદ્યાઓ તે નાસી ગઇ; પણ ઋષિને જોઇ હરિશ્ચંદ્ર ડરવા લાગ્યો, તેણે માફ માગી કહ્યું, રાજાનો ધર્મ મેં તો બજાવ્યો છે. રાજાનો ધર્મ ન્યાય કરવાનો તથા દાનાદિ દય નો છે. ત્યારે ઋષિએ કહ્યું કે કોને દાન આપવું જોઇએ? ત્યારે રાજાએ કહ્યું, ઉત્તમ બ્રાહ્મણને. ત્યારે ઋષિએ કહ્યું કે હું ઉત્તમ બ્રાહ્મણ છું માટે મને આપ ત્યારે રાજાએ જાણ્યું કે માંડમાંડ બચ્યા; માટે ગમે તે દાન માગવાને ઋષિ કહ્યું, ને કહ્યું કે સુવર્ણ, ધન, પુત્ર, રાજ્ય, ને આ શરીર પણ માગશે, તે આપીશ. ઋષિએ કહ્યું કે અસ્તુ, તેનો હું પ્રતિગ્રહ કરૂં છું; પણ પ્રથમ તો મ રાજસૂયયજ્ઞની દક્ષિણા આપો. રાજાએ કહ્યું કે તે પણ હું આપીશ. ત્યારે ઋષિ માગ્યું કે આખી પૃથ્વી તું મને આપ. અને તારૂં રાજ્ય અને સર્વસ્વ મને આપ દે. સ્ત્રી, પુત્રને તારા શરીરવિના બધું મને આપ. ત્યારે રાજાએ "આપ્યું" એ કહ્યું. ત્યારે વિશ્વામિત્રે કહ્યું, કે જો આપ્યું હોય તો મારી પૃથ્વીપર તારે રેહે નહીં. આ સાંભળી રાજા પોતે તથા પોતાની સ્ત્રી શૈબ્યા તથા પુત્રને વલ્કલ પહેરાવી ચાલતો થયો. કેમકે તેણે જાણ્યું કે મારૂં રક્ષણ કરનાર ગુરૂ વસિષ્ઠ તે વિશ્વામિત્રના ભયથી જળમાં છુપ્યા છે. પછી ચાલે છે ત્યારે વળી વિશ્વામિ આડા ફરી તેને રોકીને કહ્યું કે રાજ્યસૂયની દક્ષિણા આપ્યા વિના ન જા. ત્યા રાજાએ કહ્યું કે હવે તો મારી પાસે અમારા ત્રણ દેહોજ છે માટે ૧ માસ પછ હું આપીશ: એમ કહ્યાથી જવા દીધો ત્યારે રાજા તથા તેની સ્ત્રી તારા પુત્રને તે ડીને ચાલતાં હતાં તેવામાં વસતીની કલાપીટથી રાજા જરા થોભ્યો. ત્યારે વિ ામિત્રે આવીને રાણીના વાંસામાં પ્રહારો કર્યા; તે પણ સહન કરી રાજા રાણી

ને ઘસડીને ચાલવા લાગ્યો. ત્યારે આ દુ:ખ જોઇ આકાશમાંથી પાંચ વિશ્વેદેવો કૃપાળુ થઇને બોલ્યા કે આ વિશ્વામિત્ર કેવો પાપી છે, ત્યારે વિશ્વામિત્રે તેમને મનુષ્ય થવાનો શાપ આપ્યો તેથી તેમણે માફી માગી ત્યારે ઋષિએ કહ્યું કે તમે બ્રહ્મ જ્ઞાની થશો ને તેથી અંતે પાછા દેવો થશો, તેથી એ પાંચે દેવો પાંચ પાંડવોના દ્રૌપદીના પુત્રો થયા. તેમને પાછું દેવ પદ પ્રાપ્ત થવા સારૂજ તેમનો નાશ થયો હતો. એ રીતે ચોથો પ્રશ્ન પણ પુરો કર્યો. એમ કહી પક્ષીઓએ જૈમિનિને કહ્યું કે હવે તમારે બીજી કંઇ શંકાઓ છે? તો બોલો.

અપૂર્ણ.

---

# भरतखंड.

આપણે જે દેશમાં વસિયે છિયે તે ભરતખંડ કહેવાય છે. પૂર્વે થઇ ગએલા ભરત નામના રાજાના નામ ઉપરથી એ નામ પડેલું છે. ભરતનો ખંડ તે ભરતખંડ. આખી પૃથ્વીમાં એ દેશ સમશીતોષ્ણ કટિબંધમાં આવેલો હોવાથી તેનું સ્થલ અત્યુત્તમ છે અને તેથીજ અતિ પ્રાચીન કાલથી વિદેશી રાજાઓની દૃષ્ટિ એ દેશ ઉપર બહુ રથા કરતી આવી છે. આ દેશની ભૂમિ ઘણી સરસ અને ફલદ્રુપ છે. તેમાં વિવિધ પ્રકારની ઔષધીઓ અને પ્રાણીઓ વસે છે.

આ દેશની ઉત્તરે હિમાલય નામે નિત્ય જેનાં શિખરો ઉપર બરફ રહે છે, તેવો આખી પૃથ્વીમાં મોટામાં મોટો અને ઉંચામાં ઉંચો પર્વત છે, તેની દક્ષિણે સમુદ્ર છે, તે હાલ હિંદી મહાસાગર કહેવાય છે. આપણે તેને ભારત સમુદ્ર કહીશું. આ દેશની પૂર્વે ભારત સમુદ્રનો જે ભાગ બંગાલાનો ઉપસાગર કહેવાય છે તે તથા બ્રહ્મદેશ છે. બંગાલા દેશને સંસ્કૃતમાં વંગદેશ કહે છે તેથી આપણે એ સામુદ્રિક ઉપસાગરનું નામ વંગ સમુદ્ર કહીશું. પશ્ચિમે પણ ભારત સમુદ્રનો ભાગ છે તેને હાલ આરબી સમુદ્ર કહે છે, ને આપણે તેને મ્લેચ્છ સમુદ્ર કહીશું, તેમજ પશ્ચિમે અફગાનિસ્તાનનો દેશ છે.

આખા ભરતખંડનું ક્ષેત્રફલ હાલ એકંદર સવા દશ લક્ષ ચોરસ માઇલ એટલે આશરે પાંચ લક્ષ ચોરસ ગાઉનું ગણાય છે. યુરોપનો તે ત્રીજો ભાગ થાય

છે. સમુદ્ર તટનો વિસ્તાર લંબાઇ એકંદર ચાર હજાર માઇલની છે. આખા દેશમાં પર્વતો પણ ઘણા છે. મુખ્ય પર્વતોમાં હિમાલય છે, ને તે ઉત્તરે આવેલ છે. આનો મુખ્ય ભાગ શિવાલીક કહેવાય છે તેની ઉંચામાં ઉંચી ઉંચાઇ ત્રણ હજાર ફીટની ગણાય છે. તેની દક્ષિણે જંગલનો ભાગ છે, ને તેની નીચે ભરતખંડ આવેલો છે. જંગલોમાં ઘણા જંગલી પશુઓ વસે છે. આખા દેશને ત્રણ બાજુએ સમુદ્ર અને ઉત્તરે એક બાજુ ત્રીશ હજારની ઉંચાઇવાળો હિમાલય આવવાથી એ દેશ અત્યંત સુરક્ષિત છે. હિમાલયની એકંદર ઉંચાઇ ૨૮ હજાર ફીટની છે. તેનાં બીજાં શિખરો ૨૪ હજાર અને ૨૦ હજાર ફીટ ઉંચાં છે.

ભરતખંડમાં મોટામાં મોટી નદીઓ સિંધુ અને ગંગા છે. ગંગાજી પવિત્ર નદી છે. આ વિના બીજી બ્રહ્મપુત્રા, મહાનદી, ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, તાપી, નર્મદા ઇત્યાદિ છે. ચિલ્કા, કોલૈર અને પુલિકટ સરોવરો છે.

હીરા, માણિક્ય, ઇત્યાદિ રત્નો પણ આ દેશમાં થાય છે. બુંદેલખંડ, ગોલ્કોંડા આદિ સ્થળોમાં હીરાની ઘણી ખાણો છે. માઇસોર અને મલબાર કાંઠા ઉપર સોનું રૂપું પણ પુષ્કળ પાકે છે. દક્ષિણ દેશના પૂર્વ તટનું નામ કોરોમાંડેલ અને પશ્ચિમ કિનારાનું નામ મલબાર છે. કર્ણાટક અને મલબારમાં લોઢું થાય છે. કલઇ, ત્રાંબુ ને શીશું પણ થાય છે. આરસના ઉત્તમ પથ્થરો તથા બીજી જાતના કીમતી પથ્થરોની ખાણો પણ ઘણી છે. ગોલકોંડાની હીરાની ખાણો હાલ લગભગ ખાલી થઇ ગઇ છે, તોપણ પ્રસિદ્ધ કોહેનૂર નામનો હીરો, કે જે હાલ રાણીના તાજમાં છે, તે અહીંથી નીકળેલો હતો. ઉત્તર દેશમાં કલકત્તાથી ૧૦૮ માઇલ વાયવ્ય દિશા તરફ રાણીગંજ પાસે કોલસાની ઘણી ખાણો છે.

ભરતખંડની સામાન્ય રીતે હવા ગરમ છે, તોપણ વર્ષમાં સૂકી અને લીલી, એમ બે જાતની ઋતુઓ છે. સરકાર અને કર્ણાટકના દેશોમાં વધુમાં વધુ ગરમી માલમ પડે છે. પર્વતોના શિખરો ઉપર અને ઉચ્ચ પ્રદેશની હવા સમશીતોષ્ણ છે. પશ્ચિમમાં ઘણું કરીને મલબાર કાંઠા ઉપર વર્ષાદ વધારે પડે છે. ઋતુઓના પવનો મહાસાગરમાં બદલાય છે. જે ઉપર દેશની હવાનો ઘણો આધાર છે. આ પવનો ઇશાન અને નૈરૃત્ય કોણો તરફના છે. ઘાટ પર્વત પાસે મલબાર કિનારા ઉપર નૈરૃત્યનો પવન મધ્ય એપ્રીલથી અગષ્ટ કે સપટેમ્બર સુધી ચાલેછે અને પુષ્કળ વર્ષાદ પડે છે. કોરોમાંડેલ તટ ઉપર નૈરૃત્યનો પવન વાય છે, પરંતુ

સુકો વાય છે, અને અકટોબરમાં શરૂ થતો ઇશાન કોણનો વાયુ વર્ષાદને લાવનારો છે. નૈરૂત્યનો વર્ષાદ બહુ પડે છે. તે આફ્રિકાથી તે મલાયા સુધી ફેલાયલો હોય છે. તે વર્ષમાં ચાર માસ સુધી રહે છે, દક્ષિણમાં જુન માસથી વર્ષાદ થાય છે પણ ઉત્તરમાં જરા મોડો થાય છે. મહાસાગર તરફથી વાદળાંનો જથો જમીન ઉપર આવતો જઈ વર્ષાદની ઋતુ શરૂ થાય છે. એ વાદળાંઓ જમીન ઉપર આવતાં જાય છે તેમ તેમ ઘાટાં થતાં જાય છે. ભયંકર ગડગડાટ સાથે તે શરૂ થાય છે, અને ઘણું કરીને રાત્રીમાં વર્ષાદ પડે છે. સમશીતોષ્ણ દેશોના લોકોને ખ્યાલ પણ ન આવે તેવા તોફાન સાથે વર્ષાદ પડે છે. પ્રારંભમાં તોફાની પવન થઇને પાણી પડવા માંડે છે. કોઈ કોઇવાર વીજળીઓ ઉપરાઉપર થાય છે અને પાસેની ચીજોજ દેખાડે છે પણ કોઇવાર દૂરની ચીજો પણ દેખાય તેવો પ્રકાશ દિવસના જેવો કરે છે. વીજળી થાય છે ત્યારે ભારે ગડગડાટ કરતી ગર્જના આકાશમાં દૂરથી થતી સંભળાય છે. કેટલાક દિવસો સુધી આ પ્રમાણે રહીને પછી તોફાન શાંત થાય છે અને ભારી વર્ષાદ અખંડ ધારે પડયા કરે છે. આમ કેટલાક દિવસ સુધી ચાલે છે ને પછી ધીમો પડે છે.

ઓક્ટાબરથી શિયાળો ચાર માસ સુધી રહે છે. બહુ સખત નથી, પણ ઉત્તરમાં હિમાલય સમીપ જરા સખત ટાઢ પડે છે

ભરતખંડમાં વનસ્પતિ તથા પ્રાણીઓ પણ પુષ્કળ જાત જાતનાં થાય છે. હિમાલયમાં પુષ્કળ ઔષધીઓ થાય છે, અને સિંહાદિ પશુઓ પણ થાય છે. હિમાલયમાં ઉષ્ણ દેશની વનસ્પતિ ૩ થી ૪ હજાર ફીટ સુધી ને પછી સમશીતોષ્ણ તથા છેવટે શીત ઔષધીઓ માલમ પડે છે. ૧૯ હજાર ફીટ ઉપર કોઇપણ વનસ્પતિ માલમ પતતીજ નથી, પણ કેવળ બરફ જણાય છે.

ભરતખંડના વિભાગો આ પ્રમાણે છે.

(૧) અંગ્રેજી રાજ્ય. (૨) રક્ષિત રાજ્ય. (૩) સ્વતંત્ર રાજ્ય.

રાજ્યકીય વિભાગોમાં બંગાલા, મદ્રાસ, મુંબઇ અને વાયવ્ય પ્રાંતો છે. તેમની વસ્તી તથા ક્ષેત્રફલ નીચે પ્રમાણે છે.

| વિભાગ | ક્ષેત્રફલ ચો. મા. | વસતી. |
|---|---|---|
| **૧—અંગ્રેજી રાજ્ય.** | | |
| ૧–બંગાલ (લેફ્ટેનેંટ ગવરનર) | ૨૩૦૮૩૨ | ૬૬૮૫૭૦૦૦ |
| ૨–વાયવ્ય પ્રાંતો. ( ,, ) | ૮૦૯૩૧ | ૩૦૭૬૯૦૦૦ |
| ૩–પંજાબ ( ,, ) | ૧૦૧૭૫૨ | ૧૭૬૧૧૦૦૦ |
| ૪–મદ્રાસ. (ગવરનર) | ૧૪૧૭૪૬ | ૩૧૩૧૧૦૦૦ |
| ૫–મુંબાઇ ( ,, ) | ૧૨૭૫૩૨ | ૧૪૦૪૨૦૦૦ |
| ૬–અયોધ્યા (ચીફ્ કમીશનર) | ૨૩૯૭૩ | ૧૧૨૨૦૦૦૦ |
| ૭–મધ્ય પ્રાંતો. ( ,, ) | ૮૪૧૬૨ | ૯૦૩૬૦૦૦ |
| ૮–અંગ્રેજી બ્રહ્મદેશ. ( ,, ) | ૯૩૬૬૪ | ૨૫૬૨૦૦૦ |
| ૯–કૂર્ગ<br>૧૦–હૈદરાબાદનો કંઇક ભાગ<br>૧૧–માઇસોર } ગવરનર જનરલ | ૪૬૦૪૬ | ૭૪૫૪૦૦૦ |
| કુલ. | ૯૩૦૬૦૮ | ૧૦૭૮૯૨૦૦૦ |
| **૨–રક્ષિત રાજ્યો.** | | |
| ૧–બંગાલામાં. | ૧૧૭૧૫૧ | ૪૧૫૨૯૨૩ |
| ૨–વાયવ્ય પ્રાંતોમાં | ૮૪૫૮ | ૨૨૯૪૪૦૦ |
| ૩–પંજાબમાં. | ૧૦૩૪૪૨ | ૭૧૫૪૫૩૮ |
| ૪–મધ્ય પ્રાંતોમાં | ૧૮૫૬૧૦ | ૧૪૬૨૨૫૮૭ |
| ૫–મદ્રાસમાં | ૧૧૬૧૨૫ | ૧૨૮૮૦૨૨૮ |
| ૬–મુંબાઇમાં | ૬૬૦–૪ | ૬૮૦૪૫૪૩ |
| કુલ. | ૫૯૬૭૯૦ | ૪૭૯૦૯૧૯૯ |
| અંગ્રેજી રાજ્યમાં. કુલ. | ૧૫૨૭૩૯૮ | ૨૩૮૮૦૧૧૯૯ |
| ફ્રેંચને પોર્ટુગીઝ– | ૧૨૫૪ | ૫૧૭૧૪૯ |
| કુલ એકંદર | ૧૫૨૮૬૫૨ | ૨૩૯૩૧૮૩૪૮ |

ઉપરના આંકડા આખા ભરતખંડના છે. તે ઉપરથી જણાય છે કે અંગ્રેજી રાજ્યના કુલ ચોરસ માઇલ ૯૩૦૬૦૮ છે તેમાં કુલ વસતી ૧૦૭૮૯૨૦૦૦ છે, એટલે દર ચોરસ માઇલે ૧૧૬ માણસ થાય છે. રક્ષિત રાજ્યોના કુલ ૫૯૬૭૯૦ ચોરસ માઇલમાં કુલ વસતી ૪૭૯૦૯૧૯૯ માણસોની છે, એટલે

એક ચોરસ માઈલે ૮૦ માણસ થાય છે, અને પરરાજ્યાદિના કુલ ચોરસ માઇલ ૧૨૫૪ માં કુલ વસતી ૫૧૭૧૪૯ છે, એટલે તેમાં દર ચોરસ માઇલે ૪૧૨ માણસની વસતી છે, છેવટે આખા ભરતખંડનું ક્ષેત્રફલ એકંદર ૧૫૨૮૯૫૨ ચોરસ માઇલ છે અને તેમાં કુલ વસતી ૨૩૯૩૧૮૩૪૮ થાય છે. માણસોની છે, તેથી દર ચોરસ માઇલે આખા ખંડમાં વસતી ૧૫૭ થાય છે. આ પ્રમાણે કુલ વસતીનું પ્રમાણ છે, ત્યારે વળી દર માણસ વાર કેટલી જમીન રોકાયલી છે તે પણ તપાસિ યેઃ— અપૂર્ણ.

---

# साहित्य संग्रह.

( સાંધણ પૃષ્ઠ ૧૪૮ થી )

શ્લોક.

[1] શ્લોકની શ્લોકતા ત્યારે જ્યારે મળે સુપંડિત,
લકાર લોપ પામે છે જ્યારે મળે અપંડિત. ૧૨

ભૈરવ—ચોતાળ

[2] દુઃખ હું ખમું અતિશયેંજ તોપણેજ છવું,
તો હવેજ કેટલું હજી સહન કરૂં ! દુઃખ. ૧૩

તાત તો સમુદ્ર તણા અંકમાં પડયો છતાં એ—
ઉગર્યો ન પામિયો સમાપ્તિ પ્રાણની એ ! " ૧૪

કેટલું હજીય દુઃખ વેઠવું હશે તે તોજ—
મુજને ન પડે ખબર ઈશ લ્યો ઉગારી ! ,, ૧૫

સ્હાય કરી ઈશ્વર સુખ આપજો હવે મનેજ—
દુઃખથી અતિશય કંટાળિયો બહુજ છું ! ,, ૧૬

ગીતિ.

[2] આહા ! વિચિત્ર દૈવજ ! દૈવ તણો તો કદી ન પારજરે !
દુઃખ અતિશય પામું, મરણ સમય પણ નજર સમિપ લાગે !

---

૧ પંડિત પરીક્ષા. ૨ મનાગ નમોહગાર

એક સમય રાજાનો પુત્ર બનીને શયન પલંગ બને !
બીજે વૃક્ષ તળે હું ધૂડ તથા કંટક ઉપરજ સુતું ! ૧૮
ઈશ્વર મહિમા એવો ગહન વળી છે અકળઅકથ્ય તેવો !
પાર ન આવે આતો સમુદ્ર સંસારનોજ છે એવો ! ૧૯

વસંતતિલકા.

[1] જે બ્રહ્મવાદિથી ઉપાસિત વંદ્ય પાદો,
વિદ્યા, તપ, વ્રત, પવિત્ર, વરિષ્ઠ આસ્યો;
સદ્ગુણ આચાર વિશુદ્ધજ કર્મ વાળો,
નેતા વિનીતજ કહ્યો ચરિતેજ વીરે !* ૨૦

શ્લોક.

[2] અતિદાને બલિ બદ્ધ, અતિમાને સુયોધન;
દશાનન અતિ કામે, અતિ સર્વત્ર વર્જિત. ૨૧
[3] સ્ત્રી વિનાશે રૂપેથી, બ્રાહ્મણો રાજ સેવને;
ગાયો દૂર ચરાવ્યેથી, હિરણ્ય લોભ લાલચે. ૨૨
[4] ભર્ત્તા દેવ, ગુરૂભર્ત્તા ધર્મ તીર્થ અને વ્રતો;
તેથી બીજું ત્યાગીને પતિ એક ભજે સતી. ૨૩
[5] લોભીના યાચકો શત્રુ, ચોરોનો ચંદ્રમા રિપુ;
જાર સ્ત્રીનો પતિ શત્રુ, મૂર્ખાના બોધકો રિપુ. ૨૪
[6] જમાઈ, જઠરે, જાયા, જાતવેદો, જલાશય;
પૂર્યાં તેઓ ન પૂરાય, જકારો પાંચ દુર્લભો. ૨૫
[7] જનની, જન્મભૂમિ, ને જાન્હવીને જનાર્દન;
પાંચમો જનકે જાણો જકારો પાંચ દુર્લભો. ૨૬
[8] દુર્બલોનાં બલો રાજા, સ્ત્રીઓનું બલ રોદન;
મૂર્ખનું બલ મૌનિત્વ, ચોરોનું પાપ છે બલ. ૨૭

---

૧ નાયક લક્ષણ. ૨ અતિ-સર્વત્ર વર્જ્ય. ૩ વિનાશ હેતુ. ૪ સ્ત્રી. દેવ પતિ ૫ શત્રુ કોણ કોનું ? ૬ દુર્લભજકાર. ૭ દુર્લભજકાર. ૮ બલ.

ગીતિ

[1] મિત્ર પરીક્ષા દુ:ખે, શૂરપરીક્ષા રણાંગણે થાએ;
વિનયે વંશ પરીક્ષા, નિર્ધનતામાં જણાય સુકુપત્ની. ૨૮

---

# सुवाक्यो.

૧—દ્વેષ, એ નબળા અને કંગાળ મનની એક મોજ છે.
૨—મૃત્યુ ચોકસ છે, પરંતુ કાલ અચોકસ છે.
૩—કીર્ત્તિમાન માણસનું મૃત્યુ થતુંજ નથી.
૪—મિત્રનામાં શંકા ને અવકાશ આપવો નહિ.
૫—સુખના દિવસો લાંબા ટકના નથી.
૬—તમારા પ્રતિ સર્વની પ્રીતિનું આકર્ષણ કરજો.
૭—ક્રોધ, એક જાતની ગાંડાઇ છે.
૮—ઉપકાર કરનારને ભૂલતા નહિ.
૯—મેલા હાથની મેલાઈ સ્વચ્છ મોઝાં ઢાંકે છે.
૧૦—આજ્ઞા પાલક સ્ત્રી પતિપર સત્તા ચલાવી શકે છે.
૧૧—મને ભત્રીજો કહેજો, પણ મને ઠગતા નહિ.
૧૨—સારી રીતે જીંદગી ગાળવાથી શરીરની અવ્યવસ્થા થતી નથી.
૧૩—ખુશામતિયો એક ભયંકર શત્રુ જાણવો.
૧૪—મશ્કરી મિત્રતાનું ઉગ્ર વિષ છે.
૧૫—ગરીબની ઓળખાણથી હલકાઈ નહિ માનો, અને શ્રીમંતની મિત્રાઇ ઈચ્છવી નહિ.
૧૫—સહનશીલ મિત્ર બેવડો શત્રુ છે.
૧૭—દુર્ભાગ્યને તાબે ન થતાં તેને ઉલ્લંઘી નાખો.
૧૮—આપત્તિ નિત્ય રહેતી નથી.
૧૯—પ્રેમનું ઔષધ નથી.
૨૦—પ્રત્યેક દિવસને તમારા અંતનોજ માનવો.
૨૧—કોઈપણ હમેશાં ડાહ્યો નથી.

---

૧ પરીક્ષા.

૨૨–લાભ વગરની ખુશામત કરનારનું ગજવું ભરાતું નથી.

૨૩–જે ખરાબનો બચાવ કરે છે તે સારાંને ખંડે છે.

૨૪–બ્હીકણ પોતાને સાવધાન માને છે અને બખીલ પોતાને કરકસરી માને છે.

૨૫–અભિપ્રાયમાં પક્ષપાત એક વિષ છે.

૨૬–અત્યંત ઇચ્છાથી લાંબો પશ્ચાતાપ થાય છે.

૨૭–તમારી ઇચ્છા પ્રમાણે ન કરી શકાતો બની શકે તેટલું કરો.

૨૮–પ્રમાણિકતા મેળવો. દયા શોધો કરકસર શિખો. નીમકહલાલી ને ઇચ્છો.

૨૯–જેટલું સાંભળો તેટલું ખરૂં માનતા નહિ. જેટલું માનો તેટલુંજ કહો.

૩૦–માણસ નશીબથી મોટો બને પણ નશીબથીજ સારો ન બને.

૩૧–ખુબસુરતી અને પતિવૃતાપણાં વચ્ચે જીવ લેણ કજીયો છે.

૩૨–સાંભળવાને તત્પર રહો, યુક્તિથી સાવચેત રહો, અને શિખામણ દેવામાં ધીરા રહો.

---

# પૂરાણી ભૂગોલ.

આર્યોનાં પ્રાચીન પુરાણોમાં ભૂગોલ વિદ્યા પણ વર્ણવેલી હોય છે. અઢાર હાપુરાણોમાં મુખ્ય અને પવિત્ર ગણાતું શ્રેષ્ઠ શ્રી ભાગવત નામનું છે, તેમાં ંચમ સ્કંધના ૧૬ મા અધ્યાયથી ૨૮ મા અધ્યાય સુધી, એટલે પંચમ સ્કંના અંતપર્યંત ભૂગોલ વર્ણન આવે છે તે અત્ર તપાસીશું અને પછી તે ઉપર થાશક્તિ અવલોકન ચલાવીશું. મુખ્ય નવ દ્વીપો આ પ્રમાણે છે:–

૧ જંબુ. ૨ પ્લક્ષ. ૩ શાલ્મલી. ૪ કુશ. ૫ ક્રૌંચ. ૬ શાક. ૭ પુષ્કર.

આ પ્રત્યેક દ્વીપોમાં નવ નવ ખંડો છે. જંબુદ્વીપમાં ૯ ખંડો નીચે પ્રમાણે છે.

(૧) ઇલાવૃત્ત (૨) ભદ્રાશ્વ (૩) હરિ [illegible] કેતુમાલ (૫) રમ્યક (૬) હિરમય (૭) ઉત્તરકુરુ (૮) કિંપુરૂષ (૯) [illegible]

સ્ત્રીઓનુ

…નું પાપ છ

ઉપરના નવ ખંડો સિવાય જંબુદ્વીપના [illegible]પદ્વીપો કહેવાય છે, ને નીચે પ્રમાણે છે:—

સિનાઃ

(૧) સ્વર્ણપ્રસ્થ (૨) ચંદ્રશુક્લ (૩) આવર્તન (૪) રમણક (૫) મંદર (૬) હરિણ (૭) પાંચ જન્ય (૮) સિંહલ.

જંબુદ્વીપના ઉપર પ્રમાણે વિભાગો બતાવ્યા છે તેમ બીજા દ્વીપોના બતાવેલા નથી, પરંતુ એ સર્વનું વર્ણન નીચે પ્રમાણે કરેલ છે.

૧–જંબુ દ્વીપનો વિસ્તાર એક લાખ યોજન છે, અને તેમાંના નવ ખંડોમાંના પ્રત્યેક નવ હજાર યોજનના વિસ્તારવાળા છે, અને એ રીતે કુલ ૮૧૦૦૦ યોજન વિસ્તાર છે, બાકીના ૧૯ હજાર યોજન તેના સમુદ્ર તથા પર્વતોમાં રોકાએલા હોવાથી કુલ લાખ યોજન પૂરા થઇ રહે છે.

(૧)–પ્રથમ ખંડ ઇલાવૃત્ત છે. તેની બરોબર મધ્યમાં મેરૂ નામનો પર્વત છે, તે આખો સુવર્ણનો છે. તે એક લાખ યોજન ઉંચો છે, તથા મથાળેથી ૩૨ હજાર યોજન પ્હોળો છે, તથા મૂળમાંથી ૧૬ યોજનમાં છે, એટલે કે નીચેથી સાંકડો અને ઉપરથી પહોળો છે. એક લાખ યોજન પૃથ્વીની સપાટીથી મેરૂ ઉંચો છે અને બીજો એક લાખ યોજન તે જમીનની અંદર પેઠેલો છે. ઇલાવૃત્ત ખંડની મધ્યમાં મેરૂ છે તેમ તેની ઉત્તર દિશાએ અનુક્રમે નીલ, શ્વેત, અને શૃંગવાન પર્વતો છે, તે ત્રણેથી રમ્યક, હિરણ્મય અને કુરૂ ખંડોથી ઇલાવૃત્ત ખંડને જુદો પાડે છે. એ ત્રણે પર્વતો પૂર્વ પશ્ચિમમાં લાંબા છે. પ્રત્યેક બબ્બે હજાર યોજન પહોળા છે.

ઇલાવૃત્તની દક્ષિણે નિષધ, હેમકૂટ, તથા હિમાલય પર્વતો છે. તે ક્રમસર હરિવર્ષ, કિંપુરૂષ અને ભરતખંડને જુદા પાડે છે. તેઓ પણ પૂર્વ પશ્ચિમમાં લાંબા બબ્બે હજાર યોજન તથા ઉંચા દશ દશ હજાર યોજન છે.

ઇલાવૃત્તની પૂર્વ દિશા તરફ ગંધમાદન, અને પશ્ચિમે માલ્યવાન નામે પર્વતો છે. તે નીલ તથા નિષધ સુધી લાંબા બબ્બે હજાર યોજન છે, અને ભદ્રાશ્વ અને કેતુમાલ ખંડોના સીમાડારૂપ છે.

ઇલાવૃત્તમાં મધ્યમાં મેરૂ પર્વતની ચારે બાજુએ ટેકારૂપ, મંદર, મેરૂમંદર, સુપાર્શ્વ, અને કુમુદ પર્વતો છે. તેઓ દશ દશ હજાર યોજન પહોળા તથા ઉંચા છે.

એ ચારે પર્વતો ઉપર ક્રમસર આંબો, જાંબુ, કદંબ અને વડનાં ઝાડો છે,

ને તે દરેક અકેક હજાર યોજન ઉંચાં છે અને સો સો યોજન જાડાઇમાં છે.

એ ચારે પર્વતો ઉપર ક્રમસર દુધ, મધ, શેરડી અને જળનાં સરોવર છે. મજ ક્રમસર નંદન, ચૈત્રરથ, વૈભ્રાજિક અને સર્વતોભદ્ર, એ ચાર દેવતા- ાનાં વનો છે.

અગિયારસો યોજન ઉંચા દિવ્ય આંબા ઉપરની મંદરાચલ ઉપર અમૃત વી મીઠી તથા પર્વતના શિખર જેવી જાડી કેરીઓના પડવાથી છુંદાઇ જઇને માંથી નીકળતી અરૂણોદા નામની નદી વહે છે. તે પૂર્વ તરફ ઇલાવૃત્તમાં ચાલે જાંબુમાંથી રસ નીકળી જંબુનામની નદી મેરૂમંદર પર્વતપરથી દક્ષિણ ત- ઇલાવૃત્ત સુધી વહે છે તેનો રસ બંને તીરે ઉપરની માટીમાં મળી તેમાંથી વર્ણ પેદા થાય છે તે જાંબૂનદ કહેવાય છે. સુપાર્શ્વ નામના પર્વ ઉપર એક ડું કદંબ વૃક્ષ છે તેમાંથી પાંચ મધની ધારાઓ વહે છે, તે પણ ઇલાવૃત્ત ફ વહન કરે છે. કુમુદ પર્વત ઉપર શતવલ્શ નામનો વડ છે, તેમાંથી દૂધ, ીં, મધ, ઘી, ગોળ, અન્ન, વસ્ત્ર, શય્યા, આસન અને આભરણના ધરો પડે . તે ઉત્તર તરફ પડી ઈલાવૃત્તમાં જાય છે. કુરંગ, કુરર, કુસુંભ, વૈકંક, ત્રિ- ., શિશિર, પતંગ, રૂકચ, નિષધ, શિનીવાસ, કપિલ, શંખ, વૈદૂર્ય, જરૂધિ, સ, ઋષભ, નાગ, કાલંજર, તથા નારદ, આ વીસ પર્વતો મેરૂની આસપાસ ાવેલા છે.

મેરૂની પૂર્વે જઠર અને દેવકૂટ નામના બે પર્વતો છે. તેઓ ઉત્તર તરફ ઢાર હજાર યોજન લાંબા છે અને બબે હજાર યોજન પ્હોળા તથા ઉંચા છે. જ રીતે મેરૂની પશ્ચિમે પવન અને પારિયાત્ર, દક્ષિણે કૈલાસ અને કરવીર ર્વતો છે. આ બધા પૂર્વ ભણી ગએલા છે. મેરૂની ઉત્તરે ત્રિશૃંગ તથા મકર મે પર્વતો છે.

મેરૂની ઉપર મધ્યભાગમાં દશહજાર યોજન વિસ્તારવાળી બ્રહ્માની સમચો- ા નગરી છે, અને તે સુવર્ણની છે. આની આસપાસ આઠ લોકપાલોની આઠ ારીઓ છે. એ દરેક નગરીઓનો વિસ્તાર અઢીહજાર યોજનનો છે.

અપૂર્ણ.

# पदार्थज्ञान.



પદાર્થજ્ઞાનનો વિષય આરંભ્યા પૂર્વે તેનો શબ્દાર્થ સમજવો જોઇયે. पदार्थ અને ज्ञान એ બે શબ્દોના સંયોગથી पदार्थज्ञान શબ્દ થાય છે. હવે पदार्थ શબ્દ पद् અને अर्थ એ બે શબ્દોના સંયોગથી થાય છે. સંસ્કૃત पद् ધાતુનો અર્થ 'પડવું' થાય છે, એ પરથી પતનવાચક पद શબ્દ છે. સંસ્કૃત अर्थ् ધાતુનો અર્થ 'પૂછવું' થાય છે, એપરથી પ્રશ્નવાચક अर्थ શબ્દ છે. વસ્તુ માત્ર पदार्थ કહેવાય છે, એપરથી સૃષ્ટિમાં ઉત્પન્ન સર્વ વસ્તુ पदार्थ છે—પડેલી છે—ઉત્પન છે. ઉત્પન્ન તે पदार्थ એમ અર્થ થયો. હવે ज्ञान શબ્દ ज्ञा='જાણવું' ધાતુપરથી વ્યુત્પન્ન છે; એપરથી पदार्थ વિષે જાણવું—પદાર્થ વિષે જણાવનાર વિદ્યા—તે पदार्थज्ञान.

पदार्थ ની આ વ્યાખ્યા હાલના કેટલાક વિદ્વાનોને અનુચિત લાગશે, પણ શબ્દાર્થ પ્રમાણે—વ્યુત્પત્તિ પ્રમાણે જોતાં એજ અર્થ સત્ય છે, એમાં કોઈથી ના પાડી શકાય તેમ નથીજ; કણાદના વૈશેષિક દર્શનમાં पदार्थ ના સાત ભેદ બતાવ્યા છે. (૧) द्रव्य, (૨) गुण, (૩) कर्म, (૪) सामान्य, (૫) विशेष, (૬) समवाय, અને (૭) अभाव આમાંના પ્રથમ પદાર્થ द्रव्यનેજ તેઓ पदार्थ માને છે, બાકીનાને पदार्थ કહેતા નથી, કારણ કે જડ અને પરમાણુ રૂપજ પદાર્થ (matter) છે, અને બાકીના પદાર્થોને તેઓ ચેતન (force) કહેછે. ચેતન વળી જુદુંજ છે, પરંતુ पदार्थ શબ્દની વ્યાખ્યાનુસાર એકલો દ્રવ્યજ નહિ પણ ઉપરના સાતે આવી જાય છે, એ વાત સિદ્ધ છે.

પાશ્ચાત્ય તત્વવેત્તા એરિસ્ટોટલે પણ पदार्थ માં માત્ર જડનોજ સમાવેશ કરેલો નથી. તેણે સાત નહિ પણ કુલ દશ પદાર્થો માનેલા છે. (૧) ऊसिया (द्रव्य), (૨) पुसोन (સંખ્યા), (૩) पुइओन (गुण), (૪) पुरोसति (સંબંધ), (૫) पुइएन (कर्म), (૬) पाउचेइन (સત્વ), (૭) पोउ (દિશા), (૮) पुते (કાળ), (૯) केइस्थइ (સ્થિતિ) અને (૧૦) इचेइन (સત્તા). આ પદાર્થો ખામીવાળા છે. ઉપર સાત પદાર્થમાંના द्रव्यના ભેદો આમાં આવી જાય છે. दिशा, काळ, એ દ્રવ્યના ભેદમાં છે. વળી તે ખામીવાળા છે એમ પ્રસિદ્ધ પદાર્થવાદી (જડવાદી?) જે. એસ્. મીલ પોતાના તર્કશાસ્ત્રમાં સ્પષ્ટ કહે છે; તે તો ચારજ પદાર્થ માને છે. (૧) इन्द्रिय, (૨) मन, (૩) देह, (૪) काल. આ પ્રમાણે મીલના કથનથી પણ

મન આદિ પદાર્થમાં છે, એટલે માત્ર જડજ પદાર્થ એ માન્યતા કેવળ નિર્મૂલ થઈ જાય છે. જે જે ઉત્પન્ન–દૃશ્યમાન્ છે, તે તે પદાર્થ–એ વ્યાખ્યા આપણે અત્ર સિદ્ધ માનીશું.

જડવાદીના મતાનુસાર તો એક દ્રવ્ય પણ પદાર્થ નથી, પણ તેનો અમુક ભાગજ માને છે. કણાદ દ્રવ્યના નવ ભેદો આપેછે, (૧) પૃથિવી, (૨) આપ, (૩) તેજ, (૪) વાયુ, (૫) આકાશ, (૬) કાળ, (૭) દિક્, (૮) આત્મા, (૯) મન. ટીકાકારે દશમું તમસ્ ગણાવેલું છે. ગુણાદિ પદાર્થોના પણ ભેદો કણાદે આપેલાછે, પરંતુ અત્ર પદાર્થ શબ્દની વ્યાખ્યામાં આટલું બસ છે. ત્યારે પદાર્થ જડ ચેતનમય સર્વ ઉત્પન્ન વસ્તુઓ છે. 'ઉત્પન્ન થવું' તેજ 'પડવું' છે. આ પદાર્થ વિષે જ્ઞાન મેળવવાનું સાધન પદાર્થજ્ઞાન છે, માટે તેમાં આખી સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ ને લય આવી જાય છે.

પરંતુ અત્ર આપણે દ્રવ્ય પદાર્થના અમુક ભાગોનુંજ વર્ણન કરવાનું છે. કણાદે આપેલા દ્રવ્યના નવ ભેદોમાંના પ્રથમ પાંચના સમૂહનેજ જડવાદીઓ પદાર્થ કહે છે. ખરેખરાં જડ એ પાંચજ છે. (પૃથ્વી, આપ, તેજ, વાયુ, ને આકાશ). આને પંચમહાભૂત કહેવાય છે. આપણે પણ અત્ર એટલાનેજ પદાર્થ માની તેનું જ્ઞાન મેળવવા પ્રયત્ન કરીશું. આ પાંચે મહાભૂતો છેલ્લેથી એકમાંથી બીજું, એમ બને છે; એટલે કે, આકાશ (ether)માંથી વાયુ; (air), તેમાંથી તેજ, (caloric) વા અગ્નિ (fire), તેમાંથી આપ (water), અને તેમાંથી પૃથિવી (earth). અત્યંત જડવાદી પદાર્થ શાસ્ત્રીઓ તો વળી તેજ અને આકાશને પણ પદાર્થ માનતા નથી, પણ બાકીનાં ત્રણનેજ માને છે; અને પદાર્થની એ ત્રણ સ્થિતિને તેઓ સ્થૂલ(પૃથ્વી), પ્રવાહી,(આપ), અને વાયવી(વાયુ); કહેછે. અકેકમાંથી અકેક તત્વ શી રીતે બને છે; એ વિષય રસાયનશાસ્ત્રનો છે, એટલે તે અત્ર જાણવાનો નથી. પદાર્થ શું? એ જ્ઞાનજ અત્ર પ્રસ્તુત છે. ત્યારે જ્ઞાન શું ને શી રીતે પ્રાપ્ત થાય છે, તે વિષે પણ થોડુંક અત્ર કહેવું જોઇએ.

આપણા શરીરમાં પાંચ 'ઈંદ્રિય' છે, इद् ધાતુ સત્તાવાચક છે, એ પરથી इंद्रिय શબ્દ સત્તારૂપ છે. બાહ્યસૃષ્ટિનું જ્ઞાન એ ઈંદ્રિયોદ્વારા આપણને થાય છે, માટે તે સત્તારૂપ છે. એ પાંચ ઈંદ્રિયો આ પ્રમાણે છેઃ–(૧) શ્રવણ (power of hearing). આ શક્તિ કર્ણ (કાન)માં રહેલી છે, તેથી શબ્દાદિ શ્રવણ આકાશ

તત્વનો ધર્મ છે. (૨) સ્પર્શન ( power of touch ). આ શક્તિ ત્વક્ (ચામડી)-માં રહેલી છે, તેથી શીતોષ્ણાદિ સ્પર્શજ્ઞાન થાય છે. સ્પર્શ ગુણ વાયુ તત્વનો છે. (૩) દર્શન ( power of seeing ). આ શક્તિ ચક્ષુ (આંખ) માં રહેલી છે. તેથી રૂપાદિ દર્શન જ્ઞાન થાય છે; રૂપાદિ દર્શન ધર્મ તેજ કે અગ્નિ તત્વનોછે. (૩) રસન (power of taste) આ શક્તિ જિવ્હા (જીભ)માં રહેલી છે. તેથી ખાટું, ખારૂં, ઈત્યાદિ રસજ્ઞાન થાય છે. ખટ્રસજ્ઞાન ધર્મ જલનો છે. (૫) ઘ્રાણ (power of smelling). આ શક્તિ નાસિકા (નાક)માં રહેલી છે, ને તેથી ગંધ પરખાય છે. ગંધ ધર્મ પૃથિવી તત્વનો છે. આ પાંચ ઇન્દ્રિયોથી આપણને સર્વ વસ્તુઓનું જ્ઞાન ( perception ) થાય છે.

શ્રવણ જ્ઞાન થાય ત્યારે આપણે કહિયે છિયે કે "હું સાંભળું છું."

| | | | | | |
|---|---|---|---|---|---|
| સ્પર્શન | ,, | ,, | ,, | ,, | "મને (ટાઢ વગેરે) લાગેછે. |
| દર્શન | ,, | ,, | " | ,, | "હું જોઉં છું." |
| રસન | ,, | ,, | ,, | ,, | "હું ચાખું છું." |
| ઘ્રાણ | ,, | ,, | ,, | ,, | "હું સુંઘું છું." |

અમુક જાતના શબ્દને આપણે સાંભળીને કહિયે કે 'ઝાલર વાગે છે,' અમુક જાતના સ્પર્શથી કહિયે છિયે કે 'ટાઢ વાય છે,' અમુક જોવાથી કહિયે છિયે કે 'ગાય ઉભી છે,' અમુક જાતના સ્વાદથી કહિયે છિયે કે 'ગળ્યું લાગે છે,' 'અમુક જાતની વાસપરથી કહિયે છિયે કે 'ગુલાબનું ફુલ પડેલું છે.' આપણે આમાં જે કંઇ કહિયે છિયે તે બધું જ્ઞાન છે, અને જે વિષે કહિયે છિયે, તે પદાર્થ છે. જ્ઞાન વિના પદાર્થ સમજાય નહિ, તેમ પદાર્થ વિના જ્ઞાન સંભવે નહિ. 'કારણ વિના કાર્ય બને નહિ '—આ નિયમ સમજવો ઘણો અગત્યનો છે. હવે આપણે કાર્યમાં 'ગુલાબની વાસ' લઇયે તો તેનું કારણ શું? તે તપાસિયે. તપાસ કરવાથી માલમ પડે કે આસપાસ ગુલાબનાં પુષ્પ પડેલાં છે, તેથી વાસ થાય છે. આમાં વાસનું કારણ તપાસનાં દર્શન જ્ઞાન થાય છે, ને વાસ તથા દર્શન—એ બે જ્ઞાન થવાથી ગુલાબમાં ગંધ ગુણ છે, એમ નિશ્ચયરૂપ જ્ઞાન થાય છે. કારણની પરંપરા આટલેથીજ અટકતી નથી. ગુલાબમાં અમુક જાતની વાસ આવે છે, તેનું કારણ શું? આનો ઉત્તર ઈંદ્રિયગમ્ય નથી, એ કારણનું જ્ઞાન થઈ શકશે નહિ, માટે આટલુંજ બસ છે કે 'ગુલાબમાં અમુક પ્રકારની

વાસ છે.' આ જ્ઞાન છે. ત્યારે **गुलाब**—**द्रव्य** છે, અને **वास**—**गुण** છે. **द्रव्य** અ ગુણ મળીને **सुगंधी—गुलाब** એમ **ज्ञान** છે. **गुलाब** અથવા **द्रव्य** તે **कारण** છે. અને **वास** અથવા **ज्ञान** તે **कार्य** કે **असर** (perception or couse) છે. આ પ્રમાણે **कारण** અને **असर** એ બે પારિભાષિક શબ્દો સમજાયા છે. હવે આપણે એ શબ્દો ઉપરજ વિચાર ચલાવિશું. **कारण** ની **असर** તેજ **पदार्थज्ञान** છે.

અમુક પ્રકારની તીખી વાસ આવવાથી આપણે તેનું કારણ શોધિયે તો અગ્નિપર મરચું પડેલું જણાય છે, ત્યારે એ વાસરૂપી **असरनुं कारण** મરચું **पदार्थ** થયો. હવે વળી એ મરચાંને અગ્નિપર બળવાનું કારણ શું? એ શંકા થાય છે, અગ્નિપર મૂકવાનું કારણ શું ? ગલફતથી ભૂલથી કોઇના હાથમાંથી અગ્નિપર પડીગયુ હતું એમ માલમ પડયું. ગલફત થવાનુ કારણ શું ? રસ્તામાં વરઘોડો નીકળ્યો તે બારીમાંથી જોવા ઉઠતાં હાથમાંથી પડી ગયું તે અગ્નિમાં પડયું. વરઘોડો નીકળવાનુ કારણ શું ? પરણવા સારૂ. પરણવાનું કારણ શું ? સૃષ્ટિ ચલાવવા સારૂ. સૃષ્ટિ ચલાવવાનું કારણ શું? આનો ઉત્તર અગમ્ય કોટીમાં જવાનો, તે પરથી—એવો ઈશ્વિરી નિયમ છે—એમ કહી જગતનું કારણ ઈશ્વરને છેવટે ઠરાવવામાં આવે છે.

આ ઉપરથી જણાય છે કે પ્રત્યેક **पदार्थ**—કોઇ બીજો **पदार्थ** કે જે તેનું કારણ છે, તેની **असर** છે—**कार्य** છે, એ રીતે એક પદાર્થ તેની પૂર્વના **पदार्थनु कार्य** અને પછીના **पदार्थनुं कारण** છે; એમ **कार्य कारण**ની સાંકળ ચાલતાં **कार्य** તેજ **कारण** અને **कारण** તેજ **कार्य** એમ એકતા થઇ જાય છે.

અપૂર્ણ.

---

# वरुण.

(સાંધણ પૃષ્ટ ૧૩૩ થી.)

" ઇક્ષ્વાકુ કુલમાં થએલા વેધસનો પૂત્ર હરિશ્ચંદ્ર એક અપુત્ર રાજા હતો. તેને સો સ્ત્રીઓ હતી છતાં એકેને સંતતિ થઈ નહોતી. તેના ઘરમાં પર્વત અને નારદ વસતા હતા. તેણે નારદને પુછ્યું:—' હે નારદ, પુત્ર પ્રાપ્તિ માટે લોક માત્ર ઇચ્છે છે તેમાં તેમને શો લાભ છે, તે મને કહો. એક શ્લોકમાં તેણે આ પ્રમાણે પૂછતાં નારદે દશ શ્લોકમાં ઉત્તર આપ્યો."

"જો પિતા જીવતા પુત્રનું મુખ જુવે છે, તો તેનું કરજ તે આપે છે અને મોક્ષ મેળવે છે, પિતા પુત્રથી જે સુખો મેળવે છે, તે પૃથ્વી, અગ્નિ અને જળથી મળતાં સુખો કરતાં ઘણું વિશેષ છે. વળી પિતા પુત્રથી મહા અંધકાર (અજ્ઞાન) ને ઉલ્લંધી જાય છે; કેમકે પોતામાંથી પોતેજ જન્મ્યો હોય છે. તે (પુત્ર) એક અન્નથી ભરેલી નૌકા રૂપ છે. માંસ શું છે? ત્વચા શું છે? કેશશું છે? ઉષ્ણતા શું છે? તમે બ્રાહ્મણો પુત્ર મેળવવા પ્રયત્ન કરો; બેશક તે સૃષ્ટિ રૂપ છે. મનુષ્યને અન્ન જીવન છે, વસ્ત્ર રક્ષણ છે, સુવર્ણ તેની સુંદરતા છે, અને પ્રજા તેનું બલ છે. તેની પત્ની મિત્ર છે; તેની પુત્રી દયા છે; પરંતુ પુત્ર તો પરલોકમાં તેનું તેજ છે. પતિ તરીકે તે પોતાની પત્નીને આલિંગન લે છે, કે જે (પત્ની) તેની (પુત્રીની) માતા થાય છે. તેના દેહમાં બની રહીને તે (પુત્ર) દશમે માસે જન્મ પામે છે. વહુ જયા છે. કેમકે માણસ તેમાંથી જન્મે છે. (जायते). તે માતા (आभूति) છે, કેમકે તે લાવે છે (आभूति); તેનામાં બીજ ગુપ્ત રહેલું હોય છે. દેવતાઓ તથા વૃદ્ધોએ તેનામાં મહાન્ તેજ આણ્યું. દેવતાઓએ માણસને કહ્યું–'તેનામાં તું પાછો જન્મીશ.' જેને પુત્ર નથી તેનામાં જીવ નથી, આમ પ્રાણીઓ પણ જાણે છે. જેને પુત્રો છે અને જેને દુઃખ નથી હોતું, તેમનો માર્ગ ઘણો વખણાય છે તથા સુખી હોય છે. પશુઓ અને પક્ષીઓ તે જાણે છે, અને તેમને બચ્ચાંઓ સર્વત્ર હોય છે.

"આ પ્રમાણે કહીને તેણે તેને કહ્યુ કે–"હે રાજા, વરૂણ પાસે જાઓ અને કહો કે–'મને એક પુત્ર થાઓ અને હું આપનું તે વડે યજન કરીશ.'"

"રાજા ઉપર ચડયો અને તે વરૂણ રાજા પાસે ગયો અને બોલ્યો,–'મને એક પુત્ર થાઓ અને હું આપનું તે વડે યજન કરીશ.' વરૂણે કહ્યું–'ઠીક' તેને એક પુત્ર જન્મ્યો તેનું નામ રોહિત પાડયું. પછી વરૂણે હરિશ્ચંદ્રને કહ્યું–'તને એક પુત્ર થયો છે, તેના વડે તું મારૂં યજન કર.' હરિશ્ચંદ્રે કહ્યું–'જ્યારે પ્રાણી દશ વાસર (દિવસ)નું થાય, ત્યારે તે યજન કરવા યોગ્ય થાય છે. તેને દશ વાસરથી મોટા થવા દો, અને હું તે વડે આપનું યજન કરીશ.' વરૂણ ઉપર ચડી ગયા. તે પુત્ર દશ વાસરથી મોટા થયો, ત્યારે વરૂણે કહ્યું–'તે હવે દશ વાસરથી વધારે મોટા થયો છે, તેના વડે તું મારૂં યજન કર.' હરિશ્ચંદ્ર બોલ્યો–'જ્યારે પ્રાણીને દાંતો આવે, ત્યારે તે યજન કરવા યોગ્ય થાય. તેને હવે દાંતો

આવવા દો, અને હું તેના વડે આપનું યજન કરીશ.' વરૂણ ચડી ગયા. તેને દાંતો આવ્યા, અને વરૂણે કહ્યું–'તેને દાંતો આવ્યા છે, તેના વડે મને તું યજન કર.' હરિશ્ચંદ્ર બોલ્યો–'જ્યારે પ્રાણીના દાંતો પડી જાય ત્યારે તે યજન કરવાને યોગ્ય થાય છે; માટે તેના દાંતો પડી જવા દો અને હું તેના વડે આપનું યજન કરીશ.' વરૂણ ચડી ગયા. તેના દાંતો પડી ગયા, અને વરૂણે કહ્યું–'તેના દાંતો પડી ગયા છે, અને તેના વડે મારૂં તું યજન કર.' હરિશ્ચંદ્રે ઉત્તર આપ્યું, 'જ્યારે પ્રાણીને દાંતો ફરી પાછા ઉગે, ત્યારે તે યજન કરવાને યોગ્ય થાય છે. તેના દાંતો પાછા આવવા દો, અને હું તેના વડે આપનું યજન કરીશ.' વરૂણ ચડી ગયા. તેને દાંતો પાછા આવ્યા, અને વરૂણે કહ્યું–'તેને પાછા દાંતો આવ્યા છે, તેના વડે તું મારૂં યજન કર.' હરિશ્ચંદ્રે કહ્યું–'જ્યારે ક્ષત્રિય પોતાના લશ્કરી પોશાકમાં આવે, ત્યારે તે યજન કરવા યોગ્ય થાય છે. તેને યોદ્ધા થવાદો, અને હું આપને તેના વડે યજન કરીશ.' વરુણ ચડી ગયા. તે યોધ્ધો થયો, અને વરુણે કહ્યું–' તે યોધ્ધો થયો છે, તેના વડે મારૂં યજન તું કર.' હરિચંદ્ર ચડયો. તેણે પોતાના પુત્રને બોલાવીને કહ્યું કેઃ–'પુત્ર, તેણે તને મને આપ્યો છે; મૃત્યુ! હું તારાવડે તેનું યજન કરૂં છું.–' પુત્ર બોલ્યો–' નહિ. તેણે પોતાનું ધનુસ લીધું અને વનમાં ચાલ્યોગયો, અને ત્યાં એક વર્ષ સુધી રહ્યો."

"તુરતજ વરુણે હરિચંદ્રને પકડયો અને તેનું ઉદર વધવા લાગ્યું. આ વાત પુત્ર રોહિતે સાંભળી અને તેથી તે વનમાંથી ગામમાં ગયો. ઇંદ્રે માણસનું રૂપ ધારણ કરી તેની પાસે આવીને તેને કહ્યું–' જે માણસ મુસાફરી કરતો નથી તેને સુખ મળતું નથી, એમ હે રોહિત, અમે સાંભળેલું છે. ભલો માણસ જો બેસી રહે, તો તે દુષ્ટ માણસ છે. જે મુસાફરી કરે છે તેનો મિત્ર ઈંદ્ર થાય છે. (માટે) મુસાફરી કરો.' ( આ સાંભળી ) રોહિતે વિચાર્યું આ બ્રાહ્મણે મને મુસાફરી કરવા કહ્યું છે. આથી તેણે બીજું વર્ષ પણ વનમાં ગાળ્યું. વળી પાછો તે વનમાંથી ગામ તરફ જવા નીકળ્યો, ત્યારે ઇંદ્રે માણસનુ રૂપ લઇ તેની પાસે આવીને કહ્યું કે 'મુસાફરના પગો પુષ્પવાળી શાખાઓ જેવા છે. તે પોતાની મેળે ઉગીને ફલ એકઠાં કરે છે. તેનાં સર્વ પાપો, માર્ગમાં મુસાફરીથી વેઠેલાં કષ્ટને લીધે ક્ષય પામી જાય છે; માટે મુસાફરી કરો.' રોહિતે ધાર્યું કે બ્રાહ્મણે મને મુસાફરી કરવાનું કહ્યું છે, અને એ રીતે તેણે

વનમાં ત્રીજું વર્ષ પણ મુસાફરી કરી. પાછો તે વનમાંથી નગર તરફ જવા નીકળ્યો ત્યારે વળી માણસનું રૂપ ધરી ઇંદ્ર તેની પાસે ગયો અને બોલ્યોઃ–' જે માણસ બેસી રહે છે તેનું નસીબ પણ બેસી જાય છે; તે જ્યારે ઉભો થાય છે ત્યારે તે ઉભું થાય છે; જ્યારે તે સૂવે છે ત્યારે તે સુઇ જાય છે, જ્યારે તે ચાલે છે ત્યારે તે ચાલવા માંડે છે. મુસાફરી કરો. ' રોહિતે વિચાર્યું–' આ બ્રાહ્મણે મુસાફરી કરવાનું કહ્યું.' એ રીતે તેણે ચોથું વર્ષ પણ વનમાં મુસાફરી કરી. પાછો તે નગર તરફ જવા લાગ્યો, ત્યારે વળી માણસનું રૂપ ધારણ કરીને ઇંદ્ર તેની પાસે આવ્યો અને બોલ્યો ' જે માણસ ઉંઘે છે તે કલિયુગ જેવો છે; જે માણસ જાગે છે તે દ્વાપર યુગ જેવો છે; માણસ ઉભો થાય છે તે ત્રેતાયુગ જેવો છે; અને જે માણસ મુસાફરી કરે છે તે કૃતયુગ જેવો છે. મુસાફરી કરો. ' રોહિતે જોયું કે આ બ્રાહ્મણે મને મુસાફરી કરવા કહ્યું છે અને તેથી તે પાંચમું વર્ષ પણ વનમાં ફર્યા કર્યો. પાછો તે નગર તરફ જવા લાગ્યો તેવો માણસ રૂપ લઇ ઇંદ્ર તેને મળ્યો અને બોલ્યો કે 'મુસાફરને મધ મળે છે, મુસાફરને મધુર અંજીરો મળે છે; નિત્ય મુસાફરીજ કરતાં થકો જે થાકતો નથી એવા સૂર્યના મુખ તરફ જુવો. મુસાફરી કરો. ' રોહિતે જોયું કે આ બ્રાહ્મણે મને મુસાફરી કરવાનું કહ્યું છે, અને આ પ્રમાણે છઠું વર્ષ પણ મુસાફરી કરી. "

" તેને જંગલમાં સૂયવસના પુત્ર અજીગર્ત ઋષિને ભૂખે મરતા જોયા. તેને ત્રણ પુત્રો હતા. (૧) શુનઃપુચ્છ, (૨) શુનઃશેફ અને, અને (૩) શુનોલાંગૂલ. રોહિતે તેને કહ્યું–' ઋષિ, હું તમને સો ગાય આપું છું અને તેના બદલામાં હું તમારા આ ત્રણ પુત્રોમાંથી એકને માગી લઉછું.' પિતાએ મોટા પુત્રને હૈયામાં ઘાલ્યો, અને કહ્યું–' આનેતો નહિ.' માતાએ સહુથી નાનાને હૈયામાં લઇને કહ્યું, ' આને (પણ) નહિ.' પછી તે માબાપે વચલા શુનઃશેફને બદલે આપવાની હા કહી. રોહિતે તેને સો ગાયો આપી તથા તે પુત્રને તેડીને તે વનમાંથી ગામમાં આવ્યો. તે પિતા પાસે ગયો અને બોલ્યો,–' મૃત્યુ ! હું મારે બદલે આને આપું છું.' પિતા વરુણ પાસે ગયો અને બોલ્યો,–'હું આ મનુષ્યવડે આપનુ યજન કરીશ.' વરુણે કહ્યું–'ઠીક' કેમકે ક્ષત્રિય કરતાં બ્રાહ્મણ વધારે ઠીક છે.' અને તેણે તેને રાજસૂય યજ્ઞ કરવા કહ્યું. જે દિવસે સોમ દેવોને અપાય તે દિવસે બલિ તરીકે તેને હરિશ્ચંદ્રે લીધો.

વિશ્વામિત્ર હોતા (ઋગ્વેદી ઋત્વિજ) હતા, જમદગ્નિ તેના અધ્વર્યુ (યજુર્વેદી ઋત્વિજ) હતા, વસિષ્ઠ બ્રહ્મા (અથર્વવેદી કે ચાતુર્વેદી ઋત્વિજ), અયાસ્ય ઉદ્ગાતા (સામવેદી ઋત્વિજ) હતા. શુનઃશેફ જ્યારે તઇયાર થયો ત્યારે તેણે તેને બાંધનાર કોઇને દીઠો નહિ. ત્યારે સૂયવસનો પુત્ર અજીગર્ત્ત બોલ્યો—"મને બીજી સો ગાયો આપો તો હું તેને બાંધીશ." તેમણે તેને બીજી સો ગાયો આપી અને તેણે તેને બાંધ્યો. જ્યારે તે બંધાયો અને તઇયાર થયો ત્યારે આપ્રી સૂક્તો બોલાવા લાગ્યાં, અને તેને અગ્નિકુંડ પાસે લાવવામાં આવ્યો, પણ તેને કોઇ મારનાર નહોતો. પાછો સૂયવસનો પુત્ર અજીગર્ત્ત બોલ્યો—"મને બીજી સો ગાયો આપો તો હું તેને મારી આપીશ." તેને બીજી સો ગાયો આપવામાં આપી અને તે તલવાર લઇ પાસે આવ્યો, ત્યારે શુનઃશેફ વિચારવા લાગ્યો કે—"હું જાણે માણસજ ન હોઉં, તેવી રીતે તેઓ મને ખરેખર મારી નાખશે. મૃત્યુ! હું દેવતાઓની સ્તુતિ તો કરૂં!" તે દેવતાઓમાં પ્રથમ પ્રજાપતિ (બ્રહ્મા)નું સૂક્ત બોલ્યો. પ્રજાપતિએ તેને કહ્યું—"અગ્નિ દેવતાઓની વધારે સમીપ છે માટે તેની પાસે જા." તે સૂક્ત સહિત તેની પાસે ગયો અને અગ્નિએ તેને કહ્યું—"સવિતા (સર્વના ઉત્પાદક છે તેથી તેની) પાસે જા." તે સૂક્ત સહિત સવિતા પાસે ગયો અને સવિતા બોલ્યા—"વરૂણ રાજાને માટે બંધાયોછે માટે તેની પાસે જા." તે સૂક્ત સહિત વરૂણ રાજા પાસે ગયો અને વરૂણે તેને કહ્યું—"અગ્નિ દેવોનું મુખ છે અને તે દયાળુ દેવ છે, માટે તેની સ્તુતિ કરતો અમે તને મુક્ત કરીશું." આ પ્રમાણે તેણે અગ્નિની સ્તુતિ કરી, બળવાનમાં બળવાન અને મહાન્ બોલ્યા—"વિશ્વેદેવાની સ્તુતિ કર તો અમે તને છોડીશું." સ્તુતિ કર તો અમે તને છોડીશું." આથમાન "દેવતાઓમાં ઇંદ્ર મોટામાં અપ્રસન્ન થઇને તેને એક સુવર્ણની ગાડી આણે તે દુષ્ટ કર્યો. ઇંદ્રે તેને કહ્યું—"અશ્વિનોની સ્તુતિ ક તો અમે તને છોડીશું. મુસાફરી અશ્વિનોની સ્તુતિ કરી અને તેઓ બોલ્યા—"ઉષાની સ્તુતિ કર તો છોડીશું. કુતેણે ત્રણ મંત્રથી ઉષાની સ્તુતિ કરી. તે દરેક મંત્રે તેના બંધ છૂટવા લાગ્યા, અને હરિશ્ચંદ્રનું ઉદર નાનું થવા લાગ્યું. છેલ્લે મંત્રે તે છેક છૂટો થઈ ગયો અને હરિશ્ચંદ્ર સાજો થયો.

---

# आर्यधर्मप्रकाश.

"પુસ્તક ૨૬ મું.] જ્યેષ્ઠ. સંવત ૧૯૫૪. [અંક ૮ મો.

॥ यतो धर्मस्ततो जयः ॥

## शुकस्तुति.

(સાંધણ પૃષ્ઠ ૧૪૬ થી.)

तपोमयी, ज्ञानमयी, विजन्मा,
विद्यामयी, योगमयी, परात्मा;
चित्ते न धार्यो तपने विषे तो,
वृथा गयुं जीवित ते तणुं क्षणे. १०

पत्नी तणां सर्व सुखो विनाशवान्,
दुःख मर्दे कामिनी भोग सेवित;
एवुंज जाणी न ठर्योज योगे,
वृथा गयुं जीवित ते तणुं क्षणे. ११

माया करंडी, नरकोनी हंडी,
तपो विखंडी, सुकृतोनी भंडी;
बिगाडनारी कदी सेवी जेणे,
वृथा गयुं जीवित ते तणुं क्षणे. १२

समाधि हानी, जन मोह कारी,
धर्मे कुमंत्री, कपटोनी तंत्री;
सत्कर्म हानी, नहि जाणी जेणे,
वृथा गयुं जीवित ते तणुं क्षणे. १३

ત્યારે તેણે ઈશ્વર સ્તુતિ કરીને પાછો ચાંડાળ કર્મમાં પ્રવૃત્ત થયો.

હવે રોહિતાશ્વને સર્પ કરડવાથી મૃત્યુ પામ્યો, તેને લઇ તેની મા આવી. અંતે રાજા અને રાણીએ અરસ્પરસને ઓળખ્યાં. તેથી દુઃખની વાતો કરી, ત્યારે તેમણે અંતે એ પુત્ર ભેળાંજ બળી મરવા નિશ્ચય કર્યો; ત્યારે બ્રહ્માદિદેવો ત્યાં (પ્રત્યક્ષ) આવ્યા અને બોલ્યા કે બસ, બસ કરો. વિશ્વામિત્ર ઋષિ કે જે પૂર્વે ત્રણ વિશ્વવડે કરીને પણ મિત્ર થયા નહોતા, તે હવે તારા મિત્ર થવા આવ્યાછે, અને કહ્યું કે તું સ્વર્ગે ચાલ. ત્યારે રાજા બોલ્યોકે હું ચાંડાળનો દાસ છું, તેથી તેની રજા જોઈએ, ત્યારે ધર્મ રાજા બોલ્યા કે હુંજ ચાંડાળ થયો હતો, માટે હું તને છુટો કરૂં છું, ત્યારે રાજાએ કહ્યું કે રાણી બ્રાહ્મણની દાસી છે, તેની રજા જોઇએ, ત્યારે વિશ્વામિત્રે કહ્યું કે બ્રાહ્મણ હુંજ થયો હતો, માટે રજા આપું છું, પછી રાજાએ કહ્યું કે મારી સર્વ પ્રજાને સાથે લાવું, ત્યારે ધર્મરાજા બોલ્યા કે તેમનાં કર્મો સરખાં નથી, તે કેમ થાય ત્યારે રાજાએ કહ્યું કે મારાં શુભ કાર્યના ફળ હું તેમને આપું છું, ત્યારે તે સ્વીકાર્યું, અને પછી રોહિતાશ્વને રાજ્ય સોપીને રાણી તથા પ્રજા સહિત સ્વર્ગે ગયો, એરીતે કહીને પછી શું થયું, તે પક્ષીઓ કહેછે.

## અધ્યાય ૯ મો.

વિશ્વામિત્રે વસિષ્ટના ૧૦૦ પુત્રોને માર્યા હતા, તો પણ વસિષ્ટને ક્રોધ થયો નહોતો, પંરતુ આ વાતની જ્યારે વસિષ્ટને જળમાં ખબર પડી, ત્યારે તે વેર લેવા આવ્યા, ને વિશ્વામિત્રને શાપ આપ્યો કે તું બગ થા, ત્યારે તેણે સામો વસિષ્ટને શાપ આપ્યો કે તું આડી નામે જળચર પક્ષી થા. પછી તે બંને પક્ષીઓ થઇ ને આકાશમાં ઉડી લડવા લાગ્યા. તેથી પૃથ્વી પર ભારે નુકશાન થવા લાગ્યાં, તેથી બ્રહ્માએ તેમને સમજાવીને મિત્રતા કરાવી.

## અધ્યાય ૧૦ મો

આ પછી તે પક્ષીઓને જૈમિનિએ નીચેના નવા પ્રશ્નો કર્યાઃ—

૧ પ્રાણી શીરીતે ઉત્પન્ન થાયછે, વૃદ્ધિપામેછે, તથા ઉદરમાં કેમ રહી શકેછે?

૨ ઉદરમાંથી નીકળ્યા પછી શીરીતે વધેછે, તેમજ શીરીતે મરે છે?

૩ અનેમુઆ પછી સારા કર્મોનાં ફળ શીરીતે ભોગવે છે?

૪ તથા ભારે ભારે પદાર્થો પચેછે, ત્યારે સ્ત્રીના પેટમાં ગર્ભ કેમ પચતો નથી?

પક્ષીઓએ કહ્યું, કે પ્રથમ એક ભૃગુકુળના બ્રાહ્મણે પોતાના જડ જેવા સુ-

મતિ નામે પુત્રને વેદાધ્યયન કરવા સારૂ ગુરૂને ત્યાં જવા કહ્યું: તથા કહ્યુ ભણીને પછી ગૃહસ્થાશ્રમી થઇને પુત્ર થાય, ત્યારે વાનપ્રસ્થને છેલે, સન્યાસી થજે. ત્યારે પુત્રે કહ્યું, કે મેં હજારો જન્મ મરણ ભોગવ્યાં, તે સર્વે મને કાંસ-ભરે છે, માટે મારે તો વિદ્યા આદિ કશાનું કામ નથી, માટે ચાલ્યો જઇશ. મારે સૃષ્ટિનું કશું કામ નથી. આ સાંભળીને પિતાએ તેને આ જ્ઞાન થવાનું કારણ પુછ્યું, ત્યારે પુત્ર કહે છે, કે સાંભળો; એમ કહીને તે બોલ્યો કે:—

હું પૂર્વે બ્રાહ્મણ હતો અને આત્મવિદ્યાનો શોખી હતો, તેથી અંતે યોગી થયો, પણ યોગમાં ચુક આવવાથીજ માત્ર આ દેહ ધરવો પડ્યો છે, માટે હવે પાછો દેહ ધરવો ન પડે, તે માટે હું એકાંત જઈ મોક્ષ મેળવીશ, માટે મને છુટો કરો: અને તે પહેલાં કંઇ સંશય હોય, તો પુછી લ્યો, ત્યારે પિતાએ પુછ્યું કે પ્રાણીની પુનઃ પુન સંસૃતિ કેમ થાય છે, તે કહો. ત્યારે પુત્રે કહ્યું, કે નઠારાં કામ કરનારાને નરકવાસ ભોગવવો પડેછે, ને પછી નીચી નીચી યોનિ-માં જન્મવું પડે છે, અને વળી જો વચમાં સારાં કૃત્ય થાય, તો સ્વર્ગે જાય છે, તથા ઉત્તમ યોનિ પામે છે. કર્મ ઘસાય, ત્યારેજ મોક્ષ થાય છે. એ રીતે મરણ વિષે છે. ત્યારે ગર્ભ વિષે આ પ્રમાણે છે —

અધ્યાય ૧૧ મો.

સ્ત્રીનું આર્તવને પુરૂષનું વીર્ય બે એકત્ર થવાથી જો રોગાદિ બાધ ન હોય, તો પરપોટો બંધાય છે, તેમાંથી પેશીને તેમાંથી દેહ બંધાય છે. એ રીતે ગર્ભ ઉત્પન્ન થાય છે.

અધ્યાય ૧૨ મો.

નરકો કયાં કયાં તે પિતાના પૂછવાથી સુમતિ કહે છે —

૧ રૌરવ=તેમાં અગ્નિની ભૂમિ ૨૦૦૦ યોજનની છે.

૨ મહારૌરવ=અગ્નિપર તામ્ર ભૂમિ તપેલી ૧૨૦૦૦ યોજન છે.

૩ તમ=અતિશીત છે તથા અંધારૂ છે. ૧૨૦૦૦ યોજનમાં છે.

૪ નિકુંતન=ચક્રો છે તેમાં પ્રાણી કપાય છે.

૫ અપ્રતિષ્ઠ=રેંટોમાં પ્રાણીને બાંધી ફેરવવાથી ઉંચે નીચે ભમે છે.

૬ અસિપત્રવન=૧૦૦૦ યોજનમાં અગ્નિભૂમિ વચમાં વન છે, તેનાં પાનાં તરવાર જેવાં વાગે છે.

૭ તપ્તકુંભ=ચોપાસ અગ્નિ અને વચમાં તેલ તથા લોઢાની રેતી ઉકળે છે. તેમાં નાખે છે.

અધ્યાય ૧૩ મો.

સુમતિએ પોતે પણ નરક ભોગવેલ, તેથી તેણે પિતાને કહ્યું કે હું નરકમાં હતો, એવામાં કોઇ સારો માણસ આવ્યો, તેથી અમને સુખ થવા લાગ્યું. પછી તે માણસે પાસેના યમદૂતને પુછયું, વિદેહ જનકરાજાના કુળનો વિપશ્ચિત્ત રાજા હું છું. મેં ઘણાં પુણ્યો કર્યાં છે, છતાં મને નરકમાં કેમ નાખો છો?

અધ્યાય ૧૪ મો.

યમકિંકરે જવાબ દીધો, કે તમે માત્ર તમારી સ્ત્રી વિદર્ભરાજાની પુત્રી પીવરીનો ઋતુ સમય એકવાર મિથ્યા કર્યો હતો, તેથી તમારે આંહી સુધી આવવું પડયું છે. હવે તમે પુણ્ય કર્મો ભોગવી લ્યો. ત્યારે તે રાજાએ પાછું પુછયું, કે આ સર્વે નારકી જીવોએ શું શું પાપો કર્યાં હશે વારૂ? ત્યારે કિંકર કહે છે કેઃ—

૧ જે પુરૂષે પરસ્ત્રીપર જેટલીવાર દૃષ્ટિઓ કરી હોય, તેટલીવાર તેની આંખો વજ્રચંચુઓ કાઢે છે, ને ઠોલે છે.

૨ જેઓ શાસ્ત્રાદિના ઉલટા અર્થો કરે છે, તેમની જીભો ખૂંટવામાં આવેછે.

૩ બે જણ વચે ભેદ પડાવનાર ચક્રમાં કપાઇ જાય છે.

૪ સારા માણસને નુકશાન કરનારાઓ કઢામાં પડે છે.

૫ વચન તોડનારને પક્ષીઓ સામસામે ખેંચે છે.

૬ કુવેણ કહી કાળજું બાળનારને પક્ષીઓ ફાડી ખાય છે.

૭ ચાડિયા તથા મોટેરાંને ન માનનારાઓ ઉંધે માથે વિષ્ટાદિમાં ડુબકી ખાય છે.

એ વગેરે અનેક પાપ કર્મો કરવાથી એવાંજ નરકો ભોગવવાં પડે છે. હવે તે ભોગવી રહ્યા પછી પાછાં શેષ કર્મો રહે છે, તે ભોગવવા પાછી અનેક યોનિઓમાં જન્મ લેવા પડે છે. તે કહુંછું.

અધ્યાય ૧૫ મો.

૧ પતિત મનુષ્ય પાસેથી દ્રવ્ય લેને નરકમાંથી છુટેલો બ્રાહ્મણ ગર્દભ યોનિ પામે છે.

૨ ગુરૂની અવજ્ઞાઆદિ કરવાથી તે માણસ કૂતરો થાય છે.

૩ માતા પિતાની અવજ્ઞા કરનાર ગધેડો થાય છે.

૪ ભાઇની સ્ત્રીનું અપમાન કરનાર હોલો થાય છે.

૫ જેનું ખાય તેને ખોદનાર વાનર થાય છે.

૬ પારકી શ્રેષ્ટતા ન દેખી શકે તે રાક્ષસ થાય છે.

૭ વિશ્વાસઘાતી માછલું થાય છે.

૮ અનાજ ચોરનાર કોળ થાય છે.

૯.પરસ્ત્રીપર કુદૃષ્ટિવાળો ભુંડાદિ યોનિ ભોગવે છે.

એ ઇત્યાદિ અનેક યોનિ ભોગવે છે, એમ કહીને પછી તે તેને ત્યાંથી લૈ જવા લાગ્યો, ત્યારે ના કહી જીવો તેને રોકાવા વિનતિ કરવા લાગ્યા. એવામાં ઈંદ્રરાજા તેને સ્વર્ગમાં તેડવા આવ્યા, પણ તેણે આવવા ના કહી, અંતે તેણે પોતાનાં પુણ્યોમાંથી નારકી જીવોને ભાગ આપ્યો તેથી તેઓ છુટયા ને યોગ્ય યોનિઓમાં ગયા; તેમાં સુમતિ કહેછે કે હું પણ છુટયો હતો. હવે શું શું પુછો છો, તે કહું.

### અધ્યાય ૧૬ મો.

પિતા કહે છે, ત્યારે સંસારથી હું શી રીતે છુટું! પુત્ર કહે છે, કે પ્રથમ વાનપ્રસ્થ થઇને ગછી આત્મા પરમાત્માનું ઐક્ય કરી યોગ ધારણ કરો. ત્યારે પિતાએ પુછયું, કે યોગ કેમ ધરાય ને તે શું છે! ત્યારે પુત્ર કહે છે, કે યોગ વિષે દત્તાત્રેયે અલર્ક નામના પુરૂષને કહ્યું હતું, તે પ્રમાણે હું તમને કહું છું તે સાંભળો. પ્રતિષ્ઠા નગરમાં કોઇ એક કૌશિક કુળનો બ્રાહ્મણ કુષ્ટ રોગી હતો. તે ઘણો દુઃસ્વભાવનો હતો, છતાં તથા કરૂપ હતો, છતાં તેની સ્ત્રી તેને દેવસમ ગણતી હતી. એકવાર તેણે તે સ્ત્રીને કહ્યું કે એક વેશ્યા છે, તેને ત્યાં તું મને લેઇ જા.પછી તે સ્ત્રી તેને તેડીને ચાલી. રસ્તામાં મેઘલી રાત અંધારી હોવાથી કશું દેખાતું નહોતું, તેથી માંડવ્ય ઋષિ કે જે ચોર નહિ છતાં તેને શુળીપર પરોવ્યા હતા, તે વચમાં આવવાથી તે પુરૂષનો પગ તેને વાગ્યો, તેથી તેણે શાપ આપ્યો કે આ કુષ્ટ રોગી માણસ સૂર્યોદય થતાંજ મૃત્યુ પામશે. આથી તે સ્ત્રીએ સંકલ્પ કર્યો, કે સૂર્ય ઉગશેજ નહિ. આથી સદાય રાત્રીજ રહી, તેથી યજ્ઞાદિ કર્મોનો નાશ થવાથી દેવો ગભરાઇને અત્રિ ઋષિની પત્ની અનસૂયાની પ્રાર્થના કરવા

ગયા, પછી તે અનસૂયા તે બ્રાહ્મણી પાસે ગઈ, ને કહ્યું, કે પ્રથમ હું સૂર્યોદય કરીશ ને તેથી તારો પતિ મરશે, પણ પછી તેને હું યુવાવસ્થામાં જીવતો કરીશ. તે પેલી સ્ત્રીએ કબુલ્યું, તેથી અનસૂયાએ દિવસ કર્યો. પછી તેણે પાતિવ્રતના બળથી તેને જીવતો ને યુવાન તથા નિરોગી ને સુરૂપવાન કર્યો. પછી દેવોએ અનસુયાને માગવા કહ્યું, તેથી તેણે ત્રિદેવ મારા પુત્ર થાય તથા હું ને મારા પતિ, તેને યોગ પ્રાપ્ત થાય પછી દેવોએ અસ્તુ કહી ચાલતા થયા.

### અધ્યાય ૧૭ મો.

પછી અનસૂયાપર અત્રિઋષિએ એક દિવસે નજર કરી, તેથી તેને ત્રણ પુત્ર થયાઃ-૧ ચંદ્રમા. ૨. દત્તાત્રેય. ૩ દુર્વાસા. આમાંથી દત્તાત્રેય વિષ્ણુનો અવતાર છે. એમ છે કે હૈહય દેશના રાજાએ અત્રિમુનિના આશ્રમમાં કંઈ અપરાધ કર્યાથી અનસુયાના ગર્ભને ક્રોધ ચડયો તેથી તે સાત દિવસમાંજ બહાર આવ્યો, ને તે રૂદ્રાવતાર દુર્વાસા છે. એટલે બ્રહ્મા, વિષ્ણુ, ને શિવ, એ ત્રિમૂર્તિએ અવતાર લીધો. ચંદ્ર પોતે સર્વ જીવનું પોષણ કરતા સ્વર્ગમાં રહેછે તે દૃષ્ટ બ્રહ્મા જાણવા. દત્તાત્રેય દૈત્યોનો નાશ કરેછે તે વિષ્ણુ, ને દુર્વાસા કોપથી સર્વનો નાશ કરે છે તે શંકર જાણવા. દત્તાત્રેય યોગી થયા. તે બીજા બે ભાઇઓના અસંગ માટે ઘણાકાળ સુધી સરોવરમાં ડુબી રહ્યા હતા. એ દત્તાત્રેય મહા યોગી હતા.

અપૂર્ણ.

---

## जैनलोको.

પ્રાચીન કાલમાં જૈન લોકોને ધર્મોપદેશ કરનાર તથા સુમાર્ગે ચઢાવનાર કોઇ ગુરૂ નહિ હોવાથી વૃષભનાથ તીર્થંકરે પૃથ્વી ઉપર જન્મ લીધો હતો, અને તેમણે શુભ માર્ગો બતાવી વ્યવહારાદિક નિયમો બાંધી આપ્યા. તેણે પોતેજ જૈન લોકોના ગુરૂની પદવી સ્વીકારી લીધી હતી. એ સમયે જૈનધર્મમાં પાંચ મુખ્ય સંપ્રદાયો હતાઃ-( ૧ ) સાંખ્ય, ( ૨ ) સૌગત, ( ૩ ) ચાર્વાક, ( ૪ ) યોગ અને ( ૫ ) મીમાંસા.

વ્યવહાર, કર્મકાંડ અને ધર્મ સંબંધી નિયમો વિષે આ ગુરૂએ કેટલાક ગ્રંથો રચ્યા છે. આ ગુરૂના પુત્રનું નામ ચક્રવર્ત્તિ હતું. તેણે આખી પૃથ્વી ઉપર વિજય મેળવીને એકચક્ર રાજ્ય ઘણાં વર્ષો સુધી કર્યું.

આ ગુરૂએ પોતાની હયાતીમાં પોતાના પુત્ર ભરત ચક્રવર્તિને રાજ્યગાદી સોંપી દીધી હતી, તેથી પોતાના મૃત્યુ સમયે તેણે પોતાના સ્થાપેલા મતની પુષ્ટી અને રક્ષણ માટે પોતાના અજિત નામના શિષ્યને સ્થાપ્યો, અને પછી પોતે પ્રાણ ત્યાગ કર્યો.

આ પછી નીચેના ચોવીશ તીર્થંકરો, જુદે જુદે સમયે આ સૃષ્ટિમાં થઇ ગયા છેઃ—

| | | |
|---|---|---|
| (૧) વૃષભનાથ. | (૨) અજિત. | (૩) સંભવ. |
| (૪) અભિનંદન. | (૫) સુમતિ. | (૬) પદ્મપ્રભ. |
| (૭) સુપાર્શ્વ. | (૮) ચંદ્રપ્રભ. | (૯) પુષ્પદંત. |
| (૧૦)શીતલ. | (૧૧)શ્રેયાંસ. | (૧૨)વાસુપૂજ્ય. |
| (૧૩)વિમલ. | (૧૪)અનંત. | (૧૫)ધર્મ. |
| (૧૬)શાંતિ. | (૧૭)કુંથુ. | (૧૮)અર. |
| (૧૯)મલ્લિ. | (૨૦)મુનિસુવ્રત. | (૨૧)નમિ. |
| (૨૨)નેમિ. | (૨૩)પાર્શ્વ. | (૨૪)વર્દ્ધમાન. |

આ ચોવીશે ગુરૂઓ જૈન ધર્મના થયા છે અને તે એકજ આદિ ગુરૂના ચોવીસ અવતારો હતા. શ્રી ભાગવતમાં વિષ્ણુના પણ ચોવીસ અવતારો કહેલા છે. આ ચોવીશે તીર્થંકરો કલિયુગના આરંભમાં થયા હતા.

કલિયુગના આરંભ સુધીમાં પૃથ્વી ઉપર બાર ચક્રવર્ત્તિ નરોએ રાજ્ય કરેલ કહેવાય છે, તેઓ નીચે પ્રમાણે છેઃ—

| | | | |
|---|---|---|---|
| (૧) ભરત. | (૨) સગર. | (૩) મઘવન્. | (૪) સનત્કુમાર. |
| (૫) શાંતિ. | (૬) કુંથુ. | (૭) અર. | (૮) સુભૂમ. |
| (૯) પદ્મ. | (૧૦) હરિષેણ. | (૧૧) જયસેન. | (૧૨) બ્રહ્મદત્ત. |

આ વિશ્વપતિઓ "જિન" કહેવાયા છે. આ સિવાય વળી બીજા નવ અર્દ્ધ ચક્રવર્ત્તિઓએ પણ રાજ્ય કરેલ છેઃ—

| | | | |
|---|---|---|---|
| (૧) અશ્વગ્રીવ. | (૨) તારક. | (૩) મેરક. | (૪) નિશુંભ. |
| (૫) કૈટભ. | (૬) બલિ. | (૭) પ્રહરણ. | (૮) રાવણ. |
| (૯) જરાસંધ. | | | |

આ બધા " વાસુદેવ કુલ " ને નામે ઓળખાય છે. ઉપરના બાર ચક્રવર્તિ

મિનિટ કરવો, બ્રાહ્મણોએ દશ દિવસ કરવો, ક્ષત્રિયોએ પાંચ દિવસ, વૈશ્યોએ બાર દિવસ અને શૂદ્રોએ પંદર દિવસ શોક કરવો. તેમનાથી ઉતરતી કોમના લોકો ચાંડાલો છે."

જૈનલોકોમાં બ્રાહ્મણોના ચાર આશ્રમો છેઃ-(૧) બ્રહ્મચારી (અભ્યાસી) (૨) ગૃહસ્થ (સંસારી), (૩) વાનપ્રસ્થ (વનવાસી) અને (૪) ભિક્ષુક (સંન્યાસી).

તેઓને ગર્ભાધાન, સીમંત, જાતકરણ, નામકરણ, અન્નપ્રાશન, આદિ સોળ સંસ્કારો પણ થાય છે. ગર્ભ ૭ માસનો થયા પછી સીમંત સંસ્કાર કરવામાં આવે છે. પ્રસવ સમયે જાત કરણ અને ૭ માસનું બાલક થાય ત્યારે તેને અન્નપ્રાશન કરાવવામાં આવે છે.

તેમને પાંચથી નવ વર્ષ સુધીમાં ઉપવિત અપાય છે. અભ્યાસ પૂર્ણ થઈ પરણવા સમય થાય ત્યાંસુધી તે જનોઈને કમરે વીંટે છે અને તેમાં લંગોટી બાંધે છે અને હાથમાં નાની લાકડી રાખે છે. આ પ્રમાણે તેઓ પરણતાં સુધી કરે છે. પરણે છે કે તુરતજ તેમની અવસ્થા બીજી આરંભાય છે. તે ગૃહસ્થ કહેવાય છે. પછી તે યોગ્ય પોશાક પહેરી શકે છે તથા પોતાના અને પોતાના કુટુંબના ભરણપોષણ અર્થે મજુરી, નોકરી, વ્યાપાર કે ગમે તે ધંધો આદરે છે. તે પોતાના ગુરૂની સલાહ પ્રમાણે પ્રત્યેક કામમાં વર્તે છે. ગૃહસ્થનાં ૭ પ્રકારનાં કર્મો છે:-

(૧) દેવપૂજન કરવું
(૨) વૃદ્ધોને માન આપવું.
(૩) શાસ્ત્રાધ્યયન તથા પઠન કરવું
(૪) ધ્યાનપુરઃસર એકાગ્રતાથી ઇષ્ટદેવની ભક્તિ તપ કરવી
(૫) ઇચ્છિત પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો
(૬) નિર્ધનોને દાન આપવું.

યતિઓ પણ ત્રણ પ્રકારના છે

૧ અનુવ્રત-સંબંધીઓનો ત્યાગ, સંપૂર્ણ કેશવપન, ઉપવિત ત્યાગ, હાથમાં મોરપીછનો ઝુડો તથા કમંડલુ રાખવાં. અને બદામી રંગનાં વસ્ત્ર ધારણ કરવાં દેવળમાં નિવાસ રાખવો

(૨) **મહાવ્રત-વસ્ત્ર** ત્યાગ કરી ફાટેલ ચીથરાથી માત્ર અંગ ઢાંકવું, હાથમાં માત્ર પંખો અને કમંડલુજ રાખવાં. કેશવપન અસ્ત્રાથી નહિ કરાવતાં પોતાના શિષ્યો પાસે મૂળમાંથી છૂંટાવી કઢાવવા. આ ક્રિયા કરાવવાને દિવસે અપવાસ કરવો, નિત્ય પણ દિવસમાં એકજવાર જમવું, અને તે પણ હાથેળીમાં સમાય તેટલા ચોખાજ જમવા.

(૩) **નિર્વાણ**-ચીથરાં પણ ત્યાગ કરી દઇ કેવલ નગ્ન રહેવું, હાથેળીમાં બીજો કોઇ જેટલા મૂકે તેટલા ચોખાજ માત્ર બે દિવસે ખાવા, હાથમાં મોરપીછ અને કમંડલુ રાખવાં, શિષ્યો પાસે વાળ છૂંટાવી કઢાવવા, સૂર્યાસ્ત પછી ચાલવું નહિજ.

આ ત્રીજી સ્થિતિનાને જૈનો ઈશ્વર તરીકે માને છે.

અપૂર્ણ.

---

# ब्राह्म धर्म.



"The Hindu religion appears to me to have been originally a reform of existing systems, when the arts and sciences had arrived at as degree of perfection;......" G. D. Paterson.

ઉપરના વાક્યમાં એક પાશ્ચાત્ય પંડિતે કહેલું છે કે હિંદુ ધર્મ દેશની ભ્રષ્ટતા દૂર કરવા માટે જે સમયે સાયન્સ સંપૂર્ણ દશાએ પહોંચેલું હતું, તે સમયે ઉદ્ભવ પામેલો છે. આ વાક્ય પ્રત્યેક ભારતીઓને ગર્વ કરવા યોગ્ય છે. હાલના પશ્ચિમના મહા પંડિતો કહે છે કે સાયન્સ હજી સંપૂર્ણ દશાને પ્રાપ્ત થયું નથી, ત્યારે આ પાશ્ચાત્ય મહાપંડિત તો કહે છે કે તે હિંદુધર્મના પ્રથમ ઉદયકાલ સમયેજ પૂર્ણ હતું! આ કેવી વિચિત્રતા! પરંતુ આ તેનું કથન કેવળ સત્યજ છે. સાયન્સ હાલ અપૂર્ણ પરંતુ તે સમયે સંપૂર્ણજ હતું.

ઉપરના પોતાના કથનના પ્રમાણમાં તે ગાયત્રીને વખાણે છે. આહા! આ વિદ્વાન વળી એટલે સુધી લખીજાય છે કે—"...... the gross ideas of the multitude, who required a visible object of their devotion ......" (... લોક સમૂહની સ્થૂલ દૃષ્ટિ-પોતાની ભક્તિનો વિષય દૃશ્ય ઇચ્છે છે. ..)

આવી ન્યૂન દૃષ્ટિના પરિણામનાજ અનાદિ એક બ્રહ્મના ત્રણ સ્વરૂપો કલ્પાયાં છે આ ત્રણે રૂપો બ્રહ્મા, વિષ્ણુ અને શિવ છે—

| | | |
|---|---|---|
| બ્રહ્મા | વિષ્ણુ | શિવ |
| ઉત્પત્તિ | સ્થિતિ | લય. |
| વસ્તુ | સ્થલ | કાલ. |
| રક્ત | શ્યામ | શ્વેત. |

બ્રહ્માનાં પ્રથમ પાંચ મસ્તક હતા, તે પંચ તત્ત્વો છે. શિવને પણ કર્ત્તા માનતાં પંચ મસ્તક કહેવાય છે આવી રીતે એકજ મૂલ દેવનાં એ ત્રણ રૂપ જુદાં કલ્પાયાં અને એમ અસખ્યતામાં ભેદ વૃદ્ધિ પામી જતાં અનેક પંથ અને સંપ્રદાયો વધી ગયા છે, અને વૈષ્ણવ મત વાળાઓ "કપડું શિવડાવ્યું," એ વાક્યમાં "શિવ" એવું પદ આવે છે, તે ઉચ્ચારતાં પાપ લાગી જાય માટે "કપડું ખીલાવ્યું," એમ બોલે છે, એવીજ રીતે શૈવો પણ કરે છે આ ઝઘડો ઘણા લાંબા કાળથી ચાલ્યો આવે છે.

ઈજિપ્શિયન લોકોના પ્રાચીન લખોને પણ હાલના પંડિતો વહેમી અને કલ્પિત કથાવાળા માને છે, પરંતુ પ્લુટાર્ચ જેવો વિદ્વાન તો કહે છે કે એ લેખોમાંથી ઘણું ઘણું શીખવાનું છે. બ્રાહ્મધર્મ અને ઈજિપ્તના ધર્મની ક્રિયાઓ અત્યંત મળતી છે અને તેનો મુકાબલો બહુ સરસ રીતે થઇ શકે છે. શિવ અને વિષ્ણુના સંપ્રદાયો છે તેવા બ્રહ્માનો કોઇ મત ચાલ્યો નથી આને માટે સ્કંદ પુરાણમાં કાશી ખંડમાં ખાસ રીતે વાર્ત્તાના રૂપમાં વર્ણવેલ છે તેમાં એ ત્રણે દેવોને મહત્તાના સંબંધમાં વાંધો ઉઠતાં છેવટે વિષ્ણુએ તો શિવનું મહત્ત્વ સ્વીકાર્યું છે, પરંતુ બ્રહ્માએ હઠીલાઇથી તેમ નહિ સ્વીકારતાં શિવજીએ તેનું મસ્તક છેદી નાખ્યું, તેથી તેની પૂજા થતી નથી એ માથું અશ્વિનિકુમારોએ પાછું સાંધ્યું હતું.

આ કથા ભાગમાં બ્રહ્મા અને વિષ્ણુથી શિવનું મહત્ત્વ બતાવ્યું છે. હવે વાહનો વિષે કંઇ બોલીશું

---

(દેવતાઓનાં વાહનો.)

દેવતાઓના સ્વરૂપની કલ્પના ધરતાં તેમનાં વાહનોની ભાવના ઉદ્ભવવા લાગી. ઉપર જણાવેલ ત્રિમૂર્તિનાં વાહનો શુદ્ધતા, સત્યતા અને ન્યાય છે. બ્રહ્માનું વાહન હંસ છે. હંસો શ્વેત શુદ્ધ પ્રાણી હોય છે અને તેઓ જળમાં તરી શકે છે. અર્થાત્ નિષ્કપટી શુદ્ધ મન તેજ હંસ છે. બ્રહ્માજી અંતઃકરણનું રૂપ છે તેથી મનની શુદ્ધતા, એ તેનું વાહન કલ્પાયું, ને તેને હંસ વા પ્રાણ ઠરાવ્યું. શ્વાસોશ્વાસ રૂપ પ્રાણજ હંસ છે અને તેજ અંતઃકરણ રૂપ વિચાર—બ્રહ્મા—નું વાહન છે.

ગરૂડ અને અરૂણ—બંને ભાઇઓ છે. ગરૂડ બલ તથા ઝડપવાળી ગતિવાળો છે અને અરૂણ સૂર્યનો સારથી હોઇને અપૂર્ણ મનાયો છે. અરૂણ નામ પ્રાતઃકાલના ઝઝકલાનું છે, કે જે સૂર્યની પહેલાં દર્શન આપે છે. ગરૂડ પૂર્ણ તેજ રૂપ છે, આંજી નાખનાર મધ્યાહ્નના તેજ રૂપ છે, અને સત્ય રૂપ છે, તે વિષ્ણુનું વાહન છે.

ન્યાય ને પવિત્ર બળદનું રૂપ આપેલું છે. તે શિવનું વાહન છે. તે બળદનું શરીર પરમેશ્વર છે અને તેના પ્રત્યેક સંધિઓ સત્ય રૂપ છે, તેનાં ત્રણ શૃંગો ત્રણ વેદો રૂપ છે, અને જ્યાં અધર્મ થાય છે ત્યાં તેની પુચ્છનો અંત છે.

---

( ઓસિરિસ, હોરસ, ટાઇફોન; તથા બ્રહ્મા, વિષ્ણુ અને શિવ ).

ઈજિપ્તનો દેવ ઓસિરિસ છે તે ભરતખંડનો ઈશ્વર છે. આમ અર્થ લેતાં એ બંને દેશોના ધર્મની તુલના બહુ સારી રીતે થઇ શકે તેમ છે

બ્રહ્મા કર્તા—ઈશ્વર છે, છતાં પાલનાર વિષ્ણુ અને સંહારનાર શિવના સંપ્રદાયો ઘણા છે. ઈજિપ્તમાં પણ આવુંજ થયું જણાય છે. તેના દેવોમાં ઓસિરિસ બ્રહ્મા છે, હોરસ વિષ્ણુ છે અને ટાઇફોન શિવ છે; તેમજ આઇસિસ પ્રકૃતિનું નામ છે. ટાઇફોનનું નામ બબોન પણ છે, અને શિવજીનું નામ ભુવન છે તે પણ મળતાં આવેછે. હરિ અથવા વિષ્ણુનું એકરૂપ સૂર્ય છે. ઓસિરિસ અને હોરસ એ બંને નામો પણ સૂર્યનાંજ છે. ઓસિરિસના ચરિત્રની સાથે રામચંદ્રજીનું ચરિત્ર મળતું આવે છે અને રામ, વિષ્ણુનો અવતાર હતા. હોરસ ચાર માસ સુધી સુઈ રહે છે, તેમજ વિષ્ણુ પણ ચાર માસ સુધી સુઈ રહે છે. શિવનું વા-

દુર્ગા અને કાલીને હિંદુઓ ભોગ આપે છે તે પણ બાક્ચસના ભોગ સાથે મળે છે. ભોગનો શિરચ્છેદ કરતો વેળા શંખ અથવા બક્સિનમ વાગે છે.

(વિષ્ણુની કર્ત્તા શક્તિ).

વિષ્ણુ સમુદ્ર મધ્યે પોઢેલા હતા તેમની નાભિમાંથી એક કમલ નીકળ્યું તેમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા; તેણે વિષ્ણુની સહાયતાથી સૃષ્ટિ ઉત્પન્ન કરી છે, એમ વૈષ્ણવો માને છે. પૂજામાં બ્રાહ્મણો એક તામ્ર પાત્ર વાપરે છે તેને અર્ઘં કહે છે. તેનો આકાર વિશ્વમાતાનો દર્શક હોય છે, અને તેની મધ્યમાં કમલ જેવું હોય છે તેજ વિષ્ણુની નાભિ મનાય છે, અને તેમાંથી આ આખું વિશ્વ ઉત્પન્ન થયું છે. આ કમલ રૂપ નાભિને શૈવો શિવજીનું લિંગ કહે છે, અને તેથી શિવજી અર્ઘનાથ કહેવાય છે. દશમે અવતારે વિષ્ણુને સંહારક માનેલા છે, અને તેથી તેજ શિવ છે.

વિષ્ણુને ચાર હાથ વાળા માનેલા છે, અને પ્રત્યેક હાથમાં તેને આયુધો હોય છે. એક હાથમાં કમલ છે તે ઉપરથી તેની કર્તૃત્વ શક્તિ જણાય છે; બીજા હાથમાં શંખ છે તે પોષક શક્તિ જણાવે છે; અને ત્રીજા હાથમાં ગદા છે, તે સંહારક શક્તિ બતાવે છે. ચોથું ચક્ર છે, તે તેમની સર્વ શ્રેષ્ટતા બતાવે છે, અને એ ઉપરથીજ સર્વ શ્રેષ્ઠ રાજા પણ ચક્રવર્તિ કહેવાય છે.

અપૂર્ણ

# सूर्य चंद्रनो ज्वर साथे संबंध.

હાલ ભરતખંડમાં દૈવકોપથી ઘાતકજ્વરનો ઉપદ્રવ બે વર્ષથી ચાલે છે, અને તેણે ઘણો ભોગ લીધો છે તથા લે છે અને હજી કેટલો ભોગ લેશે, તે સમજી શકાતું નથી. આવા પ્રસંગમાં દેશી વૈદ્યો તો પોતાનાં હથિયાર છોડીનેજ બેઠા છે અને મોટા મોટા કહેવાતા રાજ્ય વૈદ્યો પણ તેમાં કશું કરી શકતા નથી, અને પાશ્ચાત્ય વૈદ્યો—ડાક્ટરો પણ તેમાં કંઈ સમજી કે કરી શકતા નથી. એલોપથી, હોમિયોપથી, હાઈડ્રોપથી, ક્રોમોપથી, ઇત્યાદિ અનેક મતો (theories) પાશ્ચાત્યોમાં છે, પરંતુ પ્રમાણભૂત ગણાતાના ડાક્ટરોની વિશેષ સંખ્યા એલોપથીસ્ટોની છે. તેઓ પોતે સત્યશોધક હોવાનું કહે છે અને મત મતાંતરને

ધિક્કારે છે છતાં હોમીઓપથી આદિ બીજા મતવાદી ડાક્ટરો એલોપથીના મતને ધિઃકારતા નથી તોપણ એલોપથીસ્ટો તો બીજા મતોને અત્યંત ધિઃકારે છે. તેઓ વિશેષે ઉષ્ણ પ્રકૃતિના હોઈ એક પોતે કરેલા સિદ્ધાંતમાંજ મગ્ન રહેનારા છે અને શોધકનું નામ ધારણ કરતા છતાં નવી શોધને તેઓ પોતાના સિદ્ધાંતોથી પ્રતિકૂલ હોવાનું ઇચ્છતાજ નથી. દૃષ્ટાંતમાં ઘણા દાખલાઓ તેમની વિરૂદ્ધ ના મળી શકે છે, તેમાંના એક બે આપીશું.

(૧) કોલેરા આદિ પ્રસંગે ઉલટી બંધ કરવા માટે તેઓ એપીકાક નામની દવા વાપરે છે અને તે ૧–૨ ગ્રેન માંડ આપે છે, તેથી ઉલટી બંધ થાય છે; ત્યારે વળી દમ વગેરે દરદોમાં ઉલટી લાવવા માટે એનીએજ દવા ૨૦–૩૦ ગ્રેન જેટલી તેઓ આપે છે. આ પ્રમાણે જુદી જુદી માત્રામાં એક દવામાં પરસ્પર વિરૂદ્ધ ગુણો રહ્યાની વાત પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ હોવા છતાં પદાર્થમાં ગુણોની ન્યૂનાધિકતા તેઓ ચેતન ઉપર આધાર રાખનારી (Dynamic) નહિ માનતાં પરમાણુ ઉપર આધાર રાખનારી (Quantitative) માને છે, અને એ રીતે પ્રત્યક્ષ પ્રમાણનેજ નહિ માનવાનાં આગ્રહ તેઓ ધરાવે છે!

(૨) જ્વર આદિ દરદોમાં ક્વિનાઈન, એકોનાઇટ, ઈત્યાદિ પરમ ઉષ્ણુવીર્ય ઔષધીઓજ તેઓ હમેશાં વાપરે છે, ત્યારે વળી માથા અને ઉદરાદિ ભાગો ઉપર બરફ મૂકાવે છે। અગ્નિની જ્વાલા લાગી હોય તેમાં ધૂળ નાખી ઓલવવાથી તે સહેલાઇથી ઓલાય, પણ પાણીની છાલકો નાખવાથી જ્વાલા વૃદ્ધિ પામે છે. તેવીજ રીતે આ પણ છે. અત્યંત ગરમી ઉપર શરદ વસ્તુના મૂકવાની ગરમી શરદીના વિરોધી સ્વભાવની એકતા થઈ જવાથી યુદ્ધ થાય અને તેમાં ક્ષેત્રરૂપ શરીરનો નાશ થાય છે. આ પ્રમાણે પોતાના મતથી વિરુદ્ધ આચરણ પ્રત્યક્ષ હોવા છતાં તે નહિ માની સ્વહઠનેજ વળગી રહે છે.

આ બે દૃષ્ટાંતો પૂરતાં છે છતાં બીજાં પણ અસંખ્ય દૃષ્ટાંતો છે, અને ઇસોપ્સફેબલ્સની એક વાત અત્ર કહી તે વાત દૃષ્ટ કરવી અમને વ્યાજબી લાગેછે.

"એકવાર એક મુસાફર ચાલતો ચાલતો વર્ષાદમાં ભીંજવાથી ટાઢથી આકુલ બની કોઇ બાવાની મઢુલી જોઇ તેમાં આશ્રય મેળવવા પેઠો. બાવાએ

ધૂણી પાસે બેસાડયો ત્યારે ધૂણીમાં દેવતા હતો તેમાં તાપ કરવા સારૂ તે મુસાફર તે ધૂણીને ફુંકવા લાગ્યો. આથી ફુંકવાનું કારણ તે બાવાએ તેને પૂછ્યું ત્યારે તેણે તાપ કરવાનું છે એમ જવાબ દીધો. પછી તાપ થયો. ત્યારે ફુંકતો બંધ પડયો. પછી કેટલીકવારે તે મુસાફરની ટાઢ ઉડી ગઇ અને તાપથી શરીરે ગરમી થવા લાગી ત્યારે વળી પાછો તે ફુંક મારવા લાગ્યો. આથી તાપ હોવા છતાં ફુંક મારવાનું શું કારણ છે? તે પેલા બાવાએ જાણવા માગ્યું. ત્યારે તે મુસાફરે જવાબ આપ્યો કે ફુંક મારવાથી તાપ ઓલાઇ જાય માટે તેમ કરૂં છું. ત્યારે તે બાવાને ક્રોધ ચડયો કે ફુંક મારવાથી તાપ થાય એમ કહીને વળી હોલવાઇ પણ એથી જાય એમ કહે છે તે કેમ સંભવી શકે? આમ કહી તેને ત્યાંથી જુઠો ગણી કાઢી મૂકયો."

આમાં જોવાનું એ છે કે પેલા મુસાફરની કૃતિ કંઇ ખોટી નહોતી. ફુંકથીજ તાપ થાય અને હોલાય પણ એ બંને થાય છે. એ વાત પ્રત્યક્ષ સિદ્ધ છે, પરંતુ જ્ઞાનમાં ઉતરી શકે તેવી નથી. ત્યારે પ્રત્યક્ષ વાત નહિ માનવી ને જ્ઞાનમાં ઉતરેતોજ માનવી, આનું નામ પરમ દુરાગ્રહ કહેવાય! આ દુરાગ્રહનું પરિણામ શું? ક્વારંટાઇન! જન પીડા! પણ ગમે તેમ થાઓ તોપણ અમારો કક્કોજ ખરો છે, એમ માની બેસનારા સમજવાના નથીજ! જ્વરાદિ રોગોને સૂર્ય ચંદ્રાદિ સાથે સંબંધ છે એ વાત તેમને જ્ઞાનમાં ન ઉતરી શકે ત્યાં સુધી પ્રત્યક્ષ હોય તોપણ તેઓ તે કેમ માની શકે!

પરંતુ ગમે તેમ! અમારા આ લેખ પ્રતિ તેઓ લક્ષ પણ નહિ આપે! તોપણ ભલે! અમે તો અત્ર કંઇક વિચારો બતાવીને વિરમી રહીશું, પછી માનો કે નહિ! પણ એટલું યાદ રાખવું કે અત્ર જે મત બતાવીશું તે અમારો ખાસ નથી, પણ એક પાશ્ચાત્ય મહા ડાક્ટરનોજ છે!

(જ્વર વર્ગમાં ગણાતા રોગો વિષે).

ઘણા રોગોનો સમાવેશ જ્વરના વર્ગમાં થઇ શકે છે, તેમાંના કેટલાક રોગો નીચે પ્રમાણે (નીચેનાં નામોમાંથી ઘણાનાં નામો ગુજરાતી નવાં પાડવાના કરતાં અંગ્રેજી નામોજ એમનાં એમ રાખેલાં છે).

(૧) પ્લેગ, (૨) કંઠનો સોજો, (૩) શ્લેષ્મ, (૪) મરડો, (૫) છાતીની અંતર્વચાનો સોજો (pleurisies) (૬) પેરિન્યુમોનીસ, (૭) આંકડી, (૮) કોલેરા

મોર્બસ, (૯)નીત્રયકૃત, (૧૦) ગીનવા, (૧૧) આઝગડા, (૧૨) ઓરી, (૧૩) ગડગુ બડા, (૧૪) ગ નિવાત, (૧૫) નજલો, (૧૬) દંતપીડા, (૧૭) આંખનાં ફુલાં, (૧૮)ગાંઠોનાં દરદો, (૧૯) અતિસાર, (૨૦) ક્ષય, ઇત્યાદિ અનેક દરદો જ્વરના વર્ગન છે ઘણી જાતના માવાના દરદો, ગાંડાપણુ, શ્વાસ, ઇત્યાદિ પણ તેમાંજ ગણાય છે ટુંકામાં જે દરદોની સાથે જ્વર હોય છે, ને તે બધાં દરદો એક વર્ગનાં છે.

આને આર્ય વૈધક પણ પુષ્ટી આપે છે જ્વરાતિસારાદિ રોગોને જ્વરમાંજ ગણેલા છે આમ છે ત્યારે એકલા એકજ રોગનુ કારણ શોધી ઉપચાર કરવાના કરતાં આખા વર્ગનુ કારણ શોધી તેને સુધારનાર ઉપચાર વિશેષ લાભકારક નીવડી શકે, તેમાં કઇ ન શય રાખવા જેવુ જણાતુ નથીજ.

(જ્વરનો હુમલો.)

અમુક પ્રકારની પ્રકૃતિ વાળાં મનુષ્યો ઉપર સૂર્ય ચંદ્રની અમુક જાતની અસર થવાથી અમુકજ્વર રોગ ઉત્પન્ન થાય છે, તેમજ અમુક પ્રકૃતિનાં મનુષ્યો ઉપર તેની અસર થઇ શકતી નથી, તેમજ અમુક પ્રકારની નબળાઈ અને દરદમા તે મહેલાઇથી ઉત્પન્ન થાય છે આને અંગ્રેજીમાં "પેરાફસી ઝમલ ડિસ્પોઝીશન" કહે છે આ પેરોફિસઝમની ઉત્પત્તિમાં કેટલાક રોગોમાં ઘણી ભીન્નતાઓ જણાય છે, અને તુરત તુરતમાં પ્રકૃતિ બદલાતી જણાય છે.

જ્વરોના ઈતિહાસ ઉપરથી જણાયુ છે કે સઘળી જાતના જ્વરોમાં આ પ્રકૃતિની વૃદ્ધિ ધીમે ધીમે થાય છે અને તે પ્રકૃતિ જીર્ણતા ધારણ કરે છે, અને તેથી વારવાર તેના ઉપર જ્વરોના હુમલા થયા કરવાનુ વલણ થઇ જાય છે. આ પ્રમાણે જ્વર પ્રકૃતિ થઇ જાય, તેને અંગ્રેજીમા "ક્રિટિકલ ડિસ્પોઝિશન" કહે છે, અને તે જુદી જુદી ઉમરે અને જુદે જુદે વખતે જુદા જુદા રોગોમાં તેની પરીક્ષા જુદી જુદી રીતે થાય છે. આના રોગીઓની પ્રકૃતિ અને જ્વરની ખાશિયત ઉપરથી તેનો ક્રિટિકલ ડિસ્પોઝિશન ક્યારથી થએલ છે, તે સમજી શકાય છે સામાન્ય ટાઇફસ જાતના જ્વરમા જે ક્રિટિકલ ડિસ્પોઝિશન બધાય છે તે ખાસ જાણવા યોગ્ય છે. આ જાતનો જ્વર બહોળી વસ્તીવાળાં નગરોમાં વિશેષે ફુટે છે. તેમજ બંધીખાના, વહાણો અને દવાખાનાઓમાં ફાટે છે. આ જ્વરમાં ઉથલો ચાર દિવસથી વધારે મોડો ટકતો નથી અને છેક નિ-

વારાણુતો એકવીશ દિવસ પહેલાં થતું નથી. જારી અને આંતરિયા જ્વરોમાંની આ પ્રકૃતિ માટેના નિયમો હજી છેક શોધાયા નથી, તો પણ એ જ્વરો પિત્ત પ્રકોપથીતો થાય છે; અને તેટલા માટે યકૃત તથાપિ ત્તાશયની ખામીથીજ જ્વર પ્રકૃતિ બંધાય છે.

સૂર્ય અને ચંદ્રની જે ગતિથી ભરતી થાય છે તે ગતિની સ્થિતિથી પેરીઓડિસિઝમનું દર્શન થાય છે; એટલે કે જ્વર પણ એક જાતની ભરતી છે. સૂર્યનું ધરીપર ફરવું તથા વાર્ષિક ગતિ ઉપરથી પણ પ્રકૃતિ ઉપર અસર થાય છે. આ પૂર્ણ ભરતી થાય છે, એટલે કે જ્વર નિયમિત રીતે બાર બાર કલાકે આવે છે. આથી આવા રોજીયા જ્વરને આપણે "પૂર્ણ જ્વર" કહીશું.

અપૂર્ણ.

---

# पदार्थज्ञान.

(સાંધણ પૃષ્ટ ૧૬૪ થી.)

## ઈશ્વરી તથા માનુષી પદાર્થો.

પંચમહાભૈતિક જડ પદાર્થમાં પાછા બે ભાગો છે. (૧) ઈશ્વરી, (૨) માનુષી. જે પદાર્થનું કારણ માલમ પડતું નથી—એટલે કે ઈશ્વરકૃત છે, તે ઈશ્વરી, જેમકે કાષ્ટ, પાષાણ, ધાતુ ઇત્યાદિ; જે પદાર્થનું કારણ માલમ પડે છે—એટલે કે મનુષ્યકૃત છે તે માનુષી, જેમકે ખુરશી, ટેબલ, સિક્કા, ઇત્યાદિ. આ ઉપરથી જણાય છે કે માનુષી પદાર્થો પણ ઈશ્વરી પદાર્થોમાંથીજ બને છે, તે સિવાય બનતાજ નથી. કોઇ પણ પદાર્થ બનાવવાને આપણી પાસે કંઇ ઈશ્વરી પદાર્થ જોઇએજ. ઈશ્વરી પદાર્થ કાષ્ટ—તે મેળવીને તેનાં પાટીયાં પાડી ચાર પાટીયાં સામસામાં ને એક તળામાં સૂકી તેને લોઢાના ચાપડાથી જડી લઇયે, તો પેટી થાય છે. ત્યારે એમ પણ સમજાય છે કે મૂળ ઈશ્વરીપદાર્થના આકારમાં અમુક પ્રકારનો ફેરફાર કરવાથી માનુષી પદાર્થ બને છે. આપણને પહેરવાનાં કપડાં, રહેવાને ઘર, ઇત્યાદિ મનુષ્યો બનાવી શકે છે; પરંતુ રૂ, પથ્થર, કાષ્ટ, ઇત્યાદિ પદાર્થો મનુષ્ય બનાવી શકે તેમ નથી.

આ ઉપરથી એમ સમજાય છે કે સુતાર, લુહાર, કુંભાર. સોની, ઇત્યાદિ

કારીગરોએ કાષ્ટ, લોઢું, માટી સુવર્ણ, ઇત્યાદિ ઇશ્વરી પદાર્થોના ગુણો સમજવાનું જરૂરનું છે. તેઓ જો એ પદાર્થોના ગુણ ન જાણે તો નવીન પદાર્થ બનાવી શકે નહિ. લાકડાના ગુણ જાણ્યાવિના પેટી બની શકે નહિજ; તેટલા માટે પદાર્થજ્ઞાન કારીગરોને તો અતિ અવશ્યનું છે.

આપણા દેશના કારીગરોને पदार्थज्ञान શબ્દ શ્રવણમાંજ પેઠેલો નથી હતો, છતાં માત્ર પરંપરાથી ચાલતા આવેલા અનુભવથી કામ કરી શકે છે; પણ જો તેઓ શીખીને પદ્ધત્તિસર કામ કરવું જાણે તો વિલાયતી જેવોજ માલ તેઓ પણ બનાવી શકે ખરા.

આ સૃષ્ટિમાં કંઇ બન્યું છે, બને છે, અને બનશે, તે સર્વ કુદરતના અખંડ નિયમોથી થાય છે. એ નિયમોથી ઉલટું કંઇ થતું નથીજ. સૂર્ય પૂર્વમાં ઉદય પામી પશ્ચિમમાંજ અસ્ત પામે છે. ચંદ્ર પણ કેટલાક ફેરફાર સાથે એજ રીતે વર્તે છે. અગ્નિમાં નિરંતર દાહનો ગુણ રહેલો છે. એ રીતે ઈશ્વરે જે નિયમો વિષે થોડું જોવું જોઇયે.

"વર્ષાકાળમાં વૃષ્ટિ થાયજ"—આ એક ઈશ્વરી નિયમ છે, પછી કોઈ ચોમાસામાં બીલકુલ વૃષ્ટિ ન થાય, કે ચોમાસા સિવાયની ઋતુમાં કદાચ વૃષ્ટિ થાય, એ અપવાદ છે, તો પણ ચોમાસામાં વૃષ્ટિ થાય—એ નિયમજ છે. "સીસું નરમ અને ભારી છે"—"ચકમક હલકું અને કઠિન છે"—એ સર્વ નિયમો છે.

કેટલીકવાર આ નિયમોને ज्ञाननुं कारण દરશાવવામાં આવે છે, પણ તે ભૂલ છે. સીસામાં ભાર છે, પણ નિયમ તો—જેનેલીધે એ ગુણ તેમાં મૂકયો છે તે છે. મનુષ્યો જેમ કાયદા બાંધે તેવા આ નિયમો—તે કુદરતના કાયદાઓ છે. કાયદો કંઇ કાર્યનું કારણ થતો નથી. જેમ મનુષ્યકૃત કાયદાને તાબે રહેવું છે તેમ આ ઈશ્વરી કાયદાને પણ તાબે રહેવુંજ પડે છે.

કોઇ એક સક્ષ ચોરી કે ખુન કરે ત્યારે એ ચોરી કે ખુનના વાંકનું કારણ કાયદો ઠરી શકતો નથીજ, તેવીજ રીતે ઈશ્વરી નિયમો પણ પોતેજ કારણ હોતા નથી. તે તો છેવટના કારણમાંજ આવી શકે છે. ચોરી આદિનાં કારણો તો ધન લોભાદિ હોય છે, ફેર એટલોજ કે માનુષી કાયદાઓ અમુક દેશમાંજ ચાલે છે. તેમજ તે માનવા ન માનવા તે પણ મનુષ્યનીજ મરજી ઉપર છે પરંતુ ઈશ્વરી નિયમો તો પાળ્યા વિના ચાલતુંજ નથી, ને વે પણ આખી સૃષ્ટિને,

જડ પદાર્થોને પણ પાળવા પડે છે. એ નિયમો એવા અખંડ છે તો પછી જેમ માનુષી નિયમો જાણ્યા વિના અગવડતા ખમવી પડે છે તેવીજ રીતે ઈશ્વરી નિયમો નહિ જાણવાથી વિશેષ ખમવું પડે છે. એ ઉપર એકાદ દૃષ્ટાંત બસ થશે.

પૃથ્વી પ્રત્યેક પદાર્થને પોતા તરફ ખેંચે છે, તેથી તેમજ વાતાવરણાદિ ફેરફારોથી શીત કટિબંધમાં અને ઉષ્ણ કટિબંધમાં પૃથ્વી પદાર્થોને પોતા તરફ ઓછા વધતા જોરથી ખેંચેછે; અને તેથી કરીને એકજ વસ્તુ એક કટિબંધમાંથી ખરીદી મંગાવી હોય તે બીજા કટિબંધમાં તોલમાં વધતા ઓછી થાય છે; એ પરથી ચાંપના કાંટાઓ તોળવાના કામમાં ઉત્તમ ગણાય છે. બજારમાં અને આપણે ઘેર—એ બન્ને સ્થળે જો પૃથ્વીના ખેંચાણમાં તફાવત હોય તો ઘી વગેરે જે બજારમાં નજરે જોઇને બરાબર તોળાવ્યું હોય તે પણ ઘેર પાછું તોળી જોવાથી વધુ ઘટુ વજનમાં થાય છે. તો પણ આ પ્રમાણે ફેર ઘણેજ અંતરે ઘણોજ થોડો પડે છે. હવે આમાં જોવાનું તો એ છે કે હવા, પૃથ્વી વગેરેના નિયમો નહિ જાણ્યાથી એ રીતની અગવડ ખમવી પડે છે, અને તેટલા માટે એ ઈશ્વરી નિયમો જાણવાની પુરી અગત્ય છે, એમ સ્પષ્ટ સમજાય છે.

વળી માનુષી નિયમો તોડવાથી વખતે બચી જવાય છે, પરંતુ ઈશ્વરી નિયમો તોડવાથી તો ભારી નુકશાન એકદમ થઇ જાય છે. મનુષ્ય એક બીજાના મનની વાતો નહિ જાણ્યાથી સાક્ષી પુરાવા લે છે. પરંતુ ઈશ્વરનો તો ઠરાવજ નહિ પણ ઠરાવનો અમલજ જાણવામાં આવે છે. વૃષ્ટિમાં શું શું ગુણ છે, તે ન જાણિયે તો અન્ન શી રીતે મેળવી શકાય? પણ વૃષ્ટિથી બીજ વાવી પકવાય છે—ઇત્યાદિ વૃષ્ટિના ધર્મ જાણવાથીજ અન્નાદિ ઉત્પન્ન કરી શકાય, ને તોજ ખાવાનું મેળવી શકાય.

ત્યારે હવે ઈશ્વરી નિયમો કંઈ સાધારણ રીતે શીખવાના નથી, પણ તેનું સંપૂર્ણ જ્ઞાન થવા માટે સશાસ્ત્ર સર્વે જાણવું જોઇયે. વિદ્યા વિના સંપૂર્ણ જ્ઞાન થઇ શકે નહિ, અને અવલોકન તથા પ્રયોગોના સાધનથી વિદ્યા સંપાદન થાય છે. અવલોકન પણ બે પ્રકારનાં છેઃ—(૧) સામાન્ય અને (૨) વિશેષ. કોઇ કોઇવાર થંડીથી પાણી ઠરી જાય છે. સામાન્યાવલોકનથી તો 'થંડીથી પાણી ઠરી ગયું' એટલું જણાય છે; પરંતુ કેવી રીતે, શા માટે થંડીથી પાણી ઠરી ગયું, એ વિશેષાવલોકન વિના જાણી શકાય નહિ, કેટલીકવારતો સામાન્યાવલોકનથી જે જ્ઞાન

થાય, તેથી ઉત્કૃષ્ટ જ્ઞાન વિશેષાવલોકનથી થાયછે જેમકે સામાન્યાવલોકનથી એવું જ્ઞાન થાય કે 'કાષ્ટ પાણીમાં તરી શકે છે,' પરંતુ વિશેષાવલોકનથી એમ સમજાય છે કે 'કાષ્ટ પાણી ઉપર પોતાનું વજન ઓછું કરે છે' ઇથી નિયમો સમજવા માટે વિશેષાવલોકનની જરૂર છે. સામાન્યાવલોકનથી જણાય છે કે 'આરસ કઠિન છે,' પરંતુ વિશેષાવલોકનથી સમજાય છે કે 'આરસ એટલો બધો કઠિન છે કે અકજ દાતથી ભાગી જાય છે' એટલે કે 'તે બરડ છે'—એ રીતે સમજાય છે કે સામાન્યાવલોકનથી વિશેષાવલોકનમાં ઉત્કૃષ્ટ જ્ઞાન થાયછે.

હવે આપણે કુદરતી નિયમો સમજવા માટે પદાર્થોના ગુણોનો અભ્યાસ કરિયે કણાદ ગુણ પદાર્થના સત્તર ભેદો કહે છે (૧) રૂપ, (૨) રસ, (૩) गंध, (૪) स्पर्श, (૫) संख्या, (૬) परिमाण, (૭) पृथक्त्व, (૮) संयोग, (૯) विभाग, (૧૦) परत्व, (૧૧)अपरत्व, (૧૨) बुद्धि, (૧૩) सुख, (૧૪) दुःख, (૧૫) इच्छा, (૧૬) द्वेष અને (૧૭) प्रयत्न. ટીકાકાર શંકરમિશ્ર બીજા સાત ભેદ વધારે છે, (૧૮) गुरुत्व, (૧૯) द्रवत्व (૨૦) स्नेह, (૨૧) संस्कार, (૨૨) गुण, (૨૩) अ-धर्मगुण, અને (૨૪) शब्द. આમાંથી (૨૧) संस्कारના ત્રણ વિભાગ કરેલા છે. (૧) प्रवृत्तिकारणरूप वेग (motion or activity) (૨) स्थितिस्थापकता, અને (૩) स्मरणबुद्धि આ ચોવીશે ગુણમાં ૧૬ पादार्थिक અને ૮ आत्मिक છે बुद्धि, सुख, दुःख, इच्छा, द्वेष, प्रयत्न, गुण અને अवगुण, એ આઠ आत्मिक છે, ને બાકીના સોળ पादार्थिक છે આપણને અત્ર आत्मिक (spiritual) ગુણોનું કામ નથી, पादार्थिक (material) નું કામ છે તેમાં પણ જડ પદાર્થ-વૈજ્ઞાનિક પદાર્થો (physical) નુંજ કામ છે.

પદાર્થ માત્ર જડચેતનમય છે, તેના મુખ્ય ત્રણ ભાગ પાડવામાં આવેલા છે (૧) प्राणिज, (૨) उद्भिज, અને (૩) खनिज ખનિજ પદાર્થ કેવળ જડજ છે, હવે આપણે તેનું વર્ણન કરવાનું છે.

## ખનિજપદાર્થ

ઈશ્વરી પદાર્થમાં સાધારણમાં સાધારણ તથા અત્યંત ઉપયોગી પદાર્થ પાણી છે. છેક સાધારણ મનુષ્યને પણ એટલું તો જ્ઞાન હોય છે કે "પાણી" તો પીવુંજ જોઇયે પાણી પીવાય છે તે વિના વિશેનું અપૂર્ણ જ્ઞાન તો થોડાનેજ હશે! પાણી જેવી અગત્યની વસ્તુ બીજી એકે નથી માટે તેનુંજ વર્ણન પ્રથમ કરીશું.

પાણીમાં ઘણા ગુણો છે. એક તો તે પારદર્શક છે—એટલે કે તેમાંથી આરપાર દેખી શકાય છે. વળી તે શીતલ છે, તૃષા મટાડેછે, સાકર વગેરે પદાર્થોને તે પીગળાવે છે, ઇત્યાદિ પાણીમાં અનેક ગુણો રહેલાછે, તે એકપછી એક શીખવા જોઇયે.

૧ પાણી જગો રોકેછે—આપણે જોઇયેં છિયે કે પ્યાલો અરધો અરધ પાણીથી ભરવામાં આવેલો હોય, તો જેટલા ભાગમાં પાણી ભરેલું હોય તેટલો ભાગ પાણીથી રોકાયલો રહે છે, હવે એ પ્યાલામાં બીજો એક નાનો પ્યાલો મૂકવામાં આવે તો એ નાનો પ્યાલો પાણીને ધકેલીને મોટા પ્યાલાના તળિયામાં જઇને બેસશે, ત્યારે આસપાસથી ધકાયલું પાણી એ નાના પ્યાલાની આસપાસ જરા ઉંચે ચડીને વધારાની જગો પૂરી લેશે; જેટલી જગો એ નાનો પ્યાલો રોકશે, તેટલીજ જગો પાણી પૂરી લેશે. એ રીતે એકતો પાણીમાં જગો રોકવાનો ગુણ છે, ત્યારે છેમાં બીજો અટકાયત કરવાનો ગુણ પણ જણાય છે, કેમકે નાનો પ્યાલો પાણીની સપાટી સૂધી એટલી રહેલાઇથી તળિયે પહોંચી શકતો નથી, પણ પાણીને ખસેડવું પડે છે, તેમાં અલ્પ પણ બળ વાપરવું પડે છે. વળી એ નાનો પ્યાલો જો બહુ હલકો હોય તો થોડો ડૂબી તરે ખરો. પાણીથી છેક હલકો હોય તો બીલકુલ નહિ ડુબતાં ઉપર તરે ખરો. અર્થાત્ પાણી જગો રોકે છે તેમ અટકાયત પણ કરે છે; એમ બે ગુણ થયા.

૨ પાણી ભારીછે—ખાલી પ્યાલાને તોળી તેનું વજન કાઢયા પછી એજ પ્યાલો પાણીથી ભરીને તોળતાં વજન વધે છે; એ વધારેનો ભાર પાણીનો છે.

૩ પાણી પ્રવાહીછે—પ્યાલામાંથી પાણીને હેઠે ઢાળિયે તો તેનો રેલો ચાલે છે, તેથી પાણી પ્રવાહી છે. જો કે પાણી જગો રોકે છે તથા અટકાયત કરેછે તોપણ તેનો આકાર અચળ નથી. જે ઠામમાં પાણી ભરેલું હોય તે ઠામના આકારનું તે બને છે. જો ઠામ ગોળ હોય તો પાણી સપાટીથી તળીયા સુધી ગોળાકારનું થશે.

અપૂર્ણ.

---



---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૬ મું ]　　આષાઢ. સંવત ૧૯૫૮.　　[ અંક ૯ મો.

॥ यतो धर्मस्ततो जयः ॥

## प्रभु स्तुति.

(पद.)

दीनना दयाळ ईश तु सहाय थाने ! दीन
वीनति करू प्रभु हुं दीनता धरीने ! दीन. १
कृपातणा सिंधु तुं कृपानुं बिंदु देने !
खूटशे कशी नहींज एटली कृपाथी ! दीन. २
में कर्यां हशेज पाप हुं न जाणतो ते !
पाप कष्ट कापनार तुं वन्योज शाने ! दीन. ३
मंदमति पाप करे तुं सजा करे छे !
तुं मती सुधार नही, ए विचित्र दीसे ! दीन. ४

(रामग्री.)

विश्वपालक विष्णु देवने नमुं हुं कर जोडी !
कर जोडी करुं वीनति मति आपो सुधारी ! विश्व. ५
पाप मतिनो विनाश तो करी आपज नाखी,
पुण्य मति तणी स्थापना मुज चित्ते द्यो स्थापी ! विश्व. ६
दया तणा सिंधु आप छो, अवतार धरो छो,
भक्त तणा आधीन थै तेनां कष्ट कापो छो ! विश्व. ७
ए लालचथी लोभाइने हुं तो भक्त बनुं छुं.
माटे कष्टज कापीने आपजो सुख सघळुं. विश्व. ८

# मार्कंडेय पुराणसार.

( સાંધણ પૃષ્ટ ૧૭૬ થી. )

### અધ્યાય ૧૮ મો.

એકવાર કૃતવીર્ય રાજા મુવો, ત્યારે તેના પુત્ર અર્જુનને ગાદીએ બેસાડવા મંત્રીઓએ નિશ્ચય કર્યો, પણ તેણે તો યોગ ધારણ કરવા ઇચ્છા જણાવી, ત્યારે ગર્ગ નામના મુનિએ તેને દત્તાત્રેયની આરાધના કરવા કહ્યું અને કહ્યું કે પુર્વે દેવ તથા દૈત્યોનો સંગ્રામ થયો. દૈત્યોનો રાજા જંભ નામે હતો અને દેવોનો રાજા શચીનો સ્વામી ઈંદ્ર હતો. તેમાં દેવો હાર્યા, તેથી બૃહસ્પતિ પાસે ગયા; ત્યારે બ્રહસ્પતિયે પણ દત્તાત્રેયની આરાધના કરવા કહ્યું હતું; અને તેથી અંતે દેવોએ દત્તાત્રેયની કૃપાથી દૈત્યોનો નાશ કર્યો હતો. એ દત્તાત્રેયનું સામર્થ્ય યોગજ છે. માટે તેની પાસે જા. દત્તાત્રેય પાસે લક્ષ્મી સ્ત્રી હતી, તેમને જોઇને દૈત્યો મોહિત થયા તેથી તેમણે તેનું હરણ કર્યું. તેથીજ તેમનો નાશ થવાનો એમ દત્તાત્રેયે દેવોને કહ્યું હતું ત્યારે દેવોએ લક્ષ્મીને પુછ્યું, ત્યારે કહ્યું કે લક્ષ્મીવાળા જે જે સુખ પામે છે તથા પાપ કરે છે તે સર્વ કહ્યું, પછી દેવોએ દૈત્યોનો નાશ કર્યો ને લક્ષ્મી પાછી દત્તાત્રેય પાસે ગઇ ને દેવો પણ સુખથી રહ્યા, માટે ગર્ગે કહ્યું કે તું ત્યાં જા.

### અધ્યાય ૧૯ મો.

પછી દત્તાત્રેયની પ્રસન્નતાથી અર્જુન ચક્રવર્ત્તી રાજા હજાર હાથનો થયો તે સહસ્રાર્જુન કહેવાયો, ને તે મહા તપેશ્વરી રાજા હૈહય દેશનો થયો. અંગીરા મુનિએ કહ્યું હતું કે બીજા રાજા ગમે તે ધર્મ કરો, પણ આ કાર્તવીર્ય સહસ્રાર્જુનની બરાબરી કરી શકશે નહિ. હવે ઇશ્વર અવતારો લેઇને જીવનું પાલન કરે છે, તે તથા અલર્કનો જન્મ એ વિગેરે કહુંછું.

### અધ્યાય ૨૦ મો.

એક શત્રુજીત રાજા હતો તેને ઋતુધ્વજ નામે પુત્ર હતો. એક વખતે અશ્વતર નામે નાગ રાજાના બે પુત્રો મૃતલોકમાં આવ્યા. તેમણે બ્રાહ્મણના પુત્રોનાં રૂપ લેઇને પેલો રાજપુત્ર રમતો હતો ત્યાં ગયા. તેમને બહુજ પ્રીતિ બંધાઇ, કે દિવસે તો તે નાગપુત્રો ત્યાંજ રહેવા લાગ્યા. એક દિવસે અશ્વતરે પુત્રોને પુછ્યું કે તમે

જ ને મૃતલોકમાં રહોછો, તે તમારે કોની સાથે પ્રીતિ છે, ત્યારે તેમણે બધી વાત સત્ય કહી. પછી નાગરાજાએ પુછ્યુ કે તમે તેનુ કંઇ અભીષ્ટ કર્યું? ત્યારે તેમણે કહ્યુ કે તેનું જે અભીષ્ટ છે, તે અમારાથી થાય તેમ નથી, ત્યારે રાજાએ કહ્યુ કે ઉત્તાનપાદ રાજાનો પુત્ર ધ્રુવનુ અભીષ્ટ પણ પાર પડયુ હતું, ત્યારે તેનુ કેમ ન પડે? માટે કહો કે તે શુ છે? ત્યારે નાગપુત્રો કહે છે કે શત્રુજીત રાજા પાસે કોઇ ગાલવઋષિ એક અશ્વ લે આવ્યા. એ ઋષિ બોલ્યા કે મને કોઇ એક રાક્ષસ બહુ રંજાડે છે તેથી શોકમાં હતો તેવામાં આકાશમાંથી આ અશ્વ મળ્યો, ને આકાશવાણી થઇ કે આ અશ્વ સર્વત્ર જઈ શકે છે. કુ=પૃથ્વી વલય=ભ્રમણ કરવુ એવુ કુવલય તેનું નામ છે એ અશ્વપર બેસીને શત્રુજીતનો પુત્ર તે રાક્ષસને મારશે માટે તે અશ્વ હુ લાવ્યો છુ પછી રાજાએ પોતાના પુત્ર ઋતુધ્વજ ( અમારા મિત્ર )ને તેપર બેસાડી ઋષિની સાથે તે રાક્ષસને મારવાને મોકલ્યો.

## અધ્યાય ૨૧ મો.

પછી ઋષિ સંધ્યા કરતા હતા, તેવામાં રાક્ષસ વરાહરૂપ લેઇ આવ્યો તેને પેલા રાજપુત્રે બાણ માર્યો, તે બાણ સહિત વરાહ નાઠો તેની પાછળ રાજપુત્ર પણ અશ્વ સહિત નાઠો. વરાહ અરણ્યમાં જઇને એક ગુફા મારફતે પાતાળમાં ગયો. રાજપુત્ર પણ ત્યાં ગયો, પણ વરાહ તો ક્યાંઇ દેખાયોજ નહીં. પણ રાજપુત્ર એક સુંદર નગરીમાં ગયો. ત્યાં કોઇ પુરૂષ જોવામાં ન આવ્યો પણ એક સ્ત્રી જોઇ, પણ તેણે તેને કશો ઉત્તર ન આપતાં એક મેહેલમાં પેઠી. રાજપુત્ર પણ ઘોડો બાંધી અંદર ગયો. તો એક ૧૬ વરસની નવયૌવના પલંગપર બેઠી હતી ને તેની પાસે પેલી સ્ત્રી હતી. પેલી ૧૬ વર્ષની સુંદરીએ રાજપુત્રને જોઇને લજ્જિત તથા કામાસક્ત થઇ મુર્છીત થઇ, પછી બેઠી થઇ ત્યારે રાજપુત્રે તેને કારણ પુછ્યુ, ત્યારે તે સ્ત્રીની સાનથી પેલી પાસેની સ્ત્રીએ કહ્યુ કે તે મોહાસક્ત થઇ છે અને કહ્યુ કે દેવલોકના વિશ્વાવસુ નામે ગંધર્વોના રાજાની એ પુત્રી છે, ને તેનુ નામ મદાલસા છે. એક સમે વજ્રકેતુ રાક્ષસનો પુત્ર પાતાળકેતુ જે પાતાળના મધ્યભાગમાં રહે છે, તે તેને હરી ગયો. ને આંહી લાવી મુકી છે. તે ત્રયોદશીને રોજ વરવા કરનાર છે તેથી તે મરવા તૈયાર થઇ ત્યારે કામધેનુએ કહ્યુ કે તુ મરીશ નહીં. એ રાક્ષસને વીંધનાર મનુષ્ય તને પરણશે ને તેથી અટકી છે હુ તેની કુંડળા નામે દાસી છુ હુ વિંધ્યા

ચળની પુત્રી ને પુષ્કરમાલી ગંધર્વની સ્ત્રી છું. મારા પતિને શુંભ નામે રાક્ષસે માર્યો ત્યારથી તીર્થે તીર્થે યાત્રા કરતી ફરૂં છું; પણ મારી સખિના પ્રેમથી હું હાલ આંહી રહું છું. હવે પેલા દૈત્યને કોઇએ વીંધ્યો-તે મારા જાણવામાં આવતાં હું તેના ખબર દેવા આંહી આવી, ત્યાં તમે પણ આવ્યા, હવે તે તો તમને જોઇને મોહિત થૈ છે, ને કામધેનુના વચન પ્રમાણે વીંધનારની સ્ત્રી થઇ ચુકી છે, હવે તમે કોણ છો તે કહો. ત્યારે તેણે સર્વ વાત કહી, તેથી તે બોલી કે ત્યારે તો તમેજ છો. જેમ કાંતિ ચંદ્રને જોઇને, તેજ સુર્યને, વૈભવ પુણ્યશાળીને, ધૃતિધીરને, ક્ષમા ઉત્તમ પુરૂષને પામીને સ્થિર થાય છે, તેમ મારી સખિ તમને જોઇને મોહિત છે, તેથી કામધેનુનું વચન પણ સત્યજ ઠર્યું છે. પછી તે સ્ત્રીએ ગંધર્વના કુળગુરૂ તુંબૂરૂનું ચિંતવન કર્યું, એટલે તે ત્યાં આવ્યા. પછી તેમને તેણે પરણાવ્યાં ને પછી ગયા. ત્યારપછી પેલી દાસી તેમને પતિપત્નીના ધર્મો સમજાવીને તપ કરવા ચાલી ગઇ, અને તે ઋતુધ્વજ તથા મદાલસા બંને અશ્વપર બેસી પૃથ્વીપર પાછાં આવ્યાં. હવે આ વાતની દનુના પુત્રોને ખબર પડી, તેથી લૈ જાય છે, લૈ જાય છે, કહ્યું, કે તરતજ પાતાળકેતુ રાક્ષસોનું સૈન્ય લેઇને લડવા આવ્યો. પછી તે ઋતુધ્વજે ત્વષ્ટાના આયુધે કરીને સર્વે દૈત્યો સહિત પાતાળકેતુનો નાશ કર્યો, અને પોતાના પિતા પાસે આવ્યો, પછી પિતાએ તેને બહુ વખાણ્યો ને એ રીતે મદાલસા સાથે પરણીને સુખ ભોગવવા લાગ્યો.

## અધ્યાય ૨૨ મો.

પછી રાજાએ ઋતુધ્વજને કહ્યું કે રોજ તારે પૃથ્વીમાં ભ્રમણ કરવું ને દાનવોને મારીને મુનિઓને સુખ કરી આપવું. આ પ્રમાણે તે કરવા લાગ્યો, ત્યારે એક દિવસે ઋતુધ્વજ યમુના કિનારે ગયો. ત્યાં પેલા પાતાલકેતુનો ભાઈ તાલકેતુ મુનિનો વેશ ધરી બેઠો હતો, તેણે તેને કહ્યું કે મારે યજ્ઞ કરવો છે, માટે તું મારા આશ્રમની ચોકી કર અને હું આ નદીમાં જઇ વરૂણનું આરાધન કરી લેઉં; ને યજ્ઞ કરવામાં પૈસા જોઇએ, માટે આ તારા કંઠનું ઘરેણું લાવ. પછી તેણે તેમ કર્યું ને તાલકેતુ નદીમાં ગયો ને ત્યાંથી અદ્રશ્ય નીકળીને શત્રુજીત પાસે જઇને પેલું ઘરેણું આપીને કહ્યું કે તારા પુત્રને રાક્ષસોએ માર્યો છે, પછી એ વાત સાંભળતાંજ મદાલસા તો મૃત્યુજ પામી; પછી બ્રાહ્મણના કાર્યમાં પોતાનો પુત્ર મુવો, એમ જાણીને રાજા રાણીએ શોક મુક્યો. પછી પેલો તા-

લઈને તુ પાછો યમુનામાંથી નીકળીને તે રાજપુત્રને રજા આપી, તેથી તે ઘોડે ચડીને પાછો ઘેર આવ્યો.

અધ્યાય ૨૩ મો.

તેણે મદાલસાના મૃત્યુની વાત સાંભળવાથી નિશ્ચય કર્યો કે મારે બીજી સ્ત્રીનો ભોગ લેવો નથીજ. આમ આચરી બેઠો છે. પેલા નાગપુત્રોએ કહ્યું, કે મદાલસાનું અભીષ્ટ તેને છે, તે શી રીતે અપાય? આ સાંભળી અશ્વતરે પ્રયત્ન કરવાનો નિશ્ચય કરી પોતે હિમાલય પર્વતના ઢાળ ઉપર પ્લક્ષાવતરણ નામે તીર્થ છે, ત્યાં જઇને પરમ તપ આરંભ્યું. તેણે સરસ્વતીનું આરાધન આ પ્રમાણે કરવા માંડયું. "હે દેવિ, અકાર, ઉકાર ને મકાર, એ ત્રિમાત્રા; બ્રહ્મા, વિષ્ણુ ને રૂદ્ર એ ત્રિદેવ; સાંખ્ય, યોગ; ને તર્ક, એ ત્રિવિદ્યા; ગાર્હપત્ય, લૌકિક અને આહવનીય, એ ત્રિઅગ્નિઓ; સૂર્ય, ચંદ્ર ને અગ્નિ, એ ત્રણ તેજ; ધર્મ, અર્થ અને કામ, ત્રિ વર્ગ; સત્વ, રજ ને તમ, એ ત્રિગુણ; વાત, પિત્ત ને કફ, એ ત્રિદોષ ; ઋગ્, યજુષ્ ને સામ, ત્રિવેદ; બ્રાહ્મચર્ય, ગાર્હસ્થ્યને વાનપ્રસ્થ, એ ત્રિઆશ્રમ; ભૂત, ભવિષ્ય ને વર્તમાન, એ ત્રિકાળ; જાગ્રત, સ્વપ્ન ને સુષુપ્તિ, એ ત્રણ અવસ્થા; પિતા, પિતામહ, અને પ્રપિતામહ, એ ત્રિપિતૃ; દિવસ, રાત્રી ને સંધ્યા, એ ત્રિસમય; એ સર્વ તારૂં સ્વરૂપછે. ૭ પ્રકારની સોમસંસ્થા, ૭ પ્રકારની હવિષ્ કે હુતદ્રવ્ય સંસ્થા, અને ૭ પ્રકારની પાકસંસ્થા, એ સંસ્થાઓ ઓંકારના ઉચ્ચાર વડે થઇ શકે છે તે તારૂં સ્વરૂપ છે. તું એક, અનેક ને એકાનેક છે." આથી વિષ્ણુની જીહ્વારૂપ સરસ્વતી પ્રસન્ન થઇને આ પ્રમાણે બોલ્યાં:—"હે કંબલના ભાઈ નાગરાજા, તારાપર હું પ્રસન્ન છું, માટે માગ." અશ્વતરે માગ્યું કે "કંબલની સહાયતા આપો ને પછી અમે બંને ગાનવિદ્યામાં કુશળ થઇયે." ત્યારે સરસ્વતીએ કહ્યું કે "ષડ્જાતિ ૭ સ્વરો, અવયવ ભેદ વિનાનો મુખ્ય જે ૧ ગ્રામ, તથા ૭ રાગ મળીને તે પ્રબંધાદિ ૭ ગીતક: ભેદ રહિત મૂળ ભૂત એવી ૭ મુર્છનાઓ, ઓગણપચાશ તાલ, એક ગ્રામમાંથી ભેદ કરીને થયેલા ૩ ગ્રામ, એ સર્વે તને અને તારા ભાઈ કંબલને મળશે." વળી ૮ પ્રકારનું પદ, ૩ પ્રકારનો તાલ, ૩ પ્રકારનો લય, ૩ પ્રકારનો યતિ, અને ૪ પ્રકારનું તોદ્ય, એ પણ આપું છું." પછી દેવી અદ્રષ્ટ થયાં, અને ગાનવીદ્યામાં કુશળ થયેલા અશ્વતર ને કંબલ બંને કૈલાસ શિખરપર ગયા. ને મહાદેવની ગાનથી સ્તુતિ કરી. પછી મહાદેવે વર માગવા કહ્યું: ત્યારે તેમણે મદાલસા જેવા રૂપમાં ને વયાદિમાં મરીછે, તેવીજ

પાછી મારી પુત્રી થાય, એમ લાગ્યું. પછી શિવે કહ્યું કે તું પિતૃશ્રાદ્ધ કરીને પછી ત્રણ પિંડમાંનો મધ્યમાંનો ખાજે, ને પછી મધ્ય ફણામાંથી શ્વાસ નીકળશે, તેમાંથી મદાલસા પૂર્વ જેવીજ ઉત્પન્ન થશે; પછી એ રીતે તેણે મદાલસાને ઉત્પન્ન કરી ઘરમાં છાની રાખી મુકી. આ વાતની તેના પુત્રોને પણ ખબર પડી નહીં. પછી તેણે પોતાના પુત્રો સાથે ઋતુધ્વજને પોતાને ઘેર બોલાવી મંગાવ્યો ને જમાડયો.

અધ્યાય ૨૪ મો.

પછી તેને કંઇ માગવા કહ્યું, ત્યારે નાગપુત્રોએ મદાલસાની વાત કહી, ત્યારે તેને આણીને તેને આપી. તે તેણે ખુશીથી લીધી.

અધ્યાય ૨૫ મો.

પછી ઋતધ્વજ મદાલસાને ઘેર લાવ્યો ને પૂર્વની પેઠે સુખ ભોગવવા માંડયું. કેટલેક કાળે શત્રુજીત રાજા મૃત્યુ પામ્યા અને ઋતુધ્વજ ગાદીએ બેઠો. તેને મદાલસાથી એક પુત્ર થયો તેનું નામ વિક્રાંત પાડયું. પછી તે મદાલસાએ તે પુત્રને આત્મજ્ઞાન કહ્યું.

અધ્યાય ૨૬ મો.

પછી બીજો પુત્ર થયો તેનુ નામ રાજાએ સુબાહુ પાડયું, તેને પણ રાણીએ આત્મજ્ઞાન આપ્યું. ત્રીજો પુત્ર થયો તેનુ નામ રાજાએ શત્રુમર્દન પાડયું, તેને પણ આત્મજ્ઞાની રાણીએ કર્યો. છેલો પુત્ર થયો તેનું નામ રાણીયે અલર્ક પાડયું, ત્યારે રાજાએ હસીને પુછયું, કે અર્થ વગરનું નામ તે શું? ત્યારે રાણીયે દેહ આત્માના ભિન્નપણાથી આત્માનું નામજ નથી, અને નામ માત્ર કલ્પિત છે, માટે અર્થ રહિતજ છે, એમ સમજાવ્યું, તે રાજાયે કબુલ કર્યું. પછી તે અલર્કને પણ આત્મજ્ઞાન મદાલસા આપવા લાગી, ત્યારે રાજાએ કહ્યું, કે મારૂં તું નખોદ કેમ વાળે છે? એક તો રાજપુત્રને પ્રવૃત્તિ માર્ગપર રેહેવા દે. પછી તેને પ્રવૃત્તિનો બોધ કર્યો.

અધ્યાય ૨૭ મો.

અલર્કના પુછવાથી મદાલસાએ તેને રાજ નીતિ શિખવી. તેનો સારઃ—સ્ત્રી, પાસા, શિકાર, મદ્યપાન, કઠોર વાણી, કઠોર શિક્ષા, દ્રવ્યહાની, આ સાત વ્યસન તજવાં. રાજ્યની ગુહ્ય વાત ન જવા દેતાં, દેશનું શત્રુથી રક્ષણ કરવું.

રાજા, અમાત્ય, સુહૃદ, ભંડાર, દેશ, કોટ, સૈન્ય, અને પ્રજા, એ રાજ્યનાં આઠ અંગો છે.

જુગા જાસુસોથી અમાત્યાદિને જાણી લેવા, કોઈપર, વિશ્વાસ ન કરવો, કો / અન્યને શત્રુનો પણ વિશ્વાસ કરવો સ્થાન=મિલક, તેમાં વૃદ્ધિ ને ઘટાડો, તે જોતા રહેવુ.

સંધી, વિગ્રહ, આસન ( લાગ આવે ત્યાં સુધી છાના બેસી રહેવું ), યાન (મુસાફરી), દ્વૈધ (લશ્કરના વિભાગ કરવા), આશ્રય, આ છ ગુણ છે તેને ઓળખવા.

કામ, ક્રોધ, લોભ, મદ, માન, અને હર્ષ, એ છને જીતવા. કેમકે કામથી પાંડુ રાજાનુ મૃત્યુ થયુછે, ક્રોધથી અનુહ્રાદે સ્વપુત્ર હણ્યો, ઐલ રાજા લોભથી મુવો, મદથી વેન રાજાને બ્રાહ્મણોએ માર્યો. અનાયુષાનો પુત્ર બલિ રાજા માનથી દુઃખ પામ્યો, અને હર્ષથી પુરંજય નાશ પામ્યો હતો. આ છ વિકાર જીતવાથી મરૂતે સર્વ જગત વશ કર્યું હતુ.

રાજાએ કાગડો, કોયલ, ભમરો, મૃગ, સર્પ, મયૂર, હંસ, કૂકડો, ને બકરાનાં લક્ષણો શિખવાં જોઇયે, એટલે કે (ક્રમસર) સાવચેતી, મધુરવાદી, સર્વ વસ્તુનો સાર લેઇ લેવો, સમુદાયથી વિખુટાં પડવુ નહીં, કુક્રીયા રાખવો, લશ્કરનો સંકોચ વિકાસ રાખવો, ગુણો ને દોષ તપાસવા અને જાગૃત રહેવુ, અને હીમત રાખવી, ઇત્યાદિ બોધ કર્યો

અધ્યાય ૨૮ મો.

એ રીતે રાજ્ય ધર્મ સાંભળ્યા પછી અલર્કે વર્ણાશ્રમ ધર્મ પુછયો, ત્યારે માતાએ તે કહ્યો. બ્રાહ્મણના ૩ ધર્મો મુખ્ય છે—૧ દાન, અધ્યયન, અને યજ્ઞ. આપત્તિ સિવાય ૪ થો ધર્મ તેણે આચરવોજ નહી. વળી તેની જીવિકા પણ ૩ પ્રકારની છે. શુદ્ધ યજમાનનેજ યજ્ઞ કરાવવો, શુદ્ધ શિષ્યનેજ ભણાવવો, અને શુદ્ધ દાતા પાસેથીજ દાન લેવુ.

ક્ષત્રિયના ૩ ધર્મો એજ છે, અને તેની જીવિકા પૃથ્વીનુ રક્ષણ તથા હથિયાર બાંધવાં, એ બે છે. વૈશ્યને પણ ધર્મ તો એ ત્રણે, પણ જીવિકા વ્યાપાર, પશુ પાળવાં, ને ખેતીની છે.

શુદ્રના ૩ ધર્મો આ પ્રમાણે છે —દાન, વેદોક્તમંત્ર રહિત અધ્યયન, અને બ્રાહ્મણોની સેવા તથા તેમની જીવિકા કારીગરી, વેચવુ સાટવુ, ને બ્રાહ્મણની સેવા છે. એ રીતે વર્ણ ધર્મ છે. હવે આશ્રમ ધર્મ કહેછેઃ–બ્રહ્મચર્ય રાખી વેદાધ્યયન કરવુ, પૂજન કરવું, ને ગુરૂની આજ્ઞા પાળવીતથા સેવા કરવી પછી ગૃહસ્થાશ્રમ

કરવો હોય, તો તેમ નીકર બારોબાર બ્રહ્મચર્યજ ધારે છે, તેને નૈષ્ઠિક બ્રહ્મચારી કહે છે. ગૃહસ્થાશ્રમીએ સમાન જાતિની નીરોગી કન્યા સાથે પરણવું, ધન મેળવવું ને દાનાદિ કરવું. હવે વાનપ્રસ્થના ધર્મ આ પ્રમાણે છે.

પુત્ર સંતતિ થયા પછી કે નમતી અવસ્થા થયા પછી વાનપ્રસ્થ થવું. વનમાં જવું, તપ કરવું ને યોગ ધારણ કરવો. હવે ચોથો સન્યસ્ત છે તેના ધર્મો આ પ્રમાણે છે. આત્મજ્ઞાન મેળવી છે પ્રમાણે વર્તવું.

અપૂર્ણ.

---

# વેદોત્પત્તિ.

(સાંધણ પૃષ્ઠ ૩૫ થી).

અર્થઃ—વાચ્ અવિનાશી વસ્તુ છે, અને કર્મોમાં પ્રથમ જન્મેલી વેદોની માતા, અને અવિનાશિત્વનું મધ્યબિંદુ છે. આપણને આનંદ આપતી તે યજ્ઞમાં આવી. તે રક્ષક દેવી મારૂં આવાહન સાંભળવાને તત્પર હજો,—જેને વિદ્વાન્ ઋષિઓ, સૂક્તોના રચનારાઓ, દેવતાઓ શ્રમવડે તથા તપવડે ઇચ્છે છે, તે છે.

હવે આટલા ઉપરથી ઉત્પત્તિ નીચે પ્રમાણે જણાય છેઃ—

૧—પુરૂષ સૂક્ત—યજ્ઞમાંથી સર્વ વેદાદિ થયાં છે.

૨—અથર્વ વેદ ((૧૦—૭—૧૪) સ્કંભમાંથી વેદાદિ સર્વ થયાં છે.

૩— ,, (૧૦—૭—૨૦) સ્કંભમાંથી સર્વ વેદાદિ થયાં છે.

૪— ,, (૮—૪—૩૮) ઇંદ્રમાંથી ઋગ્વેદ અને ઋગ્વેદમાંથી ઇંદ્ર થયો છે.

૫— ,, (૧૯—૫૪—૩) કાળમાંથી ઋક્ અને યજુસ્ થયા.

૬— ,, (૪—૩૫—૬) રાંધેલા ચોખામાંથી અમૃત તથા ગાયત્રી અને વેદો સર્વ થયા છે.

૭— ,, (૭—૫૪—૧) ઋક્ અને સામજ શ્રેષ્ઠ છે.

૮— ,, (૭—૫૪—૨) ઋક્ પાસેથી હવિષ્, સામપાસેથી ઓજ, અને યજુસ્ પાસેથી બળ મળી શકે છે, અને તે અપાવનાર ઇંદ્ર છે.

૯— ,, શતપથ બ્રાહ્મણ (૧૧—૫—૮—૧):—




૧૦–શતપથ. (૪–૧–૧–૮)




૧૧–શતપથ (૪–૧–૧–૯ તથા ૧૦) ક્રમ નીચે પ્રમાણે —




૧૨–શતપથ (૧૪–૫–૪–૧૦) ઉત્પત્તિ બ્રહ્માના શ્વાસમાંથી કહેલી છે.

૧૩– „ ( „ ) આમાં બ્રહ્માના શ્વાસમાંથી વેદ જે અપૌરૂષેય છે ને તેમજ બીજાં શાસ્ત્ર માત્ર જે પૌરૂષેય છે તે તમામ ઉત્પન્ન થયાનું કહેલું છે.

૧૪–શતપથ ( ૧૪–૪–૩–૧૨ ) નીચે પ્રમાણે છે:—

વાચ્=ઋગ્વેદ. મન=યજુર્વેદ. પ્રાણ=સામવેદ.

૧૫–શતપથ ( ૭–૫–૨–૫૨ ):—

મન=સમુદ્ર+વાચ્ ( પાવડો ).

ઋગ્વેદ. યજુર્વેદ. સામવેદ.

૧૬–તૈત્તિરીય બ્રાહ્મણ ( ૨–૩–૧૦–૧ ):—

પ્રજાપતિ.
|
સોમ.
|
ત્રણવેદ.

૧૭–તૈત્તિરીય ( ૩–૩૯–૧ ):—વેદો પ્રજાપતિની ડાઢીમાંથી થયાનું છે.

૧૮– ,, ( ૨–૮–૮–૫ ):—

વાચ્.
|
વેદો.

બ્રાહ્મણ ભાગ પછી હવે ઉપનિષદોના લેખો નીચે પ્રમાણે છે:–

૧૯–છાંદોગ્ય:—

પ્રજાપ્રતિ.

| | | |
|---|---|---|
| પૃથ્વી. | અંતરિક્ષ. | સ્વર્ગ. |
| અગ્નિ. | વાયુ. | સૂર્ય. |
| ઋગ્વેદ. | યજુર્વેદ. | સામવેદ. |
| ભૂર્. | ભુવર્. | સ્વર્. |

૨૦–બૃહદારણ્યક:—વાચ્ અને આત્મામાંથી સર્વ ઉત્પત્તિ છે.

હવે સ્મૃતિનાં દૃષ્ટાંત નીચે પ્રમાણે છે:—

૨૧–મનુ (૧–૨૧–૨૩):–બ્રહ્માથી વેદો થયા. અપૌરૂષેય માટે ટીકાકારે જુદું જુદું લખે છે. કુલ્લુક લખે છે કે પૂર્વ કલ્પના વેદો બ્રહ્માને

સ્મૃતિમાં હતા તે કાઢ્યા, અને મેધાતિથિ લખે છે કે અગ્નિ, વાયુ આદિનાં સૂક્તોથી ઋગ્યજુષાદિ વેદો આરંભાય છે, માટે તે તેના કર્ત્તા નથી.

૨૨–મનુ (૨–૭૬). ત્રણ વેદોમાંથી પ્રજાપતિયે ૐકાર કાઢયો, તથા ત્રણ લોક કર્યા.

૨૩–મનુ (૨–૭૭). સાવિત્રી વેદોમાંથી બ્રહ્માએ કાઢી.

૨૪– ,, (૨–૮૧). ત્રણ લોક તથા ગાયત્રી બ્રહ્માનું મુખ છે.

મુદ્દા ભુલી ન જવાય તેટલા માટે વેદ, બ્રાહ્મણ, ઉપનિષદ્ અને સ્મૃતિ વાક્યોની દલીલો ઉપર એકત્ર કરી રાખી, હવે તે પર વિવેચન આપતાં પહેલાં પુરાણોની દલીલો પણ અત્ર ઉતારી લેઇ, દલીલો પૂર્ણ થયે વિવેચન આપીશું.

## પ્રકરણ ૨ જું

વિષ્ણુ અને ભાગવત પુરાણોમાં વેદોત્પત્તિ વળી ચતુર્મુખ બ્રહ્માના ચાર મુખોમાંથી કહેલી છે. વિષ્ણુ પુરાણમાં ૧–૫–૪૮ માં.—

गायत्रंचऋचश्चैव त्रिवृत्सामरथंतरम् ।
अग्निष्टोमंचयज्ञानां निर्ममेपथमाद्मुखात् ॥
यजूंपित्रैष्टुभंछंदः स्तोमंपंचदशंतथा ।
बृहत्सामतथोक्थ्यंच दक्षिणादसृजद्मुखात् ॥
सामानिजगतीछंदः स्तोमंसप्तदशंतथा ।
वैरूपमतिरात्रंच पश्चिमादसृजद्मुखात् ॥
एकविंशमथर्वाण माप्तोर्यामानमेवच ।
अनुष्टुभंसवैराज मुत्तरादसृजद्मुखात् ॥

અર્થ.—પોતાના પૂર્વ મુખમાંથી બ્રહ્માએ ગાયત્રી, ઋગ્વેદ, ત્રિવૃત્, રથંતર-સામ, તથા યજ્ઞોમાં અગ્નિષ્ટોમ રચ્યો. પોતાના દક્ષિણ મુખમાંથી યજુર્વેદ, ત્રિષ્ટુભછંદ, પંચદશસ્તોમ, બૃહત્સામ અને ઉક્થ્ય રચ્યાં પોતાના પશ્ચિમ મુખમાંથી તેણે એકવિંશ, અથર્વન અને આપ્તોર્યામન, અનુષ્ટુપ્ અને વિરાજ સહિત રચ્યાં.

ભાગવત પુરાણ ૩–૧૨-૩૪ અને ૩૭ —

कदाचिद्ध्यायतः स्रष्टुर्वेदाः आसंश्चतुर्मुखात् ।
कथंस्रक्ष्याम्यहंलोका न्समवेतान्यथापुरा ॥
ऋग्यजुःसामाथर्वाख्या न्वेदान्पूर्वादिभिर्मुखैः ।
शस्त्रमीज्यांस्तुतिस्तोमं प्रायश्चित्तंव्यधात्क्रमात् ॥

અર્થઃ—ચતુર્મુખ સ્રષ્ટા વિચારતા હતા કે 'પૂર્વની પેઠે સમગ્ર સૃષ્ટિ હું કેવી રીતે સૃજીશ? એવામાં તેના (ચારમુખો)માંથી વેદો ઉત્પન્ન થયા. પોતાના પૂર્વાદિ મુખોમાંથીતેણે ઋક્, યજુષ્, સામ અને અથર્વ—સ્તુતિ, યજ્ઞ, સૂક્ત અને પ્રાયશ્ચિત્ત સહિત કર્યા.

વળી ૪૫ મા શ્લોકમાં કહ્યું છે, કે તેના કેશમાંથી ઉષ્ણિઃછંદ, તેની ત્વચામાંથી ગાયત્રી, તેના માંસમાંથી ત્રિષ્ટુભ્, તેના અસ્થિબંધનોમાંથી અનુષ્ટુભ્, અને તેનાં અસ્થિમાંથી જગતી ઉત્પન્ન છે, (तस्योष्णिगासील्लोमेभ्यो गायत्रीचत्वचोविभोः । त्रिष्टुप्मांसात्स्नुतोऽनुष्टुपूजगत्यस्त्नः प्रजापतेः ॥).

માર્કંડેયપુરાણ ૧૦૨—૧ થી ૭ સુધીમાં કહે છે કેઃ—

तस्मादंडाद्विभिन्नात्तु ब्रह्मणोऽव्यक्तजन्मनः ।
ऋचोवभूवः प्रथमं प्रथमाद्वदनान्मुने ॥
जपापुष्पनिभाः सद्यस्तेजोरूपान्तसंहताः ।
पृथक्पृथग्विभिन्नाश्च रजोरूपवहास्ततः ॥
यजूंषिदक्षिणाद्वक्त्रादनिरुद्धानिकांचनम् ।
याद्दग्वर्णतथावर्णान्यसंहतिंधराणिच ॥
पश्चिमंयद्विभोवक्त्रंब्रह्मणःपरमेष्ठिनः ।
आविर्भूतानिसामानि ततश्छंदांसितान्यथा ॥
आथर्वणमशेषंच भृंगांजनचयप्रभम् ।
घोराघोरस्वरूपं तदाभिचारिकशांतिकम् ॥
उत्तरात्प्रकटीभूतंवदनात्तस्यवेधसः ।
सुखसत्त्वतमःप्रायं सौम्यांसौम्यस्वरूपवत् ॥
ऋचोरजोगुणाः सत्त्वंयजुषांचगुणोमुने ।
तमोगुणानिसामानितमःसत्त्वमथर्वसु ॥

અર્થઃ—તે વિભિન્ન અંડમાંથી અવ્યક્તજન્મા બ્રહ્મા ઉત્પન્ન થયા, તેના પૂર્વમુખમાંથી પહેલવહેલો એકાએક જપાપુષ્પ સમ પ્રકાશીત દેખાતો અંદર્થ

અભિન્ન પણ બહારથી ભિન્ન દેખાતો—રજોગુણી—ઋગ્વેદ—ઉત્પન્ન થયો. તેના દક્ષિણ મુખમાંથી ભિન્ન અને સુવર્ણ વર્ણવાળો અનિરૂદ્ધ એવો યજુર્વેદ થયો. શ્રેષ્ટ એવા બ્રહ્માના પશ્ચિમ મુખમાંથી સામવેદ અને છંદો ઉત્પન્ન થયા. બ્રહ્માના ઉત્તર મુખમાંથી કાળી મધમાખ અને આંજણના રંગનો, ઘોર અને અઘોરરૂપ, તેના અભિચાર શાંતિક; સુખ, સત્વને તમઃપ્રાય સૌમ્યાસૌમ્યરૂપી સંપૂર્ણ આથર્વન્ વ્યક્ત થયો. ઋગ્વેદ રજોગુણ યુક્ત છે, યજુર્વેદ સત્વગુણી છે, સામવેદ તમોગુણી છે, અને અથર્વવેદ સત્ત્વ અને તમોગુણી છે.

અપૂર્ણ.

---

## अविचारथी उतरता जता आर्यपणा विषे.[1]

(પાછલા પુસ્તક ૨૧ ના પાના ૧૩૩ થી સાંધણ.)

હાય હાયરે, હિંદુપણું જાય હાલ્યું,
નારી પોલકાં પેરી ઘર ઘાલ્યું રે. હાય હાયરે.
શુન્ય કપાળ માને મજાનું,
લક્ષ લેંકાવે ચાંદલો તજવાનું,
હૈયે આણે ન હરી ભજવાનું રે. હાય હાયરે. ૧
પગે પગરખાં પેરે છે ખાસાં,
ઉપર મોજાં લગાવે મજાનાં,
બને વેશ બેશ જાણે તમાસારે. હાય હાયરે. ૨
પેટી પેરે છે પેટપર તાણી,
શીર સાડી ને ચસમે લોભાણી,
હીંદવાણી બની પારસાણી રે. હાય હાયરે. ૩

---

૧ આ મથાળા નીચે હાલ્યા જતા હીંદુપણા માટેના કુટવાના ઢાળના મરસીઆ છપાએલા છે તે પુરૂષ વર્ગને લાગુ પડતી ટીકાનો ખેદ છે. પણ કહેવાતા સુધારાથી સ્ત્રિ વર્ગમાં ફેરફાર થતો જાય છે તેમજ હિંદુઓની સ્થિતિ ઉતરતી જાય છે તે માટેની વધારાની ખેદદાયક ટીકાના આ મરસીયા દાખલ કરવામાં આવ્યા છે. તે દરેક વિચારવંત માણસો કબુલ કર્યા વિના રહે એમ નથી. હવે તેનો યથાયોગ્ય ઉપયોગ થવાનું વાંચનારા તથા સાંભળનારાઓના હાથમાં છે.

જાય નાટક જોવા બહુ નારી,
હસે વસ્ત્ર ખસે એમ ભારી,
મરદો મધ્ય લજ્જાને વિસારી રે. હાય હાયરે. ૪

લેખન વાંચનનો વધિયો લત્તારો,
તેને માની બેઠા છે સુધારો,
નથી જોતાં નીતિમાં બગાડો રે. હાય હાયરે. ૫

ગમે ગાડી વાડીની સેલાણી,
ગણે સાર્થક જે મોજ માણી,
પતિ સેવાની ફરજ ભુલાણી રે. હાય હાયરે. ૬

કંથ સેવ્ય ને સેવક નારી,
શાખ શાસ્ત્રો તણી છે સારી,
અમલ ઉલટ દેખાય અપારી રે. હાય હાયરે. ૭

રીતિ અનાદિ ધર્મ કર્મ વાળી,
વણ સમજે ગણે ને વે'માળી,
માને પરાઇ રીતિ રૂપાળી રે. હાય હાયરે. ૮

કુળ મરજાદ સર્વે છોડે,
સાસુ સસરા તજે તરછોડે,
કંથ કામની ઉપરાણે દોડે રે. હાય હાયરે. ૯

ધંધા રોજગારની થઈ માઠી,
ખર્ચ વધ્યાં ને આવક નાઠી,
જોઈ પરાયા લોક લાંઠીરે. હાય હાયરે. ૧૦

નાજુકાઈ વધી નરનારી,
માનો તન મન નબળાઇ ભારી,
દરદ દુકાળથી વધતી ખુવારી રે. હાય હાયરે. ૧૧

દેશ નિર્ધન ને વધિયા ભીખારી,
પેટ ભરવાની આપદા અપારી;
પુણ્ય પૂર્વનું બેઠા પરવારી રે. હાય હાયરે. ૧૨

પ્રભુ દીન દયાળુ છો દેવા,
કીજે બાળ સંભાળ તતખેવા,
દીજે બુદ્ધિ બને તુજ સેવારે. હાય હાયરે. ૧૩
હિંદુ સ્વરૂપ શું તે પીછાને,
"એની બીસેંટ વેણ ધરે કાને,"[૧]
માગ્યું મુખેથી કેશવરામે રે. હાય હાયરે. ૧૪

---

# ગુલામગીરી.

કોઇપણ પ્રકારની, પરંતુ ગુલામગીરીનો રિવાજ સૃષ્ટિના ઇતિહાસમાં અતિ પ્રાચીનકાળથી ચાલતો આવતો જણાય છે. યુરોપના ધર્મગુરૂઓમાં તે રીવાજ હતો તેમજ યાહુદી લોકોમાં પણ તે ચાલતો હતો. વળી તે પ્રાચીન ઇજિપ્તના લોકો, ફીનિશિયનો, ગ્રીક અને રોમન લોકોમાં પણ હતો. આપણે કોઈ પણ પ્રાચીન પ્રજાનો ઇતિહાસ વાંચવામાં ગુંથાઇયે છીયે ત્યારે આપણે ભૂલી જઇએ છિયે કે આપણે જે વાંચિયે ને જાણિયે છિયે, તે માત્ર સ્વતંત્ર લોકો વિષે હોય છે, પરંતુ એકજ છાપરા નીચે આ સ્વતંત્ર માણસોની સાથેજ વળી બંધાયલા પરતંત્ર લોકો અથવા ગુલામો પણ વસે છે, કે જેઓ ઝાહેરમાં આવી શકતા નથી અને તેમના અભાગિયા નશિબને લીધે માત્ર મજુરી કરવાનેજ સૃજાયા હોય છે અને તેમની એવી સ્થિતિમાં કોઈ દિવસ ફેરફાર થવાનો હોતોજ નથી, એવા લોકોની હયાતીનો આપણને ખ્યાલ પણ આવતો નથી.

મનુષ્ય જાતિને આમ નિરંતરને માટે ચાકરનીજ સ્થિતિમાં જોરાવરીથી રાખી મૂકવામાં શું પ્રજાને કે મનુષ્યને જરાપણ દયા નથી આવતી? ઇતિહાસનો આવી કોઈપણ બિના પ્રસિદ્ધ કરતો નથી. જંગલી લોકોની સ્વાર્થ બુદ્ધિમાંથી

---

૧ આ યુરોપીઅન વિદુષી બાઇ હિંદુઓની ઉત્તમ રીતિને ઘણીજ પસંદ કરીને હિંદુધર્મની મહત્તા માટે જે ભાષણો આપે છે, તે બીના પ્રસિદ્ધ છે તેનું કહેવું ધ્યાનપર લઇ સર્વે બાઇ ભાઇઓ અમલ કરે તો તેનો ઉદ્દેશ જડવાદાત્મક યુરોપી રીતિને ધિઃકારી નિવૃત્તિ માર્ગ કે જે હીંદુઓનો ઋષિ મુનિઓએ પસંદ કરેલો છે તેનાપર દોરા થવાનો છે તે દરેક હિંદુને વ્યવહાર અને પરમાર્થ સુધારનાર હિતકર છે. આપણે પાછા પડતા જઇએ છીએ તેવા વખતમાં તે રીતિ પરદેશી બાઇએ વિવેકથી સમજી ગ્રહણ કરી તેને માટે તેને થોડો ધન્યવાદ નથી

આ રીવાજ ઉત્પન્ન થયો છે, અને તેમાં તેઓ કશું પાપ કે ગેર વ્યાજબી માનતા નથી. કરજદારોને પકડવામાં આવતા અને પોતાના લેણા પૈસા તેમની જાતને ગુલામ તરીકે વેચીને વસુલ કરતા હતા. જુગારીઓ જુગારમાં સર્વ મિલકત હારી જતા ત્યારે છેવટે પોતાની જાતની હોડ કરી રમતા અને તેમાં પણ હારી જવાથી તેઓ પોતાની મેળેજ ગુલામ બની રહેતા હતા. કંઈપણ વાંકની સજામાં માણસની સ્વતંત્રતા છીનાવી લેવામાં આવતી હતી અને તેમને ગુલામ તરીકે વેચી નાખવામાં કે રાખી લેવામાં આવતા હતા. દુકાળના સમયમાં માબાપોને પોતાનાંજ છોકરાં બોજા રૂપ થઈ પડવાથી બજારમાં વેચવાં પડતાં હતાં અને તેના પૈસામાંથી તેઓ પોતાનું પોષણ કરતાં હતાં. વળી મહા ભયંકર લડાઈઓ થતી તેપણ માણસનો મરોજ હતો, અને પ્રાચીન સર્વ પ્રજાઓમાં તે એક ફળદ્રુપ બીજ હતું. એક ગ્રીક ગ્રંથમાં કહેછે કે "પ્રાચીનકાલમાં એવો ધારો ચાલતો હતો કે જે જીતાય તેણે ગુલામગીરી કરવી." તોપણ વળી આમાં એક અપવાદ હતો, અને તે એકે ધર્મયુદ્ધમાં પકડાયલાને ગુલામગીરીમાં રાખતા નહોતા, પરંતુ તેમને કાપી નાખવામાં આવતા હતા. એક બીજી પ્રજાઓ વચ્ચેના નિયમિત યુદ્ધ સિવાય વળી પ્રજામાં માંહો માંહે પણ કેટલીકવાર બખેડા ચાલતા હતા, અને બિચારા શાંત લોકોને પકડીને ગુલામ કરતા હતા. આ પ્રમાણે બલવાન સ્પાર્ટન લોકો હેલોટ જાતિના લોકોને ગુલામ રાખતા હતા અને તે ઉપરથી રોમન લોકોમાં "હેલોટ" શબ્દજ ગુલામવાચક થઈ ગયો હતો. કેટલીકવાર સ્પાર્ટાના આ હેલોટ જાતિના અભાગિયા ગુલામો પોતાના જુલમી શેઠો સામે હુલડ પણ કરતા હતા; પરંતુ આ હુલડોને નિર્દય અને ઘાતકી કતલ ચલાવી શાંત પાડવામાં આવતાં હતાં.

આ સર્વ ઉપરથી આપણને પુરતો પુરાવો મળી શકે છે કે ગુલામગીરી કંઈ પણ વિદ્યા કે નીતિના પાયા ઉપર ચાલતી નહોતી, પરંતુ ક્રૂરતા અને બલવાનતાનુંજ પરિણામ હતું. ગુલામગીરીનો રીવાજ ગેરવ્યાજબી છે, એમ માણસ જાતે માનવા માંડયું, તેની પૂર્વે લાંબા કાળથી બેશક તે રીવાજ ચાલતો હતો, અને હજી હાલ પણ કેટલીક પ્રજાઓ એવી છે કે જે તે રીવાજની કંઈ ખામી સમજી શકતી નથી. હજી પણ આ બાબત ચર્ચાતી છે, અને કેટલોક મત ભેદ તેમાં દેખાય છે, તોપણ આપણે કહેવું જોઇએ કે સુધરેલી પ્રજાની સુધરેલી વિધ્ર અનુસાર પ્રત્યેક માણસ જાતે પોતાની જાતનો માલીક છે, તોપણ તે પોતાની

જાતને કે બીજાની જાતને વેચી શકવાનો ભંગ કરવાને કોઇને પણ કશો હક નથીજ. તેટલા માટે ગુલામગીરી કોઇ પ્રકારે કાયદેસર નથીજ. તે માત્ર જબરીનતાથીજ પાળવામાં આવે છે. ગુલામ, એક મિલકત ગણાય છે, અને તેને કાયદાનો આશ્રય હોતો નથી; તેટલા માટે ગુલામગીરી, નીતિના નિયમોથી બહાર છે. પ્રત્યેક માણસને પોતાની કંઇ કિંમત હોય છે અને જવાબદારી હોય છે, તેથી તે પોતે સુધરવાને માટે બંધાયલો હોય છે, તથા પોતાના ગજા પ્રમાણે કામ કરવાને પણ તે બંધાયલો હોય છે. આ એક માણસની સ્વતંત્રતાનો ભંગ કરવો, તે જગન્નિયંતાએ જે હેતુથી પ્રાણીને સરજ્યો છે તે હેતુનો ભંગ છે, આથી કરીને રાજ્ય બંધારણો કોઈ પણ માણસને તેની સ્વતંત્રતા છોડી દેવા દેતાં નથી. ખરેખર તો સુધરેલી પ્રજાનાં રાજ્ય બંધારણોનો મહાન્ હેતુ એજ છે કે માણસને પોતાનું જીવન સંપૂર્ણપણે સુખથી ભોગવાવવું. સર્વ ધર્મોનો હેતુ સૃષ્ટિમાં ભ્રાતૃભાવ અને પરસ્પર પ્રેમ વધારવાનો હોય છે, અને "જેવું કરિયે તેવું પામિયે," એ કહેવતને ખરી કરી આપવાનો હોય છે. આ હેતુ, એક માણસ બીજાની મિલકત બને તો નાશ પામે છે, પરસ્પર ને લાભકારક થવું તથા મનુષ્ય દેહની કિંમત, આ બે હેતુઓ પ્રાચીન લોકોના સમજવામાં નહોતા, પરંતુ હાલતો તે નીતિ અને ધર્મના પાયારૂપ ગણાય છે.

આ હેતુ માટે બે દરકાર અને અજ્ઞાન રહેનારા લોકોએજ ગુલામગીરીનો સુધરેલો (?) રીવાજ ચલાવેલો છે, અને એ બેશક માણસાઇથી ઉલટો રીવાજ છે પ્રાચીન રોમમાં ગુલામો ઘણા વધારે હતા, અને તેમાંના ઘણાખરા તો પર દેશીઓ હતા, કેટલાક દેશીઓ પણ હતા અને કેટલાક તેમના શેઠો કરતાં ઓછા જ્ઞાનવાળા હતા. કેટલાક પોતાના ધણીનાં ખેતરો ખેડતા, કેટલાક પોતાના ધણીને શિખવતા હતા, તેમ કેટલાકને વળી પોતાના ધણી તરફથી સુખ પણ મળતું હતું. આ પ્રમાણે રોમના પ્રત્યેક શ્રીમંતને ઘેર ગુલામો રાખવામાં આવતા હતા, અને તેમાં પૂર્વના કાળા વાળવાળા, ઉત્તરના સોનેરી વાળવાળા, ઇટલીની દક્ષિણના રસોયાઓ, ગ્રીસ અને ઇજિપ્તના વિદ્વાનો અને ગવૈયાઓ, સાઇથિયાના દુષ્ટ અને નીચ લોકો, આફ્રિકાના જંગલી લોકો અને બ્રિટનના હલકા લોકોજ હતા. હા! અઢારમા સૈકાની પહેલાં જ્યારે બ્રિટન રોમનું એક દૂરનું સંસ્થાન હતું, ત્યારે ત્યાંના લોકોને તેમનાં ઘરો છોડાવી દેવામાં આવતાં અને ઇથિયોપિયાના કાળા લોકોની સાથે તેમને રાખીને તેમની પાસેથી રોમન લોકો કામગીરી લેતા હતા.

આવી જરા ઠીક ગુલામગીરીમાંથી અરવાચીન કાળની હબશી લોકોની ગુલામગીરી ઉદ્ભવ પામી છે.

આફ્રિકામાં ઉત્તરમાં આવેલા મોટા રણથી તે દક્ષિણમાં આવેલી જેનો છેડો માલમ પડેલો નથી એવી કાફરલેંડ સુધી પહોંચેલો પ્રદેશ નાઇગ્રિશિયા આ હબશી લોકોથી વસેલો છે; તે હબશીઓને આપણે સીદી કહિયે છિયે. એ નાઇગ્રિશિયા દેશની પશ્ચિમે આટ્લાંટિક મહાસાગર તથા પુર્વે આબીસીનિયા છે. આ પ્રદેશમાં તમામ સીદી લોકોજ વસે છે. પ્રાચીન લોકો ભૂમધ્યસમુદ્ર અને રક્તસમુદ્રના કિનારાના આફ્રિકા માંહેલા ભાગને લિબીઆ અને ઇથિયોપિયા કહેતા હતા, એટલે કે ભૂમધ્ય સમુદ્રના કિનારાના પ્રદેશને ઇથિયોપિયા, અને રક્તસમુદ્રના કિનારાના પ્રદેશને લિબીઆ કહેતા હતા. ગુલામગીરી મૂળ ઇથિયોપિયાના લોકોને માથે પડેલી હતી. આપણે ઉપર કહેલું છે તેમ પ્રથમ તો તેમને માથે કંઈક બોજો પડેલો હતો. બ્રિટન અને સાઈથિયન લોકો આ ઇથિયોપિયનોની સાથે ગુલામગીરી કરતા હતા, પરંતુ પાછળથી એ સર્વ લોકોએ ઠરાવ કર્યો કે ગોરાઓને ગુલામ નહિ બનાવતાં માત્ર કાળા લોકોને માથેજ એ ફરજ રહેવા દેવી. આ પ્રમાણે એકજ જાતિના લોકો ઉપર ગુલામી કરવાની ફરજ આવી પડી હતી; પછી કાંતો રંગના કારણથી કે કાંતો તેઓ ગુલામીને લાયક ના હતા તેથી, ગમે તેમ, પણ તેઓને માથે એ ફરજ પડી હતી, અને હાલ તો માત્ર એ લોકોમાંજ આ ધંધો રહેલો છે.

આફ્રિકાના સીદી લોકોની પ્રજાઓ, કે જે છેવટે યુરોપીઅન લોકોનો સામાન્ય શિકાર થઇ પડયો હતો, તેમાં એ લોકોનો પણ ગુલામ પૂરા પાડવાને લીધે દોષ હતો, ઘણાજ પ્રાચીનકાળમાં તો ગ્રીક અને રોમન ધણીઓની પેઠે ઇથિયોપિયનોમાં પણ દરેક જણને ગુલામ હોવોજ જોઇએ, એવો રીવાજ ચાલતો હતો. એ ગુલામો વિક્રાળતો હતાજ, પરંતુ તેઓ માણસ જેવા પણ નહોતા. આ ગુલામો વારસામાં પણ અપાતા હતા. ધણીઓ ગમે તે પ્રકારે ગુલામો મેળવતાજ હતા, પછી કાંતો ગુલામો વેચાતા હતા, અને તે ન મળે તો પાસેના દેશ ઉપર હુમલો કરીને મેળવતા હતા, અને છેલ્લો સ્વજાતિમાંથી જબરીનથી મેળવી લેતા હતા. સીદીઓના દેશમાંતો સ્વજાતિનાજ ગુલામો મળતા હતા, અને કેટલાક પરદેશથી જીતી આણેલા કેદીઓ પણ હતા.

અપૂર્ણ.

---

# करुणाशंकर शोकोद्गार.



( उपेन्द्रवज्रावृत्तम् ).

श्रीविठ्ठलात्माप्यहियेन जन्म
संपादितं मेम विभाजिराज्ञः ॥
हार्दास्पदं हन्तविलीन मेतं
स्कैलासमासे करुणाशिवाख्ये. १

( उपजातिवृत्तम् ).

अद्यातपत्र द्विजशंकरेण
नवीनपूर्येन विभूषितासीत् ॥
हासापुरी संप्रतिनष्टभूपा
कैलासवासे करुणाशिवाख्ये. २
अकारिभैषज्यविधानशाला
मालारुजां येनलयंप्रणेतुम् ॥
हाहाद्यसा शून्य तमेवजाता
कैलासमासे करुणाशिवाख्ये. ३

( વસંતતિલકા વૃત્ત. )

વૈશાખ માસ વદિ પાંચમ સોમવારે,
શ્રી જંડુ ભટ્ટ શિવલોક ગયાજ જ્યારે;
તે ઓગણીશ શત ચોપન વર્ષ ભારે,
દુઃખે કરી સુજનનાં મનને વિદારે. ૧

( વૈતાલિય વૃત્ત )

કરૂણા કર વૈદ્ય ક્યાં ગયા?
ગુરૂતા પામિ ખરેજ ક્યાં ઠર્યા !
નવપત્તન શૂન્ય તે વિના
દુઃખ દાયિ કયમ આ બની બિના ! ૨
ચરકાદિ સમાન જે હતા,
સુખને દીનથી જેહ આપતા;

શિવલોક વિષેજ તે ગયા,
નિજના લોકની વીસરી દયા. ૩

બુધ વિઠ્ઠલથી સુજન્મિને,
નૃપનો પ્રેમ સુપૂર્ણ પામિને;
શુભ કામ કરેલ જેમણે,
હમણાં ભૂગતિ છોડી તેમણે. ૪

લય પામિ અરે દયાલુતા,
કરૂણાશંકર વૈદ્યના જતાં;
જન રોગિ નિરાશ્રયો હવે,
નિજના કયાં જઇ રોગ વર્ણવે. ૫

વર નાગર વિપ્ર જાતિને,
અતિ શોભા વિજમાવિ કીર્તિને;
કરૂણા તજીને ગયા અરે,
કરૂણાશંકર વૈદ્ય આખરે. ૬

નિજ મિત્ર વિભાજી ભૂપતિ,
કરતાં શંકર લોકમાં ગતિ;
નહિ વાસ ધરે હવે અહિં,
મુજનો એમ વિચારને લહિ. ૭

ક્ષણભંગુર દેહને તજી,
શિવને અંતરમાં સદા ભજી;
શિવ એક અખંડ પામવા,
શિવને તેહ ગયા નિહાળવા. ૮

---

## वेदधर्म सभाने भेट.

શેઠ આણંદજી દયાળજીએ પોતાનાં માતુશ્રી લક્ષ્મીબાઇનો સ્વર્ગ પામ્યા થતાં તેના પુણ્યાર્થે રૂ. ૨૫ અંકે પચીસ વેદધર્મસભાના અનામત ફંડમાં આપ્યા છે તેનો સદુપયોગ થશે.

અંકલેશ્વરના રેહેવાસી શેઠ મોતીચંદ ઝવેરચંદ તરફથી રૂ. ૧॥ ≈ અંકે એક રૂપિયો અગિયાર આના વેદધર્મ સભાના ધર્માદા ફંડમાં આપ્યા છે તેનો સદુપયોગ થશે.

---

## पुस्तकोनी पहोंच.

### આતસની આરાધના.[1]

આ નાનું પણ ઉપયોગી અને વિદ્વત્તા ભરેલી ખબરોવાળું ચોપાનિયું વાંચી હમને બહુજ આનંદ થયો છે. જરથોસ્ત્ર ધર્મમાં અગ્નિ અને જલની આરાધના મુખ્ય છે. અગ્નિની આરાધના કરતાં વાસ્તવિક રીતે અગ્નિ એટલે શું? અગ્નિની આરાધના કરવાનું પ્રયોજન શું? કેવા વિચારથી પારસીઓ અગ્નિની આરાધના કરે છે? એ વિષયોનું સ્પષ્ટીકરણ આનાના ભાષણમાં કરવામાં આવ્યું છે. પૃથ્વીના પટ ઉપર ચાલતા સર્વ ધર્મોમાં કાંઇક કાંઇક સામાન્યતા છે એવી ખરી માન્યતા જે હાલ પ્રસરી છે, તેને આ ચોપાનિયું પુષ્ટિકારક છે. આમાં વિષયોની શૈલીપર જે ચર્ચા થઈ છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે કર્તાએ સ્વધર્મ પુસ્તકોનું પરિપૂર્ણ અવલોકન કરી પરધર્મને જાણી તેની સામ્યતા મેળવવાનો પ્રયત્ન કર્યો છે. આ વિષય વાંચતાં વૈદિક વિષયો તરફ આપણું ધ્યાન સહજ દોડે છે.

ધર્મ વિષયને મુકી દેતાં ભાષા શાસ્ત્રનું પણ જ્ઞાન આમાંથી સહજ મળે છે. ત્રિપૃટીને બદલે ત્રીપુટી શરીરને સ્થાને તન્વસ એ આદિ શબ્દો ઉપરથી પ્રાચીન ભાષાઓની સામ્યતા ઉઘાડી પડી રહે છે.

લેખકનો પોતાનો લેખ બહુજ ગંભીર છે અને તે પારસીને હાથે આવો લેખ થયેલો જોઇ હમને અત્યંત આનંદ થાય છે. તોપણ કોઇ કોઇ સ્થાનકે પારસી ભાષા આવી જતાં મંદહાસ્ય થયા વિના રેહેતું નથી. જેમકે "ડહાપણના સરદાર જરથોસ્ત સ્પીતમાને કેટલીક દુરંદેશી વાપડેલી હોવી જોઇએ, તથા તેને હીંદુધર્મ શાસ્ત્રમાં બ્રહ્મ સ્વરૂપ કેહેવામાં આવ્યો છે," વળી "વનસ્પતી જેવા આશિર્વાદ આપણને મળે નહિ."

### છોટાલાલ સહસ્રી.[2]

આ ગ્રંથ હમારા અભિપ્રાય માટે હમારા મંત્રી પાસે ઘણા દિવસ થયાં આવેલો છે. લેખનું વળણ ઈશ્વર ભક્તિ, નીતિનો ઉપદેશ અને દ્રષ્ટાંતથી તેના

---

૧ કર્તા મિ. નસરવાનજી ફરામજી બીલીમોરીયા.

૨ કર્તા રા. ગ છોટાલાલ સેવકરામ કચ્છ દેશાધિપતિ શ્રી મહારાજાના સેક્રેટરી.

દૃઢીકરણ તરફ છે. કર્તાના વિચાર ઈશ્વર સંબંધમાં સાયુજ્ય ભક્તિ તથા સેવ્ય સેવક ભાવ તરફ વિશેષ દોડે છે. નીતિના ઉપદેશમાં અંતઃકરણમાં ચોટી જાય તેવાં ઉદાહરણો કાવ્યમાં અતિ સરલતાથી ચાલ્યાં આવે છે. એક બે ઉદાહરણ લઇને અહિં ટાંકવાથી હમને સંતોષ થાય તેમ નથી કારણ કે સરખા મુલ્યના એક પછી એક ઘણાંજ ઉદાહરણો ચાલ્યાં આવે છે. નીતિમાં સ્વદેશ મમતા, પ્રપંચ, શોક, નિંદા, વિપત્તિ વિગેરે અનેક વિષયોનું સ્પષ્ટીકરણ કર્યું છે. છેવટે કવિઓની સ્વાભાવિક રીતિ પ્રમાણે કાવ્યને કવિ વિષે વિચારો દર્શાવી ગ્રંથની સમાપ્તિ કરી છે. આખો ગ્રંથ આનંદ આપતાં છેવટનો કાવ્યને કવિનો વિષય તો બહુજ આનંદ આપે છે. સર્વ સાક્ષરોને આ ગ્રંથ વાંચવાની હમે ભલામણ કરિયે છીયે.

---

## થોડા સમયમાં થયેલાં ખેદકારક મરણ.



### ગુર્જર તંત્રી શેઠ માણકજી બરજોરજી મિનોચહેરના.

આ ગ્રહસ્થ વિષે ગુજરાતી વાંચનારાઓમાં કોઈ પણ અજાણ્યો ન હોય. મુંબઈ ઈલાકામાં જુનામાં જુનું વર્તમાનપત્ર મુંબઇ સમાચાર આજની તેની ઉત્કૃષ્ટ સ્થિતિને પહોંચ્યું તે ઉપર લખેલા ગૃહસ્થની વિદ્વત્તા, ધૈર્ય અને અપક્ષપાત લેખને લીધે છે. તેઓ કીર્તિનો વિશેષ લોભ ન રાખતાં સ્વદેશની સરલતાથી તથા શાંતપણે સેવા બજાવવામાં પોતાનો આખો સમય ગુજારતા. એમનો લેખ ગંભીર, ઉપદેશક, સરલ, નિષ્પક્ષપાત, ચોખ્ખું અને સાચુ કેહેનારો તથા નીડર હતો. એમના જેવી શૈલીનો વર્તમાનપત્રોનો લેખ બીજા કોઇ પણ ગુજરાતી પત્રોમાં આવતો નથી. સાંસારિક, રાજ્યકીય, પરદેશની રાજ્ય સ્થિતિનો અવલોકન કરનાર તથા તે ઉપરથી વાસ્તવિક અનુમાન બાંધનાર આ લેખકે ગુજરાતી પ્રજામાં પોતાની ઉત્કૃષ્ટ શક્તિ દર્શાવી છે.

એમના મરણથી ગુર્જર પ્રજાને બહુ મોટી ખોટ પડી છે અને તે સહજમાં પુરી શકાય તેવી નથી. હમે આપણી પ્રજાના આ શોકમાં પુરેપૂરો ભાગ લઇએ છીએ અને ઈચ્છિયે છિયે કે એમને પગલે ચાલી આપણી પ્રજામાં સારા લેખકો થાય.

ગુર્જર કવિરાજ દલપતરામ ડાહ્યાભાઇ.

આ નરની ખ્યાતિ ગુજરાત દેશમાં તેમજ મુંબઈમાં અપ્રતિમ છે. વાસ્તવિક રીતે કવિઓ કીર્તિ સંપાદન કરી શકે છે પરંતુ લોકપ્રિય થવા ને માટે કેવળકાવ્ય શક્તિ કરતાં વિશેષ ગુણની આવશ્યકતા છે આ કવિ પોતાના સરલ, આનંદ દાયક, ઉપદેશક અને રસિક કાવ્યથી ગુજરાતમાં ઘેરે ઘેર જાણિતા થઇ ગયા છે. નિશાળમાં બાળકો તેનાં કાવ્યો બોલે છે, ઘરમાં સ્ત્રીઓ તેની ગરબીઓ ગાય છે. સદ્‌ગુણવાન પુરૂષો તેમના ગંભીર કાવ્યનું અધ્યયન કરે છે. અને કહેવત જેવાં થઇ ગયેલાં તેમના કાવ્યની લીટીઓ વૃદ્ધ પુરૂષો પણ ઉપદેશ દેતાં બોલી સંભળાવે છે. ગુજરાતી કવિરાજોમાં શબ્દાલંકારતો એમનોજ, માધૂર્ય પણ એમનાથી ચઢતું અન્ય સ્થાનેકે ન મળે.

આ કવિરાજની ઉત્કૃષ્ટતા તથા ખ્યાતિ કાવ્યને લીધેજ નહિ પરંતુ તેમના સદ્‌ગુણ જે તેમના પ્રત્યેક કાવ્યમાં છવાઇ રહ્યા છે, તેમનું સ્વદેશાભિમાન તથા તેમના ગુર્જરભાષા માટેનું અભિમાન, જેનો વિજયસ્તંભ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી રૂપે દીપે છે તેમાં પણ છે. કવિયે પોતાની યુવાવસ્થામાં અત્યંત મેહેનત કરી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી જેવાં અમૂલ્ય મંડળને સ્થાપી, પોષી દૃઢ કરતાં આ દેશ તથા પરદેશમાં પણ કીર્તિના લોભ વિનાજ વિખ્યાતિ મેળવી છે. સુધારાના ગાંડા પવનમાં ઉછાંછળા પતંગીયાની પેઠે તણાઇ ન જતાં પોતાના ઉપદેશાત્મક વજનદાર વચનોથી બીજાઓને પણ તણાતા અટકાવ્યા છે. સુધારાના મધ્ય સ્થલે ઉભા રહિને પણ અસારને ત્યાગ કરી સાર વસ્તુ શોધી કહાડી લોકને દેખાડી ગ્રહણ કરાવી છે. આટલા ગુણવાળો કવી થવાને યોગ્ય હવે કયો પુરૂષ નિકળે છે તે જોવાનું છે.

વૈદ્યરાજ કરૂણાશંકર વિઠ્ઠલજી (ઉર્ફે) જંડુભટજી.

આ પુરૂષનું અચાનક કૈલાસવાસી થવું સાંભળી હમને અત્યંત ખેદ થાય છે. વૈદ્યરાજ જંડુભટજી, જે નામથી તેઓ કાઠિયાવાડ, ગુજરાત તથા મુંબઇમાં સારી રીતે પ્રસિદ્ધ હતા, તેઓ મૂળ જામનગરના રેહેવાસી હતા તેમનું જન્મ જામનગર અગાઉ બહુ પ્રસિદ્ધ થઇ ગયેલા વૈદ્યરાજ વિઠ્ઠલભટજીને ત્યાં સંવત્ ૧૮૮૪–૮૫ ની લગભગમાં થયું હતું. વિઠ્ઠલ ભટજીને પાંચ પુત્રો તથા ચાર પુત્રિયોનું કુટુંબ હતું જેના આ વૈદ્યરાજ તેમના સૌથી મોટા બાળક હતા. વૈદ્યરાજની બાલ્યાવસ્થા અધ્યયનના કરતાં રમત ગમત ધાર્મિક ક્રિયાઓ વિગેરેમાં વિશેષ ગઈ હતી; કાંઇક પ્રૌઢાવસ્થા થતાં તેમણે પોતાના વડીલ પાસે વૈદ્યક શાસ્ત્રનું અધ્યયન કરવા માંડયું અને તે એવું ઉત્તમ પ્રકારનું કે તેને લીધે તેઓ

પોતાના ગુરૂ ભાઇઓમાં માનનીય ગણાતા. વૈદ્યરાજ બાળપણથીજ કૈલાસવાસી જામશ્રી વિભાજીના મિત્ર તથા અમીર વર્ગમાં હોવાથી પોતાની વિદ્યાનો પ્રસાર તથા ઉપયોગ લોકમાં વિશેષ થાય એવી અનુકૂળતા તેમણે મેળવી હતી. પોતાની યુવાવસ્થામાંજ જામશ્રી વિભાજીની સહાયતાથી પોતાના પાંચે ભાઇઓને સાથે રાખી જામનગરમાં તેમણે રસશાળા સ્થાપી હતી. જેનું કામ આજપણ તેમના ચિરંજીવને હાથે ચાલે છે. તેમના બીજા ભાઇઓ પણ વૈદ્ય વિદ્યાની કુશળતામાં તેમની પાસે ઉભા રહી શોભી નિકળે તેવા હોવાથી કાઠિયાવાડના જુદા જુદા રાજ્યોમાં તથા મુંબાઇમાં શાળાઓ ચલાવે છે. વૈદ્યરાજના અચાનક મરણથી દેશી વૈદ્કને બહુ ધક્કો લાગ્યો છે, જે પુરાતાં ઘણો વખત નિકળી જશે.

વદ્યરાજ ઝંડુભટજીની કીર્તિ તેમની વૈદ્ય વિદ્યા કરતાં પણ તેમની ઉદાર-તાને લીધે વિશેષ હતી. એમની ઉદારતા નિઃસીમ ગણાતી. પોતાને માથે ઋણ કરીને પણ અન્ય દુઃખીનું દુઃખ ટાળવું એ એમનો ઉત્કૃષ્ટ સ્વભાવ હતો. ગમે તેવા અપરાધીને પણ ક્ષમા કરી તેને સંતોષવો એમાં તેઓ મોટાઈ માનતા ત્યારે નિરપરાધી ગરીબજન એમને હાથે સારી સ્થિતિમાં પહોંચે તેમાં આશ્ચર્ય શું?

આ વૈદ્યરાજના ઔદાર્ય માટે હમે જેટલું લખિયે તેટલું થોડું છે. સ્વધર્મ તેમ સ્વધર્મમાં તેમની અપ્રતિમ ભક્તિ, હીનજન ઉપર નિઃસીમ દયા તથા વિ-દ્યામાં અનુપમ કુશળતા, એ સાંભળી હમને હર્ષાશ્રુ આવ્યા સિવાય રહેતાં નથી. દૈવીગતી અનિવાર્ય હોવાથી નિરૂપાયથી ખેદ કરવો, એટલુંજ આપ-ણાથી બની શકે છે!

ઠક્કર આણંદજી દયાળજીની માતુશ્રીનો સ્વર્ગ વાસ.

ઠક્કર આણંદજી દયાળજીનાં માતુશ્રી લક્ષ્મીબાઈ સ્વર્ગ વાસી થતાં અમને અત્યંત ખેદ થાયછે. બાઈ લક્ષ્મીબાઇનું વય ૬૬–૬૭ વર્ષનું હતું. તેઓ પોતાના પતિની સાથે ચાળીસેક વર્ષથી મુંબઇમાં આવી વસ્યાં હતાં. તેઓ ધર્મમાં બહુ આસ્તિક હોવાથી ત્રણ વખત પોતાના પરિવાર સાથે યાત્રાઓ કરી હતી. વૃદ્ધાવ-સ્થામાં પણ પોતાનું નિત્ય નૈમિત્તિક ધર્મ કાર્ય ન ચૂકતાં પોતાનાં બાળકોને પણ તેવા સુમાર્ગે દોરતાં. પુત્રને ઉપદેશ દેવામાં તથા તે ઉપદેશનો અમલ કરાવવા-માં એમની શક્તિ વખાણવા જેવી હતી. તેજ શક્તિને લીધે તેમનાં બાળકો પોતાને આજ સારી સ્થિતિએ પહોંચેલાં માને છે. મૃત્યુ કોઇને મુકતું નથી માટે સદ્વિચારમાં મન લગાડી એમનાં ગુણોનું સ્મરણ કરી તેનું અનુકરણ કરવાની ભલામણ તેમના કુટુંબને કરિયે છિયે.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૬ મું.] શ્રાવણ, સંવત. ૧૯૫૪. [અંક ૧૦ મો.


॥ यतो धर्मस्ततो जयः ॥

## निर्वाण पंचक.[1]

(शार्दूलविक्रीडित.)

प्राणी मात्र तणाज ईश अतिशे राखो दया सर्वदा,
न्यायाधीश बनोज छो प्रभु तमे मृत्यु समे सर्वना;
सेवा आप तणीज नित्य करवा इच्छा अमे राखिये,
इच्छा तेमज राखिये तम तणी नित्ये मळे ह्लाय ते. १

जेना उपर आपनी अतिशये होए कृपा नित्य तो,
तेना मार्ग विषे चलाय अमने, जे मार्ग छे सत्यनो;
जेओ मार्ग असत्यने विचरता तेवाज पापी जनों,
जेना उपर तुं कृपा न करतो, ते मार्ग ना आपतो! २

शुद्धे ने सुखनुंज मूळ पण छो, विज्ञानथी श्रेष्ठ छो,
चिद्रूपी गुरु आत्मरूप पण छो, साक्षी प्रभु इष्ट छो;
ब्रह्मांडे सम पिंडमां पणज जे व्यापी रह्या एक छो,
एवा अद्वय ईश सर्वमयने नित्ये प्रणामो हजो! ३

आत्मा जे अविनाशी छो, अचळ छो, कर्त्ता अकर्त्ताय छो,
व्यापी सर्व विषे रह्या पर छतां सर्वेथी तो आप छो;
बुद्धि तत्त्व तणाज आप बनता साक्षीय नेता वळी,
एवा आप अनादि ईश तमने कोई शके ना कळी! ४

---

૧. અપ્રાગનના પ્રથમ "અપ્રકાતિહત" ના ભાષાંતર રૂપ પ્રથમ બે કડીઓ છે.

अस्ति भाति अने प्रिय त्रिपुटी छो, सत् छो चिदानंद छो,
नामो रूप विषे दिसो विविध छो, सत्ये असत्येज छो;
ब्रह्मा विष्णु महेश रूप धरता उत्पत्ति आदि करो,
एवा विश्व तणाज पालक अने संहारकारी प्रभो ! ९

---

# सूत्रकाल.

(સાંધણુ ગત વર્ષના પૃષ્ઠ ૨૨૬થી).

## ૧—શિક્ષા.

### શિક્ષાની વ્યાખ્યા.

સાયણાચાર્ય ઋગ્વેદ ભાષ્યમાં શિક્ષાને વર્ણોચ્ચાર તથા સ્વરોચ્ચારની વિદ્યા કહે છે. તૈત્તિરીયારણ્યકમાં પણ શિક્ષા વિષયે લખેલુ છે. એ આરણ્યકમાં વર્ણ, સ્વર, માત્રા, બલ, સામ અને સંતાન ઇત્યાદિ વિષયો છે.

### શિક્ષા વ્યુત્પત્તિ.

**શિક્ષ્**—શીખવું—એ ધાતુપરથી **શિક્ષા** શબ્દ વ્યુત્પન્ન છે. વેદપઠનમાં શબ્દો ચ્ચારો તથા સ્વરો કેમ ઉચ્ચરવા, તે બતાવનાર આ વિદ્યા છે.

### આરણ્યકમાં શિક્ષાનો વિષય કેમ ચર્ચેલો છે?

તૈત્તિરીયારણ્યકમાં શિક્ષાધ્યાય નામે આખો અધ્યાય આપેલો છે, શિક્ષા વિષય આખો આમ આરણ્યકમાં શામાટે વર્ણવ્યો હશે? આને માટે સાયણાચાર્ય લિખે છે કે—

"सेयंतैत्तिरीयोपनिषत्त्रिविधा। सांहितीयाज्ञिकीवारुणीचेति। तत्रप्रथमेप्रपाठकेसंहिताध्यानस्योक्तत्वाज्जपोपनिषत्सांहिती। द्वितीयतृतीययोःप्रपाठकयोर्याब्रह्मविद्याविहितातस्यां।..........तासांतिसृणांमध्येवारुणीमुख्या।"

(આ તૈત્તિરીયોપનિષત્ ત્રિવિધા છે. સાંહિતી, યાજ્ઞિકી અને વારૂણી. પ્રથમ પ્રપાઠકમાં સંહિતા ધ્યાનની ઉક્તિથી જપોપનિષત્ સાંહિતી છે, બીજા અને ત્રીજા પ્રપાઠકોને વિષયે વિહિત જે બ્રહ્મવિદ્યા, તેનું (કથન છે). એ ત્રણેમાં વારૂણી મુખ્યા છે.).

પ્રારંભમાં તુરતજ શિક્ષાધ્યાય આરંભ્યો છે, તેનું કારણ સાયણાચાર્ય એમ આપે છે કે બ્રહ્મવિદ્યાર્થીઓને વેદોચ્ચાર પ્રથમથી જાણવા વિશેષ જરૂરના છે.

### પ્રાતિશાખ્યો.

વેદાંગમાં શિક્ષા ગ્રંથોનો સમાવેશ થાયછે, તોપણ એજ વિષયના જૂદા પ્રાતિશાખ્ય નામના ગ્રંથો શ્રુત્યંતર પણ છે. તેમાં સારૂં બુદ્ધિ કૌશલ્ય જણાય છે. વેદના વિભાગો પડી અનેક શાખાઓ થઇ ગઈ, તેથી પ્રત્યેક શાખાનુસાર અનેક પ્રાતિશાખ્યો રચાયેલ છે.

### પ્રાતિશાખ્ય વ્યાખ્યા.

મધુ સૂદન સરસ્વતિ કહેછે કે—"વેદના બે ભાગ છે. એક યજ્ઞ ભાગ અને દ્વીતીય બ્રહ્મભાગ (કર્મ અને જ્ઞાન). કર્મકાંડ ત્રિવિધ હોવાથીવેદ પણ ત્રિવિધ છે. ઋક્, યજુષ્ અને સામન્. ઋગ્વેદમાં હોતૃકાર્ય, યજુર્વેદમાં અધ્વર્યુકાર્ય, અને સામવેદમાં ઉદ્ગાતૃકાર્ય આવે છે. ચતુર્થ અથર્વ વેદ બ્રહ્મ ભાગ વિષયક છે તેથી તેમાં કર્મ ભાગ આવતો નથી.

### શિક્ષાના પ્રકાર.

શિક્ષાના સંબંધમાં કુમારિલભટ્ટ વિરચિત તંત્ર વાર્તિકની ટીકા કરનાર સોમેશ્વર વદે છે કેઃ—

**"साधारणीविशेषविषयाचद्विविधाशिक्षा । तत्रसाधारण्यावेदांगत्वेनधर्मप्रमाण्येऽपिकात्यायनादिप्रणीतायाविशेषविषयायाःप्रतिवाक्यंप्रतिपदंचोच्चारणंनियच्छंत्याधर्मप्रमाणाभावाशंकानिराकरणार्थंपृथगुपादानेऽपिशिक्षात्वेनैक्याप्रातिरेकापत्तिः ॥"**

અર્થ—"શિક્ષા બે પ્રકારની છે. સાધારણી અને વિશેષ વિષયા. એતો સત્ય છે કે પ્રમાણ સાધારણી શિક્ષાનું લેવાય છે, કેમકે તે વેદાંગાંતર્ગત છે; પરંતુ સંપૂર્ણ શંકા નિરાસાર્થ તો કાત્યાયનાદિ પ્રણીત વિશેષ વિષયા શિક્ષાજ છે. તેમાં પ્રત્યેક વાક્ય અને પ્રત્યેક શબ્દના ઉચ્ચાર વિષયે વિવેચન છે. એતો સત્ય છે કે તે ઈતરથી ભિન્ન નથી, કેમકે તે પણ શિક્ષાજ છે, તોપણ તેઓ ભિન્ન ગણેલી છે."

### પ્રાતિશાખ્ય, શાખા, ચરણ અને પરિષદ.

પ્રત્યેક શાખાને પાર્ષદ્ પણ કહેછે. પાણિનિસૂત્ર(૪–૩–૧૨૩)માં पारषद् શબ્દને બદલે पारिषद् છે, એટલે કે परिषद् શબ્દવાચક છે. જેમાં ઉચ્ચાર શાસ્ત્ર-

શિક્ષા ભાગ હોય તે પાર્ષદજ પ્રાતિશાખ્ય કહેવાય છે. **परिषद्** શબ્દનો અર્થ અમર 'સભા' કરેછે. **चरण, शाखा** અને **प्रातिशाख्य** એ શબ્દો પણ સમૂહવાચક ગણેલા છે. એકવીશ વિદ્વાન બ્રાહ્મણોની એક પરિષદ કહેવાય છે. ( **एकविंशति संख्याकैर्मीमांसान्यायपारगैः । वेदांगकुशलश्चैवपरिषत्त्वंप्रकल्पयेत् ॥**).

### પરિષદ્ વ્યાખ્યા.

પરાશર કથે છે કે—" એક ગામ મધ્યે બ્રાહ્મણોમાંથી ત્રણ કે ચાર શક્તિમાન્ પુરૂષો—જેઓ વેદ જાણે છે, અને યજ્ઞવહ્નિ રાખે છે, તે પરિષદ્ કહેવાય છે. અથવા જેઓ યજ્ઞવહ્નિ નહિ રાખતા હોય, પરંતુ વેદ અને વેદાંગોના અભ્યાસ વાળા હોય, અને સ્મૃતિજ્ઞાન ધરાવતા હોય તેવા ત્રણ કે પાંચ બ્રાહ્મણો પણ પરિષદ્ કહેવાય છે. વૃદ્ધ ઋષિઓ—જેઓ મહાત્મજ્ઞાન ધરાવે છે, દ્વિજ છે, યજ્ઞ કરે છે, અને વૈદિક કર્મોથી શુદ્ધ છે, એવો એક પણ પરિષદ્ કહેવાય છે. આ પ્રમાણે પાંચ પ્રકારના પરિષદ્ મેં કહ્યા; પરંતુ તેમ પણ નહિ તો ત્રણ સ્વતંત્ર મનુષ્યોની પણ પરિષદ્ થાય છે. "[1]

પરાશરનાં આ વાક્યો ઉપરના સ્વભાષ્યમાં માધવ બૃહસ્પતિસ્મૃતિમાંથી અનુકૂલ વાક્ય મૂકે છે, કે:—" વ્યવહાર જ્ઞાતા સાત, પાંચ કે ત્રણ બ્રાહ્મણો—જેઓ વેદ, વેદાંગ અને સ્મૃતિ જાણતા હોય તે યજ્ઞ પરિષત્ સમ છે.[2]

### ચરણ અને પરિષત્ વચ્ચે ફેર.

આ પ્રમાણે ચરણ અને પરિષત્ વચ્ચે ફેર એટલોજ જણાય છે કે ચરણમાં ગુરૂ શિષ્યનો અભ્યાસી સમૂહ આવે છે અને પરિષત્‌માં તત્પશ્ચાત્ બ્રાહ્મણો-

---

[1] चत्वारोवात्रयोवापिवेदवंतोऽग्निहोत्रिणः ।
ब्राह्मणानांसमर्थोयेपरिषत्साविधीयते ॥
अनाहिताग्नयोयेऽन्येवेदवेदांगपारगाः ।
पंचत्रयोवाधर्मज्ञाःपरिषत्साप्रकीर्तिताः ॥
मुनीनामात्मविद्यानांद्विजानांयज्ञयाजिनां ।
वेदव्रतेषुस्नातानामेकोऽपिपरिषद्भवेत् ॥
पंचपूर्वेमयाप्रोक्तास्तेषांवासंभवेत्रयः ।
स्ववृत्तिपरितुष्टामेपरिषत्साप्रकीर्त्तिता. ॥

[2] लोकवेदांगधर्मज्ञाःसप्तपंचत्रयोवापियत्रोपविष्टाविप्राःस्युःसायज्ञसदृशीसभा॥

નું મંડળ આવે છે.[1] ત્યારે પ્રાતિશાખ્યોનો સમાવેશ પાર્ષદ ગ્રંથોમાં થઇ શકેછે.

## પ્રાતિશાખ્ય ગ્રંથો.

શૌનક શાકલ પ્રાતિશાખ્ય, ત્રિભાષ્યરત્ન, કાત્યાયની પ્રાતિશાખ્ય, શૌનકીય ચાતુરાધ્યાયિકા, ઇત્યાદિ મુખ્ય પ્રાતિશાખ્ય ગ્રંથો છે. શાકલ પ્રાતિશાખ્ય ઋગ્વેદની છે. તેની પ્રતિ રેગ્નિયેરે (M. A. Regnier) એશિયાટિક જર્નલ (Journal Asiatique) માં પ્રસિદ્ધ કરેલી છે. ત્રિભાષ્યરત્ન યજુર્વેદની છે. કાત્યાયની શુકલયજુર્વેદીય છે, તેની પ્રતિ પ્રો. વેબરે (Prof. Weber) સ્વગ્રંથ (Molische studien) માં પ્રસિદ્ધ કરેલ છે.શૌનકીય ચાતુરાધ્યાયિકા અથર્વવેદનીછે.

## મુખ્ય પ્રમાણો.

શાકલ પ્રાતિશાખ્ય, તૈત્તિરીય પ્રાતિશાખ્ય, કાત્યાયનીય પ્રાતિશાખ્ય, ચાતુરાધ્યાયિકા, નિરૂક્ત અને પાણિનિમાં આપેલ મુખ્ય પ્રમાણો નીચે પ્રમાણેછે:—

૧૫—શાકલ પ્રમાણો:—

| | | |
|---|---|---|
| ૧—આન્યતરેય. | ૨—ગાર્ગ્ય. | ૩—પંચાલ. |
| ૪—પ્રાચ્ય. | ૫—બાભ્રવ્ય. | ૬—માંડુકેય. |
| ૭—યાસ્ક. | ૮—વેદમિત્ર. | ૯—વ્યાલિ. |
| ૧૦—શાકટાયન. | ૧૧—શાકલ. | ૧૨—શાકલ્ય. |
| ૧૩—શાકલ્ય. | ૧૪—શાકલ્યપિતૃ. | ૧૫—શૌનક. |

૨૪—તૈત્તિરીય:—

| | | |
|---|---|---|
| ૧—આગ્નિવેશ્ય. | ૨—આગ્નિવેશ્યાયન. | ૩—આત્રેય. |
| ૪—આહ્વરક. | ૫—ઉખ્ય. | ૬—ઉત્તમોત્તરીય. |
| ૭—કાંડમાયન. | ૮—કૌંડિન્ય. | ૯—કૌહલીપુત્ર. |
| ૧૦—ગૌતમ. | ૧૧—તૈત્તિરીયક. | ૧૨—પૌષ્કરસાદિ. |
| ૧૩—પ્લાક્ષિ. | ૧૪—પ્લાક્ષાયણ. | ૧૫—ભારદ્વાજ. |
| ૧૬—માશકીય. | ૧૭—મીમાંસક. | ૧૮—વાડભીકાર. |
| ૧૯—વાત્સપ્ર. | ૨૦—વાલ્મીકિ. | ૨૧—શાંખાયન. |
| ૨૨—શૈત્યાયન. | ૨૩—સાંકૃત્ય. | ૨૪—હારીત. |

---

[1] જુવો ગોભિલભાષ્ય—आचार्यसपरिषत्कंभोजयेत्सब्रह्मचारिणश्च..........

૯—કાત્યાયનીયઃ—

| | | |
|---|---|---|
| ૧—ઔપશિલિ. | ૨—કાણ્વ. | ૩—કાશ્યપ. |
| ૪—ગાર્ગ્ય. | ૫—જાતુકર્ણ્ય. | ૬—દલ્ભ્ય. |
| ૭—શાકટાયન. | ૮—શાકલ્ય. | ૯—શૌનક. |

૪—ચાતુરાધ્યાયિકાઃ—

| | | |
|---|---|---|
| ૧—આન્યતરેય. | ૨—વાત્સ્ય. | ૩—શાકટાયન. |
| ૪—શૌનક. | | |

૧૬—નિરૂક્તઃ—

| | | |
|---|---|---|
| ૧—આગ્રાયણ. | ૨—ઔદુંબરાયણ. | ૩—ઔપમન્ય. |
| ૪—ઔર્ણવાભ. | ૫—કાહક્ય. | ૬—કૌત્સ. |
| ૭—કૌષ્ટુકિ. | ૮—ગાર્ગ્ય. | ૯—ગાલવ. |
| ૧૦—ચર્મશિર. | ૧૧—તૈતીકિ. | ૧૨—વાર્ષ્યાયણિ. |
| ૧૩—શતબલાક્ષમૌક્લ્ય. | ૧૪—શાકટાયન. | ૧૫—શાકપૂણિ. |
| ૧૬—સ્થૌલષ્ટીવિ. | | |

૧૨—પાણિનીયઃ—

| | | |
|---|---|---|
| ૧—આપિશલિ. | ૨—ઉદિચ્ય. | ૩—કાશ્યપ. |
| ૪—ગાર્ગ્ય. | ૫—ગાલવ. | ૬—ચાક્રવર્મણ. |
| ૭—પૌષ્કરસાદિ. | ૮—પ્રાચ્ય. | ૯—ભારદ્વાજ. |
| ૧૦—શાકટાયન. | ૧૧—શાકલ્ય. | ૧૨—સ્ફોટાયન. |

આ ૮૦માંથી ૧૬ એકનાં એક બહુવાર આવે છે તેથી ખરેખર સંખ્યા ૬૪ ની છે.

અપૂર્ણ.

---

# वेदोत्पत्ति.

( સાંધણ પૃષ્ટ ૨૦૫ થી. )

ऋचोयजूंषिसामानि निर्ममेयज्ञसिद्धये ।
साध्यास्तैरयजन्देवानित्येवमनुशुश्रुम ॥

અર્થઃ—યજ્ઞકાર્ય અર્થે તેણે ઋક્, યજુષ્ અને સામવેદ રચ્યા; તેવડે સાધ્યો દેવતાઓને યજતા હતા, એમ આપણે સાંભળ્યું છે.

વળી હરિવંશ ૧૧, ૫૧૬માં નીચે પ્રમાણે લખેલું છેઃ—

ततोऽसृजद्वैत्रिपदांगायत्रींवेदमातरम् ।
अकारोच्चैवचतुरोवेदान्गायत्रीसंभवान् ॥

અર્થઃ—સૃષ્ટિ રચ્યા પછી બ્રહ્માએ વેદ માતા ત્રિપદા ગાયત્રી રચી, અને વળી ગાયત્રીમાંથી ચાર વેદો કર્યા.

વળી હરિવંશ ૧૧, ૬૬૫ માં નીચે પ્રમાણે છેઃ—

समाहितमनाब्रह्मामोक्षप्राप्तेनहेतुना ।
चंद्रमंडलसंस्थानाज्ज्योतिस्तेजोमहत्तदा ॥
प्रविश्यहृदयंक्षिप्रंगायत्र्याःनयनांतरे ।
गर्भस्यसंभवोयश्चचतुर्धापुरुषात्मकः ॥
ब्रह्मतेजोमयोव्यक्तःशाश्वतोऽथध्रुवोऽव्ययः ।
नचेंद्रियगुणैर्युक्तोयुक्तस्तेजोगुणेनच ॥
चंद्रांशुविमलप्रख्योभ्राजिष्णुर्वर्णसंस्थितः ॥
नेत्राभ्यांजनयद्देवःऋग्वेदंयजुषासह ।
सामवेदंचजिह्वाग्रादथर्वाणंचमूर्द्धतः ॥
जातमात्रास्तुतेवेदाःक्षेत्रंविंदंतितत्त्वतः ।
तेनवेदत्वमापन्नायस्माद्विंदंतितत्पदम् ॥
तेसृजंतितदावेदाःब्रह्मपूर्वंसनातनम् ॥
पुरुषंदिव्यरूपाभंस्वैःस्वैर्भावैर्मनोभवैः ॥

અર્થઃ—સૃષ્ટિના મોક્ષાર્થે બ્રહ્મા, ચંદ્ર પ્રદેશમાંથી તેજ રૂપનું ગ્રહણ કરીને સમાધિમાં પ્રવેશ્યા, અને ગાયત્રીની બે આંખો વચ્ચે પ્રવેશીને તેના હૃદયને ભેદી નાખ્યું. તે (ગાયત્રી) માંથી ત્યારે પુરુષના રૂપમાં એક ચતુષ્પાદી પ્રાણી—બ્રહ્માના જેવાજ તેજવાળું, જેની વ્યાખ્યા નથી તેવું, નિત્ય, અવિનાશી, શારીરિક જ્ઞાન કે ધર્મથી રહિત, પ્રકાશ રૂપ નામથીજ ઓળખાતું, ચંદ્રના કિરણ જેવું તેજસ્વી, પ્રકાશીત અને વર્ણોરૂપ શરીરવાળું ઉત્પન્ન થયું. દેવે (બ્રહ્માએ) તેની આંખમાં યજુષ્ સહિત ઋગ્વેદ ઉત્પન્ન કર્યો. તેની જીહ્વાના ટેરવામાંથી

સામવેદ કર્યો, અને તેના મસ્તકમાંથી અથર્વવેદ કર્યો. આ વેદો જેવા બન્યા તેવાંજ તેમનાં ક્ષેત્ર થયાં. (એ ક્ષેત્ર તરીકે તેથી તેઓએ તત્ત્વો મેળવ્યાં. પછી આ વેદો પૂર્વ બ્રહ્મ સનાતનનું દિવ્ય પુરૂષરૂપ તેના મનમાંથી ઉદ્ભવતા ભાવો સહિત સૃજે છે.

આમાં અર્થ ઘણો ગૂઢ રહેલો છે, પરંતુ અત્ર એટલુંજ જોવાનું છે કે બ્રહ્માએ ગાયત્રીમાંથી વેદો ઉત્પન્ન કર્યાનું આમાં કહેલું છે, તે પૂર્વ કથનોથી વિરૂદ્ધ ભાસે છે.

વળી હરિવંશ ૧૨૪૨૫ માં નીચે પ્રમાણે લખેલું છે. તેપરથી જણાય છે કે બ્રહ્માએ સૃષ્ટિ રચવા ધારી ત્યારે તેના મુખમાંથી હિરણ્યગર્ભ–પ્રજાપતિ ઉત્પન્ન થયો, અને તેણે પોતામાંથી બે ભાગ કરવા ઇચ્છ્યું. એ વાક્યો નીચે પ્રમાણે છેઃ-

इतिचिंतयतस्तस्यओमित्येवोत्थितःस्वरः ।
सभूमावंतरीक्षेचनाकेचकृतवान्स्वरम् ॥
तंचैवाभ्यसतस्तस्यमनःसारमयंपुनः ।
हृदयादेवदेवस्यवषट्कारःसमुत्थितः ॥
भूम्यंतरीक्षनाकानांभूयःस्वरात्मकाःपराः।
महास्मृतिमयाःपुण्याःमहाव्याहृतयोऽभवन् ॥
छंदसांप्रवरादेवीचतुर्विंशाक्षराऽभवत् ॥
तत्पदंसंस्मरदिव्यंसावित्रीमकरोत्प्रभुः ॥
ऋक्सामाथर्वयजुषाश्चतुरोभगवान्प्रभुः ।
चकारनिखिलान्वेदान्ब्रह्मयुक्तेनकर्मणा ॥

અર્થઃ—આ પ્રમાણે તે ચિંતવન કરતા હતા તેવામાં તેના મોંથી ૐ એવો સ્વર ઉત્પન્ન થયો; અને પૃથ્વી, અંતરિક્ષ અને આકાશ દ્વારાપૂર્ણ નાદ થયો. દેવોના દેવ વારંવાર તેનો ઉચ્ચાર કરતા ગયા, તેમ તેમ તેના અંતઃકરણથી મનનું સત્વ વષટ્કાર ઉત્પન્ન થયું. પછી તેની મહાસ્મૃતિમાં રહેલી પુણ્યરૂપ મહાવ્યાહૃતિઓ–પૃથ્વી, અંતરિક્ષ અને આકાશમાંથી ઉત્પન્ન થઇ. પછી ચોવીશ અક્ષરવાળી, ઉત્તમ છંદરૂપ દેવી (ગાયત્રી) ઉત્પન્ન થઇ. દિવ્ય એવા તત્પદ જેનું આદિ છે એવી (ગાયત્રી) નું ધ્યાન કરીને પ્રભુએ સાવિત્રીને ઉત્પન્ન કરી. પછી તેણે સઘળા વેદો–ઋગ્, યજુષ્, સામ અને અથર્વ મંત્રો અને કર્મો સહિત ઉત્પન્ન કર્યા.

મહાભારતમાં વળી સરસ્વતી અને વેદોને અચ્યુત-વિષ્ણુના મનમાંથી થયાનું લખેલું છે. ( ભીષ્મ પર્વ, શ્લોક ૩૦૧૯—सरस्वतींचवेदांश्चमनसः ससृजेऽच्युतः ।) વળી શાંતિપર્વમાં ૧૨૯૨૦ માં શ્લોકમાં સરસ્વતી વિષે કહેલુ છે, કેઃ—

वेदानांमातरंपश्यमत्स्थांदेवींसरस्वतीम् ।

અર્થઃ—મારામાં વસતી વેદોની માતા સરસ્વતી દેવી ને જો.

મનુમાંવળી વેદોને સત્ત્વગુણની દ્વિતીય વ્યક્તિ કહેલી છે, અને બ્રહ્મા ને પ્રથમ વ્યક્તિ કહેલ છે. કુલ્લૂભટ્ટે અત્ર વેદ શબ્દનો અર્થ "ઇતિહાસોમાં પ્રસિદ્ધ દેવતાઓના પ્રમુખ" કહેલ છે. ( वेदाभिमानिन्यश्चदेवताः विग्रहवत्यः इतिहास प्रसिद्धाः ).

હવે આટલાં વાક્યોમાં કહેલી બાબતોનું એકીકરણ નીચે પ્રમાણે છે—

૧—વિષ્ણુપુરાણ ( ૧—૫—૪૮ )—બ્રહ્માના મુખોથી વેદોત્પત્તિ.

૨—ભાગવતપુરાણ ( ૩—૧૨—૩૪ અને ૩૭ )—ઉપર પ્રમાણેજ.

૩—માર્કંડેયપુરાણ ( ૧૦૨—૧ થી ૭ )—ઉપર પ્રમાણેજ.

૪—હરિવંશ ( ૧—૪૭ )—બ્રહ્માએ વેદો રચ્યા છે, તે ગાયત્રીમાંથી કર્યા છે.

૫— ,, ( ૧૧૬૬૫ )—બ્રહ્માએ મનુષ્યાદિ પ્રાણીમાંથી વેદો કર્યા છે.

૬— ,, ( ૧૨૪૨૫ ) ઉત્પત્તિક્રમ નીચે પ્રમાણે છે —



૭–મહાભારત (ભીષ્મપર્વ, ૩૦૧૯)–સરસ્વતી અને વેદો વિષ્ણુથી થયાછે.

૮–,, (શાંતિપર્વ, ૧૨૯૨૦)–વેદોની માતા સરસ્વતી છે.

અપૂર્ણ.

---

# માર્કંડેયપુરાણસાર.



(સાંધણ પૃષ્ઠ ૨૪૦ થી).

## અધ્યાય ૨૯ મો.

જગત ધેનુરૂપ છે. ઋગ્વેદ તેની પીઠ છે, યજુર્વેદ મધ્ય ભાગ છે, સામવેદ શીર, મુખ ને નીચલો હોઠ છે, ઇષ્ટપૂર્તાદિક કર્મ તેનાં શીંગડાં છે, સૂક્તો તેનાં રૂવાં છે, શાંતિ તેનું ગોમય છે, પુષ્ટિ ગોમૂત્ર છે, ચતુવર્ણ તેના પગો છે. સ્વાહા, સ્વધા ને વષટ્કાર તથા હંતકાર એ ચાર તેનાં સ્તનો છે. સ્વાહાકાર સ્તનનુપાન દેવતાઓ કરેછે, સ્વધાકારનુ પિતૃઓ કરેછે, અને મુનીઓ વષટ્કારનુ, અને મનુષ્યો હંતકારનુપાન કરેછે. એ રીતે ગૃહસ્થાશ્રમી ગાય છે. વળી ગૃહસ્થે પ્રથમ તો ઋષિઆદિનાં તર્પણો કરવાં, પછી ગંધ, પુષ્પાદિથી પૂજન કરવું, પછી વિશ્વદેવ કરવો. ઘરના મધ્ય ભાગમાં બ્રહ્મા તથા વિશ્વદેવોનો બળિ અર્પણ કરવો. ધન્વંતરીને ઉત્તરે, ઇંદ્રને પુર્વે, અને યમને પશ્ચિમે અર્પવો. વળી પશ્ચિમમાં વરૂણને, ઉત્તરમાં સામને, દ્વાર આગળ ધાતાવિધાતાને, ઘર બહાર અર્યમાને, ને બહાર રાત્રીચર ભૂતોને માટે બલિ આકાશમાં ફેંકવો. પિતૃઓને બલિ દક્ષિણ મુખે બેસી દેવો. પછી અતિથી સહિત જમવું.

## અધ્યાય ૩૦ મો.

હવે ગૃહસ્થનાં નિત્ય, નૈમિત્તિક, ને નિત્યનૈમિત્તિક કર્મો કહેછેઃ—

પંચમહાયજ્ઞ તે નિત્ય કર્મ છે. પુત્ર જન્માદિક ક્રિયાઓ તે નૈમિત્તિક કર્મ છે. અને પૂર્વ શ્રાદ્ધાદિ નિત્ય નૈમિત્તિક કર્મો જાણવો. નૈમિત્તિક શ્રાદ્ધ પુત્રજન્મે ત્યારે, તે પરણે ત્યારે કરવું. વળી તે મૃત્યુ ટાણે કરવું. પછી મુવા પછી એક વર્ષે સપિંડી શ્રાદ્ધ કરવું. સ્ત્રીઓનું એકો દિષ્ટ શ્રાદ્ધ થાયછે, તે પ્રતિવર્ષે કરવું. પુત્ર નહોય, તો સપિંડને તે નહોય તો સહોદકે કરવું. તે પણ ન હોય તો માતાના સપિંડને સહોદકે (ક્રમસર) કરવું.

અધ્યાય ૩૧ મો.

સપિંડી શ્રાદ્ધથી પ્રપિતામહની ગતિ તેની પછીના ત્રણ પિતૃઓની ગતિને પામેછે. સપિંડી કરવાથી પ્રેત પિતૃ થાયછે, અને ત્રણ પિતૃમાં તેનો વધારો થવાથી છેલો નાન્દિમુખ થાયછે. પિતા, પિતામહ, ને પ્રપિતામહ, એ ત્રણ પિતૃઓ પિંડના સંબંધવાળા છે. તે પછી વૃદ્ધ પ્રપિતામહેથી ત્રણ પુરૂષો લેપના સંબંધવાળા છે; અને તે પછીના પૂર્વજોને અનુલેપનો સંબંધ છે. પ્રત્યેક અમાંસ અને આઠમો એ શ્રાદ્ધ કરવુ. વળી વિદ્વાન બ્રાહ્મણ મળે ત્યારે, સૂર્ય કે ચંદ્રના ગ્રહણ ટાણે, દક્ષિણ કે ઉતરાયણના સૂર્ય થાય ત્યારે, મેષને તુલા રાશીના સૂર્ય થાય ત્યારે, ( એટલે વિષુવવૃત્તપર સૂર્ય આવે ત્યારે ), શ્રાદ્ધ કરવા યોગ્ય દ્રવ્ય મળે ત્યારે, અનેક સ્વપ્ન થાય ત્યારે શ્રાદ્ધ કરવાં. વળી પોતાના જન્મકાળના નક્ષત્ર ટાણે, અને ગ્રહ પીડા ટાણે, માત્ર વિદ્વાન બ્રાહ્મણ પાસે શ્રાદ્ધ કરાવવું. પિતૃકાર્ય મધ્યાહ્નોત્તર કાળે ઠીક છે. આહુતિમાં પેલી અગ્નિ, બીજી સોમ, ત્રીજી યમ, એ ત્રણ આહુતિ દૈને પછી બ્રાહ્મણોને જમાડવા, તે જમે ત્યાં સુધી રાક્ષસોને હણનારા મંત્રો જપવા.

અધ્યાય ૩૨ મો.

પિતૃઓને હવિષ્યાન્ન જમાડવાથી ૧ માસની તૃપ્તિ થાય છે, પિતામહોને મત્સ્યમાંસથી બે માસની, પિતૃને હરિણનું માંસ ૩ માસની તૃપ્તિ કરે છે. એ રીતે પદાર્થો કેવા શ્રાદ્ધમાં વાપરવા તે કહ્યુ. હવે કામ્ય શ્રાદ્ધોની તિથિઓ કહેછે.

અધ્યાય ૩૩ મો.

પ્રતિપદાએ શ્રાદ્ધ કરવાથી ધન મળે છે. બીજે કરવાથી કુટુંબ વૃદ્ધિ. ત્રીજે કરવાથી અર્થ સિદ્ધિ. ચોથે કરવાથી શત્રુ નાશ. પાંચમે કરવાથી લક્ષ્મી પ્રાપ્તિ, છઠે કરવાથી પુજ્યપણુ પ્રાપ્ત થાય છે. સાતમે કરવાથી મનુષ્યોપર આધિપત્ય મળે છે. ૮ કરવાથી ઉ વૃધિ, ૯ થી સ્ત્રી પ્રાપ્તિ. ૧૦ થી મનોરથ; ૧૧ થી વેદ પ્રાપ્તિ, ૧૨ થી જય લાભ, ૧૩ થી દીર્ધાયુષાદિ મળે છે. જેના પૂર્વજો શસ્ત્રથી હણાયા હોય, તેમણે ૧૪ શ્રાધ કરવાં. ૧૫ શ્રાધ કરવાથી અભીપ્સિત મળે છે.

કૃતિકા નક્ષત્રના યોગમાં શ્રાધ કરવાથી સ્વર્ગ મળે છે. રોહિણીના યોગમાં કરવાથી પુત્ર થાય છે. મૃગસરમાં કરનાર બળવાનને તેજસ્વી થાય છે. આર્દ્રામાં કરનાર શૌર્ય પામે છે. પુનર્વસુમાં કરવાથી ક્ષેત્રાદિ પ્રાપ્તિ પુષ્યમાં કરવાથી પુ-

દ્ધિ થાય છે. આશ્લેષામાં કરવાથી ઉત્તમ પુત્ર. મઘામાં કરવાથી સ્વજનમાં શ્રેષ્ટતા. પૂર્વા ફાલ્ગુનીથી સૌભાગ્ય સિદ્ધિ, ઉત્તરા ફાલ્ગુનીથી દાનશીલ થવાયછે. હસ્તમાં કરવાથી સર્વત્ર શ્રેષ્ટતા. ચિત્રાથી રૂપ વધે છે. સ્વાતિમાં શ્રાદ્ધ કરનારને વેપારમાં લાભ થાય છે. વિશાખાથી પુત્ર પ્રાપ્તિ. અનુરાધાથી ચક્રવર્તીરાજ મળે છે. જેષ્ટાથી અધિકાર. પૂર્વાષાઢાથી યશ. ઉત્તરાષાઢાથી શોકરહિત થવાય છે. શ્રવણથી ઉત્તમ લોક પ્રાપ્તિ. ધનિષ્ટાથી ધન પ્રાપ્તિ અભિજિત્‌થી વેદવિત્ થવાય છે. શતભીષાથી વૈદ્યવિદ્યા મળે છે. પૂર્વાભાદ્રપદથી પ્રાણીઓની પ્રાપ્તિ થાય છે. ઉતરાભાદ્રપદથી ગાયો મળે છે. રેવતીથી સુવર્ણ મળે છે. અને અશ્વિનીથી ઘોડા મળે છે. અને ભરણીથી આયુષ્ય મળે છે. એ રીતે કામ્ય શ્રાદ્ધો કરવાં.

### અધ્યાય ૩૪ મો.

પછી મદાલસાએ અલર્કને સદાચારો વર્ણવીને વિસ્તારથી કથા છે.

### અધ્યાય ૩૫ મો.

ત્યાગ કરવા લાયક વસ્તુઓનું વિવેચન કહી સંભળાવ્યું.

### અધ્યાય ૩૬ મો.

પછી અલર્કને પરણાવી રાજ્ય સોંપી મદાલસા અને ઋતધ્વજ વૃદ્ધ થવાથી વનમાં ગયાં. જતી વેળા મદાલસાએ પુત્રને એક વીંટી આપી કહ્યું, કે સંકટ સમયે તે ખોલીને તેમાંની પત્રિકા વાંચજે.

### અધ્યાય ૩૭ મો.

પછી તેને દુનિયાદારીમાં ગરક થયેલો જાણીને તેનો મોટો ભાઇ સુબાહુ તેને યોગી કરવાનું ધારીને કાશીરાજા પાસે તેનાપર ચડાઈ કરાવી, અને અંતે તેને હરાવ્યો, ત્યારે તેણે પેલી વીંટીમાંની ચીઠી વાંચી, તેમાં બ્રહ્મજ્ઞાન દર્શાવ્યું હતું. તેથી તે દત્તાત્રેય પાસે ગયો, તેણે તેને જ્ઞાન બતાવ્યું, તેનું મનન કરવાથી તેને આત્માને સુખ દુઃખ નથી, તે નિર્વિકારી છે, એવું સિદ્ધ જણાયું, ને જ્ઞાન ઉત્પન્ન થયું.

### અધ્યાય ૩૮ મો.

પછી અલર્કે દત્તાત્રેયને કહ્યું, કે હું દેહ આત્માના સંબંધ સમજયો છું, પણ હવે દેહથી કેમ મુક્ત થાઉં, તે મને કૃપા કરીને સમજાવો.

અધ્યાય ૩૯ મો.

દત્તાત્રેયે પછી યોગવિષે વ્યાખ્યાન આપ્યું. પ્રાણાયામથી દોષ દહન થાય છે. ધારણાથી પાપદહન, પ્રત્યાહારથી વિષયનું અને ધ્યાનથી અનીશ્વર ગુણનું દહન થાય છે. પ્રાણવાયુનોજ રોધ કરવાનો છે. પ્રાણને અપાન વાયુનો નિરોધ તે પ્રાણાયામ છે. પ્રાણાયામ ત્રણ પ્રકારનો છે, લઘુ, મધ્ય ને ઉત્તરીય. ૧૨ માત્રા કાળનો લઘુ, ૨૪ નો મધ્ય, અને ૭૨ નો ઉત્તરીય છે. આંખનું એક મટકુ તે ૧ માત્રાકાળ છે. હવે યોગીની ૪ અવસ્થા આ પ્રમાણે છે. ધ્વસ્તિ, પ્રાપ્તિ, સંવિત, અને પ્રસાદ. કામ્ય કર્મો સારાં કે માઠાંનો નાશ અને ચિત્તરાગાદિ નષ્ટ થાય, તે ધ્વસ્તિ. આ લોક પરલોકના લોભ મોહાત્મક ઇચ્છાનો નાશ તેને પ્રાપ્તિ કહેછે, ગ્રહાદિ જ્ઞાનથી કરીને ત્રિકાળદર્શી થાય છે, ત્યારે તેને સવિત અવસ્થા કહેછે, અને પંચીકરણને યોગી વશ કરે છે ત્યારે પ્રસાદ કહેવાયછે. યોગાસનો આ પ્રમાણે -પદ્માસન, અર્દ્ધાસન, સ્વસ્તિકાસન. એ પ્રમાણે બેસીને યોગ ધારણ કરવો. ૧૨ પ્રાણાયામને ધારણા કહે છે. બાહ્ય વિષયોમાંથી આત્માને ખેંચી યોગ ધરવો તેને પ્રત્યાહાર કહે છે. ધારણા પેલી નાભીમાં, પછી હૃદયમાં, પછી છાતીમાં, પછી કંઠમાં, પછી મુખમાં, નાસિકાગ્રમાં, પછી નેત્રમાં, ભ્રમરની મધ્યમાં, ને માથામાં, ને છેલે ઉંચે પરમ ધારણા કરવી. એ રીતે દશ ધારણાથી અક્ષર તુલ્યતા થાય છે. ચિત્ત ઠેકાણે ન હોય, ભુખ હોય, નબળાઇ હોય, ત્યારે યોગ ધારણ કરવો નહી ભયવાળી જગોએ કે બૌદ્ધમતના દેવળમાં પણ યોગ કરવો નહીં.

અધ્યાય ૪૦ મો.

દુનિયાદારીના ભોગોની ઇચ્છા પ્રથમ યોગ પ્રારંભે થાય છે, તેને બ્રહ્મમાં તલ્લીન થઇને નસાડવા. પછી પ્રાતિભ—સર્વ વિદ્યાઓમાં મન જાય, શ્રાવણ—સાંભળવાની ઇચ્છા. દૈવ—યોગથી અષ્ટ સિદ્ધિને યોગી જ્યારે દેખે ત્યારેમન મળે, ભ્રમ—દોષાદિથી ભ્રષ્ટ થઇને ભમે તે અને આવર્ત—ભમરાની પેઠે ચિત્તભમે તે આ દોષોને મનોમય શ્વેત કામળો પેહેરીને પરબ્રહ્મમાં લીન થવાથી જીતાયછે. યોગથી અણિમા—સૂક્ષ્મત્વ, લઘિમા—શિઘ્રત્વ અને મહિમા—પૂજ્યત્વ થાય છે.

અધ્યાય ૪૧ મો

યોગીએ જમવા ટાણે પ્રથમ આચમન લેઇ, એક ચિત્ત થઇ મૌન ધરીને, પ્રથમ આહુતિ પ્રાણને (પ્રાણાય સ્વાહા). બીજી અપાનને, ત્રીજી સમાનને, ચોથી

ઉદાનને, પાંચમી વ્યાનને આપવી. તે પ્રાણાયામે કરીને ખાવી તથા આત્માથીજ જગત વીટાયલું છે.

અધ્યાય ૪૨ મો.

યોગીએ માત્ર ओं શબ્દનો મંત્ર જપ કરવો. ओम्–अ, उ, म्, આ ત્રણ વર્ણો તેનું સ્વરૂપ છે. તે સત્વ, રજ, ને તમ રૂપ છે. ओं તે ત્રિવર્ણ, ત્રિવેદ, ત્રિલોક, ત્રિઅગ્નિ, ત્રિદેવ; अકાર પૃથ્વી લોક, उકાર ભુવર્લોક, म्કાર સ્વર્ગ લોક છે. વળી તે વ્યક્ત, અવ્યક્ત, અને ચિત્ શક્તિ છે. ત્રિમાત્રામાં હ્રસ્વ, દીર્ઘ ને પ્લુત છે. ओं તેજ બ્રહ્મ.

અધ્યાય ૪૩ મો.

આકાશગંગા, ધ્રુવનો તારો, શુક્ર તારો, ચંદ્ર પ્રતિબિંબ, ને અરૂંધતી, એ અરિષ્ટ કહેવાય છે, એ જે ન જોઈ શકે, તે ૧ વર્ષથી વધુ ન જીવી શકે. સૂર્યને કિરણ વિનાનો ને અગ્નિને કિરણવાળો દેખે તે ૧૧ માસથી વધુ જીવે નહીં. એ સર્વ અરિષ્ટોને સમજીને મૃત્યુ કાળે યોગ ધારણ કરવો. પછી અલર્કને પૂર્ણ જ્ઞાન થવાથી ગયો ને કાશીરાજાને કહ્યું કે તમે સુખેથી રાજ્ય કરો, મને તો બ્રહ્મજ્ઞાન થયું છે.

અધ્યાય ૪૪ મો.

પછી સુબાહુ ચાલતો થયો, કાશીરાજા પણ જતો રહ્યો, ને અલર્કે પોતાના પુત્રને રાજ્ય સોંપી ચાલતો થયો. આ સર્વે કથા કહીને જડ પણ યોગી થઇ વનમાં ગયો ને તેનો પિતા પણ જ્ઞાન થવાથી વાનપ્રસ્થાદિ ક્રમે કરીને યોગી થયો.

અપૂર્ણ

---

# સ્ત્રી કેળવણી.

( મળેલું ).

( સાંધણ ગત વર્ષના પૃષ્ટ ૨૪૦ થી ).

મને લાગે છે કે સદ્ગુણી સ્ત્રીઓની જીભમાં ઈશ્વરે ખચીત અમૃત મૂકેલું. એ અમૃત વધારવા આપણે યત્ન કરવો જોઇએ છે. નહી કે તેનું વિષ ાવવું જોઇએ.

સ્ત્રીઓનુ સૌભાગ્ય શૃંગારથી સુધરેલ થતુ નથી પણ તેનુ સાચુ સૌંદર્ય તો સતિપણું, એના પોતાના પતિ તરફની દ્રઢ પ્રીતિ તથા પતિવ્રતપણામાં છે

ફેશનનો ગર્વ આંધળો છે. ફેશનની ફીશીઆરીમાં ફસેલીએ યાદ રાખવુ જોઇએ કે પતિને પ્રસન્ન કરવાનુ અમુલ્ય સાધન મુલ્યવાન વસ્ત્રો અને અલંકાર નથી પણ સાચી પ્રીત અને સદ્ગુણ સાથે સ્નેહ છે, સંસારી સુખનો સ્તંભ સત્યવતી અને સદ્ગુણી બઇરી છે. આ વાત સ્ત્રીઓએ ખસુસ યાદ રાખવાની છે.

આ દુનીયાં કાંઇ પુરૂષોને લાગ્નેજ નહી પણ સ્ત્રીઓને વાસ્તેપણ છે. બેજાતની અંદર જાતિ હોતી નથી એ ખરૂ છે તોપણ અમુક લાગણી અમુક ખાસીયત વધતા ઓછી હોયછે, મનુષ્ય એ પોતાનાં ભાગ્ય મંદીરનાં શીલ્પકાર છે. મધમાખ ઘણું ડંખેછે, પણ ખરાબ જીભ તેથી પણ વધારે ડંખે છે. પ્રજાએ જેના સહવાસમાં જીંદગી ગુજારવાની છે તે ખરાબ જીભવાળી ન થાય એ સંભાળ લ્યો. એક લાયક માણસ શિક્ષકની ગરજ સારેછે. ગંગા (ગુર્જર એક વાર્તા), પ્રમદા, લલિતા, વસંતતિલકા ઈત્યાદિ અને કુમુદસુંદરી તો સંસાર સુધારા માટે કલ્પિત ચિત્ર છે. એવી યુવતી થવાને હજુ વખત છે પણ તેમાં વર્ણવેલી ગુમાન આદિ સાસુઓ તો તે સાચાં વર્ણન કરતાં પણ વધારે સખત આપણે નજરે જોઇએ છીએ, માટે સંસાર સુખ વધવાને બદલે દુ:ખ વધે એવી કેળવણી ન થઇ પડે એ ધ્યાનમાં રાખો. માણસને ઘડો લેવાને ખાલી સંભાષણ પુરતાં નથી. સ્ત્રીઓને ફક્ત સારા પુસ્તકે વાંચવા દીધાથી તેણી ભલી થઇ શકશે નહી પણ બાલીકાના કુમળા મગજમાં જે વીચાર ઠસાવશો તેજ વધારે સારી અસર કરી શકશે. સ્ત્રીઓમાં વાંક ચાતુર્યનો જબરો ગુણ છે. તેની જીભ લાંબી અમૃતમય છે, તોપણ બોલીદરાજી, ચાપલુસી અને છીટાં શોધવાની આદત એ તેઓનો જાતિ સ્વભાવ છે. એ ટેવને આધીન થઇ નકામી ટકટકથી તે ધણીને કંટાળો ઉપજાવનારી ન થઇ પડે એ સંભાળ લ્યો. ભલેની ખાયસતાથી પણ ચોળી પહેર્યા વિનાની ખુલે માથે આછે વસ્ત્રે બેદરકારપણે જાહેર રસ્તાપરની બારીમાં લેહેકા નખરાં કરતી ઉભી રહેવામાં હરકત ન સમજે. એવી ખોટી છુટ આપનારી કેળવણી કુલીન આર્ય અબળાને નહી જોઇએ. બેનો ચાંદરોડના રસ્તાપરની બારીમાં ઉભેલી વેશ્યા અને એક ગૃહસ્થની સ્ત્રીને ઓળખવામાં અજાણ્યો સૂક્ષ્મ ભૂલ ખાય એવો દેખાવ ન થાય તેની સંભાળ લ્યો. પુરૂષની ફરજ છે કે તેણે પ્રમદાને માન આપવુ જોઇએ. યુવતીને જેટલુ જ્યાદા માન આપશો તેટલુ જ્યાદા સુખ ભો-

ગવશો કે જેણે આપણને નવ મહિના પેટમાં રાખ્યા, પોતે કષ્ટ વેઠી આપણને સુખ આપ્યું; સુગાળ નહી થતાં મળમૂત્ર ધોયાં, થતી પ્રજાના સુખનો જેના ઉપર આધાર છે. જગતને દોરનાર જનરત્ન જેના ઉદરમાં પાકે છે. મિષ્ટ સ્વાદિષ્ટ ભોજન તૈયાર કરી જે જમાડે છે, જે અહર્નિશ આપણું હિત ઇચ્છે છે એમજ નહી પણ આપણા દુઃખમાં જે અંતઃકરણથી ભાગ લે છે, અને દેવતાઓ પણ જેની ઇચ્છા કરેછે એવું અવર્ણનીય સંસાર સુખ આપેછે તેને માન નહી આપવું એમ કેહેવા વાળો ખરો સુધરેલો કોણછે? એવી કૃતઘ્નતા અરે અધમતા આદમ જાતમાં શા માટે જોઇએ? "ઘોડે જાર બાજરી ઘોડે નાર પાધરી" એવી કહેવત ઠેકાણે ઠેકાણે વર્તમાનકાળમાં અમલમાં આવતી જોવી એનું કારણ કેલવણીની ખુટ નહી તો બીજું શું? હીંદુ પુરૂષોએ પ્રમદાના હક છુંદી નાખ્યા છે એમ કહેવાવાળા કોઇ અતિશયોક્તિ કરતા નથી. નજીવા વાંકસર હાલતે ચાલતે ભલી સ્ત્રીપર મસ્ત હસ્તનું જરા કૌવત અજમાવી લેવાની હેવાનીયત કરવી એ રીત સ્ત્રીને સંભાળવા જેઓ પસંદ કરે તે ભલે પણ હું તો તેને ધિઃકારીશ. પરમ સાધ્વી સ્ત્રીઓ પોતપોતાના જીવનના પવિત્ર દૃષ્ટાંતથી જગતનો જે ઉપકાર કરેછે તેવો ઉપકાર અર્થ ઐશ્વર્ય કે બીજા કોઇ રીતથી પણ થતો નથી. સાધ્વીઓના મરણ પછી પણ તેઓના દ્વારા જગત ઉપકૃત થાય છે. નીતિના નિયમો જેટલા વધારે મજબુત ઠસો જોઇશું તેટલો વધારે લાભ થશે.એક સુધરેલી ઇંગ્રેજ સ્ત્રી ફ્રાન્સમાં જઈ પૈસા વાસ્તે દગાથી જુદા જુદા તેણે વીશ ધણી કરે એવી કેળવણી આર્ય અબળાઓ ન શીખે એ સંભાળવાનું છે. અમેરિકન સ્ત્રીઓ જેમ મારો ધણી રાતે મોડો આવે છે, મેલાં લુગડાં પેહેરે છે, તંબાકુ પીએછે, તેથી મારૂં દિલ કચવાય છે, એમ બહાનો કરી છુટા છેડા કરાવવા એકલા વકીલને ઘેર દોડેછે તેવું છુટાપણું શીખનારી કેલવણી પવિત્ર આર્ય યુવતીને નહી જોઇએ, રમતાં રમતાં નાના મસ્તાન લધુડાએ કાચની બંગડીના કટકા ઘંટીમાં નાખ્યા હોય અને ફોલીસનો સરકસ જોવા જવાની ઉતાવળમાં ઘંટી સાફ કર્યા વિના દળવા બેશી જાય એવી પ્રકૃતિવાળી ન થાય એ સંભાળાવવાનું છે. ભર્તૃહરીનો નાટક જોવા જવાની ઉતાવળથી રસોઇ કરતાં હાંડલું અંદરથી ધોયા વિના શાક બાફવા મુકતાં ફુવડપણાથી અંદર રહેલો વીંછી બફાઇ જાય એવી રમુજની શોકીન ન બને એવી કેળવણી તેઓને આપો. પ્યારનું સંગીનપણું અને સંપૂર્ણતા આદમ જાતની કલ્પનાશક્તિ ઉપર આધાર રાખે છે. જુવાનીમાં પ્યાર આપણા સુખની ચાવી છે.

બાહુલી ખરીદેલી ખુબસુરતીની શી જરૂર છે. ખુબસુરતી ગુલાબ જેવી છે. ધણીની મરજી સાચવવી એજ બઇરીનું મોટામાં મોટું સુખ છે. સ્થિતિને બંધ બેસતું થઇ જવાનો ગુણ સ્ત્રીઓમાં વિશેષ રહેલો હોય છે. પુરૂષનું સુખ ઘણે ભાગે તેની સ્ત્રી ઉપર આધાર રાખે છે. સારી સ્ત્રી એજ પુરૂષનું ડહાપણ, સામર્થ્ય અને ધૈર્ય છે. દયા એ નવ કોટીનો હાર છે, કોમળતા એ નવરંગી રત્ન છે. ખાલી ખ્યાલોથી દૂર રહો. પારકાને નાલેશીના ઝેરથી રીબાવોમાં. નિખાલસ મન વિના મજે ભોગવાતી નથી. ફેશનનો દેવ આંધળો છે. બધાં દુઃખો બેવકુફીમાંથી ઉત્પન થાય છે. કામમાં મંડયા રહેવું એનુંજ નામ સુખ. કાટ કરતાં ઘાસ સારો.

આપણામાં ગુપ્તપણે રહેલી અલૌકિક આત્મિક શક્તિને વિસ્તારવી, એ કેળવણીનો ઉદ્દેશ સમજવો. ખરી પતિવ્રતા સ્ત્રી એ છે કે જે પોતાના સ્વામીના દિલમાંથી દીલગીરી દૂર કરવાને પોતાના કચવાએલા મનનો ભાવ છુપાવી હસમુખો ચેહેરો રાખે છે અને ધણીનો રાજીપો એજ પોતાનું આ જમાનાનું સુખ સમજે છે. સ્ત્રી ને પ્રસન રાખજો. સત્સ્ત્રી અપ્રસન થઇ દુભાય ત્યાંથી લક્ષ્મી પાછી ફરવા માંડે છે. ભ્રષ્ટતાની ભયંકરતા કલ્પવા આટલું નાનું સરખું પણ આખા મ્હોનું—શરિરનું ભૂષણ નાક તે કપાય નહી તેની સંભાળ રાખો. ડહાપણ, વિદ્યા ધુળમાં ન જાય તે સંભાળવાનું છે. તારા પિતાના કુળને કલંક લાગે, તારી માની કુખ વગોવાય નહિ, એવાં કાર્ય કરજે. તારા તેજસ્વી નિર્મળ કાચ જેવા અંતઃકરણ ઉપર જોવું તનેજ ન ગમે એવું ન થાય એ સંભાળજે. સ્ત્રી આગળ પુરૂષ નિર્બળ છે પણ તે નિર્બળતાનો નઠારો ઉપયોગ ન કરાવે એવી થતાં શીખો. માના સંસ્કાર છોકરામાં ઉતરે છે. એક ભલી બઇરી દુઃખમાં ટેકો અને સુખમાં વધારો છે. એક કજીયાખોર કલાંટ અને બદચાલની બઇરી પોતાના ધણીને દુ.ખમાં ડહામ, સુખમાં દુશ્મન, અને જીંદગીમાં એક અડચણ છે. પતિને પ્રસન્ન કરવાનું અમુલ્ય સાધન મુલ્યવાન વસ્ત્રો અને અલંકાર નથી પણ સાચી પ્રીત અને સદ્‌ગુણ સાથ સ્નેહાળપણું છે. સ્ત્રીઓ સૌભાગ્ય શૃંગારથી સુંદર દેખાતી નથી પણ તેનું સાચું સૌંદર્ય તો સતીપણું અને પોતાના પતિ તરફની દૃઢ પ્રીતિ તથા પતિવ્રતપણામાં છે. હમેશાં સદ્‌ગુણી સ્ત્રી એક કહેવાય કે જે પોતાની પાસે છે તેમાંજ સંતોષ મેળવી શકે. માણસની દોલત તેની આવક કરતાં વધે એ સ્ત્રીપર વધારે આધાર રાખે છે. જે લાલચો—હવસો આપણને વારંવાર લલચાવે છે તેની સામે બહુજ સંભાળ રખો.

પ્રેમના કરતાં વધારે સુખ આપનારી આ દુનિયામાં બીજી શું ચીજ છે? બુદ્ધિહીન માણસ માનસિક આનંદ ભોગવી શકતો નથી. સઘળો બગાડ અનુત્પાદક વ્યય છે. પતિ એ નારીનું ભૂષણ છે. પતિ વગર સ્ત્રીનું જીવન વૃથા છે. શોકમાં રહ્યાથી આપણી ફરજ બજાવવામાં આપણે પછાત રહીએ છીએ. યાદ રાખો કે શોભા અને શણગારની ટાપટીપ નીચ નજરના કરપીનોની આંખમાં જલદી ખુંચનાર બનાવે છે. જેટલી છુટાપણાની જરૂર છે તે કરતાં સલામતી સંભાળવાની વધારે જરૂર છે. હવસી પ્યારમાં પડી છુપા લગ્ન કરવા માબાપથી દૂર ભાગી જવું પડે એવી કેલવણી આર્ય બાલિકાઓને નહીં જોઇએ. રાહવાટ કરવા માટે કોર્ટમાંથી ધણીએ હુકમનામું મેળવવું જોઈએ, એવી હાલત આપણી ન થઇ પડે એ સંભાળવાનો શરૂઆતની ખીલતી કેલવણીનો આ વખત છે. સ્ત્રીનું ભાગ્ય એકાએક જલદી ફરી જાય છે. ગરીબ માબાપની પુત્રી તાલેવરને પરણી વગર મેહેનતે ટુંક મુદતમાં તવંગર થઇ જાય છે, એ વખત બહુ સંભાળવાનો છે. કેટલીક છાલકી સ્ત્રીઓ એવે વખતે અપકીર્તિનું પાત્ર થઇ પડે છે. મનની મહોટાઇ કઠિનતામાંથી પણ કોમળ હોવા છતાં સંસારના ઘા રેહેવામાં છે.

જે કોઇ કીનો લેવાનો ખ્યાલ ધરે છે તે પોતાના ઘા તાજા રાખે છે. હાલની સ્ત્રી કેળવણી પોતાના ઘરબારના સાથીઓને બાળનારી છે. જોર જુલમે ખુશી મેળવવા નાંખેલી ઝડપો પછવાડેથી દીલગીરીરૂપ થઇ પડે. જેમની કને બીજાઓને દેવા કાંઈ નથી તેઓ પોતાના શુદ્ધ અંતઃકરણની પ્રેમ લાગણીથી સામાના મનને સંપૂર્ણ આરામ આપી શકે છે. મૂર્ખાઈ, નિર્દયતા અને પાપીપણારૂપી મનના ગુપ્ત વિકારો આગળ દુઃખ, ગરીબાઈ, નાઉમેદી અને બીમારીરૂપી બાહારના દેખાતાં દુઃખો કાંઇ ગણત્રીમાં નથી. કરકસર વગર શાહુકાર કોઇ નથી થઇ શકતું; તેમજ કરકસરવાળાં ગરીબ થોડાંજ હોય છે. તમે તમારા સ્વભાવપર ધણીપણું ભોગવજો, તેને તમારાપર ધણીપણું ભોગવવા દેતા નહી. આળસ એ દુઃખની માતા છે. જે કીનો લેવાનો ખ્યાલ ધરે છે તે પોતાના ઘા તાજા રાખે છે.

---

# સુવાક્યો.

( સાંધણ પૃષ્ઠ ૧૫૮ થી. )

૩૩-દંભીસાદાઇ, એ સુધરેલું કપટ છે.
૩૪-ડાહ્યો પોતાના વિચાર બદલે છે, મૂર્ખ નહિજ.
૩૫-ખુબસુરતી અને મૂર્ખાઇને ગાઢ મૈત્રી છે.
૩૬-ભીક્ષુ અને સ્ત્રી હમેશાં માગનારાંજ હોય છે.
૩૭-ખરાબ શિખવા કરતાં અભણ રહેવું સારૂ છે.
૩૮-માણસ સલાહ આપવામાં જે ઉદારતા વાપરે છે તેટલી બીજું કંઇ પણ આપવામાં વાપરતો નથી.
૩૯-એક બાજુનો વિવેક લાંબો ટકતો નથી.
૪૦-ગયેલી આબરૂ કદાચ પાછી મળે છે.
૪૧-તનદુરસ્તી અને આનંદી સ્વભાવ ખુબસુરતી લાવે છે.
૪૨-દારિદ્ર્યને શરમ હોતી નથી.
૪૩-વિશ્વાસઘાત નહી કરવી. છિદ્ર ખુલ્લાં ન કરો.
૪૪-લાંબું જીવવા કરતાં સારી રીતે રહેવું વધારે સારૂં છે.
૪૫-સ્ત્રી પ્રતિની ક્રૂરતા, એ રાક્ષસનો ગુન્હો છે.
૪૬-સર્વની પ્રીતિ મેળવી આપનાર મોહિની સભ્યતા છે.
૪૭-બહુ ધન તેને બહુ સંભાળ. બહુ અન્ન ત્યાં બહુ રોગો.
૪૮-જે તમને ગણે નહિ તેને તમે ગણો નહિ.
૪૯-હલકાં દુઃખો કહેવાય છે, પણ મોટાં દુઃખો મુંગાં હોય છે.
૫૦-મૃત્યુ ભયનો અંત છે અને સુખનો આરંભ છે.
૫૧-ડાહી ડાહી વાતો કરનારા ઘણા હોય છે પણ તેઓ મૂર્ખની પેઠે વર્તે છે.
૫૨-પ્રીતિ અને ખાંસી છુપી રહે નહિ.
૫૩-બહાદુરી હમેશાં વિજયી નથી હોતી.
૫૪-ન્યાય, જનમંડળનો કરાર છે.
૫૫-ખરાબ આરંભનાં દુષ્ટ પરિણામો નીપજે છે.
૫૬-ધનની પ્રીતિ-સર્વ પાપોનું મૂળ છે.

૫૭–વૈભવોનું હિત દરદ્દો છે.

૫૮–મૃત્યુ બહેરૂં છે ને તે ના સાંભળતું નથી.

૫૯–કરવું જોઇએ તે કરો, જે કરી શકો-તે કરો.

૬૦–ગબડી પડવાથી પડી જવાનો ભય મટે છે.

૬૧–મનનું ઔષધ આનંદી સ્વભાવ છે.

૬૨–ખુબસુરતી કરતાં વિનયમાં વધારે મોહિની છે.

૬૩–સુખ કરતાં કીર્તિ વધારે શ્રમસાધ્ય છે.

૬૪–કરેલો ઉપકાર ધ્યાનમાં રાખવો.

૬૫–ડાકટર કરતાં ખોરાક વધારે આરામ કરે છે.

---

# ગુલામગીરી.

સાંધણ પૃષ્ઠ ૨૧૦ થી

આમાંથી જેમ વધારે દૂરથી આણેલા ગુલામો હોય તેમ તે વધારે ઉપયોગી ગણાતા હતા, કેમકે તેમને ભાગી જવાનો ભય થોડો રહેતો હતો. આથી કરીને પાસેના કરતાં દૂરના ગુલામો અરસ્પરસ વેચીને લેવા દેવાનો રીવાજ વિશેષ ચાલતો હતો જેવી રીતે સુધરેલાં નગરોમાં શેઠો કરતાં ચાકરોની સંખ્યા વધારે હોય છે, તેવીજ રીતે આ સીદી લોકોના મુલકમાં ધણીઓ કરતાં ગુલામોની સંખ્યા ઘણી વધારે હોય છે. પાર્ક પોતાની હબશી દેશની મુસાફરીમાં કહે છે કે ઘણાં ગામોમાં ધણી કરતાં ગુલામોની ત્રણગણી સંખ્યા હતી, અને તે પ્રાચીન-કાળનાથી ઓછું પ્રમાણ નહોતું. હવે હાલની સીદીઓની ગુલામગીરી તે દેશમાં જ હોય છે. તેમાં પરદેશીઓ હોતા નથી. જો સીદી લોકો, હાલ તેઓ જેટલા યુરોપીઅનોથી જાણીતા છે તેટલાજ પહેલેથી હોત, તો હાલ તેમનામાં ગુલામીનો રીવાજ પડયો ન હોત. અરસ્પરસ જે ગુલામો વેચવા લેવાનો રીવાજ છે તે ઉપરથી મોટા રણની દક્ષિણે વસતા સીદીઓ પરદેશીને પણ ગુલામો વેચાતા આપી શકે છે. આ પ્રમાણે પ્રાચીનકાળમાં ગારામાંટીસ લોકો ગુલામોને લિબીઅન લોકોને અને લિબીઅન લોકો ગારામાંટીસ લોકોને વેચાતા આપતા હતા. આવીજ રીતે રણની ઉત્તર બાજુએ પણ કાર્થેજીનિયન અને ઈજિપ્શ્યન ગુલામો મોટી

સંખ્યામાં મળી આવતા હતા. તેમની કિંમત તેમના સ્વભાવની નર્માશ, અને સહનશીલતાની શક્તિ ઉપર વધતી હતી, અને રોમન લોકો બીજા ગુલામો કરતાં સીદી ગુલામોને વધારે પસંદ કરતા હતા. જેમ આ સીદી લોકો પ્રાચીન કાળથી ગુલામીજ કરતા આવ્યા છે તેમ હાલ પણ છેજ, અને જાણે કે તેઓ માનવ જાતિની ગુલામી કરવાનેજ અવતર્યા હોય, એવું છે. તેઓ સહેલાઇથી મળી શકે છે.

## આફ્રિકામાં ગુલામગીરી.

સીદી લોકોને ગુલામ તરીકે વાપરવાની રીતિ આરબ લોકોમાં હતી, તેથી એ રીતિ યુરોપીઅનોના જાણવામાં આવી હતી. ખરેખર તેમના પાસેથીજ યુરોપીઅનો એ રીતિ શિખ્યા હતા. સીદી ગુલામોને ચોરી લાવવાનું કામ પહેલવહેલું પોર્ટુગીઝ લોકો શિખ્યા હતા. આફ્રિકા ખંડની પ્રથમ માહીતી તેમનેજ થઇ હતી. પંદરમા સૈકા સુધીતો આફ્રિકાની કશી માહીતી નહોતી, પણ માત્ર ભૂમધ્યસમુદ્ર તથા રક્ત સમુદ્રના કિનારાના દેશો મોરોક્કોથી આબીસીનીયા સુધીજ માલમ હતા. આરબ લોકો રણમાં પ્રવેશ કરતા હતા તેથી ઈથિયોપિયા વિષે તેઓ જાણીતા હતા, પરંતુ તેમનું જ્ઞાન તેમનામાંજ રહેલું હતું; પરંતુ રણની દક્ષિણનો તો તમામ ભાગ યુરોપીઅન લોકોને કેવળ અજાણ્યો હતો. પ્રાચીન બે સમુદ્ર માર્ગોની વાત ફીનિશ્યન અને કાર્થેજીનિયનોની કહેવાય છે, તેમાં એક રક્ત સમુદ્રની નીચેથી પૂર્વ તરફ થઇને કેપ ઓફ ગુડ હોપનો, અને બીજો જીબ્રાલ્ટરની સામુદ્રધૂની દ્વારા પશ્ચિમેથી કેપ ઓફ ગુડ હોપનો. ૧૪૧૨ માં પ્રીન્સહેનરીની સૂચનાથી પોર્ટુગીઝ લોકોમાં પશ્ચિમ કિનારેથી દક્ષિણની શોધ કરવાનાં પ્રયત્નો આરંભાયાં હતાં. દરેક સફરે બહાદુર ખલાસીઓએ દક્ષિણની નવી શોધ કરી હતી અને કેનેરીના ટાપુઓ, ગીનીના કિનારાપરની કેપવર્ડ, અને બિયાફ્રાની બાઇટ શોધી કાઢી; અને પછી પણ વિષુવ વૃત્તની દક્ષિણે વધતાજ ગયા અને એમને એમ ત્રણ જમાના પ્રસાર થઇ ગયા પછી ૧૪૯૭ માં વાસ્કો–ડા–ગામાએ છેક કેપ ઓફ ગુડહોપ સુધી પહોંચી ને ત્યાંથી મોઝાંબિકની ખાડી મારફતે ઉત્તર તરફ માર્ગ લઈને છેક ભરતખંડ સુધી શોધ કરી હતી. ત્રીજી કે ચોથી કોશીસ વેળાએ તેઓ સીદી લોકો સાથે મળી ગયા હતા. ૧૪૭૦-ના વર્ષ પહેલાં ગીનીનો આખો કિનારો જાણવામાં આવી ગયો હતો. ૧૪૩૪-ના અરસામાં એંટાનિયો ગોંઝેલિસ નામનો નાવિક આ કિનારા ઉપર પહેલવહેલો

ગયો હતો, ત્યાંથી તે એક બે સીદીના છોકરાઓને ગુલામ તરીકે વેચાતા લાવ્યો હતો અને તેમને તેણે સ્પેનની દક્ષિણે કોઇ સૂર કુટુંબમાં વેચાતા આપી દીધા હતા. આ તેના કામથી તે સમયે કેટલીક ચર્ચા ચાલી રહી હતી; પરંતુ તે દિવસેથી યુરોપીઅન કપ્તાનો જ્યારે જ્યારે ગોલ્ડકોસ્ટ અથવા ગીનીના કિનારા ઉપર જતા હતા, ત્યારે ત્યારે તેઓ સીદીના છોકરાઓ તથા છોકરીઓને ગુલામ તરીકે લેઇ આવવા લાગ્યા હતા. ચાલતાં તથા બંદર ઉપર નાંગરેલાં વહાણોમાં આ સીદી ગુલામો બહુ કામ આવવા લાગ્યા તેથી એ ધંધો એક સાધારણ વ્યવહાર જેવો થઇ ગયો હતો, અને સીદીઓને એક, બે કે ત્રણનેજ માત્ર જે નવાઈના ગણી લાવવામાં આવતા હતા, તે એક સુવર્ણ, હાથીદાંત, ઇત્યાદિની પેઠે વ્યાપારની વસ્તુ તરીકે ગણાવા લાગ્યા. હવેથી વહાણો નવીન શોધ અર્થે નહિ, પણ આ નવી વ્યાપારની વસ્તુ લાવવા માટેજ સફરો કરવા લાગ્યાં હતાં. સારાં સુશોભિત કપડાં અને એવી એવી ચીજોથી મોહીને આ સફરીઓને સીદીઓ થોડે ભાવે હાથીદાંત, સોનું અને ગુલામો પુરાં પાડી આપતા હતા. આ પ્રમાણે યુરોપમાં ગુલામનો ધંધો પેઠો હતો, અને પોર્ટુગીઝો પાસેથી આ નવો જંગલી ધંધો પહેલવેલા સ્પાનિયર્ડો શિખ્યા હતા.

પહેલાં તો ગોંઝેલીસ એક બે છોકરાજ લાવ્યો હતો તે પછી સીતેર વર્ષે તો આ ધંધો યુરોપમાં એટલો બધો વધી ગયો હતો કે દરવર્ષે હજારો સીદી ગુલામોને લાવવામાં આવવા લાગ્યા.

આ પ્રમાણે યુરોપ જેવા સુધરેલા દેશમાં પણ આવો નીચ ધંધો પેઠો હતો.

### આફ્રિકા અને અમેરિકાનો ગુલામી ધંધો.

અમેરિકા ૧૪૯૩ માં શોધાયું હતું. સ્પાનિયર્ડ લોકોએ પ્રથમ આ નવી સૃષ્ટિનો જે ભાગ વસાવ્યો હતો, તે ઉત્તર અને દક્ષિણ અમેરિકા વચ્ચેના સામુદ્રિક ઉપસાગરમાંના ટાપુઓ હતા, એ ટાપુઓને તેમણે દક્ષિણ અમેરિકા ધાર્યા હતા. આ ટાપુઓ વેસ્ટઈંડીયાના હતા. સ્પાનિયર્ડ લોકોએ ત્યાંના મૂળ દેશી લોકોને પ્રથમ તો પોતાની મજુરીએ લગાડ્યા હતા અને તેમની પાસે ભારી બોજા ઉપડાવતા હતા તથા સોનાની ખાણો ખોદાવતા હતા. આ દેશીઓ ઈંડીયન કહેવાતા, અને તેમને આ યુરોપીઅનોએ ગુલામ તરીકે ગણવા માંડ્યા હતા, અને જમીનનું વેચાણ જ્યારે તેઓ કરતા હતા, ત્યારે તેની સાથે આ ગુલામોને પણ વેચાતા આપી દેવાનો રીવાજ ચાલ્યો હતો. બર્નેલ ડિયાઝ જ્યારે

ક્યુબાના ગવરનર વેલાસ્કવીઝની મુલાકાતે ગયો ત્યારે તેણે કોઈપણ ઇંડિયનને ગુલામ તરીકે પસંદ કરી માગી લેવા કહ્યું હતું. કેટલીક અનુભૂત હકીકતો ઉપરથી જણાયું છે કે દુનિયાંમાં અમેરિકનો જેટલી મજુરી કરનારી બીજી કોઈ પણ પ્રજા નથીજ. તેમને જ્યારે કામે લગાડવામાં આવે ત્યારે તેઓ જરા પણ દેહની સંભાળ રાખ્યા વગર અંગતૂટ શ્રમથી તે કામ કરી આપે છે. મજુરી, જુલમ અને શિતલાનો રોગ, આ ત્રણ કારણો એ તેમની વસતીમાંથી હજારોનો ભોગ લીધેલો છે. જ્યારે ૧૫૧૫ માં સેંટ ડોમિંગો ખાતે આલ્બુકર્ક ગવરનર થઇને ગયો, ત્યારે તેને માલમ પડયું કે ૧૫૦૮ માં દેશીઓની સંખ્યા ૬૦૦૦૦ની હતી, તે એ સમયે ૧૪૦૦૦ થી વધારે નહોતી. આ દેશી લોકોની સ્પાનિયર્ડ લોકોએ એટલી બધી દુર્દશા કરી નાખી હતી કે તેમની સ્થિતિથી ડુમિનિકન આચાર્યોને તેમની બહુ દયા આવી હતી અને તેથી તેમણે એ લોકોની જાત ઉપર સ્પાનિયર્ડ લોકોનો કશો હક તેમને ગુલામ તરીકે રાખવાનો નહોતો એવી સખત દલિલો ચલાવી હતી. આ તકરારનો વિવાદ ઘણાં વર્ષો સુધી ચાલ્યા કર્યો અને બાર્થોલોમ્યુ—ડી—લાસ કાસસ નામનો આચાર્ય ઇંડિયનોનો મહાન્ વકીલ થઇ પડયો હતો. આ ભલા માણસના અત્યંત શ્રમે સ્પાનિશ રાજ્યની અસર કંઇક તેમના ઉપર કરાવી.

પરંતુ કમભાગ્યે એક જાતની ગુલામગીરી બંધ થતાં બીજા દુર્ભાગી લોકોની જાત ગુલામગીરીમાં આવી પડી. ઇંડિયનોને ગુલામગીરીથી મુક્ત કરતાં એ ધંધામાં સીદી લોકોનો ભોગ લેવામાં આવ્યો, અને તેમના ઉપર સ્પાનિયર્ડોનો કાળો કેર વર્તાવા લાગ્યો. મજુરી કરનારા મજુરો વગર તો ચાલે નહિ અને ઇંડિયનો પાસેથી મજુરી નહિ લેવી તો પછી એ કામને લાયક સીદી લોકો વિશેષ યોગ્ય હતા ૧૫૦૩ ના અરસામાં કેટલાક સીદીઓને આટલાંટિક મહાસાગરમાં થઇને અમેરિકા ખાતે લેઇ જવામાં આવ્યા હતા; અને આ સીદીઓમાંનો અકેક જણ ચાર ઇંડિયનો જેટલું કામ તો શું પણ તેમનાથી વધારે કામ તેમનાથી થોડા વખતમાં કરી શકેછે, એવું માલમ પડી આવ્યું. આ ઉપરથી સીદી લોકો ઉપર ગુલામગીરી આવી પડી અને જેમ બને તેમ વધારે વધારે સંખ્યામાં તેમની ખપત વધતી ગઇ. એક વૃદ્ધ ઇતિહાસકાર હેરેરા કહેછે કે—"૧૫૧૦ ના વર્ષમાં સ્પેનના રાજાએ પચાસ ગુલામો હિસ્પાનિયોલા ખાતે સોનાની ખાણો માટે મોકલવાનો હુકમ કર્યો હતો, કેમકે ત્યાં આગળ કામ ક-

રવાને દેશીઓ અશક્ત જણાયા હતા. " પરંતુ આતો હજી પ્રારંભ હતો, કારણકે કાર્ડિનલ ઝીમોનીસના ઘણા શ્રમ છતાં પણ પાછળથી તો વહાણોના વહાણો ભરીને વેસ્ટઇંડીઝ ખાતે ગુલામો મોકલવામાં આવવા લાગ્યા હતા. પાંચમા ચાર્લ્સે પોતાના એક મિત્રને ૪૦૦૦ ગુલામો નવિ દુનિયા ખાતે લઈ જવાને રજા આપી હતી, અને તેણે તે પ્રમાણે તે ત્યાં લેઇ જઈને ૨૫૦૦૦ ડયુકેટમાં વેચી નાખ્યા હતા. આનો તો પછી વ્યાપાર ચાલ્યો હતો. પ્રથમ તો આ સીદી ગુલામો મોંઘા હતા, પરંતુ પછીથી તો એ ધંધો એવો વધી ગયો કે દરેક સ્પાનિયર્ડના ઘરમાં એક ગુલામતો હોયજ ! આમ થઇ પડયું હતું, અને દરવર્ષે પુષ્કળ સીદીઓને અમેરિકામાં મોકલવામાં આવવા લાગ્યા હતા.

આ સ્પેનના ઇતિહાસકારમાંથી નીચેની હકીકત ઉપરથી જણાશે કે સીદી લોકોની બહોળી સંખ્યા ગુલામગીરી કરતી હતી, તેમ તેમના ધણીની સામા પણ થતા હતા.

" સાંતા માર્ટા અને વેનીઝયુલાના રાજ્યોમાં કાળા સીદીઓ એટલા બધા સંખ્યામાં વધી ગયા હતા કે તેમના ઉપર પૂરતો જાપતો નહિ હોવાથી તથા તેમના હાથમાં હથિયારો આવી જવાથી તેમણે આ ગુલામગીરીમાંથી છુટી જવા વિચાર કર્યો, અને તેઓ એટલા મજબૂત બાંધાના હોય છે કે તેમનામાંના થોડા જણ પણ સામટાં માણસોને પૂરા પડી શકે તેવા હતા. આમ સ્વતંત્ર બનીને પછી ઇંડિયનોની સાથે રહેવાની તેમણે ઇચ્છા કરી. કેટલાક જબરા મનના હતા તેમને પણ ઉશ્કેરાયા તેટલાને ઉશ્કેરીને બધા મળીને ૨૫૦ જણ એકઠા થયા અને છૂટા થઇ જઈને તેમણે ન્યૂ સેગોવિયાનો પ્રાંત વસાવ્યો અને તેમનામાંના બહાદુર એક જણને રાજા ઠરાવ્યો, અને તેમણે નિશ્ચય કર્યો કે ધીરે ધીરે સ્પેનિયર્ડ લોકોનો નાશ કરી નાખીને દેશના ધણી થઇ પડવું અને દરેક જણે સ્પેનિશ સ્ત્રી પરણી લેવી. આ વાતની ખબર થતાં તરતજ આ કાળા લોકોને જેર કરી તાબે કરવા માટે, તેમજ જેઓ હજી તેમાં મળ્યા નહોતા તેઓ મળે નહિ તેમ કરવાનાં પ્રયત્નો શરૂ કરી દેવામાં આવ્યાં; અને સ્પેનિયર્ડો તેમને જેર કરી શકત, પરંતુ એટલામાં હુકુયોના લોકોએ સેગોવિયાના સીદીઓને સહાય મોકલી તેથી તેમણે સ્પેનિયર્ડોને હરાવી કાઢયા અને તેમના-

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૬ મું.] ભાદ્રપદ, સંવત. ૧૯૫૪. [ અંક ૧૧ મો.

॥ यतो धर्मस्ततो जयः ॥



## कृष्णवाक्यामृत.*

१

देहो धरे बाल, युवा, जरा, ने—
धरे शरीरो पण जूजवां ते;
तोये नथी मोह थतो जराए,
ते जाणवो धीर खरो यति ए. १

ऊना तथा शीतळे स्पर्शथी थतो,
पामेज छे इंद्रिय सुख दुखो;
आवे अने जाय थया करेछे,
माटे सहो ए सुख दुःख जे छे. २

माने समान सुख दुःखज धीर लोको,
तेने न बाध करशे कंइ दुःख शोको;
पामेज मुक्ति सुखथी सहेलाइथी ते,
माटे समान सुख दुःख गणो सुरीते. ३

असत्यनो भाव कदी नथी ज,
अभावतो सत्य तणो नथी ज;
आ तत्त्व वाक्य समजें सुख थाय छेय,
माटे असत्य तजीने ग्रह सत्यनेय. ४

* શ્રીમદ્ ભગવદ્ગીતાના દ્વિતીયાધ્યાયના તેરથી શ્લોક તથા અઢારથી એકવીસમા શ્લોક પર્યંતનું ભાષાંતર છે.

जेना थकी व्याप्त वनेल विश्व,
तेनो न मानो कदिये विनाश;
तेनो विनाश करवा नहि को समर्थ,
ए सत्य वात गणीने तजवो अनर्थ.

जाणेज हणनार अने हणेलो,
जाणे न ते सत्य कदापि मानो;
तेतो हणातो हणतो नथीज,
मानेज छे एम गणो खरो ते.

पामे न जन्म कदिए न मरे वळी ते,
नित्ये रहे छे वळी एक रुपे;
प्राचीन छे तेम हणाय न्हैं ते,
एवो सदा छे गणजो तमे ते.

जे नित्य, नाश रहितें ज, अजन्म जाणे,
जाणेज जे पुरुषने अविकारी पोते;
एवो हणावेय हणेज कोने ?
पोता थकी अन्य गणे न कोने !

---

# सूत्रकाल.

( સાંધણ પૃષ્ટ ૨૮૨ થી. )

## શિક્ષા ગ્રંથો.

આ સિવાય શિક્ષા ગ્રંથો વિષયે પ્રો. કીલહોર્ને લેખ લખેલો છે, તેમાં શિ
ગ્રંથો નીચે પ્રમાણે ગણાવેલા છેઃ—

### અમોધાનંદિની.

૧—અમોધાનંદિની—આ શિક્ષા યજુર્વેદની માધ્યંદિની શાખાની છે.
શિક્ષાની એક પ્રતિ પ્રો. કીલહોર્ન પાસે હતી તેમાં સત્તાવન શ્લોકો હતા. ક
કત્તાની એશિયાટિક સોસાઇટીના પુસ્તકાલયમાં એક બીજી પ્રતિ છે, તેના

સત્તર શ્લોકોજ છે. રા. રાજેન્દ્રલાલ મિત્ર કૃત હસ્ત લિખિત પુસ્તક નામાવલીમાં આનું નામછે, તેની શ્લોકસંખ્યા ૧૨૦ લિખી છે. આમાં વર્ણોચ્ચારો વિવેચ્યાછે.

આપિશલિ.

૨–આપિશલિ–આ શિક્ષા ગદ્યબદ્ધ છે ને તેમાં વર્ણોનાં સ્થાન તથા પ્રયત્નોની સમજ આપેલી છે. અંતમાં ત્રણ શ્લોકો છે, તેમાં ગદ્યભાગ સારાંશ સમાવ્યો છે. પ્રો. કીલહોર્ન પાસેની પ્રતિમાં માત્ર ૪૪ લીટીજ છે, અને પ્રત્યેક લીટીમાં ૪૨ અક્ષરો છે. આ શિક્ષા વિષયે હેમચંદ્રે લિખેલું છે.

આરણ્યા.

૩–આરણ્યા–તૈત્તિરીયારણ્યકમાંના વેદ વાક્યોના ઉચ્ચાર વિષયે આમાં મુખ્યત્વે વર્ણવેલ છે. આની પ્રતિનાં કુલ ૬૦ પૃષ્ટ પ્રાપ્ત છે, અને પ્રત્યેક પૃષ્ટમાં ૯ લીટીઓ છે, અને પ્રત્યેક લીટીમાં ૩૫ અક્ષરો છે.

કેશવી.

૪–કેશવી–આ પણ યજુર્વેદની માધ્યંદિની શાખાની છે. આમાં પણ વર્ણોચ્ચાર બતાવ્યા છે. જેમકે ષૂનો ઉચ્ચાર ખ્, ર્ નો રે, લૃ નો લે ઇત્યાદિ.

ચારાયણીય.

૫–ચારાયણીય–આમાં ૧૦ અધ્યાયો તથા ૩૩૫ આશ્રયે શ્લોકો છે. તેમાં વર્ણસંયોગ, શબ્દસંયોગ, વેદાભ્યાસ તથા વેદપાઠ, ભિન્ન ભિન્ન સ્વરિતાદિ, વિરામ, માત્રા, વિવૃત્તિ, ઇત્યાદિ આવે છે.

નારદીય.

૬–નારદીયઃ–આ શિક્ષા સામવેદની છે. તેનાં બે પ્રપાઠકો છે. પ્રત્યેક પ્રપાઠકમાં આઠ આઠ પ્રકરણો છે. આશ્રયે ૨૪૦ શ્લોકો છે.

પાણિનીય.

૭–પાણિનીયઃ–આ ગ્રંથ પ્રો. વેબરે પ્રસિદ્ધ કર્યો છે.

ભારદ્વાજ.

૮–ભારદ્વાજઃ–તૈત્તિરીય વેદની આ શિક્ષા છે. આ શિક્ષા બીજી બધીથી કંઈ વિલક્ષણ છે. તેમાં ઉચ્ચારાદિ વિષય નથી પણ બીજોજ વિષય છે. કેઈ જગોએ વૃજન વાંચવું તથા કેઈ જગોએ વૃજિન વાંચવું, ક્યાં સુષુત અને ક્યાં સુષુતિ વાંચવું, એ એ પ્રમાણે વિધિ તેમાં વર્ણવેલ છે. આની પ્રતિ ૧૩૩ શ્લોકોવાળી હતી.

### માંડુકી.

૯—માંડુકીઃ—આની પ્રતિ પ્રો હૉગ અને વેબરે પ્રસિદ્ધ કરેલી છે. તે અથર્વ વેદની છે. તેમાં ૧૬ પ્રકરણો છે, તથા ૧૮૪ શ્લોકો છે.

### માધ્યંદિની.

૧૦—માધ્યંદિનીઃ—આમાં ૨૫ શ્લોકો છે, અને કેશવી શિક્ષાનાજ નિયમો છે. ઈતર નિયમોમાં વિસર્ગ અને સ્વરચિન્હ સંબંધી આપેલા છે.

### યાજ્ઞવલ્કય વા કાત્યાયની.

૧૧—યાજ્ઞવલ્કય વા કાત્યાયનીઃ—આ શિક્ષા માંડુકીને વિશેષ મળતી છે.

### લોમશી.

૧૨—લોમસીઃ—આ શિક્ષા સામવેદની છે. તે ગર્ગાચાર્ય કૃત છે. તેમાં ૮ ખંડો છે, તથા સર્વ મળી ૮૦ શ્લોકો છે. તેમાં માત્રા, દ્વિત્વવ્યંજનો, રંગ, સ્વરભક્તિ, ઇત્યાદિ આવે છે.

### વાસિષ્ઠા.

૧૩—વાસિષ્ઠાઃ—આમાં દ્વિત્વવ્યંજન અને સ્વરભક્તિ છે.

### વ્યાસ.

૧૪—વ્યાસઃ—આ શિક્ષા તૈત્તિરીય પ્રાતિશાખ્યને અનુસરતી છે. આ શિક્ષા ઘણી લાંબી અને ઉત્તમ છે. તેમાં સંજ્ઞા, પદ—સંધિ, સ્વરધર્મ, સ્વરન્યાસ, કાલનિર્ણય, ઇત્યાદિ પ્રકરણો આવે છે.

### શિક્ષા સમુચ્ચય.

૧૫—શિક્ષા સમુચ્ચયઃ—આમાં ૩૦ શ્લોકો તથા ૨૪ પ્રકરણ છે, તે પ્રકરણો નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| ૧—સ્વરભક્તિ. | ૨—અનુસ્વાર. |
| ૩—કાટક. | ૪—યમ. |
| ૫—સ્વરોચ્ચારણ. | ૬—દ્વિરોષ્ઠ્ય. |
| ૭—અનુનાસિક. | ૮—દ્વિરુક્તિ. |
| ૯—ક્રમ. | ૧૦—વર્ણોત્પત્તિ. |
| ૧૧—પ્રયત્ન. | ૧૨—માત્રાકાલ. |
| ૧૩—અપૂર્વ. | ૧૪—જટા. |

| | |
|---|---|
| ૧૫–ઉચ્ચારણ. | ૧૬–નકાર. |
| ૧૭–એકશ્રુતિ. | ૧૮–સ્વરવિષય. |
| ૧૯–રંગ. | ૨૦–અંગ. |
| ૨૧–નકારાંત. | ૨૨–વર્ણાન્યત્વ. |
| ૨૩–દ્વિરુક્તિ. | ૨૪–કંપ. |

### સર્વ સંમત શિક્ષા.

૧૬–સર્વ સંમત શિક્ષા:–આના ૧૩૪ શ્લોકો છે. તેમાં દ્વિત્વવ્યંજન, સ્વરભક્તિ, વિવૃત્તિ, વેદપાઠક દોષો, માત્રા, રંગ, પદ, ભાર અને સ્વરિતો તથા કંપાદિ છે.

### સિદ્ધાન્ત.

૧૭–સિદ્ધાન્ત:–આપણુ તૈત્તિરીય વેદની છે. તેના કર્તા શ્રીનિવાસ દીક્ષિત છે. શિક્ષાની પ્રતિઓ પ્રો. કીલહોર્ન પાસે હતી, પરંતુ તે વિનાની બીજી શિક્ષાઓનાં નામો નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| ૧–આત્રેય. | ૨–અંદમજી. |
| ૩–કાલનિર્ણય. | ૪–કોહલ. |
| ૫–પારાશર. | ૬–મૌહ્લાયન. |
| ૭–લક્ષ્મીકાન્ત. | ૮–વાલ્મીકિ. |
| ૯–શંભૂ. | ૧૦–શિક્ષાચંદ્રિકા. |
| ૧૧–હારીત. | ૧૨–કૌશિકી. |
| ૧૩–ગૌતમી. | |

આમ કુલ ૩૦ શિક્ષાઓ પ્રસિદ્ધ છે.

---

## ૨–છંદમ્.

### વિષય-ચર્ચા.

આ દ્વિતીય વેદાંગ છે. ઋગ્વેદના કેટલાક મંત્રોમાં, અને બ્રાહ્મણોમાં આ વિષય બહુ ચર્ચેલો છે. આરણ્યક અને ઉપનિષદ્‌માં પણ ચર્ચેલો છે. તોપણ આ વિષયનો ખાસ સૂત્રગ્રંથ પણ છે. શાકલ પ્રાતિશાખ્યના અંતમાં છંદ શાસ્ત્ર સંબંધી શ્લોકો છે. છંદસ્સૂત્રો પિંગલનાગે રચિત છે તે વેદાંગ ગણાય છે. પંડિત દોલક્ષક પોતાના નિબંધ (૨–૬૩) માં પિંગલનાગ અને વ્યાકરણ મહા ભા-

ષ્યકાર પતંજલિને એકજ કહે છે. પાણિનીય વ્યાકરણ શાસ્ત્ર ઉપર વાર્તિકકાર કાત્યાયને પ્રાકૃત વ્યાકરણ રચેલું છે. તેમના પછી ભાષ્યકાર પતંજલિ થયા છે; એટલે પ્રાકૃત સમયમાં તેજ પિંગલનાગ હોઇ શકે. વળી પતંજલિ શેષાવતાર કહેવાય છે અને પિંગલનાગ પણ શેષાવતારજ છે. પિંગલ જો આમ અતિ પ્રાચીન નથી તો યાસ્ક અને સૈતવ એ બે પણ આ શાસ્ત્રના કર્તા કહેવાય છે.

### છંદઃશાસ્ત્ર વ્યાખ્યા.

છંદ શાસ્ત્રમાં કાવ્ય રચન પદ્ધત્તિ બતાવેલો હોય છે. છંદો ગ્રંથોમાં બીજા પણ પાછળથી થયા છે. વૃત્તરચના વિષયે એ શાસ્ત્ર છે.

---

### પિંગલસૂત્ર ગ્રંથ.

આ ગ્રંથ સંસ્કૃતમાં છે, તેમાં સૂત્રો આપેલાં છે. આ ગ્રંથની એક પ્રતિ બંગાલ રૅયલ એશિયાટિક સોસાઇટી તરફથી બાઇબ્લીઓથિકા ઈંડિકા નામની માલામાં છપાઇ પ્રસિદ્ધ થઇ છે. આ ગ્રંથનાં સૂત્રોની ગૂંથણી ઘણીજ સરસ અને ગૂઢ અર્થવાળી છે. પ્રારંભનાં કેટલાંક સૂત્રોમાંથી અધ્યાત્મ જ્ઞાનનું દર્શન સહજ સમજાય છે, તોપણ આ સર્વપરથી એ ગ્રંથ અતિ પ્રાચીન તો સિદ્ધ સમજાયછે. આરણ્યકો અને ઉપનિષદોનાં આ વિષયનાં આખાંને આખાં પ્રકરણો આવે છે. શાકલ પ્રાતિશાખ્યમાં પણ આ વિષયે લખેલું છે. તેના કર્તા શૌનકની પછી કાત્યાયન થએલ છે કેમકે તે શૌનકનો શિષ્ય હતો એમ શાકલ પ્રાતિશાખ્યની પ્રસ્તાવનાપરથી જણાય છે. સામવેદમાં આવેલા છંદો વિષેનો એક નિદાનસૂત્ર નામનો ગ્રંથ છે, તેમાં દશ પ્રપાઠકો છે. તેમાં છંદો વિષે લખેલું છે. છેવટે તેમાં છંદોનું લીષ્ટ પણ આપેલું છે. પિંગલ સૂત્રમાં છંદો વિષે સંપૂર્ણ લેખછે. તેમાં ૭૬ પદનો અતિધૃતિ છંદ કહેલો છે. ૬૮ નો અત્યષ્ટિ છે.

---

## ૩—વ્યાકરણ.

### વ્યાકરણકારપાણિનિ.

આ તૃતીય વેદાંગ છે. આમાં પાણિનિનું વ્યાકરણ મુખ્ય ગણાય છે. આ શાસ્ત્રપણ આર્યોની અગાધ બુદ્ધિ દર્શાવનારૂં છે. પાણિનિ પૂર્વે વ્યાકરણો રચાયલાં તોપણ વેદાંગમાં પાણિનિનું મુખ્ય ગણાય છે. પાણિનિને પ્રાતિશાખ્યોનો અભ્યાસ સારો હતો એમ જણાય છે.

ઉણાદિ સૂત્ર તથા સ્વરવિદ્યા.

પાણિનિની પૂર્વે મુખ્ય વ્યાકરણ ગ્રંથો બે હતા એમ જણાય છે. ઉણાદિ-સૂત્રો અને સ્વરવિદ્યા શાંતનાચાર્યના ઉણાદિસૂત્રોમાં પ્રત્યયો વિષે વિવેચન આવે છે. તેમાં ધાતુઓને અમુક પ્રત્યયો લાગવાથી નામ થાય છે, તે વિષયછે. ઉણ્ એ પ્રારંભ પ્રત્યય હોવાથી તે ઉણાદિ કહેવાય છે.

ફિટ્સૂત્રો.

શાંતનની સ્વરવિદ્યાને ફિટ્ સૂત્ર કહેછે. વ્યાકરણમાં ભાષાના નિયમો આવેછે.

અપૂર્ણ.

---

# वेदोत्पत्ति.

(સાંધણ પૃષ્ટ ૨૨૬ થી.)

## પ્રકરણ ૩ જુ.

આટલે સુધી વેદોની ઉત્પત્તિ સંબંધી વાક્યો આવ્યાં છે, પણ હવે વેદો અનાદિ છે, અને તેમાંથીજ સર્વ ઉત્પત્તિ તો છે. એવાં વાક્યોનો સંગ્રહ કરીશું.

શતપથ, ૧૦-૪-૨-૨૧:—

अथ सर्वाणि भूतानि पर्यैक्षत् ।

सत्रय्यामेव विद्यानां सर्वाणि भूतान्य पश्यत् ।

अत्र हिसर्वेषां छंदसां आत्मा सर्वेषां स्तोमानां सर्वेषां माणानां सर्वेषांदेवानाम् ।

एतद्वैअस्ति ।

एतद्व्यमृतम् ।

यद्व्यमृतंतद्व्यस्ति ।

एतदुतयद्मर्त्यम् ।

અર્થઃ—પછી તેણે સર્વ પ્રાણીઓ તરફ જોયું. તેણે સર્વ પ્રાણીઓને આ વેદત્રયમાં જોયાં. કારણ કે તેમાં સર્વ છંદો, સર્વ સ્તોમો, સર્વ પ્રાણો અને સર્વ દેવોનો આત્મા છે. આ ખરેખર છે. તે અમૃત છે. કારણ કે જે અમૃત છે તેછે. જે મર્ત્ય છે તે આ.

વળી ૨૨ માં:—

सऐक्षत मजापतिः "त्रय्यांवाव विद्यायां सर्वाणि भूतानि ।

हंतत्रयीमेव गिद्यामात्मा नमभि संस्करवै" इति ॥

અર્થઃ–પ્રજાપતિયે જોયું–"સર્વ પ્રાણી માત્ર વેદત્રયમાં સમાયલાં છે. વેદત્રયના આકારમાં હું પોતે થાઉં."

વળી ૨૩ માંઃ—

सऋचोऽयौहत् ।

द्वादश बृहती सहस्राण्येतावत्योहऋचोया: प्रजापतिः सृष्टास्तास्त्रिंशत्तमे व्यूहे पंक्तिश्चातिष्ठंत ।

ताःयात्रिंशत्तमे व्यूहेऽतिष्ठंत तस्मात्त्रिंशन्मा सस्यरात्रयः ।

अथयत्पांक्तिषु तस्मात्पांक्तः प्रजापतिः ।

ताःअष्टाशतम् शतानि पंक्तियोऽभवन् ।

અર્થઃ–તેણે ઋગ્મંત્રો રચ્યા. બાર હજાર બૃહતીઓ અને તેટલાજ ઋગ્મંત્રો, જે પ્રજાપતિયે સ્રજ્યા હતા, તે ત્રીશમા વર્ગમાં હારબંધ છે. તેઓ ત્રીશમ વર્ગમાં છે તેથી મહિનાની ત્રીશ રાત્રીઓ છે. તેઓ હારબંધ છે, માટે પ્રજાપતિ પાંક્ત કહેવાય છે. તેમની અઢારસો પંક્તિ છે.

નીચેના તૈત્તિરીય બ્રાહ્મણના વાક્ય ( ૩–૧૨–૯–૧ ) ઉપરથી ત્રણ વેદો માંથી આકાર (form), ગતિ (motion) અને ઉષ્ણતા (heat) થયાનું સમજાય છે

ऋग्भ्यो जातां सर्वशो मूर्त्तिमाहुःसर्वागतिर्याजुषीहैवशश्वत् ।

सर्वं तेजः सामरूप्यं हशश्वत ।

અર્થઃ–કહેવાય છે કે ઋક્‌માંથી સર્વ મૂર્ત્તિ થાય છે; અને ગતિ નિરંતર યજુસ્ સાથે સંબંધ ધરાવે છે, અને સર્વ તેજ સામરૂપ છે.

મનુ ૧–૨૧ માં સર્વ વેદોનાં નામો, કર્મો આદિ પૃથક્ પૃથક્ છે એ ઉપર આવી ગયું છે, તેને મળતું વિષ્ણુપુરાણ ૧–૫–૫૮ માં પણ છે, કેઃ—

नामरूपंच भूतानां कृत्यानांच प्रवर्त्तनम् ।

वेदशब्देभ्य एवादौ देवादीनां चकारसः ॥

ऋषीणांनामधेयानियथावेदश्रुतानिवै ।

यथानियोगयोग्यानिसर्वेषामपिसोऽकरोत् ॥

અર્થઃ–પ્રારંભમાં તેણે વેદ શબ્દોમાંથી દેવોનાં અને બીજા પ્રાણીઓનાં નામો અને કર્મો સ્રજ્યાં. તેણે વળી વેદમાં બતાવેલાં સર્વ ઋષિઓનાં નામ તથા તેમનાં કર્મો પણ બતાવ્યાં છે.

મહાભારત, શાંતિપર્વ, ૮૫૩૩ માં પણ એજ વિચાર છેઃ—

ऋषयस्तपसावेदानध्यैपंतदिवानिशम् ।
अनादिनिधनाविद्यावागुत्सृष्टास्वयंभुवा ॥
आदौवेदमयीदिव्यायतःसर्वाःप्रवृत्तयः ।
ऋषीणांनामधेयानियश्चवेदेषुसृष्टयः ॥
नानारूपंचभूतानांकर्मणांचप्रवर्त्तयम् । (प्रवर्त्तनम् ?)
वेदशब्देभ्यएवादौनिर्मिमीतेसईश्वरः ॥

અર્થઃ—તપ વડે ઋષિઓ રાત્રિ દિવસ વેદ શીખ્યા. પ્રારંભમાં અનાદિ અનંત વિદ્યા, પવિત્ર વાચ્—વેદોમાંથી સૃજાઈ, તે સ્વયંભૂથી સૃજાઇ; તેમાંથી સર્વ પ્રવૃત્તિ સૃજાઇ. પ્રભુએ પ્રારંભમાં ઋષિઓનાં નામો, વેદમાં રહેલી સૃષ્ટિઓ, પ્રાણીનાં જુદાં જુદાં સ્વરૂપો અને કર્મોની પ્રવૃત્તિઓ વેદમાંથી સૃજ્યાં.

ઋક્સંહિતા અને તૈત્તિરીય સંહિતા ઉપર પોતાના ભાષ્યોના મંગલાચરણમાં સાયન માધવ નીચે પ્રમાણે લખે છેઃ—

यस्यानिश्वासितंवेदाःयोवेदेभ्योऽखिलंजगत् ।
निर्ममेतंअहंवंदेविद्यातीर्थमहेश्वरम् ॥

અર્થઃ—પવિત્ર જ્ઞાનના સ્થાનરૂપ, જેના શ્વાસ રૂપ વેદો છે, અને જેણે વેદોમાંથી આખી સૃષ્ટિ ઉત્પન્ન કરી છે, તે મહેશ્વરને હું વંદુછું.

તૈત્તિરીય બ્રાહ્મણ ૩—૧૦—૧૧—૩ માં વેદોનું અનંતત્વ બતાવેલું છે કઃ—

भरद्वाजोह त्रिभिरायुर्भि ब्रह्मचर्यमुवास ।
तंहजीर्णिम्स्थ विरंशयानं इंद्रः उपव्रज्य उवाच ।
"भरद्वाजयत्ते चतुर्थ मायुर्दद्यां किं एतेन कुर्याः" इति ।
"ब्रह्मचर्यमेव ए नेन चरेयम्" इतिह उवाच ।

અર્થઃ—ભરદ્વાજ બ્રહ્મચર્યાવસ્થામાં ત્રણ આયુષ્ સુધી રહ્યા. (આનો અર્થ ડા. મુર એમ કરે છે કેઃ— "This does not appear to mean three lives in three different births, but a life of thrice the usual length, or already twice renewed. અર્થઃ—આનો અર્થ ત્રણ અવતાર સુધી, એમ જણાતો નથી પણ જીંદગીની નિયમિત લંબાઈના ત્રણ ભાગ સુધી, અથવા વાસ્તવિક બે સુધી, જ્યારે તેઓ વૃદ્ધ અને અશક્ત થયા ત્યારે તેમની પાસે ઇંદ્ર

આવ્યો, અને બોલ્યો "ભરદ્વાજ, જો હું તને ચોથું આયુષ્ આપું તો તે કેવી રીતે ગાળે?" તેણે ઉત્તર આપ્યો કે "હું બ્રહ્મચર્ય પાળીશ."

વળી ૪ માં:—

तंहत्रीनूगिरिरूपानविज्ञातानिवदर्शयांचकार ।

तेषांहएकैकस्माद्मुष्टिमाददे ।

सहउवाच "भारद्वाज" इत्यामन्त्र्य ।

"वेदाः वैएते । अनंताः वैवेदाः एतद्वैएतैस्त्रिभिरायुर्भिरन्ववोचथः" इति ।

અર્થ:—તેણે (ઇંદ્રે) ત્રણ પર્વત જેવી વસ્તુ જાણે અજાણી હોય તેવી તેને બતાવી. તે દરેકમાંથી તેણે એક મુઠી લીધી, અને તેને કહ્યું "ભરદ્વાજ", "આ વેદો છે. વેદો અનંત છે. આ ત્રણ આયુષ્ પર્યંત તું જે શીખ્યો તે આ છે. હવે એક બીજી વાત છે કે જે તું શીખ્યો નથી, આવ અને તે શીખ. આ સાર્વભૌમ વિદ્યા છે."

વળી ૫:—

तस्मैहएतमग्निसावित्रंउवाच ।

तंसविदित्वामृतोभूत्वास्वर्गलोकमियायआदित्यस्यसायुज्यंयः एवंवेद । एषाउएवत्रयीविद्या ।

અર્થ:—તેણે તેને આ અગ્નિ સાવિત્ર કહ્યું. તે જાણીને તે (ભરદ્વાજ) અમૃત થયો, અને સ્વર્ગ લોકમાં જઇ આદિત્યમાં સાયુજ્ય પામ્યો. આ ત્રયીવિદ્યા છે.

વળી ૬:—

यावंतंहवैत्रय्याविद्ययालोकंजयतितावंतंलोकंजयतियः एवंवेद ।

અર્થ:—જે આ જાણે છે તે ત્રણ વિદ્યાની પેઠે લોકને જય કરે છે. તૈત્તિરીય સંહિતા (૭–૩–૧–૪) માં વળી આ બાબત જરા જુદી રીતે મુકાઇ છે.

अथ ब्रह्म (ब्रह्मवादिनो ?) वदंतिपरिमिताः वैऋचः परिमितानि सामानि परिमितानियजूंषि अथ तस्यएवांतोनास्तियद्ब्रह्म ।

અર્થ:—પવિત્ર વિદ્યા બતાવનાર કહે છે કે—"ઋગ્મંત્રો પરિમિત છે, સામમંત્રો પરિમિત છે, યજુષ્મંત્રો (પણ) પરિમિત છે; પરંતુ પવિત્રવિદ્યાનો અંત નથી.

અપૂર્ણ.

# માર્કંડેયપુરાણસાર.

( સાંધણ પૃષ્ટ ૨૩૦ થી ).

## અધ્યાય ૪૫ મો.

પછી જૈમિનિયે નીચે પ્રમાણે પાછા પ્રશ્નો પક્ષીઓને કર્યા:—

૧ આ સ્થાવર જંગમ કેમ શી રીતે ઉત્પન્ન થયાં ને તેનો કેમ ક્ષય થશે?

૨ દેવ, ઋષિ, મન્વંતરાદિ કેમ થયા તેનાં ચરીત્રો કહો !

૩ જેટલી સૃષ્ટિ ને પ્રલય થયાં તે કહો !

૪ ભુગોળ ખગોળાદિ ક્રમો વગેરે સર્વ કહો !

પછી પક્ષીઓએ કહ્યું કે પૂર્વે ભૃગુપુત્ર માર્કંડય ઋષિએ એક બ્રાહ્મણના પુત્ર ક્રૌષ્ટુકિને કહ્યું હતું, તે પ્રમાણે કહું છું. ઘણા ઋષિયોએ વેદના વિભાગો અને અનેક પુરાણો કર્યાં. પછી તેના માનસ પુત્ર સસોર્ષિયે વેદ ગ્રહણ કર્યા ને બીજા માનસ પુત્રોયે પુરાણો ગ્રહણ કર્યાં. ભૃગુએ ચ્યવનને, તેણે બ્રાહ્મણોને, ને તેમણે દક્ષને તથા તેણે માર્કંડયને કહ્યું. માર્કંડય ક્રૌષ્ટુકિને કહે છે.

પ્રથમ બ્રહ્મમાંથી પ્રધાન નામે મહત્ તત્વ થયું તેને અવ્યક્તે ઘેર્યું; તેથી તેમાં સત્વ, રજ, તમાદિ ગુણો થયા, એવા મહત્તત્વમાંથી અહંકાર થયો, તે ત્રિગુણી થયો ને તેને પેલા મહત્તત્વે ઘેર્યો. હવે ઘેરાયલા અહંકારમાંથી તામસ અહંકાર વિકાર પામ્યો. તેથી શબ્દાત્મક સૂક્ષ્મરૂપ થયું. તેથી આકાશ શબ્દ ગુણી થયું. એ આકાશને તામસ અહંકારથી વીટાયું, તેથી સ્પર્શ થયો, ને તેમાંથી વાયુ સ્પર્શ ગુણી થયો. વાયુથી રૂપ, તેથી તેજ રૂપ ગુણી થયું. હવે તે તેજને વાયુએ વિંધ્યું તેથી રસ થયો, તેમાંથી રસગુણી જલ થયું. હવે રસતન્માત્રાને રૂપે ઘેરી, તેથી વિકાર પામીને ગંધ થઇ, તેથી ગંધવતી પૃથ્વી થઇ. એ રીતે તો તામસ અહંકારના વિકારમાંથી પંચ મહાભૂતો થયાં. તે પહેલો સર્ગ થયોછે પછી રાજસ અહંકારના વિકારથી પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય, પાંચ વિષયો, તેમના દેવતા સહિત થયાં. અને સાત્વિક અહંકારથી સત્વગુણી અંતઃકરણો થયાં. તે પછી એ સર્વ તત્વોનું ઐક્ય કરીને એક અંડ ઉભું કર્યું. એ અંડમાં પ્રથમ પુરૂષ એવા બ્રહ્મા થયા. તેણે આ સર્વ જગત્ રચ્યું. એ રીતે પ્રકૃતિ સૃષ્ટિ એટલે પ્રાકૃત સર્ગ બ્રહ્મોજ પોતામાંથીજ ઉત્પન્ન કર્યો.

## અધ્યાય ૪૬ મો.

૧૫ નિમેષ–૧ કાષ્ટા. ૩૦ કાષ્ટા–૧ કળા. ૩૦ કળા–૧ મુહૂર્ત. ૩૦ મુહૂર્ત-નો ૧ માનવી રાત્રી દિવસ. ૩૦ દિવસરાત્રીનો ૧ માસ. ૬ માસ–૧ અયન. ૨ અયન-૧ વર્ષ. ૧ વર્ષ–૧ દિવ્ય (દેવનો) રાત્રી દિવસ. ઉત્તરાયણ દિવસને દક્ષિ-ણાયન રાત્રી છે. ૧૨૦૦૦ દિવ્યવર્ષો–૧ ચતુર્યુગની ચોકડી, તેમાં પણ ૪૦૦૦ દિવ્યવર્ષ-કૃતયુગ. ૩૦૦૦-ત્રેતા, ૨૦૦૦-દ્વાપર, ૧૦૦૦-કલિયુગ છે.તે ઉપર સંધ્યા ને સંધ્યાંશ મળી ૧ ચોકડીનાં ૧૨૦૦૦ વર્ષ થાયછે. ૧૦૦૦ ચોકડીનો ૧ બ્રહ્માનો દિવસ, બ્રહ્માના એક દિવસમાં ૧૪ મનુ થાય છે. $\frac{૧૦૦૦}{૧૪}$ યુગ એક મનુ ભોગવે છે. એકેક મનુ સાથે દેવ, સપ્તર્ષિ, ઈંદ્ર, મનુ, તેના પુત્રો, ને રાજાઓ થાય છે, તેમનો લય પણ સાથેજ થાય છે. એક મનુ $\frac{૧૦૦૦}{૧૪}$–૭૧$\frac{૬}{૭}$ ચોકડી ભોગવે છે તેને મન્વંતર કહે છે. આવાં બ્રહ્માનાં ૧૦૦ વર્ષ થાય, ત્યારે પર કહેવાય છે. એવો, આ કથા જ્યારે માર્કંડેયે ક્રોષ્ટુકિને કહી, ત્યારે અરધો પર થયો હતો.

## અધ્યાય ૪૭ મો.

હવે માર્કંડેય ઋષિ પાદ્મ કલ્પાંતે નવી સૃષ્ટિ થઇ, તે કહે છે. બ્રહ્માયે સૃષ્ટિ રચી તેને વરાહરૂપ લેઇ જળમાં ડૂબેલી હતી, તેને વિષ્ણુ ઉંચે લાવ્યા, ત્યારે તમ, મોહ, મહામોહ, તામિસ્ર, અને અંધ નામે પાંચ પ્રકારની અવિદ્યા આવી, તે વડે કરીને બ્રહ્માએ પર્વતાદિ જડ સૃષ્ટિ ઉત્પન્ન કરી. તે પછી તિર્યક્ સૃષ્ટિ કરી, તે પછી ઉર્ધ્વસ્રોત નામે સર્ગ કર્યો. તેમાં દેવો બન્યા. તે પછી અર્વાક્સ્રોત મનુષ્યો કર્યાં. તે પછી ભૂતાદિક બનાવ્યાં, એ રીતે ૭ સર્ગ રચ્યા. પહેલો સર્ગ મહત્ તત્વનો તે બ્રહ્માનો છે, બીજો સર્ગ તન્માત્રાઓનો તે ભૂત સર્ગ છે, ત્રીજો વૈકારિક તે ઇંદ્રિયોનો છે. ચોથો મુખ્ય સર્ગ છે તેમાં પર્વતો છે, તિર્યક્સ્રોત પાં-ચમો, ને છઠો ઉર્ધ્વસ્રોત સર્ગ છે, ને ૭ મો અર્વાક્સ્રોત છે. ૮ મો અનુગ્રહ-સર્ગ ને સાત્વિકને તામસ્ છે. પહેલા ત્રણ પ્રાકૃત સર્ગો છે, બીજા પાંચ વૈકૃતછે, ને ૯ મો કૌમાર સર્ગ છે.

## અધ્યાય ૪૮ મો.

બ્રહ્માની જાંઘમાંથી અસુર થયા. તે તમો ભાગવાળા દેહથી કર્યા, પછી એ દેહ છોડીને સત્વગુણી દેહથી મુખથી દેવો કર્યા, ને પછી પિતૃઓને, પછી મનુષ્ય સૃજ્યા. મનુષ્યો રજો ગુણી દેહથી રચ્યા. પ્રભાત, સંધ્યાકાળને દિવસ, એ સત્વમય અને રાત્રા તમો મય છે. એ આખું બ્રહ્માનું શરીર છે; તેથી તેને

ત્રિયામા પણ કહે છે. દિવસે દેવો રાત્રીએ અસુરો, પ્રભાતે મનુષ્યો, સાંજરે પિતૃઓ બળવાન થાય છે. પછી રાત્રે બ્રહ્માયે દાઢીવાળા જીવો બનાવ્યા, તેમાંથી જેઓ "રક્ષણ કરિયે છિયે" બોલ્યા, તે રાક્ષસ, અને "ભક્ષણ કરિયે છિયે" એમ બોલ્યા તે યક્ષ થયા. તેમને જોઇને બ્રહ્માના વાળ ખરી પડયા, તેથી સર્પ થયા. બ્રહ્માએ વળી પેલા મુખથી ગાયત્રી છંદ, ઋગ્વેદ, ત્રિવૃત્સામ, રથંતર ને અગ્નિષ્ટોમ યજ્ઞ કર્યા. દક્ષિણ મુખથી ત્રિષ્ટુપછંદ, યજુર્વેદ, પંચદશસ્તોમ, બૃહત્સામ, અને ઉકથ કર્યાં. પશ્ચિમ મુખથી જગતી છંદ, સામવેદ, સપ્તદશસ્તોમ, અને અતિરાત્ર કર્યા. એ રીતે એકેક કલ્પની એકેક સૃષ્ટિ થાય છે.

## અધ્યાય ૪૯ મો.

બ્રહ્માયે મુખથી ૧૦૦૦ સ્ત્રી પુરૂષનાં જોડાં સત્વગુણી કર્યાં તે બ્રાહ્મણ, પછી છાતીમાંથી ૧૦૦૦ જોડાં કર્યાં, તે રજોગુણી ક્ષત્રિય થયા. પછી જંઘામાંથી રજસ્તમમય ૧૦૦૦ જોડાં વૈશ્યનાં કર્યાં, પછી પગમાંથી તમોગુણી શૂદ્રો કર્યા, ચારે પાસે કોટ હોય તેને ફરતી ખાઇ હોય તથા બુરજો હોય, તેને પુર કહે છે, પુરથી અરધું તે ખેટક તેનું અરધું તે ખર્વટ અને તેથી અરધું, તે દ્રોણીમુખ કહેવાય છે. ખર્વટને ખાઇ કોટ હોય નહીં. જ્યાં રાજધાની હોય તેને શાખા નગર કહે છે. શૂદ્ર અને ખેડુતો ઘણા રહે તેને ગ્રામ કહે છે. છેવાડુ ને ખેતરવાન વગરનું જે હોય, તેને દ્રમી કહે છે તેમાં સૈન્ય રહેતું હોય છે. ભરવાડના વાસને ઘોષ કહે છે. ડાંગર, જવ, ઘઉં, અણું જાતની ડાંગર, બે પ્રકારનાં તલ, કાંગ, ઉદાર, કોદરા, વટાણા, અડદ, મગ, મસૂર, નિષ્પાવ, કળથી, તુવર, ચણા, એ રીતે ૧૭ જાતની ગ્રામ્ય ઔષધી થઇ ઉપરમાંથી ડાંગરથી કાંગ સુધી તથા કળથી, તેમજ સામો, નભાર, યત્તિલ, યવેધુ, કુરૂવિંદ, મર્કટક, ને વાંસીયા ચોખા, એ ૧૪ જાતની યજ્ઞિય ઔષધી થઈ, ક્રિયાવાન બ્રાહ્મણોનું પ્રજાપતિ, ક્ષત્રિયોનું ઇંદ્ર, વૈશ્યોનું દેવો, શૂદ્રોનું ગંધર્વ, બ્રહ્મચારીનું ૮૮ હજાર ઋષિ, વાનપ્રસ્થને સપ્તર્ષિઓ, ગૃહસ્થને પ્રજાપતિ, સન્યાસિને બ્રહ્મ, અને યોગીઓને અક્ષય સ્થાનો મળે છે.

## અધ્યાય ૫૦ મો.

પછી બ્રહ્માયે પોતાના પુત્રો કર્યા, ભૃગુ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, અંગિરા, મરીચિ, દક્ષ, અત્રિ, ને વસિષ્ઠ કર્યા ને પછી સ્વાયંભુવ નામે મનુ કર્યા(પોતે થયા). ને શતરૂપા નામે સ્ત્રી સાથે પરણ્યા. તેને પ્રિયવ્રત અને ઉત્તાનપાદ બે પુત્ર, ને ઋદ્ધિ

(આકૂતિ) ને પ્રસૂતિ નામે બે કન્યા થઇ. પ્રસૂતિને દક્ષ સાથે તથા ઋદ્ધિને ઋચિ સાથે પરણાવી, ઋચિને ઋદ્ધિથી યજ્ઞ નામે પુત્ર તથા દક્ષિણા પુત્રી થઇ, તે બંને પરણ્યાં. દક્ષિણાને યજ્ઞથી ૧૨ પુત્ર થયા. તે યામ દેવ કહેવાતા હતા. પ્રસૂતિને દક્ષથી ૨૪ કન્યા થઇ. શ્રદ્ધા, લક્ષ્મી, ધૃતિ, તુષ્ટિ, પુષ્ટિ, મેધા, ક્રિયા, બુદ્ધિ,
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
લજ્જા, વપુ, શાંતિ, સિદ્ધિ, ને કીર્તિ. આતેર ધર્મ દેવને પરણી. અને ખ્યાતિ,
૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪
સતી, સંભૂતિ, સ્મૃતિ, પ્રીતિ, ક્ષમા, સંતતિ, અનસૂયા, ઉર્જા, સ્વાહા, ને સ્વધા,
૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩ ૨૪
એ ૧૧ ને ક્રમસર ભૃગુ, શિવ, મરીચિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, વસિષ્ઠ,
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
અત્રિ, અગ્નિ, ને પિતૃઓ પરણ્યા. હવે શ્રદ્ધાને કામ, લક્ષ્મીને દર્પ, ધૃતિને
૯ ૧૦ ૧૧
નિયમ, તૃષ્ટિને સંતોષ, પૃષ્ટિને લોભ, મેધાને શ્રુત, ક્રિયાને દંડ, નય, ને વિનય, એ ત્રણ; બુદ્ધિને બોધ, લજ્જાને વિનય, વપુને વ્યવસાય, શાંતિને ક્ષેમ, સિદ્ધિને સુખ, ને કીર્તિને યશ નામે પુત્રો થયા, હવે પાછો કામને હર્ષ નામે પુત્ર થયો. અધર્મની સ્ત્રી હિંસાને અનૃત નામે પુત્ર ને નિર્ઋતિ નામે કન્યા થઇ. એ કન્યાને નરક અને ભય બે પુત્ર, તેને બેને માયાને વેદના બે જોડ પુત્રી થઇ. માયાને મૃત્યુ નામે પુત્ર થયો, વેદનાને રૌરવના પેટનો દુઃખ નામે પુત્ર થયો. મૃત્યુને વ્યાધિ, જરા, શોક, તૃષ્ણા, અને ક્રોધ થયાં. મૃત્યુની સ્ત્રી બે, એક નિર્ઋતિ ને બીજી અલક્ષ્મી છે. મૃત્યુના સર્વ પુત્ર પુત્રીઓ મનુષ્યના મન તથા ૧૦ ઇંદ્રીયોમાં રહે છે. અલક્ષ્મીનો પુત્ર દુઃસહ છે. ને તે સર્વ પાપીથી તૃપ્તો પામે છે.

## અધ્યાય ૫૨ મો.

કલિની સ્ત્રીને નિર્માષ્ટિ નામે પુત્રી થઈ, તે દુઃસહની સ્ત્રી થઇ, તેને ૮ પુત્ર ને ૮ પુત્રી થઇ. પુત્રો દંતાકૃષ્ટિ, ઉક્તિ, પરિવર્ત, અંગધ્રુક્, શકુનિ, ગંડપ્રાંતરતિ,
૧ ૨ ૩ ૪ ૫ ૬
ગર્ભહા, ને સસ્યહા. પુત્રીઓ; નિયોજિકા, વિરોધિની, સ્વયંહારકરી, ભ્રામણી,
૭ ૮ ૧ ૨ ૩ ૪
ઋતુહારિકા, સ્મૃતિહરા, બીજહરા, ને વિદ્વેષણી. એ ૧૬નાં પુત્રાદિ નીચે પ્રમાણે છે.
૫ ૬ ૭ ૮
દંતાકૃષ્ટિને બે કન્યા, વિજલ્પા, કલહા; વિજલ્પાના પુત્રો તિરસ્કાર, અસત્ય, ને દુષ્ટ વચન છે. ઉક્તિને તાડવૃક્ષમાં રહેનારો કલિજિહ્વ નામે પુત્ર થયો. પરિવર્ત-

ને વિરુપને વિકૃત નામે પુત્રો બે થયા. અંગધ્રુક્ને પિશુન પુત્ર થયો તે મજ્જામાં રહે છે. શકુનિને બાજ, કાગડો, હોલો, ગીધ, ઘુડ નામે પુત્રો છે. તે દેવોના નોકર થયા. મૃત્યુનો બાજ, કાળનો કાગડો, યમે હોલાને, વ્યાધિયે ગીધને, અને નિર્ઋતિયે ઘુડને લીધો. ગંડપ્રાંતરતિનાં છ બાળકો સ્રીના આર્તવમાં રહે છે. ગર્ભહાને નિઘ્ન પુત્ર ને મોહની કન્યા થઇ. એ પુત્ર ગર્ભમાં પેસી ખાઈ જાય છે ને કન્યા પેશાબ કરાવે છે. એ પેશાબથી સર્પ, દેડકાં, કાચબા, આદિ ઉત્પન્ન કરે છે. સસ્યહાને ક્ષુદ્રક પુત્ર થયો, તે અનાજાદિનો નાશ કરે છે. નિયોજિકાના જોડલાને પ્રચોદિકા નામે ચાર પુત્રી થઇ. વિરોધિનીને નોદક, ગ્રાહક, ને તમ - પ્રચ્છાદક નામે પુત્રો ૩ થયા. સ્વયંહારિકાને ચોરીથી ૩ પુત્રો થયા. સર્વહારી, ૧ અર્ધહારી, ૨ વીર્યહારી. ૩ ભ્રામણીનો પુત્ર કાકજંઘ છે. ઋતુહારિણીને ૩ પુત્રી છે. કુમહરી, ૧ વ્યજનહરી, ૨ જાતહરી. ૩ સ્મૃતિહરાનો પુત્ર પ્રચંડ છે. વિદ્વેષણીને બે પુત્રો છે. એ રીતે દુઃસહ (યક્ષ્મ) ની સંતતિ છે.

અપૂર્ણ.

---

# करुणाशंकरशोकोद्गार.

संवदेदशशंकभू(१९५४)परिमितवर्षेऽथहामाधवे
मासेकृष्णदलेतिथौचफणिनोभौमान्वितायांबुधाः ॥
श्रीमद्विश्वहितैपिवर्यमणयः श्री शंकुभट्टाव्हयाः
स्वीयागण्यसुपुण्यतः परशिवेसायुज्यमुक्तिंगताः ॥ १ ॥

मुनिवसुवसुवसुधा(१८८७)मित वर्षायेमाघवेदवेदलेशुक्ले
पंचम्यांरविवारे धृतजनुषो ग्रामनगरेये ॥ २ ॥

येश्रीविठ्ठलभट्टताततनयाः श्रीसूर्यमातुः सुताः
पूर्णानंदगुरुभ्यआप्तसुमहाविद्याः शिवैकाश्रया ॥
येश्रीशंकरसस्वरूपगुरुभियोंगक्षवर्याः कृता
यातास्तेवतमांप्रतंशिवपुरं श्री शंकुभट्टाव्हयाः ॥ ३ ॥

मातर्विश्वहितेच्छुतेऽसिनिहतामातर्जगद्बन्धुते
त्वंचाप्यद्यनिराश्रयासिकरुणाकाप्यद्भुतास्तंगता ॥
नष्टंतच्चमहाशयत्वममलंसार्धंशुभैः सद्गुणै
र्झंडूभट्टइलातलाद्गतवति श्री शंकरैकात्मताम् ॥ ४ ॥

धैर्यौदार्यदयादयोहिसहजास्तेतेतदीयागुणा
मन्येनद्धिरहासहाइवगता अस्तंसहैवाद्यतैः ॥
लग्नः कल्पतरुः सकोऽपिसुहृदामानंदसंदोहदो
झंडूभट्टइलातलाद्गतवति श्री शंकरैकात्मताम् ॥ ५ ॥

दीनानाथजनेषुकोऽद्यतुपरः कारुण्यरत्नाकरः
साहाय्यमलसाधनैश्वरचनैः कर्ताजगद्धात्यथवः ॥
सर्वेभ्योऽपिहितानिवक्ष्यतिनुकश्चाराजकेरमुदा
झंडूभट्टइलातलाद्गतवति श्री शंकरैकात्मताम् ॥ ६ ॥

सायुर्वेदमहाब्धिपारगतलासायोगशास्त्रज्ञता
साकापीहरसायनप्रवणताहाहाहतासांप्रतम् ॥
धैर्यतद्गलितंदयाचदलितासासाहतोदारता
झंडूभट्टइलातलाद्गतवति श्री शंकरैकात्मताम् ॥ ७ ॥

सौत्राभियएषदेवादितिजान् कर्तुमिथः सौहृद
श्लिष्टान् स्वर्णगरंगतः किमथवानीरोगलेशंजगत् ॥
कर्तुंपृष्टुमुपेतइंद्रभिषजौमन्यन्तइत्थंबुधाः
झंडूभट्टइलातलाद्गतवति श्री शंकरैकात्मताम् ॥ ८ ॥

किंवामृत्युभयसमस्तजनतादुःखप्रदंदुःसहं
सद्योनाशयितुंगतः प्रणयतोमृत्युंजयेशांतिकं ॥
रोगार्तेषुदयामृतार्थहृदयोमन्यंन्तइत्थंपरे
झंडूभट्टइलातलाद्गतवति श्री शंकरैकात्मताम् ॥ ९ ॥

दीनांश्चात्यधनान्जनानातिधनान्कर्तुंधनेशंगतः
किंवाप्रार्थयितुंदयार्द्रहृदयोमन्यन्तइत्थंपरं ॥
येयेहंततदीयसद्गुणगणाभिज्ञामनुष्योत्तमाः
झंडूभट्टइलातलाद्गतवति श्री शंकरैकात्मताम् ॥ १० ॥

आयुर्वेदरहस्यविद्दिनकरोहाहाधुनास्तंगतो
भारद्वाजकुलामलांबुधिशशीग्रस्तोमहाराहुणा ॥
शेपच्छत्रकुलैकरत्नममलंदैवेननीतंकचित्
झंडूभट्टइलातलाद्गतवति श्री शंकरैकात्मताम् ॥ ११ ॥

गतंतत्सौजन्यंलयमुपगतः सौहृदरसः
प्रणष्टंगांभीर्यंमलयमुपयाताविनयिता ॥
तदौदार्यंलोकोत्तरमगलदस्मिंस्तुभुवने
गतेझंडूभट्टेशिवशिवेशिवेनैक्यमधुना ॥ १२ ॥

साशंभुभक्तिरतुलामलयमयाता
सामातृभक्तिरपिसापितृपादभक्तिः ॥
साचापिसद्गुरुपरांघ्रिसरोजभक्तिः
श्रीझंडुभट्टउपयातिशिवस्वरूपम् ॥ १३ ॥

परमातपवारणंगतंपतितः सौहृदकल्पपादपः ॥
त्वयियातिदयामहाशयेकरुणाशंकरशंकरात्मताम् ॥ १४ ॥

करुणाकरुणास्पदंगताधृतिरप्यस्तधृतिर्हिसांप्रतम् ॥
त्वयियातिदयामहाशयेकरुणाशंकरशंकरात्मताम् ॥ १५ ॥

गुरवोममसांप्रतंगताः पितृपादाअपिचाथसंस्थिताः ॥
त्वयियातिदयामहाशयेकरुणाशंकरशंकरात्मताम् ॥ १६ ॥

वचनानिहितानितानितान्यनुवेलंकथयिष्यतीहकः ॥
त्वयियातिदयामहाशयेकरुणाशंकरशंकरात्मताम् ॥ १७ ॥

सुहृदःसुजनाननुक्षणंनिजसद्बन्धुधियेक्ष्यतीहकः ॥
त्वयियातिदयामहाशयेकरुणाशंकरशंकरात्मताम् ॥ १८ ॥

सधनानधनांश्चरोगिणः कइहालोकयितात्मपुत्रवत् ॥
त्वयियातिदयामहाशयेकरुणाशंकरशंकरात्मताम् ॥ १९ ॥

जगतांहितमेवचिंतयेत्कइहान्योनुनिमेषमन्वहम् ॥
त्वयियातिदयामहाशयेकरुणाशंकरशंकरात्मताम् ॥ २० ॥

द्विषतामपिकोहितंधियावचनैश्चाचरणैःकारिष्यति ॥
त्वयियातिदयामहाशयेकरुणाशंकरशंकरात्मताम् ॥ २१ ॥

कामिहाश्रवितापरंनरंसहजाकाऽपिचसात्युदारता ॥
त्वयियातिदयामहाशयेकरुणाशंकरशंकरात्मताम् ॥ २२ ॥

किंवर्णयामिभवदीयगुणाननंतान्
अज्ञातथैजममपंगुतरारसज्ञा ॥
तद्वर्णनेततइदंमणताथेयेऽहम्
श्रीशंकरंमणतशंकरयिन्दुमौलिम् ॥ २३ ॥

तैस्तैर्गुणैरनुपमैःपरमेशभक्त्या
पित्रोश्चसद्गुरुवरस्यचशुद्धभक्त्या ॥
लोकप्रियोपकृतिभिश्चकृताभिरस्तु
श्रीमन्महेश्वरपदेभवतांनिवासः ॥ २४ ॥

त्वत्सोदरात्परमसौहृदिनस्त्वदीयान्
पुत्रांश्चसोदरसुतान्सकलंकुटुंबम् ॥
ज्ञातिंचवःसुकृततुष्टउमासहायः
कुर्यात्सदाभ्युदयिनीपरितश्चत्रायात् ॥ २५ ॥

करुणाशंकरकरुणायात्रस्यच्छात्रपरमाणोः ॥
श्रीकेशवगुरुकेशवपदयोःमतिशंकरमर्थनास्त्येषा ॥ २६ ॥

भग्नःपरोपकृतिवीरुदुपाश्रयद्रु
र्यशोमहाम्बुधिजलेभिषगण्यभावः ॥
स्वर्गंगतोऽमरवपूरचनामपञ्चः
सम्प्रास्थितैर्नुदिवंसहजंडुभट्टैः ॥ २७ ॥

वार्त्तागताऽस्तमधुनारससंस्कृतीना
मायुर्विवर्द्धनकथापितथाव्यतीता ॥
यातेमहेश्वरपुरींमतिवैद्यरत्ने
भक्तेऽत्युदारवसुधाऽमरजंडुभट्टे ॥ २८ ॥

साकापिसर्वजनताऽऽधिनिवारयित्री
कर्त्रीनितान्तमुपकारपरम्परायाः ॥

धर्म्यार्थधैर्यनिवहस्यगताऽस्तमद्य
व्यक्तिर्विभावसुसमाभरतोर्वरायाः ॥ २९ ॥

पुत्रोमदीयइयमस्तिवधूर्मदीया
सर्वंकुटुम्बमिदमस्तिमदीयमेव ॥
एवंवदन्तइहसन्तिसहस्रशोऽपि
देशोमदीयइतिवाग्वहहागतोऽसौ ॥ ३० ॥

हाराहताश्वजमताचदयालुतायाः
सीमाऽपिलुप्तपदवींक्वचनप्रयाता ॥
प्रस्थानमद्यतिदिवंप्रतिजंडुभट्टे
त्यक्त्वाविनश्वरमिमंखलुमर्त्यलोकम् ॥ ३१ ॥

जायेतनैववितथंयदिकृष्णवाक्यं
गीतासु'यंय'मितियत्स्वमुखादुदीर्णम् ॥
तत्ताहगद्भुतगुणाढ्यइलासुरस्य
गेहेधुवोसलभतांपुनदेवजन्म ॥ ३२ ॥

तत्राऽपिकृत्स्नमनुजौघमुदारभावा
नुमाणितोपकृतिभिर्विनुतात्सवर्यः ॥
आयुष्यवृद्धिदमुपायभरंप्रयुज्य
लोकेष्वरोगमतुलंतनुतादथाऽयुः ॥ ३३ ॥

नत्रोगमृत्युभयतःसकलप्रजायाः
संरक्षणव्रतमिदंकथमत्रसैव ॥
सिध्येदितिप्रमनसाधृतचिन्तआसी
मृत्युंजयस्यसविधेसनियेयभावम् ॥ ३४ ॥

सदासम्पर्द्दीनानपिचबहुदानान्प्रवयसो
दुरातङ्कग्रस्ताननवरतमस्तायुपद्रव ॥
स्वयंनीत्वागेहंसकलपुरणैस्तानुपचर—
न्निदानींकोत्रास्याद्गतवतिदिवंजंडुभिषजी ॥ ३५ ॥

शास्त्री हाथीभाई वी. हरिशंकर.

# સ્રીકેળવણી.

(મળેલું.)

( સાંધણ પૃષ્ટ ૨૩૪ થી. )

સાંસારિક સુખનો સ્તંભ સત્યવતી અને સદ્ગુણી બઇરી છે. જેઓ તમારી સાથે કામ પાડે તેઓના જીગરે ભલાઈ, પ્યાર અને દયાની કલમથી જો તમારૂં નામ લખશો તો હમેશ સુધી હયાત રહશે. કાચા કાનના મનુષ્યો સદા દેખતી આંખે આંધળા અને સાંભળતા કાને બેહેરા હોય છે. ખુશમીજાજ એ તંનદુરસ્તીનો સાથી છે, કુંજરેલપણું એ દુઃખની નીશાની છે, પાપી માણસનું અંતઃકરણ તેનો ફડફડતો દુશ્મનછે, કેટલાંક રૂણ પ્રીતિ અને યત્નથી ફેકવાનાં હોયછે. વાનરનકલથી સાવચેત રહો. મેહેનત વિના ફતેહ નથી, ફતેહ વિના આબરૂ નથી, ગયો વખત ફરી મળતો નથી. મનનો ધર્મજ છે કે કોઇપણ વિષયમાં ગુંથાવું. અંતરના ગુણે કરીને માણસ જેટલો સ્તુતિપાત્ર થાયછે તેટલું બાહ્ય ગુણથી થઇ શકતો નથી. બીચારાં નિર્દોષ બચ્ચાં પોતાના માબાપના ગુસ્સાનો ભોગ થઇ પડેછે.

જે બીજાને વશ કરવા ઈચ્છે તેણે પ્રથમ પોતાને વશ રાખતાં શીખવું જોઇએ. પરમાર્થ બુદ્ધિ એ મુખ્ય યોગ્યતા છે. ખુશમીજાજ ખરી બાદશાહીછે. બુરાં કરતુક કરનાર પાપી માણસથી ખુશ મીજાજ રહેવાઈ શકાતું નથી. જુલમ, અસદાચરણને કોઇ છુંપાવી શકતું નથી. આ સંસારમાં જે કહીંપણ સુખ હોય તોતે પ્રેમમાંજ છે. વિવેક એ ઇશ્વરવાણી છે. હિત કરનારૂં અને મનોહર વાકય મળવું મુશ્કેલ છે. આપણે જો બીજાની ચાહના રાખીએ તોજ બીજા આપણને ચાહે છે. બુદ્ધિહીન મનુષ્ય માનસિક આનંદ ભોગવી શકતો નથી. સઘળો બગાડ અનુત્પાદક વ્યય છે. પતિ એ નારીનું ભૂષણ છે. પતિ વગર સ્રીનું જીવન વૃથા છે. વડીલોની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં કોઈનું પણ હિત નથી. દુઃખમાં કંટાળો ખાવો એ ઈશ્વરની નિંદા કરવા જેવું છે. હૃદય સૌંદર્યની સાથે શરીરના સૌંદર્યની તુલના થઇ શકે નહી. પતિજ મોક્ષ, પતિજ દેવતા, પતિસેવાજ સ્વર્ગ, એમ સમજનારીજ ખરી પ્રશંસનીય છે. જગત્માં યત્નનું ફળ છે, પાપી હમેશાં જવલંત આગમાં બળશે. અબળા લાંબોકાળ સ્નેહ અને દયાની પ્રતિમા છે, તે પ્રીતિની પુતળી છે. પાપનું ગુરૂત્વ સમજો. સ્રીઓ પુરૂષના સુખાભિલાષ પૂર્ણ કરવા માટે

જ આ દુનીયામાં ઉત્પન્ન થઇ નથી પરંતુ તેઓ પણ જીવનમાં મહાન કામ કરી શકે છે. કોઇબી કામની લાગણી સ્રીને ઝટ થાયછે. કેટલી માતા પોતાના કર્તવ્ય તરફ લક્ષ આપે છે. શું એમ બનતું હશે કે ધન હોવાથી સર્વ દુઃખ નાશ પામે છે ? આ જગતમાં માણસની સર્વ ઇચ્છા સંપૂર્ણ થાય છે. અસારવાસના પાણીના પરપોટા અને સમુદ્રના ફીણ જેવી છે, તે ઘણા શોક અને ઉપદ્રવનુ મૂળ છે, મનોવિકાર તીરોહિત થાય છે ત્યારેજ મનુષ્ય સુખનું મ્હોં જોઇ શકેછે. સંસાર વૈભવના કર્તા ચિરસ્થાયી સુચરિત્ર ધન શું વધારે મુલ્યવાન નથી? સ્રી તથા પુરૂષના હક સરખા છે, વિનય વિજય કરેછે, સ્રીઓની ઉપર પ્રજાના શારીરિક અને માનસિક બલનો આધાર છે. કેલવણીનો મુખ્ય આધાર મા ઉપર રહેછે. કેટલો કંદુર્પ આપણી પોતાની બેદરકારીથી ઉત્પન્ન થાય છે.

કુલીન આર્ય અબળાઓ ઉપરના સુવર્ણાદિના મન માનતા અલંકાર પેહેરીને મહાલવામાંજ લગભગ સાર્થકતા માની લે છે, પણ તેઓ નથી જાણતી કે "ચાલુ શોધનો સેંકડો શીખવે છે કે દરેક પદાર્થમાં અને વિશેષે ધાતુમાં વિશેષ વીજળી રહેલી છે. શરીરને ધાતુ લાગેતો બે માલુમ રીતે વગર અટકયે વીજળીનો પ્રવાહ વહ્યાજ કરેછે, મિશ્ર ધાતુની નાનકડી પુતળી અને નાજુકડી અંગુઠી વીજળીના જોરે બે માલુમ રીતે અનેક ફાયદા કરવા શક્તિવાન થાયછે ત્યારે દોઢસો તોલાના રૂપાનાં કલ્લાં અને દોઢ રતલ સોનાના અલંકાર ( જાણે મસ્ત ઢોરને વશ રાખવા ડોકમાં મોટું લાકડું બાંધે છે તેમ ) અબળાને આરોગ્ય કેમ રહેવા દેય ? નાજુકડી થોડો વખત પકડવાથી ધાતુની વીજળી કે લેખણ મસ્ત મરદને મજબુત અસર કરે છે, ત્યારે નાજુક પુતળીની કામિની એટલી મોટા વજનની ધાતુના વીજળીક પ્રવાહનો હુમેશનો મજબૂત આંચકો કેમ ખમી શકે! મારા વિષે સ્નાન કરીને મને પવિત્ર કરે એ ગંગાજી ઇચ્છે છે. પતિવૃતા સ્રી પગના નળા અને ડોટી કાળી પાતળી પડી જાયછે તેનું કારણ ધાતુની વીજળી કે અસર વિના બીજુ શું હોય ? ખેર જો એટલેથીજ છુટકો થતો હોત તો હું સૌભાગ્યના પણ જુની ફેશનના બેડોળ અલંકાર ઉતારવાનું કેહેત નહીં પણ એવો શું આધારછે કે હુમેશનો વીજળીક પ્રવાહ પ્રાણનો નાશ કરવાને શક્તિવાન નથી ?" ખંત અને મેહેનતનો ઉપયોગ વારંવાર આડે માર્ગે કરવામાં આવે છે. જરૂર ફરજ અથવા આગ્રહ વિના પારકા સ્થળે અગડાઓ ના.. મનનો ધર્મજ છે કે કોઇ

વાસી થવાથી વૈદ્યવિદ્યા પડી ભાંગવાની સાથે ધૈર્ય, ઔદાર્ય, ગાંભીર્ય અને પરોપકાર આદિ ઉત્તમ ગુણોનો એક મહાન્ આશ્રયરૂપ સ્તંભ તુટી પડવા સરખું થયું છે. દરેક માણસ વધારે લાંબી મુદ્દત સુધી કેમ જીવી શકે? આ વિચારેજ તેમના જીવનનો મોટો ભાગ રોક્યો હતો. તેઓ ઉદારચરિત હતા અને उदारचरितानां तु वसुधैव कुटुंबकम् ॥ એ વાક્યમાં જણાવ્યા પ્રમાણે આખી દુનિયાને પોતાના કુટુંબરૂપ ગણીનેજ તેમનું શ્રેય ઈચ્છતા અને તન, મન તથા ધન ખરચીને તેમજ કરજનો મોટો બોજો ઉપાડીને પણ પોતાથી બને તેટલું તેમનું શ્રેય કરતા.

આ મહાત્મા પુરૂષ જો યૂરોપ ભૂમિમાં હોત તો આજે મી. ગ્લેડસ્ટન કરતાં પણ તે ત્યાં વિશેષ માન મેળવી જાત એમ દરેક વિચારવાન માણસના ધ્યાનમાં આવ્યા વગર રહે તેવું નથી. આપણા દેશમાં એવા કોઇ મહાત્મા માટે યૂરોપવાસીઓ જેવી લાગણી બતાવવાનું તત્વજ નથી અને તે દેશહિતેચ્છુઓને એક કલંક સરખું દેખાય છે. આ કલંકને જેમ બને તેમ જલદી પોતાપરથી દૂર કરવું એ દરેક સમજુ દેશીની ફરજ છે.

મહાત્મા ઝંડુભટજીને માટે જામનગરની અંદર તા. ૧૯-૬-૯૮ ને રોજ તેમની પાછળ તેમના મરણને માટે દિલસોજી બતાવવાને પ્રજાની જાહેર સભા મળી હતી તેમાં એમની યાદગીરી રાખવાના હેતુથી એક સ્મારક ફંડ ઉભું કરવામાં આવ્યું છે અને તેની વ્યવસ્થા કરવા તથા તેને મોટા વિસ્તારમાં ફેલાવવા માટે વ્યવસ્થાપક કમીટી નિમવામાં આવી છે.

આ કમીટી આ ફંડને મોટા પાયાપર લાવવાની ઇચ્છાથી આપના તરફથી આશા રાખેછે કે આપ ત્યાં ખાતે પ્રજાની જાહેર સભા બોલાવી તેમાં શ્રી ઝંડુભટજી સ્મારક ફંડને ખુલ્લું મૂકી આપનાથી બનતો શ્રમ કરવા મેહેરબાની કરશો.

આ ફંડ સંબંધી આપને ત્યાં શું તજવીજ થઈ તે આપને હરકત ન હોય તો આ ફંડના સેક્રેટરી તરફ મેહેરબાની કરી ખબર આપવા કૃપા કરશો.

તા. ૨૬-૬-૯૮. ઠેકાણું—માનવધર્મ ઑફીસ, જામનગર.

કુમાર શ્રી જોરાવરસીંગજી ફતેસીંગજી.
ઝાલા દાદભા સુલુજી સહી દા. પોતે.
મણીલાલ અજીતરાય.
વેણીશંકર હરીશંકર.
નાથેરી મોતીચંદ રતનસી.
દયાશંકર ભગવાનજીની સહી દા. પોતે
શાહ જેસંગ સુંદરજી,
સેક્રેટરી, શ્રી ઝંડુભટ સ્મારક ફંડ વ્યવસ્થાપક કમીટી.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૬ મું.] પ્રથમ તથા દ્વિતીય આશ્વિન સંવત. ૧૯૫૪. [ અંક ૧૨ મો.

॥ यतो धर्मस्ततो जयः ॥

## भवाटवी.

( ભજેલું. )

पुरत्ययेऽव्यक्तजया निवेशितो
रजस्तमः सत्वविभक्त कर्मदृक् ।
सएष सार्थोऽर्थपरः परिभ्रमन्
भवाटवी याति न शर्म विन्दति ॥

श्रीमद्भागवत ।५।१३।१॥

पृथ्वी छंद.

अनन्त भवथी भमी भमी हवे हुं थाकी गयो,
दयाळ ! शरणे ग्रहो नयन-धारि स्वामी ! लहुवो;
कुटिल अति छुं खरे तदपि आपनो दास हुं,
अनन्य शरणुं ग्रहुं हरि ! हरि ! हवे आपनुं. १

भवाटवी तणी दशा स्मरी स्मरी ध्रुजाजे हजी,
वपु थरर थर्थरे स्मरी नयन जाये भीजी;
कराळ भवकानने रखडतां कादि हा ! म्हने,
मळेल * पद्शत्रुओ लुटी अधीन कीधो म्हने. २

शियाळ ग्रसी केशरि विकट वासथां लै पळे,
अरे ! कुटिल शत्रुओ ग्रही गया म्हने ते विधे,

* કામાદિક ષડવિકારોનું અભેદરૂપક.

अनाथ जीव पांसुळो नयन आंसुँडां ढाळतो !
दिशाय अह ना सुझे ! विकळ लोचने न्याळतो ! ३

कठोर भवाविपिने युवति–वृक्ष खीली रह्यां,
तिमिर प्रसरे वधे दिश न सूझती त्यां अहा !
प्रगाढ वनवल्लीमां उडती त्यां अति † मक्षिका,
भयानक स्वरो करी दशन पीड आपे महा ! ४

क्वचित् क्वचित् वनमां रसुतितणां पिचाशो मळे,
कराळ मुख दाखवी अह ! म्हने ससूळो गळे;
ललित मधुरि पुरी नयन देखुं § गांधर्वनी !
रीझुं अधिक अंतरे तरत लुप्त थाये वळी ! ५

कदि स्त्री पवनावलि डमरी धूलि केरी करे,
घणी तडुक झाटकी कडकडाट करती पडे;
व्यथित थइ आ वपु भवरुपी तमिस्र पडी,
वळीं, चरचरी, रडो दुखतणा ऊंचे आरडे. ६

कदि भववने थतो विकट आश दावानळ,
वळी वळी मरुं अरे ! दहनथी बनुं विकळे.
थती शुं शिर वेदना भ्रमण मस्तके व्यापतुं !
हताश थइने पडुं दुख न जाय स्वामी ? सहुं. ७

कदिक तमथी भरी विपण रात्रिमां चालतां;
फणा फुंफवी दशता शठजनो रुपि व्याळ त्यां;
नसेनस चडी जतुं विषम विष कोने कहुं ?
अनाथ थइ आरडुं दुखद झाळ क्यां जै बूझूं. ८

कदि सरित द्रव्यनी निरखीने पिपासु थतो,
सराय पद कंटके तदपि वेगथी त्यां जतो,

---

† યુવતિ રૂપ વૃક્ષોનાં ચુચવાતાં ઉત્પન્ન થતી વ્યાધિઓનું અભેદરૂપક.

§ ગાંધર્વપુરી=આશાએ ઉપજાવેલાં મિથ્યા સ્વપ્ન નગરો.

विचित्र विधिनी गति, प्रबळ ठेस थै अंघ्रियां,
पड्यो, दडबड्यो, जुवो रुधिर कोगळे नीकळ्यां !! ९

निराश थइने वळ्यो; विषयनां तळावो दीठां,
त्रिचि रमणी देखीने नजर अंध थैने पडयो !
अगाध मम मोहशो ! लहरिअे म्हने डूबव्यो
जळो रुधिर चूसती, तदपि ब्हार ना नीसर्यो. १०

कदिक कारी वानरो विषय-लंपटोने गुरु,
पीधी विषय-वारुणी करम राख्युं ना कैं उणुं !
अनेक मळी मर्कटो रसथी रास खेल्या अति;
परस्पर विलोकीने, दशन कर्डां डाची भरी. ११

क्वचिद् महद्राज्यना गिरि गराड होदे जतां
अपार घुड घूघवे, श्रवणे- शूल पेदा थतां,
सह्यां सळगतेहिये¶ उलूक घूवतो बुरां,
व्यथा भरित जीवनो, तदपि सुखकारि गण्यां. १२

प्रचंड गिरिमां कदी घुघुघुघू अवाजो करि
कुमृत्यु-हरि गर्जतो, दीरघ×पाळ उंची करि,
शुधिबुधि बधि भूली अवश हुं पडयो मूर्छमां !
हरि!हरि! दया करी, गरीब हस्त झालो हवां!! १३

अतः कथंचित्तद्विमुक्त आपदः
पुनश्चसार्थं प्रविशत्यरिंदम ।
अध्वन्यमुष्मिन्नजया निवेशितो
भ्रमञ्जनोद्यापि न वेद कश्चन ॥

જગજીવન કાલિદાસ પાઠક.

મહેતાજી રાણાકંડોરણા;
કાઠિયાવાડ.

# सूत्रकाल.

( સાંધણ પૃષ્ટ ૨૪૭ થી )

## પાણિનિ વ્યાકરણ.

પાણિનિ ગ્રંથને અષ્ટાધ્યાયી કહેછે. તેમાં આઠ અધ્યાયો છે. આ ગ્રંથની પૂર્વે વ્યાકરણના બેજ ગ્રંથો મુખ્ય હતા. ઉણાદિસૂત્ર અને સાંતનાચાર્યના ફિટ્સૂત્રો. ઉણાદિ સૂત્રોમાં પ્રત્યયો વિષે અને સાંતનાચાર્યમાં પદભારાદિ વર્ણન છે પ્રત્યેક ધાતુને અમુક પ્રત્યય લાગીને નામો બનેછે તે ઉણાદિ સૂત્રોમાં બતાવેલું છે. उण् એવો પ્રથમ પ્રત્યય હોવાથી તે ઉણાદિ કહેવાય છે. અષ્ટાધ્યાયીના આઠ અધ્યાયમાં આખું સંપૂર્ણ વ્યાકરણ આવી જાયછે. એમ્. રીનોડ કહેછે કે પાણિનિ યવનલીપી વિષે લખેછે તે ઉપરથી આયોનિયન અને ગ્રીક લોકોના સમય પછી થએલ છે. પ્રોફેસર વેબર પાણિનિ ને બુદ્ધ પછી ૫૦૦ વર્ષે થયાનું અથવા ચીનાઈ યાત્રાલુ હુઅનત્સંગના કહેવા પ્રમાણે બુદ્ધ પછી ૪૦૦ વર્ષે થએલા કનિષ્ક પછી ૧૦૦ વર્ષે થયાનું કહેછે, તોપણ હુએનત્સંગે ઠરાવેલો કનિષ્કનો સમય પ્રોફેસર વેબર માનતો નથી. તે એ સમય ઇ. સ. ૪૦ માં મૂકે છે, અને તે પછી ૧૦૦ વર્ષે પાણિનિ થયાનું માનેછે, એટલે ઇ. સ. ૧૪૦ માં પાણિનિને તે મૂકેછે; તોપણ આ બાબત નક્કી થઇ શકી નથી.

## ૪—નિરૂકત.

### નિરુક્તકાર.

આ ચતુર્થવેદાંગ છે. આના આચાર્ય યાસ્કમુનિછે. આમાં વેદમાંના શબ્દોના વ્યુત્પત્તિ સહિત અર્થોનો કોશછે. યાસ્કે પોતે કેટલાક નિરૂક્તકારોનાં નામો આપેલાં છે. વિષ્ણુપુરાણમાં શાકપૂર્ણિ નામ આવે છે. કોલબ્રૂક આ શાકપૂર્ણિનેજ યાસ્ક કહે છે. શાકપૂર્ણિને શાકપૂણિ પણ કહે છે, પરંતુ યાસ્ક પોતે તેનું નામ આપે છે, માટે તે જુદા આચાર્ય હોવા જોઇયે. બૃહદ્દેવતામાં એક વાક્ય છે કેઃ—शुनासिर मिंद्रं यास्कस्तुमेने सूर्यं द्रौतु मन्यते शाकपूणिरिति पराशरः । સાયણાચાર્ય પણ એક બીજા નિરૂક્તકારનું નામ સ્થૂલષ્ઠીવિના પુત્રનું આપે છે. તેને યાસ્ક સ્થૌલષ્ઠીવિ કહે છે. બ્રાહ્મણાદિમાં પણ નિરૂક્ત ભાગ સારો આવે છે. ઐતરેયારણ્યકનો પ્રારબ્ધ ભાગતો ચોખ્ખી રીતે ઋગ્વેદના પ્રારબ્ધ ભાગની ટીકા રૂપજ છે. નિરૂક્તને નિઘંટુ કહેછે.

### નિરૂક્તશબ્દાર્થ.

સાયણાચાર્ય કહેછે કે-તેમાં (નિરૂક્તમાં) આપેલા શબ્દો અર્થ સૂચકજ નથી પણ એકેક શબ્દનાં એટલાં એટલાં નામો છે, એમ બતાવેલું છે. આમ માનતાં આપના નિરૂક્તની વ્યાખ્યામાં તેના શબ્દાર્થનું ગ્રહણ થતું નથી, એમ મૅક્સમ્યૂલર માને છે તે કહેછે, કે निर्वच्=સમજાવવું-એ ધાતુપરથી निरुक्त શબ્દ વ્યુત્પન્ન છે. એથી તો નિરૂક્તમાં વૈદિક શબ્દોના અર્થો સમજવા જોઇયે. પરંતુ સાયણાચાર્યનું કહેવું એમ નથી કે નિરુક્તમાં વેદાર્થ નથી. તેઓતો એમજ કહે છે કે તેમાં એકેક વસ્તુનાં અનેક નામો બતાવેલાં છે. આ પણ અર્થોજ કહેવાય.

### નિરૂક્તવ્યાખ્યા.

શબ્દ કલ્પદ્રુમમાં રાધાકાન્ત એક વ્યાખ્યા આપે છે, અને તે કાશિકાવૃત્તિમાંની કારિકા છે (પાણિનિ, ૬-૩-૧૦૯). તેમાં એવું છે કે-" નિરૂક્તમાં પાંચ બાબતો આવે છે. વર્ણાગમ (addition), વર્ણવિપર્ય્યય ( transpo ition ), વર્ણવિકાર (*change*), વર્ણનાશ (*dropping*) અને ધાતુનો તદર્થાતિશયે યોગ (use of one particular meaning of a root), *આના દૃષ્ટાંતમાં લખ્યુછે કે: "हंस શબ્દ વર્ણાગમથી થયો છે અને सिंह શબ્દ વર્ણ વિપર્ય્યયથી થયો છે. गूढोत्मा શબ્દ વર્ણવિકારથી થયો છે, અને पृषोदर વર્ણ નાશથી થયો છે."†

### નિરૂક્ત ગ્રંથ વિભાગ.

નિરૂક્તના ત્રણ ભાગો છે. પ્રથમ ભાગમાં નિઘંટુ, દ્વિતીય ભાગમાં નૈગમ અને તૃતીય ભાગમાં દૈવત છે. નિઘંટુ गौः શબ્દથી આરંભી अपारे સુધી ૧ થી ૩ અધ્યાયોમાં છે, નૈગમ जहाथी આરંભી उल्बऋबीशम् સુધી ૪ થા અધ્યાયમાં છે, અને દૈવત अग्निथी આરંભી देवपत्नी સુધી ૫ મા અધ્યાયમાં છે.

---

* वर्णागमो वर्ण विपर्ययश्च
द्वौचापरौ वर्णविकारनाशौ।

† भवेद्वर्णागमाद्धंसः सिंहोवर्णविपर्ययात्।
गूढोत्मावर्णविकृतेर्वर्णनाशात्पृषोदरं ॥
धातोस्तदर्थातिशये न योग-
स्तदुच्यते पंचविधं निरुक्तम् ॥

દેવતા વિભાગ.

અગ્નિથી દેવી ઊર્જાહુતી સુધી પૃથ્વીના દેવો છે, વાયુથી ભગ સુધી વાયુના દેવો છે, અને સૂર્યથી દેવપત્ની સુધી આકાશના દેવો છે. અત્ર "પૃથ્વી," "વાયુ" અને "આકાશ" શબ્દો વડે મહાભૂત નહિ પણ "ભૂમિ લોક," "અંતરિક્ષ લોક" અથવા "પિતૃલોક" અને "સ્વરલોક" કે "દેવલોક" સમજવાના છે.

નિઘંટુનો વિષય.

નિઘંટુમાં એકાર્થી શબ્દોનો સંગ્રહ ( synonyms) આપેલ છે. અમરસિંહ, વૈજયંતિ અને હલાયુધાદિના આ જાતિના કોશ ગ્રંથો પ્રસિદ્ધ છે.

નિઘંટુ વિભાગ.

નિઘંટુમાં ત્રણ અધ્યાયો છે. પ્રથમાધ્યાયમાં આ લોક તથા પરલોક સાથે સંબંધ ધરાવતી વસ્તુઓનાં નામોનો કોશ છે; મનુષ્ય અને માનવ જાતિ સાથે સંબંધ ધરાવતી વસ્તુઓનાં નામોનો કોશ દ્વિતીયાધ્યાયમાં છે; અને તૃતીયાધ્યાયમાં ઉપરના સર્વ શબ્દોના ગુણોનાં નામોનો કોશ છે.

નૈગમ વિષય.

નૈગમમાં કેટલાંક વેદ વાક્યો સમજાવેલાં છે.

દૈવત વિષય.

તૃતીયભાગ દૈવતનો છે. તેમાં દેવતાઓ વિષયક લખાણ છે.

પ્રાચીન ભાષાશાસ્ત્ર.

પ્રોફેસર મૅક્સમ્યૂલર કહેછે કે:—કોઇપણ ભાષા ઉપરથી નહિ, પણ પોતાનું સ્વતંત્ર ભાષાશાસ્ત્ર ધરાવનારી બેજ પ્રાચીન પ્રજાછે. (૧) આર્ય અને (૨) યુનાની ( Greeks )વળી તે લિખેછે કે:—

ગ્રીક અને આર્યભાષા.

The Greeks and Hindus started from opposite points. The Greeks began with philosophy and endeavoured to transfer their philosophical terminology to the facts of language. The Hindus began with collecting the parts of language, and their generalisations never went beyond the external forms of speech. That the Hindus excel in accuracy, the Greeks in grasp"

ભાવાર્થ:—"ગ્રીક અને હિંદુ લોકો છેક વિરૂદ્ધ ( સામસામા ) ચાલે છે. ગ્રીક લોકો તત્વજ્ઞાનથી આરંભ કરેછે, અને તેઓ પોતાના તત્વજ્ઞાનની પરિભાષાને ભાષા જ્ઞાનમાં દોરી જાયછે. હિંદુઓ ભાષા જ્ઞાનથી જ શરૂ કરેછે, અને તેમના સામાન્યવાદ ભાષાના બાહ્ય સ્વરૂપથી પાર જતા નથી. આ પ્રમાણે હિંદુઓ યથાર્થતામાં અતિક્રમે છે અને ગ્રીકો સંગ્રહ કરેછે."

અપૂર્ણ.

---

# मार्कंडेयपुराणसार.

( સાંધણ પૃષ્ઠ ૨૫૫ થી )

અધ્યાય ૫૨ મો.

એ રીતે બ્રહ્માનો તામસ્ સર્ગ થયો. હવે રૂદ્રનો સર્ગ કહેવાય છે. બ્રહ્માને નીલલોહિત નામે પુત્ર થયો. તેનું નામ રૂદ્ર છે. એ રૂદ્ર ૭ વાર રડયો, માટે બ્રહ્માએ તેનાં ૭ નામો બીજાં પાડયાં. ભવ, શર્વ, ઈશાન, પશુપતિ, ભીમ, ઉગ્ર, ને મહાદેવ. એ ૮ નાં સ્થાનો ક્રમસર આ પ્રમાણે છે. સૂર્ય, જળ, પૃથ્વી, અગ્નિ, વાયુ, આકાશ, દિક્ષિત બ્રાહ્મણ, ને ચંદ્રમા. તેની ૮ પત્નીઓ ક્રમસર આ પ્રમાણેછે. સુવર્ચલા, ઉમા, વિકેશા, સ્વધા, સ્વાહા, દિશા, દિક્ષા, ને રોહિણી. તેના ક્રમસર ૮ પુત્રો આ પ્રમાણેછે. શનૈશ્ચર; શુક્ર, લોહિતાંગ, મનોજવ, સ્કંદ, સર્ગ, સંતાન, ને બુધ. રૂદ્રની સ્ત્રી સતી નામે હતી. એ સતી દક્ષપર કોપથી દેહ ત્યાગ કરીને હિમાચળની સ્ત્રી મેનાની પુત્રી થઈ. તેનો ભાઈ મૈનાક સમુદ્રનો મિત્ર હતો. તે સતી શિવને પાછી પરણી. ભૃગુથી ખ્યાતિ ને ધાતા ને વિધાતા, તે દેવો તથા નારાયણની પત્ની લક્ષ્મી પુત્રી થઇ. મેરૂની પુત્રી આયતી અને નિયતિ બે ધાતા, વિધાતાને પરણી તે બંનેને પુત્રો થયા. ૧ ને પ્રાણ નામે ને બીજાને મૃકંડ નામે થયો. મૃકંડને મનસ્વિનીથી હું ( માર્કંડેય ) પુત્ર થયો છું. મારે ધૂમ્રવતી નામે સ્ત્રી છે; તેથી મને વેદશિરા નામે પુત્ર થયો. પ્રાણનો પુત્ર દ્યુતિમાન, તેનો અજરા, ને તેને અનેક થયા. મરીચિની સ્ત્રી સંભૂતિને પૌર્ણમાસ નામે પુત્ર થયો. તેને વિરજા, ને પર્વત બે પુત્રો થયા. અંગિરાની સ્ત્રી સ્મૃતિને સિનીવાલી, કુહુ, રાકા, ને અનુમતી નામે કન્યા થઇ. અત્રિની સ્ત્રી અનસૂયાને કલ્મષ વિનાના સોમ, દુર્વાસા, દત્તાત્રેય નામે ત્રણ પુત્રો થયા. પુલસ્ત્યને પ્રીતિથી એક બીજો દત્ત નામે

પુત્ર થયો. એ દત્ત સ્વાયંભુવ મન્વંતરમાં પૂર્વ જન્મે અગસ્ત્ય કહેવાતો હતો. પુલહ પ્રજાપતિની સ્ત્રી ક્ષમાને કર્દમ, અર્વવીર, સહિષ્ણુ, ત્રણ પુત્રો થયા ક્રતુની ભાર્યા સન્નતિને ઉર્ધ્વરેતા એવા ૬૦ હજાર પુત્રો થયા. તે વાલખિલ્ય ઋષિયો હતા. વસિષ્ઠની સ્ત્રી ઊર્જાને રજ, ગાત્ર, ઉર્દ્ધ્વબાહુ, સબલ, અનઘ, સુતપા, ને શુકલ, એ સાત પુત્રો થયા. એ ૭ સપ્તર્ષિઓ કહેવાય છે. બ્રહ્માના મોટા પુત્ર અગ્નિને સ્વાહાથી ૩ પુત્રો થયા. પાવક, પવમાન, જળભક્ષકશુચિ. એ ત્રણની સંતતિમાં બીજા ૪૫ અગ્નિ કહેવાય છે. એ ૪૫ ને ત્રણ પુત્રો તથા ૧ અગ્નિ પોતે મળીને ૪૯ અગ્નિ છે. પિતૃઓ અને સ્વધાથી મેના અને વૈધારિણી નામે કન્યાઓ થઇ. એ રીતે દક્ષ કન્યાના સંતાનોનો વિસ્તાર કહેવાય છે.

## અધ્યાય ૫૩ મો.

૧ મન્વંતર–૩૦૬૭૨૦૦૦૦ માનુષી વર્ષનો છે. સ્વાયંભુવ, સ્વારોચિષ, ઔત્તમ, તામસ, રૈવત, અને ચાક્ષુષ, એ છ મનુ થઇ ગયા. પછી આ કથા માર્કંડેય ક્રોષ્ટુકિને કહેતાહતા તે વખતે સાતમો વૈવસ્વતમનુ ચાલતો હતો ને તે પછી પાંચ સાવર્ણિક, રૌચ્ય, ભૌત્ય, એ મનુઓ થવાના હતા. સ્વાયંભુવમનુને દશપુત્રો હતા, તેથી પૃથ્વી વ્યાપ્ત હતી. એજ મનુમાં ત્રેતાયુગના આરંભમાં સ્વાયંભુવ મનુના પૌત્ર પ્રિયવ્રતના પુત્રોથી વિશ્વ વ્યાપ્ત થયું હતું. પ્રિયવ્રતની સ્ત્રી પ્રજાવતીને ૧ કન્યા થઇ તે પ્રજાપતિ કર્દમ ઋષિને પરણી પ્રિયવ્રતને ૧૦ પુત્રો ને બે કન્યા હતી. ૧૦ નાં નામો આગ્નિધ્ર, મેધાતિથિ, વપુષ્માન, જ્યોતિષ્માન, દ્યુતિમાન્, ભવ્ય, ને સવન, તથા મેધા, અગ્નિ, ને બાહુમિત્ર, આ છેલા ત્રણ યોગી થયા હતા ને પેલા ૭ પુત્રો દ્વીપોના રાજા થયા. આગ્નિધ્ર જંબુદ્વીપનો રાજા, મેધાતિથિ પ્લક્ષદ્વીપનો, વપુષ્માન શાલ્મલિદ્વીપનો, જ્યોતિષ્માન કુશ દ્વીપનો દ્યુતિમાન ક્રૌંચ દ્વીપનો, ભવ્ય શાક દ્વીપનો, ને સવન પુષ્કર દ્વીપનો રાજા થયો હતો. સવનને મહાવીન ને ધાતકી બે પુત્રો થયા. ભવ્યને ૭ પુત્રો હતા, જલદ, કુમાર, સુકુમાર, મનીવક, કુશોત્તર, મેધાવિ ને મહાદ્રુમ. સર્વના નામોપરથી તે તે ખંડોનાં નામો પડયાંછે. દ્યુતિમાનને પણ ૭ પુત્ર થયા. કુશલ, મનુગ, ઉષ્ણ, પ્રાકાર, અર્થકારક, મુનિ, ને દુંદુભિ છે. એજ નામના ૭ ખંડો ક્રૌંચ દ્વીપના થયા. જ્યોતિષ્માનના ૯ પુત્રો–ઉદ્ભિદ, વૈહાવ, સુરથ, લંબન, ધૃતિમત, પ્રાકર, અને કાપિલ. વપુષ્માનના ૭ પુત્રો થયા. શ્વેત, હરિત, જીમૂત, રોહીત, વૈદ્યુત, માનસ, અને કેતુમાન. એ સાત ખંડોના પતિયો થયા છે.

અધ્યાય ૫૪ મો.

હવે ભૂગોલ વર્ણન કહેવાય છે: આખી પૃથ્વી ૫૦ કોટીની છે. સાતે દ્વીપોને ક્રમસર કહેલા છે, તે એકેકથી બમણા મોટા છે. ને તે સાતેને ફરતા ક્રમસર સાત સમુદ્રો છે. ૧ લવણ, ૨ શેરડીનોરસ, ૩ સુરા, ૪ ઘૃત, ૫ દહી, ૬ દુધ, ને ૭ જળ. જંબુદ્રીપ ૧ લક્ષ યોજનમાં છે. તેમાં હિમવાન્, હેમકૂટ, ઋષભ, મેરૂ, નીલ, શ્વેત, ને શ્રૃંગી, એ સાત પર્વતો છે. મધ્યમાં ઇલાવૃતખંડ અર્ધ્ધ ચંદ્રાકાર છે. તેની પૂર્વે ભદ્રાશ્વ ને પશ્ચિમે કેતુમાલ છે. ઇલાવૃતના મધ્યમાં મેરૂ પર્વત ૮૪૦૦૦ યોજન ઉંચો છે. એ પર્વત પૃથ્વીમાં ૧૬ હજાર યોજન નીચે ગયેલો છે. તે પોહોળો પણ ૧૬ હજાર યોજન છે તે કોડીયાની આકૃતિવાળો હોવાથી મથાળેથી તે ૩૨ હજાર યોજન પોહોળો છે. તે પૂર્વેથી શ્વેત, એમ ક્રમે ચારે દિશામાંથી શ્વેત, પીત, કૃષ્ણ, ને રક્ત છે. તેના આધાર પર્વતો નીચે પ્રમાણે છે: મંદર, ગંધમાદન, વિપુલ, સુપાર્શ્વ; મંદરમાં કદંબ, ગંધમાદનમાં જાંબુ, વિપુલમાં પિપળ, તે સુપાર્શ્વમાં વડવૃક્ષ છે. વળી પૂર્વે જકર ને દેવકૂટ પર્વતો તથા પશ્ચિમે નિષધ ને પારિયાત્ર, દક્ષિણમાં હિમવાન ને કૈલાસ પર્વતો છે. ઉત્તરે શ્રૃંગવાન ને જારૂધિ પર્વતો છે. ભદ્રાશ્વખંડમાં હયગ્રીવ વિષ્ણુ, ભરતખંડમાં કૂર્મ, કેતુમાલમાં વરાહ, ને ઉત્તર કુરૂમાં મત્સ્યરૂપે વિષ્ણુ રહેલા છે.

અધ્યાય ૫૫ મો.

મંદરાદિચાર પર્વતોનાં ક્રમસર ચારવનો:-પૂર્વે ચૈત્રરથ, દક્ષિણે નંદન, પશ્ચિમે વૈભ્રાજ, ઉતરે સાવિત્ર વન છે. પૂર્વમાં અરૂણોદ, દક્ષિણે માનસ, મેરૂની પશ્ચિમે શીતોદ, ને ઉતરમાં મહાભદ્ર સરોવરો છે. શીતાંત, ચક્રમુંજ કુલ્રીર, સુકંકવાન્, મણિશૈલ, વૃષવાન્, મહાનીલ, ભવાચલ, સબિંદુ, મંદર, વેણુ, તામસ, નિષધ, ને દેવશૈલ, એ મંદરાચળની પૂર્વે છે. ત્રિકૂટ, શિખરાદ્રિ, કલિંગ, પતંગ, રૂચક, સાનુમાન્, તામ્રક, વિશાખવાન્, શ્વેતોદર, સમૂલ, વસુધાર, રત્નવાન્ એકશ્રૃંગ, મહાશૈલ, રાજશૈલ, પિપાઠક, પંચશૈલ, કૈલાસ, ને હિમવાન્, એ મેરૂની દક્ષિણે છે. સુરક્ષ, શિશિરાક્ષ, વૈદૂર્ય, કપિલ, પિંજર, મહાભદ્ર, સુરસ, કપિલ, મધુ, અંજન, કુકકુટ,કૃષ્ણ, પાંડુર, સહસ્રશિખર, પારિયાત્ર, ને શ્રૃંગવાન્ એ પશ્ચિમે છે. ને મેરૂની ઉત્તરે શંખકૂટ, વૃષભ, હંસનાભ, કપિલેંદ્ર, નીલ, સ્વર્ણશ્રૃંગી, પુષ્પક, મેઘ, વિરજાક્ષ, વરાહાદ્રિ, મયૂર, ને જારૂધિ છે. ભરતખંડ કર્મ ભૂમિ છે. બીજામાં પાપ પુણ્યનાં ફળ છેજ નહીં.

### અધ્યાય ૫૬ મો.

આકાશમાંથી નારાયણના ચરણમાંથી ગંગા પડવામાંડી તેનો એકપ્રવાહ પૂર્વમાં સીતા નામે ચાલ્યો, તે મેરૂપર પડીને, ચૈત્રરથ વનમાં થઇને અરૂણોદ સરોવરમાં મળી તેમાંથી પણ નીકળી ભદ્રાશ્વખંડમાં થઇને સમુદ્રમાં ગયો છે. બીજી અલકનંદા તે દક્ષિણે ગંધમાદનપર પડીને, નંદન વનમાં થઇને, માનસ સરોવરમાં થઇને હિમવાન પર્વતમાં પેઠી, ને ત્યાં તેને શંભુએ જટામાં વીંટી લીધી; પછી ભગીરથ રાજાની સ્તુતિથી શંભુએ છોડી, ને દક્ષિણ સમુદ્રમાં મળી. ત્રીજી સુચક્ષુગંગા વિપુલ પર્વતપાર પડીને શીતોદ સરોવરમાં જઇને, પશ્ચિમે કેતુમાલ દેશમાં થઇને, ક્ષાર સમુદ્રમાં ગઈ. ઉતરે મહા નદી ગંગા સુપાર્શ્વ પર્વત ઉપર પડીને ભદ્રોત્સા નામ ધારણ કરીને સવિતા વનમાં જઇને, મહાભદ્ર સરોવરમાં થૈને, શંખકૂટ પર્વતપર જૈને, વૃષભાદિ પર્વતોપર પડીને, ઉત્તરકુરૂ દેશમાં થૈને, મહાસાગરમાં પડી. કિંપુરૂષાદિ આઠ ખંડોમાં જમીનમાંથી જલ નીકળે છે. ને ભરતખંડમાંજ મેઘ તો આવે છે.

### અધ્યાય ૫૭ મો.

ભરતખંડના નવ દ્વીપોછે. તે સર્વે સમુદ્રથી વીટાયલા છે. ઇંદ્ર, કશેરૂમાન્, તામ્રપર્ણ, ગભસ્તિમાન્, નાગ, સૌમ્ય, ગાંધર્વ, વારૂણ, અને ૯ મો આ (ભરતખંડ). ભારતખંડની પૂર્વમાં ભીલ, પશ્ચિમે યવન, બ્રાહ્મણાદિ ચતુર્વર્ણ મધ્યમાં. મહેંદ્ર, મલય, સહ્ય, શુક્તિમાન્, ઋક્ષ, વિંધ્ય, ને પારિયાત્ર એજ કુલ પર્વતો છે. એ સિવાય કોલાહલ, વૈભ્રાજ, દર્દુરાચળ, વાતરંવન, વૈદ્યુત, મૈનાક, સ્વરસ, તંગપ્રસ્થ, નાગગિરિ, રોચન, પાંડુરાચળ, પુષ્પ, દુર્જયંત, રૈવત, અર્બુદ, ઋષ્યમૂક, ગોમંત, કૂટશૈલ, કૃતસ્મર, શ્રી પર્વત, મકોર ઇત્યાદિ છે. મુખ્ય નદીઓ-ગંગા, સરસ્વતી, સિંધુ, ચંદ્રભાગા, યમુના શતદ્રુ, વિતસ્તા, ઈરાવતી, કુહૂ, ગોમતી, ધૂતપાપા, બાહુદા, દૃશદ્વતી, વિપાશા, દેવિકા, ચક્ષુ, નિશ્ચીરા, ગંડકી, ને કૌશિકી છે. તે સર્વે હિમાલયના મૂળમાંથી નીકળી છે. વેદસ્મૃતિ, વેદવતી, વૃત્રઘ્ની, સિંધુ વેણવા, સાનંદની, સદાનીરા, મહી, પાશ, ચર્મણ્વતી, નૂપી, વિદિશા, વેત્રવતી, ક્ષિપ્રા, ને અવંતી, તે પારિયાત્રમાંથી નીકળી છે. શોણ મહાનદી, નર્મદા, સુરથા, અદ્રિજા, મંદાકિની, દશાર્ણા, ચિત્રકૂટા, ચિત્રોત્પલા, તમસા, કરમોદા, પિશાચિકા, પિપ્પલી, શ્રોણિ, વિપાશા, વંજુલા, મેરૂજા, શક્તિમતી, શકુલી, ત્રિદિવા, ક્રમુ, સ્કંધપાદ પ્રસૂતા, વેગવાહિની, ક્ષિપ્રા, પયોષ્ણી, નિર્વિંધ્યા, તાપી, નિષધાવતી, વેણ્યા, વૈતરણી, સિનીવાલી, કુમુદ્વતી, કરતોયા,

મંદગામિની, દુર્ગા, ને અંતશિવા, એ સર્વે વિંધ્યાચળમાંથી નીકળી છે. ગોદાવરી, ભીમરથી, કૃષ્ણા, વેણ્યા, તુંગભદ્રા, સુપ્રયોગા, વાહ્યા, ને કાવેરી, એ સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી છે. કૃતમાલા, તામ્રપર્ણી, પુષ્પજાતી, ને ઉત્પલાવતી મલયાચળમાંથી નીકળી છે પિતૃકુલ્યા, સોમકુલ્યા, ઋષિકુલ્યા, ઇક્ષુકા, ત્રિદિવા, લાંગુલિની, ને વંશકરા, મહેંદ્રાચળમાંથી નીકળે છે ઋષિકુલ્યા, કુમારી, મંદગા, મંદવાહિની, કૃપા, ને પલાશિની, શક્તિમતમાંથી નીકળે છે. મત્સ્યદેશ, કૂટ, કુલ્ય, કુંતલ, કાશી, કોશલ, અથર્વ, અર્કલિંગ, મલક, ને વૃક તે મધ્ય દેશોછે. બાહ્લીક, વાટધાના, આભીર, કાલતોય, અપરાંત, શૂદ્ર, પલ્લવ, ચર્મખંડિક, ગાંધાર, યવન, સિંધુ, સૌવીર, મદ્ર, શતદ્રુજ, કલિંગ, પારદ, હારભૂષિક, માઠર, બહુભદ્ર કૈકેય, દશમાલિક, એ ક્ષત્રિયોથી વસેલા છે. વેશ્ય શુદ્રના દેશો આછે. કાંબોજ, દરદ, બર્બર, હર્ષવર્ધન, ચીન, તુષાર, બહુલ, બાહ્યતોનર, આત્રેય, ભરદ્વાજ, પુષ્કલ, કશેરૂક, લંપક, શૂલકાર, ચુલિક, જાગુડ, ઔપધ, અનિભદ્ર છે. કિરાત લોકોના દેશો તામસ, હંસમાર્ગ, કાશ્મીર, તુગન, શુલિક, કુહુક, ઊર્ણ, ને દર્વ આ દેશો ઉત્તરમાં છે. પૂર્વના દેશો આ પ્રમાણેછે અધારક, મુદકર, અંતગિરિ, બહિર્ગિરિ, પ્રવંગ, રંગેય, માનદ, માનવર્તિક, બ્રહ્મોત્તર, પ્રવિજય, ભાર્ગવ, જ્ઞેયમલ્લક, પ્રાગ્જ્યોતિષ, મદ્ર, વિદેહ, તામ્રલિપ્તક, મલ્લ, મગધ, ગોમંત. દક્ષિણના દેશો પુંડ્ર, કેવલ, ગોલાંગુલ, શૈલૂષ, મૂષિક, કુસુમ, નામવાસક, માહારાષ્ટ્ર, ને માહિષક, કલિંગ, આભીર, વૈશિક્ય, આટવ્ય, શબર, પુલિંદ, વિંધ્યમૌલેય, વૈદર્ભ, દંડક, પૌરિક, મૌલિક, અશ્મક, ભોગવર્ધન, નૈષિક, કુંતલ, અંધ્ર, ઉદ્ભિદ, અને વનદારક પશ્ચિમના —સૂર્યરિક, કાલિબળ, દુર્ગ, અનીકટ, પુલિંદ, સુમીન, રૂપપ, સ્વાપદ, કુરૂમિન, કઠાક્ષર દેશો, નાસિક્ય, નર્મદાની ઉત્તરના સર્વે દેશો, ભીરૂકચ્છ, માહેય, સારસ્વત, કાશ્મીર, સુરાષ્ટ્ર, અવંત્ય, ને અર્બુદ, વિંધ્યાચળના પૃષ્ઠપરના દેશો સરજ, કરૂષ, કરેલ, ઉત્કલ, ઉત્તમર્ણ, દશાર્ણ, ભોજ્ય, કિષ્કિંધક, તોશલ, કોશલ, ત્રૈપુર, વૈદિશ, તુંબુર, તુમુલ, પટુ, નૈષધ, અન્નજ, તુષ્ટિકાર, વીરહોત્ર, અવંતે, બીજા પર્વતોના દેશો નીહાર, હંસમાર્ગ, કુરૂ, ગુર્ગણ, ખસ, કુંત, માલગણ, ઊર્ણ, દાર્વ, કૃત્રક, ત્રિગર્ત, ગાલવ, કિરાત, ને તામસ, એવી કર્મભૂમિ ભારતખંડ છે.

અપૂર્ણ.

# आप्तवचन.

(સાંધણ પૃષ્ઠ ૮૬થી)

( અપૂર્ણ ).

૪૭

આ સંસારમાં નાનામાં નાની વસ્તુ પણ બહુ ઉપયોગી છે. એક દિવસે. અમીએ પોતાના પુત્રને કહ્યું, "તે વૃક્ષનું ફળ લાવ અને તેને ભાગી જો તેમાં તને શું માલૂમ પડે છે?" પુત્રે કહ્યું, "કેટલાંક નાનાં બીજ." "તેમાંનું એક ભાંગ અને કહે કે, તેમાંથી શું દેખાય છે." "પ્રિય પિતા, કાંઇ નહિ." અમીએ કહ્યું, "મારા પ્રિય પુત્ર, તને કાંઇ દેખાતું નથી, ત્યાંજ એક મહાન વૃક્ષ વસે છે." આ વસ્તુ નાની છે, માટે તેની ઉપયોગિતા ઓછી છે એ કહેવું કેવળ અયોગ્ય છે.

૪૮

એક મનુષ્ય સ્વર્ગમાં પ્રવેશ કરે છે ત્યાં દેવો બેઠેલા છે તેમની સાથે તે પોતાને એકલો જુએ છે. દેવો તેને આશિર્વાદ આપે છે અને પોતાના આસન સન્મુખ તેને ઇશારતથી બોલાવે છે; પણ તેવામાં તેની અને દેવોને વચ્ચે એક મ્હોટું વાદળું અચાનક ફરી વળે છે. હવે પોતે કોઇ મ્હોટી સમાજમાં છે; એવો એવો તે મનુષ્યને ભાસ થાયછે ગાંડી સમાજ તેને અહીંથી તહીં હાંકી કાઢે છે આથી તે ક્ષણવારમાં ભુલાવામાં પડી ગમે તે માર્ગે દોરાઇ જાય છે. તે હવે પોતાની વિષે કેવી રીતે વિચાર કરી શકે? તે મ્હોટું વાદળું તૂટી જાય છે, અને દેવો તો હજુ આગળની માફક પોતાના આસનપર બેઠેલા જોવામાં આવે છે. તે તેમની સાથે આ સમયે પણ એકલો છે. તેજ મહા પુરૂષ કહેવાય છે કે, જે સમાજના મધ્ય ભાગમાં રહી સંપૂર્ણ આનંદ અને સુખ શાન્તિમાં રહી શકે છે. માયારૂપી આવરણ આવવાથી કાંઇપણ માર્ગે સુઝતો નથી, અને પૂર્વે જે કાંઇ જણાય છે તે બધું જ્ઞાન લુપ્ત થઇ જાય છે; પણ માયાનું તેજ આવરણ તૂટતાં પાછું બધું દિવ્યરૂપે જણાયછે. પરમાત્મા અને આપણને માત્ર આટલોજ અંતરછે.

૪૯

આ દુનિયામાં માણસ એકલો જન્મે છે, મરે છે, પોતાનાં સત્કર્મોનું ફળ ભોગવે છે અને એકલો પોતાના પાપની શિક્ષા મેળવે છે. જ્યારે તે મરી જાય છે ત્યારે તેનું શરીર પૃથ્વીપર પડી ગયેલા વૃક્ષની માફક રહે છે. આટલું છતાં પણ તેની ઉચ્ચ સંસ્કાર પામેલી બુદ્ધિ તેના આત્મા સાથે જાય છે, અને પછી આત્માને

ઉચ્ચ યોનિમાં જન્મ પમાડે છે. આથી ધીમેધીમે અધિકાર પામી મોક્ષ પામવાનું બને છે. ફલસંસર્ગમાત્ર ત્યજી હમેશાં કર્મ કર્યા કરવાં; આમ કરવાથી જ્ઞાન પ્રાપ્ત થઇ ચિત્તશુદ્ધિદ્વારા મોક્ષ પ્રાપ્તિ થશે.

૫૦

સૂર્યનું પ્રતિબિમ્બ પાણીમાં પડવાથી તેવા અનેક સૂર્ય માલૂમ પડેછે. અજ્ઞાની તેમનેજ સૂર્ય કલ્પે છે. તે પ્રમાણે ઈશ્વર જો કે એક છે, તોપણ આ જગતમાં કેટલાક તેને અનેક માની પૂજે છે. જો કે તેમનો આ માર્ગ સીધો નથી, તો પણ આગળ જતાં એકજ માર્ગે તેઓ વળે છે. જેમ સૂર્યાસ્ત થતાં અનેક દેખાતા સૂર્યનો તેમાંજ લય થાય છે, તેમ ઈશ્વરનાં અનેક સ્વરૂપો પણ આખરે એક ઈશ્વરમાં આવી ઉભાં રહે છે. ઈશ્વરની અમુક માર્ગે પૂજા કરવી એ કાંઇ નિયમ નથી, તમે જે માર્ગે તેનું આરાધન કરશો તે, તે સાંભળ્યાવિના રહેશે નહિ. જ્ઞાને કરી એકજ સૂર્યની ખાત્રી થાય છે; તે પ્રમાણે જ્ઞાન થયા પછી એકજ સાચા ઈશ્વરને ભજવાનો માર્ગ જણાય છે.

૫૧

કહે છે કે, સૂર્યના મધ્યભાગમાં પ્રકાશ છે. પ્રકાશના મધ્યભાગમાં સત્ય છે અને સત્યના મધ્યભાગમાં એક અક્ષય પ્રાણી છે. મહાન ઈશ્વર એક ગોળ આકૃતિરૂપ છે. તેનો કેંદ્ર સર્વ સ્થળે એક સરખા પ્રમાણમાં છે. તેનો પરીઘ ચાહીં તહીં છે. પણ એક રીતે જોતાં ઈશ્વરને પ્રેમરૂપ કહીએ તો ચાલે તેવું છે. પ્રેમ માયાળુ છે. તે કોઇની ઇર્ષ્યા કરતો નથી. તે પોતાનું કાંઇ શોધતો નથી, તેમ એકદમ ક્રોધે ભરાતો નથી. તે અનિષ્ટની વાંછા રાખતો નથી. સત્ય દેખી હર્ષ પામે છે. તે સર્વ ચિજ રાખે છે, માને છે, આશા રાખે છે અને વળી સહન કરે છે. પ્રેમ કોઇ દિવસ નિષ્ફળ જતો નથી. જો કે આશા, શ્રદ્ધા અને પ્રેમ ત્રણેનો એકજ પ્રદેશ છે, તોપણ તેમાં પ્રેમ શ્રેષ્ટ છે. એજ નિઃસ્વાર્થ પ્રેમ છે. આ પ્રેમથી મોક્ષ પર્યંત માર્ગ સાધી શકાય છે. એક સમાન ભાવ આ પ્રેમનુ મુખ્ય લક્ષણ કહી શકાય.

૫૨

વર્ષારૂતુમાં સંધ્યાનો સમય થયો ન હોય, તે પહેલાં ક્વચિત્ સ્વચ્છ આકાશમાં મેઘનાં ટોળેટોળાં ચડી આવી સુર્યને ઘેરી લે છે. આ વખતે જો આપણે દિવાનખાનામાં બેઠા હોઇએ, તો કેવળ અંધાર જણાયછે. આથી દીવો પ્રકટવાની

જરૂર પડેછે. જેમ સંધ્યા પછી રાત્રીનો વખત નજીક આવતો જાયછે, તેમ બહારના અંધકારવાળા પ્રદેશમાંથી દિવાનખાનામાં માખી જેવાં અસંખ્ય નાનાં જંતુઓ ઉડી આવતાં જણાય છે, અને પાછા થોડીવાર સુધી આસપાસ ફરી અંધકારમાં ઉડી જાય છે. આપણે તેને જોઇએ છીએ, પણ તેઓ કયાંથી આવ્યાં અથવા તો બહારના અંધકારમાં કયાં જાય છે, તે બરાબર આપણે કહી શકતા નથી. આ પ્રમાણે માનવજીવન છે. તે થોડીવાર સુધી પ્રકાશમાં દેખાય છે, પણ આ જીવન પૂર્વે શું બન્યું અથવા તો પછી શું બનવાનું છે તે આપણે જાણતા નથી. અંધકારવાળા પ્રદેશમાંથી આવ્યા છીએ અને અંધકારવાળા પ્રદેશમાં જવાનું છે. માત્ર એટલુંજ જાણવાનું કે, જેનામાં સારાસાર વિચાર કરવાની વિવેક બુદ્ધિ તેમજ પ્રેમ અને જ્ઞાન હશે તે વધારે વખત પ્રકાશમાં રહી આનંદ પામશે અને બીજા થોડીવાર માત્ર ઝગઝગી અંધકારમાં લુપ્ત થશે.

૫૩

અમુક માર્ગ સારો નથી ત્યાં જવાથી પોતાને હાનિ થવા સંભવે છે, એમ જાણતાં છતાં તે અનુભવના સ્થાનપર પ્રીતિ રાખી તેમાં નિયુક્ત થવું એજ મૂર્ખત્વ છે. ઝાડના થડના પોલમાં અગ્નિ હોય, તો તે ઝાડ કયાંથી લીલું છમ દેખાય? મનમાં અમુક પ્રકારની કોઇપણ આસક્તિ રહેવી એજ દુઃખનું કારણ છે. તે કામ જ્યારે તમે નહિ કરવાનો નિશ્ચય કર્યો છે, ત્યારે શા માટે તે કામની રોજી જાણવા ઉત્સુક રહેવું જોઇએ તેજ ઉત્સુકતા છેવટે કામ કરવાને પ્રેરે છે. કોઇપણ વસ્તુપરથી ભાવ ઉઠી ગયા પછી તેનો સંસગ રાખવો, એજ તે વસ્તુપર ચાહ રાખવા સમાન છે.

૫૪

જેમ ડોળી મૂકેલું પાણી પોતાની મેળે સ્વચ્છ તેમજ સ્થિર થાય છે, તે પ્રમાણે મનુષ્યનું મન અમુક વખત દરમ્યાન શાન્ત પડે છે. તમે તમારા મનને શાંત રાખી શકો, તેના કરતાં તમે તેને લાંબા વખત સુધી સ્વચ્છ રાખી શકશો નહિં, જો તે સ્વચ્છ હોય તો તમે તેને સ્વચ્છ રાખશો, અને જો તે શાન્ત હોય, તો તેમાં એક પણ પત્થરો ફેંકી તેની શાન્તિનો ભંગ કરતા નહિ.

૫૫

આપણું જીવન એક ગર્વિષ્ટ નૃપતિ અથવા તો પ્રપંચી રાજ્યકારી તરીકેની લાલસા તૃપ્ત કરવાને, અતિશય ધન મેળવવાને, ગુમાની મૂર્ખના ગર્વને સંતોષ આપવાને અને આપણા ન્યાયી અથવા તો અન્યાયી લાભના સર્વ રિપુઓને કચડી

નાણનાને બહુજ હક છે સાંજ પછી સવાર અને સવાર પછી સાંજ એ પ્રમાણે આયુષ્ય હક થતાં બાલ્યાવસ્થાથી છેક વૃદ્ધાવસ્થાએ પહોંચે છે ગમે તે હોય, પણ પરમાત્માએ આપણને પ્રમાણિકપણું, ધૈર્ય, વિવેકાદિ સદ્‌ગુણો મેળવવાને પૂરો વખત આપ્યો છે. જે આવા અમુલ્ય વખતનો ગેર ઉપયોગ કરે છે, તેજ અજ્ઞાની છે.

૫૬

સિંધવના કટકાને પાણીમાં નાખ્યાથી તે તેમાં ગળી જાય છે અને માત્ર લવણ અનુભવાય છે તેવી રીતે આ સર્વ પ્રાણી મૂળ વસ્તુમાંથી જુદાજ રૂપમાં ઉત્પન્ન થઈ તેમાંજ સમાય છે (મારૂં અને તારૂં) એજ મમતા મહાન બંધન છે આ બંધનથી સાર અસાર, ઇષ્ટ અનિષ્ટ અને સુખ દુઃખરૂપે ભાસે છે.

૫૭

નિચ માણસનું નમન સદા દુઃખદાયક છે. બિલાડીના નમવાથી ઉંદરના પ્રાણનો સંહાર, સર્પના નમવાથી કરડવાનો ઝેરી ડંશ અને મૃત્યુ અને શ્વાનના નમવાથી બિલાડીનો નાશ થયા વિના રહેતો નથી. એજ પ્રમાણે નિચ માણસોનો જગપણું પ્રસંગ ભયપ્રદ છે. નાનો પણ અગ્નિનો તણખો આખા વનને દગ્ધ કરી અનેક પ્રાણીઓની હત્યા કરે છે નિચ માણસ સાથે જન બોલવું, એ પણ હાનિકારક છે

૫૮

જ્યારે આપણે જરાવસ્થા વિષે વિચાર કરીએ છીએ, ત્યારે તે ચાર કારણોથી દુઃખી ધારવામાં આવેછે પ્રથમ તે કાર્ય કરવાની શક્તિ મંદ પાડે છે બીજું તે શરીરને વધારે ક્ષીણ કરે છે, ત્રીજું તે સર્વ પ્રકારના મનોવિકાર હરી લે છે, અને ચોથું તે શરીરને મૃત્યુથી વધારે દૂર રાખતી નથી વિચાર કરો કે. ચાર કારણોમાંના દરેક કેવાં મ્હોટાં અને દુઃખદાયક છે. આ જીંદગીની કેટલીક જંજાળમાંથી મુક્ત રહેવા માટે દરેકને અવકાશ અને શાન્તિ મેળવવાનો હક છે આવી લાગણી માં કાંઈપણ અનિષ્ટ સમાયેલું નથી બીજું કારણ તનદુરસ્તીની ખામી બતાવેછે. ત્રીજા કારણમાં કહી શકાય કે, જરાવસ્થા, બધી અવસ્થામાં જે કાંઇ મેળવેલું છે તેની વારસ છે, એટલે સર્વ મનોવિકાર તેમાં શમી જાય છે ચોથા કારણમાં કાંઈપણ જડતું નથી, પણ જીર્ણ થયેલું વસ્ત્ર ક્યાં સુધી ટકે ? તે ભેજ ખાઈખાઈને જળી ગયા વિના રહે નહિ માટે આ અવસ્થામાં પારલૌકિક હિત સાધના માટે મૃત્યુ રીતે તત્પર બની ઈશ્વર ભક્તિ પરાયણ રહેવું, એજ ઉત્તમ માર્ગ છે.

૫૯

મૃત્યુ એક એવા પ્રકારની મીઠી નિદ્રા છે કે, જેમાં મનના સ્વાસ્થ્યનો ભંગ થઇ સ્વપ્નરૂપી સૃષ્ટિ રચાઇ હર્ષ શોકના પ્રસંગો આવતા નથી. મૃત્યુરૂપી નિદ્રા કેવળ શાન્ત સમાધીરૂપ છે. કોઇપણ માણસને એવી એક રાત્રી ચૂંટવા દો કે, જેમાં સ્વપ્ન આવી અનેક રંગો તેની દૃષ્ટિ સમીપ ભજવાયા ન હોય, અને પછી તેની જીંદગી દરમ્યાન કોઈપણ બીજા દિવસો તેમજ રાત્રી, કરતાં વધારે સુખદાયક નિવડયાં હોય તેનો પ્રશ્ન પૂછો. આ પરથી જણાશે કે, કોઇપણ માણસ—ગમે તો મહાનૃપતિ જડશે નહીં, કે જેણે સ્વપ્ન વિના શાન્ત મીઠી નિદ્રામાં બધા દિવસ અથવા રાત્રી વ્યતિત કર્યાં હોય. મૃત્યુ આની માફક છે. મૃત્યુ અનાયાસે પોતા ભણી આકર્ષે છે, અનંતકાળની સ્થિતિ પ્રાપ્ત કરવાને માત્ર એકજ રાત્રી છે. અસ્ત થવાનો વખત એક પળેજ આવશે આપણને તેના આકર્ષણનો માર્ગ લીધા વિના છૂટકો થશે નહીં આપણે મરીશું અને બીજા જીવતા રહેશે એમાં કયું સારૂં છે, એ માત્ર પરમાત્મા જાણેછે. કહેછે કે, સદ્ગુણીનો આત્મા પરમાત્માના હાથમાં છે, અને તેને કોઇ સ્પર્શ કરી શકતું નથી. અજ્ઞાનીની દૃષ્ટિમાં એમ આવે છે કે, તે મૃત્યુ પામતાં દેખાય છે. અને તેનું ગમન માત્ર દુઃખમાંથી મુક્ત થવા માટે અને આપણાથી જુદાજ પ્રકારની જંજાળમાં પડવા વાસ્તે છે. આ સર્વ ખોટું છે. સર્વ સ્થળે સદ્ગુણનો જય છે. સદ્ગુણીનો આત્મા અખંડ શાન્તિમાં ઉપશમ પામશે.

૬૦

વર્ષાઋતુની પેઠે શરદૃતુમાં પણ સ્વચ્છ આકાશમાં એકાએક અનેક વાદળાંઓ ચઢી આવી ગર્જના કરે છે, પણ વર્ષાદનાં આવી રીતે સર્વ ચિન્હો છતાં પાણીનું એક પણ ટીપું પૃથ્વીપર ઝરતું નથી. ઉલટી રીતે વર્ષાૠતુમાં ગર્જના કર્યાવિના વાદળાં બહુ વર્ષે છે, અને પૃથ્વીને જલમય કરી મૂકે છે આ પ્રમાણે જે નીચ માણસો હોય છે, તેઓ મોઢેથી બડાઈની વાતો હાંકી તત્ક્ષણ પોતાનું મહત્વ દર્શાવવા પ્રયત્ન કરે છે, પણ તેમાંનું કાંઇ કરતા નથી. ઉલટી રીતે જે સજ્જન છે, તે કાંઈપણ આત્મ પ્રશંસા કર્યાવિના કાર્ય કહી બીજાની દૃષ્ટિમાં પોતાના મહત્વને અવકાશ આપે છે. જ્યાં ખોટી રીતે બોલવાના ચાતુર્યપર બુદ્ધિનો વ્યય થતો હોય, ત્યાં તેના તરફથી કાર્યની આશા રાખવી કેવળ વ્યર્થ છે.

૬૧

આપણે ઇન્દ્રિયોને વશ રાખવી પણ તેમને વશ થવું નહીં. ઇંદ્રિયોના બળથી મનુષ્યની બુદ્ધિ ભ્રષ્ટ થતી જાય છે અને વિવેક પણ નાશ પામેછે. ઇંદ્રિયોને વશ રાખ્યાથી મનુષ્ય ઈર્ષ્યા અને ક્રોધ થી બળતો નથી. જેમ પોતાના માર્ગમાં વાવાઝોડું તથા વાદળાંઓની અનેક અડચણો નડતાં છતાં સૂર્ય હમેશની માફક પોતાની ગતિ લે છે, તેમ જે મનુષ્ય વિવેકી અને ઇન્દ્રિય નિગ્રહી છે તેને પછી કોઇ રિપુ હેરાન કરતો નથી. તે નિત્ય અનેક આપત્તિ વેઠે છે, તથાપિ સદ્‌માર્ગેજ વળે છે.

૬૨

જેમ ગધેડો ખરાબ પદાર્થ સાથે મેળવીને નિર્મળ પાણીનું પાન કરે છે, તે પ્રમાણે મૂર્ખ માણસો આ સંસારમાં સારરૂપ દેખાતી વસ્તુઓનો પરિત્યાગ કરી અસાર ગ્રહણ કરેછે. મધમાખીની પેઠે દરેક પદાર્થમાંથી સાર ગ્રહણ કરવો એ સજ્જનનું કર્તવ્ય છે. પુષ્પનો ભેદ નહી રાખતાં તેમાંથી મધુ ચૂસી એકઠું કરવું એ મધમાખીનો દૃઢ સંકેત જોવામાં આવે છે. હંસ જેમ દૂધ અને પાણીના મિશ્રણમાંથી માત્ર દૂધ પીએ છે, તેમ પ્રત્યેક વસ્તુમાં ગુણદોષ સમાયેલા છે એમ માની ગુણ ગ્રહણ કરવા મૂળ કામને ધિક્કારશો, પણ તેના કર્તાને ધિક્કારતા નહીં. કર્તાના જીવનમાંથી આપણને કાંઇપણ નવું શીખવાનું મળ્યા વિના રહેશે નહી.

૬૩

આપણે ચોતરફ વાતા પવનના નાદરૂપ છીએ. જે નાદ આશ્રય માટે પ્રાર્થના કરતો હોય એમ લાગે છે, પણ આશ્રય તેને કદી મળતો નથી. પવનરૂપ આપણું ક્ષણભંગુર જીવન સમજો, જે જીવનમાં આર્જવ–આક્રંદ ઘાત–પ્રત્યાઘાત, દુઃખ અને સુખ આવ્યા કરે છે. ખરેખર મનુષ્યનું જીવન અધિ વ્યાધિ ઉપાધિથી ભરેલુ છે. આથી નિર્ગુણ મોક્ષપદ સંપૂર્ણ જ્ઞાન થયા વિના પ્રાપ્ત થાય એવી આશા રાખવી કેવળ વ્યર્થ કહી શકાય.

સંપૂર્ણ.

# पुस्तकोनी पहोंच.

ભગવદ્ગીતા—(An Introduction to an Exposition of the Philosophy of the Bhagavad Gita). જુનાગઢના લીપર અસાઇલમના મેડિકલ ઑફિસર ડાકટર છગનલાલ ગુલાબદાસ કાજીએ અંગ્રેજીમાં ભગવદ્ગીતા ઉપર વિસ્તૃત ટીકા લખી છે, તેના ઉપોદ્‌ઘાતની એક પ્રતિ અમને મળી છે. ભગવદ્ગીતાનો ગ્રંથ આજકાલ આખી દુનિયાંમાં લગભગ સર્વ માન્ય જેવો થઈ પડયો છે, અને તેનાં લગભગ દુનિયાંની સઘળી ભાષામાં ભાષાંતરો થયાં છે. તેમાં શ્રી કૃષ્ણે અર્જુનને દીધેલ બોધમાં અતિ ઉત્તમ જ્ઞાન સમાયલું છે. આ વિષય ઉપર આજકાલ થીઓસોફિકલ સોસાઇટીએ ઘણું નવું અજવાળું પાડેલું છે. ગીતાનું અંગ્રેજી ભાષાંતર એક ડેવીસનું કરેલું હતું, પણ ત્યાર પછી તેનાં ઘણાં ભાષાંતરો તથા વ્યાખ્યાનો પ્રસિદ્ધ થયાં છે. આ સર્વમાં ઉત્તમ પ્રકારનું અધ્યા... બતાવનારી ભગવદ્ગીતાની ટીકા પહેલવહેલી હિંદુસ્તાની સમર્થ મહ... ધનાનંદજીની છે. આ ટીકા અતિ વિસ્તારવાળી તથા વખણાય... અંગ્રેજીમાં મદ્રાસના પ્રસિદ્ધ પંડિત વર ટી. સુબારાવે ચાર ભા... ફિકલ્ સોસાઇટીમાં આપેલાં. આ ભાષણો એ ગીતા ઉપર ઘણું જ... પાડેલું છે. અને ઘણા વિદ્વાનોને નવા અર્થથી ચમકાવી દીધા છે, તેમાં પિ... એકતા સ્પષ્ટરીતે બતાવનાર આધ્યાત્મિક જ્ઞાન બતાવ્યું છે. તે પછી જરા... ઘણાં ભાષણો કુંભકોનમના શાસ્ત્રી નીલકંઠે અંગ્રેજીમાં પ્રસિદ્ધ કર્યાં... મિરતના પ્રસિદ્ધ પ્લીડર રામપ્રસાદે પણ એક આર્ટીકલ ઘણો ઉં... વિષય ઉપર લખેલો છે.

માના
એમ આવે
મુક્ત થવા
છે. આ સર્વ
ડ શાન્તિમાં
અનેક
ચિન્હો
રતુમાં
આ

આ સર્વ ભગવદ્ગીતા ઉપરનાં વ્યાખ્યાનો હોઇ તેમાં માત્ર આધ્યાત્મ જ્ઞાન માર્ગ ટૂંકટૂંકમાં બતાવેલ છે; પરંતુ ડાકટર કાજીએ તો પ્રત્યેક શ્લોક ઉપર વિસ્તૃત વ્યાખ્યાનો આપેલ છે. આર્ય શાસ્ત્રોમાં ભગવદ્ગીતા ત્રણ મુખ્ય પ્રસ્થાનોમાં ગણાય છે, બીજાં બે પ્રસ્થાનોમાં બ્રહ્મસૂત્ર તથા ઉપનિષદો છે.

આ ઉપોદ્ઘાતમાં છ મુખ્ય દર્શનોનો જ્ઞાનક્રમ પ્રથમ બતાવેલો છે. ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, મીમાંસા અને વેદાન્ત. વસ્તુરૂપ કાર્યનાં કારણની પરંપરા શોધતે શોધતે ન્યાયે શોળ પદાર્થોને મૂળ કારણ ગણી ત્યાંથી અટકેલ છે. ગૌતમે

આ જ્ઞાન શોળ પદાર્થોના વિભાગો કરી સૃષ્ટિ રચના બતાવી છે, ત્યાર પછી કણાદે એ શોળમાંથી સાત પદાર્થ અટકાવ્યું, એટલે વાસ્તવિક રીતે એક પગથિયું આગળ ગએલ છે. આ બે દર્શનોને હાલની જડપરમાણુ વિદ્યામાં ગણી શકાય હાલનું સાયન્સ પણ એથી આગળ જતું નથી. કપિલદેવે સાંખ્યદર્શન રચ્યું તેમાં ચેતન જ્ઞાન આગળ વધારી ચેતનરૂપ પુરૂષ અને જડરૂપ પ્રકૃતિ, એમ બેજ પદાર્થને આદિ કારણરૂપ માન્યા. તે હાલના સાયન્સ પ્રમાણે Force અને Matter છે. તે પછી યોગ છે, કપિલનું સાંખ્ય અને પતંજલિનો યોગ એકજ વિદ્યા છે, પરંતુ ફેર એટલો છે કે સાંખ્ય તાર્કિક વિદ્યા છે અને યોગ અનુભવ ગમ્ય વિદ્યા છે. અંગ્રેજીમાં જેને થીઅરી (Theory) અને પ્રાક્ટિસ (Practice) કહેછે તે આ બંને વિદ્યાઓ ક્રમસર છે. પછી જૈમિનિએ કર્મથી ધર્મ જ્ઞાનરૂપ મીમાંસાદર્શન રચ્યું. અને પ્રમ ાાં એક ઈશ્વરનુંજ પ્રતિપાદન કર્યું. આમ એક ઈશ્વરે વાત આવી. પણ હજી અસાર લીધે એ ઈશ્વર સગુણ રહેછે. આથી છેવટ વ્યાસે વેદાંત દર્શન રચી નિર્ગુણ સર્જનનું કર્તા ર્શિત કરેલું છે.

એ મધમાખીનું જરા વિવેચન આપીને પછી એ સર્વના સરવાળા રૂપ ગીતાને મિશ્રણમાંથી રચાં ગીતામાં અધિકાર પરત્વે ત્રણ માર્ગ કર્મ, જ્ઞાન અને ભક્તિના એમ માની તેનુ વર્ણન હવે કરેલું છે, અને તેમનો અભેદ ઠીક કરેલો છે. કાગતા નહમાર્ગનાં પરિણામ બતાવેલાં છે કે કર્મ માર્ગનું પરિણામ અત્યંત વિના રહેવાપણું છે, જ્ઞાન માર્ગનું પરિણામ આત્મા પરમાત્માની એકતા—અ- ત્ર છે, અને ભક્તિમાર્ગનું પરિણામ કૈવલ્ય અનન્યત્વછે. આ સર્વ વિસ્તા- આવેલ છે.

કરતોઆ પછી ડા. કાજી પરબ્રહ્મમાં થતી ઉત્પત્તિનો ક્રમ બતાવેછે, અને તેમાં મોક્ષક્રમ માટે બતાવેલ બરફનો દાખલો તથા વીજળીનો દાખલો બહુ સરસ છે. વીજળીની પોઝીટીવ નેગેટીવ શક્તિઓજ ચેતન અને જડ છે. તે એક વીજળીમાં જેમ બે શકિતઓ એકી વખતે રહે છે, તેવી રીતેજ એક બ્રહ્મમાં એ બે શક્તિ છે. આવી રીતે બ્રહ્મ તે સત્, પોઝીટીવ ચિત્ અને નેગેટીવ આનંદ અથવા અચિત્ છે. અને સત્ના પ્રતિબિંબરૂપ ચિત્ને અચિત હોતાં તે બંને અંસત્ કહેવાય છે. આવી રીતે સત્ એક છે તે ચિત્ અચિત્રૂપ બની બે

થાય છે અને તેમાં પોતે વ્યાપકરૂપે રહી જુદું ગણાતાં ત્રણ થાય છે. આ ત્રણની ત્રિપુટી ( Trinity ) છે.

આ એકમાં ત્રણ ગુપ્તપણે ગણી તેને **અવ્યક્ત** (Potencial manifestation) કહેલું છે. એજ શબ્દ બ્રહ્મ છે. આમાંથી **વ્યક્ત** બને છે. આને માટે ડા. કાજીએ ઘણી સારી નવી પરિભાષા (nomenclature) વાપરેલ છે તે નીચે વૃક્ષાકારમાં બતાવી શું:—

| | | |
|---|---|---|
| ૧ | Inconceivable ( પરબ્રહ્મ ). | Beyond Latency. ( તુરિય ). |
| આકાશ. ૨ | Commencement of Latency of Activity. ( અવ્યક્ત—મહત્—પુરૂષ—શબ્દબ્રહ્મ—યોગબુદ્ધિ ). | Latency. (સુષુપ્તિ) |
| વાયુ. ૩ | Plane of Latency of Activity. ( વ્યક્ત—બુદ્ધિ—બ્રહ્મા— સાંખ્યબુદ્ધિ ). | Actual Activity. ( સ્વપ્ન ). |
| અગ્નિ. ૪ | Commencement of the Plano of Impression. ( મનુ—અહંકાર—મન ). | Impression ( જાગ્રત ) |
| જળ. ૫ | Plano of Impression. ( મન—ઇંદ્રિયો ). | |
| પૃથ્વી. ૬ | Plane of Personality. ( તન્માત્રા ). | |
| ૭ | Activity. ( પ્રાણ ) | |

સ્તારથી
છે, તથા

આ પ્રમાણે સૂક્ષ્મ પંચીકરણ કહીને પછી તેમાંથી સ્થૂલ પંચીકરણ બતાવ્યું છે. આ પ્રત્યેક તત્વમાં આગળ આગળ, એમ કરતાં સ્થૂલ શરીર બનવાને દશ માસ લાગે છે. એ વાત સિદ્ધ કરીને હાલના વૈદ્યકશાસ્ત્ર સાથે બહુ સારી રીતે મેળવી આપી છે. આ ગ્રંથ આખો છપાશે તો તે ઘણોજ ઉપયોગી થઇ પડશે.

સરસ્વતીચંદ્ર ભાગ ૩ જો.-અથવા રત્નનગરીનું રાજ્યતંત્ર—કેટલાંએક વર્ષો સુધી સાહિત્યના વાંચકોને ઉત્કંઠિત રાખી, આ ગ્રંથના કર્તા પોતાની નવલ કથાનો ત્રીજો ભાગ બહાર પાડે છે, જે સ્વરૂપમાં પહેલા ભાગનું અમે વિવેચન કર્યું છે તે સ્વરૂપમાં બીજા ભાગોનું વિવેચન કરવાનો સમય આવેલો અમને જણાતો નથી. ગ્રંથકર્તા પ્રસ્તાવનામાં કહે છે કે તેમણે ચોથા ભાગમાં આ ગ્રંથની પૂર્ણાહૂતિ કરવા ધારી છે. આ રીતે જોતાં ગ્રંથની સમાપ્તિ સુધી ખોટી રહી, પછીથીજ આખા ગ્રંથનું વિવેચન કરવું એમ, લેખક અને વાંચક ઉભયને અનુકુળ લાગે. સામાન્ય રીતે જોતાં આ ભાગમાં કાંઇ નવીનજ રંગ ખીલવવાનો પ્રયાસ થયો છે પ્રથમ ભાગમાં સરસ્વતીચંદ્ર જેવા વિદ્વાનનું કુટુંબથી ઉદાસ થવું તથા તેમાંથી ઉદ્ભવતાં તરંગોનું દર્શન કરતાં ન ધારેલો અનનુભૂત સંસારમાં પડતાં અનુભવાર્થીને મળતો અનુભવ, તથા તેમાં પણ લાગતી ક્ષુદ્રતા, તથા તે ક્ષુદ્રતાને ઉત્તેજીત કરતી સાંસારિક વિચિત્રતાઓ એ સંસારમાંથી પણ ધકેલી દેતાં, નવો સંસાર કેવો થશે? તેના તરંગોમાં લીન થએલા આપણે એકથી બીજા તરફ ધક્કા ખાતા રહીએ છીએ.

દ્વિતીય ભાગમાં રાજકીય પ્રપંચને બહુ ન મથતાં એક સદ્ગુણી અને વિદ્વાન ગૃહસ્થ તથા ગૃહિણીના ગૃહસંસારનું ચિત્ર પાડતાં ધારેલા નાયક તથા નાયિકાને સુંદરતા આપવા પટઉપર ચંડીકા દુઃખણા વિગેરે જેવી અનાગતી આર્ય સ્ત્રીઓનાં ચિત્ર પાડી, તેમાં પણ સુંદરણા જેવી સૌમ્ય અકર્મ રસિક સ્ત્રીનું આલેખન કર્યું છે.

સરસ્વતીચંદ્રને તો જંગલમાં રખડાવી રઝળાવી દુઃખી કરી જોગિઓને સોંપી દીધો છે. કુમુદ સુંદરીને નદીમાં વેહેતી મુકી છે. એ રીતે ઉપનાયક અને ઉપનાયિકામાં મસ્ત થઇ ગયેલ કર્ત્તા, નાયક અને નાયિકાના એક દિવસના વૃત્તાંતને લખી તેમને પાછા ન મળી શકે એવા, તેમની દુનિયાંના બે સામસામા છેડા ઉપર રઝળતા મુકે છે.

તૃતીય ભાગમાં, જેનો સંબંધ સંભવિત ન લાગે એવા પ્રકારની બે પર્યેષણાને મેળવી નાખી અંતઃકરણ ઉપર તેમના મિશ્રણથી ઉદ્ભવતા જ્ઞાનનો ભાર મુકાય છે.

સુંદરગિરિના શિખર ઉપર વિષ્ણુદાસ બાવાના મઠમાં 'અલખ અને મ-

પ્રથમ અધિકારીઓની વચમાં ઉત્કૃષ્ટ અધિકારને પહોંચેલ સરસ્વતીચંદ્રને મ-ળવી તત્વજ્ઞાન ઉપર પોતાના વિચાર દર્શાવવાનો પ્રસંગ કર્તાએ આણ્યો છે. કેવલાદ્વૈતથી ભડકીજતા વિદ્વાનો તથા દ્વૈતમાંજ પરાર્થતા માનનારા સામાન્ય જનના મનોના વિરોધ મટાડવા, વિશિષ્ટાદ્વૈતની રીતે નહિં, પણ કાંઇક એથી આડે માર્ગે તેજ માર્ગનું દર્શન ગ્રંથકર્તા કરાવે છે.

રાજ્યતંત્રમાં પ્રાચીન એટલે સો દોઢસો વર્ષ પરની ગુજરાત અને કાઠી-યાવાડની વ્યવસ્થા આ પ્રકારની હતી એમ શિખવી, તેમાં સારાસારતા કેટલી હતી તથા તેમાંથી અમુક માર્ગનું ગ્રહણ કરતાં આજથી પચાસ વર્ષ ઉપર દેશીરાજ્ય કેવા પ્રસંગમાં આવી પડયાં હતાં, તે દર્શાવી, અર્વાચીન સ્થિતિ, દીર્ઘદૃષ્ટિવાળા મલ્લરાજને મુખેથી ભવિષ્ય રીતે કહેવરાવી જાણે ત્રિકાલિક દર્શન કરાવ્યું છે.

ઐતિહાસિક સત્યતા તેમાં કેટલી હશે તે વિચારવાનું આ સ્થાન નથી કલ્પનાનું પ્રમાણ, સાધારણ બળ વાપરી રહ્યું છે. ગમે તેમ હોય તોપણ નવલ કથાના સ્વરૂપને બાજુએ મુકી દેતાં આંતરીય વિચાર આધ્યયન કરવા જેવો છે. ચર્ચાએલા સર્વ પ્રસંગ જે રૂપે ચર્ચાએલા છે તે રૂપમાં નવલ કથાને યોગ્ય નહિ લાગે.

કર્તા આવાં એક બીજાથી દૂર રહેતાં રસિકને શુષ્ક લાગતા, તત્વદર્શન તથા રાજદર્શન જેવાં બે શાસ્ત્રોનું અધ્યયન કરાવતાં પણ રસિકતા વિહીન થઈ જતા નથી.

પ્રથમ ભાગ જેવી કાવ્યની ઉત્તમતા કદાચ આ ભાગનું પ્રથમાવર્તન કરતાં નહિ જણાય, તથાપિ ધ્યાન દઈ વાંચતાં મલ્લરાજ તથા મેનારાણીના પ્રસંગો, તેમજ મણિરાજ તથા કમળા કુમારીના પ્રસંગો સહૃદય વાચકને જરૂર આકર્ષિત એવા છે.

મણિરાજનું સ્વપ્ન તથા મેનારાણીની શિવ સ્તુતિનો પ્રસંગ બહુ આનંદ આપે છે. જરાશંકરનું કેળવણીનું નહિ તથાપિ અનુભવનું જ્ઞાન; ઉદ્ધત, પ્રચંડ રજપૂત પાસે સૌમ્યતાથી તેનો ઉપયોગ અને તે જ્ઞાન રૂપરશ્મિથીજ મલ્લરાજ જેવા બહુ તેજી મસ્ત અશ્વને નિયમમાં ચલાવવાના પ્રસંગો વાંચતાં બહુ આનંદ આવે છે, હાલ તરતનો અમે આટલું કહિશું.

કાઠીયાવાડ કેળવણી કોન્ફરન્સનો રિપોર્ટઃ-વિચક્ષણ રાજ્યકર્તા લાર્ડ રિપનના સમયથી કેળવણીના સંબંધમાં ચર્ચાનો પ્રારંભ થયોછે. એ ચર્ચાનું મહત્વવાળુ પરિણામ હજી આવેલું નથી પરંતુ એ ચર્ચા નવા નવા રૂપમાં થતી રહી છે એ પણ થોડા આનંદની વાત નથી. ઉપર લખેલું કાનફરન્સ પાંચેક વર્ષથી પોતાનું કાર્ય આગળ વધાર્યું જાયછે. જાણે રા. ગોપાલજી સુરભાઇએ આપેલી કેળવણીના બીજનાં હવે અંકુર ફુટવા માંડયા છે. અને તેને જલ સિંચન કરી પ્રફુલ્લ કરવાનુ કાર્ય મી. તરખડે હાથ ધર્યું છે મી. તરખડે કાઠીયાવાડનું કેળવણી ખાતું પોતાના હાથમાં લેતાં ચાલુ ધોરણોમાં શીશી ખામી છે તથા તે કેવી રીતે સુધારી શકાય તેની તજવીજ કરવા માંડી છે. આ તજવીજના પરિણામમાં કેટલીક નાની સભાઓ થઈ એક વિશેષ ફેલાવાવાળી અને સાર્વજનિક સભા સન ૧૮૯૩ ના નવેમ્બર માસમાં વેરાવળ મુકામે મળી. આમાં કાઠીયાવાડ પ્રાંતના રજવાડાઓ તરફના કેળવણી ખાતાના અધિકારીઓ કેટલાક અનુભવીય્યા મહેતાજીઓ સરકારી કેળવણી ખાતાના અમલદારો તથા બીજા પણ વિદ્વાન્ સંભાવિત ગ્રહસ્થો પધાર્યા. આમનો સર્વનો આદર સત્કાર શ્રી સોરઠ સરકાર તરફથી તેમના દીવાન સાહેબે કર્યો. સમાજે કેટલાક દિવસ સુધી મળી પ્રાંતની પ્રાથમિક શાળાઓમાં ચાલતાં ધોરણો વિષે વિચાર કરી તેમાં ફેરફાર સૂચવ્યા છે. કેવળ આડમ્બરે યુક્ત ભાષણો ન કરતાં ખરેખરી મહેનત લઇ આ સમાજે ચાલતી રૂઢિમાં ખાત્રી કાઢી તે વિષે ચર્ચા કરી તે કેવી રીતે સુધરે એ દર્શાવ્યું છે. સમાજે કરેલી સૂચનાઓ અમલમાં આવી કે નહિ તે હજી અમે જાણતા નથી પરંતુ જેવી છે તેવી પણ અમને બહુજ ઉપયોગી લાગેછે. હજી પણ બીજા સમાજો યોજાઇ એ વિષય ઉપર ચર્ચાઓ થતી રહેવાની જરૂર નવાં યોજાએલાં અથવા ખરૂં કહીએ તો જુનાં ઉપરથી સુધરાએલાં ધોરણો ઉપર હાલ બહુ વિવેચન ન કરતાં તે અમલમાં લાવી તેથી થતા લાભાલાભ વિદ્વાનોને નજરે કરવાની અમે આ સમાજના યોજકોને સૂચવીએ છીએ.

* એમર્સનના નિબંધોઃ-કેવળ સ્વાશ્રયથી વિદ્યોપાર્જન કરી સુવિચારી તત્તિથી દૃઢ નિશ્ચય કરી વસ્તુદર્શન કરાવવા પ્રયત્ન કરનાર આ વિદ્વાન અમેરિકન લેખક ઇંગ્લિશ ભાષાના જ્ઞાતાઓને પ્રસિદ્ધ છે. એના સિદ્ધાન્તો ગૂઢ તથા ઉપ-

---

* કર્તાના ટુંકા જીવનચરિત્ર સહિત ભાષાન્તર કરનાર કાઠીયાવાડી.

દેશક છે. એણે લખેલા નિબધોમાંના ઘણાકનું ભાષાન્તર આ લેખકે કર્યું છે. મૂળ કર્ત્તા ઉપર વિવેચન કરવાનું આ સ્થાન નથી. આટલુંજ કહેવું પૂર્ણ થશે કે મૂળ ગ્રંથવાંચવા જેવોછે. એથી સાંસારિકતેમજ પારમાર્થિક વિષયોનું સારૂં જ્ઞાનમળેછે.

ભાષાન્તર સંબંધે લખતાં આનંદથી કહી શકાય છે કેઃ—આ નનામા લેખકે પોતાની શૈલી દિવસાનુદિવસ સુધારી છે. તેમજ આવા કઠિણ ગ્રન્થનું ભાષાન્તર કરતાં રાખવી જોતી સંભાળ રાખી ગ્રન્થ રમ્ય બનાવ્યો છે. આવા ગ્રન્થકાર સર્વ રીતે ઉત્તેજનને પાત્ર છે. શ્રી ભાવનગરના યુવાન મહારાજાને આ ગ્રન્થ અર્પણ કર્યો છે, એમનો આવા વિષયની ચર્ચામાં ઉત્સાહ જોઈ અમને અતિ સંતોષ થાય છે.

કર્મ, જ્ઞાન અને ભક્તિ—આ પુસ્તક વાંચતાં કર્તાની વિદ્વત્તા ઘણીજ પ્રૌઢ દેખાય છે. એમાં મુક્તિ મેળવવાના માર્ગ, આત્માનુસંધાન તથા કર્મ-માર્ગ, જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગની અંતાવસ્થાગાં એકતા, એ વિષયો ઘણીજ બારીકીથી સારા પ્રતિપાદન કરેલા છે. ભગવદ્ ભક્તોના હૃદયમાં જ્ઞાનોકુર કેવી રીતે ખુલે છે તેમજ **કર્મ,જ્ઞાન અને ભક્તિ** એ ત્રણ માર્ગવડે શું શું ગતિ થાય છે તે સંપૂર્ણ રીતે દર્શાવવામાં આવેલું છે. આત્માનું સર્વ વ્યાપ્તિપણું તથા આનંદનો શોધક આત્મા અને આખરે આનંદરૂપ આત્માજ છે એ ગ્રંથકર્તાએ સ્પષ્ટ વર્ણવ્યું છે. આ ગ્રંથમાં જગ્યા જગ્યાએ શ્રીમદ્ ભગવદ્ગીતાના શ્લોકો સારાં વિવેચન કરી ટાંકી બતાવેલા છે. એકંદર મુક્તિ તરફ આ લેખનું વળણ છે જેથી મુમુક્ષુઓને આ ગ્રંથ વાંચવાની હમારી ભલામણ છે.

---

## वेद धर्म सभाने भेट.



શેઠજી કાલીદાસ જુઠાભાઇ જસ્ટીસ ઑફ ધી પીસ થયા તે પ્રસંગે વેદ ધર્મ સભાના ધર્માઉફંડમાં રૂ૨૫) બક્ષીસ આપ્યા તેનો સદુપયોગ થશે.

*

* *

શેઠ ગીરધરભાઇ જેઠાભાઇએ તેના પુત્રના જન્મ મહોત્સવને દિવસે વેદ ધર્મ સભાના ધર્માઉફંડમાં રૂ૧૫) બક્ષીસ આપ્યા છે તેનો સદુપયોગ થશે.

REGISTERED No B 203.

ॐ तत्सत् ।

# आर्यधर्मप्रकाश.

# ARYA-DHARMA-PRAKASHA.

## पुस्तक २७ मुं. संवत् १९५५.

श्लोक.

आरंभोन्याययुक्तोयः । सहिधर्म इतिस्मृतः
अनाचारस्त्वधर्मेति । एतच्छिष्टानुशासनम् ॥

---

છપાવી પ્રગટ કરનાર

वेदधर्मसभानी कार्यभारमंडली

तरफथी

[ रा. रा. विश्वनाथ वि. मभुराम बी. ए; ]

ઠે० ભુલેશ્વર અનંતવાડી.

મુંબઇ

ક્રોઈ પ્રીંટીંગ પ્રેસ.

સંવત્ ૧૯૫૫. સન ૧૮૯૯ ઇસવી.

---

वर्ष १ नो दोढ रुपियो.

उत्तम औषधनी पेठे परिणामे गुण करनार.

नीति धर्म तथा व्यवहारसंबंधी बोध आपनार.

# वर्णानुक्रमणिका.



# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૭ મું.] કાર્તિક, સંવત ૧૯૫૫. [અંક ૧ લો.

॥ यतो धर्मस्ततो जयः ॥

## अभिनव वर्ष सुधारवाविशे प्रभु प्रार्थना.

आशा गोडी—ताल दीपचदी.

अभिनव वर्ष सुधारो कृपाधन० टे०

जीवित जाळवी आर्तजनोनां, हर्ष अतिव वधारो. कृपा १
पीडित भारत जनने निरखी, अन्तर कंईक विचारो. कृपा २
महामारीना दुष्ट प्रभावें नष्ट थया छे हजारो. कृपा ३
आवी हवे हद आ संकटनी करुणा करिने उगारो. कृपा ४
आपें सदौषध अन्तर्यामी, व्याधि अशेष निवारो. कृपा ५
संप सदैव वधारि जगतमां निस तजावो कुधारो. कृपा ६
शुद्ध परम पथ ग्रहण करावो ए मत एक अमारो. कृपा ७
दामोदर हरि दीनदयाळु आश्रय एक तमारो. कृपा ८

# નૂતન વર્ષ.

આર્યધર્મોન્નતિ દર્શક આ માસિકપત્રને છવીશ વર્ષ પૂરાં થયાં છે. આજ સુધી વિનય, વિવેક, નીતિ, ધર્મનાં અન્ય તત્વો સદ્વર્તણુક, ન્યાય, વિગેરે અનેક જ્ઞાનપ્રદ વિષયોની ચર્ચા કરી આ પત્રેં આર્ય જનોના મનનેં આહ્લાદિત કરેલ છે. વાચક વર્ગમાં ભિન્ન ભિન્ન જનોની ભિન્ન ભિન્ન વૃત્તિ હોય છે. આ પત્રમાં આવતા સર્વ વિષયો સાર્વજનિક અભિનંદનને પ્રાપ્ત થાય એમ માનવું એ મિથ્યા આત્મ ગૌરવ છે. પરંતુ સામાન્ય રીતે નિરર્થક આડંબરને માટે કોલાહલ ન કરતાં પોતાનું લક્ષ, લોક સુધારણા તથા ધર્મજ્ઞાનની અભિવૃદ્ધિ પ્રત્યેં રાખી, આ પત્ર પોતાનું કાર્ય શાન્તપણે કર્યે જાય છે.

વેદોત્પત્તિ આદિ શોધક વિચાર, અગ્નિસૂત્રાદિ પ્રાચીન ધર્મ ભાવના, તથા બીજા તેવાજ પ્રાચીન ધર્મ વિચારદર્શક, તથા અન્ય સ્ફુટ વિષયોની ચર્ચા; ગયા વર્ષમાં થઈ છે. આ વર્ષથી નવાજ શાસ્ત્રીય તેમજ વ્યાવહારિક ધર્મપરાયણ વિષયોની ચર્ચા કરવા ધાર્યું છે. ઈશ્વર કૃપાથી અમારી ઈચ્છા પાર પડે.

વેદધર્મ સભાની પાઠશાલા મુંબઇમાં ચાલતી મહામારીને લીધે શિષ્ય બાહુલ્યના અભાવેં મંદ ચાલે છે. તેને સતેજ કરવાના વિચારમાં કાર્યભાર મંડલી છે.

આ સભાએં નવા નવા આર્યધર્મને અનુસરતા પ્રાચીનધર્મના તેમજ અન્ય શાસ્ત્રના ગ્રંથો બાહાર પાડવાનું કાર્ય હાથમાં લીધું છે. તે સંબંધે યોગવાસિષ્ઠ જેવા અલભ્ય તથા એક વેદાન્ત ગ્રંથનું ભાષાન્તર પૂર્ણ થયું છે, એક ઉત્તમ વૈદ્યક ગ્રંથ છપાય છે, તે થોડા દિવસમાં બહાર પડશે. એ શિવાય બીજા પણ ઉત્તમ જણાતા ગ્રંથો બાહાર પાડવાનો વિચાર ચાલે છે. આ સર્વ કાર્ય ફળીભૂત થવામાં સભાના સભાસદોની સંપૂર્ણ સહાયતાની આવશ્યક્તા છે; અને તે યથાયોગ્ય મલે છે એ જોઇ અમને પૂર્ણ સંતોષ થાય છે.

અમે ઇચ્છીએ છીએ કે સભાનું કાર્ય ઉત્તરોત્તર વૃદ્ધિ પામતું જાય. આમ થતાં તેનો લાભ સભાસદોનેજ નહિં પણ આખા ભરતખંડને છે.

# ગિરિમહાત્મ્ય.

(હરિગીત.)

ગિરિરાજ દૃઢતાથી પડ્યો, નિજ શૃંગવ્યોમ વિશે રમે,
પરિપૂર્ણ તોપિત ધાતુરત્ને, ભૂપ ગુણવંતો ગમે,
છે દૂર સર્વ વિકાર સાધુ મસ્ત થઇ ધરણી ઢળ્યો,
પર્યંકમાં ધર્યો સૃષ્ટિ વનની, ગંધરસ વરસાવતો. ૧
શુભ ગુણથી મોહિત થઈ વાસો કર્યો વન દેવીએ,
હરીયાળી પણ ખીલી રહી, વનવૃક્ષછાયા વેલીએ
ઉરવાસ વસતી શાંતિનાં, ઝરણાં સરિતાને ભરે
જળ જાય સર્પાકાર જેના, હૃદયમાં મત્સ્યોરમે. ૨
છે શોભતાં સર સરસ વૃક્ષો, પાળપર ઝુલી રહ્યાં,
બુલબુલ કોયલકીર મયૂરો, મધુર ગાન કરી રહ્યાં.
રંગે રસીલા મત્ત મયૂરો નારી શું નૃત્યો કરે,
બહુ ચિત્રથી ભરપૂર પીંછાં, છત્ર રૂપે શિરધરે. ૩
કુદી રહ્યાં છે મસ્ત કપિદળ, લટકતાં લાંગૂલ શાં !
દીન હરિણ પણ શોભી રહ્યાં, વનઉપવને નિજવૃંદમાં
ને ધેનુ ટોળાં વત્સ વિરહે, તૃણ ચરતાંભાંભરે,
વનદેવીને મસ્તાન કરવા, કોયલો ટહુકા કરે. ૪
વનચર, અને વનના વિહારી, સંતવાસ વસે તહીં,
વનરાજ્ય-રિદ્ધિ તમામનો ઉપભોગ કરતા મોદતા.
મળી શિષ્ય પ્રાતઃકાળમાં ફળફૂલ સમિધો લાવતા,
કર ગ્રહી દંડ સહર્ષ જાણે જાય વનમાં માલવા. ૫
સંધ્યા સમય ગુરૂ શિષ્ય સાથે જાય છે નદી તટ ભણી,
કરી નેતિ ધોતિ બસ્તી આદિ શુદ્ધિ સર્વ શરીરની.
ત્યાં સંત શાંતિભજન સોહં કુંભકાદિ કરી રહ્યા,
થઇ ગઈ ઉપાધિ વિલીન બ્રહ્માનંદનાં ઝરણાં વહ્યાં. ૬

પ્રસરિત વ્યક્તિ સમસ્ત વિશે પ્રેમ રસ જે વિશ્વમાં,
તે પૂર્ણ અંશે અહીં કર્યો વન જળ હવાના પુંજમાં.
એ નમ્રવાણી સુખદ પ્રાણી પુનિત સૃષ્ટિ નિહાળતાં,
જડમૂળમાંથી જાય ઈર્ષ્યા ક્રોધ કુટિલ કઠોરતા. ૭

શીખો સહુ જગ હે! ગિરિ, નિઃસ્વાર્થ તારી પ્રકૃતિ,
તું ગાંધીં જન મંડળ તણોને, વિષ્ણુ-વૈધક વિભૂતિ.
ખુદ! શિવનું કૈલાસ તારૂં શિષ તુજને ધન્ય છે!
ઝળકી રહ્યા શુભ ગુણ તારા ધામમાં તું અનન્ય છે. ૮

છે સ્થિર આસન અડગવૃત્તિથી કરેલું યોગીં તેં,
નથીં ભેદીં શકતા ગ્રીષ્મ વર્ષા, ધીર તારા ધૈર્યને.
કંઈ કંઈ ઉપાધિ લાગીં તુજને, લક્ષ રજ તેમાં નથી,
લાગી સમાધિ સખત શીતમાં, શીખશે શું માનવી! ૯

એ સર્વ તારીં સુવાસ પ્રગટી, પુષ્પનાં સૌંદર્યમાં,
બ્હેકી રહ્યા બહુ ગંધ ત્યાં ગુલજાર છોડ ગુલાબના
પૂરબ્હાર ચંદન, અગર, આહા! કેશરાદિ વૃક્ષશાં!
ઝુમ્મીરહ્યાં, નાચી રહ્યાં તરૂ પુષ્પ વરસે હર્ષમાં ૧૦

વિષ્ણુરામ ઠાકરશી પંડયા

---

## महात्मा चाणक्य.



### પ્રકરણ પહેલું.

#### વૈરનું બીજ.

પૂર્વે ભરતખંડમાં મગધદેશનું રાજ્ય મુખ્ય ગણાતું હતું. ત્યાં જરાસંધ તથા પૌરવ વંશના પ્રબળ પરાક્રમી રાજાઓ રાજ્ય કરતા હતા. તેઓનો પ્રતાપ એટલો તો પ્રબળ હતો કે, દેશ દેશાંતરના રાજાઓ તેના દરબારમાં હાજરી આપીને તે રાજાના ચરણમાં પોતાના મુકુટો નમાવતા હતા. પરંતુ કોઇ

અમર રહ્યું નથી. રાવણ જેવાનો પણ વૈભવ કાળે કરીને નાશ થયો છે, તો બીજાની શી વાત ? પુરુવંશજ રાજાઓ પણ તેજ કાળના બળથી ધીરે ધીરે નબળા પડવા માંડયા, નંદ વંશના રાજાઓએ તેઓનો પરાજય કરીને પટણાનુ રાજ્યાસન પોતાના હસ્તગત કર્યું, અને ધીરે ધીરે આખા ભરતખંડમાં નંદ રાજાઓનું રાજ્ય સર્વોપરી સત્તાધારી થઇ પડયું.

ઇતિહાસ, એક કાળાંતરમાં બનેલા વૃત્તાંતો જોવા–જાણવાનું દર્પણ છે. નાનામાંથી મોટા કેમ થવાય છે, તે નીતિનો ઉપદેશ કરેછે, અને રાજનીતિયુક્તિ જાણવાનું એક ઉત્તમ સાધન છે. ઈતિહાસવેત્તાઓ કહેછેકેઃ—નંદ વંશના રાજાઓએ મગધદેશ ઉપર ૧૩૮ વર્ષ રાજ્ય કર્યું હતું. અને તેના વંશજ રાજાઓમાં મહાનંદ નામે એક મહાપરાક્રમી રાજા થયો હતો. જ્યારે પ્રખ્યાત વિજયી આલેકઝાંડર હિંદુસ્થાન ઉપર ચઢી આવ્યો હતો, ત્યારે આ મહાનંદ રાજા વીશ હજાર ઘોડાઓ, એક લાખ પાયદળ, અને સેંકડો હાથીઓ સાથે લઇને આલેકઝાંડરની સાથે લડવા માટે રણમાં ઉતર્યો હતો. આ ઉપરથી સિદ્ધ થાય છે કે મહાનંદના સમયમાં તેના જેવો બીજો કોઇપણ રાજા મહાબલવાન હશે નહીં. તેની રાજ્યસીમા ઘણીજ મ્હોટી હતી. અને તેની પેદાશ વર્ષ દહાડે એક ક્રોડ સુવર્ણની હતી, તેના દરબારમાં મ્હોટા નીતિવેત્તા મંત્રિઓ બીરાજતા હતા. જેમાં શકટાર, વકનાસ, રાક્ષસ (બ્રાહ્મણમંત્રી) વિગેરે મંત્રિઓ મુખ્ય હતા. તે ઉપરાંત રાજકાર્ય પ્રસંગે દેશદેશના માંડલિક રાજાઓ પણ દરબારમાં હાજરી આપતા હતા. તેઓમાં પહાડી રાજા પર્વતેશ્વર ઘણોજ મહોટો સત્તાધારી અને બીજાઓ કરતાં બળમાં અને પરાક્રમમાં ચઢીઆતો હતો. તેને નંદના દરબારમાં વિશેષ માન મળતું હતું, કારણ કે સરહદના રક્ષણનો આધાર તેના ઉપરજ હતો.

રાજા મહાનંદનું જન્મનામ સુધન્વા હતું તોપણ તે પરાક્રમ વગેરે ગુણોને લીધે જગતમાં મહાનંદને નામે પ્રખ્યાત થયો હતો. તેને બે રાણિઓ હતી. એકનું નામ સુનંદા અને બીજીનું નામ મુરા. સુનંદા કરતાં મુરા રૂપ ગુણમાં ચઢીઆતી હતી; તેથી રાજા સુનંદા કરતાં મુરાને વિશેષ ચહાતો હતો. તોપણ તે જાતે શૂદ્રી હોવાથી પટરાણીના પદને અલંકૃત કરવાને ભાગ્યશાળી થઇ શકી ન હતી. આમ છતાં આદરમાન સર્વ કંઇ પટરાણીના જેટલુંજ ભોગવતી હતી. પહેલીને નવ પુત્રો હતા; અને બીજીને એકજ પુત્ર હતો.

પહેલી રાણીના પુત્રોનાં ઉગ્રધન્વા, તીક્ષ્ણધન્વા, વિકટધન્વા, ઉત્કટધન્વા, પ્રકટધન્વા, સંકટધન્વા, વિષમધન્વા, શિખરધન્વા, અને પ્રખરધન્વા આવાં નામ હતાં પરંતુ તેઓ નવે નંદના નામથી લોકોમાં ઓળખાતા હતા. બીજીના પુત્રનું નામ ચંદ્રગુપ્ત હતું. પરંતુ તે વૃષલને નામે પ્રખ્યાત હતો; માત્ર કોઇકજ તેને ચંદ્રગુપ્તને નામે બોલાવતું હતું. રાજાએ આ દશે પુત્રોને નીતિશાસ્ત્રનું અધ્યયન કરાવ્યું હતું. તેઓમાં પહેલા નવ કરતાં ચંદ્રગુપ્તે પોતાનો ઉત્તમ બુધ્ધિ પરીચય દર્શાવી આપ્યો હતો. તે કેવળ બુધ્ધિમાંજ ચઢીયાતો હતો તેમ ન હતું પણ ચેહરે મોહોરે પણ ઘણોજ દેખાવડો હતો. કોઇ કોઇ લોકો પ્રસંગે પ્રસંગે વાતચિત કરતાં કહેતા હતા કે આ ચંદ્ર આગળ જતાં મહાનંદના નામને દીપાવશે. તે જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તે વિવેકાદિક ગુણોથી નંદો કરતાં અધિક યશ સંપાદન કરવા લાગ્યો. અને રાજકીય કામકાજ પ્રસંગે પોતાની અધિક નિપૂણતા દર્શાવીને રાજા અને પ્રજા વચ્ચે પ્રીતિપાત્ર થઇ પડયો. કેટલાએક રાજકીય પ્રસંગોમાં મહાનંદ તેના ઉપર ઘણોજ પ્રસન્ન થયો હતો, અને તેથી તેણે તેને ખાનગીમાં ખર્ચ માટે બે ગામ આપ્યાં હતાં તથા સેનાપતિની પદવી ઉપર તેની યોજના કરી હતી. ચંદ્રગુપ્ત સ્વભાવે ધીરો અને મિલનસાર હતો તેથી ચારે તરફથી તેની પ્રશંસા થતી હતી. આવેલો સમય ફરીને આવતો નથી, કરેલી ભલાઇ બૂરાઇ પાછળના ભાગમાં જગતરૂપી પટ ઉપર કોતરાઇ રહે છે, ત્યારે ભલાઇ શા માટે લેવી નહિ, જેથી જતે દહાડે લોકો કીર્તિગાન કરે. શાસ્ત્રમાં કીર્તિને માટે કહ્યું છેઃ—“ મનુષ્યની કીર્તિ જ્યાં સૂધી જગતમાં રહે છે ત્યાં સૂધી તે મનુષ્ય સ્વર્ગમાં રહે છે.” આ સૂત્રજ ચંદ્રગુપ્તે પણ ધ્યાનમાં રાખ્યું હતું. તેમણે ધીરે ધીરે પોતાના સ્નેહીઓમાં સારો વધારો કર્યો હતો. તેઓમાં નીચેના રાજકીય પુરૂષો પણ હતાઃ—ભદ્રભટ્ટ, પુરૂષદત્ત, હિંગુરાત, બળગુપ્ત, રાજસેન, ભાગુરાયણ, રોહિતાક્ષ અને વિજયવર્મા. આ સર્વે તેમના પરમ મિત્ર હતા, અને સમય આવતાં પ્રાણ સુધ્ધાંત આપવાને તૈયાર થતા હતા. ચંદ્રગુપ્ત પણ જાતે વિવેકી તથા ધીર હતો. કદાચ કોઇ કંઇ કહે તોપણ તેનું માઠું ન લગાડતાં સામાના મનનું સમાધાન કરતો હતો. તેથી તેની ચારે તરફ વાહવા થતી હતી. આ વખાણ નવ નંદો સહન કરી શકતા નહિ, તેથી તેઓ ચંદ્રગુપ્તનું અનિષ્ટ કરવાના ઉપાય કર્યા કરતા હતા. પરંતુ મહાનંદનો જબરો ધાક હતો તેથી તેઓના મનોરથો માત્ર હૃદયમાંજ

ઉત્પન્ન થઇને અંદરજ પાછા સમાઇ જતા હતા. અને બહારથી રાજકુટુંબમાં જાણે સર્વ પરસ્પર સ્નેહભાવથી વર્તતાં હોય તેવું દેખાતું હતું.

રાજા મહાનંદ જેમ વિદ્યાવિનોદી હતો, તેમજ મૃગયા ખેલવામાં, અને પટ્ટા બાજી વિગેરે શરીરને હિતકારિણી રમતોમાં પણ કુશળ હતો. મૃગયા બહુધા વસંતમાંજ ખેલવામાં આવે છે અને તેમાં પ્રથમ દિવસે શિકાર મળવાના ઉપર આખા વર્ષના શુભ પરિણામનો આધાર રહે છે. આરંભમાંજ જો ઉત્તમ શિકાર મળ્યો તો આખું વર્ષ વિજયથી નીવડે છે. આવો પ્રાચીન કાળનો સંપ્રદાય છે. હમણાં વસંત ઋતુના દિવસો આરંભાયા હતા. આંબા, અશોક મહોરાઈ ગયાં. ઝાડનાં નવકુંપળીઆવડે આખું વન હસી ઉઠયું. આમરાઈઓમાં છુપાઇ રહેલી કોયલો ટૌકા કરી રહી હતી, તેના કલરવો વિધુરનાં કાળજાને વિંધી નાખતા હતા. પુષ્પના રસનું પાન કરીને મદમત્ત થયેલા ભમરાઓના ગણ ગણાટથી ક્ષેત્રોની સીમાઓ ગણગણી ઉઠી હતી. દક્ષિણનો મધમધનો પવન મંદમંદ વાતો હતો અને ચારે તરફ વસતોત્સવ થઈ રહ્યો હતો. મહારાજા નંદે પણ વસંતોત્સવનો બહાર જોઈને મૃગયા જવાનો વિચાર કર્યો, અને તેને અનુસરતો સર્વ સરજામ તૈયાર કરાવ્યો. વસંત પંચમીનો દિવસ મૃગયા માટે પ્રથમથીજ મુકરર કરવામાં આવ્યો હતો તે દિવસ આવ્યો કે રાજા અને તેનો પ્રિયમંત્રી શકટાર ઘોડાપર ચઢીને કેટલાએક વનના જાણીતા માણસો અને શિકારી કુતરાઓ લઇને વન તરફ નિકળી પડયા. ચાલતાં ચાલતાં એક ધાડા જંગલમાં આવી પહોંચ્યા. એટલામાં ત્યાં ઉભેલા એક મૃગ ઉપર રાજાની દૃષ્ટિ પડી, એટલે આંગળીના ઇશારાથી મંત્રીએ રાજાને તુરતજ તે મૃગ દેખાડયું, કે આગળ રાજા અને પાછળ મંત્રી એમ બન્નેએ તે મૃગની પૂંઠે પોતાના ઘોડાઓ હંકારી મૂકયા. પેલું મૃગ આગળ દોડતું હતું તેની પૂંઠે રાજા અને મંત્રી ધસારાબંધ જતા હતા. પેલું મૃગ નાસતું નાસતું એક કરમદાના જાળામાં પેસી ગયું અને ત્યાંથી આરપાર નિકળી બીજા વનમાં કોઇ ગહન વૃક્ષસમૂહમાં છુપાઇ ગયું. રાજા અને મંત્રી તેની પાછળ પાછળ જવા લાગ્યા અને તેની બહુજ શોધ કરી પણ તેનો પતોજ લાગ્યો નહિ, એટલામાં મધ્યાન્હ થયો. સૂર્ય નારાયણ બરાબર માથા ઉપર આવ્યા. સૂર્યનો તાપ બહુજ સખત પડવા લાગ્યો. તાપને લીધે એક પણ પક્ષી ઉંચે ઉડતું નજરે પડતું ન હોતું. તૃષાથી રાજાનું

તાળવું સૂકાઈ ગયું. ભૂખ પણ કડકડીને લાગી. અને રસ્તાના શ્રમથી શરીર શિથિલ થઇ ગયું. પરંતુ મંત્રી જાતે મહાદૃઢ પુરૂષ હતો. તેણે ટાઢ, તડકા બહુજ વેઠયા હતા તેથી તે શાંતજ દેખાતો હતો, તે રાજાને ગભરાતો જોઇને બોલ્યો કેઃ—મહારાજ! હમણાં આપણે કોઇ જળાશય પાસે જઇ પહોંચશું. આપ આકળા ન થાઓ. આમ વાતો કરતા કરતા આગળ જાય છે. એટલામાં દૂરથી એક ઉંચો પહાડ અને તેના વિશાલ મેદાનમાં આવળનાં નાનાં નાનાં ઝાડો તથા કેસુડાથી ઉભરાઈ ગયેલી ખાખરાઓની ઝાડી નજરે પડી. મંત્રીએ ઘોડા ઉપર ઉભા થઈને જોયું તો ઘણે દૂર એક ઝાડ અને તેમાં ઉડતાં પક્ષીઓને દીઠાં એટલે તે બન્ને તે દિશા તરફ ચાલ્યા. આગળ જતાં એક વડનું પુરાતની વૃક્ષ અને તેની નીચે મીઠા પાણીથી ભરેલી એક વાવ નજરે પડી. અહિ બન્ને જણ ઘોડા ઉપરથી ઉતરી પડયા; ઘોડાઓને વડવાઇ સાથે બાંધ્યા, રાજા, ઘોડાનું જીન પાથરીને તે ઉપર લોટવા લાગ્યો અને મંત્રી લોટો લઇને વાવમાં પાણી ભરવા ઉતર્યો. એક પછી એક પગથીઆં ઉતરતો છેક છેવટના પગથીઆ પાસે પહોંચ્યો. કે બાજુ ઉપર આવેલી એક શિલા તેની નજરે પડી. આ શિલામાં એક સંસ્કૃત લેખ લખેલો હતોઃ—

"લક્ષ્મી મહા ઉન્નત એવા મંત્રીને તથા રાજાને પોતાના મસ્તક ઉપર રાખીને ઉભી રહે છે. પરંતુ ગમે તેવી તો પણ તે જાતે સ્ત્રી છે. પોતાના જાતિ સ્વભાવ પ્રમાણે ભાર ઉપાડવાને સમર્થ થતી નથી. કાંતો રાજા પ્રબળ હોય છે. અથવા તો મંત્રી પ્રબળ હોય છે. માટે જે બુદ્ધિબળમાં અને ધનમાં પોતાના સમાન, મર્મ જાણનાર અને રાજયહરણની ઇચ્છાવાળા ઉદ્યમી અનુચરને મારતો નથી અથવા સ્વાધીન કરતો નથી, તે પોતાનોજ નાશ કરેછે."

મંત્રી શિલા ઉપર લખેલો એ લેખ વાંચીને વારંવાર મન સાથે વિચાર કરવા લાગ્યો કે, હાલમાં તો મેં રાજાને મૃગયાદિક વ્યસનમાં ઉતારી દીધો છે. અને સર્વ રાજ્ય તો હુંજ એકલે હાથે ડોળું છું. વચ્ચે કોઈ કોઈ વખતે બીજા મંત્રીઓ ખટપટ કરવામાટે યુક્તિઓ કરે છે. પરંતુ હું રાજાને ક્ષણભર પણ છૂટો મૂકતો નથી કે જેથી તેઓની ખટપટને વખત મળે, તોપણ રાજા મારો મિત્ર છે આવો વિચાર કરવો એ ઠીક નથી. કારણ નીતિમાં કહ્યું છે કે, "राज्ञा मित्रं केन दृष्टं श्रुतं वा": રાજા મારા ઉપર પ્રેમ રાખે છે. [અપૂર્ણ.]

———— શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.

# प्रमाण विचार.

( લેખક શાસ્ત્રીજી જીવનરામ મહીધર )

## પ્રકરણ ૧

[1] સર્વ વ્યવહારના હેતુરૂપ જ્ઞાનને બુદ્ધિ કહે છે. સ્મૃતિ તથા અનુભવ એમ બુદ્ધિના બે ભેદ છે. [2] માત્ર સંસ્કારથી ઉત્પન્ન થયેલાં જ્ઞાનને સ્મૃતિ કહે

---

( વિવરણકાર શા. વિ. મ, )

૧ બુદ્ધિનું લક્ષણ બાંધવાનો પ્રયત્ન આ વાક્યથી થયો છે. સ્થૂલ દૃષ્ટિથી એ લક્ષણ અયોગ્ય નથી લાગતુ. પરતુ સુક્ષ્મ દૃષ્ટ્યા એમાં યોગ્યતા ન ભાસે. 'આ, હું જાણુંછુ આ પણ હું જાણુંછું, તે પણ હું જાણુંછું,' એ રીતે જ્ઞાન વ્યાપાર જેમાં સામાન્ય છે, એવી જાતિનું નામ જ્ઞાનત્વ. એ જ્ઞાનત્વ એજ બુદ્ધિનું લક્ષણ છે. અર્થાત્ જ્ઞાન એજ બુદ્ધિ, એમ સમજાશે. ( नीलकण्ठी તથા तर्ककौमदी. )

૨ જ્ઞાન અથવા બુદ્ધિના બે ભેદ છે. એકનું નામ સ્મૃતિ તથા અન્યનું નામ અનુભવ. तर्ककौमदी ના કર્તા स्मृति નું લક્ષણ બાંધતાં કહેછે કે; જે જ્ઞાન, સંસ્કારથી ઉત્પન્ન થાય તેનુ નામ સ્મૃતિ. આ ગ્રંથકાર तर्क संग्रह ને આધારે, કહે છે કે, સંસ્કાર માત્રથી ઉત્પન્ન થએલા જ્ઞાનને સ્મૃતિ કહેછે. **માત્ર** શબ્દ મુકવાનું પ્રયોજન પ્રત્યભિજ્ઞાનુ વારણ કરવા માટે છે. 'આ, તે, દેવદત્ત છે' આ વાક્યનો અર્થ સમજાતાં સ્મૃતિ તથા પ્રત્યભિજ્ઞાનો ભેદ યથાર્થ સમજાશે. એ વાક્યમાં **આ** શબ્દથી પ્રત્યક્ષ જણાતા પુરૂષનું જ્ઞાન કરાવાય છે. **તે** શબ્દથી પુર્વકાળમાં જોએલા પુરૂષનું જ્ઞાન સમજાવાય છે. તથા **દેવદત્ત** નામ તથા **છે** ક્રિયાથી, પ્રત્યક્ષ દેખાતા તથા પૂર્વે અનુભવેલા પુરૂષની એકતા સમજાવાય છે. આવી રીતે થતી એકતાથી થતાં જ્ઞાનને નૈયાયિકો પ્રત્યભિજ્ઞા એવું એક જુદુંજ નામ આપે છે. આ પ્રત્યભિજ્ઞા વિષે નૈયાયિકોમાંજ બે મત છે. એક કહેછે કે એ, સ્મૃતિથી અન્ય પ્રકારનું જ્ઞાન છે. બીજા કહેછે કે પ્રત્યભિજ્ઞા એ સ્મૃતિજ છે; સ્મૃતિથી તેમાં કાંઇ વિશેષ નથી. પ્રકરણ ગ્રન્થોમાં તર્કસંગ્રહ પ્રથમ મતને સ્વીકારે છે. તર્કકૌમદીના કર્તા લૈગાક્ષીભાસ્કર બીજા મતને સ્વીકારે છે. તર્કસંગ્રહકારનું મત આ પ્રમાણે છેઃ પુરૂષ કોઇ પદાર્થને–ઉદાહરણ કે દેવદત્તને–જુવે છે ત્યારે તેને અનુભવ થાય છે. એક ક્ષણ પછી

છે. [3] તેથી જુદાં જ્ઞાનને અનુભવ કહે છે. [4] યથાર્થ તથા અયથાર્થ એમ અનુભવના બે ભેદ છે. જેમાં જે દ્રવ્ય, ધર્મ, ગુણ વા ક્રીયા હોય તેને લઈને તે પદાર્થનું જ્ઞાન [5] યથાર્થ કેહેવાય છે. તેથી ઉલટાને અયથાર્થ કેહેવાય છે. જેમ આ ઘડો. અહિં ઘડાના ગુણ તથા આકૃતિ વિગેરેને લઈને ઘડાને જાણવો, એ ઘડાનું યથાર્થ જ્ઞાન છે. છીપમાં રૂપાંનું જ્ઞાન [6] અયથાર્થ છે, કારણ કે, અહિં એ છીપ, રૂપું દ્રવ્ય–છે નહિ. યથાર્થ જ્ઞાન પ્રમા કેહેવાય છે. અયથાર્થ જ્ઞાન અપ્રમા

---

અનુભવ નાશ થતાં, તેનો સંસ્કાર અંતઃકરણમાં રહેછે. પુનઃ જ્યારે તેજ પદાર્થનું દર્શન થાય છે, ત્યારે એ સંસ્કારથી એ પદાર્થનું પુનઃજ્ઞાન થાય છે; પણ તે કેવળ સંસ્કારથી નહિ પણ સંસ્કાર અને સ્મૃતિ બેયથી થાય છે, એમ એમનું માનવું છે. લૌગાક્ષીભાસ્કર કહેછે કે એ પ્રત્યભિજ્ઞા સ્મૃતિથીજ થાય છે; એમાં સંસ્કારનું પ્રયોજન નથી.

૩ સ્મૃતિથી.

૪ જ્ઞાનના વિભાગનું વૃક્ષ.




ગ્રન્થકારે યથાર્થ જ્ઞાનના ચાર વિભાગ નૈયાયિક મતને અનસરીને કર્યા છે. વૈશેષિક મતથી તો યથાર્થ જ્ઞાનનાં પ્રમાણ બે જ છે. પ્રત્યક્ષ તથા અનુમાન મીમાંસકોના મતથી તો એ નહિ, ચાર નહિ, પણ છ પ્રમાણ છે. તેમાંનાં ચાર તો આ વૃક્ષમાં દર્શાવ્યાં એ જ છે. બીજા બેનાં નામ અર્થાપત્તિ તથા અનુપલબ્ધિ છે. આગળ જતાં સમજાશે કે આ છમાંના ત્રણ પ્રમાણ, ઉપમાન, શબ્દ તથા અર્થાપત્તિ, એઓનો સમાસ અનુમાનમાં જ થઇ જાય છે. અનુપલબ્ધિનો સમાસ પ્રત્યક્ષમાં થઇ જાય છે. યથાર્થ જ્ઞાનના વિશેષ ભાગો તથા તેનાં પ્રમાણ આગળ ભિન્ન ભિન્ન પ્રકરણોમાં સ્ફુટ થશે.

કહેવાય છે. (૧) પ્રત્યક્ષ (૨) અનુમિતિ (૩) ઉપમિતિ તથા (૪) શાબ્દ એમ યથાર્થજ્ઞાનના ⁷ચાર ભેદ છે. (૧) પ્રત્યક્ષ (૨) અનુમાન (૩) ઉપમાન તથા (૪) શબ્દ એમ તે ચાર પ્રકારના જ્ઞાનનાં કારણ પણ ચાર પ્રકારનાં છે.

---

૫ યથાર્થ જ્ઞાનનું લક્ષણ કર્ત્તાએ સ્વવિચારથી બાંધેલું છે. તર્કસંગ્રહકાર કહે છે કે 'જે પદાર્થ જે વિશેષણવાળો છે, તે પદાર્થનો, તે વિશેષણયુકતતાનો અનુભવ, એ યથાર્થ જ્ઞાન.' ઘડાનું ઉદાહરણ લેતાં તેનાં વિશેષણ, અર્થાત્ તેનાં ગુણ, ક્રીયા વગેરે, જેવાં કે રાતો રંગ, વર્તુલ આકાર, પાણી ભરવાની ક્રીયા વિગેરેથી તેની સંયુકતતા, તે સંયુકતતાવાળા પદાર્થ-ઘટનો અનુભવ, તે ઘટનો યથાર્થ અનુભવ છે. આજ પ્રકાર મુક્તાવલીકારે વર્ણવેલો છે. લૌગાક્ષીભાસ્કરનું તર્કકૌમુદીમાં આપેલું લક્ષણ ઉપર જણાવેલા લક્ષણથી અલ્પ ક્લિષ્ટ તથા વ્યવહાર પક્ષને યોગ્ય છે. તે કહે છે કે 'સ્મૃતિ, અનુભવ જેમાં સાધારણ છે એવું, અને જેનામાં (કોઇ પ્રકારનાં) ફલવાળી પ્રવૃતિ ઉત્પન્ન કરવાની યોગ્યતા છે, એવું નામ યથાર્થ જ્ઞાન.'

૬ અયથાર્થ જ્ઞાનનું શાસ્ત્રીય લક્ષણ આ કર્તા બાંધતા નથી. જેવું યથાર્થ જ્ઞાનનું તેવુંજ અયથાર્થ જ્ઞાનનું લક્ષણ તર્કસંગ્રહકાર આપે છે. તે કહેછે કે 'જે સ્થાને જેનો અભાવ છે, તે સ્થાને તે વસ્તુ સબંધી જ્ઞાન થવું, એ અયથાર્થ જ્ઞાન.' છીપ દૂરથી ચળકતી દેખાય છે. આ સમયે દૂરથી 'આ રૂપું છે' એવું જ્ઞાન થાય છે. પરંતુ રૂપું ત્યાં છેજ નહિ—ત્યાં તેનો અભાવ છે; તેમ છતાં તે પદાર્થમાં તેનું જ્ઞાન થાય છે, તે અયથાર્થ જ્ઞાન છે. જે સ્થાને (છીપમાં) જેનો (રૂપાંનો) અભાવ છે, તે સ્થાને (છીપમાં) તે વસ્તુ (રૂપાં) સંબંધી જ્ઞાન થાય તે અયથાર્થ જ્ઞાન છે. અન્ય ગ્રંથકારો અયથાર્થ જ્ઞાનના સંશય તથા ભ્રમ એવા બે વિભાગ કરે છે.

૭ યથાર્થ જ્ઞાનના ચાર ભેદ કર્યા છે. તેનુ વૃક્ષ આગળ આપણે જોઇ આવ્યા. એ વૃક્ષમાં પ્રમાણના બે ભેદ, અર્થાપત્તિ તથા અનુપલબ્ધિ, નથી. તે મીમાંસકોના મતથી યથાર્થ જ્ઞાનનાં બે વિશેષ સાધન છે. આ રીતે યથાર્થ જ્ઞાનના પ્રમાણ ૭ થવા જાય, પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ તથા અનુપલબ્ધિ.

પ્રકરણ ૨

૧પ્રત્યક્ષ એટલે, ઇન્દ્રિય અને વિષયના સંબંધથી ઉત્પન્ન થયેલું જ્ઞાન. તે આ જ્ઞાન નિર્વિકલ્પક અને સવિકલ્પક એમ બે પ્રકારનું છે

---

## माता पिता प्रत्ये पुत्र भक्ति.

જેમ સર્વ જગતના સ્રષ્ટા પરમેશ્વર પરોક્ષ રહિને આપણું રક્ષણ કરેછે. તેમ, આપણા જન્મથી આરંભીને આપણું પ્રત્યક્ષ રીતે રક્ષણ કરનારતો ખરે-ખર માતાપિતાજ છે. શાસ્ત્રમાં લખ્યું છે કે—माता रक्षति कौमारे पिता रक्षति यौवने આપણી બાલ્યાવસ્થા હોય ત્યાં સુધી આપણી માતા આપણું રક્ષણ કરેછે. અને યુવાવસ્થામાં પિતા રક્ષણ કરે છે. મનુસ્મૃતિમાં લખ્યું છે કે—

उत्पादन मपत्यस्य जातस्य परिपालनम्
प्रत्यहं लोकयात्रायाः प्रत्यक्षं स्त्री निबन्धनं॥१

અર્થ. સંતાનોત્પત્તિ કરવી, અને ઉત્પન્ન કરેલા બાલક સંતાનનું રક્ષણ કરવું, તેમજ ગ્રહકાર્યમાં હમેશાં તત્પર રહેવું, એ સ્ત્રીઓના ધર્મ છે—આમ બાલકનું પોષણ કરવા રૂપ પોતાના ધર્મને અનુસરીને આપણે જ્યારે તેના ઉદરમાં હોઇએ ત્યારથી આરંભીને આપણી બાલ્યાવસ્થા પુરી

---

પ્રકરણ ૨.

પ્રત્યક્ષ.

૧પ્રત્યક્ષ જ્ઞાનની સિદ્ધિ આ પ્રમાણે સમજાવાય છે. પ્રથમ, પદાર્થનો ઇન્દ્રિયની સાથે સંબંધ થાય છે. ઇંદ્રિય મનની સાથે સંબંધમાં છે; અને મન આત્મા સાથે સંબંધમાં રહે છે. આ રીતે સંબંધથી પદાર્થનું જ્ઞાન થાય છે. આ ઉપરથીજ પ્રત્યક્ષ જ્ઞાનનું લક્ષણ કરવામાં આવ્યું છે કે, 'ઇન્દ્રિય અને વિષયના સંબંધથી ઉત્પન્ન થએલું જ્ઞાન, વેદાન્તપરિભાષાના ના કર્તા નૈયાયિકો ઉપર આક્ષેપ કરતાં શંકા કરે છે કે 'નૈયાયિકોના મતમાં મન, એ પણ એક ઇન્દ્રિય છે. વસ્તુના જ્ઞાનરૂપ પદાર્થનો સંબંધ મન રૂપ ઇન્દ્રિય સાથે થતાં જ્ઞાન થાય, તે પ્રત્યક્ષ જ્ઞાન થશે. અને એમ થાય તો અનુમાન પ્રમાણની આવશ્યકતા રહેતી નથી.'

પ્રત્યક્ષ પ્રમાણના બે ભેદ છે. સવિકલ્પક અને નિર્વિકલ્પક

થાય ત્યાં સુધી, પોતે જાતથી અનેક સંકટો વેઠીને અનેક રીતે આપણી માતા આપણું રક્ષણ કરેછે. બાલક ઉદરમાં હોય ત્યારે તેને દુ:ખ ન થાય તે કારણ સારૂ પોતે ખાટા, તીખા, વિગેરે પદાર્થોનો ત્યાગ કરેછે, તથા, અતિશ્રમને પણ તજે છે. તેમજ "ઉદરમાં રહેલા બાલકનું પોષણ કેવી રીતે થાય!" એવી કરૂણામય વૃત્તિથી તેજ ચિન્તવન કર્યા કરેછે. તથા છેવટ ગર્ભમાં રહેલા બાળકના શરીરનું પોષણ કરતાં પોતે અનેક અને વિવિધ પ્રકારનાં દુઃખ સહન કરેછે. જન્મકાલ સમયે પણ માતાને તો બાળક માટે અનેક દુઃખજ સહન કરવાં પડે છે. તેમ છતાં તે આપણને સુખી રાખવાનેજ ઇચ્છે છે, જન્મ્યા પછી પરવશ પડેલા બાળકના શરીરને તે અનેક રીતે પાલે છે, અને "હું ખાટું ખોરૂં ખાઈશ તો સ્તનપાન કરનારૂં મારૂં બાળક માંદુ પડશે" એવો ડર મનમાં રાખી બાળકને માટે તમામ સ્વદિષ્ઠ રસોનો પણ ત્યાગ કરેછે, આહા !! શું વાત્સલ્ય ?

પિતા પ્રત્યે નજર કરતાં તેઓ બાલક માટે ખરી લાગણી ધરાવી જેમ જોઇએ તેમ દ્રવ્ય ખરચી વિદ્યાભ્યાસ કરાવવા, તથા સુધારવા યત્ન કરેછે. તથા બાલક તેનો અપરાધ કરે તો તે ક્ષમા કરી અમૃત દૃષ્ટી રાખી, બાલકની કુટેવ સુધારવાને માટે તેને શીખામણ દેતાં તેનું મન પ્રસન્ન રાખી. તેના અભ્યૂદય માટે પોતે ખરી મેહેનતથી મેલવેલું ધન ખરચવામાં પણ આનાકાની ન કરે.

આવી રીતે અપ્રતીમ પ્રેમ રાખી નિઃસ્વાર્થપણે કરૂણાલુ આપણાં માબાપો, ઇશ્વરની પેઠે પ્રત્યક્ષ રીતે આપણું રક્ષણ કરી આપણું કલ્યાણ કરેછે. ત્યારે જેમ ઇશ્વર પરોક્ષ રક્ષણ કરે છે, તેમ માતા પિતા પ્રત્યક્ષ રક્ષણ કરે છે. તો ઇશ્વરને જેમ આપણે પુજ્ય ગણી તેની તન, મન, અને ધનથી સેવા કરિએ છીએ; તેમ માતા પિતાની સેવા કેમ ન કરાય ? જોકે ખરી રીતે જોશું તો પ્રત્યક્ષ રક્ષક કરતાં પરોક્ષ રક્ષક ગૌણ ગણાય છે. તો તે રીતિમુજબતો. ઈશ્વર કરતાં માતા પિતાનો "પ્રત્યક્ષ રક્ષણ કરનાર હોવાથી" ઉપકાર અધિક ગણવો જોઈએ. પણ અધિક ન ગણતાં માત્ર ઇશ્વર સ્વરૂપ માનીને તે માતા પિતાની ઇશ્વર સમાન સેવા થતી હોય તોપણ અધિક સારૂં છે.

હવે ઈશ્વર પાસે સદ્વર્તણુકથી રહેવાને જેમ આપણે ઉતકંઠા રાખિએ છિએ તેમ આપણા માતા પિતા પણ ઈશ્વર રૂપ છે તો તેની પાસે કેવી રીતે આપણે વર્તવું જોઇએ એ આપણે જાણવાનું છે.

જોકે આપણે ગમે તેવી રીતે માબાપને અનુસરિએ તોપણ તેણે કરેલા ઉપકારનો લેશ માત્ર પણ બદલો આપણે વાળી શકીએ તેમ નથી.

यं माता पितरौ क्लेशं सहेते संभवे नृणाम्
न तस्य निष्कृतिः शक्या कर्तुं वर्ष शतैरपि ॥

મનુ. અ. ૨. શ્લોક ૨૨૭

બાલકના જન્મ સમયે તથા જન્મ પછી માબાપ જે દુઃખ સહન કરેછે તેનો બદલો સો વર્ષ સુધીમાં પણ વાળી શકાતો નથી આમ છે તથાપિ મનુષ્યેં "આપણે તેમના ખરા ઋણી છીએ" એમ માનીને જેમ તેમને સંતોષ થાય તેવું વર્તન કરવું જોઇએ.

तयोर्नित्यं प्रियंकूर्या दाचार्य स्यच सर्वदा
ते ष्वेव त्रिपु तुष्टेपु तपः सर्वं समाप्यते ॥

મનુ. અ. ૨

તે માબાપ તથા ગુરૂનું સદા પ્રિય કરવું તેમનાં સંતોષમાં સર્વ તપની સમાપ્તિ થઈ જાયછે(અર્થાત્ તેમ કરવાથી સર્વ પ્રકારના તપ કરવાનું પુણ્ય મળેછે)

ઔશનસ સ્મૃતિ અધ્યા. ૧ માં કહ્યું છે કે.

गुरून्दृष्ट्वा समुत्तिष्ठे दभिवाद्य कृताञ्जलिः
न तै रूपवसेत्सार्द्धं विवादेनार्थ कारणात्

વડિલ ( માતા પિતા ) ને જોઇને ઉભું થવું. અને બે હાથ જોડી વંદન કરવું, તથા કોઇ દિવસ તેઓની સાથે વાદ કરવામાં તથા બીજા કાર્યમાં તેમની સામા ન બોલવું.

मातरं पितरं चैव साक्षात्प्रत्यक्ष देवतां
मत्वाग्रही निशेवेत सदा सर्व्व प्रयत्नतः

માબાપ એ પ્રત્યક્ષ દેવછે એમ માનીને ગ્રહસ્થ મનુષ્યોએ સર્વ પ્રકારના યત્નથી સદા તેમની સેવા કરવી.

એવી રીતે મન, વચન, અને શરીરથી માતા પિતાની સેવા કરતાં કદાપિ અસહ્ય દુઃખનો અનુભવ કરવો પડે તો તેની પણ દરકાર ન કરવી. આવા સદ્દગુણના દ્રષ્ટાન્તમાં શ્રીરામચન્દ્રજી તથા અનન્ય પિતૃ ભક્ત શ્રવણની કથાઓ આ લોકમાં પ્રસિદ્ધ છે. આવા દ્રષ્ટાન્તોથી અને તેના જેવા વિરલ અન્ય પિતૃભક્ત કેટલાકોએ તો માતા પિતાની સેવા કરતાં તેને નિમિત્તેજ

પોતાનો પ્રાણ છોડયો છે, અને અમર કીર્તિરૂપ ઉત્તમ ફ્લને પામ્યા છે. તો પોતાના શરીરને માતા પિતાની સેવા કરતાં અસહ્ય દુઃખ સહન કરવું પડે તો તે સહન કરીને પણ યથાયોગ્ય તેની સેવા કરનાર પ્રત્યેક મનુષ્ય નિઃસંશય. ઉત્તમ ફ્લને પામે છે. આવા પુરૂષોને ઈશ્વર પણ આધિન થઇને રહે છે. આ ઉપર આર્વાચિન એક દ્રષ્ટાન્ત છે.

પંઢરપુરમાં વિઠ્ઠલ કરીને એક પુરૂષ હતો તે તેના માતા પિતાને એકજ હોવાથી તેઓએ લાડ લડાવેલો હતો. જેને લીધે વિવેકા વિવેકનું તેનામાં કશું ભાન આવ્યું ન હતું. નમ્રતાએ શું કહેવાય ? તે સમજતોજ ન હતો પોતાના અંગમાં રહેલી મુર્ખતા વાપરીને માતા પિતાને અનેક દુઃખ આપતો હતો. કલેશ કરી હમેશાં તેના માબાપને કાયર કરી દેતો. સરખે સરખા છોકરાઓ સાથે લડાઈ કરી પોતે મારીને અથવા કોઇ વખત મારખાઇને ઘેર હમેશાં આવતો. આમ અનેક રીતે માતા પિતાને તે પજવતો

એમ કરતાં ૧૮, વર્ષની તેની જ્યારે ઉમ્મર થઈ ત્યારે તે ગામમાં કેટલાક ગ્રહસ્થો મલી એક સંઘ કરી; દ્વારકાં જવા નીકલ્યા. આ સંઘમાં વિઠ્ઠલના કેટલાક ભાઈબંધો પણ પોતપોતાના માબાપ સાથે દ્વારકાં જતા હતા જેથી તેણે વિઠ્ઠલને પણ આવવાનો આગ્રહ કર્યો. તે ઉપરથી વિઠ્ઠલને દોસ્તારો સાથે ગમ્મતની ખાતર દ્વારકાં જવાંની ઇચ્છા થઈ. તો ઘરમાં માતા પિતા સાથે ટંટો કરી સંઘ સાથે જવાને રજા લેવાની કોશેષ કરી. તેનાં માતા પિતા તેના કલેશથી તેમ તેની મુર્ખતાથી છેક નિરાશ થઈ ગયાં હતાં. જેથી "તે જશે તો આપણને કાંઇક-શાન્તિ થશે માટે ભલે જતો" એમ વિચાર કરી જવાની હા પાડી. જેથી ઉચ્છૃંખલ વિઠ્ઠલ સંઘ સાથે દ્વારકાં જવા નીકલ્યો.

જે સ્થલની યાત્રા કરવા સારૂ જવું હોય, તે સ્થલનું માહાત્મ્ય સાંભળવું જોઇએ એ શાસ્ત્રના વાકયને અનુસરી તે સઘમાં જે મોટો ગ્રહસ્થ હતો તેણે જ્યાં જ્યાં મુકામ કરે ત્યાં, ત્યાં, રાત્રે કોઈ ઉત્તમ બ્રાહ્મણપાસે શ્રીદ્વારકાં માહાત્મ્ય વંચાવવા માંડ્યુ. આ વખતે વિઠ્ઠલ પણ પોતાના દોસ્તારો સાથે કથા સાંભલવા બેસતો. એક દિવસ તે મહાત્મ્યમાં એવી વાત આવી કે; જે પુત્રનાં માબાપ જીવતાં હોય, તેને તિર્થ સ્થલે જવાની જરૂર નથી, કારણ કે તેવા પુત્રને માબાપની સેવા કરવી એજ સાચું તિર્થ છે. કદાપિ ખરુજ તિર્થ

કરવાની ઇચ્છા થાય તો માતાપિતાને સાથે લઇ તેની સેવા કરતાં તિર્થ કર; પણ માબાપની સેવા ન કરતાં જે તેમને દુઃખ આપેછે તે મનુષ્ય હજારો વા તિર્થ કરે તો પણ તેને કાંઇ ફલ મલતું નથી. માટે માબાપ જેનાં વિદ્યમા. છે તેને તો તેની સેવા કરવી એજ સાચું તિર્થ છે.

આ વચનોથી વિઠ્ઠલનું હૃદય વિંધાઇ ગયું. હૃદયમાં રહેલી દુષ્ટત નાશ પામવા લાગી સદ્વર્તણુકનો પ્રાદુર્ભાવ થવા લાગ્યો. વિનય વિવેકાદિન અંકુરો ફૂટવા લાગ્યા. માતા પિતાને આપેલાં દુઃખો યાદ આવવાથી આંખમ આંસુ આવવા લાગ્યાં. ને મનમાં કહેવા લાગ્યો કે– અરે !! મેં માતાપિત ઉપર જુલમ કરવામાં કાંઇ સીમા નથી રાખી. આજ સુધી મારી આંખ ઉઘડી નહિં. સેવા કરવી તો એક બાજુ ઉપર રહિ પણ ઉલટું અસહ્ય દુઃખ મેં મારા માતા પિતાને આપ્યું. અરે? મારા જેવો દુષ્ટ કોણ હશે? આવાં માત. પિતાને દુઃખ દેવા રૂપ હલકાં કૃત્યોથી અરે ! હું કયારે છુટીશ ? આમ કહી અનેક રીતે ખેદ કરવા લાગ્યો. "અને હવે દ્વારકાં ન જતાં પાછાં ઘેર જઇને વૃદ્ધ માતા પિતાની સેવા કરવી" એમ મનમાં નિશ્ચય કરી તમામ સંઘની રજા લઇ પાછો ઘેર આવ્યો.

સંતાન થકી ગમે તેવું દુઃખ મલતું હોય તોપણ તેના વિયેગથી માતા પિતાનું મન ઉદાસજ રહે એ સાધારણ નીયમ છે. તે પ્રમાણે વિઠ્ઠલ જોકે બહુ પજવતો હતો તોપણ તેના જવાથી તેના વિશેની અનેક ચિન્તાઓ તેનાં માબાપ કરવા લાગ્યાં. આમ ચિન્તા કરેછે ત્યાં વિઠ્ઠલ આવી પોચ્યો. તેને જોઇ માતા પિતા રાજી થયાં. અને કહ્યુ કે હે પુત્ર તારા વિના જરા અમને ગમતું ન હતું અમારૂં મન ઉદાસ રહેતું હતું. માટે તું ભલે આવ્યો. આમ મધુર વચનો બોલી પુત્રની આસનાવાસના કર્યા પછી તેઓએ પુછ્યું કે ! શું છેક દ્વારકાં સુધી તારાથી ન જવાયું ?

અત્યન્ત દુઃખ આપવા છતાં માતા પિતાનો આવો અપ્રતીમ પ્રેમ જોઈ તથા તેનાં મધુર વચનો સાંભલી પોતે આપેલા સંકટો યાદ આવતાં વિઠ્ઠલનું હૃદય ભરાઇ આવ્યું. માતા પિતાના ચરણમાં દંડ સમાન પડી કરેલા અપરાધને માટે ક્ષમા માગવા લાગ્યો. અને મનમાં વિચાર કરવા લાગ્યોકે– આહા !! આટલું મારાથી દુઃખ વેઠયા છતાં શું તેની પ્રિતિ ! મારા વિષે તેની કેવી લાગણી છે? ધન્ય છે માતા પિતા, તેનો સ્નેહ આ જગતમાં કયાંઇ પણ નથી. એમ મનમાં વિચારી " માતા પિતાજ ઇશ્વર છે " એમ માની ખરા અતઃકરણથી તેઓની સેવા કરવા લાગ્યો. (અપૂર્ણ.)

# चंड–कौशिक नाटक.

( મળેલું. )

( સાધન સંવત ૧૯૫૩ ના અંક ૨ પાને ૪૨ થી )

राजा–(થોડીવાર અબોલ રહી) પ્રિયે ! આમ કેમ કરે છે ? હે સુમુખિ ! તઃસમયે કમલગર્ભની લાલચુ ભ્રમરીના સમાન તારાં કર્ણાન્ત નેત્રો મારા ફથી કેમ વારે છે ?

હે તન્વંગિ ! વળી જો–

તારો અનાદર છતાં ભૂષણો પ્રતિ તે,
શોભે તું તોય અતિ તે ભૂષણો વિનાની
જે દુઃખ દીલ ધરીયું, હૃદયેં છુપાવી
દિસે અનાદરથી તે મુજને તથાપિ. ૧૮[1]

शैव्या–(અદેખાઇથી જોતી.) નિદ્રાથી લથડતા અંગોવાળા અને ઉ-ગરાને લીધે રાતા ધોલોડાં જેવી મંદ આંખોવાળા, આર્યપુત્ર ! આપ ખરુ રા દેખાઓછો હો. ( એમ કહી કોપ કરે છે. )

राजा–(થોડીવાર મુગા ઉભા રહી પછી વિવેકથી) પ્રિયે ! પ્રસન્ન થા ! સન્ન થા ! !

ક્યમ દિસતી લલાટે વાંકી આ ભ્રૂલતા હે
મદન-જય-પતાકા ભ્રાન્તિમાં ક્રાન્ત થૈને
મૃદુ પવનથી કંપી ખીલતાં બંધુ-પુષ્પ
ત્યમ અધર તહારો ચણ્ડિ ! ફર્કે અકાણ્ડ, ૧૯[2]

---

૧ કમલગર્ભ૦= કમલના મધ્યમાં રહેલાં મધુની આકાંક્ષા રાખનારી ભ્ર-રીના નેત્ર જેવાં નેત્રવાળી. તારો ઇ૦= અલંકારનો અનાદર કરેલો છે તેથી રી કાન્તિ ક્ષીણ થવાને બદલે વધારે શોભી રહીછે, તોપણ તારા હૃદયમાં જે ખ રહેલું છે તે તું જણાવતી નથી, છતાં આ તારા અનાદરથી પ્રત્યક્ષ થાયછે.

૨ આ સ્થાને કોપથી ઉપજતા ભાવ દેખાડયા છે. ભ્રૂલતા=ભવાં. મદન-જય તાકા=કામદેવનો જય દર્શાવનારી ધજા. મૃદુ. કોમળ. ચણ્ડિ =કોપાયમાન સ્રી. અકાણ્ડ = અકારણ.

ક્રિયા વિષે રહેલ શેષ પાણી પુણ્યશાલીથી
કરે કલ્યાણ આપી હર્ષ સર્વ આપદા ટળી. ૨૩[2]

( એમ કહી અભિષેક કરે છે. )

**राजा**–(સ્પર્શ થયો હોય એમ) અરે !

ક્ષત્રીય બીજનું, અહા ! પ્રસવાંકુર કારણ
એ પ્રસાદે સૂર્યવંશી ઉંચી ધરે છ ધારણ ૨૪[3]

**तापस**–રાણી શૈબ્યે ! ભગવાન્ કુલપતિની આજ્ઞા છે કે તમારે પણ ગૃહદેવતા તથા બ્રાહ્મણોની સવિશેષ પૂજાનો સમારંભ આદરવો.

**शैब्या**–(હાથ જોડી) જેવી ભગવાન્‌ની આજ્ઞા.

**तापस**–રાજન્ ! તમારૂં કલ્યાણ થાઓ. હું પણ જાત જાતના યજ્ઞ યાગાદિમાં મગ્ન ભગવાન્ કુલપતિ પાસે જાઊં છું. (જાયછે.)

અપૂર્ણ.

---

# आयुर्वेद विद्यालय.

આ વિદ્યાલયે પોતાનું કાર્ય શાન્તપણે પરંતુ મજબુત થતા જતા ધોરણે કરવાનું ચાલુ રાખ્યું છે. ગયા જુન માસમાં એ વિદ્યાલય ચલાવનારા તથા તેને મદદ કરનારા સદ્ગૃહસ્થોની સભા ઑનરેબલ મી૦ જસ્ટીસ મહાદેવ ગોવિંદ રાનડેના પ્રમુખપણા નીચે મળી હતી. તે પ્રસંગે બહાર પડેલા વૃતાન્ત ઉપરથી ત્યાં મલેલા ગ્રહસ્થોની ખાતરી થઈ હતી કે આ કામ ઉપર ધનવાન જનો લક્ષ આપે તો એ પાર પાડવામાં બીજી અડચણ આવે તેમ નથી. આવા વિચારો પ્રમુખ સાહેબ, દીવાન બહાદુર મણિભાઇ યશભાઈ, આનરેબલ ડાક્તર ભાલચંદ્ર કૃષ્ણ ભાટવડેકર, ડાક્તર મોરેશ્વર ગોપાલ દેશમુખ, વિગેરે શિષ્ટ જનોએ દર્શાવ્યા હતા. તથા તેમ કરતાં વૈદ્યરાજ પ્રભુરામ જીવણરામ જેમણે આ શાલાને ઉત્પન્ન કરી છે, તેમને બહુ માન આપતાં તેમનો ઉત્સાહ વધાર્યો હતો.

---

૨ પાપ શાન્તિ મંત્ર=જે મંત્રથી પાપની સાન્તિ થાય તે મંત્ર; વિવૃદ્ધિ-અર્થ=વૃદ્ધિને માટે; શેષ=બાકી; ટળી=ટાળી, દૂર કરી.

૩ ક્ષત્રીય૦=આ શાન્ત્યુદકના પ્રભાવે-જેથી ક્ષત્રીના તેજનું વધવું થાય છે-સૂર્યવંશી રાજાઓ પોતાનું મસ્તક ઉંચુ રાખવા શક્તિમાન થાય છે.

આ સમયે આ શાલાની વ્યવસ્થા સુદૃઢ, કરવા મજકુર પ્રમુખ સાહેબના પ્રમુખ પણા નીચે એક વ્યવસ્થાપક મંડળ, તથા ડાક્તર મોરેશ્વર ગોપાલ દેશમુખના પ્રમુખપણાંનીચે શિક્ષણ નિયામક મંડળ સ્થાપવામાં આવ્યું હતું. પ્રથમ મંડળમાં ઉપર જણાવેલા ગૃહસ્થો સાથે બીજાપણ શ્રીમાન્ તથા વિદ્વાન ગૃહસ્થોને લેવામાં આવ્યા હતા. બીજા મંડળમાં દેશીવૈદક પ્રતિ અભિરૂચિ રાખનાર ત્રણ ડાક્તરો તથા ચાર વૈદ્યોને નિમવામાં આવ્યા છે. શેઠ દ્વારકાદાસ ધર્મસિંહ, જેઓ આ કાર્યમાં ખંતથી મેહેનત લે છે તેમને, તથા રા. રા. વિશ્વનાથ પ્રભૂરામ બી. એ; ને મંત્રીઓ નિમવામાં આવ્યા હતા. એક સ્થાયી ફંડ કરવાનું ઠરાવવામાં આવ્યું હતું. તથા તેવા ફંડને સાચવવા માટે આનરેબલ શેઠજી બ્રિજભુખણદાસ આત્મારામ તથા શેઠજી વિઠલદાસ દામોદરને ટ્રસ્ટીઓ ઠરાવવામાં આવ્યા હતા.

શાળા ચાલુ રહેતાં ગયા માસમાં દ્વિવાર્ષિક પરીક્ષા લેવામાં આવી હતી. પરીક્ષકો આંનરેબલ ડાક્તર ભાલચંદ્ર, ડાકતર મો૦ ગો૦ દેશમુખ એમ. ડી; વૈદ્યરાજ પ્રશુરામ જીવનરામ, ડાક્તર અ. સા. સાબ્બારે એલ. એમ. એન્ડ એસ; ડાક્તર પો. પ્ર. વૈદ્ય, એલ. એમ. એન્ડ એસ; ડાક્તર પિરૂરકર એલ. એમ. એન્ડ એસ; વૈદ્યરાજ શંકર દાજી શાસ્ત્રી પદે, તથા વૈદ્યરાજ મુળશંકર પુરૂષોત્તમ એટલા હતા. વિદ્યાર્થીઓ સત્તરમાંથી પંદર પરીક્ષામાં હાજર થયા હતા. તથા તેમાં ૧૩ પરીક્ષામાં પાસ થયા છે. આ તેરમાં પ્રથમ આવનાર આનંદલાલને ડાક્તર ભાલચંદ્રે રૂ. ૫) ની સ્કાલરશીપ આપીછે. સવાઇ બહાદુર મહારાવ શ્રી ખેંગારજી બહાદૂર તરફથી સ્કાલરશીપ લઇ આવેલ કચ્છી વિદ્યાર્થી બહુ સારે નંબર પાસ થએલ છે એમ જાણી મહારાવ સાહેબ આનંદ પામશે.

જાણીને આનંદ પામવાનું છે કે જાણીતા ઉદાર પારસી ધનવાન ગૃહસ્થ સર દીનશાજી માણેકજી પીટીટે, પોતે આગળ રૂપીઆ દશ હજારની રકમ આ શાળા માટે આપવા વચન આપ્યું હતું; તે રકમ વધારી તેમણે રૂપૈઆ સાડાબારહજારની કરી છે. આ શિવાય બીજા આશરે વીસ હજાર રૂપૈઆનાં ચોકસ વચનો મળ્યાં છે; અને ૨૦થી ૨૫ હજારનાં વચનો તુરત અપાવાની વકીછે.

શ્રીમાન્ અને વિદ્યાવિલાસી શેઠ દેવકરણ નાનજીએ આ શાળાનો યોગ્ય વહીવટ જોઈ એવા કામમાં સંયુક્તતાથી કાઇ થાય એ સારૂં, એમ વિચારી પોતાની સંસ્કૃત આયુર્વેદ શાળા આ શાળા સાથે જોડી નાખવા ઠરાવ કર્યોછે; અને તેનો અમલ કરવાના પ્રથમ પગલામાં પોતાની શાળાના વિદ્યાર્થિઓને આ શાળામાં મોકલી દીધાછે. તે સાથે રૂ.૧૨ ની બે તથા રૂ. ૬ની એક એ રીતે ત્રણ સ્કાલરશીપ હાલ તુરત ચાલુ રાખીછે. આ ઉતેજન માટે સર્વજન તેમનો ઉપકાર માનશે.

---

## परचुरण.

---

**શીઘ્રકવિ શાસ્ત્રીજી શંકરલાલ માહેશ્વર**—જેમને અમારા સર્વ વાચકો સારી રીતે ઓળખે છે તેમને ત્યાં પૌત્રનો જન્મ થતાં, એ આનંદોત્સવમાં તેમણે અમારી સભાને રૂ૦ ૫, (પાંચ) ભેટ મોકલ્યા છે. શાસ્ત્રીજીની જે પ્રસાદી અમારા વાચકોને આ પત્રદ્વારા મલતી રહી છે; તેથી સભા તેમના મોટાઋણમાં છે. અને તેમાં વધારો કરનારી આ ભેટની આવશ્યકતા ન હતી. તથાપિ શાસ્ત્રીજીની અમારી સભા પ્રતિ અનન્ય ભક્તિ જોઇને તેઓ જે પ્રસાદી આપે તે ગ્રહણજ કરવી, એમાંજ અમે લાભ સમજશું. તેમનો ઉપકાર કેટલોક માનીએ? એટલુંજ કહીશું એ રકમનો સદુપયોગ થશે.

---

રાવબહાદુર ગોપાળજી સુરભાઈ દેશાઇ રાજકોટથી લખે છે કે-

હિંદુ ધર્મોપદેશક ડાકટર નારાયણ વિષ્નુના કામ સંબંધીનો રીપોર્ટ અમારે જાહેરમાં મુકવો. આખો રીપોર્ટ જગ્યાના સંકોચને લીધે ન છપાતાં ટુંકમાં કહેવાનું કે મજકુર ડાકટર સાહેબ સામાન્ય અને સર્વ માન્ય નીતિનો ઉપદેશ, કાઠિયાવાડમાં જુદા જુદા શેહેરોમાં ફરિને કરે છે. તેમનો ઉદ્દેશ જોઇ કાઠિયાવાડના કેટલાએક રાજાઓ તથા ગ્રહસ્થો તેમને સારી મદદ [illegible] છે. બાળકોની ઉપર તેમના ઉપદેશની અસર સારી થતી રહે, એમ હમે ઇચ્છયે છીયે.

***

**મુંબઈના પ્રસિદ્ધ વૈદ્યરાજ જટાશંકર** વીઠલજીએ પોતાના વડીલ બંધુ સ્વર્ગવાસી વૈદ્યરાજ ઝંડુભટજી તથા પોતાના સ્વર્ગવાસી પુત્ર ચંદુલાલના સ્મરણાર્થે રૂ. ૧૫) વેદ ધર્મ સભાના અનામત ફંડમાં આપ્યા છે.

વૈદ્યરાજ ઝંડુભટજીની બાબતમાં હમે અમારૂં મત આગળ દર્શાવી ગયા છીયે. તેમનાં કુટુંબમાં વૈદ્ય વિદ્યાનો પ્રચાર સાંપ્રદાયિક અને દૃઢ છે. વૈદ્યરાજ જટાશંકરજી ઘણાજ સારા વિદ્વાન્ અનેઅનુભવી વૈદ્ય છે. (તેમનાપુત્ર ભાઇ ચંદુલાલનું વય ૧૮.થી ૨૦ વર્ષનું હતુ તોપણ તેમનામાં વૃદ્ધ પુરૂષના જેવું ગાંભીર્ય તથા વિદ્યા ઉપર સારી પ્રતિ હતી. તેમના અકાળ મૃત્યુથી વૈદ્યરાજ જટાશંકરને જે ખોટ ગઇ છે તે નિઃસીમ છે. તેમના કુટુંબીઓ તથા સંબંધીઓમાં પણ ભાઈ ચંદુલાલના મરણથી અપ્રતીમ ખેદ ફેલાયો છે. નિરૂપાય વસ્તુમાં મનુષ્ય-પ્રયત્ન નિરર્થક છે. અમે વૈદ્યરાજને તથા તેમનાં કુટુંબી તથા સંબંધીઓને શું દિલાસો દેવો તે સમજી શકતા નથી. પરમેશ્વર તેમને ધૈર્ય રાખવાને પાત્ર અંતઃકરણ આપે.

***

## બેહેન કાંતિલક્ષ્મીનું શોચનીય અકાલ સ્વર્ગ ગમન.

સંસ્થાન ભાવનગરના માજી મુખ્ય દિવાન આજમ ગૌરીશંકર ઉદયશંકર ઓઝા સી. એસ. આઈના બીજા પુત્ર રા૦ રા૦ પ્રભાશંકરજીના નાહાનાં પુત્રી બેન કાંતિલક્ષ્મીનું નાહાની વયમાં ગયા ભાદ્રપદ માસની કૃષ્ણ પક્ષની પંચમીએ સહજ બે ચાર દિવસના જ્વરથી અકાલ મૃત્યુ થવાથી ઘણોજ ખેદ થાય છે. તેમનો જન્મ સંવત ૧૯૪૩ ના આશ્વિન વદ્ય ત્રીજને દિવસે થયો હતો અગિયાર વર્ષની નાહની વયમાં તેમણે પોતાની ચતુરાઇથી સારા ભરતકામ વિગેરે સાથે ગુજરાતી ૭ ચોપડીઓનો ભાવનગર માજી રાજ કન્યાશાળામાં વખાણવા યોગ્ય અભ્યાસ કર્યો હતો. તે સાથે ઘેર ખાનગી અભ્યાસ કરી શ્રીમદ્ભગવદ્ગીતા, વિષ્ણુસહસ્રનામાદિક સંસ્કૃત સ્તોત્ર પાઠોનું પઠન પ્રતિદિન કર્યા કરતાં હતાં. તેમનામાં ઇશ્વરકૃપાથી આટલી નાહાની વયમાં પણ ગંભીર સદ્ગુણોએ સ્થાન કર્યું હતું. એમનું વિનય વિવેકપૂર્વક શુદ્ધ પ્રિયવક્તૃત્વ સર્વનાં મનને આલ્હાદકારક હતું.

રા. રા. પ્રભાશંકર તથા તેમનાં ધર્મપત્ની મહાલક્ષ્મીજી પોતાને પુત્રો પ્રાપ્ત થયા છતાં પરલોક નિવાસી થવાથી, મોટાં પુત્રી અખંડ સૌભાગ્યવતી બહેન શ્રી દુર્લભ લક્ષ્મી તથા આ નાહનાં કાન્તિલક્ષ્મીજી એ બંન્ને પુત્ર રત્ન તુલ્ય સમજી સંતુષ્ટ રહેતાં હતાં. આવતા વર્ષમાં તે કાંતિલક્ષ્મીનો વિવાહ મહોત્સવ ઉત્સાહ પૂર્વક કરવાનાં હતાં. આમના ઉપર મોટી મોટી સારી

# મહાત્મા ચાણક્ય.



( શાસ્ત્રી પ્રાણજીવન હરિહર )

---

## પ્રકરણ ૧ લું.

### વૈરનું બીજ.

( સાંધણ ગયા અંકને પાને ૮ થી. )

પણ ભવિષ્યમાં કેમ વર્તશે તેને માટે કાંઇ કહી શકાયજ નહીં. હવે કર્તવ્યમાં માત્ર એટલુંજ છે કે રાજાનો કોઇપણ રીતે નાશ કરવો. પછી કુમારો તો બાલ્યવયના છે; એટલે રાજ્યચક્ર તો આપણેજ હાથે ચાલશે, અને હું સ્વતંત્ર સુખ ભોગવીશ. પરંતુ તેવો યોગ કેમ બને! હશે, વખત ઉપર સૌ કંઇ પોતાની મેળેજ થઇ રહેશે. આમ મનમાં બડબડ્યા પછી તે વિચારમાં પડ્યો કે રાજા કદાચ આ શિલાલેખ વાંચશે અને તેના મનમાં ભ્રમ થશે તો તેનો કોઇ ઉપાય નથી. માટે પૂર પહેલાંજ પાળ બાંધવી, એ ઠીક છે. આ પ્રમાણે વિચાર કરીને પગથીઆ ઉપર પાણીમાં જામેલો કાદવ પેલી શીલા ઉપર લીંપી દીધો, અને લોટામાં જળ ભરીને મંત્રી રાજા પાસે આવ્યો. રાજા તૃષાતુર હતો તેથી તેણે હાથ લંબાવીને તુરતજ લોટો લઇ જળ પાન કર્યું અને જરા થંડો થયો. થોડીવાર પછી પાછી તૃષા લાગી એટલે તે જાતે જળપાન કરવા માટે વાવ તરફ જવા લાગ્યો. તે જોઈ મંત્રીએ વિવેક દર્શાવીને કહ્યું. રાજાજી! તમે શા માટે તસ્દી લ્યો છો. મનેજ જવાદોને પરંતુ મંત્રીને વારંવાર શ્રમ આપવો એ રાજાને ઠીક ન લાગ્યું. તેમ તેને હાથ પગ પણ ધોવા હતા; માટે જાતેજ વાવમાં ઉતર્યો. અને છેક છેલ્લે પગથીએ પાણી પાસે બેસી બે હાથ ભેળા કરીને જેવો પાણી પીવા જાય છે, તેવીજ પેહેલી કાદવ ચોપડેલી શિલા તેની દૃષ્ટિએ પડી. તાજો કાદવ જોઇને તેને વિશેષ વહેમ પડ્યો; અને વહેમે તેને બમણી ચિંતામાં નાખ્યો. તેણે પાણીવડે પેહલી શિલાને ધોઇ નાંખી તો બે શ્લોક નજરે પડયા. તે વાંચતાં આ સઘળું મંત્રીનુંજ કર્તવ્ય છે, આમ તેને લાગ્યું. એટલે તે મનમાં કહેવા લાગ્યો કે તે મારી સાથે કપ-

ટથી વર્તતો હશે, પરંતુ ગમે તેવો પણ તે મારો અનુચર છે. કોઇપણ રીતે હું તેને ખાળી શકીશ; અને તેનું વૈર પણ લઈ શકીશ.

આ પ્રમાણે રાજા બેઠો બેઠો વિચાર કરતો હતો, તે સૌ મંત્રીએ પાછળ રહીને સાંભળ્યું, અને જાણ્યું કે હવે આપણો દિવસ પડતો આવ્યો, શેહેરમાં ગયા પછી કદાચ મોટી ઉથલપાથલ પણ થાય, માટે તેનો અહીંજ ઘાટ ઘડવો, એ ઉત્તમ પક્ષ છે. ફરીને આવો એકાંત પ્રસંગ મળવો કઠિન છે. ગઇ તક પાછી આવતીજ નથી. એમ વિચાર કરીને એક મોટી શિલા રાજાના અંગઉપર નાંખીને રાજાને ત્યાંજ ઠાર કર્યો.

શિલાના પ્રહારસાથે રાજાનો અંત આવ્યો અને મંત્રી વડનાં ઝાડ નીચે આવી તુરત પોતાના ઘોડાઉપર જીન નાખીને સ્વાર થયો. સાથે રાજાના ઘોડાનીસરકને પણ હાથમાં પકડી પુષ્પપુર ભણી વળ્યો. પુષ્પપુરની પડોસમાં આવ્યા પછી રાજાના ઘોડાને રખડતો મૂકીને પોતે આગળ વધ્યો. આગળ જતાં જતાં રાજાનાં માણસો, જેઓ મૃગયા વખતે સાથેજ રાજાની શોધ કરવા નીકળ્યાં હતાં, તેઓ મંત્રીને મળ્યાં; અને રાજાના સમાચાર પૂછવા લાગ્યાં એટલે મંત્રીએ કૃત્રિમ શોક દર્શાવીને કહ્યું કે, હું તો રાજાનેજ અત્યારસુધી શોધતો હતો. શું તે હજુ પાછા ફર્યા નથી? ત્યારે તમારી કેટલી દીર્ઘસૂત્રતા કે હજુ સુધી ઠંડે પેટે ઉભા ઉભા રાજાજીની વાટ જોયા કરો છો? જાઓ ઝટ શોધ કરો. હું પણ તેમનીજ શોધ માટે ફરતો હતો અને હવે પછી પણ તેમની શોધને માટે જાઉં છું.

આ વાર્તા હજી તો અહીંજ થાય છે, એટલામાં તો કુસુમપુરમાં અને ત્યાંથી રાણીવાસમાં પણ તે વાત પહોંચી ગઇ. મંત્રી પણ પરબારો રાણીના મહાલયમાંજ ગયો અને જોયું તો નગરમાં અને રાણીવાસમાં ચોમેર ખળભળાટ થઇ રહ્યો હતો, જયાં ત્યાં તેજ વાત થતી હતી અને સર્વ શોકાતુર દેખાતાં હતાં. મંત્રીએ સર્વેને ધારણા આપીને કહ્યું કે, તમે ગભરાઓ માં, હું હમણાં તેનો પત્તો મેળવું છું. કદાચ તે દૂરના વનમાં નીકળી ગયા હશે, તેથી તેને આવતાં જરા વાર લાગશે. એમ સર્વેને આશ્વાસના આપી ખંતીલા સ્વારોને વરધી આપી કે તમે આપણા નગરની આસપાસનાં વનોમાં જઇને શોધ કરો અને તે વિશે જલ્દી મને સમાચાર આપો. મંત્રીની આજ્ઞા માથે ચડાવીને સ્વારો જુદે જુદે ઠેકાણે શોધ કરવા લાગ્યા, પરંતુ તેઓનો શ્રમ ફોકટજ હતો. કેમકે મંત્રી વગર બીજું કોઇ ખરી હકીકત જાણતું ન હતું. તેઓ પાંચ પાંચ

દશ દશ ગાઉ સુધી રખડયા, પરંતુ પત્તો ક્યાંથી મળે! છેવટ સીમમાંથી રાજાનો ઘોડો હાથ લાગ્યો. તે લઇને રખડતા રઝળતા છેક મોડી રાતે મંત્રીની આગળ આવીને પોતાની નિષ્ફળતા નિવેદન કરી.

મંત્રી ખટપટની મહામૂર્તિ હતો. શોધ ખોળ કરતા મંત્રી મનુષ્યોને નિષ્ફળ થયેલાં જોઇને કૃત્રિમ શોક કરી ધરણી ઉપર ઢળી પડયો; અને આંખમાં આંસુ લાવીને બોલ્યો કે,—આ શો ગજબ? આ શી આફત? શું મારા ભાગ્યમાં આવું દુઃખ સરજ્યું હશે? જીવીને શું કરવું? ખરેખર મહાનંદ જેવા ઉદાર દીલના મહારાજા શિર ઉપરથી ઉઠી ગયા પછી રાજ્ય વૈભવો અતીવ દુઃખકર છે. હવે તો વાનપ્રસ્થ થઈ કોઈ તીર્થમાં વાસ કરવોજ ઉચિત છે. આવા આવા અનેક ઉદ્‌ગારો કથવામાં આખો દિવસ કહાડી નાંખ્યો. ન કર્યું સ્નાન કે ન કર્યું ખાનપાન. બીજી તરફ રાણીવાસમાં પણ કાળો કળેળાટ વર્તાઇ રહ્યો. નગરજનો પણ છાતીફાટ રડવા માંડયાં; આમ આંખું કુસુમપુર શોકમય થઈ રહ્યું. ધીરે ધીરે શોક ઓછો થયો અને સૌ કોઈ શાંત થયું, પરતું મંત્રીનો શોક ઓછો થયો નહીં. તેને બહુજ કલ્પાંત કરતો જોઈ બીજા મંત્રીઓ બોલ્યા—અરે મંત્રીજી! તમને તે આ શું થયું છે? તમો તો સમજુ અને વૃદ્ધ છો. તમારે તો આ વેળા રાજકુમારોને ધીરજ આપવી જોઇએ, તેને બદલે જ્યારે તમે પોતેજ આ રીતે હિમ્મત હારીને રડશો, ત્યારે બિચારા આ બાળકુમારો કોને આધારે? શાંત પડો અને રાણીઓને તથા કુમારોને ધારણા આપો. હવે કુમારો તેજ મહારાજા માનો. શાસ્ત્રમાં કહે છે કે, "પુત્ર પિતાનું બીજું શરીર છે." માટે હવે તો મુખ્ય રાજકુમારનેજ મહારાજા ગણી, તેની આજ્ઞા પ્રમાણે રાજકાજ કરો. આ પ્રમાણે કહીને કેટલાક હજુરીઆઓ અને વૃદ્ધ જનોએ મંત્રીના ખોળામાં મુખ્ય રાજકુમારને બેસાર્યો.

શકટાર જે હમણાં સૂધી કૃત્રિમશોક કરતો હતો. તે લોકોના બહુ બહુ ઉપદેશથી શાંત પડયો અને આંસુ લુછીને પૂર્વની પેઠે સ્વતંત્રતાથી સર્વ રાજ કાજ કરવા લાગ્યો. હવે રાજ્યમાં તેને કોઈ પૂછે તેવું રહ્યું ન હોતું, માટે ફાવે તેમ કરતો હતો. નવ નંદો પણ નાની વયના હતા, માટે હરકોઈ કાર્યમાં તેનીજ સલાહ લઇ પગલું ભરતા હતા. અને પટણાનું રાજ્ય મંત્રીનેજ હાથે ચાલવા લાગ્યું. નંદતો માત્ર નામના રાજા ગણાતા હતા. નંદરાજા જેમ જેમ વયમાં વધતો ગયો, તેમ તેમ મંત્રીની અનિચ્છા છતાં પણ રાજકીય બાબતમાં

વિશેષ લક્ષ આપવા લાગ્યો, પરદેશી રાજાઓની અને રાજ્યના સલાહકારોની પણ વખતે વખતે ભેટ લેવા લાગ્યો. એક વખતે નંદરાજા કેટલાક મંત્રિઓની સાથે રાજસભામાં બેઠો હતો. અને રાજસભામાં કેટલાક મંત્રીઓ, સામંતો તથા સરદાર લોકો પણ હાજર હતા. માત્ર એક મંત્રી શકટારજ કોઇ કામ પ્રસંગને લીધે સભામાં નહોતો આવ્યો. તેમ તેને કંઈ સભામાં હાજરી આપવીજ જોઇએ, એમ પણ નહોતું, કારણ કે તે સ્વતંત્ર હતો. તોપણ તે નીતિવેત્તા હતો, તે વારંવાર નીચેનાં નીતિ વચનને યાદ કર્યા કરતો હતો:—"आराधितोऽपि नृपतिः परिशंकनीयः" "રાજાને બહુ સેવ્યો હોય તો પણ તેનાથી ડરતાં રહેવું." એક ક્ષણ પણ તેને વિસો મૂકવો નહિ. આવા વિચારથી તે પ્રત્યેક ક્ષણે રાજાની પાસેજ રહેતો હતો. પરંતુ દૈવની ગતિ વિલક્ષણ છે, કાલે શું થાશે તે કોઈ જાણતું નથી. રાજસભામાં જુદા જુદા પ્રસંગો ઉપર વાત ચાલતાં વચ્ચે મહાનંદની પણ વાત નીકળી. તે પ્રસંગે નંદરાજાએ પ્રશ્ન કર્યો કે, મહાનંદ રાજા વનમાં મરણ પામ્યા, એમાં ખરી હકીકત શીછે? તે હજી મારા જાણવામાં આવી નથી. મંત્રીઓએ ઉત્તર આપ્યો કે, મહારાજ? ખરી વાત તો અમે પણ જાણતા નથી, પરંતુ શકટાર મંત્રીની સાથે આપના પિતા વસંતપંચમીને દહાડે શિકાર ખેલવા ગયા હતા ત્યાંથી પાછા ફર્યાજ નથી. બહુ બહુ શોધ કરતાં છેક મહારાજનો ઘોડો મળી આવ્યો હતો. રાજા મંત્રીઓનું કહેવું સાંભળી કંઈક રહસ્ય જાણી ગયો હોય તેમ મન સાથે વિચાર કરવા લાગ્યો કે આમાં તો કંઈક મંત્રીનુંજ કારસ્તાન જણાય છે. પરંતુ તેને કોણ પૂછે? હુંજ પ્રથમ તો તેની આગળ બોલવાને અસમર્થ છું, ત્યાં બીજો કોણ હિંમત ધરે? આમ કેટલાક વિચારો કરતાં કરતાં સાંઝ પડવા આવી, એટલે નંદરાજાએ સભા વિસર્જન કરીને રાણીવાસમાં જઇ તે વિશે માતાને પુછપરછ કરી, તો ત્યાંપણ તે પ્રમાણેજ સાંભળ્યું. આ પરથી તેના મનમાં વિશેષ શંકા થતી ચાલી. શંકામાં ને શંકામાંજ ભોજન કર્યું અને શયન મંદિરમાં જઇને નિદ્રાદેવીનું સેવન કરવા લાગ્યો.

બીજા દિવસે પ્રભાતમાં ઉઠીને રાજાએ કેટલાક છૂપા દૂતોને બોલાવ્યા અને કહ્યું કે, મારા પિતા કેટલાંક વર્ષો થયા મરણ પામ્યા છે. એ વાત તો જાહેર છે, પરંતુ કેટલાક દિવસો થયા મારા મનમાં તેના મૃત્યુ વિશે કંઈ શંકા

થયેલી છે. મને લાગે છે કે તેના મરણમાં કોઇપણ રાજકીય પુરૂષનો જરૂર હાથ હોવો જોઈએ, નહિતર તે એકાએક ગુમ થાય નહિ. તમે ગુપ્ત રીતે છૂપી તપાસ ચલાવો, અને તેનો પત્તો મેળવી આપો. હું તમોને વચન આપું છું કે જે કોઇ આ બાબતનો ખરો પત્તો મેળવી આપશે, તેને હું સારૂં ઇનામ આપીશ. પરંતુ તમારે આ કાર્ય છેવટ સુધી છુપુંજ રાખવું; જેથી ધારેલું કામ નિર્વિઘ્ને પાર પડે "ઠીક મહારાજ" એમ કહીને દૂતો રાજાની આજ્ઞા પ્રમાણે જુદા જુદા વેશમાં શોધ ખોળ માટે નીકળી પડયા. અને નગર, ગામ, પરાં, નદી, છુપી જગ્યાઓ, તળાવ, વાવ, કૂવા, અખાડા, તથા મંદિરો એ સર્વ સ્થળો શોધી વળ્યા, પરંતુ કયાંઇ રાજાનો પત્તો મળ્યો નહિ.

પત્તો શાનો મળે? શોધ ખોળ જયાં થવી જોઇએ તેથી જુદીજ જગ્યાએ થતી હતી, તેથી આખરે દૂતો નિષ્ફલ થયા. હવે માત્ર એકજ દૂત, કે જે હજી શોધ ચલાવતો હતો, તેને જંગલમાં શોધ કરતાં કરતાં એક યોગીરાજનાં દર્શન થયાં તે યોગીરાજને પ્રણામ કરીને તેની પાસે બેઠો; કેટલીક વાતચીત કર્યા પછી બોલ્યો કે, મહારાજ! મારે આપને કાંઇ પ્રશ્ન કરવો છે! યોગીરાજે ઉત્તર આપ્યો કે, ઠીકછે. પૂછ? શું પૂછવું છે? દૂતે પ્રશ્ન કર્યો કે અમારા મહારાજા મહાનંદ મૃગયા કરવા માટે મંત્રી સાથે વનમાં ગયા હતા, ત્યાંથી પાછાજ ફર્યા નથી, તો શું તેને કોઇએ મારી નાખ્યા હશે? અને માર્યા હશે તો કોણે? અને કયાં? આ પ્રશ્ન છે. કૃપા કરીને કહો તો આ દાસ આપનો જીવતાં સુધી ગુલામ થઈને રહેશે. યોગી બોલ્યો ઠીક છે. હું તેનો વિચાર કરીને કાલે જવાબ આપીશ. તું કાલ રાજાને લઇને અહીં આવજે દૂત યોગીરાજનું કહેવું સાંભળી તેને પ્રણામ કરી ત્યાંથી હરખાતો હરખાતો નંદરાજાની પાસે આવ્યો, અને તેને સર્વ વાર્તા નિવેદન કરી. બીજે દિવસે રાજા અને દૂત બન્ને ગુપ્ત રીતે પ્રભાતમાં યોગીરાજ પાસે ગયા. અને પ્રણામ કરી યોગીરાજની આગળ બેઠા. યોગીરાજ એક વ્યાઘ્રાંબર ઉપર બેસીને સમાધિ યોગવડે પ્રત્યક્તત્વનું ચિંતન કરતા હતા, તેથી કંઇપણ બોલ્યા નહિ. સમાધિ ઉતરી કે તરત સામી દૃષ્ટિ કરેછે તો રાજાને અને પેલા દૂતને દીઠા એટલે બોલ્યા કે ઠીક આવ્યા. જુઓ, રાજા લોકો પરવશ હોયછે; કારણકે તેઓ સ્વાધીનમાં હોતા નથી, પણ પરતંત્રજ વર્તે છે.

[ અપૂર્ણ. ]

# मातापिता प्रत्ये पुत्रभक्ति.

( સાંધણુ ગયા અંકને પાને ૧૬ થી )

ચાર દિવસ પહેલાં જે **વિઠુલ** હતો તેમાં અને આજમાં જે ફેરફાર થયો તે જોઇ તેનાં માતાપિતા આશ્ચર્ય પામ્યાં.

**દ્વારકાં** તરફ જનારાં સંઘનાં મનુષ્યો **વિઠુલ**ને માટે અનેક ચર્ચા કરવા લાગ્યાં. કોઇ કહેકે તેને તો જ્ઞાન થયું. માટે આગળ કરતો તેવીજ માતા-પિતાની સેવા કરવા ગયોછે. વળી કોઈ કહેકે એવા દુષ્ટને શું **દ્વારકાંનાથજી**નાં દર્શન થવા સંભવ હોય? ત્યારે વળી બીજું કોઇ મશ્કરીથીં કહેવા લાગ્યું કે- એતો હવે જ્ઞાની થઇ ગયો. માટે તેના "માતા પિતાની સેવા રૂપ" જ્ઞાનથી પ્રસન્ન થઈ **દ્વારકાંનાથજી** પોતે એની પાસેજ પધારશે.

આ વચનો શ્રી**દ્વારકાંનાથજી**ને સત્યરૂપ લાગ્યાં. જે માતાપિતાની ખરા પ્રેમ પુરસ્સર ભક્તિ કરતો હોય તે ઇશ્વરની ભક્તિ કર્યા બરોબર છે. તો પોતાના ભક્તને જેમ કોઇ મેણું મારે તે પોતાને જેમ સત્ય કરી આપવું જોઇએ, તેમ પોતા રૂપ માતા પિતાની સેવા કરનારને જે મેણું કોઈએ માર્યું હોય તે પોતે સત્યરૂપ કરી આપવું જોઈએ. આમ **દ્વારકાંનાથજી**ના મનમાં નિશ્ચય થયો. તેથી સંઘના લોકોએ મારેલ મેણું સત્ય કરવા સારૂ પોતે સાક્ષાત્ ત્યાં પંઢરપુર પધાર્યા.

આ વખત **વિઠુલ**બાર બંધ કરી પોતાના માતાપિતાની સેવા કરતો હતો. **દ્વારકાંનાથજી**એ પધારી બાર ઉઘડાવી **વિઠુલ**ને દર્શન દેવા સારૂ બારની સાંકળ ખખડાવી. ત્યારે પૂજન કરતાં **વિઠુલે** પૂછ્યું કે કોણ છે? શ્રીપ્રભૂએ જવાબ આપ્યો કે-હું **દ્વારકાધીશ** છું અને તુંને દર્શન દેવા માટે આવ્યો છું. ત્યારે તે સાંભળી **વિઠુલે** પોતાની પાસે માટીની ઇંટ પડેલી હતી તે બારીમાંથી ફેંકીને કહ્યું કે-આપ ભલે પધાર્યા. હું મારા માતાપિતાની સેવામાં છું ત્યાંસુધી આપને આ ઇંટનું આસન આપું છું. તે ઉપર આપ ઉભા રહો. સેવા થઇ રહેશે એટલે આપની પાસે આવી આપની સેવા કરીશ. આ વચનો સાંભળી "માતા પિતાનો ભક્ત તે મારોજ ભક્ત છે એમ માની" તેને આધીન થઈ દ્વારકાંનાથજી તો તે ઇંટ ઉપર ઉભા.

સેવા પુરી થઈ રહ્યા પછી વિઠુલ બહાર આવી જુવે છે તો, સાક્ષાત્ રણછોડજી ઇંટ ઉપર બિરાજમાન રહેલા દીઠા. આ વખતે વિઠુલ તુર્ત તેના ચરણમાં પડયો. ને મનમાં વિચારવા લાગ્યોકે મેં માતાપિતાની સેવા કરી તો

રણછોડજી પોતે મુને દર્શન આપવા સારૂ પધાર્યા. માટે માતા પિતાની સેવાજ ઉત્તમ છે. એ વાત જે દ્વારકાંમહાત્મ્યમાં મેં સાંભળી તે ખરીજ આમ તેણે મનમાં પ્રત્યક્ષ પૂરાવેથી નિશ્ચય કર્યો.

પછી બેહાથ જોડી પ્રાર્થના કરી વિઠ્ઠલ શ્રીદ્વારકાંધીશને કહેવા લાગ્યો કે હે કૃપાનાથ ! મારા માતાપિતાની સેવા કરતાં આપની તરફ મેં અવિવેક પ્રગટ કર્યો છે તો તે ક્ષમા કરજો.

રણછોડજી બોલ્યા કે વિઠ્ઠલ ! તેં તારા માતાપિતાની શુદ્ધ અન્તઃકરણથી ભક્તિ કરી તેથી હું તારી ઉપર પ્રસન્ન થયો છું. અને તને મારા ધામ સુધી આવતાં તારા માતાપિતાની સેવામાં વિઘ્ન પડે તે ન થવા દેવા હું પોતે તને દર્શન આપવા આવ્યો છું. હવે તારી શી ઇચ્છા છે ? તે કહે.

આ વચનો સાંભળી વિઠ્ઠલ બોલ્યો કે– આપ મારી સમીપજ રહો એ મારી ઈચ્છા છે.

શ્રીરણછોડજી તથાસ્તુ કહીને વિઠ્ઠલને ભેટી પડયા. અને તેજ ઇંટ ઉપર તેવેજ સ્વરૂપે તેજ સ્થળે બિરાજમાન રહ્યા.

તાત્પર્ય એકે માતાપિતાની સેવા જે કરતું હોય તેને ઈશ્વર પણ આધિન થઇને રહે છે. માટે ઇશ્વર રૂપ માતાપિતાની સેવા કરવી તથા તેની આજ્ઞામાં રહેવું. એજ ખરો ધર્મ છે એમ જાણવું.

ભિષ્મ પિતામહે પિતાની આજ્ઞા એ ધર્મ વાકય છે, એમ સમજી તેમના પિતા શાન્તનુ રાજાના વચનને માન આપી આજન્મ પર્યન્ત બ્રમ્હચર્ય વ્રત પાલ્યું હતું. માટે આપણે પણ તેજ ધર્મ અંગિકાર કરી તેવીજ રીતે વર્તવું જોઇએ. જો તેમ ન આચરતાં માતાપિતાથી વિરૂદ્ધ થઈ રહિએ તો કદી પણ આપણું સારૂં થતું નથી. પણ ઉલટું નુકશાન થાય છે. અંગરાજાનો પુત્ર વેનરાજા હતો તેણે, તેના બાપથી વિરૂદ્ધ વરતી વિરૂદ્ધાચરણ કર્યા ને તેના પિતાની આજ્ઞામાં ન રહ્યો તો તેના બૂરા હાલ થયા. બ્રાહ્મણના શ્રાપથી તેનું અકાલ મૃત્યુ થયું.

તો માતા પિતાથી વિરૂદ્ધ ન વર્તતાં તેની ઉપર સ્નેહ રાખી, એક નિષ્ઠાથી, તેજ મુરબ્બી, વડીલ, ઇશ્વર, તથા તિર્થ સ્વરૂપ છે, તેના અમે ખરા અનૃણી છૈએ તેણે પાળી, પોશીને મોટા કરેલ છે. માટે તેનો અનહદ ઉપકાર છે. જેનો બદલો તો વળાય એમ નથી. તોપણ યથા શક્તિ સેવા ચાકરી કરી. તેઓએ કરેલ આભાર રૂપ રણથી કાંઇક પણ મુક્ત થવાયતો સારૂં એમ માની તેઓની શુદ્ધ ભાવથી સેવા કરવી.

---

# आप्तवचन.

યોજક—પ્રભુદાસ લાધાભાઇ મોદી, કુંડલા.
( સાંધણુ ગયા વર્ષના અંક ૧૨ ને પૃષ્ટ ૨૮૧ થી )

૬૪

અમુક કાર્ય એક પ્રજામાં પાપરૂપ ગણાય છે, તેજ ઘણીવાર બીજી પ્રજામાં પુણ્યરૂપ ગણાય છે. પણ વસ્તુતઃ નીતિના સામાન્ય નિયમો સર્વત્ર સમાન છે. ખરી રીતે જોતાં જે કાર્યો કરવાથી જનસમાજને હાનિ થતી હોય, જે કરવાને આપણી* શુદ્ધવૃત્તિ ના પાડતી હોય, અને જે કાર્યો સુજન વર્ગમાં નિંદાતાં હોય તે કરવાં એ પાપરૂપ છે. અને તેથી ઉલટી રીતે જે કાર્યો કરવાથી જનસમાજનું હિત થતું હોય, જે કરવાને આપણી શુદ્ધવૃત્તિ હા પાડતી હોય, અને જેની સુજન વર્ગમાં પ્રશંસા થતી હોય તે કરવાં, એ પુણ્યરૂપ છે. આ પ્રમાણે અમુક કાર્ય કરતાં પૂર્વે ત્રણ બાબતોનો વિચાર કરવો યોગ્ય છે.

૬૫

નીતિના બે પ્રકાર છે. સામાન્યનીતિ, અને વિશેષનીતિ, સામાન્યનીતિના નિયમો સર્વ દેશની પ્રજામાં એકસરખા પાળવામાં આવે છે. તેમાં સત્ય બોલવું, એ નીતિ છે, અને અસત્ય બોલવું એ અનીતિ છે, ચોરી કરવી એ પાપ છે. વિશેષ નીતિના નિયમો સર્વત્ર સમા પળાતા નથી. તેના દૃષ્ટાંત તરીકે માંસાહાર કરવો, એ કેટલીક પ્રજામાં પુણ્યરૂપ ગણાય છે. અને બીજી કેટલીક પ્રજામાં પાપરૂપ ગણાય છે. સામાન્યનીતિના નિયમો સદા સ્થાયી છે. વિશેષ નીતિના નિયમોની ગણના દેશકાલ પરત્વે છે. અને તેમાં કુદરતી રીતે ફેરફાર થાય છે. તે ફેરફારને અનુકૂળ વર્તવામાં દરેક માણસનું હિત છે. સ્વયંવરની રીતિ એક કાળેં ચાલતી હતી, પણ આ કાળમાં તદન બંધ પડી છે. વિશેષ નીતિનું બંધારણ આખી જનસમાજની લાગણીપર છે. સામાન્ય જાતિના નિયમ પ્રમાણે જનસમાજની લાગણી વિરૂધ્ધ વર્તવું એ ચોરી કરવા જેવું અર્થાત્ દોષરૂપ છે. તેથી પોતાને હાનિ થવા ઉપરાંત જનસમાજને થોડી ઘણી હાનિ પહોચે છે. એમ માનવું કે, વિશેષ નીતિમાં કુદરત ફેરફાર કરશે. તેને માટે એક જણનો પ્રયત્ન અયોગ્ય છે, ફ્રેન્ચ રેવોલ્યુશનનો

* Conscience.

દૃષ્ટાંત યથાયોગ્ય છે. આવા ફેરફાર થયાવિના જનસમાજમાં નિંદિત ગણાતું કાર્ય કરવું એ મૂર્ખાઈ ભરેલું છે અને જેઓએ વિચાર શૂન્ય બની સાહસ વહોર્યું છે તેમને પશ્ચાત્તાપ કરતા આપણે આ કાળમાં જોઇએ છીએ. સામાન્ય નીતિના નિયમો સારીરીતે પાળવાથી કિંવા પળાવવાથી વિશેષ જાતિમાં સારો ફેરફાર થયા વિના રહેશે નહિં. સંપ અને સ્નેહની લાગણી તેને માટે આવશ્યક છે.

૬૬

એક માણસને પાણી પીવાની તૃષા લાગી છે અને તે પાણી પીશે, તેથી કાંઇ સર્વ માણસો પાણીપીવા દોડશે નહિ પણ જેને તૃષા લાગી હશે તે પીશે. તે પ્રમાણે એક માણસ પોતાની જ્ઞાતિમાં નિંદાતા રીવાજને અનુસરવાથી બીજા તે પ્રમાણે અનુસરશે એમ આશા રાખવી અયોગ્ય છે. એક કાલે આખી રીતિમાં સંશયવૃત્તિ ઉત્પન્ન થઈ કોઇ રીવાજ અયોગ્ય લાગવા માંડશે, ત્યારે તેમાં કુદરત પોતાની મેળે ફેરફાર કરશે, અર્થાત્ કાલબલથી સર્વની લાગણી એકતા પામી ફેરફાર થશે. જે જે સુધારકો પોતાની જ્ઞાતીમાંથી ભ્રષ્ટ થઈ લાંબી આશા રાખીને સાહસના ખાડામાં ઉતર્યા છે, તેમની આશા ફળીભૂત થવાનો સમય સ્વપ્નમાં પણ જણાતો નથી. એક સમયે સતી થવાનો ચાલ ઘણો સારો ગણાતો, પણ પાછળથી નિર્દોષ બાળાઓ ભોગ થવા માંડી અને છેવટે તે ચાલ અનર્થને પાત્ર દોષરૂપ ગણાઈ જડમૂળથી નાશ પામ્યો. આપરથી કાળાંતરે વિશેષ નીતિમાં કુદરતી રીતે ફેરફાર થયાવિના રહેશે નહિ, એજ અમારૂં કહેવું છે. બધો પ્રયત્ન જ્ઞાતી અથવા તો જનસમાજના ચાલતા નિયમોને અનુસરી કરવો અયોગ્ય નથી.

૬૭

દરેક વૃત્તિમાં રહેલી મલિનતા દૂર કરવાથી સર્વ વૃત્તિઓ એકાગ્રતા ધારણ કરી શકે છે. દરેક વૃત્તિમાં રહેતી મલિનતા, સારાં પુસ્તકોનું વાચન, સત્સમાગમ, અને મહાન સદ્ગુણી પુરૂષોનાં જીવન ચરિત્રોનાં મનનથી દૂર થાય છે. જ્યાંસુધી વૃત્તિમાં મલિનતા હશે, ત્યાંસુધી સર્વ વૃત્તિઓ કદી એકાગ્રતા ધારણ કરવાની નથી. ક્રોધ, લોભ, મોહ, ઈર્ષ્યા, મદ, અહંકારાદી જે મલિનતા છે તેનો ધીમે ધીમે વિનાશ કરવા પ્રયત્ન કરવો. આથી ઉલટીરીતે કોઇ દિવસ વૃત્તિઓ એકાગ્ર થશે નહિ.

૬૮

મનુષ્યની પરીક્ષા ત્રણ પ્રકારે કરવામાં આવે છે. કેટલાક એમ કહે છે કે, દરેક મનુષ્ય આપણા સમાગમમાં આવે કે તેને પ્રથમથી દુર્ગુણી ધારવો, અને પછી જો તે સદ્ગુણી માલૂમ પડે, તો તેને એક સદ્ગુણી તરીકે સ્વિકારવો. કેટલાક એમ માને છે કે, અપણા સમાગમમાં આવતાંજ દરેક મનુષ્યને પ્રથમ સદ્ગુણી ધારવો, અને પછી જો તે દુર્ગુણી જણાય તો તેનાથી આપણે દૂર રહેવું. ત્રીજો વર્ગ એમ કહે છે કે, પ્રથમ સમાગમમાં આવતાંજ દરેક મનુષ્યને સદ્ગુણી કિંવા દુર્ગુણી ધારવો નહિ, અને પછી જે જણાય તે ખરૂં. દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરતાં જણાશે કે, ત્રીજા વર્ગની માન્યતા ઘણે અંશે ઉત્તમ છે. પ્રથમ વર્ગના માનવા પ્રમાણે સદ્ગુણી મનુષ્યને દુર્ગુણી માની લઇ તેને એક પ્રકારનો અન્યાય આપીએ છીએ. અને બીજા વર્ગના ધારવા પ્રમાણે દુર્ગુણી મનુષ્યને પણ સદ્ગુણી ધારી કવચિત ફસાઈ પડવાજેવું થાય છે. આથી અમુક મનુષ્યની પરીક્ષા સારી પેઠે સમાગમમાં આવ્યાપછી કરવી ઉચિત છે.

૬૯

મનુષ્યની પરીક્ષા ચાર પ્રકારે સમાગમમાં આવ્યા પછી કરવી. નેત્રથી, ચહેરાથી, વાણીથી, અને વર્ત્તનથી. કદાચ પ્રથમ ત્રણથી આપણાથી ખરી રીતે પરીક્ષા કરી ન શકાય, પરંતુ વર્ત્તનથી બરાબર થઇ શકશે. દરેક મનુષ્ય સારો અથવા તો ખરાબ તેના વર્ત્તનપરથી સ્પષ્ટરીતે જણાઇ આવે છે. સદ્વર્ત્તનથી મનુષ્ય શ્રેષ્ઠ ગણાય છે, પણ કેવળ બુદ્ધિબલથી શ્રેષ્ઠ કહી ન શકાય. અમુક પુરૂષ પોતાના બુદ્ધિબળથી એક વિદ્વાનતરીકે ગણાતો હોય તો ભલે, પણ તેનું સારૂં વર્ત્તન ન હોય તો તેને એક વિદ્વાનતરીકે ગણવો અયોગ્ય છે. આચારમાં તેમજ બુદ્ધિબલમાં જે શ્રેષ્ઠ છે તેનીજ વિદ્વાન તરીકે ગણના કરી શકાય. હાલના કેટલાક ઉંચી કેળવણી પામેલા યુવાનોમાં બુદ્ધિબલ હોવા છતાં નીતિબલ જોવામાં આવતું નથી, તેનું કારણ કેળવણીની પદ્ધતિનો દોષ છે. દરેક મનુષ્યની પરિક્ષા ગુણ પરત્વે છે, પણ કેવળ બુદ્ધિ પરત્વે નથી.

૭૦

એક નાના સરોવરમાં પથ્થર ફેંકવાથી તે જે સ્થળે પડયો હોય તેટલા ભાગના પાણીમાં ચળભળાટ થઈ અટકતો નથી, પણ મોટાં મોટાં કુંડાલાં વલી કાંઠાસુધી આખા સરોવરના પાણીમાં થોડો ઘણો ખળભળાટ થાય છે. તે પ્રમાણે એક દુર્જન પોતાના ગુણથી પોતાને નો ઠીક, પણ આખા જગતને

થોડું ઘણું નુકશાન કરે છે. દુર્જન સર્વ પ્રકારે વખોડવા યોગ્ય છે. એક જડવત્ દેખાતો પથ્થર એક સ્થાને પડી રહ્યા છતાં કોઇપણ ઉપયોગમાં આવી શકશે, પરંતુ દુર્જન જ્યાં અસ્તિત્વ ધરાવતો હશે ત્યાં તો ઠીક, પણ તેના સમાગમમાં આવનાર સર્વ માણસોને કોઇ પ્રકારનું નુકશાન કર્યાવિના રહેશે નહિ.

૭૧

જેમ ખારવાળી જમીનમાં હજારો મણ બાજરી વાવવાથી પાશેર બાજરી પણ પાછી નિપજતી નથી, તેમ દુર્ગુણી પુરૂષોને અનેકવાર કહ્યા છતાં પણ તેમને કાંઇ અસર થતી નથી. તેઓ મન, વચન અને કર્મથી સર્વનું અનિષ્ટ ઇચ્છે છે. દરેક વસ્તુ કિંવા પદાર્થનો તેઓ દુરૂપયોગ કરે છે. માટે તેમના સમાગમથી દૂર રહેવું લાભદાયક છે.

૭૨

પરમાત્મા સર્વસ્થળે વ્યાપી રહેલો છે. જ્યાં જુઓ ત્યાં તે છે. જેમ ગાય કે ભેંસના શરીરમાં રહેલું ઘી તેમના અવયવોનું પોષણ કરતું નથી, પણ તેમના દૂધમાંથી ક્રિયાએ કરી બનતો તેજ પદાર્થ—ઘી પાછો તેમને ઔષધરૂપે કામ લાગે છે, તેમ સર્વ સ્થળે અને પ્રાણીમાત્રના શરીરમાં ઘીની પેઠે પરમાત્મા વસી રહેલ છે. તે ઉપાસના કે સ્મરણ કર્યાવિના પ્રાણીઓનું હિત કરતો નથી, માટે નિત્ય પોતાની વૃત્તિઓ પરમાત્માના સ્વરૂપમાં લીન કરી આનંદ અનુભવવો. અને આ સંસારરૂપી મોહ સાગરથી ઈષ્ટ સ્મરણો કરી પોતાના આત્માને તારવો, એ પ્રાણીમાત્રનું મુખ્ય કર્તવ્ય છે.

૭૩

વ્યાવહારિક કાર્યોમાં પ્રારબ્ધ મુખ્ય અને પુરૂષાર્થ ગૌણ છે. પારમાર્થિક કાર્યોમાં પુરૂષાર્થ મુખ્ય અને પ્રારબ્ધ ગૌણ છે. વ્યાવહારિક કાર્યો કરતા ક્વચિત્ આકસ્મિક અડચણો નડવાથી તેમનો ધારવા પ્રમાણે પરિણામ આવતો નથી. આથી વ્યાવહારિક કાર્યો કરવામાં મનુષ્યની ઇચ્છા સ્વતંત્ર છે, પણ ફળ ભોગવવામાં પરતંત્ર છે, એમ કહેવું યથાર્થ છે. જે વસ્તુ અલભ્ય અથવા તો અકલિત છે તે મેળવવામાં જો આપણે વિજયી ન થઇએ તો પ્રારબ્ધનો દોષ કાઢી શાન્તિ લેવી અયોગ્ય કહેવાશે નહિ. ખરી રીતે જોતાં પુરૂષાર્થ સર્વ વિષયોમાં પ્રધાનતા ધરાવે છે.

અપૂર્ણ.

# चंड-कौशिक नाटक.

( ભાષાંતર કર્તા—લાલશંકર હરપ્રસાદ. )

( સાંધણ ગયા અંકને પાને ૨૦ થી )

शैब्या—( વિલક્ષણતાથી [1]બાજુએ. ) અલિ ચારૂમતિ! ભગવાન કુલપતિએ આર્ય પુત્રને રાત્રી જાગરણ કરવા ઉપદેશ કરેલો હો! આ દુષ્ટ હૃદયે આર્યપુત્રને નકામાં મહેણાં માર્યાં તેથી ખિન્ન થાઉં છું. જે થયું તે ખરૂં. ( હાથ જોડી પ્રકાશ ) આર્યપુત્ર! કૃપા કરો. [1]

राजा—( અનુરાગ સહિત )

અર્પિ પ્રિયા! તુજ સુકણ્ઠ વિષેજ હાર
પત્રાવલી રચી, કપોલ પરિગ્રહું હું
મિથ્યાપરાધ-દુભવ્યું મન મારૂં તોય
તેં જે કર્યો અનુનય [2]મમઉપરીતે. ૨૫[2]

शैब्या—( શરમાઇ જાય છે. )

राजा—( તેમજ બતાવતો. ) પ્રિયે!

તુજ સપુલક સ્વેદગાલો નકંપ મુકે જરી
અરપી સ્રક જે તારાકંઠે[3]સ્તનાગ્ર તરંગથી
મુજ કર અડયે, આરંભ્યાતે વૃથા ઉભયે વિધી
મુજ શ્રમ થયો રોમાંચેથી વૃથા પણ તે વળી. ૨૬[3]

शैब्या—આર્યપુત્ર! ભગવાન કુલપતીએ કરેલી આજ્ઞા પાલવા સારૂ હું જાઉં છું.

राजा—ભલે એમ કરો.

( બન્ને જાય છે. )

---

૧ ખોટો આરોપ મુકવાથી રાણી ખિન્ન થાય છે. અને તેથીજ પોતાના હૃદયને દુષ્ટ કહ્યું છે. કેમકે વિચાર કર્યા વગરજ રાજા ઉપર ખોટો આરોપ મૂકયો અને તેપણ રાજાએ તેનું કારણ આપવા છતાં સ્ત્રીઓનું હૃદય કેવું હઠીલું હોય છે તેનું આ દ્રષ્ટાંત છે.

૨ રાજાને ફોકટ મહેણાં માર્યા છતાં રાણીએ તેનું ખરૂં કારણ જણાતાં કૃપાની માંગણી કરી તે આપવામાં રાજાની ઉદારતા જણાવી છે.

૩ રાણીનો ઉદ્વેગ તથા "શ્રમ" વર્ણવ્યો છે. સપુલક રૂવાં ઉભાં થવાં તે, સ્વેદ=પરસેવો; સ્રક=માલા સ્તનાગ્ર વિ૦:=છાતી ધડકવાથી સ્તનનો અગ્ર ભાગ હલવાથી.

**राजा**—વયસ્ય ! હવે આપણે કેવીરીતે વિનોદ કરીશું ?

**विदूषक**—હે સખા ! તું દેવીના સંબંધની વાર્તા કરી વિનોદ કર. હું વળી જમવાની વાતોમાં આનંદ માણીશ.

**वनेचर**—( પ્રવેશ કરીને ) રાજાનો જય થાઓ ! જય થાઓ !!!

વિકાળ દાંતે, ખોદી પૃથ્વી, તેમાંથી જે સુગંધી નિકળે
તેને લીધે, નિશ્વાસ નાંખ્યે, પવન તેમ આ,
ઉરાડતો ગંઇ અર્ધું ચાવ્યું, ધોળું કસેરૂ[1] છળે કરીને,
પોતે યશસ્વી બનતો હોયે તેમ પુરી આ.
સર્વે દિશા, જાણે વર્ષે મારમારની પ્રથમજ વર્ષા !
ઘણા ગર્વથી, ગંભીર અને આ ઘર્ઘર શબ્દો વનમાં વસતા,
સિંહ સમુહના, સૂણી ક્રોધે, ઉંચા કાનો, રાખીએ તો,
રોષાગ્નિથી, શિખા પ્રસારી, જીભ્હા કાઢી, અને હાંફતો,
દાવાનળ સમ, હમેશ દિપતો, વિજળી પેઠે, શોભેભાલજ,
જાણે ચળકતી, તરવાર પેઠે, વિમળેન્દ્રનીલ કાજળ તમાલ.
સમ શોભતો, આંખો પીળી, આમ તેમ તે ફેરવતો ને, ૨
જાડો તેમજ, કાળો જાણે, ઢગ મેસનો, દાવાનળ સમ
જાજ્વલ્યમાન, દાંતો મધ્યે ચૂર્ણ થવાના ભયે ત્રાસીત,
વળી ગયેલાં કમલ દંડ સમશોભિત દાંતો પંક્તિથી છે
વિકાળ મુખને; લાંબા કાળનું વેરજ લેવા, બની ઘુંઘરો,
ચંદ્ર ( નો ) કોળીઓ, કરતો જાણે, પ્રલય સમયનો તિમિરસમુહ.
સમએ શોભે, ક્રીડામાટે મહા વરાહે જન્મજ લીધો,
તેમ આ કોઇ શીકાર ક્ષેત્રે વરાહયુથનો પતી વિરાજે,
પતી વિરાજે.[1]

એનું પ્રમાણ ભર્થા પોતેજ થશો. હું પણ ત્યાંજ-જાણું છું[2]

**राजा**—(સહર્ષ) હાશ ! આ વિનોદસ્થાન મળ્યું.

**विदूषक**—વયસ્ય ! અરણ્યમાં આમતેમ ભટકતાં કાંટા ભાંગતાં, ઉંચા નીચા ટેકરા ઓળંગતાં, ભૂખ તરશ મારતાં, મૃગયા કરવી એ એક દોષ છે.

---

૧ કસેરૂ=એક જાતનું ઘાસ; આ સ્થાને વરાહનું વર્ણન કરેલું છે.

૨ એ વરાહને આપ પોતેજ જઇને જોશો તો મારૂં કહેવું સત્ય માનશો.

અને તેમાંજ જ્યારે તને વિનોદ મળે છે તો એ શિવાય બીજું કયું દુઃખનું સ્થાન થઇ પડશે ?

राजा—સખા ! મૃગયા એજ રાજાઓને ઉપકારીણી છે.

ઉદાસિને ખુશીકરે, સ્થૌર જે ચળેલું
તે ચિત્તને, શરીરને હલકુ કરે છે,
ઉત્સાહ બુદ્ધિ અરપે રણ-કર્મ યોગ્ય
દોષે વૃથા તું મૃગયા નહિં નિંધ તોય

ચાલો ત્યારે આપણે ત્યાંજ જઇએ.

( સર્વે જાય છે )

પ્રથમાંક સમાપ્ત.

---

अङ्क २ जो.

---

नेपथ्य—અરે ! વરાહને શોધનારાઓ !

શાર્દુલવિક્રીડિત.

ડોવી કાદવ ને છુંદીય કમળો, ગુંદ્રાંકુરો ચાવતો,
ક્ષેત્રો નાગરમોથનાં ચગદોને, સેતુ જલે ભાંગતો,
સૈન્યો પાછળ લાગતાં વન ઘીંટે, પેસી જતો દેખતાં,
આ ચાલ્યો ! નજરે પડી સરકતો દુર્ગમ્ય બીજે વને. ૧[1]

માટે વનોને ચારે બાજુથી ઘેરીલ્યો.

સ્ત્રગ્ધરા.

નંખાવો જાળ પ્રાંન્તે કુશલ વનમહિં જે, પારધીઓની પાસે
છોડાવો સાંકળેથી, ક્રૂર બહુ હિસતાં, ગવ્હરે કુતરાંઓ,
અસ્વારો પ્રેરી ઘેરો સકળ સ્થળ મહીં, બ્હાર વારાહ કાઢો,
પાડાસ્વારો તથા ત્યાં, યમ રૂપ સરખા, મોકલો ડાંગ લેઈ. ૨[2]

---

૧ ગુંદ્રાંકુરો=નાગરમોથના રોપાની ઉપરનો ભાગ. સેતુ=પાળ. ઘીંટે=ઘાડ. દુર્ગમ્ય=માંહે પેસી નહિ શકાય એવું

૨ પ્રાન્તે=છેડે. ગવ્હરે=ગુફાઓમાં. પાડાસ્વારો=પાડાપર બેસી સ્વારી કરવાવાળા. ડાંગ=મોટી લાકડીઓ

(વિકાળ ઉજ્વળ વેષધારી, ભયભીત જણાતો વિઘ્નરાજ પ્રવેશ કરે છે.)[1]

તિવ્ર તપે બ્રાહ્મણ બની અન્ય સૃષ્ટિ ઉપજાવી જાણે પોતે બીજા પ્રજાપતિજ હોય એમ ત્રીશંકુને યજ્ઞની સિદ્ધિએ પોહોંચાડી, ઉત્પત્તિ–સ્થિતિપ્રલય એ ત્રણે ગુણવાળી વિદ્યાની સિદ્ધિને માટે બહૂજ કઠીણ કામ એણે આરંભ્યું છે.

પરંતુ

શાર્દૂલવિક્રીડિત.

બ્રહ્મા એકજ વિશ્વ આ સરજતા, વિષ્ણુ ન કે શંકર,
વિષ્ણુ એકજ પોષતા જગત આ, બ્રહ્મા ન કે તે હર,
સંહારે હર એકલા જગતને, બ્રહ્મા ન કે તે હરિ,
ત્રણેશક્તિ કયમેજ પ્રાપ્ત કરશે, જે અન્યને ના મળી. ૫[2]

(વિચાર કરી) અથવા પરમ નૈષ્ટિક એવાને વિશે શંન સંભવે? પણ મુની થઇ કોપને વશ બની જઇ કામ ક્રોધાદિ કલ્યાણને નાશ કરનારી વૃત્તિને આધિન થઈ આ ઘોર કર્મ આરંભ્યું છે તો મને સુઝ નથી પડતું કે એનું પરિણામ શું આવશે?

**નેપથ્યમાં**–ધાડ અરણ્યમાં છુપાઈ જવાની શક્તિથી ગર્વને પ્રાપ્ત થયેલા, ઉભો રહે! દુષ્ટ! ઉભો!!

વસંતતિલકા.

શંભૂ સમાધિ મહિં, વિઘ્ન કર્યુંજ જેણે,
દક્ષે કર્યા યજનમાં, શિવ કેલિ વિશે,
ત્રણે જગદ્ધિત પ્રયત્નની સિદ્ધિ માંહીં,
વિઘ્ને થતો ખુશી બહૂ, છું હું વિઘ્નરાટ. ૩[3]

---

૧ ઉજ્વળ=ઉજળો. વિઘ્નરાજ=વિઘ્નનો રાજા.

૨ પોષતા=પાળતા. હર=શંકર. સંહારે=નાશ કરે. હરિ=વિષ્ણુ. અન્યને=બીજાને.

૩ સમાધિ બે પ્રકારની છે. એક સવિકલ્પ, અને બીજી નિર્વિકલ્પ સમાધિ. એક ચિત્ત થઈ ઇશ્વિર સાથે પોતાના આત્માને તન્મય બનાવી દેવો તે સમાધિ. દક્ષ=પાર્વતીનોપિતા, યજન=યજ્ઞ કેલી=ક્રીડા જગદ્ધિત=જગતનું હિત. ભાવાર્થ—શંભૂની યોગ સાધનામાં, દક્ષપ્રજાપતિના યજ્ઞમાં, શીવપાર્વતીની ક્રીડામાં જેણે અંતરાય કર્યો એવો હું વિઘ્નરાજ ત્રણે જગતના કલ્યાણને માટેના પ્રયાસમાં અંતરાય નાંખી બહુ આનંદ પામું છું.

# प्रमाण विचार.

( લેખક શાસ્ત્રીજી જીવનરામ મહીધર )

( સાંધણ પૃષ્ઠ ૧૨ થી. )

નિર્વિકલ્પક એટલે વિશેષણ વિશેષ્યના સંબંધહીન જ્ઞાન. જેમ 'આ કાંઇક છે,' તથા ઘટ-ઘટત્વના સંબધહીન જ્ઞાન. આ જ્ઞાન અપ્રામાણિક છે એમ ન સમજવું; કારણકે એ જ્ઞાન ન હોય તો 'આ ઘટ છે' ઇત્યાદિ વિશિષ્ટ જ્ઞાન ન હોય; કારણકે વિશિષ્ટ જ્ઞાનના હેતુરૂપ વિશેષણનું જ્ઞાન પ્રથમ હોવું જોઇએ. જેમ 'દંડવાન્ પુરૂષ છે' એ વિશિષ્ટ જ્ઞાનના હેતુરૂપ, દંડરૂપ, વિશેષણનું જ્ઞાન પ્રથમ થાયછે, પછી 'દંડવાન્ પુરૂષ' એ વિશિષ્ટ જ્ઞાન થાયછે. તેમજ ઘટ-ત્વના સંબંધહીન નિર્વિકલ્પ જ્ઞાન થયા પછી જ 'આ ઘટછે' એવું વિશિષ્ટ જ્ઞાન થાયછે; કારણકે ઘટત્વરૂપ વિશેષણના જ્ઞાન વિના 'આ ઘટ છે' એવું વિશિષ્ટ થાય નહિં.

---

( વિવરણકાર રા. વિ. મ; )

૧ વિશેષણ વિશેષ્ય સબંધહીન જે પ્રત્યક્ષજ્ઞાન થાય તે નિર્વિકલ્પપ્રત્યક્ષ જ્ઞાન. આ જ્ઞાનના સંબંધમાં બે વાદ છે; અને ઉભય વાદ વિચારણીયછે. પ્રથમ વાદ એવો છે કે, આ પ્રકારનું જ્ઞાન છેજ નહિં; કારણ કે તેવા પ્રકારના જ્ઞાનનો સંભવજ નથી. પદાર્થનું જ્ઞાન, પદાર્થના વિશેષણનું જ્ઞાન થયા-વિના, થવા સંભવ નથી. પ્રથમ વિશેષણ સમજાય, પછી તે વિશેષણયુક્ત પદાર્થ, તે અમુક પદાર્થરૂપે સમજાય. આ ઉપરથી જણાયછે કે કોઇપણ અમુક પદા-ર્થનું જ્ઞાન થતાં તેના વિશેષણોનું જ્ઞાન તથા તે વિશેષણોના તે પદાર્થ સાથે સંબંધનું જ્ઞાન આવશ્યક છે. જો આવો પ્રકાર ન હોય તો જ્ઞાન થાયજ નહિં; એટલામાટે નિર્વિકલ્પપ્રત્યક્ષ નામનું જ્ઞાન છેજ નહિ. આ વાદનું એમ સમા-ધાન કરાય છે કે, આવા જ્ઞાનને ગ્રહણ કર્યાવિના છૂટકો નથી. જો એ પ્રકારનું જ્ઞાન ન હોય તો નિદ્રામાં સુતેલા પુરૂષ જાગતાં તેને અમુક પદાર્થ ઘટનું જ્ઞાન થાય છે, તે પ્રમયે, તે સ્થાને ઘટ તથા તેના વિશેષણોનો સંબધ પ્રત્યક્ષ નથી. વાસ્તવિક રીતે પ્રત્યક્ષ પ્રમાણનું લક્ષણ પણ તેને લાગુ પડતું નથી. છતાં પણ

આ પ્રત્યક્ષના [૨]લૌકિક અને અલૌકિક એવા બે ભેદ છે લૌકિક પ્રત્યક્ષના નિચે પ્રમાણે ૭ ભેદ છે. (૧) ઘ્રાણજ (૨) રાસન (૩) ચાક્ષુષ (૪) સ્પાર્શન (૫) શ્રાવણ તથા (૬) માનસ.

---

તેવું જ્ઞાન થાય છે. માટે તેવા જ્ઞાનનો અભાવ માની શકાય તેમ નથી. બીજો વાદ ઉપર કહ્યો તેમ એવો છે કે, એ જ્ઞાન પ્રત્યક્ષ—જ્ઞાન નથી. ઇંદ્રિય તથા પદાર્થના સંબંધથી થતું જ્ઞાન પ્રત્યક્ષ જ્ઞાન કહેવાય છે. આવું લક્ષણ બાંધીને પણ લૌગાક્ષી ભાસ્કર તર્ક કૌમુદીમાં કહે છે કે—એ જ્ઞાન અતીન્દ્રિય છે; પરંતુ પ્રત્યક્ષ અને અતીન્દ્રિય ઉભય હોવું એ સંભવે જ નહિ. આ ઉપરથી જ વિશ્વનાથ પંચાનન સિદ્ધાંત મુક્તાવલીમાં કહેછે કે એ જ્ઞાન પ્રત્યક્ષ નથી. આમ સમજાતાં વાસ્તવિક શંકા થાયછે કે એ જ્ઞાન શા પ્રકારનું છે? વિચાર કરતાં એમ સમજાય છે કે અનુભવ નથી; પરંતુ સ્મૃતિ છે. અનુભવ થએલો તેનો સંસ્કાર સ્ફુરતાં એ નિર્વિકલ્પ જ્ઞાન થઈ શકે.

આ વિચાર વ્યવહારિક જ્ઞાન માટે છે. પારમાર્થિક નિર્વિકલ્પ જ્ઞાન તો વેદાન્ત શાસ્ત્રે ગ્રહણ કરેલું એજ બરાબર છે. વેદાન્ત સારના કર્તા કહે છે કે "જ્ઞાતા, અને જ્ઞાન તથા તે આદિ અન્ય સર્વનો લય થતાં અદ્વિતીય વસ્તુમાં એકાકાર વૃત્તિથી અતિશય ઐક્ય થતું એનું નામ નિર્વિકલ્પ જ્ઞાન."

પાશ્ચિમાત્ય પર્યેષકોનો એવો પણ મત છે કે—અમુક જ્ઞાન મનુષ્યને સહજ જ છે. જેમકે સામાન્ય રીતે લોક માત્રને એવી પ્રેરણા જ થાય છે કે સત્ય વદવું, આ જ્ઞાન પ્રેરણા જન્ય અને ખરૂં કહીએ તો સહજ સમજાય છે. એમ પણ કાં ન કહિ શકાય? કે એવા પ્રકારના જ્ઞાનમાં પણ પ્રેરણા અથવા સહજત્વ કાંઇજ નથી? એપણ અનુભૂત જ્ઞાનની સ્મૃતિ જ છે. અને તે સ્મૃતિને અંગે વ્યવહાર થાયછે.

૨ લૌકિક પ્રત્યક્ષના ૭ ભેદ છે. આ ભેદના જે નામો આપ્યાં છે તે ઉપરથી સ્પષ્ટ સમજાય છે પ્રત્યક્ષ એ કેવળ ઇન્દ્રિયજન્ય જ્ઞાનછે. ઘ્રાણ આદિ પાંચ જ્ઞાનેન્દ્રિઓ અને છઠ્ઠું મન, જેને પણ ઘણા દર્શનકારો ઇન્દ્રિયમાંજ ગણે છે; તેજ પ્રત્યક્ષજ્ઞાનનાં સાધન છે. આ જ્ઞાન મેળવવામાં જે જે ક્રિયાઓ થાય છે તેનાં સ્વરૂપ સમજવાને એ જ્ઞાનના સન્નિકર્ષના પ્રકાર સમજવાની જરૂર છે. એ પ્રકાર સમજાવતાં પહેલાં તેના વિભાગનું વૃક્ષ બતાવવું અનુકુલ પડશે.

લૌકિક પ્રત્યક્ષના હેતુરૂપ સંનિકર્ષ નિચે લખ્યા પ્રમાણે ૭ પ્રકારના છે.



( १ ) संयोग ( २ ) संयुक्त समवाय ( ३ ) संयुक्त समवेतसमवाय ( ४ ) समवाय ( ५ ) समवेतसमवाय ( ६ ) विशेषणविशेष्यभाव.

સંયોગ સંનિકર્ષથી દ્રવ્યનું જ્ઞાન થાય છે. જેમ 'આ ઘટ છે.' અહિં ચક્ષુ ઈન્દ્રિયથી ઘટનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. આ જ્ઞાનમાં ચક્ષુ ઈન્દ્રિય તથા ઘટ એ બે દ્રવ્ય છે. તેથી તે બેનો [૪]સંયોગ સંનિકર્ષ છે.

દ્રવ્યમાં રહેલ ગુણ, કર્મ, જાતિનું જ્ઞાન સંયુક્ત [૫]સમવાયથી થાય છે. જેમ नीलोघटः ( નિલોઘડો ). અહિં ઘટમાં રહેલ નીલગુણનું જ્ઞાન સંયુક્ત સમવાયથી થાય છે; કારણકે ઘટ જ્ઞાન સંયોગ સંનિકર્ષથી થયું છે, તેથી ઘટ સંયુક્ત છે તેમાં નીલ રૂપનો સમવાય સંબંધછે. કેમકે અવયવ—અવયવી, ગુણ—ગુણી, ક્રિયા—ક્રિયાવાન, જાતિ—વ્યક્તિ, વિશેષ—નિત્ય દ્રવ્ય, એમનો પરસ્પર સમવાય સંબંધછે. સમવાય સંબંધ એટલે નિત્ય સંબંધ. ઘટ દ્રવ્ય છે, તેમાં નીલ ગુણ છે તેથી સમવાય સંબંધ થયો.

ગુણ કર્મમાં રેહેનાર જાતિનું જ્ઞાન સંયુક્ત સમવેત સમવાયથી થાય છે. नीलोघटः આ વાક્યમાં નીલગુણમાં નીલત્વ ( નીલપણું )નું જ્ઞાન સંયુક્તસમવેતસમવાયથી થાય છે; કારણકે ચક્ષુ ઇન્દ્રિયથી ઘટ સંયુક્ત.

---

૪ અહિં એટલું સમજવાનું છે. કે ઇન્દ્રિય અને પદાર્થના સંબંધમાં વ્યવધાનક કોઇપણ પદાર્થ નથી. ચક્ષુ અને ઘટ એ બે વસ્તુઓને સંબંધમાં લાવવાને તૃતીય પદાર્થની આવશ્યકતા રહેતીજ નથી.

૫ સંયુકત સમવાય સમજતાં, સમવાય સમજવાની જરૂર છે. જે પદાર્થ અન્ય પદાર્થના ભાવમાંજ રહી શકે, તે પદાર્થનો ઉપર જણાવેલા અન્ય પદાર્થ સાથે સમવાય સંબંધ છે; ઉદાહરણ કે—રાતો ઘોડો. આમાં રાતાપણાને ઘોડાના ભાવ સાથે એવો સંબંધ છે કે તેના અસ્તિત્વમાંજ તેમાં રહેલા રાતાપણાનું અસ્તિત્વ રહી શકે. સંયુકત સમવાય સન્નિકર્ષથી એક પદાર્થમાં સમવાયસંબંધથી રહેલા અન્ય પદાર્થ, જેવાકે ગુણ, ક્રિયા, આદિનું પ્રત્યક્ષ જ્ઞાન થાય. ઉપરનુંજ ઉદાહરણ લેતાં રાતો ઘોડો પોતે ચક્ષુની સાથે સંબંધમાં આવતાં સંયોગસન્નિકર્ષથી જણાય છે. પરંતુ તે ઘોડામાં રહેલું રાતાપણું સંયોગથી સમજાતું નથી.

(અપૂર્ણ.)

# अपरोक्षज्ञाने चढतुं परोक्षज्ञानीनुं—प्रभात.



ઉઠ તું અબિકા સહાય કર બહુચરા. ( એ રાગ. )

જાગ તું માનવી વાત સુણ તું નવી,
નથી નથી જગત આ બ્રહ્મ જાણો.
ભેદ ભ્રમથી થયો, અંધ બનીને રહ્યો,
ભેદ ભાંગી અભેદે જ માણો. જાગ તું૦ ૧
જગત રણ ક્ષેત્ર આ નેત્ર છે ત્યાંસુધી,
દ્વૈત છે ત્યાં સુધી દુઃખ જાણો.
સુખ અભેદમાં દુઃખ છે ભેદમાં,
વેદ ઉપવેદનાં છે પ્રમાણો. જાગ તું૦ ૨
હુંને મારૂં નથી, તુંને તારૂં નથી,
માત ને તાત વળી ભ્રાત કોનાં.
પુત્ર સુમિત્ર કલત્રને કામિની,
એ બધાં આળ પંપાળ માનો. જાગ તું૦ ૩
રાજને પાટ શેઠાઇનો ઠાઠ કંઈ,
સ્વપ્ન સરીખો સખાઓ વિચારો.
દેહ આ દોહિલો થઈ જશે કોયલો,
જાણી પ્રાણી અભેદે પધારો. જાગ તું૦ ૪
વેદ વેદાંગ પૂરાણ મત પંથ કંઇ,
મંત્ર ને જંત્ર વળી તંત્ર ખોટા.
યોગને ભોગ શિવ સંત સાધુ ગુરૂ,
ઈંદ્ર બ્રહ્માદિ સહુ ભેદ મોટા. જાગ તું૦ ૫
એ બધા ભેદ અભેદમાં જઈ મળે,
જો ટળે નામ રૂપ મોહમાયા.
વાસના ત્યાગે અજ્ઞાન ગ્રંથિ બળે,
જ્ઞાનના ધ્યાનથી જાય માયા. જાગ તું૦ ૬

જ્યાં એકને બે નહીં. હું અને તું નહીં,
ત્યાંજ સત્ ચિત્ આનંદ વ્યાપે.
ૐ ૐ કારની ઝલક ઝલકયા કરે,
પ્રેમ પ્રગટયા કરે બ્રહ્મ આપે. જગ તું૦ ૭
હરિલાલ કોને અરે કોણકોને કહે ?
બ્રહત્ બ્રહ્માંડ બ્રહ્મજ ભાસે.
સોહં શિવોહં બ્રહ્મોહં જ મુકત જ હું,
અજરહં શંકરોહં જ શ્વાસે. જગ તું૦ ૮

લી૦ હરિલાલ ઉમીયાશંકર ભટ્ટ.

---

## हंसोक्ति-अभाव.



भैरवी-(गझल)

ન થા ગમગીન હે હંસા ! સદા મસ્તાન રહેલાની,
અસત્નો વારિધી તેમાં, નથી દરકાર રહેવાની—૧
ગણું મારૂં ન એ મમતા, પછી અફસોસ શા ! શાનો ?
મને શાં ! સ્થાન કો કોનું ? રૂણાનુબંધ સર્વેમાં—૨
બજાવ્યો ધર્મ નેકીથી, હઠાવ્યાં કાક બગલાને
નિહાળી હંસ કંપે સૌ, છૂપાં રહીં ખાય ડચકાંએ—૩
થયાં છે આજ તે ખુશી, દગાખોરો અને લુચ્ચા
વધે અંધેર જુલ્મીનું, જતાં ઇનસાફને રાજા—૪
અયી ! કાસાર સૂનુંતું, થઈછું અસ્ત ! રડજે તું
અને સંભાળ ! બગલાએ, નથી કાસાર [1]ધૂનોછે—૫

સોરઠો

વિવેકીને ગુણવાન, રાજહંસ પદ માહરૂં
રે ! રે ! બગલાનીચ ! નિજ પોષકહણનાર તું

---

૧ કીચડવાળાં, અને ગંધાતા પાણીનો મોટો ખાડો

## पुस्तकोनी पोहोच.



ઝંડુ વિરહ—એ નામનું પુસ્તક તેના બનાવનાર કુંડલાના રહીશ આણંદજી લવજી તરફથી અમોને મળ્યું છે. આમાં જામનગરના પ્રખ્યાત વૈદરાજ ઝંડુ વિઠ્ઠલજીના સ્વર્ગ ગમનથી મનુષ્યોના મનમાં થયેલા ખેદનું વર્ણન કરેલું છે. તેમજ પોતાના તરફથી પણ ખેદ દર્શાવી છેવટ "કાર્ય માત્ર ભાવીને આધિન છે" એમ જણાવી સર્વેને દિલાસો આપી ઉપસંહાર કરેલ છે. રચનારની ભક્તિ માટે તેને ધન્યવાદ ઘટે છે. પરંતુ ઝંડુ ભટ્ટજીના સ્મારકમાં આ કાવ્ય બહુ અલ્પ છે. તેનો ગુણાનુવાદ પરિપૂર્ણ નથી. કાવ્યપણ કર્તાની શક્તિને અનુસાર છે.

પુનર્લગ્ન સશાસ્ત્ર છે?—એ પુસ્તકની અંદર પ્રથમ વેદ તથા શાસ્ત્રોના દૃષ્ટાન્તો આપી બાલ્યાવસ્થામાં લગ્ન કરવાનો નિષેધ કર્યો છે. અને ત્યારપછી બાલ્યાવસ્થામાં લગ્ન થયા પછી સ્ત્રીનો પતિ સાથે સંબંધ થયા પહેલાં પતિનું મરણ થયું હોય તો તે સ્ત્રી વિધવાન ગણાય જેથી તેવી સ્ત્રીનાં પુનર્લગ્ન કરવામાં કશો દોષ નથી. એમ શાસ્ત્રોના વાકયોથી સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. ગ્રન્થમાં થયેલી ચર્ચાથી વિશેષ કાંઇ નથી.

ધર્મરહસ્ય ચન્દ્રિકા—એ પુસ્તકમાં ધર્મનાં દશ લક્ષણોનું વર્ણન કરી છેવટ વૈરાગ્ય સંપાદન કરવાનો ઉપદેશ ગદ્યરૂપે આપેલ છે.

ધર્મસાર નિરૂપણ—એમાં ધર્મ તથા વૈરાગ્યના વિષયની કવિતાઓ છે.

---

## परचुरण.



શ્રી નર્મદા સમાજ—નર્મદા નદીના કિનારાપર આવેલ બરકાલ તથા સીનોહ ગામથી નર્મદા સમાજના વ્યવસ્થાપક લખી જણાવે છે કે-

સં. ૧૯૫૫ના કાર્તિક શુદ પૂર્ણિમાને દિવસે અત્રે કેટલાક ઉત્સાહી ગ્રહસ્થોની પ્રેરણાથી "શ્રી નર્મદા સમાજ" નામના મંડળની સ્થાપના કરી છે તેમજ તેના તાબાનું "બુદ્ધિવર્ધક" પુસ્તકાલય પણ સ્થાપન કરવામાં આવ્યું છે. અમે એ બે કાર્યના ઉત્પાદકોને ઉત્સાહ આપતાં તેમના કાર્યની ઉન્નતિ ઇચ્છીએ છીએ.

**સાક્ષરમણિ મણિલાલ નભુભાઈ દ્વિવેદી**–ગુર્જરાષ્ટ્રમાંથી દૈવી અવકૃપાથી થોડા સમયમાં ઉત્તમ વિદ્વાનો અને શિષ્ટ જનોનો લોપ થતો દેખી અત્યંત ખેદ થાય છે. પંડિતવર ગટ્ટુલાલજી, કવિવર દલપતરામ, આર્યવર ઝવેરીલાલ, રાવબહાદુર રણછોડલાલ, તથા સાક્ષર મણિલાલ, વગેરેનું ચાલ્યા જવું બહુ દુઃખદ છે.

રા. મણિલાલ વિશે ઘણું બોલાયું છે અને અમારો પ્રસંગ સહુથી છેલ્લો આવ્યો એટલે અમે જે બોલશું તે પુનરૂક્તિ જેવું થશે, તથાપિ કહ્યાવિના ચાલતું નથી કે આ ગૃહસ્થે પોતાની વિદ્વત્તાને દાનથી અત્યંત દીપાવી હતી. તથા આર્ય પ્રાચીન શાસ્ત્રોનું તત્ત્વ વિચારણીયછે; એ સ્વદેશી તેમજ વિદેશી જનોને ખુબ સમજાવ્યું હતું. પ્રાચીન વિચારોમાંજ લીન થઇને, અર્વાચીનનો અનાદર ન કરતાં તેમાંની સામ્યતા કરવામાં તથા વિરૂદ્ધાંશ દર્શાવવામાં તેમની શક્તિ સતેજ હતી. પ્રાચીનને માટે તેમનો પક્ષપાત તો ખરોજ, તથાપિ અર્વાચીન વિચારોને કેવલ અગ્રાહ્ય ન ગણતા. તેમના વિચાર બહુ અંશે ગ્રાહ્ય હતા. તેમના સ્વર્ગવાસથી વિદ્વાન્ મંડળમાં એક અગ્રસ્થાન ખાલી પડ્યું છે.

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૭ મું.] પોષ, સંવત ૧૯૫૫ [અંક ૩ જો.

॥ यतो धर्मस्ततो जयः ॥

## दुस्त्याज्य माया.

राग—काफी ( चोरांना पदनो )

मायानुं भूत भारीरे वळगेलुं ए वछूटे नहि;
उतार मूको हजारोरे तो ए तनथी छूटे नहि.—मायानुं० टे०

गाम वने ने राते दहाडे, न जुए नरके नारी,
पांच पचानी वचे वळगे सर्व गया एथी हारी;
मंतर धूप धूमाडेरे कोईनुं ना चाल्युं तहीं—मायानुं० १

कोई कहे नाए गंगा जाशे उघरशे सौ एह,
कोई कहे चंडीना पाठे नासे वळीने तेह.
जागरियानीना चालीरे जुक्ति हजारोमां कंई—मायानुं० २

कोई भूवो कहे पळमां काढुं कोई कहे करूं हुं खास,
धूणी धूणीने डोक दुःखावी तोय न हठयुं ते तलमात्र;
इल्मी हजारो थाक्यारे तावीतो बांधी डोक भरी—मायानुं० ३

सौने सौनी मजुरी मळे ने थाए खालीरंक,
नित्य नवी रंजाड करी ए भूते वाळ्यो आडो आंक,
लाखोमां कोई इल्मीरे साचो मळी आवे मणि—मायानुं० ४

# મહાત્મા ચાણક્ય.

(શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.)

## પ્રકરણ ૧ લું.

### વૈરનું બીજ.

( સાંધણ ગયા અંકને પાને ૪૦ થી )

મહાનંદને મારવામાં મુખ્ય મંત્રીનોજ હાથ છે, અને તેને એક વાવમધ્યે મારવામાં આવ્યો છે, માટે મારી સાથે કોઇ દૂત આવે તો હું તેને સર્વ બતાવું. હજી સુધી રાજાના મનમાં મંત્રીને માટે જરાપણ દુષ્ટ વિચાર નહતો માત્ર શંકાજ હતી. તેથી તેણે શાંતમને કહ્યું કે ઠીક મહારાજ! દૂતને સાથે લઈ જાઓ! એટલે તે તપસ્વી દૂતને સાથે લઈને પેલી વાવ તરફ જવા નીકળ્યો; અને રાજા પાછો પુષ્પપુરમાં આવ્યો. બીજે દીવસે યોગીરાજે તથા દૂતે મહાનંદનાં આભૂષણો તથા વાવમાં રહેલો શિલાલેખ રાજાની આગળ હાજર કર્યો. તે જોઇને રાજા તો આભોજ થઈ ગયો. અને મનમાં વિમાસણ કરવા લાગ્યો કે અહો દૈવ! મંત્રીનું કેવું ઘાતકી વર્તન! બહારથી તો બહુજ સ્નેહાળ દેખાયછે, પરંતુ હૃદય તો કપટથીજ ભરેલું છે. કેટલું કપટ! કેટલો દગો! શો વિશ્વાસઘાત! શિવ! શિવ! આતે કેમ સહન થાય! આવા આવેશમાં શું કરવું, તે કંઇ પણ સુઝ પડયું નહીં; તેથી તરત વૃદ્ધ અને વિશ્વાસુ મંત્રીઓને બોલાવી તેને મુદ્દામાલ બતાવ્યો અને હવે શું કરવું! તે વિશે કેટલીક વાતચીત કરી. આખરે મંત્રીઓએ એવી સલાહ આપી કે, આપે શકટારને આ વાર્તા બિલકુલ જણાવવી નહિ; પરંતુ પ્રથમ તો તેને રાજસભામાં બોલાવવો અને પછી સીપાઇઓ મારફતે કેદ કરાવીને મોટામાં મોટી એવી શિક્ષા કરવી કે જેથી બીજા રાજકીય પુરૂષો તેવું ઘાતકી કર્મ કરતા અટકે. આટલી સલાહ આપીને સલાહકારો એક પછી એક એમ છૂપી રીતે પોતપોતાને ઘેર રવાને થયા અને તપસ્વી પોતાને કામે વળગ્યો.

રાજપુરૂષો લુણ તો રાજાનું ખાતા હતા પરંતુ મંત્રી રાજકાજમાં કર્ત્તા હર્ત્તા હોવાથી તેનેજ ભજતા હતા અને તેનાથી ડરી ડરીને ડગલાં ભરતા હતા.

રાજાતો નામનોજ હતો અને મંત્રી રાજ્યની સર્વ સત્તા ભોગવતો હતો. સીપાઇઓને રાજાએ હુકમ કર્યો કે જાઓ, આપણા મંત્રીને ઝટ બોલાવી લાવો. તે સાંભળીને રાજપુરૂષો મંત્રીને બોલાવવા માટે તો ગયા, પરંતુ "ઝટ" એવા શબ્દે એકદમ તેના મનમાં મોટો ભય ઉત્પન્ન કર્યો. છતાંપણ શું કરે ! હિંમત ચાલે કે ન ચાલે, પરંતુ રાજાનો હુકમ તો પાળવોજ જોઈએ. સેવકો તુરત દોડતા મંત્રીને ઘેર ગયા અને કહ્યું કે રાજાજી આપને હમણાંજ બોલાવે છે. તે સાંભળીને મંત્રી વિચારમાં પડયો કે, હજી તો હું થોડીજવાર થયાં દરબારમાંથી આવું છું, તેટલામાં વળી સીપાઇઓ તેડવા આવ્યા. શું હશે ? એમ મનસાથે વાતકરીને પાઘડી લુગડાં પહેરી, ઘોડેસ્વાર થઇને રાજદરબારમાં ગયો. અને રાજાને સલામ કરીને પોતાના આસન ઉપર બેઠો. રાજા હમેશાં જેવો તેને આનંદી જોવામાં આવતો, તેવો આજે લાગ્યો નહિ; પરંતુ કાંઇક ક્રોધાવેશમાં જણાયો, તેથી મંત્રી હસીને બોલ્યો; મહારાજા ! આજ આપ ઉદાસી કેમ જણાઓછો ! રાજાએ કહ્યું સહેજ પ્રસંગમાં આજે પિતાજી મને સાંભરી આવ્યા છે, તેથી મનમાં જરા ખેદ થાયછે. મંત્રીજી ! તે તમારી સાથે મૃગયા કરવા માટે આવ્યા હતા, ત્યાંથી પછી કયાં ગયા ? તમે તો તે જાણતા હશો. મંત્રી શકટાર બડો ખબરદાર મનુષ્ય હતો. તેણે અનેક રાજાઓને હથેળીમાં રમાડયા હતા. તે મુખ ઠાવકું કરી ને બોલ્યો; હા મારી સાથેજ હતા, પરંતુ આગળ જતાં છૂટા પડી ગયા હતા. જ્યારે શોધ કરતાં છતાં પત્તો લાગ્યો નહિ ત્યારે હું પાછો નગર ભણી વળ્યો, ત્યાંસુધી પણ પાછા વળ્યા જણાયા નહિ. રાજાએ પૂછયું; ત્યારે તો કોઇએ તેનો નાશ કર્યો હોવો જોઇએ. મંત્રીએ કહ્યું: હાજતો. મને પણ એમજ જણાય છે.

આ વખતે કચેરીમાં માત્ર ખાનગી મંડલજ હતું; તે ઉપરાંત પ્રથમથી સૂચના કરેલા કેટલાક હથીયારબંધ સીપાઈઓ હતા; જેઓ મંત્રી અને રાજા વચ્ચે થતી વાતચિત્ત સાંભળતા હતા.

મંત્રીનાં વચન સાંભળીને રાજાએ કહ્યું કે વાત તો ખરી છે, પરંતુ કોઇપણ રાજકીય પુરૂષનો તેમાં હાથ હોય એમ લાગે છે. મંત્રી બોલ્યો; મહારાજ એ તમારો વ્યર્થ વ્હેમ છે. મારા ધારવા પ્રમાણે તો કોઇ સિંહ, વ્યાઘ્ર કે, કોઇ શિકારી જાનવરજ હોવું જોઇએ. રાજાએ ક્રોધાવેશમાં આવી જઇને કહ્યું: નહિ, નહિ. તમારૂં બોલવું તદ્દન જુઠું છે.

એમ કહીને મહાનંદે શિકાર વખતે જે આભૂષણો પહેર્યાં હતાં તે ગાદી-તળેથી કાઢીને મંત્રીના મુખ આગળ મૂકયાં, મંત્રી મનમાં સમજી ગયો કે ભેદ ખુલ્લો થઇ ગયો છે. પણ "ઝખ મારે તેનાથી ડરવું શું ?" એમ વિચારીને બોલ્યો કે, આ આભૂષણો રાજાજીનાં છે. પરંતુ કોણે તેમને ઠાર કર્યા એ કાંઇ મુદ્દા માલ ઉપરથી સિદ્ધ કરી શકાય નહિ. માત્ર તે અમુક જગ્યાએ મરણ પામ્યા, એટલુંજ આ ઉપરથી સિદ્ધ થાય છે તો હવે તેની તપાસ............એટલું બોલવા જાય છે, એટલામાં રાજાએ સીપાઇઓને સૂચના કરી કે તુરત તેણે મંત્રીને કેદ કર્યો; અને બીજી તરફથી તેના ઘર ઉપર હલ્લાં કરીને તેની સ્ત્રીને તથા છોકરાંને કેદ કર્યાં.

આ વખતે મંત્રી જુસ્સાથી બોલ્યો કે, મેં તમને ઉછેરીને મોટા કર્યા તે આ દિવસ માટે ? પરંતુ રાજાએ તે કંઇ સાંભળ્યું નહિ, તુરત કચેરીમાંથી ઉભો થયો. અને જતાં જતાં કહેતો ગયો કે, આ દુષ્ટ શકટારને અને તેના કુટુંબને એક ભોંયરામાં પૂરીને દરરોજ અર્ધ શેર ચણા અને પેટપૂરતું પાણીજ માત્ર આપજો અને તેના ઉપર પક્કો બંદોબસ્ત રાખજો કે જેથી તે નાશી જવા પામે નહિ. આટલું કહીને રાજા મહેલ તરફના વિશ્રામ મંદિરમાં ચાલ્યો ગયો અને ખાનગી મંડળ પણ ધીરે ધીરે આડું અવળું વેરાઈ ગયું.

કોટવાળ રાજાના હુકમ પ્રમાણે મંત્રીને અને તેનાં બાયડી છોકરાંને તુરંગમાં લઇગયો અને ત્યાં તેઓને એક ભોંયરાંમાં પૂરીને તેઓની આસપાસ પક્કો બદોબસ્ત રાખ્યો. દરરોજ રાજાની આજ્ઞાપ્રમાણે તેઓને ચણાપાણી પહોંચાડવામાં આવતું હતું.

શકટાર મંત્રીને છ પુત્ર હતા. તે સુધ્ધાંત આઠ જીવને અર્ધ શેર ચણામાં તે શું થાય ? તેટલાથી કાંઇ ઉદર પોષણ થાય તેમ નહોતું. મંત્રીએ છ પુત્રો ભણી જોઇને કહ્યું બેટાઓ ! રાજાએ તો આપણો નિર્વંશ કાઢવામાટે આ પ્રયત્ન આદર્યોછે. અર્ધ શેર ચણા ઉપર આપણે જીવીએ, એ વાત અશક્યજ છે. માટે એવો કાંઇ ઉપાય બતાવો કે આપણો વંશ રહે અને નંદરાજાનો નાશ થાય. પેલા પાંચ પુત્રોએ ઉત્તર આપ્યો કે, અમારો શ્વાસ હવે થોડી ઘડીજ ટકશે; તેટલા-માં એવો તે શો ઉપાય બતાવીએ ? તમે જે કર્મો કર્યાં છે, તેનું ફળ હાલતો અમો ભોગવીએ છીએ. માટે હવે જે કાંઈ વિચાર કરવો તે નિષ્ફળ છે. તે સાંભળીને છઠ્ઠો વિકટાર નામનો પુત્ર બોલી ઉઠયો; શું આટલામાંજ હથિયાર છોડી દેવા.

મુત્સદ્દીઓએ તો ધીરજ રાખવી જોઇએ. મુત્સદ્દીઓ અને રાજ્યમંત્રીઓ તો આવા આવા પ્રસંગોને માટેજ સરજાયલા છે. ઉપાયથી શું સિદ્ધ થતું નથી. પિતાજીએ તો તેનાજ પુત્રને ગાદીપતિ કર્યો છે. છતાં પણ અપરાધ ગણે તો એક પિતાજીજ અપરાધી છે; પરંતુ આપણ નિરપરાધીને કાળના મુખમાં નાખ્યા છે, એ કામ ઘણુંજ અણઘટતું કર્યું છે. પુત્ર વિકટારનાં આવાં વચન સાંભળીને મંત્રી મનમાં સંતુષ્ટ થયો. તેણે મનમાં વિચાર કર્યો કે આ પુત્ર મારૂ પણ રાખે તો રાખે, માટે ચણા અને પાણીથી તેનુંજ પોષણ કરવું વાજબી છે. કારણકે તે એક જીવતો રહેશે તો મારી ઈચ્છા ફળીભૂત થશે, ને મારી સદ્‌ગતિ થાશે એમ વિચારી તેણે પાંચ પુત્રોને કહ્યું કે, આ પ્રમાણે આપણે એક બીજાનો નાશ કરી છેવટે સર્વનો સંહાર કરીશું. અને આપણું નામ કે નિશાન કાંઇ પણ રહેશે નહિ, માટે આપણે વિકટારનેજ ચણા પાણીનો આહાર આપવો યોગ્ય છે. કુળમાં એક નર એવો જીવવો જોઇએ કે જે આખા કુળનો ઉદ્ધાર કરે, હું બૂઢો છું, જેટલું જીવ્યો તેટલું હવે જીવીશ નહિ! તેમ તમારામાં પણ તેવી ઉત્સાહ શક્તિ નથી. માટે વિકટાર જો ચણાપાણીથી જીવતો રહેશે તો આપણેજ જીવતા છીએ. મંત્રીનું કહેવું સાંભળીને સૌએ તે પ્રમાણેજ માન્ય કર્યું; અને પરમાત્માનું સ્મરણ કરતા કરતા તેઓ એક પછી એક આ ફાની દુનિઆ છોડી ગયા. માત્ર એક વિકટારજ જીવતો રહ્યો. તે રાત દિવસ અંધારી ગુફામાં અનેક મનોરથો વચ્ચે દિવસ કહાડવા લાગ્યો. અપૂર્ણ.

---

## अद्वैतामृत.

### પ્રથમકવલ

---

જેની પ્રસન્નતાથી ઘણાંક મનુષ્યો મુક્તિ માર્ગને પામી ગયાં છે એવા એક વિવેકાશ્રમ નામના યતિ હતા. પોતાનું મન જ્યાં પ્રસન્ન થાય તેમજ પોતાને રહેવાને યોગ્ય ગણાય એવો કયો આશ્રમ હશે? એ વિષય ઉપર વિચાર કરતાં તેમને તેવો આશ્રમ મળવો કઠિણ લાગ્યો. જગતમાં ભિન્ન ભિન્ન આકાર અને પ્રકારના (૮૩૯૯૯૯૯) ચ્યારશી લાખ નવાણુ હજાર નવસો ને નવાણુ આશ્રમો તેમણે જોયા. પરન્તુ તેમાનો એકપણ પોતાને યોગ્ય ન ભાસતાં તેમણે તેમાં સ્થિતિ ન કરી. આવી રીતે ઉત્તમ આશ્રમને માટે પર્વતો, જંગલો, નદી નાળાં,

સમુદ્ર, અને વાવકૂવા વિગેરે જોતાં તે સન્યાસીએ પાંચજન્ય[1] નામનો એક મઠ જોયો. આ મઠને બે થાંભલા છે. તથા તેમાં અનેક પ્રકારની વિષયો ભોગવવાની અનુકુલતા તથા રમણીયતા છે. તેને નવતો[2] દરવાજા છે. પોતાને ઉચિત[3] કર્મો પ્રાપ્ત થવાથી શાન્તિ મેલવવાને યોગ્ય, તેમજ શાસ્ત્રોનાં શ્રવણ, મનન, અને નિદિધ્યાસનથી ઇશ્વરનો આશ્રય મેલવવામાટે યોગ્ય સ્થાન રૂપ આ મઠ છે. આ મઠમાં પૃથ્વિ આદિ સર્વ લોકના ઉપભોગ મેલવાય છે. તથા તે શુદ્ધ જ્ઞાન સંપાદન કરવાના સાધન રૂપ છે. અનેક જન્મ ધારણ કરી અનેક સત્કર્મો કર્યા છતાં પણ દુર્લભ્ય એવો એ મઠ છે. જગતમાં કલ્યાણ રૂપ થઇ રહેલા, તેમ જેને વિશે ચિત્ત રાખતાં વિદ્વાન પુરૂષો પ્રસન્ન રહે છે એવા શ્રી રામચન્દ્રના સ્વરૂપનું પૂજન કરવાને આ મઠનું સ્થાન ઉત્તમ પ્રકારનું ભાસ્યું. ટુંકામાં એટલુંજ કહેવાનું કે. સત્પુરૂષો અને સન્યાસીને રહેવાને યોગ્ય સ્વર્ગ, પૃથ્વિ, કે પાતાલમાં પણ આના જેવો એકેય મઠ ન દેખાયો. દિશાઓ માત્રમાં ફરી ફરીને શ્રમિત થયેલા તે ભિક્ષુક વિવેકાશ્રમ નામના સન્યાસીએ પોતાને રહેવાને યોગ્ય આ મઠ જોઇને તેમાં સ્થિતિ કરી.

આવી રીતે વિવેકાશ્રમ નામના સન્યાસીએ પોતાને યોગ્ય મઠ શોધી તેમાં નિવાસ કરતાંજ કામદેવના વિલાસસ્થાનજથી એક સુંદર સ્ત્રી ત્યાં આવી. આ તપાવેલા સુવર્ણનાજેવી કાન્તિવાળી સ્ત્રીએ પોતાને અંગે સુગંધી માળાઓ પેહેરી હતી, તથા આખે શરીરે ચંદનનો લેપ કર્યો હતો. તેણે મદ્યનું પાન કર્યું હતું અને તેથી તેનાં નેત્રકમળો ઘૂમતાં હતાં. આમ છતાં તેણે પોતાના સુકંઠથી પંચમ સ્વરથી ગાયન કરવા માંડયું હતું. પારિજાતના દિવ્ય પુષ્પોની વેણીથી ગુંથેલા પોતાના ચોટલાથી, કામને ઉદ્દીપન કરનારા સાધનથી, વધતા જતા વિલાસોએ કરીને, પાશમાં પડવાની બીકથી દૂર રહેતા પુરૂષોને તથા પરમ પદને પામવાની ઈછા રાખનારા પુરૂષોને પણ તે લલના મોહ પમાડતી હતી. વિવેકાશ્રમ સંન્યાસી તે સુદર અંગવાળી સ્ત્રીને જોઈને અત્યંત વિસ્મય પામ્યા. તેમનું મુખારવિંદ અતિ મ્લાન થઇ ગયું અને તેમને ચિન્તા થવા માંડી કે અહો!! મહા પરિશ્રમ વેઠીને ઘણે-

---

૧ મનુષ્ય દેહરૂપ, ૨ નાસિકાનાં બે છિદ્રો, બે કાનનાં, બે આંખનાં, મુખ, ગુદા ને ઉપસ્થ, એ નવ છિદ્ર રૂપ નવદ્વાર જાણવાં, ૩ જીવોને ઉચિતકર્મ—આચાર, જ્ઞાન, તથા સન્નિષ્ઠા સંપાદન કરવી વિગેરે.

કાળે આસ્થાન મેં શોધી કાઢ્યું તો 'આંહિંપણ આ મહા વિઘ્ન ક્યાંથી આવ્યું? વૈરાગ્યજ જેમાં પ્રધાનપણે રહેછે.' એવો સન્યાસી મને પ્રાણથી પણ અધિક પ્રિય છે. પરન્તુ એ વૈરાગ્ય અત્યન્ત ભીરૂ હોવાથી આ દુષ્ટા જ્યાં આવીને રહી ત્યાં તે કેમ રહી શકશે ? વૈરાગ્યરૂપ વડીલ સન્યાસી ન હોયતો શમારણ્ય,[1] અને દમારણ્ય[2] વિગેરે સન્યાસીઓ અહિં રહે એ સંભવજ નથી. એવી રીતે આ આશ્રમમાં શમારણ્યાદિ સન્યાસીઓ નહિં આવે ત્યારે મુમુક્ષા નામની સ્ત્રી તાપસી પણ નહિં આવે. આથી તો ખોટું થયું આ મુક્તિનો પણ ઉચ્છેદ થયો. અને અમે સર્વે નિરાશ્રય થયા. ખરેખર આ આશ્રમ અમારેજ રહેવાને માટે છે. છતાં આ મુર્ખ પિશાચીના જેવી આંહિ કોણ આવી હશે ? '

ભિક્ષુકે સ્રીની લાકડાની પુતળીને બીજા પણ અંગથી તો શું ! પરન્તુ પગથી પણ સ્પર્શ ન કરવો એ પ્રમાણે પૂર્વે શાસ્રકારો કહી ગયાછે. ત્યારે સાક્ષાત્ સજીવન સ્રી સાથે વાસ તો કેમજ કરાય? ઘીશુદ્ધ હોય તો પણ તેનું પાત્ર અગ્નિ પાસે રાખ્યું હોય તો તેમાંનું ઘી ઓગળે છે. તેમ ગમે તેવો શુદ્ધ સન્યાસી હોય તો પણ તે સ્રીઓની આગલ રહેવાથી યોગ ભ્રષ્ટ થાય છે. જેણે આહારે નિયમમાં રાખેલ છે તેવા તે વૃદ્ધ હોય કે વિરક્ત હોય અથવા રોગી હોય, તો પણ તેવા સન્યાસીએ સજીવ સ્રી તો શું પરન્તુ સ્રીની મૂર્તિ પણ જ્યાં હોય ત્યાં પણ નજવું. વિંધ્યાચળ પરની વિશવલ્લીને અથડાઇને આવેલો વાયુ જેમ કોઈ પ્રાણિને નડેછે. તેમ સ્રીના સ્પર્શવાળો પવન પણ સન્યાસીને નડે છે. સ્રીઓ સાથે ભાષણ કરવું અથવા તેને પ્રત્યક્ષ જોવાનું તો એક બાજુ રહ્યું પરન્તુ તેનું સ્મરણ પણ સર્પડસવાની સ્મૃતિ જેમ મૃત્યુંને દર્શાવે છે તેમ નાશનો સાક્ષાત્ અનુભવ કરાવે છે. પ્રાણિઓના સર્વ અનર્થનું મુખ્ય મૂલ સ્રી છે. એ વિદ્વાન પુરૂષોની ઉક્તી છે. જ્યારે, બ્રહ્મા, ઈન્દ્ર અને ચન્દ્ર વિગેરે દેવતાઓના પણ અનર્થનું મૂળ તે થઈ પડેલ છે ત્યારે બિચારા મનુષ્યોની શી ગતિ! રાજ્યને નરક સમાન ગણે, સુવર્ણને લોહ સમાન માને, તથા સ્રીને શબ સમાન જુવે, એવો ઉત્તમ સન્યાસી મળવો ઘણો દુર્લભ છે. આ દૈવેચ્છાથી મળેલા મઠમાં મારો વાસ નિષ્ફલ કરાવવા સારૂ કદાપિ આ સ્રી પ્રવૃત્ત થઇ હોય તો પણ તે અત્યન્ત દોષ યુક્ત હોવાથી તેની સાથે મારે ભા-

---

1 મનને વશ રાખનાર. 2 ઇન્દ્રિઓને વશ રાખનાર.

પણ કરવું યોગ્ય નથી. પણ તે આંહી કાયમજ રહેવાની છે, કે જવાની છે; અથવા તો તેની આંહી શું કરવાની ઇચ્છા હશે; એ કેમ જણાય? આંહી કોઇ અન્ય પુરૂષ પણ નથી કે જે દ્વારા તેને હું પૂછાવું.

કોઈ પુરૂષ ઉપર આધાર શામાટે રાખવો! પ્રાણિઓના અન્તરમાં વસનારા ઇશ્વરપર એક નિષ્ઠા રાખનારાને એ ક્ષુદ્ર સ્ત્રી શું કરનાર હતી? કંઇનહિં માટે તેનાથી ન ડરતાં અમારેજ તેને આંહી આવવાનું કારણ વિગેરે પૂછવું મનુષ્યની જ્યાં સુધી એક સ્વરૂપને વિશે નિષ્ઠા રહેતીનથી, ત્યાંસુધી સ્ત્રી વિગેરે સર્વ વિષયો પોતાની સરસાઇ કરીશકે છે. બાલ્યાવસ્થામાં માતાની સાથે જે પ્રેમ બંધાયેલો હોય તે પ્રેમ યુવાવસ્થાપ્રાપ્તથતાં તથા પોતાની સ્ત્રી સાથે નવીન પ્રીતિ બંધાતાં જેમ નાશ પામેછે તેમ બ્રહ્મસ્વરૂપને વિશે પ્રેમ ઉત્પન્નથવાથી વિષયની આસક્તિ નાશ પામેછે. જેમ દોરીને જાણનારો સર્પના જેવી દોરી હોય છતાં તેનો પરીક્ષક હોવાથી સર્પ જાણી ભય નથી પામતો તેમ આત્મસ્વરૂપને જાણનારા પુરૂષો મિથ્યા સ્ત્રીના સ્વરૂપથી ડરતા નથી. જ્યાંસુધી ચિત્તરૂપી ઉદયાચલ ઉપર પ્રકાશમાન બ્રહ્મસ્વરૂપ ભાનુનો ઉદય થતો નથી ત્યાંસુધીજ, પુરૂષ, સ્ત્રી, અને નપુંસક, રૂપી અંધારાનો ફેલાવો રહેછે. વાઘની સહાયતા હોય તો જેમ બકરાનું કાંઇ ફાવે નહિં તેમ વૈરાગ્યરૂપ સચીવની જો સહાયતા હોયતો સ્ત્રી આદિનું શું ગજું?

સદ્ગુરૂપાસે સંપૂર્ણ વેદાભ્યાસ કરનારા તે સન્યાસીએ એમ નિશ્ચય કરીને દાસીની પેઠે આગળ નમ્ર થઇને ઉભેલી તે સ્ત્રીને "અવિવેકી પુરૂષોને ગ્રાહ્ય આ સ્ત્રી છે" એમ માનીને પૂછયું કે હે સ્ત્રી! તું કોની સ્ત્રી છે? કોણ છે? ક્યાંથી આવીછે? તારે શું ઇચ્છા છે? આ આશ્રમમાં તારે રહેવું યોગ્ય નથી. બાહ્યેન્દ્રિઓ જેણે વિનાશ્રમે વશ કરેલછે એવા સુખદુઃખને સહન કરનારા સન્યાસીઓ જે મઠનો આશ્રય કરી સમાધિ વડે બ્રહ્મ સ્વરૂપનું દર્શન કરતા હોય, જે મઠમાં રહિ મુમુક્ષુ સન્યાસીઓ દેહ, ઇન્દ્રિ, પ્રાણ, મન, અને બુદ્ધિથી જુદા એવા બ્રહ્મસ્વરૂપને જોઇ શકતા હોય, તેમજ વિવેકી પુરૂષો જે મઠમાં રહિને વેદનાં વચનો ગ્રહણ કરી યજ્ઞ, દાન, તથા તપ એકઠું કરીને તેમ અનશન વ્રત ગ્રહણ કરી આત્મજ્ઞાન સંપાદન કરવા ઇચ્છે છે. આલોક અને પરલોકના ફળની ઇચ્છા વિનાના પંડિતો જે મઠમાં રહિ નિઃસંગ એવા પરમાત્માના જ્ઞાન સંબંધી નિર્ણય કરેછે એવો ઉત્તમ પુરૂષને રહેવાનેજ લાયક જે આ પાંચજન્ય નામનો મઠ છે તેમાં રહેવાને યોગ્ય તું સ્થૂળશરીરમાં રહેવાને યોગ્ય હોવાથી નથી.

---

અપૂર્ણ.

# बिल्वमंगल.



અમુક મનુષ્યનું જીવન ભવિષ્ય સમયે આવુંજ નિવડશે એ કળવું આપણા જેવાને તો અગમ્ય છે. ત્રિકાલજ્ઞ મહાત્માઓ કે જેઓ માનવનાં પૂર્વકાળનાં પ્રારબ્ધો જાણે છે તેઓ તેથી બંધાયલી તેની વાસના, લાગણીઓ અને ભવિષ્યનો જીવન પરિવર્ત્ત જાણી શકે એ શકય છે પણ આપણા જેવાને તો અગમ્યજ છે. ખરે ! એક મનુષ્ય કે જે અમુક પ્રકારના કર્તવ્યમાં અને તેનાજ વિચારમાં રાત્રિદિન લોલુપ-ગાઢ ઘેરાયલો-હોય, છતાં તેજ મનુષ્ય તેમાં અમુક પ્રસંગ-સહકારી કે વિરોધી પ્રસંગ-આવતાં અગર તો જરા સત્યજ્ઞાનનો પ્રકાશ મળતાં કેવળ જુદોજ મનુષ્ય થઈ જાય; ચિરકાળની ગાઢ વાસનાઓને છેદી, ભેદી, ફેંકીનાંખી ન ધારેલા, ન કળેલા નૂતન પંથમાંજ ઉતરી જાય એ જીવન વિપર્યય આપણને ચમત્કૃતિજ ઉપજાવે છે. ઉપર સૂચવન તો કરવામાં આવ્યું છે કે આમ જીવન વિપર્યય થવાનાં પણ કારણો છે. ભૂતકાળના સંસ્કારો કે જે વિરોધી સંસ્કારોથી દબાઈ રહ્યા હોય તે યથાકાળે પરિપકવ થયે-આવો જીવન વિપર્યય નિપજાવે છે. પણ આપણે માનવજાતિના ભૂતકાળના બધા સંસ્કારો જાણતા નથી અને તેથી સંસ્કારોની જાગ્રતતા થતાં ચમત્કૃતિ પામીએ છીએ. આવાં જીવનવૃત્તોમાંનાં ઘણાં વૃત્તો આપણને ઘણાં બોધદાયી છે. પરમકારુણિક મહાત્મા બુદ્ધનું જીવનવૃત્ત આવુંજ અદ્ભુત અને બોધક છે. વલીપલિતાવસ્થા પર્યંત નાસાનું ગળવું, શક્તિનો હ્રાસ થતાં લાકડીને અઢેલી ચાલવાનું, જરાપુંજર્જરિત થવાનું, અને એવું એવું અનેક દુઃખ અનુભવ્યા છતાં, વળી હિક્કા, કાસ, શ્વાસ, શ્લેષ્મ અને ભગંદરાદિ અનેક વ્યાધિઓની પીડા સ્વશરીરે ભોગવ્યા છતાં તથા પોતાના લાડકવાયાં કુમળાં બાળબચ્ચાંને મિત્રોને, અને સહોદરોને રડતી આંખે સ્વહસ્તે ભડભડતી ચિતામાં અગ્નિદાહ કર્યાછતાં જે વીતરાગીતા આવતી નથી તે વીતરાગીતાને માત્ર રોગી, વૃદ્ધ અને શબને નિહાળતામાંજ પામી યુવાવસ્થાનો રાજકુમાર સર્વાર્થસિદ્ધ થાય અને તેમાં સર્વ રાજ્યવિભવોનો અને ભોગવિલાસની અનુકૂળ સર્વ સામગ્રીનો ત્યાગ કરે એ ભેદનું કારણ ભૂતકાળના પ્રબલ સંસ્કાર શિવાય બીજું કાંઇ લાગતું નથી. આવા મહાત્માઓના જીવનવૃત્તો માનવના હૃદયને પુનિત છે અને શ્રીસદ્-

ગુરૂના અમૃતમય વચનો જેવાં બોધદાતા છે. વળી ચમત્કૃતિવાળાં હોવાથ સર્વાંશે કાવ્યનો વિષય થનારાં છે. આજે જે આ લઘુ પ્રસ્તાવ કરીએ છીએ ત આવા એક ભક્ત બિલ્વમંગલના ચમત્કૃતિભર્યા જીવનપરત્વે છે. કવિશ્ર 'કલાપી' પોતાના અમૃતસ્રવતા કાવ્યમાં અને સુંદર ભાવોલ્લાસમાં કવિમણિ-ભક્તમણિ રામાયણકાર તુલસીદાસજીનું જેવું જીવન ગાય છે તેવુંજ જીવનવૃત શ્રીનાભાજીકૃત ભક્તમાળના ટીકાકાર પ્રિયાદાસજી બિલ્વમંગલનું ઓળખે છે અને તેજ અહીં નીચે ઉતારીએ છીએ. બિલ્વમંગલ કોણ હતા અને તેમન જીવનનો વિપર્યય શાથી થયો; એ દર્શાવતાં પરિમિત શબ્દોમાં કવિ લખે છે કે:-

कवित्त.

कृष्णा नदी तीर एक द्विज मतिधीर रहे
व्है गयौ अधीर संग चिंतामनि पाईके ।
तजि लोकलाज, हीये वाहीको सुराज भयो
निसिदिन काजवहे, रहे घर जाईके ॥
पिताको सराधनकुं रह्यो मनसाधि दिने
शेषमें आवेश चल्यो अति अफुलाइकें ।
नदी चढी रही भारी यैपे न अवेरी नाव
भाव भर्यो हियो जियो जातनधि जाईकें॥१॥

બિલ્વમંગલજી! તમને પ્રિયાદાસજી 'મતિધીર' કહે છે. પણ ત ચિંતામણીના સંગથી તેનું તમારા હૈયામાં રાજ થવાથી-લોકલાજ તજી અધી થયા લાગો છો. પણ તમારી અધીરતા પણ પ્રબલ છે. પિતાનું શ્રાદ્ધ કરવા દિવસે પણ તમારી વિષયવાસનાનું શ્રાદ્ધ કરવા તમો અંધ બનો છો! નદીમ એટલું પાણી ચડ્યું છે કે નાવ પણ ચાલી શકવામાં ડૂબવાનો ભય રહે છતાં તમારા હૈયામાં પણ ભાવ ભરાયો-પૂર જોશમાં ચડયો-લાગે છે અને ભાવ તમારો ધીરજને વલોવી નાંખતો જણાય છે નદીમાં પૂરનું પ્રબલ શું કરશો?

करत विचार वार धारमें न रहे प्रान
पातें भलि धारि मित्र सनमुख पाईएँ
परें कुदी नीर कछु सुधि न सरीरकी है
वहिएकपीर कवदरसन पाईए ॥

पै यतन पार तन हारि गयो बूडिवेंको
मृतक निहारि मानी नाव मन भाईयें ।
लगेई किनारे जाय, चले पग धायधाय
आय पटलागे निसि आधि सो विहाईयें ॥ २ ॥

તમારી આસક્તિ ગાઢ લાગેછે. પ્રાણને પ્રિયાના દર્શન વિના ધીરજ મળતી નથી. એટલે તમે મિત્ર સન્મુખ જવા ભલું માનોછો. તમારા શરીરને શુદ્ધિ નથી, 'કયારે ચિંતામણીનું દર્શન થાય?' એનીજ તમને પીડા છે. ઠીક ત્યારે ઝંપળાવો. તમને તો બૂડવાની દહેશત નથી. તમારા ભૂત-સંસ્કારોની ઈચ્છા પણ તમને નદીમાંથી અને મહાન ભવસાગરમાંથી તારવાની જણાય છે. પડતાં તમને મૃતક (શબ) હાથ લાગ્યું છે. લઇને તમે તો પાર ઉતરીગયા! એકદમ ચાલી અરધીરાત્રિએ પ્રિયતમાને ઘેર પહોચ્યા. પણ તમારી હૃદયવિહારિણી કયાં? તેને તમારી દરકાર જણાતી નથી. તે તો મેડી ઉપર ચડીને સૂતેલછે. પણ નશીબ જોગે મેડીની બારીનું બારણું છે ત્યાં કાંઇક લટકે છે પણ તેને લુગડું જાણી તમે ઝાલોછો. ઝાલો ત્યારે શું થાય છે તે જુઓ.

अजगर घूमि झूमी भूमिको परस कीयो
लियो इसहारो चढयो छातपर जायके ।
उपर किवार लगे पर्यो कूदी आंगनमें
गिर्यो यौं गरत रागी जागी सोरपायके ॥
दीपक कराइ जूपै देखि विल्वमंगल है
बहोई अमगल तूं कीयो कहा आयके ।
जल अन्हवाय सूके पट पहिराय हाय
कैसें करी आय ? जलपार द्वार धायके ! ॥ ३ ॥

બિલ્વમંગલ! 'कामान्धो नैव पश्यति' એ કહેવત તમારા પ્રતિ સોળેઆના ખરી ઠરી. તમે તો લુગડું ધાર્યું પણ એતો અજગર ઝુલતો હતો, તેને સ્પર્શી તેનો આધાર લઇ તમે ભીંત ઉપર ચઢયા. ચઢયા તો ખરા પણ ઉપર કમાડ લગાવેલાં છે. તમે કુદી—આગાશીમાં—પડયા. પણ તમે પડયા કે તેનો શોર સાંભળી તમારી રાગિણી—તમારી મોદમૂર્તિ—જાગી ગઈ. દીવો કરાવી જોતાં તમને જોઇ શું કહેછે? કહેછે કે "બિલ્વમંગલ તહેં આવી આ

શું અમંગળ કર્યું?" બિલ્વમંગલ! ત્હમારી બુદ્ધિ ઠેકાણે નથી પણ ત્હમારી ચિંતામણિની બુદ્ધિ ઠેકાણે લાગે છે. લોકાચાર પ્રમાણે તમારી આગતાસ્વાગતા કરી પૂછેછે કે "હાય! આવા જલની પાર અને મકાનમાં કેવી રીતે દોડી આવ્યા?" બિલ્વમંગલ! તમે શું આ નીચેનો જવાબ દીધો?

नौका पठाई द्वार रज्जु लटकाई देखि
मेरे मनसाई मतो तबै लई जानिके।
चलो देखैं अहो यह कहा धौं प्रलापकरै
देख्यो विषधर महा खीजि अपमानिके॥
जैसो मन मेरे हाड चामसौं लगायो तैसो
स्याम सौं लगावे तोपे जानियै सयानिके।
मैं तो भये भोर भजौं जुगल किशोर अब
तेरि तूंहि जाने चाहौं करो मनमानिके॥ ४॥

"ત્હેં નદીમાં ઉતરવા નૌકા મોકલી હતી, વળી બારણે દોરી લટકાવી હતી, તે દેખીને મેં તો જાણ્યું કે આ બધી તજવીજ ત્હેંજ રાખી હશે. એમ જાણી હું તો મનમાં પણ પ્રસન્ન થયો હતો." ચિંતામણિને આ જૂઠું લાગ્યું. તે બોલી. અહો! આ શું કહેછે? આ મિથ્યા પ્રલાપ શું કરેછે? ચાલો જોઇએ." જોતાં તો કાળના કાળ જેવો મહાવ્યાલ દીઠો. સ્ત્રી બીની, ખીજી અને કંઇક તિરસ્કાર ભરી વાણીથી વદી. "રે મોહાન્ધ! જેવું મન જેવો અનુરાગ-મારા હાડ અને ચામડાં ઉપર લગાડેલ છે તેવો હૃદયાનુરાગ શ્યામ-પ્રભુ-ઉપર લગાડો તો તમને શાણા સમજું" બિલ્વમંગલ! વચન કઠોર છે પણ હિત કરછે. હિત કર વચનનો કઠોરજ હોય એવો શાસ્ત્રકારનો ન્યાયછે. (हितं मनोहारि च दुर्लभं वचः) હવે તમો શું વિચારો છો? અહો તમારો તો ચહેરોજ બદલાઇ ગયો વદન લાલ થયું ભવાં ઉંચાં નીચાં ચઢે છે. હોઠ તરવરે છે પણ મુખે વચન વદાતું નથી. હવે વંટોળીયો શમ્યો: તમારા ચહેરા ઉપર પાછી શાન્તિ પધરાવા લાગી. અને તે શાન્તિમાં તમારા વદનમાંથી પ્રતિજ્ઞા થઇ. "હું તો પ્રભાત થતાં જુગલ કિશોરને ભજીશ હવે ત્હારી તું જાણે ત્હારે મનમાને તે કર" અહો! બિલ્વ-મંગલ! તમારી પ્રતિજ્ઞા મહાન છે, પાર પડશે કે કેમ? તે અમને તો સમજાતું નથી. પણ ખરે તમારી ટેક જોઇએ છીએ ત્યારે અમને એમ લાગ્યાવિના રહેતું નથી કે અમારા કરતાં તમારો નિશ્ચય વિશેષ દૃઢ છે. (અપૂર્ણ)

જ. કા. પાઠક.

# चंड–कौशिक नाटक.

(ભાષાંતર કર્તા—લાલશંકર હરપ્રસાદ.)

(સાંધણુ ગયા અંકને પાને ૪૦ થી)

શાર્દૂલવિક્રીડિત.

બ્રહ્મા વિષ્ણુ મહેશ મેળવી શક્યા, વિદ્યા ન કોઈ ત્રણે,
તે આ ઉગ્ર તપે સુસાધ્ય કરવા મુની મથે તે થકી,
ક્રીડાએ ધરીને વરાહ રૂપથી ઉદ્ધારૂં હું એહને,
ત્રણે લોક બચાવી આ રૂપધરી વારાંહનું વિષ્ણુએ. ૪[1]

(પાછળ જોઇને ભયભીત જેવો.)

અહો ! જગત્-કલ્યાણના રસ્તામાં કાંટા વેરનારો અને બીજાના પુરૂષાર્થમાં વિઘ્નકર થઇ આનંદ માનનારો એવો જે હું તેનું પોતાના જીવપર કેટલું સાહસ! કારણ, યમની દાઢમાં સપડાયા છતાં જેમ તેમ કરી બાણો ચૂકવીને મહારાજ હરિશ્ચંદ્રને આ અરણ્યમાં લાવ્યોછું તો હવે એ વિશ્વામિત્રના આશ્રમમાં જાય એમ કરૂં, કેમકે ક્ષત્રીય છતાં, તિવ્ર તપે બ્રાહ્મણ બની અન્ય સૃષ્ટિ ઉપજાવી જાણે પોતે બીજા પ્રજાપતિજ હોય એમ ત્રીશંકુને યજ્ઞની સિદ્ધિએ પોહોંચાડી, ઉત્પત્તિ–સ્થિતિ, અને પ્રલય, એ ત્રણે ગુણવાળી વિદ્યાની સિદ્ધિને માટે બહુજ કઠીણ કામ એણે આરંભ્યું છે.

પરંતુ

શાર્દૂલવિક્રીડિત.

બ્રહ્મા એકજ વિશ્વ આ સરજતા, વિષ્ણુ ન કે શંકર,
વિષ્ણુ એકજ પોષતા જગત આ, બ્રહ્મા ન કે તે હર,
સંહારે હર એકલા જગતને, બ્રહ્મા ન કે તે હરિ,
ત્રણેશક્તિ કયમેજ પ્રાપ્ત કરશે, જે અન્યને ના મળી. ૫[2]

---

૧ બ્રહ્મા ઇત્યાદી—ઉત્પત્તિ, સ્થિતિ, અને લય, એ ત્રણે શકિત બ્રહ્મા વિષ્ણુ અને શંકર જેવા સમર્થ દેવોને સાથે પ્રાપ્ત નથી થઇ તે આ વિશ્વામિત્ર મુની એકલાજ પ્રાપ્ત કરવા પ્રયાસ કરે છે તે શકિતને, જેમ વિષ્ણુએ વરાહનુ રૂપ લઇ પૃથ્વિને બચાવી હતી તેમ હું પણ આ મુનીથી બચાવું, એટલે એ મેળવવામાં અંતરાય નાખું.

૨ પોષતા=પાળતા. હર=શંકર. સંહારે=નાશ કરે. હરિ=વિષ્ણુ. અન્યને=બીજાને.

(વિચાર કરી) અથવા પરમ નૈષ્ટિક એવાને વિશે સંશય સંભવે? પણ મુની થઇ કોપને વશ બની જઇ કામ ક્રોધાદિ કલ્યાણને નાશ કરનારો વૃત્તિને આધિન થઈ આ ઘોર કર્મ આરંભ્યું છે તો મને સૂઝ નથી પડતું કે એનું પરિણામ શું આવશે?

नेपथ्यमां—ધાડ અરણ્યમાં છુપાઇ જવાની શક્તિથી ગર્વને પ્રાપ્ત થયલા, ઉભો રહે! દુષ્ટ! ઉભો!!

વસંતતિલકા.

દૂરે કુતૂહલ થકી નજરે પડીને
માયાપઠે ઘસડીઓ મુજને અહીંઆં,
સંતાઇ કયાં જઇશ તું? નજરે પડે તો
છુંદીશ દુષ્ટ ફરીના નલીની વનોને ૬[1]

विघ्नराट्—(સાંભળી-હર્ષથી) અરે! શું પાસે આવવા લાગ્યા? તો તો હું હવે અહિંથી નીકળી જઇ પૂર્વ માયામય મ્હારૂં રૂપ બતાવું.

(એવું કહી જલ્દીથી આમ તેમ ફરી નીકળી જાયછે.)

(વરાહ પાછળ લાગેલો રથમાં બેઠેલો રાજા સારથી સાથે પ્રવેશ કરેછે.)

राजा—(પૂર્વ પ્રમાણે બોલી, આગળ જોઇ, સહર્ષ.) આર્ય! આર્ય!! તે બહૂ દૂર ગયલો હોવો ન જોઇએ. કારણ જુઓ.

શિખરિણિ

મૃણાલિના ગ્રાસો, નીકળી પડી ઢંકાઈ પૃથિવી,
સરોને તીરેરે ક્ષુભિત—જળ—ધારા વહી દિસે.
ભૂમી, થાકયે, ફીણે કરી નવિન તૃણાંકુરવતી,
વહે ઘાઢો, શ્વાસે, પવન મળી મુસ્તા સુરભિથી. ૭.[2]

(બરાબર જોઇ સહર્ષ) આર્ય! આર્ય! આ રહ્યો તે. જુઓ! જુઓ!!

---

૧ દૂરે ઇત્યાદી=જેવી રીતે પ્રેમ જલ્દીથી ઘસડી જાય છે તેમ તું મ્હને અહિં સુધી ઘસડી લાવ્યો છે, પણ હવે તું કયાં સંતાઇ જઇશ? જો હવે મારી નજરે પડેતો તું ફરીથી કમળના વનોને છુંદવા નહિં પામે. મતલબકે ત્હને તરતજ હું મારી નાંખીશ.

૨ મૃણાલિ=કમળ. ગ્રાસ=કોળીઆ. સરો=સરોવર તળાવ. ક્ષુભિત જલ ધારા=વરાહના માંહી જવાથી ડ્હોવાઇ ગયલાં પાણીની ધારા. ભુમી ઇ૦=થાકી જવાથી મ્હોઢામાંથી ફીણ નીકલી પડવાથી ઘાસ તાજુંજ ઉગ્યું હોય એમ દેખાય છે. વહે ઇ૦=નાગર મોથના કુંપળાં ખાધેલાં હોવાથી તેના મ્હાડોમાંથી હાંફવાને લીધે જે શ્વાસ નીકળે છે તેને લીધે પવન ઘાડો અને સુગંધિમય વાય છે.

શાર્દૂલવિક્રીડિત.

આનંદે સુરીયાળ અંકુર મુખે વેગે મુકે કંદના
લેઈ ચંચળ પદ્મ-નાળ મુખમાં દોડેછ જ્યાં ત્યાં તથા
જાણે શુભ્ર થએલ નાભિ કમળે તે મામ પોતે થઈ
દાઢે પૃથિવી ખેંચવા અવતર્યો વારાહ પાછો અહિં. ૮[1]

(આનંદથી) મને જોઇ મારી પાસે આવે છે. હેં! એ શું!

(એમ કહી કામઠી ઉપર તીર ચઢાવે છે)

**सूत**-આશ્ચર્યથી જોઇ) આયુષ્મન્ જુઓ! જુઓ!!

શાર્દૂલ વિક્રીડિત.

ગર્વે આવી સમીપ, જાય નજરે દેખા દઇ તે ક્ષણે.
ત્રાસે આગળ ખેંચી પાય, પૂંઠના લંબાવતો તે તથા
દોડયે શ્વાસ ચડે, પડેછ મુખથી જોઈ મૃણાલાં કુરો.
લજ્જાથી વૃશ તે થયો જણવીને દંષ્ટ્રાર્પણે પ્રાર્થતો. ૯[2]

**राजा**-(બાણ છોડયું હોય એમ કરતો, આગળ વધી આજુબાજુ જોઇ આશ્ચર્યથી) અરે! બાણ ચુકવ્યું. તેના અંતર્ધ્યાન થયા પછી મેં બાણ છોડયું?

શિખરિણી.

ક્ષણે સંતાયે તે ક્ષણ પછી પડે દ્રષ્ટિ સમિપે
જણાએ દૂરેને ઘડીક પછી પાસેય ભમતો
અગાડી બાજુમાં પૂઠપર તથા ચાર તરફે
ફરે એ, આકાશે જયમ વિજળિ જલ્દી નક્કી હું ૧૦[3]

---

૧ ભાવાર્થ=વિષ્ણુએ વરાહનું રૂપ લઇ પૃથ્વીનો ઉદ્ધાર કીધો હતો તેવી રીતનો આ વરાહ જણાય છે. કેમકે એની પાછલ લાગ્યા છતાં એને તો આનંદ છે., અને નિડર થઇ ગમે ત્યાં દોડે છે.

૨ ભાવાર્થ-જાણે એને અહંકાર આવ્યો હોય એમ એ મારી પાસે આવીને દૂર ન્હાસી જાય છે. પણ હવે થાકી ગયો અને ગર્વ ઉતરી ગયો હોય એમ જાણે પોતાના આગળા પગ આગળ ખેંચી અને પાછલા પગે પૃથ્વીને ધકેલતો હોય એમ ન્હાસે છે, છતાં પોતાના મોંઢામાંથી કોળીઆ કાઢી નાખી ક્ષમા કરવા પ્રાર્થના કરતો હોય એમ, દેખાય છે.

૩ વિજળીની માફક એ આ પૃથ્વી ઉપર ઘણોજ ઝડપથી જાય છે. એટલોજ આ શ્લોકમાં અર્થ છે-

( બરાબર જોઇ, દૂર દેખાયો તેથી આનંદે )
આ અરણ્ય છોડીને એ મેદાન ઉપર આવ્યો.
સૂત ! સૂત !! ઘોડાની લગામ ઢીલી મુકીદો હવે એ ક્યાં જશે ?
સૂત–તેમ કરીને, રથનો વેગ જોઇ આયુષ્મન્ ! જુઓ ! જુઓ

શિખરિણી.

જીત્યો જાણે વેગે, ધૂળથી ભરિઓ વાયુ પુઠનો
ધસી લક્ષ્યાસક્તી ઝડપથી ગ્રહે જેમ મનતો
અને આ નિષ્કંપ ધ્વજ-પટ ચુમી વાદળ રહ્યો
ઘડીમાં પ્હોંચે જ્યાં રથ શરતણો પાતજ થતો. ૧૧[1]

राजा–( આશ્ચર્યતાથી ) વળી ! જો !

સ્રગ્ધરા.

આકાશે વાયુ વાતો, હઠવી રથતણા અશ્વ આગે વધે છે.
તે જાણે જાય દોડી જવનિધિ સમિપે સર્વ પૂઠે મુકીને
ન્હાસે તિમિર ગાઢું રવી ઉદય થયે તેમ ન્હાસે અહીં એ
મ્હારાથી કજ્જલાભા કપિલતનુ દુરે, દુષ્ટ વારાહ કેવો ૧૨[2]

( આગલ જોઇ ખેદ સહિત ) અરે કેમ ! આ ધાડા જંગલમાંથી! પણ એ ન્હાસી છુટયો પણ એના પગલાંએ ક્યાંઇ દેખતાં નથી ! ભલે ! કંઇ ફીકર નહિ. આ વળી બીજું રમણીય અરણ્ય આવ્યું ત્યાં એની શોધ ખોલતો કરૂં ( એમ કરી આનંદથી ) અરે ! આતો તપોવનની જગ્યા જણાય છે. કારણ

શાર્દૂલ વિક્રીડિત.

કેથે દર્ભ સમૂળ છે ઉખડિઆ, કેથેય કાપેલ છે
કેથે વેલી ફુલેં ખેંચી નમિ પડી, ખેંચેલ કેથે દિસે.
ડાળી, આગલી, વૃક્ષ છાલ ઉતરી છે વલ્કલો માટે આ
તેના ઘા અહિં દિસતા, રસ ગળે છે જ્યાં સમિધ્ તોડીઆ. ૧૩[3]

---

૧ ભાવાર્થ=પોતાના વેગ આગળ પાછળના પવનનો વેગ પણ ઢાંકી નાંખે છે. અને જેવિ રીતે મન જ્યાં ચોટયું હોય ત્યાં ઝડપથી પોહોંચી જાયછે તેમ જ્યાં મારૂં બાણ પડ્યું કે ત્યાં જઇ પોહોચે છે. મતલબ રથનો વેગ ઘણો છે.

૨ ભાવાર્થ–જેવિ રીતે સૂર્યથી અંધકાર ન્હાસે છે તેવિજ રીતે એ વરાહ જે અંધકાર જેવોજ છે તે મારાથી ન્હાસે છે.

૩ તપોવન ભૂમીનું વર્ણન છે.

# प्रमाण विचार.



( લેખક શાસ્ત્રીજી જીવનરામ મહીધર )

( સાધણુ ગયા અંકને પાને ૪૪ થી )

દ્રવ્યમાં રહેલ ગુણ, કર્મ, જાતિનું જ્ઞાન [1]સંયુક્તસમવાયથી થાય. જેમ નીલોઘટ (નીલોઘડો). અહિં ઘટમાં રહેલ નીલગુણનું જ્ઞાન સંયુક્ત સમવાયથી થાય છે; કારણ કે ઘટ જ્ઞાન સંયોગસનિકર્ષથી થયુ છે, તેથી ઘટ સંયુક્ત છે તેમાં નીલ રૂપનો સમવાય સંબધ છે. કેમકે અવયવ-અવયવી ગુણ-ગુણી, ક્રિયા-ક્રિયાવાન, જાતિ-વ્યક્તિ, વિશેષ-નિત્ય, દ્રવ્ય, એમનો પરસ્પર સમવાય સંબંધ છે. સમવાય સંબંધ એટલે નિત્ય સંબંધ ઘટ દ્રવ્ય છે, તેમાં નીલ ગુણ છે તેથી સમવાય સબધ થયો.

---

વિ કા વિ પ્ર

૧ સંયુકતસમવાયસમજતાં, સમવાય સમજવાની જરૂરછે જે પદાર્થ અન્ય પદાર્થના ભાવમાંજ રહી શકે, તે પદાર્થનો ઉપર જણાવેલા અન્ય પદાર્થ સાથે સમવાય સંબવ છે, ઉદાહરણ કે-રાતો ઘોડો આમાં રાતાપણાનો ઘોડાના ભાવ સાથે એવો સંબંધ છે કે તેના અસ્તિત્વમાંજ તેમાં રહેલા રાતાપણાનું અસ્તિત્વ રહી શકે સંયુકત સમવાય સન્નિકર્ષથી એક પદાર્થમાં સમવાય સંબધથી રહેલા અન્ય પદાર્થ, જેવાકે ગુણ, ક્રિયા, આદિનું પ્રત્યક્ષ જ્ઞાન થાય ઉપરનુંજ ઉદાહરણ લેતાં રાતો ઘોડો પોતે ચક્ષુની સાથે સબંધમાં આવતાં સંયોગસન્નિકર્ષથી જણાય છે પરતુ તે ઘોડામાં રહેલું રાતાપણું સયોગથી સમજાતું નથી જો ઘોડો પ્રત્યક્ષ ન હોય તો તેમાં વસેલું રાતાપણું ચક્ષુને પ્રત્યક્ષ નજ થાય કારણકે એ ગુણ છે જે ગુણી પદાર્થના સંબધવિના સ્વતઃ સિદ્ધ જ્ઞાનનો વિષય નથી. આમ છતાં ઘોડાને લઈને તેનું જ્ઞાન થાય છે. કારણકે તે રાતાપણું ઘોડામાં સમવેત છે. ચક્ષુનો ઘોડા સાથે સયોગ અને ઘોડાનો રાતાપણા સાથે સમવાય આ બે સંબંધથી ચક્ષુને ઘોડાના રાતાપણાનુ જ્ઞાન થાય છે સયોગ અને સમવાય તે ઉભયનો તેમાં ઉપયોગ છે માટે એ સન્નિકર્ષને **સંયુકત સમવાય** સન્નિર્ષ કહે છે.

ગુણ કર્મમાં રેહેનાર જાતિનું જ્ઞાન [1]સંયુક્તસમવેતસમવાયથી થાય છે. નીલોઘટ આ વાક્યમાં નીલગુણમાં નીલત્વ (નીલપણું)નું જ્ઞાન સંયુક્તસમવેતસમવાયથી થાય છે; કારણ કે ચક્ષુ ઇન્દ્રિયથી સંયુક્ત ઘટ થયો તેમાં નીલરૂપ સમવેત છે. નીલરૂપમાં નીલત્વ જાતિ હોવાથી તેને ગુણરૂપનો વ્યક્તિમાં સમવાય થયો. સમવાય સંબંધથી રેહેતો હોય તેને સમવેત કહે છે.

[2]સમવાય સંનિકર્ષથી શબ્દનું જ્ઞાન થાય છે. કારણ કે કર્ણના છિદ્રમાં રેહેનાર આકાશજ શ્રોત્ર ઇન્દ્રિય છે અને શબ્દ આકાશનો ગુણ છે તેથી ગુણગુણીનો સમવાય સંનિકર્ષ થયો.

---

૧ **સંયુકતસમવેતસમવાય** એ ત્રીજો સન્નિકર્ષ છે. ઉપરના બે સંનિકર્ષનો પ્રકાર સમજ્યા પછી વિચાર કરતાં જણાશે કે પદાર્થનો એક ત્રીજો સંબંધ એવો છે કે જે સંબંધવાળા પદાર્થો ઉપરના બે સંનિકર્ષથી જ્ઞાનના વિષય થતા નથી. એક પદાર્થમાં રહેલ જાતિ, ગાયમાં રહેલું રાતાપણું સમજવાનો પ્રકાર, આ તૃતીય સન્નિકર્ષ છે. પ્રથમ સંબંધ સમજવાથી સંનિકર્ષનો પ્રકાર બરાબર સમજાશે. **રાતી ગાય** આ પદાર્થમાં રાતાપણાનું જ્ઞાન થવું છે. રાતાપણું રાતા ગુણમાં સમવાય સંબંધથી રહે છે. રાતો ગુણ ગાયમાં સમવાય સંબંધથી રહેછે. ગાય અને ચક્ષુનો સંબંધ સંયોગ સંબંધ છે. આનુ વ્યાખ્યાન એમ થાય કે ચક્ષુ સંયુકત ગાય–ગાય સમવેત રાતોગુણ–અને રાતાગુણ સમવેત રાતાપણાનું જ્ઞાન થયું અર્થાત્ રાતાપણાંનું જ્ઞાન **સંયુકતસમવેતસમવાયથી** થયુ મુકતાવલીકાર કહે છે કે આ ત્રણ સન્નિકર્ષથી જ્ઞાન કેવળ ચક્ષુ–ઇન્દ્રિયથીજ થાય છે એમ નથી પરંતુ અન્ય ઇન્દ્રિયો એટલે ત્વચા, નાસિકા તથા જીવ્હાથી પણ થાય છે. માત્ર તે ઇન્દ્રિયોના ગ્રાહ્ય વિષયનું જ્ઞાન થવાનું હોવું જોઇએ.

૨ ચતુર્થ સંનિકર્ષ**સમવાય**સનિકર્ષ છે. કેટલાક વિષયો એવા છે કે તેનું જ્ઞાન ચક્ષુ આદિ સંયોગને યોગ્ય ઇન્દ્રિયના સંબંધથી થતું નથી. જેમકે શ્રવણેન્દ્રિયથી થતું શબ્દનું જ્ઞાન અહિં શબ્દ એવો પદાર્થ નથી કે શ્રવણેન્દ્રિયના સંયોગમાં આવે. આ સંબંધ સમજવાનો પ્રકાર એવો છે કે શબ્દ એ ગુણ આકાશનો છે; અને તે આકાશમાં સમવાય સંબંધથી રહેછે. શ્રવણેંદ્રિય એ કાનરૂપી ગોલકમાં રહેતો આકાશજ છે. અર્થાત્ એ જ્ઞાન એ આકાશદ્વારાજ, થાય છે. ત્યાં સન્નિકર્ષ સમવાયરૂપજ છે. કારણકે સમવાયવિના અન્ય સંબંધ તેમાં આવતો નથી.

શબ્દત્વનું જ્ઞાન [1]સમવેતસમવાય સંનિકર્ષથી થાય છે. કારણ કે શ્રોત્રથી સમવેત શબ્દમાં શબ્દત્વનો સમવાય છે. કેમકે ઉપર લખ્યા પ્રમાણે જાતિ વ્યક્તિનો પણ સમવાય છે, તેમજ આત્મામાં સુખનું જ્ઞાન સમવાયથી થાય છે. કારણ કે આત્મા ગુણી છે અને સુખ આત્માનો ગુણ છે.

અપૂર્ણ.

---

# ૐ શ્રી સદાશિવ સ્તુતિ.

(हरिगीत.)

છો દિવ્ય મનહર તેજરાશિ, અતુલખલ મંડલધરા,
પ્રભુતાતણા શુભ સ્થાન રવિ શશિ, રમ્ય તારાગણ હરા,
તું મૂળ વરૂણ, અરૂણ, અગ્નિ, મરૂત, શક્તિ,[2] સમષ્ટિનું,
ધારી રહ્યોછું કેંદ્ર થઈને, અધર નભમાં આ બધું. ૧
જયકૃષ્ણ કમલ સહસ્ર અર્પી, ભક્તિ ભાવ થકી કરે,
એ ભીમવૃત પરિપૂર્ણ કરવા, કમલવત્ લોચન ધરે,
શ્રીરામ લંક સમીપ અર્ચન, આપનાં ભાવે કર્યાં,
શ્રીકૃષ્ણને મળ્યું ચક્ર રામે શીશદશ ખંડન કર્યાં. ૨

---

૧ આગળ આપણે સમજી આવ્યા છીએ કે, એક પદાર્થનું તથા તેના જાતિનું જ્ઞાન, જુદા જુદા સન્નિકર્ષથી થાય છે. તેજ પ્રકાર આ પાંચમા સન્નિકર્ષમાં લેવાનો છે. શબ્દનું જ્ઞાન સમવાય સન્નિકર્ષથી થાય છે. ત્યારે જાણવાનું છે. કે શબ્દત્વનું જ્ઞાન શાથી થાય ? શબ્દત્વનું જ્ઞાન શબ્દદ્વારા થવાનું છે. શબ્દત્વ શબ્દમાં સમવાય સંબંધથી રહે છે; અને શબ્દ શ્રવણેંદ્રિયમાં ઉપર કહ્યું તેમ સમવાય સંબંધથી રહે છે. આમ હોવાથી શબ્દત્વનું જ્ઞાન સમવેત સમવાયથી થાય છે. શ્રવણેંદ્રિય સમવેત શબ્દ–શબ્દ સમવેત–શબ્દત્વનું જ્ઞાન સમવેત–સમવાયથી થાય છે.

૨ માયા

અંશાવતારી સર્વ જે જે વિરલવિભૂતિ તાહરી,
છે જગતને એ નમ્ય વાર હજાર પ્રણમું પ્રેમથી,
નવ સંભવે અવતાર[1] પ્રભુનો, માત્ર આલધુ વિશ્વમાં,
તું વ્યાપ્ત પારાવાર વિશ્વે, ઈતર શિવ ગણુંજ ના. ૩
છો ધામ પરમપુરાણ જેમાં અંડ સર્વ સમાય છે,
પ્રત્તિ અંડ બહુવિધિખંડ, ખંડે પ્રથક દેશ વિશાળ છે,
ગતિ નિત્ય નિયમિત તેજ, જેનાં, સુત્રધાર સમાન તું!
એ સર્વ અલખ અનંત શંભો! દિવ્ય ભાન કરાવ તું. ૪
જય દીનબંધુ, કરૂણસિંધુ, સર્વભૂત અધિપતિ,
કરૂં સ્તવન કોણ પ્રકાર, શારદ મધુરગાન મચાવતી,
મમ હૃદયનો આલ્હાદ શંભો! કમલપદ રજ વિભૂતિ,
જય જય જટાજૂટ[2] સાંબ[3]હર ધર[4]કાલકૂટ કૃપાનિધિ. ૫
આ મંદમતિ અતિ આર્ત્ત બાલક ભટકવું વેરાનમાં,
પળવુંજ નીતિ પંથ જડવું ચિત્ત શિવ શિવ ધ્યાનમાં,
કરવોજ કસી, તન યત્ન ભગીરથ સૃષ્ટિના વ્યાપારમાં,
તું તોડ જે પટ[5]તિમિર ઝાંખું, રાન બગીચારૂપમાં. ૬

વિ૦ ઠા૦

---

૧ અવતાર=પ્રસવ સંપૂર્ણશક્તિ, સંપૂર્ણતેજ, સંપૂર્ણજ્ઞાનનું એક સાથે એક ચામડાની જઠરમાં ગોંધાવું. જઠર પ્રવેશ કરવો એ કેવળ અસંભવિત છે.

૨ અસંખ્ય કિરણોનાં યૂથવાળા ૩ ગૌરીસહ ૪ વીરાગરૂપી કાલકૂટ સર્વ ધારણ કરવાવાળા ૫ પટતિમિર=અજ્ઞાન અંધકાર.

# सारा अने नरसा एक भावे खपवाविशे. अष्टक



શાર્દૂલ વિક્રીડિત.

બુદ્ધિમદ વિચાર શુન્ય અતિશે જ્યાં દુર્જનો છે સદા
સારાસાર વિચાર હીન જન જ્યાં જ્ઞાની કરે સર્વદા
સદ્બોધી સુવિચાર જ્ઞાન તજીને ઉન્માર્ગને જ્યાં જપે
સારા ને નરસા બધાય જગમાં ત્યાં એક ભાવે ખપે [1] ૧.

શું સારૂં નરસું કદીપણ નથી તે જ્ઞાન જેને જરા
જેઉ શ્રૃંખલ થૈફરે પ્રતિદિને જેવા દિસે વાંદરા
તેવા દુર્જન લોક સર્વ મળિને જે જે સ્થળો માંતપે
સારા ને નરસા બધાય જગમાં ત્યાં એક ભાવે ખપે. ૨

વિદ્યાવાન છતાં નિરન્તર વદે વાણી સદા વાદમાં
ચાલે ખૂબ છકેલ થૈ છટકમાં અત્યન્ત ઉન્માદમાં
તેવા દુર્જન લોક સર્વ મળિને જે જે સ્થળોમાં તપે.
સારાને નરસા બધાય જગમાં ત્યાં એક ભાવે ખપે. ૩

જ્યાં સર્વે કુટિલો મલિ પ્રતિદિને નિંદા કરે પારકી
શું ઉપાય થકી બને અવરનું બૂરૂં ધરે એ વકી
બૂરૂ અન્ય તણું કશું કરિ પછી જ્યાં કામને આટપે
સારાને નરસા બધાય જગમાં ત્યાં એક ભાવે ખપે. ૪

જે હોયે ધનવાન તોય પણ તે જાણે ન અન્યોતણાં.
દુ:ખોને કદિ નોકરો રવડશે કાર્યો કરીને ઘણાં

૧ આ કડી અન્ય કવિની રચેલ છે

એવા શેઠ તણીકને રહિતપે જ્યાં સજ્જનો આ તપે
સારા ને નરસા બધાય જગમાં ત્યાં એક ભાવે ખપે. ૫

છોડીને નિજ પ્રીત રીત ધરિ છે જેણે સુધારાતણી
છોડી છેક વિવેક માત્ર તનને પોશે રીતેથી ઘણી
તેવા છે વસનાર જ્યાં પ્રતિદિને લજ્જા તજી પાદપેં
સારા ને નરસા બધાય જગમાં ત્યાં એક ભાવેં ખપે. ૬

નીતિન્યાયતણી ગતિ પણ કશી જાણે ન જે ભૂપતિ
તેવા ભૂપ સમીપ દુર્જનવસી ચોરી કરે છે છતી
તેનીતો દરકાર કંઇ નવ થતાં સન્માર્ગને જ્યાં ટપે.
સારા ને નરસા બધાય જગમાં ત્યાં એક ભાવેં ખપે. ૭

વાણી પૂર્ણ કઠોર નિત્યવદિને વાંધે વિરોધે કરી
સારો ક્લેશ જમાવિને નયનમાં હાલાહલાદિ ભરી
જ્યાં તેઓ મળિને તતક્ષણ પછી અન્યોન્ય નિથ્યા શપે
સારા ને નરસા બધાય જગમાં ત્યાં એક ભાવે ખપે. ૮

વાંધો વેધ વિરોધ સર્વ તજીને સન્યાયને આચરી
રાખી સંપ વિવેક પૂર્ણમનથી આરાધતાં શ્રી હરિ
સત્યકાર્યો કરિને અહર્નિશજનો સચ્છાપમાં જ્યાં છપે
સારા ને નરસા ખરે જગતમાં ત્યાં ભિન્ન ભાવે ખપે. ૯

દા૦ કા૦

---

# ग्रन्थावलोकन.

'વાર્તિક'—આ નામનો લઘુ લેખ તથા તે સાથે લેખન વાંચન સંબંધી પોતાના વિચાર દર્શાવનારૂં એક નાનું પુસ્તક સાક્ષર શ્રી મનઃસુખરામ સૂર્યરામનું રચેલુ વાંચી આનંદ થાય છે કે ગ્રન્થાવલોકનની પદ્ધતિ પ્રત્યે હવે શિષ્ટ વિદ્વાનોનું પણ ધ્યાન વળવા માંડયું છે. આ સંબંધે ગુર્જર ભાષામાં બહુ લેખ નથી. અમારા પત્રમાં પ્રસિદ્ધ થએલ સરસ્વતીચંદ્ર ભાગ ૧ ના અવલોકનને ઉદ્દેશી સ્વર્ગવાસી મણિલાલે અવલોકન સંબંધે એક ઉપોદ્ઘાત લખેલો. ત્યાર પછી આ એકજ લેખ એ સંબંધે પ્રસિદ્ધિમાં આવ્યો છે. કેવળ પ્રાચીન ભારતીય લેખકોને આધારે આ લેખ યોજાયો છે. પરંતુ ઉભય લેખ વાંચતાં સમજાય છે કે રા. મન:સુખરામનો લઘુ લેખ મણિલાલના લેખ કરતાં પ્રયોજન પરત્વે વિશેષ સુયોજીત તથા સ્પષ્ટ નિયમો દર્શાવનારો છે પાશ્ચિમાત્ય પ્રમાણોમાં સુકવિ પોપનાં અવલોકન સંબંધી કાવ્યમાંથી ઉતારો કર્યો છે. પરંતુ તે વિષયમાં તેના કરતાં બીજા લેખકો ત્યાં વિશેષ પ્રમાણ ભૂત છે તેમ અંગ્રેજ કરતાં જર્મન વિદ્વાનોના એ સંબંધે થએલ લેખ વિશેષ પ્રૌઢ છે. પોપના જેવો લેખ રા. મનસુખરામનો નથી. પોપતો અવલોકનકારો ઉપરનો પોતાનો રોષ પ્રદર્શિત કરી તેમનું હાસ્ય કરે છે. રા. મણિલાલ કાંઈક તેવું કરવા જતાં ગંભીર થઈ પોતાના કલ્પિત નિયમો યોજે છે. રા. મનઃસુખરામ તેમ ન કરતાં પ્રાચીન લેખોનો આદર કરી બહુ માન્ય એક બે નિયમો દર્શાવે છે. આ લેખ અમોને ઉત્તમ પ્રકારનો ભાસે છે. એમના 'લેખન-વાંચન' સંબધે યથાવકાશે લખશું.

---

# अखंड सौभाग्यवती बेन गोमाबाई,

શેઠજી દામોદર ઠાકરશીનાં પુત્રી, અને શેઠ લીલાધર વલભદાસનાં પત્ની, બેન ગોમાબાઇ ગયા માસમાં સ્વર્ગવાસી થયાં તે જાણી અમોને અત્યંત ખેદ થયોછે. શેઠજી દામોદરનું કુટુંબ ધર્મપરાયણ છે. તેમના પત્ની બાઇ નાથીબાઇની ધર્મપરાયણતા મુંબઈ, ગુજરાત અને કાઠીયાવાડમાં જાણીતીછે. નામના મેળવવાની આતુરતા વિનાજ તેમનાં ધર્મકાર્ય બહુ થાયછે. તેમનાં પુત્રી, બેન ગોમાંબાઇ પણ બાલ વયથીજ અતિ ધર્મશીલ હતાં. તેમને ક્ષયનો વ્યાધી

થતાં તેમની પોતાની ઇચ્છાથીજ તેઓ પવિત્રધામ દ્વારિકામાં જઇ રહ્યાં હતાં. અને ત્યાંજ શ્રી ગોમતિતીરે તેમણે દેહ છોડયો. તેમના માતુશ્રીના કહેવા પ્રમાણે મૃત્યુ સમય સુધી તેમનું મુખ હસતું હતું. તથા રામનામનો જપ કરતાં હતાં આ સમયે પણ સર્વને શીખામણ રૂપે કહેતાં ગયાં કે કોઇના મરણ પછી કોઇએ રડવું કૂટવું નહિં તેમ મને કોઇ વસ્તુમાં આસક્તિ નથી. જગતમાં ભોગવવાનું સુખ મેં ભોગવ્યું છે. શરીર વધારે રહેતાં પણ તેજ સુખનું પુનરાવર્તન થાય તેથી જગત્ છોડતાં મને ખેદ નથી. આ તેમના બાલવયમાં વૃદ્ધથી પણ ન રહે તેવી શાન્તિથી કહેતવાતા શબ્દો બહુજ શિખામણરૂપછે. એવાં ધૈર્યવાન સ્ત્રીપુરૂષો વિરલ હોયછે. તેમના જવાથી તેમના કુટુંબીઓને થએલા ખેદમાં અમે પૂર્ણ ભાગ લઈએ છીએ.

* * *

## रावबहादूर तथा रावसाहेब.

શેઠજી વસનજી ખીમજી ને રા૦ બહાદુરના તથા શેઠ પુરૂષોત્તમ ઉદ્ધવજીને રાવસાહેબનું માન્યપદ અંગ્રેજ સરકારે આપ્યું છે. મુંબઇમાં ચાલતી મહામારીના સંબંધમાં તેમણે કરેલી મુંબઇની પ્રજાની સેવાનો બદલો રીતિસર પણ સરકારે વાળેલો જોઈ અમને આનંદ થાયછે. શેઠજી વસનજી ખીમજી અમારી સભાના જુના સભાસદ છે. તથા કેટલાક વર્ષ સુધી આ સભાના મંત્રી પદને પણ શોભાવતા હતા. એઓ સદા ઉદાર શીલના તથા ગરીબ ઉપર નજર રાખનાર છે તેમજ ધાર્મિક છે. શેઠજી પુરૂષોત્તમ પણ ઘણા વર્ષ સુધી અમારી સભાના સભાસદ હતા. અને આ સભાની બાલવયમાં સભાને બહુ મદદ કરી હતી. ઉપરના બેય ગૃહસ્થોને અમારી સભા તેમની ઉન્નતિ માટે અભિનંદે છે. અને ઇશ્વર પાસે માગેછે કે તેઓ એવાંજ સત્કૃત્યો કરી વિશેષ માનને પાત્ર થાય.

---

## वेद धर्म सभाने भेट.

રા. રા. શેઠજી પુરૂષોત્તમ ઉદ્ધવજીએ તેઓને નામદાર સરકાર તરફથી રાવસાહેબનો ઇલકાબ મલ્યો તેની ખુશાલીમાં આ વેદ ધર્મ સભાના અનામત ફંડમાં રૂ. ૧૦ દશ મોકલાવ્યા છે તે અત્યન્તઆભાર સાથે સ્વિકારવામાં આવે છે. તે રકમનો સદુપયોગ થશે.

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૭ મું ] માઘ, સંવત ૧૯૫૫ [અંક ૪ થો.


## ॥ यतो धर्मस्ततो जयः ॥

### भोळां मनने उपदेश.

धन्याश्रीनीगजल

( मन तुं गमारथामां ए राग )

भोळां तुं भूल खा मां, आ जाळमां फसाई जा मां; टे०
मिष्टता तेमां बतावी, मोह अंतरे उपजावी;
नाखे छे तुजने ए ता मां, भोळां तुं भूल खा मां ९
कामक्रोध तणे कुसंगे, खेली खाली बाजी रंगे;
हाय आम वृथा ठगा मां, भोळां तूं भूल खा मां; २
ठाठ आ मोहक देखि, अन्तरें ते साचो लेखी;
भाठनी मांही भरा मां, भोळां तुं भूल खा मां; ३
देखीने आ समस्त माया, ते माहिं करतुं न धाया;
जाणिने तेमां मरामां, भोळां तूं भूल खामां ४
दुःखने तुं सुख मानी, सतने मिथ्या प्रमाणी
मिथ्या सुखमहिं धरामां, भोळां तुं भूल खामां ५
मित्रपुत्र कुटुंब सर्व, ते तणातुं पूर्ण गर्व
रे हरामी तुं हरामां, भोळां तुं भूल खामां ६
केटलुं तुजने कहेतु आ बधुं मृगावारि जेवुं
ते महिं मोहीत थामां भोळां तूं भूल खामां ७
पंथ साचो बतावुंवालां करूछुं तुने कालावाला
भोळपें तुं भमाई जामां भोळां तुं भूल खामां ८

# महात्मा चाणक्य.

( શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.)

## પ્રકરણ ૨જું.

### મનોરથસિદ્ધિ.

( સાંધણ ગયા અંકને પાને ૫૩ થી )

રાજા નંદ સ્વતંત્ર થયો. રાક્ષસ મંત્રીનું માન વધ્યું, પ્રકૃતિ મંડલ રાજાને ભજવા લાગ્યું અને જૂના મંત્રીના અંતરંગ મનુષ્યોનું માન ધીરે ધીરે ઘટવા માંડયું. નંદરાજાએ રાજ્યસત્તા હાથમાં લેતી વેળાએ ઈર્ષ્યાનો પ્રથમ ઉપયોગ ચંદ્રગુપ્ત ઉપર કર્યો. તેને સેનાપતિના અધિકાર ઉપરથી દૂર કર્યો ; તેમ તેવા બીજા પણ કેટલાક અધિકારીઓને અધિકાર ઉપરથી ખસેડયા. આ વેળા ચંદ્રગુપ્ત તથા બીજા અધિકારીઓએ તુરત માર્ગ આપી દીધો અને મુંગે મોઢે સર્વ સહન કર્યું. કારણકે આ સમય તેઓની પડતીનો હતો, વાસ્તે મૌન-માંજ તેઓએ શ્રેય માન્યું. " મનુષ્ય બલવાન્ નથી પણ સમય બલવાન્ છે."

એક દિવસ મહારાજા નંદ રાજમહેલના આગણામાં બેસીને મુખ ધોતો હતો, એટલામાં તેના મુખમાંથી એક વડનું બીજ નીકળ્યું. તેને જોઇ રાજા મનમાં આશ્ચર્ય પામ્યો અને હસતો હસતો અંદર આવ્યો. તે વેળા વિચક્ષણા નામની દાસી જે સામી આવતી હતી, તેપણ રાજાને હસતો જોઇને જરા હસી એટલે રાજાએ પૂછ્યું કે, અલી વિચક્ષણા ! તું કેમ હસી ? વિચક્ષણા બોલી મહારાજ ! આપના હસવા ઉપરથી મને પણ હસવું આવ્યું. રાજાએ કહ્યું જો તું મારા હસવાનું કારણ મને કહીશ તો હું તને મ્હોટું માગ્યું ઇનામ આપીશ; પરંતુ તેનો ઉત્તર આપીશ નહીં તો હું તને આ ઘરમાંથી દૂર કરીશ. તે સાંભળી દાસી ગભરાણી અને નિરૂપાય થઇને બોલી, મહારાજ ! આપ અનુ-ગ્રહ કરીને મને એક માસની મુદત આપો. એટલામાં હું આપને તેનું કારણ શોધી આપીશ. રાજા 'ઠીક છે' એમ કહીને પોતાને કામે વળગ્યો અને દાસીએ આગ તેમ કોઇ કોઇ બુદ્ધિમાન ગણાતા લોકોમાં બહુ પુછપરછ કીધી, પરંતુ કોઇના તરફથી કશો ઉત્તર મળ્યો નહિ. જેમ જેમ દિવસો વીતતા ગયા. તેમ તેમ તેના મનમાં વિશેષ ખેદ થતો ગયો. પ્રશ્નનો નિર્ણય

થવો અશક્ય છે, એવું લાગવાથી અન્ન ઉપર અરૂચિ અને નિદ્રા ઉપર અભાવ આવી ગયો. પરંતુ દૈવ બળવાન્ છે. અઘટિત ઘટના કરવી, એ તેનું કાર્ય છે. દૈવયોગે કોઈક કામકાજ પ્રસંગે દાસીને બંદીખાનામાં જવું પડ્યું. ત્યાં જતાંજ મંત્રી શકટાર સાંભરી આવ્યો; કેમકે ત્યાં તેણે કેટલાક દિવસ નોકરી કરી હતી. દાસીના અંતઃકરણમાં સ્વામિભક્તિ સ્ફુરી આવી અને તેવિના બીજો કોઇ તેનો ખુલાસો પણ કરશે નહિ, એવું લાગવાથી ધીરે ધીરે તે શકટારવાળાં ભોંયરા પાસે ગઇ અને નીચી નમીને પૂછવા લાગી કેમ શકટાર ભાઇ ! છો તો ખુશીમાં કે ?” પરંતુ શકટારતો ક્યારનોએ યમપુરીમાં પહોંચી ગયો હતો. માત્ર તેનો એકજ પુત્ર વિકટાર જીવતો રહ્યો હતો. તેણે ઉત્તર આપ્યો કે સૌ વિનાશ થયાં છે. માત્ર હુંજ એક જીવું છું; અને ઇશ્વરની પ્રાર્થના કરૂં છું કે, હે ઇશ્વર ! આ કષ્ટમાંથી હવે તો છોડ ! આમ બોલતો બોલતો દાસીને જોઈને કહેવા લાગ્યો કે, બાઈ ! તું આજે અંદી ક્યાંથી ! દાસી બોલી—મારૂં દૈવ મને અહીં ખેંચી લાવ્યું છે. વિકટાર બોલ્યોઃ બેન ! તું જો કોઈપણ ઉપાયથી મને આમાંથી છૂટો કરીશ તો હું તારા ઉપકારનો બદલો સંપૂર્ણરીતે વાળીશ. વિચક્ષણાએ ઉત્તર આપ્યોઃ ઠીક છે; બનતો શ્રમ લઇશ; પરંતુ હું પણ જો પાર ઉતરીજ તો. વિકટારે કહ્યું· બેન! વળી તારાઉપર શી આફ્ત આવી છે ? કહેતો ખરી. વિચક્ષણાએ કહ્યું રાજાઓ અસ્થિર મનના હોય છે તેતો તમે જાણોછો આટલું કહીને પોતાની હકીકત કહી સંભળાવી અને વિશેષમાં એમ પણ કહ્યુંકે, રાજાએ તેનો ખુલાસો એક મહીના દિવસમાં આપવા માટે તને કહ્યું છે, તેમાં હવે તો માત્ર ત્રણ દિવસ બાકી રહ્યા છે. વિકટાર.— બોલ્યોઃ ઠીક છે, ખુલાસો કરવો કાંઇ કઠિણ નથી; પરંતુ તે વેળા રાજા ક્યાં બેઠા હતા, તે જાણવું જોઇએ. એટલે દાસીએ સર્વ વાત—મંત્રિપુત્રને કહી અને સામે વડનું ઝાડ હતું તેપણ કહ્યું. મંત્રિપુત્ર તે સાંભળી બોલ્યોઃ વિચક્ષણા ! રાજા રાજ-મહેલના આંગણાંમાં બેસી મુખ ધોતો હતો, ને વેળા કોગળા કરતાં તેના મુખ-માંથી વડનું બીજ નીકળ્યું એ બીજને તથા સામેના વડના ઝાડને જોઇને રાજાને આશ્ચર્ય થયું કે આ બીજ કેવડું છે ને વડ કેવડો મોટો છે! ખરે ઇશ્વરની લીલા ગહન છે ! ! રાઇ જેવડા બીમાં આખો વડ સમાઇ રહ્યો છે એ કંઈ જે તે વાત છે. આવા વિચારમાં ને વિચારમાં અતઃપુરમાં આવતો હતો, એ-વામાં તે વિચારો દૂર થયા અને મન વિષયાંતરમાં લીન થયું. આ ઉપરથી રાજાને

નિમતો નહતો છેવટ એક દિવસ રાત્રે વિકટારે કહ્યું કે, મંત્રીજી! હું આપની પાસે કોઇ મોટા અધિકારની આશા રાખું છું, મંત્રીએ કહ્યું: ઠીકછે. હું પણ તેવીજ કોઇ જગ્યાની શોધમાં તારે માટે છું આમ કહેતાં કહેતાં મંત્રી શય્યામંદિરમાં ગયો અને વિકટાર પોતાને ઘેર ગયો. મંત્રીએ શય્યામાં સુતાં સુતાં અનેક વિચારો કર્યાંકે, મેં તેને અધિકાર આપવા માટે વારંવાર કહ્યું છે, પરંતુ તેને વધારવા પહેલાં વિચાર પણ કરવો જોઈએ. ગમે તેવો પણ તે શત્રુ પક્ષનો મનુષ્ય છે તેને બદલાતાં વાર લાગશે નહિ. તેને વધારવો તે સર્પને ઉછેરવા સમાન છે. વધ્યા પછી તે કદાચ મારૂંજ નિકંદન કાઢવા ઉભોથાય તો મારી શી દશા? માટે તેને એવો અધિકાર આપવો કે જેથી તે આગળ વધી શકે નહિ તેમ બૂરૂં કરવાને ધારે તોપણ તેમાં પાર ઉતરે નહીં. એવા વિચારમાં ને વિચારમાં તે નિદ્રાવશ થયો. અને આખા દિવસના શ્રમથી એક નિદ્રામાંજ પ્રભાત થયું. પ્રભાત થયું કે ઉઠયો અને નાહીધોઇ ઘોડેસ્વાર થઇને દરબારમાં ગયો; અને ત્યાં રાજા પાસે રાજ્યસંબંધી વાતચિત કરીને ઘેર આવવા રજા માગી. આ વખતે નંદરાજાએ કહ્યું કે આપણે ત્યાં ચતુર્દશી શ્રાદ્ધમાં બ્રાહ્મણ ભોજન કરાવવામાં આવેછે, માટે સર્વ સામગ્રી તથા સારા બ્રાહ્મણની તજવીજ આગળથી કરાવી મૂકશો કે જેથી પછી પંચાત પડે નહિ—"બહુ સારૂં" એવો ઉત્તર આપીને મંત્રી પોતાને ઘેર રવાના થયો. રસ્તે આવતાં આવતાં વિચાર્યું કે આ અધિકાર વિકટારને લાયક છે; તેને એ કામ સોંપવામાં કાંઇ હરકત જેવું નથી. એવા વિચારમાં ને વિચારમાં ઘેર પહોંચ્યો કે વિકટાર જે આગળથીજ મંત્રીની વાટ જોઈને બેઠો હતો તે, મંત્રીને પ્રણામ કરીને ઉભો રહ્યો. મંત્રીએ કહ્યું ઠીક થયું. હું તારે માટેજ વિચાર કરતો આવુંછું, એવામાં ઇશ્વરેજ તુંને અંહી મેળવ્યો. તેં મારી ઘણા દિવસ સેવા ચાકરી કરી છે. તો તેના બદલામાં મેં તને કાંઈ અધિકાર આપવા કહ્યું હતું, માટે આજે હું તને એક અધિકાર ઉપર નિમુંછું. તારે શ્રાદ્ધાદિક ધર્મકાર્યના પ્રસંગે સારા વિદ્વાન્ બ્રાહ્મણોને નિમંત્રણ કરી શ્રાદ્ધશાળામાં હાજર કરવા. કેમ હવે તો પ્રસન્ન કે? વિકટાર આવો એક નિર્માલ્ય અધિકાર મળવાથી મનમાં તો બહુજ ચીડાયો, પરંતુ શું કરે? તેણે પ્રસન્નતાનો ડોળ કરીને કહ્યું: હા, પ્રસન્ન થયો. તમે મારી સેવાનો બદલો ઠીક આપ્યો! એમ કહી પ્રણામ કરી ઉઠવા જાય છે, એવામાં મંત્રી બોલ્યો: વિકટાર આજથી દશમે દિવસ રાજાને ત્યાં શ્રાદ્ધ છે, માટે કોઇ સારા વિદ્વાન્ બ્રાહ્મણને શ્રાદ્ધ શાળામાં હાજર રાખવો. મહારાજા મધ્યાહ્નવેળા ત્યાં પધારશે. વિકટાર બોલ્યો જેવો આપનો હુકમ, આમ કહી પ્રણામ કરીને પોતાને ઘેર આવ્યો.

---

[અપૂર્ણ.]

# बिल्वमंगल.

---

( સાંધણુ ગયા અંકને પાને ૬૦ થી )

તમને ત્હમારી પ્રિયતમાના એક સાદા વચન ઉપરથી વિરાગ વૃત્તિ ઉપજી છે. અને અમારા જેવા પામરોને તો

हरति वपुषः कान्तिं पुंसः करोति वलक्षितिं
जनयति भृशं भ्रान्तिं नारी सुखाय निषेविता।
विरतिविरसा भुक्ता यस्मात्ततो न विवेकिभिः
विषयविरसैः सेव्या माया-समाश्रितविग्रहा॥

હરિણી છંદ ( ભાષાંતર. )

સુખ સમજીને સેવી શ્યામા અરે બલહારિણી;
કદરૂપ કરે કાયા; માયાશરીર શું ધારિણી;
સુરત શમતાં ભૂંડી; કૂડી; ભ્રમે ભટકાવતી
તરત તજજો તેને તેથી વિરાગી મહામતિ!

( भर्तृहरिनुंविज्ञानशतक )

અથવાઃ—कमलवदना पीनोत्तुंगं घटाकृति बिभ्रती
स्तनयुगमियं तन्वी श्यामा विशालदृगंचला।
विशददशना मध्यक्षामा त्वयेति जनाःश्रमं
विदधति मुधारागादुच्चैरनीदृशवर्णने॥

( ભાષાંતર )

કનકઘટ શાં ઉંચાં પીનસ્તની, કલિદંતિની,
કૃશકટિલચી, તન્વી, શ્યામા, પ્રિયા, મૃગલોચની;
કમળવદની એવાં ઉંચાં મદે વદી વર્ણનો
જીવતર વૃથા ગાળી, મિથ્યા શ્રમિત બને જનો.

( भर्तृहरिनुंविज्ञानशतक )

આવાં આવાં અનેક વાક્યો પણ કાંઇ અસર કરતાં નથી, અમારા સંસ્કાર જાગૃત થતા નથી અને એની એ ઘરેડમાં વળી મોહાન્ધ થઈ ભટકીએ છીએ. ત્યારે તમે એક સાદાજ વચને વિરાગવૃત્તિ ગ્રહી શક્યા છો એ અમારા

અને આપના પૂર્વકાળના સંસ્કારોની ભિન્નતા શિવાય કાંઇ કારણ નથી. હશે તોપણ હવે આપનું જીવનવૃત્ત વિલોકી બનેતો બનતો સાર ગ્રહીએ.

खुलि गइ आखें अभिलाखें रूप माधुरीकों
चाखें रसरंग औ उमंग अंग न्यारियें।
बीनले वजाई गाई विपिन निकुंज क्रीडा
भयो सुखपुंज जोपें कोटि विषय वारियें ॥
बीति गइराति प्रातचले आप आपकोजू
हिये वहि जाय द्रगनीर भरी डारियें।
सोमगिरि नाम अभिराम गुरु कियो आनि
सके को बखानि लाल भुवन निहारियें ॥ ५ ॥

હૃદયનું ચક્ષુ ઉઘડયું પ્રભુના રૂપના માધુર્યનો રસરંગમાં અંગે ઉમંગ વધ્યો. અને પ્રભુના કીર્તન માટે—રાધારમણના વિપિન વિહાર માટે—તમે વીણા લઇ વગાડવા લાગ્યા, અને સુખ પુંજમાં મગ્ન થયા, કે જે પાસે કરોડો વિષયસુખો તુચ્છ છે. પ્રભુકીર્તનમાં રાત્રિ વ્યતીત કરી અને પ્રાતઃકાળમાં—પ્રભુભજનમાં છલકાતાભાવવાળા હૃદયથી તમે ચાલ્યા અને તમે નગુરા હતા તે ગુરુવાળા થયા. હવે તમે શું કરોછો તે જોઈએ.

रहे सो वरस रससागर मगन भये
नये नये चोज केले श्लोक पडि जीजियें।
चले वृंदावन मन कहे कब देखों जाई
आई मगमांझ एक ठौर मति भीजियें ॥
परयो बडो सोर नेनकोरके न चाहे काहू
तहां सर तिया न्हाति देखि आंखे रीझिये।
रगे वाके पाछे काछे कांछेकी न सुधि कछू ॥
गई घर आछें रहे द्वार तन छीजियें ॥ ६ ॥

ભગવાન્ શ્રીકૃષ્ણને જીજ્ઞાસુ અર્જુને પ્રશ્ન પૂછતાં કહ્યું છે કેઃ—

चंचलं हि मनः कृष्ण ! प्रमाथि वलवद्दढं
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम्

“ હે કૃષ્ણ ! મનનો સ્વભાવ ચંચળ છે, તે મહા બળવાન અને પ્રમાથી છે. આવા મનનો નિગ્રહ કરવો—આવા મનને અધીન કરવું—તે વાયુને અધીન કરવા જેવું કઠિન કાર્ય છે ” આમાં ઘણું સત્ય સમજાય છે. તત્વ વિચારી વા-

રંવાર દૃઢ સિધ્ધાંત કર્યા છતાં, વારંવાર પૂજ્યો પાસેથી અને સત્શાસ્ત્રોમાંથી જ્ઞાન લઇ દૃઢ નિશ્ચય કર્યા છતાં મન ફરી જાય છે. વળી હતું તેવુંજ નઠોર થઇ જાય છે. એ સર્વને અનુભવે જણાયું હશે. અનેક મહાત્માઓને મનની ચંચળતાને લીધે માહાત્મ્ય ખોવાના પ્રસંગ આવેલા છે તો અભ્યાસક બિચારાનું શું ગજું? આપણા બિલ્વમંગલની દશા પણ તેવી થઈ. ગુરૂ પાસે રહ્યા–રસસાગરમાં મગ્ન થયા, નવાં નવાં શાસ્ત્રોને તર્કવિતર્કો કર્યા પણ વૃંદાવન નિહાળવાની વૃત્તિ થઇ–વૃંદાવન તરફ્પણ ચાલ્યા પણ એક સ્થાન એવું આવ્યું કે અનેક યુવતિયોનો ત્યાં સમુદાય હતો. તેને નિહાળવો નહિ એવો નિશ્ચય કરી નેનકોરકે–નયન કમળે–કોઇ સામું જોતા પણ નહિ–પણ ભાવિ પ્રબલ છે. પાસેના સુંદર, કમળ ખીલેલા સરોવરમાં એક સુંદર ત્રિયા ન્હાતી દીઠી તેનું કવિ કલ્પે છે તેમ કમળ જેવું વદન દીઠું, સુંદર નાસિકા દીઠી, અધરની લાલાશ દીઠી. આછા ઝીણા ભીંજાયેલા વસ્ત્રમાંથી સુવર્ણરંગી શરીર દીઠું. ત્યાં તો બિલ્વમંગલના અધર કંપવા લાગ્યા, શરીરમાં પણ કંપારી થઇ, અને અનંગનું સામ્રાજ્ય થતું હોય એમ લાગ્યું. વળી ફરી દૃષ્ટિપાત થતાં કનક કળશ સરખા સ્તનો અને વિશાળ ઉદરની સુંદર ત્રિવલી દીઠી, દૃષ્ટિ નીચે ઉતરતાં કંપતી જંઘા દીઠી. હવે બાજી હાથથી ગઈ. બિલ્વમંગલને ઉન્માદ થયો શરીરનું ભાન ન રહ્યું અને તે ત્રિયાની પાછલ પાછલ બિલ્વમંગળનું શરીર ચાલ્યું. બિલ્વમંગલ આ શું કરો છો? ચિંતામણીએ આપેલો બોધ અને તેની પાસે લીધેલી પ્રતિજ્ઞા કયાં ઉડી ગઈ? થુકેલું ગળવાની આ તમારી વૃત્તિ કેવી? ભગવાં ઉપર ધુળ નાંખવાની તમારી આ વૃત્તિ શરમ નથી ઉપજાવતી? स्तनौ मांसग्रंथी છે એ સત્ય જ્ઞાન કેમ ભૂલી ગયા? ઠીક આગળ ચાલો.

आयो वाको पतिद्वार देखे भागवत ठाडे
वडो भागवत पूछी वधूसों जनाइयें ।
कहि जू पधारो पाव धारो गृह पावनको
पावनकि पखारों जल डारों सीस भाईयें
चले भोगमांझ मन आरति मिटायवेंको ॥
गायवेंको जोई रीति सोई कै बताइए ।
नारिसों कह्यो हो तूं सिंगार करि सेवा कीजे
लीजे यूं सुहाग यामे वेगि प्रभु पाईयें ॥७॥

તે સ્ત્રીનો પતિ ઘેર આવ્યો તો દ્વારમાં આ ભકતને—બિલ્વમંગળને—ઉભો દીઠો. આ ભાગવતને તેની વિગત પૂછી પોતાની સ્ત્રીને હકીકત જણાવી કે "આંગણામાં કોઇ સાધુ ઉભેલા છે તું જઈ તેને વિજ્ઞાપના કર કે હે સાધુ! તમે ઘરમાં પધારો. અને આપનાં ચરણારવિન્દે ગૃહ પાવન કરો. વળી જો સાધુને ખાનપાનની રૂચિ હોય તો તે ભોજન કરાવી તેની ભૂખ મટાડ." આમ સ્ત્રીને આજ્ઞા આપી આ અતિથિ સત્કારી ગૃહસ્થે સાધુને ઘરમાં પધરાવ્યા, સારા આસન ઉપર પધરાવ્યા, અને ચરણોદક લઇ શીરે ચડાવ્યું. બિલ્વમંગલ તમારી ભૂખ જુદી જુદી પ્રકારની છે, એ ભૂખ ભોજન કરાવાથી હોલાવાની નથી પણ ઉલટી વધવાની છે. બિલ્વમંગલ! બિલ્વમંગલ! સાવધાન રહેજો. અતિથિસત્કારી ગૃહસ્થે તમને સાધુ ગણ્યા છે અને તેથીજ ત્હેણે પોતાની પ્રમદાને કહ્યું છે કે હે "મનોરમે! તું સર્વે શૃંગારો ધરી આ સાધુજનની સેવા કરી તેમની પાસેથી સુહાગ—સૌભાગ્ય—યાચી લેજે કે જેથી આપણને વેગે ઈશ્વરના સ્વરૂપની પ્રાપ્તિ થાય" બિલ્વમંગલ! હજી તમારા મનમાં શું તુર્ક વિતર્ક ચાલે છે? તમે આંખો મીંચી શું ચિંતવન કરો છો? તમારા વદન ઉપર રોમાંચ કેમ છે? તમારા હાથમાં આ કંપવાયુ કયાંથી થયો? તમારી આંખમાંથી આ આંસુની ધારા કેમ વહે છે? તમારા મુખ ઉપર ઘડામાં વૈવર્ણ્ય જણાય છે તો ઘડીમાં જાણે શરમ વ્યાપતો હોય એમ અમને લાગે છે. શું તમને એવો તો વિચાર નથી આવતો કે અરે! હું આ સાધુ થઈ, સંસારનો પરિગ્યાગી થઈ, જગત્નો ગુરૂ થવા ઇચ્છી હવે આ શું કરૂં છું? આ ગૃહસ્થી મારો ઉપાસક છે. હું તેનો ઉપાસ્યછું. તે મારો શિષ્ય છે હું તેનો ગુરુછું. એ મારો પુત્ર છે હું એનો પિતાતુલ્ય છું. ત્યારે આ લલના મારી ધર્મપુત્રી છે. બિલ્વમંગલ! તમારી મનોવૃત્તિ અત્યારે કયા માર્ગમાં વહે છે તે સમજાતું નથી. તમારા હૃદયમાં અત્યારે વિષયવાસના ઘુર્ણાયમાન થએલી છે કે પશ્ચાત્તાપની યંત્રણા તમારાં નયનમાંથી આંસુ સરાવે છે તે સમજાતું નથી. હશે જે હશે તે હમણા સમજાશે. જુઓ સાવધાન થાઓ- આ ઝાંઝરનો નાદ સાંભળો, જુઓ પગમાં પેહેરેલાં અણવટો ભૂમિ સાથે અથડાઇ જે ઠણકાર આવે છે તે અવાજ શ્રવણમાં લ્યો. જુઓ આ સુંદરી આવી. [અપૂર્ણ.]

જ૦ કા૦ પાઠક.

---

# एक शिकारी.



નીચાણવાળા કોઇ પ્રદેશમાં એક શિકારી રહેતો હતો. પક્ષીઓનો શિકાર કરવા તે સવાર સાંજ જંગલમાં આથડતો હતો; એક વખત તે એક વિશાળ સરોવરના કિનારાપર આવી ચડયો. પક્ષીઓની રાહ જોતો તે કિનારા પાસેના ઘાસમાં ઉભો હતો તેવામાં તેનાપર થઈને એક મ્હોટો પડછાયો પસાર થયો અને તેણે પાણીમાં તેનું પ્રતિબિંબ જોયું. આકાશ તરફ નજર ફેરવી પણ ત્યાં કાંઇ હતું નહીં. પાણીમાં તે પ્રતિબિંબ ફરી જોવાની તેને ઉગ્ર ઉત્કંઠા થઇ આવી અને તેટલામાટે તલાવને કાંઠે તે આખો દિવસ ઉભો રહ્યો. રાત પડી પણ તે પાછું આવ્યું ન હતું. ખાલી કોથળી સાથે નિરાશ થયલો અને ચિરડાએલો તે પાછો ફર્યો. તેના સોબતીઓ તેની ખબર પૂછવા આવ્યા; પણ તેણે તેમને કાંઇ ઉત્તર આપ્યો નહીં અને એકાંતમાં જઇને ઉંડા વિચારમાં પડયો. તેનો મિત્ર તેની પાસે આવ્યો અને તેને તેણે કહ્યું:—

મ્હારી આખી જીંદગીમાં કદી ન જોયેલું એવું પક્ષી મેં આજ દીઠું. પોતાની રૂપેરી પાંખો પહોળી કરી તે વિશાળ શ્વેત પક્ષી નિરંતર અવકાશમાં તરતું જતું હતું. તેને જોવાથી મ્હારા અંતરમાં દાવાનળ સળગી ઉઠયો હોય ને તેવું થાય છે. મેં જોયું તે તો એક આભાસ—પાણી ઉપર તરતું પ્રતિબિંબ હતું. પણ હવે તો આ જીવિતની બધી ઈચ્છાઓ તેને પકડવામાંજ સમાઈ રહી છે.

તેનો મિત્ર હસવા માંડયો.

તેણે કહ્યું: એ તો પાણીપરનો પડછાયો હશે અથવા તારા મગજનો ખાલી ખયાલ હશે. સવારે ઉઠીને તેને તું ભૂલી જઈશ.

તે પછીની સવાર ને તે પછીની સવાર ને તે પછીની સવાર ચાલી ગઇ અને તે શિકારી એકલો ફર્યા કર્યો. જંગલમાં અને ઝાડીમાં, સરોવરને કિનારે અને ઘાસમાં બધે તે ફરી વળ્યો પણ તેને તે કયાંય મળ્યું નહીં. તેણે જંગલી પક્ષીનો શિકાર છોડી દીધો. તેમાં તેને કેમ રસ પડે? તેના સોબતીઓ વિચાર કરવા લાગ્યા. "તેને થયું છે શું?"

એક બોલ્યો: "એ તો જરા ભેજું ઠેકાણે નથી."

બીજો બોલ્યો : "ના ના, આતો એથી પણ વધારે ખરાબ છે. આતો ભાઈને આપણે કોઇએ ન જોયલું જોવું છે ને પછી બડાઇ મારવી છે."

બધા બોલી ઉઠયા : "ચાલો-ચાલો આપણે એને તજી જતા રહીએ."

તે પછી આપણો શિકારી એકલો થઇ રહ્યો.

એક દિવસ અંધારૂં થવાના સમયે તરૂ છાયામાં ફરતો ફરતો દુઃખિત હૃદયે અશ્રુપાત કરતો હતો તેવામાં સાધારણ કદના માણસ કરતાં વધારે ઉંચો અને વધારે ભવ્ય એક વૃદ્ધ પુરૂષ તેણે પોતાની સામે ઉભેલો જોયો.

તેણે પૂછયું : "તમે કોણ છો ?"

તે વૃદ્ધ પુરૂષ બોલ્યો : હું ડહાપણ છું; પણ કેટલાએક મને જ્ઞાન પણ કહે છે. મ્હારી આખી જીંદગી આ ખીણોમાંજ મેં ગાળી છે. પણ જ્યાંસુધી ઘણું દુઃખ ન ખમે ત્યાંસુધી કોઇ મને મળી શકતો નથી. મને જોનારની આંખો આંસુથી ધોવાયલી હોવી જોઇએ; દરેક માણસે જેટલું ખમ્યું હોય તેના પ્રમાણમાંજ હું તેની સાથે બોલું છું."

શિકારી આર્ત્તસ્વરે બોલ્યો : તમે અહીં આટલો બધો વખત રહ્યા છો તો મને કહો કે અનંત અવકાશમાં તરતું તે વિશાલ પક્ષી મેં જોયું છે તેનું નામ શું ? જેને હું પૂછુંછું તેઓ મને કહે છે કે એ તો મ્હારા મગજનો ખાલી ખયાલ છે; મ્હારા મનની માત્ર કલ્પના છે.

તે વૃદ્ધ જરા હસ્યો.

"તેનું નામ સત્ય છે. તેને જે એક વખત જોય છે તે ફરીથી શાંત બેસતો નથી. તેના જીવિતની બધી આશા એમાંજ સમાઇ રહેછે."

અને તે શિકારી બોલ્યો.

"મને કહો તે ક્યાં મળશે ?"

પણ તેને જવાબ મળ્યો.

"તેં હજી પૂરેપૂરૂં ખમ્યું નથી." અને તે વૃદ્ધ અદૃશ્ય થયો.

પછી તે શિકારીએ પોતાની છાતીમાંથી કલ્પનાનું કોકડું કાઢયું અને તેમાંથી ઇચ્છાઓનો દોરો વણી કાઢયો, અને તેની જાલ આખા રાત મહેનત કરી વણી કાઢી.

સવારમાં તે સોનેરી જાલ તેણે પાથરી અને તેમાં અંધશ્રદ્ધાના કેટલાએક દાણા નાખ્યા-એ દાણા એને પરંપરાથી ચાલી આવેલા વારસામાં મળેલા

હતા અને તેને તે પોતાના છાતી પાસેના ગજવામાં રાખતો. ધોળા પરપોટા જેવા તે દેખાતા હતા અને ચગદાયાતો તેમાંથી પીળા રંગના ગોટા નીકળતા હતા.

પછી શું થાય છે તે જોતો તે બેઠો. પ્રથમ એક સફેદ દુધના જેવું ઉજળું પક્ષી જાલમાં સપડાયું. તેની આંખો સુંદર હતી અને તે "અવતાર, અવતાર" એમ ગાતું હતું. તે પછી આવ્યું તે કાળું હતું અને તેને મારકણી, કાળી આંખો હતી કે જે તમારો સામું જુવે ત્યારે તમારા અંતરમાં પેસી જતી હોય એવી દેખાતી હતી. એ પણ ગાતું હતું–"પુનર્જન્મ."

અને તે શિકારીએ તે બન્નેને પોતાના હાથમાં લીધાં અને બોલ્યોઃ ખચીત, એ સત્યનાં કુટુંબી હોવાં જોઇએ.

તે પછી લીલા અને સોનેરી રંગવાળું પક્ષી આવ્યું અને એ રસ્તે વેચતા ફેરીઆના જેવા ઘાંટા પાડી બોલતું "પાપ પુન્ય."

તે બોલ્યોઃ "આ એટલું બધું સુંદર નથી; તોપણ સારૂં છે" અને એમ કહી એને પણ લીધું.

અને તે પછી રંગબેરંગી, સુંદર ગીત ગાતાં ગાતાં બીજાઓપણ આવ્યાં અને છેવટે દાણા ખૂટી રહ્યા. પછી તે શિકારીએ બધાં પક્ષીઓને એકઠાં કર્યાં અને નવો પંથ નામે મજબૂત લોઢાનું એક પાંજરૂં બનાવ્યું અને બધાં પંખીઓને તેમાં મૂકયાં.

લોકો નાચતા કુદતા ખુશી થવા લાગ્યા. તેઓ કહેતાઃ "કેવો ચમત્કારિક શિકારી, શું સુંદર પંખીઓ! કેવું મધુર સંગીત!"

પંખીઓ કયાંથી આવ્યાં અથવા તો કેમ પકડાયાં તે સંબંધે કોઇ કાંઇ પૂછતું નહીં; ફક્ત તેઓ ખુશી થતા અને પોતાની ખુશાલી બતાવતા હતા.

તે શિકારી પણ ખુશી થયો. તે બોલ્યોઃ ખચીત આમાંજ સત્ય હોવું જોઇએ. થોડા વખતમાં એનાં પીછાં બદલાશે અને ત્યારે હું તેનું દુધ જેવું સફેદ રૂપ જોઇશ.

પણ દીવસો વહી ગયા અને લોકો નાચતા રહ્યા; પણ તે શિકારીનું મન વળી ઉચક થયું. પેહેલાની માફક તે એકલો બેસીને રડતો; તે ઉગ્ર જિજ્ઞાસા ફરીને તેના હૃદયમાં જાગી હતી. આવી રીતે રડતો તે બેઠો હતો તેવામાં એક દીવસ તેને ડહાપણ મળ્યો પોતે જે કર્યું હતું તે તેને કહ્યું.

અને એ સાંભળી દીલગીરી સાથે તેણે મુખ મલકાવ્યું. તે બોલ્યોઃ

"આવી રીતે ઘણા માણસોએ સત્યને પકડવા જાળ પાથરી છે; પણ હજી કોઇ પણ તેને પકડવા સમર્થ નથી થયો. અંધશ્રધ્ધાના દાણાથી સત્ય લલચાતું નથી. ઇચ્છાઓની જાળમાં તેના પગ કદી બંધાતા નથી; આ ખીણની હવામાં તે પેસતુંજ નથી; જે પંખીને તેં પકડયાં છે તે અસત્યનાં બચ્ચાં છે. તેઓ સુંદર છે, પણ અસત્યજ છે; સત્ય એમને ઓળખતુંજ નથી.

આર્ત્તસ્વરે તે શિકારી બોલી ઉઠયો:

અને ત્યારે શું મ્હારે આ નિરંતર અગ્નિથી બળ્યાજ કરવું?

તે વૃધ્ધ પુરૂષ બોલ્યો:—

"સાંભળ; તેં ઘણું ખમ્યું છે અને પુષ્કળ આંસુ પાડયાં છે, એટલે હું જેટલું જાણું છું તેટલું તને કહીશ.

સત્ય ખોળવા જે નીકળે છે તેણે આ વહેમની ખીણ મૂકી દેવી જોઇએ, અને અહીંયાંની કોઇ પણ વસ્તુનો એક તાંતણો સરખો પણ એની સાથે ન જોઇએ. [1]સંપૂર્ણ ઉપેક્ષાની ભૂમીમાં એકલું એણે ફરવું જોઈએ; અને ત્યાં રહેવું પડેછે; બધી લાલચ તજવી પડેછે; જ્યારે અજવાળું થાયછે ત્યારે ઉઠીને તેણે શુષ્ક તેજના પ્રદેશ તરફ ચાલવા માંડવું ત્યારે પછી કઠણ સત્તા ના પર્વતો તેની નજરે પડશે. અને એ પર્વત ચડીને જવાય ત્યારે તેની પેલીપાર સત્યનો મુલક આવેછે.

અને ત્યારે તો પછી એ સત્ય પકડાશે કે? તે શિકારીએ પૂછયું.

ડહાપણે પોતાનું ડોકું ધુણાવ્યું.

"તે તેને પકડીતો નહી શકે પણ કદાચ જોઇ પણ નહીં. શકે હજી વખત આવ્યો નથી."

તે શિકારી બોલી ઉઠયો:

"ત્યારે કંઈ આશા નથી?

"હા, આટલું છે. કેટલાક માણસો એ પર્વતપર ચડયા છે; ટેકરીપર ટેકરી તેમણે વટાવી છે. અને એમ બને છે કે ઉંચા પ્રદેશમાં ફરતાં સત્યની પાંખમાંથી ખરી પડેલું રૂપેરી સ્વચ્છ પીછું કેટલાએકના હાથમાં આવ્યું છે. અને એવોપણ વખત આવશે" તે વૃદ્ધ પુરૂષ આકાશ તરફ આંગળી ઉંચી કરીને ભવિષ્યમાં જાણે જોતો હોય તેમ ઉત્સાહિત થઇ બોલ્યો: "કે જ્યારે આવાં ઘણાં રૂપેરી પીછાં એકઠાં થશે અને તેમાંથી દોરીવણી તેની કોઇએક જાળ બનાવશે ત્યારે એ જાળમાં સત્ય સપડાશે સત્યથીજ સત્યને પકડવું શક્ય છે."

અપૂર્ણ.

[1] land of absolute negation

# પ્રમાણ વિચાર.

( લેખક શાસ્ત્રીજી જીવનરામ મહીધર. )

( ગયાં અંકના ૬૭ પાનાથી ચાલુ )

અભાવ પદાર્થનું પ્રત્યક્ષ જ્ઞાન થવામાં '૧વિશેષણ વિશેષ્યભાવ સન્નિકર્ષનો ઉપયોગ થાય છે. આ સ્થાનકમાં ઘટનો અભાવ છે એ જ્ઞાનમાં ચક્ષુ ઇન્દ્રિય સાથે ઘટાભાવનો સયોગ થાય છે.

---

( વિ. શા. રા. વિ પ્ર )

૧ કેટલાએક નૈયાયિકો આ સન્નિકર્ષના બે વિભાગ કરે છે. એક વિભાગથી ઈન્દ્રિયનાં સંયોગમાં આવેલા અભાવનું જ્ઞાન થાય છે જેનું ઉદાહરણ ઉપર મૂળ ગ્રંથમાં આપ્યું છે. બીજા વિભાગથી ઈન્દ્રિયની સાથે સમવાય સંબંધથી રહેલ પદાર્થનું જ્ઞાન થાય છે. જેમકે-શ્રોત્રેન્દ્રિય સાથે સમવાય સંબંધથી રહી શબ્દના એ સમવાયના અભાવનું જ્ઞાન આ બીજા પ્રકારના વિશેષણ વિશેષ્ય ભાવથી થાય છે.

આ વિશેષણ વિશેષ્ય ભાવ સન્નિકર્ષમાં ઘણાં વાદ છે.

( ૧ ) પ્રથનવાદ એવો છે કે આ સન્નિકર્ષનુ ગ્રહણ કરવાથી વેદાન્ત દર્શને પ્રતિપાદન કરેલ અનુપલબ્ધિ પ્રમાણની આવશ્યકતા રેહેતી નથી. અનુપલબ્ધિ પ્રમાણથી અભાવનું પ્રત્યક્ષ વેદાન્તિયો માનતા નથી તેમના મતથી એ પ્રત્યક્ષ છેજ નહિં પરંતુ શબ્દથી ઉત્પન્ન થતું એ જ્ઞાન છે.

( ૨ ) બીજો વાદ એવો છે કે આ વિશેષણ-વિશેષ્ય-ભાવ સન્નિકર્ષની આવશ્યકતાજ નથી અભાવ પદાર્થ સ્વતઃ પદાર્થજ નથી. તેને હુમેશ કોઇપણ ભાવ-પદાર્થની અપેક્ષા રહે છે તેથી તે અભાવનું જ્ઞાન કેહેવું તેજ સંભવતું નથી

( ૩ ) ત્રીજો વિચાર એવો છે કે આ સન્નિકર્ષ અન્ય સન્નિકર્ષોથી જુદો પડી છઠ્ઠા સન્નિકર્ષ તરિકે રહી શકે તેવો નથી **ન્યાયબોધિની**કારના કહેવા પ્રમાણે આ સન્નિકર્ષ આગળ કહેલા પાંચ સન્નિકર્ષના સંબંધથી પ્રયોગમાં આવે છે. જેમકે—દ્રવ્યના અભાવનું જ્ઞાન એકલા વિશેષણ-વિશેષ્યભાવથી નથી થતું પરંતુ દ્રવ્યનાં ભાવનું જ્ઞાન કરાવનાર સંયોગ સન્નિકર્ષ સાથે વિશેષણ-વિશેષ્ય ભાવથી થાય છે. તેમજ દ્રવ્યની સાથે સમવાય સંબંધથી રહેલ તેના ગુણના અભાવનું જ્ઞાન સંયુકત સમવાય સન્નિકર્ષની સાથે વિશેષણ-વિશેષ્યભાવ સન્નિક-

અલૌકિક[1] સંનિકર્ષ ત્રણ પ્રકારનો છે. ( ૧ ) સામાન્ય લક્ષણા ( ૨ ) જ્ઞાનલક્ષણા તથા ( ૩ ) યોગજધર્મ. વ્યાપ્તિના પ્રસંગમાં ધૂમત્વેકરિ સર્વ ધુમનું જ્ઞાન તથા ઘટત્વે કરી સર્વ ઘટનું જ્ઞાન [2]સામાન્ય લક્ષણાથી થાયછે. 'સુગંધી ચંદન' અહિં ચક્ષુઇન્દ્રિયથી ચંદનનું જ્ઞાન થયા પછી સુગંધનુંજ્ઞાન [3]જ્ઞાનલક્ષણાથી થાયછે. કારણકે સુગંધ ચક્ષુઇન્દ્રિયનો વિષય થઇ શકે નહિં કેમકે એ ઘ્રાણનો વિષય છે. તેમજ કાવ્યમાં રહેલ રસ, ધ્વનિ આદિનું જ્ઞાન

---

ર્ષથી થાય છે. એજ રીતે બીજા ત્રણ સન્નિકર્ષ સાથે પણ આ સંન્નિકર્ષનો સંબંધ છે. આ રીતે લૌકિક સન્નિકર્ષોની સમજણ છે.

૧ પ્રથમવાદ એ છે કે ઉપર જણાવેલા અલૌકિક સંન્નિકર્ષથી થયેલું જ્ઞાન પ્રત્યક્ષ કહેવાય કે કેમ ? ઇન્દ્રિય અને પદાર્થનાસન્નિકર્ષથી ઉત્પન્ન થતું જ્ઞાન પ્રત્યક્ષ જ્ઞાન કેહેવાય છે. આ સન્નિકર્ષ ઇન્દ્રિયનો સહકારી છે એમ કેટલાએક વિદ્વાનોનું મત છે. બીજાઓ કેહેછે કે એ સન્નિકર્ષ મનનાજ સહકારી છે. મનને ઇન્દ્રિયમાં ગણવાથી આ સન્નિકર્ષોથી થતું જ્ઞાન પ્રત્યક્ષ જ્ઞાન કેહેવાઇ શકાશે.

૨ એક પદાર્થનું જ્ઞાન થતાં તેજ પ્રકારનાં બીજા પદાર્થોનું જ્ઞાન સામાન્ય લક્ષણાથી થાયછે. ઘટનું જ્ઞાન થતાં ઘટમાં રહેલા સર્વ ગુણો વિગેરેનું જ્ઞાન થયા પછી ઘટત્વ શું છે એ મનમાં સ્ફુટ થાય છે. ઘટત્વનો નિશ્ચય થયા પછી કોઈ પણ ઘટત્વવાન પદાર્થ ઇન્દ્રિયના સંબંધમાં આવતાં આ ઘટજ છે એમ સમજાય છે. ઉપર જણાવેલાં ઘટત્વના જ્ઞાનપછી સર્વ ઘટનું જ્ઞાન થાયછે માટે એ સન્નિકર્ષનું નામ સામાન્ય લક્ષણા પડ્યું છે.

આ સન્નિકર્ષની Observation સાથે સામ્યતાછે પ્રોફેસર ફાઉલરે જે રીતે આ પ્રકાર સમજાવ્યો છે તેજ રીતે સામાન્ય લક્ષણામાં પણ કાર્ય થાયછે. ગ્રંથ કર્તાએ વ્યાપ્તિના પ્રસંગમાં 'ધૂમત્વે કરી ધૂમનું જ્ઞાન,' એ રીતે લખી પ્રોફેસર ફાઉલરનોજ પ્રકાર દર્શાવ્યોછે. ફાઉલર પણ ઑબ્ઝરવેશનથી વ્યાપ્તિ સિદ્ધ કરેછે. (Fowler's Inductive Logic Chp., I)

૩ જ્ઞાન લક્ષણા સન્નિકર્ષથી અમુક પદાર્થનું જ્ઞાન થતાં સ્વભાવિક રીતે તેમાં સમવાય અથવા સંયોગ સંબંધથી રહેલા અન્ય પદાર્થનું સહજ જ્ઞાન થાયછે. કાવ્ય વાંચતાં તેમાં રહેલા માધુર્યાદિક ગુણ અથવા કાંઈ સુગંધી પદાર્થ દૂરથી જોતાં સ્વભાવિક રીતે તે પદાર્થમાં રહેલા સુગંધનું જ્ઞાન ઘ્રાણેન્દ્રિયનાં સંબંધ વિનાજ થાય એ જ્ઞાન લક્ષણા સંન્નિકર્ષથી થાયછે. વિચાર કરતાં વાંચનારને સમજાશે કે જ્ઞાન લક્ષણાસન્નિકર્ષના ઘણાં ઉદાહરણમાં સામાન્ય લક્ષણાસન્નિકર્ષનો ઉપયોગ થાયછે. દૂરથી ચંદન દૃષ્ટિએ પડતાં તેમાં સુગંધનું જ્ઞાન

પણ જ્ઞાન લક્ષણાથી થાયછે [1]યોગજ ધર્મ સન્નિકર્ષથી યોગિયોને સર્વ પ્રત્યક્ષ થાયછે. યોગિયો યુક્ત અને યુંજાન એમ બે પ્રકારના હોવાથી યોગજ ધર્મ સન્નિકર્ષ બે પ્રકારનો છે યુક્ત યોગીને સર્વદા જ્ઞાન થાયછે અને યુંજાન યોગીને ધ્યાન કર્યા પછી જ્ઞાન થાયછે.

[2]ચક્ષુ, ત્વચા અને મન એ ઇન્દ્રિઓ દ્રવ્યને જણાવે છે. ઘ્રાણ, રસના અને શ્રોત્ર એ ઇન્દ્રિઓ ગુણને જણાવે છે. મહત્વ તથા પ્રગટ રૂપ-વાળુ દ્રવ્ય ચક્ષુ ઇન્દ્રિયથી જણાય છે તેમજ મહત્વ તથા પ્રગટરૂપ તથા સ્પર્શવાળુ દ્રવ્ય ત્વચાથી જણાય છે. તેથીજ પરમાણુ, વાયુ, પિશાચાદિ ચક્ષુ તથા ત્વચાથી જણાતા નથી પરમાણુમાં મહત્વ નથી, વાયુમાં રૂપ નથી, પ્રભા ( કાંતિ ) નું ત્વચાથી જ્ઞાન થતુ નથી. કારણ કે તેમા ઉદ્ભૂત સ્પર્શ

---

થવુ એ 'જ્યા જ્યા ચદન હોય ત્યા ત્યા સુગધ હોવો જોઇયે' એ વ્યાપ્તિ સામાન્ય લક્ષણાથી મનમા ઉતરેલી હોવાથીજ જ્ઞાન લક્ષણાનુ કાર્ય થાય છે

૧ યોગજ ધર્મ સન્નિકર્ષથી યોગિયોને સર્વ પ્રત્યક્ષ થાયછે. યોગ શાસ્ત્રને પ્રતિપાદન કરનારા વિદ્વાનોનુ એવુ મત છે કે યોગિયો પોતે કરેલા તપથી મેળવેલી અલૌકિક શક્તિના જોરે સામાન્ય લોકથી ન મેળવી શકાય તેવું જ્ઞાન મેળવી શકે છે યોગીયોના બે વિભાગ પાડવામા આવ્યાછે એક વિભાગ પરિપૂર્ણ સ્થિતિને પામેલા એટલે યુક્તયોગીઓનો છે આ યોગીઓને સર્વ પ્રકારનુ જ્ઞાન કોઇપણ સ્થળે કોઇપણ વખતે થઇ શકેછે બીજો વિભાગ યુંજાન યોગીઓનો છે જેઓ પૂર્ણ દશાને પામ્યા નથી આવા પુરૂષો ધ્યાન કર્યા પછી અમુક વિષયનુ જ્ઞાન મેળવી શકેછે

૨ આ વિચાર સમજતા આગળ પાને ૪૩ મે કહેલા લૌકિક પ્રત્યક્ષના ૬ ભેદ ધ્યાનમા લેતા આ સ્થાને પ્રત્યક્ષના ભિન્ન વિભાગો દર્શાવનાર વૃક્ષ આપવુ ઠીક પડ્યું



નથી. પ્રત્યક્ષ યોગ્ય દ્રવ્યમાં સમવાય સંબંધથી રહેલ દ્રવ્યત્વાદિ સામાન્ય કર્મ, સંખ્યા, પરિમાણ, પ્રથકત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, દ્રવત્વ, સ્નેહ, વેગ તથા તેમનો સમવાય અને તેમનો અભાવ, ચક્ષુ અને ત્વચાના પ્રત્યક્ષ જ્ઞાનને યોગ્ય છે. જીવાત્મા દ્રવ્ય મનના પ્રત્યક્ષને યોગ્ય છે. જીવાત્મામાં સમવાય સંબંધથી રહેલ આત્મત્વાદિ સામાન્ય, બુધ્ધિ, સુખ, દુઃખ, ઈચ્છા, દ્વેષ, પ્રયત્ન તે પ્રત્યેકનો સમવાય તથા અભાવ મનના પ્રત્યક્ષને યોગ્ય છે. કારણકે જે ઇન્દ્રિયથી જે વસ્તુનું જ્ઞાન થાય તે ઈન્દ્રિયથી તેના સામાન્ય સમવાય અને અભાવનું જ્ઞાનપણ થાય છે. પ્રત્યક્ષપુર્ણ.

---

લૌકિક જ્ઞાન ઉપરના વૃક્ષમાં જણાય છે તે પ્રમાણે પાંચ જ્ઞાનેન્દ્રિયોથી થાયછે. તેમજ કેવળ મનથી પણ એ જ્ઞાન થાયછે. અલૌકિક જ્ઞાનમાં સહાયભૂત ઇન્દ્રિયતો કેવળ મનજ છે. નૈયાયિકોના મતથી જ્ઞેય પદાર્થો સાત છે. દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ. દ્રવ્ય નવછે. ગુણ ચોવીશ છે, કર્મ પાંચ છે. વિશેષ અસંખ્ય છે, સામાન્યના બે પ્રકાર છે. સમવાય એક અને અભાવ બે પ્રકારનો છે. આ પદાર્થોમાં ચક્ષુ, ત્વચા અને મનથી દ્રવ્ય જણાય છે. ઘ્રાણથી દ્રવ્ય જણાય નહિ, એ ઇન્દ્રિય કેવળ ગન્ધનુંજ ગ્રહણ કરી શકછે. અને ગન્ધ એક ગુણ છે. જીવ્હાથી પણ દ્રવ્ય જણાતું નથી, એ ઇન્દ્રિય કેવળ રસનુંજ ગ્રહણ કરી શકેછે. અને રસ પણ એક ગુણ છે. કર્ણેન્દ્રિયથી દ્રવ્યનુ જ્ઞાન થતું નથી તે ઇન્દ્રિયથી શબ્દનુંજ જ્ઞાન થાયછે, અને તે પણ એક ગુણછે.

ઉપર કહ્યુંકે ત્વચા તથા ચક્ષુથી દ્રવ્યનું જ્ઞાન થાય છે. પણ તે જ્ઞાન જો પદાર્થમાં ઉદ્‌ભૂત (પ્રકટ) રૂપ તથા સ્પર્શ હોય તોજ થાય છે. પરમાણુનું રૂપ પ્રકટ નથી માટે તે ચક્ષુથી જણાતાં નથી તેજ એ પણ દ્રવ્ય છે. એનું જ્ઞાન ચક્ષુથી થાય. પરંતુ ત્વચાથી થતું નથી; કારણ કે, તેમાં પ્રકટ સ્પર્શ નથી.

જે જે ઇન્દ્રિયોથી જે જે દ્રવ્યોનું જ્ઞાન થાય છે તેજ ઇન્દ્રિયોથી તે તે દ્રવ્યોમાં રહેલ, સામાન્ય, કર્મ, સમવાય તથા અભાવનું પણ જ્ઞાન થાય છે.

આત્મા (જીવાત્મા) દ્રવ્ય મનથીજ પ્રત્યક્ષ થાય છે. આ દ્રવ્ય બીજાં ઇન્દ્રિયોના સન્નિકર્ષમાં આવી શકે નહિ. તેનું જ્ઞાન મનથી થતાં, તેમાં રહેલ સામાન્ય, તથા બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા વિગેરે તદ્‌ગત ગુણ, સમવાય તથા અભાવનું પ્રત્યક્ષ પણ મનથીજ થાય છે.

પ્રત્યક્ષપૂર્ણ.

---

[અપૂર્ણ.]

# श्री काशीमां नवी कॉलेज.



થીઓસોફિકલ સોસાઇટીમાં અતિ ઉત્સાહથી કાર્ય કરનાર બાઇ એની બીસન્ટના પ્રયાસથી કાશી નગર હિન્દુઓને માટે નવી કાલેજ સ્થાપવામાં આવી છે. કાશીના મહારાજાએ તે સંસ્થાપનાને મોટી નાણાંની મદદ આપી તેનામાં જીવન આણ્યું છે. પ્રાચીન વેદધર્મની ઉન્નતિને અર્થે જે કંઇ યોજનાઓ થાય તેમાં અમે આનંદ પામીએ છીએ. અર્વાચીન કાલધર્મ સંશોધન માટે પ્રાચીનના જેવોજ ઉત્સાહી થયો છે. ૩૦ થી ૪૦ વર્ષ ઉપરની તથા હાલની સ્થિતિમાં બહુ ભેદ પડયો છે. પાખંડનો ઉચ્છેદ કરવાનો પ્રયત્ન થયા પછી તેનો ઉચ્છેદ, તેની સામા થવાથી નથી થવાનો એ વિચાર સ્ફુરવા માંડયો. અને હવે સત્વ શોધવું અને પ્રસરાવવું એ વાત પ્રધાનપદને પામી. આમ થવાથી પાખંડનો પોતાની મેળે નાશ થશે. આવા વિચારથી મુંબઈમાં અમારી સભા ઉભી થઇ. તેમણે પ્રયાસ ચાલુજ રાખ્યો છે. "આર્ય સમાજ" નામ ગ્રહણ અમારા મતથી કાંઇક જુદા પડી સ્વામીજી દયાનંદે પ્રયાસ કરવા માંડયો. તેમનાથી પણ કાંઇક જુદા પડી અમેરિકામાં કર્નલ ઑલકૉટનો યત્ન શરૂ થયો. આ સર્વને લક્ષ્ય એકજ હોવાથી અન્તે આર્ય ધર્મને લાભજ થતો જાય છે. ૩૦ વર્ષ ઉપરની ધર્મની સ્થિતિનો ભેદ એ આ પ્રયત્નનું ફલ છે.

જેમ જુદા જુદાં મંડળોએ પાઠશાળાઓ સ્થાપી છે તેમજ બાળકોને ધર્મને માર્ગે ચડાવવા એની બીસેન્ટે પણ આ પ્રયત્ન કર્યો છે. કેવળ સંસ્કૃત ભાષાનું અથવા કેવળ ધર્મનુંજ શિક્ષણ આપવા માટે સ્થપાએલી શાળા કરતાં આ શાળા વધારે ઉપયોગી થશે એમ અમને ભાસે છે. વ્યવહાર સાધતાં જો પરમાર્થ થતો હોયતોજ પરમાર્થપર પ્રીતિ લોકની બંધાય છેઃ કારણ કે લોક યાત્રામાં વ્યવહાર સારો થયા વિના સુખ નથી દેખાતું. આર્ય વર્તના લોકો પરમાર્થ પાછળજ મંડયા રહેવાથી તેમનો વ્યવહાર બગડવા જેવો થાય છે. તથા ઘણીવાર નિષ્ફલ નિવડે છે. પાશ્ચિમાત્ય પદ્ધતિમાં આજ મોટો ભેદ છે. તેઓ વ્યવહારને પ્રથમ સાચવી પરમાર્થમાં લીન થવા પ્રયત્ન કરે છે. તેમાં તેઓ વિશેષ દીપે છે. આ ધોરણને અનુસરી આ કૉલેજમાં પણ વ્યવહારને

સાધીને પરમાર્થ યોજવાની તજવીજ કરી છે. તેથી અમને આશા રહેશે કે સંસ્થા સારી રીતે ચાલશે. એક વાતની સૂચના કરવાને અમે ચુકશું નહિ. બહુ વખત એમ બને છે કે આગળ જતાં પ્રધાન આશયને ભુલી જઇ લોક ગૌણ આશયને પ્રધાનપદ આપી દે છે. એટલે આજ આર્ય ધર્મના શિક્ષણનો પ્રધાન વિચાર ધ્યાનમાં રાખી સ્થપાએલી આ કૉલેજ આગળ જતાં એ વિચારને ગૌણપદ આપી યુનિવરસિટિની પરીક્ષાઓ ઉપરજ મુખ્ય ધ્યાન આપે એવો સમય ન આવવો જોઇએ. આટલા વિચાર જણાવી અમે એ કૉલેજની ઉન્નતિ ઇચ્છીએ છીએ.

---

## મહામારી તથા ભિન્નભિન્ન પ્રકારના તેના માઠાં પરિણામો.

ત્રણ ત્રણ વર્ષથી મુંબઇ નગરની અવદશા થવા માંડી છે તે જોઇ વજ્રમય હૃદયપણ પીગળે. ત્રણ વર્ષપર આ દુષ્ટ રોગ શરૂ થતાં રાજા તથા પ્રજા ગભરાઈ ગયાં અને કાંઇપણ વૈદ્યક ઉપાય ન સુજતાં લોકના વર્તન ઉપર એવા પ્રકારનો અંકુશ મુકાવા માંડયો કે જેથી દેશેદેશમાં જુલમની ફરીઆદ થવા માંડી તથા તેથી થવા પામતાં અનિષ્ટ પરીણામો દેખાયાં. શુભેચ્છાથીજ રાખવા માંડેલા આ અંકુશનું ધારેલું પરિણામ ન જોતાં રાજ્યાધિકારીઓએ તેને પણ પડતું મુકી હાલતો કેટલીક ઉપયોગી સૂચનાઓ કરી લોકોને સચેત રાખવાનુંજ યોગ્ય ધાર્યું છે અને જાણે પોતે પણ સમજવા માંડયાછે કે ઇશ્વરીકોપ આગળ મનુષ્ય પ્રયત્ન મિથ્યા છે.

વૈદ્યક ઉપાય તો કાંઇ જેવો જોઇએ તેવો હાથ આવ્યોજ નથી. કોઇ કોઇ વૈદ્યો તથા ડાક્તરો જુજ રોગીને સારૂં કરતાં પણ એમજ કહેછે કે તેમનો રોગી, રોગની આરંભાવસ્થામાંજ હતો તેથીજ દૈવેચ્છાથી સારો થયો. પ્રોફેસર હાફ્કીન નામના કલકત્તાના વૈદ્યે શોધેલી રસીનો તેણે પોતે પ્રયોગ કરી જોયો પરંતુ તે પણ જેવો ધારીએ તેવો સુપરિણામ લાવી શક્યા નહિ. વિદ્વાન,

ડાક્તર હાફકીન, પ્રતિપક્ષના ગમે તેવા વાદ છતાં પોતાનું કાર્ય કર્યા જાયછે. એમને તો વિશ્વાસ આવ્યોછે કે તેમની રસી જે મનુષ્ય નગરમાં પ્રવેશ કરતાં તે શરીરને આ રોગ થતો નથી. પરંતુ તેમના પ્રયોગોની એવી સુદઢતા નથી થઇ કે લોકોમાં તે વિષયે વિશ્વાસ બેસે.

વૈદ્યક ઉપાયો મુકી વિચાર કરીએ તો, લોકોના આવાસની સ્થિતિ ઉપર પણ રોગની ઉત્પત્તિનો આધાર રહે છે. દુર્ગંધી, મલીનતા તથા ભીનાશવાળા પદાર્થોમાં એ રોગનાં ચિન્હ વિશેષ જણાય છે બહુ ભાગે જણાયુ છે કે જે ઘરમાં અગ્નિ સદા પ્રજ્વલિત રહે છે ત્યા એ રોગ બહુ ફાવતો નથી. આ ઉપરથી એક ગ્રહસ્થે ડોલમા સદા બળતા રાખવાનો પણ પ્રયોગ અજમાવવા માંડયો છે દુર્ગંધીનો નાશ કરવા સુગંધમય ધૂપનો ઉપયોગ અત્યન્ત થાય છે. ભીનાશ ઉપર મ્યુનિસિપાલીટીનો પણ વસ ગયો છે મુંબઈમાં પાણીનો સુકાળ કરવા કરોડો રૂપૈઆ ખરચી ભીનાશ આણી એ જાણે આ વિચાર ખમાવે, કરોડો રૂપૈઆ ખરચી આ દુષ્ટ રોગને આમન્ત્રણ કર્યા જેવુ કેટલાકોને ભાસવા માંડયુ છે એક ઈન્જીનીઅર હીસાબ કરી બતાવે છે કે પ્રતિદિવસ મુંબઈમાં જેટલુ પાણી આવે છે તેના પ્રમાણમા ગટર માર્ગે બહાર જતુ નથી. આ પાણી ગટર માર્ગે ન જતાં જમીનમાં પચવુ જોઇએ, જેથી ભીનાશ થઈ આ રોગને પુષ્ટી મળે છે. આ વિચાર પણ લક્ષ્યમાં રાખવા જેવો છે. આ સર્વ વિચારને અંગે રાજ્યાધિકારીઓને એવો વિચાર સુઝયો કે આ નગરની બાંધણીજ અયોગ્ય છે, માટે લગભગ સો વર્ષના ક્રમથી તૈયાર થએલુ મુંબઈ બહુ ત્વરાથી સુધારવુ આમ થતાં તેની યોજના કરવામાં વિહ્વળ થએલા લોકમા વિશેષ ચિન્તા પેઠી છે. નગરના કેટલાક માર્ગોઉપર આવેલાં સેંકડો ઘરનો નાશ કર્યાવિના એ સુધારણા થાય તેમ નથી. સ્વભાવિક છે કે જે ઘરનો નાશ કરવાનો છે તેમાંનો મોટો ભાગ પૈસાથી ગરીબ મનુષ્યોનો હોય; અને તેવાં મનુષ્યો આ વાત સાભળી દુ:ખી થાય એમાં શુ પુછવુ.

આ રીતે મુંબઇ નગર હાલતો ચોપાસથી દુ:ખના વમળમા પડયુ છે. ચિન્તા ઉપર ચિન્તા નવી નવી નિસરતી આવેછે. ધંધો રોજગાર મંદ, અને આરોગ્યતા સંશયમાં એ ઉભય સાથે થતાં થતુ દુ:ખ અસહ્ય છે. સર્વ જન સર્વ શક્તિમાન પરમેશ્વરની પ્રાર્થના કરે છે કે આ દુ:ખનો ત્વરાથી અંત આવે.

---

# ગ્રન્થાવલોકન.

વેદાન્ત દર્શન[1] ઉપર પ્રોફેસર મેક્ષમુલ્લરનાં ભાષણો. આ ગ્રન્થ પ્રથમ ઇંગ્લંડમાં બહાર પડતાં, અમારા વાચવામાં આવતાંજ અમને ભાસ્યું હતું કે એનું ભાષાન્તર ગુર્જર ભાષામાં થાય તો વેદાન્ત પરત્વે લખાએલા સ્વભાષાના ગ્રન્થોમાં એ ગ્રન્થ શોભારૂપ થાય. અમારી એ ઇચ્છા આજે પૂર્ણ થતાં અમને આનંદ થાયછે. વેદાન્ત દર્શનમાં ગૂઢ રહસ્યનું ઉત્કૃષ્ટ દર્શન—જેવું સંસ્કૃત ભાષામાં લખાએલા ભાષ્યાદિ ગ્રન્થોમાંથી થાય તેવું કદાચ આથી ન થાય પરંતુ સરલ ભાષામાં, એ દર્શનનો આશય શું છે, સત્ અને અસત્ પદાર્થનું વિવેચન શી રીતે સમજાવાયછે, બ્રહ્મ અને જગતની વ્યાવહારિકી ભિન્નતા તથા પારમાર્થિકી એકતા કયે પ્રકારે સમજાવાયછે, એ વિચારો સ્ફુટ ભાષામાં અને ટુંકમાં દર્શાવ્યા છે. ભાષણ ત્રીજુ, આ દેશના આ ઉત્કૃષ્ટ દર્શન તથા પાશ્ચિમાત્ય દર્શનોનાં સિદ્ધાન્તોમાં એકતા તથા ભિન્નતા દર્શાવે છે. આ પ્રકરણ બહુજ ઉપયોગી છે ઇંગ્લીશ ગ્રન્થ એવી સરલ અને આનંદ પ્રદ ભાષામાં લખાયો છે કે કોઈ પણ વિદ્યાવિલાસીજનને એ ગ્રન્થ છોડવો ગમેજ નહિં.

ભાષાન્તર પરત્વે વિશેષ બોલવાની આવશ્યકતા નથી રા. શુક્લની ભાષા પણ સરલ અને મધુર છે. જો કે પ્રસાદિક તો ન કહેવાય. વાંચતાં એમ સમાજાય કે આ ભાષાન્તર છે. તથાપિ તેમનો લેખ સારો છે. આ વિષયમાં ઘણા લેખો લખાયા છે. પરંતુ ઘણા લેખકોમાં ગુજરાતી ભાષા પરત્વે જે અનાદર જોવામાં આવે છે તે આમાં નથી. એ તેમના અધ્યયનનું ફળ છે. તેમનો લેખન વીચાર આ વિષયમાં ચાલુ રહેશે તો જરૂર તેઓ આગળ જતાં ઉત્કૃષ્ટ ગ્રન્થો લખશે એમ અમારી ખાતરી થાય છે. આમ કહી આ ગ્રન્થ સારો નથી થયો એમ અમારૂં કહેવું નથી. હાલ જણાતાં લેખોમાં તે બહુ સારો છે. પરંતુ રા. શુક્લ જેવા વિદ્વાન ગ્રાજ્યુએટને હાથે લખાતા ગ્રન્થમાં આપણે જે શબ્દયોજનાનું ગાંભીર્ય તથા વસ્તુ સ્ફોટનની આશા રાખીએ તે સાંગોપાંગ ફલીભૂત થતા નથી. આ ગ્રન્થ સર્વ વાંચકોએ વાંચવા જેવો છે. સદા પાસે રાખવા જેવો છે. અમે ગુર્જર, વાંચક વૃન્દને ભલામણ કરીએ છીએ કે વિશેષ નહિ તો એક વખત તો આ ગ્રન્થ વાંચી જવો

---

1 ભાષાન્તર કરનાર રા૦ રા૦ હરજીવન ભગવાનજી શુક્લ બી, એ. એલ. એલ બી.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૭ મું.] ફાલ્ગુન, સંવત ૧૯૫૫ [અંક ૫ મો.

## ॥ यतो धर्मस्ततो जयः ॥

### मनने उपदेश.

( होरी )

( फागुनके दीन चार ए राग )

मन तुं शाने मुंझाय जोतुं ज्ञाने विचारी
इशने धारी—मन तुं शाने मुंझाय जो० १
दुस्तर माया कामी काया जगमां ए वखणाय
मिथ्यावादे सत्य थईने ज्यां त्यां एज जणाय
जेथी एने विदारी इशने धारी—मन तुं० २
जन्म आदि सौ एनां कारण दुःख सदा केहेवाय
सुविनाशी सुख भास थशे पण अविनाशी सुख जाय
जेथी एने विदारी इशने धारी—मन तुं० ३
संपत्तिं संतान सुखमां ज्यां त्यां ए वींटळाय
अंतसमे कांई नावे साथे त्यां तुं एक जणाय
जेथी एने विदारी इशने धारी—मन तुं ४
इष्ट स्मरण करवामां तुजने ए ठगनारी केहेवाय
मोटा मोटा साधु संतपण एथी खत्ता खाय
जेथी एने विदारी इशने धारी—मन तुं ५
शास्त्रपुराणनो सार ब्रह्मविण एनो न थाशे उपाय
ज्ञानदृष्टिनो सहाय लईने मायानो करतुं अपाय
सुण तु विनंतिं मारी इशने धारी—मन तुं ६

---

# एक शिकारी.



તે શિકારી ઉઠયો. તેણે કહ્યું. "હું જાઉં છું." ડહાપણે તેને રોક્યો. "આટલું યાદ રાખજે કે આ ખીણમાંથી જે કોઇ જાય છે તે ફરી કદી પાછું આવતું નથી. સીમાડાપર પછી ભલે તે સાત દીવસને સાત રાત લોહીનાં આંસુ પાડે પણ એક વખત જેણે બાહાર પગ મૂક્યો તે પાછો ફરી કદી આવવાનો નહીં. જે અહીંથી જાય છે તે તેના અંતરની પ્રેરણાથી જ જાય છે. કામ એ જ તેનો બદલો છે."

તેણે કહ્યું: "હું જાઉં છું. પણ મને કહો એ પર્વતોપર મ્હારે કયો રસ્તો લેવો."

તે બોલ્યો: "હું યુગોનાં એકઠાં કરેલાં જ્ઞાનનું ફરજંદ છું. જે રસ્તે ઘણા માણસો ગયા છે તેજ રસ્તે હું જઇ શકું છું. આ પર્વતોપર બહુ થોડા લોકો ગયા છે. ત્યાં દરેક માણસ પોતાનો રસ્તો પોતે જ કરે છે. જે જાય છે તે પોતાને જોખમે જ જાયછે. મ્હારો અવાજ ફરી કદી સાંભળતો નથી. હું એની પાછળ જઈ શકું પણ એની આગળ તો કદી નહીં."

આમ કહી ડહાપણ અદૃશ્ય થયો.

શિકારી ઘેર આવ્યો. પોતાના પાંજરા પાસે ગયો; પોતાના હાથે પાંજરાના સળીયા ભાંગી નાંખ્યા; ભાંગતાં ભાંગતા સળીયા તેના હાથને લાગ્યા અને હાથમાંથી લોહી વહેવા લાગ્યું. કેટલીક વખત તોડવા કરતાં બનાવવામાં ઓછી મહેનત પડે છે.

તેણે એક પછી એક પંખીઓને ઉડાડી મૂક્યાં; પણ જ્યારે તેના કાળી આંખવાળા પંખીનો વારો આવ્યો ત્યારે તેને પોતાના હાથમાં લીધું અને એની આંખમાં જોયું; ને પક્ષી પોતાનું ગીત ગાયા કરતું હતું: "અનંત જીવન, પુનર્જન્મ."

અને તે બોલ્યો: "આને તો હું નહીં જવા દઉં; તેમાં બહુ ભાર નથી એને કાંઈ ખોરાક જોતો નથી એને હું મ્હારી છાતીમાં સંતાડી રાખીશ મ્હારી પાસે જ રાખીશ."

એમ કહી એને પોતાની છાતીમાં મુકયું અને તેના પર પોતાનું અંગરખુ ઢાંકયું.

પણ ધીમે ધીમે તે વધારે ને વધારે ભારે થતું ગયું; અને આખરે તેની છાતીપર સીસાંના જેટલું ભારે લાગવા માંડયું. તેનાથી એક ડગલું પણ આગલ ભરાયું નહીં. એને સાથે રાખીને એ ખીણો તે વટાવી શકયો નહીં. તેણે તેને બહાર કાઢયું અને તેની સામે જોયું.

"અરે મ્હારા હૃદયના વહાલા, તને પણ મ્હારે મુકવું પડશે ?"

તેણે દિલગીરી સાથે તેના હાથ પહોળા કર્યાં. તે બોલ્યો: "જા, કદાચ સત્યના ગાયનમાં એકાદ લહેક ત્હારા જેવી પણ હશે. પણ હું કદી તે સાંભળવાનો નથી."

તેણે તેને પોતાના હાથમાંથી જતું કર્યું અને હમેશ ને માટે તે તેની પાસેથી ઉડી ગયું.

પછી કલ્પનાના કોકડામાંથી ઇચ્છાઓનો દોરો બહાર કાઢયો અને તેને જમીનપર ફેંકી દીધો; અને કોકડું પાછું પોતાની છાતીમાં મૂકયું, કારણ કે તે દોરો એ ખીણોમાંજ બનેલો હતો પણ કોકડું તો કોઈ અજાણ્યા દેશમાથી આવ્યું હતું. હવે તે જવા નીકળ્યો પણ લોકો પાછળ બૂમો પાડતા ને ગાળો દેતા આવ્યા.

"મૂર્ખ, બેવકુફ, ગાંડા ! ત્હારા પાંજરાને ભાંગવાની અને તેમાંના પંખીઓને ઉડાડી મૂકવાની તેં હિમ્મત કેમ કરી ?

તે શિકારીએ ઉત્તર આપ્યો પણ તેના બોલવાને તેઓએ ગણકાર્યું નહીં.

"સત્ય ! એ વળી કોણ થાયછે. એ કાંઈ ખાવાની ચીજ છે કે પીવાની છે ? તેને વળી કોણે જોઇ છે ? ત્હારા પંખીઓજ સાચા હતાં. બધા તેનું ગાયન સાંભળતા હતા. અરે મૂર્ખ ! તું નાસ્તિક છે; અમને પણ અભડાવોશ !"

કેટલાક બોલી ઉઠયા: "એને પથરે પથરે મારો કે પાંશરો થાય."

બીજો બોલ્યો "એ મૂર્ખ છે. જવા દો ; એનાં કામ એ ભોગવશે." એમ કહી તેઓ ચાલ્યા ગયા પણ બાકીનાએ એને પથરા માર્યા ને એના તરફ ધૂળનાં ઢેફાં ફેંકયાં. આખરે જયારે એને ઘણું વાગ્યું અને લોહી નીકળ્યું ત્યારે તે શિકારી જંગલ તરફ ન્હાસી ગયો. અને એ વખતે સાંજ પડી હતી.

તે આમ તેમ ભટકયા કર્યો અને અંધારૂં વધારે ને વધારે ઘાઢું થતું ગયું. તે વખતે નિરંતર રાત્રીના પ્રદેશના સીમાડાપર પહોંચ્યો હતો. તે અંદર દાખલ થયો અને ત્યાં કોઇ પણ જાતનો પ્રકાશ તેણે જોયો નહીં. કોઇ ડાળીને તે આધાર માટે પકડતો તો તે કટ કરતી ભાંગી જતી. પગલે પગલે તેનો પગ ઉંડો ને ઉંડો ખૂચતો હતો અને ઝીણી ધૂળના ગોટા નીકળતા હતા; અંધારૂં ખૂબ જામ્યું હતું. તે એક શિલાપર બેઠો અને પોતાના હાથમાં મોઢું સંતાડીને તે સંપુર્ણ ઉપેક્ષાની ભૂમીમાં પ્રકાશની વાટ જોતો બેઠો.

અને તેના હૃદયમાં પણ રાત્રી હતી. તે વખતે તેની જમણી તથા ડાબી બાજુપરના ભેજમાંથી ઠંડી ધુમ્મસ નીકળીને તે તેને વીટાળી લેવા લાગી. અંધારામાં ઝીણો વરસાદ આવતો હતો અને તેના કપડામાં તથા વાળમાં પાણીનાં મોટાં ટીપાં જમા થતાં હતાં. તેના હૃદયના ધબકારા ધીમા થતા ગયા; અને તેના અંગમાં જડતા વ્યાપી ગઇ. તેટલામાં ઉંચું જોતાં તેણે બે ભૂતાવળ જેવા પ્રકાશનાં બિંદુઓને નાચતાં આવતાં જોયાં; તેણે તેમની તરફ જોયું; તેઓ વધારે ને વધારે પાસે આવ્યાં. તેઓમાં તેજ તેમજ ઉષ્ણતા પણ હતી અને અગ્નિના તારાની માફક તેઓ નાચતાં હતાં. આખરે તેની સામે આવીને તે ઉભાં રહ્યાં. એકની પ્રકાશ ફેલાવતી જયોતિમાંથી સુંદર, હસતું અને સોનેરી વાળવાળી સ્ત્રીનું મુખ દેખાતું હતું. બીજાની મધ્યમાંથી દારૂથી ભરેલા પ્યાલા પરના પરપાટોના જેવું હાસ્ય જણાતું હતું. તેઓ તેની આગળ નાચતાં હતાં. શિકારીએ પૂછ્યું: "તમે કોણ છો? આ અંધારામાં અને મ્હારી એકાંત દશામાં તમને કેમ મ્હારી દયા આવેછે?"

તેઓ બોલી: "અમે **વિષય વાસના** નામની બે જોડલી બહેનો છઇએ, અમારા બાપનું નામ **મનુષ્ય સ્વભાવ**; અમારી માનું નામ લોલુપતા. અમે મનુષ્ય જાતીના જેટલીજ ઉમ્મરની છઇએ: પણ અમને મરણ આવતુંજ નથી."

એક બોલી: "મ્હારી છાતી સાથે ત્હારી છાતી એક કરી દે; આવ જો ત્હારી છાતી ઠરી ગઇ છે એ પાછી ધબકવા લાગશે; આવ, આમ આવ."

બીજી બોલી: "મ્હારી પાસેથી હું તને જોઈએ એટલી ગરમી આપીશ, ત્હારૂં મગજ બહેર મારી ગયું છે. ત્હારાં અંગ જડ થઈ ગયાં છે. પણ એ બધાં પાછાં ચેતન પામશે."

તેઓ બોલી, "ચાલ ચાલ, અમારી પાછળ આવ; ત્હારા કરતાં ઘણાં સારાં માણસો આ અંધારાંમાં દુઃખી થતાં હતાં તો તેઓએ અમારી પાસેથી સુખ મેળવ્યું છે; અને અમને છોડી તેઓ કદી પાછા ગયા નથી. સતા માત્ર અમારામાંજ છે; બીજું બધું માયા છે, તેમાં ભૂલાવો ના ખાતો. સત્ય એ એક કલ્પના માત્ર છેઃ વહેમનો ખીણો એ પણ ખોટી છે. દુનિયાં એ ધુળની બનેલી છે; પણ અમે-તું ખાત્રી કરી જો-અમે જીવીએ છીએ. અમારે માટે કોઇ પણ શક લેવો વાજબી નથી. ત્હારો હાથ લગાડી જો. અમારા માં ગરમી કેટલી છે તે જો ને ચાલ અમારી સાથે."

તેના માથાની છેક અડોઅડ તેઓ ફરવા લાગી; અને તેના માથા-માંથી પાણીનાં ટીપાં ઓગળીને ટપકવા લાગ્યાં. તે ચળકતો પ્રકાશ તેની આંખમાં ગયો ને ને અંજાઈ ગયો; તેનું ઠરી ગયેલું લોહી પાછું ફરવા લાગ્યું. અને તેણે કહ્યું:—

"હા; આ ભયંકર અંધકારમાં મ્હારે શું કરવા મ્હોત હાથેજ માગી લેવું? તેઓ કેવાં ગરમ છે? મ્હારૂ ઠરી ગયેલું લોહી કેવું પીગળે છે!" તેમને પકડવા તેણે પોતાના હાથ લાંબા કર્યા.

ને વખતે એક પળમાં તેનું મન જેના પર દૃઢ લાગી ગયું હતું તેની છબી તેના આગળ ખડી થઈ અને તેના હાથ હેઠા પડયા.

તેઓ બોલી ઉઠી· "આવ, અમારી પાસે" પણ તેણે પોતાનું માથું પો-તાના હાથમાં સંતાડયું. "તમે મને આંજી નાંખોછો; તમે મ્હારા દિલમાં ગરમી ઉત્પન્ન કરો છો. પણ મ્હારો જેના પર પ્રેમ છે તે તમે આપી નહીં શકો. હું અહીંઆ જ રાહ જોઈશ. રાહ જોતો મરીશ. તમે તમારે જાવ."

તેણે કાન આડો પોતાની હથેલી મુકી અને વધારે કાંઇ સાંભળવાની આનાકાની કરી; થોડીવાર પછી તેણે પોતાનું માથું ઉંચું કરી જોયુંતો તેઓ દૂરથી ચમકતા તારા જેવી દેખાતી હતી ને થોડીવારમાં તદ્દન દેખાતી બંધ થઇ.

વહેમની ખીણ મુકી જેઓ જાય છે તેઓને આ અંધારા પ્રદેશમાં થઇને જવું પડે છે પણ કેટલાએક તેમાંથી જલદી પસાર થાય છે, કેટલાકને થોડા માસ લાગેછે. કેટલાકને વર્ષો લાગે છે ને કેટલાકનો તો અંત પણ ત્યાં જ આવે છે.

આખરે દૃષ્ટિ મર્યાદા પર તે શિકારીએ પ્રકાશ જોયો અને તેણે ઉઠીને તે તરફ ચાલવા માંડયું; આખરે તે પ્રકાશ પાસે તે પહોંચ્યો અને ખુલ્લા સૂર્યનાં તેને દર્શન થયાં; તે વખતે તેની આગલ શુભ્ર જ્યોતિ–ના પર્વતો ખડા થયા. સૂર્યનો પ્રકાશ તેમના પર પડતો હતો અને તેમનાં શિખરો વાદળાંથી ઢંકાઈ ગયાં હતાં. તળેટીમાં ઘણા માર્ગો દેખાતા હતા; તે શિકારીનું મુખ આનંદથી પ્રફુલ્લિત થઇ ગયું. તેણે એક સીધો માર્ગ પકડયો ને તેનાપર ચડવા માંડયું. ખડકોમાંથી અને ટેકરામાંથી તેના આનંદિત ગીતના પડધા આવવા લાગ્યા. બધાઓએ તેને ફોકટનો બિવરાવી માર્યો હતો. ખરૂં જોતાં પર્વત કાંઇ ઉંચો ન હોતો; તેમ રસ્તો પણ એટલો બધો કઠણ ન હતો. થોડા દહાડા, થોડાં અઠવાડીયાં, બહુનો થોડા માસમાં તો તે ખચીત ટોચોપર પહોંચવાનો જ; કાંઇ એકજ પીછું મેળવવાનો ન હતો. એ તો બીજાં માણસોએ એકઠાં કરેલાં બધાં પીછાં લઇને તેની જાલ વણી તેમાં સત્ય ને પકડવાનો હતો––પોતાના હાથમાં ઝાલી રાખવાનો હતો.

તે ખુશીથી હસવા લાગ્યો અને મોટેથી ગાવા માંડયો. ફતેહ પાસે આવી જણાઇ. પણ થોડીવાર પછી રસ્તો જરા વધારે કઠણ લાગવા માંડયો. ચડવામાંજ તેને દમ લાગ્યો અને ગીત બંધ પડયું.

અપૂર્ણ.

---

## बिल्वमंगल.

( સાંધણ ગયા અંકને પાને ૮૪ થી )

તમારી અભિલાષા સંપૂર્ણ થવાનો પ્રસંગ આવ્યો. અરે પણ તમે નીચું કેમ જોઇ ગયા?

चली यों सिंगार करी थारमें प्रसाद लैके
ऊंचि चित्र सारि ज्यहां बैठे अनुरागी है
झनक मनक जाई जोरि कर ठाढी रही
गहि मति देखी, देखी नून वृत्ति भागी हें
कहि जुग सूई ल्यावो लाई दई लेई हाथ
फोरी डारी आंखे अहो बडी ए अभागी हें
गई पति पास स्वास भरत न वोलि आवे
वोलि दुःख पाय, आए, पापफ्रे रागी हें ॥१॥

એકાંતનો પ્રસંગ છે. બિલ્વમંગલ ! અનુરાગવાળા તમે નાયક છો. સુંદર યુવતિ સોળે શૃંગારો કરી થાળમાં પ્રસાદ લઇ આપને સુવર્ણ જેવા હસ્તે–મગફલી જેવી અંગુલિયોએ–ગ્રાસ ભરાવવા આવેલી છે તે નાયિકા છે. સુંદર પ્રસાદ, સુંદર પકવાન્ન અને સુંદર શણગારાદિ ઉદ્દીપનો છે. હવે તો જુઓ. આ સુવર્ણ મૂર્તિ કરજોડી આપની સામી ઉભી છે. હવે તો રસરાજ શૃંગારનાં સર્વ અંગો સંપૂર્ણ થયાં છે. અને શુદ્ધ શૃંગાર જામશે શું ? અરે પણ આ શું ! કવિને શૃંગારરસ વર્ણવવાનો પ્રસંગ નહિ આપો ? શું તમે એમ કહેવા માગોછો કે ( अनौचित्य प्रवृत्तत्वे आभासो रसभावयोः ) આ સ્થલે નાયક ગુરૂ અને નાયિકા શિષ્યા–ધર્મપુત્રી–હોવાથી તથા નાયિકાનો ભક્તિભાવ અને નાયકનો વિષયભાવ હોવાથી રસાભાસ અને ભાવાભાસ થશે, રસમાં કલુષિતતા થશે, માટે મ્હારે શૃંગારરસની જરૂર નથી. ભલે. જેવી આપની ઇચ્છા. મ્હારે પણ આપની ઇચ્છા એજ ઇચ્છા છે. બિલ્વમંગલજી ! જો તમે વિષયવાસનામાં ડૂબ્યા હોતતો તમારૂં જીવન જે આજે આ કલમથી લખાય છે તે ન લખાત. તરૂણીને દેખી તમે શુદ્ધ મતિગ્રહણ કરી. તરૂણી દેખી તમારી નૂનવૃત્તિ–મલિનવૃત્તિ–વિષયવાસનાની વૃત્તિ ભાગી ગઇ. શુદ્ધ ભાવનું હૃદયપર સામ્રાજ્ય થયું. અરે પણ તમે જુગ સોયો–બે સોયો–શા માટે મંગાવી ! જુઓ આ તરૂણી છમકાર કરતા ચરણે જઇ લઇ આવી અને તમારા હાથમાં મૂકી. અરે દૈવ ! હા પ્રભુ ! આ શો ગજબ ! બિલ્વમંગલ ! બિલ્વમંગલ ! અરે ! અરે આ શું કરો છો ? તમે આંખમાં ખોસવા ઇચ્છો છો ? હા. ! આંખકને સોયો વાળા બંને હાથ લઇ ગયા ! અને શું બંને આંખોમાં એક સાથે ખોસી ઘાલી ? અરેરે ! સાધુજનની આંખો ફૂટી ગઇ. લોહીની ધારાઓ વહી અને સુંદર મેડી રક્તસ્રાવથી રંગઈ ! અરે સુંદરી ? તેં સોયો શા માટે આણી આપી ? તને શું એવો વિચાર થયો કે સાહેબ લોકની માફક બિલ્વમંગલ સોય કાંટે જમતા હશે. માટે જમતી પહેલાં બિલ્વમંગલે સોયો માગી હશે ? ના ના. ગરીબ ધાર્મિક સુંદરી તને તો કાંઇ વાતની ખબર નથી. બિલ્વમંગલના હૃદયનો ભાવ બિલ્વમંગલજ જાણે છે. આંખે જે ભૂલ કરી હતી તેનો યથા-યોગ્ય બદલો બિલ્વમંગલે આંખોને આપ્યો છે. હવે બિલ્વમંગલજીને સત્ય સમજાયું છે કેઃ—

पतत्तो ह्यपि सर्वस्य पुरुपस्य विपश्चितः
इंद्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः

गीता. अ. २. ६०.

ઇંદ્રિયગ્રામને વશ રાખવાનું ઈચ્છતા અને તે માટે યત્ન કરતા પુરૂષની પણ ઇંદ્રિયો ક્વચિત્ એવી નિરંકુશ બની જાય છે કે તે મનને મોટા ખાડામાં નાંખી દે છે કે એટલા માટે ઈંદ્રિયને છૂટ આપવીજ અનર્થકારી છે. અને એટલા માટે હવે બિલ્વમંગલજીએ દૃઢ નિશ્ચય કર્યો છે કે:—

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः
वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता.

અ. ૨. ૬૧.

તે સર્વે ઇંદ્રિયોને વશ કરી કેવળ ઇશ્વર પરાયણજ થાવું. ખરે એજ મત શાસ્ત્રમાન્ય છે.

न जातु कामः कामानामुपभोगेन शाम्यति

કોઈ દિવસપણ વાસના તૃપ્તિ, વિષયના ઉપભોગથી થતી નથી. વાસના તૃપ્તિતો ઇંદ્રિયગ્રામને વશ કરવાથી અને મનને સ્વાધીનતામાં લેવાથીજ થાય છે. પણ બિલ્વમંગલજી ! તમારા આવા તાત્વિક વિચારો બિચારી મુગ્ધા સુંદરી કેમ સમજી શકે! એતો તમે સોયો ઘોચી એ જોયું કે પડતી ખડતી અને શ્વાસે ધમણ ધમતી તેના પતિ પાસે ગઇ. બિચારી સ્ત્રી દુઃખદ ખબર બોલી પણ ન શકી. પરાણે પરાણે કેટલીક વારે બોલી. ગૃહસ્થ ગભરાયો અને ઘેરદોડી આવી રાગીને પગે પડી રડતો રડતો બોલ્યો.

कियो अपराध हम साधु क्यों दुखायो अहो
वडे तुम साधु हम नाम साधु धरयो है ।
रहो अजु सेवा करो करि तुम सेवा ऐसी
जैसी नहि काहूमाझ मेरो मन हरयो हे ॥
चले सुखपाई दृगभूतसें छुटाई दिये
हियेहिकी आंखिनसों अबै काम परयो हे ।
बैठे वनमध्यजाई भूखे जानि आप आई
भोजन कराइ चलो छायादिन ढरयो हे ॥८॥

'અરે હું કેવો દુર્ભાગી કે સાધુને જમવા આમંત્રી આંખો ફોડી દુઃખી કર્યો.' તેનો ઉત્તર બિલ્વમંગલજીએ યોગ્ય શબ્દોમાંજ આપ્યો કે "ભાઇ! હુંતો નામનો સાધુ છું ખરા સાધુજ તમોછો. તમે મ્હારી એવી સેવા કરીછે કે કોઈએ પણ મારી સેવા આવી રીતે કરી મારૂં મન હર્યું '—પ્રસન્ન કર્યું—નહો

તું-હજુ ત્હમે એ પ્રમાણે સર્વ સાધુ પુરુષોની સેવા કર્યા કરજો. આજે હું ત્હમારે ઘેરથી સુખ પામીને જાઉંછું. મને દૃગરૂપી ભૂત વળગ્યું હતું-આંખો રૂપી પિશાચ વળગ્યાં હતાં તે તમે છોડાવી દીધાં છે ! હવે મ્હારે હૃદયચક્ષુનું કામ પડયુંછે." એમ વદી વનમાં જઇ બેઠા. ભક્તિમાં તલ્લીન થયા. હરિભક્તને ભૂખ્યા જાણી સાક્ષાત્ શ્રીહરિએ આવી ભોજન કરાવી વૃંદાવનમાં લઈ ચાલ્યા.

चलेले गहाई कर छाया घनतरुतर
चाहत छुटायो हाथ छोडे कैसे नीको हे ।
ज्यों ज्यों बलकरें त्यों त्यों तजत न ए उअरे
लियोई छुटाई गाढो गाढो रूप हीको हे ॥
ऐसेही करत वृंदावन घन आई लियो
पियो चाहे रस सब जग लागे फीको हे ।
भई उतकंठा भारी आये श्री बिहारीलाल
मुरली बजाई केसु कियो भायो जीको हे ॥९॥
खुलि गए नैन जू कमल रवि उदै भए
देखि रूपरासि बाढि कोटि गुनि प्यास हे
मुरली मधुर सुर राख्यो मदभरी मानो
हरी आई काननमें आननमें भास हे ॥
मानीके प्रताप चिंतामनि मनमांझ भई
चिंतामनि जेती आदि बोले रस रास हे ।
करुनामृत ग्रंथ हृदे ग्रंथिकों विडारि डारें
बांधे रसग्रंथ पंथ जुगल प्रकाश हे ॥ १० ॥

કરગ્રહી વૃંદાવનમાં લઇ ગયા. બિલ્વમંગલ સમજ્યા આ દીનદયાળ નો કર છે તેથી છોડયો નહિ. અને અંતરમાં પ્રભુના ચતુર્ભુજ સ્વરૂપનું ધ્યાન ધરી સંસાર ઉપર કેવળ વિતરાગીતા ધરી. ઇશ્વર ભજનમાં તલ્લીન થતાં શ્રી વિહારીલાલે દર્શન દીધાં. સૂર્યનો ઉદય થતાં કમલ પ્રફુલ્લ થાય તેમ ભકત-મણિ બિલ્વમંગલનાં નયનો ખુલી ગયાં, અને શ્રી પ્રભુના રૂપનો રાશી જોતાં દર્શનની અનંતગણી તૃષા વધી. પ્રભુએ પોતાનો મુરલીનો મધુર સુર-અનહદનાદ-સંભળાવ્યો. આ બધો પ્રતાપ ચિંતામણિનો આપણા કવિમણિએ માન્યો.

કવિમણિનું હૃદયચક્ષુ ઉઘડતાં ક્ષ્નામૃતરૂપ ગ્રંથ કે જે હૃદયની ગ્રંથીનું છેદન કરે એવો બનાવ્યો. મહાત્મા બિલ્વમંગલજી ત્હમારા જીવનવૃત્તમાંથી અમને ઘણું સમજવાનું મળે છે તમે છેલ્લે પ્રભુપરાયણ થયા. અને તેથી ભગવાન્ શ્રીકૃષ્ણ કહેછે તેમઃ—

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे॥६५॥
सर्वं धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज
अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥६६॥

गीता अ. १८.

જે શ્રીહરિમાં મનવાળો હોય જે તેમનીજ ભક્તિ, તેમનું યજન ને તેમનેજ નમસ્કાર કરે તે તેમનેજ પામે એ સર્વકાળ સત્ય છે. સર્વ ધર્મના વાદવિવાદો ત્યજી જે કેવળ પ્રભુપરાયણ બને તેમનુંજ અનન્ય શરણ ગ્રહે તે સર્વ પાપથી મુકત થાય એમાં શું સંદેહ ? મહા પુરૂષોનાં જીવનવૃત્તોમાંથી આટલું સત્ય ગ્રહણ થાયતો પછી બાકી સમજવાનું થોડુંજ રહેછે. इति शं.

સંપૂર્ણ.

ज. का. पाठक.

---

# महात्मा चाणक्य.

(શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.)

## પ્રકરણ ૨જું.

### મનોરથસિદ્ધિ.

( સાંધણ ગયા અંકને પાને ૫૬ થી )

વિકટાર ઘરમાં એકલો બેઠો બેઠો નિત્ય વિચાર કર્યા કરતો કે, રાજાને છેવટ મારાઉપર જો કે કિંચિત્ દયા કરી છે, પરંતુ આવા અવ્યવસ્થિત મનના યથેચ્છાચારી રાજાની સેવા કરવી તે સર્પવાળા ઘરમાં રહેવા જેવું અત્યંત ભયંકર કામ છે, એમાં જરાપણ સંદેહ નથી. તેમાં વળી એક લંપટ રાક્ષસમંત્રીને અધીનમાં રહી જીવવું, એતો મને અત્યંત અપમાન કરનારૂં છે. હું કેદખાનામાં હતો, ત્યારે મેં નંદકુળનો વિનાશ કરવાની પ્રતિજ્ઞા લીધી

છે. પરંતુ જ્યારથી હું કેદમુક્ત થયો છું, ત્યારથી મેં તેને માટે એક પણ ઉપાય કે પ્રયત્ન તો કર્યોજ નથી. આમ મંદ બેસી રહેવું એ ઠીક નહીં. બનતાં સુધી પ્રયત્નપૂર્વક પ્રતિજ્ઞા પૂર્ણ કરવી. એમ વિચાર કરીને તે પ્રતિદિવસ પોતાનું કાર્ય સિધ્ધ કરવા માટે અનેક ઉપાયો શોધવામાં દિવસ કહાડવા લાગ્યો.

વિકટાર પ્રિય પરિજનના વિયોગથી અત્યંત વ્યાકુળ થઇ ગયો હતો તેથી કોઇ કોઇ વાર જ્યારે તેને પોતાનો પૂર્વ વૈભવ સાંભરતો, ત્યારે તે નિર્જન ઘરમાં એકલો બેઠો બેઠો રડતો; અને જ્યારે બહુજ ખિન્ન થતો, ત્યારે મનને ખુશી રાખવા માટે ઘોડે ચહડી એકલો શહેર બહાર ફરવા જતો હતો. એક દિવસ નિત્યનિયમ પ્રમાણે નગર બહાર ફરવા ગયો હતો, ત્યાં તેણે એક શ્યામ વર્ણના અને કાળા દાંતવાળા બેડોળ બ્રાહ્મણને જમીનમાંથી દર્ભ ઉખેડતો અને તેના મૂળમાં મધનાં ટીપાં રેડતો જોયો. જોતાં વેતજ આશ્ચર્ય પામી તે તેની પાસે ગયો અને પૂછ્યું કે, મહારાજા? તમે એકલા આવા નિષ્ફળ કર્મમાં શા માટે વખત ગુમાવો છો? બ્રાહ્મણે તુરત વિકટારની સામે જોઇને ઉત્તર આપ્યો કે મહારાજ? મેં પ્રતિજ્ઞા કરી છે કે, આ જગ્યામાં જેટલો દર્ભ ઉગેલો છે, તેટલો જડમાંથી ઉખેડી નાંખવો. ફરી વિકટારે પૂછ્યું. મહારાજ! આપનું નામ શું છે? અને આ પ્રમાણે કરવાનું પ્રયોજન શું? ચાણાક્યે કહ્યું કે, મારૂં નામ વિષ્ણુગુપ્ત છે, પરંતુ ચણક કુળમાં જન્મેલો હોવાથી મને સર્વ ચાણક્યને નામે ઓળખે છે. હું વિતસ્તા નદીના તીર ઉપર આવેલી તક્ષશિલા નગરીમાં રહું છું. વેદ—વેદાંગ સર્વ શાસ્ત્ર સંપન્ન થઈને જે હમણાં ગૃહસ્થાશ્રમમાં આવ્યો છું, તેથી દેશ દેશાંતરના રજવાડાઓમાં જઇ વિદ્યાવિનોદથી ધનાર્જન કરવા નિકળ્યો છું. આજે અંહી આવતાં દર્ભની શલાકા મારા પગમાં વાગી, તેથી મેં તેનો સમૂળો નાશ કરવા માટે વિચાર કર્યો છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, "રોગ અને શત્રુ નહાનાં હોય ત્યારથી તેનો નાશ કરવો યોગ્ય છે વિકટાર ચાણાક્યનું આવું રાજનીતિવાળું ભાષણ સાંભળીને આશ્ચર્ય પામ્યો અને તેનામાં કંઈક ઓજસ્વીપણુ જોઇને તેને કહ્યું કે મહારાજ! આપ પટણા નગરમાં પધારો હું આપનો નંદમહારાજા પાસેથી સત્કાર કરાવીશ. 'તથાસ્તુ' આમ કહીને ચાણક્ય તેની સાથે પટણા તરફ વળ્યા. જે જે કોઇ પણ શેહેરમાં વિદ્યાવિનોદથી ધનાર્જન કરવાનો ઉદ્દેશ હતો. ચાણક્ય વિકટારની

સહાયતાથી પટણામાં ગયા ને ત્યાં વિદ્યાર્થી મંડળને ભણાવવા માંડયો. શેહેરમાં તેની વિદ્યાનો સુવાસ ચો તરફ ફરીવળ્યો.

વિકટાર આટલા દિવસ સુધી કેવી રીતે ઇષ્ટવિચાર સિધ્ધ કરવો, તે વિષે વિચાર કરતો હતો પરંતુ જયારથી ચાણાકયનો તેને સંબંધ થયો, ત્યારથી તેના મનમાં કંઈક ધારણા આવી હતી. વિકટારે વિચાર્યું કે, કાલે ચતુર્દશી શ્રાદ્ધ છે, તે માટે બ્રાહ્મણ લાવવાનું મંત્રીએ મને કહ્યું છે, તો મારે ચાણકયનેજ રાજા પાસે ભેટાડવો. ચાણકય જરા કદરૂપો છે, તેથી રાજા તેને જોઈને ક્રોધ કરશે અને ઘીહોમેલા અગ્નિની પેઠે ચાણકયનો ક્રોધ પ્રગટી ઉઠશે; તેથી મારી પ્રતિજ્ઞા પૂર્ણ થશે. એમ વિચાર કરીને ચાણાકયને ઉતારે ગયો અને કહ્યું કે, "મહારાજ! કાલે ચતુર્દશીના શ્રાદ્ધમાં તમને ભોજન કરવા માટે નિમંત્રણ કરૂં છું, માટે કાલે દશ વાગે રાજાની શ્રાદ્ધશાળામાં તમે હાજર થજો." આમ કહી મંત્રીને ઘેર ગયો.

વળતે દિવસ દશ વાગ્યા કે ચાણકય સ્નાનસંધ્યા પોહોચી લઇને શ્રાદ્ધશાળામાં આવ્યો અને એક ઉચ્ચ આસનપર ચ્હઢીને બેઠો. થોડીવાર થઈ, એટલાંમાંમંત્રી રાક્ષસ એક બીજા બ્રાહ્મણને લઇ આવ્યો અને જુવે છે તો એક શ્યામરંગનો કદરૂપો બ્રાહ્મણ આસન ઉપર બેઠેલો છે. તેને જોતાંજ મંત્રી આશ્ચર્ય પામ્યો અને પૂછ્યું કે, મહારાજ! આપને અહીં કોણ લાવ્યું છે? ચાણાકયે કહ્યું, "વિકટારે મને આજે નિમંત્રણ આપ્યું હતું, તેથી હું અહીં આવ્યો છું." રાક્ષસ મંત્રી તે સાંભળી મનમાં ગુસ્સે થાતો થાતો રાજાની પાસે ગયો અને કહ્યું કે, મહારાજ! આપની આજ્ઞા પ્રમાણે વિકટારને કોઇ સુપાત્ર બ્રાહ્મણને બોલાવવા માટે મેં કહ્યું હતું, પરંતુ તે કોઇ અનાડી બ્રાહ્મણને નિમંત્રણ કરી લાવ્યો છે. માટે મારી સાથે આ સુપાત્ર બ્રાહ્મણ છે, તે જો આપને યોગ્ય લાગે તો તેનું પૂજન કરીને ભોજનથી સત્કાર કરો. જે બ્રાહ્મણ આસન ઉપર ચ્હઢીને બેઠો છે, તે બ્રાહ્મણ વરણીને યોગ્ય નથી. કાળા દાંતવાળા અને રાતા નેત્રવાળા બ્રાહ્મણને શ્રાદ્ધમાં જમાડવાનો શાસ્ત્રકારો નિષેધ કરે છે. માટે આપને જે પ્રમાણે ગમે તે પ્રમાણે કરો. નંદરાજા એક તો સ્વભાવે ક્રોધી, ચળચિત્તવાળો અને વિકટાર તરફ ચિરદ્વેષી હતો, તેથી એકદમ ક્રોધાંધ થઇ ગયો; અને તુરતજ શ્રાદ્ધ સભામાં આવી ચાણકયને જોઇને બોલ્યો કે, અરે! ઓ ભામટા! આસન ઉપર કેમ ચઢી બેઠો છે? લંગોટિયા! નીચે ઉતર. તેને આમ

કહીને તેની શીખાને હાથથી પકડીને આસન ઉપરથી નીચે નાંખી દીધો.

ભર સભા વચ્ચે અતિ અપમાન કોણ સહન કરી શકે? ચાણક્ય અત્યંત ક્રોધી સ્વભાવનો હતો અને ઓછામાં પુરૂં રાજાએ તેનું અપમાન કર્યું તેથી તેની આંખો ક્રોધથી બંમણી લાલચોળ થઇ ગઇ; તેનું આખું શરીર કંપવા લાગ્યું, શીખા મસ્તકની આસપાસ ક્રોધરૂપી અગ્નિના ધુમાડાની પેઠે ફરફરવા લાગી. અને ચાણાક્યે ઉભા થઇ પૃથ્વી ઉપર પગ પછાડી કહ્યું કે, અરે! દુરાત્મા નંદ? તેં જે મારૂં નિરપરાધીનું અપમાન કરયું છે, તેનું તને ઉચિત ફળ અવશ્ય મળશે. ઓ સભાસદો? મારૂં નામ ચાણાક્ય છે. રાજાએ તમારા દેખતાં મારા કેશને વૃથા ખેંચીને મને અપમાન આપ્યું છે, માટે તમે આ શિખાને નંદવંશની કાળ ભૂજંગી રૂપ સમજજો. હું જ્યાં સૂધી નંદવંશનું નિકંદન કાઢીશ નહિ, ત્યાં સૂધી મારી શીખાને છૂટીજ રાખીશ. આ સાંભળી રાજા તેને મારવા માટે ધસ્યો, પરંતુ વૃદ્ધ વૃદ્ધ જનોએ "શ્રાદ્ધમાં બ્રાહ્મણનું અપમાન કરવું એ અયોગ્ય," એમ કહી રાજાને અટકાવ્યો અને બીજા કેટલાક, રાજાના આવા કુત્સિત વ્યવહારથી ખિન્ન થઇ નીચું જોઇને બોલ્યા વગર બેસી રહ્યા.

ચાણક્ય શ્રાદ્ધ શાળામાંથી બહાર નીકળીને ત્યાંથી પરભારો વિકટારને ઘેર ગયો. વિકટાર પણ ચાણક્યની વાટ જોતોજ બેઠો હતો. તેણે ચાણક્યને દૂરથી મૂર્તિમાન ક્રોધના જેવો આવતો જોઈ, પોતાનો મનોરથ સંપૂર્ણ થયો છે, એમ માની મનમાં અતિ પ્રસન્ન થયો. ચાણક્યે તુરતજ આવીને સક્રોધ વચને સંબોધન કરતાં કહ્યું કે, અરે ઓ વિકટાર! આજ એ દુરાત્મા નંદે સભા વચ્ચે મારૂં મહા અપમાન કર્યું છે. અને મેં પણ તેનું નિકંદન કરવાને પ્રતિજ્ઞા કરી છે. તે સાંભળીને વિકટારે પ્રથમ તો તેને ઉપયુક્ત વચનો કહીને સારી પેઠે ઉત્સાહપૂર્ણ કર્યો. પછી પોતાનો કારાગૃહમાં જે પ્રમાણે વાસ થયો હતો, તે સર્વનું તેની આગળ વર્ણન કર્યું; અને છેવટે કહ્યું કે, મહારાજા! આપને જે અપમાન થયું છે, તેનું કારણ હુંજ છું. માટે આપ પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે જે કાંઇ કહેશો તે સર્વ કરવા માટે હું તૈયાર છું. ચાણક્ય વિકટારનાં વાક્યથી બમણો ઉત્સાહિત્ત થયો અને બોલ્યો કે, વિકટાર! આજજ રાત્રે રાજદાસી વિચક્ષણા સાથે તું મને મેળવજે. તેં તેની પ્રાણરક્ષા કરી છે, માટે તે પણ કોઈ બાબત તારી ઈચ્છાનુસાર પાર પાડી આપશે. હું તો હંમે-

શાં આવી બાબતમાં ઉદાસીન રહું છું; પરંતુ તું અહીં ઘણાકાળ થયાં રહેછે, માટે રાજમેહેલની સર્વ હકીકત જાણતો હઇશ. એટલે રાજાના પરિવારનું વર્તન કેવું છે,? અરસપરસ સંપ છે કે કેમ ? કોણ કોણ કેવી કેવી અવસ્થા ભોગવે છે? એનું વિસ્તારથી વર્ણન કર.

વિકટાર બોલ્યો; મહાશય ! રાજાનો સ્વભાવતો આપે પ્રત્યક્ષ જોયો. તેનાજ જેવા તેના બીજા સાત ભાઈઓ છે. તે શિવાય એક તેનો ઓરમાન ભાઈ ચંદ્રગુપ્ત છે, જે શૂદ્ર સ્ત્રી સુરાના પેટનો છે; તથાપિ તે ધીરપ્રકૃતિવાળો, સદાચારી અને શસ્ત્રવિદ્યામાં કુશળ છે. ચંદ્રગુપ્ત કરતાં નંદો ગુણમાં ઉતરતા છે. પ્રજાજનમાં ચંદ્રગુપ્ત બહુ પ્રેમપાત્ર છે, તેથી તેના ઓરમાન ભાઇઓ તેનો દ્વેષ કરીને "દાસીપુત્ર" ના નામથી તેને બોલાવે છે. મહાનંદની હયાતીમાં ચંદ્રગુપ્તનું સારૂં માન હતું, પરંતુ તેના મરણ થયા બાદ હમણાં તેને સેનાપતિના અધિકારપરથી દૂર કર્યો છે. નંદરાજાનો સર્વાર્થસિદ્ધિ નામે એક ભાઇ છે પરંતુ તે અતિ કોમળ સ્વભાવનો અને રાજ્ય કરવાને અસમર્થ છે. રાજ્યતંત્રમાં યથાર્થ ઉપયોગી અને મહાકુશળ પુરૂષ એક રાક્ષસમંત્રીજ છે, જે જાતે બ્રાહ્મણ છે પરંતુ તેનાં કર્મો રાક્ષસનાં જેવાં હોવાથી મેં તેનું નામ રાક્ષસ પાડયું છે. માટે હવે જે ઉપાયો યોજવા જેવા હોય, તે સર્વ રાજ્યભકત રાક્ષસના જાણવામાં આવે નહિ, તે પ્રમાણે સાવધાન થઇને યોજવા જોઈએ. રાજાનું ગુપ્ત વૃત્તાંત જાણીને ચાણક્ય બહુ ખુશી થયો અને વિકટારને કહ્યું કે, આજ રાત્રે કોઈ પણ ઉપાયથી અંહીઆં ચંદ્રગુપ્ત સાથે મારો મેળાપ થવો જોઇએ કારણ કે તેને મલ્યાથી સર્વ ઇચ્છા સંપૂર્ણરીતે સિદ્ધ થશે.

તે પછી સંધ્યાકાળ થતાં વિકટારે કોઇ યુક્તિ કરી વિચક્ષણાને પોતાની પાસે બોલાવી ચાણક્ય સાથે મેળવી, પોતાનો અભિપ્રાય તેને કહી બતાવ્યો. વિચક્ષણાએ પ્રાણ માટે સહાય કરવાનું સ્વીકાર્યું; અને પછી ત્યાંથી ગઇ. પછી વિકટારે ચંદ્રગુપ્તને બોલાવીને પોતાનું વૃતાંત આદ્યોપાંત નિવેદન કર્યું. ચંદ્રગુપ્ત ભાઇઓ તરફનાં દુષ્ટ વચન સાંભળીને વિરકત થઈ કોઇ કોઇ વેળા વનવાસી થવાની ઈચ્છા કરતો હતો, તેણે જાણ્યું કે, આ વખતે ચાણક્ય એક અતિ ઉપયોગી પુરૂષ છે, તેને સહાય આપવાથી પરિણામે યથેષ્ટ મંગળ થશે. આવો વિચાર કરી ચાણક્યના ચરણમાં પડી બોલ્યો. કે, મહારાજ ! હું તો આપનો દાસ છું, આપ જે પ્રમાણે કહેશો તે પ્રમાણે

વર્તવાને તૈયારછું, એમ કહીને તેની સાથે જવાને તૈયાર થયો.

ત્યાર પછી ચાણક્ય ચંદ્રગુપ્ત અને શિષ્યોને સાથે લઇ તપોવન તરફ પરભારો રવાના થયો. આ વેળા ચંદ્રગુપ્તના ભદ્રભટ્ટ તથા પુરુષદત્ત વિગેરે આઠ મિત્રો પણ તેનીજ પાછળ તપોવન તરફ નીકળી પડયા. તપોવનમાં ઇંદુશર્મા નામનો એક પોતાનો સહાધ્યાયી રહેતો હતો તેને મળીને પોતાની પ્રતિજ્ઞાનું વૃતાંત ચાણકયે નિવેદન કર્યું અને કહ્યું કે મિત્ર! મારૂં કાર્ય સિદ્ધ થાય ત્યાં સુધી તારે ગોરજીના રૂપમાં મંત્રી રાક્ષસની પાસે રહીને તેની ગુપ્ત વાતો મને પહોંચાડવી. ઇંદુશર્મા ચાણક્યનો પરમ મિત્ર હતો, તેથી તેણે તે પ્રમાણે કરવાને વચન આપ્યુ અને તેઓને પોતાની પર્ણકુટીમાં રાખીને પોતે ગોરજીનો વેશધારણ કરી પોતાનું જીવસિદ્ધિ નામ રાખીને કુસુમપુરમાં ગયો, અને ત્યાં જંતરમંતરના પ્રયોગોથી લોકોને મોહિત કરીને છેક રાજદ્વારમાં પ્રવેશ કર્યો અને રફતે રફતે કુશળતાથી રાક્ષસમંત્રીનો એક વિશ્વાસપાત્ર અંતરંગ બની ગયો. ચાણકય આટલેથીજ અટકયો નહિ, પણ તેણે સિદ્ધાર્થક નામના બીજા એક ગુપ્ત દૂતને પણ બીજો કોઇ તેવો અનુકૂળ પ્રસંગ જોઇને કાયસ્થ શકટદાસ, કે જે રાક્ષસમંત્રીનો પરમ મિત્ર હતો, તેની પાછળ મૂકયો. આ દૂત પણ બહુ કાબેલ હતો, તેણે પણ પ્રસગે પ્રસંગે રાજલેખક શકટદાસને સ્નેહ પાશમાં બાંધી લઇને તેની સાથે ગાઢ મિત્રતા કરી લીધી.

ચાણકયે વિચાર કર્યો કે, આ પ્રમાણે ગુપ્ત બાતમીદારોનેજ વળગાડી દેવાથી કાર્યસિદ્ધ થશે નહિ; માટે હવે કોઇ મહાલડાયક રાજાનો આશ્રય મેળવવો જોઇએ, કે જેથી શત્રુનાં છિદ્રો મેળવી, સમય ઉપર તેનો પરાજય કરી શકાય. રાજા પર્વતેશ્વર હમણાં મોટો પરાક્રમી છે. વળી તે જાતે મ્લેચ્છ છે, માટે લોભ દેખાડવાથી તુરત સહાય કરવાને પણ ચૂકશે નહિ. માટે તેને અર્ધ રાજય આપવાનો લોભ બતાવવો. આમ વિચાર કરી, પર્વતેશ્વરનો એકાંતમાં મેળાપ કર્યો અને તેને ઉપર દર્શાવ્યા પ્રમાણે લોભ બતાવી, પોતાના પક્ષમાં લીધો અને તેને લશ્કર લઇ સંકેતિક ભૂમિપર મળવા માટે કહ્યું. પછી ચાણકય તથા ચંદ્રગુપ્ત, યવન, કિરાત, કાંબોજ, પારસીક, બાલ્હિક વગેરે દેશના સીમાડા પર વસતા લડાયક લોકોની એક ગંજાવર સેના એકઠી કરીને ઠરાવેલી જગ્યા ઉપર આવ્યા કે પર્વતેશ્વર પણ મોટી સેના સાથે તેઓને

સુખ અનુભવતાં આ વિષયોનું સુખ તને અત્યંત તુચ્છ લાગશે. આટલું કહેતાં તું ન સમજે તો ખરેખર તુંને મૂઢજ સમજવી. સુખ રૂપ, પ્રકાશ રૂપ, અને ચૈતન્ય રૂપ આત્મા તારા હાથમાં રમે છે; અને તને વિષયોથી મળતાં અલ્પ સુખની ઇચ્છાજ કેમ થાય છે. તારાં વિષયોનાં સુખપણ આત્મ સુખને લીધેજ તને ભાસે છે; ત્યારે તું તો એ વિષય સુખને વળગી રહી મુળ સુખ આત્મ સુખને તજવા તૈઆર થઈ છો. જે ડાળીમાંથી એ વિષયો રૂપ પાંદડા અને ગુઢપ થાય છે તે ડાળી ઉપર બેશી તેનેજ કપાવા માંડી છો; માટે તારી જેવી બીજી કોણ મૂર્ખ હોય. એમ કરવાથી તું તારો, તથા એ વિષયોનો પણ નાશજ કરીશ. ગધેડા આગળ ગોળ મુકયો હોય તો તે ન ખાય અને પાસેનું ઘાસ ખાવા માંડે તેમ તેં પણ ગધેડાના જેવું આચરણ કરવા માંડયું છે. ઉંટને કાંટાવાળાં પાંદડા ખાવાની ટેવ પડી હોય છે; તેથી તેની આગળ આમ્રવૃક્ષનાં પાંદડાં મુકયા હોય તો તેનો પણ તે ત્યાગ કરે છે. તું પણ તેવીજ રીતે આત્મ સુખનો ત્યાગ કરી વિષય સુખમાં લોભાણી છો. શરમ છે તને આમ કુતરીની પેઠે વિષયોની પછવાડે ભટકયા શું કરેછ! જો શુભ પરિણામની ઇચ્છા હોય તો આત્મ સુખને વળગી ઘર માંડીને બેશ. દુર્જન હોય તે સારા મનુષ્યોના ગુણોને છોડી દઈ તેના અવગુણો ગોતવામાંજ તત્પર રહે છે. તેમ તેં પણ કરવા માંડયું છે, કારણ કે તુ આત્મ સ્વરૂપનો ત્યાગ કરી વિષયોનેજ બાઝવા માંડીછો હવે તને ઝાઝું તે કેટલુંક કહું. હે ચિત્તવૃત્તે—માવડી, તને પગે લાગી કહું છું કે કૃપા કરી આત્મ સુખનેજ વળગી રહી સ્થિર થા. ભુંડિ, વિચાર તો કર કે વિષયસુખ હમેશ નહિ રહે. મળે કે ન મળે તો પણ એ તો દુઃખ દેનારાંજ છે. તને શું ખબર નથી કે ગંધના સુખમાં લીન થએલો ભ્રમર માર્યો ગયો. શબ્દના સુખમાં તણાએલો સારંગ પારધીના બાણનો ભોગ થઇ પડયો. સ્ત્રીસ્પર્શના સુખના લોભમાં હાથી પકડાઈ ગયો. તેજમાં લેવાઈ ગએલ પતંગીઓ બળી મુઓ, તથા સ્વાદના લોભમાં માછલી મારી ગઇ.

વિષયોમાં વળી સુખ તે હોય? જો શબ્દમાંજ સુખ હોય તો કોકિલના શબ્દમાં આનંદ લેતો પુરૂષ ગધેડાના શબ્દમાં કેમ આનંદ નથી માનતો? સ્પર્શથીજ જો સુખ મળતું હોય તો સ્ત્રીના શરીરનો સ્પર્શ ન કરતાં અગ્નિનો સ્પર્શ કાં નથી કરતા. વિષયલંપટો જો રૂપમાંજ સુખ માનતા હોય તો કનકનું રૂપ જુએ છે તેમ કાગડાનું પણ રૂપ જોવાની કાં ઈચ્છા નથી કરતા, રસ

વિષયમાંથીજ જો આનંદ આવતો હોય તો આંબાના ફળોના ખાતાં ઇન્દ્રવારણાનાં ફળ ખાઓને ! મંદ મંદ વાયુ સાથે આવતો ધુપનો ગંધજ સુખરૂપ થાય છે અને પ્રેતના ધુમ્રના ગંધથી આનંદ કાં નથી આવતો, પણ વાત એમ છે કે જે વિષય સુખકર છે તેજ પાછો દુઃખકર પણ છે. દુધપાકથી આનંદ થાય છે. પણ જો તેનો બહુ આનંદ લેતાં અજીર્ણ થાય તો તેમાંથી મૃત્યુજ થાય, એટલા માટે હે ચિત્તવૃત્તે આ દુઃખરૂપ સંસારના ઔષધરૂપ આત્મ સ્વરુપનો આશ્રય કરી અનંત તથા ઉત્તમો ઉત્તમ આત્મસુખમાં લીન થઇ સ્થિર થઇને રહે. પ્રથમ કવલ સમાપ્ત.

---

# प्रमाण विचार.



## પ્રકરણ ૩ જું.

## अनुमान

### ૧ અનુમિતિનું કરણ અનુમાન.

વિ. શ. વિ. પ્ર.

૧ અનુમિતિનુ કરણ અનુમાન આ લક્ષણ સમજવાને પ્રથમ કરણ શબ્દનો અર્થ સમજવાની આવશ્યકતા. એ શબ્દ સમજાવતાં કારણ ખાંડમાં (Consation) ઉતરવાની જરૂર છે.

કારણનુ લક્ષણ નૈય્યાયિકો આ પ્રકારે બાંધે છે. કોઇ પણ વ્યવધાન વિના કાર્યની પૂર્વે જે વર્તમાન છે તે કારણ; (कार्य नियत पूर्व वृत्ति कारणम् त. सं; અથવા अनन्यथा, सिद्ध नियत पूर्ववृत्ति कारणम् त. कौ. આ ગ્રન્થકારોના લક્ષણમાં આવેલા શબ્દોનાં પ્રયોજન સમજાવવાનું આ સ્થાન નથી. એક અનન્યથા સિદ્ધ શબ્દ સમજાવતા એક નવીન ગ્રન્થ થવા જાય. પુસ્તકમાં આપણે ઉપર આપેલું લક્ષણજ સુલભ છે. કારણ કાર્યની પૂર્વે હોવું જોઇએ. પરંતુ એ વિચારમાં સહજ શંકા થાય છે કે એક પદાર્થ નહિ પણ અનેક પદાર્થ એક કાર્યની પૂર્વે રહેનારા હોય છે. આ સર્વમાંથી કારણ કયો પદાર્થ એ શોધવું જોઇએ. ઉદાહરણ લઇએ. એક મનુષ્ય કપડું વણવા બેઠો છે. આ કપડાં રૂપ કાર્યનું કારણ કયો પદાર્થ છે. ઉપર કહેલાં લક્ષણ પ્રમાણે કપડાં રૂપ કાર્ય ઉત્પન્ન થતાં પહેલાં કેટલા પદાર્થનું અસ્તિત્વ હતું, એ જોતાં જણાય છે કે કપાસના તંતુઓ, મનુષ્ય, (વણનાર) સાળ, તે તંતુઓને સાળ પાસે લાવનાર વાહન, તથા તે ભરવાની ટોપલી, વિગેરે અનેક પદાર્થોનો ઉપયોગ થયો છે.

આ સર્વને સાધારણ રીતે કપડાંના કારણ કહી શકાય પરંતુ એ સર્વ, શાસ્ત્રીય રીતિએ કારણ નથી. છેલો પદાર્થ ટોપલી વિશે વિચાર કરતાં સમજાશે કે કદાપિ તે પદાર્થે ન હત તોપણ કપડું વણાઈ શકાત. કુંભાર એક માટીનો ઘડો તૈઆર કરવામાં માટી, ચક્ર, લાકડી વિગેરે ઘણા પદાર્થનો ઉપયોગ લે છે. તેમ જંગલમાંથી પાછી લાવવા પોતાના લંબકર્ણ અશ્વપ્રતિનિધિનો પણ ઉપયોગ કરેછે. આપણે વિચાર કરીએ કે એ પશુ ઘડાનું કારણ કહેવાય કે કેમ? એ પશુ કારણ નહિ થઇ શકે, કારણ કે એ પશુ, ઘડા રૂપ કાર્યની પૂર્વે છે. પરંતુ વ્યવધાન રહિત નથી. એ પશુ ન હોત તોપણ કાર્ય થાત. કુંભાર પોતાને માથે ઉપાડી માટી લાવત અથવા પોઠીઆ ઉપર લાવત. આવી રીતે વ્યહિત થતા પદાર્થ કારણપણાને પામે નહિ પરંતુ એવા પૂર્વે રહેલા પદાર્થો કે જેના અસ્તિત્વ વિનાં કાર્ય થાયજ નહિ, જેમકે માટી, જેના વિના ઘડો ઉત્પન્નજ ન થાય, અથવા કપાસના તંતુ જેના વગર કપડું ઉત્પન્ન નજ થઈ શકે; એ પદાર્થો કારણ કહેવાય છે.

આ કારણોના નૈયાયિકો ત્રણ વિભાગ કરે છે અને તેનાં નામ સમવાયી અસમવાયી તથા નિમિત્ત કારણ એવાં ત્રણ નામ આપ્યાં છે. પ્રત્યક્ષ પ્રમાણના સંન્નિ–કર્ષ સમજાવતાં સમવાય શબ્દનો અર્થ આપણે સમજ્યા છીએ. એ રીતે જે પદાર્થને સાથે રાખીનેજ કાર્ય ઉત્પન્ન થાય છે તેને સમવાયી કારણ કહે છે. માટી, જેને સાથે રાખીનેજ ઘડો ઉત્પન્ન થાય છે, એ ઘડાનું સમવાયી કારણ છે. તન્તુને સાથે રાખીનેજ પટ કાર્ય થઈ શકે છે; માટે તન્તુ એ પટનું સમાવાયી કારણ છે?

સમવાયી કારણની સાથે સંબંધ રાખીને જે, કાર્ય ઉત્પન્ન કરે તે અસમવાયી કારણ કહેવાય છે (समवायी कारण प्रत्यासन्नं कारणमसमवायी कारणम्. त. कौ). અસમવાયી કારણ જાણે, સમવાયી કારણ તથા કાર્યને જોડી રાખનાર શૃંખલા છે. કપડારૂપ કાર્યમાં તન્તુઓનો એક બીજા સાથે સંયોગ એ કપડાંનું અસમવાયી કારણ છે. તન્તુઓનો સંયોગ, તન્તુરૂપ સમવાયી કારણ સાથે સંબંધમાં રહી કાર્ય કપડાંને ઉત્પન્ન કરે છે. ઉપરના લક્ષણને વધારે ઝીણી નજરથી જોતાં એમ પણ સમજાશે કે તન્તુઓમાં રહેલું રૂપએ પટનું અસમવાયી કારણ છે. તન્તુઓનું રૂપ, તન્તુઓમાં રહેલું છે. તન્તુઓ કપડાંનું સમવાયી કારણ છે. તથા કપડું કપડાંના રૂપનું સમવાયી કારણ છે. એ

રીતે પરંપરા સંબંધથી તન્તુરૂપ કપડાના રૂપનું કારણ કપડું તેના કારણ તન્તુની સાથે સંબંધમાં રહેવાથી કપડાંના રૂપનું અસમવાયી કારણ છે.

ત્રીજા પ્રકારના કારણનું નામ નિમિત્ત કારણ છે. સમવાયી તથા અસમવાયી કારણ ન હોય પરંતુ કારણ હોય ( એટલે કારણનાં લક્ષણ જેમાં આવતા હોય ) એ કાર્યનું નિમિત્ત કારણ છે. કપડું વણવામાં, સાળ એ કારણ છે. ઉપર જણાવેલાં લક્ષણો પ્રમાણે સાળ એ સમવાયી કારણ નથી તેમ અસમવાયી કારણ પણ નથી. તેમ છતાં તે કપડાંરૂપ કાર્યને પૂર્વે વ્યવધાન વિનાજ રહેછે. તેથી તે કારણ છે. એનાથી કપડાંરૂપ કાર્યને ઉત્પન્ન કરવાની ક્રિયા થાય છે એ રીતે સાળ એ કપડાનું નિમિત્ત કારણ છે. તેમજ ઘડાને ઉત્પન્ન કરવામાં કુંભારનું ચક્ર તથા તેની લાકડી એ નિમિત્ત કારણ છે.

નૈયાયિકોના આ વિભાગથી સત્કાર્યવાદી મીમાંસકો જુદા પડેછે તેમના મતથી કારણ બેજ પ્રકારનાં છે, તેમના નામ ઉપાદાન કારણ તથા નિમિત્ત કારણ. તેમનાં તથા નૈયાયિકોના નિમિત્ત કારણના લક્ષણમાં કાંઇ ભેદ નથી. તેમનું ઉપાદાન કારણ તે નૈયાયિકોના સમવાયી કારણને મળતું આવેછે. જોકે તેઓ એકતો નથીજ. અસમવાયી કારણ જેવું તેઓ કોઇ પ્રતિપાદન કરતા નથી તેમના વિચારથી કારણ અને કાર્યનો સંબંધ, તાદાત્મ્ય સંબંધ છે.

---

## श्री सदगुरुस्तवन.

### मन्द्राक्रान्तावृत्त.

કાળીકાળી શમશમ રવે કાળરાત્રિ વહેરે,
કાળુંકાળું તમ પ્રસરતું સર્વ ઠામે અરેરે,
ઝંઝાવાયુ †ભીષણ રવથી વ્યોમમાં સૂચવેછે,
તોડી ફોડી જલદપટલો સર્વને ધ્રૂજવે છે. ૧
ધ્રૂજું આંહી ભવ–ઉદધિમાં ડૂબતો હું અરેરે,
સર્વેસ્થાને દુઃખ-જળ ભર્યું ક્યાં જવું હા! હવેરે,
દૃષ્ટિ મ્હારી ‖ઘનતિમિરથી હાય! ઘેરાય હાવાં.
ઉન્હાં અશ્રુ ઝરી ઝરી હરે ગાલ ભીંજાય હાવાં. ૨

---

† ભીષણરવ–ભયંકરનાદ. ‖ ગાઢઅંધકાર.

ધૂધૂધૂધૂ ગરજી ગરજી ઉદધિ ઉછળે છે,
ત્હેના નાદે હૃદય મુજનું હાય ! ફાટી પડે છે,
મ્હારા જેવાં અરર ડુબતાં પામરો ત્યાં ઘણાંએ,
ખાતાં જતાં ગલકગલકાં ને રડે ધ્રૂસકેરે.
હા ! કોઇને*જલભ્રમરી જે નારીરૂપી અરે તે,
અબ્ધિમાંહી ચકરચકરે ફેરવે છે ગ્રહીને;
હા ! કોઇને ઘસડી ઘસડી જાયછે મૃત્યુ—ગ્રાહો,
બાળો ત્હેનાં ટળવળી રડે, શીર ફૂટે પ્રભુ હો !
તૃષ્ણા, ઇર્ષ્યા મદ, સ્મર અને વાસનાના તરંગો,
સામાસામા કડકડ થઇ આથડે છે અહોહો !
પ્રત્યાઘાતે મુજશ્રવણમાં શૂલ પેદા થતુંરે,
હૈડું મ્હારૂં ફડકફડકી કંપતું, ફાટતુંરે. ૫
ખારો ખારો ભવ—ઉદધિ આ હુંપદ—ક્ષારથી રે,
ત્હેને સ્પર્શી મુજ શરિરમાં વેદના વ્યાપતી રે;
હૈડામાં હા ! ક્ષત પડી ગયાં ત્યાં અડે ક્ષાર-વારિ,
બન્ધુ મ્હારા ! પીડવિષમ આ હા ! હવે ના સહાતી. ૬
સાલે આડાં ભ્રમણ મગજે, કંપતું મસ્તકે રે,
વ્હીલાં વ્હીલાં મુજ નયનડાં ઉષ્ણ અશ્રુ ઝરે રે;
હૈડે ગાઢું તમ પ્રસરતું, ધ્રુજતાં જીવ જાય,
નિર્ભાગી હું કહી ઠસ ? અરે ! ચેતના ચાલી જાય.
અશ્રુ પાડી, અશરણબની, જ્યાં રડું આર્તનાદે,
ત્યાં દીઠું મ્હેં મનહરરૂડું નાવડું કો ક્ષિતિજે;
ધીસુંધીસું ગમન કરતું, નાવશાન્તિ ભરેલું,
શાન્તિ કેરાં કણ જડી શકે નાવડું તે ઘડેલું ! ૮
છોને ગાજે ઉદધિ પણ આ નાવ લેશે ન ડોલે,
છો ને ઘુમે જલભ્રમરીઓ એ ચઢે ના હીંડોળે;
જ્યોતિ જેવું સરસરસરે નાવડું અબ્ધિમાંહી,

---

*જલભ્રમરી—પાણીની કુંડાલીઓ.

ત્હેને ન્યાળી હૃદયવિકસ્યું હર્ષની રેલછેલી. ૯

ત્યાં તો વ્યોમે કિરણકળિયો વેરતો સૂર્ય ઉગે,
રાતીપીળી નવલનવલી દિવ્ય આભા પ્રસારે;
વાયો વાયુ અનુકૂલ મૃદુ મુજ પ્રારબ્ધ યોગે,
ખેંચાયો હું વિકસિતચિતે ચારુ નૌકા સમીપે. ૧૦

નૌકામાંહી અગણિત દીઠાં શાન્તમૂર્તિ ઉતારૂ,
ડૂબંતાંને નિરખી ગળગળાં તે થતાંતાં દયાળુ;
નૌકા ન્યાળું રતિભર તિહાં દિવ્ય નાવિકકેરી,
તેજઃપુંજોમય ચળકતી ભવ્યમૂર્તિ દીઠી શી? ૧૧

મૂર્તિ આહા! *પ્રણવરસની સૌમ્ય આનન્દમૂર્તિ,
મૂર્તિ આહા! સતચિતઘનાનંદ સાક્ષાત મૂર્તિ;
મૂર્તિ આ શું! કલિમલદલી ઇન્દુમૌલિની મૂર્તિ?
મૂર્તિ આ શું! "બહુથતી" પરબ્રહ્મની જ્યોતિમૂર્તિ? ૧૨

મૂર્તિ જોતાં મમજીવનના કલેશ સર્વે શમ્યા રે
મૂર્તિ જોતાં મમહૃદયના દુર્વિચારો શમ્યા રે;
મૂર્તિ જોતાં મન તમતણાં અભ્રથી મુક્ત થાતું,
મૂર્તિ જોતાં શુચિપણું ઉરે જોરમાં ઉભરાતું ૧૩

મૂર્તિ જોઈ ઉરછલકતે, અશ્રુ આંખે ભરીને
મૂર્તિ જોઇ દીન વદનથી આર્ત્તનાદો કરીને:
બોલ્યો વાણી ગદગદ થતાં:–"નાથ! ઓ નાથ મ્હારા!"
"રાખો શર્ણે દિનજનગણી; ચર્ણ સેવું તમારા." ૧૪

[અપૂર્ણ.

## ग्रन्थावलोकन.



*કૃષ્ણલાલનું વિલ.—આ ગ્રન્થકારની ઓળખાણ જો અમને આ ગ્રન્થથીજ થઇ હોતે તો અમે એટલુંજ કહીને બેશી રહતે કે આ ગ્રન્થ એક ત્રીજા

*મણવરસ—ૐકારનો આસ્વાદ અથવા બ્રહ્માનન્દ.
* स तदैक्षत बहुस्यां प्रजायेय એ ભગવતી શ્રુતિના ઉપરથી.
*કર્તા રા. રા. જયાશંકર વાઘજી વ્યાસ.

વર્ગની નવલ કથા છે. જે સ્ત્રીઓએ વાંચવાની કૃપા કરવી નહિ તથા પુરૂષે વાંચી તેમાંનો નિષેધ ઉપદેશ સમજવા પ્રયત્ન કરવો.

પરંતુ આ કર્તાને જેઓ ઓળખે છે; તેઓ આ ગ્રન્થ વાંચી નિરાશ થાય છે. આ લેખક એક ઉત્તમ પ્રકારના સંગીતજ્ઞ તથા સ્વતઃ લાયક છે. જેના મધુર સ્વરના ગાયનોથી તેના ઘણા સ્નેહીઓ આનંદ લેછે. વળી તેઓ ઘણા સારા નર્મવક્તા છે. તેની સાથે વાતચિત કરતાં આનંદ આવ્યા વગર રહેજ નહિ. આવા લેખક પાસેથી આ ગ્રન્થના કરતાં ઉત્તમ પ્રકારના ગ્રન્થનીજ આશા રાખીએ. વસંતના સ્વભાવને જો તેઓ ધારત તો ઉત્તમ પ્રકારનો આનંદગ્રહ બનાવી શકત. રત્નીને તેની સાથે પીઠમાં રાખી તથા ગોવિંદલાલ સામો રાખી વસંતનું ચિત્ર એવું સુરસ પાડી શકાત કે આ પુસ્તક ઘણીવાર વાંચતાં પણ લોકો તેને મુકત નહિ. અમને લાગે છે કે ગ્રન્થકાર, લેખકના માર્ગ પર ઉતરતાં એ માર્ગ કેવો કઠિણ છે તે હજી સમજ્યા નહિ હોય. બંગાળી ઉપરથી ગુજર ભાષા સાહિત્યને વધારનાર નારાયણ હેમચંદ્રના ગ્રન્થ પ્રશસ્ય એટલા માટે છે કે તે બંગાળી સંસારનેજ પ્રાધાન્ય આપે છે. આ ગ્રન્થમ તો બંગાલી અને ગુર્જરનો ખીચડો થયોછે. કેવળ સ્થાન તથા પાત્રના નાંમ બદલવાથી ચિત્ર ગુર્જર થઈ શકયું નથી. અમે એમ સમજીએ છીએ કે ગ્રન્થકર્તાની શક્તિ આ કરતાં વિશેષ સારૂં ચિત્ર ઓળખી શકે તેવી છે. પરંતુ શુષ્ક અને ઊના પ્રદેશમાં રહેતાં, મનુષ્ય કૃત તથા ઇશ્વરની કૃપાવાળા સાહિત્યનો પ્રદેશ કેવો રમ્ય થયોછે તે જોવાની તસ્દી લીધી નહિ હોય. અને તેથી આવુંચિત્ર પણ પ્રીતિપાત્ર થશે એમ તેમને ભાસ્યું હશે. અમે ભલામણ કરીએ છીએ કે તેમણે હવે બીજું રમ્ય સાહિત્ય—ચિત્ર પાડવું. જેમાં તેમની સ્વભાવિક નર્મોક્તિ તથા સંગીત પ્રિયતા ઝળકી રહે.

---

## વેદ ધર્મ સભાને ભેટ.



વડોદરાવાળા રા. રા. જયહરરાય કમલરાય મારફત સુરતના વડનગરા નાગર ગૃહસ્થ રા. રા. ધનસુખરામ અંબરીષરામના પુત્ર મિત્ર સુખરામનો વર્ગવાસ થવાથી તેનાં પુણ્યાર્થે આ સભાના ધર્માદા ફંડમાં રૂ. ૫) ભેટ આપ્યા છે તેનો સદુપયોગ થશે.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૭ મું] ચૈત્ર સંવત ૧૯૫૫ [અંક ૬ ઠો.

## ॥ यतो धर्मस्ततो जयः ॥

## वसंतना समीरथी मोहित थयेल प्रत्ये उक्ति

राग वसंत

ताल-दीपचंदी.

(ललित लवंगलता परिशीलन ए राग)

मोहित केम बन्यो अभिमानी सरस वसंत समीरे-टेक
आश धरे छे निराश थतां पण जेमहिं नित्य अकाले
तेमहिं केम उदासी थतो नथी बनतां सदैव वेहाले-मो १
नवल वसंत समान सुयौवन तनजन सुखकर जाणी
सार्थक तेह तणुं कंइ करत. क्षणभंगुर ते प्रमाणी-मो २
मधुर सुधारस सम शुभ भासे वसंत समीर आवारे
परिणती पण जो विचारिश मीते तो दु:खमय भासशे भारी-मो ३
सुखमय एक समीर बताबुं. ग्रहण तुं ते कर भावे
जन्म मरण आदिक भय सघला जेह समीर वणसावे-मो ४
परमानंद स्वरुप समीरने भज भज शुभए प्रमाणी
आनंद पूर्ण अन्तरमां धरशे दामोदर दीन जाणी-मो ५

## अद्वैतामृत.

(સાધણુ ગયા અંકને પાને ૭૫ થી)

પ્રથમ કવલમાં કહી આવ્યા તે પ્રમાણે ચિત્તવૃત્તિએ સંન્યસ્તાવસ્થાને પોચેલા પોતાના ભાઇ વિવેકાશ્રમનાં વચનો આદર સહિત સાંભળ્યા પછી,

તેના અંતઃકરણમાં 'એ આત્મા કોણ હશે' એ જાણવાની ઇચ્છા થઇ. આમ થતાં કાંઇક વિનયથી **વિવેકાશ્રમ**ની પાસે જઇ તે **ચિત્તવૃત્તિ** આ પ્રમાણે પુછવા લાગી.

"ભાઇ **વિવેકાશ્રમ**! આ આત્મા, જેને માટે તમે સર્વકાળે, આનંદ રૂપછે, એમ કોલાહલ કરી રહ્યાછો; તે કોણ છે. તમારી શ્રુતિઓ પણ જાણે હુકમજ કરીરહી છે કે, આ આત્મા, જેનાથી સર્વ પાપનો ક્ષય થાય છે, તેને વિદ્વાનો એ શોધી કાઢવો; તથા તેને જાણવો. મહામુનિ યાજ્ઞવલ્કયે પણ પોતાનાં પ્રિયપત્ની મૈત્રેયીને કહ્યું હતું કે 'આત્માને જોવો, તેનું શ્રવણ કરવું, તથા વિદ્વાનોએ તેનું મનન કરવું તથા તેનું નિદિધ્યાસન કરવું.' તેમજ શ્રુતિ કહે છે કે, તેના મનન તથા જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે, તમે પણ મને કહી રહ્યા છો કે, વિષયોને છોડી દે અને આત્માને જાણ; માટે હે **વિવેકાશ્રમ**! તમે મને એ ચૈતન્ય—આનંદ—રૂપ આત્મા દેખાડો, એટલે હું વિષયોને છોડી દઉં.

"મને તો દેહ, ઇન્દ્રય વિગેરેના સમુદાય વિના બીજો કોઇ આત્મા તેનાથી જુદો જણાતોજ નથી. મને આનંદ પણ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ એ વિષયોથી બીજા પદાર્થોમાં જણાતો નથી. માટે મારી આપને પ્રાર્થના છે કે આ જગત્‌માં જે કાંઈ કાર્યપદાર્થો તથા કારણપદાર્થો છે; તેમાથી જુદો કરી મને તમારો આત્મા દેખાડો. (હાથમાં મુંજ ઘાસની સળી લઇને કહે છે કે) જુઓ આ મુંજ ઘાસમાં કાંટાઓ કાઢી નાખી હુ તેની વચમાંની સળી જુદી પાડુંછું. તેમજ આ જગત્‌ના પદાર્થોથી જુદો પાડી તમારો આત્મા મને દેખાડો."

આ રીતે બોલતી **ચિત્તવૃત્તિ**ને સાંભળીને **વિવેકાશ્રમ** થોડીક વાર પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે "આ અભાગિની સ્ત્રીને શાસ્ત્ર જ્ઞાન જરાપણ નથી, તેમ કેવળ અવળો વિચાર કરનારી છે, વેદશાસ્ત્ર ઉપર તેને શ્રદ્ધા પણ નથી, આટલું છતાં વળી પોતાના મનમાં પોતાને મોટી પંડિતા માને છે. એને મારે કયે માર્ગે ઉપદેશ કરવો! વજ્રમણિમાં વિંધ પાડી શકાય, અગ્નિનું કદાચિત્ પાન પણ કરી શકાય, અરે કદિ મહાસમુદ્રને મનુષ્ય તરીજાય, પરંતુ મૂર્ખને કોઈ મનુષ્ય બોધ ન જ દઇ શકે. અવળી મતિવાળા મૂર્ખને બોધ દેવાનું જે અભિમાન કરે છે, તેવા પુરૂષને પોતાને મૂર્ખ જ નહિ પણ મૂર્ખ શિરોમણિ સમજવો; તથા તેવા પુરૂષને દૂરથીજ નમસ્કાર કરવા. અવળી મતિવાળો

પુરૂષ સીધી વાત કહેતાં પણ તે અવળીજ સમજે. રોગથી જેની જીભજ કડવાશ મારી ગઇ છે. તેને ગોળ ખવરાવતાં તે મીઠો ક્યાંથી લાગે. આમ હોવાથી મારે આની સાથે તર્ક કરવામાં લાભ નથી; પરંતુ કોઇક દૃષ્ટાન્તદ્વારા એનામાં જ્ઞાન ઉત્પન્ન કરૂં એમ કર્યાવિના મારી અહિંઆં સ્થિતિ થવી કઠિણ છે."

આ રીતે વિચાર કરીને વિવેકાશ્રમે અજ્ઞાનના અંધકારમાં વિટાઇ રહેલી તે ચિત્તવૃત્તિને આ પ્રમાણે કહ્યું:—

"અહો ચિત્તવૃત્તિ! મને લાગે છે કે અજ્ઞાનરૂપી ગીચ જંગલોને છોડી તું હવે જ્ઞાનના રાજમાર્ગ ઉપર આવવા પ્રયત્ન કરેછ. આમ હોવાથી હું તને આત્મજ્ઞાનનો માર્ગ, કોઈ પણ રીતે, દેખાડવા યત્ન કરીશ. પ્રથમ તો તું જઇને એક માટીનો ઘડો લઇ આવ. તથા તેના પેટાળમાં પાંચ છિદ્ર કર. તેમજ એક કોડીઆમાં દીવો કરી તેની ઉપર એ માટલું ઉધું વાળી આ અંધારી જગામાં મુક. પછી, તેનાં પાંચ છિદ્રો છે તેમાંના એકની પાસે વીણા, બીજાંની પાસે કમળપુષ્પ, ત્રીજાંની પાસે સુવર્ણ, ચોથાંની પાસે કાંઇક રસવાન પીવાનો પદાર્થ તથા પાંચમાની પાસે કસ્તુરી, એ રીતે મુક."

ચિત્તવૃત્તિ એ. એ પ્રમાણે કર્યા પછી સ્વામી વિવેકાશ્રમ તેને પુછે છે કે:—

"હે સ્રિ! આ અંધકારમાં તને કયા પદાર્થો દેખાય છે.

ચિત્તવૃત્તિ—વીણા, પુરૂપ, સુવર્ણ, પાના, તથા કસ્તુરી એ પદાર્થો માત્ર મને દેખાય છે."

વિવેકાશ્રમ—એ પદાર્થો તને દેખાય છે તે કયા પદાર્થના બલથી દેખાય છે. પોતાનાજ બલથી, છિદ્રના બલથી, એ માટલાના બલથી કે કોઇ બીજા પદાર્થના બલથી? એ મને કહે.

ચિત્તવૃત્તિ—અહો યોગિરાજ! આ રમ્ય પદાર્થો પોતાના બલથી તો નહિંજ, તેમ છિદ્રના અથવા માટલાંના બલથી પણ નથી દેખાતાં. એ તો માટલાંની અંદરના ભાગમાં તેજ કરતા દીવાના બલથી દેખાય છે. વિવેકાશ્રમ (આનંદ પામતાં તથા કાંઈક હસતાં) અહો ચિત્તવૃત્તિ! તુ કહે છે કે અંદરના દીપકથી દેખાય છે; તો મને કહે કે એ દીપકનો કયો ભાગ પ્રકાશ કરે છે. શું કોડીઆથી પ્રકાશ થાય છે, કે એમાં જે વાટ છે તેથી પ્રકાશ થાયછે: અથવા તેથી પણ બીજો કોઇ પદાર્થ છે જેથી એ પ્રકાશ થાય છે? ચિત્તવૃત્તિ! તું યથાયોગ્ય વિચાર કરી તુંને જે સત્ય ભાસતું હોય તે કહે.

ચિત્તવૃત્તિ—એ કોડીયાથી તો નહિજ, તેમ (સ્નેહ) તેલવાળી વાટથી પણ નહિ. પરંતુ ચંપક પુષ્પની કળી જેવો પદાર્થ, જે કોડીઆં, વાટ અને તેલને લીધે સ્ફૂરે છે, તેનાથી એ પ્રકાશ થાય છે. હે યોગિરાજ ! તેજ શબ્દ હું અહિ એ ચંપકાકૃતિ પદાર્થનેજ સમજી શકું છું.

આ વાક્યનું શ્રવણ થતાં વિવેકશ્રમને અત્યંત સંતોષ થયો, તેના રોમાંચ ઉભાં થયાં, નેત્રો વિંચાઈ જઈ પરમાનંદનો આંતર અનુભવ થવા માંડયો તથા નયનોમાંથી હર્ષાશ્રુ નિસરતાં, બે પાસથી વહેતી નદીઓવાળા ગિરિરાજ હોયની તેવા એ યોગિરાજ દીસવા લાગ્યા.

[અપૂર્ણ.]

## મહાત્મા ચાણક્ય.

(શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.)

(સાંધણ ગયા અંકને પાને ૧૧૨ થી)

પરંતુ મંત્રી રાક્ષસ ઘણોજ દૃઢ મનનો હતો. તે આટલું થતાં પણ ગભરાયો નહિ, તેમ ચાણક્યની ધારણા પ્રમાણે નગરના દરવાજા પણ ખુલ્લા મૂકયા નહિ. તેણે તો સામો વધારે બંદોબસ્ત રખાવ્યો; અને નંદના વંશનો એક સર્વાર્થસિદ્ધિ નામનો પુરૂષ હતો, તેને રાજ્યનો પટ્ટાભિષેક કરીને પાછી નગરમાં અને સૈન્યમાં શાંતિ ફેલાવી અને સર્વાર્થસિદ્ધિ રાજ્યાસનપર આવ્યો, પરંતુ તે બાયલા મનનો હતો. નગરની બહાર હજી પણ શત્રુનું સૈન્ય ઘેરો ઘાલીનેજ પડયું હતું, તેથી નગરજનો ધંધાધાપા વિનાનાં થઇ જઈને અકળાવા લાગ્યાં. આ દુઃખ જોઇને સર્વાર્થસિદ્ધિના મનમાં દયા આવી કે આ સર્વ પ્રજા મારે માટે કેટલું દુઃખ સહન કરે છે? મારાથી રાજ્યનું રક્ષણ થઈ શકે તેમ નથી, તેમ રાજ્યભ્રષ્ટ થઇને સંસારમાં રહેવું, એ પણ મરણ કરતાં ભૂરૂં ગણાય, માટે હવે તો આવી ઉપાધિ સહેવા કરતાં તપોવન સેવવું એ ઉત્તમ છે. આવો વિચાર કરીને વૈરાગ્ય ધારણ કરી સુરંગદ્વારા નાસીને તપોવનમાં ભરાયો.

હવે રાક્ષસમંત્રી નિરૂપાય થઇ પડયો. તેના બન્ને હાથ ભોંયે પડયા. પ્રજામાં અને સેનામાં અધીરતા અને ગભરાટ વધી પડયો અને નગરજનોએ શહેરના દરવાજા ઉઘાડા મૂકી દીધા, કે તરત શત્રુઓએ શહેર સ્વાધીન કર્યું. ચાણક્યે નગરમાં પડો વગડાવી ચંદ્રગુપ્તની સર્વત્ર આણ ફેરવી દીધી.

ચંદ્રગુપ્તની વિજયઘોષણામાં કોઇ કોઈ નંદવંશના બહુજ અનુરાગી લોકોએ ભંગાણ પાડયું અને શેહરમાં ચોતરફ મોટો ખલભળાટ થઇ રહ્યો. આ વખતે પેલો રાક્ષસમંત્રી નગરમાંજ હતો. તેને અને ચાણક્યને પક્કી ખાત્રી થઇ કે હજુ નંદવંશના અનુરાગી જન આ નગરમાં છે, માટે આપણે જો કોઇ પણ રીતે પર્વતેશ્વરને હાથ કરશું તો પાછું રાજ્ય સર્વાર્થસિદ્ધિને મળી શકશે. એમ વિચાર કરીને ગુપ્ત રીતે પર્વતેશ્વરને આખા રાજ્યની લાલચ આપીને કહ્યું કે જે ચંદ્રગુપ્ત કોઇ રીતે મરે તો પછી આ રાજ્ય તુંને અપાશે. મ્લેચ્છ નવ નવાં રાજ્ય મેળવવા માટે બહુજ આતુર હતો. તેણે ગુપ્તરીતે સમય ઉપર સહાય કરવા માટે વચન આપ્યું. તે સાંભળીને રાક્ષસમંત્રી મનમાં પ્રસન્ન થયો અને પછી ચંદ્રગુપ્તનો નાશ કરવા માટે તથા શત્રુપક્ષમાં ફાટ પડાવવા માટે કેટલાક છુપા દૂતો રાખી તેઓને જોઈતાં નાણાં આપીને તેઓની સંભાળ લેવા માટે કાયસ્થ શકટદાસને પણ નગરમાં રાખ્યો. અને પોતાનાં બૈરાં છોકરાંને ચંદનદાસ ઝવેરીને ત્યાં મૂકીને સર્વાર્થસિદ્ધિની શોધ ખોળ માટે અને તેને ગાદીએ લાવવાનો પ્રયત્ન કરવા માટે પુષ્પપુરથી રવાના થયો.

ચાણકયે પ્રપંચથી પટણાનું રાજ્ય હસ્તગત કર્યા પછી ચંદ્રગુપ્તને એકાંતમાં કહ્યું કે મે શ્રાદ્ધશાલામાંથી નીકળતી વેળા પ્રતિજ્ઞા કરી હતી કે, "નંદોનો નાશ કરીશ." એ પ્રતિજ્ઞા પૂર્ણ કરી, પરંતુ હજુ રાજ્યનો અર્ધભાગી પર્વતેશ્વર વચ્ચે સાલરૂપ છે, તેને ખસેડવાની ઘણી જરૂર છે, માટે તારે મારા કહેવા પ્રમાણેજ કરવું અને મારા કહેવા જેટલુંજ બોલવું. ચંદ્રગુપ્ત પણ આ પ્રમાણે વર્તતો હતો અને બહુજ સાવધ રહેતો હતો. રાક્ષસે ચંદ્રગુપ્તનો નાશ કરવા માટે અનેક ઉપાયો ઉત્તરોત્તર યોજી રાખ્યા હતા:—

દારવર્મા નામનો એક સુતાર જે મોટો દરબારી મિસ્તરી હતો અને રાક્ષસનો પરમ સ્નેહી હતો, તેને કહ્યું કે તારે દરબારગઢનો દરવાજો શણગારવાના મિષથી એક ગુપ્તયંત્ર એવું બનાવવું કે, જેવો ચંદ્રગુપ્ત રાજગઢમાં પેસે કે કલ ફેરવીને તેના ઉપર કમાન છુટી મૂકી દેવી. વરવરક નામના એક હિમ્મતવાન અને સાહસીક યોદ્ધાને કહી રાખ્યું કે તારે સોનાની છડીમાં ગુપ્ત તલવાર રાખવી અને લાગ જોઈ ચંદ્રગુપ્તને ઠાર કરવો. અભયદત્ત નામના રાજ્યવૈદ્યને કહ્યું કે તારે ચંદ્રગુપ્તને કામોદીપક ઉત્તમોત્તમ ઔષધી આપીને યુક્તિથી તેનો ઘાટ ઘડી નાંખવો. શયનમંદિર, વિશ્રામશાળા વગેરે

સ્થાનોના ઉપરીપ્રમોદક નામનો એક ખાનગી હજુરીઓ હતો, તેને પણ પૈસા આપીને પોતાનાપક્ષમાં લીધો અને કહ્યું કે, તારે પણ સમય આવે ત્યારે ચંદ્રગુપ્તનું કાસળ કાઢવાને ચૂકવું નહિ.

રાજ્ય મહેલમાં રાજાને સૂવાના ઓરડા નીચેના ભોંયરામાં પચાસેક પરિચિત મનુષ્યોને અન્નપાણી સાથે ગુપ્ત રાખીને કહેલું હતું કે રાજા બે ચાર દિવસસૂધી સુખથી નિદ્રા કરે, તે પછી તમારે આ શિલા ઉચકીને ઉપર આવવું અને તેનો નાશ કરવો. તે રસ્તેથી ભોંયરાંમાં પેસી ભોંયરાંનું દ્વાર બંધ કરીને ભોંયરાંથી સુરંગને રસ્તે થઇ અમુક માણસના ઘરમાં આવવું, અને ત્યાંથી રવાના થઇ જવું. સર્વ સ્થાન બિભત્સક વિગેરેને દેખાડયાં હતાં. જે અંતરંગના મનુષ્યોજ જાણતા હતા. તેમાં પ્રથમ ઉપાયરૂપ વિષકન્યા હતી; જે કેવળ વિષમય બાંધી ઘડીની, લાવણ્યતાના રસપ્રવાહમાં ઝલહલતી સુંદર અને સુકુમારાંગી હતી. ભલભલા લોકો તેની વિષમય દૃષ્ટિથી પતંગની પેઠે બળી જતા હતા. આ કન્યાનો જે કોઈ સમાગમ કરતો, તે તુરતજ નાશ પામતો હતો. રાક્ષસે જીવસિદ્ધિની સહાયતાથી આ વિષકન્યાને શોધીને આગળથી તૈયાર રાખી હતી અને તેની યોજના કરવાના સર્વ પ્રપંચ તેઓને બતાવી રાખ્યા હતા તે પ્રમાણે કેટલાક નગરજનોએ ચાણક્યની પાસે જઇને કહ્યું કે મહારાજ ! જે થવાનું હતું તે થયું, હવે ક્ષમા કરો. આમ કહીને પર્વતેશ્વરને તથા ચંદ્રગુપ્તને કેટલીક ચીજો ભેટ કરી, જેમાં મુખ્ય ભેટ તરીકે વિષકન્યાને મોકલી. આનું કારણ ચન્દ્રગુપ્તનો નાશ કરવા શિવાય કાંઇ ન હોતું, અને તે સર્વ પ્રપંચ રાક્ષસમંત્રીનોજ હતો. પરંતુ તે પ્રપંચ ચાણક્યથી અજાણ્યો ન હતો. ચાણક્યને તો તેવિષે તેના મિત્ર જીવસિદ્ધિએ આગળથીજ ખબર આપી હતી. ચાણાક્યે સર્વ નગરજનો તરફથી મળેલી ભેટો સ્વીકારીને કહ્યું કે, એક અમૂલ્ય ભેટ રૂપવતી કન્યાની છે, તેનો વિભાગ થઈ શકશે નહિ; માટે અમારા ઠરાવ પ્રમાણે દરેક ભેટ અર્ધી અર્ધ વહેંચવી જોઇએ પરંતુ કન્યારૂપી ભેટતો અમે ખુશી થઇને પર્વતેશ્વરનેજ અર્પણ કરીએ છીએ કેમકે તે અમારૂં સર્વસ્વ સાધન છે. આ સાંભળી પર્વતેશ્વર ફુલાઈને ઢોલ થયો અને તરત તેણે માનસહિત કન્યાને ગ્રહણ કરી. પરંતુ તેના સમાગમનું સુખ લેવા જતાં ઝેરી નાગણના ડંસથી મરણ પામે, તેમ તે મરણ પામ્યો.

પર્વતેશ્વરનાં મરણથી તેની સેનામાં મોટો ગભરાટ થઇ રહ્યો. તેની

તે પાછળ પુત્ર મલયકેતુ તથા ભાઇ વિરોચકને મૂકી ગયો હતો. ચાણકયે પર્વતેશ્વરના મરણ માટે તે બન્ને કરતાં અધિક શોક દેખાડયો. આવા એક મહાન નરના મરણથી ચાણકયનો હૃદય ન જાણનારી પુરની પ્રજા ઉલટી ગભરાટમાં પડી અને ચાણક્ય આગળ કન્યા લાવનારા જીવસિદ્ધિનું નામ ઉઘાડું પાડી દીધું. ચાણાકયે તેને નિર્દોશ ઠેરાવી મુક્ત કર્યો. જીવસિદ્ધિને મારવો, એવી ચાણકયની બીલકુલ ઈચ્છાજ નહોતી, તેથી તેણે કહ્યું કે "એ સાધુનો તેમાં કાંઇ પણ દોષ નથી, પરંતુ આ સર્વ ખટપટનો કરનાર તો પેલો રાક્ષસજ છે; જેણે પર્વતેશ્વરનું લુણ ખાઇને છેવટે તેનોજ નાશ કર્યો. ખરૂં કહો તો તેણે અમારોજ નાશ કર્યો છે. તેણે આ કાર્ય દ્વારા અમને નિરાધાર કરી નાખ્યા; કેમકે તે જાણતો હતો કે હું કન્યા ભેટ કરીશ, એટલે તેનો વિભાગ થઇ શકશે નહિ; તેથી મુખ્ય સહાયકને તે ભેટ મળશે.

ચાણક્યે કહેલી તથા ગામમાં ફેલાવેલી આ વાત સર્વને ખરી લાગી; કારણકે જીવસિદ્ધિ જાહેરમાં રાક્ષસનો પરમ મિત્ર હતો. આ પ્રમાણે એકને ઠેકાણે પાડયા પછી ચાણક્યે વિચાર કર્યો કે હજી મલયકેતુ ને વિરોચક બે રહ્યા છે. તેમાં મલયકેતુ જરા બલવાન્ અને બુદ્ધિવાન્ છે, માટે તેને નસાડી મૂકશું તો પછી વિરોચકનો ઘાટ ઘડતાં વાર લાગશે નહિ. અને જો બન્નેને ઠાર જ કરશું તો પ્રજામાં અવિશ્વાસી થઇ પડશું. આમ વિચાર કરીને પ્રથમ તેના પરમ.મિત્ર કરી મૂકેલા ભાગુરાયણદ્વારા મલયકેતુને ખરી હકીકત જાહેર કરાવી. ભાગુરાયણે ચાણક્યના પ્રપંચનો સાર મલયકેતુને એકાંતમાં કહી આપ્યો કે, દુષ્ટ ચાણક્યેજ તારા પિતાના પ્રાણ લીધાછે, તે તું જાણે છે, છતાં પણ તેનો વિશ્વાસ રાખે છે, એ બહુ નુકશાનકારક છે. વાસ્તે આપણે બન્ને અહીંથી નેપાળ નાસી જઇએ. જો તે જરાપણ આપણા મનનો સંશય જાણશે તો આપણને પણ અહીંજ રાખશે. આ ઉપરથી મલયકેતુ ગભરાટમાં પડયો અને ભાગુયણને પૂછ્યું કે હવે મારે અહીંથી કેવી રીતે નાસવું ? એટલે. ભાગુરાયણે તેને ગુપ્ત રીતે નાશી જવાનો ઉપાય શોધી આપ્યો અને કહ્યું કે તમારે કંઇ પણ ફિકર કરવી નહિ. હું હમણાં તમારી પાસે આવુંછું. મારૂં બૂરૂં થાય માટે હું થોડા દિવસ પછી ઉત્તમ સહાયકો લઇને તમારી પાસે હાજર થઇશ.

એ પ્રમાણે કહીને તેને નસાડી મુકયો. બીજે દિવસે પ્રભાતમાં ઉઠીને ચાણક્યે વિરોચકને બોલાવી કહ્યું જોયું કે મૂર્ખ મલયકેતુ તમારા ઉપર અને

ચંદ્રગુપ્ત ઉપર વૈર રાખીને રાક્ષસ સાથે મલી ગયો છે. અને અંહીથી નાશી ગયો છે. ખેર અમે તો તમોને કબૂલાત પ્રમાણે અર્ધરાજ્ય આપશું, કેમકે તમે અને પર્વતેશ્વર કાંઈ જુદા નથી. આ પ્રમાણે કહીને તેને ધીરજ આપી, પરંતુ અંદરખાને ચાણકયના મનમાં એમ હતું કે હાલ કેટલાક દિવસો થયા રાજ્યમાં ગુપ્ત દૂતો વૈરને લીધે ચંદ્રગુપ્તનો વધ કરવાના મિષથી ર યુક્તિઓ રચે છે. માટે તેવા પ્રસંગે આ પુતળું ગોઠવવાને કામ લાગશે. : વિચારથી તેને દૂર કરવો ધાર્યો નહિ.

ત્યાર પછી ચાણાક્યે આખા નગરમાં પ્રસિદ્ધ કર્યું કે, આજ મધ્ય ચંદ્રગુપ્ત તથા વીરોચક રાજય મહેલમાં પ્રવેશ કરશે; વાસ્તે રાજવાડામાં સ સુવર્ણ તોરણો બંધાવી દેવાં; અને આસપાસ ઝાડપાન રોપી દેવાં. સુતારો બોલ કે, મહારાજ! આર્ય ચંદ્રગુપ્ત રાજભુવનમાં પધારશે એવું સાંભલી ને અમા મુખ્ય શિલ્પશાસ્ત્રી દારૂવર્માએ પ્રથમ દોઢીનો દરવાજો તૈયાર કરી રાખ્યો છે, મ આમાં કંઇ પણ કારણ હોવું જોઇએ. અસ્તુ આગળ જોઇશું. આમ મનમાં કહી શુભલગ્નનો સમય થયો એટલે તેણે ચંદ્રગુપ્તને અને વિરોચકને એક આસ ઉપર બેસારી, નામનોજ અભિષેક કરી, બન્નેને પૃથ્વીના અર્ધ અર્ધ રાજ્ય ભાગીદાર જાહેર કર્યા. પછી વિરોચકને ચંદ્રગુપ્તનો પોશાક પહેરાવી ચંદ્રગુપ્ત ચઢવાની ચંદ્રલેખા નામની હાથિણી ઉપર બેસાર્યો અને કહ્યું કે હવે તો તમે અમારે પર્વતેશ્વર છો; અને ચંદ્રગુપ્તના વડીલ બંધુ છો; માટે તમે આગળ રહેજો અને ચંદ્રગુપ્ત તમારી પાછળ રહેશે. આમ કહીને સમય થયો એટલે અનુયાયી સહિત રાજસ્વારી રાજમહેલમાં પ્રવેશ કરવા માટે ચાલી. આ વેળા વિરોચક જે હાથી ઉપર બેઠો હતો, તેનો માવત બર્બરક મંત્રી રાક્ષસનો ગુપ્ત દૂત હતો. તેણે આ હાથણી ઉપર ચંદ્રગુપ્તજ બેઠો છે, એમ જાણીને મ્યાનમાંથી શસ્ત્ર ખેંચ્યું કે તુરત હાથણી ભડકીને જોશમાંજ રાજમહેલના દરવાજા તરફ દોડી. હાથણી ચંદ્રલેખાને દોડતી જોઈને આગળથીજ અમાત્ય રાક્ષસની પ્રેરણા પ્રમાણે ચંદ્રગુપ્તનો ઘાટ ઘડવા માટે શિલ્પશાસ્ત્રી દરવાજા ઉપર ચઢીને બેઠો હતો તેણે હાથણીની ગતિની ગણતરી પ્રમાણે કમાનને કળ ફેરવી નીચે નાખી કે બિચારો બર્બરક જે બીજાના પ્રાણ લેવા માટે તલસી રહ્યો હતો, તે પોતેજ યમદ્વારમાં પહોંચી ગયો. [અપૂર્ણ.]

---

# श्री गुरुस्तवन.

મંદાક્રાન્તા.

( સાંધણુ ગયા અંકને પાને ૧૧૯ થી )

બોલ્યો ત્યાં તો—† નવ જલદ શો ચારુશ્રી ચર્ણપદ્મ
આપ્યો 'આહા ! નીલ કમળશો મુજ સૌભાગ્ય સદ્મ
જેની પ્રાપ્તિ અગણિત તપે, પૂર્વ પુણ્યે બને તે,
આપ્યો આહા ! દીનજન મ્હને પૂજ્ય કૈવર્તકે રે ! ૧૫
† જેને માટે મુનિતપ તપે, યોગીઓ યોગ સાધે;
જેને માટે યતિનિયત રહે તોય સ્વપ્ને ન લાધે.
જે પામીને બલિપણ થયો ભૂપ પાતાલકેરો,
‡ તે હું પામ્યો ! મુજસમ અહો ભાગી છે કો હવે તો ? ! ૧૬
ભેટ્યો હું તો રસભરઉરે નાથનાં પૂજ્યપાદે,
ભેદ્યાં મ્હારાં દુરિતસઘળાં નાથનાં પૂન્યવાદે,
આનન્દેન્યુ ચરણકમલે સ્પર્શતાં શાન્તિ વ્યાપી,
આનન્દેન્યુ ચરણકમલે વર્ષતી'તી સુધાશી ? ! ૧૭
બાંહે ઝાલી કરુણ–હૃદથી કેવટે નાવ લીધો,
બાંહે ઝાલી ભવઉદધિના શોકની પાર કીધો.
વંદું માટે ચરણકમલો નાવી ! ઓ નાથ ! મ્હારા,
રોતાં રોતાં નયનજલની અંજલી અર્પું વ્હાલા !! ૧૮

इतिशम्. ज. का. पाठक.

† નવજલદ—નવીનમેઘ. † 'જે' અને 'તે' વિશેષણો શ્રી સદ્ગુરુના ચરણ કમલ માટે સમજવાં

સૂચના:— આ પદ્યબંધની યોજના શાન્તમૂર્તિશ્રી માણિક્યવર્મ્માની સંક્ષિપ્ત વસ્તુ કલ્પના ઉપરથી થઇ છે અને તે માટે આ યોજક તેમનો આભારી છે.

# एक शिकारी.



( સાંધણુ ગયાં અંકતે પાને ૧૦૨ થી ચાલુ )

તેની ડાબી તથા જમણી બાજુપર સીધા ઊંચા ઊંચા ખડકો ઉભા થયા; અને નીચે ઊંડી ખીણો ભયંકર રૂપ બતાવતી હતી. કોઈ કોઈ જગાપર મનુષ્યોનાં હાડકાં રસ્તામાં પડેલાં માલુમ પડતાં હતાં. આગળ જતાં રસ્તો પણ ઝાંખો થવા લાગ્યો; અને આગળ તો બિલકુલ બંધ થઈ ગયો; ફક્ત ક્યાંક ક્યાંક એકાદ પગલુ નજરે પડતું હતું; થોડી વાર પછી તો એ પણ બંધ થઇ ગયું. તેણે ગીત પડતું મૂક્યું; અને એક રસ્તો પકડયો. આગળ ચાલતાં નજરે દેખી શકાય તેટલે ઊંચે સુધી આવેલો એક લીસો સીધો ટેકરો જોયો. તે બોલ્યો; "હું આમાં એક સીડી બનાવીશ અને એક વખત ત્યાં પહોંચ્યા કે પછી આવી પુગ્યાજ સમજવું." આવી રીતે હિમ્મતના શબ્દો બોલતો અને કામ કરે જતો. પોતાના કલ્પનાના કોકડાથી તે પત્થરો ખોદી કાઢતો; પણ તેમાના અર્ધા બંધબેસ્તા ન થાય અને કેટલીક વાર નીચલું કામ તકલાદી થવાથી એકાદ માસની બધી મહેનત પાણીમાં જતી. પણ તે શિકારી ડગ્યો નહીં. તે પોતાના મનને એમજં કહેતો: "હું ઉપર પહોંચ્યો એટલે પછી મ્હારૂં કામ પુરૂં થશે."

આખરે તે ટોચ પર પહોંચ્યો; અને તેણે પોતાની આસપાસ જોયું. દૂર દૂર નીચે તેણે વહેમની ખીણો ઘાટા ધુમ્મસમાં ઢંકાયલી દીઠી; અને ઉપર પર્વતની ટોચ પર ટોચ આવી રહી હતી; પહેલાં તે નીચા લાગ્યા હતા; પણ હવે તો તેઓ ઘણા ઊંચા જણાવા લાગ્યા. તળેટી પરથી તે ટોચ સુધી પત્થરની મોટી સીધી દિવાલ હોય તેમ ખડકોની હાર એકપર એક લાગેલી હતી. અને ટોચ પર નિરંતર પ્રકાશ પડતો હતો. તે નીચો વળ્યો અને પાછો ઉભો થયો ત્યારે તેનો ચહેરો ઉજળો પુણી જેવો હતો. તે હવે તદ્દન શાંત હતો. અને તદ્દન ધીમેથી ચાલતો હતો. તે ઊંચા પ્રદેશોમાં હવા બહુ આછી હોય છે અને નીચલા પ્રદેશના લોકોને ત્યાં આવતાં દમ લેવામાં મુશ્કેલી પડે છે. શ્વાસે શ્વાસે તેને છાતીમાં દુઃખ થઈ આવતું અને તેની આંગળીના ટેરવાંમાંથી લોહીનાં ટીપાં નીકળતાં હતાં.

ખડકોની બીજી દિવાલ પાસે આવીને તેણે પોતાનું કામ શરૂ કર્યું. એ દિવાલ ઘણી ઊંચી હતી પણ એ કાંઈ બોલ્યો નહીં. તેના હથીયારના અવાજ રાત દિવસ પત્થર ઉપર થા કરતા સભળાતા હતા. વર્ષો વહી ગયાં પણ એ પોતાના કામથી પાછો હઠયો નહીં, પણ હજી એ દિવાલ ઊંચે આકાશને અડકતી દેખાતી હતી. કેટલીક વખત તે ઇશ્વર પાસે માગતો કે એની નજર ઠારવા એ પત્થરોમાં કાંઇ લીલોતરી ઉગી નીકળે, પણ એની ઇચ્છા કદીજ પૂરી પડીજ નહીં.

એમને એમ વર્ષો વહી ગયાં તેણે પગલા કાપી કાઢયાં હતાં એની ગણતરી પરથીજ વખતનું અનુમાન કરતો હતો, તેણે જોયુ તો દર વર્ષે એ થોડાંજ પગલા તૈયાર કરી શકતો. તેનું ગીત તદન બધ થયુ, હુ આમ કરીશ કે તેમ કરીશ એમ તે કદી બોલતો નહીં, ફક્ત કામ કર્યે જતો. સધ્યા સમયે આ થયેલા સૂર્યના ઝાંખા તેજમાં ખડકોની અદરના કાણાંઓમાથી ઘણી વખત વિચિત્ર જગલી પ્રાણીઓ પોતાનાં મોઢાં બાહાર કાઢતાં હતાં અને તેના તરફ તાકી રહેતાં હતાં

"અરે એકના મનુષ્ય! તે બહુ કર્યું છે. હવે તો જરા વિશ્રામો લે ' તેઓ કહેતાં

"મ્હારો મોક્ષ કાળમાજ રહેવો છે. એક મિનીટ પણ જો હુ કામ કરવુ બંધ કરૂ તો તમે મને ખાઈ જાઓ" તે જવાબ દેતો.

ફરી અવાજ આવતો, તારા પગ નીચેની ખીણ તરફ નજર કર. ત્યાં શુ પડયું છે તે જો—ફક્ત ધોળાં હાડકાં. ત્હારા જેવોજ શુરવીર અને જોરાવર માણસ આ ખડકપર ચડતો ચડતો આવ્યો હતો. તેણે ઉપર જોયુ, અને તેને લાગ્યુ કે હવે મેહેનત કરવામાં ફળ નથી. સત્ય તેને કદી મળવાનું નથી. તે કદી તેને જોવાનો સુધ્ધાં નથી. એટલે તે ત્યાંજ બેસી ગયો કારણ તે ઘણોજ થાકી ગયો હતો તેને ઊંઘ આવી ગઇ અને તે તેની છેલ્લીજ ઊંઘ હતી. ઊંઘ શાંતિ આવે છે ઊંઘમાં આપણને એકલાપણુ લાગતું નથી તેમ હાથ કે હૃદયમાં કાંઇ વ્યથા પણ જણાતી નથી. '

તે શિકારી ફક્ત હસ્યો.

મ્હારા વાલાંમાં વહાલાને મેં તજ્યાં છે, નિરતર રાત્રિના પ્રદેશમાં મેં ફેરા ખાધાં છે; દરેક જાતની લાલચને મેં તુચ્છકારી કાઢી છે, માણસ જા-

स्त्रियो देव्यो गृहश्रियः—સ્ત્રીયોદેવી ઘરની લક્ષ્મી રૂપ છે. ઘર તે ઘર નથી. પણ ગૃહિણી—ઘરની સ્ત્રી એજ ઘર છે. સ્ત્રી વિના ઘર અરણ્ય જેવું ઉજ્જડ લાગે છે. જે કુળમાં સ્ત્રીયો દુઃખી થાય છે. તે કુળનો ઝટ નાશ થાય છે તેની સમૃદ્ધિ હણાય છે, અને કલ્યાણનો પણ નાશ થાય છે. પુરૂષના સઘળા સુખ-નો આધાર સ્ત્રી પરજ છે. સમૃદ્ધિ, સુખ, વંશ અને કલ્યાણની વૃદ્ધિ કરવા વાળી આવી જે પોતાની સ્ત્રી તેને અન્ન વસ્ત્રાભૂષણ વિગેરેથી કોઇ પ્રકારે ન્યૂન નહી રાખતાં સંતોષી સત્કાર કરવો સંરક્ષણ કરવું, સ્નેહ રાખવો, હિત કરવું, કદી પણ અનાદર કે તિરસ્કાર કરવો નહીં, વિશ્વાસ રાખવો તેને ગુલામડી નહીં ગણતાં ગ્રહનો કારભારી, લક્ષ્મી અને સંસાર સાગર તરવાનો સાથી ગણવી. એ પાસેથી જોર જુલમથી કોઇ કાર્ય નહી કરાવતાં, શક્તિ પ્ર-માણે કાર્ય સોપવું. સ્ત્રી અર્ધાંગના રૂપ છે. માટે જેવિ રીતે આપણું શરીર શોભાવવાની અને સુખી રાખવાની કાળજી રાખીએ, તેવીજ રીતે તેને પણ શોભાવવી અને સુખી રાખવી. જેમ અરધું શરીર સારૂં નહોય, તો સઘળો વ્યવહાર અટકી પડે તેમ સ્ત્રી જો અયોગ્ય અને દુઃખી હશે, તો પુરૂષ કદી સુખી થવાનો નહી. માટે તેને તન, મન, અને કર્મથી પોતાના પ્રાણસમાન ગણવી, કેમકે પુરૂષને આ સંસારમાં ખરો સાથી—મીત્ર સ્ત્રી છે. મહાભારતમાં કહ્યું છે કેઃ—

नास्ति भार्या समो बन्धु र्नास्ति भार्या समागतिः ॥
नास्ति भार्या समो लोके सहायो धर्म संग्रहे ॥

પુરૂષને ભાર્યા સમાન બીજો મીત્ર નથી, ભાર્યા સમાન બીજી ગતિ નથી આ લોકમાં ભાર્યાના સમાન બીજું કોઇ ધર્મ સંગ્રહ કરવામાં સહાયકારી નથી કેમકે—

ટાળે દુઃખ પાળે ઘર સઘળું, સંભાળે કુલ નાર,
પુણ્ય સહાય પ્રજા ઉપજાવે, પોષણ કરે અપાર.

દુઃખ ટાળવું એ મિત્રનો પરમ ધર્મ છે. એ ધર્મ સ્ત્રી દુઃખને વખતે બરાબર બજાવે છે. જ્યારે પતિને આ સંસારમાં અનેક પ્રકારની આપત્તિયો આવિ પડે છે, તે પ્રસંગે શું કરવું એ સૂઝતું નથી, ત્યારે સ્ત્રીમાં ધૈર્ય, ડાહપણ, હીંમત વગરે અનેક ગુણો ગુપ્ત રહેલા છે તે એકાએક એ પ્રસંગે પ્રકાશી નીકળી, પતિને ધીરજ. હીમ્મત અને દીલાસો આપે છે, અને શું. કરવું એ રસ્તો

બતાવે છે. એટલુંજ નહી પણ તે સુખ દુઃખમાં પતિને આનંદ આપનારી છે આવી જે પોતાની આનંદ આપનારી અર્ધાંગના તેને પતિએ સુખ આપી આનંદી રાખવી એ તેમનો પરમધર્મ છે.

કેટલાક અજ્ઞાન અવિચારી પુરૂષો સ્ત્રીને દુઃખ દેછે અને પોતે સુખ ભોગવી આડેમાર્ગે ચાલેછે. આવા પાપી પુરૂષોના પાપ તરફ વિચાર કરતાં તેમને પતિપણું કદી પણ ઘટતું નથી. આવા પાપી પુરૂષો પોતાના પાપને લીધે સ્ત્રી વિનાના થાય છે. અનેક પ્રકારનાં દુઃખો ભોગવે છે, અને અકલ્યાણને પામે છે કહ્યું છેકેઃ—यत्रनार्यस्तुपूज्यन्ते रमन्ते तत्र देवताः ॥ સ્ત્રીયો જે ઘરમાં માન પામે છે, તે ઘરમાં દેવતાઓ સંતુષ્ટ થાય છે—

સ્ત્રીના આંસુથી જે જમીન ભીની થાય છે તે ઘરમાં કલ્યાણ નથી સ્ત્રીના પ્રસન્ન મુખથી શોભે છે અને ઘરનો અંધકાર દુર કરે છે. માટે સ્ત્રી-ને સંતુષ્ટ અને પ્રસંન્ન રાખવી એકુલીન પુરૂષનું કામ છે. કુલીન પુરૂષોએ પોતાની ધર્મ પત્નીપરજ ખરી પ્રીતિ રાખવી, તેનેજ પોતાનું જીવિત કે સર્વસ્વ ગણવી જોઇએ. તે ગમે તો આંધળી હોય કે કદરૂપી હોય! ગમે તો લુલી હોય કે પાંગળી હોય! તે ગમે તો બેહેરી હોય કે મુંગી હોય પણ જેનો હાથ દેવ અગ્નિ અને લોકોની સાક્ષિએ પ્રતિજ્ઞા લઈ ગ્રહણ કર્યો છે તેને જીવીત પર્યંત પાળવી એ પરમ ધર્મ છે. લગ્ન વખતે પ્રતિજ્ઞા કરીછે કેઃ—धर्मेष्वर्थेषुकामेषु सहचरेयं सहचरेयं सहचरेयं. ॥ ધર્મમાં અર્થમાં, અને સુખમાં હું મારી ધર્મ પ-ત્નીને સાથે રાખીશ, સાથે રાખીશ, સાથે રાખીશ." આ પ્રમાણે ત્રણ વખત બોલી વચન આપે છે. આવું જે વચન તોડે છે. તે ખરેખર ઈશ્વરનો ગુન્હેગાર થાય છે. જે જ્ઞાતા અને કુલીન પુરૂષો છે, તે પોતાના પ્રાણ જતાં સુધી પણ પોતાનુ વચન ભંગ કરતા નથી. કે એક ધર્મ પત્ની શિવાય બીજી સ્ત્રી પર ભાવ લાવતા નથી. વળી જેમ સ્ત્રીને પોતાના પતિ શિવાય બીજા પુરૂ-ષનું મૂખ જોવું પણ કહ્યું નથી, તેમ પુરૂષે પોતાની ધર્મ પત્ની શિવાય બીજી સ્ત્રીનું મૂખ પણ કુદૃષ્ટિએ જોવું ન જોઈએ. જેમ સ્ત્રીએ પોતાના પતીનેજ રૂપ, ગુણ, અને શીલથી ઉત્તમ ગણવો જોઇએ તેમ પુરૂષે પણ પોતાનીજ એક ધર્મ પત્નીનેજ રૂપ, ગુણ, અને શીલથી ઉત્તમ ગણવી જોઈએ.

સ્ત્રીયોએ જેમ પતિવૃત પાળવું જોઇએ તેમ પુરૂષે પણ એક પત્નિવૃત પાળવું જોઇએ એવો શાસ્ત્રમાં લેખછે, જેવો પતિનો સ્ત્રીપર હક છે તેવોજ સ્ત્રીનો

પતિપર હક છે. જેવા સ્ત્રીઓને પતિ સાથે વર્તવાના કઠણ ધર્મ છે તે વાજ પતિને સ્ત્રીઓ સાથે વર્તવાના કઠણ ધર્મ છે. એવા પોતાના કઠણ ધર્મ ત્યાગી પોતાની પ્રિયાને વગર કારણે તજનાર પુરૂષને વીપરીત ફળ મળેછે.

સ્ત્રી પુરૂષ વચ્ચે કલેશ થવાથી ક્યાંઈપણ સારૂં થયું જાણ્યું નથી કેમકે સ્ત્રી એ સંસારનું નૂર છે. એ નૂર કલેશને લીધે ઘરમાંથી જંતુ રહે છે. સંમૃદ્ધિ નાશ પામે છે. અને સઘળે દુઃખ દુઃખ ને દુઃખ દીસે છે માટે કલેશનું ફળ વિપરીત છે.

જ્યાં સ્ત્રીપુરૂષ વચ્ચે કલેશ થાય છે ત્યાં સર્વે પ્રકારના સુખનો નાશ થાય છે. ! સ્ત્રીનું લાલન પાલન કરવાથી તે ઘરની લક્ષ્મીરૂપ થાય છે. એથી લક્ષ્મી વધે છે તેને દુઃખ દેવાથી કે મારવાથી તે ઘરમાં ચંડીકાનું રૂપ ધારણ કરી ઘરની સર્વે રીદ્ધીનો નાશ કરે છે તે વીશે ભેદ વ્યાસજીનું વચન છે કેઃ- लालितासैवलक्ष्मी स्यात् ताडितासैवचंडिका ॥ પોતાની ધર્મ પત્નીનું પાલન કરવાથી તે ઘરની લક્ષ્મીરૂપ થાય છે. અને તેને મારવાથી તે ચંડિકા રૂપ થાય છે. તેવુંજ વચન ભરત ખંડના ભૂષણ રૂપ ભીષ્મપિતાએ યુધિષ્ટર પ્રત્યે કહ્યું છે માટે આ માહાત્માના વચનો યાદ રાખી સુજ્ઞ પુરૂષે પોતાની ધર્મ પત્નીને કોઇ પ્રકારે દુઃખ દેવું નહી. જાંણે અજાંણે અપરાધ થઈ ગયો હોય ! તો તેને અબળા જાણી ક્ષમા કરવી અને ફરી તેવી રીતે ન કરે તેવી સમજુતી આપવી. જેવું પ્રીતિથી કામ સારૂ થાય છે તેવું ભયથી સારૂં થતું નથી. માટે બનતાં સુધી ભય કરતાં પ્રીતિનો વધારો કરવો. કહેવત છે કેઃ- "ભય વિના પ્રીતિ નહિ." તે ખરૂં એકલો ભય બતાવવાથી ભય ભયંકર નુકશાન કરતા થઇ પડે છે. અને તે સાથે માયાળુપણે વર્તવાથી. જે પ્રીતિ થાયછે તે પ્રાણાંત સુધી ટકી રહે છે.

એ પ્રીતિથી જેવું જોડું સુખી થાય છે તેવું પરાણે કરેલી પ્રીતીથી થતું નથી.

માટે સુજ્ઞ પુરૂષોએ પોતાની ધર્મ પત્ની સાથે જબરી પ્રીતિ જોડવી અને તે પ્રત્યે પોતાનો ખરો ધર્મ બજાવવો.

જુવો જગતના પિતા શીવજીએ જ્યારે સતિ પાર્વતીએ પોતાનો દેહ ત્યાગ કર્યો. ત્યારે તેણે એકજ સ્થળે કેટલાક વર્ષ પર્યંત અઘોર તપ કર્યું હતું. જુવો તે કેવો નિર્મળ પ્રેમ.

તેમજ એકજ પત્નીવૃતમાં પંકાઇ ગયેલા આ ભારતભુમીપર શ્રી રામચંદ્ર, રાજા નળ, અને હરિશ્ચંદ્ર આદી ઘણા મહાન પુરૂષો થઈ ગયા છે એ કોનાથી અજાણ્યું છે?

પુરૂષે એક પત્નીવૃત પાળવું એ તેમને અમૃતને આપનાર અને ઉન્નતિ કરનાર છે, માટે કુલીન પુરૂષે પોતાની ધર્મપત્નીપરજ નિર્મળપ્રીતિ રાખીને વિવાહ વખતે કરેલી પવિત્ર પ્રતિજ્ઞા પાળવી. તેની નિંદા કરવી નહી; કે નિંદા થાય તેમ. કરવું નહી. ઘરમાં દાસ દાસી કે છોકરાં દેખતાં અપમાન કરવું નહિં, તિરસ્કાર કરવો નહિં, ક્રોધ કરવો કે ભય બતાવવો નહિં, એમ કરવાથી તો પોતાની ધણીઆણીના પદથી બાતલ કરવા જેવું થાય છે. માટે કંઈ કેહવું હોય તો એકાંતવાસમાં જઇ શાંતપણે સમજાવવી. વિનય અને વિવેકના સભ્ય વચને બોલાવવી, ગાળો દઇ કઠોર વચનો કહેવાં નહિ, એ કદી અજ્ઞાત હોયતો સજ્ઞાત કરવા કાળજી રાખવી. વિશ્વાસઘાત કરવો નહિ, સદા આનંદ અને સંતોષથી રહે તેમ કરવું.

ઉત્તમ ગતિની ઇચ્છાવાળા પુરૂષોએ પોતાની ધર્મપત્નીપરજ નિઃસ્વાર્થ પ્રેમ રાખવો અને તેને સુખી કરવી તથા વંશવૃદ્ધિનું મૂળ જાણી તેવી પતિવ્રતાનું સંરક્ષણ કરવું એજ ઉત્તમ ધર્મ છે.

સ્ત્રીને જંગલી અને દુઃખી રાખવાથી ઘરની શાંતિનો નાશ થાય છે. પુરૂષોની બંધનકારક દોરડી તૂટી જાય છે, અને કુટુંબમાની શાંતિનો નાશ થાય છે. અનાજમાં જેમ મીઠું ન નાખવાથી તે સ્વાદ વગરનું જેવું ફિકકું લાગે છે તેમ ગ્રહસ્થાશ્રમમાં સ્ત્રી, એ મીઠા પ્રમાણે છે. તે ન હોય તો ગ્રહસ્થાશ્રમમાં સ્વાદ રહેતો નથી માટે ખરેખર કહીએ તો તેના વડેજ સંસારનાં સઘળાં સુખો પ્રાપ્ત થાય છે. માટે તેને સર્વ પ્રકારથી પ્રસન્ન રાખવી તેનો ત્યાગ કરવો નહીં,

હાલના કેટલાક અવિચારી પુરૂષો પોતાની સ્ત્રીથી જરા બોલવું થયું, કે તેનું વેર વાળવાને રજા આપે છે, અને બીજી સ્ત્રી સાથે સંબંધ બાંધે છે આ ઘણુંજ શરમ ભરેલું છે. આ કામનો એક પશુના જેવું કહેવાય છે. પશુઓ અનેક સાથે વ્યવહાર બાંધી છોડી શકે છે. આ કોઇ મનુષ્ય જાતિના પુરૂષને યોગ્ય નથી.

માટે તમારા દીલમાં વિચારી અને અજ્ઞાનરૂપી અંકુરને છોડી દ્યો પરાઇ સ્ત્રીઓમાં ભગિની અગર માતુ સમાન ભાવ રાખો ને ખરા અંતઃકરણથી એક પત્નીવૃત પાળો જેથી આ મનુષ્ય દેહને પૂર્ણ રીતે અમૂલ્ય સુખમાં ગાળશોજ.

લા૦ ક. જ. યાજ્ઞિક.

---

# आर्य बंधुओ! जागृत थाओ.



( દુલ્લર્ભજી વિ. ત્રિભુવનદાસ ઝવેરી. )

પવિત્ર પ્રિય વાંચનારાઓ ! સંસાર સુધારણાના સંબંધમાં બાલલગ્નના વિષયપર ઘણીવાર બોલાયું છે અને લખાયું છે. કેટલાક વિદ્વાન લેખકોની કલમથી આ વિષયને ઘણીજ સારી રીતે ચીતરવામાં આવ્યો છે, છતાં પથ્થર પર પાણીની અસર માફક જુના રીવાજોને માન આપતા, કેટલાક હિંદુઓનાં પથ્થર જેવાં હૃદય હજુ પીગળેલ નહીં હોવાથી, તત્ સંબધે મારો ક્ષુદ્ર વિશેષ પ્રયત્ન અયોગ્ય નહીં ગણાય. આ આર્યાવર્તના કેટલાક ભાગમાં અને વિશેષે કરી ગુજરાતમાં આ રીવાજ એટલે સુધી પ્રસરવા પામ્યો છે કે જો હજુ પણ તે સામે યોગ્ય પગલાં ભરવામાં ઢીલ થશે, તો ગુજરાતીઓને વિશેષ ભોગવવું પડશે. આ સર્વ અડચણો કેટલેક દરજજે દૂર થાય એવા હેતુથી તત્સંબંધી મારા વાંચવામાં આવેલા પુસ્તકોને આધારે નીચેનું લખવા રજા લઉં છું તે ધ્યાન પૂર્વક વાંચી વિચારવાની વાચકને ખાસ સપ્રેમ વિજ્ઞપ્તિ છે.

સ્વદેશાભીમાની આર્ય બંધુઓ ! જાગૃત થાઓ જાગૃત થાઓ તમારી શક્તિ કોણે શોષી લીધી છે? તમારા આયુષ્યની લાંબી દોરી વચ્ચમાંથી કાપી કોણે ટુંકી કરી નાંખી છે? ઉત્સાહના આભૂષણથી શોભતા આર્ય બંધુઓ ! પૂર્વનું તમારૂં ઉત્સાહનું આ ભૂષણ ચોરી તદ્દન ઉત્સાહહીન તમોને કોણે બનાવી મેલ્યા છે? તમારી સદ્બુદ્ધિ કે જેથી પ્રાચીન સમયમાં હજારો બલકે કરોડો સત્કાર્યો થયેલાં તે બુદ્ધિને હાલ બાવરી કોણે બનાવી દીધી છે? તમારી પાસે અખૂટ પૈસો છતાં હાલ કેમ છેક નિર્ધન થઇ બેઠા છો? વિચારો, વિચારો કારણ વિના કાર્ય સંભવિત નથી" તેમજ તમારી શક્તિહિનતાનું પણ કાંઇ કારણ હોવુંજ જોઇએ. તો કારણની તપાસ કરી, તે દુષ્ટ રીવાજનોજ

મૂળથી નાશ કરી, સ્વદેશ સેવા બજાવી, જન્મનું સાર્થક કરવા, આર્ય બંધુઓના પવિત્ર આશીર્વાદોનું પાન કરવાની ઉમદા તક શા માટે ગુમાવવી જોઈએ?

અરે ટૂંક બુદ્ધિના માબાપો ! જે કાર્યમાં માત્ર તમારી સંમતિ શિવાય તમારો બીજો કશો હક નથી તેના માલીક થઇ પચાવી પડવાનો તમોને શું હક છે? તમારા કુમળા બાળકોના સુખદુઃખની વાતનો વિચાર કર્યા વગર, ફક્ત તમારા પોતાનાજ સ્વાર્થી સુખપર લક્ષ આપી, આ સંસારી તાગ વિનાના કૂવામાં, તમારા કુમળાં બાળકોને લાકડે માકડું વળગાડી, સંસાર વ્યાધિરૂપી જબ્બર પથ્થર સાથે લટકાવી, નાંખી દેતાં તમારા હૃદયના ચૂરેચૂરા કેમ નથી થઇ જતા? પોતાનાં નાની વયનાં કુમળાં બચ્ચાંને પરણાવી સંસારનો લ્હાવો લેવા ઈચ્છતાં, અધમ માબાપો! તમારા કોમળ ફરજંદનો ભવ બાળવાની ઈચ્છા કરતાં તમારા ઘાતકી હૃદયને ખંજરવતી ભેદી કાં નથી નાંખતાં? તદ્દન નાદાન, અણસમજુ અને કાચી વયના બાળકો, જેઓ ભાગ્યેજ માતપિતા શિવાય બીજાના સહવાસમાં રહ્યાં હોય, લગ્ન કરવાનો શો ઉદ્દેશ છે તે જેઓ ભાગ્યેજ જાણતાં હોય, દમ્પતિ રહસ્યનું જેને જરાપણ ભાન ન હોય, અને પતિ અને પત્ની એ બે શબ્દો વચ્ચે શો સંબંધ તે તેઓ ભાગ્યેજ જાણતા હોય તેના કુમળા બાળકોને ઢીંગલા ઢીંગલીની માફક વરવહુ થયેલાં જોવા તલપતી તમારી આંખની કીકીઓને લોઢાના ગરમ કરેલા સળીઆવતી ફોડી કાં નથી નાંખતાં? અને નિર્દોષ બાળકોને પરણાવી જગતમાં સાસુ સસરા કહેવરાવવાની જીજ્ઞાસાવાળી તમારી કર્ણેન્દ્રિયનો અંદરનો પડદો ફોડી શક્તિ હીન કાં નથી બનાવતાં? ઘરમાં જલ્દી વહુ આવી કામ કરી આપે અને હું સાંગામાચીપર બેઠી બેઠી કામ કરવાને હુકમ કરૂં એવું ઈચ્છતી ઘાતકી હૃદયની સાસુઓ? તમારા જન્મારામાં ધૂળ પડો હજુ તેની ઉમ્મર શું? જે ચીજની આપણને બહુજ જરૂર હોય છે અને જે ચીજ આપણને દરરોજના ઉપયોગ માટે અગત્યની છે તે ચીજ ખરીદ કરવાની આપણે કેટલી કાળજી રાખીએ છીએ? ચાર પાંચ દુકાનો ફરી વધારે પૈસા બેસે તેની દરકાર ન રાખતાં સારી ચીજ લેવા તરફ આપણું હમેશનું વલણ છે એવું તમો સમજો છો છતાં પરાયા કુટુંબની જે પુત્રી સાથે આપણા પુત્રને આખી જીંદગાની કાઢવાની હોય તે પુત્રી કન્યાનો યોગ્ય તપાસ કર્યા વિના છેક કાચી વયમાંજ સંસારના તાગવિનાના કૂવામાં અથાગ મહેનત લઇ ઉછેરેલા બચ્ચાંને ધકો દેવો તે કેટલે દરજ્જે અ-

યોગ્ય ગણાય ? માબાપોએ આ બાબતમાં પુખ્ત વિચાર કરવાની આવશ્યકતા છે આ બાબતમાં ઉતાવળથી અલગું રહેવું વધારે લાભ કર્ત્તા છે. કારણ આ કાંઇ એવી ચીજ નથી કે જે પાછળથી નહીં પસંદ પડે તો ઉપયોગમાં નહીં લઇએ. આ કાંઇ એવું રમકડું નથી કે જેના અભાવ વખતે અભરાઈપર મુકી શકાય. પોતાના સંતાનનું શુભ ઈચ્છતા માબાપોએ આ બાબતમાં ખૂબ વિચાર કરી, પોતાના સંતાનોને સંસાર સાગરપર મુસાફરી કરવા યોગ્ય પત્ની રૂપ નાવ મેળવી આપવું કે જેથી મુસાફરીમાં કશીપણ નડતર વિના સહેલથી રસ્તો કપાય–ઉતાવળ કરવાથી ઓછી પરિક્ષા થઇ શકે છે ને તેથી ગાબડાવાલા નાવ સ્વીકારવાં પડે છે જેનું દુઃખદ પરિણામ એજ થાય છે કે અરધી મુસાફરીએ, અંદર મુસાફર સુદ્ધાંનાવ તળીએ બેસી જાય છે. જો ભાગ્ય દેવીની મહેર હોય તો આ આફતમાંથી કદાચ બચે તો તેમાંથી બચી બીજી આફતમાં આથડવું પડે છે. અને “ કર્મે કજોડુંને જગમાં વગોણું” એ વાકયના અનુભવ કરવાનો વખત આવેછે. કન્યાઓને કશી વ્યાધી નહીં હોવાથી ઉકરડાની માફક શરીરમાં વધતાં વાર લાગતી નથી. તેથી ઉળટું બાળકો અર્વાચીન કેળવણીના અવ્યવસ્થિત બોજાથી એવાતો દબાઈ ગયેલા હોય છે કે જેમ જેમ ઉમ્મરમાં તેઓ વધતા જાય છે તેમ તેમ શરીરમાં ક્ષીણ થતા જાય છે જેનું પરિણામ ઉપલા વાકયનો અનુભવ કરાવે છે. બ્રાહ્મણ, વાણીઆ જેવી ઉચ્ચ જ્ઞાતીઓમાં ચોરીના ચાર આંટા ફરી ચૂકયા એટલે પછી બાળકીઓને માત્ર પતિ ઉપરજ સર્વ સુખનો આધાર રાખવો પડે છે. જગત્કર્તાના આપેલા આ ફેસલાપર તેઓ અપીલ કરી શકતી નથી અને કદાચ કોઇ હિમ્મતનું હથીઆર ગ્રહી અપીલ કરવાની કોશેષ કરેતો તેની અપીલ સાંભળનારજ કોઈ મળતું નથી.

સર્વોત્તમતાના શિખર પર ફરકતી વિજય પતાકાથી શોભીતો આ આર્યાવર્ત દેશ જે આ અખિલ વિશ્વપર આવેલા વિવિધ પ્રદેશોમાં સર્વથી અધિક પ્રસંશનીય ગણાતો અને જેની મહત્તાની આપણી સન્મુખ હજારો સાબીતીઓ છે. જે દેશ એક વખત પૃથ્વીનું પારસમણી ગણાતો અને જે આ દુનીયાનું નાક હતું જેના પ્રદેશની ફળ, ફૂલ ભૂમીપર સ્વેચ્છાએ ઉગી નીકળતી વનસ્પતીઓ અને કરોગોપર રામબાણ ઔષધી તરીકે વપરાતી તે દેશની યુવાવસ્થાનું પુનઃ ભાન થતાં હે વાંચનાર ? તારા મનની કેવી સ્થીતિ થાય છે ?

તેનો વિચાર કર કયાં ગઇ પૂર્વની સિદ્ધિ ? ક્યાં ગઇ પૂર્વની જાહોજલાલી ? ક્યાં ગયા પૂર્વેના રણધીરો ? ક્યાં ગયું તમારૂં સો વર્ષનું આયુષ્ય ? ક્યાં ગયા તમારા પૂર્વેના સદ્ગુણો સર્વ ગયું. " નીતિ ગઈ, રીતિ ગઇ, પ્રીતિ ગઇ, શાન્તી ગઇ, લક્ષ્મી, કળા, કીર્તિ કુલીનતા, કાન્તી પણ ચાલી ગઈ. હવે રહ્યું શું ? કચરો. અનીતિ વધી, વ્યભીચાર વધ્યો, જૂઠ વધ્યું, આયુષ ઘટયું. દોલત ઘટી, ખરો પ્રેમ પ્રાચીન પ્રેમીઓની સાથે ગયો. સર્વ થયુ પણ શાથી થયું ? કારણ તપાસો ખૂબ વિચાર કરતાં છેક મૂળ સુધી જતાં તેનું કારણ " બાળ લગ્ન " શિવાય બીજું કશું નહીં મળે.

બાળ લગ્ન ! અરે બાળ લગ્ન ! તાહરા હરામી દોરથી કેટલા તરૂણ બાલક અને બાળકીઓના અવતાર ધૂળધાણી થઇ ગયા છે ? અરે બાળ લગ્ન ! ઉછરતી અણખીલી કળીઓને કાપી નાંખી કેટલી બાળાઓના શ્રાપ તેં વોરી લીધા છે ? અને નવાઈ જેવું એ છે કે હજુ તારૂ યૌવન ચાલુ છે. અરે બાળ લગ્ન ! કેટલા બાળકોના સુખના ઉદય થતા સૂર્યને તેં ભિન્ન ભિન્ન પ્રકારના સંકટો રૂપ વાદળીઓથી ઢાંકી દીધો છે ?

સ્વાર્થમાં અંધ થઈ ગયેલા માબાપો ? તમારા ફરજંદોનો ભવિષ્યનો પ્રથમ વિચાર કરી પછીજ આ કાર્ય કરો ! તમારો સ્વાર્થ સરે તેમાં સંતોષ ન માનો ? બાળ વિવાહના અનાચારનો ઉદય ન ઇચ્છો ત્રાહિ ! ત્રાહિ ! ધિક્કાર, ધિક્કાર, હજારવાર ધિક્કાર હોજો આ બૂરા રિવાજને અને ધિક્કા-હોજો તે રીવાજ પ્રચલીત કરનારને અહા ! આટલી વસ્તીવાળા હીંદુસ્તાનમાંથી એવા માઇના પૂત કોઇ નથી કે જે આર્ય અબળાઓનું રક્ષણ કરવા અનીતિ વર્ધક બાળ લગ્નનો જડમૂળથી નાશ કરી, આર્યોની સંસાર સ્થિતિ સુધારી, તેઓના આશીર્વાદ ગૃહણ કરી સ્વદેશ સેવા બજાવવા યોગ્ય પગલાં ભરવા કશી ભીતિ વગર આગળ પડે, આર્ય બંધુઓ ! આપણામાં ન્યાયજ ક્યાં છે ધર્મ ક્યાં છે ? નીતિ ક્યાં છે ? દયા ક્યાં છે ? કદાચ કમનશીબે ઓરી; માતા વીગેરે ઉપદ્રવથી પતીમરી જાયતો કદરૂપી બનાવી દુઃખના દરિયામાં તેને હડ-સેલી મેલવી એ આપણા આર્યોની દયા ?

---

# सामान्य नीति.



अनुगन्तुं सतां वर्त्म कृत्स्नं यदि नशक्यते
स्वल्पमप्यनु गन्तव्यं मार्गस्थो नावसीदति ॥ १ ॥
प्रत्यहं प्रत्यवेक्षेत नरश्चरित मात्मनः
किंनुमे पशुभिस्तुल्यं किंनु सत्पुरुषै रिति ॥ २ ॥
सद्भिरेव सहासीत सद्भिः कुर्वीत संगतिः
सद्भिर्विवादं मैत्रींच नासद्भिः किंचिदाचरेत् ॥ ३ ॥
न द्विषन्ति न याचन्ते परनिन्दां न कुर्वते
अना हूता नचायान्ति तेनाष्मानोऽपिदेवताः ॥ ४ ॥
पठतो नास्ति मूर्खत्वं जपतो नास्ति पातकं
मौनिनः कलहो नास्ति नभयंचास्ति जाग्रतः ॥ ५ ॥
सुमन्त्रिते सुविक्रान्ते सुकृतौ सुविचारिते
प्रारंभे कृत बुद्धीनां सिद्धि रव्यभिचारिणीः ॥ ६ ॥
नालसाः प्राप्नुवन्त्यर्थान् न शठा नच मायिनः
नच लोक रवाद्भीता नच शश्व त्प्रतीक्षिणः ॥ ७ ॥

મુશ્કેલ એવા સત્પુરૂષના માર્ગ તરફ જો જવાને શક્તિવાન થવાય તો જરા પણ તે રસ્તો લેવો કારણ સારા રસ્તાપર ઉભેલો મનુષ્ય પણ દુઃખ નથી પામતો ૧ શું મારૂ "ચરિત્ર" પશુના સરખું છે ? કે સત્પુરૂષના સમાન છે ? એ પ્રમાણે પોતાના ચરિત્રનો મનુષ્યોએ હમેશાં તપાસ કરવો ૨ સત્પુરૂષની સાથે વસવુ ને સત્પુરૂષનીજ સંગતી કરવી સત્પુરૂષ સાથેજ વાદ અને મૈત્રી કરવી પણ દુષ્ટ મનુષ્ય સાથે કંઇ પણ કામ ન પાડવુ ૩ કોઇનો દ્વેષ નથી કરતા તેમ યાચના નથી કરતા પારકી નિંદા પણ નથી કરતા તેમજ વગર બોલાવે કોઇને ઘેર જતા નથી તેથી " એટલા સદ્ગુણો ને લીધે " પથ્થર પણ દેવતા કહેવાય છે ૪ અભ્યાસ કરનારમાં મૂર્ખપણું હોતું નથી, માળાનો જપ વગેરે ઇશ્વરની ભક્તિ કરનારને પાપ હોતું નથી, મુંગા મનુષ્યની પાસે ક્લેશ હોતો નથી, અને જાગતા મનુષ્યને ભય હોતો નથી. ૫ સારી રીતે વિચારી, સારી રીતે તપાસીને સારી કૃતીથી, સારા અનુભવથી, સારી બુદ્ધિવાળાની કરેલા પ્રારંભની સિદ્ધિ તુર્તજ સારી મળે છે. ૬ આળસુ માણસ દ્રવ્ય મેળવી નથીશકતો તેમ શઠ "લુચ્ચો" માણસ; ને લુચ્ચાઇ કરનારો પણ દ્રવ્ય નથી મેળવી શકતો લોકના રિવાજથી બીનેલો તેમજ હમેશાં વહેમી માણસ પણ દ્રવ્ય મેળવી શકતો નથી. ૭.

चिन्तनीयाहि विपदां आदावैव प्रति क्रियाः
नकूप खननं युक्तं प्रदीप्ते वन्हिना ग्रहे ॥ ८ ॥
वरं दारिद्य मन्याय प्रभावाद्विभवादिह
कृशताभिमता देहे पीनता नतु शोफतः ॥ ९ ॥
स्त्री विनश्यतिरूपेण ब्राह्मणो राजसेवया
गावो दूर प्रचारेण हिरण्यं लोभ लिप्सया ॥ १० ॥
अति दानात् बली बद्धो ह्यति मानात्सुयोधनः
विनष्टो रावणो लौल्यादति सवत्र वर्जयेत् ॥ ११ ॥
युक्ति युक्तं प्रग्रह्णीयात् बालादपि विचक्षणः
रवेरविपर्यं वस्तु किंन दीपःप्रकाशयेत् ॥ १२ ॥
वृथावृष्टिः समुद्रेषु वृथा तृप्तस्य भोजनम्
वृथादानं समर्थस्य वृथादीपो दिवापिच ॥ १३॥
अजायुद्धमृषिश्राद्धं प्रभाते मेघडंवरं
दंपत्योः कलह श्चैव परीणामे न किंचन ॥ १४ ॥

આગળથીજ વિપત્તિના ઉપાયનો વિચાર કરવો જોઇએ; કારણ અગ્નિથી ઘર સળગ્યા પછી કૂવો ખોદવો શું કામનો ? ૮ આ જગતમાં અન્યાયથી દ્રવ્ય મેળવ્યા કરતા દારિદ્રય અવસ્થા ભોગવવી સારી, જેમકે શરીરમાં સોજા ચડયાથી ખૂબ જાડા કહેવાઈએ તેકરતા દુર્બળ કહેવાઇએ એ ઘણું સારૂં ૯ સ્ત્રી બહુ રૂપથી નાશ પામે છે, બ્રાહ્મણ રાજસેવાથી નાશ પામેછે, ગાઇઓ બહુ દૂર જવાથી નાશ પામે છે, અને સોનું બહુ લોભ કર્યાથી નાશ પામે છે ૧૦ અત્યંત દાન કર્યાથી જો કે તે સારૂં કૃત્ય હતું તો પણ અતિશય કર્યાથી બળીરાજા બંધાઇ ગયો અતિ માનની ઇચ્છાથી દુર્યોધનનો નાશ થયો તેમજ રાવણ બહુ અહંકારથી નાશ પામ્યો માટે સર્વ સ્થળે અતિશયપણું છોડવું અર્થાત્ કોઇ કાર્ય હદથી બહાર ન કરવું ૧૧ ડાહ્યા માણસે યોગ્ય વસ્તુ બાળક પાસેથી પણ ગ્રહણ કરવી જેમકે રવિની દૃષ્ટિમાં ન આવે એવી વસ્તુપર દીવો શું નથી પ્રકાશ કરતો ? અર્થાત્ કરેછે ૧૨ સમુદ્રમાં થયેલી વૃષ્ટી, વૃથા જાણવી તેમ તૃપ્તથયેલાની આગળ મૂકેલું ભોજન વૃથા છે દ્રવ્યવાનને દાન આપવું એ વૃથા જેવું છે તેમ દીવસે દીવો કરેવો તે પણ વૃથા સમજવો ૧૩ બકરાનું યુદ્ધ રૂષીનું શ્રાદ્ધ તેમ સવારમાં મેઘનો આડંબર અને સ્ત્રીપુરૂષનો ક્લેશ એટલી વસ્તુનું પરિણામ કાંઇ હોતું નથી ૧૪

अर्थनाशं मनस्तापं ग्रहे दुश्चरितानिच
वञ्चनं चापमानंच मतिमान्न प्रकाशयेत् ॥ १५ ॥
अवृत्तिकं त्यजेद्देशं वृत्तिं सोपद्रवां त्यजेत्
त्यजेन्मायाविनंमित्रं धनं प्राणहरं त्यजेत् ॥ १६ ॥
सौहृदेन परित्यक्तं निःस्नेहं खलवत्त्यजेत्
सोदरं भ्रातरमपि किमुतान्यं पृथक् जनम् ॥ १७ ॥
त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलंत्यजेत्
ग्रामं जनपदस्यार्थे ह्यात्मार्थे पृथिवीं त्यजेत् ॥ १८ ॥
धनिकः श्रोत्रियो राजा नारी वैद्यस्तु पंचमः
पञ्चयत्र नविद्यन्ते नतत्र दिवसं वसेत् ॥ १९ ॥
नकश्चिदपि जानाति किंकस्यश्वो भविष्यति
अतः श्वः करणीयानि कुर्यादद्यैव बुद्धिमान् ॥ २० ॥
परदारा नगन्तव्याः सर्व वर्णेषु कर्हिचित्
नहीदृषमनायुष्यं त्रिषुलोकेषु विद्यते ॥ २१ ॥

ધનનો નાશ, મનનો સંતાપ, પોતાના ઘરના નઠારા આચરણો, પોતાનું ઠગાવું, તેમજ પોતાનું થયેલું અપમાન, એટલાવાનાનો ડાહ્યા માણસે બાહાર પ્રકાશ ન કરવો, ૧૫ જેમાં કાંઈ ધંધો ન હોય, એવા દેશને છોડી દેવો તેમજ જેમાં ઘણું સંકટ હોય તેવા ધંધાને છોડી દેવો અને કપટભાવથી વર્તનાર મિત્રને છોડી દેવો તથા પ્રાણનો નાશ કરે એવું ધન હોય તો તેને પણ છોડી દેવું ૧૬ સૌહૃદ તેમ સ્નેહ વિનાનો એવો પોતાનો, સગો ભાઈ હોય તોપણ તેને ખળ જેવો ગણી છોડી દેવો. ત્યારે બીજા માણસને મુકી દેવો એમાં શું ? ૧૭ પોતાનું કુળ એક માણસથી બગડતું હોય તો તે માણસને તજી દેવો અને ગામ ખરાબ હોય તો તે ગામમાં પોતાનું જોકે કુટુંબ હોય છતાં તેવું ખરાબ ગામ છોડી દેવું તેમ જો દેશ ખરાબ હોય તો ગામને છોડી દેવું ને પોતાના આત્માને પ્રસન્ન રાખવા સારૂ પૃથ્વિનો પણ ત્યાગ કરવો. ૧૮ ધનવાળો માણસ, બાતમીદાર, રાજા, નદી અને પાંચમો વૈદ્ય એ પાંચવાનાં જ્યાં નથી હોતાં ત્યાં એક દિવસ પણ ન રહેવું ૧૯ કોઈ પણ માણસ એમ નથી જાણતું કે કયા માણસનું કાલ શું થશે એ માટે કાલ જે કરવાનું કામ હોય તે બુદ્ધિવાન પુરૂષે આજેજ કરવું ૨૦ સર્વ વર્ણમાં કોઈ દિવસ પારકી સ્ત્રીનું સેવન ન કરવું કારણ એના જેવું આયુષ્ય ઓછું થવાનું સાધન ત્રણ લોકમાં બીજું કોઈ નથી. ૨૧

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૭ મું ] વૈશાખ સવંત ૧૯૫૫ [અંક ૭ મો


## ॥ यतो धर्मस्ततो जयः ॥

## जीवरुप कोकिल प्रत्ये उक्ती.

राग सारंग.

हे प्रिय कोकिल ! कलरव मधुर करी हरिरस तुं पीने
ए छे सुखरूप भज भज अन्य उपाधी सर्व तजीने हे० १
नरदेह तरुवरमां पेसी महती [1]शाखा उपर बेसी
करयाद श्री नटवर नववेशी–हे प्रिय० २
ए तरूवरने सारू मानी फळरूप मदापण ते जाणी
थै तृप्त मधुरी करवाणी–हे प्रिय० ३
सुखदुःख रूपी फळ छे तेमां त्रिगुणी छे मूल सदा जेनां
ए वृक्ष अमुल्य तुं छोडीश मां हे प्रिय० ४
उत्तम सुखरूपी जे फळ छे मधुरां ते फळने तुं ग्रहजे
दुःखरूपी फळ ने सदा तजजे–हे प्रिय० ५
रसचौरथी ए भरपूरज छे ए उत्तम रसने पण ग्रहजे
पछी करिमीठो रव मन हरजे–हे प्रिये० ६
छपट्दुर्गुण ए तरूवरमां ते अंग तारे नवधरवा
साचु कहुछु आ भव तरवा–हे प्रिय० ७
देखी तरूसप्तत्वचा वाळू अष्टशाखाथी दीसे सारू
नवछिद्रो ते महि निहाळुं–हे प्रिय० ८

૧, અંતઃકરણ ૨, સત્વગુણ, રજોગુણને તમોગુણ એ ત્રણ ગુણ રૂપમૂલ સમજવાં ૩, ધર્મ, અર્થ, કામ, અને મોક્ષરૂપી ચારરસ. ૪, રાગ, દ્વેષ, ક્ષુધા, પિપાસા, લોભ, ને મોહ રૂપીષટ્ દુર્ગુણ. ૫, સપ્તધાતુરૂપ સપ્તત્વચા ૬, પંચમહાભૂત, મન બુદ્ધિ. અને અહંકાર રૂપઅષ્ટ શાખા, ૯, બે આંખના, બે નાકના, બે કાનના, એક મુખનું અને બે ગુહ્ય તથા ઉપસ્થનાં મળી નવ છિદ્રો

दशपत्रो थी पूरण ते छे आम्रोथी स्वाद अधिकदेछे
माटे परिपूरण थै रहेजे—हे प्रिय० ९
जे छे पक्षी एक तुज पासे तेनेज गणी तुं सुखराशी
भजजे तेने रीते खासी—हे प्रिय० १०
ए पक्षीने ईश्वर गणवा ते रूप अखंडित तुं बनवा
दामोदर कहे भज भव तरवा—हे प्रिय० ११

---

## एक वृद्ध पुरुषनो धर्ममां उत्साह.

### દીવસ ૧ લો.

પ્રભાત વાયુ વાવા લાગ્યો. પૂર્વદિશા અરૂણોદય થવાને લીધે રતાશવાળી લાગવા મંડી. રાજા વિનાનિ રાજ કચેરીમાં રાજા આવતાં રાજ્યાધિકારીઓનાં મુખ જેમ મ્લાન બનેછે તેમ ચંન્દ્રમા, મ્લાન તેજવાલો ( ક્ષીણ ) થવા લાગ્યો તારામંડલ પણ ઝાંખું પડવા લાગ્યું.

પ્રથક્ પ્રથક્ થૈ ગયેલા આકાશ માંહેલા તારા મોતીની સમાન ઝીણા ભાસવા લાગ્યા. ચન્દ્રમા અસ્તાચળ ઉપર અવલંબી રહ્યો રવિ ઉદયાચલના મસ્તક ઉપર આવવાને પુર્ણ ઉલ્લાસથી તૈયાર થૈ રહેલો હતો. ચંદ્રવિકાશી કમળો તેના વિરહથી બીડાઇ જવા લાગ્યાં માળામાં પક્ષિઓનો કોલાહલ થૈ રહેલો હતો સદ્‌ગુરૂના સમાગમથી મનુષ્યના અંન્તઃકરણમાં રહેલ અંધારૂ ( અજ્ઞાન ) જેમ દૂર થાયછે તેમ સૂર્યની પ્રતિભા માત્રથીજ અંધારૂં દૂર થવા લાગ્યું. મયૂરો પોતાની "કેકા"વાણીથી મનુષ્યોના મન હરણ કરતા હતા. આવખતે એક સાધારણ ઘરની ઓશરીમાં કાથાની રસીથી ભરેલા ખાટલા ઉપર એક સાધારણ ગાદલું પાથરી સૂતેલો એક વૃદ્ધ પુરૂષ પ્રભાત થયું જાણી આંખો ચોળતો ચોળતો; પ્રાતઃકાળે ઇશ્વરનું સ્તવન કરવાના શ્લોકો બોલતો બોલતો; માથેથી ઓઢેલું ખસેડી બેઠો થયો, અને તરત જુના જમાનાની રીત પ્રમાણે પોતાના જમણા હાથની હથેળી જોઇ ઘરના આંગણાંમાં રહેલ તુલસી માતાનાં દર્શન કરી નીચે પ્રમાણે પ્રભાતીયાં ગાવા લાગ્યો.

---

૮, પાચકર્મેન્દ્રિય, તથા પાંચજ્ઞાનેન્દ્રિય મળી દશઇન્દ્રિઓ રૂપી દશપત્ર.

ભૈરવ ત્રિતાલ.

ભૂર ભયો અબ જોગા મનવા, હરિકો નામ સંભારો; ટે૦
સુતાં સુતાં રૈન વિહાની, અબતૂમ નિંદ નિવારો;
મંગલકારી અમૃતવેલી, સ્થિર ચિત્તકાજ સુધારો; ભૂ૦ ૧
ખિન ભર જોતું યાદ કરેગો, સુખ નિપજે ગો સારો;
વેલાબીતે હે પસ્તાવો, કયુંકર કાજ સુધારો; ભૂ૦ ૨.
ઘર વ્યાપારે દિવસ બિતાવ્યો, રાત્રી નિંદ ગમાયો;
ઈન પહેલાં નિધિ ચારિત્ર આદર, જ્ઞાનાનંદ રમાયો; ભૂ૦ ૩.

ઉપરનું ભજન સાંભળી આસપાસનાં લોકો જાગી ઉઠયાં તે લોકોમાં કોઇ સારા મનુષ્યો હતાં તે, તે ડોસાનું કિર્તન સાંભલી જાગીને એક કાન દઈને સાંભળવા બેઠાં અને અન્ત:કરણમાં પૂર્ણાનંદ માનવા લાગ્યાં. તથા મોઢેથી કહેવા પણ લાગ્યાં કે વાહ! બુઢા કાકા વાહ! ધન્ય છે, સવારમાં ઉઠીને ભજનાં કેવાં અસરકારક પદો ગાય છે?

ઉપરની કવિતા સાંભળી કેટલાંક આસ્તિક મનુષ્યો તે બૂઢા પાસે આવી બેઠાં અને કહેવા લાગ્યાં કાકા! તમારૂ ભજન સાંભલી અમારૂ મન બહુ રાજી થાય છે માટે બીજું ભજન બોલો આ સાંભલી બુઢા કાકા નિગે પ્રમાણે બીજું ભજન બોલ્યા.

રામગ્રી.

સુખદુ:ખ મનમાં ન આણીએ-ઘટ સાથે ઘડિયાં.
ટાલ્યાં તે કોઈનાં નવટળે, રઘુનાથનાં જડીયાં. સુ૦ ૧
નલ રાજા સરખો નર નહિ, દમયતી રાણી.
અરધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી. સુ૦ ૨
પાંચ પાંડવ સરખા બાંધવ, જેને દ્રૌપદી રાણી.
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિદ્રા ન આણી. સુ૦ ૩
સીતાજી સરખી સતી નહીં, જેને રામચંદ્ર સ્વામી.
રાવણ તેને હરી ગયો, સતી મહાદુ:ખ પામી. સુ૦ ૪
હરિશ્ચન્દ્ર રાજા સત્યવાદીયો, તારા મતિ જેની રાણી.
તેને વિપત પડી ઘણી, ભર્યાં નિચ ઘેર પાણી. સુ૦ ૫

આ ભજન પૂર્ણ ગાઇ રહ્યા પછી ડોસાએ એક ઉંડો નિશ્વાસ નાખ્યો. કેમ જાણે પોતે પૂર્ણ દુઃખમાં ડૂબેલ હોવા છતાં જ્ઞાનદ્વારા તે દુઃખને દૂર ખસેડવાને કોશેષ કરતો હોય ! એવું તેની મુખ મુદ્રા ઉપરથી જણાવા લાગ્યું. ગંભીર ચહેરો બની ગયો. પુનઃ નિશ્વાસની સાથે—હરિહરિ ! ! આવા શબ્દો ડોસાના મુખમાંથી નિકળ્યા.

પુનઃ નિશાસો નાખતાં ડોસાને જોઈ—પાસે બેઠેલા મનુષ્યો—માંહીથી પ્રીતમલાલ નામનો એક મનુષ્ય બોલ્યો કાકા ! "સુખ દુઃખ મનમાં ન આણીએ" આવાં કીર્તનો બોલી અમને બોધ આપોછો છતાં તમે પોતે અન્તઃકરણમાં ખિન્ન કેમ રહો છો ? જાણ્યા છતાં અન્ધારામાં ગોથાં કેમ મારો છો ? સમજુ થઈને મુઝાવા લાગ્યા છો ?

બુઢો કહેવા લાગ્યો પ્રીતમલાલભાઈ ! અનેક રીતે જ્ઞાન સંપાદન કરી મનને નિવારૂંછું ; પરન્તું આ દુનિયાના અનેક મુર્ખતા ભરેલા પ્રપંચો તથા હાલના સુધારામાં લીન થયેલાં બાલકોની ઉચ્છૃંખલતા તરફ દૃષ્ટી જ્યાં કરૂં છું ત્યાં મારૂં મન સ્થિર ન રહેતાં ઉછાલા માર્યાકરેછે, ઘણું અન્તઃકરણમાં સમજું છું કે ગમે તેમ હું કરીશ તોપણ મારૂં કશું વલવાનું નથી, કુધારાને અંગીકાર કરનારા બાલકો કદીપણ સ્વધર્મનું અભિમાન રાખી. સ્વધર્મ પરાયણ થવાના નથી તોપણ મારૂં મન એ વિષે વૈરાગ્ય પામી ગ્જ્ઞાની પામતું અટકતું નથી શુંસ્વધર્મનો તો કેવળ નાશજ થશે ? આમને આમ આપણા લોકોમાં પરસ્પર કુસંપ શું વધતોજ જશે ? સ્વધર્મ પરાયણ રહી આર્ય ભૂમીને ઉદ્યોગાદિથી ઉત્તેજન કોઈ નહિ આપે શું ? આમ છેક તેને નિસ્તેજ બનાવી દેશે શું ? હરિહરિ ! ! સ્વધર્માભિમાની તથા સ્વદેશાભિમાની મનુષ્યોનો નાશજ થવા માંડયો ? આટલું કહેતાં ડોસાની આંખમાંથી અશ્રુ ધારાઓ વહેવા લાગી; ધીરે ધીરે આંસુઓ લુછી નાખીને પછી ડોસાના શબ્દોથી જેના અન્તઃકરણમાં પૂર્ણ અસર થયેલ છે એવા પ્રીતમલાલ તરફ દૃષ્ટી રાખી કહેવાલાગ્યા. ભાઈ પ્રીતમલાલ ! આ સઘળા વિચારોદ્વારા જ્યારે અન્તઃકરણ બહુ ગભરાય ત્યારે "સુખદુઃખ મનમાં નઆણીએ વિગેરે ભજનોદ્વારા બોધ ગ્રહણ કરી મારા મનને જરા તરા વાળુંછું પરંતુ ભાઇ ! કહેવાનું એકે જે મનુષ્ય સ્વધર્મ રહિત હોય તે મનુષ્યને હું મનુષ્યમાં નથી ગણતો.

आहारनिद्रां भय मैथुनंच सामान्यमेतत् पशुभिर्नराणां.
धर्मोहिएको ऽधिकएवनान्यः धर्मेणहीनाःपशुभिस्सामानाः ॥

આહાર, નિદ્રા, ભય, અને સ્ત્રીસંગાદિક સાંસારિક ક્રિયાઓમાં પશુ-આદી પ્રાણિઓ અને મનુષ્યોની સરખીજ ભાવના હોયછે. ત્યારે તે પ્રાણિઓ કરતાં મનુષ્યોમાં અધિક શું છે કે "ધર્મ" જ્યારે તે ધર્મ મનુષ્ય ગ્રહણ કરતો નથી ત્યારે મનુષ્યમાં અને પશુવર્ગમાં કાંઈ ભિન્ન ભાવ ન રહેવાથી તેપણ પશુમાંજ ગણાયછે, શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં પણ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે

ततःस्वधर्मं कीर्तिच हित्वापाप मवाप्स्यसि

જો તું પોતાનો ધર્મ તથા કીર્તિની દરકાર નહિ રાખીશ તો મહા પાપ ભાગી બનીશ.-પરન્તુ હાલના ઉચ્છૃંખલ જુવાનો આ શાસ્ત્રની કયાં દરકાર રાખે છે ?

વેદ શાસ્ત્રની વાત ન માને ભલે હોય કહ્યું ભગવાને.
જાય મરડાતા અભિમાનેરે હાય હાયરે હિન્દુપણું જાય હાલ્યું
(કેશવકૃતિ)

સત્ય સ્વધર્માભિમાની કોણ રહ્યું છે ? ઇશ્વરની કોણ દરકાર કરે છે ? પાપથી કોણ ડરે છે ? આચારમાં કોને આસ્થા છે ? સત્ય વિચાર કરનાર કોણ છે ? પારમાર્થિક વૃત્તિ કોની છે ?

પીંડ પાલવામાં માત્ર પૂરા શબ્દ બોલવામાં એક શૂરા
સ્નેહ સંબંધમાંહી અધુરા હાય હાયરે હિંદુપણું જાય હાલ્યું.
(કેશવકૃતિ)

માત્ર શરીર સાફ રાખવામાં ભપકાદાર કપડાં પહેરવામાં, ડાહી ડાહી વાતો કરવામાં, લાંબાં લાંબાં ભાષણો કરવામાં સઘળાઓ શૂરવીર છે; પરન્તુ સ્નેહ કે સંબંધ શું કહેવાય તેની કોણ દરકાર રાખે છે. ! સન્માર્ગે એક અરધી આપવી હોય તો તેને માટે આનાકાની કરે પરન્તુ સોડા, બરફ, આદિ ધર્મ ભ્રષ્ટ કરનારા પદાર્થો ગ્રહણ કરવા હશે તો તેમાં પૈસા ખર્ચતાં જરાપણ મન નહિ અંચકાય, આધુનિક દુષ્ટ પદ્ધતિનો મારે કેટલોક હેવાલ કહેવો ? આટલું કહેતાં સ્વધર્માભિમાની ડોસાને વળી આંખમાં ઝળઝળીયાં આવી ગયાં.

પ્રીતમલાલ-કાકા ગભરાઓછો શાને માટે ? કોઈની ફિકર આપણે શાની કરવી ? આપણે આપણું સંભાળવું. બીજાઓ ગમે તેમ કરો.

બુઢા કાકા—ભાઇ મારા મનમાં આ મારૂ અને આ પરાયું એવો ભાવ આવતોજ નથી. જો એમ હોય તો આંખમાં આંસુ શાના આવે;

अयंनिजःपरोवेति गणना लघुचेतसां
उदारचरितानां तुं वसुधैव कुटंबकं

આવો ભાવ કાયમ મારા ચિત્તમાંથી ન ખસતાં હું ગભરાઉં છું, ઇશ્વર પુનઃ સર્વને સ્વધર્મનિષ્ઠ બનાવી મારૂં મન કયારે શાન્ત કરશે ? તે સૂઝતું નથી

પ્રીતમલાલ—કાકા ! આમ અન્તઃકરણમાં એકલા એકલા ગભરાયા કરો. તેથી તમારો વિચાર પાર પડશે એમ હું ધારતો નથી; પરન્તુ જેટલા આપણી આસપાસના લોકો છે તેને એકઠા કરી તમે હમેશાં બોધ આપવા લાગો જેથી તેટલા લોકોને જ્ઞાન ઉત્પન્ન થાય; એટલે તે બીજાને કહે અને તે વળી ત્રીજાને કહે, એમ કરતાં કરતાં સુધારો થાય; અને લોકોનું મન તમારા વિચારને મળતું આવે.

બુઢા કાકા—ભાઇ પ્રીતમલાલ ! આપનું કહેવું યથાર્થ છે એ વચનો મને ખરાં લાગ્યાં પરન્તુ હું બુઢોછું દરેકને ઘેર જઇ તેડી લાવવાને અશક્તછું માટે તે કામ તમારે કરવાનું છે.

પ્રીતમલાલ.—બહુ સારૂં કાકા અત્યારે તો હવે આઠ વાગી ગયા છે ભોજનનો સમય નિત્ય કર્મમાંથી પરવારીશ ત્યાં થશે; માટે જમી આવી, સઘળાને એકઠા કરૂં એટલે આપશાસ્ત્રાનુસાર સદ્બોધ આપો.

બુઢા કાકા—ભાઈ મારો મુખ્ય આશય બાલકોને બોધ આપવાનો છે; અને તેઓ જમ્યા પછી અભ્યાસ કરવાને માટે સ્કૂલમાં જાય, જેથી તેઓને સાંભળવાનું ન બને; તેમ બાજા નોકરીવાળા લોકો નોકરીએ જાય; જેથી તેઓ પણ ન સાંભળી શકે માટે એવો વખત રાખવો કે જેથી કાઇને અડચડ ન આવે બાળકોને અભ્યાસમાં ખામી પણ ન આવે અભ્યાસમાં ખલેલ પોચાડવાનો મારો આશય નથી પરન્તુ અભ્યાસ જારી રાખતાં સ્વધર્મપરાયણ સર્વેને કરવાનો મારો આશય છે.

પ્રીતમલાલ—ત્યારે આપ કહો તે સમય રાખીએ.

બુઢા કાકા—સવારના માત્ર ૭) થી ૮) એક કલાકનો સમય રાખવો જેથી કોઈને કશી અડચણ ન આવે—જો વધારે સમય રાખીએ તો પાછાં બાળકોને પાઠ કરવાનો વખત ન મળે તેમ આપણને પણ નિત્યકર્મ કરવાનો વખત ન મળે.

દા૦ કા૦

---

અપૂર્ણ.

# महात्मा चाणक्य

( શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.)

( સાધણ ગયા અંકને પાને ૧૧૨ થી )

આ વેળા દારૂવર્માએ વિચાર કર્યો કે હવે મને તો કોઇ પણ રીતે જીવતો મૂકે, એ આશા નથી. માટે ચાલ હુંજ પોતે ચંદ્રગુપ્તનો અંત આણીને મરતાં મરતાં એટલો યશ લઇ જાઉં. એવો વિચાર કરીને તેણે કમાનની કળના પ્રહારથી ચંદ્રગુપ્તની ભ્રાંતિથી હાથિણી ઉપરજ વિરોચકને પૂરો કર્યો. અને વિરોચકના સીપાઈઓએ પત્થરોના મારથી દારૂવર્માને પૂરો કર્યો. ચંદ્રગુપ્ત ઉપર આવી ઘાત કંઇ એકજ નહોતી, પરંતુ રાજવૈદ્ય અભયદત્તને પણ તેણે ગુપ્ત રીતે ફોડયો હતો. તેણે ચંદ્રગુપ્તના પીવાના ઔષધમાં ઝેર ભેળવ્યું હતું. ચાણાક્યે તે જાણવાથી વૈદ્યનેજ તે ઔષધ પાઇને યમપુરીમાં રવાના કર્યો.

કેટલાક દિવસો પછી રાજમહેલનો હજુરી મોટા ઠાઠમાઠમાં રહેતો તેના જોવામાં આવ્યો. આ ઉપરથી તેને શક આવ્યો કે આ ટૂંક પગારદાર આટલો ઠાઠમાઠથી રહે છે તેનું કારણ શું હશે ' ત્યાર પછી તેને પોતાની પાસે બોલાવીને ચાણાક્યે ખૂબ ધમકાવીને પુછતાં તે ગભરાઇને આડુંઅવળું કંઇ કંઇ બોલી ગયો. તે ઉપરથી ચાણાક્યે તેને રીબાવી રીબાવીને મારી નખાવ્યો. તે પછી ચાણાક્યે ચંદ્રગુપ્તના શય્યામંદિરની જાતે તપાસ કરીતો એક ઠેકાણે ભીંતમાંથી કેટલીક કીડીઓને દાણા લઇ નીકળતી દીઠી. તે ઉપરથી તે આખા શય્યા મંદિરને બાળી ભસ્મ કરી નખાવ્યું. તેથી અંદર, રાક્ષસમંત્રીની આજ્ઞા પ્રમાણે ચંદ્રગુપ્તનો નાશ કરવા છુપાયલા બિભત્સક વગેરે મારાઓ ધુવાડામાં ગુંગળાઇને આંધળાભીંત થઇ બળી ગયા.

રાક્ષસ દૂર રહીને આવી અનેક કપટયુક્તિઓ કર્યા કરતો હતો. તે જે કાંઈ કરતો, તે સ્વામી ભક્તિથીજ કરતો હતો. ચાણાક્ય તેની અચલ સ્વામી ભક્તિ જોઈને આશ્ચર્ય પામ્યો. અને મન સાથે કહેવા લાગ્યો કે શત્રુપક્ષમાંનો જ્યાં સુધી કોઈ પણ રાજ્યનો વારસ હશે, ત્યાં સુધી તે લડશે. ખરેખર આવો ભક્તિશાળી મંત્રી હોય તો કેવું સારૂં ! પરંતુ તે કાંઈ ધનનો ભૂખ્યો

નથી; માત્ર તે તો વટ ઉપર વર્તનારો છે. જ્યાંસુધી સર્વાર્થસિદ્ધિ જીવેછે ત્યાંસુધી તે સુખે બેસશે નહિ, તેમ બેસવા દેશે પણ નહિ. માટે હવે સર્વાર્થ સિદ્ધિનો ઘાટ ઘડી નાખું. એમ વિચારી બિચારા નિરપરાધી સર્વાર્થસિદ્ધિને તપોવનમાંજ મારી નાખ્યો અને તે સમાચાર પોતાના ગુપ્તદૂત જીવસિદ્ધિ તથા સિદ્ધિર્થકદ્વારા શકટદાસે ગુપ્ત રીતે રાક્ષસમંત્રીને લખી જણાવ્યા. રાક્ષસમંત્રી આટલો વખત સુધી જેના માટે શ્રમ કરતો હતો અને જેના માટે અનંત આશાઓ બાંધી હતી, તે નર તો શત્રુના હાથે મારયો ગયો; જેથી તેનો ક્રોધાગ્નિ એકદમ ભભકી ઉઠયો. તેના શરીરમાં રહેતું શોણીત તપી ઉઠયું; અને હવે તે મરણ પામેલા નવ નંદોનું વૈર વાળવા માટે અને મૌર્યવંશી ચંદ્રગુપ્તનો નાશ કરવા માટે પ્રયત્ન કરવા લાગ્યો. તેણે કાશ્મીર, કુલુત, મલયભૂમિ, સિંધુ દેશ પારસીક-ઇરાનીના રાજ્યમાંના પ્રતાપી રાજાઓને ધનનો લોભ દર્શાવી પોતાના પક્ષમાં લીધા અને ગંગા તથા યમુનાના સંગમ વચ્ચેના પ્રદેશમાં મોટું લશ્કર એકઠું કર્યું. એટલામાં પર્વતેશ્વરનો પુત્ર મલયકેતુ, જે પિતા પર્વતેશ્વરના મરણ પછી ભયનો માર્યો નાશીને પોતાના પહાડી મુલકમાં ભરાયો હતો, તેને રાક્ષસ મંત્રી મળ્યો અને પટણાના રાજ્યનો લોભ બતાવ્યો. આ લોભ કાંઇ લોભજ નહોતો. મંત્રીએ પોતાનું હીર ખુલ્લું કરીને મલયકેતુને કહ્યું કે, મારામાં જ્યાંસુધી પ્રાણ રહેશે, ત્યાંસુધી પટણાનું રાજ્ય હું તુંને અપાવવાનો પ્રયત્ન કરીશ. પર્વતપુત્ર જાણતો હતો કે તે મારા પિતાનો મિત્ર છે. વળી ચાણાક્ય ઉપર તેનું મન ખિન્નતા સાથે ક્રોધાવિષ્ટ રહેતું હતું. તેથી તે તુરત મંત્રીની ખટપટમાં અગ્રેસર તરીકે દાખલ થયો.

આ સર્વે સમાચાર દૂતદ્વારા ચાણાક્યને કાને આવ્યા. તેથી તેણે વિચાર કર્યો કે, આ વખતે બળની જરૂર નથી, પણ કળની વેળા છે. બળ કરવા જતાં બન્ને પક્ષનાં હજારો મનુષ્ય મરે અને મંત્રી રાક્ષસ ક્રોધનો માર્યો લડવા જતાં રણમાં સપડાઇ જાય તો પછી આપણી નેમ-ચંદ્રગુપ્તનો મંત્રીતો છેવટે રાક્ષસનેજ કરવો. આ નેમ નિષ્ફળ ઉતરે. કોઇ પણ ઉપાયથી મંત્રીને તાબે કરવો. પરંતુ આ વેળા કયો ઉપાય ગ્રહણ કરવો ? એ સૂઝ પડતું નહતું. એકદમ દંડ નીતિનો ઉપાય લેતાં તો પરિણામ માઠુંજ આવે તે ખાતરી હતી તેમ દામથી પણ તે કંઇ ચાલે તેવો નહોતો. આ ભેદનોજ સમય હતો.

પરંતુ તે પ્રયોગમાં કયા પુરૂષોદ્વારા કામ લેવું ? એ સુઝ પડતુ નહોતુ. મામલો ઘણોજ ભયકર થઈ પડયો હતો કોણ પોતાના, અને કોણ વિરૂદ્ધ પક્ષના છે, તે જાણવું કઠિન હતું. આવા ભયંકર મામલામાં પ્રતિકૂળ છતાં ઉપરથી સ્વપક્ષનો ડોળ કરનારા ઘણા લોકો લાભ માટે ઉભય પક્ષ સેવતા હતા. તેઓને આવા પ્રસગે ઉપયોગમાં લેવાથી ધારણા ધૂળધાણી થઈ પડે માટે બહુ બહુ વિચાર કર્યા પછી ચાણાકયે ભદ્રભટ્ટ, પુરૂષદત્ત, ડિંગરાત, બળગુપ્ત, રાજસેન લોહિતાક્ષ, વિજયવર્મા, ભાગુરાયણ વગેરે સુભટોને આ ગુપ્ત કામ કરવા માટે ચુંટી કહાડયા. જેઓએ નંદ સાથે થયેલા મહા વિગ્રહમાં ચંદ્રગુપ્તને બહુજ સહાય કરી હતી. એટલુજ નહિ પરંતુ તેઓ ચંદ્રગુપ્તની સાથેજ નિસ્પૃહતાથી નગર બહાર પણ નીકળ્યા હતા તેઓને ચાણાકયે એકાંતમાં બોલાવીને સર્વ ખટપટથી વાકેફ કર્યા અને કહ્યું કે; હું તમારા ઉપર ખોટા આરોપ મૂકીને તમને અધિકાર ઉપરથી દૂર કરીશ, એટલે તમારે ખોટું બહાનું કાઢીને ઉપરથી અમારા દ્વેષી થઇ શત્રુ મલયકેતુની સાથે મળી જવું અને અમારા ઉપર કૃત્રિમ દ્વેષ દર્શાવ્યા કરવો. પેલા ભદ્રભટ્ટ વગેરે તેમ કરવાને તૈયાર થયા.

ત્યાર પછી ભદ્રભટ્ટ અને પુરૂષદત્તનો અધિકાર હાથીની સેનાં ઉપર અને ઘોડેસ્વારો ઉપર દેખરેખ રાખવાનો હતો, જેમાં તેઓ બરાબર ધ્યાન રાખતા નથી, એવો આરોપ મૂકીને ચાણાકયે તેઓને તેમના અધિકાર ઉપરથી દૂર કર્યા. એટલે તેઓએ પ્રથમ સંકેત પ્રમાણે મલયકેતુનો આશ્રય લીધો. મલયકેતુએ પણ તેઓને પ્રથમના જેવાજ હાથી અને ઘોડેસ્વારોના સેનાપતિની પદવી આપી પોતાને ત્યાં રાખ્યા. આ સમાચાર સાંભળ્યા પછી ડિંગરાત અને બળગુપ્ત પણ પોતાને મળતા પગાર ઉપર અસંતોષ દર્શાવીને ત્યાંથી જઇ પહાડી રાજાનો આશરો લીધો. એટલે રાજસેન પણ મનમાં અનેક તર્ક વિતર્કો કરતો હોય તેમ ડોળ કરીને ત્યાંથી મલયકેતુને જઇ મળ્યો. પછી તેની પાછળ લોહિતાક્ષ, વિજયવર્મા, અને ભાગુરાયણ પણ સંકેતાનુસાર નાશીને મલયકેતુના રાજ્યમાં આવ્યા; જેમાં મલયકેતુએ સર્વને સારા અધિકાર ઉપર માનપૂર્વક નેમીને બહુજ સંતોષ્યા.

---

## પ્રકરણ ત્રીજું.

### મહોરમળી.

એક દિવસે ચતુર શિરોમણી ચાણાક્ય નિત્યનૈમિત્તિક કર્મો કરી ભોજન આરોગી લઇને પોતાના ઘરમાં બેઠો હતો, એટલામાં કોઈ એક દૂત કપટ વેશ ધારણ કરી હાથમાં યમપટ લઇને ચાણાક્યના બારણાપર આવ્યો અને ઘરમાં દાખલ થવા લાગ્યો, તેને ચાણાકયના શિષ્ય શાર્ઙ્ગરવે એક સામાન્ય ભિક્ષુક ધારીને અંદર દાખલ થતાં અટકાવ્યો. એટલે આગંતુક દૂતે પૂછયું. ઓ બ્રાહ્મણ! આ કોનું ઘર છે? શિષ્યે ઉત્તર આપ્યો, મારા ગુરૂ ચાણાકયનું, એટલે પેલા આગંતુકે હસીને કહ્યું, ઠીક! અરે ભાઈ! એ તો મારો ધર્મબંધુ છે. હું તેને મળીને તેને ધર્મસંબંધિ કંઇક ઉપદેશ આપવાની ઇચ્છા રાખુંછું. તે સાંભળીને શાર્ઙ્ગરવ ક્રોધિત થયો અને તેનો તિરસ્કાર કરીને બોલ્યો, ઓ મુર્ખ? તુંને ધર્મની શી ખબર! તું વળી અમારો આચાર્ય થવાની ઇચ્છા રાખે છે? તેણે ઉત્તર આપ્યો, ઓ બ્રાહ્મણ! ક્રોધ કરવો એ તારા જેવાને અઘટિત છે સઘળી બાબતમાં કોઈ નિપુણતા ધરાવતું નથી. કોઇ બાબત તારો ગુરૂ સારી રીતે જાણતો હશે તો કોઇ બાબતમાં મારા જેવા પણ કુશળતા ધરાવતા હશે. શિષ્યે કહ્યું ઓ મુર્ખ! તું અમારા આચાર્યની સર્વજ્ઞતાનો નાશ કરવા તૈયાર થયો છે? આગંતુકે ઉત્તર વાળ્યો, ભલે તારા આચાર્ય સર્વજ્ઞ રહ્યા, પરંતુ ચંદ્ર કઈ વ્યકિત ને સામાન્ય છે? તે તારા ગુરૂને જાણવું આવશ્યક છે. શિષ્ય બોલ્યો, ઓ મુર્ખ! એ જાણવાથી મારા ઉપાધ્યાયને શું ફાયદો થવાનો છે? આગંતુકે ઉત્તર આપ્યો કે તે વાત તારા ઉપાધ્યાયજ જાણે છે. તું સરળ બુદ્ધિનો મનુષ્ય છે. તું માત્ર આટલા સુધીજ જાણી શકે છે કે ચંદ્ર કમળને હમેશાં અમાન્ય છે. પરંતુ કમળ પોતે મનોહર હોઇને પરમ મનોહર એવા પૂર્ણચંદ્ર પ્રત્યે શામાટે વિદ્વષ રહે છે? તે કંઈ પણ તું જાણી શકતો નથી. એવામાં ચાણાક્ય ઘરની અંદર બેઠો હતો તે આ વાત સાંભળીને મનમાં સમજી ગયો કે કોઇપણ પુરૂષ ચંદ્રગુપ્તને ઉદ્દેશીને વાત કરે છે તેમાં જરાપણ સંદેહ નથી.

---

અપૂર્ણ.

# आर्य बंधुओ! जागृत थाओ.

( દુર્લભજી વિ. ત્રિભુવનદાસ ઝવેરી. )

( સાંધણુ ગયા અંકને પાને ૧૧૯ થી )

કાગડાઓની ચાંચના પ્રહારથી રીબાતી ચીંચીં કરતી એક ચકલીને છોડાવવા, જૈન બંધુઓ અને બ્રાહ્મણો, ગમે તેવું ઉપયોગી કામ કોરે મુકી, તરતજ તૈયાર થાય છે, અને આ અનાચારના અખાડાના ભોગ થઈ પડતાં બાળકો અનિર્વાર્ય દુઃખથી પીડિત થઈ જર્જરીત થઇ કમોતે મોતને સ્વાધીન થાય તેનું કાંઈ નહીં!! આ કઈ જાતની દયા? એક પુરૂષના પેટમાં એક જીવડો પેસી ગયો હોય તો જીવડાને જીવતો કાઢવા તે પુરૂષનું પેટ ચીરવું, એ મતની આ દયા કહેવાય. આવી વિચીત્ર દયાથી, ઉછરતી બાળાઓના સુખસાધનો પડાવી લઇ દુઃખનાં દ્વારો ખુલ્લાં કરી આપવાં અને તેની પાસે પરાણે વૈધવ્ય પળાવવું એ આપણા આર્યોનો ધર્મ? કેવો વિચીત્ર ધર્મ! બાળ લગ્ન એ ન્યાય, નીતિ અને ધર્મથી વિરૂદ્ધછે કારણ કાચીવયનાં બાળકો લગ્નની વાતમાં કશું સમજી શકતાં નથી. આવું આપણે સમજીએ છીએ છતાં આપણા બાપના ઉંડા કુવામાંઉતરી બુડી મરીએ છીએ એ કેટલી નામોશી? આવું સમજો છો છતાં તમારાં બાળકોનાં દુઃખનો વિચાર તમારા અંતઃકરણમાં કેમ ઉત્પન્ન નથી થતો? અરે કૃતઘ્નીમાબાપો! આટલું આટલું તમો જાણોછો ને સમજોછો છતાં તમારાં બાળકોની નાનપણથીજ સગાઈ શાવાસ્તે કરો છો? નાનપણમાંથી સગાઈ કરવાથી નાનપણમાંજ લગ્ન કરવાની ફરજ પડેછે કારણ કન્યાઓને વધતાં વાર લાગતી નથી, અને તેથી સર્વે અનાચારો ઉત્પન્ન થાયછે. કૃતઘ્ની માબાપો? જે ચીજ તમોને પ્રિય છે તે ચીજ તમારા બાળકોને પ્રિયછે કે નહીં? તેનો જરાપણ વિચાર કર્યા વગર ઉતાવળાં થઇ બાળકોની જીંદગાની ખારી કેમ કરી નાંખોછો? યાદ રાખજો કે આવી બાળાઓના દીલના બળાપાઓનું ઉગ્રપાપ તમો જ્યાં હશો ત્યાંથી તમોને શોધી તમારી ઉતાવળનો સ્વાદ તમોને ચખાડશે શિવાય જનમંડળ તરફથી અપકીર્તિને પાત્ર થશો એ જુદુંજ.

**દંપતી રહસ્ય**—વિચારો, વિચારો? દીકરીઓની સ્વારથ માતાઓ વિચારો? લોભથી, ભુલથી કે બીજા સ્વાર્થથી અંધ થઈ ઉતાવળાં ન થતાં બાળકીઓનાં

ણતાં હોય તે પેહલાં તો ક્યારનું એ ટુંક બુદ્ધિની માતાઓએ લાકડે માકડું વલગાડી દીધેલું હોય છે. આમ થવાથી જ્યાં છોકરી દશેક વર્ષ ઉમ્મરની થાય ત્યાં તો માતાઓ પતિઓને પજવવા માંડશે કે ગગીબાના વિવાહ હવે જલ્દી કરી નાંખીએ તો ઠીક, કારણ કાલની કેને ખબર છે પગલાં નીચે મોત છે. કર્યું તે કામ અવસર છે તો લાહવો લઇ લઈએ, કોને ખબર છે કાલ શું થાશે. માટે હૈયાતીમાંજ પરણાવી દઇએ તો સારૂં–વિગેરે વચન પ્રહારથી પોતાના પતિને પજવી પોતાનું કામ સાધી લે છે અરે ટુંક બુદ્ધીની માતાઓ? તમોને કયાંથી ખબર હોય કે અર્વાચીન આર્યોની શારીરિક અને માનસીક શક્તિતથા બુદ્ધિનો લોપ થવાનાં જેજે કારણો આગળ ધરવામાં આવે છે તેમાં બાળલગ્ન પ્રમુખસ્થાને છે. અનીવીર્ય અસંખ્ય વિપત્તિઓ જેઓ બાલ લગનની સહચરીઓ છે તેની તે માતાઓને કયાંથી ખબર હોય? હજુ દીકરી બિચારી પૂરતું રાંધતાં પણ શીખી નથી હોતી અને માતાથી કદી છુટી થવાનો પણ પ્રસંગ નથી પડયો તેવી નિર્દોષ બાળાઓને માતાપીતાનો સહવાસ છોડી નવાજ કુટુંબમાં નિરૂપાયે જવું પડે છે, ત્યારે તે બાળાઓ કેવી દુઃખી થતી હશે? આવી ઉછરતી બાળાઓ પતિ એ શું? અને પતિ પત્નિના શા શા ધર્મ છે? તે કયાંથી સમજે? આવી રીતે કાચી વયનાં દમ્પતિ શું સુખ ભોગવી શકે? તેવા દમ્પતિમાંથી પ્રજા માબાપના શારીરિક તથા માનસીક ગુણો વારસામાંજ મેળવે છે આવા દમ્પતિ અનિયમિતપણે કાચીવયમાંજ વિષયાસકત થઇ પોતાના જીવનરૂપ વીર્યને ઓછું કરી અનેક રોગોને આમંત્રણ કરી બોલાવે છે. તેઓ અજાણ અજ્ઞાનને કયાંથી ખબર હોય કે વીર્ય એ શરિરનું તત્વ છે, મગજનું મહત્વ એથીજ છે.

બાળ લગ્ન બાળ=નાનપણ+લગ્=જોડાવું+ન એટલે બાળકને નાનપણમાં પરણાવવાં તે. દુનિઆમાં જન્મ લેતાં મનુષ્ય જાતની સૌથી પ્રથમની અવસ્થાને બાળઅવસ્થા કરેછે. કાચી અથવા નાની ઉમરનાંને બાળક-અથવાં-છોકરાં કહેવામાં આવેછે. રૂઢ ભાષામાં તેનો અર્થ અજ્ઞાન એવો પણ થઇ શકેછે બાળપણ એ એક એવી અવસ્થા છે કે જે વખતે તે સંસાર વ્યવહારાદિકનાં કર્તવ્યો સંબંધી ચિંતાથી હમેશાં વિરક્ત હોય છે તો તેનામાં પુરતી સમજ શકિત હોય તે માનવુંજ શી રીતે? આવી કાચી વયના એક અજ્ઞાન બાળકને એક છોકરી પરણાવી સંસાર વ્યવહારને કર્તવ્યોના વિરૂદ્ધ નિષિદ્ધ કર્મને 'બાળલગ્ન” એવું નામ આપવામાં આવ્યુ છે.

---

[અપૂર્ણ.]

# સ્ત્રીનો પતિ પ્રત્યે પ્રેમ અને સ્ત્રીઓનું સૌભાગ્ય.



આ સૃષ્ટિમાં સ્ત્રી પુરૂષ એ બંનેમાંથી ઘર મંડાય છે અને ચાલે છે; પરંતુ બંન્નેની સ્થિતિ, શરીરની રચના, સ્વાભાવિક મતનું બળ, શક્તિ અને નીતિ વગેરે ઉપર વિચાર કરતાં, પુરૂષ, બુદ્ધિ વગેરેમાં શ્રેષ્ઠ હોવાથી તેનાપર ઘરની મોટાઈનો તથા સ્ત્રીના ભરણ પોષણ અને રક્ષણનો સઘળો આધાર રહેલો છે. તે ભરણ પોષણ કરે છે, તેથી ભર્ત્તા, પાળણ કરવા પરથીપતિ, કામના પૂરી કરવા પરથી કાન્ત, પ્રીતિ આપવાથી પ્રિય, શરીરનો ધણી હોવાથી સ્વામી, પ્રાણને આધાર આપતો હોવાથી પ્રાણનાથ અને ઐશ્વર્ય આપતો હોવાથી ઇશક કહેવાય છે. આવી જે ઇશ-પતિ આ સંસારમાં અન્ન વસ્ત્ર ભૂષણ વગેરે પદાર્થો પૂરાંપાડીને રક્ષણ કરવાની બુદ્ધિથી અભિમાન રાખે છે, અને જેને માતા પીતાએ દેવ, અગ્નિ, અને હજારો મનુષ્યોની સમક્ષ અર્પણ કરેલી છે, તે પુરૂષને પ્રિય પતિ જાણી સેવવો એ સ્ત્રીઓનો પરમ શ્રેષ્ઠ ધર્મ છે. સ્ત્રીને ખરા ધર્મનું સ્વરૂપ પતિ હોવાથી તેના પર નિર્મળ પ્રીતિ રાખવી, તેની મરજી સાચવવી, અને તેની આજ્ઞા પાળવી એજ સેવા છે. એવી રીતે જે સ્ત્રી સર્વ ઇંદ્રિયો વશ રાખી તન, મન, અને કર્મથી સેવા કર્યા શિવાય બીજી કંઈ ઈચ્છા રાખતી નથી, તેજ પતિવ્રતા,-સાધ્વી-સતી કહેવાય છે. આ સૃષ્ટિના ઉત્પન્ન, પાલણ, રક્ષણ, અને તારણ કર્ત્તા પ્રભુને આપણે માન આપી પૂજીએ છીએ, સેવા, ભક્તિ, અને આરાધના કરીએ છીએ. તેમ આ ગૃહ સંસારમાં સ્ત્રીને ભરણ પોષણ અને રક્ષણ વગેરેનો કર્ત્તાપતિ હોવાથી તે પ્રભુથી બીજે દરજ્જે પૂજ્ય, માન્ય, સેવ્ય, ભક્તિ, અને આરાધના કરવા યોગ્ય છે. મનુસ્મૃતિમાં કહ્યું છે કેઃ-उपचर्यःस्त्रियासाध्व्यासततंदेववत्पतिः-"સાધ્વી સ્ત્રીએ પતિની દેવની પેઠે પરિચર્યા કરવી" આવાં શાસ્ત્રોક્ત વચન પ્રમાણે સ્ત્રીને પતિ એજ આ સંસારમાં સાચો સાથી છે. તેની સેવા તેને કામ દુધા છે; એજ તેને ચિંતામણી રૂપ છે, એજ તેનું પ્રિય અને હિત કર્તા છે. એજ તેને કલ્યાણનો આપનાર છે, આવો જે પોતાનો પતિ તેની સેવાજ સ્ત્રીને ઉત્તમ ફળ આપનાર છે સ્ત્રીએ પતિની આજ્ઞા લીધા વગર વ્રત, દાન તીર્થ વગેરે શુભકર્મો કરવાં કહ્યાં નથી. સાધ્વી-સ્ત્રીને પતિ જે શુભ કર્મો કે ધર્મ કરેછે, તેના ફળમાંથી તેને સેવાના પ્રભાવથીજ અર્ધભાગ મળે છે જેમકે ;-

पतिव्रतापतिप्राणासानारी धर्मभागिनी ।
शुश्रूषांपरिचर्य्यांचकरोत्यविमनाः सदा ॥ १ ॥

"જે સ્ત્રી પતિવ્રતા અને પતિ પરાયણ થઈને સર્વદા ખુશીથી સ્વામીની સેવા તથા ચાકરી કરેછે, તેજ ધર્મભાગિની થાય છે" અનસૂયા માતાએ કહ્યું છેકે;–"જે સ્ત્રી સ્વામી સેવાથીજ માત્ર ઈચ્છિત લોકને પામેછે જેનું ચિત્ત સ્વામીને પ્રસન્ન કરવામાં છે, તે સ્ત્રીસ્વામીના પૂણ્યનું અર્ધ ફળ ભોગવેછે" એ રીતે સ્ત્રીને સ્વામી સેવાથીજ ઉત્તમ ફળછે. તેને પતિ એજ ગુપ્ત ધન છે તેના વડેજ તેનું સૌભાગ્યપણું અખંડ રહે છે, તેના વડેજ તેને પુત્ર-રત્નની પ્રાપ્તી થાયછે, અને તેનાવડેજ તેને આ લોકમાં સુખ અને પર-લોકમાં પરમ સદ્ગતિ મળે છે. તેને આ સંસારમાં પતિ એજ ગુરૂના જેવો સન્માર્ગ બતાવનાર, પિતાના જેવો હિતકરનાર, માતાના જેવી મમતા રાખ-નાર, વિશ્વાસ લાયક, પૂજ્ય, જીવનહાર; અને પ્રાણ સરખો પ્રિયછે. એવા અમૂલ્ય લાભ આપનારો જે પતિ તેની સ્ત્રીએ નીરંતર પ્રીતિથી સેવા કરવી. મર્યાદા રાખી માન આપવું અને પૂજ્ય ગણવો તેનું અપમાન કે તિરસ્કાર ક્યારે પણ કરવો નહિ, તેના તરફથી તિરસ્કાર થાય, વિયોગ થાય, અપમાન થાય, અને અનેક પ્રકારની આપત્તિઓ આવી પડે, તોપણ તેપરથી પ્રીતિ ઓછી કરવી નહિ તે બહારથી ઘેર આવે ત્યારે ઉભા થઇ આસન અને જળઆદિ આપી સત્કાર કરવો કપડાં ઉતારી સોંપે તે લઇ યોગ્ય જગ્યોએ મૂકવાં. અને માગે ત્યારે હાજર કરવાં નિયમસર ભાવતી રસવંતી રસોઇ કરી જમાડવી. નંકામી વાતોની કુંથણી કરી કંટાળો નહિ આપતાં, પ્રિય લાભકારી વાતો કરી મનરંજન થાય એમ કરવું કોઇ વખતે રીસ કરેતો ધીરજ ધરી વચનામૃતે શાંતિ કરવી. વાદવિવાદ કરવો નહિ. તેની ભૂલ માલમ પડે તો ક્રોધથી નહિ કહેતાં, ધીરજ રાખી શાંતપણે યુક્તિથી સમજાવી કહેવું. નિરર્થક ગુસ્સો કરી મનમાં આવે તેમ બોલવું નહિ. કયારે પણ વિશ્વાસઘાત કરવો નહિ, વિશ્વાસઘાતથી સ્ત્રીને દુર્ગતિ થાય છે. તેનું મન દુઃખાય એવું કંઇ કરવું નહિ. તે સાથે ઉંચે સ્વરે બોલવું નહિ હાસ્ય વિનોદથી આનંદ આપવો. વિપત્તિમાં ધીરજ આપી દુખમાં ભાગિયેણ થવું પોતાની ભૂલ થઈ હોયતો નહિ છુપાવતાં પાસે જઇ કબૂલ કરી. ક્ષમા માગવી.

ક્યારે પણ જુઠું બોલી છેતરવો નહિ. તેની આજ્ઞાને આધિન થવું. ઈશ્વર ભક્તિ, વ્યવહારિક કાર્યો વગેરેમાં સહાયતા આપવી. તેને સર્વ પ્રકારે સંતોષ આપવો, અને નિર્મળ અંતઃકરણ રાખી વિશ્વાસને પાત્ર થવું. જે સ્ત્રી પોતાનો ધર્મ સમજી પતિને કહેશેકે;—પ્યારા? તમે જે કહેશો, તે હું ભાવથી કરીશ. ઇશ્વરે એવું સરજ્યુ છે કે, માબાપથી મોટા થવું પણ જન્મારો તો તમારી સાથેજ ગાળવો છે, માટે ખરા સંબંધમાં તમેજછો આપણા ઉપર દુઃખ આવી પડે. તોપણ હું તમારીછું. જ્યાંસુધી હું તમારી માનિતી થઇ નથી, ત્યાંસુધી મારા વસ્ત્રાલંકાર, મારૂ ડાહપણ, મારી ચતુરાઈ, મારા ગુણ, અને મારી ખૂબસુરતીએ સર્વ નકામું છે. આવું સમજનારી સુઘડ, પ્રેમી અને પતિને પ્રસન્ન કરનારી જે સ્ત્રી હશે, તે તેના પ્રિયપતિને કેમ પ્રિય નહિ થાય? થાયજ. પતિપ્રાણા સ્ત્રીએ પતિની રજાવગર કંઇપણ કાર્ય કરવું નહિ, તેમ તેની રજા વગર કોઇ જગોએ જવું આવવું નહિ. સુજ્ઞ સ્ત્રીએ પોતાનાં લગ્ન થયા અગાઉ પતિની જેટલી તજવીજ અને ચોકસાઇ કરવી ઘટે એટલી કરવી, પણ લગ્ન થયા પછી તો તે રોગિષ્ટ, કામી, ક્રોધી, લોભી, અહંકારી, પિશાચસરખો, વૃદ્ધ, મૂગો, બહેરો, આંધળો, લૂલો, કદરૂપો, અચતુર, બીકણ, મૂર્ખ, નિર્દય અને કપટી વગેરે દુર્ગુણ અને ખામીવાળો હોય, તોપણ એ પર ભાવ રાખી તેની સેવા કરવી, એ સ્ત્રીઓનો સનાતન ધર્મ છે અને એજ તેને ઉત્તમ સુખની પ્રાપ્તી કરાવનાર છે તે માટે એક કવિએ કહ્યું છે, કે—

મનહર છંદ.

પતિ પ્રેમ કરવાથી પ્રભુ પ્રેમ પ્રાપ્ત થાય,<br>
પતિને રીઝવવાથી પ્રભુ પોતે રીઝે છે.<br>
અનાદર કરે કદિ નિજનાથ તણો નારી,<br>
તો તો પ્રભુ તેનાપર ખરેખર ખીજે છે.<br>
જે નારી સ્વસ્વામી સંગે સંપીને સંતોષી ચાલે,<br>
તેને આ સંસાર તણાં સુખ સારાં મળેછે,<br>
પતિ પદરતિ અતિ રાખવાથી સુંદરજી,<br>
મળેછે વિલાસ ખાસ ક્લેશ કષ્ટ ટળેછે.

આ ગૃહ સંસારમાં પુરૂષ એ ગૃહનો રાજા છે, અને સ્ત્રી એ ગૃહનોકારભારીછે. માટે કારભારી એ રાજાને આધિન રહી તેની સેવા કરવી અને તેના હિતમાં કાળજી રાખવી એ તેનો ધર્મ છે. મહાભારતમાં કહ્યું છે કે;—

एतद्धापरमंनार्य्याः कार्यंलोकेसनातनम् ।
प्राणानपि परित्यज्य यद्भर्तुर्हितमाचरेत् ॥

'આ લોકમાં સ્ત્રીઓનો નિરંતરનો ધર્મ એ છે કે પ્રાણ તજવો પડે તો તે તજીને પણ સ્વામીના હિતમાં તત્પર રહેવું" આવાં વચનામૃત પ્રમાણેજ સતી તારામતીએ-પોતાના-ધર્મસ્વરૂપ પતિ હરિશ્ચંદ્ર સાથે શરીરની છાયા પ્રમાણે રહી, તેના હિત માટેજ પરઘેર વેચાણી, વિયોગ થયો, ઘણાં દુઃખો ભોગવ્યાં, આવિ અવસ્થામાં દિલાસા રૂપ એકના એક પુત્રનું મરણ થયું, તેને બાળવા માણસનું ભાડું દેવા જેટલું પણ પાસે કંઈ મળે નહિ. એવી દુઃખીદાશા આવી પડી, પણ તેણે પતિ પરથી જરાએ પ્રેમ ઓછો કર્યો નહિં; કે પોતાનું શીયળ ભંગ કર્યું નહિં છેવટ પતિને હાથેજ મરવાનો સમય આવ્યો, તોપણ નહિ ગભરાતાં પૂર્ણ પ્રેમ બતાવી બોલીકે,- "પ્રાણપતિ ! તમારા હાથથી મારા ગળામાં નાખેલી તરવાર પણ મને મોતીની માળા જેવી લાગશે. માટે ચિંતાતુર ન થતાં તરત ઘા કરો" અહો કેવો પ્રેમ! મહાભારતમાં કહ્યું છે કે,—"પતિ એ સ્ત્રીનો જીવ છે" એ મહાવાક્યને જયદેવ કવિની સતી સ્ત્રીએ પોતાનો પ્રિયપ્રાણ ત્યાગીને સિદ્ધ કરી બતાવ્યું છે. એ કોનું અજાણ્યું છે? તેમજ સતી સીતાજીને પતિનો વિયોગ થયો, તેના તરફથી તિરસ્કાર થયો; ઘણા દુઃખો આવી પડયાં, છતાં તેણે પતિ પ્રેમમાં ન્યૂનતા કરી નથી ગર્ભવંતી અવસ્થામાં તિરસ્કાર કર્યો, વનમાં મૂકી દીધી; તોપણ પૂર્ણ પ્રેમ બતાવી કહાવી મોકલ્યું કે,–હે સ્વામીનાથ ! હું આપની દાસીછું. બીજા લોકોના રક્ષણ સાથે આ વનમાં પણ મારૂં રક્ષણ કરનાર તમેજછો. તમેજ મારૂં સર્વસ્વછો. "હું તમારી સુકીર્તિ સાંભળી ઘણી ખુશી થઈશ." આ શું તેની ઓછી મહત્તા ! અને થોડો પ્રેમ ! ધન્ય છે. આવી પતિપ્રાણ સ્ત્રી કે જેણે સ્વામી ભક્તિમાંજ જીંદગી ગુજારી સુકીર્તિ મેળવી. એજ રીતે ઘણી સાધ્વી સ્ત્રીઓએ પતિપ્રાણ રક્ષણાર્થે પોતાના પ્રાણ આપેલા છે, પતિ પ્રાણ રક્ષણાર્થે લડાઇમાં લડેલ છે. પ્રાણ જાતાં સુધી પતિપર અખંડ પ્રેમ રાખી શીઅળ સાચવ્યું છે, પતિનું વચન પાળવા અનેક દુઃખો સહન કર્યાં છે, એ વગેરે સાવિત્રી ચરિત્રોઆદી વાંચવાથી જણાશે. ખરેખર જે સ્ત્રીમાં એકીનદારી અને પતિપર નિર્મળ પ્યાર રાખનારી નહિ હોય, તેને સ્ત્રી નામ આપવું અણઘટતું છે. જેને પોતે પતિ કરી માન્યો હોય તેને

અંતઃકરણથી ચાહવો તેનેજ પોતાનો ધણી અને પોતાનો સમજવો. જીંદગીના અંતસુધી તે સાથે નિમકહલાલીથી ચાલવું જે સ્ત્રી પોતાના પતિ સાથે નિમકહરામી કરીને તેનું વચન તોડે છે, તેણે પરમેશ્વર સાથે નિમકહરામી કરીને તેનું વચન તોડયું સમજવું. પતિ ગમે તેવો હૈ ગમે તેવી સ્થિતિમાં હોય, પરંતુ જેને પોતે રાજી ખુશીથી અને અકલ હુશિઆરીથી ઘણા મનુષ્યો સમક્ષ કોલ (વચન) આપ્યું છે, અને માબાપે જેના હાથમાં પોતાનો હાથ સોંપ્યો છે તેને સદાકાળ પાળવો એમાં જે સ્ત્રી ભલી રીતે એકીનદારીથી ચાલવાની કોશેશ કરેછે, તેને પરમેશ્વર કૃપા કરી નિરંતર સુખ આપે છે. એથીજ સૌભાગ્ય વધે છે એક કવિએ કહ્યું છે કેઃ—

શાર્દૂલ વિક્રીડિત છંદ.

જે નારી નિજ નાથ સાથ રહીને આનંદ લેવા ચહે;
તે નારી પતિની રૂડી રતિવડે, સૌભાગ્યવંતી રહે;
સાચોસ્નેહ સ્વનાથનો સમજવો, બીજો જુઠો જાણજો;
સેવા નીજપતિ તણી ભલી કરી, આનંદમાં માણજો ૧

સ્ત્રીએ સ્વામીની સેવા કરવી એ કંઇ અર્વાચીન કાળનો ધર્મ નથી, પરંતુ પ્રાચીન કાળથીજ ચાલ્યું આવે છે. તે એક આર્ય શાસ્ત્રકે આર્ય-મહાત્માઓજ કહેછે એમ નથી, પણ પૃથ્વીનાં ધર્મશાસ્ત્રો અને સર્વ ધર્મના મહાત્માઓએ જણાવેલું છે. જુઓ ખ્રિસ્તીધર્મ શાસ્ત્રના ગ્રંથમાં એક ઠેકાણે ઈશુની માતા મરિયમે કહેલું છે કે;—"સ્ત્રીઓ! તમો જેમ પ્રભુને આધિન થાઓછો, તેમજ તમારા પતિને આધિન રહો; કેમકે પતિ એ સ્ત્રીનું શીરછે" વળી તેમજ જર્થોસ્તી—પારસી લોકોના ધર્મગ્રંથ જંદ અવસ્તામાં જણાવેલું છે કે;—"અશો ઓરત જે ઘણી નેકનાદાર-ખુબ શીખેલી તે પોતાના મરદને પોતાનો સરદાર તથા બાદશાહ ગણેછે." અપૂર્ણ.

ક. જ. યાજ્ઞિક.

## भक्तिमाहात्म्य.



પદ-ઝીંઝોટી.

"નાથ કૈસે ગજકો બંધ છુડાયો"-એ. રાહ

ભક્તિતણી શક્તિ તે શું હું વખાણું, એવી વાણી જરા નહિ જાણું;
ભક્તિતણી. (ટેક)
ભક્તિના ભજન શ્રી રામ કૃષ્ણને, ભેટયા ભક્ત પરમાણું;
શ્રદ્ધાનો આધાર એમાં સમાયો, સત્ય મહત્વ મનાણું. ભક્તિતણી૦
પ્રહ્લાદ ધ્રુવજી, સુદામા, વિદુરજી મીરા ને નરસિંહનું નાણું;
સાચવે જે ચિત્ત ચીવટ રાખી, માનવ તેને પ્રમાણું ભક્તિતણી૦ ૨
યજ્ઞથી પુણ્યથી જપથી કે કપથી, જે ફળ શ્રેષ્ઠ ગણાણું;
તે ફળ માત્ર મળે કરે ભક્તિ, પણ મનનું ન ઠેકાણું. ભક્તિતણી૦ ૩
નવધા ભક્તિ નવ રત્ન સમાન છે, મુક્તિનાં દ્વાર નવાણું;
ભક્તિની જુક્તિ છે અદ્ભુત ભાઇ, મહાતમ મોડું ભણાણું ભક્તિ૦ ૪
કોન ભજે ભગવાનને ભાવથી, આવશે આવું ન ટાણું;
ભક્તિરહિત તન અંત્યજ સરખું, પાપવિષે પરોવાણું ભક્તિતણી૦ ૫

ક. ધ.

---

## सामान्य नीति.



(સાંધણ ગયા અંકને પાને ૧૪૪ થી.)

(સાંધણ ગયા અંકને પાને ૧૪૪ થી.)

स्त्रीवाल स्वामिमित्रघ्नो गोघ्नो विश्वास घातकः
सुरापो ब्रह्महाचोरो यान्त्येते सर्व नारकान् ॥ २२ ॥
घटं भिन्द्यात्पटं छिन्द्यात् कुर्याद्रासभ रोहणं
येनकेन प्रकारेण प्रसिद्धः पुरुषो भवेत् ॥ २३ ॥

સ્ત્રી બાળક, સ્વામી, પોતાનો શેઠ, મિત્ર, અને ગાયને મારનારો, તેમજ વિશ્વાસઘાતી માણસ મદ્યપાન કરનારો, બ્રહ્મહત્યા કરનારો, અને ચોર એટલા મનુષ્યો નરકમાં જાય છે ૨૨

ઘડાને ફોડવો, લુગડું કોઇનું નવું ફાડવું, અથવા ગધેડા ઉપર ચડવું એમ ગમેતે કોઇ હલકા પણ પ્રકારથી માણસ પ્રસિદ્ધ થાય ૨૩

नहीदृशं संवननं त्रिषु लोकेषु विद्यते
दया मैत्रीच भूतेषु दानंच मधुराच वाक् ॥ २४ ॥
विवादो धनसंबंधः याचनं स्त्रीषु संगतिः ॥
आदानं अग्रतः स्थानं मैत्रि भंगस्य हेतवः ॥ २५ ॥
उत्तमाआत्मना ख्याताः पितुःख्याताश्च मध्यमाः ॥
अधमा मातुलात्ख्याताः श्वशुराच्चा धमाधमाः ॥ २६॥
साभार्या याप्रियं ब्रूते सपुत्रो यत्रनिर्वृतिः
तन्मित्रं यत्रविश्वासः सदेशो यत्रजीव्यते ॥ २७ ॥
व्रजत्यधः प्रयात्युच्चैर्नरः स्वैरेव चेष्टितैः ॥
अधःकूपस्य खनक ऊर्ध्वं प्रासादकारकः ॥ २८ ॥
नकुर्यात्परदारेच्छां विश्वासंस्त्रीषु वर्जयेत्
हृतोदशास्यः सीतार्थी हतः पत्न्याविदूरथः ॥ २९ ॥
वक्रैःक्रूरतरैः लुब्धैर्न कुर्यात्प्रीति संगतिम् ॥
वसिष्टस्याहरद्धेनुं विश्वामित्रो निमन्त्रितः ॥ ३० ॥

હર કોઈ પ્રાણિ ઉપર દયા રાખવી, સર્વ મનુષ્ય સાથે મિત્રતા બાંધવી, સર્વ પ્રાણીને દાન આપવું અને મીઠી વાણિ રાખવી એના જેવું ત્રણ લોકમાં સર્વ મનુષ્યને વશ કરવાનું (વશીકરણનુ) સાધન બીજું કોઇ નથી. ૨૪.

વાદ કરવો, પૈસાનો સંબંધ રાખવો, માગ્યા કરવું સ્ત્રી સાથે ભાષણ હર વખત કરવું, કાંઈ આપ્યું હોય "અથવા ઉપકાર કર્યો હોય તેનો દેખાડો કરવો અથવા કહી દેખાડવું એટલાં મિત્રતા ભંગ થવાનાં લક્ષણ જાણવાં ૨૫

પોતાનાજ પરાક્રમથી પ્રસિદ્ધ થવું એ ઘણું ઉત્તમ છે તેમ બાપના પરાક્રમથી પ્રસિદ્ધ થવું એ મધ્યમ છે. પોતાના મામા થકી પ્રસિદ્ધ થવું એ અધમ છે અને સસરાથી પ્રસિદ્ધ થવું એ તો અધમમાં પણ અધમ છે ૨૬

જે સદાય પ્રિય બોલે તેજ ખરી સ્ત્રી કહેવાય અને જેને જોઇસંતોશ થાય તેજ ખરો પુત્ર, જેમાં આપણો પૂર્ણ વિશ્વાસ પેસે તેજ મિત્ર કહેવાય અને જેમાં આપણું ગુજરાન ચાલે ને જેથી આપણે બચીએ તેજ દેશ ઉત્તમ ગણાય ૨૭

માણસ પોતાના સારા નરસા કર્મથી હલકી કે ઉંચી સ્થિતિને પામે છે જેમકે કૂવાને ખોદનારો નિચે ઉતરે છે ને મેડીને ચણનારો ઉચે જાય છે ૨૮

પારકી સ્ત્રીની ઇચ્છા "કદી પણ" ન કરવી તેમ સ્ત્રીનો વિશ્વાસ "પણ" ન કરવો જેમકે પારકી સ્ત્રી સીતાની ઇચ્છાવાળો રાવણ હણાયો "તેમ" સ્ત્રીનો વિશ્વાસ કરનારો વિદૂરથરાજા પોતાની સ્ત્રીથી હણાયો ૨૯

વક્ર ક્રૂર લોભીયા, માણસ સાથે પ્રીતિ કે સંગતી ન કરવી, જેમકે માન સાથે નિમત્રણ આપી બોલાવેલ વિશ્વામિત્ર વસિષ્ટરૂષિની ઉલટી ગાય હરીને લઇ ગયા ૩૦

तिव्रेतपसि लीनानां इन्द्रियाणां नविश्वसेत्
विश्वामित्रोऽपि सोत्कंठं कंठे जग्राह मेनकां ॥ ३१ ॥
भक्तं रक्तं सहा सक्तं निर्दोषं नपरित्यजेत् ॥
रामस्त्यक्त्वा सती सीतां शोकशल्या कुलोभवत् ॥ ३२ ॥
वर्जये दिन्द्रियजयी निर्जने जननीमपि
पुत्रीकृतोऽपि प्रद्युम्नः कामितः शम्बरस्त्रिया ॥ ३३ ॥
अप्युन्नत पदारूढः पूज्यान्नैवाप मानयेत् ॥
नहुषः शक्रतां प्राप्य च्युतोऽगस्त्या वमाननात् ॥ ३४ ॥
हितोपदेशं श्रुणुयात्कुर्यात्चैव यथोदितं
विदुरोक्तमकृत्वाभूत्कौरवः शोकशल्यभाक् ॥ ३५ ॥
श्रुतिस्मृत्युक्तमाचारं नत्यजेत्साधूसेवितम् ॥
दैत्यानां श्रीवियोगोऽभूत् सत्वधर्मक्रियामुचां ॥ ३६ ॥

ઉગ્ર તપમાં લીન થયેલી "પણ" ઇન્દ્રિયોનો વિશ્વાસ ન કરવો, જેમકે મહાતપસ્વી વિશ્વામિત્ર રૂષિ પણ અતિ ઉત્કંઠાથી મેનકા અપ્સરાને ગળે કામાતુરથે વળગી રહ્યા ૩૧

પોતાનો ખરો સેવક હોય, પોતામાંજ લીન હોય પોતામાંજ આસક્ત હોય, તેનો અને નિર્દોષ મનુષ્યનો ત્યાગ ન કરવો "જેમ કે" રામ પોતામાંજ આસક્ત એવી સતી સીતાનો ત્યાગ કરી મહાશોકમાં ગ્રસ્ત થયા ૩૨

ઇન્દ્રિયોએ જેને જીતેલ છે એવા કામાસક્ત પુરૂષે એકાન્તમાં પોતાની મા પાસે પણ ન રેવું "જેમ કે" શંબરાસુરની દાસી રતીએ પુત્ર સમાન રાખી ઉછેર્યો તોપણ "કામાસક્ત" પ્રદ્યુમ્ન તે સ્ત્રી સાથે એકાન્તમાં રહેવાથી કામવશ થયો "ને સ્ત્રી ભાવ તેને વિષે રાખવા લાગ્યો" ૩૩

ઉંચી પદવીને પામ્યા છતાં "સર્વનો" સત્કાર કરવો "પણ" કોઈનું અપમાન ન કરવું "જેમ કે નહુશરાજા ઇન્દ્રની પદવી મેળવી અગસ્ત્યરૂષિનું અપમાન કર્યાથી પદભ્રષ્ટ થયો ૩૪

હિતનાં વચન કોઇ પણ કહે તો તે સાંભળવાં અને જે હિતવચન કહ્યાં હોય તે મુજબ કરવું "જેમકે" વિદૂરે કહેલા હિતવચન મુજબ ન કરવાથી કૌરવો મહાશોક ગ્રસ્ત થયા ૩૫

સત્પુરૂષે સેવેલો, અને વેદ તથા સ્મૃતિ (માનવધર્મશાસ્ત્ર આદિમાં) કહેલ આચારને ન છોડવો "કારણ જેમ કે" સત્ય ધર્મ અને ક્રિયા વિનાના દૈત્યો જેમ લક્ષ્મી વિનાના થયા "તેમ ધર્મનો ત્યાગ કર્યાથી સર્વને એ જાતનું દુઃખ થાય છે ૩૬

नदीनांच नखीनांच शृङ्गिणां शस्त्रपाणिनां
विश्वासो नैवकर्तव्यो स्त्रीपु राजकुलेषुच ॥ ३७ ॥
व्याकुलोऽपि विपत्पातै स्मरेद्विष्णुं सदाहृदि ॥
शर तल्पगतो भीष्म मस्मार गरुडध्वजम् ॥ ३८ ॥
चिन्ता जरा मनुष्याणां अनध्वा वाजिनां जरा
असंभोगो जरा स्त्रीणां वस्त्राणां आतपोजरा ॥ ३९ ॥
प्रियवाक्यप्रदानेन ॥ सर्वे तुष्यन्तिजन्तवः ॥
तस्मात्तदेव वक्तव्यं वचने का दरिद्रता ॥ ४० ॥
पञ्चभि मह गंतव्यं स्थातव्य पञ्चिभि.सह
पञ्चभि सह वक्तव्य नदु ख पञ्चभिःसह ॥ ४१ ॥
यान्ति न्यायप्रवृत्तस्य तिर्यञ्चोऽपि सहायतां
अपन्थानंतु गच्छन्तं, सोदरोऽपि विमुञ्चति ॥ ४२ ॥
लक्ष्मीर्वसति जिव्हाग्रे जिव्हाग्रेमित्रबान्धवाः
जिव्हाग्रे बन्धनंमाप्त जिव्हाग्रे मरण ध्रुव ॥ ४३ ॥

એક નદીનો, નખવાળા પ્રાણિ (સિંહઆદી)નો, શીગડાવાળા પ્રાણિ (મોટા બળદ આદિ)નો, સ્ત્રીઓનો, અને રાજ કુળનો "એટલાનો" વિશ્વાસ કદી ન કરવો, ૩૭

બહુ વ્યાકુળ ચિત્ત હોવા છતા વિપત્તિને વખતે હૃદયમા હમેશ વિષ્ણુનું સ્મરણ કરવું, "જેમ કે" બાણશય્યામા સુતેલા પણ, ભિષ્મપિતામહે મરણ સમયે" વિષ્ણુને યાદ કર્યા હતા ૩૮

માણસને ચિંતા એ વૃદ્ધાવસ્તાનુ રૂપ છે એકજગાપર બાંધી રાખવો એ ઘોડાનુ વૃદ્ધાવસ્તાનુ રૂપ છે તેમ સ્ત્રીઓને પુરૂષનો સગ ન થવાથી વૃદ્ધપણું પ્રાપ્ત થાય છે અને વસ્ત્રને તડકો બહુ આપવો એ વૃદ્ધાવસ્તાનુ રૂપ છે ૩૯

"સારૂં મીઠુ" પ્રિય વાક્ય બોલવાથી સર્વ મનુષ્ય પ્રસન્ન થાય છે તે માટે તેવીજ રીતે બોલવુ વચનમા શુ દરિદ્રતા રાખવી ? "અર્થાત્ બોલવામાં દરિદ્રતા ન રાખવી ૪૦

પાંચ સારા મનુષ્ય સાથે જવુ બેસવુ પાંચ મનુષ્ય સાથે જ બોલવું "કારણ" તેવા સજ્જન પચ સાથે "સંગ કરવાથી" દુખ નથી થતુ ૪૧

ન્યાયથી વર્તનારા "મનુષ્યને" પશુપક્ષિ "આદી પ્રાણિઓ" પણ સહાય કરે છે અને અન્યાય કરનારા અવળે રસ્તે ચાલનારા "મનુષ્યને" સગો ભાઇ પણ તજી દે છે ૪૨

જીભમાજ લક્ષ્મી રહે છે જીભમાંજ શત્રુતા, તથા મિત્રતા સમાયેલી છે તેમજ જીભમાંજ મનુષ્ય બધાઇ જાય છે જીભથીજ મનુષ્યનુ નિશ્ચે મરણ નિપજે છે ૪૩

यस्मिन्देशे नसंमानो नप्रीतिर्नच बान्धवाः
नचविद्यागमःकश्चिन्नतत्र दिवसं वसेत् ॥ ४४ ॥
वहेदमित्रं स्कंधेन यावत्कालविपर्ययः
अथवा आगते काले भिन्द्या त्घटमिवाश्मनि ॥ ४५ ॥

જે દેશમાં સન્માન ન હોય પ્રીતિ ન હોય, કુટુંબ ન હોય, અને કોઇપણ જાતની વિદ્યા ન હોય તે દેશમાં એક દિવસ પણ ન રહેવું ૪૪

જ્યાંસુધી વખત ખરાબ હોય ત્યાંસુધી શત્રુને "પણ" કાંધે ઉપાડી ચાલવું "અર્થાત્ શત્રુની પણ પૂર્ણ બરદાશ કરવી" પછી આપણો જ્યારે વખત સારો આવે ત્યારે પથ્થરમાં જેમ પછાડી ઘડો. ફોડી નાખીએ તેમ તે શત્રુનો નાશ કરવો ૪૫ **દા૦ કા૦** અપૂર્ણ.

## अखंड सौभाग्यवती रत्नबाइनो स्वर्गवास.

શીઘ્ર કવિ શાસ્ત્રીજી **શં**કરલાલ **મા**હેશ્વરના નામથી અમારો વાચક વર્ગ અજાણ્યો નથી. આ વિદ્વાન્ શાસ્ત્રીજીનાં ધર્મપત્ની તે પંડિતજી **જય**કૃષ્ણ જીવનરામનાં પુત્રી સૌ૦ **ર**ત્નબાઇનો ગયા માસમાં સ્વર્ગવાસ થયો જાણી અમને અત્યંત ખેદ થાય છે. પુસ્તકોનું શિક્ષણ તેમને બહુ ન હોવા છતાં તેઓ શાસ્ત્રીજીના કુળમાં રત્ન રૂપ હતાં સ્વભાવે શાન્ત સુશીલ સહનશીલ હોવાથી પોતાના દુઃખમાં પણ અન્ને દિલાસો દેવામાં તત્પર રહેતાં ચાર વર્ષપર શાસ્ત્રીજીના નાના પુત્રનું મરણ થતાં તેમને કારી ઘા લાગ્યો હતો તથા ત્યારથી તેમની શરીર સ્થિતિ અત્યંત બગડી હતી આમ છતાં ખેદને બહુ બહાર ન જણાવા દેતાં પોતાનાં બીજા બાળકોને ઢાકીને શાન્ત ચિત્તથી ઇશ્વરનું સ્મરણ કરત તેઓ દિન નિર્ગમન કરતાં હતાં તેમના મરણથી શાસ્ત્રીજીને અકાળે આવેલી વૃદ્ધાવસ્થા વધારે સાલશે એ જાણી સર્વને ખેદ થાય છે. ખેદ કરવો મિથ્યા છે એ શાસ્ત્રીજીને સમજાવવાની જરૂર નથીં અમે એમના ખેદમાં અંતઃકરણ પુર્વક ભાગ લઇએ છીએ.

## ग्रन्थावलोकन.

સંતોષ શતક[1] આ ગ્રંથમાં હિન્દુસ્તાની ભાષામાં સો દોહરા સંતોષપર લખેલા છે. વિષય પ્રશસ્ય છે અને કવિતા પણ ઠીક ગુજરાતીમાં લખાએલી છે ટીકા અર્થને સ્પષ્ટ કરે છે. પુસ્તકને આરંભે રા. ઇશ્વરલાલ અમૃતલાલ દવેનું ચરિત્ર આપેલું છે તેના સ્મરણાર્થે આ ગ્રંથ છપાયું એ ચરિત્ર પણ મનન કરવાં જેવું છે.

દીપોત્સવી[2] દીવાળી સંબધી વ્યાવહારિક નાનો નિબંધ લખી છેવટમાં કેટલાક ઉપદેશાત્મક પદ આપેલાં છે તે વાંચવા જેવા છે.

---

1 રચનાર બ્રહ્મચારી શાન્ટસિંહ શર્મા પ્રસિધ્ધ કર્તા કહાનજી ધર્મસિંહ.
2 લખનાર કહાનજી ધર્મસિંહ.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૭ મું.] જ્યેષ્ઠ સંવત ૧૯૫૫ [અંક ૮ મો.

## ॥ यतो धर्मस्ततो जयः ॥



## संसार सुखनो अभाव.

वैतालीय.

क्षणभंगुर सर्व देहनो, मरवुं एक स्वभाव छे खरो;
जनम्या जनने जवुं अरे, सुखसंसार माँहि नथी खरे.
प्रियपुत्र कलत्र मित्रनो, क्षणमां योगवियोगतो बने;
सहवां बहुदुःख अन्तरे, सुख संसार महि नथी खरे.
नवखंड रचेल मेडीयो, करशे पूर्ण वियोगी वेरीयो;
हरिशर्ण शुं बंधु! विसरे, सुख संसार माहिं नथी खरे.
निजचक्षुथी जे निहाळिए, बुद्बुद जेम दिसे छे वारिए;
समते चळ सर्व धाररे, सुखसंसार विशे नथी खरे.
धनधाम धरार मेलीने, मरवुं सिद्ध खरे करेल छे;
नथि तेविण अन्यथा अरे, सुखसंसार विशे नथी खरे.
बहु तेम उपाधि आधिओ, वळगे नित्य अतीव व्याधिओ;
तनने तपवे छे तापरे, सुख संसार विशे नथी खरे.
दुःखियांजन आम कैंक छे, धनपुत्रो विणतो अनेक छे;
परिणाम असार आमरे, सुख संसार विशे नथी खरे.
मळवी पळ जाय ते नथी, हरवुं आ, मरवा निमित्तथी;
न वृथा पळ ते गुमावरे, सुखसंसार विशे नथी खरे.
पळ ते माहिं इशने भजो, सघळी अन्य उपाधिओ तजो;
भजतां तरशो भवाब्धिरे, सुखसंसार विशे नथी खरे.
सुख एज खरूं निहाळवुं, मन दामोदरमां लगाडवुं;
वसवुं त्यम तेज आश्रये, सुख संसार विशे नथी खरे.

# एक वृद्ध पुरुषनो धर्ममां उत्साह.

( સાંધણ ગયા અંકને પાને ૧૫૦ થી. )

પ્રીતમલાલ—બહુ સારૂં કાકા ! ત્યારે આજે તો રજા લઉં છું કાલે સવારે સર્વે બાળવર્ગને પણ સાથે લઇને આવીશ.

બુઢાકાકા—વારૂ આવજો હો ભાઇ !

આમ કહી પ્રીતમલાલ, તથા તેની સાથે બીજા બે ચાર લોકો આવેલાં હતાં તે સ્વધર્મનિષ્ઠ બુઢા કાકાની પ્રસંશા કરતાં કરતાં પોત પોતાને ઘેર ગયાં; અને બુઢાકાકા દંત ધાવનાદિ કરી સ્નાન કરી નિત્ય કર્મ કરવા લાગ્યા.

દીવસ ૨ જો

પ્રભાતમાં પક્ષિઓનો કોલાહલ થવા માંડયો. જરા જરા અજવાળું થવા માંડયું. ચન્દ્ર અને તારાઓએ ઝાંખા થવા માંડયું. ગોદોહનના તથા ઘંટીઓના અવાજો સંભળાવા લાગ્યા. ત્યારે આપણા બુઢા કાકાની આંખ ઉઘડી. હમેશની માફક જમણો હાથ જોઇ, તુલશીનાં દર્શન કરી, પ્રાતઃસ્મરણના શ્લોકો બોલી, પ્રભાતીઆં બોલવા લાગ્યા.

બિભાસની ગજલ.

જીવ ! જો વિચારી, જીવન વીતિ જાય તારૂં.<br>
વળશે નહિં કર્યે નિત્ય મારૂ તારૂં. જીવ !—ટેક.<br>
કામ ક્રોધને કુસંગે, ખેલીખાલી બાજીરંગે ;<br>
બંધાયાવિના ઉમંગે, કર કાંઇક સારૂં. જીવ !૦ ૧<br>
ધર્મ તું ગ્રહ નિત્ય તારો, તે વિના નહિં આવે આરો ;<br>
જન્મ તેથી સફલ થનારો, મોક્ષનું એ બારૂં. જીવ !૦ ૨<br>
શું હવે તુજને કહેવું, આ બધું મૃગવારિ જેવું ;<br>
નામ એક હરિનું લેવું, શ્રેષ્ટ એ હું ધારૂં. જીવ !૦ ૩<br>
ભોળપે ભૂલીશ માં તું; સત્ય એજ કહું તુને હું ;<br>
આભવાબ્ધિથી તર્યાનું, છે હરિપદ સારૂં. જીવ !૦ ૪

ઉપલું ભજન બોલી રહ્યા પછી બુઢાકાકા પ્રીતમલાલની રાહ જોઇને બેઠા.

પ્રીતમલાલ પણ, બુઢા કાકાના ભજનનો રાગ સાંભળી નિદ્રા તજી જાગ્રત થયા; અને તર્ત મોઢું ધોઇ સાફ કરી, સાધારણ કપડાં પહેરી, આસપાસનાં લોકોને બોલાવવાં ગયા. સર્વેને એકઠા કરી પ્રિતમલાલ બુઢા કાકા પાસે આવ્યા.

બુઢા કાકા—આવો પ્રીતમલાલ! આજે તમે શ્રમ લેઈ આ બધા ભાઈઓને સાથે લૈ જ્ઞાન સંપાદન કરવાને આવ્યા તે જોઇ મને બહુ હર્ષ પ્રગટ થાય છે. તમારા જેવા સત્પુરૂષની સહાયતાથી હું માનું છુંકે મારૂં કર્તવ્ય હું સિદ્ધ કરી શકીશ. મને જે હર્ષનો ઉભરો આવ્યો છે તે હું વાણીથી પૂર્ણદર્શાવી શકતો નથી. ઈશ્વર તમારા જેવા ધર્માભિમાની પુરૂષોને અજરામર રાખો.

પ્રીતમલાલ–કાકા! હું આટલા બધા માનને યોગ્યં નથી; તેમ હજી મેં આપનું કોઇ પણ કામ કર્યું નથી; તથાપી આપ મને આશિર્વાદ આપો છો તે હું માથે ચડાવું છું.

બુઢા કાકા—વારૂ હવે આજે આપણે પ્રથમ શું પ્રકરણ ચલાવશું? તમારો જે વિચાર હોય તે કહો.

પ્રીતમલાલ—કાકા! મારે તો પ્રથમ ધર્મ, તથા તેનું સ્વરૂપ જાણવાની ઈચ્છા છે. બાકી સર્વ ભાઇઓની જેવી મરજી.

સર્વેએ પણ તેજ ઇચ્છા દર્શાવી જેથી બુઢાકાકા તેનું વર્ણન કરવા લાગ્યા.

બુઢા કાકા–ભાઇઓ! આજે આપ સર્વેની સમ્મતિથી ધર્મ તથા તેના લક્ષણોનું હું વિવેચન કરૂંછું. તે આપ કૃપા કરી લક્ષમાં લેજો. પ્રથમ આપણે ધર્મ એટલે શું? તે જાણવાની જરૂર છે તો જણાવવાનું કે

विद्वद्भिस्सेवितःसद्भिर्नित्यमद्वेषरागिभिः

हृदये नाभ्यनुज्ञातो यो धर्म स्तन्निबोधत

રાગ દ્વેષરહિત વિદ્વાન, તથા સત્પુરૂષો એ સદા જે ધર્મને સેવેલ છે, તથા જે ધર્મને અન્તઃકરણની વૃત્તિએ માન્ય કરેલ છે તે ધર્મને મનુષ્યે જાણવો. મનુષ્ય અધર્માચરણથી હલકી પંક્તીમાં ગણાયછે જુઓ પૂર્વે થૈ ગયેલા જેણે રાજર્ષિ તથા બ્રાહ્મર્ષિ વિશે મોટી તકરાર કરેલી તે વસિષ્ટ અને વિશ્વામિત્રની શુ જાત હતી?

ધર્મના સેવનમાં ઉંચ નીચ જ્ઞાતિને સંબંધ નથી. ધર્મ સંશોધનમાં ધર્મ માનીને તેનું સેવન કરનાર પુરૂષ રાગદ્વેષ રહિત છે કે નથી? તેજ જોવું જોઇએ.

તેવો પ્રકાર હોય તો એ ધર્મ આપણને સારો ભાસે છે કે કેમ? એ બીજું સંશોધન છે. નારદમુની પ્રથમ દાસી પુત્ર હતા છતાં પોતાના ઉત્તમ તપોબળથી તથા ધર્મ ઉપર ખરી નિષ્ઠાથી, ઉત્તમ પંક્તિને પ્રાપ્ત થયા. આ ઉપરથી એમજ સિદ્ધ થાય છે કે મનુષ્યને ઉત્તમ પંક્તિમાં લાવનાર માત્ર સદ્ધર્મજ છે. ભાઇઓ! હવે આપ એટલું તો સમજી ગયા કે ઉત્તમ પદવી આપનાર માત્ર ધર્મ છે. માટે ધર્મ ગ્રહણ કરવો અને તેને અનુસરવું, એજ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે. મનુષ્યનુ કલ્યાણ કરનાર તેજ છે. સત્પથ પ્રવાસ કરાવનાર તેજ છે. અન્તઃકરણને પૂર્ણાનંદમાં મગ્ન કરનાર, સંતાપ દૂર કરનાર; અન્તઃકરણ નિર્મલ કરનાર, મનોવૃત્તિ પવિત્ર રાખનાર, મનને ખીલવનાર, ચિદાનંદરૂપનો પ્રકાશ કરનાર, બુદ્ધિની જડતા દૂર કરનાર, દયાર્દ્ર અન્તઃકરણ કરનાર, ક્રોધથી દૂર રાખનાર, પ્રતાપ વધારનાર, કીર્તિ વધારનાર, સર્વપ્રાણી ઉપર સમભાવ રાખનાર, વાણીમાં મીઠાશ મુકનાર, પાપથી દૂર રાખનાર, વિષય વાસનાથી નિવૃત્ત કરનાર, ધીરજ, તથા સહનશીળતા રખાવનાર, કાપટય ભાવથી દૂર ખસેડનાર, ઇન્દ્રિઓને નિયમમાં રખનાર; તથા વિદ્યાકળાથી કુશળ કરનાર, માત્ર એક ધર્મજ છે. ધર્મ શિવાય જન હિતકર્તા અન્ય કશું સાધન નથી. ભાઇઓ! સાવધ થાઓ. તમારો આંખ ઉઘાડો ખરૂં તત્વ સમજો. મનુષ્ય હમેશાં ધનવૃદ્ધિ કરવામાં, માન સંપાદન કરવામાં, કીર્તિ મેળવવામાં, તથા તેવાજ અન્ય લાભમાં, પોતાની ઉન્નતિની આકાંક્ષા રાખે છે. કોઇ પણ અધોગતિની આકાક્ષા નથી રાખતા, તેવીજ રીતે જાતિમાં પણ સર્વ મનુષ્યો અમે ઊંચી પંક્તિના છૈએ, એમ દર્શાવવા તજવીજ કરે છે. હવે સૂચવવાનું કે માન સંપાદન, ધનવૃદ્ધિ કીર્તિ મેળવવી, તથા જાતીથી ઉચ્ચ પદવીમાં ગણાવું એ સ્વતઃ નથી થતું; પરંતુ ઉત્તમ ધર્માચરણોથી બને છે. ઉત્તમ વર્તણુકથી બને છે. આચરણો હલકાં હોય તેવા મનુષ્યની ઉચ્ચ મનુષ્ય તરીકેની ગણત્રી થતી નથી.

**कर्मणो त्तमनीचत्वं कालतस्तुभवेद्गुणैः**

સમય પરત્વે મનુષ્ય પોતાના ગુણો તથા કર્મો વડે ઉચ્ચ નીચપણાને પામે છે. હવે આપણે એટલું તો સમજ્યા કે સારા ગુણો કે કર્મોરૂપ ધર્મને આપણે સ્વિકારશુંતો ઉચ્ચપંક્તીમાં આવશું. માટે તેમ શા માટે ન કરવું? હાથે કરીને ઉત્તમ સ્થળ મૂકી વિષ્ટાવાળી જગાઉપર રખડવું કોને ગમે? કુંદન

મૂકી કથીર પહેરવું કોને ગમે ? હીરો મૂકી કાચનો કટકો કોને પ્રીય લાગે ? અમૃત ભોજન મૂકી ભાખરી ખાવી કોને ગમે ? સત્પથ મુકી વીકરાળ ઝાડીમાં ચાલવું કોને શ્રેય લાગે ? ઉચ્ચ પદવી આપનાર પોતાનો ધર્મ તજી દઇ કુધર્મ સ્વિકારતાં કોનું મન નિષ્ઠુર હોય કે તેની ઉપર અભિરૂચી ધરાવે ? ભાઇઓ ! હાલ જે તમે તમારો ધર્મ નથી સ્વિકારતા, અને તેથી વિમુખ રહો છો તેમાં તમારો દોષ નહિ હોય ; પરન્તુ આપ ધર્મના તત્વથી કે તેના સ્વરૂપથી અજાણ્યા હશો, માત્ર મારે કહેવાનું કે હવે આપ જાગ્રત થાઓ, અને તત્વને સમજો. તમારાં બાળકોને અન્ય અભ્યાસ સાથે આ પણ અભ્યાસ કરાવો, અને સ્વધર્મ ચૂસ્ત બનાવો, જેથી આપણા દેશનો ઉદય થાય, આપણો ઉદય થાય, અને પરીણામે ઉત્તમ સુખને મેળવીએ.

પ્રીતમલાલ—કાકા ! અમૃત સમાન તૃપ્ત કરનારી તમારી મધુર વાણી સાંભળી સર્વ મનુષ્યો અત્યારે પૂર્ણ સંતોષ પામ્યાં છે; અને તમારા કહેવા ઉપરથી સર્વેને ધર્મ ઉપર સારી અસર થઇ છે; પરન્તુ શું કર્તવ્ય કરવાથી ધર્મ ગ્રહણ કર્યો કહેવાય ? તે હજી કોઇ સમજ્યુ નથી, માટે ધર્મોનાં લક્ષણો દર્શાવી તેને અનુસરવાની પદ્ધતિ આપ કૃપા કરી અમને શીખવો એ સહુની માગણી છે.

બુઢ્ઢાકાકા—અનેક શાસ્ત્રોમાં ધર્મોનાં લક્ષણો ભિન્ન ભિન્ન પ્રકારનાં દર્શાવ્યાં છે, જેમકે યાજ્ઞ વલ્કય સ્મૃતિમાં જણાવ્યું છે કે

अहिंसासस मस्तेयं शौचोमिंद्रियनिग्रहः
दानंदया दम.क्षांन्ति सर्वेषां धर्म साधनं

અહિંસા, સત્ય બોલવું, ચોરી નકરવી, પવિત્ર મન તથા શરીર રાખવું ઇન્દ્રિઓ નીયમમાં રાખવી, સત્પુરૂષોને દાન આપવું, સર્વ પ્રાણી ઉપર દયા રાખવી, મનને નીયમમાં રાખવું, ક્ષમા ( સહનશીલતા ) રાખવી, એ સર્વેને સ્વિકારવાનાં સાધારણ ધર્મનાં લક્ષણો છે.

ઉપલા શ્લોકમાં પ્રથમ ઉપદેશ હિંસા ન કરવી એવો છે. હિંસા એટલે પ્રાણીનો ઘાત કરવો–તેનો જીવ લેવો. આવી ઘણા મનુષ્યો પોતાના ઉદર પોષણને માટે કે માંસ ખાવાનો સ્વાદ લેવાને પ્રાણીની હિંસા કરેછે. શું સ્વાદ લેવાને કે ઉદર પોષણ કરવાને તે વિના અન્ય સાધનો થોડાં છે ? કે નાહકનો બિચારાં ગરીબ પામર પ્રાણીનો જીવ લેવો.

---

[અપૂર્ણ

## મહાત્મા ચાણક્ય.

( શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.)

( સાંધણ ગયા અંકને પાને ૧૫૪ થી. )

શિષ્યે આગંતુક તરફ વળીને કહ્યું. ઓ મુર્ખા ! તુંજ અસંબદ્ધ વાત કરે છે. તારી વાતમાં ઢંગધડો હોય તેવું હું જાણતો નથી. આગંતુક બોલ્યો, તને શું કહું ? જો કોઇ યોગ્ય શ્રોતા મળી આવે તો મારી વાત ઢંગધડાવાળી કેટલે ભાગે છે તે જાણી શકાય. તે સાંભળીને ચાણક્ય અંદરથી બહાર આવ્યો, અને બોલ્યો, અરે આતો મારો ધર્મબંધુ આવ્યો. ઠીક થયું અંદર આવ અંદર, આગંતુક ઘરમાં ગયો; અને ચાણાક્યને પ્રણામ કરીને આસન ઉપર બેઠો. આ વ્યક્તિને ચાણક્યે પ્રકૃતિ મંડળનાં ચિત્ત જાણવા માટે નગરમાં મોકલ્યો હતો; અને તે નિપુણક નામનો ચાણક્યનો દૂત હતો. પોતાની શોધ સંબંધિ કથા કહેવા માટે કહ્યું. એટલે દૂત પોતાનું વૃત્તાંત કહેતાં બોલ્યો માહારાજ ! આપની સુનીતિના પ્રતાપથી અપરાગનું ( ક્રોધનું ) કારણ દૂર થયું છે. પ્રજામાં કોઇપણ રાજા ચંદ્રગુપ્તની પ્રત્યે વિરક્ત (બેદીલ) નથી. માત્ર ત્રણ જણ રાજદ્રોહી છે. તેઓ હજીપણ નગરમાંજ વાસ કરેછે, અને પોતાની ખટપટ ચાલુ કરી રહ્યા છે. તે સાંભળીને ચાણક્યે તે ત્રણેનાં નામો જાણવા માગ્યાં. તે દૂતે ઉત્તર આપ્યો મહારાજ ! એકતો પેલો જીવસિદ્ધિ ક્ષપણક, રાજદ્રોહ કરી રહ્યો છે, રાક્ષસે વિષકન્યા દ્વારા પર્વતેશ્વરનો વધ કર્યોછે તેમાં જીવસિદ્ધિનો મુખ્ય હાથ હતો. ચાણક્ય મહા નીતિવેત્તા હતો. તેનું બુદ્ધિકૌશલ્ય અગાધ હતું. તેનો એક દૂત તેના બીજા દૂતને ઓળખી શકતો ન હતો. પહેલાં કહી ગયા છીએ કે ક્ષપણક જીવસિદ્ધિને પણ ચાણાક્યેજ શત્રુ પક્ષમાં યોજેલો હતો. ને તે-તેનો પરમ બંધુ હતો. ચાણક્ય નિપુણકનાં ઉપર પ્રમાણે વચન સાંભળીને મનમાં પોતાની રાજનીતિના વિજય માટે મગરૂર થવા માંડયો. નિપુણકે ફરીને કહ્યું મહાશય ! આપણો બીજો દ્રોહી શકટદાસ છે જે રાક્ષસનો પરમ મિત્ર થાય છે. તે વાત ચાણક્યે મન ઉપર લીધી અને વિચાર કર્યો કે એ પુરૂષ કાયસ્થ છે. સામાન્ય પુરૂષ છે. અસ્તુ પણ ક્ષુદ્ર દુશ્મનની તરફ પણ બેદરકાર રહેવું એ વ્યાજબી નથી. એટલાં માટેજ મેં પણ તેની પાસે સિદ્ધાર્થકને કપટ વેશથી યોજી દીધો છે. ચાણક્યે ઉપર

પ્રમાણે મનમાં વિચાર કર્યા પછી ફરીને પૂછ્યું, ઠીક ત્રીજો આપણો વૈરી કોણ છે? મહારાજ! ત્રીજો શત્રુ પુષ્પ પુરવાસી ચંદનદાસ નામનો ઝવેરી છે. તે સર્વ કરતાં મુખ્ય દ્રોહ કર્તા છે. તે ઝવેરી રાક્ષસનો ઘણોજ વિશ્વાસપાત્ર છે. અમાત્યનાં સ્ત્રી, પુત્ર, દાસ, દાસી વગેરે સર્વ પરિવાર તેજ શેઠને ઘેર છુપી રીતે રહેલાં છે. મેં આપની ખાત્રી માટે આ એક મહોર (વિંટી) આંણી છે, જુઓ ને કરો ખાત્રી. આમ કહીને નિપુણકે મહોર કાઢીને ચાણાક્યને આપી. ચાણાક્ય મહોરમાં રાક્ષસના નામાક્ષરો જોઇને અત્યંત પ્રસન્ન થયો; અને મનમાં કહેવા લાગ્યો કે હવે મારો મનોરથ પૂર્ણ થવાને વિશેષ વિલંબ લાગશે નહિ; અને રાક્ષસ પણ હવે થોડા વખતમાંજ હાથ થશે.

તે પછી ચાણાક્યે નિપુણકને પૂછ્યું કે "આ મહોર કેવી રીતે તારા હાથમાં આવી?" દૂતે ઉત્તર આપ્યો, મહારાજ! આપે મારી પ્રકૃતિ મંડળના મનની પરિક્ષા કરવા માટે યોજના કર્યા પછી મેં મારો વેશ પલટાવી નાંખ્યો અને આ યમપટ હાથમાં લઇને ભિક્ષા માગતો, માગતો, નગરમાં ફરવા લાગ્યો. ભિક્ષુકના વેશમાં ફરતાં ફરતાં એક દિવસે ચંદનદાસ ઝવેરીને ઘેર જઇ ચઢયો, ને ત્યાં સર્વને યમપટ દેખાડીને ગાવાનો આરંભ કર્યો. મારૂં ગાયન સાંભળીને એક સુકુમાર બાળક અંતપુરમાંથી બ્હાર નીકળ્યો. તે જોઇને અંદર રહેલાં સ્ત્રી મંડળે, બાળક બહાર ગયો. બાળક બહાર ગયો. આવો કોલાહલ કરી મૂક્યો. અને એક પરમ સુંદરી સ્ત્રીએ ગભરાટમાં પડી જઇને, હાથ બહાર કાઢીને પેલા છોકરાને બળ પૂર્વક અંદર ખેંચી લીધો. આ વખતે તે સ્ત્રીના હાથમાંથી આ મહોર સરીને નીચે પડી ગઈ; અને મારા પગ આગળ આવીને પડી. તે મહોર જોઇને મારા મનમાં વિચાર આવ્યો, કે આ મહોર ખરેખર પુરૂષને પહેરવાની હોવી જોઈએ, નહિ તો તે આમ એકાએક આંગળીમાંથી સરી પડે નહિ. તે પછી મહોરને જોવા લાગ્યો તો તેમાં રાક્ષસનું નામ મારી નજરે પડયું, મેં બહુજ સંભાળથી તે મહોરને છુપાવી દીધી; અને હમણા તે આપની પાસે હાજર છે. ચાણક્યે આ પૂર્વે ન અનુભવેલા આશ્ચર્યની ઘટનાનું વિવેચન કરતાં મન સાથે કહ્યું કે, દૈવ ચંદ્રગુપ્તને અત્યંત અનુકુલ જણાય છે. તે પછી નિપુણક ત્યાંથી વિદાય થયો. 'ચાણક્ય' મનમાં વિચાર કરવા લાગ્યો કે રાક્ષસની મહોરતો દૈવયોગે હાથ લાગી છે. હવે એક પત્ર લખીને તેના ઉપર આ મહોર મારી હોય

તો આ પત્ર રાક્ષસે મોકલ્યો છે, આમજ અવશ્યે પ્રતિત થાય, પરંતુ તે પત્રમાં એવી વાત લખવી જોઈએ કે રાક્ષસ એક વખત નિર્બળ થઇને મારે આધીન થઇ જાય.

પત્ર લખવા માટે કેટલો એક વખત વિચાર કર્યા પછી ચાણાક્યે પત્રમાં લખવાની બાબતનો નિશ્ચય કર્યો, એટલામાં એક દૂતે અંદર દાખલ થઇને ચાણાક્યને પ્રણામ કરીને કહ્યું, મહાશય ! રાજા ચંદ્રગુપ્ત પર્વતેશ્વરના પરલોક ગમન માટે તેના પેહરવાનાં આભૂષણો બ્રાહ્મણોને અર્પણ કરવાની ઈચ્છા રાખેછે. તેમાં આપનો શું અનુમત છે તે કહો. ચાણાક્યે ઉત્તર આપ્યો, હું રાજાના તેવા ઊંચા વિચારથી સંતુષ્ટ થયો છું. પર્વત રાજાનાં આભૂષણો ઘણાંજ કિમ્મતી છે માટે તેતો કોઈ મહા સુપાત્રને આપવાં જોઇએ, માટે હું રાજાની પાસે ત્રણ બ્રાહ્મણોને મોકલુંછું, તેઓને તમારે તેઓનું દાન આપવું. આમ કહીને દૂતને રજા આપીને ચાણાકયે શાર્ઙ્ગરવને હાક મારીને બોલાવ્યો, અને કહ્યું કે તું હમણાંજ જઇને વિશ્વાવસુ વિગેરે ત્રણ ભાઈને કહે કે તમે ચંદ્રગુપ્તની પાસેથી દાન લઇને આર્ય ચાણાક્યને મળવા માટે આવો. શાર્ઙ્ગરવે પોતાના ગુરૂની આજ્ઞા પ્રમાણે સર્વ વ્યવસ્થા કરી.

ચાણાક્યે પત્ર કેવી રચનાથી લખવો તેને માટે સર્વ વ્યવસ્થા મનમાં નિશ્ચય કરી રાખી હતી. પણ કંઈક અંશ અપૂર્ણ હતો તે પણ હમણા આકસ્મિક ઘટના ઉપરથી સૂઝી ગયો. તેથી ચાણક્ય મનમાં પ્રસન્ન થયો. પરંતુ તેણે વિચાર કર્યો કે આ પત્ર મારે મારા હાથથી લખવો એતો અઠીક કહેવાય. માટે રાક્ષસનાજ કોઈ અંગના માણસની પાસે લખાવવો એ ઠીક છે. આવો વિચાર કરીને તેણે શિષ્ય શાર્ઙ્ગરવને બોલાવ્યો, ને તેને લેખનો વિષય સમજાવીને સિદ્ધાર્થકની પાસે મોકલ્યો. અને તેને કહ્યું કે સિદ્ધાર્થક પોતાના મિત્ર શકટદાસની પાસે એક પત્ર લખાવે પરંતુ તેમાં મારૂં નામ આવવું જોઇએ નહિ. પત્ર લખાવ્યા પછી તે મારી પાસે આવે.

સિદ્ધાર્થકે ચાણાક્યની આજ્ઞા પ્રમાણે શકટદાસદ્વારા પત્ર લખાવ્યો અને પોતે તુરત આચાર્યની પાસે હાજર થયો; અને પ્રણામ કરીને બોલ્યો મહાશય ! શકટદાસ મારા ઉપર અત્યંત વિશ્વાસુ છે. મેં કહ્યું કે તુરત તેણે લેખનો વિચાર કર્યા વિનાજ પત્ર લખી આપ્યો છે.

હાથમાંથી પત્ર લીધો; અને તેના ઉપર પેલા રાક્ષસના નામની મહોર મારી; અને પછી ચાણાક્યે સિદ્ધાર્થકને કહ્યું, ભાઈ! હું કોઈ અંતરંગ પુરૂષે કરવા યોગ્ય કામ ઉપર તારી યોજના કરવા ધારૂંછું. સિદ્ધાર્થકે ઉત્તર આપ્યો મહારાજ! હું કોઇપણ કામ કરવાને સમર્થ છું; અને આપ મારી યોજના કરીને પોતાને કૃતાર્થ તથા અનુગૃહીત જાણશો. ચાણક્યે કહ્યું, ભાઇ! હમણાંજ શકટદાસને વધ્ય ભૂમિ ઉપર લઈ જવામાં આવશે, ત્યાં આગળ તું જા; અને તારા બળ તથા વીર્યે વડે જાહેર રીતે હત્યારાઓના હાથમાંથી શકટદાસને છોડાવીને રાક્ષસની પાસે લઇ જા, રાક્ષસ પોતાના બંધુના પ્રાણની રક્ષા કરવાથી તને અવશ્ય ઇનામ આપશે. તે આપે તે તારે લેવું અને કેટલો એક વખત તારે તેની સેવા પણ કરવી. જ્યારે શત્રુઓ કુસુમપુરની પડોશમાં આવવા લાગે ત્યારે તારે પાછું આ પ્રમાણે રૂપ ધારણ કરવું. (આમ કહીને ચાણાક્યે તેના કાનમાં શું શું કરવું તેની સૂચના કરી દીધી.)

તે પછી ચાણાક્યે શાર્ઙ્ગરવને બોલાવીને કહ્યુ, બેટા! તું કાલપાશક અને દંડપાશકને જઈને કહે કે જીવસિદ્ધિ એ રાક્ષસના કહેવાથી વિષકન્યા દ્વારા પર્વતેશ્વરના પ્રાણ લીધા છે, માટે તમે રાજા ચંદ્રગુપ્તની આજ્ઞાનુસાર આખા નગરમાં તેના દોષો ઉઘાડા પાડીને, તેને નગરમાંથી બહાર કાઢી મૂકો, અને કાયસ્થ શકટદાસ રાક્ષસનો પરમ મિત્ર છે, તે ચંદ્રગુપ્તના રાજ્યમાં રહીને ચંદ્રગુપ્તનુંજ ભૂડું કરવાનીજ ખટપટ કર્યા કરેછે, માટે તેને રાજાની આજ્ઞા પ્રમાણે શુલી ઉપર ચઢાવીને મારી નાખો. શાર્ઙ્ગરવ ગુરૂની આજ્ઞા બજાવવા માટે તેજ વખતે ત્યાંથી બહાર પડયો. તેજ વખતે ચાણાક્યે સિદ્ધાર્થકના હાથમાં મહોર છાપવાળો કાગળ આપ્યો. અને આશિર્વાદ સાથે કહ્યું કે, તું તારા કામમાં સંપૂર્ણ રીતે વિજયી થઇશ. સિદ્ધાર્થક પણ તેના ચરણની રજ પોતાના મસ્તક ઉપર ધારણ કરીને ત્યાંથી વિદાય થયો.

એટલામાં શાર્ઙ્ગરવ પણ ગુરૂની આજ્ઞા બજાવીને પાછો આવ્યો; એટલે ચાણાક્યે તેને શેઠ ચંદનદાસને બોલાવવા માટે મોકલ્યો.

અપૂર્ણ.

---

# आर्य बंधुओ! जागृत थाओ.



( દુર્લભજી વિ. ત્રિભુવનદાસ ઝવેરી. )

( સાંધણ ગયા અંકને પાને ૧૫૯ થી. )

બાળ લગ્નના વિષય ઉપર વધારે વિવેચન કરવા પહેલાં "લગ્ન" એ શું વસ્તુ છે. તેનો શું હેતુ છે, અને તે કરવાની આવશ્યકતા છે કે નહીં ? તે વિષય ઉપર ઉતરવાની અત્યારે વિશેષ જરૂર છે; અને તે વિશે શાસ્ત્રો અને વિદ્વાનોનો અભિપ્રાય શું છે તે જોઈએ.

સંસાર ધર્મમાં એક બીજાની સહાયતા માટે સાથે જોડાવું તેનું નામ "લગ્ન" છે. પરમેશ્વરે માણસ જાતને જે જે સુખો આપેલાં છે તે સુખોમાં શ્રેષ્ટ, મોટામાં મોટું, અને પ્રથમસુખ સંગતિછે; અને તે સંગતિ તે લગ્ન છે. 'લગ્ન' એ એક એવી ગાંઠ છે કે જે પુરૂષ અને સ્ત્રીને તેઓની જીંદગાની પર્યંત સંપત્તિ અને વિપત્તિમાં સાથે રહેવાને બાંધી રાખેછે.

યુવાવસ્થા પ્રકટ ન થતાં સર્વ સ્ત્રીપુરૂષોયે લગ્ન કરવાની જરૂર છે. કેમકે એ અવસ્થામાં સ્વભાવથીજ ઇંદ્રીઓ એટલીતો બલવાન થાય છે કે તે કોઇથી પણ નિયમમાં રાખી શકાતી નથી. જેથી બ્રહ્મચર્ય પાળવું ઘણું કઠિણ થઇ પડે છે. ભર્તૃહરિએ કહ્યું છે કે—વિશ્વામિત્ર તથા પરાશરાદિ લઇ જે વાયુ, પાણી, અને પાદંડા ખાનાર ઋષિયો હતા, તે પણ સ્ત્રીનું મનોહર મુખકમળ જોતાંજ મોહ પામ્યા. તો જે મનુષ્ય ઘી, દૂધ, વા સાથે સુગંધી ભાત ખાયછે, તેમની ઇન્દ્રિયોજોવશ્ય રહેતો સમુદ્રમાં વિંધ્યાચળ પર્વત પણ તરે" અર્થાત્ યોગ્ય ઉમ્મરે ઇંન્દ્રિઓ વશ રહેતીજ નથી; જેથી યુવાવસ્થા પ્રગટ થયે લગ્ન કરવાની આવશ્યકતા છેજ. આવી રીતે જ્યારે પુરૂષોથી ઇંદ્રીઓવશ્ય રાખી શકાતિ નથી તેમ સ્ત્રીઓથી પણ રાખી શકાતી નથી ચાણાક્ય નીતિમાં કહે છે કે—

> आहारो द्विगुणः स्त्रीणां लज्जाचापि चतुर्गुणा ॥
> साहसं षट्गुणं चैव कामश्चाष्टगुणः स्मृतः ॥

ઘણું કરિ સ્ત્રીઓને પુરૂષ કરતાં આહાર બમણો, લજ્જા ચારગણી, સાહસ છગણું તથા કામ આઠગણો હોય છે એમ કહ્યું છે.—

આવી રીતે કામનો વેગ સર્વ પ્રાણીઓમાં યુવાવસ્થા પ્રાપ્ત થતાંજ સ્વભાવિક રીતે ઉત્પન્ન થાય છે. આવે સમયે લોહ તથા ચુંબકની પેઠે નરનારીઓ કંઇ વિલક્ષણ આકર્ષણ શકિતના બળથી પરસ્પરે ખેંચાય છે. આ સૃષ્ટિની ઉત્પત્તિ પણ આકર્ષણ શક્તિથીજ થયેલી જણાય છે; અને તેની સ્થિતિ પણ એજ શક્તિથી કાયમ રહી છે, નર, તથા નારીઓનો સંયોગ, ગર્ભાશયે ગર્ભને ધારણ કરવું, ગર્ભને પોતાને માટે યોગ્ય પોષણ મેળવી વૃદ્ધિ પામવું વિગેરે સર્વ આકર્ષણથીજ થતું જણાય છે. સંયોગથી જોતાં સૃષ્ટિનો સર્વ વ્યવહાર આકર્ષણ શક્તિને લીધેજ છે. માટે એ સ્વભાવથીજ ઉત્પન્ન થતા કામ રૂપ આકર્ષણને તોડવું ઘણું કઠિન અને સૃષ્ટિના નિયમથી વિરૂધ્ધ લાગે છે. માટે જો યુવાવસ્થામાં સ્ત્રી પુરૂષો પરણે નહીં તો તેઓ આડે રસ્તે દોરાઈ જઈ ખુવાર થાય છે. કદાચ બલાત્કારથી બ્રહ્મચર્ય પાલવામાં આવે તો ગૃહસ્થોમાં તે સંબંધી પ્રતિષ્ટા રહેતી નથી. વળી કામના વેગને બલાત્કારે રોકવા જતાં શરિરમાં તે સંબંધી વ્યાધી રહેવાનો સંભવ રહે છે, માટે યુવાવસ્થા પ્રાપ્ત થયા પછીજ ગૃહસ્થાશ્રમી થઈ પ્રજા ઉત્પન્ન કરવાની ઈશ્વરની આજ્ઞાને સર્વ કોઇએ માન આપવુંજ જોઇએ. માનવધર્મશાસ્ત્રના ૯ મા અધ્યાયમાં કહેલું છે કે— ગર્ભધારણ કરવા સારૂ સ્ત્રીઓને, અને ગર્ભાધાન કરવા સારૂ પુરૂષોને ઉત્પન્ન કર્યા છે. માટે વેદમાં સાધારણ ધર્મ કાર્ય પણ પતિયે પત્નિ સહિત કરવાં કહેલ છે—વળી શ્રીમહાભારતના અનુશાસન પર્વમાં પણ કહ્યું છે કે— જ્યાં સુધી પુરૂષ, સ્ત્રી પરણ્યો નથી, ત્યાં સુધી તે અર્ધો કહેવાય છે. કારણ એકલા પુરૂષથીજ પ્રજા ઉત્પન્ન થતી નથી, પણ સ્ત્રીને પરણી પૂર્ણ થાય ત્યારે તેનાથી પ્રજા ઉત્પન્ન થઈ શકે છે—આથી વાંચનાર ગૃહસ્થોને ખાત્રી થઈજ હશે કે સ્ત્રીઓજ ઘરની શોભા છે. કારણ સ્ત્રી વિનાનું ઘર શૂન્ય જેવું ભાસે છે. હજુ વિશેષ ખાત્રીને માટે શ્રીમહાભારતના શાંતિપર્વ અને આદિપર્વમાં આ વિષેની આપેલી આજ્ઞાઓ જાણવાની આપણને આવશ્યકતા છેજ જેથી વાંચનારને વિશેષ ખાત્રી થશે કે યુવાવસ્થા પ્રાપ્ત થયે પરણવુંજ જોઇએ. ઘરને ઘર નથી કહેતા પણ સ્ત્રીજ ઘર કહેવાય છે કેમકે સ્ત્રી વિનાનું ઘર અરણ્ય સરખું લાગે છે. ઝાડ નીચે, પણ જો દમ્પતિ હોય તો તેપણ તેમનું ઘર છે, પરંતુ સ્ત્રી વિનાનો મેહેલપણ વન જેવોજ એમ નિશ્ચય કરેલ છે. સ્ત્રી ધર્મ, અર્થ, તથા કામ સમય પુરૂષને સહાય કરનારી છે. પરદેશ જવા સમય તેને વિશ્રામ કરવા

લાયક પણ તેજ છે. તેમજ રોગથી પીડાયલા તથા કષ્ટને પામેલા દુઃખી પુરૂષને નિરંતર સ્ત્રી સમાન બીજું કંઇપણ ઔષધ નથી. પુરૂષને લોકમાં સ્ત્રીસમાન કોઈ સગું, ગતિ, તથા ધર્મ સંગ્રહ કરવામાં સહાય કરનાર નથી. આ લોકમાં સ્ત્રી, પુરૂષનું અર્ધું અંગ, તથા ઉત્તમમાં ઉત્તમ શાખા છે. કારણ સહાયતા વગરના પુરૂષને લોક વ્યવહારમાં સહાય કરનારી તેજ છે. પુરૂષને જંગલમાં પણ સ્ત્રી વિશ્રામરૂપ માનેલી છે. જે સ્ત્રી સહિત હોય તે વિશ્વાસ કરવા યોગ્ય છે. માટે સ્ત્રી પરમગતિ છે.

ઉપલું મહાભારત માંહેનું લખાણ વાંચનારને યુવાવસ્થા પ્રાપ્ત થયે લગ્નની આવશ્યકતાની પુરતી સાબીતી આપવા માટે બસ છે. સૃષ્ટિમાં નર અને માદાનો સંયોગ થવો એ વાત સૃષ્ટિ રચનાનો સાથેજ સર્જિત થયેલી છે. આ સંયોગ ક્રિયામાં કુદરતનો મુખ્ય હેતુ "વંશવૃદ્ધિનો" હોવો જોઇએ, એમ અનુમાન થાય છે. નિર્દોષ અને વિકાર વિનાંના પશુઓ અને વનસ્પતિઓના સ્વભાવ સિદ્ધ, સંયોગધર્મ ઉપરથી આ વાતનો આપણને પુરાવો મળી શકે છે. સૃષ્ટિની વૃદ્ધિ કરવી એ જેમ ઇશ્વરનો નીયમ અને સંકેત.છે, તેમ પ્રેમ અને આત્મભાવ (બંધુતા)ની વૃદ્ધિ કરવી એ પણ કુદરતનો હેતુ છે. આ પ્રેમ અને આત્મભાવનું દ્વાર સ્ત્રી, ને પુરૂષનું જોડુંજ છે. આ ઉપરથી સ્વાભાવિક સુખ વૃદ્ધિને માટે અને ધર્મના અનુષ્ઠાનને અર્થે સ્ત્રીપુરૂષના લગ્નની આવશ્યકતા સિદ્ધ થાય છે જે અર્થે ઉત્તમ ભાવવાળાં અને યોગ્ય ઉમ્મરનાં જોડાં બંધાવાની જરૂર છે. લગ્નનો ફકત 'વંશ વૃદ્ધિ' નોજ હેતુ નથી; પરંતુ સુખ વૃદ્ધિ અને 'ધર્મવૃદ્ધિ'નો હેતુ પણ તેમાં સમાયલો છે. કેટલાક મહાન પુરૂષોએ, લગ્ન કરવાની વિરૂદ્ધ એવી દલીલો લાવી મુકેલી છે કે જો તેઓ લગ્નના સંબંધમાં જોડાયતો જે જે બાબતોમાં તેઓને પૂર્ણ ધ્યાન આપવાની જરૂર છે, તેમાં તેઓ પૂરતું લક્ષ આપી શકતા નથી. કારણ સ્ત્રીપુત્રાદિકના ભરણ પોષણને માટે તેઓને કમાવાની જરૂર પડે છે. ને તેથી એકાંતવાસ કે નિરાંત તેઓને મળી શકતી નથી. પરંતુ આવા વિચારવાળા પુરૂષો વિચાર નથી કરતા કે જો તમામ જગત આવાજ વિચારથી લગ્ન કરવાનું મુળતવી રાખે તો વંશ વૃદ્ધી, સુખવૃદ્ધી, અને ધર્મવૃદ્ધીની, આશા ક્યાંથીજ રાખવી? અલબત સોએ એક આવા હોય તો સારૂ; પરંતુ સર્વ મનુષ્યોએ મહાન પુરૂષો થવું એ તદન અસંભવિત છે. લગ્ન કરી પરણ્યાથી

સ્વમાન સારી રીતે જાળવી શકાય છે. કારણ પરણેલ માણસ પોતે એક નાના કુટુંબ (રાજ્યનો) રાજા છે એમ તેના મનમાં રહેવાથી હમેશ તેનું મન પ્રફુલ્લિત રહે છે. એક માણસની સલાહથી જે કાર્ય કરવામાં આવે તેના કરતાં તેજ કાર્ય કરવામાં જો બે માણસની સલ્લાહ હોય તો તેથી તે કાર્ય સપુર્ણ રીતે થઇ શકે છે. તેમ પરણેલ માણસ કાંઇ પણ કાર્ય કરવાની ઈચ્છા રાખે, અને તે બાબત પોતાની પત્નિ તરફથી જો તેને અનુમોદન મળે તો તે કાર્ય સારી રીતે થઇ શકે છે. પણ એક વાંઢા માણસને કાંઇપણ કાર્ય કરવું હોય તો તેમાં આવતી મુશ્કેલીઓથી તે બહુજ ગભરાઇ જાય છે. પરણેલ માણસનું નામ તેના પુત્ર પુત્રાદિકથી હમેશને માટે કાયમ રહેછે; પરંતુ એક વાંઢો માણસ સડી સડીને મરી જાય છે. ત્યારે દુનિયામાં તે નજ હતો, તેમ થઈ પડેછે. તેનું નામ નિશાન પણ બાકી રહેતું નથી. સ્ત્રીઓ कार्येषु मन्त्री છે. મત્રી અગર એક મિત્રની માફક તે સ્ત્રી પતિને ઉપયોગી થઈ પડેછે. આ દુનિયામાં સારી સ્ત્રી અને પુત્ર પૈત્રોના સુખની સરખામણીમાં બીજુ એકેય સુખ નથી કારણ ગરિબાવસ્થા અને દુઃખને સમયે તેઓ દુઃખમાં ભાગ લેવા પણ તૈયારજ હોય છે. સ્ત્રીઓના પ્યારમાં પુરૂષોના જે જે છુપા દીલાસાઓ છે તેના જેવી કીમતી મહાસાગરની લક્ષ્મીપણ નથી. મીડલેટન કવિ કહે છે કે જ્યારે હું ઘરની નજદીક આવું છું ત્યારે સુખની હવાની મને સુગંધ આવે છે લગ્ન–વિવાહથી કેવા સ્વાદિષ્ટ શ્વાસ મળે છે ? જ્યારે પુરૂષ કોઇ વ્યાધીથી પીડિત હોય છે ત્યારે પોતાની પત્નિ અને છોકરાના દીલાસા તથા સારવારથી તેનું કેટલુંક દુઃખ ઓછું થાય છે.

લગ્ન કરવાની આવશ્યકતા બતાવી કઈ ઉમ્મરે હવે લગ્ન કરવા જોઈએ તે જણાવવાની ખાસ જરૂર છે.

માણસની બાલ્યાવસ્થા વીશ વર્ષ પર્યંત હોય છે. તો બાલ્યાવસ્થામાં એટલે વીશ વર્ષ પહેલાં લગ્ન કરવાની શાસ્ત્રની પણ સખ્ત મનાઇ છે. આપણું શાસ્ત્ર એક જગ્યાએ કન્યાને કહે છે કે–હે કન્યા ! તારી અવસ્થાથી બમણાથી ઓછો નહીં, તેમ વધારે નહીં, એવી ઉમ્મરવાળા ઉત્તમ વરને પરણ. અગર તારી ઉમ્મરથી ત્રણ ગણી અવસ્થાવાળા મધ્યમ વરને પરણ. પરંતુ તેથી ઓછી વત્તી અવસ્થાવાળા અધમવરનો તો ત્યાગજ કર. ઉપલી શીખામણો સમજવા પરણનાર જોડું પુખ્ત ઉમરનુંજ હોવું જોઇએ એમ સિદ્ધ થાય છે.

અપૂર્ણ.

---

## સ્ત્રીનો પતિ પ્રત્યે પ્રેમ અને સ્ત્રીઓનું સૌભાગ્ય.

સાંધણ ગયા અંકને પાને ૧૬૩ થી.

તેમજ જર્મન વિદ્વાન મિ. ટેલરે કહ્યું છે કે;– સ્ત્રીએ પોતાના પતિને તાબે રહેવું, આશાએશ અને મોજ આપવી, તેની ચાકરી કરવી, રાજી રાખવા, માન આપવું, અને તેના મનને રીઝવવાના ઉપાયો કરવા. જો સ્ત્રીના વફાદારીના જુસ્સાએ ઘર કર્યું હશે, તો તેને પતિ પોતાની મેળે માન આપશે. સમજુ સ્ત્રી હશે, તે તો પોતાના પતિને સલ્લાહ અને મદદ આપવાનું પોતાની મેળેજ બજાવશે સ્ત્રીએ તો પુરૂષના સુખમાંજ પોતાનું સુખ વિચારવું જોઈએ" આહા! થોડાં અમૂલ્ય વચનો ! જે સ્ત્રીમાં પોતાના પતિ પ્રત્યે વર્ત્તવાની આવી બુદ્ધિ ઉત્પન્ન થઈ નથી, તથા પતિ પ્રત્યે "પ્રાણનાથ ધીરજ પકડો અને મને ધર્મની રીતિથી ધર્મપત્ની સમજીને ગ્રહણ કરો, હું તમારા જીવનની સંગિની થઇશ" આવી રીતે જે સ્ત્રીમાં બોલવાની શક્તિ ઉત્પન્ન થઈ નથી, તેણે દુ:ખો ભોગવવાને માટેજ જન્મ લીધો છે, એમ કહીએ તો પણ ચાલે. જે સુજ્ઞ સ્ત્રીછે, તેણે તો પોતાના પતિને દેવતુલ્ય પરમપૂજ્ય માની, તેની ઉપરજ નિરંતર પ્રેમ રાખવો, તેનીજ સેવામાં તત્પર રહેવું; અને તેનાંજ વચનોને તાબે થવું, એજ તેમને પરમ કલ્યાણ કર્ત્તા છે. કારણકે સ્ત્રીએ પોતાના સ્વામીનું વચન માનવું, એ તેમનો મોટો ધર્મ છે. સ્ત્રીને પોતાનો ધર્મ પાળવાથી સ્વર્ગનિવાસ ફળની પ્રાપ્તી થાય છે. આ શું મહાત્માઓનાં વચનો થોડાં લાભકારક છે? અહો ! સ્ત્રીને જેની સેવનાથીજ સ્વર્ગનિવાસ જેવા શ્રેષ્ટ ફલની પ્રાપ્તી થાય છે, તેવા ફળદાયક પ્યારા પતિપર પ્રેમ રાખવાથી કઇ સ્ત્રી મૂર્ખ હશે કે વિમુખ રહેશે? સુજ્ઞ સ્ત્રીએ નિર્મળ અંત:કરણથી પતિને ચાહવો, તેના કાર્યોમાં શક્તિ માફક સહાયતા આપવી. તેના તરફથી અન્નવસ્ત્રાભુષણ, વગેરે મળતા પદાર્થો ભોગવી; તેમાંજ સંતોષી રહેવું. પતિ શિવાય બીજો પુરૂષ ગમે તો પૃથ્વીપતિ હોય, રૂપાળો, બુદ્ધિવંત, યુવાન અને જબરો હોય; તથા ગમે તો તેના તરફથી પૃથ્વીનો બધો વૈભવ મળતો હોય, તોપણ તેને વિષ્ટા સમાન તુચ્છ ગણવો. તે સામી દૃષ્ટી પણ કરવી નહિ, કેમકે પરપુરૂષને ભજવાથી સ્ત્રીને નરકાધીન થવું પડે છે. મનુસ્મૃતિમાં કહ્યું છે કે,–

पाणीग्राहस्य साध्वीस्त्री । जीवतो वा मृतस्य वा
॥ पतिलोकमभीप्संती । नाचरेत्किंचिदप्रियं ॥

".સાધ્વી સ્ત્રીએ પાણી ગ્રહણ કરનાર જે પોતાનો પતિ, તેનું જીવે ત્યાં સુધી અને મરણ પછી પણ પતિના લોકને પામવાને ઇચ્છીત સ્ત્રીએ કિંચિત પણ અપ્રિય કરવું નહિ." પતિવ્રતા સ્ત્રીએ પોતાના પ્રાણાંત સુધી પણ પોતાનું એક પતિવ્રતા પણું છોડવું ન જોઇએ. આ સંસારના દેખાતા સર્વ પદાર્થો નાશવત છે. તેથી તેઓ સઘળા તુચ્છ છે. ફક્ત એક ધર્મજ અચળ સુખ આપનાર છે. તેથી એ મહાન છે. એ મહાન ધર્મજ પાળવો એજ પતિવૃતા સ્ત્રીનું કામ છે. કેમકે મરણ વખતે જગતના દેખાતા સર્વે મોહક વૈભવો અહીંજ પડયા રહેછે. ફક્ત ધર્મ, અધર્મ, જે હોય છે, તેજ સાથે આવે છે. તેમાં અધર્મ નરકમાં નાંખી દુઃખ આપેછે; અને ધર્મ છે તેજ સ્વર્ગનું અવિચળ સુખ આપેછે. માટે સુજ્ઞ સ્ત્રીએ અધર્મનો ત્યાગ કરી ધર્મનેજ વધારવો જોઈએ. સ્ત્રીને પતિ એજ ઇશ્વરથી બીજે દરજ્જે પૂજ્ય છે. તો તેની તન, મનથી નિરંતર પ્રેમપૂર્વક સેવા કરવી. ઉત્તમ વસ્ત્રઅલંકાર સજી મોહીત કરવાની આકાંક્ષા રાખવી પતિકે લોકોનું ચિત્ત જેવું સદ્‌ગુણોથીજ આકર્ષાયછે, તેવું સદ્‌ગુણ વગર ઠાઠમાઠ કરી સુશોભિત થવાથી આકર્ષાતું નથી. ગુણ વિનાનો ખાલી ભભકો નિંદાને પાત્ર કરી કલંક ચડાવે છે. માટે જેમ બને તેમ સદ્‌ગુણોપર સ્નેહ રાખી તેના વડે પતિને મોહીત કરવાનો પ્રયત્ન કરવો સ્ત્રીએ પોતાના જીવનહાર અને દેવતુલ્ય પૂજ્ય પતિ સાથે દગો નહિ કરતાં નિષ્કપટપણે વર્તવું. જો દગો કરશેતો પછી એના જેવું આ સંસારમાં બીજું કોણ છે? એજ પરમ મિત્ર છે, અને એજ સુખ દુઃખમાં, તથા ભવસાગર પાર જવામાં ખરો સાથી છે. માટે તેના પરજ શ્રદ્ધા રાખવી, તેના પરજ પ્રીતિ રાખવી, અને તેનેજ અંતઃકરણથી ચાહવો, એ તેમનો પવિત્ર ધર્મ છે.

હાલની કેટલીક સ્ત્રીઓ પોતાનો પતિ પ્રત્યે શું ધર્મ છે, એ નહિં જાણવાથી પતિને ગમે તેમ બોલે છે, ધમકાવે છે, મર્યાદા મૂકી ગાળો દે છે, સામી થાય છે, અપમાન કરે છે, બહારથી મેહનત કરી ઘેર આવે, ત્યારે મનરંજન કરી વિશ્રાંતિ આપેવાને બદલે સાસુ, સસરા, વગેરે ઘર કુટુંબની કે પાડા પાડોસીની કુંથણી કરી કંટાળો આપે છે. વખતસર ભોજન તૈયાર કરી જમાડવાને

બદલે પોતે પગ પર પગ ચડાવી બેસી રહી, ધણી પાસે ઘરનું કામકાજ કરાવે છે. પતિનું ગજું ન છતાં બીજાનાં સારાં સારાં ઘરેણાં લૂગડાં દેખી, તેવાં પોતાને કરાવવા કલેશ કરી, કરજના ખાડામાં ઉતારે છે. પતિને કોઈ કાર્યમાં સહાય-રૂપ થતી નથી. સઘળો ઘર વ્યવહાર, તેનાં એકલા પરજ નાખી મૂકે છે. તેના દુઃખનો વખત પણ જાણતી નથી; પતિને નામનોજ ગણી સ્વચ્છંદપણે વરતે છે. પતિવ્રત પાળતી નથી. જ્યારે આવી સ્રીને પતિ તરફથી લોભની તૃપ્તી થતી નથી, ત્યારે આ કુભારજા, પાપિણી સ્રી લોભની તૃપ્તી કરવાની આશાએ અનેક કુકર્મો કરે છે. પણ જ્યારે ઈચ્છેલું સુખ મળવાને બદલે આબરૂ જાય છે, લોકોમાં નિંદાને પાત્ર થાય છે, અને ફટ ફટ થાય છે, ત્યારે પસ્તાવો કરી આખો ભવ દુઃખમાં કાઢે છે, વળી જે સ્રી "ઉપરકી તો અચ્છી બની ભીતરકી તો રામ જાણે," એ પ્રમાણે ઉપરથી પતિવ્રતાનો ડોળ બતાવી, અને મનમાં કપટ રાખી, ગુપ્તપણે બદકામ કરે છે. પણ તે મિથ્યા ડોળ કદી છાનો રહેતો નથી. કપટ ખુલ્લું થયે, પતિનો ભરોંસો ઉઠી જઈ અપ્રિય થાય છે, અને પતિને ફસાવવા જતાં પોતે ફસી પડી, અનેક દુઃખો ભોગવે છે. આવી સ્રીઓ સ્રીના ધર્મને ન છાજતાં કુકર્મો કરી, પાપનો પોટલો બાંધે છે. આવી સ્રીઓને સ્રી નહિં પણ રાક્ષસી કહેવી જોઇએ. આવી અધર્મી સ્રીઓને ધિક્કાર છે, અને ધિક્કાર છે તેના માતા પિતાને કે તેણે આવી કુપાત્ર પુત્રીને પેદા કરી. આના કરતાં તો પશુ, પક્ષી, અને વન વૃક્ષના અવતારો પણ સારા ગણાય કે તેને ઈશ્વરે જે જે સ્વાભાવિક ધર્મ પ્રમાણે સદાકાળ ચાલ્યા કરી, પોતાનો અવતાર લેખે કાઢે છે. તેના કરતાં એ આવી સ્રીનો અવતારતો હલકોજ સમજવો. જે સ્રી ઇશ્વર રચિત ધર્મ—નીયમ પ્રમાણે નહિ ચાલતાં નકામી પૃથ્વીપર બોજા જેવી થઈ પડે છે, તેનો અવતાર વૃથા છે. ઇશ્વરના નિયમ વિરૂદ્ધ આચાર વિચાર, અને નીતિ રાખી આચરનારી સ્રીએ વિચારવું જોઇએ કે પાપ કર્મનું સુખ થોડા વખતનું છે. એ કુકર્મોથી તો ઇશ્વર અકૃપાવાન થઇ પાપનું ફળ નરકરૂપી મહાદુઃખ આપે છે. માટે આ સંબધિ ખુબ વિચાર કરવો જોઇએ. સુજ્ઞ સ્રીએ તો પતિ તરફથી જે મળે તેમાંજ સંતોષ રાખવો એમાંજ તેમની આબરૂ, એમાંજ તેની શોભા, અને એમાંજ તેને સુખ છે. જેસ્રી ઇશ્વરનો ડર રાખી પતિની ઈચ્છા અનુસાર મન, વચન, અને કાયા, વશ રાખી

પતિવ્રતાના ધર્મ પ્રમાણે વર્ત્તે છે, તેને ધન્ય છે; અને ધન્ય તેમના માતપિતાને કે તેણે આવું પુત્રીરૂપી રત્ન પેદા કર્યું. કુલીન સ્રી હોય છે, તે કદી પણ પોતાની મરજી માફક સ્વતંત્રપણે વર્ત્તતી નથી, કે સ્રીઓના ધર્મવિરૂદ્ધ આચરણ કરતી નથી. સ્રીએ પતિથી સ્વતંત્રપણે વર્ત્તવાનું કોઇપણ શાસ્રકારે જણાવેલું નથી. "સ્રી બાળ હોય; અથવા વૃદ્ધ હોય, તો પણ તેણે ઘરમાં કોઇ પણ કાર્ય સ્વતંત્રતાથી કરવાં નહિ" જેમ કે.,—

જનની જનક વંશ રહે બાળ, તરૂણી પતિ આધાર;
વૃદ્ધપણાંમાં પુત્રો પાળે, સ્વતંત્ર નહી કુળનાર

સ્રી બાળક હોય, ત્યારે માબાપની આજ્ઞામાં રહી, તેમની શીખામણ પ્રમાણે વર્ત્તે. તારૂણ્યમાં પતિનેજ પોતાનો આધાર માની વર્ત્તે, વૃદ્ધાવસ્થામાં પુત્રો તેનું પાલણ પોષણ કરે; અને તે પુત્રો વગેરેના કહેવા મુજબ કરે. પણ કુલીન સ્રીએ કદી પણ સ્વતંત્ર રહેવું નહી. જે સ્રી સ્વતંત્રપણે વર્ત્તે, તે કુલીન સ્રી કહેવાયજ કેમ? નહિજ. જે સ્રી કુલીન હોય છે, તે કદી પણ પતિથી સ્વતંત્ર થવાને ઇચ્છતી નથી. તે તો દાન, ધર્મ, તીર્થ, અને દેવપૂજા વિગેરે જે કરે છે, તે સર્વમાં પરમેશ્વર પાસે એમજ માગે છે કે; "મારૂ સૌભાગ્ય અખંડ રહો" સ્રીને સૌભાગ્યપણું એ એવું તો પૂજ્ય છે કે, જેમાં તેનું રક્ષણ સમાએલું છે. માટે સ્રીએ પતિનેજ આધિન રહેવું. તેમ પતિ ધંધા રોજગારમાં ઊત્સાહ રહિત થાય, તો તેનું મન શાંત કરી, ધીરજ આપવી. વિપત્તિ વખતે પતિ જેવી સ્થિતિમાં હોય તેવીજ સ્થિતિમાં પોતે રહી સંતોષ રાખવો. તેની સાથે બરડબંડવું નહી. જેમ પુરૂષે પોતાના પિતાના નામથી પ્રસિદ્ધ થઇ ઓળખાવું એ વ્યાજબી છે, પરંતુ લોકોમાં નિંદા થાય, તેવું કૃત્ય કરી પ્રસિદ્ધ થવું નહિ. કોઇ મનુષ્ય પતિપત્નીમાં પ્રેમ જોઇ તે તોડાવવાને કહેશે કે તારો પતિ તો ગેરરસ્તે ચાલે છે, તારાપર પૂરો પ્રેમ રાખતો નથી, તે તો બીજી સ્રી પર સ્નેહ રાખેછે, વિગેરે બોલી મન ભમાવવાનું કરે, પણ કાચા કાન રાખી તે સાંભળવું નહિ, તેના કહેવાની તુલના કરવી, કે તે આવું શામાટે કહે છે? વગેરે વિચાર કરી કહેવું કે મારો પતિ કદી પણ એમ કરેજ નહિ. જો કદી કોઇનું કહેવું સાંભળી મન શંકાવાળું કરશો, તો સ્નેહ તુટશે. સ્નેહ તુટયે ગૃહસ્થાશ્રમ બગડી સંસાર દુઃખરૂપ થશે. માટે કોઇના કહેવા ઊપર ભરોંસો રાખવો નહિં. અપૂર્ણ

વ્યાપ્તિ થઈ. વ્યાપ્તિનું સ્વરૂપ આ પ્રમાણે છે–"જ્યાં જ્યાં ધૂમ ત્યાં ત્યાં વન્હિ." पर्वतो धूमवान्वन्हिमत्वात् એ અનુમિતિમાં વ્યાપ્તિ સંભવે નહિ; કારણ કે 'જ્યાં જ્યાં વન્હિ ત્યાં ત્યાં ધૂમ'એ વ્યાપ્તિમાં વ્યભિચાર છે. વ્યભિચાર એટલે સાધ્યાભાવ વાળામાં હેતુનું હોવાપણું. જુઓ અહિં સાધ્ય ધૂમ છે, તેનો અભાવ, એટલે ધૂમનો અભાવ થયો. ધૂમાભાવ વાળો તપેલો લોહપિંડ છે, તેમાં વન્હિનું હોવાપણું છે; વાસ્તે વ્યભિચાર આવ્યો; માટે वन्हिमान्धूमात् એ અનુમિતિમાં. धूमात् એ સદ્હેતુ છે. धूमवान्वन्हिमत्वात् એ અનુમિતિમાં वन्हिमत्वात् અસત્ હેતુ છે.

---

છે 'જ્યાં જ્યાં ધૂમ ત્યાં ત્યાં અગ્નિ, એવો સાથેજ રહેવાનો નિયમ, તેનું નામ વ્યાપ્તિ' ( तर्क संग्रह ). આ વર્ણનમાં 'સાથે રહેવાનો નિયમ' એટલો ભાગ જ લક્ષણ છે.

ઉપર જણાવેલા તર્કકૌમુદીના લક્ષણને લઈ તેનું વિવરણ કરીએ. 'અવ્યભિચારપણે હેતુ અને સાધ્યનું એક અધિકરણમાં રહેવું તે વ્યાપ્તિ' અધિકરણ એટલે જે પદાર્થ સંબંધી કાંઈપણ સિદ્ધ કરવું છે તે પદાર્થ. આ પર્વતમાં અગ્નિ છે, એવું સિદ્ધ કરવાનું હોય, તો 'અગ્નિ છે' એવું પર્વતના સંબંધમાં સિદ્ધ કરવાનું છે; માટે પર્વત એ અધિકરણ છે. એ અધિકરણમાં હેતુ તથા સાધ્ય સાથે રહે તેને સાહચર્ય કહે છે. એવું સાહચર્ય અવ્યભિચારપણે હોય, ત્યારે વ્યાપ્તિ થાય છે. 'જ્યાં જ્યાં ધૂમ હોય ત્યાં ત્યાં અગ્નિ હોય છે' એ વ્યાપ્તિનુ સામાન્ય ઉદાહરણ છે.

'અવ્યભિચારપણુ' એ શબ્દનો આશય સમજવો આવશ્યક છે. સાહચર્ય હોય પણ જો તે વ્યભિચારવાળું હોય તો વ્યાપ્તિ થાય નહિ. અવ્યભિચાર શબ્દથી એમ સમજવું કે, સાહચર્ય એવું છે કે તેમાં કોઇ સમયે અથવા કોઈ દેશમાં અડચણ જણાતી નથી. એવો કોઇપણ દેશ અથવા સમય ન હોય કે જ્યાં ધૂમ હોય અને અગ્નિ ન હોય. આ વ્યાપ્તિ વાકયને ઉલટાવી લેતાં થતું વાકય, વ્યાપ્તિવાકય નહિ થાય. જેમ 'જ્યાં જ્યાં અગ્નિ હોય ત્યાં ત્યાં ધૂમ હોય; આ વ્યાપ્તિ અસત્ છે. આ વ્યાપ્તિને વ્યાપ્તિનું લક્ષણ લાગુ પાડી જોતાં સમજાશે કે, ઘણે સ્થાને અગ્નિ અને ધૂમ સાથે રહેતા જણાય છે, પરંતુ એવો દૃઢ નિયમ નથી થઇ શકતો કે, જ્યાં અગ્નિ હોય ત્યાં ધૂમ હોવોજ જોઇએ. એક તપાવેલા લોખંડના ગોળામાં અગ્નિ છે, પરંતુ ત્યાં ધૂમ નથી. એ રીતે તપાવેલા લોખંડના ગોળારૂપ અધિકરણમાં અગ્નિ અને ધૂમનું સાહચર્ય નથી; માટે જ્યાં જ્યાં અગ્નિ હોય ત્યાં ત્યાં ધૂમ હોય એ વ્યાપ્તિ ખોટો પડે છે.

---

અપૂર્ણ.

# समय महत्व अने मनुष्य कर्तव्य.

आयुःक्षणलवमात्रं नलभ्यते हेमकोटिभिः क्वापि ॥

તાત્પર્ય-આપણી અજ્ઞાનતાથી આપણો કાંઇપણ સત્કર્મ કર્યાવિના જે વખત ફોકટ ગયો હોય, તે વખતને માટે આપણને જ્ઞાન થતાં, તેમજ તે ગયેલા વૃથા વખતને માટે પશ્ચાત્તાપ થતાં, પાછો મેલવવા સારૂ ગમે તેટલો યત્ન કરશું, કરોડો સુવર્ણમય દ્રવ્ય ખરચશું, તો પણ તે ગયેલા વખતનો ક્ષણમાત્ર ભાગ પણ આપણને મલનાર નથી. જુઓ ત્યારે ગમે તેટલો યત્ન કર્યા છતાં તેમ ગમે તેટલુ દ્રવ્ય ખરચ્યા છતાં જે ચીજ ન મળે તે ચીજ કેવી સમજવી? તેને કેવી રીતે સાચવવી જોઇએ? તેનો કેવી રીતે ઉપયોગ કરવો જોઈએ? એ કાંઇ કહેવાની જરૂર રહી નથી

तच्चेद्गच्छति सर्वं मृषानर्थ काधिका हानिः ॥ १ ॥

એવો અમુલ્ય એટલે કે હીરા, માણેક, કોહીનુર, આદીનું પણ કરોડો રૂપૈયા એવું મુલ્ય થાય છે; અને તેટલું દ્રવ્ય ખરચતાં પણ તે મળે છે, પણ ગમે તેટલુ દ્રવ્ય ખર્ચતાં ન મળવાથી તે મોટી ચીજોથી પણ અધિક જે સમય તે જ્યારે સાવ વૃથા નિરર્થક આપણે ગુમાવિએ તેથી જે આપણને હાની થાય છે, એથી અધિક બીજી કઇ હાનિ?

સમય મિથ્યા વ્યતીત કરવાની જે હાની છે તે બહુ મોટી છે. છતાં અજ્ઞાનપણાથી તે સુક્ષ્મ તર દેખાય છે; જેથી મનુષ્યો, એ હાનીની પરવાર રાખતાં નથી; પરન્તુ જ્યારે જ્ઞાન સંપાદન થાય, ખરા તત્વના ઓળખવાની શક્તીનો જ્યારે આવીર્ભાવ થવા લાગે, ત્યારે મીથ્યા સમય વ્યતીત કરવો એ મોટી હાની છે, એ વાત સત્ય ભાસે. અને ગુમાવેલ મિથ્યા સમયનો પશ્ચાત્તાપ થાય; અને પુનઃ મિથ્યા સમય ન ગુમાવવાની કોશેષ કરે-સ્વાભાવિક જગતની એવી રીત છે કે, અમુક વસ્તુ ગમે તેવી મુલ્યવાન હોય, છતાં તે વસ્તુ જેની પાસે હોય તે, તેની કિંમત ન જાણતો હોય તો, તેનો ગેરઉપયોગ કરે છે, દાખલા તરીકે કોઈએક ભીલ હતો. તે કાયમ જંગલમાં રહેતો હતો. અને જીવહિંસા કરી પોતાનો ઉદરનિર્વાહ ચલાવતો હતો. એક વખત જંગલમાં ભટકતાં તેને કોહિનૂર હીરો જડયો. તેનો ચલકાટ જોઇને તે પોતાને ઘેર લાવ્યો; અને ઘરમાં મૂકયો, ઘરનાં માણસો સૌ તે જોઈ રાજી થયાં,

અને તેની સ્ત્રી કહેવા લાગી કે આ પથરો લાવ્યા તેથી આપણને એક મોટો લાભ થયો. તે એ કે રાત્રે દીવો ઘરમાં કરવો નથી પડતો. કારણ તેના પ્રકાશથી અજવાળું ઘરમાં રહે છે જેથી એટલું તેલનું ખરચ ઓછું થયું.

બિચારાં ભિલ્લ લોકો કયાંથી તેની કીમત જાણે? માત્ર એટલેથીજ સંતોષ માની બેઠાં. લાખો રૂપૈયાની કિમ્મતની વસ્તુ આપણા ઘરમાં આવી એમ ન સમજ્યાં. જેથી તે હીરો તેણે ગુમાવ્યો. કોઇ તેલ વેચનાર વાણીઓ હશે તેણે એ હીરો તેના ઘરમાં જોઇ પેલા ભિલ્લને કહ્યું કે, આ પથરો તારે કાંઇ કામનો નથી. માટે મને આપ તેને બદલે હું તને ત્રણ મણ તેલ આપુંછું. એ સાંભલી પેલો ભિલ્લ તો રાજી થયો; અને હા પાડી. જેથી ત્રણ મણ તેલ આપી, વાણીઓ તે હીરાને ઉપાડી ગયો. ગામડામાં વસનારો તોપણ વાણિયો, જેથી તરત સમજી ગયો કે આ વસ્તુ મુલ્યવાન છે. મનમાં કલ્પના કરી કે હું જે તેલ વેચવાની મજુરીનો ધંધો કરૂંછું, તે મજુરીના દુષ્ટ ધંધાથી છોડવનાર માત્ર આજ વસ્તુ છે, આ હીરો વટાવતાં જે પૈસા આવશે તેમાંથી સારી હવેલીઓ બંધાવીશ. બે ત્રણ મુનીમો રાખીશ. મારી સ્ત્રીને અનેક જાતનાં વસ્ત્રો અને અલંકારો લઈ આપીશ. તથા બાકી વધશે તે વ્યાજે મુકીશ. વિગેરે અનેક તરંગો બાંધતો, બાંધતો, તે વાણીઓ પોતાને ઘેર; આવ્યો, અને પોતાની સ્ત્રીને હીરાની હકીકત કહી, ઉતાવળે ભોજન કરી ઘરમાં પાંચ પચીશ રૂપૈયા હશે તે ખરચી સારી પાઘડી અંગરખો, ધોતીયાં, લઈને તે પહેરી મોટા શહેરમાં ગયો; અને એક લાખ રૂપૈયે તે હીરો વેચ્યો; અને જે જે પોતે કલ્પનાઓ કરી હતી, ને જે પોતાના મનમાં ઈચ્છાઓ હતી, તે સર્વે પૂરી કરી. મતલબકે પેલો ભિલ્લ તેની કિમ્મત સમજી નોતો શકયો, જેથી માત્ર ત્રણ મણ તેલ લઇને તેનો ગેરઉપયોગ કર્યો; અને આ વાણિયો સમજતો હતો, તેથી નઠારાં કપડાં પહેરીને જશું તો મારૂં વજન ઓછું પડવાથી ઝવેરી બરાબર કિંમ્મત નહિ આપે. એવી કલ્પના કરી સારાં વસ્ત્રો પહેરી, સારા ઝવેરીને ત્યાં જઈ સંપૂર્ણ કિમ્મત પેદા કરી તે હીરાનો સદુપયોગ કર્યો. તેમજ સમય એ શું કહેવાય? એમ જે સમજે છે તે તેનો સદુપયોગ કરે છે; પરન્તું જે નથી સમજતો તે વૃથા ગપ્પાં મારી અથવા તો અનેક ખટપટો લગાડી કોઇની ખોદણી કરવી, કલેશ કરવો, વિગેરે નકામી બાબતમાં ઉત્તમ સમય ગુમાવે છે.

જે કાંઇ કામ કરવું હોય તે માત્ર મનુષ્યથીજ બને છે, એ વાત તો સિદ્ધ છે. કારણ મનુષ્ય શિવાયના અન્ય પ્રાણીઓમાં સ્વતઃ કાર્ય કરવાની શક્તિ,

તથા સારાનરસાનું જ્ઞાન હોતું નથી. એ તો આપણે સર્વે જાણીએ છીએ. હવે આપણા દેહસંબંધી વિચાર કરીએ કે આપણો દેહ અમુક કાળપર્યન્ત ચોક્કસ રહેવાનો છે એ કાંઈ સિદ્ધ થતું નથી. આજે આપણે સનોપથી વાતો કરતા હોઈએ; અને કાલે મોટી મરકી જેવી વ્યાધી લાગુ પડે તો તેજ વખતે પ્રાણ ચાલ્યા જાય; અને ઇશ્વરને ખાસ બચાવવોજ હોય તો વખતે સો વર્ષની ઉમ્મર પણ આપણી થાય છે. હવે આપણો આ દેહ પડયા પછી પુનઃ મનુષ્ય જાતીમાંજ આપણે જન્મવાના છીએ એ પણ કાંઇ ચોક્કસ નથી. દા. કા.

[અપૂર્ણ.

---

## एक बोध लेवा योग्य आचरण

"મ્હેતાજી જ્યેષ્ઠારામ પ્રેમજી"

મુંબઇવાસી ગુર્જર વર્ગમાં આ મ્હેતાજી સારીપેઠે જાણીતા છે. તેઓ આજથી ૩૦ વર્ષ પર મુંબઇમાં આવી વસ્યા તે સમયે તેમનું વય નાનું હતું, છતાં પોતાના ગોરપદના ધંધા સાથે તેમણે ગુજરાતી કેળવણી લીધી અને પોતે સમજ્યા કે હું મ્હેતાજીના કામને યોગ્ય થયો. તેમણે કોઇ ચાલુ શાળામાં નોકરી ન લેતાં. જે વર્ગ કેળવણીમાં બહુજ પછાત છે તેવા, કુંભાર, લુવાર વિગેરે કોમમાં કેળવણીનો પ્રસાર કરવા પ્રયત્ન કરવા માંડયો. કુંભારવાડો, જ્યાં સરકાર, પોતાના સમર્થ કેળવણીખાતા મારફત, શાળા સ્થાપવાને ત્રણ ત્રણ પ્રયત્ન કરવા છતાં, નિષ્ફલ થયા, ત્યાં આ મ્હેતાજીએ ગમે તેવી સુશીબતો વેઠીને સ્કુલ સ્થાપી અને તે આજ દિનસુધી એટલે ત્રીશ વર્ષ સુધી ચલાવી. આ મ્હેતાજી, નિશાળ ચલાવતાં, પોતાની બીજી વૃત્તિથી ધન ઉપાર્જન કરી, એ ધન શાળામા આપી, તેમાં આવતી ખોટ પુરતા, એવું અમે કેટલાક વર્ષથી જોતા આવ્યા છીએ. એમ કરીને પણ સ્કુલને એવા સારા ધોરણપર ચલાવી કે સરકારી એ. ઇન્સપેક્ટરોએ કબુલ કર્યું છે કે એ સ્કુલની વ્યવસ્થા તથા તેનું શિક્ષણ ઉત્તમ પ્રકારનું છે આવાં મત આપતાં એ અધિકારીઓએ એ શાળાને સરકાર તરફથી તથા મ્યુનિસિપાલિટી તરફથી યોગ્ય મદદ અપાવી. મ્હેતાજીને આવતી ખોટ પુરાવી દેવાના પ્રયત્ન ઘણી વખત કર્યાછે. મ્હેતાજીના શિખવેલા વિદ્યાર્થીઓ આજ જુદા જુદા ધંધામાં પડી ગયાછે, છતાં તે સર્વની તેમના પ્રતિ ભક્તિ સારી છે. મ્હેતાજી ધર્મચુસ્ત માણસ છે. તેમ

દેશાભિમાની તથા સંસાર સુધારણા વિશે વ્યાખ્યાનો તથા તકરારો કરવામાં તેઓ બહુ પંકાયલા છે. આખુ જીવન આવી સદ્વૃતિમાં ગાળી જે કાંઇક જુજ પુંજી તેમણે મેળવેલી, તે પણ પોતાની પાછળ તેવાજ સત્કર્મમાં વાપરવા તેઓ મુકી જાયછે. મ્હેતાજી આજ એક માસથી અતિસારના વ્યાધિથી બહુ નબળી હાલતમાં છે. ધર્મ ઉપર પૂર્ણ આસ્થા હોવાથી, પોતાની છેલ્લી અવસ્થા જાણી, તેઓ મંત્ર-જાગરણ વિગેરે સત્કર્મમાં પોતાની શક્તિપ્રમાણે વ્યય કરે છે. અમારી સભાના પણ તેઓ આશરે પચીસ વર્ષથી સભાસદ છે. તેમાં તેઓ તન અને મનથી તથા પોતાની ગુંજાસ પ્રમાણે ધનથી પણ મદદ આપતા આવ્યા છે. હાલ તેમણે રૂા. ૧૦) સભાના અનામત ફંડમાં મોકલી આપ્યાછે. આવા એક નિષ્ઠ પુરૂષનું આચરણ અનુકરણીય છે.

## समर्थ विद्वान् जीवनराम शास्त्रीजीनुं खेदकारक मृत्यु



કાઠીયાવાડ—રાજકોટના નિવાસી શાસ્ત્રીજી જીવનરામ મહીધરના સ્વર્ગવાસના ખબર સાંભળી, સર્વ વિદ્વજજનને અત્યંત ખેદ થાયછે. આ શાસ્ત્રીજી ઉત્તમ વૈયાકરણ, પ્રવીણ નૈયાયિક, સમર્થ વેદાન્તાભ્યાસી તથા. તેવાજ અલંકારાદિકમાં પ્રવીણ હતા. આગળ થઇ ગએલા જામનગરવાસી પ્રચંડ વિદ્વાન્ કેશવજી શાસ્ત્રીજીના ગત થયા પછી, કાઠિયાવાડ તથા ગુજરાતમાં આ શાસ્ત્રીજી પ્રથમ સ્થાનકે ગણાતા. ૨૨ વર્ષની વયેથીજ તેમની વિદ્વત્તા જોઇ, સરકારે તેમને રાજકોટ હાઇસ્કુલમાં સંસ્કૃત શિખવવાં નિમેલ; ત્યારપછી સંસ્કૃતશાળા, રાજકુમાર કાલેજ તથા ટ્રેનિંગ કાલેજમાં પણ તેમને તેજ કામપર નિમવામાં આવ્યા હતા. સમર્થ વિદ્વાન્ ગણાવા છતાં, લગભગ પચાવન વર્ષની વયેપણ તેમને એમજ ભાસ થતો કે અધ્યયન વધારવું, કારણ શિખવાનું ઘણું છે અને શિખાયું છે થોડું. તેમની અગાધ શક્તિ સાથે તેમની નમ્રતા જોઈ, પ્રોફેસર બુલર, તથા પ્રિન્સિપાલ મેકનૉટન જેવા વિદેશી વિદ્વાનો પણ તેમના સ્નેહી થઇને રહ્યા હતા. તેમના નામથી કાઠિયાવાડ ઉત્તેજીત રહેતું; કારણ તેમનું શિક્ષણ ઉજવલ હતું. કાઠીયાવાડમાં કોઇ પણ ગ્રેજ્યુએટ એવો નહિ હોય કે જે શાસ્ત્રીજીના શિષ્યત્વને પામ્યો નહિ હોય. એમના સ્વર્ગવાસથી ગુજરાત તથા કાઠિયાવાડને બહુ મોટી ખોટ છે તે જલદી પૂરાય તેવો સંભવ થોડો જણાયછે.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૭ મું.]    આષાઢ, સંવત ૧૯૫૫    [અંક ૯ મો.

## ॥ यतो धर्मस्ततो जयः ॥

## कलापिने बोध.

सोरठ मल्हार.

कलापि ! करीं रव स्मर भगवान.
उत्तम तरुवर शोधी ते पर, बेसी कर ए गान ;—कलापि ! टे०
आ आडंबर अंबर घन सम, मिथ्या नित्य प्रमाण ; कलापि !
मत्त बनीश नहि तेथी तेमां, नहि तो खोईश जान; कलापि !
आ वर्षा ऋतु छे सुखदायक, लायक वन मम प्राण ; कलापि !
करीं रव मोटो घनराजा पण, चेतावे छे तान,—कलापि !
चमकावे छे त्यम चपला आ, करवा हरिगुण गान ; कलापि !
मळ्यो आ अवसर अति दुर्लभ, नव भूलिश तुं भान; कलापि !
केकां छे तुज वाणी [1]केशव, कांक्षी समजी धर मान ; कलापि !
सफळ सखा करजे ए वाणी, तजी सघळुं अभिमान ; कलापि !
जे तरुवर पर तुं बेठो छो, ते सघळुं तुं निहाळ; कलापि !
तेमां गुप्त वस्युं छे पक्षी, कर तेनुं सन्मान ; कलापि !
लांबी डोक करी ए निहाळी, धरजे तेनुं ध्यान; कलापि !
दामोदर परब्रह्म प्रभुमां, करजे तुं अभिराम ; कलापि !

૧ કે+કેશવ, કા+કાંક્ષી=કેકા

# अद्वैतामृत.



( સાંધણ ગયા અંક ૬ ને પાને ૧૨૪ થી. )

ચિત્તવૃત્તિને સમજાવેલા દૃષ્ટાન્તથી સિદ્ધાન્તનો વિચાર સ્ફુરતાં, યોગિરાજ, પરમાત્મસ્વરૂપમાં આત્મસ્વરૂપનુંજ ભાન થતાં, અખિલ વિશ્વને આત્મસ્વરૂપેંજ જોઇ રહ્યા. આંતર્વિચાર થતાં બાહ્ય વિષયોમાં તેમનાં નેત્રો અંધ જેવાં થઈ ગયાં. તેમની ચલન વલનાદિક ક્રિયાઓ તથા વાણી બંધ થઇ ગયાં. શરીર જડવત્ દિસવા લાગ્યું. યોગિરાજ, આત્મભાન થતાં, સમાધિસ્થ થયા.

અલ્પજ્ઞાનવાળી બિચારી ચિત્તવૃત્તિ, વિવેકાશ્રમ યોગિરાજની પાસે ઉભેલી, એમની આ સ્થિતિ થતી જોઇ બહુ વિસ્મય પામી. વિસ્મય પામતાં પણ આટલા વિચારથી કાંઇક સંસ્કારવાળી થએલી તેથી યોગિરાજે બતાવેલા દૃષ્ટાન્ત ઉપરજ મનન કરવા લાગી. હવે તેને સમજવામાં આવ્યું કે આ યતિરાજે મને આત્મતત્વનો બોધ કરવા માટેજ આ પ્રયત્ન કર્યો છે. આ માટીનો ઘડો લઇ મને એની ઉપમાથી મારા શરીરની સ્થિતિ સમજાવી લાગે છે, મારા શરીરમાં જે જે ઇન્દ્રિયો છે તેને આ ઘડાનાં છિદ્રોને સ્થાને મારે સમજવી. ઘડોમાં જે કોડીઉ મુકેલું છે તેને આ શરીરમાં રહેલ હૃદય મારે સમજવાનું છે. એ કોડિયા [illegible]સાં તેલથી ભીંજાએલ વાટ છે તેને મારે મારૂં સ્નેહાર્દ્ર હૃદય સમજવું તથા તેમાં જે [illegible] ગતે દીવો છે તેને સ્થાને આ શરીરમાં જીવજ હોવો જોઇએ. આ વીણા, પુષ્પ, સુવર્ણ, રસ, [illegible] તથા કસ્તુરી એ પાંચ પદાર્થોથી મારે એ પાંચ જ્ઞાનેદ્રિઓના પાંચ [illegible]માં વિષયો, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ સમજવા જોઇએ. આવી રીતે [illegible] યોગિરાજે ચૈતન્ય આત્મસ્વરૂપ દર્શાવ્યું એમ સમજાય છે. આ રીતે એ આ[illegible] સમ[illegible]ત્મસ્વરૂપ, દેહ તથા ઇન્દ્રિયથી ભિન્ન છે તથા સ્વપ્રકાશ એટલે પોતાની મેળેજ [illegible]ભાસ[illegible] અર્થાત બીજા કોઇ પદાર્થની અપેક્ષાવિનાજ પ્રકાશરૂપ છે તથા પોતાથી અન્ય [illegible] [illegible]ીજા સર્વ પદાર્થોનો પ્રકાશક છે. વસ્તુતઃ એમ સિદ્ધ થવા [illegible]ય છે કે હૃદયરૂ[illegible] પ્રતિબિ[illegible]પ દર્પણમાં પ્રતિબિમ્બરૂપેં રહેલ જીવાત્મા, પરમાત્મસ્વરૂપને [illegible] થતાં આ બા[illegible]તા. તેમ[illegible]હ્ય પદાર્થોની ઉપાધિથી રહિત દિસેછે.

આટલે સુધી [illegible]લ હતું. [illegible] વિચાર પોચતાં પણ સંશયના હિંદોલા ઉપર ઝુલતી [illegible]ત્તવૃતિને શંકા થા[illegible] શિષ્યત્વને [illegible] મોટી [illegible]છે કે, ઉપર કર્યો તે વિચાર કદાચ સત્ય હોય તોપણ એ [illegible]મ સ્વરૂપ સ્વપ્રકાશ [illegible] એમ થઈ શકે ? એના સ્વ[illegible] [illegible]ણમાં કાંઇ પ્રમાણ

જાણતું નથી. આવો વિચાર થતાં એ સંબંધી કાંઇક પ્રશ્ન યોગિરાજને પુછવાની તેની ઇચ્છા થઈ. યોગિરાજતો પરમાનંદમાં લીન થતાં સમાધિસ્થ થયા હતા. તેમને જાગૃત કર્યાવિના કાર્ય સિદ્ધિ નહતી, તેથી તે બિચારી ચિત્તવૃત્તિએ એમના શરીરને પોતાના હાથથી સ્પર્શ કરી, તેમને જગાડવાનો પ્રયત્ન કર્યો.

પ્રત્યક્તત્વમાં ચિત્ત જેનું લીન થએલું છે એવા સન્યાસીવરને સ્પર્શ થતાં તેમણે ધૈર્ય અને ગાંભીર્યથી પોતાનાં નેત્રો ઉઘાડી જોતાં, તેમને એક સ્ત્રીએ, પોતાના સન્યાસી અવસ્થાને પ્રાપ્ત થએલા શરીરને સ્પર્શ કરીને કરેલી અમર્યાદાનું ભાન થયું; તથા તેમણે એ સ્ત્રીને કહ્યું કે હે સ્ત્રિ! મારા જેવા પરમહંસના શરીરને કોઇ પણ સામાન્ય મનુષ્યે સ્પર્શ ન જ કરવો જોઈએ; તેમાં પણ કામ, ક્રોધ, લોભ આદિથી મલીન અંતઃકરણવાળી સ્ત્રીઓએ તો અમને સ્પર્શ કરવો એ અતિ અયોગ્ય કાર્ય છે. સ્મૃતિમાં પણ કહ્યું છે કે જ્ઞાનના જેવું બીજું કાંઇ પવિત્ર નથી. આટલા માટે જ્ઞાનરૂપ ગંગાથી પવિત્ર થએલા યતિઓના દેહને પરપુરૂષના સ્પર્શરૂપ મલિનતાનો સંબંધ અતિ અયોગ્ય છે. શુદ્ધિ પણ બે પ્રકારની છે. બાહ્ય શુદ્ધિ તથા આન્તર્શુદ્ધિ. માટી, જલ વિગેરેથી શરીરને શુદ્ધ કરવું તે બાહ્યશુદ્ધિ છે. પરંતુ સુવિચારથી મનને શુદ્ધ કરવું એ આન્તર્શુદ્ધિ છે. આ રીતે સ્મૃતિએ દર્શાવેલી બે પ્રકારની શુદ્ધિ જેણે પ્રાપ્ત કરી હોય તેજ મનુષ્ય અમારાં ચરણને સ્પર્શ કરવાનો અધિકાર પામે છે. વાસ્તવિક રીતે કહું તો સન્યાસીઓ જ્ઞાનના યોગથી પરમ પદને પામેલા હોવાથી, મલીન અંતઃકરણવાળાં, એ પદની પાસે પણ જવા યોગ્ય નથી. આન્તર્શુદ્ધિ થાય તોજ મનુષ્ય એ પદને પોહોંચે.

ચિત્તવૃત્તિ—અરે ભાઈ વિવેકાશ્રમ! હવે તો તમે બહુ આડંબર કરવા માંડયો. તમારે વળી સ્પર્શાસ્પર્શમાં વિધિ નિષેધ કેવા?

વિવેકાશ્રમ—મૂઢમતિવાળી ચિત્તવૃત્તિ! તું હજી શાસ્ત્ર રહસ્યને સમજતી નથી તેથીજ આમ બોલેછે. મોક્ષની ઇચ્છાવાળા અથવા જીવન્મુક્ત દશાને પ્રાપ્ત થએલાને પણ સન્યસ્ત અવસ્થામાં પોતાના અંગથી બીજાના અંગને સ્પર્શ ન કરવો એવો પક્કો નિષેધ છે. સન્યાસીઓએ પણ આ નિષેધ અંગીકાર કરવો આવશ્યક છે. બાદરાયણ મુનિએ જ એક સ્થાને કહ્યું છે કે નિઃસંગ રહેનારા અને મોક્ષમાંજ વૃત્તિ લગાડી રાખનાર યતિઓપણ સંગદોષથી પોતાના ગુણને દોષ રૂપ કરી લે છે. યોગ સિદ્ધિથી પરમ પદને પામેલો પણ સંગ દોષથી અધમ ગતિમાં પડે છે તો સામાન્ય સિદ્ધિવાળાની તો શું જ વાત કરવી.

વળી કહ્યું છે કે, શ્રદ્ધાવાન્ પણ ડાહ્યો પુરૂષ હોય, તો તે શાસ્ત્રોક્ત વિધિ તથા નિષેધ બંનેનો અધિકારી છે. પરંતુ મૂઢ પુરૂષતો, શ્રદ્ધાવાન્ હોય કે ન હોય તો પણ નિષેધનો તો અધિકારી છે જ.

'અરે ચિત્તાવૃત્તિ! કુતરાં બિલાડાંનો સ્પર્શ કરનારી, તથા વિષય સુખની લાલચમાં અહિંથી તહિં ભટકનારી, તું સ્ત્રી થઇને મારા અંગને કેમ સ્પર્શ કરેછે? અહો આ તો આંગળી આપતાં પોંચો કરડવાની વાત કહેવાય છે તેવું થયું. જો સાંભળ, વિદ્વાનોએ કહ્યું છે કે, સંન્યાસીએ કોઈનો સ્પર્શ કરવો નહિ, તેમ કોઇ મનુષ્યે સન્યાસીનો પણ સ્પર્શ કરવો નહિ. બાહ્ય શુદ્ધિથી તથા આંતર્શુદ્ધિથી નિર્મલ થએલા હોય તેણે તો નિસંગપણે સ્વચ્છ સ્ફટિક મણિની પેઠે રહેવું જોઇએ.'

ચિત્તવૃત્તિ–'પણ ચાલો !! વિવેકાશ્રમ યતિરાજ! તમે તો હવે બહુજ ડાહી ડાહી વાતો કરવા માંડી. તમને તો સ્પર્શ થાય નહિ. ત્યારે મારે સ્પર્શ કરવા જેવા પણ કોઇ હશે કે નહિ'?

વિવેકાશ્રમ–'અહો મૂર્ખિ! તને સ્પર્શ કરવા જેવા મનુષ્ય–પશુઓની ક્યાં ખોટ છે! જે પુરૂષો કોઇ દિવસ પોતાનાં શરીરને સ્વચ્છ રાખતા નથી, પોતાનાં વસ્ત્રોધોતા નથી, પોતાનું સ્થાનક પણ જે સ્વચ્છ રાખતા નથી, તેવા બાહ્ય મલીન તથા ધન ઉપાર્જન કરવામાં ઉદ્યમવાળા, મઠો તથા સ્થાનકોમાં અધિકારી થઈ પડેલા, ગાડી ઘોડે બેસી ફરનારા તથા દેહનું અભિમાન ધરીને રહેનારા, સ્ત્રીઓની સાથે વાગ્વિલાસમાં તત્પર એવા અને તેથી મલીન અંતઃકરણવાળા, એટલા જ નહિ પણ વળી વૃથા વાતો કરી આત્મતત્વની કથા ન કરનારા, ઠઠ્ઠા મશ્કરી કરવામાં ચતુર તેથી વેદનો પણ ઉપહાસ કરનારા, વેદ તથા શાસ્ત્રનાં તત્વને શોધતાં તેમાંથી મારણ ઉચ્ચાટન વિગેરે પ્રયોગોમાં તત્પર થએલા તથા લોકને વહાલા થવામાંજ પોતે ડાહ્યા એવા, તેમજ પ્રમાદી, બાહ્યવૃત્તિવાળા, લુચ્ચા, કજીઆ કરનારા, એવા એવા અનેક જાતના દુષ્ટ યતિઓ ક્યાં થોડા છે. તે સર્વ તારા સ્પર્શનું સુખ ભોગવેછે.

'અરે એતો એક પાસ રહ્યું, પણ શાસ્ત્રનો નિષેધ છે કે, શાણા પુરૂષે સુતેલા મનુષ્યને જગાડવો નહિં; ત્યારે હુંતો સુતેલોજ નહિ પણ પ્રત્યગાત્માના ચિંતવનમાં લીન થતાં સમાધિ દશાને પોંચેલ, તેને જગાડતાં તને જરાપણ શરમ ન આવી'?

'પણ હવે એ વાત જવા દ્યો. ચિત્તવૃત્તિ! એમાં તારો અપરાધ હું નથી ગણતો. એતો હું સન્યાસી થઈને તારી સાથે વાત કરૂંછું એજ મેં મોટો દોષ

કર્યો છે, અને એ દોષની પરમેશ્વરે આ મને શિક્ષા કરી. હવે તું મને કહે કે મેં તને જે દૃષ્ટાન્ત કહ્યું તેનું તેં મનન કર્યું કે નહિ ? મારું મન પરમપદમાં લીન હતું તેથી ત્હારી વાત મ્હારા સમજવામાં આવી નથી.

વિવેકાશ્રમના આ પ્રમાણે વાકયો સાંભળો, ચિત્તવૃત્તિને કાંઇ માઠું ન લાગ્યું, પરંતુ તેનું સ્વરૂપ મલિનતામાંથી નિસરવા માંડેલું હોવાથી, તેને એમજ ભાસવા માંડયું કે તેણે પોતેજ અપરાધ કરેલો. દુષ્ટ સ્વભાવનો પણ તે પ્રાણી મનુષ્ય હોયતો તે સત્પુરૂષના સંગથી શુદ્ધતાને પામે છે. જો તેમ ન થાય તો તેને ઘાસનો ભારો સમજવો. પોતે એમ પણ સમજી કે સન્યાસીજીને ખરેખર ખેદ થયો તથા ક્રોધ ચડયો, પરંતુ શુદ્ધત્તાથી વિચાર કરતાં સમજી કે પરમપદમાંથી તેમનું મન ચંચલ કરાવતાં તેણે પરમાત્માનોજ ક્રોધાગ્નિ પ્રગટાવ્યો છે, તે કાંઈ આ જગતના જડ પદાર્થ, જલ આદિથી શાન્ત નહિ થાય. એને શાન્ત કરવાને તો એ પરમાત્મા સંબધી પોતાના અજ્ઞાન ઉપર વિચાર કરી જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. આમ વિચાર કરી પોતાના અપરાધથી મુખ ઉતરી ગયું છે તેથી મસ્તક નીચે નમાવી, વિનય તથા યુક્તિવાલું નીચે પ્રમાણે વચન બોલી.

અપૂર્ણ.

---

## एक वृद्ध पुरुषनो धर्ममां उत्साह.

( સાંધણુ ગયા અંકને પાને ૧૭૩ થી )

મરવાનું દુઃખ સૌને સમાન છે,—

मर्तव्यमितियद्दुःखं पुरुषस्योपजायते
शक्यस्तेनानुमानेन परोऽपि परिरक्षितुम्॥

મનુષ્યને પોતાને મરવા સબંધી દુઃખ ઉત્પન્ન થાય છે, તે ઉપરથી અનુમાન થઈ શકે છે કે પોતાથી અન્યને પણ તેવુંજ દુઃખ થવું જોઇએ. એક મનુષ્યને પોતાના પ્રાણ જેવા પ્રિય લાગે છે તેવાજ બીજાને પણ લાગવા જોઇએ. આમ હોવાથી પ્રાણિઓનો ઘાત ન કરતાં, તેમનું રક્ષણ કરવું. તેમજ ભાઇઓ ! બીજું પણ મારે કહેવાનું છે, તે એ કે કેવળ પ્રાણીઓને જાનથી મારી નાખવું તેજ પાપ એમ નહિં પણ જેટલું હિંસા કરવાથી પાપ છે તેટલુંજ અન્ય પુરૂષનું હિત બગાડવામાં પણ પાપ છે. મનુષ્ય પ્રાણી અન્ય પ્રાણી કરતાં